महावैयाकरणभर्तृहरिविरचितं

# वाक्यपदीयं

गुर्जरभाषानुवादटिप्पणसहितम्

---



अनुवादक-टिप्पणकार
जयदेवभाई मो. शुक्ल

---



प्रकाशक
लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामन्दिर अहमदाबाद ९

# પ્રાસ્તાવિક

મહાવૈયાકરણ ભર્તૃહરિના 'વાક્યપદીય' ગ્રંથને ગુજરાતી અનુવાદ સહિત પ્રકાશિત કરતાં લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર આનંદ અનુભવે છે. પ્રસ્તુત ગ્રંથમાં વ્યાકરણના તત્ત્વજ્ઞાનની વિશદ મીમાંસા છે. આને પરિણામે ભારતીય દર્શનની વિવિધ શાખાઓના સંસ્કૃત ગ્રંથોમાં ભર્તૃહરિના મતની નોંધ લેવામાં આવી છે, એટલું જ નહિ પણ તેની સમીક્ષા પણ કરવામાં આવી છે. આથી દર્શનક્ષેત્રમાં 'વાક્યપદીય'નું મહત્ત્વ સૂચિત થાય છે.

આવા મહત્ત્વના ગ્રંથનો ગુજરાતી અનુવાદ પ્રાધ્યાપક ડૉ. જયદેવભાઈ શુક્લે કરી આપ્યો છે, તે બદલ હું તેમનો આભાર માનું છું. ગુજરાતમાં 'વાક્યપદીય'ના વિશિષ્ટ અભ્યાસી અને સંશોધક તરીકે તેમની ખ્યાતિ છે. તેઓ વ્યાકરણશાસ્ત્રના વિદ્વાન છે. તેમણે તેમના આ વિશિષ્ટ જ્ઞાનનો લાભ ગુજરાતના દર્શનપ્રેમી અભ્યાસીઓને આ ગ્રંથાનુવાદ દ્વારા આપવાનું સ્વીકાર્યું એ ખરેખર આનંદપ્રદ છે. તેમણે લખેલ ટિપ્પણો અને પ્રસ્તાવના તેમની વિદ્વત્તાની સાક્ષી પૂરે છે.

આ કૃતિના પ્રકાશનમાં આર્થિક સહાય કરવા બદલ ગુજરાત સરકારનો આભાર માનું છું. ગુજરાત રાજ્યના ભાષાનિયામક શ્રી નારાયણભાઈ વ્યાસ અને ગુજરાત અકાદમીના મહામાત્ર શ્રી હસુ યાજ્ઞિક સાહેબ આ બંનેએ આ બાબતમાં રસ લઈ સહકાર આપ્યો છે, તે બદલ તેમનો પણ આભાર માનું છું.

લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર
અમદાવાદ-૩૮૦ ૦૦૯
૧૧ ફેબ્રુઆરી ૧૯૮૬

નગીન જી. શાહ
કાર્યકારી અધ્યક્ષ

# પુરોવચન

મહાવૈયાકરણ ભર્તૃહરિના 'વાક્યપદીય'ને, તેની મૂલકારિકાઓ, ગુજરાતી અનુવાદ અને વ્યાખ્યાન સાથે, અભ્યાસીઓ સમક્ષ રજૂ કરતા આનંદ અનુભવું છુ

પાણિનિ, કાત્યાયન અને પતંજલિ પછી, વ્યાકરણના શાસ્ત્રીય તેમજ દાર્શનિક વાઙ્મયમાં, ભર્તૃહરિનુ અનન્ય ગૌરવ છે. ભારતીય દર્શનની વૈદિક કે અવૈદિક પરંપરામાં એવો કોઈ મહત્ત્વનો લેખક નથી જેણે ભર્તૃહરિના મતોનો તેમના ખંડન માટે કે સ્વાભિપ્રાયના મંડન માટે સીધો કે આડકતરો ઉલ્લેખ કર્યો ન હોય દિગ્નાગ, ભવ્ય, ધર્મકીર્તિ, શાન્તરક્ષિત અને ધર્મોત્તર જેવા બૌદ્ધ નૈયાયિકો, મલ્લવાદીથી પ્રભાચંદ્ર સુધીના જૈન દાર્શનિકો, જયન્ત જેવા નૈયાયિકો, કુમારિલ અને પ્રભાકર જેવા મીમાંસકો, ઉત્પલથી અભિનવ સુધીના શૈવપરંપરાના લેખકો અને આનંદવર્ધનથી મમ્મટ સુધીના આલંકારિકોના ગ્રંથો ભર્તૃહરિના વચનોથી સુમંડિત છે વ્યાકરણશાસ્ત્ર અને વ્યાકરણદર્શનને તો ભર્તૃહરિ વિના ચાલે તેમ નથી.

કારિકાઓનો પ્રસ્તુત અનુવાદ શબ્દશઃ નહિ, પરંતુ વ્યાખ્યાનાત્મક છે ભર્તૃહરિના વિચારને સ્પષ્ટ કરવાનુ તેનું ધ્યેય હોઈ પૂરક શબ્દો ઉમેરવાનું મે આવશ્યક માન્યુ છે

ટિપ્પણોમા તે તે કારિકાના વિચારને વિશદ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે જરૂર પડે ત્યા હરિવિચારના નિબન્ધનરૂપ મુનિત્રયના વચનોની વિસ્તૃત ચર્ચા કરવામા આવી છે છતાં અનુવાદ અને ટિપ્પણોમા વિદ્વાન અભ્યાસીઓને ક્ષતિઓ જણાય તો તેમને ક્ષન્તવ્ય ગણવા વિનતી છે, કારણ કે, હરિકારિકાઓ અનેક સ્થળે દુર્બોધ છે અને તેમના ઉપરની પ્રાચીન ટીકાઓ કારિકાવિચારની હમેશા સ્પષ્ટતા કરતી નથી

અનુવાદ અને ટિપ્પણોમા મુનિત્રયના વચનો, વાક્યપદીયની યથાપ્રાપ્ત વૃત્તિ તથા પુણ્યરાજ અને હેલારાજની ટીકાઓનો સર્વત્ર અને અર્વાચીન ટીકાઓમા પં રઘુનાથ શાસ્ત્રીની અમ્બાકર્ત્રી ટીકાનો કેટલેક સ્થળે આધાર લેવામા આવ્યો છે

આ પુસ્તકમાના કારિકાપાઠ માટે પ્રોફે વિલ્હેમ રાઉના જર્મન સંપાદનનો આધાર લેવામા આવ્યો છે આ અંગે પ્રોફે રાઉનો અત્યંત આભારી છુ

પ્રસ્તાવનામા વાક્યપદીયના મૂલપાઠ, કારિકાઓની ક્રમવ્યવસ્થા, વાક્યપદીયના ટીકાકારો, ભર્તૃહરિની અન્ય રચનાઓ વાક્યપદીયના વિષયોનુ ઐતિહાસિક અને તૌલનિક દૃષ્ટિએ મૂલ્યાકન અને મુનિત્રયના તથા અન્ય દાર્શનિકોના સિદ્ધાંતો સાથે તેના વિચારોની સંગતિ વગેરેની ચર્ચા, ગ્રન્થવિસ્તારભયથી રજૂ થઈ શકી નથી તે અંગે દિલગીર છુ એક સ્વતંત્ર પુસ્તક રૂપે તેમને રજૂ કરવાનુ વિચાર્યું છે

આ પુસ્તકના પ્રકાશનની વ્યવસ્થા કરવા માટે, તેના મુદ્રણ દરમ્યાન સતત કાળજી-પૂર્વકની દેખરેખ માટે અને પ્રુફવાચન દરમ્યાન અનેક ઉપયોગી સૂચનો કરવા માટે પ્રો. દલસુખભાઈ માલવણિયા અને ડૉ. નગીનભાઈ શાહનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મિત્રવર્ય ડૉ. સોલોમનબેનનો તેમણે કરેલાં મહત્ત્વનાં સૂચનો અંગે આભારી છું.

મારા સમગ્ર લેખનકાર્ય દરમ્યાન પ્રસન્નતાપૂર્વક અનુકૂળ થવા માટે મારાં પત્ની વસુમતીનો આભાર માનું છું.

પૂજ્ય ગુરુવર્ય સ્વ. અભયંકર સાહેબ અને આદ્યગુરુ સ્વ. પિતાશ્રીની પાવનસ્મૃતિને વંદન કરીને અભ્યાસીઓ સમક્ષ આ ગ્રંથ રજૂ કરું છું

મંગળવાર, વસંતપંચમી — જયદેવભાઈ મો. શુક્લ

૭–૨–૧૯૮૪



# વિષયાનુક્રમ

## પ્રથમ કાંડ

## દ્વિતીય કાંડ

| વિષય | કારિકાસંખ્યા |
|---|---|

| વિષય | કારિકાસંખ્યા |
|---|---|

## વૃત્તિસમુદ્દેશ

# પ્રસ્તાવના

ભર્તૃહરિ અને તેની કૃતિઓનો આદ્ય પરિચય ચીની યાત્રિક ઈ-ત્સીંગ પાસેથી પ્રાપ્ત થાય છે. ભારતની યાત્રાએથી ઈ.સ. ૬૯૫માં સ્વદેશ પાછા ફર્યા પછી તેણે યાત્રાવૃત્તાંત લખ્યો. ઈ-ત્સીંગે ભર્તૃહરિ વિષે આપેલી વિગતોમાંથી તેની કૃતિઓ અંગે કેટલીક અપૂર્ણ માહિતી મળે છે. ઈ-ત્સીંગ જણાવે છે કે ભર્તૃહરિએ ચૂર્ણિ અર્થાત્ મહાભાષ્ય ઉપર "૨૫૦૦૦ શ્લોકપ્રમાણ ભર્તૃહરિશાસ્ત્ર" અને "વાક્યપદીય"ની રચના કરી હતી. ચૂર્ણિ ઉપરની ટીકાને 'મહાભાષ્યદીપિકા' સમજી શકાય. ત્રીજા ગ્રન્થ 'પેઈ ન' (pei-na)ના ઉલ્લેખ ઉપરથી કશું અનુમાન તારવી શકાતું નથી. ભર્તૃહરિના અવસાનના સમય અંગે અને તેના વ્યક્તિત્વ અંગે ઈ-ત્સીંગના ઉલ્લેખો વિશ્વસનીય નથી.

મહાભાષ્ય ઉપર પ્રાપ્ત થતી ટીકાઓમાં ભર્તૃહરિની "મહાભાષ્યદીપિકા' (પૂના ૧૯૬૫) સર્વપ્રથમ છે. તેનો આરંભ મહાભાષ્યના વચનો लौकिकानां वैदिकानां च । ઉપરની ચર્ચાથી થાય છે અને મહાભાષ્યના સાતમા આહ્નિકમાં પા. સૂ. अनेकाल्‌ शित्सर्वस्य । (૧. ૧. ૫૫) ઉપરના ભાષ્યવચન अन्त्यग्रहणार्थं स्थाने भवन्तिति । ઉપરની ટીકાથી અંત આવે છે. વચ્ચે વચ્ચે અનેક સ્થળોએ તેમાં ગ્રન્થપાત થયા છે.

આ ટીકાની શૈલીની પ્રૌઢતા, તેમાં પ્રાપ્ત થતા વૃત્તિકાર અને ધ્યાનસંગ્રહકારના ઉલ્લેખો અનેક વિકલ્પવ્યાખ્યાનો, દાર્શનિક વિચારોની સૂક્ષ્મ છણાવટ અને 'વાક્યપદીય'ના વિચારો સાથે કેટલુંક સામ્ય એના મહત્ત્વને વધારે છે. કૈયટ અને બીજા વૈયાકરણો માટે ભાષ્યાબ્ધિને પાર કરવા માટે સેતુરૂપ બનેલી આ ટીકા, તેની વિશિષ્ટ શૈલીને કારણે ભર્તૃહરિની રચના ન હોય એવી શંકા થાય છે.

ભર્તૃહરિએ 'વાક્યપદીય'ના પ્રથમ બે કાંડો ઉપર વૃત્તિ રચી હતી. પ્રથમ કાંડ ઉપરની સંપૂર્ણ વૃત્તિ (પુના, ૧૯૬૬) અને દ્વિતીય કાંડ ઉપરની અપૂર્ણ વૃત્તિ, અત્યંત પ્રૌઢ, વ્યાખ્યાગમ્ય અને અનેક સ્થળોએ દુર્બોધ હોવા છતાં, ભર્તૃહરિવિચારની સૂક્ષ્મ ચર્ચા, અનેક અવતરણો સાથે, તૌલનિક દૃષ્ટિએ કરતી હોવા છતાં, તેની શૈલીની 'વાક્યપદીય'ની શૈલી સાથેની ભિન્નતાને કારણે તેના ભર્તૃહરિના કર્તૃત્વ અંગે શંકા જાગે છે. દ્વિતીય કાંડની પ્રકાશિત થયેલી વૃત્તિમાં ઘણા ગ્રન્થપાત હોવાથી અને સુબદ્ધવાક્ય રચના, આ વૃત્તિના પ્રસિદ્ધ થયેલા પાઠ અંગે પણ નિશ્ચયો થતા ન હોવાથી, શ્રી અશોક અકલુજકરના વૃત્તિના સંપાદનની આકાંક્ષા રાખવામાં આવે છે.

'શબ્દધાતુસમીક્ષા', 'ભાગવૃત્તિ' અને પાણિનિસૂત્રો ઉપરના કોઈક 'વિવરણ' ગ્રન્થને ભર્તૃહરિની રચનાઓ માનવામાં આવી છે. પરંતુ આ અંગે કશો નિર્ણય થઈ શકતો નથી. આ ગ્રન્થો પ્રાપ્ત થયા પછી તેમને અંગે વિચારી શકાય.

'વાક્યપદીય,' ભર્તૃહરિની સુપ્રસિદ્ધ રચના છે. તેનો પ્રથમ ઉલ્લેખ વામનજયાદિત્ય (ઈ.સ. ૬૫૦)ની 'કાશિકા' (પા સૂ. ૪.૩.૮૮)માં 'શબ્દાર્થસંબંધીય પ્રકરણ' રૂપે મળે છે. શબ્દ એટલે શબ્દસમૂહરૂપ અખંડ વાક્ય. તેની ચર્ચા દ્વિતીય કાંડ અર્થાત્ 'વાક્યકાંડ'માં કરવામાં આવી છે. પદ એટલે સાર્થ વિભક્ત્યન્ત વર્ણસમૂહ. પદ સાથે જોડાયેલાં દ્રવ્ય, ગુણ, સાધન, ક્રિયા વગેરેની ચર્ચા ત્રીજા અર્થાત્ 'પદકાંડ'માં કરવામાં આવી છે. ભર્તૃહરિએ પ્રવર્તાવેલા અક્ષર શબ્દતત્ત્વ અંગેની પ્રાસ્તાવિક ચર્ચા પ્રથમકાંડ અર્થાત્ બ્રહ્મકાંડમાં કરવામાં આવી છે. પ્રથમ, દ્વિતીય અને તૃતીય કાંડમાં સળંગ અનુષ્ટુપમાં અનુક્રમે ૧૮૭, ૪૯૦, અને ૧૩૨૫ કારિકાઓ મળે છે.

પતંજલિના મહાભાષ્યના પાઠની જેમ ભર્તૃહરિના આ કારિકાગ્રંથના પાઠનું પણ વિપ્લાવન થયું હશે એમ લાગે છે. પદકાંડના ચૌદ સમુદ્દેશો ઉપરાંત તેમાં લક્ષણસમુદ્દેશ, બાધાસમુદ્દેશ અને ઉપમાસમુદ્દેશ નામના વિભાગો હતા, એવા ઉલ્લેખો પુણ્યરાજ અને હેલારાજે કર્યા છે બાધાસમુદ્દેશ અને લક્ષણસમુદ્દેશ ત્રીજા કાંડના ભાગ રૂપે હશે. 'વાક્યપદીય'ની (૨.૧૨૬) પોતાની ટીકામાં પુણ્યરાજ ઉપમાસમુદ્દેશનો ઉલ્લેખ કરે છે. આ સમુદ્દેશનું સ્થળ ત્રીજા કાંડના વૃત્તિસમુદ્દેશમાં હોઈ શકે. વૃત્તિસમુદ્દેશમાં પ્રાપ્ત થતી ઔપમ્ય અંગેની ચર્ચા કારિકા (૩૬૧–૪૭૩) ઉપમાસમુદ્દેશ તરીકે જાણીતી હોવાનો સંભવ છે.

ભર્તૃહરિને તેના જેવા નામવાળા, 'શતકત્રય'કાર કવિ ભર્તૃહરિ, દંતકથાના રાજવી, ભર્તૃમિત્ર જેવા કોઈક અદ્વૈતવેદાંતી, 'ભટ્ટિકાવ્ય'ના કર્તા કવિ ભટ્ટિ અને મત્સ્યેન્દ્રનાથના શિષ્ય યોગી ભર્તૃહરિ સાથે એકરૂપ ગણવામાં આવે છે. આને અંગે વિશ્વસનીય પુરાવા નથી. મહાવૈયાકરણ ભર્તૃહરિને 'વાક્યપદીય'કાર ભર્તૃહરિ તરીકે જ આપણે સમજીશું.

ભર્તૃહરિના સમય અંગે 'મહાભાષ્ય' (ઈ.પૂ. ૧૫૦)ને પૂર્વસીમા ગણી શકાય. ભર્તૃહરિનાં નામ, કૃતિ અને વિચારોના ઉલ્લેખો તથા કારિકાવચનોનાં અવતરણો, 'શ્લોકવાર્ત્તિક'કાર કુમારિલ ભટ્ટ (ઈ.સ. ૫૫૦), 'મૂલમધ્યમકકારિકા'ના ટીકાકાર ભવ્ય (ઈ.સ ૪૫૦), 'પ્રમાણ-વાર્ત્તિક'કાર ધર્મકીર્તિ (ઈ.સ. ૬૧૦), 'શતપથબ્રાહ્મણ'ના ટીકાકાર હરિસ્વામી (ઈ.સ. ૫૪૦), 'અભિધર્મદીપ'ના કર્તા વિમલમિત્ર (ઈ.સ. ૪૫૦) અને 'પ્રમાણસમુચ્ચય'ના કર્તા દિઙ્નાગ (૪૮૦–૫૫૦)–રજૂ કરે છે. તેથી ભર્તૃહરિ ઈ.સ. ૪૦૦ થી ૪૫૦ સુધીના સમયમાં થયા હશે એમ માની શકાય.

'વાક્યપદીય'ની ટીકાઓમાં વૃત્તિ મુખ્ય અને આદ્ય છે. ભર્તૃહરિનું કર્તૃત્વ તેનામાં આરોપવામાં આવ્યું છે. પ્રથમ કાંડ ઉપર પૂરી અને દ્વિતીય કાંડ ઉપર અધૂરી વૃત્તિનું પ્રકાશન પૂના અને બનારસથી થયું છે. 'કાવ્યપ્રકાશ', અને 'લઘુમંજૂષા'માં આ વૃત્તિનાં હોય તેવાં ગદ્યવચનો ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે. હેલારાજ જણાવે છે કે તેના પ્રથમ બે કાંડ ઉપરની અત્યારે અનુપલબ્ધ ટીકા 'શબ્દપ્રભા,' વૃત્તિને અનુસરે છે.[૪] ભર્તૃહરિને અનેક સ્થળે તેણે ટીકાકાર કે ટીકાકૃત્ કહ્યા છે. 'વાક્યપદીય' અને 'વૃત્તિ'ના સમાન કર્તૃત્વનો વિરોધ ફ્રેંચ વિદુષી બિઆર્દે'એ કર્યો છે. આ અંગે અનિશ્ચય પ્રવર્તતો હોવા છતાં 'સ્ફોટસિદ્ધિ'કાર મંડનમિશ્રને 'વાક્યપદીય' ઉપરની આ 'વૃત્તિ'નો પરિચય હતો તે નિશ્ચિત છે.

'વાક્યપદીયના' ટીકાકારોમાં વૃષભદેવ તેમની 'પદ્ધતિ' ટીકાથી જાણીતા છે. 'વાક્યપદીય'ના કારિકાભાગને તથા તેના ઉપરની વૃત્તિમાંનાં વચનોને તે સમજાવે છે. પૂના (૧૯૬૬)થી પ્રકાશિત થયેલી આ ટીકામાં પણ ઘણાં અનિર્ણીત વ્યાખ્યાંશો છે. વૃષભદેવ તેની પહેલાંની 'વાક્યપદીય' ઉપરની ટીકાપ્રવૃત્તિનો ઉલ્લેખ કરે છે. વૃષભદેવ અથવા હરિવૃષભ અનુગુપ્ત વંશના જીવિતગુપ્ત દ્વિતીયના પિતા વિષ્ણુગુપ્તના સમયમાં અર્થાત્ ઈ.સ. ૭૦૦ની આસપાસ થયા હશે એવો તર્ક કરી શકાય.

૧૯૮૧માં મ્યુન્ચેન, જર્મનીમાંથી પ્રો.ફે. વિલ્હેલ્મ રાઉએ પ્રકાશિત કરેલી બીજી ટીકાનું નામ છે 'વાક્યપદીયપ્રમેયસંગ્રહ.' દ્વિતીય કાંડ ઉપરની આ ટીકાનો લેખક અજાણ્યો છે. આ ટીકા કારિકાના નિર્દેશ વિના અને પ્રતીક નોંધ્યા વિના સળંગ વ્યાખ્યાન રજૂ કરે છે. દ્વિતીય કાંડની ૪૬૮મી કારિકા સુધી તેનો વિસ્તાર છે. પુણ્યરાજની ટીકાનો તેમાં ઉપયોગ થયો હોવાથી તેનો સમય અગિયારમી સદી પછીનો ગણી શકાય.

બનારસથી પ્રકાશિત થયેલા વાક્યપદીયના આદ્ય સંપાદનમાં પ્રથમ બે કાંડની કારિકાઓ સાથે ટીકા પણ રજૂ કરવામાં આવી છે. સંપાદકોએ તેને પુણ્યરાજની ટીકા કહી છે. વાસ્તવમાં પહેલા કાંડ ઉપરની આ ટીકા, વૃત્તિનો ઝડપથી કરેલો સાર છે. દ્વિતીયકાંડની ટીકાને પુણ્યરાજની કૃતિ માની શકાશે. આ ટીકા સરળ અને સ્પષ્ટ છે. અતિ સૂક્ષ્મ ચર્ચા કે ખંડનમંડનનો વ્યાટોપ તેમાં દેખાતો નથી. તેમાં અનેક અવતરણો મળે છે. બીજા કાંડની કારિકાઓ ૭૭ થી ૮૯માં ભામહના 'કાવ્યાલંકાર' (૨.૯૦). કુન્તકના 'વક્રોક્તિજીવિત' (પૃ ૫૯), વામનના 'અલંકારસર્વસ્વ' (પૃ.૪૩), હેમચન્દ્રના કાવ્યાનુશાસન (પૃ. ૩૯) અને ભર્તૃહરિના નીતિશતક (શ્લોક ૩૫)નાં ઉદ્ધરણો તેના લેખકે આપ્યાં છે.

ભર્તૃહરિના 'વાક્યપદીય'ની ટીકાઓમાં સુપ્રસિદ્ધ હેલારાજની 'પ્રકાશ' ટીકા છે. 'વાક્યપદીયના પદકાંડ' ઉપર તે પ્રાપ્ત થાય છે. ઈ.સ ના અગિયારમા સૈકા પછી થયેલા હેલારાજે 'ક્રિયાવિવેક' 'વાર્તિકોન્મેષ', અદ્વયસિદ્ધિ અને વાક્યપદીયનાં પ્રથમ બે કાંડો ઉપરની ટીકા 'શબ્દપ્રભા'ની રચના કરી હતી.

ભર્તૃહરિના તત્ત્વવિચારની સર્વાંગીણ ચર્ચા તેમાં મળે છે. તત્ત્વદર્શન કરાવતાં તે કોઈ દર્શનવિશેષ કે સિદ્ધાન્તવિશેષની ચર્ચાનો આગ્રહ રાખતા નથી. તેમને મન શાબ્દ-વ્યવહાર એજ વ્યવહાર છે, અને શબ્દાર્થ એ જ અર્થ છે હેલારાજની વિદ્વત્તાનાં દર્શન 'પ્રકીર્ણપ્રકાશ'માં શબ્દે શબ્દે થયા વિના રહેતાં નથી. વ્યાડિ, વાજપ્યાયન, નિરુક્તકાર અને વાર્તિકકાર તથા પતંજલિનાં વચનોનો તે વારંવાર ઉલ્લેખ કરે છે. વૈશેષિક, સાંખ્ય અને મીમાંસાના સિદ્ધાન્તો તેમને જિહ્વાગ્રે છે. કારિકાઓનું અર્થદર્શન કરાવતી વખતે તે અનેક પાઠાન્તરો ચર્ચે છે. પૂર્વાચાર્યોની ટીકાપદ્ધતિનો તે લાભ લે છે. શબ્દાર્થ કરતાં, સિદ્ધાન્તાર્થનું જ સ્પષ્ટતાથી અનુશીલન કરવાની તેમની નેમ છે. પોતાના વાચકો પાસેથી વિષયના પૂર્ણ જ્ઞાનની તે અપેક્ષા રાખે છે; તેથી તે અવતરણોને અધૂરાં રાખે છે. 'પ્રકીર્ણપ્રકાશ'માંથી ખોવાયેલા અન્યપાઠને કોઈક ફુલ્લરાજ નામના ટીકાકારની રચનાથી પૂર્ણ કરવામાં આવ્યો છે.

અર્વાચીન વિદ્વાનોની 'વાક્યપદીય', ઉપરની ટીકાઓમાં બ્રહ્મકાંડ ઉપરની સૂર્યનારાયણ શુક્લની ટીકા 'ભાવપ્રદીપ' અને પં. રઘુનાથ શાસ્ત્રીની 'અમ્બાકર્ત્રી' જાણીતી છે. 'ભાવપ્રદીપ'માં શબ્દાર્થ ઉપરાંત અન્યદર્શનોમાંથી અવતરણો આપીને સિદ્ધાન્તને સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ ટીકાના વ્યાખ્યાનથી ઘણે સ્થળે કારિકાર્થ સ્પષ્ટ થતો નથી. અમ્બાકર્ત્રી સંપૂર્ણ વાક્યપદીય ઉપર છે. મૂલ કારિકાઓની વૃત્તિ, પુણ્યરાજની 'પ્રકાશ' અને હેલારાજની 'પ્રકાશ'નો આધાર લઈને રચાયેલી આ ટીકા ઘણી ઉપયોગી છે અને કારિકાર્થને સમજાવવામાં તેનો મહત્ત્વનો ફાળો છે. કેટલીકવાર—અલબત્ત આવાં સ્થળો ઓછાં છે—સ્વતંત્ર અર્થદર્શન કરાવવાનો તેનો પ્રયત્ન છે, તો કેટલીક વાર તૃતીયકાંડની કારિકાઓ ઉપરની હેલારાજીય ટીકાનું માત્ર પુનઃકથન તેમાં પ્રાપ્ત થાય છે.

'વાક્યપદીય'નાં સંપાદનોમાં ચારુદેવશાસ્ત્રીનું, ત્રિવેન્દ્રમનું તૃતીયકાંડ (અપૂર્ણ)નું, સુબ્રહ્મણ્ય ઐયરનું; પૂનાના સંપાદકો કે. વી. અભ્યંકર અને વી. પી. લીમયેનું તથા વિલ્હેમ રાઉનું સંપાદન જાણીતાં છે. ચારુદેવ શાસ્ત્રીનું બ્રહ્મકાંડ સુન્દર સંપાદનનો નમૂનો છે. બ્રહ્મકાંડ અને અપૂર્ણ વાક્યકાંડ પૂરતું આ સંપાદન છે. સુબ્રહ્મણ્ય ઐયરનાં મૂલકારિકા અને ટીકાના સંપાદનો ઘણા પરિશ્રમે તૈયાર થયેલાં હોઈ ઉપયોગી છે. પૂનાનું અભ્યંકર-લિમયેનું સંપાદન વાક્યપદીયની ત્રણેય કાંડની કારિકાઓની વિશ્વસનીય વાચના પૂરી પાડે છે. એને અંતે આપેલાં પરિશિષ્ટોનું અસામાન્ય મહત્ત્વ છે વિલ્હેમ રાઉ, પોતાના સંપાદન અંગે, તે શાસ્ત્રીય સંપાદન હોવાનું ગૌરવ લે છે. તેમણે હસ્તપ્રતોની સામગ્રીનો આધાર લીધો છે. વૃત્તિ, ટીકાઓ અને અનુક્રમણિકાઓમાં પ્રાપ્ત થતા વાક્યપદીયની કારિકાઓના ઉલ્લેખોના પાઠોને ધ્યાનમાં લીધા નથી.

## વાક્યપદીયનો તત્ત્વવિચાર

### બ્રહ્મકાંડ

વર્ણોના નિમિત્તરૂપે રહેલું અનાદિ અનંત શબ્દતત્ત્વરૂપ બ્રહ્મ અર્થરૂપે ભાસે છે. તેમાંથી જ જગતની ઉત્પત્તિ થાય છે. તે એક છે અને શક્તિઓના આશ્રયને કારણે તે તેમનાથી જુદું હોય એમ જણાય છે, (૧-૪)

શબ્દબ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય વેદ છે. મહર્ષિઓએ તેને અનેક શાખાઓમાં વિસ્તાર્યો છે, અને જુદી જુદી સ્મૃતિઓ રચી છે. તે વેદનાં અર્થવાદવચનોને આધારે અદ્વૈતવાદીઓ અને દ્વૈતવાદીઓના અનેક પ્રવાદો સ્થાપિત થયા છે. શબ્દતત્ત્વરૂપ વિદ્યા પણ વેદમાં જણાવાઈ છે. બીજી વિદ્યાઓ પણ તેમાંથીજ વિસ્તરી છે. (૫-૧૦)

જ્ઞાનીઓ વ્યાકરણને શબ્દબ્રહ્મ માટે સાક્ષાત્ ઉપકારક, ઉત્તમ તપરૂપ, પવિત્રતમ જ્યોતિ અને મોક્ષપ્રાપ્તિનો ઉપાય સમજે છે. વાણીના ઉત્તમ રૂપ તરીકે જાણીતા, શુદ્ધ જ્યોતિરૂપ, પરમપ્રકાશરૂપે રહેલા અને જુદી જુદી દર્શનપરંપરાઓમાં જુદી જુદી રીતે પ્રાપ્ત થતા શબ્દતત્ત્વનો સાક્ષાત્કાર વ્યાકરણના જ્ઞાનથી થાય છે (૫-૨૨)

['શબ્દતત્ત્વ અને વ્યાકરણશાસ્ત્રના ગૌરવને નિરૂપતા આ વિચારનું મૂળ મહાભાષ્યનાં કેટલાંક વચનો છે. ભર્તૃહરિએ એમનો વિસ્તાર અને સ્પષ્ટતા કર્યાં છે. પછીના સમયમાં ધર્મકીર્તિએ તેના 'પ્રમાણવાર્તિક'માં અને 'વાદન્યાય'માં વ્યાકરણશાસ્ત્રની નિંદા કરી છે. કુમારિલ અને જયન્તમાં આવા ઉલ્લેખો પૂર્વોત્તર પક્ષો રૂપે મળે છે]

શબ્દ, અર્થ અને તેમની વચ્ચેનો સંબંધ નિત્ય છે. આ નિત્યત્વનો ઉલ્લેખ સૂત્ર, વાર્તિક અને ભાષ્યમાં થયો છે. વાક્યપદીયની વિષયવ્યવસ્થાનું સૂચન કરતાં ભર્તૃહરિ જણાવે છે કે અપોદ્ધાર અને સ્થિતલક્ષણ એવા બે પ્રકારના અર્થો અન્વાખ્યેય અને પ્રતિપાદક એવા બે પ્રકારના શબ્દો, કાર્યકારણ અને યોગ્યતારૂપ એમ બે પ્રકારના સંબંધો અને ધર્મબોધ તથા અર્થબોધ એમ બે પ્રકારે પ્રયોજન–એમ આઠ પ્રકારનું શાસ્ત્રતત્ત્વ સમજવામાં આવે છે. આવા શબ્દાર્થસંબંધો શિષ્ટોથી પ્રાપ્ત થયેલા અને ધર્મસાધન હોય તો જ અર્થવાચક છે અને ધર્મસાધન બને છે. એથી વિપરીત સ્થિતિમાં રહેલાને અસાધુ સમજવા. શબ્દાર્થસંબંધની નિત્યતાને વ્યવહારના સંદર્ભમાં પ્રવાહનિત્યતા કહે છે. (૨૩–૨૮)

શબ્દોની સાધુત્વવ્યવસ્થા માટે વ્યાકરણસ્મૃતિની રચના થાય છે. આ વ્યવસ્થા આગમ અને શિષ્ટોનાં વચનો ઉપર આધાર રાખે છે. તર્ક અર્થાત્ અનુમાન તેનો બાધ કરી શકતાં નથી. શાસ્ત્રમાં એકના તર્ક વડે બીજાના તર્કનો બાધ થાય છે. સોની કે ઝવેરીનું વિશિષ્ટ જ્ઞાન તર્કને આધારે નહિ, પરંતુ વિશિષ્ટ અભ્યાસપ્રત્યક્ષને આધારે છે. આવું પ્રત્યક્ષજ્ઞાન યોગીને સહજ છે. તેનો અનુમાનથી બાધ થતો નથી. આગમનું અનુસરણ કરનારનો અનુમાનથી પરાજય થતો નથી. અપૌરુષેય વેદ અને પ્રમાણભૂત સ્મૃતિઓ ઉપર નિર્ભર વ્યાકરણશાસ્ત્રને શબ્દોના સાધુત્વ અંગે પ્રમાણભૂત સમજવામાં આવ્યું છે. (૨૯ થી ૪૩)

શબ્દ, સ્ફોટ અને નાદ અર્થાત્ ધ્વનિ અંગેની ચર્ચા શરૂ કરતાં ભર્તૃહરિ જણાવે છે કે બે પ્રકારના વાચક શબ્દો છે; તેમાંનો એક અભિવ્યક્તિનું કારણ બને છે અને બીજો અર્થ માટે પ્રયોજાય છે. તેમની વચ્ચે સ્વરૂપભેદ અથવા બુદ્ધિભેદને આધારે ભિન્નતા સમજવામાં આવે છે. પ્રયોક્તાની બુદ્ધિમાં રહેલ શબ્દ, અરણિમાં રહેલા અગ્નિની જેમ, જુદા જુદા શબ્દોનું કારણ બને છે. તે ક્રમહીન શબ્દ, નાદની ક્રમપૂર્વક ઉત્પત્તિને કારણે ક્રમવાન્ હોય તેવો સમજાય છે મોરના ઈંડામાં રહેલા રસ જેવો આ શક્તિરૂપ શબ્દ, તેના ધ્વનિવિભાગો પ્રમાણે સક્રમ બની ઉચ્ચરિત બને છે.

શબ્દમાં ગ્રાહ્યત્વ અને ગ્રાહકત્વ એવી બે શક્તિઓ રહેલી છે. જ્ઞાનનો વિષય ન બનનાર શબ્દો વડે અર્થને પ્રકટ કરી શકતો નથી. સંજ્ઞાશબ્દો જેમ સંજ્ઞીશબ્દો સાથે સંબંધ પામે છે તેમ અગ્નિ એવો શબ્દ તેના સ્વરૂપને જણાવીને अग्नेर्ढक् । (૪.૨.૩૩) સૂત્રમાંના શબ્દ વડે જણાતા, પ્રયોગમાંના અગ્નિ શબ્દ સાથે, સંબંધને પામે છે.

ઉચ્ચારણ વખતે અભિધેય રૂપે પ્રાપ્ત થતા શબ્દનું રૂપ તેનાથી જુદું સમજવામાં આવે છે. स्वं रूपं शब्दस्याशब्दसंज्ञा । (૧.૧ ૬૮) સૂત્રમાં કેટલાક આચાર્યો શબ્દજાતિ માટે શબ્દવ્યક્તિ એવી સંજ્ઞા જણાવે છે અને આવી વ્યક્તિસંસૃષ્ટ જાતિ વ્યાકરણકાર્યો માટે તે તે સ્થળોએ પ્રાપ્ત થાય છે (૪૪–૭૦)

आनेर्दैद्भ् । (૪.૨.૩૩) અને स्वं रूपं (૧.૧ ૬૮) સૂત્રો ઉપરનાં કેટલાંક વાર્તિક-ભાષ્યવચનોને આધારે અત્યંત સૂક્ષ્મતાપૂર્વક ઉપરની ચર્ચા કરવામાં આવી છે.]

શબ્દને નિત્ય માનવામાં આવે કે ઉત્પાદ્ય માનવામાં આવે, પરંતુ, તે એક જ છે એવો એક મત છે તે જુદા જુદા છે એવો બીજો મત છે.

મીમાંસક મતમાં જુદા જુદા શબ્દોમાં વર્ણોનું એકત્વ છે, અને જુદાં જુદાં વાક્યોમાં શબ્દનું એકત્વ છે; વર્ણોથી જુદો કોઈ શબ્દ નથી અને શબ્દોથી જુદું કોઈ વાક્ય નથી. ભર્તૃહરિ આ બાબતોનો નિષેધ કરતાં જણાવે છે કે શબ્દોમાં વર્ણો હોતા નથી અને વર્ણોમાં તેમના અવયવો હોતા નથી. શબ્દોની વાક્યથી ભિન્નતા નથી (૭૩–૭૫)

સ્ફોટ અને ધ્વનિ અંગે ચર્ચાની શરૂઆત કરતાં ભર્તૃહરિ જણાવે છે કે ધ્વનિઓના અવસ્થાભેદને કારણે સ્ફોટમાં પણ દ્રુત વિલમ્બિત વગેરે વૃત્તિભેદ સમજાય છે શબ્દની અભિવ્યક્તિમાં પ્રાકૃત ધ્વનિ કારણરૂપ છે. વૈકૃતધ્વનિ સ્થિતિભેદનું નિમિત્ત બને છે. વૈકૃત ધ્વનિઓ વૃત્તિભેદ જન્માવતા હોવા છતાં સ્ફોટમાં કોઈ ફેરફાર થતો નથી.

ધ્વનિઓ વડે શબ્દની અભિવ્યક્તિ અંગે ત્રણ મતો છે. ઇન્દ્રિયનો સંસ્કાર થાય છે, શબ્દનો સંસ્કાર થાય છે અને બંનેનો થાય છે.

ધ્વનિગ્રહણ અંગે પણ અભિવ્યક્તિવાદીઓના ત્રણ મતો છે: (૧) શબ્દ અને ધ્વનિને એકરૂપ સમજવા જોઈએ; (૨) ધ્વનિ અવિજ્ઞાત છે અને (૩) ધ્વનિ સ્વતંત્ર છે. અન્ય ધ્વનિસહિત પૂર્વ ધ્વનિઓ વડે સ્થાપિત શક્તિઓવાળી અને સ્પષ્ટ ઉપલબ્ધિથી કાર્યલાભ વાળી બુદ્ધિમાં શબ્દનું ગ્રહણ થાય છે. જ્ઞાન અને શબ્દમાં ભેદનો જે આભાસ થાય છે તે કલ્પના માત્ર છે વ્યવહારમાં જેમ જ્ઞેય વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી તેમ ક્રમ પ્રાપ્ત ન કરનારી વાણી વડે કશો અર્થ જણાવાતો નથી.

જેમ પદાર્થને ગાઢ અંધકારમાં જુદી રીતે સમજીને પછી યથાવત્ અવલોકવામાં આવે છે તેમ વાક્યની અભિવ્યક્તિ પહેલાં, વાક્યને વ્યક્ત કરવામાં કારણરૂપ ધ્વનિઓ વડે વર્ણ, પદ વગેરે ભાગોની કલ્પના થાય છે. (૭૬–૯૪)

અનેક વ્યક્તિઓ વડે અભિવ્યક્ત થતો સ્ફોટ જાતિ કહેવાય છે અભિવ્યક્તિ-વાદીઓના મતને કારિકા ૯૮ થી ૧૦૪માં ઉત્તર આપતાં ભર્તૃહરિ જણાવે છે કે અભિવ્યક્તિ કાંઈ અનિત્યોમાં જ સીમિત નથી. નિત્ય જાતિઓની, તેમના આશ્રયો વડે થતી અભિવ્યક્તિ સ્વીકારી શકાય છે. ઇન્દ્રિયો અને પદાર્થો વચ્ચેનો નિત્ય સંબંધ નિશ્ચિત છે તેમ, સ્ફોટ અને નાદનો પણ તેવો સંબંધ નિશ્ચિત છે. પોતાનામાં રહેલા અને પોતાના જેવા ગુણો વડે ગ્રાહ્ય બનતા ગન્ધ વગેરેને અભિવ્યક્ત કરનાર નિમિત્ત નિશ્ચિતપણે હોય છે. તેથી કાલભેદ વિનાનાં વર્ણ, પદ અને વાક્યમાં નાદભેદને કારણે વૃત્તિકાલ અને સ્વ કાલ જુદાં હોય તેમ જણાય છે. (૯૫–૧૦૪)

કાર્યપક્ષમાં સ્ફોટ અને નાદના સ્વરૂપની ચર્ચા કરતાં ભર્તૃહરિ જણાવે છે કે કરણોના સંયોગ અને વિભાગ વડે ઉત્પન્ન થનારને સ્ફોટ કહે છે અને સ્ફોટથી ઉત્પન્ન થયેલા શબ્દો ધ્વનિઓ છે. શબ્દ નાનો હોય કે મોટો હોય, સ્ફોટના કાલમાં ફેરફાર થતો નથી

જેમ દૂરથી દીવાનો પ્રકાશ દેખાય તેમ દૂરથી માત્ર ધ્વનિ જ સમજાય છે. કરણોના સ્થાનો સાથેના સંયોગથી તીવ્ર બનેલ દીર્ઘ અને પ્લુત પણ જુદા સમજાય છે. સ્થાનો અને કરણોના અભિઘાતથી ઉત્પન્ન થયેલો કંપ બંધ થતાં સ્ફોટમાંથી બીજા ધ્વનિઓ ઉત્પન્ન થાય છે. (૧૦૫–૧૦૯)

શબ્દનાં ઉપાદાનકારણો વિષે જણાવતાં ભર્તૃહરિ કહે છે કે વાયુ, અણુઓ અથવા જ્ઞાન શબ્દરૂપે પરિણમે છે. આ અંગે પ્રાચીન શિક્ષાકારોનો મત છે કે આત્મા, બુદ્ધિ વડે અર્થોનું ગ્રહણ કરીને, મનને ઉચ્ચારણની ઈચ્છા સાથે યોજે છે. મન કાયાગ્નિને પ્રજ્વલિત કરે છે. તે કાયાગ્નિ પ્રાણવાયુને પ્રેરે છે. વક્તાની ઇચ્છાને અનુસરતા પ્રયત્ન વડે ગતિ પ્રાપ્ત કરનાર વાયુ (ઉચ્ચારણ)સ્થાનોમાં અભિઘાત પામીને શબ્દરૂપ પ્રાપ્ત કરે છે. (૧૧૦–૧૨૧)

વિશ્વની નિયામક શક્તિ શબ્દોને આધારે રહેલી છે. ષડ્જ, ઋષભ, વગેરેનો ભેદ પણ શબ્દને કારણે છે. વાચ્યવાચકભેદવાળો આ સંસાર શબ્દનું પરિણામ છે. શબ્દબ્રહ્મરૂપ જ્યોતિનું પ્રકાશમાન રૂપ શબ્દવિદ્યામાં પ્રવિલીન બને છે જગતમાં એવું કોઈ જ્ઞાન નથી, જે શબ્દની સહાય વિનાનું હોય. જ્ઞાન સાથે અવિભાજ્ય રૂપે રહેલી વાગ્રૂપતા જો ઉચ્છેદ પામે તો જ્ઞાનરૂપ પ્રકાશ પ્રકાશતો નથી. તે નિત્ય અને એકત્વરૂપ શબ્દતત્ત્વ જ જ્ઞાનનું પ્રકાશક છે. તે વાગ્રૂપતા બધી વિદ્યાઓ, બધાં શિલ્પો અને બધી કલાઓના આધાર રૂપે છે. તે સંસારી જનોનું ચૈતન્ય છે. ૭ દ્વારોવાળી, ૭ અધિષ્ઠાનોવાળી, ૭ પ્રબોધવાળી અને ૭ અવ્યયો વાળી વાણીની ઉપાસના કરે છે તે મૃત્યુને ઉલ્લંઘી જાય છે. સર્વ પ્રાણીમાત્રને જે રીતે વ્યક્ત કરવામાં આવે છે તે રીતે તેને સમજવામાં આવે છે. અસત્ય પ્રવૃત્તિનિમિત્ત વાળા અલાતચક્ર વગેરેમાં પણ વાણીને આશ્રયે આકાર સમજવામાં આવે છે. શબ્દસંસ્કાર, પરમાત્માની પ્રાપ્તિનો ઉપાય છે. તેની પ્રવૃત્તિના તત્ત્વને જાણનાર અમૃત શબ્દબ્રહ્મને પામે છે. શબ્દબ્રહ્મ સાથે એકત્વની પ્રક્રિયા સમજાવતાં ભર્તૃહરિ જણાવે છે કે પ્રાણવૃત્તિની પેલે પાર રહેલા શબ્દતત્ત્વ સાથે એકત્વ પામીને, આન્તર જ્યોતિ પ્રાપ્ત કરીને અને અવિદ્યારૂપી બંધન દૂર કરીને જ્ઞાની પરમ કારણરૂપ શબ્દજ્યોતિ સાથે એકત્વ પામે છે. (૧૨૨–૧૪૭)

અપૌરુષેય આગમ અંતે પ્રવર્તમાન રહે છે. શાસ્ત્રો અને દર્શનો તથા તેમના રચયિતાઓ ન હોય તો પણ શ્રુતિ અને સ્મૃતિએ પ્રબોધેલા ધર્મનું લોકો ઉલ્લંઘન કરતા નથી. તર્ક અર્થાત્ મીમાંસામાં જણાવેલા ન્યાયોની મદદથી અનેક બાબતો જાણી શકાય છે, પરંતુ આગમોમાંના આવા ન્યાયો જ પ્રમાણભૂત છે. આ વ્યાકરણસ્મૃતિ શબ્દોના સાધુત્વને જાણવા માટે છે. તે વૈખરી, મધ્યમા અને પશ્યન્તી એમ અનેક ભિન્ન માર્ગોમાં વ્યાપ્ત બનેલી વાણીનું અદ્‌ભુત અને ઉત્તમ સ્થાન છે. વૈખરી વાક્ દિવ્ય અને અદિવ્ય રૂપે શોભે છે પ્રાણ અને અપાનથી દૂર બીજી, મધ્યમા વાક્, સર્વમાં રહેલી છે. વૈખરી ઘોષવતી છે અને મધ્યમા અને પશ્યન્તી નિર્ઘોષા છે. વિભાગ વિનાની અને સર્વત્ર ક્રમ વિનાની તથા સૂક્ષ્મ એવી પશ્યન્તી સ્વયંપ્રકાશ અને અવિનશ્વર છે.

વ્યાકરણની રચના પ્રકૃતિપ્રત્યય વિભાગ અને સ્વરૂપનિર્દેશરૂપી અવિભાગને આધારે થયેલી છે. (૧૪૮–૧૭૪)

અપભ્રંશ શબ્દો અંગે ચર્ચા કરતાં ભર્તૃહરિ જણાવે છે કે શુદ્ધ શબ્દને બદલે જે અશુદ્ધ શબ્દનો પ્રયોગ થાય છે તેને અપભ્રંશ કહે છે. પ્રવૃત્તિનિમિત્તને કારણે સર્વત્ર સાધુત્વ નક્કી થાય છે. અપભ્રંશ શબ્દો સાધુશબ્દોના અનુમાનથી અર્થબોધનું કારણ બને છે. તેઓ સાક્ષાત્ વાચક બનતા નથી. (૧૭૫-૧૮૩)

## વાક્યકાંડ

વાક્યપદીયના દ્વિતીયકાંડ અર્થાત્ વાક્યકાંડમાં મુખ્ય ચર્ચા વાક્ય અને તેના વાચકત્વ અંગે છે. વાક્યની ચર્ચાની સાથે શબ્દોના ગૌણમુખ્ય અર્થો, પ્રતિભા વગેરે વિષયો પણ ચર્ચવામાં આવ્યા છે.

વાક્ય અંગે મીમાંસકો અને વૈયાકરણોના મતોનો સારસંગ્રહ કરતાં ભર્તૃહરિ જણાવે છે કે આખ્યાત, શબ્દસંઘાત, સંઘાતવર્તિની જાતિ, એક અનવયવ શબ્દ, ક્રમ, બુદ્ધિઅનુસંહાર, પહેલું પદ અને દરેક સાપેક્ષ પદ એમ આઠ વિકલ્પો વાક્ય અંગે જાણીતા છે.

વ્યાકરણશાસ્ત્ર પ્રમાણે વાક્યની "અવ્યય, કારક અને વિશેષણ સાથેનું ક્રિયારૂપ" અને "એક ક્રિયાપદ(વાળો શબ્દસમૂહ)' એવી વ્યાખ્યા, મહાભાષ્યમાં રજૂ કરવામાં આવી છે. આ વ્યાખ્યા, મીમાંસકોની વાક્યની વ્યાખ્યા, "વાક્યમાંથી છુટા પડયા હોય ત્યારે આકાંક્ષાવાળા અવયવોવાળો, બીજા વાક્યના શબ્દોની આકાંક્ષા વિનાનો, ક્રિયાપ્રધાન, વિશેષણ પદોવાળો, અને એક પ્રયોજનવાળો શબ્દસમૂહ વાક્ય કહેવાય છે" સાથે બંધબેસતી નથી. (૧-૯)

{ટીકાકાર પુણ્યરાજ ઉપર જણાવેલા આઠ મતોની વ્યવસ્થા કરતાં જણાવે છે કે ખંડપક્ષ અને અખંડ પક્ષમાં સંઘાતવર્તિની જાતિ, એક અનવયવશબ્દ અને બુદ્ધયનુસંહાર એમ ત્રણ લક્ષણો પ્રાપ્ત થશે. ખંડ પક્ષમાં શબ્દસંઘાત, અને ક્રમ એવાં બે લક્ષણો અભિહિતાન્વય પક્ષમાં અને આખ્યાતશબ્દ, આદ્યપદ અને સર્વ પૃથક્ સાકાંક્ષ પદ એમ ત્રણ લક્ષણો અન્વિતાભિધાન પક્ષમાં પ્રાપ્ત થશે ભર્તૃહરિ મીમાંસકોનો, અભિહિતાન્વયનો અને અન્વિતાભિધાનનો ઉલ્લેખ કરતા નથી.}

અખંડ વાક્ય અંગે ચર્ચા કરતાં ભર્તૃહરિ જણાવે છે કે પદમાં જેમ પ્રકૃતિ અને પ્રત્યયને જુદા પાડવામાં આવે છે તેમ વાક્યમાં પદોનું વિશ્લેષણ પ્રાપ્ત થાય છે. શબ્દનો વિભાગ હોતો નથી તો અર્થનો ક્યાંથી હોય. અજ્ઞાનીઓ માટે જ પ્રક્રિયાભેદ હોય છે. (૧૦-૧૪)

વાક્ય અંગે મીમાંસકોનો મત દર્શાવતાં ભર્તૃહરિ જણાવે છે કે કોઈપણ પદનો અર્થ પ્રાપ્ત થયા પછી તેનો ત્યાગ સંભવતો નથી. વાક્યાર્થ જો શબ્દને આધારે ન હોય તો શબ્દાર્થ પણ વર્ણોને આધારે પ્રાપ્ત થશે નહિ.

ક્રમવાન જેવો દેખાતો શબ્દ વાસ્તવમાં અક્રમ છે. વર્ણ, પદ અને વાક્યમાં સમાન સ્થાન, કરણ અને અભિધાન વાળા અભિવ્યંજક ધ્વનિઓ એકસરખા હોય તેમ દેખાય છે. અક્રમ અને નિર્વિભાગ વાક્ય સક્રમ અને સભાગ લાગે છે.

જેમ હૃદયમા રહેલુ જ્ઞાનરૂપ શબ્દતત્ત્વ અવયવો વડે સ્પષ્ટ બને છે, તેમ વાક્યમા પણ શબ્દતત્ત્વ જ્ઞાનરૂપે રહેલુ છે આને બુદ્ધ્યનુસહાર અર્થાત્ આન્તર એકત્વરૂપ વાક્ય કહે છે આ શબ્દાત્મા પ્રકાશકપ્રકાશ્ય રૂપે છે તેની અસ્તિત્વ અને નાસ્તિત્વ એવી બે શક્તિઓ માત્ર વ્યવહારકાર્ય માટે છે

ભર્તૃહરિ ફરીવાર પદસઘાત અને ક્રમ વાક્ય છે એવા મતને જણાવતા કહે છે કે દેવદત્ત વગેરે પદોમા જે વિશેષો રહેલા છે તે ક્રમે ક્રમે વ્યક્ત થાય છે ક્રમ કાલનો ધર્મ છે, તેથી ક્રમથી અતિરિક્ત વાક્યનુ અસ્તિત્વ નથી માત્ર ક્રમમા જ પ્રાપ્ત થનારા વર્ણોને અને પદોને પદ અને વાક્ય એવી સજ્ઞાઓ પ્રાપ્ત થાય છે (૧૫-૫૬)

ઋગ્વેદ પ્રાતિશાખ્ય(૨ ૧)મા પ્રાપ્ત થતી સહિતાની વ્યાખ્યા પદપ્રકૃતિ સહિતા મા અખડ પક્ષ સમજવામા આવતા પદાના પ્રકૃતિ । એમ સમજવુ જોઈએ ખડ પક્ષમા પદાનિ પ્રકૃતિ યસ્યા । એમ સમજવુ પદના અર્થનુ જ્ઞાન જેમ તેના દરેક વર્ણ ઉપરથી પ્રાપ્ત થતુ નથી તેમ વાક્યના અર્થનુ નિરૂપણ તેના દરેક જુદા પદમાથી પ્રાપ્ત થતુ નથી

પદવાદીના મતનો વિરોધ કરતા કેટલીક મુશ્કેલીઓ પ્રાપ્ત થશે તેને અગે વૈદિક પ્રયોગોના ઉદાહરણો આપવામા આવ્યા છે 'વનમાથી કૌયન લાવો' અને 'ફાટેલો બેસ થઇ નોકરને આપો' એવા પ્રયોગોમા જો અખડ વાક્ય સમજવામા આવે તો પિક (કોયલ) અને વારાહી જેવા અજ્ઞાતાર્થ શબ્દો વિષે પૂછવામા નહિ આવે, પરતુ આમ બનતુ નથી (૫૭ ૭૬)

પદને અર્થનુ વાચક ન માનવામા આવે તો વાક્યાર્થ માટે પદ ઉપર આધાર રાખનારા ન્યાયો નિષ્ફળ બનશે તે ન્યાયો પ્રાસગિક, તત્ર, આવૃત્તિ, ભેદ, બાધા, સમુચ્ચય, ઊહ, સબધાબાધ, સામાન્યાતિદેશ વિશેષાતિદેશ, અર્થિત્વ, સામર્થ્ય વગેરે છે (૭૭-૮૭)

પદવાદીના પૂર્વપક્ષનો ઉત્તર આપતા જણાવવામા આવ્યુ છે કે શક્તિભેદને કારણે વિશ્લેષણ થતા જુદા જુદા વાક્યો બનતા હોવાથી અખડવાક્યાર્થ પક્ષ જ યોગ્ય છે પદવાદીએ રજૂ કરેલાં ઉદાહરણોનુ ખડન ભર્તૃહરિએ કર્યું છે જેમ ફૂલ, ચદન વગેરે જુદા જુદા દ્રવ્યોમા રહેલી એક જ સુવાસ જુદી જુદી રીતે સમજાય છે તેમ અખડ વાક્યમા પણ અવાન્તર વાક્યો, શબ્દસમૂહો વગેરેમાથી અર્થભેદને સમજાવી શકાય છે (૮-૯૭)

પ્રત્યાયક શબ્દ અને પ્રત્યાય્ય અર્થ અગે જણાવવામા આવ્યુ છે કે બન્નેને એક સમજવામા આવે છે અને ભિન્ન પણ સમજવામા આવે છે ભર્તૃહરિએ આને અગે વૈદિક ઉદાહરણો અને પાણિનિસૂત્રોમાથી ઉદાહરણો આપ્યા છે પ્રયોજન વાક્યાર્થ છે એવા મતનુ પણ ખડન કરવામા આવ્યુ છે (૯૮-૧૧૬)

વાક્યાર્થજ્ઞાન માટે પ્રતિભાનો ઉમેષ આવશ્યક છે આવો ઉન્મેષ અભ્યાસરૂપ સસ્કાર દ્વારા અથવા અનાદિ સકેત દ્વારા થાય છે (૧૧૭-૧૧૮)

પદોના અર્થને અપેહારકલ્પનાથી પ્રવિભક્ત માનવામ આવે તો વિભક્તાર્થ અગે બાર વિકલ્પનો પ્રાપ્ત થશે વિશિષ્ટ આકારના જ્ઞાન વિનાનુ અર્થસામાન્ય, અનુનિષ્પાદી અર્થ, ક્રિયાશબ્દોના સાધન સાથેના નિયત સબધો, વિકલ્પ કે સમુચ્ચય વિનાનો સમુદાય,

દ્રવ્યનો જાતિ સાથેનો અસત્યરૂપ સંસર્ગ, અભિજલ્પ, અર્થમાં જુદી શક્તિનો અભાવ અને તેનું શબ્દાધીનત્વ, અર્થમાં બધી શક્તિઓની પ્રાપ્તિ અને તે બધીનું શબ્દાધીનત્વ, બુદ્ધિવિષય બનેલ અર્થનો બાહ્ય પદાર્થ ઉપર આધાર, બાહ્ય પદાર્થ રૂપે સમજવામાં આવેલા તેની શબ્દાર્થ રૂપે સમજણ, અર્થસંકેત અને ચક્ષુ ઈન્દ્રિય વડે વિવિધ આકારોની પ્રાપ્તિની જેમ શબ્દમાંથી અનેક પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ, એવા આ બાર મતો છે.

ઉપરના વિકલ્પ મતોને રજૂ કરીને ભર્તૃહરિ તેમનું એકાન્ત ખંડન કરતા નથી શાસ્ત્રસિદ્ધાન્તના વૈવિધ્યને કારણે શબ્દના અર્થને જુદી જુદી રીતે સમજવામા આવે છે ઋષિઓના જ્ઞાન સાથે તત્ત્વદર્શનની હંમેશા સંગતિ હોય છે તેથી પ્રત્યક્ષને પણ અનુમાન વડે નિરખવું જોઈએ (૧૧૭–૧૪૨)

હવે પ્રતિભા અંગે વિશેષ વિચાર રજૂ થયો છે જુદા જુદા અર્થોના ગ્રહણ વખતે એક વિશિષ્ટ પ્રતિભારૂપ બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેને વાક્યાર્થ કહે છે તે સ્વયંસિદ્ધ અને અનાખ્યેય છે. શબ્દગ્રહણ વડે અથવા પૂર્વજન્મની ભાવનારૂપ જ્ઞાન વડે ઉત્પન્ન થયેલી હોવાથી તે અનુલ્લંઘનીય છે. તેને સમસ્ત જગત પ્રમાણભૂત માને છે. પશુપંખીઓના વ્યવહારો જેવાં કે પુંસ્કોકિલનું ગીત, કરોળિયાનું જાળનિર્માણ, પશુઓનાં આહાર, પ્રીત અને દ્વેષ વગેરે, પ્રતિભામૂલક છે.

સ્વભાવ, ચરણ, અભ્યાસ, યોગ અને અદૃષ્ટથી તે ઉત્પન્ન થાય છે અને વિશિષ્ટ વ્યક્તિઓમાં તે રહેલી છે (૧૪૩–૧૫૨)

પદાર્થવિચાર અંગે ભર્તૃહરિ જણાવે છે કે ગુણ, ક્રિયા વગેરે સંભવિત અર્થોનો શબ્દ વડે બોધ થતો હોવા છતાં, શબ્દથી વિયુક્ત થતો જાતિરૂપ અર્થાત્ સામાન્યરૂપ અર્થ તેના વાચ્ય તરીકે સમજાય છે આકાર, વર્ણો અને અવયવોથી વિશિષ્ટ અર્થમાં પ્રયોજાતા શબ્દની પ્રવૃત્તિ તેના અવયવોના અર્થને દર્શાવવામાં દેખાતી નથી (૧૫૩–૧૬૩)

પદોનાં પ્રકૃતિ અને પ્રત્યય અંગે જણાવવામાં આવ્યું છે કે નામ અને ક્રિયાપદના પ્રત્યયો વાચક છે અને દ્યોતક છે. પ્રકૃતિપ્રત્યયના સમુદાયરૂપ શબ્દ, સંખ્યાના અભિધાન વિના પણ સંખ્યાવિશેષને જણાવે છે આવા શબ્દનો અર્થ અન્વય અને વ્યતિરેક વડે સમજાય છે. શાસ્ત્રમા લાઘવ માટે શબ્દોનો ઉપદેશ, શબ્દસામાન્ય વડે કરવામા આવે છે. (૧૬૪–૧૭૯)

ધાતુઓ અને ઉપસર્ગોના સંબંધ અંગે જણાવવામાં આવ્યું છે કે વ્યાકરણશાસ્ત્રમાં ષત્ વગેરે આગમોની વ્યવસ્થા માટે ધાતુઓ અને ઉપસર્ગોને જુદા કલ્પ્યા છે વાસ્તવમાં અનેક ઉદાહરણોમાં ધાતુ ઉપસર્ગ સાથેનો જ હોય છે, જેમ કે સંગ્રામયતિ ધાતુ અને ઉપસર્ગના સંઘાતથી વાચ્ય બનતી ક્રિયા કારકો સાથે સંબંધને પામે છે. આમ ધાતુનું પહેલાં ઉપસર્ગ સાથે યોજાવું અને ધાતુનો પહેલાં કારક સાથેનો યોગ એવા બે પક્ષોમા પહેલો પક્ષ વધારે સ્વીકાર્ય છે (૧૮૦–૧૮૭)

ઉપસર્ગો ક્રિયાવિશેષોના વાચક અથવા દ્યોતક હોય છે અથવા ધાતુની શક્તિ પ્રગટ કરવા માટે સહકારી તરીકે વપરાય છે ઉપસર્ગોની જેમ ચ વગેરે નિપાતો ક્રિયાના દ્યોતક અને છે તેઓ સમુચ્ચિત અભિધાન વડે વિશિષ્ટ અર્થ દર્શાવતા હોવા છતાં પરતન્ત્ર છે

ક્રિયાની નિવૃત્તિ પછી ઉત્પન્ન થયેલા સંબંધને કર્મપ્રવચનીય વડે સ્પષ્ટ કરવામાં આવે છે. કર્મપ્રવચનીય ક્રિયાનું દ્યોતક બનતુ નથી, સંબંધનું વાચક બનતું નથી. તે ક્રિયાપદનો આરંભ કરતું નથી, પરંતુ સંબંધવિશેષનું સ્થાપન કરે છે. (૧૮૮–૨૦૪)

અખંડ વાક્યપક્ષ પ્રમાણે અર્થવાન વર્ણોના સંઘાતરૂપ પદ અર્થવાન હોય છે. પદોમાંથી આવો વિશિષ્ટ અર્થવાળો પદસંઘાત ઉત્પન્ન થાય છે. અર્થવત્તા અંગે પ્રસિદ્ધ અર્થ જ જણાવવામાં આવે છે, કારણ કે એકલા ધાતુ, પ્રત્યય વગેરેનો લૌકિક અર્થ પ્રાપ્ત થતો નથી.

દ્વન્દ્વ સમાસમાં તેના દરેક પદ સાથે ક્રિયા સબંધને પામે છે, જેમકે धवखदिरपलाशाः सिच्यन्ताम् । આમ સમુદાયમાં પ્રાપ્ત થતા ક્રિયાવિશેષોને સમુદાયના અવયવમાં પ્રવર્તતા માનવામાં આવે છે. દ્વન્દ્વ સમાસના અવયવો અંગે પણ આવી જ સ્થિતિ છે.

સમાસ, ધાતુ, પ્રત્યય વગેરેનો સંઘાત કેવી રીતે અખંડ વાક્યપક્ષનું સમર્થન કરે છે તેની સૂક્ષ્મ ચર્ચા કરવામાં આવી છે વાસ્તવમાં પ્રકૃતિપ્રત્યયના વિકલ્પો વિનાની વિદ્યા પોતાની મેળે જ પ્રગટ થાય છે. વિદ્યાની પ્રાપ્તિ વ્યાકરણશાસ્ત્ર રૂપી ઉપાય વડે થાય છે. શાસ્ત્રનો અભ્યાસ આત્યંતિક રીતે મિથ્યા હોવા છતાં પ્રકૃતિપ્રત્યયના જ્ઞાન માટે ઉપયોગી છે (૨૦૫–૨૩૮)

પદસમૂહ એટલે વાક્ય અને વાક્યનો અર્થ એટલે પદોનો અર્થ એવો મત નિરાધાર છે.

એક પદ અનેક અર્થો દર્શાવે છે; એક પદ તેના જુદા જુદા અર્થો સાથે જુદું જુદું સમજાય છે. પદો અને તેમનો અર્થ મિથ્યા છે અને પદો અને તેમનો અર્થ સત્ય છે એવા ચાર મતોના દરેકના શબ્દોપચાર, સ્વરૂપાર્થ અને બાહ્યાર્થ એમ ત્રણ વિભાગો સમજતાં શબ્દાર્થ અંગે બાર વિકલ્પ મતો થયા. એક શબ્દના અનેક અર્થો છે એવા પક્ષનો આશ્રય કરીને ગૌણાર્થ અને મુખ્યાર્થને સમજાવવામાં આવ્યા છે.

શબ્દોના અર્થોના વપરાશ પ્રમાણે તેમનું ગૌણત્વ અને મુખ્યત્વ સમજવામાં આવે છે. શબ્દોના અનેકત્વને સ્વીકારતાં ગૌણાર્થ શબ્દો અને મુખ્યાર્થ શબ્દો વચ્ચે ભેદ હોવા છતાં, તેમને એક સમજવામાં આવે છે. એક શબ્દના અનેક અર્થો હોય છે એવા મતમાં અર્થની પ્રસિદ્ધિ અને અપ્રસિદ્ધિ પ્રમાણે એકત્વની કલ્પના થાય છે.

અર્થ, સ્થાનસંદર્ભ અથવા બીજા શબ્દો સાથેના સંબંધને કારણે જે શબ્દ અર્થબોધ કરાવે છે તેને બીજા આચાર્યો ગૌણ અર્થ દર્શાવતો શબ્દ કહે છે. એકલો ઉચ્ચારાતાં, જેનો પોતાનો જાણીતો અર્થ સમજાય છે તે માત્ર સ્વરૂપ ઉપર આધાર રાખનારા શબ્દને મુખ્ય અર્થ દર્શાવતો કહેવામાં આવ્યો છે. મુખ્ય અર્થને નિમિત્ત અને ગૌણ અર્થને નિમિત્તી કહે છે. પદાર્થના ધર્મવિશેષોનું અધિકત્વ કે ન્યૂનતા ગૌણમુખ્યભાવને નક્કી કરતાં નથી. જ્યારે ગો જેવા શબ્દનો અર્થ ભૂલથી જુદો સમજવામાં આવે ત્યારે તે શબ્દને કોઈક સ્થળે ગૌણ અર્થવાળો સમજવામાં આવે છે. ગૌણમુખ્યવ્યવહાર પદાર્થના રૂપ અને તેની શક્તિ ઉપર અવલંબે છે. મુખ્ય અર્થથી તદ્દન વિરુદ્ધ એવો જે અર્થ જ્યારે શબ્દ વડે જણાવવામાં આવે છે ત્યારે તેનો તે પ્રમાણે બોધ થતો હોવાથી, તે મુખ્યાર્થમાં પ્રયોજવામાં આવે છે. (૨૩૯–૩૧૩)

શબ્દોના અર્થો વાક્ય, પ્રકરણ, અર્થ, ઔચિત્ય, દેશ અને કાળ પ્રમાણે નક્કી થાય છે, માત્ર તેમના સ્વરૂપ ઉપરથી નહિ. સંસર્ગ, વિપ્રયોગ, સાહચર્ય, વિરોધિતા, લિંગ, અન્ય શબ્દની સંનિધિ, સામર્થ્ય, વ્યક્તિ, સ્વર વગેરે, શબ્દનો અર્થ ચોક્કસ થતો ન હોય ત્યારે વિશિષ્ટ અર્થ માટે નિર્ણાયક કારણો બને છે (૩૧૪–૩૪૧)

યાસ્કે નોંધેલો ઔદુમ્બરાયણ આચાર્યનો મત ભારપૂર્વક જણાવે છે કે શ્રોતાની બુદ્ધિમાં વાક્યનું નિત્યત્વ છે. તેથી પદોનો ચાર પ્રકારે વિભાગ કરવો જોઈએ નહિ. તેથી અખંડ વાક્યથી જુદું કશું નથી (૩૪૨–૩૪૯)

ઉત્સર્ગ અને અપવાદનો અનેક ક્રિયાપદો સાથે સંબંધ હોવા છતાં, જુદા જુદા રૂપવાળું વાક્ય એક સમજવામાં આવે છે. ઉત્સર્ગનિયમને અપવાદનિયમની આકાંક્ષા હોવાથી અપવાદનિયમ રૂપી શેષ વાક્યનું અનુમાન થાય છે. પ્રતિષેધ્ય વિષયની બાબતમાં ઉત્સર્ગનિયમ અપવાદનિયમના જેવી જ અપેક્ષા રાખતો હોવાથી બંનેની અપેક્ષા સરખી છે. (૩૫૦–૩૫૩)

દેવદત્ત જેવા સંજ્ઞાશબ્દના દત્ત એવા અવયવનો લોપ થતો નથી. આવા જુદા અવયવ-શબ્દને કારણે તેનો અવયવી એવો દેવદત્ત શબ્દ જુદો સમજાતો નથી. દેવદત્તને અવયવોના સમુદાય રૂપે અને દેવદત્ત એવા સ્વતંત્ર શબ્દ રૂપે જણાવાય છે. સંજ્ઞાશબ્દોના વર્ણોનું અર્થવત્ત્વ સંજ્ઞીઓ વડે પ્રાપ્ત થશે.

સમાન સ્વરૂપને કારણે સંદિગ્ધ અર્થવાળા પરંતુ સામર્થ્યને કારણે નિયત અર્થના વાચક તે શબ્દોમાંના શુદ્ધ શબ્દો માટે શાસ્ત્રમાં લોપ વગેરેનું વિધાન થયું છે. ज्ये, द्रा, घा એવા અવયવોથી ज्येष्ठा, आर्द्रा, मघा નું સ્મરણ થતું નથી. ને અવયવશબ્દો અસાધુ છે. વ્યાકરણશાસ્ત્રમાં વૃદ્ધિ વગેરે સંજ્ઞાઓનો તેમના નિયત સંજ્ઞીઓમાં અર્થશક્તિનું નિયમન કરનાર સંબંધ, વિશેષણ અને વિશેષ્ય જેવો નિયત છે. લૌકિક સંજ્ઞાઓ તેમના પ્રવૃત્તિ-નિમિત્ત પ્રમાણે પ્રવર્તે છે. ક્યાંક કૃત્રિમ અર્થાત્ શાસ્ત્રીય સંજ્ઞા વિષયની ભિન્નતા પ્રમાણે ઉપયોગમાં લેવામાં આવે છે. સંખ્યા સંજ્ઞામાં કૃત્રિમ તેમજ અકૃત્રિમ એમ બંનેની એક-સરખી વિષયવ્યવસ્થા સમાન છે. (एकश्रुति दूरात्सम्बुद्धौ । (૧.૨.૩૩) જેવા સૂત્રમાં બન્ને પ્રકારની સંજ્ઞાઓનું ગ્રહણ થાય છે. (૩૫૪-૨૭૪)

કાર્યપરિસમાપ્તિ અંગે બે પક્ષો પ્રવર્તે છેઃ એક છે પ્રત્યેકમાં કાર્યપરિસમાપ્તિ અને બીજો છે સમુદાયમાં કાર્યપરિસમાપ્તિ. સમૂહ, એકશેષ અને દ્વન્દ્વમાં અર્થસામર્થ્યને કારણે ક્રિયાઓનો સંબંધ પ્રત્યેક વ્યક્તિ સાથે થાય છે ભોજન, અન્નદાન, પ્રક્ષાલન, વગેરે પ્રત્યેકમાં સમાપ્ત થાય છે. દર્શન ક્રિયા, રસોઈ રૂપી કાર્ય, વગેરેમાં સમુદાયમાં કાર્યપરિસમાપ્તિ થાય છે. વૃદ્ધિ જેવી સંજ્ઞાઓ પ્રત્યેકમાં પરિસમાપ્તિ પામે છે. આ બન્ને પક્ષો અંગે ભર્તૃહરિએ લૌકિક અને શાસ્ત્રીય ઉદાહરણો આપ્યાં છે (૩૭૫-૩૯૭)

અખંડ વાક્યાર્થ અંગે અનેક પુરાવાઓ રજૂ કરી શકાય. અખંડ વાક્યરૂપ અર્થાત્મા સમૂહમાં તેમજ અવયવોમાં રહેલો છે. અર્થવત્ત્વના સંદર્ભમાં વર્ણો, પદો અને વાક્યોમાં કશી ભિન્નતા નથી. એક શબ્દથી જ્યારે અનેક અર્થો દર્શાવાતા હોય અને અનેક શબ્દો જ્યારે એક અર્થ દર્શાવતા હોય ત્યારે પ્રયોક્તાના નિર્દેશ પ્રમાણે અર્થ પ્રાપ્ત થાય છે.

અભ્યાસ અને પાઠ સમયે નિરર્થક મનાતા વૈદિક શબ્દો જુદા જુદા કાર્યોદ્દેશોને લીધે અર્થવાન જણાય છે, જેમ અનર્થક વર્ણો વડે પદના વિશિષ્ટ અર્થનું અભિધાન થાય છે તેમ અનર્થક પદો વડે વાક્યનો વિશિષ્ટ અર્થ સમજાય છે. (૩૯૮-૪૧૪)

વાક્ય અને વાક્યાર્થ માટે મતાન્તર રૂપે કેટલીક ચર્ચા કરવામાં આવી છે જેમ પૂર્વ અર્થો વડે અનુસરાતા પછીના શબ્દોના અર્થોરૂપ અર્થાત્માને વાક્ય કહેવાય છે તેમ ઉત્તરોત્તર અર્થોનો બોધ થતાં સ્પષ્ટ થતો પદોના સંસર્ગરૂપ વાક્યાર્થ પ્રારંભમાં જ સમજાય છે. વળી એક બીજા મત પ્રમાણે ક્રમવાન વર્ણો કે પદો વડે પ્રાપ્ત થતું વર્ણો અને પદોના ક્રમ વિનાનું નિર્વિભાગ વાક્ય વાક્યાર્થને વ્યક્ત કરે છે. જુદા જુદા અર્થોમાં રહેલા પણ વાક્યોથી જુદા રહેલા બધા શબ્દોની અર્થવત્તા પ્રાપ્ત થશે નહિ. વાક્યાર્થ માટેનો પદોના અર્થોમાંનો સંબંધ વાક્યના કોઈ એક વિભાગમાં રહેતો નથી. વ્યવહારમાં તે વાક્યાર્થને પદોના અર્થોનું સર્વસ્વ કહે છે—આવો વાક્યાર્થ પદોના અર્થમાં કે તેમના સમુદાયના અર્થમાં કદાપિ સમાપ્ત થતો નથી; તે વાક્યાર્થને સમજાવવા માટે દર્શાવાતા પદોના જુદા જુદા અર્થો વાક્યાર્થના બોધ માટે જ છે. એક હોવા છતાં અનેક શક્તિઓવાળા વાક્યાર્થનો પદોના અર્થો રૂપે વિભાગ સમજવામાં આવે છે. વાક્યનું એકાર્થત્વ નાના વાક્યાંશોમાંથી સ્પષ્ટ થાય છે. તે અભિધેયરૂપ વાક્યાર્થમાંથી બાહ્યાર્થ વિભક્ત રૂપે સમજાય છે.

એકબીજા માટે આકાંક્ષાવાળાં અનેક ક્રિયાપદો હોવા છતાં તેમના વડે એક જ વાક્ય બને છે લોક અને વેદમાંથી આને અંગે ઉદાહરણો આપી શકાય. આ બધા ઉપરથી પ્રાપ્ત થાય છે કે અનેક અર્થોવાળું અને અવયવવાક્યોના આધાર અને ઉપાદાનરૂપ અભિન્ન સ્વરૂપવાળું વાક્ય, તેમનાથી જુદું ન હોય તેમ રહેલું છે. (૪૧૫-૪૬૧)

ક્રિયાભેદોમાં પણ અખંડાર્થત્વ રહેલું છે. કોઈક સ્થળે ક્રિયા વિશેષરૂપે રહેલી છે, તો કોઈક સ્થળે તે સામાન્ય રૂપે અર્થની સાધક બને છે. (૪૬૨-૪૬૬)

શબ્દોના પ્રયોગ અંગે ક્રમ અને યૌગપદ્ય એવા બે ઉપાયો નક્કી થયેલા છે. લોક-વ્યવહાર તેને ઉલ્લંઘતો નથી ક્રમમાં શબ્દોનું જુદું રૂપ સમજાય છે, પરંતુ યૌગપદ્યમાં તે અભિન્ન હોય છે.

ભેદ અને સંસર્ગ એવી બે શક્તિઓ શબ્દમાં જાણે જુદી હોય તેમ રહેલી છે. અનેક શબ્દોના એકસાથે ઉચ્ચારણમાં ક્રિયાપદ સાથેના તેમના ભેદપૂર્વક સંબંધને લીધે તેમનું અત્રણ જુદું સમજાય છે લક્ષા પ્રયોગનું ઉદાહરણ લઈ શકાય. અહીં અવયવરૂપ અર્થને સમુદાયાર્થ તરીકે સમજવામાં આવે છે, આવું જ્ઞાન પ્રત્યેકમાં સમાપ્ત થતા વાક્યાર્થ દ્વારા થાય છે. શ્વેતો ધાવતિ એવા લૌકિક વાક્યમાંથી 'ધોળો (ઘોડો) દોડે છે' અને કુતરો અહીંથી દોડે છે (શ્વા ઇતો ધાવતિ ।) એવા બે અર્થોવાળાં બે વાક્યો પ્રાપ્ત થશે. શબ્દૈકત્વ મનમાં અખંડ વાક્યાર્થની શક્તિ અર્થશક્તિની ભિન્નતા પ્રમાણે જુદી જુદી સમજાય છે. સામાસિક શબ્દોમાં એકના અર્થની વિવક્ષા હોય ત્યારે બીજો ઉત્તરત્ર પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સંપ્રસારણમાં અને દ્વિર્વચનમાં પણ વર્ણ અને વાક્ય એવી બે સંજ્ઞાઓનો ભિન્ન અર્થ પ્રાપ્ત થાય છે. (૪૬૭-૪૮૮)

વ્યાકરણ આગમની પ્રાપ્તિ અંગે ભર્તૃહરિએ કેટલાક મહત્ત્વના વિધાનો કર્યા છે મૂળ ગ્રંથોના અભ્યાસ તરફ ઉપેક્ષાવાળા અને સંક્ષેપોમા રુચિવાળા વૈયાકરણો અલ્પાગમીઓ રૂપે મળ્યા હોવાથી સંગ્રહ મહાગ્રંથ અસ્ત પામ્યો ત્યાર પછી જુદા જુદા આગમવિશેષોના સૂક્ષ્મ જ્ઞાતા પતંજલિ ગુરુએ બધા અર્થદર્શક નિયમોના મૂળ સમુ મહાભાષ્ય રચ્યુ ગાંભીર્યને કારણે અગાધ અને છતા શૈલીના સૌષ્ઠવને કારણે અત્યંત વિશદ એવા આ મહાભાષ્યમાના સિદ્ધાન્તાર્થ અંગે અલ્પબુદ્ધિવાળાઓને નિશ્ચય થતો ન હતો શુષ્ક તર્કને અનુસરનારા વૈજિ, સૌભવ અને હર્યક્ષે સંગ્રહગ્રંથના સારરૂપ પતંજલિગ્રંથને વિચ્છિન્ન કર્યો સમય જતા વ્યાકરણ આગમ દક્ષિણ ભારતના પ્રદેશોમા જ માત્ર ગ્રંથરૂપે રહ્યો પર્વત મુનિ પાસેથી આગમો મેળવીને, ભાષ્યવચનોને અનુસરીને ચન્દ્રાચાર્ય વગેરેએ તેને અનેક શાખાઓમા વિસ્તાર્યો જુદા જુદા શાસ્ત્રીય સિદ્ધાંતોનો અને વ્યાકરણ-દર્શનનો અભ્યાસ કરીને અમારા ગુરુએ આ આગમસંગ્રહ રચ્યો અહી બે કાંડમા કેટલાક સિદ્ધાન્તોના મૂળ રૂપને રજૂ કરવામા આવ્યુ છે ત્રીજા કાંડમા સૂક્ષ્મતાથી વિચાર થશે જુદા જુદા આગમો અને દર્શનો વડે પ્રજ્ઞાને વારવાર વિશદતા પ્રાપ્ત થાય છે માત્ર પોતાના સિદ્ધાંતને જ અનુસરતા અભ્યાસ વડે અન્ય પક્ષના ખંડન દ્વારા કેટલો ઉત્કર્ષ સાધી શકાય? પોતાના જ તર્કને અનુસરનારા અને પ્રાચીન આચાર્યોના મતોના અભ્યાસ રૂપી સેવા નહિ કરનારાઓને વિદ્યાની અતિપ્રસન્નતા મળતી નથી (૪૮૧–૪૯૦)

## પદકાણ્ડ

### જાતિસમુદ્દેશ

વાક્યપદીયનુ તૃતીય કાણ્ડ પદકાંડ અથવા પ્રકીર્ણકાંડ અથવા પ્રકીર્ણક એવા નામે જાણીતુ છે તેમા ચૌદ વિભાગો અર્થાત્ સમુદ્દેશો છે પહેલો સમુદ્દેશ જાતિસમુદ્દેશને નામે જાણીતો છે

પદને ચાર પ્રકારે અથવા પાચ પ્રકારે જુદુ સમજવામા આવ્યુ છે નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એવા ચાર પ્રકારો ઉપરાંત પાંચમો કર્મપ્રવચનીય પ્રકાર પણ સમજવામા આવે છે.

પદનો અર્થ જાતિ અથવા દ્રવ્ય સમજવામા આવ્યો છે શબ્દ, પદેના શબ્દજાતિનુ અભિધાન કરે છે, ત્યાર પછી અર્થજાતિના સ્વરૂપોમાં તેનો આરોપ કરવામાં આવે છે બધા જાતિ, ગુણ, ક્રિયા, અને સંજ્ઞા શબ્દો જાતિનુ જ અભિધાન કરે છે નવીન ઉત્પન્ન થનાર કર્મોમા, વિધિમા કે પ્રતિષેધમા અને સંખ્યામા પણ જાતિ રહેલી છે, જેની જાતિ ન હોય તેવુ કશુ ઉત્પન્ન થતુ નથી જાતિ પોતાને આશ્રયે રહેલા કારણોની પ્રયોજક બને છે પ્રત્યેક પદાર્થમા સત્યરૂપ જાતિ અને અસત્યરૂપ વ્યક્તિ રહેલા છે પદાર્થોની ભિન્નતા પ્રમાણે ભિન્ન સમજાતી મહાસત્તા જ જાતિ છે, તેને જ પ્રાતિપદિકનો અર્થ અને ધાત્વર્થ કહે છે. તે નિત્ય છે, મહાન આત્મા છે, તેને જ ત્વ તલ્ વગેરે પ્રત્યયો લાગે છે ક્રમપ્રાપ્ત કરનારી તેને ક્રિયા કહે છે અને ક્રિયારૂપ અદૃષ્ટ થતા જાતિને દ્રવ્ય કહે છે તે જાતિરૂપ સત્તા ભાવવિકારોની છ અવસ્થાઓ પ્રાપ્ત કર છે બધા પદાર્થોમાં જાતિઓ રહેલી છે તેમ બધા જ્ઞાનોમા પણ જાતિઓ છે

મહાભાષ્યમાં અનેક સ્થળોએ પ્રાપ્ત થતા જાતિ અંગેના ઉલ્લેખોની મદદથી તેમ જ વૈદિક ઉદાહરણોની મદદથી જાતિસમુદ્દેશના વિષયને સમજાવવામાં આવ્યો છે. આકૃતિ અને સામાન્યને પણ કોઈક વાર જાતિના પર્યાય તરીકે ભર્તૃહરિ વાપરે છે. જાતિને મહાસત્તા અને શબ્દતત્ત્વ માનીને અદ્વૈતવિચાર તરફનો અભિગમ ભર્તૃહરિએ દર્શાવ્યો છે.

## દ્રવ્યસમુદ્દેશ :

જાતિ અંગેની ચર્ચા પછી બીજા સમુદ્દેશમાં દ્રવ્યની ચર્ચા પ્રાપ્ત થાય છે. અત્યંત સંક્ષેપમાં દ્રવ્યનો ફરીવાર ઉલ્લેખ ચોથા સમુદ્દેશમાં કરવામાં આવ્યો છે; આ સમુદ્દેશમાં જાતિની જેમ દ્રવ્યને નિત્ય અને એકરૂપ માનવામાં આવ્યું છે.

દર્શનોના ભેદો પ્રમાણે દ્રવ્યને, આત્મા, વસ્તુ, સ્વભાવ, શરીર અને તત્ત્વ(સમુદાય) કહેવામાં આવે છે. સત્યરૂપ દ્રવ્યનો તેના અસત્ય આકારો વડે સત્ય બોધ થાય છે. સદ્ અને અસદ્ એવા ભેદો નથી દ્રવ્ય સદ્ છે. તેમાં બાહ્ય ધર્મો અને કાલ વગેરે વિકલ્પો ન હોવા છતાં વિકલ્પોનો આભાસ સમજવામાં આવે છે. આકૃતિનો નાશ થતાં જે અંતિમ રૂપ રહે છે, જેને માટે 'નથી', 'છે', 'એક છે', 'અનેક છે', 'પૃથક્ છે', 'સંસૃષ્ટ' છે, 'અસંસૃષ્ટ' છે, 'વિકૃત છે', 'અવિકૃત છે', તેમ કહી શકાતું નથી, જે દૃશ્ય, દર્શન અને દ્રષ્ટા તથા દર્શનનું પ્રયોજન છે, તે દ્રવ્ય છે અને શબ્દો વડે તે વાચ્ય બને છે.

## સંબંધસમુદ્દેશ :

ઉચ્ચરિત શબ્દ વડે વક્તાનો અભિપ્રાય, બાહ્ય અર્થ અને શબ્દનું સ્વરૂપ, એમ ત્રણ બાબતો સમજવામાં આવે છે, તેથી તેમની વચ્ચે સંબંધ નિયત હોય છે. શબ્દ અને અર્થ વચ્ચેનો વાચ્યવાચકભાવરૂપ સંબંધ ષષ્ઠી વિભક્તિ વડે જણાવાય છે. શબ્દો અને અર્થો વચ્ચે સંયોગ કે સમવાય રૂપી સંબંધ કલ્પી શકાય નહિ. વૈયાકરણો શબ્દો અને અર્થો વચ્ચે અનાદિ યોગ્યતા રૂપી સંબંધને સ્વીકારે છે યોગ્યતાનો બોધ સંકેતને કારણે થાય છે.

શબ્દો દ્વારા પદાર્થોના બોધ માટે ઉપચાર સત્તા અને બાહ્ય સત્તા એમ બે સત્તાઓ જાણીતી છે. તે સત્તાઓ પદાર્થોના સ્વરૂપને દર્શાવે છે ઉપચાર સત્તાને બુદ્ધિનિષ્ઠ સત્તા કહે છે. પતંજલિ બૌદ્ધી સત્તા માટે ભૂતભવિષ્યત્સત્તા શબ્દ અને બાહ્ય સત્તા માટે સંપ્રતિ સત્તા શબ્દ વાપરે છે. બાહ્યસત્તાને ભર્તૃહરિ મુખ્યસત્તા કહે છે અને બૌદ્ધસત્તાને ઉપચારસત્તા કહે છે. બધા શબ્દોની પ્રવૃત્તિના કારણરૂપ ઔપચારિકી સત્તા છે બાહ્યસત્તાથી તે જુદી છે અને કોઈ ક્રિયા કે કારકરૂપ પદાર્થ તેને ઉલ્લંઘતો નથી

સત્તાની ચર્ચાના અનુસંધાનમાં ભર્તૃહરિ જણાવે છે કે અર્થ, શબ્દ અને જ્ઞાનનો, બાહ્ય આકારની અશુદ્ધિઓના સંદર્ભમાં, ભાવ અને અભાવરૂપે વ્યવહાર પ્રાપ્ત થાય છે વૈયાકરણો અભાવને સ્વીકારતા નથી

**ભૂયોદ્રવ્યસમુદ્દેશ :**

શબ્દો અને અર્થોના સંસર્ગરૂપ વાકયાર્થમાંથી ઉત્પન્ન થયેલા, વ્યાકરણશાસ્ત્રમાં પ્રકૃતિ અને પ્રત્યયની જેમ જુદા પાડવામાં આવેલા, અને શબ્દસાધુત્વ અંગે નિમિત્તરૂપ એવા કેટલાક દ્રવ્ય, ગુણ, સંખ્યા, લિંગ વગેરે પદાર્થોને આ તૃતીયકાંડમાં ચર્ચવામાં આવ્યા છે. આ અત્યંત નાના સમુદ્દેશમાં દ્રવ્યની શાસ્ત્રીય વ્યાખ્યા રજૂ કરવામાં આવી છે. જેને અંગે પદાર્થમાત્રનું અભિધાન કરનારું સર્વનામ પ્રયોજાય છે તે અર્થને દ્રવ્ય કહે છે. તે વિશિષ્ટરૂપે વિવક્ષિત હોય છે.

**ગુણસમુદ્દેશ :**

આશ્રય સાથે સંસર્ગવાળું, તેને જુદું સમજાવનારું અને તેના જેવા વ્યાપારવાળું જે સમજાય છે તેને વ્યાકરણશાસ્ત્રમાં ગુણ કહે છે. બધા પ્રકૃષ્ટ અથવા નિકૃષ્ટ પદાર્થો, તેમની સાથે સંસર્ગવાળા પ્રકૃષ્ટ અથવા નિકૃષ્ટ ગુણરૂપ નિમિત્તને આધારે, નિયત પ્રકર્ષને હંમેશાં દર્શાવે છે. પોતાના પ્રકર્ષ માટે કારણરૂપ ગુણ, દ્રવ્યના પ્રકર્ષ માટે કાર્ય બનીને, તે દ્રવ્યને પોતાના પ્રકર્ષ સાથે ગોઠવીને, બીજા દ્રવ્યથી જુદું જાહેર કરે છે.

**દિક્સમુદ્દેશ :**

દિક્ શક્તિરૂપ છે, દ્રવ્યરૂપ નથી. 'આનાથી' એવી અવધિ અને 'આ' એવા અવધિમાન વચ્ચેના અર્થભેદનું કારણ, 'સીધું' એવી સ્પષ્ટતા કરનાર, ક્રિયાના જાતિભેદોની અભિવ્યક્તિ માટે જવાબદાર અને પોતાની ઉપાધિઓને કારણે ભિન્ન રૂપે સમજાતી શક્તિને, દિક્ કહેવાય છે. આકાશના તેના પ્રદેશો સાથેના અને બીજા ઘટાદિ દ્રવ્યોના વિભાગો સાથેના પરસ્પર સંયોગ અને વિભાગ માટે તે (દિક્) આધારરૂપ બને છે. વિભાગો વિનાના પરમાણુમાં દિક્‌ને કારણે વિભાગોની કલ્પના થાય છે. દિક્‌ને જ વિભાગો કલ્પવા માટેની પહેલી શક્તિ કહે છે. પદાર્થો દેશ વિનાના, ભાગ વિનાના, ક્રમ વિનાના અને ઉપાધિ વિનાના છે પરંતુ તેમની સાથે સંસર્ગવાળાં દ્રવ્યોને કારણે દિગ્‌રૂપ શક્તિભેદ સમજવામાં આવે છે. દિગ્ વિભુ છે. જગતમાં દૃઢપણે સ્થાપિત થયેલી દિક્‌ની કલ્પનાનો અસ્વીકાર થાય તો લોકવ્યવહારમાં અવ્યવસ્થા થશે

**સાધનસમુદ્દેશ :**

પોતાના અને બીજા આશ્રયો સાથે સમવાયમા રહેલી અને ક્રિયાઓની સિદ્ધિ માટે જવાબદાર પદાર્થશક્તિને સાધન કહે છે. કર્તા, કર્મ વગેરે સાધનો અંગેનો વ્યવહાર વક્તાની બુદ્ધિમાં પ્રાપ્ત થનારી વિવક્ષારૂપ અવસ્થા ઉપર આધાર રાખે છે. બુદ્ધિની પ્રવૃત્તિઓના સ્વરૂપને પદાર્થોમાં આરોપીને જુદી જુદી શક્તિઓની કલ્પના કરવામાં આવે છે. ક્રિયાની સિદ્ધિ માટેનું કર્તૃત્વ બધાં કારકોમાં હોય છે. જુદા જુદા વ્યાપારોની અપેક્ષા હોય ત્યારે કરણ વગેરે કારકો સંભવે છે.

કારક સામાન્યરૂપ છે. તેના કર્મ વગેરે જુદાં નામોથી ઓળખાતા છ ભેદો અને સાતમો શેષ નામનો ભેદ છે. ઈપ્સિતતમ કર્મને નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય એમ ત્રણ પ્રકારે સમજવામાં આવ્યું છે. અનીપ્સિત કર્મના, ઔદાસીન્યપ્રાપ્ત, કર્તાને અનીપ્સિત, સંજ્ઞાઓ જેને લાગુ પડતી ન હોય અર્થાત્ અકથિત અને બીજી સંજ્ઞાવાળું, એમ ચાર વિભાગો છે.

ઉત્પત્તિ, વિક્રિયા, આભાસ વગેરે ક્રિયાઓમાં પહેલાં સ્વતંત્રતા અનુભવીને બીજા કર્તાઓના કાર્યના સંદર્ભમાં, કારકો, કર્મ તરીકે પ્રવૃત્ત બને છે. કર્તાના વ્યાપારથી મુક્ત બનેલું કર્મ પોતાના કાર્યના કર્તારૂપે પ્રાપ્ત થાય છે કર્તૃનિષ્ઠ પ્રયોજકવ્યાપાર નિવૃત્ત થતાં કર્મ, પોતાના અગાઉના કર્તાનું પ્રયોજક બને છે. કર્તાના વ્યાપારથી જુદા વ્યાપાર સાથે સંબંધમાં આવતાં પ્રેરક પ્રયોગ વડે, તે આત્મનેપદ દ્વારા જણાવાય છે. अकथितं च। સૂત્ર ૧.૪.૫૧ ઉપરના ભાષ્યનાં વચનોનો ભર્તૃહરિએ કારિકા ૬૮થી ૮૦ સુધીમાં અવતાર કર્યો છે.

ક્રિયાના પ્રયોજક કર્મને પ્રધાન કર્મ કહ્યું છે. પ્રધાનકર્મની સિદ્ધિ માટે ક્રિયા સાથે સંબદ્ધ, બીજા કર્મને, અકથિત કર્મ કહ્યું છે. પરિપૂર્ણ થયેલા આશ્રયવાળા, કોઈક વિશેષની આવશ્યકતા વિનાના, અને ભક્ષણ વગેરે ક્રિયાઓના વિષય રૂપે હોવાથી જુદા સમજાતા કર્મને ઇપ્સિત કર્મ કહે છે.

જ્યારે ધાતુ તેના અર્થથી જુદા અર્થમાં વપરાયો હોય, જ્યારે કર્મ ધાતુના અર્થમાં સમાઈ જતું હોય, જ્યારે કર્મ પ્રસિદ્ધ હોય અને જ્યારે તે કર્મની વિવક્ષા ન હોય ત્યારે ધાતુ વડે દર્શાવાતી ક્રિયા અકર્મક કહેવાય છે.

જે કારકના વ્યાપાર પછી જ્યારે ક્રિયાની સમાપ્તિ જણાવાય છે ત્યારે તેને કરણ સમજવામાં આવે છે. કોઈ પણ પદાર્થ કરણ રૂપે નિશ્ચિત નથી. કર્તાઓ સ્વતંત્ર હોવા છતાં ક્રિયાસિદ્ધિ માટે દૂરથી જ તે ઉપકારક બને છે. તલવાર જ્યારે કર્તા હોય છે ત્યારે તીક્ષ્ણતા કરણ રૂપે સમજાય છે. પરંતુ તીક્ષ્ણતા જ્યારે સ્વતંત્ર કર્તા હોય ત્યારે તેમને એ સ્વરૂપે સમજવામાં આવે છે. જેમ પદાર્થની હાજરીથી કરણત્વ સમજાય છે તેમ તેની ગેરહાજરીથી પણ સમજાય છે.

કર્તા સ્વતંત્ર કહેવાય છે કારણ કે બીજાં કારકોની પ્રવૃત્તિ પહેલાં તે શક્તિ પ્રાપ્ત કરે છે, બીજાં કારકોને ગૌણ બનાવે છે, બીજાં કારકોની પ્રવૃત્તિ તેને અધીન છે, બીજાં કારકોને તે અટકાવી શકે છે, તેનો કોઈ પ્રતિનિધિ નથી અને તે એકલો પણ પ્રવૃત્તિ કરે છે. આજ્ઞા અથવા વિનંતીને કારણે પ્રયોજ્ય ક્રિયાને અનુકૂળ કાર્યો કરતો કર્તા હેતુ કહેવાય છે. ક્રિયાનું પ્રેરક કર્મ છે. હેતુ કર્તાનો પ્રયોજક છે, કારણ કે ઉત્પત્તિ, વિકૃતિ અને પ્રાપ્તિ વડે ઉપકારક બનતી ક્રિયા કર્મને અર્થે છે.

ત્યાગ કરનારનો નિષેધ ન હોવાને લીધે, તેની વિનંતીને કારણે અને તેની સંમતિને કારણે, ત્યાગરૂપી કર્મ વડે કર્તાને ઇષ્ટ એવા ત્યાગના નિમિત્ત બનનારને સંપ્રદાન કહે છે.

જ્યાં અપાયરૂપી વિષયને સ્પષ્ટ જણાવવામાં આવ્યો હોય, જ્યાં તેને અન્તર્ભૂત ગણ્યો હોય અને જ્યાં અપાયની ક્રિયાની વિવક્ષા હોય, એમ ત્રણ પ્રકારે અપાદાનને જણાવવામાં આવે છે. ભિન્નતા દર્શાવનારા નિશ્ચયના અર્થમાં અને ભય પામવું વગેરે અર્થના ધાતુઓના સંબંધમાં અપાદાનનું વિધાન, અપાયના નિર્દેશ અને અપાયની અપેક્ષાના સંદર્ભમાં જ થયું છે.

કર્તા અથવા કર્મ દ્વારા સંબંધ દ્વારા ક્રિયાને પરોક્ષ રીતે ધારણ કરીને તે ક્રિયાની સિદ્ધિમાં મદદરૂપ થનારને વ્યાકરણશાસ્ત્રમાં અધિકરણ કહ્યું છે.

ક્રિયાનો ઉલ્લેખ થયો હોય કે ન થયો હોય તોપણ કર્મ વગેરે ૭ કારકોથી જે જુદો સમજાય છે તેને શેષ કહે છે.

આ શેષ સંબંધ, બે સંબંધીઓમાં રહ્યો હોવા છતાં ગૌણ પદાર્થના વાચક શબ્દોમાં વિશેષતા દર્શાવનારો બને છે. કર્મ વગેરે કારકો વડે ઓળખાતા અને ક્રિયાના ઉલ્લેખવાળા શેષરૂપ સંબંધ અંગે દરેક પદમાં ષષ્ઠી વિભક્તિનું વિધાન સમાસની નિવૃત્તિ માટે છે.

સિદ્ધ થયેલા સાધનવાળા પદાર્થને પોતાની સંમુખ બનાવવું તેને સંબોધન કહેવાય છે. સંમુખતા પ્રાપ્ત કરનારો કર્તા ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે. સંબોધન વાક્યના અર્થના ભાગરૂપે નથી.

પાણિનિનાં કારક વિભાગનાં સૂત્રો ઉપરનાં ભાષ્યવચનો ભર્તૃહરિએ રજૂ કરેલી ચર્ચાના મૂળમાં છે.

## ક્રિયાસમુદ્દેશ

સાધન અર્થાત્ કારકને સાધ્ય અર્થાત્ ક્રિયાની અપેક્ષા હોવાથી હવે ક્રિયાની ચર્ચા કરવામાં આવે છે.

જ્યારે સિદ્ધ અથવા અસિદ્ધને સાધ્ય તરીકે જણાવવામાં આવે છે ત્યારે (તેણે) ક્રમનું રૂપ પ્રાપ્ત કર્યું હોવાથી તેને ક્રિયા કહે છે. ગૌણભાવને પામેલા અવયવો વડે સમજાતો, બુદ્ધિ વડે અભિન્નપણે જણાવાયેલો અને ક્રમપૂર્વક ઉત્પન્ન થનારા વ્યાપારોનો સમૂહ ક્રિયા કહેવાય છે. આવો સમૂહ દરેક અવયવમાં આરોપવામાં આવે છે. ક્રિયાનું કાલ સાથે સંબંધવાળું જે રૂપ છે તે 'છે' (અસ્તિ) વડે સમજાય છે જે ક્રિયાની પછી તરત જ ફળની કલ્પના કરવામાં આવે છે તેને મુખ્ય ક્રિયા કહે છે. ક્રિયા પૌર્વાપર્ય વિનાની અને ક્રમ વિનાની હોઈ તેને માટે અસ્તિત્વવાળા પૂર્વ અને પર ક્રિયાંશોને તે અનુસરે છે. ક્રિયાને વ્યક્તિ નહિ પરંતુ જાતિ સમજવામાં આવે છે; અથવા પોતાના વ્યાપારોથી વિશેષતા પામેલ કર્તા અને કર્મ સાથે સંબંધ ધરાવતી સત્તા એટલે ક્રિયા. ધાતુનો અર્થ ભાવ છે. અવૈદિક પરંપરામાં, બુદ્ધિમાં પ્રાપ્ત થતી અને પદાર્થો ઉપર આરોપવામાં આવતી સત્તાને, ક્રિયા કહેવામાં આવે છે. ક્રિયા બધા સાધનોની પ્રકૃતિ છે. તે આદ્ય કારક છે. આખ્યાતાર્થમાં કેટલાક અર્થો ગૌણ હોય છે અને એક અર્થ પ્રધાન હોય છે. ક્રિયાર્થ સાથે સંબંધવાળા કર્તા, કરણ વગેરે અર્થો સાધન તરીકે પ્રસિદ્ધ હોવાથી ક્રિયાનો સાધન ઉપર આરોપ થાય છે.

## કાલસમુદ્દેશ

કાલ અંગે વૈશેષિક મતને દર્શાવ્યા પછી ભર્તૃહરિ જણાવે છે કે કાલ, ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના કારણરૂપે છે. તેને આ વિશ્વયંત્રનો સૂત્રધાર કહે છે. પ્રતિબન્ધ અને અભ્યનુજ્ઞા અર્થાત્ અવરોધ અને અનુમતિ વડે તે વિશ્વનું નિયમન કરે છે. કાલ વિના ઉત્પત્તિની અવસ્થાઓમાં પૌર્વાપર્ય પ્રાપ્ત થતું નથી. પોતાની શક્તિઓના યોગ્ય વ્યાપારના

કારણુ રૂપે તે રહેલો છે. કાલ સાથે સંબદ્ધ ક્રિયાવિશેષોના પરિણામને કારણે જુદાં જુદાં મૂર્ત દ્રવ્યોના વૃદ્ધિ અને હ્રાસ સમજાય છે. કાલના સબંધને લીધે પ્રેરણુ રૂપ કર્મને કારણે, શક્તિઓમાં નિત્ય ક્રિયા વ્યક્ત થાય છે નિત્ય ક્રિયામાં ફલવ્યક્તિ ઉત્પન્ન થાય છે. કાર્ય-કારણુના ભેદની બાધક સમવાય નામે શક્તિ ફલવ્યક્તિઓને એકત્વ પ્રાપ્ત કરાવે છે.

અવરોધ અને અનુમતિ વડે તેની હમેશની પ્રવૃત્તિ દ્વારા વિભક્ત બનતો કાલ પૌર્વાપર્યને પામે છે. કાલના વિભાગો ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન રૂપે સમજાવ્યાં આવ્યા છે. પાંચ પ્રકારનો ભૂતકાળ છે, ચાર પ્રકારનો ભવિષ્યકાળ છે અને બે પ્રકારનો વર્તમાન છે. અયનોના વિભાગ, નક્ષત્રોની નિશ્ચિત ગતિ અને પ્રાણીઓનાં વિનાશ અને ઉત્પત્તિ કાલને આધારે છે. વિશ્વની ક્રમરૂપતા તથા દૂર અને પાસેનું એવા નિશ્ચયની જેમ ધીમું અને ઝડપી અંગેનો નિશ્ચય કાલને આધારે છે. ભૂત અને ભવિષ્ય અંધકાર રૂપે રહેલા છે. કાલ અંગે એક મત એવો છે કે કાલ બુદ્ધયનુસંહાર અર્થાત્ બુદ્ધિસંકલન રૂપે છે. સૂર્ય, ગ્રહો અને નક્ષત્રોની ગતિને કાલ કહે છે. વર્તમાન કાળ જેવું કશું નથી એવા મતના અનુસંધાનમાં ભર્તૃહરિ જણાવે છે કે ભૂત અને ભવિષ્યને છોડીને વર્તમાન જેવું કશું હોતું નથી. ક્ષણિકવાદીઓનો આવો પૂર્વપક્ષ મહાભાષ્યમાં પણ, વર્તમાને લટ્ । સૂત્ર ૩. ૨. ૧૨૩ની ચર્ચા કરતાં, જણાવવામાં આવ્યો છે. ભર્તૃહરિ તેનો અહીં ઉલ્લેખ કરે છે. ભાષ્યકારને અનુસરીને વર્તમાનત્વને સ્વીકારતાં તે જણાવે છે કે એક જ્ઞાનાત્મામાં સંક્રાન્ત આકારવાળું ક્રિયાક્ષણોના સમૂહનું રૂપ બુદ્ધિમાં પૂરેપૂરું ગ્રહણ કરવામાં આવે ત્યારે તેને વર્તમાનત્વ કહે છે.

વ્યાકરણશાસ્ત્રમાં સૂચવાતા દાર્શનિક વિચારોને વ્યવસ્થિત કરીને, સિદ્ધાંતની કક્ષાએ તેમને રજૂ કરીને યુક્તતાર્તિકમાળામત વિનાનો સાથે, તેમની એકવાક્યતા કરવાનો ભર્તૃહરિ પ્રયત્ન કરે છે.

## પુરુષસમુદ્દેશ

અહંભાવ અને પરભાવ, કર્તા અને કર્મનાં વિશેષણો રૂપે છે. પહેલો પુરુષ અને બીજો પુરુષ તેમના વાચક બને છે. આ બે પુરુષોમાંથી જ સ્વાભાવિક અને આરોપિત ચૈતન્ય સમજાય છે. ચૈતન્ય રૂપી ભાગને ત્રીજો પુરુષ દર્શાવતો નથી. એક મત પ્રમાણે મધ્યમ પુરુષમાં બધે સંબોધનના અર્થની અપેક્ષા હોય છે.

## સંખ્યાસમુદ્દેશ

બધા દ્રવ્યરૂપ પદાર્થો સંખ્યાવાળા છે, વ્યવહારમાં ભેદ અને અભેદ એવા વિભાગો સંખ્યાને આધારે હોય છે. સંખ્યારૂપ ધર્મ ભેદને દર્શાવવાના કારણરૂપ હોઈ સંખ્યા એવા નામે ઓળખાય છે. ગુણમાં પણ ભેદ દર્શાવવા સંખ્યા વપરાય છે.

## ઉપગ્રહસમુદ્દેશ

લકારના આદેશરૂપ આત્મનેપદ દ્વારા અથવા પરસ્મૈપદ દ્વારા પ્રાપ્ત થતા ક્રિયાના અર્થની ભિન્નતાને દર્શાવનારને ઉપગ્રહ માનવામાં આવે છે. કોઈવાર તે સાધનરૂપે હોય છે, કોઈવાર તે સાધનના વિશેષણ રૂપે હોય છે. આત્મનેપદના અને પરસ્મૈપદના પ્રત્યયો વડે ક્રિયા અને તેની વિશિષ્ટતાને કોઈકવાર ઉપગ્રહ તરીકે જણાવાય છે.

## લિંગસમુદ્દેશ

લોકવ્યવહારમાં લિંગ અંગે સાત વિકલ્પો જાણીતા છે, જેમકે સ્તન અને કેશ સાથે સંબંધ, સ્તન વગેરે ચિહ્નો, લિંગચિહ્નોથી વ્યક્ત થતી જાતિ, ત્રણ ગુણોની ત્રણ અવસ્થાઓ, આવી અવસ્થાઓવાળા ત્રણ ગુણો, શબ્દથી ઉત્પન્ન થયેલ અર્થાત્મા અને શબ્દસંસ્કાર. વ્યાકરણશાસ્ત્રમાં પણ લિંગ અંગે સાત મતો જણાવ્યા છે, જેમકે પુંલ્લિંગ અને નપુંસકલિંગ એમ બન્ને જાતિના શબ્દો, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ એમ બન્ને જાતિના શબ્દો, સ્ત્રીલિંગ અને પુંલ્લિંગ એમ બે જાતિના શબ્દો, ત્રણેય જાતિના શબ્દો, માત્ર પુંલ્લિંગ, માત્ર સ્ત્રીલિંગ, અને માત્ર નપુંસક. દરેક દ્રવ્યમાં દ્રવ્ય જાતિ અને લિંગજાતિ રહેલી છે. બુદ્ધિ વડે જ્યાં લિંગના સ્વરૂપની કલ્પના થાય છે ત્યાં પણ ત્રણ લિંગ સમજવામાં આવે છે.

બધા પદાર્થોમાં આવિર્ભાવ, તિરોભાવ અને સ્થિતિ એવા અવિનાશી ધર્મોને લિંગ રૂપે સમજવામાં આવ્યા છે. બધા પદાર્થોમાં રહેલા શબ્દ, સ્પર્શ વગેરે દરેક ગુણમાં, સત્ત્વ વગેરે ત્રણ ધર્મો રહેલા છે.

પદાર્થોના ઉપચય અને અપચયના સામ્યને સ્થિતિ કહે છે. તે નપુંસકલિંગના આધાર રૂપે છે. શબ્દોમાં લિંગના નિમિત્તો રૂપે રહેલા અનેક ધર્મોમાંથી કોઈ એક ધર્મ તેમનાં લિંગનો વાચક બને છે. શિષ્ટો, શબ્દોના અર્થોનું ચોક્કસ જ્ઞાન ધરાવીને ધર્મના જ્ઞાનરૂપે જે લિંગ પ્રાપ્ત થતું હોય તેને જ લિંગ તરીકે જાહેર કરે છે. બધા શબ્દોમાં બધાં લિંગો છે એવી સ્થિતિમાં, કોઈક શબ્દના શુદ્ધ વપરાશમાં વિવક્ષાના નિયમ પ્રમાણે લિંગવ્યવસ્થા નક્કી કરવામાં આવે છે. શિષ્ટપ્રયોગથી સિદ્ધ થયેલા નિશ્ચિત લિંગને કારણે શબ્દોના સાધુત્વનું જ્ઞાન થાય છે. સત્ત્વાદિ ગુણોમાંનો કોઈ એક ધર્મ, શબ્દના લિંગના સાધુત્વનું નિમિત્ત અને વિવક્ષાનો વિષય બને છે.

મતાન્તર રજૂ કરતાં ભર્તૃહરિ જણાવે છે કે ઉત્પત્તિ, પ્રસવ છે, નાશ સંસ્ત્યાન છે, અને સ્વાભાવિક સ્વરૂપને સ્થિતિ કહેવામાં આવે છે. જ્યાં એકત્વનો નિશ્ચય હોય તેવા પાણી, રેતી, વર્ષાઋતુ વગેરે શબ્દો બહુવચનનો ભાવ ઉત્પન્ન કરતા હોવાથી आपः, सिकताः, वर्षाः એમ બહુવચનમાં વપરાય છે. લિંગ અંગે પણ આવી સ્થિતિ છે. લિંગ માત્ર શબ્દસંસ્કાર અર્થે છે.

[स्त्रियाम् ૪ સૂત્ર ૪ ૧.૩ ઉપરનાં વાર્તિકવચનો અને ભાષ્યવચનોને આધારે આ સમુદ્દેશમાં લિંગ અંગે ચર્ચા કરવામાં આવી છે. ભાષ્યકારને અનુસરીને લિંગ અંગે વ્યવહાર-પ્રયોગો અને શાસ્ત્રીય સ્થિતિ દર્શાવીને, શાસ્ત્રીય લિંગ માટે સાંખ્ય મતને અનુસરીને ચર્ચા કરવામાં આવી છે. વૈશેષિક મતનો ઉલ્લેખ પણ વાક્યપદીયકારે કર્યો છે.]

## વૃત્તિસમુદ્દેશ

પદકાંડનો તેના બીજા સમુદ્દેશોની સરખામણીમાં સૌથી મોટો ૬૨૫ કારિકાઓવાળો વિભાગ, વૃત્તિસમુદ્દેશ છે. અહીં સુધીમાં અસમસ્ત અર્થાત્ એકલા પદના અર્થો જેવા કે દ્રવ્ય, કાલ, દિક્, સંખ્યા, ઉપગ્રહ, લિંગ વગેરે વિષે ચર્ચા કરવામાં આવી. હવે સમસ્ત પદ અર્થાત્ વૃત્તિગત અર્થોનો વિચાર કરવામાં આવે છે.

વૃત્તિને કૃદન્ત, તદ્ધિતાન્ત, સમાસ, એકશેષ અને ધાતુ એમ પાંચ પ્રકારે સમજવામાં આવે છે. આ સમુદ્દેશમાં વિષયોનું નિરૂપણ જે પ્રકારે થયું છે તે ઉપરથી કહી શકાય કે પાંચ વૃત્તિઓમાંથી તદ્ધિતાન્ત, સમાસ અને એકશેષ અંગે વાર્ત્તિકકાર અને ભાષ્યકારનાં વચનોના વ્યાખ્યાન રૂપે ભર્તૃહરિએ, કારિકાઓ દ્વારા, પોતાના વિચારો રજૂ કર્યા છે. તેમાં વિષયના સંદર્ભમાં એકસૂત્રતા કે ક્રમબદ્ધ રજૂઆત, વાર્ત્તિકકાર અને ભાષ્યકારની આ વિષયની ચર્ચાના અનુલક્ષ્યમાં છે સમગ્ર વિભાગ વાર્તિક અને ભાષ્યમાંના અર્થવિચાર અંગેના મુદ્દાને ધ્યાનમાં રાખીને રજૂ થયો છે. તે તે સ્થળોમાંની ચર્ચાના કેટલાક વિષયોને પસંદ કરીને તેમને વિષે વિગતથી વિચાર કરવામાં આવ્યો છે.

આ સમુદ્દેશમાં તદ્ધિત, એકશેષ અને સમાસની ચર્ચા, તથા ઔપમ્ય અંગે ચર્ચા રજૂ થઈ છે. સમાનાધિકરણ તદ્ધિતવૃત્તિ સત્તાવીસ કારિકાઓમાં, દ્વન્દ્વ અને એકશેષ વૃત્તિ નવ કારિકાઓમાં અને સમાસ, ૭૭ થી ૩૧૬ સુધીની કારિકાઓમાં ચર્ચવામાં આવ્યાં છે. સમાસ અંગે પણ વૃત્તિ અને વાક્યનો ભેદ, અભેદૈકત્વ સંખ્યા અને સમાસ પ્રયોગોમાં લિંગ અને વચનના અતિદેશ અંગે ચર્ચા કરવામાં આવી છે. વાસ્તવમાં સમાસ અંગેની ચર્ચાનો સંદર્ભ નઞ્ સમાસ, બહુવ્રીહિ, અને દ્વન્દ્વમાં લિંગ અને વચનના અતિદેશની ચર્ચા કરવા તરફનો છે.

વૃત્તિસમુદ્દેશમાં બીજો મોટો વિભાગ ઉપમાન અને તેની સાથે સંકળાયેલા વિષયોની ચર્ચાનો છે. તેને માટે ૩૬૧ થી ૬૨૫ સુધીની કારિકાઓ રજૂ કરવામાં આવી છે.

દ્વિતીય કાંડ ઉપરની પોતાની ટીકામાં પુણ્યરાજ જણાવે છે કે "અર્થવિચારના પ્રસંગે, ઉપમાસમુદ્દેશમાં આ બાબત વિસ્તારપૂર્વક જણાવવામાં આવશે." ઉપમાસમુદ્દેશ અંગેની ચર્ચાનું સ્થાન પદકાંડમાં જ અને કદાચ વૃત્તિસમુદ્દેશમાં હોઈ શકે. અહીં એક તર્ક કરવાનું મન થાય છે કે ઔપમ્ય અંગેની સમગ્ર ચર્ચા ઉપમા સમુદ્દેશ તરીકે પ્રસિદ્ધ હોય અને ભર્તૃહરિના અવસાન પછી વાક્યપદીયના વિચારો વિપ્લાવિત થતાં આ સ્વતંત્ર ઉપમાસમુદ્દેશ વૃત્તિસમુદ્દેશનો ભાગ બની ગયો હોય. અલબત્ત આ તર્કને કશો આધાર નથી, કારણ કે, ઉપમાસમુદ્દેશ હેલારાજની પહેલા જ નષ્ટ થયો હતો. હેલારાજ આ અંગે કશું કહેતા નથી અને હસ્તપ્રતો આ અંગે ઉપયોગી નથી.

વૃત્તિસમુદ્દેશમાં ચર્ચાની શરૂઆત સમાનાધિકરણ તદ્ધિતવૃત્તિથી થાય છે.

પરિપૂર્ણ અર્થોવાળા પદોને જ નિન્દા, પ્રશંસા અને પ્રકર્ષને દર્શાવતા પ્રત્યયો લાગે છે. નિન્દા માટે क પ્રત્યય અને પ્રકર્ષ માટે तरप् અને तमप् પ્રત્યયો લાગે છે. તદ્ધિતાન્ત શબ્દરૂપોમાં સમાનાધિકરણમાં રહેલાં પ્રકૃતિ અને પ્રત્યય અંગે જણાવવામાં આવ્યું છે કે પ્રકૃતિ એવા કુત્સિત શબ્દને નિન્દાના અર્થમાં क પ્રત્યય લાગે છે જેમ કે कुत्सितक. એવી રીતે પ્રકર્ષનો અર્થ દર્શાવવા માટે तर અથવા तम પ્રત્યયો લાગે છે. જેમ કે शुक्लतरः, शुक्लतमः. સમાનાધિકરણ પદો, સમાન અધિકરણમાં હોય કે વ્યધિકરણમાં હોય, તેઓ દ્રવ્યનો અર્થ દર્શાવે છે અને તેથી તેમની વચ્ચે સંબંધ પ્રાપ્ત થાય છે (૧-૧૧)

[ઉપરની ચર્ચાના મૂળમાં તદ્ધિત પ્રત્યયો અંગેના વિભાગના, અષ્ટાધ્યાયીના સૂત્ર कुत्सिते । (૫.૩.૭૪) ઉપરનાં કેટલાંક ભાષ્યવચનો છે.]

સામાનાધિકરણ્યને ધ્યાનમાં રાખીને જણાવવામાં આવ્યું છે કે દ્રવ્યને કોઈક વિશિષ્ટ ગુણ સાથેના સંસર્ગને લીધે જુદું સમજવામાં આવે છે, જેમ કે કૃષ્ણતિલા પ્રયોગ જુદા જુદાં નિમિત્તોને કારણે દ્રવ્યનું એકત્વ સમજવામાં આવે છે આવું એકત્વરૂપ જ્ઞાન કે તેથી વિરુદ્ધનું અનેકત્વરૂપ જ્ઞાન વિશિષ્ટ બુદ્ધિને કારણે સમજવામાં આવે છે શબ્દ તેમજ અર્થ, એમ બન્નેના સંદર્ભમાં સામાનાધિકરણ્યને સમજવામાં આવે છે (૧૨–૨૭)

[ઉપરની ચર્ચાના મૂળમાં વિશેષણાનાં ચાજાતે । ૧ ૨ ૫૨ સૂત્ર ઉપરનાં કેટલાક ભાષ્યવચનો છે]

દ્વન્દ્વ અને એકશેષ અંગે નિર્દેશ કરતા જણાવવામાં આવ્યું છે કે અવયવો વડે વ્યાપ્ત એવા સમુદાયનું જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તેને દ્વન્દ્વ અને એકશેષમાં પ્રાપ્ત થનારી સહવિવક્ષા કહે છે ઇતરેતરયોગમાં સમુદાય દરેક અવયવમાં રહેલો છે. દ્વન્દ્વ સમાસમાં એક અર્થ દર્શાવનાર શબ્દો બીજો અર્થ પણ દર્શાવે છે જો બે શબ્દો વડે એક પદ અનેક અર્થો દર્શાવે છે, તે બે પદો વડે બીજું પદ અનેક અર્થો દર્શાવે છે. આને યુગપદ્‌વાચિતા કહે છે ભાષ્યમાં તેને દુ ખા અને દુરુપપાદા કહી છે પરંતુ દ્વન્દ્વના વ્યવહાર માટે તેનો આશ્રય કરવામાં આવ્યો છે (૨૮–૩૬)

[चार्थे द्वन्द्व । સૂત્ર (૨ ૨ ૨૯) ઉપરના ભાષ્યમાં વિસ્તારથી ચર્ચવામાં આવેલા યુગપદધિકરણવચનતાના સિદ્ધાન્તનો ઉલ્લેખ ભર્તૃહરિએ સંક્ષેપમાં કર્યો છે]

કેટલાક અર્થભેદો વાક્યમાં, કેટલાક વૃત્તિમાં અને કેટલાક બન્નેમાં નિયત હોય છે સામર્થ્યના સંદર્ભમાં તેમને જણાવવામાં આવે છે સામર્થ્યને સમાસમાં એકાર્થીભાવ રૂપે અને વાક્યમાં વ્યપેક્ષા રૂપે સમજવામાં આવે છે સાપેક્ષ એવો સંબંધી શબ્દ, સમુદાય સાથે સંબંધવાળા શબ્દો, गोरथ, प्रपर्ण, प्रपलाश नीलोत्पलम्, सप्तपर्ण, सुसूक्ष्मजटकेशेन, महाकष्ट्रित, महारण्यातीते, कृतपूर्वी વગેરેમાં વ્યવહારપ્રાપ્ત અર્થશક્તિના વિવિધ પાસા નજરે ચઢે છે. વિભક્તિના લોપનું વિધાન અને સ્વરની વ્યવસ્થા શાસ્ત્ર દ્વારા થાય છે પરંતુ ગોરથ જેવા પ્રયોગોમાં, વ્યવહાર દ્વારા જ, વાક્યમાં કે સમાસમાં યુક્ત શબ્દના વપરાશનો અભાવ સમજવામાં આવે છે (૩૭–૪૮)

વૃત્તિ અને વાક્યની ચર્ચા અંગે કેટલીક સૂક્ષ્મ બાબતો રજૂ કરતી વખતે ભર્તૃહરિ, શાસ્ત્રનિયમોના ઉપકારકત્વ અંગે કેટલીક સ્પષ્ટ બાબતો તરફ આપણું ધ્યાન દોરે છે

(૧) શબ્દોના જુદા જુદા અવયવોની કલ્પનાઓ દ્વારા થતા વિભાગો અંગે શાસ્ત્રમાં અન્વાખ્યાન કરવામાં આવે છે. વ્યવહારપ્રયોગ અને શાસ્ત્રનિયમો એકબીજાથી દૂર છે

(૨) વ્યવહારમાં અર્થની હંમેશની પ્રાપ્તિને વિચારીને જ વાક્યમાં પદની, પદમાં ધાતુની, અને ધાતુમાં અવયવોની કલ્પના કરવામાં આવી છે વ્યાકરણગત વ્યુત્પત્તિ અનિશ્ચિત હોઈ, શાસ્ત્રકારોએ યોજેલા ઉપાયો સાચા માનવા જોઈએ નહિ

(૩) શિષ્ટો માટે શાસ્ત્ર નથી શિષ્ટોએ કરેલા વિભાગોને શાસ્ત્ર અનુમતી આપે છે

(૪) શાસ્ત્રના જ્ઞાન અંગે અનિશ્ચિતતા હોય ત્યારે શાસ્ત્રને નિર્ણાયક માનવું જોઈએ નહિ શિષ્ટપ્રયોગોને ન સમજનાર માટે શાસ્ત્ર નેત્ર સમાન છે

[ઉપરની ચર્ચાના મૂળમાં समर्थः पदविधि । સૂત્ર ૨ ૧ ૧ ઉપરનાં કેટલાક ભાષ્યવચનો છે]

સમાસમાં એકાર્થીભાવની કલ્પના હોય તો વિશેષણવિશેષ્યભાવ તેમાં કેવી રીતે હોઈ શકે એવા સ્વાભાવિક પ્રશ્નના ઉત્તર રૂપે જણાવવામાં આવ્યું છે કે વિશેષણના બોધ પછી, તેના અર્થનો વિશેષ્યના અર્થ સાથે સમુચ્ચય થાય છે. ત્યાર પછી વિશેષણના અર્થની નિવૃત્તિ થાય છે. આવી નિવૃત્તિ થતાં એકાર્થીભાવરૂપ વૃત્તિ પ્રાપ્ત થાય છે. આ અંગે મુશ્કેલી એ છે કે નિમિત્ત અર્થાત્ વિશેષણ અને નિમિત્તી અર્થાત્ વિશેષ્ય એક સાથે રહેતાં નથી. તેથી તેમની વચ્ચે સંબંધ થતો નથી. આ ઉપરાંત પૂર્વ સંસ્કાર સાથેના ઉત્તર જ્ઞાનથી ઉત્પન્ન થયેલી સ્મૃતિ દ્વારા તેમનું સંયોજન પણ થતું નથી. તેથી વિશેષણ-વિશેષ્યભાવ સિદ્ધ થતો નથી.

ભર્તૃહરિનો ઉત્તર એવો છે કે વિશેષણ અને વિશેષ્ય પરસ્પર સંયુક્ત હોવાથી તેમને અંગેનું જ્ઞાન પણ જાણે સંસૃષ્ટ હોય એમ ઉત્પન્ન થાય છે. માત્ર પ્રક્રિયાને અર્થે તેમને વિભક્તપણે સમજવામાં આવે છે. વાસ્તવમાં તેમનું જ્ઞાન અભિન્ન છે. સમાસમાં જુદાં જુદાં પદોની કલ્પના, સમાસને સમજવામાં માત્ર ઉપાય રૂપે જ છે (૮૯-૯૯)

[समर्थः पदविधिः । સૂત્ર ૨.૧.૧ ઉપરનાં કેટલાંક ભાષ્યવચનો ઉપરની ચર્ચાના આધાર રૂપે છે.]

સમાસમાં ગૌણ પદના અર્થમાં એકત્વ સંખ્યાથી વિલક્ષણ એવી અભેદૈકત્વ સંખ્યા પ્રાપ્ત થાય છે. તે બધી સંખ્યાના સમુચ્ચય રૂપે અભિન્નપણે રહેલી છે. જેમ મધમાં અનેક પુષ્પોના રસો રહેલા છે તેમ અનેક સંખ્યાઓ આ સંખ્યામાં સમાયેલી છે. ઉપસર્જન પદનો અર્થ સંખ્યાસામાન્ય રૂપે સમજવામાં આવે છે. दाक्ष्याः पतिः, गोदौ ग्रामः અને द्विपुत्रः વગેરે પ્રયોગો આનાં ઉદાહરણો છે.

અભેદૈકત્વ સંખ્યાને સ્વીકારતાં यौष्माक, तावक, गार्ग्य, गार्ग्यायण વગેરે શબ્દરૂપો સિદ્ધ થશે નહિ. આવો વિપક્ષ બરાબર નથી. ઉપસર્જન પદમાં એકત્વ સંખ્યા માનતાં તે સંખ્યામાં બધી સંખ્યાઓનો સમાવેશ થશે. અભેદૈકત્વ સંખ્યાને ચોક્કસ સંખ્યાવાળી એકત્વ સંખ્યા અને સંખ્યાઓ રૂપી ભેદ વિનાની અભેદૈકત્વ સંખ્યા એમ બે રીતે સમજવી જોઈએ આ વિચાર અંગે ભર્તૃહરિનો અભિગમ બન્ને પક્ષે છે. વૃત્તિમાં અભેદૈકત્વ સંખ્યા અને વાક્યમાં ચોક્કસ સંખ્યા પ્રાપ્ત થતી હોવા છતાં બધે આવો વિશિષ્ટ સંખ્યાભેદ હોતો નથી. (૧૦૦-૧૩૪).

[अलुगुत्तरपदे । સૂત્ર ૬.૩.૧ ઉપરના વાર્તિક-ભાષ્યમાં મળી આવતાં કેટલાંક વિધાનો આ ચર્ચાના આધાર રૂપે છે.]

સમાસમાં જેમ ઉપસર્જનપદમાં સંખ્યાવિશેષ કોઈવાર જણાતો નથી તેમ લિંગ-વિશેષનો પણ પરિચય થતો નથી. લિંગની અને સંખ્યાની વિશિષ્ટતાને જણાવવા માટે विशेषणानां चाजातेः । સૂત્ર ૧.૨.૫૨ને રજૂ કરવામાં આવ્યું છે. આ સૂત્રનું પ્રત્યાખ્યાન ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે આ સૂત્રવચન દ્વારા કરવામાં આવેલી શાસ્ત્રવ્યવસ્થાને લીધે આશ્રયનાં લિંગ અને વચન પ્રમાણે આશ્રિતનાં લિંગ અને વચનને પણ જણાવવામાં આવે છે. (૧૩૫-૧૫૮)

પ્રકર્ષવાચક શબ્દો, સ્ત્રીલિંગવાળા શબ્દો, દ્વન્દ્વ, બહુવ્રીહિ અને નગ્ સમાસ.અંગે વાર્તિકો અને ભાષ્યમાં પ્રાપ્ત થનારી, विशेषणानां चाजातेः । ૧.૨.૫૨ સૂત્ર ઉપરની ચર્ચાને હવે રજૂ કરવામાં આવે છે. (૧૫૯)

પ્રકર્ષવાચક શબ્દોનાં લિંગ અને વચન અંગેની ચર્ચા પ્રમાણમાં ઓછી હોવાથી તેને પહેલાં, अतिशायने तमबिष्ठनौ । સૂત્ર ૫.૩ ૫૫ ના સંદર્ભમાં રજૂ કરવામાં આવે છે. ભર્તૃહરિએ આ સૂત્ર ઉપરનાં કેટલાંક ભાષ્યવચનોને પોતાના શબ્દોમાં રજૂ કર્યાં છે. (૧૬૦-૧૬૮)

स्त्रियाम् । સૂત્ર ૪.૧ ૩ ઉપરના ભાષ્યમાં ચર્ચવામાં આવેલા મુદ્દાઓનો આ ચર્ચામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પતંજલિની પહેલાં વપરાતા અને સ્ત્રીત્વનો અર્થ દર્શાવતા સંસ્ત્યાન શબ્દને કેન્દ્રમાં રાખીને આ કારિકાસમૂહમાં ચર્ચા કરવામાં આવી છે. स्त्रियाम् । સૂત્ર ઉપરનાં વાર્તિકો અને ભાષ્યમાં સ્ત્રી શબ્દ કયા અર્થમાં પ્રયોજાય છે એ અંગે ત્રણ પક્ષો, પ્રત્યયાર્થવિશેષણપક્ષ, સીસમાનાધિકરણપક્ષ અને પ્રકૃત્યર્થવિશેષણપક્ષ, હેલારાજ અને કૈયટે સૂચવ્યા છે. (૧૬૯-૧૯૦)

च (અને) અવ્યય હોવાથી અને च ના અર્થમાં દ્વન્દ્વ સમાસ પ્રાપ્ત થતો હોવાથી સમાસમાં લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ થવી જોઈએ નહિ. છતાં પણ આવાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય છે તેને અંગે અહીં ચર્ચા કરવામાં આવી છે. च, वा વગેરે શબ્દો વિકલ્પ, સમુચ્ચય, પ્રતિષેધ વગેરે અર્થો દર્શાવે છે. આવા અર્થો સત્ત્વરૂપ દ્રવ્યના હોઈ તેમને લિંગ અને સંખ્યા સાથે સંબંધ હોઈ શકે (૧૯૧-૨૧૦)

બહુવ્રીહિ સમાસમાં લિંગ અને વચનના અતિદેશ અંગે ચર્ચા કરતાં જણાવવામાં આવ્યું છે કે 'આ તે છે' એવા અભેદ સંબંધને કારણે વિશિષ્ટ આશ્રયના વાચક બહુવ્રીહિપદોનાં લિંગ અને સંખ્યા विशेषणानां चाजातेः । સૂત્ર ૧.૨.૫૨ ના નિયમને કારણે પ્રાપ્ત થશે. *આ પ્રમાણે બહુવ્રીહિ સમાસ લિંગ અને સંખ્યા સહિત દ્રવ્યનું અભિધાન* કરે છે. ત્યાં લિંગ અને સંખ્યાનુ અભિધાન કરનારા પ્રત્યયોનો પ્રયોગ થતો નથી. ભાષ્યાનુસારી મત દર્શાવતાં ભર્તૃહરિ જણાવે છે કે દ્રવ્યરૂપ ધર્મો સાથેના બહુવ્રીહિ સમાસમાં દ્રવ્યરૂપ વિશેષ સાથે રહેલાં લિંગ અને સંખ્યાને આ સમાસ પ્રાપ્ત કરે છે. (૨૧૧-૨૪૮)

[अनेकमन्यपदार्थे । સૂત્ર ૨.૨.૨૪ ઉપરનાં વાર્તિકવચનો અને ભાષ્યવચનો આ ચર્ચાના આધાર રૂપે છે. વાર્તિકભાષ્યવચનોમાંથી અન્ય પદાર્થ અને વિગ્રહકૃત્યર્થ એવા બે પક્ષો પ્રાપ્ત થાય છે. ભર્તૃહરિને બંને પક્ષો સ્વીકારાર્હ લાગ્યા છે એમ જણાય છે.]

નગ્ સમાસ અંગે ત્રણ પક્ષો વિચારવામાં આવ્યા છે. अब्राह्मणः માં ઉત્તર પદનો અર્થ મુખ્ય, પૂર્વ પદનો અર્થ મુખ્ય અને અન્ય પદનો અર્થ મુખ્ય એમ ત્રણ પક્ષો नञ् । સૂત્ર ૨.૨ ૬ ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે રજૂ કર્યા છે. આ પક્ષો અંગે ભર્તૃહરિએ મુશ્કેલીઓ સૂચવી છે અને अबाधकः તેમજ असत्र એવા સમાસપ્રયોગોનાં ઉદાહરણ આ અંગે આપ્યાં છે. આ મુશ્કેલીઓ ભર્તૃહરિ દૂર કરે છે અને ભાષ્યકારને અનુસરીને પૂર્વ પદ અને ઉત્તર પદના અર્થના પ્રાધાન્યને સ્વીકારે છે. (૨૪૯-૩૧૬)

જાતિ અને દ્રવ્યના સંદર્ભમાં લિંગ અને વચન અંગે ચર્ચા કરતાં ભર્તૃહરિ જણાવે છે કે શબ્દના વાચ્ય અર્થ રૂપે જાતિને સમજવામાં આવતાં તેને માટે લિંગ અને વચન નિશ્ચિત હોય છે, અને આશ્રયોનાં લિંગ અને વચન સાથે તે જોડાય છે. શબ્દોના લૌકિક લિંગને બદલે શાસ્ત્રીય લિંગ સ્વીકારવું જોઈએ. પદનો અર્થ દ્રવ્ય સમજવામાં આવતાં લિંગવિષયક કોઈ વિરોધ નથી. જાતિ તેમજ વ્યક્તિ પક્ષમાં શબ્દો નિયતલિંગવાળા હોય છે. તેથી લિંગ અંગે, લિંગસમુદ્દેશમાં કલ્પેલા સાત વિકલ્પો બન્નેને લાગુ પડે છે.

વચન અંગે પણ શાસ્ત્રના નિયમો પ્રમાણે વ્યવહાર કરવો જોઈએ. દ્રવ્ય અને જાતિ વચ્ચે, નામ અને આખ્યાતની જેમ, ગૌણપ્રધાનભાવને સ્વીકારી શકાય. ગૌણ દ્રવ્યો અનેક હોવાને કારણે આકૃતિ માટે એક શબ્દ વપરાય છે. જુદાં જુદાં દ્રવ્યો સાથેના સંબંધને કારણે જુદી જુદી સંખ્યાઓ સિદ્ધ થાય છે. (૩૧૭–૩૫૮)

[ सरूपाणामेकशेष एकविभक्तौ । સૂત્ર ૧. ૨. ૬૪ અને जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतर-स्याम् । સૂત્ર ૧. ૨ ૫૮ ઉપરનાં કેટલાંક વાર્તિકવચનો અને ભાષ્યવચનો, ઉપરની ચર્ચાના આધાર રૂપે છે ]

ઔપમ્ય અંગેનો નવો વિભાગ કારિકા ૩૬૧ થી શરૂ થાય છે. માન અને ઉપમાનને સમજાવીને શસ્ત્રીશ્યામા જેવા તત્પુરુષ સમાસનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. જુદા જુદા આશ્રયોમાં રહેલા ગુણો વચ્ચે ભેદ હોવા છતાં તે એક જ છે એમ સમજવામાં આવે છે. આશ્રયને કારણે ગુણોમાં ભેદ અને જાતિને કારણે ગુણોમાં અભેદ હોવાથી ઉપમાન, ઉપમેયને નક્કી કરવામાં કાર્યશીલ બને છે.

પોતાના બીજા વિશિષ્ટ ગુણને કારણે જુદા વિશિષ્ટ ગુણોવાળા આશ્રયો સાથે સંબંધને પામનારને ઉપમાન કહેવાય છે. ઉપમાન અને ઉપમેયમાંથી કોઈકમાં રહેલા સાધારણ ધર્મને જણાવતો શબ્દ સામાન્યવચન તરીકે ઓળખાય છે. સામાન્ય ધર્મ ઉપર આધાર રાખનારું અને પદાર્થને પૂરેપૂરું નહિ માપી શકનારું નિમિત્ત ઉપમાન, સાદૃશ્યને કારણે ઉપમેયની પાસેનું સમજવામાં આવે છે. ઉપમાન અને ઉપમેયમાં અભેદની વિવક્ષા હોય ત્યારે ઉપમા પ્રાપ્ત થશે નહિ જ્યાં કાંઈક સામાન્ય હોય અને કેટલાક ભેદો હોય ત્યાં ઉપમાનોપમેયભાવ હોય છે. જેમ ગુરુ, શિષ્ય, પિતા, પુત્ર, ક્રિયા, કાલ વગેરે વ્યવહારો બીજાની અપેક્ષા રાખે છે તેમ ઉપમાનોપમેયભાવ પણ બીજાની અપેક્ષા રાખે છે. (૩૫૯–૪૨૮)

[ उपमानानि सामान्यवचनैः । સૂત્ર ૨. ૧. ૫૫ ઉપરનાં વાર્તિકો અને ભાષ્યવચનો ઉપરની ચર્ચાના આધાર રૂપે છે.]

उपमितं व्याघ्रादिभिः सामान्याप्रयोगे । સૂત્ર ૨. ૧. ૫૭ના વિચારના અનુસંધાનમાં ભાષ્યાનુસારી ચર્ચા કરતાં ભર્તૃહરિ જણાવે છે કે पुरुषव्याघ्रः સમાસમાં વ્યાઘ્ર શબ્દ શૌર્યના સંદર્ભમાં પુરુષનો અર્થ દર્શાવે છે, પરંતુ જો शूरः શબ્દ વાપરવામાં આવે તો સમાસ પ્રાપ્ત થતો નથી. (૪૨૯–૪૩૩)

तेन तुल्यं क्रिया चेद्वतिः । સૂત્ર ૫.૧.૧૧૫ના સંદર્ભમાં જણાવવામાં આવ્યું છે કે સાધારણ ધર્મના ઉલ્લેખ વિનાના દ્રવ્યમાં દૃઢ અનેક સંબંધવાળા સાધારણ ધર્મરૂપી ક્રિયા

અથવા ગુણો ઉપમાનોપમેયરૂપ સંબંધમાં નિમિત્ત તરીકે સમજવામાં આવે છે. ઉપમાન અને ઉપમેય, બન્નેમાં સાધારણ ધર્મ રૂપે રહેલા વિશેષને ક્રિયાશીલ સમજવામાં આવ્યો છે. વતિના અર્થવાળો તુલ્ય શબ્દ ક્રિયા સાથે સમાન અધિકરણમાં છે. (૪૩૪–૫૨૪)

तेन तुल्यं ० । (૫. ૧. ૧૧૫) સૂત્ર ઉપરનાં ભાષ્યવચનોનું વિગતપૂર્ણ વ્યાખ્યાન પૂરું કરીને હવે તેના પછીના સૂત્ર तत्र तस्येव । (૫. ૧. ૧૧૬) ઉપરનાં ભાષ્યવચનોની રજૂઆત કરવામાં આવે છે. ભાષ્યકાર જણાવે છે કે तुल्य અને इव શબ્દો સમાનાર્થક છે. तेन तुल्यं સૂત્ર પ્રમાણે બે ક્રિયાઓ અંગેના સાદૃશ્યને દર્શાવતા તૃતીયાન્ત શબ્દને वति ઉમેરવામાં આવે છે. આ સૂત્ર બે સત્ત્વવાચક શબ્દો વચ્ચે સાદૃશ્ય દર્શાવતા ષષ્ઠ્યન્ત શબ્દને वति ઉમેરવાનું વિધાન કરે છે આ બાબત અગાઉના સૂત્રથી સિદ્ધ થાય છે એટલે तत्र तस्येव । સૂત્ર રજૂ કરવાની જરૂર નથી. આવા પૂર્વપક્ષ અંગે ઉદાહરણો રૂપે भोज्यते ब्राह्मण इव ।, पश्यति ब्राह्मणं इव ।, ब्राह्मणेनेव विज्ञातम् ।, दीयतां ब्राह्मणाय इव, ब्राह्मणादिव वैश्यात् त्वम् । પ્રયોગો ભર્તૃહરિએ રજૂ કર્યા છે. આ બધા પ્રયોગોમાંની વિભક્તિઓને બદલે તૃતીયાનો પ્રયોગ तुल्य સાથે થઈ શકે. આ પ્રકારની દલીલનો વિરોધ કરતાં જણાવવામાં આવે છે કે तुल्यं मधुरया अधीते અને मात्रा तुल्यं स्मरामि ताम् । પ્રયોગોમાં મધુરા અને અધ્યયનક્રિયાનું તથા માતા અને સ્મરણક્રિયાનું સાદૃશ્ય સમજવું પડશે. પરંતુ આવું સાદૃશ્ય પ્રાપ્ત થતું નથી. તેથી तेन तुल्यं० । સૂત્રથી કાર્યનિર્વાહ થશે નહિ. અધ્યયન અને સ્મરણના આશ્રયો ભિન્ન હોવાથી તેમની વચ્ચે સાદૃશ્ય પ્રાપ્ત થાય છે એમ જો માનીએ તો આશ્રયોને કર્તા રૂપે સમજવા પડશે અને वति પ્રત્યય કર્તા શબ્દને લાગુ પડશે, અધિકરણ કે કર્મને નહિ

वति દ્વારા સામાન્ય અભિધાન અંગે ક્રિયાના પ્રયોગના વિધાન અંગેના નિયમમાં કે પછીના સૂત્રમાં પ્રાપ્ત થતા અભિધાનમાં ક્રિયા શબ્દના વપરાશ અંગે કશો તફાવત સમજવામાં આવતો નથી. वतिનું ફરીવાર વિધાન દ્રવ્ય કે ગુણના સાદૃશ્યને દર્શાવવા માટે થયું છે. मधुरायां इव गृहा: । અને ब्राह्मणस्येव पाण्डुरा: । પ્રયોગોમાં સાદૃશ્ય દ્રવ્ય અને ગુણ દર્શાવે છે. તેથી तेन तुल्यं० । સૂત્રથી કામ ચાલશે નહિ. (૫૨૫–૫૫૧)

तदर्हम् । (૫.૧.૧૧૭) સૂત્ર અંગે વિચારતાં જણાવવામાં આવ્યું છે કે, જો राजवद् वृत्तम् । પ્રયોગમાં राजवत માટે राजानं अर्हति । અને राज्ञा तुल्यं । એવાં બે વિગ્રહવાક્યો સમજવામાં આવે તો तदर्हं અર્થમાં वति ની પ્રાપ્તિ तेन तुल्य० । સૂત્રથી થશે. ઉપમાનની વિવક્ષા ન હોય ત્યારે अर्हति (જ્ઞાપક બને છે) ક્રિયાનો કર્તારૂપ ધર્મ અન્યની નિવૃત્તિનો નિશ્ચય કરાવે છે તેને માટે तदर्हम् સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે राजवद् वृत्तं अस्य । માં ભેદની કલ્પના કરીને ઔપમ્ય સમજવામાં આવે તો तेन तुल्य० । સૂત્રથી वति પ્રાપ્ત થશે. તેથી પાણિનીતર વ્યાકરણોમાં આ પ્રકારનું સૂત્ર મળતું નથી. પરંતુ યોગ્યતા અને ઉપયોગિતા નો અર્થ જણાવવાનો હોય ત્યારે तदर्हम् । સૂત્ર આવશ્યક છે (૫૫૨–૫૭૮)

वति પ્રત્યયના વિધાનની ચર્ચા પછી બાકીની ક્રમ પ્રાપ્ત ચર્ચા, उपसर्गाच्छन्दसि धात्वर्थे । (૫ ૧ ૧૧૮) સૂત્રની રજૂઆત દ્વારા કરવામાં આવે છે.

આ સૂત્રમા અર્થે શબ્દ એટલા માટે મૂકયો છે કે ધાતુ એ શબ્દ છે અને વ્યાકરણ-કાર્ય શબ્દના સંદર્ભમા નહિ પરતુ અર્થના સદર્ભમા થાય છે ધાતુ શબ્દનો અર્થ ક્રિયા સમજવો જોઈએ धातुकृत अर्थ धात्वर्थ. । એવો વિગ્રહ धात्वर्थ. નો સમજતા ઉત્તરપદ कृतः ના લોપ માટે अर्थ પદ મૂકયુ છે એમ પણ સમજી શકાશે ધાત્વર્થને ક્રિયા માનતાં અને ક્રિયાને સાધન સાથે સબધ થતાં સાધનના અર્થમા ઉપસર્ગ પછી वति મૂકવામાં આવે છે. આમ થતા वति પ્રત્યયાન્તને લિગ અને સખ્યા પ્રાપ્ત થશે.

ઉપમાન અને ઉપમેય અગે વિશેષ ચર્ચા કરતા ભર્તૃહરિ જણાવે છે કે જ્યા ઉપમેય-વાચક બીજા શબ્દનો પ્રયોગ થતો નથી ત્યાં બીજા વૈયાકરણોના મતમા જુદાં જુદા ઉપમાનો સમજવામા આવે છે કોઈવાર એકસાથે રહેલા અનેક ઉપમેયો માટે એક ઉપમાન સમજવામાં આવે છે અને કોઈવાર જુદાં જુદાં ઉપમેયોમાના દરેકને માટે એકેક જુદુ ઉપમાન સમજવામાં આવે છે. આને માટે करयप નું ઉદાહરણ આપવામા આવ્યુ છે. (૫૮૦-૬૦૬)

ઉપમાનના સદર્ભમા समासाच्च तद्विषयात् (૫ ૩.૧૦૬) સૂત્રના વિચારને સમજાવતાં ભર્તૃહરિ જણાવે છે કે इवના અર્થમાં થનારા સમાસને સ્વાર્થે છ પ્રત્યય લાગે છે. આના ઉદાહરણરૂપે काकतालीयम् પ્રયોગની ચર્ચા કરવામા આવી છે (૬૦૭-૬૧૫)

स्थूलादिभ्यः प्रकारवचने कन् । (૫ ૪ ૩) સૂત્ર 'તેના પ્રકારનો' એવા અર્થમાં कन् પ્રત્યયનું વિધાન કરે છે એવો નિર્દેશ કરીને પ્રકારનો અર્થ સાદૃશ્ય છે એવા મતને રજૂ કરવામાં આવ્યો છે. પ્રકારનો અર્થ ભિન્નતા પણ કરી શકાય, એમ જણાવવામાં આવ્યુ છે આને અંગે चञ्चत्क, बृहत्क જેવા ઉદાહરણો સમજાવવામા આવ્યા છે. સાદૃશ્યનો અર્થ જણાવનાર यथा અને सह નો પણ ઉલ્લેખ કરવામા આવ્યો છે. (૬૧૬-૬૨૫)

વાકયપદીયમા ભર્તૃહરિના તત્ત્વવિચાર અગે નીચેના બાબતો ધ્યાન ખેંચે છે :

(૧) ભર્તૃહરિનુ દર્શન પ્રાચીન વૈદિક પરપરા સાથે સધાનવાળું છે

(૨) પ્રામાણ્ય અગે ભર્તૃહરિનો કશો એકાન્ત આગ્રહ નથી.

(૩) લોકવ્યવહારમા પ્રચલિત શબ્દવ્યવહારની સઘળી પ્રક્રિયામાં શબ્દનુ એકત્વ, નિત્યત્વ અને સ્વય પ્રકાશકત્વ રહેલા છે તેમને ઉચ્ચરિત શબ્દની વ્યવસ્થા કરનાર વ્યાકરણ સિદ્ધાન્તના પરિપ્રેક્ષ્યમા તપાસવા જોઈએ આવી તપાસને અતે વ્યાકરણનિષ્ઠ પ્રક્રિયાના અનેકત્વની બુદ્ધિ દૂર થતા શબ્દ, અર્થ અને તેમના સબધમાં રહેલા અક્ષર શબ્દતત્ત્વની સાથે વક્તાનુ તાદાત્મ્ય થાય છે. તાદાત્મ્યની પ્રાપ્તિ એટલે પરમ તત્ત્વરૂપ પશ્યન્તી વાણીનો સાક્ષાત્કાર. આનુ નામ મોક્ષ

શબ્દ અગેના દાર્શનિક તત્ત્વવિચારના મૂળ ઋગ્વેદમાં પ્રાપ્ત થતા વાક્ અગેના ઉલ્લેખોમા છે વર્ણોના યોગ્ય ઉચ્ચારણથી બોલાતી શુદ્ધ વાણીનુ યજ્ઞકાર્યમા મહત્ત્વ અને સર્વવ્યાપકત્વ વાક્સૂક્તમાં રજૂ થયુ છે ચાર પ્રકારે વિભક્ત થયેલી આ વાણીને બ્રાહ્મણ-ગ્રંથોમા દેવી વાક્, અમૃતની નાભિ, સતજાત, સત્ય અને પ્રાણ તથા ઓંકારની સમકક્ષ ગણવામા આવી છે ઉપનિષદોમા વાક્‌ને સર્વની વિજ્ઞાત્રી, જ્યોતિર્મય રૂપવાળી તથા જ્ઞાનમય અને દર્શનમય સમજવામાં આવી છે ઉપનિષદકાળમાં જ ત્રણ વાણી, પશ્યન્તી, મધ્યમા અને વૈખરીની કલ્પના થઈ હતી.

શબ્દાર્થ અંગેની દાર્શનિક ભૂમિકાની સાથે સાથે વ્યાકરણમૂલક ભૂમિકા પણ યાસ્કની પહેલાંના સમયથી શરૂ થઈ. શબ્દાર્થસંબંધનિત્યત્વ અને અખંડ વાક્યાર્થનો વિચાર નિરુક્ત (૧ ૨)માં નોંધેલા 'इन्द्रियनित्यं वचनम्' (શ્રોતાની સંગ્રાહક બુદ્ધિમાં વાક્ય નિત્ય છે) એવા ઔદુમ્બરાયણના કથનમાંથી પ્રાપ્ત થાય છે ભર્તૃહરિના અખંડ વાક્યાર્થનું એ પ્રથમ સોપાન છે.

ભર્તૃહરિનું દર્શન વ્યાડિ અને પતંજલિના દર્શનનો વિસ્તાર છે એટલું જ નહિ પરંતુ વૈશેષિકો અને સાંખ્યોના શબ્દાર્થસંબંધ, પદસંઘાતરૂપ વાક્ય, દ્રવ્ય, ક્રિયા, સાધન, સંબંધ, કાલ વગેરેના વિચારોના વિરોધ રૂપે છે. સમવાય અને સંયોગ સંબંધને નકારીને શબ્દાર્થ વચ્ચે તે વાચ્યવાચકભાવ અને નિત્ય યોગ્યતારૂપ સંબંધની સ્થાપના કરે છે. જુદી જુદી વ્યક્તિઓમાં, પ્રકૃત્યર્થમાં, પ્રત્યયાર્થમાં અને ગૌણમુખ્યાર્થમાં પણ તેમને સામાન્ય અથવા જાતિનો બોધ થાય છે.

શબ્દ, ધ્વનિ, વાક્ય અને સ્ફોટ અંગેની ભર્તૃહરિની સિદ્ધાન્તસ્થાપના પતંજલિના વિચારોના સંદર્ભમાં જ છે. પદકાંડનો આધાર તે તે વિષયો અંગેની મહાભાષ્યમાં પ્રાપ્ત થતી ચર્ચા છે. વસુરાત ગુરુનો વ્યાકરણાગમ કેવો હતો અને ભર્તૃહરિએ તેમાં ફેરફાર કર્યો કે કેમ તે જાણવાનું કશું સાધન નથી. કેચિત્, અપરે, અન્યે વગેરે શબ્દોથી પ્રાપ્ત થયેલાં અર્થદર્શનોના કોઈક ચોક્કસ સ્થાપકો હતા કે તે ભર્તૃહરિની પ્રજ્ઞાથી પ્રાપ્ત થયેલાં માત્ર વિકલ્પ અર્થદર્શનો છે તેનો નિર્ણય મુશ્કેલ છે. સર્વસિદ્ધાન્તના સંદોહનો આદર્શ રાખનારા ભર્તૃહરિની મૌલિક કૃતિને સારસંગ્રહ કહી શકાશે નહિ. 'અમારા ગુરુએ આ આગમસંગ્રહ રચ્યો' એવા શબ્દો તો એક સુશિષ્યની ગુરુઋણ અદા કરવાની નમ્ર પદ્ધતિ જ છે.

પ્રમાણવિનિશ્ચય અંગે ભર્તૃહરિના વિચારો મધ્યમમાર્ગનું ગ્રહણ કરે છે. વેદને તે અપૌરુષેય, પ્રમાણભૂત અને બધાં શાસ્ત્રો, દર્શનો અને વિદ્યાઓના આધારરૂપ સમજે છે. અનુમાનનું પ્રામાણ્ય સ્વીકારવા છતાં આગમવિરુદ્ધ તર્કને તે નકારે છે. અભ્યાસ પ્રત્યક્ષ અને યોગજ પ્રત્યક્ષને તે આવકારે છે છતાં પ્રત્યક્ષને પણ યુક્તિથી નીરખવું જોઈએ એમ તે (વા. ૫.૨.૧૪૧) માને છે. પ્રતિભાના ઉન્મેષને અને શિષ્ટોના શબ્દવ્યવહારને તે પ્રમાણભૂત મનાવે છે. શિષ્ટો વડે અપુરસ્કૃત અને ધર્મસાધનમાં વિક્ષેપરૂપ શબ્દોને તે અપભ્રંશ અથવા અશુદ્ધ ગણે છે. તેમને મતે અપભ્રંશ શબ્દોનું વાચકત્વ સાક્ષાત્ નહિ પરંતુ શુદ્ધ શબ્દોના અનુમાન દ્વારા સિદ્ધ થાય છે

શબ્દ, ધ્વનિ, નાદ અને સ્ફોટ અંગે ભર્તૃહરિએ બ્રહ્મકાંડમાં વિસ્તારથી ચર્ચા કરી છે. તેમના મતે અક્ષર શબ્દતત્ત્વ અનાદિ અને અનંત છે અને સર્વ લોકવ્યવહારના મૂળમાં છે. બધા વેદો, સ્મૃતિઓ દર્શનો, વિદ્યાઓ, કલાઓ અને વ્યાકરણસ્મૃતિના આધાર રૂપે તે શબ્દતત્ત્વ છે. આવા અદ્વૈત દર્શનની પૂર્વભૂમિકારૂપે સમગ્ર શબ્દવ્યવહાર અર્થાત્ ઉચ્ચરિત અને સુશ્રુત શબ્દો, અને તેમના સમૂહરૂપ અખંડ વાક્ય છે

શબ્દને અંગે વિચારતાં ભર્તૃહરિ જણાવે છે કે ઉપાદાન અથવા વાચક શબ્દ બે પ્રકારનો છે. એક, શબ્દનું નિમિત્ત છે અને બીજો અર્થ માટે પ્રયોજાય છે. મહાભાષ્ય-

દીપિકા(પૃ ૩, પૂના ૧૯૬૫)મા જણાવ્યુ છે કે "ઉચ્ચરિત શબ્દ ક્રમવાન છે અને અર્થપ્રાપ્તિ કરાવનારો બુદ્ધિસ્થ શબ્દાત્મા અક્રમ છે તે અર્થરૂપે છે. તે સ્ફોટ છે અને નિત્ય અર્થાત્મા છે ક્રમપૂર્વક ઉત્પન્ન થયેલા ધ્વનિઓ વ્યક્તિરૂપે છે" (यो वाग्यमुच्चार्यते क्रमवान् अक्षर कश्चिदन्य अक्रम शब्दात्मा बुद्धिस्थो विगाहते तस्मादर्थप्रतिपत्ति ।.. एतच्चार्थस्वरूपम् । स्फोटोऽयमेव शब्दात्मा नित्यः ।

દીપિકાનાં આ વચનો અને સ્ફોટ અંગેના વાક્યપદીયમા પ્રાપ્ત થતા કથનો અંગે વિવાદ પ્રાપ્ત થાય છે. કૌણ્ડભટ્ટના 'સ્ફોટનિર્ણય'ના પોતાના સંપાદન (પૂના, ૧૯૬૭)ની પ્રસ્તાવનામા પ્રોફે એસ ડી જોષીએ વાક્યપદીયની બ્રહ્મકાંડની નવ કારિકાઓ–બીજા કાંડોમા સ્ફોટનો ઉલ્લેખ નથી–તપાસીને નિષ્કર્ષ રજૂ કર્યો છે કે પતંજલિના સ્ફોટ અંગેના ઉલ્લેખોની જેમ ભર્તૃહરિના સ્ફોટના વિચારોમાથી "સ્ફોટ એક અને અખંડ ધ્વનિતત્ત્વ રૂપે (Sound pattern) અને ધ્વનિસમૂહની પ્રકૃતિ રૂપે છે એવો નિશ્ચય પ્રાપ્ત થાય છે. તે અર્થવાહક તત્ત્વ નથી અને કૈયટ તથા પછીના વૈયાકરણો માને છે તેમ તે શબ્દબ્રહ્મ પણ નથી" વાક્યપદીયનું શ્રી જોષીનું સ્ફોટ અંગેનું અર્થદર્શન અપરિહાર્ય માનીએ તો, 'દીપિકા' જેમા સ્ફોટનો નિત્ય અર્થાત્મા' રૂપે વિચાર એક મતાન્તર અથવા દીપિકાકારના પોતાના વિકલ્પ અર્થદર્શન તરીકે રજૂ થયો છે તે ભર્તૃહરિની કૃતિ નહિ પરંતુ અનુ ભર્તૃહરિકાલની કોઈક કૃતિ હોવી જોઈએ એમ સ્વીકારવુ પડે. શૈલીની ભિન્નતાને બાદ કરતા ભર્તૃહરિના દીપિકાના કર્તૃત્વના વિરોધમા કશો નિશ્ચય થતો નથી આ ઉપરાત કુમારિલ, પ્રભાકર, ધર્મકીર્તિ અને મંડનમિશ્રની કૃતિઓમા સ્ફોટને અર્થવાહક તત્ત્વ તરીકે સમજવા તરફનો અભિપ્રાય દૃઢ થાય છે સંભવ છે કે કુમારિલ વગેરેને ભર્તૃહરિનો સ્ફોટ, તેણે શબ્દતત્ત્વના કરેલા ઉલ્લેખોને કારણે અર્થવાહક, નિત્ય અને અક્ષરરૂપે સમજાયો હોય આ સમર્થ દાર્શનિકોમા આવો વિભ્રમ કેટલે અંશે યોગ્ય છે એ વિચારવુ રહ્યુ.

પદવાદી મીમાંસકની દલીલો તરફ સતત અણગમો અને વિરોધ દર્શાવવાની તેમની પ્રવૃત્તિ છે વાક્યને તે જાતિરૂપ અખંડ વાક્ય સમજે છે આવુ અખંડત્વ પ્રતિભાના ઉન્મેષ વડે પ્રાપ્ત થાય છે પદોના અપોદ્ધૃત અર્થના ગ્રહણ વખતે વિશિષ્ટ પ્રતિભારૂપ બુદ્ધિ ઉત્પન્ન થાય છે આ પ્રતિભાને વાક્યાર્થ કહે છે માનવી, પશુ અને પંખીઓના સર્વે વ્યવહારો તેને આધીન છે શબ્દોના ગૌણમુખ્યભાવમા, દ્રવ્યમા, ગુણમાં, ક્રિયામા, અને આ બધાના અર્થોમા, તેમજ સમાસના ઉપસર્જન પદના વચનમા અખંડાર્થતા અને અભેદૈકત્વ રહેલા છે

ઉપર સૂચવ્યુ તેમ વ્યાકરણ બધા વાદો અને દર્શનભેદોના સમન્વયરૂપ છે. વ્યાકરણમા વસ્તુનો અર્થ એ અર્થ નથી પરંતુ શબ્દાર્થ એ જ અર્થ છે આ વાત વારવાર જણાવતા પતંજલિ કંટાળતા નથી તેમને પગલે ચાલીને ભર્તૃહરિએ પણ વાક્યપદીયના વિચારોની ચર્ચામા સર્વમતનિદર્શનનો આદર્શ અપનાવ્યો છે. ભર્તૃહરિના આ વલણની પુષ્ટિ કરતા હેલારાજે જણાવ્યુ છે કે 'શાસ્ત્રચર્ચા અમારુ ધ્યેય છે. દર્શનોની વચ્ચે વિવેક સ્થાપિત કરવાનુ કામ અમારુ નથી અમે દર્શનાન્તરની પ્રક્રિયાને રજૂ કરતા નથી પરંતુ પ્રમાણ વડે જે સિદ્ધ થાય તેને દર્શનને યોગ્ય માનીએ છીએ" (વાક્યપદીય, હેલારાજ ટીકા, ૩ ૧ ૧૦૪)

શબ્દપસંદગી, વાક્યયોજના, રજૂઆત અને વૃત્તરચના અંગે ભર્તૃહરિની કારિકાઓને નાગાર્જુન(ઈ.સ. ૨૦૦)ની મધ્યમકવૃત્તિની, દિઙ્નાગ (૪૫૦-૫૨૦)ના 'પ્રમાણ સમુચ્ચય'ની, કુમારિલ (ઈ.સ. ૫૫૦)ના 'શ્લોકવાર્તિક'ની; ધર્મકીર્તિ(ઈ.સ. ૬૦૦)ના 'પ્રમાણવાર્તિક'ની અને મંડનમિશ્ર (ઈ.સ. ૬૬૦)ના 'સ્ફોટસિદ્ધિ'ની કારિકાઓ સાથે તેમજ વ્યાડિનાં પદ્યો અને મહાભાષ્યમાં મળતાં પદ્યો સાથે સરખાવી શકાય. નાગાર્જુનની તર્કબદ્ધતા અને અપરિહાર્ય દલીલની સ્પષ્ટતા, દિઙ્નાગની કારિકાઓની સુઘટતા અને સર્વગ્રાહિતા, કુમારિલના કટાક્ષ અને નર્મ, ધર્મકીર્તિની દુર્બોધતા, દલીલોનું અણઉકેલ ગુંફન અને ઉચ્ચતમ તર્કશક્તિ અને મંડનની પ્રસન્ન, ગંભીર અને વિશદ રજૂઆતને બદલે ભર્તૃહરિની કારિકાઓમાં સરલતા, કવચિત દુર્બોધતા અને વિચારપ્રૌઢી જણાય છે. તે પ્રાચીન પારિભાષિક શબ્દોથી સુમંડિત છે અસ્પષ્ટ મુદ્દાને કે દુર્બોધ તત્ત્વવિચારને પુનઃકથન દ્વારા ઉદાહરણો આપીને તે સમજાવે છે. સિદ્ધાંતનિરૂપણ માટે લૌકિક અને વૈદિક પ્રયોગોની તે મદદ લે છે. એક અર્થ દર્શાવવા માટે અનેક શબ્દો તે વાપરે છે, જેમ કે 'સમજવામાં આવે છે' માટે प्रकल्पते, विधीयते, अभिधीयते, उपवर्यते, दृश्यते, व्यपदिश्यते, प्रतीयते, उच्यते જેવા પ્રયોગો તે કરે છે. सोऽयमित्यभिसम्बन्धः ને વારંવાર વાપરવામાં તેમને વાંધો નથી આમ ભર્તૃહરિની વાણીમાં આર્ષ સરલતા, સુગઢ અર્થવિચાર અને તત્ત્વદષ્ટિની સમતુલા સિદ્ધ થઈ છે. વિપુલ વનરાજિ દ્વારા આચ્છન્ન એકાંત જળાશયનાં નિર્મળ સલિલ જેવી વિમલ તેમની તત્ત્વપ્રજ્ઞા છે. ઋષિના ચિત્ત જેવું શાંત તેમનું ચિત્ત છે. આ ચિત્તનું ઉત્તમ પ્રતિબિંબ વાક્યપદીય છે.

બાહ્ય પ્રકારની પણ પ્રકાશિકા વાગ્રૂપતા ન હોય તો જ્ઞાનરૂપી પ્રકાશ ઝળહળતો નથી.

वाग्रूपता चेदुत्क्रामेदवबोधस्य शाश्वती ।
न प्रकाशः प्रकाशेत सा हि प्रत्यवमर्शिनी ॥ વાક્યપદીય ૧.૧૩૨

આ પ્રકાશને ઝળહળતો રાખનારા ભર્તૃહરિના કાર્યનો પુનરુદ્ધાર થઈ રહ્યો છે તે આનંદપ્રદ અને સંતોષપ્રદ છે.



॥ श्रीः ॥

भर्तृहरिकृतं

# वाक्यपदीयम्

प्रथमं काण्डम्

ભર્તૃહરિકૃત

# વાક્યપદીય

પ્રથમ કાંડ

अनादिनिधनं ब्रह्म शब्दतत्त्वं यदक्षरम् ।
विवर्ततेऽर्थभावेन प्रक्रिया जगतो यतः ॥१॥

एकमेव यदाम्नातं भिन्नशक्तिव्यपाश्रयात् ।
अपृथक्त्वेऽपि शक्तिभ्यः पृथक्त्वेनेव वर्तते ॥२॥

अध्याहितकलां यस्य कालशक्तिमुपाश्रिताः ।
जन्मादयो विकाराः षड् भावभेदस्य योनयः ॥३॥

एकस्य सर्वबीजस्य यस्य चेयमनेकधा ।
भोक्तृभोक्तव्यरूपेण भोगरूपेण च स्थितिः ॥४॥

प्राप्त्युपायोऽनुकारश्च तस्य वेदो महर्षिभिः ।
एकोऽप्यनेकवर्त्मेव समाम्नातः पृथक्पृथक् ॥५॥

આદિ અને અંત વિનાનું,[1] શબ્દતત્ત્વરૂપ[2] બ્રહ્મ, જે વર્ણોના નિમિત્ત રૂપે છે,[3] જે (ઘટાદિ) અર્થરૂપે ભાસે[4] છે, જેમાંથી જગતની (ઉત્પત્તિ વગેરે) પ્રક્રિયા[5] થાય છે; જે એક જ છે[1] એમ વેદમાં કહ્યું છે, અને જે, જુદી જુદી (કાર્યજનક) શક્તિઓના આશ્રયને કારણે,[2] (આવી) શક્તિઓથી જુદું ન હોવા છતાં, જુદું હોય તેમ દેખાય છે;[3] જેની, (નિમેષાદિ ક્રિયારૂપી) ભેદના આરોપવાળી, કાલ-શક્તિને[1] આશ્રયે રહેલા જન્મ વગેરે છ વિકારો[2] પદાર્થોની ભિન્નતાનાં કારણો બને છે; અને સર્વના બીજરૂપ એવા જે શબ્દબ્રહ્મની ભોક્તારૂપે, ભોક્તવ્યરૂપે અને ભોગરૂપે[1] એમ અનેક પ્રકારે સ્થિતિ છે; તે (શબ્દબ્રહ્મ)ની પ્રાપ્તિનો[1] ઉપાય અને તેની પ્રતિમા[2] રૂપ વેદ એક હોવા છતાં, મહર્ષિઓએ તેને અનેક શાખાઓ-વાળો હોય તેમ અવતાર્યો[3] છે. (૧–૫)

૧.૧. અનાદિ અને અવિનાશી બ્રહ્મમાં કાલકૃત અને દેશકૃત વિભાગોનો અભાવ છે. તે કાર્યરૂપે અને કારણરૂપે એમ બે રીતે રહેલ છે.

૧.૨. પદાર્થોનું ગ્રહણ હમેશાં શબ્દોવડે થાય છે (શબ્દોપગ્રાહી) અને જ્ઞાન હમેશાં શબ્દો સાથે જોડાયેલું (શબ્દોપગ્રાહ્ય) હોવાથી પરમતત્ત્વ શબ્દતત્ત્વરૂપે સમજાય છે.

૧.૩. અક્ષર અર્થાત્ વર્ણનું તે નિમિત્ત હોવાથી શબ્દતત્ત્વને અક્ષર કહ્યું છે.

૧.૪. સ્વરૂપમાંથી પ્રચ્યુત નહિ થનારું અર્થાત્ એકત્વનો ત્યાગ નહિ કરનારું જે શબ્દતત્ત્વ છે તે ભેદના આભાસને કારણે બીજાં અસત્ય અને વિભક્ત એવાં રૂપોને સ્વીકારે છે. આને વિવર્ત કહે છે. સ્વપ્નમાં પ્રાપ્ત થતા વિષયોના આભાસ જેવું આ છે. દેશભેદ અને ક્રિયાભેદ કેવળ અવિદ્યાની પ્રવૃત્તિને કારણે છે. एकस्य तत्त्वादप्रच्युतस्य भेदानुकारेणासत्यविभक्तान्यरूपोपग्राहिता विवर्तः। स्वप्नविषयप्रतिभासवत्। સ્વોપજ્ઞ–શ્લો. ૧.

'અહીં' વિવર્તતે' એવો શબ્દપ્રયોગ અને પરિણામઃ અયમ્ એવા પ્રયોગ ઉપરથી ભર્તૃહરિને વિવર્તવાદ અભિપ્રેત હતો કે પરિણામવાદ એમ વિચારવું યોગ્ય થાય. કારિકાઓ અને તેમના પરની સ્વોપજ્ઞવૃત્તિ બંનેને ભર્તૃહરિની કૃતિ માનવામાં આવે તો ભર્તૃહરિ વિવર્તવાદી હતા એમ સિદ્ધ થશે, કારણ કે સ્વોપજ્ઞવૃત્તિમાં તે 'अविद्या' શબ્દ વાપરે છે અને આ શબ્દ તૃતીય-કાંડની કાલસમુદ્દેશની કારિકા ૬૨માં પણ વપરાયો છે. અહીં अविद्या 'અજ્ઞાન' એવા સામાન્ય અર્થમાં નથી. હેલારાજ ભર્તૃહરિને વિવર્તવાદી ગણાવે છે. "છન્દોમાંથી પહેલીવાર આ વિશ્વ ઉત્પન્ન થાય છે (प्रवर्तते)", એવા શબ્દો (વા.પ. ૧.૧૨૪)માં વિવર્તની સ્પષ્ટતા નથી. આ ઉપરથી કલ્પના કરી શકાશે કે ભર્તૃહરિને મન विवर्त નો અર્થ 'આભાસ' હતો અને 'પરિણામ' અથવા 'વિકાર' ન હતો. કારિકાગ્રંથમાં આવી સ્પષ્ટતાને અભાવે શાન્તરક્ષિત અને તેના ટીકાકાર કમલશીલે તત્ત્વસંગ્રહ અને તેની ટીકામાં 'शब्दब्रह्मवाद'ની ચર્ચા કરતાં 'પરિણામ' અર્થમાં અને વિવર્ત' અર્થમાં એમ બે રીતે પહેલી કારિકાને ઘટાવી છે સ્વોપજ્ઞવૃત્તિ ભર્તૃહરિની રચના નથી એમ માનવામાં આવે તો પણ ભર્તૃહરિએ કરેલા 'अविद्या'ના ઉલ્લેખને કારણે તે વિવર્તવાદી છે એવી દલીલનો વિરોધ કરવો સહેલો નથી.

૧.૫. ક્રમ અર્થાત્ પૌર્વાપર્ય વિનાના શબ્દબ્રહ્મમાંથી જગતના પદાર્થોરૂપ વિકારો ઉત્પન્ન થાય છે. બધા વિકારોનો બ્રહ્મમાં ઉપસંહાર (संवर्त) થયો હોઈ તે આકૃતિરહિત (अनाकृत) અને વ્યક્ત ન કરી શકાય તેવું (अव्यपदेश्य) છે.

સરખાવો સ્વોપજ્ઞમાંના સંગ્રહશ્લોકો : બધા (રૂપાદિ વિષય) વિકલ્પો વડે (સામાન્ય-રૂપે); ગોચર હોવા છતાં જે (વિશેષરૂપે) અગોચર રહે છે, જે તર્ક આગમ અને અનુમાન વડે જુદી જુદી રીતે સમજાય છે, તે (શબ્દતત્ત્વરૂપી) વિશ્વાત્મા ભેદ અને સંસર્ગ, ભાવ અને અભાવ, ક્રમ અને ક્રમનો અભાવ તથા સત્ય અને અનૃત વડે અસ્પષ્ટ છે. આવાં દ્વન્દ્વોના અવિવેકથી તેનું જ્ઞાન થાય છે. (૧–૨)

સર્વ પ્રાણીઓનો અંતર્યામી તે પાસે તેમજ દૂર દેખાય છે. તે અત્યંત મુક્ત છે અને મુમુક્ષુ જનો મોક્ષ માટે તેની ઉપાસના કરે છે (૩)

ઋતુઓના સારરૂપ તેજવાળો સૂર્ય જેમ ઉનાળાને અંતે વાદળસમૂહોને ઉત્પન્ન કરે છે તેમ તે (મહત્ વગેરેની) પ્રકૃતિ તરીકે રહેલા (પ્રધાન, પરમાણુ વગેરે) વિકારોને ઉત્પન્ન કરે છે (૪)

(ઉલ્કાપતન જેવા) ઉત્પાત વખતે સમુદ્રના જળ જેમ અંગારાંકિત દેખાય છે તેમ તેનું ચૈતન્ય એક હોવા છતાં અનેક પ્રકારે વિભક્ત બને છે. (૫)

પવનથી જેમ વૃષ્ટિ લાવનારા વાદળો ઉત્પન્ન થાય છે તેમ જાતિરૂપે રહેલા તેનામાંથી વ્યક્તિઓરૂપી વિકારો ઉત્પન્ન થાય છે (૬)

તે પરમ જ્યોતિ પહેલાં ત્રણ વેદરૂપે જણાય છે. જુદા જુદા દર્શનવિવાદોમાં જુદી જુદી પરંપરાઓનું તે કારણ બને છે (૭)

તે (ચૈતન્ય)નો શાંત અને વિદ્યાત્મક અંશ, જેનું વિવેચન કરવું સાચે જ શક્ય નથી એવી અવિદ્યાવડે હમેશાં વીંટળાયેલો છે (૮)

તે (અવિદ્યા)ના સર્વત્ર (રહેલા) વિકારોનું (કોઈ) પરિમાણ નથી, તેની સંસ્કાર પામેલી શક્તિઓનું (પછી) અસ્તિત્વ રહેતું નથી (૯)

આંખે ઝાંખવાળો માણસ ચોખ્ખા આકાશને જેમ અનેક રૂપોથી ઘેરાયેલું માને છે તેમ આ વિકાર વિનાનું નિત્ય બ્રહ્મ, અવિદ્યાથી કલુષિત થયેલું અને ભેદવાળું લાગે છે (૧૦ ૧૧)

શબ્દરૂપ અને શબ્દશક્તિના કારણરૂપ આ બ્રહ્મ શબ્દમાત્રાઓમાંથી પ્રગટીને તેમનામાં જ વિલીન થાય છે (૧૨)

य सर्वपरिकल्पानामाभासेऽप्यनवस्थित ।
तर्कागमानुमानेन बहुधा परिकल्पित ॥१॥
व्यतीतौ भेदसंसर्गौ भावाभावौ क्रमाक्रमौ ।
सत्यानृते च विद्यात्मा प्रविवेकात्प्रकाशते ॥२॥
अन्तर्यामी स भूतानामाराद्दूरे च दृश्यते ।
सोऽत्यन्तमुक्तो मोक्षाय मुमुक्षुभिरुपास्यते ॥३॥
प्रकृतित्वमिव प्राप्तान्विकारानाकरोति स ।
ऋतुधामेव ग्रीष्मान्ते महतो मेघसंप्लवान् ॥४॥
तस्यैकमपि चैतन्य बहुधा प्रविभज्यते ।
अङ्गाराङ्कितमुत्पाते वारिराशेरिवोदकम् ॥५॥
तस्मादाकृतिगेऽवस्थाद् व्यक्तिग्रामा विकारिण ।
मारुतादिव जायन्ते वृष्टिमन्तो बलाहका ॥६॥
त्रयीरूपेण तज्ज्योति परमं परिवर्तते ।
पृथक्तीर्थप्रवादेषु दृष्टिभेदनिबन्धनम् ॥७॥

शान्तविद्यारमको योंऽशः तत् द्वैतदविद्यया ।
तथा प्रस्तमिवाजस्रं या निर्वक्तुं न शक्यते ॥८॥

सर्वतः परिवर्तानां परिमाणं न विद्यते ।
तस्या या लब्धसंस्कारा न स्वात्मन्यवतिष्ठते ॥९॥

यथा विशुद्धमाकाशं तिमिरोपप्लुतो जनः ।
सङ्कीर्णमिव मात्राभिश्चित्राभिरभिमन्यते ॥१०॥

तथेदममृतं ब्रह्म निर्विकारमविद्यया ।
कलुषत्वमिवापन्नं भेदरूपं विवर्तते ॥११॥

ब्रह्मेदं शब्दनिर्माणं शब्दशक्तिनिबन्धनम् ।
विवृतं शब्दमात्राभ्यस्तास्वेव प्रविलीयते ॥१२॥

છેલ્લા બે શ્લોક માટે સરખાવો : દિઙ્નાગકૃત त्रैकाल्यपरीक्षा શ્લો ૩૧-૩૨.

૨.૧. શબ્દ બ્રહ્મના એકત્વ અંગે ભર્તૃહરિ શ્રુતિવચનોનો આધાર લે છે. "તે સલિલ (બ્રહ્મ), દ્રષ્ટા, એક અને અદ્વિતીય છે" (बृहदारण्यकोपनिषद् ૪.૩.૩૨). "હે સૌમ્ય, શરૂઆતમાં આ (બ્રહ્મ) એક અને અદ્વિતીય હતુ" (छांदोग्य उपनिषद्) ૬.૨.૧.

શબ્દતત્ત્વરૂપ બ્રહ્મમાં પરસ્પર વિરોધવાળી શક્તિઓ એકત્ર થઈ છે અને તેની સાથે એકરૂપ છે. જ્ઞેયનું અનેકત્વ જ્ઞાનના અનેકત્વનું વિરોધી નથી. પદાર્થોના ભિન્ન ભિન્ન આકારો જ્ઞાનના એક આકારના વિરોધી નથી, કારણકે બધી શક્તિઓનો જુદો આભાસ શબ્દતત્ત્વમાં અપૃથક્ દેખાય છે.

૨.૨. અપૃથક્ત્વ એટલે એકત્વ નહિ પણ ભેદપ્રતિષેધ અને પૃથક્ત્વ એટલે એકત્વ પ્રતિષેધ (पद्धति).

भिन्नं शक्तिव्यपाश्रयात् એવું પાઠાન્તર છે.

अध्याहृतकलां અને अध्याहृताः कलाः એવાં પાઠાન્તરો પણ છે

૩.૧. બ્રહ્મની કર્તૃશક્તિ એટલે કાલ. પદાર્થોનાં ઉત્પત્તિ અને વિનાશ માટે તે જવાબદાર છે. પ્રત્યેક પદાર્થમાં અનેક રૂપો હોય છે, જેમકે એક જ વૃક્ષમાં કૂંપળ, પાંદડું, ફળ વગેરે જોવા મળે છે; એકજ કૂંપળમાં રતાશ, મૃદુતા વગેરે વિશેષો પ્રાપ્ત થાય છે. કાલશક્તિ આ બધાંનુ સહકારી કારણ છે; જેમકે, એક જ વૃક્ષમાં કૂંપળ બનતી વખતે કૂંપળ માટે આવકાર (अभ्यनुज्ञा) અને પાંદડું અથવા ફળ માટે વિરોધ (प्रतिबन्ध) થાય છે. એવી રીતે જ્યારે પાંદડુ બને છે ત્યારે તેને માટે આવકાર અને કૂંપળ તથા ફળ માટે વિરોધ થાય છે. પદાર્થોનુ આવું વૈશ્વરૂપ્ય કાલને આધારે છે શબ્દબ્રહ્મની આ શક્તિ તેનામાં અન્તર્હિત છે.

૩.૨. ઉત્પન્ન થાય છે, છે, ફેરફાર પામે છે, વધે છે, ક્ષય પામે છે અને નષ્ટ થાય છે એવા ૭ વિકારો પદાર્થોના ક્રિયાભેદોનું કારણ બને છે. આ વિકારો કાલને આશ્રયે રહ્યા છે.

"પદાર્થોના ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશમા ક્રિયાવાન કાલ જ નિમિત્ત છે તે કાલને આ લોકયન્ત્રનો સૂત્રધાર કહે છે વિશ્વની વિવિધ ક્રિયાઓ તેનાથી પ્રતિબદ્ધ છે જેમ દોરી, (નચાવવા માટેના) પખીઓને બરાબર જાણે છે, તેમ તેમને તે બરાબર જાણે છે"

तमस्य लोकयन्त्रस्य सूत्रधार प्रचक्षते ।
प्रतिबन्धाभ्यनुज्ञाभ्या तेन विश्व विभज्यते ॥ वा प ३.९ ४

प्रतिबद्धाश्च यास्तेन चित्रा विश्वस्य वृत्तय
ता स एवानुजानाति यथा तन्तु शकुन्तिका ॥ वा प ३ ९ १५

૪ ૧ ભોક્તા એટલે કર્મો કરનાર અને ફળ ભોગવનાર વ્યક્તિ ભોક્તવ્ય એટલે જેના દ્વારા આનદ પ્રાપ્ત થાય તે વિષયો અને ભોગ એટલે સુખદુ ખાદિ અનુભવ

૫ ૧ બ્રહ્મપ્રાપ્તિ એટલે (૧) હુ, મારુ, એવી અહકાર ગ્રથિ(વાસના)નુ દૂર થવુ, (૨) વિકારોનુ મૂળ પ્રકૃતિમા લીન થવુ, (૩) ઇન્દ્રિયોને તેમના કાર્યમાથી નિવૃત્ત કરવી (वैकरण्यम् । कर्मेन्द्रियाणा बुद्धिमनसोश्च निवृत्ति ।—वृत्ति), (૪) બાહ્ય સાધનો વિનાની આતર તૃપ્તિ, (૫) આત્મપરિતોષ, (૬) પરમતત્ત્વની ઝખના, (૭) બાહ્યાર્થ તરફ અનાસક્તિ, (૮) પરિપૂર્ણ શક્તિનો અનુભવ, (૯) કાલની પ્રતિબધ (રોકવુ) અથવા અનુજ્ઞા (આવકાર) જેવી વૃત્તિઓમાથી મુક્તિ અને (૧૦) નૈરાત્મ્ય મોક્ષની આવી દસ સ્થિતિઓના ઉલ્લેખમા બીજી અને નવમી સ્થિતિના ઉલ્લેખો વૈયાકરણોમા વધારે જાણીતા છે કારિકા ૧ ૧૪૩ની સ્વોપજ્ઞવૃત્તિ મા અને ત્રીજા કાડના ક્રિયાસમુદ્દેશમા અનુક્રમે તેમને વિષે ચર્ચા મળે છે

૫ ૨ ધર્મ (=સત્ય)નો સાક્ષાત્કાર કરનાર મન્ત્રદ્રષ્ટા ઋષિઓએ, સૂક્ષ્મ, નિત્ય અને અતીન્દ્રિય વેદરૂપી વાણીનો સાક્ષાત્કાર કર્યો અને તમણે ધર્મનો જેમને સાક્ષાત્કાર થયો નથી તેવા અન્ય ઋષિઓને મન્ત્રોનો ઉપદેશ કર્યો

૫ ૩ વેદરૂપી શબ્દતત્ત્વ એક જ છે આ શબ્દતત્ત્વ એક છતા તેનામા અભિવ્યક્તિના ક્રમ પ્રમાણે અનેકત્વ પ્રાપ્ત થતુ હોવાથી, એકત્વને બાધ ન આવે તેમ સહિતા, પદ, ક્રમ વગેરે વિભાગોમા અને જુદી જુદી શાખાઓમા તે વિભક્ત બન્યુ છે, જેમ આયુર્વેદ એક હોવા છતા અષ્ટાગરૂપે વિભક્ત બન્યો છે તેમ

भेदाना बहुमार्गत्व कर्मण्येकत्र चाङ्गता ।
शब्दाना यतशक्तित्व तस्य शाखासु दृश्यते ॥६॥

તેના (ઋગ્વેદાદિ) ભેદોની ઘણી શાખાઓ[1] છે છતા એક કર્મમા (જ) તેમનુ ઉપકારકત્વ[2] છે તેની શાખાઓમા શબ્દોના (અર્થબોધ માટેની) શક્તિઓની ચોકસાઈ[3] છે (૬)

૬ ૧ ચાર વેદોમા દરેકની અનેક શાખાઓ છે, જેમ કે યજુર્વેદની એકસો એક, સામવેદની એક હજાર, ઋગ્વેદની એકવીસ અથવા પદર અને અથર્વવેદની નવ. (महाभाष्य, पस्पशाह्निक, पृ १)

૬.૨ બધી શાખાઓમા યજ્ઞકાર્યની વ્યવસ્થા સરખી હોય છે

૬ ૩ વેદની જે શાખામા યજ્ઞ અગે વિધાનો હોય છે તે વિધાનો તેમનો ચોક્કસ અર્થ જણાવે છે જ, અર્થાત્ એક વિધિવાક્ય ઋગ્વેદમા (તેની એક શાખામા) તેનો અમુક નિશ્ચિત અર્થ દર્શાવે તો તેના જ જેવુ વિધિવાક્ય યજુર્વેદની શાખામા પણ અમુક નિશ્ચિત અર્થ દર્શાવશે જ, જેમકે, યજુર્વેદની काठकसंहितामा क्यच् પ્રત્યય લાગતા પહેલા देव (દેવ) અને सुम्न (ઉદાર) એ પદોના અન્ત્ય अ કારને બદલે आ કાર મૂકાય છે (પા સૂ ૭.૪ ૩૮) અથવા અથર્વવેદમા सिमનો અન્ત્ય વર્ણ ઉદાત્ત હોય છે (फिट्सूत्र ૭૯)

स्मृतयो बहुरूपाश्च दृष्टादृष्टप्रयोजना ।
तमेवाश्रित्य लिङ्गेभ्यो वेदविद्भि प्रकल्पिता ॥७॥

વેદાર્થને જાણનારા (ઋષિ)ઓએ તે જ વેદને આધારે મન્ત્રોના નિર્દેશો ઉપરથી દૃષ્ટપ્રયોજનવાળી અને અદૃષ્ટપ્રયોજનવાળી[1] એમ જુદી જુદી સ્મૃતિઓ રચી છે[2] (૭)

૭ ૧ કેટલીક (ચરક, સુશ્રુત વગેરેના ગ્રથોરૂપે રહેલ) સ્મૃતિઓના પ્રયોજનો ઉલ્લેખ પામેલા હોય છે, જેમકે, ચિકિત્સા વગેરેપ્રયોજનો કેટલીક સ્મૃતિઓના પ્રયોજનો માત્ર શિષ્ટોના આચાર ઉપરથી નક્કી થાય છે, જેમકે ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય કે વાચ્યાવાચ્યના નિયમો

૭ ૨ વેદમા જણાવેલ લિંગો (= સૂચનો કે નિયમો) અર્થાત્ વિધિવાક્યો ઉપરથી શ્રુતિવિહિત અને સ્મૃતિવિહિત કાર્યોનો બોધ થાય છે "ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને ઉપનયન સસ્કાર કરવા" એવી સ્મૃતિ દૃષ્ટપ્રયોજન છે સધ્યોપાસના અથવા 'વેદાધ્યયન કરનારે માસભક્ષણ ન કરવુ' એ અદૃષ્ટપ્રયોજન સ્મૃતિ છે. શિષ્ટોના સમુદાચાર ઉપરથી તે નક્કી થઈ છે '(બ્રહ્મચારીએ) ખાખરાનો દડ ધારણ કરવો' આને દૃષ્ટાદૃષ્ટ સ્મૃતિ કહી શકાય આ ત્રણ પ્રકારની સ્મૃતિઓ ઉપરાત ન્યાયમૂલા અને અનુવાદ સ્મૃતિ એમ બે પ્રકારો भविष्यपुराणमा પ્રાપ્ત થાય છે

तस्यार्थवादरूपाणि निश्रिता स्वविकल्पजा ।
एकत्विना द्वैतिनाञ्च प्रवादा बहुधा गता ॥८॥

તેના અર્થવાદરૂપ વચનોનો આધાર લઈને[1] પોતાની બુદ્ધિની કલ્પના પ્રમાણે અદ્વૈતવાદીઓના અને દ્વૈતવાદીઓના અનેક પ્રકારના પ્રવાદો સ્થાપિત થયા છે (૮)

૮ ૧ પ્રાચીન તત્ત્વચર્ચાઓ વેદના અર્થવાદવચનોને આધારે રચાઈ છે, જેમકે શતપથ-બ્રાહ્મણનુ અર્થવાદવચન "પહેલા આ અસત્ હતુ," અગ્નિ પ્રગટાવવાના સ્થાનની પ્રશસા કરનારુ વચન છે તેના ઉપરથી અદ્વૈતની કલ્પના થઈ, જેમકે, "અસત્માથી અચાત્ ક્રિયા હીનમાથી ક્રિયા વિનાનુ, અવસ્તુમાથી અવસ્તુ અવાચ્યમાથી અવાચ્ય થયુ ' અદ્વૈતની આ રીતે

અત્યંત પ્રાથમિક કલ્પનામાંથી આગળ વધ્યા અને કહ્યું, "આ એક તત્ત્વ (આત્મા) જે પૂર્વ નથી તેમ પર પણ નથી તે સત્ત્વ અને અસત્ત્વથી વિભક્ત બને છે, તો પછી આ તત્ત્વ વાચ્ય અને અવાચ્ય એમ બંને કેવી રીતે હોઈ શકે ?"

"તે અસત્ પણ ન હતું, સત્ પણ ન હતું. તે પહેલાં અંધકારરૂપ હતું" (ऋग्वेद ૧૦. ૧૨૯. ૧) એમાંથી કલ્પના થઈ કે "આ જગત ફીણ જેવું છે, તે કંઈ નથી; તે પરપોટા જેવું છે, તે કંઈ નથી; તે પાર ન પામી શકાય તેવી માયા છે. એમ જ્ઞાનીઓ સમજે છે"

इदं फेनो न कश्चिद्वा बुद्बुदो वा न कश्चन ।
मायैषा बत दुष्पारा विपश्चिदिति पश्यति ॥

હરિભદ્રને મતે (पद्धति પૃ. ૬૨) આ કારિકા षष्टितन्त्र ની છે.

આ કારિકા માટે સરખાવો :

फेनपिण्डोपमं रूपं वेदना बुद्बुदोपमा ।
मरीचिसदृशी संज्ञा संस्काराः कदलीनिभाः ॥ प्रसन्नपदा (વૈદ્યસંપાદન. પૃ. ૧૩)

फेनपिण्डूपमं रूपं वेदना बुब्बुळूपमा ।
मरिचीकूपमा सञ्ञा संखारा कदलूपमा ॥ (संयुत्तनिकाय ૩. ૧૪૨)

ऋग्वेद (૧.૧૬૪.૨૦) અને श्वेताश्वतरोपनिषद् (૪.૬)માં "સાથે કાર્યવાળા, મિત્ર સમાં બે પંખીઓ એક જ વૃક્ષ ઉપર બેઠાં છે: તેમાંનું એક સ્વાદિષ્ટ ટેટા ખાય છે." તેના ઉપરથી દ્વૈતીઓના સિદ્ધાન્તો વિસ્તર્યાં છે.

આ કારિકામાં निश्चित्य એવો પાઠ લેવામાં આવે તો "(અર્થવાદરૂપ વચનોનો) નિશ્ચય કરીને" એવો અર્થ થશે. निश्चिताः એવો પાઠ પણ મળે છે.

सत्या विशुद्धिस्तत्रोक्ता विद्यैवैकपदागमा ।
युक्ता प्रणवरूपेण सर्ववादाविरोधिना ॥९॥

સત્ય (સ્વરૂપ), વિશુદ્ધ અને એક પદ (=ઓમ્) થી સમજાતી તથા બધા વાદોના અવિરોધી એવા પ્રણવ સાથે એકરૂપ તે વિદ્યા (બ્રહ્મ) વેદમાં કહી છે.[1]

૯.૧ सर्ववादाविरोधिनी એવો પાઠ લેતાં, "(તે વિદ્યા) બધા વાદોની અવિરોધી છે" એવો અનુવાદ થશે.

પ્રણવ સર્વ તત્ત્વવિચારોને સમાવે છે. તે વેદનું મૂળ છે, બધા સિદ્ધાન્તોના ઉદય અને અસ્ત માટે જવાબદાર છે અને બધા વિરોધી ભાવોને તે સ્વીકારનાર છે. તે એક છે અને અનેક છે, બંને છે અને બંને નથી. કર્મને મહત્ત્વ આપનારા તેમાં અનેકત્વ જુએ છે અને જ્ઞાનીઓ તેમાં એકત્વ નિહાળે છે.

विधातुस्तस्य लोकानामङ्गोपाङ्गनिबन्धना ।
विद्याभेदाः प्रतायन्ते ज्ञानसंस्कारहेतवः ॥१०॥

(ત્રણ) લોકને સર્જનારા તે (વેદ)ના અંગો અને ઉપાંગો ઉપરથી જ્ઞાન અને સંસ્કાર પ્રાપ્ત કરાવનાર જુદી જુદી વિદ્યાઓ વિસ્તાર પામી છે (૧૦)[1]

૧૦૧. બધી વાણી વેદમાં અન્તર્ભૂત છે વેદને નહિ જાણનારો બ્રહ્મને જાણતો નથી જ. "વેદ એટલે બ્રાહ્મણગ્રંથો(ના વચનો), મન્ત્રો અને મીમાંસા' વિધિવચનો એટલે બ્રાહ્મણગ્રંથોનાં વચનો, કોઈ વિશિષ્ટ યજ્ઞકાર્યની વિગતો આપીને વિધેર એટલે વેદમન્ત્રો-નો ચોક્કસ વિનિયોગ નક્કી કરે છે આ અંગેના નિયમો તર્ક અર્થાત્ મીમાંસા દર્શાવે છે.

અંગોપાંગ એટલે વ્યાકરણાદિ ૭ અંગો અને શકુનજ્ઞાનશાસ્ત્ર વગેરે ઉપાંગો હરિવૃષભ બીજો અર્થ આપતા જણાવે છે કે શ્રુતિ એટલે પ્રણવ, સ્મૃતિ એટલે વ્યાકરણાદિ સ્મૃતિ અને ગ્રન્થન્ત એટલે ઉપનિષદો એમ શ્રુતિ, અંગ અને ઉપાંગનો સમસ્ત સમૂહ એટલે પ્રણવનો વિસ્તાર.

आसन्नं ब्राह्मणस्तस्य तपसामुत्तमं तपः ।
प्रथमं छन्दसामङ्गमाहुर्व्याकरणं बुधाः ॥११॥

प्राप्तरूपविभागाया यो वाचः परमो रसः ।
यत्तत्पुण्यतमं ज्योतिस्तस्य मार्गोऽयमाञ्जसः ॥१२॥

अर्थप्रवृत्तितत्त्वानां शब्दा एव निबन्धनम् ।
तत्त्वावबोधः शब्दानां नास्ति व्याकरणादृते ॥१३॥

तद् द्वारमपवर्गस्य वाङ्मलानां चिकित्सितम् ।
पवित्रं सर्वविद्यानामधिविद्यं प्रकाशते ॥१४॥

यथार्थजातयः सर्वाः शब्दाकृतिनिबन्धनाः ।
तथैव लोके विद्यानामेषा विद्या परायणम् ॥१५॥

इदमाद्यं पदस्थानं सिद्धिसोपानपर्वणाम् ।
इयं सा मोक्षमाणानामजिह्मा राजपद्धतिः ॥१६॥

अत्रातीतविपर्यासः केवलामनुपश्यति ।
छन्दस्यश्छन्दसां योनिमात्मा छन्दोमयीं तनुम् ॥१७॥

प्रत्यस्तमितभेदाया यद्वाचो रूपमुत्तमम् ।
यदस्मिन्नेव तमसि ज्योतिः शुद्धं विवर्तते ॥१८॥

वैकृतं समतिक्रान्ता मूर्तिव्यापारदर्शनम् ।
व्यतीत्यालोकतमसी प्रकाशं यमुपासते ॥१९॥

यत्र वाचो निमित्तानि चिह्नानीवाक्षरस्मृते ।
शब्दपूर्वेण योगेन भासन्ते प्रतिबिम्ववत् ॥२०॥

अथर्वणामङ्गिरसां साम्नामृग्यजुषस्य च ।
यस्मिन्नुच्चावचा वर्णा पृथक्स्थितिपरिग्रहा ॥२१॥

यदेकं प्रक्रियाभेदैर्बहुधा प्रविभज्यते ।
तद्व्याकरणमागम्य परं ब्रह्माधिगम्यते ॥२२॥ *

જ્ઞાનીઓએ વ્યાકરણને તે (શબ્દ)બ્રહ્મ માટે સાક્ષાત્ ઉપકારક[1], (બધા) તપમાં ઉત્તમ તપરૂપ[2] અને વેદનું પહેલું અંગ કહ્યું છે. (વર્ણ, પદ, વાક્ય એવો) રૂપવિભાગ પ્રાપ્ત[3] કરનારી વાણીનો જે ઉત્તમ સાર[4] છે અને જે જ્યોતિઓમાં પવિત્રતમ જ્યોતિ છે, તેને (પહોંચવા) માટેનો આ સરળ ઉપાય[5] છે અર્થના વ્યવહારના નિમિત્ત બનેલ પદાર્થોને[6] વ્યક્ત કરવાનું સાધન શબ્દો જ છે, શબ્દોના તત્ત્વનું યથાર્થ જ્ઞાન વ્યાકરણ સિવાય થતું નથી તે મોક્ષ(પ્રાપ્ત કરવા)નો ઉપાય છે અને વાણીની અશુદ્ધિઓ માટે ઉપચાર છે સર્વ વિદ્યાઓને પાવન કરનાર તે દરેક વિદ્યામાં પ્રકાશે છે જેમ (ઘટ, પટ વગેરે) બધી અર્થજાતિઓ (તેમના અર્થબોધ માટે) શબ્દજાતિ ઉપર આધાર રાખે છે તેમ જગતમાં આ (વ્યાકરણ) વિદ્યા[8] બધી વિદ્યાઓનો આશ્રય[9] છે મોક્ષ પ્રાપ્ત કરનાર નિસરણીનું આ પહેલું પગથિયું છે. મુક્તિને ઝંખનારાઓ માટે આ સીધો રાજમાર્ગ છે, અહીં ભ્રમમુક્ત[10] વેદાભ્યાસી (વ્યક્તિ) વેદોના મૂળ કારણરૂપ અને વેદમય શરીરવાળા (વાણીના) શુદ્ધ રૂપને નિહાળે છે વિલીન થયેલા ભેદવાળી વાણીનું જે ઉત્તમરૂપ છે, જે આ (પ્રકાશના પ્રતિબંધક) અંધકારમાં શુદ્ધ જ્યોતિરૂપે પરિણમે છે, પદાર્થો અને ક્રિયાઓના વિકારરૂપ અનુભવને ઉલ્લંઘી ગયેલા(યોગીઓ) વિદ્યા અને અવિદ્યાથી અગોચર[11] એવા જે પ્રકાશને ઉપાસે છે,(સાધુ) શબ્દોના (જ્ઞાનપૂર્વક) વપરાશને કારણે જ્યાં અક્ષર સમામ્નાયનાં ચિહ્નો જેવા[12] વાણીની અભિવ્યક્તિનાં સાધનો (= ક, ખ વગેરે વર્ણો) પ્રતિબિંબરૂપે ભાસે છે, જે (બ્રહ્મ)માં અથર્વવેદ ઋગ્વેદ અને યજુર્વેદના (ઉદાત્ત, અનુદાત્ત વગેરે) જુદા જુદા સ્વરો જુદું જુદું અસ્તિત્વ ધારણ કરીને રહ્યા છે, અને દર્શનપર પરાઓની ભિન્નતાને કારણે જે ભિન્ન ભિન્ન રીતે વ્યવસ્થિત થયું છે તે શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર વ્યાકરણનું જ્ઞાન થવાથી થાય છે. (૧૧–૨૨)

* કારિકાઓ ૧૧ થી ૨૨ને વ્યાકરણસ્મૃતિના ગૌરવને વર્ણવતી કારિકાઓ સમજવી જોઈએ. આ કારિકાઓમાં આઞ્જસ માર્ગ: (૧૨), तद् (૧૪), एषा विद्या (૧૫), इदम्, इयम् (૧૬) અને अत्र (૧૭) વ્યાકરણનો ઉલ્લેખ કરે છે.

यद्....यद् (૧૮), यम् (૧૯), यत्र (૨૦), यस्मिन् (૨૧), यद् (૨૨) શબ્દબ્રહ્મનો ઉલ્લેખ કરે છે, પરંતુ કારિકાઓ ૧૮થી ૨૨માંના આ ઉલ્લેખોને तत् परं ब्रह्म व्याकरणमागम्य अधिगम्यते એમ સંદર્ભમાં જોડવા જોઈએ. કારિકા ૨૩માંનું तत्र પદ આ બાબતની પૂર્તિ કરે છે.

प्रधानं च षडङ्गेषु व्याकरणम् । प्रधाने च कृतो यत्नः फलवान् भवति–म.भा. १, पृ. १.

૧. આસન્ન એટલે પાસેનું, તેથી સાક્ષાત્ ઉપકારક.

૨. બ્રહ્મચર્ય, અધઃશયન, ચાન્દ્રાયણ, જલવાસ વગેરે તપ કાર્યોમાં ઉત્તમ તપરૂપે આ વ્યાકરણ છે, કારણ કે તે શબ્દજ્ઞાનરૂપી દષ્ટફળ અને મોક્ષરૂપી અદૃષ્ટ ફળ આપનારું છે પતંજલિ પણ જણાવે છે (મહાભાષ્ય ૧. પૃ ૨૬) કે અક્ષરસમામ્નાયના જ્ઞાનમાત્રથી, વેદમાં નિર્દિષ્ટ પુણ્ય અને ફળની પ્રાપ્તિ થાય છે.

૩. અભિન્ન, ક્રમ વિનાના, આંતરશબ્દતત્ત્વમાંથી વર્ણ પદ અને વાક્યરૂપ વિભાગને પ્રાપ્ત થયેલી વાણીનો ઉત્તમ સાર એટલે વ્યાકરણ. અથવા 'ગો' શબ્દના ગાય એવા અર્થરૂપી વિભાગવાળી વાણીનો ઉત્તમ સાર એટલે વ્યાકરણ. વાણીના ઘટ, પટ, ગાય વગેરે પદાર્થો તે તે શબ્દરૂપે વિભક્ત બને છે.

" નામ રૂપ તરીકે પ્રગટ થયું અને રૂપ, નામ તરીકે જાહેર થયુ. કેટલાકને મતે નામ અને રૂપ પહેલાં એક હતાં. પછી જુદાં થયાં. બીજા કેટલાક માને છે કે તે પહેલેથી જ નામ અને રૂપ એમ જુદી અવસ્થાઓ રૂપે હતાં."

ભર્તૃહરિ પોતાની સ્વોપજ્ઞવૃત્તિમાં આ પ્રકારનાં પ્રાચીન અને આપણે જેનો સંદર્ભ જાણી શક્યા નથી એવાં અવતરણો રજૂ કરીને પોતાના સિદ્ધાંતની ભૂમિકા બાંધે છે. ભર્તૃહરિ પહેલાની શબ્દતત્ત્વજ્ઞાનની ચર્ચાપરંપરાને જાણવા અને સમજવા માટે તે ઉપયોગી છે.

૪. બધે પ્રવર્તમાન એવા શબ્દસમૂહ વાણીનો ઉત્તમ સાર છે, કારણ કે તેનું સાધુત્વ અને અભ્યુદય પ્રાપ્ત કરાવવાની તેની શક્તિ નિશ્ચિત છે. સારી રીતે સમજવામાં આવેલો અને સારી રીતે પ્રયોજેલો એક શબ્દ પણ સ્વર્ગલોકમાં ઇચ્છાઓને પૂર્ણ કરે છે, જ્યારે (સાધુત્વ) સંસ્કાર વિનાનો શબ્દ કેવળ કૂચા (ऋजीषम्) છે.

જાતવેદસ્ અગ્નિ, મનુષ્યમાં રહેલ આંતરપ્રકાશ અને સજીવ તેમજ નિર્જીવનો પ્રકાશક એવો શબ્દરૂપી પ્રકાશ એમ ત્રણ પ્રકારના જ્યોતિઓ છે. શબ્દરૂપ પ્રકાશમાં આ સર્વ પ્રાણી માત્ર, જડ અને ચેતન, સ્થાપિત થયેલું છે (સ્વોપજ્ઞ, પૃ. ૪૩).

૫ શબ્દબ્રહ્મને જાણવાનો ઉપાય વ્યાકરણ છે જે સામાન્ય નિયમો અને અપવાદ નિયમોરૂપી લક્ષણસમૂહથી પ્રાપ્ત કરી શકાય છે. આમાં ઉત્સર્ગાપવાદ, વિધિપ્રતિષેધ, વિધિનિપાતન, વિધ્યતિદેશ, સ્થાન્યાદેશ, લિંગમાં સામાન્ય વિશેષ અને વિધિનિયમ

જેવા સાત પ્રકારોથી પણ વ્યાકરણનો બોધ થાય છે વ્યાકરણ વડે ન સમજાતો પૃષોદરાદિ શબ્દસમૂહ શિષ્ટોના અનુમાનથી સમજાય છે કારણ કે શિષ્ટો કોઈ વિશિષ્ટ ઉપદેશ વિના સાધુ શબ્દોનું જ્ઞાન ધરાવે છે એમ વ્યાકરણ શબ્દત્વની પ્રાપ્તિનો લઘુ ઉપાય છે.

૬ (ક) વિવક્ષા શબ્દોના અર્થની પ્રવૃત્તિનુ મૂળ છે આ વિવક્ષાનો આધાર યોગ્ય (= સાધુ) શબ્દ ઉપર છે પદાર્થને જોવા જેમ નેત્રને કામે લગાડવામા આવે, સૂધવા માટે ઘ્રાણને અને સાભળવા માટે કાનને, તેમ યોગ્ય વચન ઉચ્ચારવા માટે યોગ્ય શબ્દોનો ઉપયોગ કરવામા આવે છે

(ખ) અર્થની પ્રવૃત્તિનુ તત્ત્વ એટલે પદાર્થને જાણવા માટે કોઈક ચોક્કસ શબ્દ પ્રયોજવાનુ કારણ આવા કારણને લીધે તે પદાર્થના વપરાશ માટે અર્થાત્ તેને જાહેર કરવા માટે યોગ્ય શબ્દ પસદ થાય છે

(ગ) સસર્ગ (પરસ્પર અનુપ્રવેશ) એ અર્થની પ્રવૃત્તિમા તત્ત્વ અર્થાત્ નિમિત્ત છે 'ગાય' એવા પદાર્થને તથા તેના વાચક 'ગાય' એવા શબ્દને પરસ્પર સસર્ગ હોય છે,

(ઘ) અથવા પ્રવૃત્તિતત્ત્વ એમ સમાસ સમજીએ તો અર્થનુ પ્રવૃત્તિતત્ત્વ સસર્ગ થશે, કારણ કે અર્થ સાથે સસર્ગવાળો શબ્દ વાચ્ય બનશે

(ઙ) અર્થની પ્રવૃત્તિનું તત્ત્વ એમ વિગ્રહ સમજીએ તો પ્રવૃત્તિ એટલે જન્માદિ ક્રિયા, તેનુ તત્ત્વ એટલે કઈક સિદ્ધ કરવુ તે સિદ્ધ કરવા સાધનની જરૂર, તેમા ક્રમની પ્રાપ્તિ અને તેનાથી થતી કાળની અભિવ્યક્તિ આ બધાની સાથે અર્થનો સબધ એટલે અર્થપ્રવૃત્તિતત્ત્વ

(ચ) અથવા અર્થપ્રવૃત્તિનુ તત્ત્વ એટલે બાહ્ય પદાર્થના રૂપાદિની અભિવ્યક્તિ કરાવનાર જ્ઞાન (= પ્રત્યય) આ અર્થરૂપાકાર જ્ઞાન બાહ્ય વસ્તુઓને આવરી લે છે અને આ કાર્ય શબ્દ ઉપર નિર્ભર છે

અર્થપ્રવૃત્તિતત્ત્વની આવી ૭ વ્યાખ્યાઓ ભર્તૃહરિની સૂક્ષ્મ પ્રતિભાની નીપજ છે કે પ્રાચીન મતાન્તરો છે તે કહેવુ મુશ્કેલ છે મહાભાષ્ય દીપિકામા પણ આવા વિકલ્પ વ્યાખ્યાનો અનેક સ્થળે મળે છે

૭ આ વિચારની હામી ઉઠાવતા કુમારિલ ભટ્ટ (તન્ત્રવાર્તિક જૈ સૂ મી ૧ ૬ ૨૪ જણાવે છે કે શબ્દોના તત્ત્વનો બોધ શ્રોત્રેન્દ્રિય વિના થતો નથી (तत्त्वावबोध शब्दानां नास्ति श्रोत्रेन्द्रियादृते।)

૮. સાધુ શબ્દો અને તેમના પ્રયોગના જ્ઞાનવાળી વ્યક્તિ શબ્દોના પૌર્વાપર્યને ઉલ્લઘીને શબ્દતત્ત્વના સ્વરૂપ સાથે જોડાય છે તેથી તે વૈકરત્વને અર્થાત્ પ્રક્રિયોના કાર્યમાથી મુક્તિને પામે છે ત્યાર પછી તે બધા વાગ્વિકારોની પ્રકૃતિ એવી પ્રતિભાને પામે છે તે પ્રતિભામાથી સર્વ વિકારોથી અત્યત મુક્ત એવી શબ્દબ્રહ્મરૂપી પરાપ્રકૃતિને પામે છે

વૈયાકરણ પાપની પ્રાપ્તિ કરાવે તેવા અપભ્રશ (અસાધુ) શબ્દોનો પ્રયોગ કરતો નથી. કારણ કે '(શુદ્ધ શબ્દોનુ) જ્ઞાન તેનો આશ્રય છે " (મહાભાષ્ય ૧ ૧ ૧)

૯. ૧૫થી ૨૨ સુધીની કારિકાઓ ઉપર સ્વોપજ્ઞવૃત્તિ મળતી નથી, તેથી આ કારિકાઓ વાક્યપદીયનો અંતર્ગત ભાગ હોવાને બદલે કારિકા ૧૪ની વૃત્તિમાંના સંગ્રહશ્લોકો છે એવો મત પ્રચલિત બનવાનો સંભવ છે. પરંતુ કારિકા ૨૩માંનો तत्र શબ્દ ૨૨મી કારિકામાં ઉલ્લેખ પામેલ વ્યાકરણનો વાચક છે. તેથી આ શ્લોકસમૂહને ભર્તૃહરિની કૃતિ માનવામાં વાંધો આવવો જોઈએ નહિ.

૧૦. શબ્દ અંગેના ભ્રમનો નિરાસ થતાં અર્થ અંગેના ભ્રમનો પણ નિરાસ થાય છે. આવી ભ્રમમુક્તિ વ્યાકરણથી જ થાય છે.

छन्दस्य એટલે વેદગ્રહણ માટે સમર્થ વ્યક્તિ. तत्र साधुः એવા સૂત્ર (પા. સૂ. ૪.૪.૯૮)થી યત્ પ્રત્યય લાગીને छन्दस्य શબ્દ બન્યો. પરંતુ ब्राह्मणमाणववाडवाद्यन् । એવા સૂત્ર (પા. સૂ. ૪૨.૪૨)થી યન્ પ્રયત્ન લાગીને છન્દોનો સમૂહ એવો અર્થ પણ થશે.

૧૧. આલોક, તમસ્ અને પ્રકાશ એવા શબ્દો અને તે અંગેના ઉલ્લેખો પ્રત્યભિજ્ઞા-દર્શનમાં પ્રસિદ્ધ છે. અહીં આ દર્શનનો ઉલ્લેખ છે એમ કહી શકાય નહિ. પરંતુ "અવબોધ માટે નિત્ય ઉપકારક એવી વાગ્રૂપતા જો અદૃષ્ટ બને તો શબ્દરૂપી પ્રકાશ પ્રકાશે નહિ, કારણકે વાગ્રૂપતા અર્થાત્ શબ્દતત્ત્વ પ્રકાશ્યનું પણ પ્રકાશક છે" એવી ભર્તૃહરિકારિકા ૧.૧૨૪)ને લીધે કોઈક ઉપનિષત્કાલીન પ્રાચીન પ્રણવદર્શનપદ્ધતિ તેમને જાણીતી હતી એમ કહેવાનું મન થશે.

"યોગીઓ આલોક અને તમસ્ અર્થાત્ વિદ્યા અને અવિદ્યાનો ત્યાગ કરીને પ્રકાશ અર્થાત્ પરમ શબ્દબ્રહ્મને ઉપાસે છે" (વૃદ્ધિ).

"રૂપ અને ક્રિયાને વ્યક્ત કરતી વૈખરી વાણી" અથવા 'દેશભેદ અને કાલભેદને વ્યક્ત કરતી વૈખરી વાણી' એવો અર્થ પણ मूर्तिव्यापारदर्शनम्'નો કરી શકાય

૧૨. અક્ષરસ્મૃતિ એટલે અક્ષરસમામ્નાય અથવા વર્ણમાળા. તેનાં ચિહ્નો એટલે સ્વરવ્યજનાદિ વર્ણો આ વર્ણો વાણીને વ્યક્ત કરવાનાં નિમિત્તો અર્થાત્ સાધનો છે. જેને સાધુ શબ્દનું જ્ઞાન અને તેમના યોગ્ય પ્રયોગનું જ્ઞાન થયું છે તેવા ઋષિઓ તેમને શબ્દબ્રહ્મમાં પ્રતિબિંબ રૂપે જુએ છે.

> नित्याः शब्दार्थसंबन्धास्तत्राम्नाता महर्षिभिः ।
> सूत्राणां सानुतन्त्राणां भाष्याणाञ्च प्रणेतृभिः ॥२३॥

**સૂત્ર, વાર્ત્તિક અને ભાષ્યના પ્રણેતા મહર્ષિઓએ શબ્દ, અર્થ અને (તેમના) સંબંધને નિત્ય કહ્યા છે (૨૩)**

૨૩.૧. સૂત્રોના પ્રણેતાઓ એટલે વ્યાકરણનાં સૂત્રોના પ્રણેતાઓ. સૂત્રોની રચનાનો આરંભ જ શબ્દોનું નિત્યત્વ દર્શાવે છે, કારણ કે, જો શબ્દો અનિત્ય હોય તો સૂત્રારંભનું પ્રયોજન રહે નહિ. આ ઉપરાંત "(શબ્દોની) સંજ્ઞાઓ (વ્યવહારમાં) પ્રમાણભૂત હોવાથી આ લિંગ અને સંખ્યા અંગે યુક્તવદ્ભાવનો ઉપદેશ કરવાની જરૂર નથી" (तदशिष्यं संज्ञाप्रमाणत्वात् । પા. સૂ. ૧.૨.૫૧) એવાં સૂત્રો પણ શબ્દનિત્યત્વનું

સમર્થન કરે છે " શબ્દ, અર્થ અને સંબંધ નિત્ય હોઈને" (મહાભાષ્ય, પસ્પશાહ્નિક વા. ૧) એવું વાર્તિક અને " શબ્દ સ્ફોટ (જ) છે અને ધ્વનિ તેના પ્રયત્નથી ઉત્પન્ન થાય છે ' જેવા શ્લોકવાર્તિકો પણ આના સમર્થન રૂપે મળે છે ભાષ્યમાં પણ જણાવ્યું છે કે "સંગ્રહ(ગ્રન્થ)માં આની વિશદરૂપે ચર્ચા મળે છે કે શબ્દ નિત્ય છે" (મહાભાષ્ય ૧ ૬)। અને ' શબ્દો નિત્ય હોય તો વર્ણો પણ કૂટસ્થ અને અવિચાલી હોવા જોઈએ (મહાભાષ્ય ૧૧૮), આવા સૂત્રવાર્તિકભાષ્યના વચનો ઉપરથી પણ શબ્દાર્થસંબંધનિત્યત્વ સ્પષ્ટ થાય છે.

આ કારિકા ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમા જાતિ, આકૃતિ અને સામાન્ય અંગે ભર્તૃહરિ સૂક્ષ્મ ચર્ચા કરે છે પ્રાચીન દાર્શનિકો, જૈમિનિ, શબર, કુમારિલ, પ્રભાકર, શંકર વગેરે આકૃતિ શબ્દને જાતિના અર્થમાં પ્રયોજે છે ( जातिमाकृतिं प्राहु । मी. सू भा श्लोकवार्तिक, आकृति श्लो ३) ભર્તૃહરિને મતે શબ્દ એટલે શબ્દાકૃતિ અથવા શબ્દજાતિ, આ શબ્દજાતિ એટલે શબ્દત્વસામાન્ય નહિ શબ્દમા શબ્દત્વસામાન્ય છે અને વૃક્ષ શબ્દમા વૃક્ષશબ્દત્વસામાન્ય છે

જેમ ઘટમા દ્રવ્યત્વ, પૃથિવીત્વ અને ઘટત્વ એકસાથે રહે છે તેમ વૃક્ષ શબ્દમા ગુણત્વ શબ્દત્વ અને વૃક્ષશબ્દત્વ પણ સાથે રહેલા છે અવયવી એવા વૃક્ષ શબ્દના એકસાથે નહિ ઉત્પન્ન થયેલા અને એક સાથે અવસ્થિત નહિ રહેલા અવયવો અર્થાત્ વ્, ૃ, ક્ષ વૃક્ષ શબ્દનુ રૂપ કેવી રીતે અભિવ્યક્ત કરી શકે એવા પ્રશ્નોના જવાબમા કહી શકાય કે ઉત્ક્ષેપણ, આકુંચન વગેરે ક્રિયાઓની અભિવ્યક્તિ વખતે જે ક્રિયા સામ્ય પ્રાપ્ત થાય છે તેનાથી થતા પ્રયત્નવિશેષોથી ઉત્પન્ન થયેલ વર્ણો પૂર્વ પૂર્વ વર્ણથી સંસ્કાર પામીને અંતિમ વર્ણના બોધથી અભિવ્યક્ત થતા શબ્દરૂપે પ્રાપ્ત થાય છે શબ્દાકૃતિ અર્થાત્ શબ્દજાતિ અંગેનો આ સિદ્ધાન્ત અને પ્રક્રિયા અન્ય શાસ્ત્રોમા જાણીતી જાતિની અભિવ્યક્તિથી જુદા છે જે દાર્શનિકો આકૃતિને સ્વીકારતા નથી તેઓ અનેક ધ્વનિઓથી અભિવ્યક્ત નિત્ય શબ્દવ્યક્તિને સ્વીકારે છે બીજા દાર્શનિકો, શબ્દો વ્યવહાર નિત્યતાને કારણે નિત્ય છે એમ સમજાવે છે

अपोद्धारपदार्था ये ये चार्थाः स्थितलक्षणा ।
अन्वाख्येयाश्च ये शब्दा ये चापि प्रतिपादका ॥२४॥

कार्यकारणभावेन योग्यभावेन च स्थिता ।
धर्मे ये प्रत्यये चाङ्गं संबन्धा साध्वसाधुषु ॥२५॥

ते लिङ्गैश्च स्वशब्दैश्च शास्त्रेस्मिन्नुपवर्णिता ।
स्मृत्यर्थमनुगम्यन्ते केचिदेव यथागमम् ॥२६॥

પદોના પ્રકૃતિ પ્રત્યયવિભાગથી પ્રાપ્ત થતા અર્થો તથા નિશ્ચિત સ્વરૂપવાળા ર અર્થો ( વ્યાકરણ દ્વારા પ્રકૃતિપ્રત્યયવિભાગથી વિશ્લેષણ પામીને ) સ્પષ્ટ

બનવાને યોગ્ય એવા શબ્દો[3] તથા (અન્ય પદસમુદાયનો) બોધ કરાવનાર શબ્દો અને સાધુ શબ્દો માટે (તેમના પ્રયોગ દ્વારા) ધર્મપ્રાપ્તિમાં તેમજ અર્થબોધમાં ઉપકારક અને અસાધુ શબ્દો માટે[2] (માત્ર) અર્થબોધમાં ઉપકારક એવા કાર્યકારણભાવરૂપ[1] અને યોગ્યતા[2] રૂપ સંબંધો, આ શાસ્ત્રમાં ચોક્કસ નિર્દેશો[1] વડે અને પ્રત્યક્ષ વ્યાખ્યાન વડે વર્ણવાયા છે. (વ્યાકરણ) આગમને અનુસરીને આવા કેટલાકને જ સ્મૃતિ(માં દૃઢબદ્ધ થવા) માટે અહીં રજૂ કરવામાં આવ્યા છે. (૨૪–૨૬)

૨૪.૧ આ ત્રણ કારિકાઓ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમાં જણાવવામાં આવ્યું છે કે આ ત્રણ શ્લોકોમાં પ્રસ્તુત અર્થાત્ વાક્યપદીય રૂપી શાસ્ત્રમાં જે વિષયો જાણવા ઇષ્ટ છે તેમનો ઉલ્લેખ થયો છે. પ્રથમ કાંડના ટીકાકાર હરિવૃષભ અને તૃતીય કાંડના ટીકાકાર હેલારાજ પણ આ જાતનો ઉલ્લેખ કરે છે. આ ત્રણ શ્લોકોમાં અપોદ્ધાર પદાર્થ અને સ્થિતલક્ષણ પદાર્થ એવા બે પ્રકારના અર્થો, અન્વાખ્યેય અને પ્રતિપાદક એમ બે પ્રકારના શબ્દો, કાર્યકારણ અને યોગ્યતા એમ બે પ્રકારના સંબંધો અને ધર્મબોધ અને અર્થબોધ એમ બે પ્રકારનાં પ્રયોજનો, એમ આઠ પ્રકારનું શાસ્ત્ર શરીર કલ્પવામાં આવ્યું છે.

અપોદ્ધાર પદાર્થ અર્થાત્ પ્રાતિપદિકાર્થ, ધાત્વર્થ અને પ્રત્યયાર્થની ચર્ચા બીજા અને ત્રીજા કાંડમાં વિસ્તારથી કરવામાં આવી છે. સ્થિતલક્ષણ અર્થ એટલે વાક્યાર્થની ચર્ચા બીજા કાંડમાં કરવામાં આવી છે. કાર્યકારણરૂપ સંબંધ અને યોગ્યતારૂપ સંબંધની ચર્ચા ત્રીજા કાંડમાં સંબંધ સમુદ્દેશમાં કરવામાં આવી છે. અન્વાખ્યેય શબ્દો અને પ્રતિપાદક શબ્દોની ચર્ચા તૃતીય કાંડમાં કરવામાં આવી છે. ધર્મબોધ અને અર્થબોધની ચર્ચા પહેલા કાંડની શરૂઆતમાં કરવામાં આવી છે.

અપોદ્ધાર એટલે વિશ્લેષણ. બીજી રીતે કહીએ તો ગાઢ જોડાયેલા (અત્યન્ત સંસૃષ્ટ) એવા પદનું પ્રકૃતિ અને પ્રત્યયરૂપે વિભાજન અને સંસૃષ્ટ એવા વાક્યનું પદોમાં પૃથક્કરણ. પદરૂપ કે વાક્યરૂપ શબ્દાત્મા સંસૃષ્ટરૂપે હોય તેનું અન્વયવ્યતિરેકથી પ્રકૃતિપ્રત્યયરૂપે અને જુદાં જુદાં પદોરૂપે વિશ્લેષણ માત્ર શાસ્ત્રમાં જ ઇષ્ટ છે, એટલું જ નહિ પણ, આવશ્યક છે. એક પદમાં પ્રાતિપદિકાર્થ, ધાત્વર્થ, પ્રત્યયાર્થ એમ વિભક્ત રીતે આપણે વિચારીએ છીએ. તે પ્રમાણે સમાસમાં પૂર્વ પદાર્થ, ઉત્તર પદાર્થ, અન્ય પદાર્થ અને જુદાં જુદાં પદો અંગે વિચારીએ છીએ.

૨૪.૨ સ્થિત અર્થાત્ નિશ્ચિત્ લક્ષણવાળા એટલે સ્થિતલક્ષણ પદાર્થો અને વાક્યાર્થો. પદના અર્થના જ્ઞાન માટે પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થ નિમિત્તરૂપ બને છે અને તે પદના અર્થનો બોધ થતાં અદૃષ્ટ થાય છે. વાક્યાર્થના જ્ઞાન માટે પદોના અર્થો નિમિત્તરૂપ બને છે અને વાક્યાર્થ પ્રાપ્ત થતાં પદોના અર્થો અદૃષ્ટ થાય છે.

૨૪.૩. અન્વાખ્યાન એટલે શિષ્ટો વડે પ્રયોજાયેલા શબ્દોનું વ્યાકરણના નિયમો વડે પ્રકૃતિપ્રત્યયવિભાગથી જ્ઞાન પ્રાપ્ત કરવું. અન્વાખ્યાન પદોનું તેમજ વાક્યોનું હોઈ શકે.

૨૫.૧. અર્થકાર્યાનુભાવ સંબંધ અભેદ સંબંધ મૂલક છે. ઘટ શબ્દમાં દરેક ધ્વનિ ઘટ-પદસ્ફોટનો વ્યંજક બને છે. આ ધ્વનિઓ અર્થાત્ અવયવો અર્થનિર્ભાસરૂપે સમગ્ર ઘટપદના અર્થના પ્રત્યાયક બને છે. તેવી રીતે વાક્યમાં પણ તેના અવયવો અર્થાત્ પદો વાક્યાર્થના પ્રત્યાયક બને છે. બીજી રીતે કહીએ તો જેમ શબ્દ અર્થનું નિમિત્ત બને છે તેમ અર્થ પણ શબ્દનું નિમિત્ત બને છે. અર્થાકાર બુદ્ધિ શબ્દાકાર બુદ્ધિને ઉત્પન્ન કરે છે. આમ બુદ્ધિ અને વિષયનું તાદાત્મ્ય થતાં અર્થ કારણ બને છે અને શબ્દ કાર્ય બને છે શબ્દ અને અર્થ વચ્ચે આવો કાર્યકારણભાવ રૂપ સંબંધ પ્રાપ્ત થાય છે.

૨૫.૨. યોગ્યતા લક્ષણ સંબંધ ઇન્દ્રિય અને વિષય વચ્ચેના સંબંધની જેમ પ્રકાશકપ્રકાશ્યભાવરૂપે છે. વ્યવહારમાં ગાય એવા અર્થને હંમેશાં દર્શાવનાર 'ગો' વગેરે સાધુ શબ્દો જાતિ, ક્રિયા વગેરેથી વિશિષ્ટ એવા અર્થમાં નિત્ય યોગ્યતા ધરાવે છે. આવી યોગ્યતા સાધુ શબ્દો માટે નિત્ય છે, પરંતુ અસાધુ શબ્દો માટે વૃદ્ધવ્યવહારરૂપ સંકેતથી પ્રાપ્ત થાય છે.

૨૬.૧. વ્યાકરણશાસ્ત્રમાં પ્રાપ્ત થતા નિર્દેશો અને સ્પષ્ટ કથનો (લિંગ અને સ્વશબ્દ) શબ્દાર્થસંબંધનું સ્પષ્ટીકરણ કરે છે, જેમકે સ્ત્રિયામ્ (૪.૧.૩) સૂત્રથી ઙી અને આપ્ જેવા સ્ત્રીલિંગ-પ્રત્યયો દર્શાવવામાં આવ્યા છે, અહીં સ્ત્રી–અર્થના અભિધાન માટે આવા પ્રત્યયો પ્રાપ્ત થાય છે કે સ્ત્રી–અર્થવૃત્તિવાળા પ્રાતિપદિકને સ્વાર્થમાં પ્રાપ્ત થાય છે એવો સંશય થતાં ચોક્કસ કથનો વડે આવા સંશયો દૂર કરવામાં આવે છે. अब्राह्मणः એવા નઞ્ સમાસમાં પૂર્વપદના નઞ્નો અર્થ મુખ્ય છે કે ઉત્તરપદનો અર્થ મુખ્ય છે એવા વિકલ્પો પ્રાપ્ત થતાં ચોક્કસ નિર્દેશો વડે નિશ્ચય કરવામાં આવે છે. આવી સ્થિતિ શાસ્ત્રવ્યવહારમાં પ્રાપ્ત થાય છે, લૌકિક વ્યવહારમાં નહિ, કારણ કે લૌકિક વ્યવહારમાં શબ્દનો સમુદાયાર્થ લેવાતો હોવાથી કોઈ વિકલ્પો સંભવતા નથી.

शिष्टेभ्य आगमात्सिद्धाः साधवो धर्मसाधनम् ।
अर्थप्रत्यायनाभेदे विपरीतास्त्वसाधवः ॥२७॥
नित्यत्वे कृतकत्वे वा तेषामादिर्न विद्यते ।
प्राणिनामिव सा चैषा व्यवस्थानित्यतोच्यते ॥२८॥

શિષ્ટો પાસેથી અવિચ્છન્ન પરંપરા દ્વારા પ્રાપ્ત થયેલા સાધુ શબ્દો ધર્મ-પ્રાપ્તિનું સાધન છે. અર્થબોધ કરાવવા અંગે અસાધુ શબ્દો જુદા ન હોવા છતાં તેઓ (સાધુ શબ્દોથી) વિરુદ્ધ (સ્વભાવવાળા) છે.[1] (૨૭)

શબ્દોને નિત્ય માનવામાં આવે કે ઉત્પાદ્ય, તેમનો આરંભ જાણવામાં આવતો નથી. પ્રાણીઓની બાબતમાં હોય છે તેમ આ (નિત્યતા)ને (શબ્દો ઉત્પાદ્ય છે

૨૭.૧. મીમાંસકોની અસર નીચે વૈયાકરણો પણ, શુદ્ધ શબ્દના પ્રયોગથી ધર્મપ્રાપ્તિ અને પુણ્યપ્રાપ્તિ થાય છે તેમ માને છે. વૈયાકરણો જણાવે છે કે એક શબ્દ પણ બરાબર જાણ્યો હોય અથવા સારી રીતે પ્રયોજ્યો હોય તો સ્વર્ગલોકમાં ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરાવે છે. અર્થ પ્રાપ્ત કરાવવાની દૃષ્ટિએ 'ગો' એવો શુદ્ધ શબ્દ અને 'ગાવી' એવો અપભ્રંશ શબ્દ સરખા છે પરંતુ પુણ્યપ્રાપ્તિ અંગે બંને પરસ્પર વિરોધી છે.

૨૮.૧. પ્રાણીઓનો દેહ અનિત્ય હોવા છતાં મોક્ષ પ્રાપ્તિ થાય ત્યાં સુધી, સતત દેહ ધારણ કરવાની પ્રક્રિયા નિત્ય થતી હોવાથી તેને પ્રવાહ નિત્યતા કહીશું. તે પ્રમાણે શબ્દોને કૃતક અર્થાત્ ઉત્પાદ્ય માનવા છતાં પ્રવાહ રૂપે તેમનું અસ્તિત્વ હોવાથી તેમની પ્રવાહ નિત્યતા માનીશું. આ પ્રવાહ નિત્યતા અથવા પ્રવૃત્તિનિત્યતા કહી શકાય. ભર્તૃહરિ તેને માટે વ્યવસ્થાનિત્યતા શબ્દ વાપરે છે.

હરિવૃષભને મતે સ્વોપજ્ઞટીકામાં બે મતોનો ઉલ્લેખ છે; (૧) શબ્દો નિત્ય છે અને તેથી તેમના ઉપયોગ વખતે તે અભિવ્યક્ત થાય છે. આ મત સાંખ્ય દાર્શનિક વાર્ષગણ્યનો છે. (૨) શબ્દો અનિત્ય છે અને તેથી ઉપયોગ વખતે ઉત્પન્ન થઈ પછી નષ્ટ બને છે: આ મત નૈયાયિકોનો છે.

વ્યવસ્થાનિત્યતા કૂટસ્થનિત્યતાથી જુદી છે. નિત્ય શબ્દોની ધ્વનિઓ વડે અભિવ્યક્તિમાં કૂટસ્થનિત્યતા સમજવી. સાંખ્યોનો પરિણામીનિત્યતા પક્ષ છે. ક્ષણિકત્વવાદી (બૌદ્ધો)ને મતે અવિચ્છિન્ન પ્રવૃત્તિ એટલે નિત્યતા.

सा चेयमनादिरविच्छिन्ना प्रवृत्तिर्नित्यता । तथा ह्युक्तम् तदपि नित्यं यस्मिंस्तत्त्वं न विहन्यते । म. भा. १. पृ. ७.

> नानार्थिकामिमां कश्चिद्व्यवस्थां कर्तुमर्हति ।
> तस्मान्निबध्यते शिष्टैः साधुत्वविषया स्मृतिः ॥२९॥
>
> न चागमादृते धर्मस्तर्केण व्यवतिष्ठते ।
> ऋषीणामपि यज्ज्ञानं तदप्यागमपूर्वकम् ॥३०॥

આ (સાધુશબ્દ)વ્યવસ્થાને કોઈ નિષ્પ્રયોજન ઠરાવી શકે નહિ; તેથી (શબ્દોના) સાધુત્વરૂપી વિષયવાળી આ (વ્યાકરણ) સ્મૃતિને શિષ્ટો વડે રચવામાં આવી છે.(૨૯)

આગમની મદદ વિના (કેવળ શુષ્ક) તર્કથી ધર્મનો નિશ્ચય થતો નથી. ઋષિઓનું જે જ્ઞાન છે તે પણ આગમમૂલક છે.

૨૯.૧. વ્યાકરણસ્મૃતિ અનાદિ, ગુરુપૂર્વક્રમથી પ્રાપ્ત થનારી, નિષ્ફળ નહિ જનારી, શિષ્ટો વડે અનુમાનનું કારણ, નિશ્ચિત શબ્દોના નિર્દેશવાળી અને વિદ્વાનોમાં પ્રમાણભૂત છે. હરિવૃષભ જણાવે છે કે આ સાધુશબ્દવ્યવસ્થા શિષ્ટો વડે અવિચ્છિન્નરૂપે પ્રાપ્ત થયેલી છે. તેથી પ્રમાણભૂત છે. શિષ્ટો અર્થાત્ વૈયાકરણો સ્મૃતિને સપ્રયોજન સમજે છે. તે અર્થવ્યવસ્થા ઉપરાંત ધર્મવ્યવસ્થા પણ કરે છે

૩૦.૧. બધા તત્ત્વજ્ઞો તર્કને અંતિમ તબક્કે પહોંચતાં અનુત્તર બની વસ્તુસ્વભાવને જ બધાનું મૂળ અને અંતિમ કારણ સમજાવે છે. આવો સ્વભાવ કેવળ આગમગમ્ય જ છે. સાધર્મ્યવૈધર્મ્યવાળા અને જેમને વિષે કદાપિ નિશ્ચય થઈ શકે નહિ એવા માનવતર્કોમાં કોણ વિશ્વાસ મૂકે ? અતીન્દ્રિય જ્ઞાનવાળા અને તર્કાતીત અવસ્થાએ પહોંચેલા મહાપુરુષોનાં અસામાન્ય વ્યક્તિત્વ અને લોકોત્તર ગુણો પણ આગમને અનુસરવાથી પ્રાપ્ત થતાં હોય છે.

धर्मस्य चाव्यवच्छिन्नाः पन्थानो ये व्यवस्थिताः ।
न तांल्लोकप्रसिद्धत्वात्कश्चित्तर्केण बाधते ॥३१॥

વિચ્છેદરહિત અને (શિષ્ટસંમત હોવાથી) નિશ્ચિત બનેલા જે (શ્રુતિસ્મૃતિરૂપી) ધર્મના માર્ગો છે તે લોકપ્રસિદ્ધ હોવાથી તર્ક વડે તેમનો કોઈ બાધ કરી શકતું નથી.[1] (૩૧)

૩૧.૧. શિષ્ટોના સિદ્ધાન્તોમાં અનેક વિકલ્પો હોવા છતાં કેટલાક સર્વસાધારણ આચરણનિયમો છે, તેમનો કેવળ તર્ક વડે વિરોધ કરી શકાતો નથી. કેટલીક વાર એવું બને છે કે "કોઈને છોડવી નહિ" (न काञ्चन परिहरेत् । छान्दोग्योपनिषद् २.१३) એવા વેદાન્તવચનમાંથી અન્યથા અર્થ (કોઈપણ પારકી સ્ત્રીને) સમજીને વામમાર્ગ જેવા માર્ગોનું અનુસરણ કરવામાં આવે છે. પરંતુ આવા અનુસરણનો પણ આગમને અનુસરીને વિરોધ કરવામાં આવે છે.

अवस्थादेशकालानां भेदाद्भिन्नासु शक्तिषु ।
भावानामनुमानेन प्रसिद्धिरतिदुर्लभा ॥३२॥

અવસ્થા, દેશ અને કાલની ભિન્નતાને કારણે ભિન્ન શક્તિઓવાળા પદાર્થોના સ્વભાવ વિષે અનુમાન વડે નિશ્ચય કરવો અત્યંત મુશ્કેલ છે. (૩૨)

૩૨.૧. અવસ્થા, દેશ અને કાલની ભિન્નતાને કારણે સ્વાભાવિક રીતે પદાર્થોની શક્તિઓમાં ફેરફાર થાય છે; જેમકે, પીપર જો લીલી લેવામાં આવે તો કફકારક બને અને સૂકી પીપર ત્રિદોષનું શમન કરે. આ થયો અવસ્થાભેદ. હિમાલયનાં જળ અત્યંત શીતળ હોય છે, વાદળ અને અગ્નિકુંડનાં અથવા લોખંડના પીપમાંનાં જળ એટલાં શીતળ હોતાં નથી. આ દેશભેદ થયો. હેમન્તમાં કૂવાનું પાણી ઉષ્ણ અને ગ્રીષ્મમાં શીતળ હોય છે. આ છે કાલભેદ. (સરખાવો : શાંતરક્ષિત : तत्वसंग्रह ૧૪૬૦, ૧૪૬૧ અને शांकरभाष्य, ब्रह्मसूत्र ૨.૧.૧૭; અર્ચટ हेतुबिन्दुटीका પૃ.૧૫૪; અર્ચટ प्रसिद्धिने બદલે प्रतीति એવો પાઠ આપે છે.

निर्ज्ञातशक्तेर्द्रव्यस्य तां तामर्थक्रियां प्रति ।
विशिष्टद्रव्यसंबन्धे सा शक्तिः प्रतिबध्यते ॥३३॥

તે તે પોતાને(અનુરૂપ) અર્થકાર્ય માટે નિશ્ચિત શક્તિવાળા પદાર્થની તે શક્તિ કોઈક ચોક્કસ દ્રવ્યનો સંબંધ થતાં (કાર્યમાટે) નિષ્ફળ બને છે. (૩૩)

૩૩.૧. મન્ત્ર, ઔષધિ અથવા રસના કાર્યને પરિણામે અગ્નિની દાહજનનશક્તિનો પ્રતિબંધ થાય છે. તેથી કેવળ અનુમાનથી વસ્તુસ્વભાવ જાણવો શક્ય નથી, પરંતુ આગમથી જાણવો શક્ય બને છે.

यत्नेनानुमितोप्यर्थः कुशलैरनुमातृभिः ।
अभियुक्ततरैरन्यैरन्यथैवोपपाद्यते ॥३४॥

કુશળ તાર્કિકો વડે અનુમાનગમ્ય બતાવવામાં આવેલ અર્થ વધારે કુશળ અનુમાતાઓ વડે તેથી વિરુદ્ધ અર્થમાં સમજાવવામાં આવે છે. (૩૪)

परेषामसमाख्येयमभ्यासादेव जायते ।
मणिरूप्यादिविज्ञानं तद्विदां नानुमानिकम् ॥३५॥

હીરા, સિક્કા વગેરે (સાચા હોવા) અંગેનું, બીજાઓને સારી રીતે સમજાવવું અશક્ય એવું વિશિષ્ટ જ્ઞાન, તેના જ્ઞાતાઓને અભ્યાસથી [૧]જ પ્રાપ્ત થાય છે. તે અનુમાનગમ્ય હોતું નથી. (૩૫)

૩૫.૧. અહીં અભ્યાસજ્ઞાનનો ઉલ્લેખ છે. હીરાપારખુઓ અને સોનીઓ હીરા અને સિક્કાઓ સાચા છે કે ખોટા તે તેમના હંમેશના અભ્યાસ ઉપરથી જાણી શકે છે તેમનું જ્ઞાન આનુમાનિક નથી. ષડ્જ, ઋષભ વગેરે રાગો તેના અભ્યાસીને જ સમજાય છે, સંગીતના અભ્યાસ વિનાના મહાવિદ્વાનને કે મહાતાર્કિકને સમજાતા નથી

प्रत्यक्षमनुमानञ्च व्यतिक्रम्य व्यवस्थिताः ।
पितृरक्षःपिशाचानां कर्मजा एव सिद्धयः ॥३६॥

પ્રત્યક્ષ અને અનુમાનને પણ ઉત્ક્રમીને (લોક)પ્રસિદ્ધ બનેલી પિતૃઓ, રાક્ષસો અને પિશાચોની સિદ્ધિઓ કર્મોથી ઉત્પન્ન થયેલી હોય છે.[૧] (૩૬)

૩૬.૧. દૂરના કે ઢાંકેલા પદાર્થોનું દર્શન, દીવાલની પેલે પાર રહેલી વસ્તુઓનું જ્ઞાન, ભવિષ્યમાં બનનારા પ્રસંગોનું પૂર્વજ્ઞાન, આ બધું પૂર્વજન્મમાં કરેલાં વિશિષ્ટ કર્મોથી પ્રાપ્ત અદૃષ્ટને કારણે હોય છે. અદૃષ્ટની શક્તિ અચિન્ત્ય છે. આને અદૃષ્ટજ જ્ઞાન કહીયું.

आविर्भूतप्रकाशानामनुपप्लुतचेतसाम् ।
अतीतानागतज्ञानं प्रत्यक्षान्न विशिष्यते ॥३७॥

જેમનામાં (જ્ઞાનરૂપી) પ્રકાશ પ્રગટ થયો છે અને જેમના મન (અજ્ઞાનરૂપી અંધકારથી) ઘેરાયેલાં નથી તેવા (યોગીઓ)નું જ્ઞાન પ્રત્યક્ષથી કોઈ રીતે જુદું પડતું નથી.[1] (૩૭)

૩૭.૧. ઇન્દ્રિયાર્થસંનિકર્ષથી પ્રાપ્ત થતું લૌકિક પ્રત્યક્ષ અલૌકિક પ્રત્યક્ષથી જુદું છે. અલૌકિક પ્રત્યક્ષને અદૃષ્ટજન્ય જ્ઞાન અથવા યોગીજ્ઞાન કહી શકાશે. તપ વડે દોષોને ક્ષીણ કરીને અને અપરિમિત જ્ઞાન પ્રાપ્ત કરીને શિષ્ટો બધું આર્ષનેત્રથી સર્વત્ર સ્પષ્ટ જુએ છે. અભ્યાસજ્ઞાન આ બંને જ્ઞાનોથી ભિન્ન છે.

अथ च तपसा निर्दग्धदोषा निरावरणख्यातयः शिष्टाः प्रतिबिम्बकल्पेन प्रत्यक्षमिव स्वासु ख्यातिषु संक्रान्ताकारपरिग्रहमव्यभिचरितं सर्वं पश्यन्ति ।—स्वोपज्ञ

अतीन्द्रियानसंवेद्यान्पश्यन्त्यार्षेण चक्षुषा ।
ये भावान्वचनं तेषां नानुमानेन बाध्यते ॥३८॥

જે (યોગીઓ) ઇન્દ્રિયો વડે અગ્રાહ્ય અને (મન વડે) અજ્ઞાત ભાવોને આર્ષ દર્શનથી જુએ છે તેમનાં વચનોનો અનુમાન વડે બાધ કરી શકાતો નથી.[1] (૩૮)

૩૮.૧. આદિત્ય, ગ્રહ, ચન્દ્ર, નક્ષત્રો વગેરેના પ્રવર્તક અંતર્યામી, જગદુત્પત્તિ માટે જવાબદાર ચાર પ્રકારનાં પરમાણુઓ, શબ્દબ્રહ્મ, (વાયુ, સૂર્ય, અગ્નિ જેવા) મૂર્ત અને ઇન્દ્રાદિ અમૂર્ત દેવો, સૂક્ષ્મ શરીર વગેરેને યોગીઓ આર્ષજ્ઞાનથી નિહાળે છે. અગાઉ કદી નહિ જોયેલા રંગોને અંધ પણ ઓળખે છે. આ બધું આનુમાનિક નથી.

यो यस्य स्वमिव ज्ञानं दर्शनं नातिशङ्कते ।
स्थितं प्रत्यक्षपक्षे तं कथमन्यो निवर्तयेत् ॥३९॥

(શિષ્ટોનું અનુસરણ કરનાર) જે વ્યક્તિ પોતાના પ્રત્યક્ષની જેમ જેના (પ્રત્યક્ષરૂપ) જ્ઞાન વિષે શંકા કરતો નથી, તેને, પ્રત્યક્ષ પક્ષમાં સ્થિર રહેલાને, (અનુમાનનો આશ્રય કરનાર) બીજો કોઈ કેવી રીતે દૂર કરી શકે ?[1] (૩૯)

૩૯.૧. જેમ આગમરૂપ શિષ્ટ વચનોનો તર્કથી બાધ કરી શકાતો નથી તેમ શિષ્ટ-વચન પ્રમાણે પ્રવૃત્ત થનાર વ્યક્તિનાં વચનોનો પણ તે શિષ્ટાનુસારી હોવાથી બાધ કરી શકાતો નથી.

इदं पुण्यमिदं पापमित्येतस्मिन्पदद्वये ।
आचण्डालमनुष्याणामल्पं शास्त्रप्रयोजनम् ॥४०॥

આ પુણ્ય (છે) કે આ પાપ (છે) એવા બે (અર્થવાન) શબ્દોમાં ચાંડાલ સુધી, મનુષ્યોને, શાસ્ત્રનું પ્રયોજન અલ્પ હોય છે.[1] (૪૦)

૪૦.૧. સામાન્ય માનવીઓના મનમાં શાસ્ત્રોએ નક્કી કરી આપેલી પાપપુણ્યની વ્યવસ્થા કરતાં શિષ્ટોએ નક્કી કરેલી પાપપુણ્યવ્યવસ્થા વધારે મહત્ત્વની હોય છે. પરિણામે ઋષિઓનું અતીત અને અનાગત વિષેનું જ્ઞાન અને અતીન્દ્રિય તથા અસંવેદ્ય વિષયો અંગેનું આર્ષજ્ઞાન પ્રમાણભૂત છે. તેની સાથે જો અનુમાનનો વિરોધ આવે તો અનુમાનનો ત્યાગ કરવો.

અનેક દર્શનગ્રંથોમાં અને સ્મૃતિગ્રંથોમાં પ્રાપ્ત થતી આ કારિકા શ્લોકવાર્તિકમાં (શ્લોક ૨, મીમાંસાસૂત્ર ૧.૧.૫, પૃ ૨૦૧) અને ન્યાયમંજરી (પૃ. ૨૫૧)માં પારાશર્ય વ્યાસને નામે પ્રાપ્ત થાય છે. શ્લોકવાર્તિકના ટીકાકારો ઉમ્બેક અને પાર્થસારથિમિશ્રનો તથા અભિનવગુપ્તનો (ઈશ્વરપ્રત્યભિજ્ઞાવિવૃતિવિમર્શિની ૩. ૧૦૨) પણ આવો મત છે. સ્વોપજ્ઞમાં આ કારિકા ઉપર સિદ્ધાન્તચર્ચા કે વ્યાખ્યાન પ્રાપ્ત થતાં નથી પરંતુ તેને બદલે "પ્રત્યક્ષ અને આર્ષજ્ઞાન અનુમાનનું બાધક બને છે" એટલા શબ્દો છે.

चैतन्यमिव यश्चायमविच्छेदेन वर्तते ।
आगमस्तमुपासीनो हेतुवादैर्न बाध्यते ॥४१॥

ચૈતન્યની જેમ અખંડપણે રહેલો આ જે આગમ છે, તેને અનુસરનાર તર્કવાદોથી વિચલિત થતો નથી.[1] (૪૧)

૪૧.૧. કાર્યાકાર્ય બાબતો, ભક્ષ્યાભક્ષ્ય અન્ન અને ગમ્યાગમ્ય સ્ત્રીઓ અંગેનાં આગમવચનોને જુદા જુદા સંપ્રદાયના તાર્કિકો પણ ઉલંઘતા નથી. આમ શિષ્ટો વડે અનુસરાયેલ માર્ગને સ્વીકારનાર વ્યક્તિ કોઈ પણ પ્રકારના તાર્કિક પ્રવાદોની અસર નીચે ન્યાય્ય માર્ગથી વિચલિત બનતી નથી, અને જગતમાં અનિન્દ્ય રહે છે.

हस्तस्पर्शादिवान्धेन विषमे पथि धावता ।
अनुमानप्रधानेन विनिपातो न दुर्लभः ॥४२॥

હાથ વડે સ્પર્શ કરતાં કરતાં દુર્ગમ માર્ગે ચાલતા અંધની જેમ અનુમાનને જ મહત્ત્વનું માનનાર માટે વિનિપાત દુર્લભ નથી.[1] (૪૨)

૪૨.૧. નાગાર્જુન (ઈ.સ. ૧૫૦ આસપાસ)ની મૂલમધ્યમકકારિકાના ટીકાકાર ભવ્ય (ઈ.સ. ૬૦૦ આસપાસ) તેમની પ્રજ્ઞાપ્રદીપવૃત્તિમાં આ કારિકાને અવતારે છે. ભવ્યના ટીકાકાર અવલોકિતવ્રત આ કારિકાને ભર્તૃહરિની રચના જણાવે છે.

तस्मादकृतकं शास्त्रं स्मृतिं च सनिबन्धनाम् ।
आश्रित्यारभ्यते शिष्टैः साधुत्वविषया स्मृतिः ॥४३॥

તેથી અપૌરુષેય (આમ્નાયરૂપ) શાસ્ત્ર અને (શિષ્ટપરંપરા વડે સ્વીકાર્ય

હોઇને) પ્રમાણભૂત સ્મૃતિઓને આધારે વૈયાકરણો વડે શબ્દોના સાધુત્વ અંગેની સ્મૃતિ આરંભવામાં આવે છે.[૧] (૪૩)

૪૩.૧. વિધિનિષેધ અંગેનાં વિધાનો દ્વારા મનુષ્યના હિત માટે પ્રવૃત્ત થયેલા આમ્નાયને પ્રમાણભૂત સમજીને પાણિનિ વગેરે આચાર્યોએ આ શબ્દાનુશાસન રચ્યું છે આ શબ્દાનુશાસનમાં ઉત્સર્ગ અને અપવાદના નિયમો, વિરોધ આવે ત્યાં બ નેનો ક્વચિત્ સ્વીકાર (દા.ત. न्याङ्क्वम् અને नैयङ्क्वम्) અને પૂર્વકાલીન વ્યાકરણસ્મૃતિ વગેરેને ધ્યાનમાં રાખવામાં આવ્યાં છે.

द्वावुपादानशब्देषु शब्दौ शब्दविदो विदुः ।
एको निमित्तं शब्दानामपरोऽर्थे प्रयुज्यते ॥४४॥

વાચક શબ્દો[૧]માં બે શબ્દો વૈયાકરણો સમજે છે, એક[૨] શબ્દોની (અભિવ્યક્તિ)નું કારણ છે (અને) બીજો[૩] અર્થ (બોધ) માટે પ્રયોજાય છે. (૪૪)

૪૪.૧ ઉપાદાન શબ્દ એટલે વાચક શબ્દ. તે અર્થને પ્રાપ્ત કરીને પોતાના ઉપર તેનો આરોપ કરે છે અર્થાત્ અર્થ સાથે એકરૂપ બને છે.

स्वोपज्ञवृत्ति આ વાતને સ્પષ્ટ કરવા માટે ઘણી સૂક્ષ્મતાઓ રજૂ કરે છે. सग्रहनो સંદર્ભ આપી તેમાં જણાવવામાં આવ્યું છે કે આ અંગે બે પક્ષ સમજવા, એક વ્યુત્પત્તિ-પક્ષ અને બીજો અવ્યુત્પત્તિપક્ષ જ્યારે શબ્દને તેના ભાગરૂપ વર્ણોમાં સમજીને તેવા વર્ણો ઉપરથી અર્થપ્રાપ્તિ સમજવામાં આવે ત્યારે તેને વ્યુત્પત્તિપક્ષ કહીશું. નિર્ભાગ શબ્દ ઉપરથી અક્રમ અને ભાગાર્થ સાથે સંબંધ વિનાનું અર્થરૂપ પ્રાપ્ત થાય ત્યારે તેને અવ્યુત્પત્તિપક્ષ કહીશું.

અવ્યુત્પત્તિ પક્ષમાં ઉપાદાન શબ્દ એટલે સ્વરૂપવાન એવો વાચક શબ્દ. આ સ્વરૂપ જ શબ્દની વ્યુત્પત્તિ માટે નિમિત્તરૂપ બને છે. વ્યુત્પત્તિપક્ષમાં સ્વરૂપ નહિ પણ સ્વરૂપથી જુદું કોઈ બીજું તત્ત્વ, —જેમકે ગાય એવા શબ્દમાં ગમનક્રિયા રૂપી તત્ત્વ —વ્યુત્પત્તિ-કાર્યમાં પ્રયોજક બને છે.

શબ્દ અને અર્થ વચ્ચે વાચકવાચ્યભાવ સંબંધ છે એમ માનો તો તે અભેદરૂપ સંબંધ બને નહિ વાસ્તવમાં શબ્દ અને અર્થ વચ્ચે અભેદ સંબંધ છે, તેથી ઉપાદાનનો અર્થ વાચક નહિ પણ દ્યોતક સમજવો.

૪૪.૨. મહાભાષ્યમાં વર્ણ, સ્ફોટ, શબ્દ, ધ્વનિ એવા શબ્દો જુદે જુદે સ્થળે જુદા જુદા અર્થમાં વપરાયા છે ભર્તૃહરિ પણ આ શબ્દોને वाक्यपदीयमां અને महाभाष्यदीपिकामां જુદે જુદે સ્થળે જુદા જુદા અર્થોમાં પ્રયોજે છે. ભર્તૃહરિ પછીના વૈયાકરણો સ્ફોટમાં અનેક અર્થોનો આરોપ કરી તેને શબ્દબ્રહ્મરૂપે અને અર્થ માટે જવાબદાર એક અને અવિભાજ્ય તથા અક્રમ શબ્દતત્ત્વ રૂપે સમજે છે.[૧]

१ एको निमित्तं शब्दानाम्। यदधिष्ठाना यदुपाश्रया यदाधारा श्रुतय प्रत्याय्यमर्थं प्रतिपद्यन्ते तस्य निमित्तत्वम्। अपरोऽर्थे। कारणव्यापारात्तु प्रतिलब्धक्रियाविशेष श्रोत्रानुपाती प्रकाशकभावेन नित्य प्रत्याय्यपरतन्त्रोऽर्थेषु प्रयुज्यते। लब्धानुसंहारो निमित्तम्, उपजनितक्रमस्तु प्रत्यायक इत्येके।—स्वोपज्ञवृत्ति

अत्रानेक दर्शनम्। केचिन्मन्यन्ते। यो वाऽयमुच्चार्यते क्रमवानवर कश्चिदन्य अक्रम शब्दात्मा बुद्धिस्थो विगाहते तस्मादर्थप्रतिपत्ति। कुत यथैवार्थान्तरनिबन्धनो नार्थान्तर प्रत्याययति एव स्वरूपनिबन्धनो नोत्सहते प्रत्याययितुम्। अन्ये मन्यन्ते। यथा वर्णेषु वर्णतुरीया भागा वर्णजातिं व्यञ्जयन्ति एव वाक्यान्तरेषु य क्रमजन्मान अयुगपत्कालास्ते ता पदस्था वर्ण जातिमभिव्यञ्जयन्ति। एतच्चार्थस्वरूप स्फोटोऽयमेव शब्दात्मा नित्य। ये तु क्रमजन्मान अयुगपत्काला व्यक्तयो ध्वन्यात्मानस्ते इति। अन्ये मन्यन्ते। द्विशक्ति शब्द आत्मप्रकाशने अर्थप्रकाशने च समर्थ।—महाभाष्यदीपिका.

वाक्यपदीयमा स्फोट अंगेनी चर्चा अने उल्लेखोने विचारता तथा स्वोपज्ञमा प्राप्त थता अने अन्य मतोनो भास आपता वैकल्पिक व्याख्यानोनो अने महाभाष्यदीपिका माना वचनोनो विचार करता એવા નિષ્કર્ષ પર આવી શકાય કે સ્ફોટ એટલે પ્રયત્નવિશેષને કારણે ઉચ્ચારણસ્થાનો સાથે અભિઘાત થતા ઉચ્ચરિત થતુ અક્રમ અને નિર્ભાગ વર્ણતત્ત્વ આ સ્ફોટરૂપ વર્ણતત્ત્વ શબ્દોનુ નિમિત્ત છે

સ્વોપજ્ઞવૃત્તિ આ મુદ્દાને સમજાવતા જણાવે છે કે આ સ્ફોટમા અધિષ્ઠાન પામીને તથા આશ્રય અને આધાર પ્રાપ્ત કરીને ધ્વનિવિશેષો અર્થના નિમિત્ત બને છે

૪૪ ૩ અપર અથવા બીજો શબ્દ એટલે ધ્વનિ, તે ચોક્કસ સ્થાનમા થતી અભિઘાતની પ્રવૃત્તિને શ્રોતાના કાન પાસે પહોચાડીને અર્થબોધ કરાવે છે

બે પ્રકારના શબ્દો માટે પ્રાકૃત ધ્વનિ અને વૈકૃત ધ્વનિ અર્થાત્ સ્ફોટ અને વૈખરી-રૂપ ધ્વનિ એવુ અર્થદર્શન વૈયાકરણોમા પ્રચલિત છે સ્વોપજ્ઞમા મતાન્તરરૂપે અવતારેલી કારિકાને આધારે વક્તાના સદર્ભમા અક્રમ એવો સ્ફોટ સક્રમ ધ્વનિનુ નિમિત્ત છે અને શ્રોતાના સદર્ભમા સક્રમ એવો ધ્વનિ અક્રમ એવા સ્ફોટનુ નિમિત્ત છે એમ સમજી શકાય

अविभक्तो विभक्तेभ्यो जायतेऽर्थस्य वाचक ।
शब्दस्तत्रार्थरूपात्मा सम्भेदमुपगच्छति ॥४५॥

(વર્ણ) વિભાગ વિનાનો શબ્દ વિભક્ત (વર્ણો)થી ઉત્પન્ન થાય છે (અને) અર્થનો વાચક બને છે અહી અર્થરૂપ પ્રાપ્ત કરનારો શબ્દ (તેની સાથે) સબધને પામે છે[1] (૪૫)

૪૫.૧ કારિકા ૪૪ ઉપરની સ્વોપજ્ઞમા एव ह्याह શબ્દોથી આ કારિકા ઉદ્ધૃત કરવામા આવી છે. બે ઉપાદાન શબ્દો અંગે સ્વોપજ્ઞમા જુદા જુદા મત ચર્ચવામા આવ્યા છે એક મત પ્રમાણે ક્રમ વિનાનો ઉપાદાન શબ્દ પ્રત્યાયક શબ્દની અભિવ્યક્તિમા નિમિત્ત બને છે અને ક્રમવાન્ શબ્દ પ્રત્યાયક બને છે બીજા મત પ્રમાણે ક્રમવાન્ શબ્દ અક્રમનુ નિમિત્ત બને છે ત્રીજા ચરણને सम्भेद સાથે જોડવાથી असम्भेद એવો પાઠ મળતા, असम्भेद નો પદ્ધતિને ઈષ્ટ 'एकत्वम्' અર્થ મળશે

आत्मभेदं तयोः केचिदस्तीत्याहुः पुराणगाः ।
बुद्धिभेदादभिन्नस्य भेदमेके प्रचक्षते ॥४६॥

તે બે (સ્ફોટ અને ધ્વનિ) વચ્ચે સ્વરૂપભેદ છે એમ કેટલાક પ્રાચીન (આચાર્યો) જણાવે છે; બીજા કેટલાક (વાસ્તવમાં) અભિન્ન એવા તે(શબ્દાત્મા)માં, બુદ્ધિભેદને કારણે ભેદને જાહેર કરે છે.[1] (૪૬)

૪૬.૧. અહીં કાર્યકારણ વચ્ચે ભેદ સમજનારા અને અભેદ સમજનારા એમ બે પક્ષોના મત નિરૂપ્યા છે. પહેલા મતમાં સ્ફોટ અને ધ્વનિ અર્થાત્ નિમિત્ત અને પ્રત્યાયક વચ્ચેનો સ્વરૂપભેદ સ્પષ્ટ છે. અભેદ સમજનારાઓને મતે એકજ શબ્દાત્માના નિમિત્તત્વ અને પ્રત્યાયકત્વ એવા બે શક્તિભેદો રૂપે સ્વરૂપભેદો છે, અને તેથી ભિન્નત્વની કલ્પના કરવામાં આવે છે. વાસ્તવમાં આવું નાનાત્વ નથી.

पक्षान्तरे तु एकस्यैवात्मनः शक्तिद्वयप्रविभागरूपपरिग्रहकृताद् बुद्ध्यवच्छेदान्नानात्वकल्पना ।
—સ્વોપજ્ઞ.

अरणिस्थं यथा ज्योतिः प्रकाशान्तरकारणम् ।
तद्वच्छब्दोऽपि बुद्धिस्थः श्रुतीनां कारणं पृथक् ॥४७॥

અરણિમાં રહેલ અગ્નિ જેમ બીજા (=પછી પ્રગટતા) અગ્નિનું કારણ બને છે તેમ (પ્રયોક્તાની) બુદ્ધિમાં રહેલ શબ્દ જુદા જુદા પ્રતિપાદક શબ્દોનું કારણ બને છે.[1] (૪૭)

૪૭.૧. પ્રયોક્તાનું બુદ્ધિતત્ત્વ જ્યારે ભિન્ન ભિન્ન શબ્દભાવનાઓનું અનુસરણ કરે છે ત્યારે બુદ્ધિમાં બીજભાવે રહેલ વર્ણતત્ત્વ સ્થાનપ્રયત્ન વગેરેથી અનુગૃહીત બનીને, અક્રમ હોવા છતાં જાણે પૌર્વાપર્યવાન્ હોય તેમ અર્થાત્મક એવા અન્ય રૂપનું પ્રકાશક બને છે.

वितर्कितः पुरा बुद्ध्या क्वचिदर्थे निवेशितः ।
करणेभ्यो विवृत्तेन ध्वनिना सोऽनुगृह्यते ॥४८॥

(ઉચ્ચારણની) પહેલાં બુદ્ધિ વડે નિરૂપિત બનીને, (પછી) કોઈક અર્થમાં પ્રાપ્ત થઈને, તે (શબ્દ), ઉચ્ચારણકારકો (કરણો) વડે ઉત્પન્ન થયેલ ધ્વનિ વડે અભિવ્યક્ત બને છે.[1] (૪૮)

૪૮.૧. કારિકા ૪૭માંનો 'શબ્દ', આ કારિકામાંનો 'ધ્વનિ' અને કારિકા ૪૯માંનો 'નાદ' એમ ત્રણ શબ્દોને સમજાવતાં સ્વોપજ્ઞમાં જણાવવામાં આવ્યું છે કે પહેલાં તો પ્રયોક્તાની બુદ્ધિમાં શબ્દ એક સળંગ, અક્રમ નિર્વિભાગ તત્ત્વરૂપે ઉદય પામે છે. ત્યાર પછી

કોઈક અર્થને ધ્યાનમાં રાખીને ઉચ્ચારણસ્થાનો દ્વારા તે ઉદય પામે છે. ઉચ્ચારણસ્થાનો-માંથી ઉત્પન્ન થયેલા તેને ધ્વનિ કહીશું. આ ધ્વનિ પરમાણુરૂપ હોય છે આકાશમાં છૂટાં છૂટાં સૂક્ષ્મ વાદળો એકઠાં થઈ એક સ્થૂળ મેઘસમૂહ ઉત્પન્ન થાય છે તેમ સૂક્ષ્મ પરમાણુરૂપ ધ્વનિઓ નાદરૂપે પરિણામ પામે છે. આ નાદ સભાગ અને સક્રમ છે. તેથી તેના વડે વ્યક્ત થતું અર્થરૂપ પણ, વાસ્તવમાં નિર્ભાગ હોવા છતાં સક્રમ અને સભાગ ભાસે છે

અહીં શબ્દ એટલે અર્થબોધ કરાવનાર તત્ત્વ. ધ્વનિઓ સર્વવ્યાપી અને પરમાણુરૂપ હોય છે. કરણોના ઉચ્ચારણસ્થાનો સાથેના સંયોગવિભાગથી આ સૂક્ષ્મ ધ્વનિપરમાણુઓ સ્થૂળરૂપ ધારણ કરે છે. તેમને નાદ કહીશું.

नादस्य क्रमजातत्वान्न पूर्वो न परश्च सः ।
अक्रमः क्रमरूपेण भेदवानिव जायते ॥४९॥

નાદની ઉત્પત્તિ ક્રમ પ્રમાણે થતી હોવાને કારણે, પૂર્વ નહિ તેમ પર નહિ એવો અને ક્રમ વિનાનો તે (શબ્દ), ક્રમવાળો અને ભેદવાળો હોય તેમ વ્યક્ત થાય છે. (૪૯)

प्रतिबिम्बं यथान्यत्र स्थितं तोयक्रियावशात् ।
तत्प्रवृत्तिमिवान्वेति स धर्मः स्फोटनादयोः ॥५०॥

જેમ બીજે (અર્થાત્ જળમાં) રહેલું પ્રતિબિંબ જળની ક્રિયા (=હલનચલન)ને કારણે જાણે તે ક્રિયાને અનુસરતું (=હલનચલનવાળું) હોય તેમ દેખાય છે, તેવો સ્ફોટ અને નાદ વચ્ચેનો સંબંધ છે.[1] (૫૦)

૫૦.૧. સ્વોપજ્ઞવૃત્તિ સૂક્ષ્મ ચર્ચા કરતાં જણાવે છે કે જળ અને તેમાંના આપણા મુખના પ્રતિબિંબને ત્રણ રીતે સમજી શકાય : (૧) જળ અને પ્રતિબિંબ જુદાં નથી, (૨) બંને જુદાં છે અને પ્રતિબિંબનું ઉપાદાનકારણ જળ છે. (૩) જળ જેવા ભાસ્વર પદાર્થમાંથી પાછાં ફરતાં કિરણો જળમાં મુખ જુએ છે. વાયુ સાથે તેનો સંયોગ ન હોવાથી પ્રતિબિંબ નિષ્ક્રિય રહે છે. આ ત્રણેય મતનો નિષ્કર્ષ એટલો જ છે કે જળની ક્રિયાને કારણે મુખપ્રતિબિંબ ક્રિયાવાન ભાસે છે, તેમ વૈકૃત ધ્વનિઓની સક્રમતા કે સભાગત્વને કારણે સ્ફોટ સક્રમ અને સભાગ ભાસે છે.

आत्मरूपं यथा ज्ञाने ज्ञेयरूपञ्च दृश्यते ।
अर्थरूपं तथा शब्दे स्वरूपञ्च प्रकाशते ॥५१॥

જેમ જ્ઞાનમાં તેનું પોતાનું રૂપ અને જ્ઞેયનું રૂપ દેખાય છે તેમ શબ્દ-માં પદાર્થનું રૂપ અને તેનું પોતાનું રૂપ વ્યક્ત થાય છે.[1] (૫૧)

૫૧.૧. જ્ઞાન જ્ઞેય (=દ્રવ્ય) ઉપર આધૃત છે કારણકે તે જ્ઞેયનું પ્રકાશક છે. જ્ઞાન જેમ સ્વરૂપ અને વિષયરૂપનું પ્રકાશક છે તેમ શબ્દ અર્થ અને સ્વરૂપનો પ્રકાશક છે.

आण्डभावमिवापन्नो य क्रतु शब्दसंज्ञक ।
वृत्तिस्तस्य क्रियारूपा भागशो भजते क्रमम् ॥५२॥

મોરના ઇંડામા જેમ રસ રહેલ હોય તેમ (અવયવોના ઉપસંહાર કરીને) રહેલ શબ્દ નામે જે શક્તિ[1] છે તેની (ઉત્પત્તિ અને વિનાશ એવી) ક્રિયાઓ રૂપ કાર્ય તેના (ધ્વનિ) ભાગો પ્રમાણે ક્રમને પ્રાપ્ત કરે છે. (૫૨)

૫૨ ૧ જુદા જુદા ધ્વનિઓવાળો એક શબ્દ જેમ શ્રોતાના કર્ણમા પ્રવિલીન થાય તેમ વેદની ઋચાઓ પણ એક અખંડ વેદમા પ્રવિલીન બને છે

વેદાન્તમા ક્રતુનો અર્થ બુદ્ધિ થાય છે જેના વડે અર્થનો શબ્દમા અધ્યારોપ કરવામા આવે તે બુદ્ધિ એટલે ક્રતુ હરિવૃષભ ક્રતુનો અર્થ અર્થનુ અતિક્રમણ ન કરે તે શબ્દશક્તિ (क्रम ધાતુ ઉપરથી નામ क्रतु ) એવો કરે છે જે આંતરશક્તિ સ્થાનપ્રયત્નના અભિઘાતથી વર્ણતત્ત્વને ઉત્પન્ન કરે છે તે ક્રતુ એમ પણ સમજી શકાય. બધા વિભાગોનો પ્રતિસંહાર કરીને મોરના ઈંડામાના રસની જેમ અગાઉની વિભાગો ઉત્પન્ન કરવાની ભાવનાનુ વ્યતિક્રમણ કર્યા વિના જે શબ્દ પ્રવિલીન બને છે તે ક્રતુરૂપી શબ્દ છે

सर्वविभागोद्ग्राहप्रतिसंहारेण बाह्यो व्यावहारिक शब्दोऽन्तःकरणे मयूराण्डरसवत्पूर्वविभागोद्ग्राहभावनामात्रामव्यतिक्रामन्प्रविलीयते ॥—स्वोपज्ञ

यथैकबुद्धिविषया मूर्तिराक्रियते पटे ।
मूर्त्यन्तरस्य त्रितयमेव शब्देऽपि दृश्यते ॥५३॥

જેમ મનમા જેને વિષે એક (અખંડ આકૃતિરૂપે છે એવો) નિશ્ચય થયો છે તેવી ( દેવદત્ત વગેરે પુરુષ ) મૂર્તિનો વસ્ત્ર ઉપર દોરવામા આવતી પ્રતિકૃતિ ત્રણ અવસ્થાઓને પ્રાપ્ત થાય છે તેમ શબ્દ અંગે પણ ત્રણ અવસ્થાઓ દેખાય છે[1](૫૩)

૫૩ ૧ પહેલા અવયવોવાળી પુરુષ મૂર્તિની બુદ્ધિ ઉત્પન્ન થાય છે પછી અવયવો અને ક્રમ વિનાની પુરુષમૂર્તિનો સળંગ ખ્યાલ આવે છે, અને છેવટે ફરી સાવયવ મૂર્તિનુ જ્ઞાન થાય છે તેમ શબ્દમા પણ પહેલા સક્રમત્વ, પછી અક્રમત્વ અને છેલ્લે સક્રમત્વ પ્રાપ્ત થાય છે

यथा सावयवा पुरुषादिमूर्तिराचिकीर्षिता क्रमोपरक्तावयवैकबुद्धिनिबन्धनत्व प्राप्ता पटकुड्यादिषु क्रमेणाक्रियते तथा व्यावहारिकोऽपि क्रमवान् शब्द प्रतिसहृतक्रम एकबुद्धिनिबन्धनो भूत्वा निरवयवक्रम बुद्धिरूप सम्यामात्मतत्त्वभासमासाद्य पुनरपि व्यवहारसंवननि ।—स्वोपज्ञ

यथा प्रयोक्तुः प्राग्बुद्धिः शब्देष्वेव प्रवर्तते ।
व्यवसायो गृहीतृणामेवं तेष्वेव जायते ॥५४॥

જેમ ઉચ્ચારણ કરનારની બુદ્ધિ પહેલા શબ્દોમા જ પ્રવર્તે છે તેમ શ્રોતાઓનુ (મન) તેમનામા જ પ્રવર્તમાન બને છે[1] (૫૪)

૫૪ ૧. પ્રયોક્તા કોઈ શબ્દવિશેષનું ઉચ્ચારણ કરવા માટે પોતાનું મન તે તરફ વાળે અને તેની આજુબાજુ રહેલા બીજા શબ્દો તે શબ્દને જુદો પાડે છે, તે પ્રમાણે શ્રોતા(=અનુગૃહીતા) પણ શબ્દના રૂપના ગ્રહણને કારણે જ અર્થ પ્રાપ્ત થતો હોવાથી અનેક વિશેષણોવાળા તે શબ્દ અંગે નિશ્ચય કરે છે.

यथैव प्रयोक्ता शब्दविशेषविषयं प्रयत्नमभिधास्यमानः प्रतिशब्दं परितः परिच्छिन्नान् शब्दात्मनः संस्पृशन्निव मनः प्रणिधत्ते, तथैव प्रतिपत्तापि शब्दरूपपरिच्छेदाधीनमर्थग्रहणं मन्यमानस्तं शब्दं सर्वैः संबन्धिभिः विशेषणैराश्रितसंसर्गानुग्रहं निर्धारयति ।—स्वोपज्ञ

अर्थोपसर्जनीभूतानभिधेयेषु केषुचित् ।
चरितार्थान्परार्थत्वान्न लोकः प्रतिपद्यते ॥५५॥

કેટલાક અભિધેયોની બાબતમાં અર્થ અંગે ગૌણ બનેલા (શબ્દોને) તેમનું પ્રયોજન સિદ્ધ થયું હોવાથી, તે બીજા માટે હોઈને, લોક (વ્યવહાર તેમને ક્રિયાના સાધન રૂપે) સ્વીકારતો નથી. (૫૫)

૫૫ ૧. 'સફેદ ગાયને જો' અને 'સફેદ ગાયને ઘાસ નીર' એ બે વાક્યોમાંથી પહેલા વાક્યમાં શુક્લત્વ ગુણનો જોવાની ક્રિયા સાથે સંબંધ છે. સફેદ એ ગાયનું વિશેષણ છે. બીજામાં ગાયને ચાર નીરવાનો છે. સફેદ એવો ગુણ ક્રિયા સાથે જોડાયેલ નથી. અહીં સફેદ એ ગાયનું ઉપલક્ષણ છે. સ્વરૂપ તેમજ ક્રિયા એમ બંને સાથે સંબંધવાળા શબ્દોને જગતના વ્યવહારમાં સ્વીકારવામાં આવે છે.

अर्थोपसर्जनीभूतान् એવો પાઠ હરિવૃષભ સૂચવે છે. તેનો અર્થ થશે 'કેટલાક અભિધેયો સંબંધે ચરિતાર્થ હોય અને તેથી ગૌણ બનેલ".

ग्राह्यत्वं ग्राहकत्वं च द्वे शक्ती तेजसो यथा ।
तथैव सर्वशब्दानामेते पृथगवस्थिते ॥५६॥

જેમ તેજની ગ્રાહ્યત્વ અને ગ્રાહકત્વ એવી બે શક્તિઓ છે, તેમ બધા શબ્દોની આવી બે શક્તિઓ જુદી રહેલી છે.[1] (૫૬)

૫૬.૧. પ્રકાશ નેત્રના સહકારથી ઘટાદિ દ્રવ્યોને પ્રગટ કરે છે ઘટાદિનું ગ્રાહક એવું તેજ પોતાનું પણ ગ્રાહક બને છે, અર્થાત્ તેજ ઘટાદિનુ જ્ઞાન કરાવવાની સાથે જ પોતાને પણ પ્રગટ કરે છે. તેજની જેમ શબ્દો પણ પોતાને પ્રગટ કરવાની સાથે સાથે તે શબ્દવાચ્ય અર્થ (દ્રવ્ય)ને પણ પ્રગટ કરે છે.

विषयत्वमनापन्नैः शब्दैर्नार्थः प्रकाश्यते ।
न सत्तयैव तेऽर्थानामगृहीताः प्रकाशकाः ॥५७॥

अतोऽनिर्ज्ञातरूपत्वात्किमाहेत्यभिधीयते ।
नेन्द्रियाणां प्रकाश्येऽर्थे स्वरूपं गृह्यते तथा ॥५८॥

(જ્ઞાનના) વિષય ન બનનાર શબ્દો વડે અર્થને પ્રકટ કરી શકાતો નથી (શ્રોતાને) અજ્ઞાત એવા શબ્દો (માત્ર) અસ્તિત્વથી અર્થોના પ્રકાશક બનતા નથી તેથી શબ્દના રૂપનું નિર્ધારણ થયું ન હોય ત્યારે '(તમે) શું કહ્યું' એમ પૂછવામા આવે છે અર્થને પ્રકટ કરવાનો હોય ત્યારે ઇન્દ્રિયોના સ્વરૂપનું તે પ્રમાણે પહેલેથી ગ્રહણ થતું નથી[1] (૫૭-૫૮)

૫૭-૫૮ ૧ શબ્દોના સ્વરૂપનું ગ્રહણ થાય તો જ તે અર્થને પ્રગટ કરે છે પણ અર્થ પ્રગટ થવામા ઇન્દ્રિયોના સ્વરૂપનું પહેલા ગ્રહણ જરૂરી નથી ઇન્દ્રિયો સત્તા માત્રથી અર્થની ગ્રાહક બને છે

સ્વતોऽનિર્જ્ઞાતરૂપત્વાત્ એવો પાઠ લેતા "પોતાની મેળે (શબ્દના) રૂપનું નિર્ધારણ થતું ન હોય ત્યારે" એવો અર્થ થશે

भेदेनावगृहीतौ द्वौ शब्दधर्मावपोद्धृतौ ।
भेदकार्येषु हेतुत्वमविरोधेन गच्छत ॥५९॥

(શબ્દ સ્વરૂપથી) જુદા છે એવા આરોપને કારણે જુદા છે એમ જાણેલા આ (ગ્રાહ્યત્વ અને ગ્રાહકત્વ એવા) બે શબ્દધર્મો ભેદ ઉપર આધાર રાખનારા (સંજ્ઞા-સંજ્ઞિસંબંધ જેવા) વ્યવહારનું, વિરોધ વિના, કારણ બને છે[1] (૫૯)

૫૯ ૧ આ કારિકાને કારિકા ૫૬ પછી તરત જ લેવી જોઈએ, તેથી અર્થવ્યવસ્થા બરાબર થશે

એક જ અગ્નિ શબ્દમા ગ્રાહ્યત્વ અને ગ્રાહકત્વ એવા બે શબ્દધર્મો, જુદા સમજાતા હોવા છતા, તે એક જ અગ્નિ શબ્દ અંગે સંજ્ઞા અને સંજ્ઞી એમ બે રીતે કાર્ય કરે છે અગ્નેર્ઢક્ (પા સૂ ૪ ૨ ૩૩) માના અગ્નિ શબ્દ સંજ્ઞા છે અને વ્યવહારમાનો અગ્નિ શબ્દ સંજ્ઞી છે

वृद्ध्यादयो यथा शब्दा स्वरूपोपनिबन्धना ।
आदैच्प्रत्यायितै शब्दै सबन्ध यान्ति संज्ञिभि ॥६०॥

अग्निशब्दस्तथैवायमग्निशब्दनिबन्धन ।
अग्निश्रुत्येति सबन्धमग्निशब्दाभिधेयया ॥६१॥

જેમ 'વૃદ્ધિ વગેરે સંજ્ઞાશબ્દો સ્વરૂપના બોધક બનીને 'आदैच्' પ્રત્યાહાર વડે જણાવાયેલા આ વગેરે સંજ્ઞી શબ્દો સાથે સંબંધને પામે છે, તેમ (अग्नेर्ढक् । પા સૂ ૪ ૨ ૩૩માનો) अग्नि શબ્દ અગ્નિ એવા) સ્વરૂપનો બોધ કરાવીને સૂત્રમાના अग्नि શબ્દ વડે જણાવાયેલા પ્રયોગમાના અગ્નિ શબ્દ સાથે (સંજ્ઞાસંજ્ઞિભાવ) સંબંધને પામે છે[1] (૬૦ ૬૧)

૬૦ ૬૧ अग्नेर्ढक् । (પા સૂ ૪.૨ ૩૩) માનો અગ્નિ શબ્દ સંજ્ઞા છે અને વ્યવહાર માનો અગ્નિ શબ્દ સંજ્ઞી છે બંને વચ્ચે સંજ્ઞાસંજ્ઞિભાવ સબંધ છે

यो य उच्चार्यते शब्दो नियतं न स कार्यभाक् ।
अन्यप्रत्यायने शक्तिर्न तस्य प्रतिबध्यते ॥६२॥

જે જે શબ્દ (જ્યાં અને જ્યારે) ઉચ્ચારવામા આવે (ત્યા અને ત્યારે) તે અવશ્ય (વ્યાકરણ) કાર્યનો વિષય બનતો નથી (તેના જેવા બીજા) શબ્દનો બોધ કરાવવાની તેની શકિતનો બાધ થતો નથી.[1] (૬૨)

૬૨ ૧ શબ્દને બે પ્રકારનો સમજવુ પ્રત્યાયક અને પ્રત્યાય્ય अग्नेर्ढक्(પા સૂ ૪ ૨ ૩૩ ) માનો અગ્નિ શબ્દ પ્રત્યાયક છે, વ્યવહારમાનો અગ્નિ શબ્દ પ્રત્યાય્ય છે. વ્યવહાર માના અગ્નિ શબ્દને ढक् વગેરે પ્રત્યયો લાગે છે

પ્રત્યાય્ય શબ્દ સાભળનારના કાનમા થઈને તેના મનમા સ્થાન પામે છે (તેથી) તેના જેવા બીજા શબ્દને જણાવવાની તેની શકિતનો બાધ થતો નથી ઉચ્ચારણ પામતા શબ્દોનો આવો સ્વભાવ હોય છે

उच्चरन्परतन्त्रत्वाद् गुण कार्यैर्न युज्यते ।
तस्मात्तदर्थै कार्याणा सबन्ध परिकल्प्यते ॥६३॥

(સૂત્રમા) ઉચ્ચારાતો અગ્નિ શબ્દ, (પ્રયોગમાના-અગ્નિ શબ્દનો બોધ કરાવવા માટે) ગૌણ હોઈને પરતન્ત્ર હોવાથી (ढक् પ્રત્યય વગેરે) કાર્યો સાથે સબધને પામતો નથી. તેથી (તે સૂત્રસ્થ અગ્નિ વગેરે) શબ્દોના અર્થો સાથે (તે ढक् પ્રત્યય વગેરે) કાર્યોને જેડવામા આવે છે (૬૩)

सामान्यमाश्रितं यद्यदुपमानोपमेययो ।
तस्य तस्योपमानेषु धर्मोऽन्यो व्यतिरिच्यते ॥६४॥

ઉપમાન અને ઉપમેય વચ્ચે રહેલ સાધારણ ધર્મ જ્યારે (પોતે) ઉપમિતિ કાર્યોમાં પ્રાપ્ત થાય છે ત્યારે તેનાથી જુદો કોઈ (બીજો) સાધારણ ધર્મ સમજવામા આવે છે (૬૪)

૬૪ ૧ ઉપમિતિ કાર્યમા ઉપમાન, ઉપમેય અને સાધારણ ધર્મ એમ ત્રણ બાબતો પ્રાપ્ત થાય છે

(૧) 'બ્રાહ્મણની જેમ ક્ષત્રિય અધ્યયન કરે છે', અહી અધ્યયન સાધારણ ધર્મ છે

(૨) 'બ્રાહ્મણના અધ્યયન જેવુ ક્ષત્રિયનુ અધ્યયન છે' અહીં અધ્યયનસૌષ્ઠવ સાધારણ ધર્મ છે

(૩) ' બ્રાહ્મણના અધ્યયનના સૌષ્ઠવ જેવું ક્ષત્રિયના અધ્યયનનું સૌષ્ઠવ છે ' અહીં અધ્યયનની પરિસમાપ્તિ સાધારણ ધર્મ છે પહેલા ઉદાહરણમાં જે સાધારણ ધર્મ હતો તે બીજા ઉદાહરણમાં ઉપમાન અને ઉપમેય બને છે અધ્યયન, સૌષ્ઠવ અને પૂર્ણતા વાસ્તવમાં અધ્યયનના જ અંગો હોઈ એક હોવા છતાં તેમને જુદા સમજવામાં આવ્યા છે

તત્ર બ્રાહ્મણવદધીતે ક્ષત્રિય ઇત્યુભયં શ્રૂયમાણં સામાન્યમુપમાનેઽપિ પ્રતીયતે । યદા તુ બ્રાહ્મણાધ્યયનેન તુલ્યં ક્ષત્રિયાધ્યયનમિત્યધ્યતાર્યો ઉપમાનોપમેયયો સમન્વિતત્વેનોપાદીયેતે તદાધ્યયનયોરાશ્રયવિશેષભિન્નયો સૌષ્ઠવાદયો ધર્મા સાધારણત્વેન પ્રતીયન્તે ।—સ્વોપજ્ઞ અને મ ભા ૧, ૫, ૧૩૪.

ગુણઃ પ્રકર્ષહેતુર્યઃ સ્વાતન્ત્ર્યેણોપદિશ્યતે ।
તસ્યાશ્રિતાદ્ ગુણાદેવ પ્રકૃષ્ટત્વં પ્રતીયતે ॥૬૫॥

(દ્રવ્યમાં) વિશેષતાનું કારણ એવો (સફેદ વગેરે) ગુણ જ્યારે સ્વતંત્ર રીતે રજૂ કરવામાં આવે છે ત્યારે તે (દ્રવ્ય)માની પ્રકૃષ્ટત્વ વિશેષતા તેને આશ્રયે રહેલા બીજા ગુણમાંથી સમજાય છે [૧] (૬૫)

૬૫ ૧ 'આ વસ્ત્ર વધારે ધોળું છે 'એ વાક્યમાં વસ્ત્ર દ્રવ્ય છે અને 'વધારે ધોળું ' એવા શબ્દો પ્રકર્ષ અર્થાત્ વિશિષ્ટતાનું કારણ એવો સફેદ ગુણ દર્શાવે છે 'આ વસ્ત્રનું રૂપ વધારે સફેદ છે' એમાં સફેદ રંગ ગુણ નહિ પણ દ્રવ્યરૂપે છે. તેમાં પ્રકર્ષ દર્શાવાયો છે આ પ્રકર્ષ સફેદ રંગમાં રહેલ ભાસ્વરત્વ વડે દર્શાવાય છે

તસ્યાભિધેયભાવેન યઃ શબ્દઃ સમવસ્થિતઃ ।
તસ્યાપ્યુચ્ચારણે રૂપમન્યત્તસ્માદ્વિવિચ્યતે ॥૬૬॥

(ઉચ્ચારણ વખતે) અભિધેયરૂપે જે શબ્દ સ્વીકારાયો છે, તેનું જ્યારે ઉચ્ચારણ થાય છે ત્યારે (અભિધેયરૂપે) જે હતો તેનાથી જુદું તે (બીજા તેના જેવા શબ્દ(નું રૂપ સમજાય છે.[૧] (૬૬)

૬૬ ૧ સૂત્રમાંનો અગ્નિ શબ્દ અને પ્રયોગમાંનો અગ્નિ શબ્દ વાસ્તવમાં તો એક જ છે, બીજી રીતે કહીએ તો સૂત્રસ્થ પ્રત્યાયક શબ્દ અને પ્રયોગને પામેલ પ્રત્યાય્ય શબ્દ એક જ છે તેમની વચ્ચેનો ભેદ માનસિક કલ્પના માત્ર છે પ્રત્યાયક શબ્દ ઉચ્ચારાતાં પ્રત્યાય્યનો બોધ થાય છે પરંતુ જ્યારે આ પ્રત્યાય્યનું પણ ઉદાહરણ માટે ઉચ્ચારણ કરવામાં આવે છે ત્યારે તે પ્રત્યાયક બને છે. તેનું રૂપ જુદું છે એમ ધ્યાનમાં આવે છે

પ્રાક્સંજ્ઞિનાભિસમ્બન્ધાત્સંજ્ઞા રૂપપદાર્થિકા ।
ષષ્ઠ્યાશ્ચ પ્રથમાયાશ્ચ નિમિત્તત્વાય કલ્પતે ॥૬૭॥

સંજ્ઞી સાથે સંબંધ પામ્યા પહેલાં સંજ્ઞા તેના રૂપાર્થ (સાથે જોડાયેલ) હોય છે (અને તેથી) તે ષષ્ઠી અને પ્રથમાનું નિમિત્ત બને છે [૧](૬૭)

૬૭૧ 'આત્ અને ઐચ્ વૃદ્ધિ છે' (વૃદ્ધિરાદૈચ્ । પા સૂ ૧ ૧ ૧) એ સૂત્રમા 'વૃદ્ધિ' સંજ્ઞા છે અને આદૈચ્ સંજ્ઞી છે આદૈચ્ નો ઉલ્લેખ થયો તે પહેલા વૃદ્ધિ શબ્દ પ્રથમાન્ત હતો 'વૃદ્ધિ' એવી સંજ્ઞાનુ સ્વરૂપ 'વૃદ્ધિ' શબ્દ તેનો અર્થ એટલે વૃદ્ધિ પદ 'વૃદ્ધિ' અર્થવાન્ પદ હોઈ તે પ્રાતિપદિક કહેવાયુ અને પ્રાતિપદિક હોઈ તેને પ્રથમા વિભક્તિ પ્રાપ્ત થઈ

रूपग्रहण किमर्थम् न स्व शब्दस्याशब्दसंज्ञा भवतीत्येव रूप शब्दस्य संज्ञा भविष्यति । न ह्यन्यत्स्व शब्दस्यास्ति अन्यदतो रूपात् ।—म भा १ १ ६८

संज्ञार्थवत्त्वात् प्रथमा संज्ञाशब्दाद्विधीयते ।
अस्येति व्यतिरेकश्च तदर्थादेव जायते ॥६८॥

તે (સંજ્ઞા શબ્દ)નુ સ્વરૂપ અર્થબોધક હોવાને કારણે (સૂત્રમા–વૃદ્ધિ એમ) પ્રથમા પ્રાપ્ત થાય છે (વૃદ્ધિ એવા) સંજ્ઞા શબ્દને તે(આદૈચ્ વર્ણો)ની (વૃદ્ધિ સંજ્ઞા) એવુ ભેદકથન (વૃદ્ધિ શબ્દના) અર્થમાથી જ ઉત્પન્ન થાય છે. (૬૮)

स्व रूपमिति केश्चित्तु व्यक्ति संज्ञोपदिश्यते ।
जाते कार्याणि संसृष्टा जातिस्तु प्रतिपद्यते ॥६९॥

संज्ञिनीं व्यक्तिमिच्छन्ति सूत्रे ग्राह्यामथापरे ।
जातिप्रत्यायिता व्यक्ति प्रदेशेषूपतिष्ठते ॥७०॥

स्व रूप शब्दस्याशब्दसंज्ञा (पा सू. १ १ ६८ વ્યાકરણશાસ્ત્રમા શબ્દની સંજ્ઞા સિવાય શબ્દથી તેનુ પોતાનુ સ્વરૂપ સમજવુ) એ સૂત્રમા કેટલાક (આચાર્યો) વડે (શબ્દ સ્વરૂપ) જાતિ (સંજ્ઞી)નો (શબ્દ)વ્યક્તિ એવી સંજ્ઞારૂપે ઉપદેશ કરવામા આવ્યો છે (શબ્દ)જાતિ વડે આશ્રિત બનીને (અગ્નિ શબ્દત્વરૂપ)જાતિ (વ્યાકરણકાર્યના) પ્રદેશોમા (ढक् પ્રત્યયરૂપી) કાર્યોને પામે છે,[1] પરંતુ બીજા કેટલાક, (અગ્નિ-શબ્દ) વ્યક્તિને સંજ્ઞી તરીકે, આ સૂત્ર વડે સ્વીકારવામા આવે છે, એમ માને છે (અગ્નિ શબ્દત્વરૂપ જાતિ વડે જણાવાયેલ અગ્નિ શબ્દ રૂપ) વ્યક્તિ, (ढक् વગેરે વ્યાકરણ) કાર્યો માટે તે તે સ્થળોએ પ્રાપ્ત થાય છે (૬૯–૭૦)

૬૯ ૧ ૬૯મી કારિકાને બરાબર સમજવા માટે અન્વય આવો થશે स्व रूप (इति सूत्रे) केश्चित् (आचार्यै शब्दरूप) जाति (शब्द) व्यक्ति इति संज्ञा उपदिश्यते । (व्यक्ति)संसृष्टा (अग्निशब्दत्वादि)जाति ढगादीनि कार्याणि प्रतिपद्यते ।

કારિકા પદમા શબ્દોના સંદર્ભમા સંજ્ઞાસંજ્ઞિભાવની ચર્ચા કરવામા આવી હતી આ બે કારિકાઓમા બે પ્રકારના મતોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે

સ્વોપજ્ઞ પદ્ધતિના બે મતોને રજૂ કરતા જણાવે છે કે કેટલાક ટીકાકારોને મતે શબ્દનુ રૂપ શબ્દમા રહેલ જાતિનુ ગ્રાહક, દ્યોતક અને પ્રત્યાયક છે બીજા ટીકાકારોને મતે તે ગ્રાહ્ય

ઘોત્ય અને પ્રત્યાય્ય છે બીજા મતદ્વય પ્રમાણે (૧) શબ્દ વ્યક્તિ સંજ્ઞા છે અને શબ્દજાતિ સંજ્ઞી છે અને (૨) શબ્દવ્યક્તિ સંજ્ઞી છે અને શબ્દજાતિ સંજ્ઞા છે

વ્યક્તિ વિષેના આપણા દર્શનસારૂપ્યથી જાતિનો બોધ થાય છે. વ્યક્તિમાં અંતઃસ્થિત જાતિના સ્પષ્ટ બોધ વિના પણ વ્યક્તિનો બોધ થાય છે. અલબત્ત વ્યક્તિ અંગેના આપણા દર્શનસારૂપ્ય (*Uniformity of cognitions*) નો એવો અર્થ થતો નથી કે વ્યક્તિમા રહેલ જાતિનો સીધો બોધ થાય છે આપણે જાતિનુ માત્ર અનુમાન કરીએ છીએ.

બીજા મતમાં શબ્દો હમેશાં શબ્દજાતિનો બોધ કરાવે છે જાતિ સાથે એકરૂપ રહેલ વ્યક્તિનુ પણ તેઓ સાથે સાથે, જ્ઞાન કરાવે છે. व्यक्ते संज्ञा उपदिश्यते અને व्यक्तेः कार्याणि संसृज्यन्ते. એવો પણ પાઠ છે

कार्यत्वे नित्यतायां वा केचिदेकत्ववादिनः ।
कार्यत्वे नित्यतायां वा केचिन्नानात्ववादिनः ॥७१॥

શબ્દને ઉત્પાદ્ય (માનવામા આવે) કે નિત્ય (માનવામાં આવે), કેટલાકને મતે તે એક જ છે, બીજા કેટલાકને મતે તે અનેક (નાના) છે, (ભલે પછી) શબ્દને ઉત્પાદ્ય માનવામાં આવે કે નિત્ય (માનવામાં આવે).[1] (૭૧)

૭૧.૧ શબ્દ અંગે કુલ ત્રણ મતો છે (૧) શબ્દ નિત્ય છે અથવા ઉત્પાદ્ય છે, (૨) શબ્દ વ્યક્તિ અથવા જાતિ છે અને (૩) શબ્દ એક છે અથવા અનેક છે શબ્દોના અનેકત્વના મતને સ્વીકારતા પણ શબ્દનિત્યત્વનો સ્વીકાર થઈ શકે છે, કારણકે જુદાં સ્થળ અને દ્રવ્યમા પ્રાપ્ત થતો શબ્દ એકત્વનો ત્યાગ કરતો નથી

पदभेदेऽपि वर्णानामेकत्वं न निवर्तते ।
वाक्येषु पदमेकं च भिन्नेष्वप्युपलभ्यते ॥७२॥

શબ્દો જુદા જુદા હોવા છતા તેમનામાંના વર્ણોના એકત્વને બાધ આવતો નથી. જુદાં જુદા વાક્યોમા મળતો શબ્દ પણ એકસરખો પ્રાપ્ત થાય છે.[1] (૭૨)

૭૨.૧ 'અશ્વ', 'અર્ક', 'અર્થ'મા અ વર્ણ એકસરખો છે

न वर्णव्यतिरेकेण पदमन्यच्च विद्यते ।
वाक्यं वर्णपदाभ्यां च व्यतिरिक्तं न किञ्चन ॥७३॥

વર્ણોથી જુદો કોઈ શબ્દ હોતો નથી અને વર્ણ તથા શબ્દોથી જુદું કોઈ પણ વાક્ય હોતુ નથી.[1] (૭૩)

૭૩.૧ કારિકા ૭૨ અને ૭૩ મા વર્ણો અંગે જ શબ્દો વર્ણોથી જુદુ પદનુ અસ્તિત્વ

નથી એવો મીમાંસક મત રજૂ કરવામાં આવ્યો છે. ક્રમપૂર્વક ઉચ્ચારાયેલા, ઉચ્ચારણ પામીને નાશ પામેલા, એક સાથે નહિ ઉચ્ચારાયેલા અને અવયવોવાળા વર્ણો પદોનું નિર્માણ કરી શકે નહિ, તેથી વર્ણોથી જુદો શબ્દ હોઈ શકે નહિ તે જ પ્રમાણે શબ્દોથી જુદું વાક્ય હોઈ શકે નહિ; ઉપવર્ષ આચાર્યનો મત રજૂ કરતાં શબરસ્વામી (મીમાંસાસૂત્ર ભાષ્ય ૧.૧.૧.) જણાવે છે કે गौः પદમાં ग, औ અને વિસર્ગ એવા વર્ણો જ શબ્દ છે. न वर्णव्यति० ને બદલે तद् वर्णव्यति० । એવો પાઠ છે.

पदे न वर्णा विद्यन्ते वर्णेष्ववयवा न च ।
वाक्यात्पदानामत्यन्तं प्रविवेको न कश्चन ॥७४॥

શબ્દમાં વર્ણો હોતા નથી અને વર્ણોમાં વર્ણાવયવો હોતા નથી વાક્યથી શબ્દોની કોઈ અત્યંત ભિન્નતા નથી.[1] (૭૪)

૭૪.૧. શબ્દમાં વર્ણો હોતા નથી અને વર્ણોમાં વર્ણાવયવો હોતા નથી અર્થાત્ પદો અક્રમ, પૌર્વાપર્ય વિનાનાં, નિત્ય, અભેદ્ય અને એકાત્મ હોય છે. વર્ણોના અવયવો કલ્પિત છે. પરિણામે વ્યાકરણશાસ્ત્રમાં શબ્દોનું એકત્વ પ્રસિદ્ધ જ છે. વાક્ય એક પદનું હોય કે અનેક પદોનું, પદોના અર્થનું જ્ઞાન વાક્યાર્થનું નિમિત્ત બને છે.

ग्रामशब्दोऽयं बह्वर्थः । तद्यथा माणवके ससीमके सस्थंडिलके वर्तते तस्येदं ग्रहणम् । (મહાભાષ્ય, પા.સૂ. ૧.૧.૭, વા. ૮)

भिन्नदर्शनमाश्रित्य व्यवहारोऽनुगम्यते ।
तत्र यन्मुख्यमेकेषां तत्रान्येषां विपर्ययः ॥७५॥

(શબ્દોનું એકત્વ અને શબ્દોનું નાનાત્વ એવાં) બે ભિન્ન દર્શનોનો આશ્રય કરીને શાસ્ત્રવ્યવહાર કરાય છે. કેટલાકના મતમાં જે (=શબ્દોનું એકત્વ અથવા નાનાત્વ) મુખ્ય છે, તે, બીજાઓના મતમાં, તેથી ઊલટું (ગૌણ) છે.[1] (૭૫)

૭૫.૧ શબ્દોમાં જો સમાન ધ્વનિઓ હોય અને અર્થો જુદા જુદા હોય (જેમકે 'હરિ' શબ્દ) તો તેને એક શબ્દ માનવો રહ્યો. આ મતથી જુદો કેટલાકનો મત છે આવી સ્થિતિમાં શબ્દનું એકત્વ માની શકાય નહિ. પતંજલિ (મહાભાષ્ય ૧.૨.૪૫, વા.૧) પણ अक्ष (બહેડાં) શબ્દના પાસો, ઇન્દ્રિય, રથની ધરી અને પાશ એવા અર્થો છે. શબ્દોના નાનાત્વપક્ષમાં પતંજલિ ગ્રામ શબ્દનો, અરણ્યવાળું, ગોચરવાળું અને ટેકરીઓવાળું તે ગામ, એવો અર્થ સમજે છે. અહીં ગામના બીજા અર્થો જેમકે 'રવરો, સમહ' વગેરે સમજવાના નથી.

મહાભાષ્યના વિચારોમાં પૂર્તિ કરતાં ભર્તૃહરિ (મહાભાષ્યદીપિકા પૃ. ૧૩૭, પં. ૧૧) જણાવે છે : ग्रामशब्दस्य कश्चिदर्थविशेषः परिगृह्यते तत्र बह्वर्थतायां विप्रतिपत्तिः । केचिन्मन्यन्ते । शब्दा एव प्रविभक्ततत्त्वा अनेकवाक्यविषयाः आख्यात शब्दाध्ययनायः । अपरे एक एव शब्दोऽनेकशक्तिः तस्य तु अर्थवशात् क्वचिदेव शक्तिः कर्मिणविशेष वाक्ये आश्रीयते । यथा तु भाष्ये तथा शब्दा एव प्रविभक्ता इति लक्ष्यते ।

स्फोटस्याभिन्नकालस्य ध्वनिकालानुपातिनः ।
ग्रहणोपाधिभेदेन वृत्तिभेदं प्रचक्षते ॥७६॥

કાલકૃત પરિચ્છેદ વિનાના પણ (ક્રમ પ્રમાણે ઉચ્ચારાતા) ધ્વનિઓના કાલને અનુસરિતા (હોય તેવા ભાસતા) સ્ફોટમાં, (તે સ્ફોટને) વ્યક્ત કરતા ધ્વનિઓના અવસ્થાભેદને કારણે દ્રુત, વિલંબિત વગેરે વૃત્તિભેદ જણાવવામાં આવ્યા છે. (૭૬)

સ્ફોટ અભિન્ન અને કાલકૃત પરિચ્છેદ વિનાનો છે, પરંતુ તે સ્ફોટને વ્યક્ત કરતા ધ્વનિઓમાં ક્રમ પૌર્વાપર્ય વગેરે કાલકૃત પરિચ્છેદ હોવાથી સ્ફોટમાં દ્રુત, મધ્યમ અને વિલમ્બિત એવા વૃત્તિભેદ જણાવવામાં આવ્યા છે.

ગ્રહણ એટલે સ્ફોટનું ગ્રહણ કરનારી બુદ્ધિ અથવા સ્ફોટનું ગ્રહણ કરનારા ધ્વનિઓ. ઉપાધિભેદ એટલે અભિવ્યક્તિ કરતા ધ્વનિઓની ભિન્નતા. અહીં ગ્રહણ અને ઉપાધિને હરિવૃષભ સમાનાર્થક ગણે છે. (गृह्यतेऽनेनेति ग्रहणं ध्वनयस्त एवोपाधय. तद्भेदेन वृत्तिभेदः ।—पद्धति)

तेन च स्फोटविषयेण ग्रहणोपाधिना भिन्नकालेन प्रकल्पितभेदाः स्फोटस्य द्रुतमध्यमविलम्बिता वृत्तयस्त्रिमागोत्कर्षेण युक्ताः समाख्यायन्ते । —स्वोपज्ञ

स्वभावभेदान्नित्यत्वे ह्रस्वदीर्घप्लुतादिषु ।
प्राकृतस्य ध्वनेः काल शब्दस्येत्युपचर्यते ॥७७॥

(શબ્દ) નિત્યત્વ પક્ષમાં હ્રસ્વ, દીર્ઘ અને પ્લુતમાં સ્વભાવભેદને કારણે પ્રાકૃત ધ્વનિનો (જે) કાલ (તે) શબ્દનો છે એવો આરોપ કરવામાં આવે છે (૭૭)

અહીં પ્રાકૃત ધ્વનિ એટલે શબ્દ અર્થાત્ સ્ફોટની અભિવ્યક્તિનું કારણ બનતો ધ્વનિ તેમાં કાલકૃત પરિચ્છેદ હોવાથી તેનો સ્ફોટ ઉપર આરોપ કરવામાં આવે છે.

અહીં શબ્દ એટલે સ્ફોટ સમજવાનો છે. સંગ્રહકારને અનુસરીને સ્વોપજ્ઞમા જણાવવામાં આવ્યુ છે કે ધ્વનિને પ્રાકૃત ધ્વનિ અને વૈકૃત ધ્વનિ એમ બે રીતે સમજવાનો છે. પ્રાકૃત ધ્વનિ વિના સ્ફોટનું રૂપ અભિવ્યક્ત થશે નહિ તેમજ સ્ફોટની તે પ્રકૃતિ હોવાથી તેને પ્રાકૃત ધ્વનિ કહ્યો છે. પ્રાકૃત ધ્વનિ વડે અભિવ્યક્ત થયેલ સ્ફોટનું રૂપ જે ધ્વનિ વડે સતત પ્રાપ્ત થાય છે તેને વૈકૃત ધ્વનિ કહીશું. સ્ફોટની અભિવ્યક્તિ પહેલાં ઉત્પન્ન થયેલ પ્રાકૃત ધ્વનિ સ્ફોટની અભિવ્યક્તિ માટે કારણરૂપ બને છે. સ્ફોટની અભિવ્યક્તિ થયા પછી ઉત્પન્ન થતો વૈકૃત ધ્વનિ શબ્દના ચિર (લાંબા સમયનું), ક્ષિપ્ર (ઝડપી) વગેરે અવસ્થાભેદોનું કારણ બને છે.

इह द्विविधो ध्वनिः प्राकृतो वैकृतश्च । तत्र प्राकृतो नाम येन विना स्फोटरूपमनभिव्यक्तं न परिच्छिद्यते । वैकृतस्तु येनाभिव्यक्तं स्फोटरूपं पुनः पुनरविच्छेदेन प्रचिततर कालमुपलभ्यते ।

शब्दस्य ग्रहणे हेतुः प्राकृतो ध्वनिरिष्यते ।
स्थितिभेदनिमित्तत्वं वैकृतः प्रतिपद्यते ॥७८॥

શબ્દની અભિવ્યક્તિમાં પ્રાકૃત ધ્વનિ કારણરૂપ બને છે. વૈકૃત (ધ્વનિ ચિર, અચિર, વગેરે) સ્થિતિભેદનું નિમિત્ત બને છે. (૭૮)

કારિકા ૭૭ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમાં एवं हि सङ्ग्रहकारः पठति । એવા શબ્દોથી આ કારિકા રજૂ કરવામાં આવી છે. તેમાં બે પ્રકારના ધ્વનિઓ, પ્રાકૃત ધ્વનિ અને વૈકૃત ધ્વનિનો ઉલ્લેખ છે. પ્રાકૃત ધ્વનિ વિના સ્ફોટ અભિવ્યક્ત બનતો નથી અને તેથી તેનો નિશ્ચય થતો નથી. વૈકૃત ધ્વનિ વડે સ્ફોટસ્વરૂપ વારંવાર અવિચ્છિન્નપણે પ્રાપ્ત થતું રહે છે.

शब्दस्योर्ध्वमभिव्यक्तेर्वृत्तिभेदं तु वैकृताः ।
ध्वनयः समुपोहन्ते स्फोटात्मा तैर्न भिद्यते ॥७९॥

શબ્દની અભિવ્યક્તિ થયા પછી ઉત્પન્ન થતા વૈકૃત ધ્વનિઓ (દ્રુતાદિ) વૃત્તિભેદ જન્માવે છે, પરંતુ તે (વૃત્તિભેદો) વડે સ્ફોટતત્ત્વમાં ફેરફાર થતો નથી (૭૯)

વૃષભદેવ જણાવે છે કે સ્ફોટની અભિવ્યક્તિ કરનાર પ્રાકૃતધ્વનિ પહેલાં ઉત્પન્ન થાય છે અને વૈકૃત ધ્વનિ સ્ફોટની અભિવ્યક્તિ પછી ઉત્પન્ન થાય છે તેથી સ્ફોટ અને વૈકૃત ધ્વનિ વચ્ચેનો ભેદ શ્રોતા માટે સ્પષ્ટ થતો હોવાથી વૈકૃત ધ્વનિના દ્રુતાદિ વૃત્તિભેદો સ્ફોટમાં આરોપવામાં આવતા નથી.

इन्द्रियस्यैव संस्कारः शब्दस्यैवोभयस्य वा ।
क्रियते ध्वनिभिर्वादास्त्रयोऽभिव्यक्तिवादिनाम् ॥८०॥

ધ્વનિઓ વડે શબ્દની અભિવ્યક્તિ થાય છે એમ માનનારાઓ ઇન્દ્રિયનો, શબ્દનો અને બંનેનો સંસ્કાર થાય છે, એમ ત્રણ મતો દર્શાવે છે.(૮૦)

આ કારિકામાં શબ્દની અભિવ્યક્તિની પ્રક્રિયા દર્શાવવામાં આવી છે. પછીની બે કારિકાઓમાં ઉદાહરણો રજૂ કરીને પ્રક્રિયા સાબિત કરવામાં આવી છે

ધ્વનિઓ શબ્દને અભિવ્યક્ત કરે છે એવા મતને ત્રણ રીતે સમજાવવામાં આવે છે :

(૧) ઉત્પન્ન થતો ધ્વનિ કર્ણેન્દ્રિયનો સંસ્કાર કરે છે અર્થાત્ કર્ણેન્દ્રિયમાં તે ધ્વનિને ગ્રહણ કરવાની યોગ્યતા (fitness) પ્રાપ્ત થાય છે. સંસ્કાર પામેલ કર્ણેન્દ્રિય શબ્દની ઉપલબ્ધિમાં મદદરૂપ થાય છે.
(૨) શબ્દ પોતે જ ધ્વનિના સંસર્ગથી સંસ્કાર પામીને શ્રોત્રેન્દ્રિયનો વિષય બને છે
(૩) ધ્વનિ કર્ણેન્દ્રિય તેમજ શબ્દ એમ બંનેનો સંસ્કાર કરે છે.

અહીં સંસ્કાર એટલે ગ્રહણ માટે અસમર્થ એવા શ્રોત્રેન્દ્રિયમાં અગાઉ નહિ પ્રાપ્ત એવા ગ્રહણસામર્થ્યનું પ્રાપ્ત થવું અર્થાત્ ગ્રહણ માટે યોગ્યતા પ્રાપ્ત થવી

ઇન્દ્રિયના સંસ્કાર અંગે સૂક્ષ્મતા દર્શાવતાં વૃષભદેવ જણાવે છે કે શ્રોત્રેન્દ્રિયમાં જે ગ્રહણસામર્થ્ય ન હતું તેને ધ્વનિઓ નવેસરથી પ્રાપ્ત કરાવે છે. અથવા, ગ્રહણસામર્થ્ય શ્રોત્રેન્દ્રિયમાં અવ્યક્ત હતું, ધ્વનિઓ તેને જાગ્રત કરે છે.

इन्द्रियस्यैव संस्कारः समाधानाञ्जनादिभिः ।
विषयस्य तु संस्कारस्तद्गन्धप्रतिपत्तये ॥८१॥

चक्षुषः प्राप्यकारित्वे तेजसा तु द्वयोरपि ।
विषयेन्द्रिययोरिष्टः संस्कारः स क्रमो ध्वनेः ॥८२॥

એકાગ્રતા વડે અને અંજનના ઉપયોગ વડે ઇન્દ્રિયનો જ સંસ્કાર થાય છે. વિષયનો સંસ્કાર તો તેમાંની વાસના જ્ઞાન માટે છે. નેત્ર વિષયપ્રદેશમાં પહોંચીને (વિષયનું) ગ્રહણ કરે છે (એ પક્ષમાં) તેજ, વિષયનો તથા ઇન્દ્રિયનો એમ બંનેનો સંસ્કાર કરે છે એમ સ્વીકારવામાં આવ્યું છે. ધ્વનિઓ વડે શબ્દના ગ્રહણ અંગે પણ આવો જ ક્રમ છે. (૮૧-૮૨)

સમાધાન એટલે એકાગ્રતા. તે મનનો સંસ્કાર છે. આવી એકાગ્રતા લૌકિક અર્થાત્ આપણા જેવાની અને અલૌકિક એટલે દિવ્ય દૃષ્ટિવાળા યોગીઓની હોઈ શકે. અંજન નેત્રનો સંસ્કાર કરે છે. એકાગ્રતા જેમ પદાર્થમાં કોઈ વિશિષ્ટતા પ્રાપ્ત કરાવતી નથી, તેમ અંજન પણ પદાર્થમાં કશી વિશિષ્ટતા જન્માવતું નથી. યોગીઓની એકાગ્રતા દૂરના કે અત્યંત સૂક્ષ્મ પદાર્થોનું જ્ઞાન કરાવે છે, પરંતુ પદાર્થમાં કશો ફેરફાર કરતી નથી. અંજન નેત્રને સૂક્ષ્મ દ્રવ્ય જોવાની વિશેષ શક્તિ આપે છે. તેલ જેવા દ્રવ્યનો સંસ્કાર અર્થાત્ તડકાથી કે અગ્નિ વડે તપાવવાનો સંસ્કાર તે તેલની વાસને જાણવા માટે થાય છે. માટી ઉપર પાણી છાંટવાથી તેમાં રહેલી વાસ પ્રાપ્ત થાય છે. વિષયના સંસ્કારમાં ઇન્દ્રિયના સંસ્કારને સ્થાન નથી.

ચક્ષુનું પ્રાપ્યકારિત્વ એટલે ચક્ષુ વિષયપ્રદેશમાં પહોંચીને વિષય સાથે જોડાઈ વિષયનું ગ્રહણ કરે છે તે.

स्फोटरूपाविभागेन ध्वनेर्ग्रहणमिष्यते ।
कैश्चिद् ध्वनिरसंवेद्यः स्वतन्त्रोऽन्यैः प्रकल्पितः ॥८३॥

કેટલાકના મતમાં, ધ્વનિનું ગ્રહણ સ્ફોટ સાથે અભિન્નરૂપે થાય છે એમ સ્વીકારવામાં આવ્યું છે; (બીજા) કેટલાકે ધ્વનિને અવિજ્ઞાત (માન્યો) છે અને (વળી) કેટલાકે તેને સ્વતંત્ર (તત્ત્વરૂપે) માન્યો છે. (૮૩)

આ કારિકામાં અભિવ્યક્તિવાદીઓના અન્ય ત્રણ મતોનો ઉલ્લેખ થયો છે. (૧) શબ્દ સાથે અભિન્નરૂપે રહેલ ધ્વનિને શબ્દ સાથે એકરૂપ સમજવો જોઈએ (૨) જેમ ઇન્દ્રિયો પોતે અસંવેદ્ય રહીને દ્રવ્યનું જ્ઞાન કરાવે છે તેમ ધ્વનિઓ અસંવેદ્ય રહે છે છતાં શબ્દના જ્ઞાનનું કારણ બને છે. (૩) ધ્વનિઓ સ્વતંત્ર રહે છે. प्रकल्पितःને બદલે प्रकाशितः એવો પાઠ મળે છે.

यथानुवाकः श्लोको वा सोढत्वमुपगच्छति ।
आवृत्त्या न तु स ग्रन्थः प्रत्यावृत्ति निरूप्यते ॥८४॥

प्रत्ययैरनुपाख्येयैर्ग्रहणानुगुणैस्तथा ।
ध्वनिप्रकाशिते शब्दे स्वरूपमवधार्यते ॥८५॥

જેમ વેદનો અનુવાક કે મન્ત્ર (છેલ્લા) આવર્તનથી સ્મરણનો દઢપણે વિષય બને છે, પરંતુ (શરૂઆતના દરેક) આવર્તન વખતે પૂરેપૂરો સમજાતો નથી, તેમ ('આ તે છે' એમ) અવર્ણનીય પરંતુ (સ્ફોટના આકારના) ગ્રહણ માટે અનુકૂળ એવાં (પૂર્વ) જ્ઞાનો વડે, શબ્દ, છેલ્લા વર્ણથી અભિવ્યક્ત બનતાં, (તેના) સ્વરૂપનો નિશ્ચય થાય છે. (૮૪–૮૫)

સોઢત્વ એટલે સ્મૃતિમાં એકવાર વિષય બનવાની સ્થિતિ અથવા યોગ્યતા. બીજી રીતે કહીએ તો સ્મૃતિમાં દઢપણે સ્થાપિત થવું તે.

વર્ણ, પદ અને વાક્યના ધ્વનિઓ વર્ણ, પદ અને વાક્યરૂપ સ્ફોટોને વારંવાર જન્માવીને બુદ્ધિમાં આરોપે છે. ધ્વનિઓના અંત્યાવયવોની અભિવ્યક્તિ ક્રમ પ્રમાણે થાય તો તેમનો સમુદાય થઈ શકે નહિ અને શબ્દના સ્વરૂપનો નિશ્ચય થાય નહિ. આ વાત સંહિતાસૂત્ર (परः सन्निकर्षः संहिता। પા.સૂ. ૧.૪.૧૦૯) ઉપરના ભાષ્યના વિવરણમાં અનેક રીતે વિચારવામાં આવી છે. અષ્ટાધ્યાયી ઉપરના કોઈક વિવરણગ્રંથનો અથવા ભાષ્ય ઉપરના વિવરણગ્રંથનો આ ઉલ્લેખ છે. શું તે મહાભાષ્યદીપિકા હોઈ શકે ? તે ભર્તૃહરિની કૃતિ હતી કે અન્યની તે સ્પષ્ટ થતું નથી. તેમાંનો સંદર્ભ જોતાં શબ્દતત્ત્વ વિષે તેમાં ચર્ચા હશે એમ લાગે છે.

नादैराहितबीजायामन्त्येन ध्वनिना सह ।
आवृत्तपरिपाकायां बुद्धौ शब्दोऽवधार्यते ॥८६

અન્ત્ય ધ્વનિસહિત (પૂર્વ) ધ્વનિઓ વડે જેમાં બીજરૂપ શક્તિઓ સ્થાપિત કરાઈ છે અને જેણે સ્પષ્ટ ઉપલબ્ધિરૂપી કાર્યલાભ પ્રાપ્ત કર્યો છે તેવી બુદ્ધિમાં શબ્દનું ગ્રહણ થાય છે. (૮૬)

શબ્દને અભિવ્યક્ત કરવાની પ્રક્રિયામાં લાગેલા ધ્વનિઓ સ્પષ્ટ પ્રતીતિ માટે અનુકૂળ સંસ્કારબીજો અર્થાત્ ભાવનાબીજો મૂકતા જાય છે. હવે સ્ફોટના સ્વરૂપને વ્યક્ત કરવાની શક્તિ જેણે પ્રાપ્ત કરી છે એટલું જ નહિ પણ તે માટેની યોગ્યતા પણ જેનામાં આવી છે તેવો અન્ત્ય ધ્વનિ, શબ્દ (=સ્ફોટ)ના સ્વરૂપનું ગ્રહણ કરાવે છે.

असतश्चान्तराले याञ्छब्दानस्तीति मन्यते ।
प्रतिपत्तुरशक्तिः सा ग्रहणोपाय एव सः ॥८७॥

(આદ્ય અને અન્ત્ય ધ્વનિની) વચ્ચે અસ્તિત્વ વિનાના ધ્વનિઅવયવોને તે

(અવયવો) છે એમ જે માને છે, તે તો શ્રોતાની અશક્તિ(ને કારણે) છે. તે (ધ્વનિ-અવયવો છે એવી સમજણ) તે શબ્દના બોધનું (માત્ર) સાધન જ છે (૮૭)

અન્તરાલ એટલે પહેલા અને છેલ્લા ધ્વનિની વચ્ચેની સ્થિતિ બીજી રીતે કહીએ તો અન્ત્ય ધ્વનિ વડે અભિવ્યક્ત બનતા સમસ્ત શબ્દનું ગ્રહણ થાય તે પહેલાની સ્થિતિ

શબ્દનુ ગ્રહણ કરનારો શ્રોતા એમ માને છે કે સ્પષ્ટ શબ્દગ્રહણ થયા પૂર્વે પૂર્વપૂર્વના ધ્વનિઓ સ્ફોટનો એક ભાગ અભિવ્યક્ત થાય છે આ માન્યતા બરાબર નથી તે તો શ્રોતાની અશક્તિ છે.

इह निभागेष्वपूर्वापरक्रमेषु वर्णपदवाक्येषु ध्वनिनाभिव्यज्यमानेषु वर्णे तावद्वर्णावयवसदृशा. भागाभिनिवेशिन्य इव बुद्धय उपजायन्ते पदे वर्णग्रहणरूपा, वाक्ये पदग्रहणसदृशा । ताभिश्च बुद्धिभिरुपकारो भागभूतानसतः शब्दानस्तित्वेनाभिमन्यते ।—स्वोपज्ञ

भेदानुकारो ज्ञानस्य वाचश्चोपप्लवो ध्रुव ।

क्रमोपसृष्टरूपा वाग् ज्ञानं ज्ञेयव्यपाश्रयम् ॥८८॥

જ્ઞાનમા અને શબ્દમા ભેદનો જે આભાસ થાય છે તે કલ્પના (માત્ર) છે જ્ઞાન જેમ જ્ઞેય સાથે સબદ્ધ છે તેમ શબ્દ પણ ક્રમ સાથે જોડાયેલા સ્વરૂપવાળો છે (૮૮)

જ્ઞાન વાસ્તવમા અભિન્ન અને નિરાકાર હોઈને અરૂપ હોવા છતા ભિન્ન અને રૂપવાન દેખાય છે તેવી રીતે આન્તર શબ્દાત્મા બધા ક્રમોનો ઉપસહાર કરીને રહ્યો હોય છતા વ્યજક ધ્વનિઓના ભેદથી જાણે કે રગાઈને ભેદવાન્ અને રૂપવાન્ હોય તેમ ભાસે છે લૌકિક વ્યવહારમા પણ જ્ઞેય વિના જ્ઞાન ટકતુ નથી, અને ક્રમને પામ્યા વિના શબ્દ અર્થને પ્રગટ કરી શકતો નથી.

ज्ञेयेन न विना ज्ञानं व्यवहारेऽवतिष्ठते ।

नालब्धक्रमया वाचा कश्चिदर्थोऽभिधीयते ॥८९॥*

વ્યવહારમા જ્ઞેય વિના જ્ઞાન પ્રાપ્ત થતુ નથી ક્રમને પ્રાપ્ત નહિ કરનારી વાણી વડે કશો અર્થ જણાવાતો નથી. (૮૯)

કારિકા ૮૮ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમા મતાન્તર તરીકે एव ह्याह એવા શબ્દોથી આ કારિકા રજૂ કરવામા આવી છે જ્ઞાન અભિન્ન અને અરૂપ છે, છતા જ્ઞેયરૂપોની વિવિધતાને કારણે જ્ઞાન ભિન્ન અને રૂપવાન હોય તેમ ભાસે છે

यथाद्यसख्याग्रहणमुपाय प्रतिपत्तये ।

सख्यान्तराणा भेदेऽपि तथा शब्दान्तरश्रुति ॥९०॥

જેમ પહેલાંની સંખ્યાઓનું જ્ઞાન, તે સંખ્યાઓ, પછીની સંખ્યાઓ કરતાં ી હોવા છતાં, (ઇષ્ટ) સંખ્યાના જ્ઞાન માટે ઉપાયરૂપ હોય છે તેમ (દેવદત્ત ોરે) અન્ય શબ્દોનું જ્ઞાન (વાક્યજ્ઞાન માટે ઉપાયરૂપ બને) છે. (૯૦)

'ગ્' વર્ણને અભિવ્યક્ત કરતો ધ્વનિ 'ગાય' શબ્દને અભિવ્યક્ત કરતા ધ્વનિઓથી દો હોય છે. તે જ પ્રમાણે 'ગાય' શબ્દને વ્યક્ત કરતા ધ્વનિઓ 'ગાયને લાવ' એવા કયને અભિવ્યક્ત કરતા ધ્વનિઓ કરતાં જુદા હોય છે. પરંતુ તે ધ્વનિઓ એકરૂપ ાસતા હોવાથી તેમને એકબીજા જેવા ગણવામાં આવે છે. વર્ણ, પદ, અને વાકયને પન્ન કરનારા ધ્વનિઓ કારણની દૃષ્ટિએ અને કાર્યની દૃષ્ટિએ જુદા જુદા હોય છે. આવી ાન્નતા હોવા છતાં તેમને કલ્પનામાં એકરૂપ સમજવામાં આવે છે. વર્ણ, પદ અને કયને વ્યક્ત કરવાની તેમની શક્તિઓ પરસ્પર સંમિશ્ર થઈ ગઈ હોય એવો આભાસ ય છે.

प्रत्येकं व्यञ्जका भिन्ना वर्णवाक्यपदेषु ये ।
तेषामत्यन्तभेदेऽपि संकीर्णा इव शक्तयः ॥९१॥

વર્ણ, પદ અને વાકયને વ્યક્ત કરતા એકબીજાથી ભિન્ન જે (ધ્વનિઓ છે તે) ત્યંત ભિન્ન હોવા છતાં તેમની શક્તિઓ એક બીજા સાથે મિશ્ર થઈ હોય મ દેખાય છે (૯૧)

यथैव दर्शनैः पूर्वैर्दूरात्संतमसेऽपि वा ।
अन्यथाकृत्य विषयमन्यथैवाध्यवस्यति ॥९२॥
व्यज्यमाने तथा वाक्ये वाक्याभिव्यक्तिहेतुभिः ।
भागावग्रहरूपेण पूर्वं बुद्धिः प्रवर्तते ॥९३॥

જેમ પદાર્થને દૂરથી કે ગાઢ અંધકારમાં, પહેલાં અવલોકનોને લીધે જુદી રીતે મજીને પછી તેનાથી જુદી રીતે (યથાવત્) અવલોકે છે તેમ વાકયને વ્યક્ત કરવામાં રણરૂપ બનેલા ધ્વનિઓ વડે જ્યારે વાકયની અભિવ્યક્તિ થાય છે ત્યારે પહેલાં ર્ણ, પદ વગેરે) ભાગોના જ્ઞાન રૂપે બુદ્ધિ પ્રવર્તમાન બને છે. (૯૨-૯૩)

यथानुपूर्वी नियमो विकारे क्षीरबीजयोः ।
तथैव प्रतिपत्तॄणां नियतो बुद्धिषु क्रमः ॥९४॥

જેમ દૂધ અને બીજના વિકારમાં ક્રમનો નિયમ હોય છે તેમ (વાકયના ાન અંગે) વિજ્ઞાતાઓની બુદ્ધિમાં પણ નિશ્ચિત ક્રમ હોય છે. (૯૪)

જેમ દૂધમાંથી દહીં, છાશ, ઘી વગેરે વિકારોનો ક્રમ નિયત હોય છે, જેમ બીજ અંકુર, ર્ણ, પુષ્પ, ફળ એવો ક્રમ નિયત હોય છે, તેમ વાકયાર્થના જ્ઞાન માટે પણ જ્ઞાતાની દ્ધિમાં વર્ણ, પદ, વગેરેનો ક્રમ નિશ્ચિત બને છે.

भागवत्स्वपि तेष्वेव रूपभेदो ध्वनेः क्रमात् ।
निर्भागेष्वभ्युपायो वा भागभेदप्रकल्पनम् ॥९५॥

(વર્ણોરૂપી) ભાગવાળા તે શબ્દોમાં જ (તેમને વ્યક્ત કરતા) ધ્વનિઓના ક્રમને કારણે રૂપભેદ પ્રાપ્ત થાય છે; અથવા ભાગ વિનાના તેમને માટે (ધ્વનિઓના ક્રમને કારણે) થતી ભાગકલ્પના તેમને જાણવાનો માત્ર ઉપાય છે ॥૯૫॥

अनेकव्यक्त्यभिव्यङ्ग्या जातिः स्फोट इति स्मृता ।
कैश्चिद्व्यक्तय एवास्या ध्वनित्वेन प्रकल्पिताः ॥९६॥

કેટલાક વિદ્વાનોએ સ્ફોટને અનેક વ્યક્તિઓ વડે અભિવ્યક્ત થતી જાતિ કહી છે અને ધ્વનિઓને તે (જાતિ)ની વ્યક્તિઓ તરીકે જાહેર કર્યા છે. (૯૬)

કારિકા ૯૦માં જણાવ્યું હતું કે 'અગ્નિ' શબ્દથી જે જાતિનો બોધ થાય છે તે સંજ્ઞા છે અને વ્યક્તિ સંજ્ઞી છે. આ કારિકામાં અગ્નિશબ્દ વડે વાચ્ય જાતિને સ્ફોટ કહ્યો છે. પાણિનિએ શબ્દ, જાતિ છે કે વ્યક્તિ તે અંગે સ્વતંત્ર અભિપ્રાય આપ્યો નથી. ભાષ્યકાર જણાવે છે (પસ્પશાહ્નિક) કે जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतरस्याम् । સૂત્ર (પા. સૂ. ૧.૨.૫૮) જાતિનો નિર્દેશ કરે છે. અને सरूपाणामेकशेष एकविभक्तौ । (પા.સૂ. ૧.૨.૬૪) વ્યક્તિ અર્થાત્ દ્રવ્યનો નિર્દેશ કરે છે. વ્યાડિનો મત શબ્દ અંગે દ્રવ્યની તરફેણ કરે છે. પતંજલિ શબ્દજાતિની તરફેણ કરતા હોય એમ લાગે છે. उभयतः स्फोटमात्रं निर्दिश्यते रश्रुतेर्लश्रुतिर्भवतीति । (મ મા શિવસૂત્ર ૩.૪.વા.૧૧) એવા ઉલ્લેખ ઉપરથી સૂચવાય છે કે પતંજલિને સ્ફોટ, ધ્વનિતત્ત્વ તરીકે અભિપ્રેત છે. તેને પછીના વૈયાકરણો અર્થગ્રાહક તત્ત્વ તરીકે સ્વીકારે છે. તેને તેઓ પરમ શબ્દતત્ત્વ કહે છે. અહીં સ્ફોટ એટલે ઉચ્ચરિત ધ્વનિને પ્રગટ કરનાર શક્તિ એમ સમજવું જોઈએ.

अविकारस्य शब्दस्य निमित्तैर्विकृतो ध्वनिः ।
उपलब्धौ निमित्तत्वमुपयाति प्रकाशवत् ॥९७॥

(દીવાનો) પ્રકાશ (જેમ પદાર્થના જ્ઞાનની) પ્રાપ્તિ માટે (કારણરૂપ બને છે) તેમ, (સ્થાનકરણસંસ્પર્શરૂપ) કારણો વડે ઉત્પન્ન થયેલ ધ્વનિ (આવા સ્થાન-કરણસંસ્પર્શરૂપી) વિક્રિયા વિનાના શબ્દની પ્રાપ્તિનું કારણ બને છે. (૯૭)

આ કારિકાને સમજાવતાં વૃષભદેવ જણાવે છે કે અહીં સ્ફોટ અંગે અન્ય મત રજૂ થયો છે. આ મત પ્રમાણે જે એક, નિત્ય અને વિભુ શબ્દવ્યક્તિ અવકાશમાં રહેલ છે. તે સ્ફોટ છે.

न चानित्येष्वभिव्यक्तिर्नियमेन व्यवस्थिता ।
आश्रयैरपि नित्यानां जातीनां व्यक्तिरिष्यते ॥९८॥

અભિવ્યક્તિ (કાંઈ) અનિત્યોમાં જ અનિવાર્યપણે સીમિત નથી. નિત્ય એવી જાતિઓની તેમના આશ્રયો વડે (થતી) અભિવ્યક્તિ સ્વીકારી શકાય છે. (૯૮)

ધ્વનિઓ શબ્દ અર્થાત્ સ્ફોટને અભિવ્યક્ત કરે છે એવા મતનો વિરોધ કરનારી દલીલોનો કારિકાઓ ૯૫થી ૧૦૧માં ઉત્તર આપવામાં આવ્યો છે. અભિવ્યક્તિવાદના વિરોધીઓ જણાવે છે કે દીવાના પ્રકાશ વડે ઘટ વગેરે અનિત્ય પદાર્થો અભિવ્યક્ત થાય છે તેમ શબ્દ પણ ધ્વનિઓ વડે અભિવ્યક્ત થાય છે, એમ જો માનો તો શબ્દ, ઘટની જેમ, અનિત્ય ઠરશે જો શબ્દ ધ્વનિઓ વડે અભિવ્યક્ત થતો નથી એમ માનવામાં આવે તો તે ઉત્પન્ન થાય છે એમ માનવું પડે અને તેથી પણ શબ્દ અનિત્ય ઠરશે. આની સામે એમ કહી શકાય કે નિત્ય એવી શબ્દજાતિઓ છે અને અનિત્ય ઘટાદિ પણ છે. બંનેની અભિવ્યક્તિ શક્ય છે. અને તેથી 'અભિવ્યઙ્ગ્ય હોઈને, ઘટની જેમ, શબ્દ અનિત્ય છે' (शब्दोऽनित्योऽभिव्यङ्ग्यत्वात् घटवत् ।) એવો અનૈકાન્તિક હેતુ સ્વીકારી શકાય નહિ. આ ઉપરથી સ્પષ્ટ થશે કે અભિવ્યક્તિ માત્ર નિત્ય કે માત્ર અનિત્ય પૂરતી સીમિત નથી.

देशादिभिश्च संबन्धो दृष्टः कायवतामपि ।
देशभेदविकल्पेऽपि न भेदो ध्वनिशब्दयोः ॥९९॥

મૂર્ત પદાર્થોનો પણ દેશ વગેરે સાથેનો સંબંધ જાણીતો છે. ધ્વનિ અને શબ્દ વચ્ચેનો દેશભેદ કલ્પવામાં આવે તો પણ તેમની વચ્ચે (વાસ્તવિક) ભેદ નથી. (૯૯)

ઘટાદિ પદાર્થો તેમની સાથે સમાન દેશમાં રહેલ પ્રદીપ વગેરે વડે અભિવ્યક્ત થાય છે. પરંતુ કરણો સાથે સંયોગ–વિભાગ જ્યાં થાય છે તેનાથી જુદા સ્થાનમાં શબ્દની અભિવ્યક્તિ થાય છે. અભિવ્યક્તિવાદ સામેની આ દલીલનો ઉત્તર આપતાં જણાવ્યું છે કે એક સ્થાનમાં રહેવું કે અનેક સ્થાનોમાં રહેવું એ તો મૂર્ત દ્રવ્યોનો સ્વભાવ છે. ધ્વનિ અને શબ્દ અમૂર્ત હોવાથી દેશભેદથી પર છે

ग्रहणग्राह्ययोः सिद्धा योग्यता नियता यथा ।
व्यङ्ग्यव्यञ्जकभावेऽपि तथैव स्फोटनादयोः ॥१००॥

ઇન્દ્રિયો અને પદાર્થો વચ્ચે જેમ નિત્ય સંબંધ નિશ્ચિત છે તેમ સ્ફોટ અને નાદનો વ્યંગ્ય અને વ્યંજકભાવમાં પણ (તે સંબંધ નિશ્ચિત) છે (૧૦૦)

બીજા ગુણો કે બીજી કોઈ ઇન્દ્રિયો અથવા બીજી ઇન્દ્રિયોના ગુણો જેમ બાહ્ય રૂપની અભિવ્યક્તિનું નિમિત્ત બનતા નથી પરંતુ માત્ર ચક્ષુ સાથે સમવેત રૂપ જ બાહ્યરૂપની અભિવ્યક્તિનું કારણ બને છે તેમ ધ્વનિઓ જ બાહ્ય અભિવ્યક્તિનાં કારણ બને છે.

યોગ્યતા એટલે શક્તિરૂપ નિત્ય સંબંધ. આવો સંબંધ ઇન્દ્રિયો અને પદાર્થો વચ્ચે નિયત અર્થાત્ સિદ્ધ જ હોય છે.

सत्त्वग्रहणानां च गन्धादीनां प्रकाशकम् ।
निमित्तं नियतं लोके प्रतिद्रव्यमवस्थितम् ॥१०१॥

પોતાનામાં રહેલા અને પોતાના જેવા ગુણો વડે ગ્રાહ્ય બનતા ગન્ધ વગેરેને અભિવ્યક્ત કરનાર (કોઈક) નિમિત્ત, જગતમાં, દરેક દ્રવ્યમાં નિશ્ચિતપણે રહેલું હોય છે. (૧૦૧)

જેમ કુંકુમનો ગંધ તેના આશ્રયે રહેલ દ્રવ્યાન્તર ઘીની વાસ વડે વ્યક્ત થાય છે અથવા જેમ પાણીમાં રહેલ મીઠાશ હરડેના રસમાં રહેલ મધુર રસ વડે અનુભવાય છે તેમ ધ્વનિઓ વડે અભિવ્યક્ત બનતા શબ્દમાં અભિવ્યંજ્યત્વનો નિયમ નિશ્ચિત હોય છે

प्रकाशकानां भेदांश्च प्रकाश्योऽर्थोऽनुवर्तते ।
तैलोदकादिभेदे तत्प्रत्यक्षं प्रतिबिम्बके ॥१०२॥

અભિવ્યક્ત બનતો અર્થ અભિવ્યંજક (ધ્વનિઓના) ભેદોને અનુસરે છે તેલ, જળ વગેરે જુદા જુદા પરાવર્તકોમાં (પડતા જુદા જુદા પ્રતિબિંબો ઉપર) થી આ (વાત) પ્રત્યક્ષ થાય છે (૧૦૨)

विरुद्धपरिमाणेषु वज्रादर्शतलादिषु ।
पर्वतादिसरूपाणां भावानां नास्ति सम्भवः ॥१०३॥

હીરો, અરીસો વગેરે વિરુદ્ધ (=જુદા અર્થાત્ નાના) કદવાળા પદાર્થોમાં પર્વત જેવા (મોટા) કદવાળા પદાર્થો(ના પ્રતિબિંબો)ની ઉત્પત્તિ સંભવતી નથી (૧૦૩)

પરાવર્તકો નાના કે મોટા હોય, અથવા તેમની સંખ્યા જુદી જુદી હોય તો પણ તેમાં પડતા પરાવર્તનોમાં કશો ભેદ જણાતો નથી પરંતુ શબ્દની અભિવ્યક્તિમાં આ પ્રમાણે જણાતું નથી અભિવ્યંજક ધ્વનિઓના વૃદ્ધિ હ્રાસ અને સંખ્યાભેદ પ્રમાણે શબ્દમાં વૃદ્ધિ હ્રાસ વગેરે પ્રાપ્ત થાય છે તેથી શબ્દ અભિવ્યક્ત થતો અભિવ્યક્ત થતા નથી એમ માનવું જોઈએ

આ દલીલ બરાબર નથી પરાવર્તકોના ભેદ પ્રમાણે પરાવર્તનમાં ભિન્નતા જોવા મળે છે અરીસાની સપાટી ઊભી હોય તો મોટું પ્રતિબિંબ ઊંચું દેખાશે સપાટી ઊંચી હોય તો પ્રતિબિંબ નીચું દેખાશે તલવારમાં પ્રતિબિંબ લાંબુ પ્રિયંગુના તેલમાં કાળુ અને ખંજરમાં તેના જેવું દેખાશે સૂર્ય એક હોય પણ અનેક અરીસાઓમાં અને મોજાઓમાં સૂર્યપ્રતિબિંબો અનેક દેખાશે

સરખાવો. यस्यापि शब्दव्यक्तिस्तस्यापि नित्यः शब्दः । स तु नादाभिव्यङ्ग्यः । पदनियतो नादः । यथा चक्षुरादयो नियता अभिव्यञ्जकाः अभिव्यङ्ग्येषु रूपादिषु स्वावृद्धिह्रासानुविधायिनश्च । यथादर्शमण्डलादिषु प्रतिबिम्बानि दीर्घाणि परिमण्डलानि महान्ति अन्यानि च दृश्यन्ते एवं शब्दा अपि नादभेदेन भिद्यन्ते । यथा सलिले तरङ्गभेदेन एकश्चन्द्रोऽनेक उपलभ्यते । प्रदीपभेदाच्च छाया भिद्यते । आदर्शभेदाच्च छाया भिद्यते आदर्शभेदाच्च प्रतिबिम्बभेदः । तस्मान्नियता नादाभिव्यङ्ग्या ह्रासवृद्धिहासानुविधायिनो व्यक्तिशब्दा अपि नित्याः । —महाभाष्यदीपिका । पृ

तस्मादभिन्नकालेषु वर्णवाक्यपदादिषु ।
वृत्तिकालः स्वकालश्च नादभेदाद्विभज्यते ॥१०४॥

તેથી (સ્વત.) કાલભેદ વિનાનાં વર્ણ, પદ અને વાક્યમાં નાદ (=વ્યંજક ધ્વનિઓના) ભેદને કારણે, તેમનાં (દ્રુતાદિ) વૃત્તિકાલ અને (હ્રસ્વાદિ) સ્વકાલ, જુદા હોય તેમ દેખાય છે (૧૦૪)

વ્યંગ્ય એવા વર્ણ, પદ અને વાક્યમાં ધ્વનિઓના ધર્મોની પ્રાપ્તિ દેખાતી હોવાથી, વાસ્તવમાં કાલભેદ વિનાના વર્ણ, પદ, વાક્યમાં ધ્વનિઓનાં દ્રુતાદિ વૃત્તિકાલ અને હ્રસ્વાદિ સ્વકાલ, ધ્વનિઓના ભેદને કારણે જુદા ભાસે છે. અહીં જુદાં ભાસે છે (विभज्यते) એટલે તેમનો આરોપ વર્ણ, પદ અને વાક્યમાં કરવામાં આવે છે विभाव्यते એવો પાઠ લેવાથી विभज्यते પાઠની અસ્પષ્ટતા દૂર થશે સ્વોપજ્ઞમાં નાદને પ્રાકૃત અને વૈકૃત એમ બે પ્રકારે કહ્યો છે. પ્રાકૃત નાદ હ્રસ્વ, દીર્ઘ, પ્લુત વગેરે કાલભેદવ્યવહારનું કારણ બને છે અને વૈકૃત નાદ બાહ્ય દ્રુતાદિ વૃત્તિકાલની વ્યવસ્થા માટે જવાબદાર બને છે.

नादो हि प्राकृतः शब्दात्मनि प्रत्यस्यमानस्थितिरूपो भेदस्याग्रहणार्थं हूस्वदीर्घप्लुतकालभेदव्यवहारव्यवस्थाहेतुः । वैकृतस्तु नादो बाह्यद्रुतादिकालव्यवस्था प्रकल्पयति ।— स्वोपज्ञ

यः संयोगविभागाभ्यां करणैरुपजन्यते ।
स स्फोटः शब्दजाः शब्दा ध्वनयोऽन्यैरुदाहृताः ॥१०५॥

બીજા વિદ્વાનો સમજાવે છે કે (સ્થાનો સાથે) કરણોના સંયોગ અને વિભાગ વડે જે ઉત્પન્ન થાય છે તે સ્ફોટ છે અને શબ્દ(=સ્ફોટ)થી ઉત્પન્ન થયેલા શબ્દો ધ્વનિઓ છે. (૧૦૫)

કારિકા ૧૦૧ થી ૧૦૯ સુધીમાં શબ્દ નિત્ય નહિ પણ કાર્ય છે એવા મતને અનુસરીને નાદ અને સ્ફોટનું રૂપ સમજાવવામાં આવ્યું છે. સ્ફોટ ઉત્પાદ્ય છે એમ માનીએ તો તેની ઉત્પત્તિ સ્થાનો સાથે કરણોના સંયોગ અને વિભાગથી થાય છે એમ સમજાશે સ્થાન એટલે તાલ્વાદિ સ્થાનો જ્યાંથી શબ્દ ઉત્પન્ન થાય છે અને કરણ એટલે સ્થાન સાથે સંયોગ અને વિભાગ પામતું જિહ્વાગ્ર, જિહ્વામૂલ અને જિહ્વામધ્ય

શબ્દનિત્યત્વ પક્ષમાં, સંયોગવિભાગથી ઉત્પન્ન થતા ધ્વનિ વડે અથવા ધ્વનિસમૂહ (= નાદ) વડે વ્યક્ત થાય તે સ્ફોટ. અનિત્ય પક્ષમાં સ્થાનકરણના સંયોગવિભાગથી પ્રથમ ઉત્પન્ન થતો શબ્દ તે સ્ફોટ તેનાથી ઉત્પન્ન થઈ, બધી દિશાઓમાં ફેલાઈ, ક્રમે ક્રમે નાશ પામે તે ધ્વનિઓ.

अल्पे महति वा शब्दे स्फोटकालो न भिद्यते ।
परस्तु शब्दसंतानः प्रचयापचयात्मकः ॥१०६॥

શબ્દ નાનો હોય કે મોટો હોય (તો પણ) સ્ફોટના કાલમાં ફેરફાર થતો નથી પરંતુ તેના પછી પ્રાપ્ત થતા ધ્વનિઓની પરંપરા, વૃદ્ધિ અને સંકોચ (=ઓછાવત્તા પરિમાણ)વાળી હોય છે (૧૦૬)

સ્થાનો અને કરણોના સંયોગ અને વિભાગથી જે પહેલો શબ્દ ઉત્પન્ન થાય તે સ્ફોટ છે અને તેને અનુસરતા બીજા શબ્દો તે ધ્વનિઓ છે

સરખાવો ઇહ કૈશ્ચિદાચાર્યા વ્યક્ત સ્ફોટ સહજેન ધ્વનિના સર્વતો દૂરવ્યાપિના પ્રકાશસ્થાનાયન ગન્ધેન યુક્ત દ્રવ્યવિશેષમિવાવિભાવકાલ ઇવ સંસૃષ્ટ મન્યન્તે ધ્વનિના । યથૈવ પ્રદીપે ઘનસન્નિવિષ્ટાવયવ પ્રત્યુપાદાન તેજોદ્રવ્ય તદાધિનથ પ્રકાશ તથા ઘણ્ટાદ્યાભિઘાતેન વ્યક્તરૌ સ્ફોટનાદૌ સર્વેષા વર્ણાનામભિનિષ્પત્તૌ ધર્મ ઇતિ ॥ —સ્વોપજ્ઞવૃત્તિ ।

दूरात्प्रभेव दीपस्य ध्वनिमात्र तु लक्ष्यते ।
घण्टादीना च शब्देषु व्यक्तो भेद स दृश्यते ॥१०७॥

જેમ દૂરથી દીવાનો પ્રકાશ દેખાય છે તેમ દૂરથી માત્ર ધ્વનિ જ સમજાય છે ઘંટ વગેરેમાથી ઉત્પન્ન થતા શબ્દો ઉપરથી (સ્ફોટ અને નાદ વચ્ચેનો) તે ભેદ સ્પષ્ટ થાય છે (૧૦૭)

સ્ફોટથી જુદો ધ્વનિ પ્રાપ્ત થતો નથી એવા મતનુ ખંડન કરતા અહીં જણાવવામા આવ્યુ છે કે દૂરથી દીવાનો પ્રકાશ દેખાય છે દીવો દેખાતો નથી ઘંટમાથી નીકળતો પહેલો શબ્દ તે સ્ફોટ છે પછીના શબ્દોને ધ્વનિઓ સમજવા આ બન્ને એક સાથે જ પ્રાપ્ત થાય છે વાસ્તવમા ઘંટમાથી પ્રાપ્ત થતા નાદનુ મૂળરૂપ સ્ફોટ છે સ્વોપજ્ઞ વૃત્તિ ને મતે કારિકા ૭૬મા અને ૧૦૭મા પ્રાકૃત નાદ અને વૈકૃતનાદ વચ્ચેનો તફાવત સ્પષ્ટ કરવામા આવ્યો છે

द्रव्याभिघातात्प्रचितौ भिन्नौ दीर्घप्लुतावपि ।
कम्पे तूपरते जाता नादा वृत्तेर्विशेषका ॥१०८॥

કરણોના સ્થાનો સાથેના પ્રહાર(=સંયોગ)થી તીવ્ર બનેલ દીર્ઘ અને પ્લુત પણ ભિન્ન (સમજાય છે) કંપ બંધ થતા ઉત્પન્ન થયેલા નાદ, (દ્રુતાદિ) વૃત્તિઓની વિશિષ્ટતા દર્શાવનારા (થાય છે) (૧૦૮)

અહીં દ્રવ્યોનો અર્થ ઉચ્ચારણસ્થાનો અને તેમની સાથે અભિઘાત અર્થાત્ સંયોગ પામનારા કરણો એવો સમજવાનો છે અભિઘાત એટલે કરણ વડે સ્થાન પર સ્પર્શ અર્થાત્ પ્રહાર વારંવાર અભિઘાતથી જે કંપ જન્મે તે બંધ થતા ઉત્પન્ન થયેલા નાદ દ્રુતાદિ વૃત્તિઓની વિશિષ્ટતા દર્શાવનારા બને છે

શબ્દ અર્થાત્ સ્ફોટ અનિત્ય છે એવા મતના અનુલક્ષ્યમાં કહી શકાય કે શબ્દોના પ્રચય(તીવ્રતા)ને કારણે દીર્ઘ અને પ્લુતમા પ્રચય સમજાતો નથી પરંતુ સ્થાન અને કરણોના સંયોગની તીવ્રતાને કારણે તે પ્રાપ્ત થાય છે

કરણોના સ્થાનો સાથેના અભિઘાતથી ઉત્પન્ન થતા કંપને કારણે ધ્વનિઓ ઉત્પન્ન થાય છે આ ઉત્પત્તિ સ્ફોટની ઉત્પત્તિની સાથે જ થતી રહે છે આ ધ્વનિઓ સ્ફોટને

અભિવ્યક્ત કરતા રહે છે સ્વોપજ્ઞવૃત્તિમાં આ ધ્વનિઓને આનુષંગિક ધ્વનિઓ કહ્યા છે. એક જ્વાળામાંથી બીજી જ્વાળા, બીજીમાંથી ત્રીજી એમ સતત પ્રજ્વલન ચાલુ રહે છે તેમાં વચ્ચેની જ્વાળાઓને જેમ આનુષંગિક જ્વાળાઓ કહીશું તેમ સતત પ્રાપ્ત થતા કંપને લીધે ઉત્પન્ન થતા ધ્વનિઓ સ્ફોટની અભિવ્યક્તિમાં મદદરૂપ થાય છે

સરખાવો– નાય નાદ પ્રચયકૃતો દીર્ઘાદિભેદ:। किन्तर्हि स्फोटात्मस्वरूपभेद:। तौ दीर्घप्लुतावने-कावयवोपसंहाररूपेण बहुभिरभिघातैर्निष्पाद्यते।—पद्धति

वम्पे तूपरतेने બદલે वम्परूपेण ते એવો પાઠ મળે છે

अनवस्थितकम्पेऽपि करणे ध्वनयोऽपरे ।
स्फोटादेवोपजायन्ते ज्वाला ज्वालान्तरादिव ॥१०९॥

(સ્થાનો અને) કરણોના (અભિઘાતથી પ્રાપ્ત થતો) કંપ બંધ થયા પછી પણ, જેમ એક જ્વાળામાંથી બીજી જ્વાળા ઉત્પન્ન થાય તેમ સ્ફોટમાંથી જ બીજા ધ્વનિઓ ઉત્પન્ન થાય છે (૧૦૯)

सा चेयमुत्पत्तिरिन्धनज्वालाप्रवृत्तिप्रबन्धधर्मेणाख्यायते तद्यथेन्धनाश्रिताभिर्ज्वालाभिर्ज्वाला-कार्यसन्तानसमुद्भवा ज्वाला: संप्रवर्तन्ते। तत्प्रकाशेन चार्थानानुपकुर्वन्ति तथेयमपि नादप्रवृत्तिरिति।
—स्वोपज्ञ।

वायोरणूनां ज्ञानस्य शब्दत्वापत्तिरिष्यते ।
कैश्चिद्दर्शनभेदो हि प्रवादेष्वनवस्थित ॥११०॥

વાયુ, અણુઓ અથવા જ્ઞાન શબ્દરૂપે પરિણામ પામે છે એમ કેટલાક જાહેર કરે છે (આ) પ્રવાદોમાં દર્શનભેદ નિશ્ચિત થતો નથી. (૧૧૦)

શબ્દને ઉત્પાદ્ય માનીને અહીં શબ્દનાં ઉપાદાનકારણો જણાવવામાં આવ્યાં છે (૧) વાયુ શબ્દરૂપે પરિણમે છે, (૨) અણુઓ શબ્દરૂપે પરિણમે છે, (૩) જ્ઞાન શબ્દરૂપે પરિણમે છે કારિકા ૧૧૦મા આ ત્રણ મતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ કારિકા ઉપર સ્વોપજ્ઞ ટીકા પ્રાપ્ત થતી નથી પછીની ૧૧૧ અને ૧૧૨ એ બે કારિકાઓમાં વાયુનો શબ્દરૂપે પરિણામ કેવી રીતે થાય છે તેની પ્રક્રિયા દર્શાવી છે કારિકા ૧૧૩ અને ૧૧૪મા અણુઓ શબ્દરૂપે પરિણમે છે તેની પ્રક્રિયા દર્શાવી છે અને ૧૧૫થી ૧૧૮ સુધીના કારિકાઓમાં જ્ઞાન શબ્દરૂપે પરિણમે છે તે અંગે પ્રક્રિયા દર્શાવી છે. આ કારિકાઓ ઉપરની વ્યાખ્યામા કેવળ એક વાક્યમા માત્ર મતોનો જ ઉલ્લેખ છે અને દરેક મત પૂરો થતાં "એ પ્રમાણે બધું સમજવું" (इत्यवमादि सर्वमनुगन्तव्यम्) એવા શબ્દો મૂક્યા છે. આ ઉપરથી આ કારિકાઓ ૧૧૦થી ૧૧૮, વાક્યપદીયનો અંતર્ગત ભાગ નથી એવો કેટલાકે (સુબ્રહ્મણ્ય ઐયર પૂના સંસ્કરણ પ્રસ્તાવના) મત દર્શાવ્યો છે. આચાર્યે પોતાના પદ્ધતિમાં તેમને વાક્યપદીયના ભાગરૂપે ગણી છે આ ઉપરથી કશો નિર્ણય થતો નથી.

* लब्धक्रियः प्रयत्नेन वक्तुरिच्छानुवर्तिना ।
स्थानेष्वभिहतो वायुः शब्दत्वं प्रतिपद्यते ॥१११॥

* तस्य कारणसामर्थ्याद् वेगप्रचयधर्मणः ।
संनिपाताद्विभज्यन्ते सारवत्योऽपि मूर्तयः ॥११२॥

વક્તાની ઇચ્છાને અનુસરતા પ્રયત્ન વડે ગતિ પ્રાપ્ત કરનાર વાયુ (ઉચ્ચારણ) સ્થાનોમાં અભિઘાત પામીને શબ્દરૂપ પ્રાપ્ત કરે છે. ક્રિયા ઉત્પન્ન કરનારા પ્રયત્ન (વિશેષ)ના સામર્થ્યને લીધે વેગ અને ઘનતાવાળા તે (વાયુના) અભિઘાત(સંયોગ)ને કારણે કઠિન પદાર્થો પણ વિભક્ત બને છે. (૧૧૧-૧૧૨)

* अणवः सर्वशक्तित्वाद्भेदसंसर्गवृत्तयः ।
छायातपतमःशब्दभावेन परिणामिनः ॥११३॥

* स्वशक्तौ व्यज्यमानायां प्रयत्नेन समीरिताः ।
अभ्राणीव प्रचीयन्ते शब्दाख्याः परमाणवः ॥११५॥

વિભાગ અને સંયોગ રૂપ સ્વભાવવાળાં અણુઓ (તેમનામાં) બધી શક્તિઓ હોવાને લીધે છાયા, પ્રકાશ, અંધકાર અને શબ્દરૂપે પરિણામ પામે છે. પોતાની શક્તિ વ્યક્ત (કાર્યોન્મુખ) બનતાં, પ્રયત્નને કારણે (પ્રેરાયેલ વાયુ વડે) ક્રિયાશીલ બનેલાં શબ્દ નામે પરમાણુઓ પવનથી એકઠાં થતાં વાદળોની જેમ, એકઠાં થાય છે. (૧૧૩-૧૧૪)

આ બે કારિકાઓમાં પરમાણુઓ શબ્દરૂપે પરિણામ પામે છે તે પ્રક્રિયા દર્શાવવામાં આવી છે. અહીં પાર્થિવ, આપ્ય, તૈજસ અને વાયવીય એમ ચાર પ્રકારનાં, વૈશેષિક મતમાં માન્ય, પરમાણુઓનો ઉલ્લેખ નથી. પરંતુ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દ એમ પાંચ પ્રકારનાં સાંખ્ય મતને અભિપ્રેત તન્માત્રામાંના શબ્દતન્માત્રાનો ઉલ્લેખ છે. ભેદ અને સંસર્ગ અર્થાત્ વિભાગ અને સંયોગરૂપી વૃત્તિવાળા આ શબ્દ પરમાણુઓ જ્યારે અદૃષ્ટવિશેષથી પ્રેરાયેલ નિમિત્તને લીધે એકત્ર બને છે ત્યારે શબ્દરૂપે પરિણામ પામે છે.

भेदः विभागः । संसर्गः संयोगः । तौ वृत्तिरेषामिति । यदा कुतश्चिन्निमित्तात्संयुज्यन्ते तदा परिणमन्ते यदा तु विभज्यन्ते तदा परमाणुत्वायामवतिष्ठन्ते । प्रद्धति

સરખાવો નાગેશનાં વચનો आख्यातोपयोगे । १४.२९ સૂત્રભાષ્યપ્રદીપ ઉપર ઉદ્યોત) જેમાં ભર્તૃહરિની આ કારિકાઓનો અવતાર કરવામાં આવ્યો છે.

* अथायमान्तरो ज्ञाता सूक्ष्मे वागात्मनि स्थित ।
व्यक्तये स्वस्य रूपस्य शब्दत्वेन विवर्तते ॥११५॥

' स मनोभावमापद्य तेजसा पाकमागत ।
वायुमाविशति प्राणमथासौ समुदीर्यते ॥११६॥

* अन्त करणतत्त्वस्य वायुराश्रयता गत ।
तद्धर्मेण समाविष्टस्तेजसैव विवर्तते ॥११७॥

* विभजन्स्वात्मनो ग्रन्थीञ्छ्रुतिरूपैः पृथग्विधैः ।
प्राणो वर्णानभिव्यज्य वर्णेष्वेवोपलीयते ॥११८॥

સૂક્ષ્મ શબ્દતત્ત્વમા રહેલ આ આન્તર જ્ઞાતા પોતાના રૂપની અભિવ્યક્તિ માટે શબ્દરૂપે પરિણમે છે

(જઠરમા રહેલ) અગ્નિને લીધે પક્વ બની, તે (જ્ઞાતા) મનરૂપ બનીને પ્રાણવાયુમા પ્રવેશે છે અને પછી (વિવક્ષાથી ઉત્પન્ન થયેલ પ્રયત્ન વડે ઉપરના સ્થાનોને સ્પર્શીને ) ઉચ્ચારણને પામે છે

અન્ત કરણનો આશ્રય પામનાર વાયુ, તેના ગુણોથી વીટળાઇને (આતર) અગ્નિ વડે જ પરિણામ પામે છે

પોતાની ગ્રન્થીઓને જુદા જુદા પ્રકારના ધ્વનિઓ રૂપે વિભક્ત કરીને, પ્રાણવાયુ, વર્ણોને અભિવ્યકત કરી, વર્ણોમા ભળી જાય છે (૧૧૫-૧૧૮)

અહી જ્ઞાન શબ્દરૂપે પરિણમે છે એવા મતનો ઉલ્લેખ છે શબ્દતત્ત્વ જે એક અને અક્રમ તથા નિર્ભાગ છે તે વાક્, મનસ્ એવા પ્રવિભાગોરૂપે જાણીતુ બન્યુ છે મનનો પરિણામ એટલે જ્ઞાન જ્ઞાનનો આશ્રય કરતુ હોવાથી મન જ્ઞાતા કહેવાય છે જ્ઞાતાને નાગેશ વૃત્તિવિશિષ્ટ અંત કરણ કહે છે (વા સૂ ૧ ૪ ૨૧ ભાષ્યોદ્યાત) હૃદાકાશમા રહેલ આન્તર જ્ઞાતા પોતાના રૂપની અભિવ્યક્તિ માટે સ્થૂલ અને ઇન્દ્રિયગ્રાહ્ય એવા શબ્દરૂપે પરિણામ પામે છે વિવક્ષાથી ઉત્પન્ન થયેલ પ્રયત્ને પ્રેરેલા પ્રાણવાયુના કાર્યને લીધે જુદા જુદા ઉચ્ચારણસ્થાનોમા અભિઘાત થતા સ્થૂલ શબ્દની ઉત્પત્તિ થાય છે

સૂક્ષ્મ વાક્તત્ત્વરૂપે રહેલ આતર જ્ઞાતા શરીરમા રહેલ અગ્નિથી પક્વ બની મનરૂપે પ્રાપ્ત થતા વિવક્ષાજનિત પ્રયત્નવિશેષથી ક્રિયાશીલ બની પ્રાણવાયુમા પ્રવેશ કરે છે તે પ્રાણવાયુ ઉચ્ચારણસ્થાનોને સ્પર્શતા શબ્દ ઉત્પન્ન થાય છે આવી પ્રક્રિયા સમજી શકાય. પાક એટલે મનરૂપી જ્ઞાતાની વિસ્તરવાકારના સામર્થ્યની વિશિષ્ટ શક્તિ

सामर्थ्यस्याधार ।—वृत्ति । तजसा शरीरान्त स्थितनोष्मणा । पाकम । मनाख्यस्याभिव्यक्तिसामर्थ्य शक्तिविशेषं विवक्षावशात् ।

આ ચાર કારિકાઓમાં જ્ઞાન શબ્દરૂપે પરિણમે છે એવો મત ભાષ્યકારનો છે એમ કૈયટ જણાવે છે (ज्ञानस्य शब्दरूपापत्तिरिति दर्शनमत्र भाष्यकारस्य । ( आख्यातोपयोगे । ૧.૪.૨૯ સૂત્રભાષ્યપ્રદીપ). આ ચાર કારિકાઓ પછી સ્વોપજ્ઞના શબ્દો છે : इत्येवमादि सर्वमनुगन्तव्यम् । निदर्शनमात्रं चेदम् । बहुधा शिक्षासूत्रकारभाष्यमतानि दृश्यन्ते । આ શબ્દો ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ ચાર કારિકાઓમાં, તેની પહેલાંની ૧૦૮ અને ૧૦૯માં તથા કારિકાઓ ૧૧૦ અને ૧૧૧માં કારિકા ૧૦૭માં દર્શાવેલ મતત્રયનો વિસ્તાર કરવામાં આવ્યો છે આ કારિકાઓ ૧૦૮થી ૧૧૫ને અનતરણો સમજવાનો મત પ્રચલિત થયો છે. આ બાબતમાં કશું નિશ્ચિતપણે કહી શકાશે નહિ.

કારિકા ૧૧૮ની સ્વોપજ્ઞવૃત્તિમાં શિક્ષાકારો અને શિક્ષાભાષ્યોના મતો દર્શાવવામાં આવ્યા છે.

૧. વાયુરૂપ પ્રાણ આંતર પ્રયત્નથી ઊંચે ચઢીને જાઠર અગ્નિની મદદથી શબ્દોનું વહન કરનાર નાડીઓમાં શબ્દના સૂક્ષ્માંશોને એકત્ર કરે છે સ્થાનોમાં એકત્ર થયેલ આવા શબ્દાંશો આંતરશબ્દનું અવિભક્તરૂપ ધારણ કરે છે.

૨. નાભિપ્રદેશમાંથી પ્રયત્ન વડે પ્રેરિત થયેલ વાયુ ઊંચે ચઢી ઉરસ્ વગેરે સ્થાનોમાં અભિઘાત કરે છે અને શબ્દ ઉત્પન્ન થાય છે. ऋग्वेदप्रातिशाख्य (૧૩.૧) પણ આવો મત ( वायुः कोष्ठ्यस्थानमनुप्रदानमापद्यते । स कण्ठगतः श्वासतां नादतां वा । "વાયુરૂપ પ્રાણ કોષ્ઠ સ્થાનમાં પહોંચે છે અને ત્યાં તે શ્વાસ અને નાદ બને છે." દર્શાવે છે.

આવા મતો પ્રાચીન શિક્ષાઓ, પ્રાતિશાખ્યો અને શિક્ષાભાષ્યોમાં પ્રાપ્ત હતા. તેમાંના કેટલાકને અહીં ઉલ્લેખવામાં આવ્યા છે.

* आत्मा बुद्धया समर्थ्यार्थान्मनो युङ्क्ते विवक्षया ।
मनः कायाग्निमाहन्ति स प्रेरयति मारुतम् ॥११९॥

બુદ્ધિ વડે અર્થોનું ગ્રહણ કરી આત્મા મનને ઉચ્ચારણની ઇચ્છા સાથે યોજે છે. મન કાયાગ્નિને પ્રજ્વલિત કરે છે અને તે (કાયાગ્નિ) પ્રાણવાયુને પ્રેરે છે. (૧૧૯)

૧૦૯મી કારિકા ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમાં आचार्यः खल्वाह એવા શબ્દોથી આ કારિકા રજૂ કરવામાં આવી છે. આ કારિકા પાણિનીય શિક્ષા

अजस्रवृत्तिर्यः शब्दः सूक्ष्मत्वान्नोपलभ्यते ।
व्यजनाद्वायुरिव स्वनिमित्तात्प्रतीयते ॥१२०॥

જે નિત્ય (સ્થિતિવાળો) શબ્દ સૂક્ષ્મ હોવાને કારણે (કાન વડે) ગ્રહણ કરી શકાતો નથી તે, પંખો નાખવાવડે જેમ વાયુનું ગ્રહણ થાય તેમ પોતાના નિમિત્ત (એવા સ્થાનકરણોના અભિઘાત)થી સમજાય છે. (૧૨૦)

વાયુના સર્વત્ર રહેલા પરમાણુઓ જેમ એક તરફ ધકેલાય અને વાયુરૂપે સમજાય તેમ સર્વત્ર રહેલાં ધ્વનિપરમાણુઓ કરણો વડે અભિઘાતથી શબ્દરૂપ ધારણ કરે છે.

तस्य प्राणे च या शक्ति· या च बुद्धौ व्यवस्थिता ।
विवर्तमाना स्थानेषु सैषा भेदं प्रपद्यते ॥१२१॥

તે શબ્દની પ્રાણવાયુમાં જે શક્તિ (સૂક્ષ્મરૂપે) રહેલી છે અને જે બુદ્ધિમાં રહેલી છે તે (બંને શક્તિઓ ઉચ્ચારણ) સ્થાનોમાં પરિણામ પામીને જુદાં જુદાં વર્ણરૂપ ધારણ કરે છે. (૧૨૧)

કારિકા ૧૨૦ સુધીમાં શબ્દની ઉત્પત્તિ વિશે વિવિધ મતો જણાવામાં આવ્યા. અહીં હવે જુદા વિષયનું નિરૂપણ કરવામાં આવ્યું છે. શબ્દ પ્રાણ અને બુદ્ધિ એમ બે અધિષ્ઠાનવાળો છે. તેમનાથી અભિવ્યક્ત બનેલો તે અર્થપ્રાપ્તિ કરાવે છે. પ્રાણમાં જ્યારે બુદ્ધિતત્ત્વનો અંતપ્રવેશ થાય છે ત્યારે તેની ઊર્ધ્વ પ્રવૃત્તિ થતાં ઉચ્ચારણસ્થાનોમાં તેનો અભિઘાત થાય છે અને નિત્ય શબ્દરૂપે તે વ્યક્ત થાય છે. પૃથ્વી જેમ ઘટાદિ પદાર્થોરૂપે, શુક્રશોણિત રૂપ ગર્ભ જેમ શરીરરૂપે અને વડનું બીજ જેમ અંકુરરૂપે ભિન્નભિન્ન ફેરફારો પામે છે તેમ આ નિત્ય શબ્દ વર્ણધ્વનિ, પદધ્વનિ, વાક્યધ્વનિ રૂપે, એકસાથે નહિ પણ ક્રમે, ક્રમે, જુદી જુદી અવસ્થાઓ ધારણ કરે છે.

स च संसृष्टप्राप्तशक्तिविवर्तः पृथ्वीकललन्यग्रोधधानादिवद्भेदमुपगृह्णाति, भेदानुरागमात्रं च परस्मिन्नभेदे शब्दात्मनि संनिवेशयति ।—स्वोपज्ञ.

शब्देष्वेवाश्रिता शक्तिर्विश्वस्यास्य निबन्धनी ।
यन्नेत्रः प्रतिभात्मायं भेदरूपः प्रतायते ॥१२२॥

આ વિશ્વની નિયામક શક્તિ શબ્દોને આશ્રયે રહેલી છે. તે (શબ્દોરૂપી) નેત્ર (=જ્ઞાનસાધન)વાળો આ જ્ઞાનાત્મા (વાચ્યવાચક) ભેદરૂપે વ્યક્ત બને છે. (૧૨૨)

સૂક્ષ્મ શબ્દ જ્યારે વાચ્ય અર્થો અને વાચક શબ્દોરૂપે પરિણામ પામે છે ત્યારે અર્થાકૃતિ અને શબ્દાકૃતિરૂપે તે સમજાય છે. વિષયોની સર્વશક્તિઓ ઇન્દ્રિયોમાં લીન થાય છે.

वागेवार्थं पश्यति वाग् ब्रवीति वागेवार्थं निहितं संतनोति । वाच्यैव विश्वं बहुरूपं निबद्धं तदेतदेकं प्रविभज्योपभुङ्क्ते ।—स्वोपज्ञ

शब्दादिभेदः शब्देन व्याख्यातो रूप्यते यतः ।
तस्मादर्थविधाः सर्वाः शब्दमात्रासु निश्रिताः ॥१२३॥

ષડ્જ (ગાંધાર, ઋષભ...) વગેરે સ્વરોમાં (પરસ્પર) ભેદ, શબ્દ વડે વ્યક્ત બનીને જ સ્પષ્ટ થતો હોવાથી બધા અર્થપ્રકારો શબ્દશક્તિઓ પર જ નિર્ભર છે. (૧૨૩)

ષડ્જ વગેરે સાત સ્વરો વચ્ચેનો ભેદ, માત્ર તે સ્વરો સાંભળવાથી જ સામાન્ય રીતે સ્પષ્ટ થતો નથી, પરંતુ તે સ્વરોની સ્પષ્ટતા કરનારા અર્થાત્ સમજાવનાર *શબ્દો* છે.

शब्दस्य परिणामोऽयमित्याम्नायविदो विदु ।

छन्दोभ्य एव प्रथममेतद्विश्व प्रवर्तते ॥१२४॥

વેદના જ્ઞાતાઓ સમજે છે કે આ (વાચ્યવાચક ભેદવાળો સ સાર) શબ્દનુ જ પરિણામ છે (સૃષ્ટિના) આરભમા છન્દોમાથી જ આ વિશ્વ પ્રવૃત્ત થયુ છે (૧૨૪)

અહી 'શબ્દ અને છન્દ' બન્ને શબ્દોનો અર્થ સૂક્ષ્મ વાક્તત્ત્વ છે વેદના જ્ઞાતાઓ વેદને સૂક્ષ્મ વાક્તત્ત્વરૂપે સમજે છે અને તેથી વેદો અર્થાત્ છન્દસ્માથી જ આ વિશ્વની ઉત્પત્તિને તેઓ જાહેર કરે છે

આ કારિકા ઉપરની વિસ્તૃત સ્વોપજ્ઞવૃત્તિમા વિશ્વની ઉત્પત્તિ અગે મતો રજૂ થયા છે વૈશેષિકો અણુસમૂહમાથી અને સાખ્યો પ્રધાનમાથી જગતની ઉત્પત્તિ સમજાવે છે બીજી કેટલીક દર્શન પરપરાઓ અવિદ્યા નામે ઓળખાતા શક્તિસમૂહમાથી તેની ઉત્પત્તિ જણાવે છે જન્મ અને વિકારથી અસ્પૃષ્ટ વિવર્ત (जन्मपरिणामासंसर्ग विवर्तम्)) જગતની ઉત્પત્તિ માટે જવાબદાર છે એવો પણ કેટલાકનો મત છે સ્વોપજ્ઞમાના કેટલાક અવતરણો પ્રાચીન અને આપણને અજાણ્યા બ્રાહ્મણગ્રથોના ગદ્યવચનો છે

विभज्य बहुधात्मान स च्छन्दस्य प्रजापति ।

छन्दोमयीभिर्मात्राभिर्बहुधैव विवेश ताम् ॥१२५॥

છન્દસ્ સાથે તાદાત્મ્યવાળા પ્રજાપતિએ પોતાના સ્વરૂપને અનેક પ્રકારે વિભક્ત કરીને તે છન્દોમયી શક્તિઓ સાથે તે સ્વરૂપમા અનેક પ્રકારે પ્રવેશ કર્યો (૧૨૫)

કારિકા ૧૨૪ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમા ૧૨૫થી ૧૨૮ કારિકાઓ पुराकल्पोऽप्याह । એવા શબ્દોથી રજૂ કરવામા આવી છે છ દસ્માથી આ વિશ્વ ઉત્પત્તિ પામ્યુ છે એવા વિચારની પુષ્ટિ કરતા આ શ્લોકો કોઈક પ્રાચીન ગ્રથમાથી લેવામા આવ્યા છે छन्दोमयिभि मात्राभि । એટલે પ્રજાપતિની છ દોરૂપ શક્તિઓ અર્થાત્ છન્દસ્રૂપે અભિવ્યક્ત થયેલ વિવિધ અ શો (वाच्यवाचकरूपे छन्दसा मात्राभि ।—अम्बाकर्त्री)

साध्वी वागभूयसी येषु पुरुषेषु व्यवस्थिता ।

अधिक वर्तते तेषु पुण्य रूप प्रजापते ॥१२६॥

જે પુરુષો(વૈયાકરણો)મા શુદ્ધ વાણી વિપુલ પ્રમાણમા રહેલી છે તેમનામા પ્રજાપતિનુ પુણ્યજનક રૂપ વધારે રહેલુ છે (૧૨૬)

प्राजापत्य महत्तेजस्तत्पात्रैरिव सभृतम् ।

शरीरभेदे विदुषा स्वा योनिमुपगच्छति ॥१२७॥

પ્રજાપતિનુ, જાણે પાત્રો વડે ઢકાયેલુ હોય તેવુ તે મહાન તેજ, વિદ્વાનોના શરીરનો નાશ થતા પોતાના મૂળ સ્થાનમા જાય છે (૧૨૭)

यदेतन्मण्डल भास्वद् धाम चित्रस्य राधस ।
तद्भावमभिसंभूय विद्याया प्रविलीयते ॥१२८॥

સર્વથી વિલક્ષણ, શબ્દબ્રહ્મરૂપ જ્યોતિનુ દેદીપ્યમાન મંડલરૂપ જે સ્થાન છે (તેને પ્રાપ્ત કરીને વૈયાકરણ) ભાવરૂપ શબ્દબ્રહ્મ સાથે એકરૂપ બનીને (જ્ઞાનરૂપ) વિદ્યામાં લીન બને છે. (૧૨૮)

પદ્ધતિ પ્રમાણે નીચે પ્રમાણે અર્થ છે यत्प्रकान्तवाक्तत्त्वरूप शब्दब्रह्म सर्वशक्तीना तत्र समावेशान्मण्डल परिशुद्धशब्दरूपतया प्रकाशस्वरूपत्वात्स्थानम् । राधस योऽसौ मुक्तात्मना परमा नन्द त राध शब्देनाह । तच्छब्दभाव प्राप्य विद्याया प्रविलीयते ।

વૈખરી, મધ્યમા અને પશ્યન્તી એમ ત્રણે વાક્‌રૂપે રહેલુ અને તેમના અનત પ્રભેદોવાળુ શબ્દતત્ત્વ સૂર્યમંડલરૂપ આશ્રયમાં રહેલુ છે પોતાના શરીરની નાડીઓમા રહેલ સૂર્યરશ્મિઓની મદદથી, વૈયાકરણ મૃત્યુ પછી ત રહોચીને શબ્દતત્ત્વ સાથે એકરૂપ બને છે. આ તેની મુક્તિ છે.

इति कर्तव्यता लोके सर्वा शब्दव्यपाश्रया ।
यां पूर्वाहितसंस्कारो बालोऽपि प्रतिपद्यते ॥१२९॥

જગતમાં કરવાનાં (બધાં) કાર્યોના બધા પ્રકારો(નુ જ્ઞાન) શબ્દ ઉપર આધાર રાખે છે પૂર્વ(જન્મ)માં સ્થાપિત થયેલ સંસ્કારવાળુ બાળક પણ તેને સમજે છે. (૧૨૯)

आद्य करणविन्यास प्राणस्योर्ध्व समीरणम् ।
स्थानानामभिघातश्च न विना शब्दभावनाम् ॥१३०॥

કરણોનુ પહેલુ હલનચલન, વાયુની ઊર્ધ્વ ગતિ અને ઉચ્ચારણસ્થાનો સાથે સંયોગ (પૂર્વજન્મમા દૃઢ બનેલ) શબ્દભાવના વિના શકય નથી (૧૩૦)

કરણવિન્યાસ એટલે જિહ્વાગ્ર, જિહ્વાગ્રમધ્ય અને જિહ્વામૂલ વગેરે કરણોનુ હલનચલન

न सोऽस्ति प्रत्ययो लोके य शब्दानुगमादृते ।
अनुविद्धमिव ज्ञानं सर्व शब्देन भासते ॥१३१॥

જગતમા એવુ કોઈ જ્ઞાન નથી જે શબ્દની સહાય વિનાનુ હોય, બધુ જ્ઞાન શબ્દ વડે અનુસ્યૂત (વ્યાપ્ત) ભાસે છે (૧૩૧)

वाग्रूपता चेदुत्क्रामेदवबोधस्य शाश्वती ।
न प्रकाश प्रकाशेत सा हि प्रत्यवमर्शिनी ॥१३२॥

જ્ઞાન સાથે હંમેશની (પ્રાપ્ત થનારી) વાગ્રૂપતા જો ઉચ્છેદ પામે તો જ્ઞાનરૂપ પ્રકાશ પ્રકાશે નહીં. તે (નિત્ય એકત્વ) જ જ્ઞાનનું પ્રકાશક છે (૧૩૨)

 

જેમ પ્રકાશકત્વ એ અગ્નિનું સ્વરૂપ છે, ચૈતન્ય એ અન્તર્યામીનું સ્વરૂપ છે તેમ જ્ઞાન સૂક્ષ્મ વાગ્રૂપતા વડે સંકળાયેલું છે. બાહ્ય અર્થને જણાવનાર જે જ્ઞાન છે તેની સાથે સૂક્ષ્મ વાગ્ધર્મ સંકળાયેલો છે. જ્ઞાનની પહેલી અવસ્થામાં મનમાં અસ્પષ્ટ ખ્યાલ આવે છે કે આવું કથન, આવો શ્લોક મેં પહેલાં ક્યાંક સાંભળ્યો છે. શબ્દ સાથે આ પ્રથમ અવસ્થા સંકળાયેલી ન હોય તો જ્ઞાનપ્રાપ્તિમાં તે મદદરૂપ બનશે નહિ. બીજી અવસ્થામાં નિશ્ચિત શબ્દાર્થસંબંધ, પદોનો પરસ્પર સંબંધ, પદો ઉપરથી વાક્યની સંપ્રાપ્તિ વગેરે શબ્દ અને જ્ઞાનનો અવિભાજ્ય સંબંધ દર્શાવે છે. વાગ્રૂપતા જ પ્રત્યવમર્શિની અર્થાત્ પ્રમશની પ્રકાશિકા છે.

અભિનવગુપ્ત વાગ્રૂપતાને મહાસત્તા અને પરમાત્માનું હૃદય કહે છે :

सा स्फुरत्ता महासत्ता देशकालाविशेषिणी ।
सैषा सारतया प्रोक्ता हृदयं परमेष्ठिनः ॥
—ईश्वरप्रत्यभिज्ञाविवृतिविमर्शिनी ।।१।५।१४

વાગ્રૂપતા, અવબોધ, પ્રકાશ અને પ્રત્યવમર્શ એ શબ્દો પ્રાચીન વ્યાકરણાગમની પરંપરામાંથી સ્વીકારીને ભર્તૃહરિએ તેમને વિસ્તાર્યા છે. અવબોધ અર્થાત્ જ્ઞાન. તેનો શબ્દ સાથેનો નિત્ય અને એકત્વરૂપ સંબંધ એટલે વાગ્રૂપતા. સુષુપ્તિ અવસ્થામાં પણ આ સૂક્ષ્મ વાગ્ધર્મ પ્રાપ્ત થાય છે. પ્રકાશ એટલે બાહ્ય અર્થનું જ્ઞાન. પ્રત્યવમર્શ એટલે બાહ્યાર્થનો પ્રકાશ જેને કારણે થાય છે તે અર્થાત્ પ્રકાશનું પણ પ્રમાપક એવું તત્ત્વ. આ પ્રત્યવમર્શને વાગ્રૂપતા કહી શકાશે.

ભર્તૃહરિએ નિર્દેશેલ આ ચર્ચાને પોતાની રીતે અવતારીને તેમનું સૂક્ષ્મ વ્યાખ્યાન ઉત્પલે પોતાના ઈશ્વરપ્રત્યભિજ્ઞામાં અને અભિનવગુપ્તે ઈશ્વરપ્રત્યભિજ્ઞાવિવૃતિવિમર્શિનીમાં કર્યું છે. તેમને મતે પ્રત્યવમર્શ એ જ્ઞાનરૂપ પ્રકાશનો શબ્દો દ્વારા પરિકલ્પના. તેમને અભિલાપ અથવા શબ્દન કહી શકાય. આ શબ્દન કોઈ સંકેત કે પૂર્વવાસના ઉપર આધૃત નથી. તે અવિચ્છિન્ન ચમત્કારાત્મક છે. ઉત્પલ તેને ચિતિ અથવા પરાવાક્ કહે છે. તે બાહ્ય અને સ્થાનપ્રયત્નથી જન્મેલ વૈખરીરૂપ શબ્દસમૂહ નથી પરંતુ આંતર નિત્ય વાક્તત્વ છે.

चितिः प्रत्यवमर्शात्मा परावाक् स्वरसोदिता ।
स्वातन्त्र्यमेतन्मुख्यं तदैश्वर्यं परमात्मनः ॥
—ईश्वरप्रत्यभिज्ञा ५।१३

विषयरूपाच्छोत्रग्राह्यान्छब्दात्.... एवान्तरवभासमान सविदुपावेशः शब्दनात्माभिलापो वाचिरित्यनेनोक्त ।
—ईश्वरप्रत्यभिज्ञाविवृति, पृ ३०३।

सा सर्वविद्याशिल्पानां कलानां चोपबन्धनी ।
तद्वशादभिनिष्पन्नं सर्वं वस्तु विभज्यते ॥१३३॥

તે (વાગ્રૂપતા) બધી વિદ્યાઓ, બધાં શિલ્પો અને બધી કલાઓનો આધાર છે. તેને કારણે વ્યક્ત થયેલ બધું પૃથક્ સમજાય છે (૧૩૩)

सैषा संसारिणां संज्ञा बहिरन्तश्च वर्तते ।
तन्मात्रामनतिक्रान्तं चैतन्यं सर्वजातिषु ॥१३४॥

(બધાં) સંસારી જનોનું તે ચૈતન્ય છે. તે શરીરની બહાર અને અંદર રહેલું છે. સર્વ જાતિઓનું ચૈતન્ય તેની શકિતનું અતિક્રમણ કરતું નથી. (૧૩૪)

अर्थक्रियासु वाक् सर्वान्समीहयति देहिनः ।
तदुत्क्रान्तौ विसंज्ञोऽयं दृश्यते काष्ठकुड्यवत् ॥१३५॥

બધાં અર્થકાર્યોમાં વાણી જ બધા શરીરધારીઓને પ્રેરે છે. તેની ગેરહાજરીમાં આ (જગત) લાકડાના ટુકડા જેવું અથવા ઠીકરા જેવું ચેતનહીન દેખાય છે. (૧૩૫)

* भेदोद्ग्राहविवर्तेन लब्धाकारपरिग्रहा ।
आम्नाता सर्वविद्यासु वागेव प्रकृतिः परा ॥१३६॥

(ગાયઆદિ) ભેદોના સ્વીકારરૂપ આભાસને કારણે જુદા જુદા આકાર પ્રાપ્ત કરનારી તે વાણીને જ બધી વિદ્યાઓમાં પરા પ્રકૃતિ કહે છે. (૧૩૬)

સરખાવો भेदाः गवादयः तेषामुद्ग्राहः स्वीकारः । तदात्मको यो विकल्पो भेदः तेन लब्धाकारपरिग्रहो यथा । यतश्च भावानामाकारपरिग्रहेण परा प्रकृतिः विवर्तते तच्चैतन्यात्मना परिणमत इति वाक्चैतन्ययोरभेदः ।—पद्धति;

* एकत्वमनतिक्रान्ता वाङ्नेत्रा वाङ्निबन्धना ।
पृथक्प्रत्यवभासन्ते वाग्विभागा गवादयः ॥१३७॥

(પરાવાક્ સાથે) એકત્વનું અતિક્રમણ નહિ કરનારા, વાણીરૂપી નેત્રવાળા, વાણીરૂપી સાધનવાળા, વાણી વડે વિભક્ત બનતા ગાયઆદિ શબ્દો (અનેઅર્થો) ભિન્ન ભિન્ન સમજાય છે. (૧૩૭)

ગાયઆદિ શબ્દો અને તેમના અર્થો વાણી વડે અભિવ્યક્ત બને છે. વાણી તેમનું નેત્ર અર્થાત્ સાધન છે. વાણી તેમનું નિબન્ધન અર્થાત્ નિમિત્ત છે. વાણી તેમને વિભક્ત દર્શાવે છે. "ते अर्थरूपाः शब्दरूपाश्च पदार्था वचनान्नीयन्त इति । अर्थास्तावद्वाचो विवर्तत्वात्तन्निबन्धनाः । शब्दा अपि वाचमर्थरूपापन्नां प्रतिपादयन्तीति तन्निबन्धनाः । अभिन्नवाचो विभागाः गवादय शब्दा अर्थाश्च भिन्ना अपि वागात्मतां नातिक्रामन्तीत्याह ।

* षड्द्वारां षडधिष्ठानां (षट्प्र)योधां षड्व्ययाम् ।
ते मृत्युमतिवर्तन्ते ये वै वाचमुपासते ॥१३८॥

જે છ દ્વારોવાળી, છ અધિષ્ઠાનોવાળી, છ પ્રકારનાં જ્ઞાનોવાળી અને છ નિત્યતાઓવાળી વાણીની ઉપાસના કરનારા છે તે મૃત્યુને ઉલ્લંઘી જાય છે. (૧૩૮)

સ્વોપજ્ઞમાં કે પદ્ધતિમાં આ કારિકા વિષે વિશેષ સ્પષ્ટતા નથી. છ દ્વારો એટલે સ્વભાવ, ચરણ, અભ્યાસ, યોગ, અદૃષ્ટ અને શબ્દો વડે ચલાવેલ વ્યવહાર (વિશિષ્ટોપનતા) ઉપરથી કલ્પવામાં આવેલ છ પ્રકારની પ્રતિભાઓ (વા. પ. ૨. ૧૫૪). શબ્દતત્ત્વને પામવાનાં આ દ્વાર છે. છ અધિષ્ઠાનો એટલે છ પ્રકારના અર્થો; છ પ્રબોધ એટલે છ પ્રકારની પ્રતિભાઓથી પ્રાપ્ત થતા જ્ઞાનના ઉપાયો અથવા પદ અને વાક્યગત વાચકત્વ, લક્ષકત્વ અને વ્યંજકત્વ. છ પ્રકારના અર્થો વાક્તત્ત્વનાં અધિષ્ઠાનો છે, છ પ્રકારના જ્ઞાનોથી તેને પ્રાપ્ત કરી શકાય છે. છ પ્રકારની નિત્યતાઓ એટલે છ નિત્યસંબંધો.

प्रविभागे यथा कर्ता तथा कार्ये प्रवर्तते ।
अविभागे तथा सैव कार्यत्वेनावतिष्ठते ॥१३९॥

(ઘટ, પટ વગેરે પદાર્થોની ભિન્નતા જેમાં સ્પષ્ટ થાય છે તે જાગ્રદવસ્થામાં જેમ, તે (વાણી)ને કારણે જ કર્તા (સવ વ્યવહાર) કાર્યમાં પ્રવૃત્ત થાય છે તેમ સ્વપ્નાવસ્થામાં પણ તે (ચૈતન્યરૂપ વાણી) જ કાર્યરૂપે રહે છે. (૧૩૯)

*प्रविभज्यात्मनात्मानं सृष्ट्वा भावान्पृथग्विधान् ।
सर्वेश्वरः सर्वमयः स्वप्ने भोक्ता प्रवर्तते ॥१४०॥

(ભોક્તા, ભોક્તવ્ય અને ભોગરૂપે) પોતાની જાતને પોતે વિભક્ત કરીને અને જુદા જુદા ભાવો સર્જીને સર્વેશ્વર અને સર્વમય ભોક્તા સ્વપ્નદશામાં પ્રવર્તમાન બને છે. (૧૪૦)

જાગ્રદવસ્થામાં સર્વભોક્તારૂપ, સર્વેશ્વર કર્તા રૂપે હોય છે, જ્યારે સ્વપ્નાવસ્થામાં બાહ્યવસ્તુનો અભાવ હોવા છતાં તેમના જેવો જ પદાર્થોનો સ્વભાવ હોવાથી, તે કાર્યરૂપે પ્રવર્તમાન બને છે.

स्वमात्रा परमात्रा वा श्रुत्वा प्रक्रम्यते यथा ।
तथैव रूढतामेति तया ह्यर्थो विधीयते ॥१४१॥

(સર્વ પ્રાણીમાત્ર) આત્મસ્વરૂપ હોય કે પરમાત્માસ્વરૂપ હોય, વાણી વડે તેને જે રીતે વ્યક્ત કરવામાં આવે છે તે રીતે તેને સમજવામા આવે છે. તેના વડે જ પદાર્થનું જ્ઞાન થાય છે (૧૪૧)

સ્વમાત્રા એટલે આત્માનું અર્થાત્ પોતાનું સ્વરૂપ, પરમાત્રા એટલે પરમાત્મતત્વનું સ્વરૂપ. વિશ્વમાં બધા વિકારો આત્મસ્વરૂપો છે એવો એક મત છે. તેનો આભાસ આંતર છે તેમજ બાહ્ય છે એવા ભેદો કાલ્પનિક છે. વ્યવહારસ્થિતિમાં

આપણે તેને આંતર અથવા બાહ્ય કહીએ છીએ (एतत्त्वाच्च व्यवहारमात्रमिदमन्तर्बहिरिति—स्वोपज्ञ ।) — આ મતને માનનારા સ્વમાત્રાવાદીઓ છે બધા વિકારો પરમાત્મામાંથી પ્રગટે છે એવો મત પરમાત્માવાદીઓનો છે. અહીં આત્માનો અર્થ બુદ્ધિ એવો કરવો કે અંતઃસંનિવિષ્ટ ચૈતન્ય કરવો એ સ્પષ્ટ નથી આવા મતો જુદાં જુદાં દર્શનોના છે વ્યાકરણશાસ્ત્રને એની સાથે કશો સંબંધ નથી બધું સ્વમાત્ર સમજો કે પરમાત્ર સમજો, વ્યાકરણદર્શન તો અંતઃસંનિવિષ્ટ શબ્દતત્ત્વ અને તેના વડે અભિવ્યક્ત થતા પદાર્થો અંગે જ વિચારે છે દર્શનપ્રભેદોને તે તે દર્શનભાષ્યોમાંથી, જિજ્ઞાસા હોય તો, જોઈ લેવા. વાસ્તવમાં આવા મતપ્રભેદો કે દર્શનાન્તરો પણ વાણીની મદદથી જ ઉત્પન્ન થાય છે

सर्वो हि विकारः आत्ममात्रेति केषांचिद्दर्शनम् । स तु प्रतिपुरुषमन्तःसंनिविष्टो बाह्य इव प्रत्यवभासते । अपरेषां सर्वव्यापकस्य सर्वप्रभेदरूपस्यैकस्य चितिक्रियातत्त्वस्यायं परिणाम इत्यादि स्वमात्रावादिनां दर्शनम् ।—स्वोपज्ञ

अत्यन्तमतथाभूते निमित्ते श्रुत्युपाश्रयात् ।
दृश्यतेऽलातचक्रादौ वस्त्वाकारनिरूपणा ॥१४२॥

અલાતચક્ર વગેરેમાં જ્યાં (પ્રવૃત્તિ) નિમિત્ત અત્યંત ભિન્ન હોય ત્યાં વાણીના આશ્રયને કારણે વસ્તુના આકારનું નિરૂપણ કરવામાં આવે છે. (૧૪૨)

अपि प्रयोक्तुरात्मानं शब्दमन्तरवस्थितम् ।
प्राहुर्महान्तमृषभं येन सायुज्यमिष्यते ॥१४३॥

અને વળી પ્રયોક્તાના અન્તરાત્મા એવા શબ્દને મહાન વૃષભ કહ્યો છે, જેની સાથે (મુમુક્ષુ જન) ઐક્ય ઇચ્છે છે. (૪૩)

વ્યાકરણશાસ્ત્રમાં કાર્ય અને નિત્ય એવા બે શબ્દપ્રકારો છે. વૈખરીરૂપ વ્યાવહારિક શબ્દ તે કાર્યશબ્દ છે જેના વડે બધો લોકવ્યવહાર પ્રવૃત્ત થાય છે. નિત્ય શબ્દ બધા વ્યવહારોનું મૂળ ક્રમ વિનાનો, બધાનાં અંતરમાં રહેલો, બધા વિકારોનું ઉત્પત્તિસ્થાન, બધાં કર્મોનો આશ્રય, સુખ અને દુઃખનું અધિષ્ઠાન, બધે વ્યાપ્ત અને સાધક કાર્યશક્તિવાળો, ઘટાદિ વડે ઢંકાયેલ પ્રકાશસમો, બધા પદાર્થોની અવિકૃત પ્રકૃતિ, સર્વજ્ઞાનરૂપે અને સર્વભેદરૂપે વ્યક્ત થતો, પ્રવૃત્તિ અને નિવૃત્તિ વડે જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાઓનું જાણે અનુકરણ કરતો, પર્જન્ય અને દાહાગ્નિની જેમ બધી ઉત્પત્તિ અને વિનાશની શક્તિવાળો, સર્વેશ્વર, સર્વશક્તિમાન. શબ્દવૃષભ છે. વાણી સાથે ઐક્યના જ્ઞાનવાળા મનુષ્યો અહંકાર ગ્રંથિને છેદીને અને બધા વિભેદોને ત્યાગીને જ તેની સાથે એકરૂપ બને છે.

ज्योतिरान्तरमासाद्य छिन्नग्रन्थिपरिग्रहः ।
परेण ज्योतिषैकत्वं छित्वा ग्रन्थीन्प्रपद्यते ॥—स्वोपज्ञ

तस्माद्यः शब्दसंस्कारः सा सिद्धिः परमात्मनः ।
तस्य प्रवृत्तितत्त्वज्ञस्तद्ब्रह्मामृतमश्नुते ॥१४४॥

તેથી જે શબ્દ સંસ્કાર છે તે પરમાત્માની પ્રાપ્તિ(નો ઉપાય) છે તેની પ્રવૃત્તિના તત્ત્વને જાણનાર અમૃત એવા શબ્દબ્રહ્મને પામે છે (૧૪૪)

શબ્દસંસ્કાર એટલે શુદ્ધ શબ્દોને અપભ્રંશ અર્થાત્ અશુદ્ધ શબ્દોથી જુદા સમજવા રૂપી વિવેકજ્ઞાન સિદ્ધિ એટલે પ્રાપ્તિનો ઉપાય શબ્દબ્રહ્મની પ્રવૃત્તિ એટલે વિકારોરૂપી કાર્ય આ કાર્યનું જે પ્રેરકબળ અર્થાત્ તત્ત્વ છે તેને જાણનાર જરામરણ વગેરે વિનાના અર્થાત્ અમૃત એવા શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે

* प्राणवृत्तिमतिक्रान्ते वाचस्तत्त्वे व्यवस्थित ।
क्रमसंहारयोगेन संहृत्यात्मानमात्मनि ॥१४५॥

* वाच संस्कारमाधाय वाच ज्ञाने निवेश्य च ।
विभज्य बन्धनान्यस्या कृत्वा ता छिन्नबन्धनाम् ॥१४६॥

* ज्योतिरान्तरमासाद्य छिन्नग्रन्थिपरिग्रह ।
कारणज्योतिषैकत्व छित्त्वा ग्रन्थीन्प्रपद्यते ॥१४७॥

પ્રાણવૃત્તિની પેલે પાર રહેલા શબ્દતત્ત્વમા દૃઢ બનીને, વર્ણક્રમના ત્યાગરૂપી એકત્વવડે આત્માને આત્મામા લીન બનાવી વાણીનો (સાધુ–અસાધુ શબ્દવિવેક, રૂપી સસ્કાર કરીને, વાણીનો જ્ઞાનમા પ્રવેશ કરાવી, તેના બધનોને દૂર કરીને, અને આ પ્રમાણે તેને બધનવિનાની કરીને, આન્તર જ્યોતિ પ્રાપ્ત કરી, (અવિદ્યા રૂપી) ગ્રન્થિના બધનને દૂર કરીને (અને તેથી) બધનમુક્ત બનીને તે (પરમ) કારણ રૂપ જ્યોતિ સાથે એકત્વ પામે છે (૧૪૫-૧૪૭)

કારિકા ૧૪૪ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિમા આ ૧૪૫-૧૪૭ કારિકાઓ રજૂ કરવામા આવી છે તેમા શબ્દબ્રહ્મ સાથે એકત્વની પ્રક્રિયા સમજાવવામા આવી છે

न जात्वकर्तृक कश्चिदागम प्रतिपद्यते ।
बीज सर्वागमापाये त्रय्येवातो व्यवस्थिता ॥१४८॥

કોઈ (તત્ત્વજ્ઞ) (કોઈપણ) આગમ અપૌરુષેય છે એમ સ્વીકારતો નથી (આવા) બધા પૌરુષેય આગમો વિનષ્ટ થતા, વેદત્રયી બીજરૂપે પ્રવર્તમાન રહે છે

અહી વેદ અને આગમો એમ બે શબ્દોને જુદી જુદી રીતે સમજવાના છે વેદ અપૌરુષેય છે તેના કોઈ કર્તા નથી, પરતુ બધા આગમો કોઈ પ્રાચીન તત્ત્વજ્ઞના કર્તૃત્વવાળા છે જેમકે સાખ્યના કર્તા કપિલ છે હરિવૃષભના મતમા આગમ એટલે વ્યાડિનો સગ્રહ નામે ગ્રથ અને પતજલિનુ મહાભાષ્ય સ્વોપજ્ઞવૃત્તિમા અનેક સ્થળે પ્રાચીન શ્લોકો અવતારવામા આવ્યા છે તેમને પણ આગમ કહ્યા છે વ્યાકરણદર્શનને લગતા અને તેમના સગ્રહરૂપ ગ્રથો પ્રાચીન સમયમા રચાયા હતા તેમને આગમ અથવા આગમસગ્રહ કહ્યા છે વાક્યપદીય બ્રહ્મકાડનુ નામ આગમસમુચ્ચય એવુ પણ છે તે નામ સૂચવે છે કે વાક્યપદીયમા પૂર્વાચાર્યોમાથી અનેક આગમશ્લોકો અવતારવામા આવ્યા છે

सर्वप्रवादेषु आगमवाक्यानां प्रणेतृपरिग्रहेण पौरुषेयत्वमभ्युपगम्यते। वेदवाक्यानि तु चैतन्यवदपौरुषेयाणि। तान्यागमान्तराणां प्रणेतृषु विच्छिन्नेष्वागमान्तरानुसन्धाने बीजवदनुतिष्ठन्ते ।–स्वोपज्ञ

अस्तं यातेषु वादेषु कर्तृष्वन्येष्वसत्स्वपि ।
श्रुतिस्मृत्युदितं कर्म लोको न व्यतिवर्तते ॥१४९॥

બધા (દાર્શનિક) વાદો નાશ પામે અને (તેમને) રચનાર બીજા (દાર્શનિકો) ન હોય તો પણ શ્રુતિ અને સ્મૃતિમા જણાવેલ કાર્યનું લોકો ઉલ્લંઘન કરતા નથી (૧૪૯)

ज्ञाने स्वाभाविके नार्थः शास्त्रैः कश्चन विद्यते ।
धर्मो ज्ञानस्य हेतुश्चेत्तस्याम्नायो निबन्धनम् ॥१५०॥

જ્ઞાન જો (સર્વને) સ્વાભાવિક (પ્રાપ્ત થતું) હોય તો શાસ્ત્રોનુ કશું પ્રયોજન નથી ધર્મ જો જ્ઞાનનું કારણ હોય તો વેદ તે (ધર્મ)નુ મૂળ છે

वेदशास्त्राविरोधी च तर्कश्चक्षुरपश्यताम् ।
रूपमात्राद्धि वाक्यार्थः केवलं नातितिष्ठति ॥१५१॥

વેદ અને શાસ્ત્રોનો અવિરોધી એવો તર્ક અલ્પજ્ઞાનીઓ માટે નેત્ર સમાન છે. (શ્રુતિ, લિંગ વગેરેની મદદ વિનાના વેદવચનોના) માત્ર સ્વરૂપથી તેમનો વાક્યાર્થ ચઢિયાતો બનતો નથી. (૧૫૧)

અહીં તર્ક એટલે મીમાંસામા નક્કી થયેલ શ્રુતિ, લિંગ વગેરે ન્યાય (= નિયમ) સમૂહ. અન્ય ન્યાયાદિ શાસ્ત્રોમા જાણીતા તર્કનો અહીં સદર્ભ નથી

सतोऽविवक्षा पारार्थ्यं व्यक्तिरर्थस्य लैङ्गिकी ।
इति न्यायो बहुविधस्तर्केण प्रविभज्यते ॥१५२॥

શબ્દ વડે પ્રાપ્ત થતા અર્થની અવવિક્ષા, અન્ય અર્થમાં વ્યાપ્ત થવુ, કોઈ સૂચન વડે અર્થનો (વિશેષ) અભિવ્યક્તિ એમ અનેક સિદ્ધાંતો તર્ક વડે જાણી શકાય છે (૧૫૨)

तस्यापत्यम्। (પા. સૂ. ૪।૧।૧૨) એ સૂત્રમાં तस्य શબ્દ પુલ્લિંગમા છે અને अपत्यम् નપુસકમા છે અહીં શબ્દ વડે લિંગ દર્શાવવામા આવ્યુ છે છતાં તેની વિવક્ષા નથી તેથી 'રાધાનો પુત્ર તે રાધેય' એ અર્થમાં રાધા શબ્દ સ્ત્રીલિંગમા હોવા છતાં તેને 'અપત્ય' અર્થમાં પ્રત્યય લાગે છે. ग्रहं संमार्ष्टि। ('તે પાત્રને સાફ કરે છે' તૈત્તિરીયસંહિતા ૩।૨।૨।૩ મીમાંસા ૩ ૧ ૧૩, ૧૪)માં એકવચન હોવા છતા તેની વિવક્ષા નથી પરંતુ અનેક સોમપાત્રો વિવક્ષિત છે स्त्रीयं ये चोपजीवन्ति प्राप्नुवन्ते मृतलक्षणम्। (સ્ત્રીની કમાણી ઉપર જે જીવે છે તેમણે 'મરેલા' એવુ લક્ષણ પ્રાપ્ત કર્યું છે) માં ભૂતકાળમા તે પ્રમાણે જીવતા હતા અને ભવિષ્યમા પણ જે તેમજ કરનારા છે તે બધા 'મરેલા' એવુ લક્ષણ પ્રાપ્ત કરનારા છે, એમાં કાળની અવિવક્ષા છે.

કોઈ વાર આવા અર્થની વિવક્ષા હોય છે, જેમ કે, 'ગર્ભથી આઠમે મહિને બ્રાહ્મણના ઉપનયન સંસ્કાર કરવા' (गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनयनम् ।) એમાં લિંગની વિવક્ષા છે, કારણ કે પુરુષને ઉપનયન આપવાનું છે, સ્ત્રી અને નપુંસકને નહિ. पशुना यजेत । (પશુ વડે યજ્ઞ કરવો) એમાં તૃતીયાનો પ્રત્યય 'એક' એવી સંખ્યા દર્શાવે છે, બે અથવા અનેક પશુઓથી યજ્ઞ કરવામાં આવતો નથી, तेन दीव्यतिखनतिजयति । પા. સૂ. ૪.૪.૨ પ્રમાણે दिव्यति, खनति, जयति અને जितम् એવા અર્થમાં તૃતીય ન્તને ठक् પ્રત્યય થાય છે)માં ભૂતકાળ અને વર્તમાનકાળની વિવક્ષા છે.

"નક્ષત્રને જોઈને મૌન તોડવું "(नक्षत्रं दृष्ट्वा वाचं विसृजत् ।) અહીં માત્ર નક્ષત્ર દર્શન નહિ પણ તેને યોગ્ય કાલ ઉદ્દિષ્ટ છે આકાશ વાદળોથી વ્યાપ્ત હોય તો પણ નક્ષત્ર દેખાયું છે તે સમય નક્કી કરીને વાગ્વિસર્ગ થઈ શકે અહીં શબ્દોથી પ્રાપ્ત થતો અર્થ ઉપલક્ષણ છે જ્યારે યોગ્ય કાલ વિધેય હોઈને તેનું પ્રાધાન્ય છે દહીંને કાગડાઓથી બચાવો (काकेभ्यो दधि रक्ष्यताम् ।) એવા વચનમાં વપરાયેલા શબ્દો ઉપરાંત અન્ય અર્થ પણ અભિપ્રેત છે, જેમકે, કાગડાઓ દેખાતા ન હોય તો પણ કૂતરાં બિલાડા, વગેરેથી દહીંને બચાવવું જોઈએ. જમીને ઊઠ્યા પછી કહેવામાં આવે કે 'વાસણો સાફ કરજો' એમાં વાસણો ઉપરાંત ટેબલ. ટેબલક્લોથ વગેરે સાફ કરવાનું પણ આવી જાય છે

'ચોપડેલી શર્કરા તે મૂકે છે' (अक्ता शर्करा उपदधाति ।) એ વચનમાં શેનાથી ચોપડી છે તે સ્પષ્ટ થતું નથી, પરંતુ પછી આવતું સૂચનવાક્ય, ઘી એ તો તેજ છે (तेजो वै घृतम् ।) જણાવી દે છે કે શર્કરા ઘી લગાડેલી છે. અહીં બીજું વચન સૂચન (= લિંગ) રૂપે છે તે મૂળ અર્થને વ્યક્ત કરે છે.

આ બધી સ્પષ્ટતાઓ મીમાંસામાં પ્રાપ્ત થાય છે

शब्दानामेव सा शक्तिस्तर्को यः पुरुषाश्रयः ।
स शब्दानुगतो न्यायोऽनागमेष्वनिबन्धनः ॥१५३॥

જે પુરુષનિષ્ઠ તર્ક (= અનુમાન) છે તે (તો) શબ્દોની જ શક્તિ છે જેમનામાં આગમ(વ્યવસ્થા) નથી તેઓમાં શબ્દ(શક્તિ)વડે સ્થાપિત થયેલો ન્યાય પ્રમાણભૂત નથી (૧૫૩)

અહીં તર્ક એટલે અર્થ, પ્રકરણ, લિંગ વગેરે મીમાંસાન્યાયોથી પ્રમાણભૂત માનવામાં આવેલ અનુમાન. આગમવ્યવસ્થા વિનાના એટલે વેદરૂપ આગમને નહિ માનનારા, શબ્દ વડે સ્થાપિત નહીં થયેલો એટલે શબ્દરૂપી મૂળ વિનાનો

જે તર્ક શબ્દશક્તિ વડે પ્રાપ્ત થતો નથી પરંતુ પદાર્થોના સાધર્મ્ય-વૈધર્મ્યને અનુસરે છે તે આગમનો નાશ કરતો હોવાથી પ્રમાણભૂત નથી એને શુષ્ક તર્ક કહીશું

*यदुदुम्बरवर्णानां घटीनां मण्डलं महत् ।
पीतं न गमयेत्स्वर्गं किं तत्क्रतुगतं नयेत् ॥१५४॥

सर्वप्रवादेषु आगमवाक्यानां प्रणेतृपरिग्रहेण पौरुषेयत्वमभ्युपगम्यते। वेदवाक्यानि तु चैतन्यवदपौरुषेयाणि। तान्यागमान्तराणां प्रणेतृषु विच्छिन्नेष्वागमान्तरानुसन्धाने बीजवदनुतिष्ठन्ते ।–स्वोपज्ञ

अस्तं यातेषु वादेषु कर्तृष्वन्येष्वसत्स्वपि ।
श्रुतिस्मृत्युदितं कर्म लोको न व्यतिवर्तते ॥१४९॥

બધા (દાર્શનિક) વાદો નાશ પામે અને (તેમને) રચનાર બીજા (દાર્શનિકો) ન હોય તો પણ શ્રુતિ અને સ્મૃતિમાં જણાવેલ કાર્યનું લોકો ઉલ્લંઘન કરતા નથી. (૧૪૯)

ज्ञाने स्वाभाविके नार्थः शास्त्रैः कश्च न विद्यते ।
धर्मो ज्ञानस्य हेतुश्चेत्तस्याम्नायो निबन्धनम् ॥१५०॥

જ્ઞાન જો (સર્વને) સ્વાભાવિક (પ્રાપ્ત થતું) હોય તો શાસ્ત્રોનું કશું પ્રયોજન નથી ધર્મ જો જ્ઞાનનું કારણ હોય તો વેદ તે (ધર્મ)નું મૂળ છે.

वेदशास्त्राविरोधी च तर्कश्चक्षुरपश्यताम् ।
रूपमात्राद्धि वाक्यार्थः केवलं नातितिष्ठति ॥१५१॥

વેદ અને શાસ્ત્રોનો અવિરોધી એવો તર્ક અલ્પજ્ઞાનીઓ માટે નેત્ર સમાન છે. (શ્રુતિ, લિંગ વગેરેની મદદ વિનાનાં વેવચનોના) માત્ર સ્વરૂપથી તેમનો વાકયાર્થ ચઢિયાતો બનતો નથી. (૧૫૧)

અહીં તર્ક એટલે મીમાંસામાં નક્કી થયેલ શ્રુતિ, લિંગ વગેરે ન્યાય (= નિયમ) સમૂહ. અન્ય ન્યાયાદિ શાસ્ત્રોમાં જાણીતા તર્કનો અહીં સંદર્ભ નથી

सतोऽविवक्षा पारार्थ्यं व्यक्तिरर्थस्य लैङ्गिकी ।
इति न्यायो बहुविधस्तर्केण प्रविभज्यते ॥१५२॥

શબ્દ વડે પ્રાપ્ત થતા અર્થની અવિવક્ષા, અન્ય અર્થમાં વ્યાપ્ત થવું, કોઈ સૂચન વડે અર્થના (વિશેષ) અભિવ્યક્તિ એમ અનેક સિદ્ધાંતો તર્ક વડે જાણી શકાય છે. (૧૫૨)

तस्य अपत्यम्। (પા. સૂ. ૪।૧।૯૨) એ સૂત્રમાં तस्य શબ્દ પુલ્લિંગમાં છે અને अपत्यम् નપુંસકમાં છે. અહી શબ્દ વડે લિંગ દર્શાવવામાં આવ્યું છે છતાં તેની વિવક્ષા નથી. તેથી 'રાધાનો પુત્ર તે રાધેય' એ અર્થમાં રાધા શબ્દ સ્ત્રીલિંગમાં હોવા છતાં તેને 'અપત્ય' અર્થમાં પ્રત્યય લાગે છે. ग्रहं सम्मार्ष्टि। ('તે પાત્રને સાફ કરે છે' તૈત્તિરીયસંહિતા ૬।૨।૨।૨ મી૦ ૬. ૩ ૧ ૧૩, ૧૪)માં એકવચન હોવા છતાં તેની વિવક્ષા નથી પરંતુ અનેક સોમપાત્રો વિવક્ષિત છે. स्त्रीय ये चोपजीवन्ति प्राप्नवन्ते मृतलक्षणम्। (સ્ત્રીની કમાણી ઉપર જે જીવે છે તેમણે 'મરેલા' એવું લક્ષણ પ્રાપ્ત કર્યું છે) માં ભૂતકાળમાં તે પ્રમાણે જીવતા હતા અને ભવિષ્યમાં પણ જે તેમજ કરનારા છે તે બધા 'મરેલા' એવું લક્ષણ પ્રાપ્ત કરનારા છે, એમાં કાળની અવિવક્ષા છે.

કોઈ વાર આવા અર્થની વિવક્ષા હોય છે, જેમ કે, 'ગર્ભથી આઠમે મહિને બ્રાહ્મણના ઉપનયન સંસ્કાર કરવા' (गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनयनम् ।) એમાં લિંગની વિવક્ષા છે, કારણ કે પુરુષને ઉપનયન આપવાનું છે, સ્ત્રી અને નપુંસકને નહિ. पशुना यजेत । (પશુ વડે યજ્ઞ કરવો) એમાં તૃતીયાનો પ્રત્યય 'એક' એવી સંખ્યા દર્શાવે છે, બે અથવા અનેક પશુઓથી યજ્ઞ કરવામાં આવતો નથી, तेन दीव्यतिखनतिजयति...। પા. સૂ. ૪.૪.૨ પ્રમાણે દિવ્યતિ, खनति, जयति અને जितम् એવા અર્થમાં તૃતીય ન્તને ठक् પ્રત્યય થાય છે)માં ભૂતકાળ અને વર્તમાનકાળની વિવક્ષા છે.

"નક્ષત્રને જોઈને મૌન તોડવું "(नक्षत्रं दृष्ट्वा वाचं विसृजेत् ।) અહીં માત્ર નક્ષત્ર દર્શન નહિ પણ તેને યોગ્ય કાલ ઉદ્દિષ્ટ છે. આકાશ વાદળોથી વ્યાપ્ત હોય તો પણ નક્ષત્ર દેખાયું છે તે સમય નક્કી કરીને વાગ્વિસર્ગ થઈ શકે અહીં શબ્દોથી પ્રાપ્ત થતો અર્થ ઉપલક્ષણ છે જ્યારે યોગ્ય કાલ વિધેય હોઈને તેનું પ્રાધાન્ય છે. દહીંને કાગડાઓથી બચાવો (काकेभ्यो दधि रक्ष्यताम् ।) એવા વચનમાં વપરાયેલા શબ્દો ઉપરાંત અન્ય અર્થ પણ અભિપ્રેત છે, જેમકે, કાગડાઓ દેખાતા ન હોય તો પણ કૂતરાં બિલાડાં, વગેરેથી દહીંને બચાવવું જોઈએ. જમીને ઊઠયા પછી કહેવામાં આવે કે 'વાસણો સાફ કરજો' એમાં વાસણો ઉપરાંત ટેબલ, ટેબલક્લોથ વગેરે સાફ કરવાનું પણ આવી જાય છે.

'ચોપડેલી શર્કરા તે મૂકે છે' (अक्ताः शर्कराः उपदधाति ।) એ વચનમાં શેનાથી ચોપડી છે તે સ્પષ્ટ થતું નથી, પરંતુ પછી આવતું સૂચનવાક્ય, ઘી એ તો તેજ છે. (तेजो वै घृतम् ।) જણાવી દે છે કે શર્કરા ઘી લગાડેલી છે. અહીં બીજું વચન સૂચન (= લિંગ) રૂપે છે. તે મૂળ અર્થને વ્યક્ત કરે છે.

આ બધી સ્પષ્ટતાઓ મીમાંસામાં પ્રાપ્ત થાય છે.

शब्दानामेव सा शक्तिस्तर्को यः पुरुषाश्रयः ।
स शब्दानुगतो न्यायोऽनागमेष्वनिबन्धनः ॥१५३॥

જે પુરુષનિષ્ઠ તર્ક (=અનુમાન) છે તે (તો) શબ્દોની જ શક્તિ છે જેમનામાં આગમ(વ્યવસ્થા) નથી તેઓમાં શબ્દ(શક્તિ)વડે સ્થાપિત થયેલો ન્યાય પ્રમાણભૂત નથી (૧૫૩)

અહીં તર્ક એટલે અર્થ, પ્રકરણ, લિંગ વગેરે મીમાંસાન્યાયોથી પ્રમાણભૂત-માનવામાં આવેલ અનુમાન. આગમવ્યવસ્થા વિનાના એટલે વેદરૂપ આગમને નહિ માનનારા, શબ્દ વડે સ્થાપિત નહીં થયેલો એટલે શબ્દરૂપી મૂળ વિનાનો

જે તર્ક શબ્દશક્તિ વડે પ્રાપ્ત થતો નથી પરંતુ પદાર્થોના સાધર્મ્ય-વૈધર્મ્યને અનુસારે છે તે આગમનો નાશ કરતો હોવાથી પ્રમાણભૂત નથી. એને શુષ્ક તર્ક કહીશું .

*यदुदुम्बरवर्णानां घटीनां मण्डलं महत् ।
पीतं न गमयेत्स्वर्गं किं तत्क्रतुगतं नयेत् ॥१५४॥

લાલ રંગના, મદિરાથી ભરેલા ઘડાઓનો મોટો ઢગલો પીવામાં આવતાં (પણ જો તે) સ્વર્ગમા પહોંચાડતો ન હોય તો, યજ્ઞમાં કરવામા આવતું તે (થોડું'ક મદિરા-પાન) શું ત્યાં પહોંચાડશે ? (૧૫૪)

મહાભાષ્ય (૧. ૫. ૩. લી. ૩)માં રજૂ થયેલું આ સદર્ભવચન કારિકા ૧૫૩ ઉપરની સ્વોપજ્ઞવૃત્તિ માં મૂકવામાં આવ્યુ છે બધા આગમવચનોને નિષ્ફળ બનાવવાનો યત્ન કરતો શુષ્ક તર્ક હમેશાં નિષ્ફળ છે એ વિચારના અનુસધાનમા આ કારિકા રજૂ થઈ છે

रूपादयो यथा दृष्टा प्रत्यर्थं यतशक्तय ।
शब्दास्तथैव दृश्यन्ते विषापहरणादिषु ॥१५५॥

જેમ રૂપ (રસ, ગન્ધ) વગેરે ગુણોની દરેક કાર્ય માટેની શક્તિ નિશ્ચિત હોય છે તેમ ઝેર દૂર કરવા વગેરે બાબતોમા શબ્દો (નિશ્ચિત શક્તિવાળા) દેખાય છે (૧૫૫)

નીલરૂપ નેત્રને ઠડક આપે છે. ભાસ્વરરૂપ નુકશાન કરે છે મીઠો રસ કફ ઉત્પન્ન કરે છે, તીખો પિત્ત કરે છે. ઝેર અને ઝેરી ઔષધિની વાસ મૂર્છા લાવે છે, ફૂલોની વાસ ઉત્તેજિત કરે છે ઝેરી ઔષધિનો સ્પર્શ મૃત્યુ લાવે છે. ચન્દનનો સ્પર્શ આહ્લાદક બને છે.

આવી રીતે કેટલાક મન્ત્રોના ઉચ્ચારણથી ઝેર ઊતરે છે, અમુક વેદસૂક્તોના ઉચ્ચારણથી વિશિષ્ટ અદષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.

यथैषां तत्र सामर्थ्यं धर्मेऽप्येवं प्रतीयताम् ।
साधूना साधुभिस्तस्माद्वाच्यमभ्युदयार्थिनाम् ॥१५६॥

જેમ આ શબ્દોનું તે તે કાર્યોમાં આવું સામર્થ્ય છે તેમ સાધુ શબ્દોનું ધર્મપ્રાપ્તિ કરાવવામાં પણ તેવુ જ સામર્થ્ય છે એમ સમજો તેથી અભ્યુદયને ઇચ્છનારા સજ્જનોએ સાધુ શબ્દોનો (જ) પ્રયોગ કરવો. (૧૫૬)

सर्वोऽदृष्टफलानर्थानागमात्प्रतिपद्यते ।
विपरीतं च सर्वत्र शक्यते वक्तुमागमे ॥१५७॥

સર્વે (જનો) અદષ્ટ ફળ આપનાર (યજ્ઞાદિ) બાબતોને આગમ (=વેદ)માંથી પ્રાપ્ત કરે છે આગમમા નિર્દેશેલી બધી બાબતોને તેથી વિરુદ્ધ જાહેર કરવી પણ શક્ય છે. (૧૫૭)

મન્ત્રના શબ્દો જેમ ઝેર ઉતારે છે તેમ એમ પણ કહેવાય કે વેદવચનોથી અધર્મ પણ પ્રાપ્ત થાય છે શબ્દોની નિયત શક્તિથી વિપરીત એવી શક્તિની પણ કલ્પના કરી શકાય આવી દલીલ અગે એમ કહી શકાય કે દષ્ટ અથવા અદષ્ટ ફળ અગે વેદવચનોને બને રીતે સમજી શકાશે તેથી એવો નિર્ણય કરવો કે સાધુ શબ્દોથી ધર્મપ્રાપ્તિ થાય છે અને અસાધુ શબ્દોથી અધર્મપ્રાપ્તિ થાય છે

साधुत्वज्ञानविषया सेयं व्याकरणस्मृति ।
अविच्छेदेन शिष्टानामिदं स्मृतिनिबन्धनम् ॥१५८॥

સાધુ શબ્દોનુ જ્ઞાન એ આ વ્યાકરણસ્મૃતિનો વિષય છે શિષ્ટોની અવિચ્છિન્ન સ્મૃતિપરંપરાનુ તે નિમિત્ત છે. (૧૫૮)

वैखर्या मध्यमायाश्च पश्यन्त्याश्चैतदद्भुतम् ।
अनेकतीर्थभेदायास्त्रय्या वाच परं पदम् ॥१५९॥

(આ વ્યાકરણસ્મૃતિ) વૈખરી, મધ્યમા અને પશ્યન્તી એમ અનેક ભિન્ન માર્ગોમા વ્યાપ્ત વાણીનુ અદ્ભુત અને ઉત્તમ સ્થાન છે (૧૫૯)

બીજાઓ વડે સંવેદ્ય અને શ્રોત્રના વિષય તરીકે જેનુ શ્રુતિરૂપ નિયત છે તે વાણી વૈખરી કહેવાય છે વિખર એટલે દેહ અને ઇન્દ્રિયોનો સમૂહ, ત્યાથી જન્મેલી હોઈને વૈખરી તે વર્ણોના સ્પષ્ટ ઉચ્ચારણ રૂપ છે ગાડાની ધરીમા, ઢોલમા, વાસળીમા, વીણામા એમ અનેક પરિમાણોમા તે વ્યાપેલી છે.

મધ્યમા વાણી અંતઃસંનિવિષ્ટ, ક્રમવતી હોય તેવી દેખાતી, માત્ર બુદ્ધિ વડે પ્રતીત થનારી અને સૂક્ષ્મ પ્રાણવૃત્તિને અનુસરનારી છે પશ્યન્તી વાણી ક્રમનો અંતઃસંહાર કરીને અર્થાત્ અંતઃકરણમા સમાવીને તેને વિલુપ્ત કરીને અક્રમરૂપે રહેલી છે તે અત્યન્ત ક્રિયાશીલ, વિશુદ્ધ અને શાન્ત છે પદાર્થોના રૂપો તેનામા લીન છે તે નિરાકાર, જ્ઞેય પદાર્થોને સમાવનારી, સર્વ આકારોને પોતાનામા નિમગ્ન કરનારી મર્યાદિત અર્થનો આભાસ આપનારી, બધા અર્થોના અવભાસનો અંત લાવનારી એમ અસંખ્ય ભેદોવાળી છે પશ્યન્તીને પરા અથવા પ્રકૃતિ અથવા પરાપ્રકૃતિ અથવા પ્રતિભા એવા નામ આપવામા આવ્યા છે. પશ્યન્તીને પરા અને અપરા એમ બે રીતે સ્વોપજ્ઞટીકામા અને ભર્તૃહરિ પછી વિકસેલી વ્યાકરણદર્શનપરંપરામા સમજાવવામા આવી છે ભર્તૃહરિ પોતે પશ્યન્તી ઉપરાત પરાને *પણ સ્વતંત્ર વાણીપ્રકાર તરીકે સ્વીકારતા હતા કે કેમ તે સ્પષ્ટ થતુ નથી*

પ્રાચીન પરંપરા પ્રમાણે વૈખરી વાક્ કંઠપ્રદેશમા, મધ્યમા હૃદયમા, પશ્યન્તી નાભિમા અને પરા મૂલચક્રમા રહેલી છે પ્રત્યભિજ્ઞાદર્શનના પ્રસિદ્ધ ચિંતકો રામકંઠ, ઉત્પલ અને અભિનવગુપ્ત આ વિચારોનો ઘણો વિસ્તાર કરે છે

સ્વોપજ્ઞવૃત્તિમા શરૂઆતમા વાણીના સ્વરૂપને લગતા પાચ શ્લોકો અવતારવામા આવ્યા છે આ શ્લોકો મહાભારત આશ્વમેધિક પર્વના બ્રાહ્મણગીતા વિભાગમા અધ્યાય ૨૧મા થોડા ફેરફાર સાથે પ્રાપ્ત થાય છે. પછીના ૭ શ્લોકો પણ પ્રાચીન વ્યાકરણાગમના કોઈ ગ્રંથમાથી લેવામા આવ્યા હોય એમ લાગે છે જયન્ત ભટ્ટની ન્યાયમંજરી (પૃ ૧૦૩, ૧૦૪મા અને વાદિદેવસૂરિના સ્યાદ્વાદરત્નાકર (૧ ૭) મા તેમાના કેટલાકનુ વ્યાખ્યાન પ્રાપ્ત થાય છે દર્શનગ્રંથોમા પ્રાપ્ત થતી વાક્યપદીયની અન્ય કારિકાઓની જેમ આ કારિકાઓ પણ બીજે અનેક સ્થળે પ્રાપ્ત થાય છે ઉ ત. પ્રમેયકમલમાર્તણ્ડ (નિર્ણયસાગર, પૃ ૪૨) તત્ત્વાર્થશ્લોકવાર્તિક, (નિર્ણયસાગર, પૃ ૨૪૨) વગેરે

ઋગ્વેદ (૧. ૧૬૪.૫)ની ઋચામાં નિર્દિષ્ટ વાણીના ચોથા સ્વરૂપને (તુરીયં વાચઃ) ઉલ્લેખીને સ્વોપજ્ઞમાં જણાવવામાં આવ્યું છે કે તે શબ્દતત્ત્વનું અસંકીર્ણ રૂપ વ્યાકરણ-શાસ્ત્રમાં નિબદ્ધ છે ઉચ્ચ દર્શનને નહિ પામેલ જનોની શક્તિઓ ભૂલોવાળી હોય છે. તેથી વ્યાખ્યાઓ અને વિસ્તારવાળું આ વ્યાકરણશાસ્ત્ર શબ્દોની પ્રાપ્તિ માટે સહેલો ઉપાય છે.

વાક્યપદીયનાં ત્રણ કાંડમાં ત્રણ પ્રકારની વાણીનો વિસ્તાર થયો છે એવું એક સૂચન પણ કરવામાં આવ્યું છે. પ્રથમ કાંડમાં બ્રહ્મસ્વરૂપ શબ્દતત્ત્વ અર્થાત્ પરમા વાક્ પશ્યન્તીનો વિસ્તાર મળે છે, તેથી તેને બ્રહ્મકાંડ કહ્યું છે. દ્વિતીયકાંડમાં અખંડ વાક્યરૂપ શબ્દતત્ત્વની ચર્ચા હોવાથી તેમાં મધ્યમાનો વિસ્તાર મળે છે અને તૃતીય કાંડમાં અપોદ્ધૃત પદો–પ્રકૃતિ અને પ્રત્યય–નો વિસ્તાર હોવાથી તેમાં વૈખરીનો વિસ્તાર છે એમ માનવું જોઈએ. હેલારાજ પણ કહે છે કે "પોતાના, સ્પષ્ટ (ચર્ચારૂપી) શરીર વડે સર્વજનોને એકસરખી સુલભ બનેલ વાણીની આ ત્રીજી અવસ્થા (અર્થાત્ વૈખરી, આ) મારી કૃતિ દ્વારા પ્રતિષ્ઠા પામો."

तस्याश्चासंकीर्णं वाचो रूपं कात्स्न्येंन सामान्यविशेषवत्यस्मिंल्लक्षणे व्याकरणाख्ये निबद्धम्। अर्वाग्दर्शनानां तु पुरुषाणां प्रायेण सातिशयः प्रतिघातिन्यः सापराधाः शक्तयः। निरपराधस्तु लक्षण-प्रपञ्चवाननेकमार्गोऽयं शब्दानां प्रतिपत्त्युपायो दर्शितः।—स्वोपज्ञ

निराकाङ्क्षेण वपुषा गता विश्वजनीनताम्।
तृतीया वागवस्थेयं प्रतिष्ठामुपयात्वितः॥ प्रकीर्णप्रकाशः २. पृ २७२

* गौरिव प्रक्षरत्येका रसमुत्तमशालिनी।
दिव्यादिव्येन रूपेण भारती गौः शुचिस्मिता ॥१६०॥

પ્રકાશિત સ્વભાવવાળી ભારતી વાક્ (=વૈખરી વાણી) દિવ્ય અને અદિવ્યરૂપ વડે ગાયની જેમ ઉત્તમ રીતે શોભતી (શબ્દરૂપ) રસને વહાવે છે. (૧૬૦)

* एतयोरन्तरं पश्य सूक्ष्मयोः स्पन्दमानयोः।
प्राणापानान्तरे नित्या एका सर्वस्य तिष्ठति ॥१६१॥

પ્રાણ અને અપાનથી દૂર, એક વાણી (મધ્યમા) સર્વમાં હંમેશાં રહેલી છે. સૂક્ષ્મ અને સતત સ્પંદનવાળી તે બંને વચ્ચેની વિશિષ્ટતાને જુઓ. (૧૬૧)

* अन्या त्वप्रेर्यमाणैव विना प्राणेन वर्तते।
जायते हि ततः प्राणो वाचमाप्याययन्पुनः ॥१६२॥

(તેમનાથી) જુદી (પશ્યન્તી) કોઈ પ્રેરણા વિનાની હોવા છતાં પ્રાણ વિના રહેલી છે ત્યાર પછી (મધ્યમા) વાણીને પરિપુષ્ટ કરતો પ્રાણ તેમાંથી ફરી વાર ઉત્પન્ન થાય છે (૧૬૨)

* प्राणेनाप्यायिता सैवं व्यवहारनिबन्धनी ।
सर्वस्योच्छ्वासमासाद्य न वाग्वदति कर्हिचित् ॥१६३॥

પ્રાણ વડે પોષણ પામેલી તે વ્યવહારનું કારણ બને છે. સર્વ(જનો)ના પ્રાણમાં પ્રાપ્ત થઈને તે (મધ્યમા) વાક્ કશું ઉચ્ચારણ કરતી નથી (૧૬૩)

* घोषिणी जातनिर्घोषा अघोषा च प्रवर्तते ।
तयोरपि च घोषिण्यो निर्घोषैव गरीयसी ॥१६४॥

જેમાં નાદ ઉત્પન્ન થયો છે તેવી તે ઘોષવતી (વૈખરી) અને ઘોષ વિનાની (મધ્યમા અને પશ્યન્તી) પ્રવૃત્ત બને છે. ઘોષવતી (વૈખરી) અને નિર્ઘોષા (મધ્યમા) એ બેમાં નિર્ઘોષા વધારે મહત્ત્વની છે. (૧૬૪)

* स्थानेषु विवृते वायौ कृतवर्णपरिग्रहा ।
वैखरी वाक्प्रयोक्तॄणां प्राणवृत्तिनिबन्धना ॥१६५॥

(ઉચ્ચારણ) સ્થાનોમાં વાયુ પ્રતિઘાત પામતાં વર્ણ (શબ્દ વગેરે)નો સ્વીકાર કરનારી વૈખરી વાણી ઉચ્ચારણ કરનારાઓની પ્રાણવૃત્તિનું નિમિત્ત બને છે. (૧૬૫)

* केवलं बुद्धयुपादानक्रमरूपानुपातिनी ।
प्राणवृत्तिमतिक्रम्य मध्यमा वाक् प्रवर्तते ॥१६६॥

બુદ્ધિમાં જ માત્ર નિમિત્તવાળી, ક્રમરૂપને પ્રાપ્ત કરનારી મધ્યમા વાણી પ્રાણવૃત્તિનું અતિક્રમણ કરીને પ્રવૃત્ત થાય છે. (૧૬૬)

* अविभागा तु पश्यन्ती सर्वतः संहृतक्रमा ।
स्वरूपज्योतिरेवान्तः सूक्ष्मा वागनपायिनी ॥१६७॥

વિભાગ વિનાની અને સર્વત્ર ક્રમ વિનાની સૂક્ષ્મવાણી પશ્યન્તી સ્વયંપ્રકાશ અને અવિનશ્વર છે. (૧૬૭)

* पीयूषापूर्यमाणापि नित्यमागन्तुभिर्मलैः ।
अन्त्या कलेव सोमस्य नात्यन्तमभिभूयते ॥१६८॥

અમૃત વડે ચોતરફથી ભરાતી હોવા છતાં, ચંદ્રની છેલ્લી કલાની જેમ, (અશુદ્ધ શબ્દોરૂપી) પ્રાસંગિક મલિનતાઓ વડે તે હંમેશાં પૂરેપૂરી ઘેરાતી નથી. (૧૬૮)

* यस्यां दृष्टस्वरूपायामधिकारो निवर्तते ।
पुरुषे षोडशकले तामाहुरमृतां कलाम् ॥१६९॥

જેનું સ્વરૂપ સમજવામાં આવતાં, (સંસારબંધનરૂપી) જવાબદારી ચાલી જાય છે. સોળ કલાવાળા પુરુષમાં તેને નિત્ય કલા કહી છે. (૧૬૯)

*प्राप्तोपरागरूपा सा विप्लवैरनुपङ्क्तिभिः ।
वैखरी सत्त्वमात्रेव गुणैर्न व्यवकीर्यते ॥१७०॥

જેમ સત્તારૂપ શબ્દબ્રહ્મનું સ્વરૂપ (સત્ત્વાદિ) ગુણો વડે ભેદાતું નથી તેમ તે વૈખરી, આગન્તુક અશુદ્ધિઓ રૂપી ગુણો વડે અનુરક્ત બનવા છતાંભેદાતી નથી (૧૭૦)

કારિકા ૧૫૯ની સ્વોપજ્ઞવૃત્તિમાં આ ૧૬૦–૧૭૦ કારિકાઓ રજૂ થઈ છે. મહાભારત આશ્વમેધિક પર્વ અધ્યાય ૨૧માં ૧૭ અઆ, ૧૮ અઆ, ૧૮ઈઈ, ૧૪ અઆ ૧૪ ઈઈ, ૧૫અઆ, ૧૫ઈઈ અને ૧૬ રૂપે તે પ્રાપ્ત થાય છે. આ કારિકાઓમાં પશ્યન્તી, મધ્યમા અને વૈખરીનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે. ૧૬૫ થી ૧૭૦ કારિકાઓને બાહુ ચ એવા શબ્દોથી રજૂ કરવામાં આવી છે. તે કારિકાઓ પણ ત્રણ વાણીઓને ચર્ચે છે.

तद्विभागाविभागाभ्यां क्रियमाणमवस्थितम् ।
स्वभावज्ञैस्तु भावानां दृश्यन्ते शब्दशक्तयः ॥१७१॥

પદાર્થોના સ્વભાવને જાણનાર (જ્ઞાનીઓ) શબ્દની શક્તિઓનો સાક્ષાત્કાર કરે છે, તેથી (પ્રકૃતિપ્રત્યય) વિભાગ અને (સ્વરૂપનિર્દેશરૂપ) અવિભાગને આધારે વ્યાકરણની રચના થયેલી છે. (૧૭૧)

વિભાગ એટલે શબ્દોનાં પ્રકૃતિ અને પ્રત્યયને જુદાં જુદાં સમજવાં. અવિભાગ એટલે શબ્દોને છૂટા પાડ્યા વિના તેમના મૂળ સ્વરૂપે રજૂ કરવા, જેમકે પા. સૂ. ૭.૪. ૬૫માં દાધર્તિ, દર્ધર્તિ એવાં ક્રિયારૂપો અને પા. સૂ. ૬ ૧.૨.માં દાશ્વાન્, સાહ્વાન્ વગેરે કૃદંતરૂપો તેમના અવિભક્તરૂપમાં નોંધવામાં આવ્યાં છે. વ્યાકરણશાસ્ત્રમાં શબ્દાર્થબોધ બંને રીતે કરવામાં આવે છે.

अनादिमव्यवच्छिन्नां श्रुतिमाहुरकर्तृकाम् ।
शिष्टैर्निबध्यमाना तु न व्यवच्छिद्यते स्मृतिः ॥१७२ ॥

શ્રુતિને અનાદિ, પ્રવાહ પરંપરાના સાતત્યવાળી અને અપૌરુષેય જાહેર કરવામાં આવી છે. શિષ્ટો વડે જુદે જુદે સમયે રચવામાં આવતી હોઈને સ્મૃતિ વિચ્છેદ પામતી નથી. (૧૭૨)

अविभागाद्विवृत्तानामभिख्या स्वप्नवच्छ्रुतौ ।
भावतत्त्वं तु विज्ञाय लिङ्गेभ्यो विहिता स्मृतिः ॥१७३ ॥

અવિભક્ત (શબ્દબ્રહ્મ)માંથી પ્રાદુર્ભાવ પામેલા ઋષિઓનું વેદોનું જ્ઞાન સ્વપ્નજ્ઞાન જેવું (કાન વડે અગમ્ય) છે શ્રુતિના સૂચનોમાંથી પદાર્થોના તત્ત્વને જાણીને (ઋષિઓએ) સ્મૃતિની રચના કરી છે. (૧૭૩)

અહીં સ્વપ્નજ્ઞાન જેવું જ્ઞાન એટલે અતીન્દ્રિય જ્ઞાન અર્થાત્ શ્રોત્ર વડે ગમ્ય ન બને તેવું, પ્રતિભાપ્રાપ્ત માનસ જ્ઞાન. શબ્દબ્રહ્મમાંથી પ્રાદુર્ભાવ પામેલા ઋષિઓનું શ્રુતિ અંગેનું જ્ઞાન કેવળ પ્રતિભાથી પ્રાપ્ત હોય છે

तेषां चागन्तुरविद्याव्यवहारः सर्व एवौपचारिकः, विद्यात्मकत्वं तु नित्यसमनागन्तुकं मुख्यम्। ते च स्वरूपे इवार्थोऽगम्यः शब्दः प्रज्ञयैव सर्वभेदशक्तियुक्तमभिन्नशक्तियुक्तं च पश्यन्ति।—स्वोपज्ञ।

कायवाग्बुद्धिविषया ये मलाः समवस्थिताः ।
चिकित्सालक्षणाध्यात्मशास्त्रैस्तेषां विशुद्धयः ॥१७४॥

શરીર, વાણી અને બુદ્ધિની જે દૃઢ બનેલી અશુદ્ધિઓ છે તે વૈદક, વ્યાકરણ અને અધ્યાત્મશાસ્ત્રથી વિશુદ્ધ બને છે. (૧૭૪)

शब्दः संस्कारहीनो यो गौरिति प्रयुयुक्ष्यते ।
तमपभ्रंशमिच्छन्ति विशिष्टार्थनिवेशिनम् ॥१७५॥

गौ (ગાય) એવા શુદ્ધ શબ્દનો પ્રયોગ કરવાનો હોય ત્યારે 'गावी' એવા અશુદ્ધ શબ્દનો, તે (જ) અર્થમાં કોઈ પ્રયોગ કરે છે ત્યારે તે (गावी) ને અપભ્રંશ (શબ્દ) કહે છે. (૧૭૫)

૧૭૫. અપભ્રંશ શબ્દનું મૂળ શુદ્ધ શબ્દ છે શુધ્ધ શબ્દ રૂપી મૂળ વિનાનો સ્વતંત્ર કોઈ અપભ્રંશ શબ્દ નથી. તેમ છતાં રૂઢિથી અને વપરાશથી કેટલાક અપભ્રંશ શબ્દો સ્વતંત્ર રૂપ ધરાવતા થાય છે. અશક્તિ કે પ્રમાદથી ઘણીવાર गौ. એવા શુધ્ધ શબ્દને બદલે गावी કે गोणी જેવા અશુધ્ધ શબ્દો ઉચ્ચારાય છે.

अस्वगोण्यादयः शब्दाः साधवो विषयान्तरे ।
निमित्तभेदात्सर्वत्र साधुत्वं च व्यवस्थितम् ॥१७६॥

'અસ્વ' અને ગોણી શબ્દો બીજા વિષય (સંદર્ભ)માં સાધુ (શુદ્ધ) શબ્દો છે વિશિષ્ટ (અર્થપ્રવૃત્તિ) નિમિત્તને કારણે સર્વત્ર સાધુત્વ નક્કી થયું હોય છે. (૧૭૬)

૧૭૬ 'અસ્વ' એટલે પોતાનું નહિ અને गोणी એટલે 'આધારપાત્ર' એવા અર્થમાં આ બે શબ્દો સાધુ છે પરંતુ ઘોડો' 'ગાય' એ અર્થમાં અસાધુ છે.

આ પ્રકારની ચર્ચા અંગે સરખાવો મહાભાષ્યદીપિકા। પૃ ૧૧, પં ૭–૧૧.

ते साधुष्वनुमानेन प्रत्ययोत्पत्तिहेतवः ।
तादात्म्यमुपगम्येव शब्दार्थस्य प्रकाशकाः ॥१७७॥

તે (અપભ્રંશ શબ્દો) સાધુશબ્દોના અનુમાનથી અર્થબોધના કારણ રૂપ બને છે અને (સાધુ શબ્દો) સાથે તાદાત્મ્ય પામીને તેમના અર્થોનો બોધ કરાવે છે, (૧૭૭)

न शिष्टैरनुगम्यन्ते पर्याया इव साधवः ।
ते यतः स्मृतिशास्त्रेण तस्मात्साक्षादवाचकाः ॥१७८॥

આ (અપભ્રંશ) શબ્દો શિષ્ટો વડે કે વ્યાકરણસ્મૃતિ વડે શુદ્ધ પર્યાયો માનવામાં આવતા નહિ હોવાથી તેઓ (અર્થના) સાક્ષાત્ વાચક બનતા નથી. (૧૭૮)

अंब्वंब्विति यथा बाल शिक्षमाणोऽपभाषते ।
अव्यक्तं तद्विदां तेन व्यक्तौ भवति निश्चय. ॥१७९॥
एवं साधौ प्रयोक्तव्ये योऽपभ्रंशः प्रयुज्यते ।
तेन साधुव्यवहित कश्चिदर्थोऽभिधीयते ॥१८०॥

જેમ ('અંબા અંબા' એમ બોલતાં) શીખતો બાળક અસ્પષ્ટપણે 'અમ્બ, અમ્બ' એમ તેમને ઉચ્ચારે છે અને તેની વાણીને સમજનારાઓને તે (અસ્પષ્ટ શબ્દોની) સ્પષ્ટતાનો નિશ્ચય થાય છે તેમ સાધુ શબ્દનો પ્રયોગ કરવાનો હોય ત્યારે જે અપભ્રંશ શબ્દ પ્રયોજાય છે તેનાથી સાધુ શબ્દનું પરોક્ષ રીતે સમર્થતાં અર્થનો બોધ થાય છે. (૧૭૯-૧૮૦)

पारम्पर्यादपभ्रन्शा विगुणेष्वभिधातृषु ।
प्रसिद्धिमागता येन तेषा साधुरवाचक ॥१८१॥

(વિદ્યારૂપી) ગુણ વિનાના જે વક્તાઓમાં અપભ્રંશ શબ્દો પરંપરાથી પ્રસિદ્ધિ પામેલા છે તેમને માટે સાધુ શબ્દ (અર્થ) વાચક બનતો નથી. (૧૮૧)

दैवी वाग्व्यतिकीर्णेयमशक्तैरभिधातृभि. ।
अनित्यदर्शिनां त्वस्मिन्वादे बुद्धिविपर्यय ॥१८२॥

આ દૈવી વાણીને (શુદ્ધ શબ્દોચ્ચારણ માટે) અસમર્થ વક્તાઓએ (અપભ્રંશ શબ્દો સાથે ભેળવીને) કલુષિત બનાવી છે, ( શબ્દોને ) અનિત્ય સમજનારાઓને આ બાબતમાં બુદ્ધિવિપર્યય થાય છે (૧૮૨)

उभयेषामविच्छेदादन्यशब्दविवक्षया ।
योऽन्य प्रयुज्यते शब्दो न सोऽर्थस्याभिधायक ॥१८३॥

इति भर्तृहरिकृते वाक्यपदीये ब्रह्मकाण्ड समाप्तम् ।

સાધુ અને અપભ્રંશ એમ બંને પ્રકારના શબ્દો અવિચ્છિન્નપણે પ્રાપ્ત થતા હોવાથી (શુદ્ધ અશ્વ) શબ્દ ઉચ્ચારવાનો હોય ત્યારે જે બીજો (અપભ્રંશ અસ્વ) શબ્દ ઉચ્ચારાય છે તે (ઘોડા એવા) અર્થને વ્યક્ત કરતો નથી (૧૮૩)

પ્રાચીન સમયમા જ્યોતિર્મય શરીરવાળા વાગ્યોગવિદોની વાણી જેમ અનૃત વગેરેથી કલુષિત બનેલી ન હતી તેમ સાધુ શબ્દો પણ અપભ્રંશ શબ્દોથી કલુષિત બનેલા ન હતા. પરંતુ અજ્ઞાનીઓની સંખ્યા વધતાં તેમનામાં અપભ્રંશ શબ્દોના ઉચ્ચારણની પરંપરા દૃઢ બની અને તેઓ 'શબ્દની પ્રકૃતિ સાધુ શબ્દો નહિ પણ અપભ્રંશ શબ્દો છે એમ માનવા લાગ્યા. શબ્દોને અનિત્ય માનનારાઓનો બુદ્ધિવિપર્યય એટલા મા ગણાય કે તેઓ અપભ્રંશ શબ્દોને શુદ્ધ શબ્દોની પ્રકૃતિ ગણે છે એટલુ જ નહિ પણ સાધુ શબ્દોને પણ ધર્મસાધન ગણતા નથી

ભર્તૃહરિએ રચેલા વાક્યપદીયમાં બ્રહ્મકાંડ સમાપ્ત થયુ.

# वाक्यकाण्डम्

द्वितीयकाण्डम्

# વાક્યકાંડ

બીજું કાંડ

आख्यातं शब्दसंघातो जातिः संघातवर्तिनी ।
एकोऽनवयवः शब्दः क्रमो बुद्ध्यनुसंहृतिः ॥१॥

पदमाद्यं पृथक्सर्वपदं साकाङ्क्षमित्यपि ।
वाक्यं प्रति मतिर्भिन्ना बहुधा न्यायदर्शिनाम् ॥२॥

ક્રિયા(શબ્દ), શબ્દસમુદાય, શબ્દસમુદાયમાં અંતર્હિત જાતિ, અવયવ-વિનાનો એક શબ્દ, (શબ્દોનો) ક્રમ, બુદ્ધ્યનુસંહાર, પહેલું પદ, અને દરેક સાપેક્ષ પદ એમ વાક્ય અંગે અનેક પ્રકારે જુદા મતો વિદ્વાનો (વૈયાકરણો અને મીમાંસકો)ના છે. (૧-૨)

વ્યાકરણશાસ્ત્રમાં શબ્દનું વાચકત્વ અને વાક્યનું વાચકત્વ એમ બે મતો વાચકત્વ અંગે પ્રચલિત છે. તેમાંથી શબ્દના વાચકત્વ અંગે અને તેની સાથે સંબંધવાળા, જાતિ, ધ્વનિ, નાદ, સ્ફોટ વગેરે બાબતો અંગે પહેલા કાંડમાં ચર્ચા કરવામાં આવી. વાક્યના વાચકત્વનો મત સ્વીકારીને તેની ચર્ચા સાથે જોડાયેલી અનેક બાબતોની ચર્ચા આ કાંડમાં કરવામાં આવી છે.

વાક્યને સામાન્ય રીતે ત્રણ પ્રકારે સમજવામાં આવે છે : (૧) વિગ્રહવાક્ય, જેમ કે રાજાનો પુરુષ (राज्ञः पुरुषः એવું વાક્ય રાજપુરુષ એવા સમાસ ઉપરથી); (૨) લૌકિક વાક્ય જેમ કે દેવદત્ત ભાત રાંધે છે, અને (૩) પારિભાષિક વાક્ય, તે મોટેથી વાંચે છે. આ ત્રણ વિભાગોમાં સ્પષ્ટતા અને ચોક્કસાઈ નથી કારણ કે કૈયટ (મહાભાષ્યપ્રદીપ, પા. સૂ. ૨।૧।૧ વા. ૧) વૈયાકરણોની વાક્યની વ્યાખ્યાને પારિભાષિક કહે છે તો નાગેશ (મહાભાષ્યપ્રદીપોદ્યોત પા. સૂ. ૨।૧।૧ વા. ૯) તેને લૌકિક વાક્ય કહે છે. વૈયાકરણો અને મીમાંસકોએ વાક્યની વ્યાખ્યા અંગે ઘણી ચર્ચા કરી છે. "અવ્યય સાથેનું, કારક સાથેનું,

અને વિશેષણ સાથેનું આખ્યાત (ક્રિયાપદ) એટલે વાક્ય'' એવું લક્ષણ કાત્યાયને આપ્યું છે આ વ્યાખ્યા પ્રમાણે 'તે મોટેથી વાચે છે, 'તે ભાત રધે છે,' 'તે પોચા અને છૂટ ભાત રાધે છે' વગેરે વાક્યના ઉદાહરણો છે મીમાસકોની વ્યાખ્યા પ્રમાણે વાક્ય એટલે છૂટા પાડવામા આવે ત્યારે પરસ્પર આકાક્ષાવાળા એક સળગ અર્થવાળા શબ્દોનો સમૂહ એટલે વાક્ય (अर्थैकत्वादेकं वाक्यं साकाङ्क्षं चेद्विभागे स्यात् । मीमांसासूत्र २।१।४६) આવી વ્યાખ્યાઓ ઉપરાત પછીના સમયમા વાક્ય અગે અનેક વ્યાખ્યાઓ પ્રચલિત બની આ બધાનો સગ્રહ આ કારિકાઓમા કરવામા આવ્યો છે

પહેલી બે કારિકાઓમા વાક્ય અગે પ્રાચીન આચાર્યોના આઠ વિકલ્પ-મતોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. વાક્ય અગે અખડ પક્ષ અને ખડ પક્ષ એમ બે પક્ષો માનીએ તો સઘાતવર્તિની જાતિ, એક અનવયવ શબ્દ અને બુદ્ધયનુસહાર એમ ત્રણ લક્ષણો તેમા પ્રાપ્ત થશે બીજા અર્થાત્ ખડ પક્ષમા શબ્દસમુદાય (સઘાત), (શબ્દ) ક્રમ એ બે લક્ષણો અભિહિતાન્વય પક્ષમા પ્રાપ્ત થશે અને ક્રિયાશબ્દ (આખ્યાતશબ્દ), પહેલુ પદ અને દરેક સાકાક્ષ પદ એમ ત્રણ લક્ષણો અન્વિતાભિધાન પક્ષમા પ્રાપ્ત થશે

વાક્ય અગે ખડ પક્ષ અને અખડ પક્ષ એવા બે મતો ऋग्वेदप्रातिशाख्यના વચન (૨.૧) पदप्रकृतिः संहिताના અર્થઘટન ઉપરથી પ્રાપ્ત થાય છે પદોની પ્રકૃતિ એવો તત્પુરુષ સમાસથી પ્રાપ્ત થતો અર્થ લેતા પદસમૂહ એવા મન્ત્રોની મૂળ પ્રકૃતિ સહિતા છે એવો નિર્ણય પ્રાપ્ત થશે અને અખડ પક્ષ પ્રાપ્ત થાય પદો જેની પ્રકૃતિ અર્થાત્ મૂળ છે એવા બહુવ્રીહિસમાસથી પ્રાપ્ત થતો અર્થ લેતા પદો જેની પ્રકૃતિ છે તે સહિતા એવો નિર્ણય પ્રાપ્ત થાય અને ખડ પક્ષ પ્રાપ્ત થશે

હવે આ આઠ લક્ષણો વિષે વિચારીશુ (૧) સામાન્ય રીતે પ્રત્યયાન્ત નામો અને ક્રિયાશબ્દોનો સમૂહ એટલે વાક્ય અથવા કારક સાથેનો ક્રિયાશબ્દ એટલે વાક્ય (सुप्तिङन्तचयो वाक्यं क्रिया वा कारकान्विता ।) એવો વાક્ય અગેનો મત પ્રચલિત છે. પરતુ કોઈ વાર "જો, ખસ, બેસ ઢાક" એના ક્રિયા શબ્દો પણ વાક્ય બની શકે છે (आख्यातम्) (૨) 'અહીથી દૂર ખસ,' આસન ઉપર બેસ' તપેની થાળી ઉપર ઢાક' એવા શબ્દ સમુદાયો પણ વાક્ય બને છે (शब्दसंघात) (૩) 'દેવદત્ત, ગાયને લઈ આવ' એવા શબ્દ-સમુદાયમા રહેલ જાતિ એટલે વાક્ય એ અર્થમા આ જાતિ સમગ્ર સમુદાય સાથે જોડાયેલી હોઈને વાક્ય રૂપ બને છે (जातिः संघातवर्तिनी) (૪) એક અખડ અવયવહીન શબ્દને પણ વાક્ય કહી શકાય અર્થાત્ અખડ વાક્યસ્ફોટરૂપ એક શબ્દ એટલે વાક્ય વર્ણોનુ સ્વતત્ર અસ્તિત્વ આ એક અવયવહીન શબ્દમા નથી જ (एकोऽनवयवः शब्दः). (૫) એકબીજા સાથે જોડાયેલા પદોનો ક્રમ અર્થાત્ પૌર્વાપર્ય એટલે વાક્ય એમ પણ કહી શકાય (क्रम) (૬) પદોનો સમૂહ ચિત્તમા અર્થની એક, અવિભાજ્ય અને ક્રમહીન આતર અભિવ્યક્તિ કરાવે છે આ આન્તર અર્થાભિવ્યક્તિને ઉપસહાર અથવા આભ્યન્તર સ્ફોટ રૂપ સમજવામા આવે છે તેને બુદ્ધયનુસહાર કહે છે (बुद्ध्यनुसंहृतिः) (૭) પહેલુ પ્રયોજાતુ પદ ક્રિયાવાચી અથવા કારકવાચી હોય ક્રિયા અને કારકનો પરસ્પર અવિભાજ્ય સબધ હોવાથી પહેલુ પ્રયોજાતુ પદ પૂરેપૂરો અર્થબોધ કરાવે છે તેથી પહેલુ પદ પણ

વાક્ય કહી શકાય (आद्यं पदम्). (૮) અર્થ અંગે એકબીજાની આકાંક્ષા રાખતાં પદોમાંના દરેક પદને પણ વાક્ય કહી શકાય (पृथक्सर्वं पद साकाङ्क्षम् ।).

અખંડ પક્ષમાં વાક્યનો અર્થ પ્રતિભા છે ખંડ પક્ષમાંના 'આખ્યાતશબ્દ વાક્ય છે' એ મતમાં વાક્યનો અર્થ ક્રિયા છે. સંઘાતપક્ષ અને ક્રમપક્ષમાં વાક્યનો અર્થ સંસર્ગ છે. આદ્યપદ અને 'પૃથક્ સાકાંક્ષ સર્વ પદ' એ પક્ષમાં વાક્યનો અર્થ સંસૃષ્ટ છે. સંસર્ગ પક્ષમાં પદોના અર્થોથી જુદો અર્થાત્ વિશિષ્ટ એવો અર્થ વાક્યમાં સમજવામાં આવે છે. સંસૃષ્ટ પક્ષમાં પદોના અર્થોનો પરસ્પર સુમેળ એવો ભાવ વાક્યમાં સમજવામાં આવે છે. સંસર્ગ વાક્યાર્થ પક્ષમાં એક ભેદ સમજવામાં આવે છે, તે છે નિરાકાંક્ષ પદાર્થ એવો વાક્યાર્થ. સંસર્ગપક્ષમાં પદો પરસ્પર સાકાંક્ષ હોય છે નિરાકાંક્ષપદાર્થપક્ષમાં પદો નિરાકાંક્ષ અર્થાત્ પરસ્પર આકાંક્ષા વિનાનાં હોય છે

દ્વિતીયકાંડના ટીકાકાર પુણ્યરાજ ૭ પ્રકારનો વાક્યાર્થ જણાવે છે; સંસર્ગ, સંસૃષ્ટ, નિરાકાંક્ષ પદાર્થ, પ્રયોજન, ક્રિયા અને પ્રતિભા અખંડ પક્ષમાં અવયવ વિનાનું એક શબ્દરૂપ જાતિસ્ફોટાત્મક વાક્ય અને વાક્યનો અર્થ પ્રતિભા એવો મત વૈયાકરણોને સંમત છે આ મતમાં વાક્ય અને વાક્યના અર્થ વચ્ચે અધ્યાસ અર્થાત્ તાદાત્મ્યરૂપ સંબંધ છે બાકીના સાત પક્ષમાં યોગ્યતા અર્થાત્ વાચ્યવાચકભાવ સંબંધ મીમાંસકોને સંમત છે. મીમાંસકોને સંમત વિધિ, નિયોગ ભાવના, સંજ્ઞા વગેરે અર્થોનો માત્ર ઉલ્લેખ જ પુણ્યરાજે કર્યો છે વાક્યાર્થ વિષયક જે પૂર્વ પૂર્વ વિકલ્પ ઉત્તરોત્તર વિકલ્પનું કારણ બની અર્થરૂપ આકારવિશેષ તરીકે પ્રાપ્ત થાય તેને બૌદ્ધ મતમાં વાક્યાર્થ કહીશું. આ વાક્યાર્થ પ્રતિભા વાક્યાર્થમાં અન્તર્ભૂત ગણી શકાય સંપૂર્ણ પ્રતિભા રૂપે નહિ, કારણકે પ્રતિભા વાક્યાર્થમાં અર્થ બાહ્ય વસ્તુરૂપે હોય છે જ્યારે વિજ્ઞાનવાદી બૌદ્ધ મતમાં આવો અર્થ કેવળ વિજ્ઞાનાકાર હોઈ બાહ્ય વસ્તુરૂપ હોતો નથી.

निघातादिव्यवस्थार्थं शास्त्रे यत्परिभाषितम् ।
साकाङ्क्षावयवं तेन न सर्वं तुल्यलक्षणम् ॥३॥

નિઘાત વગેરેની વ્યવસ્થા માટે (વ્યાકરણ)શાસ્ત્રમાં (વાક્યનું) જે શાસ્ત્રીય લક્ષણ આપવામાં આવ્યું છે તે 'આકાંક્ષાવાળા અર્થવાન્ અવયવો (=શબ્દો)નો સમૂહ (એટલે વાક્ય)' એવા (મીમાંસકોક્ત) લક્ષણ સાથે બધી રીતે સમાન નથી (૩)

"અવ્યય, કારક અને વિશેષણ સાથેનું ક્રિયાપદ વાક્ય (બને) છે" (आख्यातं साव्ययकारकविशेषणं वाक्यम् । પા. સૂ. ૨. ૧. ૧ વાર્તિ. ૯) અને "એક ક્રિયાપદ(વાળા શબ્દસમૂહ) ને વાક્ય (કહે છે)" (एकतिङ् । પા. સૂ. ૨ ૧ ૧ વાર્તિ. ૧૦). આવી વ્યાખ્યા વૈયાકરણ કાત્યાયને આપેલી છે "આ લાકડી છે તેના વડે પકડ", આ વાક્યમાં 'લાકડી' અને "તેના વડે પકડ" વચ્ચે સામર્થ્ય હોઈને હર (પકડ) માં પા સૂ. तिङ्ङतिङः । ૮.૧.૨૮. પ્રમાણે, નિઘાત પ્રાપ્ત થશે પરતુ અહીં કાત્યાયનની વ્યાખ્યા પ્રમાણે બે વાક્યો છે, એક નહિ; અને નિઘાત તો શબ્દો એક જ વાક્યમાં હોય તો જ પ્રાપ્ત થાય અહીં તો બે વાક્યો છે, 'નદીના કિનારે રહે છે કાકો' (नद्यास्तिष्ठति कूले ।)માં 'નદીના' અને 'ઊભો રહે છે.' વચ્ચે સામર્થ્ય નથી છતાં બંને શબ્દો એક જ વાક્યમાં આવતા હોવાથી

નિઘાત પ્રાપ્ત થશે. કયા શબ્દો એક જ વાક્યમાં છે અને કયા શબ્દો જુદાં વાક્યોમાં છે એ નક્કી કરનારી વાક્યની વ્યાખ્યા કાત્યાયને આપી છે. મીમાંસકોને સંમત વાક્યલક્ષણ માનીએ તો 'આ લાકડી છે તેના વડે પકડ' એવા (સાકાંક્ષ પદસમૂહરૂપ) વાક્યમાં હર (પકડ)ને નિઘાત પ્રાપ્ત થશે. આ રીતે વૈયાકરણ અને મીમાંસક મતમાં વાક્યની વ્યાખ્યાઓ સર્વત્ર એકસરખી લાગુ પડતી નથી.

साकाङ्क्षावयवं भेदे परानाकाङ्क्षशब्दकम् ।
कर्मप्रधानं गुणवदेकार्थं वाक्यमुच्यते ॥४॥

(વાક્યમાંથી) છૂટા પડ્યા હોય ત્યારે આકાંક્ષાવાળા અવયવો (=શબ્દો) વાળો (પરંતુ અવયવો છૂટા પડ્યા ન હોય ત્યારે) બીજા (વાક્યની બહારના) શબ્દોની આકાંક્ષા વિનાનો, ક્રિયાપદપ્રધાન, વિશેષણપદોવાળો અને એક પ્રયોજનવાળો (શબ્દસમૂહ) વાક્ય કહેવાય છે. (૪)

મીમાંસક મતમાં અહીં વાક્યની વ્યાખ્યા આપી છે. તે પ્રમાણે શબ્દસંઘાત એટલે વાક્ય અને સંસર્ગ એ વાક્યાર્થ છે. કર્મપ્રધાન એમ કહ્યું તેથી માત્ર આખ્યાત શબ્દ વાક્ય બનશે એવો મત ગુણવત્ એવું પદ ઉમેરવાથી દૂર થાય છે. અને ગુણવત્ એટલું જ કહ્યું હોય તો નીલો ઘટઃ એવો સંઘાત પણ વાક્ય કહેવાત. તેનો નિરાસ કરવા कर्मप्रधानम् કહ્યું છે.

सम्बोधनपदं यच्च तत्क्रियाया विशेषकम् ।
व्रजानि देवदत्तेति निघातोऽत्र तथा सति ॥५॥

હે દેવદત્ત, "હું જાઉં" એ (વાક્ય)માં હે દેવદત્ત એવું જે સંબોધન (વિભક્તિવાળું) પદ છે "તે હું જાઉં" એવા ક્રિયા(શબ્દ)નું વિશેષણ છે, તેમ હોવાથી હે દેવદત્ત એવા સંબોધનશબ્દમાં નિઘાત પ્રાપ્ત થાય છે (૫)

व्रजानि देवदत्त એવા વાક્યમાં देवदत्त (હે દેવદત્ત) શબ્દ અવ્યય, કારક, કારકવિશેષણ કે ક્રિયાવિશેષણ નથી તેથી आमन्त्रितस्य च । પા. સૂ. ૮. ૧. ૧૯ (સંબોધનાન્ત શબ્દનો નિઘાત પ્રાપ્ત થાય છે) એવા નિયમ પ્રમાણે નિઘાત થશે નહિ પરંતુ કાત્યાયનના વાક્યની વ્યાખ્યામાંના विशेषणम् શબ્દથી क्रियाविशेषणम् એવો અર્થ પણ પ્રાપ્ત થાય છે. તેથી देवदत्त-ને व्रजानिનું વિશેષણ માનતાં સૂત્રની પ્રાપ્તિ થતાં નિઘાત થશે. व्रजानि એટલે 'મને જવા દે.'

यथानेकमपि क्त्वान्तं तिङन्तस्य विशेषकम ।
तथा तिङन्तं तत्राहुस्तिङन्तस्य विशेषकम् ॥६॥

क्त्वा (પ્રત્યય) જેને અંતે છે તેવા (स्नात्वा, भुक्त्वा, पीत्वा વગેરે) અનેક શબ્દો જેમ (व्रजति એવા) ક્રિયાશબ્દનાં વિશેષણ બને છે તેમ એક ક્રિયાશબ્દ બીજા ક્રિયાશબ્દનું વિશેષણ બને છે તેમ (તેઓ) જણાવે છે. (૬)

કાત્યાયનની વ્યાખ્યા પ્રમાણે आख्यातम् એકવચનાન્ત શબ્દ કોઈ વાક્યમાં એક જ ક્રિયાશબ્દ (=ક્રિયાપદ) હોવો જોઈએ એવો આક્ષેપ કરવામાં આવે તો એમ કહી શકાય કે स्नात्वा पठित्वा, भुक्त्वा व्रजति(નાહીને, રાંધીને, જમીને તે જાય છે)માં જેમ અનેક क्त्वान्त

ક્રિયારૂપો (કૃત્યર્થકૃદતો) व्रजति એવા મુખ્ય ક્રિયાશબ્દના વિશેષણો છે તે પૂર્વ स्नाति ततः पचति ततो व्रजति । માં व्रजति એવા મુખ્ય ક્રિયાશબ્દના બીજા ક્રિયાશબ્દો स्नाति, पचति વિશેષણો છે. તેથી એક વાક્યમાં અનેક ક્રિયાશબ્દો હોઈ શકે

यथैक एव सर्वार्थप्रत्यय प्रविभज्यते ।
दृश्यभेदानुकारेण वाक्यार्थावगमस्तथा ॥७॥

જેમ બધા અર્થોનો બોધ કરાવનાર એક જ્ઞાનરૂપ (શબ્દતત્ત્વ)ને, જોયેલા પદાર્થો(ઘટ, પટ, વગેરે)ની ભિન્નતા પ્રમાણે જુદુ જુદું સમજવામા આવે છે તેમ વાક્યના અર્થને (શબ્દોના અર્થ પ્રમાણે જુદો) સમજવામાં આવે છે. (૭)

કારિકા ૪ માં વાક્યને एकार्थम् કહ્યુ છે આના અનુસધાનમાં કારિકાઓ ૭થી ૧૪ સુધીમાં અખંડ વાક્ય અને અખડ વાક્યાર્થની ચર્ચા કરવામાં આવી છે ભર્તૃહરિ અખંડ વાક્યરૂપ શબ્દતત્ત્વને સ્વીકારે છે એમ કહી શકાય આવા અખડ વાક્યતત્ત્વને પુણ્યરાજ અખડ વાક્યસ્ફોટ કહે છે અખડ વાક્યમા જુદા જુદા શબ્દો અને તેમના અર્થો અત્યત સમન્વિત અને સમિશ્ર છે. જેમ શબ્દો અને જેમના અવયવો એવા વર્ણોમાં ભિન્નતા લાગે તેમ માત્ર બાહ્ય દૃષ્ટિએ વાક્ય અને તેના અવયવોમા ભિન્નતા લાગે છે, પણ વાક્ય અને તેના અવયવોમાં અને વાક્યાર્થ અને શબ્દાર્થોમાં કશો વાસ્તવિક ભેદ નથી.

चित्रस्यैकस्वरूपस्य यथा भेदनिदर्शनै ।
नीलादिभि समाख्यान क्रियते भिन्नलक्षणै ॥८॥

तथैवैकस्य वाक्यस्य निराकाङ्क्षस्य सर्वत ।
शब्दान्तरै समाख्यान साकाङ्क्षैरनुगम्यते ॥९॥

જેમ એક (અને અખંડ) સ્વરૂપવાળા ચિત્રને જુદા જુદા લક્ષણોવાળા અને ભિન્નતા (=ભેદ) દર્શાવનાર કાળા (પીળા, લાલ) વગેરે રગો વડે સ્પષ્ટ કરવામા આવે છે તેમ સર્વથા (અન્ય શબ્દોની) આકાંક્ષા વિનાના એવા એક વાક્યનુ પરસ્પર આકાક્ષાવાળા જુદા જુદા શબ્દો વડે વ્યાખ્યાન થાય છે. (૮-૯)

સુદર વાસ અને માધુર્યવાળા પીણામા, મોરના ઈડાના રસમાં, કોઈ સુદર ચિત્રના રૂપમાં, મનુષ્ય અને સિહ એમ બનેને એક સાથે દર્શાવતા નરસિહના રૂપમાં, ગાય અને ઘોડાના જેવા આકારોનો બોધ કરાવતા ગવયમા તથા ચિત્રના રૂપના જ્ઞાનમાં બાહ્ય ભિન્નતાઓ હોવા છતાં તેમનુ આંતર સ્વરૂપ એક જ હોય છે. તે પ્રમાણે વાક્ય અને વાક્યાર્થમા શબ્દો અને શબ્દાર્થોને કારણે દેખાતી ભિન્નતાઓ હોવા છતાં વાસ્તવમાં બને એક, અભિન્ન અને અખડ છે

यथा पदे विभज्यन्ते प्रकृतिप्रत्ययादय ।
अपोद्धारस्तथा वाक्ये पदानामुपपद्यते ॥१०॥

જેમ પદમાં પ્રકૃતિ, પ્રત્યય વગેરેને જુદા પાડવામા આવે છે તેમ વાક્યમાં પદોનુ વિશ્લેષણ પ્રાપ્ત થાય છે. (૧૦)

न वा पदस्यार्थे प्रयोगात्। (વા સૂ. ૧।૨।૬૪ વા. ૧૯) જણાવે છે કે પદ તેનાં પ્રકૃતિ અને પ્રત્યયને કારણે સાવયવ નથી કારણકે અર્થપ્રયોગ માટે પદનો જ પ્રયોગ થાય છે જેમ પદ વાસ્તવમાં પ્રકૃતિપ્રત્યય વડે અવયવવાન નથી તેમ વાક્ય પણ તેના અવયવો એવા શબ્દો વડે સાવયવ નથી

वर्णान्तरसरूपा च वर्णभागेषु दृश्यते ।

पदान्तरसरूपाश्च पदभागा अवस्थिता ॥११॥

જેમ વર્ણના અવયવોમાં અન્ય વર્ણો જેવું રૂપ દેખાય છે તેમ (વાક્યમાં) શબ્દોરૂપી અવયવો બીજા પદોના જેવા રૂપવાળા રહેલા પ્રાપ્ત થાય છે. (૧૧)

भागैरनर्थकैर्युक्ता वृषभोदकयावकाः ।

अन्वयव्यतिरेकौ तु व्यवहारनिबन्धनम् ॥१२॥

वृषभ (બળદ), उदक (પાણી) અને यावक (જવનું ખાદ્ય) જેવા શબ્દો (ऋषभ, उद અને याव જેવા) અર્થ વિનાના ભાગો વડે જોડાયેલા છે. અન્વય અને વ્યતિરેક (વડે તેમનું જ્ઞાન) વ્યવહાર(પ્રયોગ)નો આધાર છે (૧૨)

वृषभ, उदक અને यावकમાં ऋषभ, उद અને याव જેવા શબ્દોનો કશો અર્થ પ્રાપ્ત થતો નથી. વ્યાકરણશાસ્ત્રમાં પદમાં પ્રકૃતિ અને પ્રત્યય અર્થવાન્ હોય છે અન્વય અને વ્યતિરેકથી તેમના અર્થનું જ્ઞાન થાય છે. અન્વયવ્યતિરેક પ્રક્રિયા માટે ઉપયોગી છે. વાસ્તવમાં નિરંશ પદની જેમ નિરંશ વાક્ય જ અર્થનું વાચક છે.

शब्दस्य न विभागोऽस्ति कुतोऽर्थस्य भविष्यति ।

विभागैः प्रक्रियाभेदमविद्वान्प्रतिपद्यते ॥१३॥

શબ્દનો (જ્યારે) વિભાગ હોતો નથી ત્યારે અર્થનો ક્યાંથી હોય ? અજ્ઞાની (જુદા જુદા) વિભાગો વડે પ્રક્રિયા ભેદને સમજે છે. (૧૩)

જેમ પદમાં પ્રકૃતિપ્રત્યય વિભાગ કૃત્રિમ પ્રક્રિયા છે તેમ વાક્યમાં પદવિભાગ પણ કૃત્રિમ છે. વાસ્તવમાં વાક્ય અખંડ છે તેનો અર્થ અખંડ પ્રતિભારૂપ છે ભેદપૂર્વક ગ્રહણ એ તો શબ્દાત્મા અને અર્થાત્માના જ્ઞાનનું સાધન માત્ર છે શબ્દો અને વાક્યોના વિભાગ સમજ્યા વિના સંસૃષ્ટરૂપ શબ્દ અને વાક્યના અર્થનું જ્ઞાન થવું મુશ્કેલ છે. જેમ ભાષાના બધા શબ્દોને એક પછી એક દરરોજ પાઠ કરીને જાણી શકાય નહિ, તેમાં તો પ્રયત્નગૌરવ પ્રાપ્ત થાય, તેમ બધા શબ્દો અને વાક્યોના 'અર્થોનું જ્ઞાન પ્રકૃતિપ્રત્યયના જ્ઞાનથી' કે દરેક પદના જ્ઞાનથી શક્ય નથી એવું પણ બને કે કેટલાક हरिद्रु,(વૃક્ષવિશેષ), मितद्रु,(ઝડપી દોડનાર) दुर्दृश(મુશ્કેલીથી દેખાય તેવું) વગેરે શબ્દોના વિભાગો સમજવા સહેલા નથી.

पदप्रतिपत्तिपूर्विका हि सामान्यविशेषात्मकमहणोपाया लघुप्रक्रमा विभागेनाविभक्तस्य प्रतिपत्तिः प्रकृतिप्रत्ययादिप्रतिपत्तिवत् । गुरुप्रक्रमा त्वस्य संसृष्टरूपस्य प्रतिपत्तिरविभागेन प्रतिपदं पाठवत् । कुशलस्तु प्रतिपत्ता सर्वमेव भेदमभेदानतिक्रमेण पश्यति । प्रक्रियाभेदात्तु शास्त्रे विभागनिबन्धनम् ।

—स्वोपज्ञ

ब्राह्मणार्थो यथा नास्ति यथा ब्राह्मणकम्बले ।
देवदत्तादयो वाक्ये तथैव स्युरनर्थकाः ॥१४॥

ब्राह्मणकम्बल (બ્રાહ્મણનો કામળો એવા સમાસ) માં જેમ ब्राह्मण શબ્દનો કોઈ (જુદો) અર્થ નથી, તેમ (देवदत्त गां आनय દેવદત્ત ગાય લાવ એવા) વાક્યમાં દેવદત્ત વગેરે શબ્દો (જુદા) અર્થ વિનાના થશે (૧૪)

सामान्यार्थस्तिरोभूतो न विशेषेऽवतिष्ठते ।
उपात्तस्य कुतस्त्यागो निवृत्तः क्वावतिष्ठताम् ॥१५॥

અદૃષ્ટ બની ગયેલો સામાન્ય અર્થ વિશેષ અર્થમાં રહેતો નથી. એકવાર જેનો અર્થ પ્રાપ્ત થયો છે તેનો ત્યાગ કેવી રીતે કરી શકાય અથવા (એકવાર) અદૃષ્ટ બનેલ અર્થ (પછી) ક્યાં રહે? (૧૫)

મીમાંસકો અખંડ વાક્યમાં માનતા નથી. તેમના મતે પરસ્પર અન્વિત અને સાકાંક્ષ પદોનો સંઘાત એટલે વાક્ય આ મતનો અહીં વિરોધ કરવામાં આવ્યો છે. ક્રમમાં ઉચ્ચારાતાં પદોમાં જ્યારે બીજું પદ ઉચ્ચારાય ત્યારે પહેલું પદ વિનષ્ટ થયું હોય છે. પહેલા પદનો સામાન્ય અર્થ આમ વિનષ્ટ થયો. તે અર્થ બીજા પદમાં વિશેષ અર્થ કેવી રીતે દર્શાવે? સામાન્ય અર્થ દર્શાવનાર પદ તે અર્થ એકવાર પ્રાપ્ત થયા પછી (उपात्तस्य) તેનો ત્યાગ કેવી રીતે કરે? અને જો તે પદ પોતાનો અર્થ દર્શાવતું બંધ થયું છે એમ માનીએ તો (निवृत्त) તે અર્થ પછી ક્યાં રહેશે?

अशब्दो यदि वाक्यार्थः पदार्थोऽपि तथा भवेत् ।
एवं च सति संबन्धः शब्दस्यार्थेन हीयते ॥१६॥

વાક્યનો અર્થ જો શબ્દને આધારે પ્રાપ્ત થાય નહિ તો પદોનો અર્થ પણ તે જ પ્રમાણે વર્ણોને આધારે પ્રાપ્ત થશે નહિ. આમ બને તો શબ્દનો અર્થ સાથે સંબંધ નાશ પામશે. (૧૬)

देवदत्त गां आनय (દેવદત્ત ગાયને લાવ) એવા વાક્યમાં બધા શબ્દોમાંથી મળતો વિશેષ વાક્યાર્થ પ્રાપ્ત થાય છે. આવો અર્થ શબ્દોમાંથી પ્રાપ્ત થતો નથી, કારણકે ઉચ્ચરિત થયા પછી શબ્દો વિનષ્ટ બને છે, એમ માનીએ તો વાક્યાર્થપ્રાપ્તિ अशब्द અર્થાત્ 'શબ્દોના અર્થમાંથી થતી નથી એમ થયું. પદના અર્થ અંગે પણ આવી જ સ્થિતિ થાય. પદનો અર્થ વર્ણોના અર્થ ઉપર આધાર રાખશે નહિ. જો આમ થાય તો પદ અને તેના અર્થ વચ્ચે જે વાચ્યવાચક ભાવ સંબંધ છે તે રહેશે નહિ. મીમાંસકોને આ અભિપ્રેત નથી.

विशेषशब्दाः केषाञ्चित्सामान्यप्रतिरूपकाः ।
शब्दान्तराभिसंबन्धाद् व्यज्यन्ते प्रतिपत्तृषु ॥१७॥
तेषां तु कृत्स्नो वाक्यार्थः प्रतिभेदं समाप्यते ।
व्यक्तोपव्यञ्जना सिद्धिरर्थस्य प्रतिपत्तृषु ॥१८॥

કેટલાકને મતે વિશેષ (અર્થ દર્શાવનારા) શબ્દો સામાન્ય (અર્થ દર્શાવનાર) શબ્દોના જેવા હોય છે અને (વાક્યના) બીજા શબ્દો સાથે સંબંધમાં આવ્યા પછી સાંભળનારાઓને અર્થદૃષ્ટિએ સ્પષ્ટ બને છે. તેમને મતે વાક્યનો પૂરેપૂરો અર્થ દરેક (જુદા) શબ્દમાં સમાપ્ત થાય છે. જ્ઞાતાઓ (=શ્રોતાઓ) માટે (વાક્યના) અર્થની પ્રાપ્તિ ઉચ્ચારાયેલાં (અને અર્થને) અભિવ્યક્ત કરનારાં પદોને આધારે થાય છે. (૧૭-૧૮)

स व्यक्तः क्रमवाञ्छब्द उपांशु यमधीयते ।
अक्रमस्तु वितत्येव बुद्धिर्यत्रावतिष्ठते ॥१९॥

આ જે અત્યન્ત ધીમો ઉચ્ચારાય છે તે શબ્દ અવ્યક્ત અને ક્રમવાન્ છે. જ્યાં બુદ્ધિ વિસ્તાર પામી (જાણે કે ક્રમને પ્રાપ્ત કરી)ને રહેલી છે તે (ક્રમવાન્ જેવો દેખાતો શબ્દ વાસ્તવમાં) અક્રમ જ છે. (૧૯)

અખંડવાક્યપક્ષમાં 'એક અને અનવયવ શબ્દ વાક્ય છે' એ મતનો અહીં ઉલ્લેખ છે. વાક્ય હંમેશાં, અખંડ, અક્રમ, નિરંશ અને નિર્વિભાગ છે. તેમાં વર્ણો અને શબ્દો જેવા અવયવો પ્રક્રિયાકાર્ય માટે જ છે. વાસ્તવમાં આવા ભેદો હોતા નથી. આ અક્રમ શબ્દનો વિભક્ત અર્થાત્ વિભાગવાળો અવભાસ દ્રુત, મધ્યમ અને વિલમ્બિત એવી વૃત્તિઓને આધારે ધીમો (शनैः) મોટેથી (उच्चैः) ઘણો ધીમો (उपांशुः) અને અત્યંત ધીમો (परमोपांशुः) તથા ક્રમસંહારવાળો સમજાય છે. शनैः અ.ને उच्चैः અવભાસ બીજાઓ વડે સંવેદ્ય છે. બાકીના ત્રણ અન્યવડે અસંવેદ્ય છે. પ્રાણવૃત્તિનો યોગ હોય પરંતુ ધ્વનિને બીજો કોઈ સાંભળે નહિ તેને ઉપાંશુ કહે છે. પરમોપાંશુમાં પ્રાણવૃત્તિનો યોગ હોતો નથી, પરંતુ તેમાં ક્રમ તો હોય જ છે. સંહતક્રમમાં બુદ્ધિ કે પ્રાણશક્તિનો સમાવેશ રહેતો નથી. તે અક્રમ હોય છે

यथाक्षेपविशेषेऽपि कर्मभेदो न गृह्यते ।
अवृत्तौ व्यज्यते जातिः कर्मभिर्भ्रमणादिभिः ॥२०॥

वर्णवाक्यपदेष्वेवं तुल्योपव्यञ्जना श्रुतिः ।
अत्यन्तभेदे तत्त्वस्य सरूपेव प्रतीयते ॥२१॥

જેમ (દોરડા જેવી વસ્તુને) ઊંચે (ગોળ) ઘુમાવવાના કાર્યમાં દરેક ભ્રમણમાં ક્રિયાની ભિન્નતા (=વિશિષ્ટતા) સમજાતી નથી પરંતુ (વારંવાર) ભ્રમણો વગેરે ક્રિયાઓ વડે (ભ્રમણ)ક્રિયાજાતિનો બોધ થાય છે, તેમ વર્ણ, પદ અને વાક્યમાં સમાન સ્થાન-કરણ-અભિઘાત વાળા અભિવ્યંજક ધ્વનિઓ, શબ્દતત્ત્વ તેમનાથી અત્યંત ભિન્ન હોવા છતાં, સરખા રૂપવાળા હોય તેમ દેખાય છે. (૨૦-૨૧)

વાક્ય અંગે 'જાતિ: કર્મભિર્ભ્રમણાદિભિઃ' એ પદને અહીં સમજાવવામાં આવ્યો છે. ભ્રમણરૂપી કર્મજાતિ વિશિષ્ટ પ્રયત્નથી ઉત્પન્ન થતા ભ્રમણથી અભિવ્યક્ત થાય છે. ભ્રમણનો નિરૂપનારો અનેક ભ્રમણો જોતાં જોતાં અનેક ભ્રમણમાં આ જાતિને સમજે છે એ પ્રમાણે જ પદ અંગે પણ જે

વર્ણપદવાક્યમાં અભિવ્યંજક ધ્વનિ શબ્દતત્ત્વથી અત્યંત ભિન્ન હોવા છતાં એક સરખા ઉપવ્યંજન અર્થાત્ સ્થાનકરણ-અભિઘાતને કારણે, તેના જેવો સમજાય છે.

एवं वर्णपदवाक्येषु श्रुतिरभिव्यञ्जको ध्वनि. अत्यन्तभेदे तत्त्वस्य वर्णपदवाक्यस्फोटलक्षणस्य साभिव्यञ्जका सरूपेव प्रतीयते परमार्थतो भिन्नाऽपि सती । कीदृशी । तुल्योपव्यञ्जनेति । तुल्यः सदृश उपव्यञ्जन. स्थानकरणाभिघातलक्षणो यस्या. सा तथेति । तेन भिन्नप्रयत्नोदीरित-ध्वन्यभिव्यक्तोऽप्य जातिस्फोटो विलक्षण एवेति बोद्धव्यम् ।—पुण्यराज

नित्येषु तु कुत पूर्वं परं वा परमार्थत. ।
एकस्यैव तु सा शक्तिर्द्वैवमवभासते ॥२२॥

નિત્ય ભાવોમાં પરમાર્થદૃષ્ટિએ પૂર્વ કે પર ક્યાંથી હોય? એક (અક્રમ અને નિર્વિભાગ એવા વાક્યતત્ત્વ)ની જ તે શક્તિ છે, જે આમ, (ક્રમવાન્ અને સભાગ) ભાસે છે. (૨૨)

નિત્ય એવા શબ્દ(=વાક્ય)તત્ત્વમા રહેલ કાલ નામે કર્તૃશક્તિ કોઈ વાર કાર્યના ઉત્પત્તિને અટકાવે છે તો કોઈવાર આવકારે છે. તેથી પૌર્વાપર્યરૂપ ક્રમ તેમા ભાસે છે.

चिरं क्षिप्रमिति ज्ञाने कालभेदादृते यथा ।
भिन्नकाले प्रकाशेते स धर्मो ह्रस्वदीर्घयो ॥२३॥

(આ) ધીમું (છે), (આ) ઝડપી (છે) એવાં જ્ઞાન (વાસ્તવમાં) કાલભેદ ન હોવા છતાં જેમ જુદા જુદા સમયનાં હોય તેમ સમજાય છે, તેવી રીતે હ્રસ્વ અને દીર્ઘનો સ્વભાવ પણ સમજવો (૨૩)

જ્ઞાનમાં ચિર, ક્ષિપ્ર એવા ભેદ હોતા નથી, તેમાં કાલભેદ પણ હોતો નથી, છતા વસ્તુગત ભેદને કારણે ભેદનો નિર્ભાસ સમજાય છે તે જ પ્રમાણે શબ્દતત્ત્વમાં ચિર કે ક્ષિપ્ર જેવા કાલભેદો ન હોવા છતા વ્યંજકધ્વનિઓની ભિન્નતાને કારણે તે શબ્દતત્ત્વ ભેદવાન્ ભાસે છે.

न नित्य क्रममात्राभि कालो भेदमिहार्हति ।
व्यावर्तिनीना मात्राणामभावे कीदृश क्रम ॥२४॥

નિત્ય એવો કાલ ક્રમવાળા અવયવોની (ભિન્નતા)ને કારણે ભેદ દર્શાવી શકે નહિ. (પૂર્વાપરરૂપે) વારવાર પ્રાપ્ત થતા ક્રિયાભેદોને અભાવે ક્રમ ક્યાંથી પ્રાપ્ત થાય? (૨૪)

કાલને નિત્ય (એક અને વિભુ) માનીને ક્રમમાત્રાઓ અર્થાત્ પદાર્થોના અવયવોના ક્રમની ભિન્નતા કાલમા આરોપ કરવામા આવે તો પણ નિરંશ કાલ ભેદવાન થશે નહિ. તેથી તે ક્રમવાન્ પણ થશે નહિ, અને અંતે વાક્યભેદ પણ થશે નહિ. પરંતુ જો એમ કહેવામા આવે કે નિત્ય અને એક એવો કાલ પૂર્વાપર સ્વભાવવાળા પદાર્થોથી જુદો નથી તેથી પદાર્થોનો તેમા આશ્રય હોવાથી કાલમાં ક્રમ, યૌગપદ્ય વગેરે પ્રાપ્ત થશે, તો તેના જવાબમા એમ કહીશુ કે આવા ઉદય અને વિનાશવાળા ભાવોમા વળી ક્રમ શાનો અને તેથી કાલ ક્રમવાન્ અને અનંત છે એમ કેમ કહેવાય?

ताभ्यो या जायते बुद्धिरेका सा भागवर्जिता ।
सा हि स्वशक्त्या भिन्नेव क्रमप्रत्यवमर्शिनी ॥२५॥

તેમનાથી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે એક અને નિર્વિભાગ છે. તે (અભિન્ન હોવા છતાં) પોતાની શક્તિને કારણે ભિન્ન હોય તેમ ક્રમને જાહેર કરનારી બને છે. (૨૫)

બુદ્ધિ પ્રકાશસ્વરૂપ હોવાને કારણે એક અને નિર્વિભાગ છે. તેનામાં સંસર્ગી કે વિરોધી પદાર્થોનાં જુદાં જુદાં તત્ત્વો સંભવતાં નથી.

सा त्वेका भागवर्जिता बुद्धिः वस्वात्मस्वरूपस्वात्माभासानां क्रमवतीर्गौर्णर्वियाणां तद्रूपापरित्या-गेनासंहार्यमपि संहृत्येव प्रत्यवमृशति । —स्वोपज्ञ.

क्रमोल्लेखानुषङ्गेण तस्यां यद् बीजमाहितम् ।
तस्यनानात्वयोस्तस्य निरुक्तिर्नावतिष्ठते ॥२६॥

તે (બુદ્ધિ)માં ક્રમનિષ્ઠ પદાર્થને નિરૂપતા સંબંધને કારણે જે (સંસ્કાર) બીજ સ્થપાયું છે, તે (બુદ્ધિ સાથે) એકરૂપ છે કે જુદું છે તેની સ્પષ્ટતા થતી નથી. (૨૬)

પદાર્થોની ભિન્નતાને કારણે બુદ્ધિમાં જે વાસનારૂપી સંસ્કારબીજ સ્થપાય છે તે બુદ્ધિથી જુદું છું કે એકરૂપ છે એમ બે પક્ષ સમજાશે. જો તેનાથી તે જુદું હોય તો કર્મવ્યવહાર ક્યાંથી સંભવે ? જો એક હોય તો તે એક અને નિર્વિભાગ બુદ્ધિ પદાર્થોની ભિન્નતાને કારણે કાલવ્યવહાર કેવી રીતે ચાલુ રાખી શકે ?

तत्र विरुद्धफलानां मात्रोपहितानामात्मशक्तिबीजानामेकस्यां बुद्धौ लौकिकमेकत्वं लौकिकं वा नानात्वं निर्वक्तु न शक्यते । —स्वोपज्ञ.

भावनासमये त्वेतत्क्रमसामर्थ्यमक्रमम् ।
व्यावृत्तभेदो येनार्थो भेदवानुपलभ्यते ॥२७॥

આ અક્રમ વાક્ય (પદના અર્થ માટેની પ્રક્રિયા)ના વિચાર વખતે ક્રમ માટે શક્તિવાળું હોય તેમ સમજાય છે. તેથી ભેદ વિનાનો તેનો અર્થ ભેદવાન્ હોય તેવો પ્રાપ્ત થાય છે. (૨૭)

દિશા એક જ છે પરંતુ જ્યારે આપણે ઊંચું, નીચું, ત્રાંસું, એમ બોલીએ છીએ ત્યારે વાસ્તવમાં દિશાના વિભાગો ન હોવા છતાં, તેના વિભાગો સમજાય છે.

ऊर्ध्वमधस्तिर्यगित्येकत्वेऽपि दिशो यथायथं [illegible] सर्वशक्तिः । मूर्त्यादि-गुणा [illegible] । एवं तु वाक्यं [illegible] नानात्वं व्यवहारेण ।—स्वोपज्ञ

पदानि वाक्ये तान्येव वर्णास्ते च पदे यदि ।
वर्णेषु वर्णभागाना भेद. स्यात्परमाणुवत् ॥२८॥
भागानामनुपश्लेषान्न वर्णो न पदं भवेत् ।
तेषामव्यपदेश्यत्वात्किमन्यद्व्यपदिश्यताम् ॥२९॥

વાકયમા જો તે જ પદો હોય (જે વાકયની બહાર જુદા પ્રાપ્ત થાય છે) અને જો પદોમા તે જ વર્ણો હોય (જે પદોની બહાર જુદા પ્રાપ્ત થાય છે) તો પરમાણુઓની જેમ વર્ણોમા (પણ) વર્ણભાગો વચ્ચે ભેદ સમજાશે ભાગોનું અસ્તિત્વ ન હોઈ) ભાગોનો પરસ્પર સંબંધ ન હોવાથી વર્ણ કે પદ પ્રાપ્ત થશે) નહિ. તે (વર્ણો, પદ અને વાકય) જો નિશ્ચયકારક (=મુખ્ય ઉલ્લેખ) થઈ ન શકે તો તેમનાથી જુદુ બીજુ શુ (વાચક તરીકે) નિશ્ચિત કરી શકાશે (૨૮–૨૯)

જે એમ માને છે કે વાક્યથી સ્વતંત્ર એવા પદો હોતા નથી, તે પદો જ સમૂહરૂપે એકત્ર બને છે અને તેમનાથી સ્વતંત્ર એવુ નિરંશ અને અખંડસ્વભાવ વાકય હોતુ નથી, તે એમ પણ સમજે છે કે પદોમા પણ વર્ણોથી સ્વતંત્ર બીજુ કશુ હોતુ નથી અને વર્ણોમા પણ વર્ણાવયવોથી સ્વતંત્ર બીજુ કશુ હોતુ નથી આ પ્રમાણે સર્વત્ર ભાગભેદ થાય છે તેથી પદસમૂહ એ જ વાકય છે એવા મતનો અહી વિરોધ કરવામા આવ્યો છે

तथा च क्रमवतामलब्धयौगपद्याना भागानामन्योन्यासम्पर्शान्न वर्णो नाम कश्चिदेव पद वा स्यते । अव्यपदेश्यत्वाद्धि तेषु प्रतिभाग व्यवहाराभावात् किं तदेकमस्ति शब्दरूप यदिद तदित्युपा यायेत । —स्वोपज्ञ

यदन्त शब्दतत्त्व तु भागैरेकं प्रकाशितम् ।
तमाहुरपरे शब्द तस्य वाक्ये तथैकताम् ॥३०॥
अर्थभागैस्तथा तेषामान्तरोऽर्थ प्रकाश्यते ।
एकस्यैवात्मनो भेदौ शब्दार्थावपृथक्स्थितौ ॥३१॥

(હૃદયમા) અંદર રહેલુ (જ્ઞાનરૂપ) શબ્દતત્ત્વ જે (ધ્વનિઓરૂપે રહેલા) અવયવો વડે સ્પષ્ટ બને છે તેને બીજા (આચાર્યો) શબ્દ કહે છે વાકયમા (પણ) તેવી જ રીતે (શબ્દતત્ત્વનુ તે) એકત્વ કહેવાયુ છે (તે ઉપરાત) તેમના મત પ્રમાણે તે (વાકયનો) આન્તર અર્થ તેના અવયવોના અર્થ વડે વ્યકત થાય છે. શબ્દ અને અર્થ એક જ (આન્તર) તત્ત્વના બે જુદા નહિ રહેલા વિભાગો છે (૩૦–૩૧)

અહી બુદ્ધયનુસંહાર અર્થાત્ આન્તર એકત્વ રૂપ વાકયનો ઉલ્લેખ છે આ આન્તર શબ્દતત્ત્વ એક, નિર્વિભાગ, ક્રમહીન અખંડ અને શબ્દાર્થરૂપ છે વાકયરૂપ બાહ્ય અવભાસવાળુ આન્તર તત્ત્વ સક્રમરૂપે ભાસે છે તે બાહ્ય અક્ષરચિહ્નોના સમૂહ જેવુ ભાસે છે. ખંડ પક્ષને માનનારા તે અક્ષરચિહ્નોને જ વાકય સમજે છે.

બુદ્ધયપરાન્તે નાદૈરેક પ્રકાશિતમ્ । એવો પાઠ સ્વીકાર્યો છે ભરતમિશ્રના સ્ફોટસિદ્ધિમાં बुद्धयनुसहारमन्तस्तत्त्वमेक भागै प्रकाशितमपर शब्दमाहु (પૃ ૨૧–૨૬) વચનોથી જે ભાગૈરેક પ્રકાશિતમ્ । એવો પાઠ અવતાર્યો છે તે યોગ્ય લાગે છે, કારણ કે સ્વોપજ્ઞમા क्रमवद्भिर्भागै रक्रम प्रकाश्यते, तदव मुख्य शब्दस्यात्मरूपमित्यपरे मन्यन्त । આ પ્રમાણે વ્યાખ્યાન આપવામા આવ્યુ છે.

અહીં પ્રતિભારૂપ વાક્યાર્થ એક અને અખંડ છે એવો વિચાર પ્રાપ્ત થાય છે. જેમ વાક્ય આંતર બુદ્ધ્યનુસંહારરૂપ છે તેમ વાક્યાર્થ પણ આંતર બુદ્ધ્યનુસંહારરૂપ છે. ત્રીસમી કારિકામાં અખંડ વાક્યનો ઉલ્લેખ હોવાથી આ કારિકામાં શબ્દ અને અર્થથી વાક્ય અને વાક્યાર્થનો ઉલ્લેખ સમજવાનો છે

અવ્યપદેશ્ય અને અનિત્ય એવા શબ્દભાગો કે વર્ણભાગો વડે પ્રાપ્ત થતું વાકૃતત્વ અભિન્ન અને મુખ્ય શબ્દાત્મા છે તે વ્યવહારમાં બાહ્ય અર્થ સાથે એકત્વને પામીને અર્થબોધ કરાવે છે. સ્વોપજ્ઞમાં પ્રાપ્ત થતા સૂક્ષ્મ વ્યાખ્યાન પ્રમાણે (૧) તે બાહ્ય શબ્દાર્થ છે અને તે આંતર નિત્ય શબ્દાત્માની અભિન્ન અભિવ્યક્તિ રૂપે છે (૨) સર્વ પદાર્થોને નિત્ય માનીએ તો તેમની શબ્દ દ્વારા અભિવ્યક્તિ થતાં તેમનો બોધ થશે. (૩) પદાર્થ બુદ્ધિમાં પ્રતિબિંબિત થતાં, તેમનું જ્ઞાન થાય છે. આ ત્રણેય મતમાં આન્તર શબ્દાત્મા અને અર્થાત્મા એક અને અખંડ છે એમ સમજવાનું છે

प्रकाशकप्रकाश्यत्वं कार्यकारणरूपता ।
अन्तर्मात्रात्मनस्तस्य शब्दतत्त्वस्य सर्वदा ॥३२॥

તે આન્તર તત્ત્વરૂપ શબ્દાત્માનો હંમેશાં પ્રકાશક-પ્રકાશ્યરૂપ અને કાર્ય-કારણરૂપ સ્વભાવ છે. (૩૨)

આન્તર શબ્દાત્માની બે પ્રકારની શક્તિઓ છે, એક પ્રકાશકપ્રકાશ્યરૂપે અને બીજી કાર્યકારણરૂપે બંને એકબીજા ઉપર આધૃત છે. પ્રકાશક કારણરૂપે છે અને પ્રકાશ્ય કાર્યરૂપે છે.

तस्यैवास्तित्वनास्तित्वे सामर्थ्ये समवस्थिते ।
अक्रमे क्रमनिर्भासे व्यवहारनिबन्धने ॥३३॥

તે (શબ્દાત્મા)ની જ અસ્તિત્વ અને નાસ્તિત્વ એવી (બે) શક્તિઓ છે. ક્રમવિનાની એવી તેમનામાં ક્રમની પ્રતીતિ, (માત્ર) વ્યવહારકાર્યમાટે છે. (૩૩)

सम्प्रत्ययप्रमाणत्वात्पदार्थास्तित्वकल्पने ।
पदार्थाभ्युच्चये त्यागादानर्थक्यं प्रसज्यते ॥३४॥

(પદના) અર્થના બોધને પ્રમાણ માનીને જો પદ અને તેના અર્થના અસ્તિત્વની કલ્પના કરવામાં આવે તો (પૂર્વ પૂર્વ પદોના) અર્થો સાથે (ઉત્તરોત્તર) પદોના અર્થોનું મિશ્રણ થવાથી તે (પૂર્વપૂર્વપદો)ના પોતાના અર્થોનો ત્યાગ થતાં તે અનર્થક બનશે (૩૪)

અહીં પદવાદીનું ખંડન રજૂ થયું છે. 'દેવદત્ત ગાયને લઈ આવ' એ વાક્યમાં અગાઉનાં પદો જેવાં કે 'દેવદત્ત, ગાયને' વગેરેના અર્થ સાથે પછીના પદોના અર્થનું મિશ્રણ થતાં, તે અગાઉના પદોના અર્થનો ત્યાગ થશે અને તે અર્થ, સળંગ વાક્યાર્થ જણાવવા શક્તિમાન બનશે નહિ તો પછી વાક્યાર્થનો બોધ કેવી રીતે થાય ?

ततः पानर्थक्याद्योच्चारणवैकल्यादुच्चारिताद्वा तस्मात्पदान्न पदार्थप्रत्ययानुपपत्तेः किं निबन्धना वाक्यार्थप्रतीतिः स्यादिति यत्किञ्चिदेतत् । -पुण्यराज

राजशब्देन राजार्थो भिन्नरूपेण गम्यते ।
वृत्ताबाख्यातसदृश पदमन्यत्र युज्यते ॥३५॥

'રાજન્' શબ્દ તેના જુદા જુદા (વિભક્ત્યન્ત) રૂપોથી રાજા એવો અર્થ દર્શાવે છે 'રાજપુરુષ' એવી (સમાસ)વૃત્તિમા ક્રિયાપદ જેવુ રાજ(રાજ પુરુષ, હે પુરુષ તુ શોભા પામ) પદ (તેનાથી) જુદા અર્થમા વપરાય છે (૩૫)

જો વાક્યમા પદ જ સત્ય હોય તો બધે નિયત પદ જ પ્રાપ્ત થાય પરતુ તેમ થતુ નથી 'રાજન્ શબ્દ જુદી જુદી વિભક્તિઓમા જુદો જુદો અર્થ દર્શાવે છે 'રાજપુરુષ' માનુ 'રાજ પદ જો નિયત સમજીએ તો ત્યા તુ શોભા પામ' એવો ક્રિયાર્થ તે દર્શાવશે આમ હોવાથી પદોનુ આત્યતિક અસ્તિત્વ નથી

यथाश्वकर्ण इत्युक्ते विनवाश्वेन गम्यते ।
कश्चिदेव विशिष्टोऽर्थ सर्वेषु प्रत्ययस्तथा ॥३६॥

જેમ 'અશ્વકર્ણ' એમ બોલતા 'અશ્વ' એવા શબ્દભાગના (ઘોડો એવા) અર્થ વિના (સાલવૃક્ષ એવો) વિશિષ્ટ અર્થ સમજાય છે, તેમ બીજા સમાસોમા પણ (વિશિષ્ટ અર્થનો) બોધ થાય છે (૩૬)

અશ્વકર્ણ' સમાસનો અશ્વના કાન જેવા પાદડા જેને છે તે સાલવૃક્ષ એવો કોઈ અર્થ કરે તો તે અર્થપ્રદર્શન ગણાય તેનાથી પદોનુ સ્વતત્ર અસ્તિત્વ સિદ્ધ થતુ નથી.

वाक्येष्वर्थान्तरगते सादृश्यपरिकल्पने ।
केषाञ्चिद् रूढिशब्दत्वं शास्त्र एवानुगम्यते ॥३७॥

(સમાસના અર્થ અને વિગ્રહના અર્થની વચ્ચે) સાદૃશ્યની કલ્પના કરવામા આવવા છતા કેટલાક સમાસોમા (વિગ્રહ) વાક્યથી જુદા અર્થની પ્રાપ્તિ થતી હોવાથી (વ્યાકરણ)શાસ્ત્રમા તેને રૂઢિ શબ્દો સમજવામા આવે છે (૩૭)

રાજપુરુષ અને તૈલપાયિક સમાસો વિગ્રહના અર્થના દૃષ્ટિએ જુદા છે 'રાજપુરુષ' મા સમાસનો અર્થ અને વિગ્રહનો અર્થ સરખો છે તેથી તેને રૂઢિ શબ્દ મનાશે નહિ તૈલપાયિકને રૂઢિ શબ્દ સમજવો પડશે કારણ કે તેલ પીનાર' એવા વિગ્રહ વાક્યનો અર્થ સમાસના અર્થ 'વ દા'થી જુદો છે

उपादायापि ये हेयास्तानुपाया प्रचक्षते ।
उपायाना च नियमो नावश्यमवतिष्ठते ॥३८॥

(પહેલા) સ્વીકારીને પછી જેમને તજવામા આવે તેમને ઉપાય કહે છે ઉપાયો માટે કોઈ નિશ્ચિત નિયમ નથી (૩૮)

વ્યાકરણશાસ્ત્રમા શુદ્ધ શબ્દરૂપની પ્રાપ્તિ માટે સમાસ તદ્ધિત, કૃત્પ્રત્યય, એકશેષ વગેરેમાના શબ્દોનો વિચાર કરવામા આવે છે આવા શબ્દોનુ કાર્ય સમાપ્ત થતા તેમને તજવામા આવે છે સ્વર અગેના નિયમો અગે પણ તેમજ છે આવા શબ્દોનુ એમન્ત મહત્વ કશુ નથી કાર્યસિદ્ધિ થયા પછી તેમને છોડી દેવામા આવે છે

अर्थं कथंचित्पुरुषः कश्चित्संप्रतिपद्यते ।
संसृष्टा वा विभक्ता वा भेदा वाक्यनिबन्धना ॥३९॥

(શબ્દોના) અર્થને વ્યક્તિ કોઈ પણ રીતે પ્રાપ્ત કરે છે. વાક્યના અવયવો (= પદોના બધા અર્થો) વાક્યમાંથી જ પ્રાપ્ત થાય છે, ભલે પછી તે (અવયવો વાક્યમાં પરસ્પર) જોડાયેલા હોય કે વિભક્ત હોય. (૩૯)

श्रोत्रियंश्छन्दोऽधीते । પા. સૂ. ૫।૨।૮૪ ('છન્દસ્' ભણેલો એવા અર્થમાં અનિયમિત શ્રોત્રિયન્ શબ્દ થયો છે) સૂત્રમાં શ્રોત્રિયન્ શબ્દ छन्दः अधीते । (વેદનું અધ્યયન કરે છે. એવા વાક્યનો અર્થ દર્શાવે છે.) छन्दस् શબ્દને श्रोत્ર આદેશ થાય છે. તે શ્રોત્ર ને "તેનું અધ્યયન કરે છે", એ અર્થમાં घन् પ્રત્યય લગાડાય છે; અથવા શ્રોત્રિયમ્ એટલે શ્રોત્ર (કાન) વડે કરવામાં આવેલું કાર્ય (श्रोत्राभ्यां कृत कर्म । પા. સૂ. ४।२।८४ પરનું ભાષ્ય) અર્થાત્ छन्दस् નું અધ્યયન એવો અર્થ પણ કેટલાકને મતે શક્ય છે.

सोऽयमित्यभिसंबन्धो बुद्‌ध्या प्रक्रम्यते यदा ।
वाक्यार्थस्य तदैकोऽपि वर्णः प्रत्यायकः क्वचित् ॥४०॥

'આ રીતે છે' એમ તાદાત્મ્યરૂપ સંબંધ બુદ્ધિ વડે જ્યારે ગ્રહણ કરવામાં આવે છે ત્યારે એક વર્ણ પણ વાક્યના અર્થનો બોધ કરાવનારો બને છે (૪૦)

વાક્ય અને વાક્યાર્થની એકતા જ્યારે વક્તાના મનમાં હોય છે ત્યારે વિભક્ત પદોના અર્થથી વાક્યાર્થની પ્રાપ્તિ થાય છે, એમ બનતું નથી. વાણીના સંબંધોને જાણનાર વ્યક્તિઓ (વાગ્યોગવિદ્.) એક વર્ણમાંથી પણ સમગ્ર વિચારને સમજી શકે છે. તેમના મનમાં વર્ણ, વર્ણસમૂહ એવું પદ અને પદસમૂહ એવું વાક્ય એવા ભેદો હોતા નથી.

केवलेन पदेनार्थो यावानेवाभिधीयते ।
वाक्यस्थं तावतोऽर्थस्य तदाहुरभिधायकम् ॥४१॥

(વાક્યના અવયવ નહિ એવા) એકલા પદ વડે જેટલો અર્થ દર્શાવવામાં આવે છે તેટલો જ અર્થ વાક્યમાં તે (અન્તર્ગત) હોય ત્યારે દર્શાવે છે. (૪૧)

પુણ્યરાજને મતે અહીં વાક્ય એટલે અભિહિતાન્વય મતમાં પદસંઘાત છે.

संबन्धे सति यत्त्वन्यदाधिक्यमुपजायते ।
वाक्यार्थमेव तं प्राहुरनेकपदसंश्रयम् ॥४२॥

જ્યારે પદો વાક્યમાં પરસ્પર સંસૃષ્ટ હોય છે ત્યારે જે વિશેષ અર્થ પ્રાપ્ત થાય છે તે વાક્યનો જ અર્થ છે અને તે અનેક પદો ઉપર આધાર રાખે છે. (૪૨)

અહીં સંસર્ગરૂપ વાક્યાર્થનો ઉલ્લેખ થયો છે. वीरः पुरुषः । એવા વાક્યમાં અને राज्ञः એવા પદમાં પ્રાતિપદિકાર્થ ઉપરાંત સંસર્ગ એવો અર્થ રહેલો છે. ग्रामौ, ग्रामाः વગેરે પદોમાં દ્વિત્વ, બહુત્વ વગેરે સંબંધરૂપ અર્થ તેના પ્રાતિપદિકાર્થ 'ગામડું' અર્થ

ઉપરાંત રહેલો છે. આવો અન્તર્ભૂત સંબંધ એકવચન, બહુવચન વગેરે માટે કારણરૂપ બને છે. દેવ: पचति । એવા વાક્યમાં નિઘાત (સ્વર)ની વ્યવસ્થા માટે અંતર્ગત સંસર્ગરૂપ સંબંધ રહેલો છે.

स त्वनेकपदस्थोऽपि प्रतिभेदं समाप्यते ।
जातिवत्समुदायेऽपि संख्यावत्कल्प्यते परैः ॥४३॥

તે (વાક્યાર્થ) અનેક પદો ઉપર આધાર રાખતો હોવા છતાં જાતિની જેમ પ્રત્યેક પદમાંથી વ્યક્ત બને છે. બીજા આચાર્યો તેને સંખ્યાની જેમ સમુદાયમાં રહેલો સમજે છે (૪૩)

જાતિ જેમ અનેક વ્યક્તિઓ ઉપર આધાર રાખે છે તેમ વાક્યાર્થ પણ પ્રત્યેક પદ ઉપર આધાર રાખે છે. બીજા મત પ્રમાણે જેમ દ્વિત્વ, બહુત્વ વગેરે સંખ્યાઓ અવયવોમાં પણ રહેલી છે અને સમુદાયમાં પણ રહેલી છે તેમ વાક્યાર્થ પણ અનેક પદોમાં રહેલો હોવા છતાં પ્રત્યેક પદોમાં રહેલો જણાય છે.

सर्वभेदानुगुण्यं तु सामान्यमपरे विदुः ।
तदर्थान्तरसंसर्गाद् भजते भेदरूपताम् ॥४४॥

भेदानाकाङ्क्षतस्तस्य या परिप्लवमानता ।
अवच्छिनत्ति संबन्धस्तां विशेषे निवेशयन् ॥४५॥

બીજા આચાર્યો વાક્યના અર્થને બધા અવયવો (=પદો)નું પરસ્પર અનુકુળ એવું સામાન્ય સમજે છે તે (સામાન્ય) બીજા (પદોના) અર્થો સાથે સંસર્ગથી ભિન્ન (અર્થ) રૂપને પ્રાપ્ત કરે છે; અવયવો(ના અર્થ)નો આકાંક્ષા રાખતા તે (વાક્ય)ની (અર્થ અંગે) જે અસ્પષ્ટતા છે તેને (દરેક ભિન્ન પદોના અર્થના) વિશેષમાં યોજીને (સંસર્ગરૂપ) સંબંધ દૂર કરે છે. (૪૪-૪૫)

પરિપ્લવમાનતા એટલે વાક્યની અર્થ અંગે અસ્પષ્ટતા (आकाङ्क्षावसरे अस्फुटरूपता । पु.)

कार्यानुमेयः संबन्धो रूपं तस्य न विद्यते ।
असत्त्वभूतमत्यन्तमतस्तं प्रतिजानते ॥४६॥

(સંસર્ગરૂપી) સંબંધનું અનુમાન (પદોના નવીન અર્થદર્શનરૂપી) કાર્ય ઉપરથી થાય છે તે સંસર્ગનું (વિશેષ) રૂપ (અર્થબોધ થયા પહેલાં) હોતું નથી; તેથી (કેટલાક આચાર્યો) તેને પદોના અર્થથી જુદું તેનું બિલકુલ અસ્તિત્વ નથી એમ જાહેર કરે છે (૪૬)

नियतं साधने साध्यं क्रिया नियतसाधना ।
स सन्निधानमात्रेण नियमः सम्प्रकाशते ॥४७॥

કારક(વિશેષ)માં ક્રિયા(વિશેષ) નિયત હોય છે અને ક્રિયા(વિશેષ) પણ કારક(વિશેષ)માં નિયત હોય છે. આવું નિયતત્વ (અન્ય પદના) માત્ર સાંનિધ્યથી સ્પષ્ટ થાય છે. (૪૭)

સાધ્ય અર્થાત્ ક્રિયા અને સાધન અર્થાત્ કારક પરસ્પર નિયત હોય છે. આ બંને વચ્ચેનું નિયતત્વ અન્યપદના સાંનિધ્યથી, આકાંક્ષાને કારણે, સ્પષ્ટ થાય છે.

गुणभावेन साकाङ्क्षं तत्र नाम प्रवर्तते ।
साध्यत्वेन निमित्तानि क्रियापदमपेक्षते ॥४८॥

વાક્યમાં નામ ક્રિયા(ના સંદર્ભ)માં ગૌણ હોઇને ક્રિયાપદની અપેક્ષા રાખે છે (અને) ક્રિયાપદ ક્રિયાનાં (અર્થ)સાધક નિમિત્તો(=કારકો)ની અપેક્ષા રાખે છે. (૪૭)

सन्त एव विशेषा ये पदार्थेषु व्यवस्थिताः ।
ते क्रमादनुगम्यन्ते न वाक्यमभिधायकम् ॥४९॥

(દેવદત્ત વગેરે) પદોના અર્થોમાં જે વિશેષો (વાક્યાર્થની અભિવ્યક્તિ થતાં પહેલાં) રહેલાં છે તે દરેક પદમાંથી ક્રમે ક્રમે વ્યક્ત બને છે. વાક્ય (ક્રમથી પ્રાપ્ત થતા અર્થ સિવાયના અર્થનું) અભિધાન કરતું નથી. (૪૯)

અહીં 'ક્રમ' વાક્ય છે એ મતને રજૂ કરવામાં આવ્યો છે.

शब्दानां क्रममात्रे च नान्यः शब्दोऽस्ति वाचकः ।
क्रमो हि धर्मो कालस्य तेन वाक्यं न विद्यते ॥५०॥

શબ્દોનો ક્રમ જ માત્ર (વાક્યના અર્થનું અભિધાન કરતો) હોવાથી બીજો કોઈ શબ્દ (વાક્યનો) વાચક નથી. ક્રમ એ કાલનો ધર્મ છે અને તેથી (ક્રમથી અતિરિક્ત એવા) વાક્યનું અસ્તિત્વ નથી. (૫૦)

ये च संभविनो भेदाः पदार्थेष्वविभाविताः ।
ते संनिधाने व्यज्यन्ते न तु वर्णेष्वयं क्रमः ॥५१॥

પદના અર્થોમાં જે (કર્તા, કર્મ વગેરે) ભેદો અન્તર્ભૂત છે પણ અજ્ઞાત રહેલા છે, તે એકબીજાના સાંનિધ્યથી અભિવ્યક્ત થાય છે; વર્ણમાં આવો ક્રમ નથી. (૫૧)

વાક્યમાં કર્તા, કર્મ, ક્રિયાપદ વગેરે દર્શાવનારા શબ્દોના અર્થો અન્તર્ભૂત હોય છે, પરંતુ જ્યાં સુધી તે એકબીજા સાથે સાંનિધ્ય ન પામે ત્યાં સુધી અને તેમને ચોક્કસ ક્રમ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી અભિવ્યક્ત થતા નથી. ક્રમને કારણે અર્થની અભિવ્યક્તિ માત્ર પદસંબંધે જ હોય છે, વર્ણો અંગે આવો ક્રમ પ્રાપ્ત થતો નથી. તેથી વર્ણોના ક્રમથી કે વર્ણસંઘાતથી વાક્ય થતું નથી.

वर्णानां च पदानां च क्रममात्रनिवेशिनी ।
पदाख्या वाक्यसंज्ञा च शब्दत्वं नेष्यते तयोः ॥५२॥

માત્ર ક્રમમાં જ પ્રાપ્ત થનારાં વર્ણો અને પદોને પદ અને વાક્ય એવી સંજ્ઞાઓ આપવામાં આવે છે; તે (વર્ણ અને પદ) ઉપરથી અર્થબોધ થતો નથી. (૫૨)

વર્ણસમૂહ કે પદસમૂહ વાક્ય નથી, પરંતુ પદક્રમ જ વાક્ય છે. વર્ણ અને પદ શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય હોવા છતાં અર્થવાચક બનતાં નથી અર્થાત્ વાચકત્વ વર્ણ કે શબ્દનું નહિ પણ શબ્દક્રમનું જ છે.

समानेऽपि तु शब्दत्वे दृष्ट सप्रत्यय पदात् ।
प्रतिवर्ण त्वसौ नास्ति पदस्यार्थमतो विदु ॥५३॥

(વર્ણ અને પદમાં) શબ્દત્વ (=શ્રોત્રેન્દ્રિયગ્રાહ્યત્વ) સરખુ હોવા છતા પદક્રમ માથી જ અર્થ જ્ઞાન થતુ દેખાય છે, દરેક વર્ણમાથી નહિ તેથી પદમાથી અર્થ પ્રાપ્ત થાય છે તેમ તેઓ કહે છે (૫૩)

यथा सावयवा वर्णा विना वाच्येन केनचित् ।
अर्थवन्त समुदिता वाक्यमप्येवमिष्यते ॥५४॥

આ (વર્ણસમુદાયરૂપ પદ )ના અવયવો એવા વર્ણો કોઈક (અર્થવાચક) તત્ત્વ વિનાના હોય છે, પર તુ સમુદાયમા હોય ત્યારે અર્થવાન હોય છે. વાકય અ ગે પણ આવી જ સ્થિતિ છે (૫૪)

શબ્દસઘાત મતનો અહીં ફરી વાર ઉલ્લેખ કરવામા આવ્યો છે

अनर्थकान्युपायत्वात्पदार्थेनार्थवन्ति वा ।
क्रमेणोच्चारितान्याहुर्वाक्यार्थं भिन्नलक्षणम् ॥५५॥

(વિનષ્ટ થતા હોવાથી અર્થપ્રાપ્તિ નહિ કરાવનારા પર તુ (વાકયના અર્થ માટે) પોતાના અર્થને કારણે, અર્થવાન્ બનનારા, ક્રમપૂર્વક ઉચ્ચારાયેલા પદો, (તેમના સ્વત ત્ર અર્થથી જુદો) વાકયાર્થ જણાવે છે (૫૫)

અહી ક્રમપક્ષનો ફરી વાર ઉલ્લેખ કરવામા આવ્યો છે

नित्यत्वे समुदायाना जातेर्वा परिकल्पने ।
एकस्यैकार्थतामाहुर्वाक्यस्याव्यभिचारिणीम् ॥५६॥

પદોના સમુદાયોને નિત્ય માનીએ કે (વાકય) જાતિની કલ્પના કરીએ, (કેવળ) વાકયની જ સળગ અર્થ દર્શાવવાની નિયત શક્તિ છે (૫૬)

અહી 'એક અનવયવશબ્દ' અર્થાત્ વાકયસ્ફોટ પક્ષનો ઉલ્લેખ છે, ઉપસહારરૂપે અહી પુનરુક્તિ કરતા જણાવ્યુ છે કે પદસમૂહ નહિ પરતુ એક અખડ વાકયસ્ફોટ જ પ્રતિભારૂપ વાકયાર્થ નિયત રીતે દર્શાવે છે

अभेदपूर्वका भेदा कल्पिता वाक्यवादिभि ।
भेदपूर्वानभेदांस्तु मन्यन्त पददर्शिन ॥५७॥

(અખડ સ્ફોટરૂપ) વાકયને સ્વીકારનારાઓએ અભેદવાળા પદ(ભેદો)ને કલ્પ્યા છે, જ્યારે પદવાદીઓ ભેદવાળા અભેદોને માને છે (૫૭)

ઉપરની કારિકાઓમા પદસઘાત, ક્રમ અને સ્ફોટ એમ ત્રણ પ્રકારના વાક્યસ્વરૂપો સમજાવવામા આવ્યા હવે 'આખ્યાત' એ વાક્ય છે એવા મતને સ્પષ્ટ કરશે

પા સૂ एनिस्तुशास्वृदृजुष क्यप् । (૩।૧।૧૦૯, एति, स्तु, शास्, वृ, दृ, जुष्, ને क्यप પ્રત્યય થાય છે)ના વાર્તિક ૨ ઉપરના ભાષ્યમા જણાવવામા આવ્યુ છે કે સૂત્રમાંના નિયમો પ્રમાણે પદકારોએ પદપાઠની યોજના કરવાની છે, અર્થાત્ પદકારોએ સૂત્રનિયમોને અનુસરવાનુ છે, સૂત્રનિયમોએ પદકારોને અનુસરવાનુ નથી (न लक्षणेन पदकारा अनुवर्त्याः पदकारैर्नाम लक्षणमनुवर्त्यम् ।) આ ઉપરથી ભાષ્યકાર સૂચવવા માગે છે કે પદો અસત્ય છે, પદવિભાગ કલ્પિત છે, પરતુ અજ્ઞાનીઓને બોધ આપવા માટે જ પદવિભાગ સમજાવવામા આવે છે આ મુદ્દો આ કારિકામા રજૂ થયો છે પુણ્યરાજ જણાવે છે કે સૂત્રકારને અને ભાષ્યકારને અખડપક્ષ માન્ય છે

पदप्रकृतिभावश्च वृत्तिभेदेन वर्ण्यते ।
पदानां संहिता योनिः संहिता वा पदाश्रया ॥५८॥

સહિતાનુ પદપ્રકૃતિત્વ જુદા જુદા સમાસો વડે વર્ણવાય છે, (જેમકે) પદોની પ્રકૃતિ(=આધાર) એટલે સહિતા અથવા પદો જેની પ્રકૃતિ અર્થાત્ આધાર છે તે સંહિતા. (૫૮)

અહી ऋग्वेदप्रातिशाख्य (૨.૧) માં પ્રાપ્ત થતી સહિતાની વ્યાખ્યા पदप्रकृतिः संहिताने બે રીતે સમજાવવામાં આવી છે. અખંડ પક્ષને સ્વીકારનારા पदाना प्रकृतिः પદોનો આધાર તે સહિતા એવુ અર્થઘટન કરે છે આવા અર્થઘટન પ્રમાણે સહિતા અખડ અને અપૌરુષેય એવુ વાક્ય છે અને પદો પૌરુષેય અને કલ્પિત છે

ખડપક્ષમા અર્થાત્ અન્વિતાભિધાનવાદીઓને મતે નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એવાં અપૌરુષેય પદો પરસ્પર સસર્ગથી અસત્ય એવા વાક્યરૂપે પરિણમે છે આ મતમાં પદો સહિતાની પ્રકૃતિ અર્થાત્ આશ્રયરૂપ આધાર છે

पदाम्नायश्च यद्यन्य संहिताया निदर्शक ।
नित्यस्तत्र कथं कार्यं पदं लक्षणदर्शनात् ॥५९॥

(સંહિતાથી) જુદો એવો પદામ્નાય (=પદપાઠ) જો સહિતાનો નિર્દેશ કરનારો અને નિત્ય હોય તો તે પદપાઠને નિયમો પ્રમાણે કેવી રીતે રચી શકાય? (૫૯)

અહી અગાઉ નિર્દેશેલ (કારિકા ૫૭, નોંધ) પતંજલિવચન न लक्षणेन पदकारा अनुवर्त्याः, पदकारैर्नाम लक्षणमनुवर्त्यम् । નો મત રજૂ કરવામાં આવ્યો છે પદકાર એટલે પદપાઠના રચયિતાઓ. આવા પદકારોએ વ્યાકરણના નિયમસમૂહ(લક્ષણ)ને અનુસરવાનુ છે કારણ કે આત્યંતિક રીતે પદો પૌરુષેય અને અનિત્ય છે.

ભાષ્યમાં રજૂ થયેલ પ્રથમ વાર્તિક सिद्धे शब्दार्थसम्बन्धे...शास्त्रेण धर्मनियम क्रियते । માં તો શબ્દને નિત્ય કહ્યો છે. આ અગે એવુ સમાધાન કરી શકાય કે પદોને નિત્ય માનો તો પણ તેવાં પદોમાં સહિતાની પુનારચના એ ઉત્પાદ્ય એવુ કાર્ય છે. તેથી અખડપક્ષને હાનિ પહોંચતી નથી.

प्रतिवर्णमसंवेद्यः पदार्थप्रत्ययो यथा ।
पदेष्वेवमसंवेद्यं वाक्यार्थस्य निरूपणम् ॥६०॥

પદના અર્થનું જ્ઞાન જેમ (તેના) દરેક વર્ણ ઉપરથી પ્રાપ્ત થતું નથી, તેમ વાક્યના અર્થનું નિરૂપણ તેના દરેક જુદા પદમાંથી થતું નથી. (૬૦)

આ મુદ્દાની સ્પષ્ટતા કરતાં સ્વોપજ્ઞ જણાવે છે કે જેમ દરેક વર્ણમાંથી પદના અર્થનું જ્ઞાન થતું નથી તેમ દરેક પદમાંથી વાક્યાર્થનો બોધ થતો નથી, કારણ કે વાક્યાર્થ દરેક સ્વતંત્ર પદમાં રહેલો હોતો નથી. વાક્યાર્થ પ્રકાશની જેમ સ્વયં પ્રકાશે છે અને તે સ્વયંપ્રકાશ હોવાથી અર્થબોધ માટે અત્યંત પ્રમાણભૂત છે.

वाक्यार्थः संनिविशते पदेषु सहवृत्तिषु ।
यथा तथैव वर्णेषु पदार्थः सहवृत्तिषु ॥६१॥

જેમ સાથે રહેનારાં પદોમાં વાક્યનો અર્થ રહેલો છે તેમ એક સાથે રહેલા વર્ણોમાં પદનો અર્થ રહેલો હોય છે. (૬૧)

પદવાદી જણાવે છે કે પદો કે વર્ણો નિષ્ફળ નથી. એક સાથે રહેલા વર્ણો કે એક સાથે રહેલાં પદો પદાર્થ અને વાક્યાર્થનો બોધ કરાવે છે. અહીં વિશિષ્ટ સંનિવેશથી જ પદો અને વર્ણો અર્થવાહક બને છે; તેથી અખંડપક્ષની દલીલ યોગ્ય નથી.

सूक्ष्मं ग्राह्यं यथान्येन संसृष्टं सह गृह्यते ।
वर्णोऽप्यन्येन वर्णेन संबद्धो वाचकस्तथा ॥६२॥

ગ્રહણ માટે યોગ્ય વસ્તુ સૂક્ષ્મ હોવા છતાં બીજા (પદાર્થ) સાથે રહેલ હોય ત્યારે જ ગ્રાહ્ય બને છે તેમ વર્ણ પણ બીજા વર્ણ સાથે સંબંધમાં હોય ત્યારે અર્થવાચક બને છે. (૬૨)

पदस्योच्चारणादर्थो यथा कश्चिन्निरूप्यते ।
वर्णानामपि सान्निध्यात्तथा सोऽर्थः प्रतीयते ॥६३॥

(એકલા) પદના ઉચ્ચારણથી જેમ કોઈક અર્થ સમજાય છે. તેમ વર્ણોના સાંનિધ્યથી પણ તે જ અર્થ સ્પષ્ટ થાય છે.(૬૩)

જેમ વર્ણો એકબીજા સાથે રહેવાથી તેમનાથી બનતા પદનો અર્થ સમજાય છે, તેમ પદો પણ એકબીજા સાથેના સંબંધથી વાક્યાર્થનાં વાચક બને છે. આમ હોઈને વર્ણ કે પદથી જુદું એવું વાક્ય સંભવી શકે નહિ.

प्राप्तस्य यस्य सामर्थ्यान्नियमार्था यतः श्रुतिः ।
तेनात्यन्तं विशेषेण सामान्यं यदि बाध्यते ॥६४॥

यजेतेति ततो द्रव्यं प्राप्तं सामर्थ्यलक्षणम् ।
व्रीहिश्रुत्या निवर्तेत न स्यात्प्रतिनिधिस्तदा ॥६५॥

(यजेत, यज्ञ કરવો, સાથેના) સામર્થ્ય (માત્ર)થી પ્રાપ્ત થતા વ્રીહિ શબ્દનું વેદમાં શ્રવણ નિયમાર્થ હોઈને જો સામાન્યનો વિશેષ વડે અત્યંત બાધ થતો હોય;

(અને) જો यजेत (યજ્ઞ કરવો) ક્રિયાપદ સાથેના સામર્થ્યથી પ્રાપ્ત થતા દ્રવ્ય-ની (=જવની) નિવૃત્તિ થતી હોય તો વ્રીહિનો પ્રતિનિધિ (=જવ) પ્રાપ્ત થશે નહિ (૬૪–૬૫)

यजेत (યજ્ઞ કરવો) શબ્દ વડે જેનાથી યજન કરવાનું હોય તે દ્રવ્ય અને જેનું યજન કરવાનું હોય તે દેવતા સામર્થ્ય માત્રથી જ સ્પષ્ટ થાય છે यजेत સાથે સામર્થ્યથી व्रीहिभिः (વ્રીહિ વડે) જોડાયેલ છે જ. હવે જ્યારે આવું સામર્થ્ય પ્રાપ્ત થતું હોય અને ફરી વાર व्रीहिभिः શબ્દનું ઉચ્ચારણ થાય તો બીજા દ્રવ્ય સામાન્યનો આ દ્રવ્યવિશેષ 'व्रीहि' બાધ કરશે, અર્થાત્ વ્રીહિ વડે જ યજ્ઞ કરવો, જવ વડે નહિ એમ થશે. આમ બને તો વ્રીહિ જ્યારે ન મળે ત્યારે તેનું પ્રતિનિધિ દ્રવ્ય 'જવ' યજ્ઞના કામમાં ન આવે અને યજ્ઞકાર્ય બંધ રાખવાની સ્થિતિ પ્રાપ્ત થાય.

तस्माद् व्रीहित्वमधिकं व्रीहिशब्दः प्रकल्पयेत् ।
द्रव्यत्वमविरुद्धत्वात्प्राप्त्यर्थः सन्न बाधते ॥६६॥

તેથી 'વ્રીહિત્વ'ના વિશેષ વિચારની 'વ્રીહિ' શબ્દ કલ્પના કરાવશે. 'પ્રાપ્તિ' એવા અર્થને દર્શાવતો હોવાથી દ્રવ્યત્વ એવા (સામાન્ય) અર્થનો તે બાધ કરતો નથી કારણ કે બંને (એકબીજાના) વિરોધી નથી. (૬૬)

સરખાવોઃ પુણ્યરાજ "तस्माद् द्रव्यमात्राक्षेपे व्रीहिशब्दोऽत्र प्राप्त्यर्थो व्रीहित्वमात्रप्राप्ण-प्रयोजनो व्रीहित्वमेवाधिकं कृत्वाऽभ्युपकल्पयन् प्रकटीकुर्वन् द्रव्यत्वं न बाधते, अविरुद्धत्वात् सामान्यस्य विशेषेण सहाविरोधात् ।

तेन चापि व्यवच्छिन्ने द्रव्यत्वे सहचारिणि ।
असंभवाद् विशेषाणां तत्रान्येषामदर्शनम् ॥६७॥

તે (વ્રીહિ) શબ્દ જ્યારે તેની સાથે ઉલ્લેખાતા (=સહચારી) (જવ વગેરે વિશેષ) દ્રવ્યોની વ્યાવૃત્તિ કરે છે ત્યારે બીજા દ્રવ્યવિશેષોનો અસંભવ હોઈને (તે) બીજા દ્રવ્યો પ્રાપ્ત થતાં નથી, (૬૭)

न च सामान्यवत्सर्वे क्रियाशब्देन लक्षिता ।
विशेषा न हि सर्वेषां सता शब्दोऽभिधायक ॥६८॥

(યજેત એવો) ક્રિયાશબ્દ જેમ સામાન્ય દ્રવ્યને દર્શાવે છે તેમ બધા વિશેષ દ્રવ્યોને દર્શાવતો નથી શબ્દ તેના બધા પ્રાપ્ત અર્થોને એક સાથે જણાવતો નથી (૬૮)

शुक्लादयो गुणा सन्तो यथा तत्राविवक्षिता ।
तथाविवक्षा भेदाना द्रव्यत्वसहचारिणाम् ॥६९॥

જેમ (વ્રીહિ શબ્દમા રહેલા) શુક્લ વગેરે ગુણોને તે (વ્રીહિ શબ્દ) દર્શાવતો નથી તેમ દ્રવ્યત્વ સાથે જોડાયેલા બધા દ્રવ્યવિશેષો (યજેતના સંદર્ભમા) દર્શાવાતા નથી (૬૯)

શબ્દના ઘણા અર્થો અસ્તિત્વમા હોય છે શબ્દનો ઉચ્ચાર થતા તેના બધા પ્રાપ્ત અર્થો હમેશા દર્શાવાતા નથી, પરંતુ વક્તાની ઇચ્છા પ્રમાણે અર્થની પ્રાપ્તિ થાય છે સરખાવો સ્વોપજ્ઞ–''विवक्षानिब धन हि वस्तु । सतामप्यर्थानामर्थत्वेनासत्त्वम् । विवक्षा हि शब्दे रूपसामर्थ्यनिबन्धना । तत्र यथैव द्रव्यत्वसहचारिणो नियतसंनिधाना अपि शुक्लादयो गुणा सत्यपि संनिधानाद् द्रव्यत्ववदुपयोगे शब्दशक्त्यनुरोधादभिन्नत्वेन क्रियाशब्दरूपेणाङ्गत्वेन प्रत्याययितुमशक्यत्वादविवक्षिता तथैव शब्दसामर्थ्यप्रतिबन्धा व्रीहित्वादीना द्रव्यत्वसहचारिणामुपयोगवतां भेदानामङ्गत्वेनाविवक्षा ।

असंनिधौ प्रतिनिधिर्मा भून्नित्यस्य कर्मण ।
काम्यस्य वा प्रवृत्तस्य लोप इत्युपपद्यते ॥७०॥

(મુખ્ય દ્રવ્યની) ગેરહાજરીને કારણે નિત્ય કર્મનો અથવા શરૂ થયેલા કામ્ય કર્મનો લોપ ન થાય એટલા માટે (તે દ્રવ્યનો) પ્રતિનિધિ ખાસ જણાવવામા આવે છે (૭૦)

विशिष्टैव क्रिया येन वाक्यार्थपरिकल्प्यते ।
द्रव्याभावे प्रतिनिधौ तस्य तत्स्यात्क्रियान्तरम् ॥७१॥

વાક્યનો અર્થ 'વિશિષ્ટ ક્રિયા' જ (છે) એમ જે સમજે છે તેને માટે (મુખ્ય) દ્રવ્યની ગેરહાજરીમા અને (તેથી તે દ્રવ્યના) પ્રતિનિધિને (ઉપયોગમા લેવાતા કોઈક) જુદી જ ક્રિયા પ્રાપ્ત થશે (૭૧)

'વ્રીહિભિ યજેત' મા ક્રિયાપદ દ્રવ્યત્વનો બોધ કરાવે છે હવે જો વ્રીહિ ન મળે તો જવનો ઉપયોગ થાય, અર્થાત્ પ્રતિનિધિ દ્રવ્યથી કામ ચાલે પણ મૂળ સિદ્ધાંત એવો છે કે દ્રવ્યનો ફેરફાર થઈ શકે, કર્મનો નહિ હવે જો વાક્ય અંગે અખંડ પક્ષ સ્વીકારવામા આવે તો અહીં પ્રતિનિધિદ્રવ્યવાળુ યજ્ઞકર્મ મૂળ યજ્ઞકાર્યથી જુદું અર્થાત્ બીજાનુ થશે આવી સ્થિતિ ચાલે નહિ અખંડ વાક્યપક્ષમા વ્રીહિથી યજ્ઞ કરવો એવો એક જ વિચાર સમજવો રહ્યો જ્યા વ્રીહિથી જ કામ ચાલે જો પ્રતિનિધિ જવથી કાર્ય ચાલતુ હોય તો યજ્ઞકાર્ય જુદું થઈ જશે

પદવાદીના મતનો વિરોધ કરતા પાંચ પ્રકારે મુશ્કેલીઓ પ્રાપ્ત થશે તેમાની પહેલી ૬૪થી ૭૧ સુધીની કારિકાઓમા રજૂ થઈ છે

निर्ज्ञातार्थं पदं यच्च तदर्थे प्रतिपादिते ।
पिकादि यदविज्ञातं तत्किमित्यनुयुज्यते ॥७२॥

(वनात् पिक आनीयताम्–વનમાંથી કોયલ લાવો એવા વાક્યમાં) જાણીતા અર્થવાળા શબ્દો (वनात् અને आनीयताम्) જ્યારે તેમનો અર્થ દર્શાવે છે ત્યારે અજ્ઞાત અર્થવાળા 'પિક' (કોયલ) વગેરે માટે 'તેનો અર્થ શું છે?' એમ પૂછવામાં આવે છે. (૭૨)

અહીં અખંડ વાક્યવાદી વિરુદ્ધ બીજો પક્ષ રજૂ કરવામાં આવ્યો છે. પદોનો સમૂહ એટલે વાક્ય એવા પદવાદીના મતનો વિરોધ જો અખંડ વાક્યવાદી કરશે તો આવી મુશ્કેલી આવશે. 'વનમાંથી કોયલ લાવો' (वनात्पिक आनीयताम् ।) અને ફાટેલો પીળો ખેસ શૂદ્ર (નોકર)ને આપો (वाराङ्गी जर्जरा वृषलाय प्रदीयताम्)માં पिक અને वाराङ्गी જેવા અજ્ઞાતાર્થ શબ્દો વિષે પૂછવામાં આવે છે. અખંડ વાક્યપક્ષમાં આવું ન બનવું જોઈએ તેથી પદવાદીનો મત જ યોગ્ય છે.એમ માનવું જોઈએ.

सामर्थ्यप्रापितं यच्च व्यक्त्यर्थमनुपज्यते ।
श्रुतिरेवानुषङ्गेन बाधिका लिङ्गवाक्ययो. ॥७३॥

અને (વ્રીહિ વગેરે) જેનો અર્થ સામર્થ્યથી સમજાતો હોય તે સ્પષ્ટ બોધ માટે જ્યારે (यजेत ક્રિયાપદ સાથે) જોડવામાં ત્યારે તે સ્પષ્ટ ઉલ્લેખ તેના આવા સંબંધને કારણે લિંગ અને વાક્યનો બાધક બને છે. (૭૩)

अप्राप्तो यस्तु शुक्लादिः सन्निधानेन गम्यते ।
स यत्नप्रापितो वाक्ये श्रुतिधर्मविलक्षणः ॥७४॥

શુક્લ વગેરે ગુણ (જ્યારે ઉલ્લેખથી સ્પષ્ટ થતો ન હોય ત્યારે (સંદર્ભ-પ્રાપ્ત શબ્દના અન્ય શબ્દો સાથેના) સામીપ્યથી સમજાય છે અને (श्वेतं छागमालभेत । સફેદ બકરાને હણવું એવા) વાક્યમાં વિશેષ યત્નવડે સમજાતો હોઈ શ્રુતિ(=સ્પષ્ટ કથન)ના ધર્મથી વિલક્ષણ છે. (૭૪)

૭૩ થી ૭૫ સુધીની કારિકાઓમાં અખંડ પક્ષ સામે ત્રીજી દલીલ રજૂ કરવામાં આવી છે. પદવાદી અહીં મીમાંસાના સિદ્ધાન્તોનો આશ્રય લઈને પોતાના મતના સમર્થનનો યત્ન કરે છે. મીમાંસાસૂત્ર (૩.૩.૧૪.) પ્રમાણે મન્ત્રાર્થની સ્પષ્ટતા અને તેના ઉપયોગ માટે श्रुति (સ્પષ્ટ કથન), लिङ्ग (સૂચન), वाक्य (સામર્થ્ય), प्रकरण (સંદર્ભ), स्थान (સ્થાન) અને समाख्या (અભિધાન) એટલા ઉપાયો છે. તેમાંના બે કે બેથી વધારે એકસાથે પ્રાપ્ત થતા હોય તો સૂત્રમાં ઉલ્લેખેલ ક્રમ પ્રમાણે પૂર્વ પૂર્વ ઉપાયો બળવત્તર છે. કારિકામાં જણાવ્યું છે કે श्रुति અર્થાત્ સ્પષ્ટ કથન, लिङ्ग અને वाक्य નું બાધક બનશે. હવે श्वेतं छागं आलभेत । (સફેદ બકરાને હણવો) એવા વચનમાં छागम् એવો

સ્પષ્ટ ઉલ્લેખ દ્વિતીયા એકવચન દ્વારા અને આલભેત ક્રિયાપદ સાથેના સબધથી પ્રાપ્ત થાય છે શ્વેતમ્ એવો ગુણ છાગમ્ સાથે સમાન વિભક્તિમા હોવાથી તેનો આલભેત ક્રિયાપદ સાથે સબધ થશે

પદને જો અર્થવાહક ઘટક સમજવામા ન આવે આવે અને અખડ વાક્યને તેમ સમજવામા આવે તો ઉપર રજૂ થયેલ સિદ્ધાતો લાગુ પડશે નહિ

अभिन्नमेव वाक्य तु यद्यभिन्नार्थमिष्यते ।
तत्सर्वं श्रुतिभूतत्वान्न श्रुत्यैव विरोत्स्यते ॥७५॥

જો અખડ (=પદરૂપી પ્રવિભાગ વિનાનુ) વાક્ય અભિન્ન (વાક્યના) અર્થનો બોધ કરાવતુ હોય તો બધુ શ્રુતિરૂપે પ્રાપ્ત થતુ હોઈ, (તેનાથી બીજી) શ્રુતિનુ તે વિરોધી બનશે નહિ (૭૫)

વાક્ય અને વાક્યાર્થને અખડ માનવામા આવતા, પદોનુ સ્વતત્ર અસ્તિત્વ રહેશે નહિ અ આમ થતા શ્રુતિ, વાક્ય પ્રકરણ વગેરે પ્રયત્નો નહિ થાય આવા ઉપાયો વચ્ચે વિરોધ પણ નહિ હોય અને શ્વેત છાગ આલભેત । (સફેદ બકરુ હણવુ) એવા વચનમા જો શ્વેત ન મળે કે છાગ ન મળે તો પ્રતિનિધિનો પ્રશ્ન પણ ઊભો નહિ થાય, અર્થાત્ સમગ્રતયા મીમાસ સિદ્ધાતનો વિરોધ આવશે.

वाक्यानां समुदायश्च य एकार्थप्रसिद्धये ।
साकाङ्क्षावयवस्तत्र वाक्यार्थोऽपि न विद्यते ॥७६॥

(જ્યા) એક (=મુખ્ય) અર્થને જણાવવા માટે (અનેક) વાક્યોનો સમુદાય પ્રયોજવામા આવે ત્યા (વાક્ય અને વાક્યાર્થને અખડ માનનારા મત પ્રમાણે) પરસ્પર આકાક્ષાવાળા અવયવો (=અવાન્તર વાક્યો) ઉપરથી (મુખ્ય) વાક્યાર્થ પ્રાપ્ત થશે નહિ (૭૬)

'ગાય દોહી લાવ, અગ્નિ ઉપર દૂધ ગરમ કર ભાત રાધ ગુરુજી દૂધ અને ભાત ખાઈને મને ભણાવશે'' આવા મહાવાક્યમા જે અવયવોરૂપ અવાન્તર વાક્યો છે તેમને પદ સમજવા પડશે અને અખડ વાક્ય-વાક્યાર્થ પક્ષમા તે નિરર્થક સમજાતા પરસ્પર સાકાક્ષ એવા અવાન્તર વાક્યોમાથી મહાવાક્યનો અર્થ પ્રાપ્ત થશે નહિ સરખાવો इह गौर्दुह्यतामुपाध्याय पयसा भुङ्क्त्वा मामध्यापयिष्यतीति साधनक्रियान्तरविधिविशिष्टाया क्रियाया सदेक वाक्यान्तरावयव वाक्य यत त तदन्दवाना साकाङ्क्षाणा पदवदकार्थनासम्बन्ध सति वाक्यान्य यनर्थकानि सपद्यन्ते ।

प्रासङ्गिकमिद कार्यमिद तन्त्रेण लभ्यते ।
इदमावृत्तिभेदाभ्यामत्र बाधसमुच्चयौ ॥७७॥

આ (ક્રિયા)ને પ્રાસગિક (કાર્ય) તરીકે કરવી, આ બીજુ (કાર્ય) તન્ત્રથી પ્રાપ્ત થાય છે, આ (કાર્ય)ને આવૃત્તિથી અને આ (બીજા)ને ભેદ વડે કરવુ, અહીં (આ સ્થળે) બાધ અને (બીજે) સમુચ્ચય (કાર્યસાધક બનશે) (૭૭)

કારિકા ૭૭ થી ૮૭ સુધીમા પદસમૂહરૂપ વાક્યના વિશિષ્ટ અર્થને નિશ્ચિત કરનાર ન્યાયો ભર્તૃહરિએ ગણાવ્યા છે અખડ વાક્યવાક્યાર્થપક્ષમા પદને જો અર્થવાન્ સમજવામા

આવે તો મીમાંસાશાસ્ત્રમાં ગણાવેલા આ ન્યાયો નકામા હશે. આ વાક્યધર્મો અર્થાત્ વાક્યલક્ષણો નિર્ણાયક તત્ત્વો છે.

ભર્તૃહરિએ આ દસ કારિકાઓમાં પ્રાસંગિક, તંત્ર, આવૃત્તિ, ભેદ, બાધા, સમુચ્ચય ઊહ, સંબંધાબાધ, સામાન્યાતિદેશ, વિશેષાતિદેશ, અર્થિત્વ, સામર્થ્ય, અર્થભેદ, અધિકાર, ક્રિયાન્તરવ્યુદાસ, શ્રુત્યાદિ ક્રમ, ક્રમબલાબલ, અવિવક્ષિત ક્રમ, પરાઙ્ગ, અપ્રયોજક, પ્રયોજક નાન્તરીયક, પ્રધાન, શેષ, વિનિયોગક્રમ, સાક્ષાદુપકારી, આરાદ્વિશેષક, શક્તિવ્યાપારભેદ, સંબંધજ ભેદ, અવિવક્ષિત ભેદ, પ્રસજ્યપ્રતિષેધ, પર્યુદાસ, ગૌણ, મુખ્ય, વ્યાપી, ગુરુ, લાઘવ, અંગાંગિભાવ, વિકલ્પ, નિયમ, ગોપ્યતા, લિંગાદ્ભેદ, અને અપોદ્ધાર એમ તેંતાલીસ વાક્યધર્મો ગણાવ્યા છે.

આવા કેટલાક વાક્યધર્મો ભર્તૃહરિએ તૃતીયકાંડના બે સમુદ્દેશો લક્ષણ સમુદ્દેશ અને બાધા સમુદ્દેશમાં સમજાવ્યા હતા (तत्र द्वादश षट्चतुर्विंशतिर्वा लक्षणानीति लक्षणसमुद्देशे सापदेशं सविरोधं विस्तरेण व्याख्यास्यते । (કારિકા ૭૬ ઉપરની સ્વોપજ્ઞ). પુણ્યરાજ જણાવે છે કે આગમના અંશને કારણે અથવા હસ્તપ્રતોના લહિયાઓના પ્રમાદને કારણે હવે પદકાંડમાં આ લક્ષણ સમુદ્દેશ પ્રાપ્ત થતો નથી બાધા સમુદ્દેશ પણ નષ્ટ થયો છે.

૭૭મી કારિકાથી ૧૫૧મી કારિકા સુધી સ્વોપજ્ઞવૃત્તિનો પાઠ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલ વાક્યપદીયગ્રંથોમાં મળતો નથી. આ વાક્યધર્મો અંગે પુણ્યરાજે વિસ્તારથી ચર્ચા કરી છે.

ભર્તૃહરિએ સ્વોપજ્ઞવૃત્તિ માં (કારિકા ૭૬) છ અથવા બાર અથવા ચોવીસ વાક્ય-લક્ષણોનો નિર્દેશ કર્યો છે. આ અંગે કશી સ્પષ્ટતા તેમણે કરી નથી. એથી ઊલટું ૭૭ થી ૮૭ સુધીની કારિકાઓમાં તેમણે તેંતાલીસ વાક્યધર્મો ગણાવ્યા છે. જૈમિનિકૃત મીમાંસા-સૂત્ર ના બાર અધ્યાયો છે તેમાં ૭ ૭ અધ્યાયોનાં બે ષટ્ક માનવામાં આવ્યાં છે. પહેલા ષટ્કમાં વિધિ, ભેદ, શેષશેષિભાવ, પ્રયુક્તિ, ક્રમ અને અધિકારી એટલાં લક્ષણો પ્રાપ્ત થાય છે. બીજા ષટ્કમાં સામાન્યાતિદેશ, વિશેષાતિદેશ, ઊહ, બાધા, તંત્ર અને પ્રસંગની ચર્ચા કરી છે. આ પ્રમાણે બાર લક્ષણો થયા. સ્વોપજ્ઞમાં ઉલ્લેખેલ ચોવીસ લક્ષણો કયાં તે સ્પષ્ટ થતું નથી, પરંતુ પુણ્યરાજે કલ્પના કરી છે કે ઉપર નિર્દેશેલાં બાર લક્ષણોના પ્રતિપક્ષરૂપે બીજાં બાર લક્ષણો સમજવાનાં છે. હવે આ મૂળ બાર લક્ષણોમાં વિધિ અર્થાત્ પ્રમાણનો પ્રતિપક્ષ હોઈ શકે નહિ. એ જ પ્રમાણે સામાન્યાતિદેશ અને વિશેષાતિદેશના પ્રતિપક્ષ પણ કલ્પી શકાય નહિ. ઊહના બે પ્રતિપક્ષ સમજવું. આ પ્રમાણે વિચારતાં અભેદ, ગુણપ્રધાનભાવની અવિવક્ષા, અપ્રયોજક, અવિવક્ષા, ક્રિયાન્તરવ્યુદાસ, સંબંધાબાધ સમુચ્ચય, વિકલ્પ, આવૃત્તિ અને ભેદ એમ દસ પ્રતિપક્ષો મળીને બાવીસ લક્ષણો પુણ્યરાજે ગણાવ્યા છે. આમ સ્વોપજ્ઞના ઉલ્લેખને કંઈક અંશે તર્કસંગત ગણાવવાનો પુણ્યરાજનો પ્રયત્ન છે. અમને એમ લાગે છે કે અહીં સ્વોપજ્ઞમાં લક્ષણસમુદ્દેશના અનુલક્ષ્યમાં આ છ બાર કે ચોવીસ સંખ્યા નિર્દેશી છે દ્વિતીયકાંડની કારિકાઓ ૭૭થી ૮૭માંના વાક્યધર્મો માત્ર મીમાંસાના નહિ પણ બધા લૌકિક અને શાસ્ત્રીયન્યાયોમાંથી પસંદ કરવામાં આવ્યા છે, તેથી આ કારિકાઓ ઉપરની પુણ્યરાજની ટીકામાં છ, બાર, કે ચોવીસ લક્ષણોની સંગતિ જણાવવી કંઈક અંશે અપ્રસ્તુત લાગતી હોવા છતાં સ્વોપજ્ઞના વચનનું મહત્ત્વ સમજી તેનું વિસ્તૃત વ્યાખ્યાન પુણ્યરાજે આપ્યું છે, અલબત્ત પુણ્યરાજે તેંતાલીસ વાક્યધર્મોનું અત્યંત સ્પષ્ટ વિવેચન કર્યું છે જ.

આ કારિકાઓના ગુજરાતી અનુવાદમા વાક્યર્થમાં અ ગે ભર્તૃહરિએ વાપરેલા પારિભાષિક શબ્દોના ગુજરાતી પર્યાયો આપ્યા નથી, પરતુ ટિપ્પણમા તેમને પૂરેપૂરા સમજાવ્યા છે આ સમજૂતીમા પુણ્યરાજની ટીકાની અને સ્વામીજીની મદદ લેવામા આવી છે

**પ્રાસ ગિક**—ગુરુજી કેટલાક વિદ્યાર્થીઓને અધ્યાપન કરાવતા હોય ત્યારે બીજો અભ્યાસાર્થીસમૂહ આવે તો બધા સાથે બેસી અધ્યયન કરે, જુદુ અધ્યાપન કરાવવાની જરૂર ન રહે અહીં બે અધ્યયનમાંથી થવાના હતા બ નેનુ પ્રયોજકરૂપમા સામર્થ્ય પ્રાપ્ત છે એકના પ્રયોગથી બીજુ, તેની સાથે સબદ્ધ હોઈ, પ્રયોજક બનતુ નથી આને પ્રસગ કહે છે (यदर्थो प्रयोगस्तु अन्यद्वारणार्थ प्रतिपद्यते स प्रसङ्ग इत्युच्यते। महाभाष्यदीपिका पृ ૪૫) આ ાના વૃક્ષોને જળ છાંટયુ અને પિતૃઓ ખુશ થયા' એવા ઉદાહરણમા પિતૃઓ અપ્રયોજક છે પરતુ પ્રસગથી તેમની કાર્યસિદ્ધિ થાય છે. વેદમા પણ "અગ્નિ અને સોમ માટે પશુને હણે છે અને તેની સરખીથી અગ્નિ અને સોમ માટેનો પુરાડાશ હવિ આપે છે' (शतपथब्राह्मण ૫. ૨।૧।૭।૧) એવા ઉલ્લેખમા પુરાડાશનુ નિર્વપન પ્રાસ ગિક છે વ્યાકરણમા सर्वादीनि सर्वनामानि । (સર્વથી શરૂ થતા શબ્દો સર્વનામ છે, પા સૂ. ૧।૧।૨૭)મા સર્વનામસ જ્ઞાકરણની સાથે સાથે નૂ નો ણ્ થતો નથી, તે પણ પ્રસ ગથી જણાવાયુ છે

**તંત્ર**—અભ્યાસાર્થી છાત્રો રાત્રે એક દીવાથી અધ્યયન કરે છે. અહીં એક પદાર્થનો ઉપયોગ અનેક પ્રયોજનાર્થીઓ એકસાથે કરે છે (સરખાવો પુણ્યરાજ, "यत्रार्थित सर्वे प्रयोजनमेवेनाख्या वा योऽर्थ प्रतिपद्यतेमर्थमेकमेव समवाद्यायवाच्च प्रयोजयन्ति तत् तन्त्रम् ।) વ્યાકરણશાસ્ત્રમા तपरस्तत्कालस्य । (પા સૂ. ૧।૧ ૭૦ જે વર્ણની પાસે, આગળ કે પહેલા તકાર ઉચ્ચાર્યો હોય તે વર્ણ પોતાના સમાનકાલ એવા સવર્ણનુ ગ્રહણ કરાવે છે) એવુ સૂત્ર પ ચમી તત્પુરુષ અને બહુવ્રીહિ (तात्पर । અને त परो यस्मात् ।) એમ બે જુદા સમાસો વડે બે અર્થ એકસાથે પ્રાપ્ત કરાવે છે વેદમા પણ આવી તન્ત્રની રીતે આગ્નેય યાગોની પહેલા કે પછી પ્રયાજ વગેરે ગૌણ યાગો કરવામા આવતા તે સામાન્યપણે બધા માટે ઉપકારક બને છે એમ જણાવ્યુ છે.

**આવૃત્તિ**—તન્ત્રથી વિરુદ્ધ એટલે આવૃત્તિ એક ક્રિયા અથવા કારક અનેક સ્થળે ઉપસ્થિત થાય તેને આવૃત્તિ કહે છે એક થાળી હોય અને પચીસ જમનારા હોય તો એક પછી એક બધા જમે છે વેદમા "સત્તર સામિધેની ઋચાઓ છે" એવા સ દર્ભમાં વાસ્તવમાં સામિધેની તેર છે પરતુ પહેલી અને છેલી ત્રણ ત્રણ વાર ઉચ્ચારાતી હોઈ સત્તર થશે

**ભેદ**—તન્ત્રનુ બીજુ પ્રતિયોગી છે ભેદ પૃથક્પણે કાર્યસિદ્ધિ એટલે ભેદ એકસાથે ભોજન કરનારાઓ માટે જુદા જુદા પાત્રો જુદી જુદી રીતે ભોજનકાર્યમા ઉપયોગી બને છે તે 'વાસણ સાફ કરે છે' (ग्रह सम्मार्ष्टि ।) એવા વૈદિક ઉદાહરણમા દરેક વાસણને જુદુ જુદુ સાફ કરવામા આવે છે વ્યાકરણમા न वति विभाषा । (પા સૂ. ૧।૧।૪૪ પ્રતિષેધ અને વિકલ્પની વિભાષા સ જ્ઞા છે) સૂત્રના પ્રત્યાખ્યાનમા ઉભયત્ર વિભાષાને કોઈ વાર વિધિરૂપમા તો કોઈવાર પ્રતિષેધરૂપમા એમ ભિન્નરૂપ સમજવામા આવે છે

**બાધા**—જેને ભૂખ લાગી છે તેવી વ્યક્તિની ભૂખની શાન્તિ માટે જે ભોજનપ્રવૃત્તિ થાય તેને અર્થિત્વસામાન્ય કહીશું. પરંતુ તેના ભોજનમાં કોઈક બાબત અંગે જ્યારે નિષેધ પ્રાપ્ત થાય ત્યારે તેને બાધા અથવા બાધ કહીશું. अभक्ष्यो ग्राम्यकुक्कुट.। (પાળેલો કુકડો ખાવા યોગ્ય નથી), એ નિષેધ અર્થાત્ બાધા, ભૂખના નિવારણ માટે ભોજન અંગે છે. 'બ્રાહ્મણોને દહીં આપો પણ કૌંડિન્યને છાશ આપો" અહીં દધિદાનમાં તક્રદાનરૂપી બાધા રજૂ થઈ છે कर्मण्यण्। (પા સૂ ૩।૨।૧ ધાતુને કર્મ અર્થમાં અણ્ પ્રત્યય પ્રાપ્ત થશે) એવા સામાન્ય નિયમનો आतोऽनुपसर्गे क। (પા સૂ ૩।૨।૩ આકારાન્ત અને ઉપસર્ગરહિત ધાતુને क પ્રત્યય પ્રાપ્ત થશે) એવા વિશેષ નિયમથી બાધ થશે

**સમુચ્ચય**-સમુચ્ચય બાધાનું પ્રતિયોગી છે સમાન ઉપયોગવાળા અને અવિરોધી પદાર્થોનું એકસાથે ઉપાદાન એટલે સમુચ્ચય, જેમ કે, 'દેવદત્તને સૂપથી, મીઠાથી અને ઘીથી જમાડો' ઉદાહરણમાં જમાડવાની ક્રિયા માટે સમાન ઉપયોગવાળા અવિરોધી ત્રણ પદાર્થોને એકસાથે ઉપયોગમાં લીધા છે. (भिन्नार्थानामेकक्रियाविषय समुच्चयो दृश्यते । यथा देवदत्तं सूपेन लवणेन घृतेन भोजयेति ।) સમુચ્ચયને અનેક ક્રિયાઓનો અધ્યાહાર પણ કહે છે. (कारिका ३।४।३). ન્યાસકાર તેને સમુચ્ચિતિ કહે છે. સમુચ્ચય માટે તુલ્યબલ (સમાન ઉપયોગ) આવશ્યક છે. સરખાવો :

अहरहर्नयमानो गामश्वं पुरुषं पशुम् ।
वैवस्वतो न तृप्यति सुराया इव दुर्मदी ॥—(મહાભાષ્ય, ૧।૨।૨૧)

(દારૂડિયો જેમ મદિરાથી તૃપ્ત ન થાય તેમ રોજ રોજ ગાયો, ઘોડા, પુરુષો અને પશુઓને (મૃત્યુ તરફ) લઈ જનારો યમ તૃપ્ત થતો નથી) અહીં ગાયો, ઘોડા અને પશુઓને લઈ જવા રૂપી અનેક બાબતોને એકસાથે લીધી છે

ऊहोऽस्मिन्विषये न्याय्य. संबन्धोऽस्य न बाध्यते ।
सामान्यस्यातिदेशोऽयं विशेषोऽत्रातिदिश्यते ॥७८॥

આ બાબતમાં ઊહ પ્રમાણભૂત છે, અહીં સંબંધને બાધ થતો નથી; આ સામાન્યાતિદેશ છે, (અને) આ વિશેષાતિદેશ છે. (૭૮)

ઊહ—પ્રકૃતિયાગમાં ઉપયોગી મંત્રોના શબ્દોનાં લિંગ, વચન, વિભક્તિ વગેરેના, વિકૃતિયાગ માટેના ફેરફારને ઊહ કહે છે. યાગ બે પ્રકારના છે જેમાં બધાં અંગોનો ઉપદેશ થયો હોય તેને પ્રકૃતિયાગ કહે છે. જેમકે દર્શપૂર્ણમાસ. જેમાં બધાં અંગો ઉપદેશાયાં ન હોય તેને વિકૃતિયાગ કહે છે. જેમકે પ્રાજ્ય પ્રકૃતિયાગના મંત્રોના પદોનાં લિંગ વચન, વિભક્તિ વગેરેનો વિકૃતિયાગમાં અપેક્ષા મુજબ ફેરફાર કરવો તેને ઊહ કહે છે. મીમાંસામાં અને તેને અનુસરીને ભર્તૃહરિના મહાભાષ્યદીપિકા (પૃ ૫–૭)માં ઊહ વિશે વિસ્તૃત ચર્ચા પ્રાપ્ત થાય છે તેમના મતે અધ્રિગુપ્રૈષ સિવાયનાં અંગનામો, જાતિનામો, ઉપમાશબ્દો અને ઇન્દ્રિયવાચક શબ્દોમાં ઊહ થતો નથી

अङ्गानि जातिनामानि उपमा इन्द्रियाणि च ।
एतानि नोह गच्छन्ति अध्रिगौ विषमे हि तत् ॥ મહાભાષ્યદીપિકા પૃ. ૭

અધ્રિગુ એ વિશેષનામ છે. અધ્રિગુ અને વિપાપ એ બે દેવોએ નિમેધા યજ્ઞપશુઘાતકો છે. અધ્રિગુ વિષે એક વિસ્તૃત ઉલ્લેખ મૈત્રાયણી સંહિતા (૪.૧૩.૪)માં મળે છે.

વ્યાકરણશાસ્ત્રમાં भूवादयो धातव: । (પા. સૂ. ૧.૩.૧. ભૂ વગેરે જેની શરૂઆતમાં છે તેવા શબ્દોને ધાતુઓ સમજવા) સૂત્રની અનુવૃત્તિ अनुदात्तङित आत्मनेपदम् । (પા. સૂ. ૧. ૩. ૧૨ અનુદાત્ત ઈત્ સંજ્ઞાવાળા અને ઙકાર ઈત્ સંજ્ઞાવાળા ધાતુઓ પછી લકારને સ્થાને આત્મનેપદ થાય છે)માં થશે, ત્યાં પ્રથમાન્ત धातु શબ્દનો પઞ્ચમ્યન્ત धातो:માં વિભક્તિવિપરિણામરૂપ ઊહ કરવો જોઈએ.

**સંબંધાબાધ**—આ ઊહનું પ્રતિયોગી છે. देवदत्तस्य उच्चानि गृहाणि युक्तं तान्यभिजातस्य । (દેવદત્તનાં ઘર ઊંચાં છે, ઉત્તમ કુળવાળા તેનાં તેવાં ઘરો હોય તે યોગ્ય છે)માં ષષ્ઠ્યંત देवदत्तस्य પદનો બીજા વાક્યના अभिजातस्य સાથે યોગ્ય સંબંધ થાય છે. बदरी सूक्ष्मकण्टका मधुरा वृक्ष: । (બોરડી ઝીણા કાંટાવાળું અને ગળ્યાં ફળવાળું ઝાડ છે) અને पञ्चाला जनपद: । (પાંચાલ દેશ)માં बदरीનો સંબંધ वृक्ष સાથે નથી, પરંતુ सूक्ष्मकण्टका અને मधुरा સાથે છે, તેમાં લિંગમાં ફેરફાર થતો નથી, અને સંબંધનો અહીં બાધ થતો નથી. बहुगणवतुडति सङ्ख्या । (પા. સૂ. ૧।૧।૨૩ બહુ અને ગણની તથા વત્ અને ડત્ પ્રત્યયાન્તની સંખ્યાસંજ્ઞા સમજવી)માં बहु અને गण શબ્દો વિપુલતાના અર્થમાં લેવાવાને બદલે સંખ્યાવાચક અર્થમાં લેવાય છે, અને તેની સંખ્યાસંજ્ઞા થાય છે. વેદમાં ' यजमानं दण्डेन दीक्षयति, अद्भिर्दीक्षयति, मेखलया दीक्षयति । (યજમાનને દંડ વડે, જળ વડે, અને મેખલા વડે દીક્ષિત કરે છે)માં यजमानम् એવા દ્વિતીયાન્ત પદનો બધે અબાધ સંબંધ થાય છે.

**સામાન્યાતિદેશ**—અતિદેશ બે પ્રકારના છે : સામાન્ય અને વિશેષ. એક પદાર્થના કોઈ એક ધર્મની અન્ય પદાર્થમાં સંક્રાન્તિ એટલે અતિદેશ. ब्राह्मणवत् क्षत्रिये वर्तितव्यम्। (ક્ષત્રિય સાથે બ્રાહ્મણની જેમ વર્તવું)માં બ્રાહ્મણ સાથે જોડાયેલ અગ્રભોજન, અગ્રાસન, કુશલપ્રશ્ન, વગેરેનો ક્ષત્રિયમાં અતિદેશ કરવામાં આવે છે. વેદમાં પ્રકૃતિયાગની વિગતોને વિકૃતિયાગમાં સંક્રાંત કરવામાં આવે છે. વ્યાકરણશાસ્ત્રમાં स्थानिवदादेशोऽनल्विधौ । (પા.સૂ. ૧।૧।૫૬ અલ્‌ના નિમિત્તથી પ્રાપ્ત થનારા કાર્યથી બીજે આદેશને સ્થાની જેવો સમજવો)માં અતિદેશનો ઉલ્લેખ છે.

(વિશેષાતિદેશ–આ બ્રાહ્મણ સાથે બ્રાહ્મણની જેમ વર્તવું (ब्राह्मणवदस्मिन्ब्राह्मणे वर्तितव्यम् ।) માં વિશેષાતિદેશ સમજાય છે એવી જ રીતે उशीनरवन्मद्रेषु यवा: । (ઉશીનરની જેમ મદ્ર દેશમાં સારા જવ મળે છે), એવા ઉદાહરણમાં ઉશીનરના જવનો મદ્રના જવમાં અતિદેશ કરવામાં આવે છે.

વેદમાં आग्नेयवत्सौर्यम् (અગ્નિહવિના જેવો સૂર્ય અંગેનો હવિ)માં અગ્નિના યાગનો સૂર્યના યાગમાં અતિદેશ કરવામાં આવે છે. વ્યાકરણશાસ્ત્રમાં રૂપાતિદેશ, નિમિત્તાદેશ, તાદાત્મ્યાતિદેશ, શાસ્ત્રાતિદેશ. કાર્યાતિદેશ અને વ્યપદેશાતિદેશ એમ ૭ પ્રકારના અતિદેશ છે.

अर्थित्वमत्र सामर्थ्यमस्मिन्नर्थो न भिद्यते ।
शास्त्रात्प्राप्ताधिकारोऽयं व्युदासोऽस्य क्रियान्तरे ॥७९॥

અહીં (કર્મ કરનારનું) અર્થિત્વ (દર્શાવ્યું) છે; અહીં તેનું સામર્થ્ય (રજૂ થયું છે), અહીં અર્થભેદ નથી; અહીં (યજ્ઞકર્તાને) શાસ્ત્ર(નિયમો)થી (આ કાર્યમાં) અધિકાર પ્રાપ્ત થયો છે; (આ બીજું) કાર્ય કરવાનો તેને અધિકાર નથી. (૭૯)

અર્થિત્વ, સામર્થ્ય અને ક્રિયાન્તરવ્યુદાસ એમ ત્રણ માર્ગે અધિકાર થાય છે. અધિકારને ફલસ્વામિત્વ પણ કહે છે. આવો અધિકાર પ્રાપ્ત કરનારને અધિકારી કહે છે. લૌકિક અને વૈદિક કાર્યોના ફળની ઇચ્છા રાખનારો એટલે અર્થી. અર્થિત્વ હોવા છતાં અધિકાર માટે બીજું કારણ છે સામર્થ્ય. આ સામર્થ્ય, શરીરનિષ્ઠ, કરણનિષ્ઠ અને વિત્તપ્રાપ્ત એમ ત્રણ પ્રકારનું છે. ઘણી વાર અર્થીને કેટલાંક કાર્યોમાં સામર્થ્યનો અભાવ હોઈ તે અધિકારી બની શકતો નથી. જેમકે, શૂદ્રોને વેદનું અર્થિત્વ હોવા છતાં સામર્થ્યાભાવને કારણે તેને માટે અધિકાર હોતો નથી. સામર્થ્ય કે અસામર્થ્યનો નિશ્ચય શાસ્ત્રો કરે છે. સામર્થ્ય, અર્થિત્વ વગેરેની અયોગ્યતાને ક્રિયાન્તરવ્યુદાસ કહે છે. પા. સૂ. वाक्यादेः વગેરે (૮.૧.૮) અને आबाधे च। (૮.૧.૧૦) અસૂયા, અસંમતિ, કોપ વગેરે અને પીડા એવો અર્થ પ્રાપ્ત થતો હોય ત્યારે આમંત્રિતનું દ્વિર્વચન કરવું એવો નિયમ કરે છે. જ્યાં શાસ્ત્રનો અધિકાર નથી ત્યાં આવા દ્વિર્વચનનો પ્રતિષેધ (વ્યુદાસ) થાય છે.

इयं श्रुत्या क्रमप्राप्तिरियमुच्चारणादिति ।
क्रमोऽयमत्र बलवानस्मिंस्तु न विवक्षितः ॥८०॥

અહીં સ્પષ્ટ કથન (શ્રુતિ) વડે ક્રમ પ્રાપ્ત થાય છે; અહીં (તે ક્રમ) ઉચ્ચારણથી નક્કી થાય છે. અહીં આ ક્રમ બલવત્તર છે અને આ (બીજા)માં ક્રમની વિવક્ષા નથી, (૮૦)

આ કારિકામાં ક્રમનો નિર્દેશ કરવામાં આવ્યો છે. પુણ્યરાજે ક્રમના આઠ પ્રકાર ગણાવ્યા છે, જેવા કે, શ્રુતિક્રમ, અર્થક્રમ, પાઠક્રમ, કાંડક્રમ, પ્રવૃત્તિક્રમ, પ્રતિપત્તિક્રમ, પ્રયોગક્રમ અને બુદ્ધિક્રમ.

શ્રુતિના આધાર પર પદાર્થોના સ્થાનના નિર્દેશને શ્રુતિક્રમ કહે છે. स्नात्वा व्रजति। (સ્નાન કરીને જાય છે)માં પહેલું સ્નાન છે, પછી ગમન છે.

વેદમાં हृदयस्याग्रेऽवद्यत्यथ जिह्वायाः। (તૈત્તિરીય સંહિતા ૬.૩.૧૦.૪ હૃદયના આગલા ભાગે કાપે છે, પછી જીભને કાપે છે)માં अग्रे અને अथ ક્રમ દર્શાવે છે. વ્યાકરણમાં परस्मैपदानां णलतुसुस्थलथुसणल्वमाः। (પા. સૂ ૩.૪.૮૨ લિટ્ને બદલે તિપ્ વગેરે જે આદેશ થાય છે તેમના સ્થાનમાં અનુક્રમે णल्, अतुस्, વગેરે આદેશ થાય છે.) વગેરેમાં यथासंख्यमनुदेशः समानाम्। (પા. સૂ. ૧.૩.૧૦ સમાન આદેશો અને સ્થાનીઓ અંગે કાર્ય કરવાનું હોય ત્યારે અનુક્રમમાં કરવું) એવા નિયમરૂપી ઉલ્લેખ (શ્રુતિ)થી જ ક્રમ પ્રાપ્ત થાય છે. ઉચ્ચારણક્રમને પાઠક્રમ કહે છે. વેદમાં "समिधो यजति, तनूनपातं

यजति, इडो यजति, बर्हिर्यजति, स्वाहाकारं यजति ।" (तैत्तिरीयसंहिता २.६.१.) વગેરે પ્રયાજમન્ત્રોમાં પાઠક્રમ પ્રમાણે જ અનુષ્ઠાન થાય છે. વ્યાકરણમાં विप्रतिषेधे पर कार्यम् । (પા.સૂ. ૧.૪.૨ બે કાર્યો વચ્ચે વિરોધ થાય ત્યારે પછીનું કરવું) पूर्वत्रासिद्धम् । (પા. સૂ. ૮.૨.૧. હવે પછીના ત્રિપાદીના નિયમો અગાઉના નિયમોની બાબતમાં અસિદ્ધ સમજવા) વગેરે નિયમોના અનુસંધાનમાં શાસ્ત્રપાઠને અનુસરીને જ પૂર્વ કે પરનો નિશ્ચય થાય છે.

આ કારિકા ક્રમના બલાબલનો પણ ઉલ્લેખ કરે છે. વેદમાં 'प्रथमं भोजयित्वास्त-तोऽभ्यञ्जनम् । (પહેલાં ભોજન કરાવવું પછી અભ્યંજન કરવું)માં ભોજનનું બલત્વ સ્થાપિત થયું છે. मीमांसासूत्र (૩.૩.૧૪) 'श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पार-दौर्बल्यमर्थविप्रकर्षात् । માં બલાબલક્રમનો ઉલ્લેખ છે. ક્રમની અવિવક્ષા એ ક્રમપ્રાપ્તિનો પ્રતિપક્ષ છે. ઘણે સ્થળે ક્રમની દરકાર રાખવામાં આવતી નથી. देवदत्त दण्डेन गां अभ्याज शुक्लाम् । ને બદલે देवदत्त शुक्लां गामभ्याज । એવા જુદા ક્રમવાળા વાક્યમાંથી પણ અર્થ પ્રાપ્તિ થાય છે. વ્યાકરણશાસ્ત્રમાં अतिप्रसङ्गो गुणवृद्धिप्रतिषेधे क्ङिति । (મહાભાષ્ય ૧.૩ ૧૦ વા. ૮) પ્રમાણે યથાસંખ્ય અંગેના આ વિધાનથી क्ङिति च ૧.૧.૫. એવા સૂત્રથી થતા ગુણવૃદ્ધિપ્રતિષેધ અંગે દોષ પ્રાપ્ત થશે.)

इदं पराङ्गैः संबद्धमङ्गानामप्रयोजकम् ।
प्रयोजकमिदं तेषामत्रेदं नान्तरीयकम् ॥८१॥

આ (કાર્ય) બીજાં કાર્યો સાથે જોડાયેલું હોવાથી (તે) કર્માંગોનું પ્રયોજક છે (અને) આ અહીં આવશ્યક છે. (૮૧)

'હાથી ઉપર બેસીને જતા રાજાના મસ્તક ઉપર નોકરે વરસાદથી કે ગરમીથી બચાવવા છત્ર ધારણ કરી રાખ્યું છે.' આ ઉદાહરણમાં છત્રછાયાનો પ્રયોજક રાજા છે, કારણકે તેનો છત્રછાયા સાથે સીધો સંબંધ છે. હાથી છત્રછાયાનો અપ્રયોજક છે કારણકે તેનો તેની સાથે સાક્ષાત્ સંબંધ નથી. પરંતુ રાજા ઉપરાંત હાથીને પણ છત્રછાયાનો લાભ મળે છે એમ જો સમજીએ તો હાથી પણ છત્રછાયાનો પ્રયોજક બનશે. વેદમાં પ્રકૃતિયાગ સાથે સંબંધવાળાં દ્રવ્ય વગેરે વિકૃતિયાગમાં અપ્રયોજક બને છે. દાક્ષી એવા ઉદાહરણને સિદ્ધ કરવા तस्यापत्यम् । (પા. સૂ. ૪.૧.૧૨ તેનું અપત્ય એ અર્થમાં अण् પ્રત્યય થાય ) અને अत इञ् । (પા. સૂ ૪.૧.૧૫ અપત્યાર્થક અકારાન્ત પ્રાતિપદિકને इञ् પ્રત્યય થાય છે) એવાં બે સૂત્રો સમાન કાર્ય સિદ્ધ કરતાં હોવાથી પ્રયોજક બને છે, મુખ્ય ક્રિયા સાથે તેની સિદ્ધિ માટે અવિભાજ્યપણે જોડાયેલા ધર્મોને નાન્તરીયક અર્થાત્ આવશ્યક ધર્મો કહ્યા છે.

इदं प्रधानं शेषोऽयं विनियोगक्रमस्त्वयम् ।
साक्षादस्योपकारीदमिदमाराद्विशेषकम् ॥८२॥

આ મુખ્ય છે, આ ગૌણ છે; (આવાં કાર્યોને) કરવાનો આ ક્રમ છે; આ સાક્ષાત્ ઉપકારક છે; અને આનો પરોક્ષ ઉપયોગ છે. (૮૨)

જે સાધ્ય પરાર્થ નથી તેને પ્રધાન કહે છે. ગૌણપ્રધાનભાવનો આધાર વિવક્ષા છે.

જે સાધ્ય અત્યંત પરાર્થ છે તેને શેષ કહે છે. व्रीहीनवहन्ति। (તેઓ ડાંગરને ખાંડે છે)માં व्रीहि શેષી છે અને અવઘાત શેષ છે. લોકવ્યવહારમાં રાજા શેષી છે, તેને માટે કરવામાં આવતાં કાર્યો શેષ છે. વ્યાકરણશાસ્ત્રમાં વિધિશાસ્ત્ર શેષ છે, સંજ્ઞાપરિભાષાદિ શેષ છે. પ્રધાન અને શેષ કાર્યોના ક્રમને વિનિયોગક્રમ કહે છે. યજ્ઞકાર્યોમાં કેટલાંક કાર્યો સાક્ષાત્ ઉપકારક છે તો બીજાં કેટલાંક પરોક્ષ છે. વેદમાં દર્શપૂર્ણમાસમાં વ્રીહિનું અવહનન સાક્ષાત્ ઉપકારક છે, જ્યારે પ્રયાજ પરોક્ષ રીતે ઉપકારક છે. લોકવ્યવહારમાં પોતાને માટે ઘડાવેલાં ઘરેણાં સાક્ષાત્ ઉપકારક છે, સ્ત્રીપુત્રાદિક માટેનાં ઘરેણાં પોતાને સાક્ષાત્ ઉપકારક નથી. વ્યાકરણશાસ્ત્રમાં પ્રત્યય માટે પ્રકૃતિ સાક્ષાત્ ઉપકારક છે. પ્રકૃતિનો વિશેષ દૂરથી (આરાત્) ઉપકારક છે.

शक्तिव्यापारभेदोऽस्मिन्फलमत्र तु भिद्यते ।
संबन्धाख्यानभेदोऽयं भेदस्तत्राविवक्षितः ॥८३॥

અહીં શક્તિ અને વ્યાપારની ભિન્નતા છે, અહીં (બીજે) ફલની ભિન્નતા છે. અહીં (કોઈકની સાથેના) સબંધને કારણે ભેદ સમજાયો છે. (અને) ત્યાં ભેદ વિવક્ષિત નથી. (૮૩)

**શક્તિ વ્યાપારભેદ**–बलाहकाद् विद्योतते। बलाहके विद्योतते। અને बलाहको विद्योतते। (વાદળમાંથી, વાદળમાં, વાદળ, ચમકે છે) આવાં ત્રણ વાક્યોમાં बलाहकने અપાદાન, અધિકરણ અને કર્તા એમ ત્રણ પ્રકારના ભિન્ન રૂપવાળી શક્તિઓમાં દર્શાવ્યો છે. વ્યાપારભેદ વિવક્ષાપ્રાપ્ત છે. 'ધનુષ વડે વીંધે છે'માં માત્ર શક્તિભેદ છે, વ્યાપારભેદ નથી. કારણકે અહીં ધનુષની કરણશક્તિ અપાદાન શક્તિને અન્તર્ભૂત કરીને રહી છે. એકલો વ્યાપારભેદ સંભવતો નથી. કારણકે વ્યાપારભેદનો પ્રયોજક શક્તિભેદ છે.

**ફલભેદ**–કર્મરૂપની ભિન્નતાને આધારે ફલભેદ સમજાય છે; જેમકે, એક દાનધર્મનાં આયુ, આરોગ્ય, સંપત્તિ વગેરે જુદાં જુદાં ફળ હોય છે. ઘણીવાર અનેક ક્રિયાઓનું એક જ ફળ હોય છેઃ અનેક માણસો ઘણી વાર એક વિવાદાસ્પદ બાબત માટે ભેગા મળીને નિશ્ચય કરે છે (સરખાવો वाक्यपदीय २-३७९).

**સંબંધજ ભેદ**–ધાતુના ઉપાત્ત ક્રિયા સાથેના સંબંધના ભેદને સંબંધજ ભેદ કહે છે જેમકે. पचति, पचन्ति વગેરે ક્રિયારૂપોમાં રાંધવાનું કાર્ય છે, પરંતુ કર્તાઓમાં (સંખ્યા)-ભેદ હોવાથી તે ભિન્ન લાગે છે

**અવિવક્ષિત ભેદ** આને અભેદ કહે છે. पक्त्वा ओदनं भुङ्क्ते। (ભાત રાંધીને તે જમે છે)માં समानकर्तृकयोः पूर्वकाले क्त्वा। (पा. सू. ३.४.२१ સમાન કર્તાવાળા બે ધાતુઓમાંથી પહેલી ક્રિયા દર્શાવનાર ધાતુને क्त्वा પ્રત્યય થાય છે) સૂત્રથી કર્તા અને કર્મના ક્રિયાભેદને કારણે શક્તિભેદ પ્રાપ્ત થાય છે, પરંતુ તેની વિવક્ષા નહિ હોવાથી તેને અવિવક્ષિતભેદ કહે છે.

प्रसज्यप्रतिषेधोऽयं पर्युदासोऽयमत्र तु ।
इदं गौणमिदं मुख्यं व्यापीदं गुरुलघ्विदम् ॥८४॥

આ (અહીં) પ્રસજ્યપ્રતિષેધ છે, પરંતુ અહીં આ પર્યુદાસ છે; આ ગૌણ છે; આ મુખ્ય છે; આ વ્યાપક છે; આ ગુરુ છે, આ લઘુ છે. (૮૪)

જ્યાં નञ્‌નો સંબંધ ક્રિયાપદ સાથે હોય અને વાક્યભેદ હોય તેને પ્રસજ્યપ્રતિષેધ કહે છે. વ્યાકરણશાસ્ત્રમાં अकर्तरि च कारके संज्ञायाम् । (પા. સૂ. ૩.૩.૧૯ કર્તા સિવાયનું કારક સંજ્ઞાનો અર્થ દર્શાવતું હોય ત્યારે ધાતુને ઘञ્ પ્રત્યય પ્રાપ્ત થશે)માં કારક સંજ્ઞાર્થ દર્શાવતું હોય ત્યારે ઘञ् થાય અને જો કારક કર્તા હોય તો ઘञ् ન થાય એમ વાક્યભેદ થશે. વેદમાં ब्राह्मणो न हन्तव्यः । नानृतं वदेत् વગેરે ઉદાહરણો છે. લોકવ્યવહારમાં असूर्यंपश्या राजदाराः । (રાજરાણીઓ સૂર્યને નહિ જોનારી હોય છે)માં સૂર્યને જોતી નથી એમ ક્રિયા સાથે નञ્‌નો સંબંધ છે.

પર્યુદાસ પ્રસજ્યપ્રતિષેધથી જુદો છે. અહીં નञ્‌નો સંબંધ ક્રિયા સાથે નહિ પરંતુ ઉત્તરપદ એવા નામ સાથે હોય છે અને એકવાક્યતા હોય છે अब्राह्मणं आनय (બ્રાહ્મણ સિવાયનાને લાવ)માં પર્યુદાસ છે. વ્યાકરણશાસ્ત્રમાં आतोऽनुपसर्गे कः (૩.૨.૩. આકારાન્ત અને ઉપસર્ગ રહિત ધાતુને क પ્રત્યય થાય છે)માં પર્યુદાસ છે.

तत्पुरुषः समानाधिकरणः कर्मधारयः । (પા. સૂ. ૧.૨૪ સમાનાધિકરણ પદોવાળો તત્પુરુષ કર્મધારય કહેવાય છે). સમાનાધિકરણ તો શબ્દો છે, તત્પુરુષ નહિ. સમાનાધિકરણ પદ તત્પુરુષનું વિશેષણ છે. અહીં લક્ષણાથી ગૌણત્વ થશે. सिंहः माणवकः । માં પણ લાક્ષણિકત્વને કારણે सिंह પદનું ગૌણત્વ છે.

મુખ્યત્વને સમજાવતાં વ્યાકરણશાસ્ત્રમાંથી ઉદાહરણ લઈશું. हन् ધાતુને तिङ् અને कृत्‌ના પ્રત્યયો લાગશે. અહીં ધાતુત્વ મુખ્ય છે. राम.માં પ્રાતિપદિકત્વ મુખ્ય છે વેદમાં तं नवाक्रणीभ्यां प्रतिप्रस्थातान्वारभते, प्रतिप्रस्थातारमध्वर्यु. अध्वर्युं: यजमान. । (શતપથ-બ્રાહ્મણ ૩.૬,૨.૧) આવા ઉદાહરણમાં અધ્વર્યુ અને યજમાન મુખ્ય છે. લોકવ્યવહારમાં शूरो माणवकः । માં शूर અને माणवक મુખ્યાર્થમાં છે

વ્યાપકત્વનું શાસ્ત્રમાં મહત્વ છે તે પદના અર્થનું નિર્ણાયક છે. एकश्रुति दूरात्सम्बुद्धौ (પા. સૂ. ૧ ૨.૩૩ દૂરથી બોલાવવામાં એકશ્રુતિ પ્રયોજવી)માં લૌકિક સંબોધનનું ગ્રહણ વ્યાપક છે. આવું વ્યાપી સંબોધન ગ્રહણ કરવાથી एकवचनं सम्बुद्धि. । (પા. સૂ. ૨.૩ ૪૯ સંબોધન ઇષ્ટ હોય ત્યારે પ્રથમા એકવચનની સંબુદ્ધિ સંજ્ઞા થાય છે) એવું શાસ્ત્રીય સંબોધન પણ સમજાશે.

વ્યાકરણશાસ્ત્રમાં पृषोदरादीनि यथोपदिष्टम् । ( પા. સૂ. ૬ ૩ ૧૦૯ પૃષોદરાદિ શબ્દો જેવા ઉપદેશાયા છે તેવા જ સમજવા)થી શિષ્ટોના વ્યવહારમાં પ્રસિદ્ધ શબ્દસમૂહને સાધુત્વથી યથાતથ સમજવામા આવે છે, પરંતુ પ્રાતિપદિક, અનભિહિત કર્મ, વિભક્તિની ઉત્પત્તિ વગેરે રૂપે શુદ્ધ શબ્દોની પ્રાપ્તિમા ગુરુ ઉપાય છે 'આ ગામડું લાલ ડાંગ વાળું છે' એવા કથનમાં કર્મધારય સમાસ અને મત્વર્થ એમ બે બાબતો એક સાથે સમજતાં ગુરુ પ્રક્રમ અર્થાત્ ગૌરવનો પ્રારંભ થશે પરંતુ બહુવ્રીહિ સમજતાં લઘુ પ્રક્રમ થશે. વેદમાં 'સામિધેની ઋચાઓ સત્તર સમજવાની છે'માં મૂળ તેર ઋચાઓમાં પહેલી અને છેલ્લીનો ત્રણ વખત ઉચ્ચાર થતાં ગુરુ પ્રક્રમ થશે.

भेदेनाङ्गाङ्गिभावोऽस्य बहुधेदं विकल्प्यते
इदं नियम्यतेऽस्यात्र योग्यत्वमुपजायते ॥८५॥

આ (વાક્ય)માં સંવિભાગ પ્રમાણે અંગાંગિભાવ(રૂપ સંબંધ) છે. આ ઘણા વિકલ્પોવાળું છે; (અહીં) આનો નિયમ થાય છે, અહીં આનું યોગ્યત્વ (=અધિકારિત્વ) ઉત્પન્ન થાય છે (૮૫)

अस्य भेदेन अङ्गाङ्गिभावः । આ (વેદ)વાક્યમાં સંવિભાગ પ્રમાણે અંગાંગિભાવ થશે. એક વાક્યમાં અને અનેક વાક્યોમાં પણ અંગાંગિભાવ થશે. भेदेन પાઠને બદલે भेदः એવો પાઠ પણ પ્રાપ્ત થાય છે. "ત્યાં આ (વેદવાક્ય)માં વિભાગ સમજવાનો છે અને અંગાંગિભાવરૂપ સંબંધ સમજવાનો છે. અહીં સંબંધાભાવ સમજવાનો નથી" એવો અર્થ થશે. સામાન્યવિધિઓ જ્યારે વિશેષ વિધિ સાથે એક વાક્યમાં હોય ત્યારે તે વિધિઓ અંગો થશે અને વિશેષવિધિ અંગી થશે અને સંબંધ અંગાંગિભાવરૂપ સંબંધ થશે. જેમકે વેદમાં ઉદાહરણ છે : चित्पतिस्त्वा पुनातु, वाक्पतिस्त्वा पुनातु, देवस्त्वा सविता पुनातु अच्छिद्रेण पवित्रेण । (તૈત્તિરીય સંહિતા ૧.૨.૧.૧. ખામી વિનાના પવિત્રથી, વિચારનો સ્વામી, વાણીનો સ્વામી અને સવિતા દેવ તને પાવન કરે). પુણ્યરાજે नीतिशतक (૩૦)માંથી 'દીપક અલંકારનું (मणिः शाणोल्लीढः વગેરે) ઉદાહરણ આપીને એક ક્રિયાનો ઘણાં વાક્યો સાથે સંબંધ દર્શાવ્યો છે.

સમાન પ્રમાણવાળાં વાક્યોમાં જ્યારે વિરોધ હોય ત્યારે વિકલ્પ સમજવો જોઈએ. વ્યાકરણશાસ્ત્રમાં अनुस्वारस्य ययि परसवर्णः । (પા. સૂ. ૮.૪.૫૮ અનુસ્વાર પછી યય્ વર્ણ આવે તો અનુસ્વારનો પરસવર્ણ થાય છે) અને वा पदान्तस्य । (પા. સૂ. ૮.૪.૫૯, પદાન્ત અનુસ્વારને સ્થાને, પછી યય્ વર્ણ આવતો હોય તો, વિકલ્પે પરસવર્ણ થાય છે)માં પ્રાપ્ત વિકલ્પ છે. विभाषा श्वेदिश्व्योः । (પા. સૂ ૭.૧.૪૯, શ્વિ અને શ્વિ ધાતુઓ પછી, કર્તૃવાચક લટ્ આગમ આવતો હોય તો ક્તિ નો વિકલ્પે ચટ્ થાય છે) મા અપ્રાપ્ત વિકલ્પ છે. हृक्रोरन्यतरस्याम् । (પા સૂ ૧.૪.૫૩. हृ અને कृ ધાતુના મૂળ વાક્યના કર્તાઓ પ્રયોજકમાં વિકલ્પે કર્મ થાય છે)માં ઉભયત્ર વિકલ્પ છે. अलंकारसर्वस्वમાંના (પૃ. ૪) किं ताडयतरोरियं रसमरोविसन्ना...વગેરે ઉલ્લેખને પુણ્યરાજ અનેક ઉત્પ્રેક્ષા રૂપ વિકલ્પોવાળો સમજાવે છે.

અનેક બાબતોની પ્રાપ્તિ હોય ત્યારે એક અંગે નિયમ કરવામાં આવે છે. पतिः समास एव (પા. સૂ. ૧ ૪.૮ પતિ શબ્દ સમાસમાં ઘિ સંજ્ઞક થાય છે)માં તે प्राग्धातोः । (પા. સૂ. ૧.૪.૮૦ ઉપસર્ગો ધાતુની પહેલાં પ્રયોજવા માં ચોક્કસ બાબત અંગે નિયમ કરવામાં આવે છે. नक्षत्रं दृष्ट्वा वाचं विसृजेत् । (રાત્રે નક્ષત્રને જોઈને મૌન તોડવું)માં ચોક્કસ સમયે વાગ્વિસર્ગનો નિયમ કર્યો છે. દિવસે નક્ષત્ર દેખાય તો નહિ અને રાત્રે વાદળઘેર્યું આકાશ હોય તો મૌન તોડવું એવો નિયમ કરવામાં આવે છે.

વ્યવહારમાં धुरि धुर्यो नियुज्यते । (ધૂંસરીએ ધૂંસરી ધારણ કરવા સમર્થને જ જોડવામાં આવે છે) એમ કહીને गौः गडिः, 'વણ્યપધાટાયેલો (ના જોડવો)' એમ દર્શાવાતાં યોગ્યતા અર્થાત્ અધિકારનો મુદ્દો સમજાય છે.

અહીં પુરુષની જ યોગ્યતા છે જ્યોતિષ્ટોમેન સ્વર્ગકામો યજેત । (સ્વર્ગની ઇચ્છા વાળાએ જ્યોતિષ્ટોમ વડે યજન કરવુ)માં ત્રણ વર્ણની જ યજનયોગ્યતા ઠરાવવામા આવી છે ઉરણ્ રપર । પા સૂ ૧ ૧ ૫૧ (ઉ ને સ્થાને અણ્ આદેશ રપર થાય છે)મા ઉ ને બદલે મુકાતા અણ્ ને જ રપરત્વ માટે યોગ્યતા પ્રાપ્ત થાય છે

अन्य वाक्यान्तरे दृष्टाल्लिङ्गाद्भेदोऽनुमीयते ।
अथ शब्दैरपोद्धृत्य पदार्थः प्रविभज्यते ॥८६॥

અન્ય વાક્યમા પ્રાપ્ત થતા નિર્દેશ ઉપરથી, આના ભેદ વિશેષનુ અનુમાન થાય છે, જ્યારે અહીં પદનો અવિભક્ત અર્થ શબ્દના પ્રકૃતિ અને પ્રત્યયના વિભાગથી પ્રાપ્ત થાય છે (૮૬)

અન્ય વાક્યથી પ્રાપ્ત થતા નિર્દેશથી પ્રસ્તુત વાક્યાર્થનુ સુસ્થાપન એટલે લિંગાદ્ભે. વેદમા अक्ता शर्करा उपदधाति । (તે ચોપડેલી શર્કરા મૂકે છે) માં શેનાથી ચોપડેલી છે તે સ્પષ્ટ થતુ નથી પરતુ તેના પછી આવતા બીજા વાક્ય तेजो वै घृतम् । (ઘી તો તેજ છે) ઉપરથી ઘીથી શર્કરા ચોપડેલી છે એમ વાક્યાર્થ સ્પષ્ટ બને છે

વક્રોક્તિજીવિત (પૃ ૨૮), સરસ્વતીકણ્ઠાભરણ (પૃ ૫૮૧), કાવ્યપ્રકાશ (પૃ ૧૦૧), કાવ્યાનુશાસન (પૃ ૩૧) વગેરે અલંકારગ્રંથોમા ઉલ્લેખાયેલા રામોઽસૌ ભુવનેષુ વગેરેથી શરૂ થતા રાઘવાનન્દ નાટકના શ્લોકમા રામ એટલે દશરથપુત્ર કે પરશુરામ એવા સંશયમા ત્રીજી પંક્તિ અને ચોથી પંક્તિમાના ઉલ્લેખથી દશરથપુત્ર રામનો નિશ્ચય થાય છે.

અત્યંત સંસૃષ્ટ શબ્દના પ્રકૃતિપ્રત્યયના વિશ્લેષણને અપોદ્ધાર કહે છે વેદવાક્યોના અર્થને જાણવા માટે અપોદ્ધાર ઉપયોગી છે

इति वाक्येषु ये धर्माः पदार्थोपनिबन्धनाः ।
सर्वे ते न प्रकल्पेरन्पदं चेत्स्यादवाचकम् ॥८७॥

આ પ્રમાણે પદના અર્થ ઉપર આધાર રાખનારા અને (તે પ્રમાણે) વાક્યના (અર્થવિશેષનો નિશ્ચય કરનારા) જે ન્યાયો છે તે, પદને અર્થનુ વાચક જો ન માનવામા આવે તો (તે) બધા (અર્થનિશ્ચય માટે) નિષ્ફળ બને (૮૭)

કારિકા ૭૭થી ૮૫ સુધીમા ગણાવેલા, વાક્યાર્થનો નિશ્ચય કરનારા ન્યાયો આખરે તો પદના અર્થ ઉપર આધાર રાખે છે વાક્યને જો પદસમૂહ ગણવામાં આવે અને તેને જો અખંડ અને અવિભક્ત સ્વીકારવામા આવે તો આ બધા ન્યાયો નકામા ઠરશે

अविभक्तेऽपि वाक्यार्थे शक्तिभेदादपोद्धृते ।
वाक्यान्तरविभागेन यथोक्तं न विरुध्यते ॥८८॥

(અખંડ) વાક્યનો અવિભક્ત અર્થ સ્વીકારવામા આવે તો પણ શક્તિભેદને કારણે વિશ્લેષણ થતા જુદા જુદા વાક્યો બનતા હોવાથી (અમારા અખંડ વાક્યાર્થપક્ષનો) બાધ થશે નહિ (૮૮)

જેમ અનેક ગૌણ વાક્યોના બનેલા એક મહાવાક્યમાં અર્થબોધકતા પ્રમાણે નાનાં વાક્યો પ્રાપ્ત થાય છે અને તેથી અખંડ વાક્યાર્થને કશો બાધ આવતો નથી તેમ અખંડ વાક્યમાં પદોના અર્થને સ્વીકારવામાં પણ કશો બાધ આવતો નથી. શક્તિભેદને કારણે અવાન્તર વાક્યો અને પદોનો અર્થ પણ જુદો પ્રાપ્ત થશે. આવી સ્થિતિ પરસ્પર વિરોધી નથી આમ કહેવા માટે પુણ્યરાજ બૌદ્ધસિદ્ધાન્તનું ઉદાહરણ આપે છે બૌદ્ધો નિર્વિભાગ અને વ્યક્તિરૂપ દ્રવ્યને એક બાજુ સ્વીકારે છે અને સાથે સાથે અપોહ (ઇતર વ્યાવૃત્તિ)ને આધારે જાતિને સ્વીકારે છે.

સરખાવો : પુણ્યરાજ : यथा शाक्यदर्शने निर्विभागमेकमेव सकलत्रैलोक्यविलक्षणं सर्वं स्वलक्षणमभ्युपगम्यते तत्तदितरपदार्थव्यावृत्तिसमाश्रयणेन च जात्यादिव्यवहारः कश्चिन्निर्वाह्यते ।

यथैवैकस्य गन्धस्य भेदेन परिकल्पना ।
पुष्पादिषु तथा वाक्येऽप्यर्थभेदो विधीयते ॥८९॥

જેમ ફૂલ (ચંદન) વગેરે જુદાં જુદાં દ્રવ્યોમાં રહેલ એક જ સુવાસ જુદી જુદી સમજાય છે તેમ (અખંડ) વાક્યમાં પણ (અવાન્તર વાક્યો, શબ્દસમૂહો, શબ્દો વગેરેમાંથી) અર્થભેદ સમજાવી શકાય છે (૮૯)

गवये नरसिंहे चाप्येकज्ञानाहृते यथा ।
भागं जात्यन्तरस्यैव सदृशं प्रतिपद्यते ॥९०॥

अप्रसिद्धं तु यं भागमदृष्टमनुपश्यति ।
तावत्यसंविदं मूढः सर्वत्र प्रतिपद्यते ॥९१॥

तथा पिकादियोगेन वाक्येऽत्यन्तविलक्षणे ।
सदृशस्यैव संज्ञानमसतोऽर्थस्य मन्यते ॥९२॥

ગવયમાં કે નરસિંહમાં કોઇ એક(જાતિ)નુ જ્ઞાન ન હોવા છતાં, ગવયના એક ભાગ અને નરસિંહના એક ભાગનું જાત્યન્તર સાથેનું સામ્ય જેમ સમજાય છે; અને જ્યારે અજ્ઞાની સમજેય છે કે તેણે (ગવયનો અશ્વ એવો) જેભાગ વ્યવહારમાં અપ્રસિદ્ધ છે તેને જોયો નથી ત્યારે તેટલા પૂરતું (સંપૂર્ણ ગવય અંગે) તે અજ્ઞાનને જ પ્રાપ્ત થાય છે; તે જ પ્રમાણે પિક (કોયલ) વગેરેના ઉપયોગથી વાક્ય અત્યંત જુદું બન્યું હોય ત્યારે અજ્ઞાની (વાસ્તવમાં) અવિદ્યમાન અર્થના જેવા (અર્થની) કલ્પના કરે છે. (૯૦–૯૨)

ગવય એક પશુવિશેષનું નામ છે; અશ્વ અને ગાયના સંબંધથી તે ઉત્પન્ન થાય છે. તેમાં ગાયનાં લક્ષણો કંઇક અંશે વધારે સ્પષ્ટ હોય છે. ગવયમાં ગોત્વ પ્રાપ્ત થતું નથી. તે જ પ્રમાણે નરસિંહમાં નરત્વ કે સિંહત્વ પ્રાપ્ત થતુ નથી. પરંતુ અજ્ઞાની જન આવા ગોત્વ વગેરેની કલ્પના કરે છે. અવિદ્યમાન એવા ગોત્વ વગેરેની કલ્પના ભ્રમમૂલક છે.

'વનમાંથી વૃક્ષ લાવો અને 'વનમાંથી કોયલ લાવો' એ બે વાક્યોમાં કશું સામ્ય નથી. બંને અત્યંત વિલક્ષણ વાક્યો છે. વનમાંથી અને લાવો એવા શબ્દો સમાન છે, તેથી સમાન વાક્યો બનતાં નથી. આનું કારણ એ છે કે અખંડ વાક્યાર્થવાદી વૈયાકરણ સમજે છે કે સ્વતંત્ર પદોનું જુદું અસ્તિત્વ નથી. બધાં જ પદો મળીને એક વાક્ય બને છે. તેમાં અખંડત્વ રહેલું છે. વૃક્ષને બદલે કોયલ શબ્દ મૂકવાથી બંને વાક્યો જુદાં જ થયાં સમજવાં.

एकस्य भागे सादृश्यं भागे भेदश्च लक्ष्यते ।
निर्भागस्य प्रकाशस्य निर्भागेणैव चेतसा ॥९३॥

तथैव भागे सादृश्यं भागे भेदोऽवसीयते ।
भागाभावेऽपि वाक्यानामत्यन्तं भिन्नधर्मणाम् ॥९४॥

જેમ (પીળું, લાલ વગેરે અનેક ભાગો અન્તર્હિત હોવા છતાં (વાસ્તવમાં) ભાગ વિનાના (ચિત્ર) જ્ઞાનના, નિર્ભાગ મનને કારણે, એક ભાગમાં (અન્ય સાથે) સાદૃશ્ય અને બીજા ભાગમાં ભિન્નતા જણાય છે; તેમ અત્યંત ભિન્ન ધર્મોવાળા વાક્યોમાં ભાગનો અભાવ હોવા છતાં તેમના એક ભાગમાં સાદૃશ્ય અને બીજા ભાગમાં ભેદ કલ્પવામાં આવે છે. (૯૩-૯૪)

અહીં પ્રકાશનો અર્થ જ્ઞાન કરીશું. એક સળંગ ચિત્રના અખંડ જ્ઞાનમાં (વાસ્તવમાં, આપણું ચિત્ત પણ અખંડ જ્ઞાનબોધક હોવાથી) ભાગભેદ વિનાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે; આમ હોવા છતાં એક ચિત્તમાં અનેક રંગો પૂર્યા હોવાને કારણે એક ભાગમાં કાળું અને લાલ એમ ભાગભેદ જણાય છે. અહીં કાળું સાથે સાદૃશ્ય અને લાલ અને પીળું વચ્ચે ભેદ જણાય છે.

આ પ્રમાણે 'વનમાંથી વૃક્ષ લાવો' અને 'વનમાંથી કોયલ લાવો'માં વનમાંથી લાવો પૂરતું સાદૃશ્ય અને વૃક્ષ અને કોયલ વચ્ચે ભેદ જણાય છે.

रूपनाशे पदानां स्यात्कथं चावधिकल्पना ।
अगृहीतावधौ शब्दे कथं चार्थो विविच्यते ॥९५॥

(સંધિ થવાથી) પદોનું રૂપ નષ્ટ થતાં તેમની મર્યાદા કેવી રીતે સમજાય? અને શબ્દની મર્યાદા નક્કી થયા વિના અર્થનો નિશ્ચય કેવી રીતે થઈ શકે? (૯૫)

दध्यानय। (દહીં લાવો), दधीह तिष्ठति। (અહીં દહીં છે) વગેરે વાક્યોમાં દધિનું રૂપ વિનષ્ટ થઈને દધ્ય અને ધી થયું છે આમ થવાથી દધ્ય કે ધી પદ દધિનો જ અર્થ દર્શાવશે એવી મર્યાદા કેવી રીતે સમજાશે?

संसर्ग इव रूपाणां शब्देऽप्यत्र व्यवस्थितः ।
नानारूपेषु तद्रूपं तन्त्रेणापरमिष्यते ॥९६॥

(અખંડ પક્ષ અંગે) બીજા મતમાં (શ્વેત. ધાવતિ એવા વાક્યમાં શ્વેતઃ એવા) શબ્દરૂપમાં (અનેક) પદરૂપોનો જાણે કે (શ્વા इतः અને શ્વેત. એવો) સંસર્ગ થયો હોય છે. (આવાં) અનેક શબ્દ રૂપોમાં તે બીજા (શ્વેતઃ એવા અખંડ) શબ્દરૂપનું તત્ત્વના ન્યાય વડે ગ્રહણ થાય છે. (૯૬)

तस्मिन्नभेदे भेदानां संसर्ग उपवर्ण्यते ।
रूपं रूपान्तरात्तस्मादन्यत्प्रविभज्यते ॥९७॥

તે અખંડ પદ (શ્વેતઃ)માં (શ્વા અને इतः એવાં) ભિન્ન શબ્દરૂપોનો સંસર્ગ પ્રાપ્ત થાય છે. તેથી (શ્વા इतः અને શ્વેતઃ) એવાં બે શબ્દરૂપોમાંથી) શ્વેતઃ એવું અન્ય રૂપો જેવું દેખાતું અખંડ રૂપ જુદું ગ્રહણ કરાય છે. (૯૭)

शास्त्रे प्रत्याय्यकस्यापि क्वचिदेकत्वमाश्रितम् ।
*प्रत्याय्येन क्वचिद् भेदो ग्रहणग्राह्ययोः स्थितः ॥९८॥*

શાસ્ત્રમાં (એક મત પ્રમાણે) વાચક શબ્દનું વાચ્ય (અર્થ) સાથે એકત્વ સમજાવવામાં આવે છે. (બીજા મતમાં) વાચક અને વાચ્ય (બંને) વચ્ચે કોઈવાર ભેદ જણાવવામાં આવે છે. (૯૮)

ऊ इत्यभेदमाश्रित्य यथासंख्यं प्रकल्पितम् ।
लृलुटोर्ग्रहणे भेदो ग्राह्यग्राह्याभ्यां सह कल्पितः ॥९९॥

અભેદનો આશ્રય કરીને સૂત્ર નિર્દિષ્ટ ऊ ધ્વનિને ક્રમ પ્રમાણે ત્રણ ધ્વનિઓ રજૂ કરતો કલ્પવામાં આવ્યો છે, (પરંતુ स्यतासी लृलुटोः । પા. સૂ. ૩.૧ ૩૩, એ સૂત્રમાંના लृ અને लुट् ના ઉલ્લેખથી) लृ પદથી लृट् અને लृङ् એમ બે ના તથા लुट् ના ગ્રહણમાં તે ત્રણ પ્રત્યાય્ય અને પ્રત્યાયક એવા लृ અને लुट् વચ્ચે ભેદની કલ્પના કરવામાં આવી છે. (૯૯)

કારિકામાં ઉલ્લેખેલ સૂત્રમાં लृथी દર્શાવાતા लृट् અને लृङ् તથા लुट् એમ ત્રણ પ્રત્યાય્ય છે, પણ પ્રત્યાયક लृ અને लुट् એમ બે જ છે. બીજી બાજુ स्य અને तासि એવા પ્રત્યયોરૂપી કાર્યોની સંખ્યા બે હોઈ સંખ્યાવૈષમ્ય થયું અને યથાસંખ્યના નિયમનો બાધ થયો

यस्येत्येतदणो रूपं संज्ञिनामभिधायकम् ।
नहि प्रतीयमानेन ग्रहणस्यास्ति संभवः ॥१००॥

(यस्येति च । સૂત્રમાંના) यस्य પદના इकार અને अकारનું રૂપ તેમના સંજ્ઞીઓનું (તેમની વચ્ચે અભેદ હોવાને કારણે) અભિધાન કરે છે. (જો ભેદની કલ્પના કરવામાં આવે તો) જ્ઞાયમાન (એવા इकार અને अकार) વડે (તેમના સંજ્ઞીઓના) ગ્રહણનો સંભવ નથી. (૧૦૦)

यस्येति च । (પા. સૂ. ૬. ૨. ૧૪૮) જણાવે છે કે ભ સંજ્ઞક અંગના इ અને अ વર્ણનો દીર્ઘ ईकार અથવા તદ્ધિત પ્રત્યય આગળ આવતો હોય તો લોપ થાય છે. અહીં यस्य એ यत्નું ષષ્ઠી એકવચન છે અને यत्થી इ અને अનો નિર્દેશ સમાહાર દ્વન્દ્વ દ્વારા થાય છે. આ બંને વર્ણોવાળું यस्य પદ બંનેના સંજ્ઞીઓ અર્થાત્ અકાર ઇકાર અને અકાર અકારનું અભિધાન કરે છે પરંતુ इ અને अ તેમના સંજ્ઞીઓ વચ્ચે અર્થાત્ પ્રત્યાય્ય અને પ્રત્યાયક વચ્ચે ભેદ માનતાં પ્રતીયમાન અર્થાત્ જ્ઞાયમાન એવા इ અને अથી તેમના સંજ્ઞીઓનું ગ્રહણ થશે નહિ

ऊ इत्येतदभिन्नं च भिन्नवाक्यनिबन्धनम् ।
भेदेन ग्रहणं यस्य पररूपमिव द्वयोः ॥१०१॥

બીજા ઉકારોથી અભિન્ન એવો ऊकार ભિન્ન ભિન્ન વાક્યો દ્વારા જુદા જુદા ઉ કારોને ભેદપૂર્વક સમજાવવા કારણ બને છે. (પૂર્વ અને પર એવા) બે અંશોનું જાણે પરરૂપ હોય તેમ તેનું ભેદપૂર્વક ગ્રહણ થાય છે. (૧૦૧)

प्लुतस्याङ्गविवृद्धिं च समाहारमचोस्तथा ।
व्युदस्यता पुनर्भेदः शब्देष्वत्यन्तमाश्रितः ॥१०२॥

પ્લુતના અવયવની વૃદ્ધિ અને સ્વરોના સમાહારનો પ્રતિષેધ કરતા (વાર્ત્તિક-કારે) વર્ણો વચ્ચે અત્યંત ભેદને સ્વીકાર્યો છે. (૧૦૨)

પાણિનિસૂત્ર प्लुतावैच इदुतौ । (૮.૨.૧૦૬) જણાવે છે કે સૂત્र दूराद्धूते च । (૮.૨ ૮૪) અને તેની પછીનાં સૂત્રોમાં કહેલ પ્લુત ऐ અને औના સ્થાને પ્રસક્ત એકારાદિ સંધ્યક્ષરના અવયવ इ અને उને પ્લુત થાય છે. ऊकालोऽज्झ्रस्वदीर्घप्लुतः । સૂત્ર પ્રમાણે પાણિનિને પ્રત્યાય્ય અને પ્રત્યાયક વચ્ચે અભેદ ઈષ્ટ છે પરંતુ प्लुतावैच इदुतौ । (૮.૨.૧૦૬) સૂત્રના વાર્ત્તિક "अङ्गविवृद्धिर्नोपपद्यते । न ह्यचोऽवयवोऽकार इकार उकारो वा ।" પ્રમાણે વાર્ત્તિકકારને ભેદ ઈષ્ટ છે એ વાત આ કારિકામાં જણાવી છે. પુણ્યરાજે ઉલ્લેખેલા શબ્દો વાર્ત્તિકરૂપે કે ભાષ્યવચન રૂપે અત્યારે પ્રાપ્ત થતા નથી પરંતુ વાર્ત્તિકકારના મતના એક સામાન્ય ઉલ્લેખ તરીકે તેમને સમજવા જોઈએ.

समाहारः स्वरितः । (સૂત્ર ૧.૨.૩૧.)ના વાર્ત્તિક समाहारोऽचाश्चेन्नाभावात् । પ્રમાણે પૂર્વ અને પર અચ્‌નો સમાહાર એટલે પરરૂપ એમ માનવું જોઈએ નહિ, કારણકે પ્રત્યાયક અને પ્રત્યાય્ય વચ્ચે ભેદ હોવાથી સમાહાર બની શકે નહિ.

अर्धर्चादिषु शब्देषु रूपभेदः क्रमाद्यथा ।
तन्त्रात्तथैकशब्दत्वे भिन्नानां श्रुतिरन्यथा ॥१०३॥

अर्धर्च વગેરે શબ્દોમાં જેમ (ऋचः अर्धम् । એવા વિગ્રહવાક્યથી જુદો) સ્વરૂપભેદ વર્ણોના ક્રમને કારણે (જણાય) છે તેમ તન્ત્રન્યાયને અનુસરીને અખંડ શબ્દ (રૂપ)ને સ્વીકારતા જુદા જુદા (શબ્દ રૂપો)નું શ્રવણ પણ તેમનાથી જુદું (=અખંડ) સમજી શકાય છે. (૧૦૩)

संहिताविषये वर्णा स्वरूपेणाविकारिण ।
शब्दान्तरत्व यान्तीव शक्त्यन्तरपरिग्रहात् ॥१०४॥

પોતાના મૂળરૂપમા ફેરફાર વિનાના શબ્દો સ ધિની સ્થિતિમા તેમને જુદી શક્તિઓની પ્રાપ્તિને કારણે અન્ય શબ્દરૂપને પામે છે (૧૦૪)

સન્ધ્યભાવની સ્થિતિમા અવિકારી એવા શ્વા ઇત શબ્દો જ્યારે સધિને પ્રાપ્ત થાય છે ત્યારે બીજા અર્થના પ્રત્યાયન ી શક્તિને પ્રાપ્ત કરીનેશ્વેત એવુ અન્યરૂપ પામે છે.

इन्द्रियादिविकारेण दृष्ट ग्राह्येषु वस्तुषु ।
आत्मरूपागादृते भिन्न ग्रहण स क्रम श्रुतौ ॥१०५॥

(ચક્ષુ) ઇન્દ્રિયના વિકારને લીધે, નેત્ર વડે ગ્રાહ્ય અભિન્ન પદાર્થોનુ ગ્રહણ તે પદાર્થના સ્વરૂપમા ફેરફાર વિના પણ ભિન્ન રૂપે થાય છે (શ્વેત. જેવા) શ્રવણુ અંગે પણ આવી જ સ્થિતિ છે (૧૦૫)

अभिधानक्रियाभेदाच्छब्देष्वविकृतेष्वपि ।
रूपमत्यन्तभेदेन तदेवैक प्रकाशते ॥ १०६ ॥

(સ ધિયુક્ત) ઉચ્ચારણકાર્યની ભિન્નતાને લીધે અવિકૃત શબ્દોમાનુ એક રૂપ પણ જાણે અત્ય ત જુદુ હોય તેમ સમજાય છે (૧૦૬)

ऋचो वा गीतिमात्रं वा साम द्रव्यान्तर न तु ।
गीतिभेदात्तु गृह्यन्ते ता एव विकृता ऋच ॥१०७॥

સામ (ગીતિવિશેષથી ગવાયેલ) ઋચાઓ છે અથવા માત્ર ગાન(વિશેષ) છે, તે કોઈ જુદો(મન્ત્રરૂપ) પદાર્થ નથી ગીતિભેદને કારણે તે જ ઋચાઓ ફેરફારવાળી સ્વીકારાય છે (૧૦૭)

उपायाच्छ्रुतिसहारे भिन्नानामेकशेषिणाम् ।
तन्त्रेणोच्चारणे तेषा शास्त्रे साधुत्वमुच्यते ॥ १०८ ॥

એકબીજાથી જુદા અને એકશેષવાળા શબ્દરૂપોને આવા ઉપાયથી શ્રવણમા એકરૂપ સમજવામા આવે છે આવા તન્ત્ર (રૂપ ઉપાય)થી ઉચ્ચારાયેલા તેમનુ સાધુત્વ શાસ્ત્રમા જણાવવામા આવે છે (૧૦૮)

શ્રુતિસ હાર એટલે શ્રવણમા સ શ્લેષ અર્થાત્ એકરૂપતા શ્વા ઇત ને શ્વેત એમ સ શ્લિષ્ટ ઉચ્ચારરૂપે સાભળવ તન્ત્રરૂપ ઉચ્ચારણ એટલે અનેક રૂપોને એક અખ ડ શબ્દરૂપે ઉચ્ચારવુ જેમ દેવ દેવ ચ દેવૌ એવો એકશે. શાસ્ત્રમાં નીકળ્યું બને છે તેમ શ્વા ઇત અને શ્વત એવા બે ભિન્નરૂપોના અખ ડરૂપ શ્વત ને શાસ્ત્રસિદ્ધ સમજવામા આવે છે

परिगृह्य श्रुतिं चैकां रूपभेदवतामपि ।
तन्त्रेणोच्चारणं कार्यमन्यथा ते न साधवः ॥१०९॥

(શ્વા ઇત. અને શ્વેતઃ એવા રૂપભેદવાળા શબ્દોના પણ (અખંડ) શ્રવણ (શ્વેતઃ) ને સ્વીકારીને (બંને અર્થોના બોધ માટે) સંયુક્ત ઉચ્ચારણ કરવું જોઇએ. આમ ન કરવાથી તે શબ્દો શુદ્ધ શબ્દો ગણાશે નહિ. (૧૦૯)

परिगृह्य श्रुतिं चैक रूपं भेदवतामपि । એવો પાઠ લેતાં 'ભિન્ન શબ્દોનું એક વર્ણાનુપૂર્વીરૂપી સાદશ્ય અને (અખંડ) શ્રવણ સ્વીકારીને એવો અર્થ થશે.

सरूपाणां च वाक्यानां शास्त्रेणाप्रतिपादितम् ।
तन्त्रेणोच्चारणादेकं रूपं साधूपलभ्यते ॥११०॥

સરખા રૂપવાળાં વાક્યોના સંયુક્ત ઉચ્ચારણથી શાસ્ત્રવડે અમાન્ય (પણ) એક (અખંડ) શુદ્ધ રૂપ પ્રાપ્ત થાય છે. (૧૧૦)

सरूपाणामेकशेष एकविभक्तौ । (પા સૂ ૧.૨.૬૪.) એક વિભક્તિમાં જે સમાન રૂપવાળાં પદો પ્રાપ્ત થાય તેમાંથી એક બાકી રહે છે), સરૂપ એવા શબ્દોનો એકશેષ શાસ્ત્રમાં કહ્યો છે, પરંતુ સમાન વાક્યોના એકશેષનું પ્રતિપાદન કર્યું નથી, છતાં શાસ્ત્રીય કાર્યમાં તે ઉપયોગી હોઈ માન્ય બનવું જોઈએ.

एकस्यानेकरूपत्वं नालिकादिपरिग्रहात् ।
यथा तथैव तन्त्रात्स्याद् बहूनामेकरूपता ॥१११॥

જેમ વાંસળી વગેરે જુદાં જુદાં વાદ્યોમાંથી નીકળતા એક વાયુનાં અનેક રૂપો પ્રાપ્ત થાય છે તેમ અનેક જુદાં જુદાં(શબ્દરૂપો અને વાક્ય) રૂપોનું, સંયુક્ત ઉચ્ચારણ દ્વારા, સમાન રૂપ પ્રાપ્ત થઈ શકે છે. (૧૧૧)

यथा पदसरूपाणां वाक्यानां सम्भवः पृथक् ।
तथा वाक्यान्तराभावे स्यादेषां पृथगर्थता ॥११२॥

જેમ (એક વાક્યનાં અનેક) પદોના જેવા (એક મિશ્ર વાક્યનાં અનેક) અવાન્તર વાક્યો જુદા સંભવે તેમ(એક)જુદા મિશ્રવાક્યને અભાવે તે(અવાન્તર વાક્યોનો જુદો(સ્વતંત્ર) અર્થ થશે. (૧૧૨)

अभिधेयः पदस्यार्थो वाक्यस्यार्थः प्रयोजनम् ।
यस्य तस्य न संबन्धो वाक्यानामुपपद्यते ॥११३॥

પદનો અર્થ તેનું અભિધેય છે અને વાક્યનો અર્થ તેનું પ્રયોજન છે એમ જે માને છે તેને માટે વાક્યોનો પરસ્પર સંબંધ પ્રાપ્ત થશે નહિ. (૧૧૩)

પ્રયોજન વાક્યાર્થ છે એવા મીમાંસકમતનું અહીં ખંડન કરવામાં આવ્યું છે.

પદોનો અને વાક્યોનો પરસ્પર સંબંધ તેમના અભિધેય મારફત થાય છે વાક્યના અર્થને તેનુ અભિધેય ન માનતા પ્રયોજન માનવામા આવે તો વાક્યો પરસ્પર અસંબદ્ધ થશે.

तत्र क्रियापदान्येव व्यपेक्षन्ते परस्परम् ।
क्रियापदानुपक्तस्तु संबन्धोऽथ प्रतीयते ॥११४॥

(પરંતુ) ત્યાં અવાન્તર વાક્યોના ક્રિયાપદો જ એકબીજાની અપેક્ષા રાખે છે, અને ક્રિયાપદોને આધારે રહેલો (તે વાક્યોનો પરસ્પર) સંબંધ સમજાય છે. (૧૧૪)

અન્વિતાભિધાન મત પ્રમાણે વૈયાકરણોને જવાબ આપતાં જણાવવામા આવે છે કે વાક્યોનો અર્થ ક્રિયાપદો દ્વારા પ્રાપ્ત થાય છે ક્રિયા અને સાધનમા ક્રિયા મુખ્ય છે, સાધન ગૌણ છે વાક્યને આખ્યાતપદ રૂપે માનતા ક્રિયાપદો ઉપર નિર્ભર અર્થ પ્રાપ્ત થાય છે. આવો અર્થ ક્રિયા અને સાધન વચ્ચેના સબંધરૂપે છે

आवृत्तिरनुवादो वा पदार्थव्यक्तिकल्पने ।
प्रत्येक तु समाप्तोऽर्थ सहभूतेपु वर्तते ॥११५॥

(આદ્ય પદમાથી પ્રાપ્ત થતા વાક્યાર્થનુ) પુન કથન અથવા (જ્ઞાત અર્થનો) અનુવાદ પદના અર્થની સ્પષ્ટતા માટે છે. દરેક પદમા સમાપ્ત થતો વાક્યાર્થ, સાથે રહેલાં પદોમા જ હોય છે (૧૧૫)

अविकल्पितवाक्यार्थे विकल्पा भावनाश्रया ।
अत्राधिकरणे वादाः पूर्वेपा बहुधा मता ॥ ११६ ॥

વાક્યનો અર્થ વિકલ્પ વિનાનો હોવા છતા (પોતાના શાસ્ત્રસિદ્ધાન્તો પ્રમાણેના) મનના વલણને આધારે વિકલ્પો મનાયા છે. આ વિષયમાં પ્રાચીન આચાર્યોના અનેક મતો પ્રસિદ્ધ છે (૧૧૬)

'અધિકરણ'નો વિચારસ્થળ અર્થાત્ વિચારવિષય એવો અર્થ પુણ્યરાજ આપે છે

अभ्यासात्प्रतिभाहेतु शब्द सर्वोऽपरै स्मृत ।
बालाना च तिरश्चा च यथार्थप्रतिपादने ॥ ११७ ॥

બાળકો માટે અને પશુઓ માટે પણ (પદરૂપ કે વાક્યરૂપ) સઘળ઼ ઉચ્ચારણ અર્થની સુયોગ્ય પ્રાપ્તિ માટે અભ્યાસ(રૂપ સંસ્કાર) દ્વારા પ્રતિભા(ના ઉન્મેષ)નું કારણ બને છે એમ બીજા આચાર્યોએ જણાવ્યુ છે (૧૧૭)

પદના કે વાક્યના અર્થના જ્ઞાનની પ્રાપ્તિ પ્રતિભાના ઉન્મેષથી થાય છે પ્રતિભાના મૂળમા અભ્યાસ અર્થાત્ ક્રમબદ્ધ અને આવર્તમાન ક્રિયા રહેલી છે. અભ્યાસ એટલે શબ્દનુ કોઈ ચોક્કસ વિષયમા પ્રત્તિદર્શન આવા પ્રતિદર્શનના સાતત્યથી પ્રતિભારૂપ આંતર જ્ઞાન ઉત્પન્ન થશે શબ્દથી થતો અર્થબોધ અભ્યાસને અધીન છે, અભિધાનને અધીન નથી. આમ હોવાથી વાક્યાર્થજ્ઞાનના મૂળમાં પ્રતિભાને સ્વીકારવી જોઈએ

अनागमश्च सोऽभ्यासः समयः कैश्चिदिष्यते ।
अनन्तरमिदं कार्यमस्मादित्युपदर्शकः ॥११८॥

આ અભ્યાસને કેટલાક(આચાર્યો) અનાદિ સંકેત રૂપે સમજે છે. આ કાર્ય પછી આ કાર્ય કરવું એવી સમજણ તે આપે છે. (૧૧૮)

अस्त्यर्थः सर्वशब्दानामिति प्रत्याय्यलक्षणम् ।
अपूर्वदेवतास्वर्गैः सममाहुर्गवादिषु ॥ ११९ ॥

બધા શબ્દોના વાચ્યની '(કંઈક)છે' એવા અર્થરૂપે વ્યાખ્યા આપવામાં આવી છે. (આવો અર્થ) ગો વગેરે શબ્દોમાં અપૂર્વ, દેવતા, સ્વર્ગ વગેરેના અર્થના જેવો જ કહ્યો છે. (૧૧૯)

અત્યાર સુધીના વિષયનિર્દેશ પ્રમાણે ચાર પ્રકારના વાક્યાર્થો જેવા કે સંસર્ગ, સંસૃષ્ટિ, નિરાકાંક્ષ પદાર્થ અને પ્રયોજન ચર્ચવામાં આવ્યા. ત્યાર બાદ પ્રતિભારૂપ વાક્યાર્થને નિર્દેશવામાં આવ્યો.

હવે જો પદાર્થને અપોદ્ધારકલ્પનાથી પ્રવિભક્ત માનવામાં આવે તો આવા વિભક્તાર્થ અંગે બાર મતો ક્રમે ક્રમે આપવામાં આવશે.

પહેલા મત પ્રમાણે બધા શબ્દોનો અર્થ "કોઈ વિશિષ્ટ આકારના જ્ઞાન વિનાનું અર્થસામાન્ય" સમજવો જોઈએ. બધા શબ્દોનો વાચ્ય અર્થ 'કંઈક છે' એથી વિશેષ નથી (सर्वशब्दानामपरामृष्टाकारविशेषमर्थमात्रं वाच्यमिति केचिदाहुः । પુણ્યરાજ). જેમ અપૂર્વ દેવતા, સ્વર્ગ વગેરે પદોના અર્થમાં કોઈ આકાર વિશેષ નથી તેમ ગો શબ્દના અર્થમાં કોઈ આકારવિશેષ નથી. ગોનો અર્થ એટલે 'ગાય' એવું અર્થસામાન્ય. કોઈ એમ કહેશે કે 'આ ગાય છે' એવા શબ્દોમાં આકારવિશેષનો ખ્યાલ આવે છે તો તેને અંગે કહી શકાય કે આપ્તોપદેશને કારણે અર્થનું સંકેતગ્રહણ થવાથી અને સ્મૃતિમાં તે જોડાયેલું હોવાથી આકારવિશેષનો ભાસ થાય છે, પરંતુ અપૂર્વ, દેવતા, સ્વર્ગ વગેરે અંગે તો આકારવિશેષનો પણ કશો ભાસ થતો નથી.

प्रयोगदर्शनाभ्यासादाकारावग्रहस्तु यः ।
न स शब्दस्य विषयः स हि यत्नान्तराश्रयः ॥१२०॥

પ્રયોગ, દર્શન અને અભ્યાસને કારણે (પદાર્થના) આકારનું જે જ્ઞાન થાય છે તે (આવા કોઈ) અન્ય યત્ન (વિશેષ) ઉપર આધાર રાખે છે, (તેથી) તે (ગો વગેરે) શબ્દનો વિષય બનતો નથી. (૧૨૦)

केचिद् भेदाः प्रकाश्यन्ते शब्दैस्तदभिधायिभिः ।
अनुनिष्पादिनः कांश्चिच्छब्दार्थानिति मन्यते ॥१२१॥

(જાતિ વગેરે) કેટલાક ભેદો તેમનું અભિધાન કરનારા શબ્દો વડે સ્પષ્ટ થાય છે, જ્યારે બીજા કેટલાક પછીથી ઉત્પન્ન થનારા અર્થોના (ભેદો)ને પણ શબ્દના અર્થ તરીકે સમજવામાં આવે છે. (૧૨૧)

શબ્દના અર્થ અંગે એમ કહી શકાય કે શબ્દ તેની 'જાતિ વગેરેનું અભિધાન' કરે છે અને પછી પ્રાપ્ત થતા આકારવિશેષરૂપી ભેદનું પણ અભિધાન કરે છે: આવા આકારવિશેષ રૂપી અર્થભેદો અર્થસામાન્યની પ્રાપ્તિ થયા પછી થતા હોવાથી તેમને અનુનિષ્પાદી કહેવાશે.

जातेः प्रत्यायके शब्दे या व्यक्तिरनुषङ्गिणी ।
न तद् व्यक्तिगतान्भेदान् जातिशब्दोऽवलम्बते ॥१२२॥

જાતિનો બોધ કરાવનારા શબ્દનું ઉચ્ચારણ થતાં જાતિ સાથે સંબંધવાળી જે વ્યક્તિનો બોધ થાય છે તે વ્યક્તિમાં પ્રાપ્ત થનારા ભેદોનું અભિધાન જાતિ શબ્દ કરતો નથી. (૧૨૨)

જાતિશબ્દો જાતિમાત્રનો બોધ કરાવે છે. શબ્દમાંથી પ્રાપ્ત થનાર જાતિ સાથે વ્યક્તિ અવિભાજ્યપણે સંબંદ્ધ હોવાથી વ્યક્તિનો પણ બોધ થશે. છતાં જાતિ વ્યક્તિગત વિશેષોનો બોધ કરાવશે નહિ. કા ૧૨૧માં રજૂ થયેલા મતનું કારિકા ૧૨૨–૧૨૪માં ખંડન કરવામાં આવ્યું છે.

घटादीनां न चाकारान्प्रत्यायति वाचकः ।
वस्तुमात्रनिवेशित्वात्तद्गतिर्नान्तरीयका ॥१२३॥

(અર્થનો) વાચક (શબ્દ), વિશેષો વિનાના વસ્તુમાત્ર સાથે રહ્યો હોવાથી ઘટ વગેરેના આકારો (વગેરે)નો બોધ કરાવતો નથી. તેવા આકારવિશેષનો બોધ આનુષંગિક (૧૨૩) છે.

'નાન્તરીયક'નો સામાન્ય અર્થ અવિભાજ્ય અથવા આવશ્યક લેવાય છે. અહીં આનુષંગિક અર્થાત્ પછીથી ઉત્પન્ન થનાર, અનુનિષ્પાદી એવો અર્થ સમજીશું.

क्रिया विना प्रयोगेण न दृष्टा शब्दचोदिता ।
प्रयोगस्त्वनुनिष्पादी शब्दार्थ इति गम्यते ॥१२४॥

(ક્રિયા)શબ્દ વડે પ્રેરેલી ક્રિયા, (કર્તા, કરણ વગેરે સાધનવાચક શબ્દના) સંબંધ વિના પ્રાપ્ત થતી નથી, તેથી ક્રિયાનો સાધન સાથેનો સંબંધ આનુષંગિક બોધ કરાવનાર શબ્દાર્થ સમજવામાં આવે છે. (૧૨૪)

અહીં પ્રયોગ એટલે યજેત વગેરે ક્રિયાશબ્દનો કર્તા, કર્મ, કરણ વગેરે સાધનવાચક શબ્દ સાથેનો સંબંધ.

नियतास्तु प्रयोगा ये नियतं यच्च साधनम् ।
तेषां शब्दाभिधेयत्वमपरैरनुगम्यते ॥१२५॥

ક્રિયા શબ્દોના સાધન સાથેના જે નિયત સંબંધો છે અને જે (કર્તા, કરણ વગેરે) સાધનો નિયત છે તેનું શબ્દો અભિધાન કરે છે એમ બીજા આચાર્યો કહે છે. (૧૨૫)

બંધ કરો (पिधेहि) એવા ક્રિયાશબ્દનો બારણું (द्वारम्) સાથેનો સંબંધ નિયત છે. એ પ્રમાણે સોમ વડે (सोमेन) એમ બોલતાં યજ્ઞ કરવો (यजेत) એવા ક્રિયાશબ્દ સાથે સાધનનો નિયત સંબંધ પ્રાપ્ત થાય છે. આમ શબ્દનું અભિધાન સાધ્યસાધનાત્મક છે. પદવાદીનો આ ત્રીજો મત છે.

समुदायोऽभिधेयो वाप्यविकल्पसमुच्चयः ।
असत्यो वापि संसर्गः शब्दार्थः कैश्चिदिष्यते ॥१२६॥

અર્થના વિકલ્પ કે સમુચ્ચય વિનાનો સમુદાય અર્થનું અભિધેય છે. બીજા કેટલાક આચાર્યો (દ્રવ્યના જાતિ વગેરે સાથેના) અસત્યરૂપ સંસર્ગને શબ્દના અર્થ તરીકે સ્વીકારે છે. (૧૨૬)

પદવાદીનો આ ચોથો અને પાંચમો મત છે. પદનો અર્થ સમુદાય માનીશું; પણ જો તેમાં અનેક વિકલ્પોનો સ્વીકાર થાય તો વચન અંગે નિશ્ચય નહિ થાય અને જો અનેકનો સમુચ્ચય તેમાં સ્વીકારીએ તો બહુવચન પ્રાપ્ત થાય. તેથી સમુચ્ચય અને વિકલ્પ વિનાનો સમુદાય અભિધેય છે એમ કહ્યું છે. આ ઉપરથી એટલું તો પ્રાપ્ત થશે જ કે સમુદાયરૂપ અભિધેયમાં સંખ્યાનો નિશ્ચય થતો નથી. વન એમ બોલતાં ધવ, ખદિર કે પલાશ જેવાં વૃક્ષોની વિકલ્પે પ્રતીતિ થતી નથી. એટલું જ નહિ પણ તે બધાંના સમુચ્ચયની પ્રતીતિ પણ થતી નથી. બ્રાહ્મણ શબ્દ ઉચ્ચારવાથી તપ કે જાતિ કે જ્ઞાન એવા વિકલ્પોની પ્રતીતિ થતી નથી અને તેમના સમુચ્ચયની પણ પ્રતીતિ થતી નથી.(સરખાવો તત્ત્વસંગ્રહ ઉપરની पञ्जिका પૃ. ૨૮૪) પુણ્યરાજ જણાવે છે કે ઢમારાગુદ્દેશમાં અર્થવિચાર પ્રસંગે આનો વિસ્તાર કરવામાં આવશે. આવો કોઈ સમુદ્દેશ હાલ પ્રાપ્ત થતા વાક્યપદીયમાં મળતો નથી.

ઘટ વગેરે દ્રવ્ય સિવાય ઘટત્વ જાતિ અનુપલબ્ધ હોઈ કેટલાક આચાર્યો ઘટદ્રવ્યનો ઘટજાતિ સાથેનો સંસર્ગ શબ્દનું અભિધેય છે એમ સ્વીકારે છે. બૌદ્ધો અપોહથી ભિન્ન એવી જાતિ સ્વીકારતા નથી. અદ્વૈત વેદાન્તીઓ પણ જાતિનો સ્વીકાર કરતા નથી અને સાંખ્યો દ્રવ્યને જાતિ, ગુણ અને ક્રિયાનો સમૂહ સમજે છે, તેથી ઘટનો ઘટત્વજાતિ સાથેનો સંસર્ગ અસત્ય સમજવો જોઈએ. तत्त्वसंग्रह પૃ. ૨૮૪માં असत्यो वापि संसर्गो । એવો પાઠ મળે છે, असत्योपाधि संसर्ग । એવો પાઠ લેવાથી "અસત્યરૂપ ઘટત્વજાતિ સાથેનો સંસર્ગ" એવો અર્થ થશે.

असत्योपाधि यत्सत्यं तद्वा शब्दनिबन्धनाम् ।
शब्दो वाच्यभिजल्पत्वमागतो याति वाच्यताम् ॥१२७॥

અથવા (જાતિ વગેરે) અસત્ય ઉપાધિવાળું સત્ય કે અર્થ સાથે તાદાત્મ્ય પામેલો શબ્દ, શબ્દ ઉપર આધાર રાખતી વાચ્યતાને પ્રાપ્ત કરે છે. (૧૨૭)

અહીં પદવાદીના છઠ્ઠા અને સાતમા મતને દર્શાવ્યા છે. જર્મન સંપાદનમાંના शब्दनिबन्धनाम् પાઠ પ્રમાણે અનુવાદ આપ્યો છે. वाच्यम् એ છાપભૂલ છે. तत्त्वसंग्रह (પૃ. ૮) માં આ કારિકાની વ્યાખ્યા મળે છે. તેમાં અસત્યોપાધિ સત્ય એ શબ્દાર્થ છે અને અભિજલ્પત્વવાળો શબ્દ એ શબ્દાર્થ છે એવા બે મતો સમજાવ્યા છે. શાન્તરક્ષિતનો પાઠ शब्दनिबन्धनम् છે, જે પૂના સંપાદનમાં પણ પ્રાપ્ય છે.

सोऽयमित्यभिसंबन्धाद् रूपमेकीकृतं यदा ।
शब्दस्यार्थेन तं शब्दमभिजल्पं प्रचक्षते ॥१२८॥

તે (શબ્દનો) આ (અર્થ) છે એવા સંબંધ વડે શબ્દનું રૂપ અર્થ સાથે તાદાત્મ્યથી જાણીતું અને (ત્યારે) તે શબ્દને અભિજલ્પ કહે છે. (૧૨૮)

આ શબ્દનો તે અર્થ છે એવું તાદાત્મ્ય, અધ્યાસમૂલક છે. અહીં શબ્દનો અર્થ ઉપર અધ્યારોપ છે, અર્થનો શબ્દ ઉપર અધ્યારોપ નથી.

तयोरपृथगात्मत्वे रूढिरव्यभिचारिणि ।
किञ्चिदेव क्वचिद्रूपं प्राधान्येनावतिष्ठते ॥१२९॥

નિશ્ચિત રૂઢિ, તે બે (શબ્દ અને અર્થ) ના (નિયત) એકરૂપત્વમાં કારણરૂપ હોવા છતાં કોઈવાર (લોકવ્યવહારમાં કે શાસ્ત્રકાર્યમાં) તેમનું (શબ્દાત્મક અથવા અર્થાત્મક) કોઈ રૂપ પ્રધાનપણે સમજાય છે. (૧૨૯)

लोकेऽर्थरूपतां शब्दः प्रतिपन्नः प्रवर्तते ।
शास्त्रे तूभयरूपत्वं प्रविभक्तं विवक्षया ॥१३०॥

શબ્દ, લોકવ્યવહારમાં અર્થરૂપને પામીને રહેલો સમજાય છે; પરંતુ વ્યાકરણશાસ્ત્રમાં, વિવક્ષા પ્રમાણે, બંને પ્રકારની તેની વિભક્ત સ્થિતિ હોય છે. (૧૩૦)

લોકવ્યવહારમાં अयं गौः—એવો શબ્દ 'આ ગાય છે' એવા અર્થરૂપને પામેલો જ મળે છે. વ્યાકરણશાસ્ત્રમાં अग्नेर्ढक् (પા.સૂ. ૪.૨.૩૩ અગ્નિ શબ્દને પ્રાગ્દીવ્યતીય અર્થમાં ढक् (एय) પ્રત્યય થાય છે.) जराया जरसन्यतरस्याम् । (પા.સૂ. ૭.૨.૧૦૧ અજાદિ વિભક્તિ આગળ આવે તો जरा શબ્દનો जरस् આદેશ થાય છે.) વગેરેમાં સ્વરૂપપ્રધાન અર્થાત્ શબ્દપ્રધાન નિર્દેશ મળે છે, અને तस्यापत्यम् । (પા.સૂ. ૪.૧.૯૨ 'તેનું અપત્ય' એ અર્થમાં अण् પ્રત્યય થાય છે) વગેરેમાં અર્થપ્રધાન નિર્દેશ મળે છે.

अशक्तेः सर्वशक्तेर्वा शब्दैरेव प्रकल्पिता ।
एकस्यार्थस्य नियता क्रियादिपरिकल्पना ॥१३१॥

શક્તિઓ વિનાના કે બધી શક્તિઓવાળા એક અર્થની (જાતિ, ગુણ), ક્રિયા વગેરે રૂપે નિયત કલ્પના શબ્દો વડે જ નક્કી કરવામાં આવે છે. (૧૩૧)

અહીં પદવાદીના બે મતો રજૂ થયા છે. અર્થમાં પૃથક્ શક્તિ હોતી નથી પરંતુ તે શબ્દાધીન છે. બીજા મતમાં અર્થમાં બધી શક્તિઓ હોય છે. અને તે બધી શબ્દાધીન છે.

यो वार्थो बुद्धिविषयो बाह्यवस्तुनिबन्धनः ।
स बाह्यं वस्त्विति ज्ञातः शब्दार्थ इति गम्यते ॥१३२॥

(શબ્દ શક્તિ વડે) બુદ્ધિનો વિષય બનેલ જે અર્થ (આભ્યંતર હોવા છતાં) બાહ્ય પદાર્થ ઉપર આધાર રાખે છે, બાહ્ય પદાર્થ રૂપે જાણેલો તે, શબ્દના અર્થ રૂપે સમજાય છે. (૧૩૨)

आकारवन्तः संवेद्या व्यक्तिस्मृतिनिबन्धनाः ।
एते प्रत्ययभासन्ते संविन्मात्रं ततोऽन्यथा ॥१३३॥

(શબ્દો વડે) સંવેદ્ય બનતા જે અર્થો વ્યક્તિગત સ્મૃતિ પર આધાર રાખે છે તે વિશિષ્ટ આકારવાળા સમજાય છે. જે અર્થો તેથી જુદા (= સ્મૃતિ પર આધાર રાખનારા નથી) તે માત્ર સંવિદ્ રૂપ છે (૧૩૩)

જે અર્થો સ્મૃતિદર્શનથી વિશિષ્ટ આકારો પ્રાપ્ત કરે છે તેના મૂળમાં અગાઉ સાંભળેલ કે જોયેલ અર્થોરૂપી સંકેત હોય છે. જે અર્થો આવી, સ્મૃતિદર્શનની સ્પષ્ટ અભિવ્યક્તિથી પ્રાપ્ત થતા નથી તે અર્થાત્ અપૂર્વ, દેવતા, સ્વર્ગ વગેરે શબ્દો આકારવિશેષ વિનાનું માત્ર જ્ઞાનરૂપ દર્શાવે છે. પદવાદીનો આ અગિયારમો મત છે

यथेन्द्रियं सन्निपतद्वैचित्र्येणोपदर्शकम् ।
तथैव शब्दादर्थस्य प्रतिपत्तिरनेकधा ॥१३४॥

વિષય સાથે એકરૂપ બનતી (ચક્ષુ) ઇન્દ્રિય જેમ (વિષયના) વિવિધ આકારો દર્શાવે છે તેમ શબ્દમાંથી અર્થનું અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૧૩૪)

પદવાદીનો આ બારમો મત છે. ચક્ષુ ઇન્દ્રિયની કોઈ ખામીને કારણે પદાર્થો વિવિધ આકારોરૂપે પ્રાપ્ત થાય તેમ પોતાની વિશિષ્ટ વાસનાથી પૂર્ણ ચિત્તવાળાઓનો શબ્દાર્થ-બોધ પણ જુદોજુદો હોય છે. આમ હોવાથી શબ્દનો કોઈ નિયત એક અર્થ સંભવે નહિ. સરખાવો પુણ્યરાજ:

अविपरीतमप्यर्थमिन्द्रियदोषवशान्नानारूपमवभासयति यथा, तथैव नियतवासनावासितचेतसां शब्दार्थप्रतीतिरिति नास्ति कश्चिन्नियत एक. शब्दस्यार्थ. ।

वक्त्रान्यथैव प्रक्रान्तो भिन्नेषु प्रतिपत्तृषु ।
स्वप्रत्ययानुकारेण शब्दार्थः प्रविभज्यते ॥१३५॥

વક્તાએ જુદી જુદી રીતે અર્થજ્ઞાન માટે પ્રયુક્ત કરેલા શબ્દનો, જો શ્રોતાઓ જુદાજુદા હોય તો તેમની સમજણ પ્રમાણે જુદો જુદો અર્થ પ્રાપ્ત થાય છે. (૧૩૫)

જો વૈશેષિકોએ ઘટ શબ્દને અવયવવાન્ દ્રવ્ય તરીકે સમજાવવા પ્રયોજ્યો હોય તો સાંખ્યો તેને ગુણસમાહારરૂપે અને જૈનો અને બૌદ્ધો પરમાણુસંચયરૂપે સમજશે.

एकस्मिन्नपि दृश्येऽर्थे दर्शनं भिद्यते पृथक् ।
कालान्तरेण चैकोऽपि तं पश्यत्यन्यथा पुनः ॥१३६॥

કોઈ એક જ દૃશ્ય પદાર્થમાં (તે એકરૂપ હોવા છતાં શાસ્ત્રસિદ્ધાન્તની ભિન્નતાને કારણે કોઈવાર તેનું) દર્શન ભિન્ન જણાય છે. અને વળી બીજી વ્યક્તિ તેને બીજે સમયે (અન્યશાસ્ત્રસિદ્ધાન્તની વાસના પ્રમાણે) ફરીવાર જુદી રીતે સમજે છે. (૧૩૬)

एकस्यापि च शब्दस्य निमित्तैरव्यवस्थितैः ।
एकेन बहुभिश्चार्थो बहुधा परिकल्प्यते ॥१३७॥

(શાસ્ત્રસિદ્ધન્તોરૂપ) જુદાંજુદાં નિમિત્તોને કારણે એક વ્યક્તિ વડે તેમજ અનેક વ્યક્તિઓ વડે ઘટ શબ્દના અર્થને અનેક પ્રકારે કલ્પવામાં આવે છે. (૧૩૭)

तस्मादद्दृष्टतत्त्वानां सापराधं बहुच्छलम् ।
दर्शनं वचनं वापि नित्यमेवानवस्थितम् ॥१३८॥

તેથી તત્ત્વદર્શન વિનાની વ્યક્તિઓનું દર્શન ભૂલોવાળું અને ઘણી મુશ્કેલીઓવાળું હોય છે; અથવા (તેમનું) વચન પણ હમેશાં અવ્યવસ્થિત હોય છે. (૧૩૮)

સ્વશાસ્ત્રસિદ્ધાન્તની વિગતો પ્રમાણે વ્યક્તિ કે વ્યક્તિઓ શબ્દાર્થને જુદીજુદી રીતે સમજે છે. તેથી શબ્દાર્થનું દર્શન અને તે પ્રમાણે શબ્દો વડે કથન કોઈ એક વ્યક્તિનું અનેક વ્યક્તિઓનું હમેશાં એકસરખું હોતું નથી. વળી એક જ વ્યક્તિનું દર્શન ના પોતાના સિદ્ધાન્તદર્શનમાં ફેરફાર થતાં કાલાન્તરે જુદું પ્રાપ્ત થાય છે. અહીં અનુ-
.દ વાપિ એવો પાઠ લઈને કર્યો છે. જુદાંજુદાં અવ્યવસ્થિત કારણો અનેક અર્થપ્રકારો
.રે જવાબદાર હોય છે.

ऋषीणां दर्शनं यच्च तत्त्वे किञ्चिदवस्थितम् ।
न तेन व्यवहारोऽस्ति न तच्छब्दनिबन्धनम् ॥१३९॥

ઋષિઓનું કેટલુંક દર્શન તત્ત્વસંગત હોય છે; પરંતુ તેનાથી લોકવ્યવહાર સંભવતો નથી. અને શબ્દાર્થને વ્યક્ત કરવાનું કારણ પણ તે બનતું નથી. (૧૩૯)

तलवद् दृश्यते व्योम खद्योतो हव्यवाडिव ।
नैव नास्ति तलं व्योम्नि न खद्योतो हुताशनः ॥१४०॥

આકાશ તળિયાવાળું દેખાય છે અને આગિયો અગ્નિ જેવો. આકાશને તળિયું હોતું નથી અને આગિયો અગ્નિ નથી. (૧૩૯)

तस्मात्प्रत्यक्षमप्यर्थं विद्वानीक्षेत युक्तितः ।
न दर्शनस्य प्रामाण्याद्दृश्यमर्थं प्रकल्पयेत् ॥१४१॥

તેથી પ્રત્યક્ષ દ્રવ્યને પણ અનુમાન વડે નીરખવું જોઈએ. દર્શનના પ્રામાણ્યને કારણે દૃશ્ય અર્થની કલ્પના કરવી જોઈએ નહિ. (૧૪૧)

असमाख्येयतत्त्वानामर्थानां लौकिकैर्यथा ।
व्यवहारे समाख्यानं तत्प्राज्ञो न विकल्पयेत् ॥१४२॥

ન સમજાવી શકાય તેવા સ્વરૂપવાળા પદાર્થોની જગતના માણસો, લોકવ્યવહારમાં જે સમજૂતી આપે છે તેને જ્ઞાનીએ અન્યથા સમજવી નહિ. (૧૪૨)

આ કારિકા સુધીમાં પદવાદીના બાર મતોની ચર્ચા કરવામાં આવી. વાક્યવાદી વૈયાકરણના મતમાં અખંડ (સ્ફોટરૂપ) વાક્યાર્થ છે અને પદો અસત્ય છે. સ્ફોટલક્ષણ વાક્યાર્થ એવો મત ટીકાકારોનો હોય તેમ જણાય છે. તેને બદલે પ્રતિભા વાક્યાર્થ છે એમ કહેવું વધારે યોગ્ય છે.

विच्छेदग्रहणेऽर्थानां प्रतिभान्यैव जायते ।
वाक्यार्थ इति तामाहुः पदार्थैरुपपादिताम् ॥१४३॥

(દેવદત્તાદિ અપોદ્ધૃત પદોના) જુદાજુદા અર્થોના ગ્રહણ વખતે એક વિશિષ્ટ પ્રતિભારૂપ (બુદ્ધિ) ઉત્પન્ન થાય છે. પદોના અર્થો વડે ઉત્પન્ન થયેલી તે (બુદ્ધિ=પ્રતિભા)ને વાક્યાર્થ કહે છે (૧૪૩)

इदं तदिति सान्येषामनाख्येया कथञ्चन ।
प्रत्यात्मवृत्तिसिद्धा सा कर्त्रापि न निरूप्यते ॥१४४॥

તે (પ્રતિભા) આ છે એમ, બીજી વ્યક્તિઓને, કોઈ પણ રીતે જણાવી શકાય તેમ નથી. પોતાના જ સંવેદનથી સિદ્ધ એવી તેને પ્રાપ્ત કરનારો પણ બરાબર સમજાવી શકતો નથી. (૧૪૪)

उपश्लेषमिवार्थानां सा करोत्यविचारिता ।
सार्वरूप्यमिवापन्ना विषयत्वेन वर्तते ॥१४५॥

एवं प्रतिभा बहुविधापि आगमिकवाक्यनिबन्धना वाक्यप्रतिपाद्या व्याकरणात्ययेऽपि सर्वशक्तिसम्पत्समये प्रत्यस्तमितनिर्विभक्तशब्दशक्तिबीजकारणान्तर्मूता नियतबीजा वृत्तिकाले प्रथमं सूक्ष्मेणापि मेना विवर्तमात्रामनुभूय क्रमेण वर्णवाक्यनियताभिरवस्थाभिः संमूर्च्छन्ती प्राप्तबीजपरिपाकाकारा : पुनर्व्यक्तेन रूपेण प्रत्यवभासते । –स्वोपज्ञ

यथा संयोगिभिर्द्रव्यैर्लक्षितेऽर्थे प्रयुज्यते ।
गो शब्दो न त्वसौ तेषां विशेषाणां प्रकाशकः ॥१५३॥

आकारवर्णावयवैः संसृष्टेषु गवादिषु ।
शब्दः प्रवर्तमानोऽपि न तानङ्गीकरोत्यसौ ॥१५४॥

જેમ ગો(ગાય) એવો શબ્દ તેની સાથે સંયોગમાં રહેલાં (ઘંટડી વગેરે) ...ો વડે જ્ઞાપિત બનતા (ગાય એવા) અર્થમાં પ્રયોજવામાં આવે છે, પરંતુ તે ...ાં (સંયોગી દ્રવ્ય)વિશેષો(ના અર્થ)નો પ્રકાશક બનતો નથી;

તેમ આકાર, રંગ, અવયવો (વગેરે) સાથે જોડાયેલ (અને) ગાય વગેરે અર્થમાં ...રાતો (ગો) શબ્દ તે (આકાર વગેરે)નો અર્થબોધ કરાવતો નથી. (૧૫૩-૧૫૪)

વાજપ્યાયન આચાર્યના મતમાં શબ્દનો અર્થ જાતિ છે, અને વ્યાડિના મતમાં ...ક્તિ છે (आकृत्यभिधानाद्वैकं विभक्तौ वाजप्यायनः। द्रव्याभिधानं व्याडिः। (पा.सू. १.२.६४ ३५, ४५). આવુ વ્યક્તિમાત્ર કે સામાન્યમાત્ર જે શબ્દનુ પ્રવૃત્તિનિમિત્ત છે તે વ્યવહારમાં ...બોધ કરાવે છે. ગાયની ઘંટડી વગેરે બાહ્ય વિશેષો અને આકાર, રંગ વગેરે અંતરંગ ...શેષો ગો અર્થ સાથે જોડાયેલા હોવાને કારણે જ સમજાય છે.

संस्थानवर्णावयवैर्विशिष्टेऽर्थे प्रयुज्यते ।
शब्दो न तस्यावयवे प्रवृत्तिरुपलभ्यते ॥१५५॥

આકાર, વર્ણ અને અવયવોથી વિશિષ્ટ અર્થમાં (જે) શબ્દ પ્રયોજાય છે તેની વૃત્તિ (તેના) અવયવ(ના અર્થને) દર્શાવવામાં દેખાતી નથી. (૧૫૫)

સ્થૂલ, હ્રસ્વ, પરિમંડલ, દીર્ઘ, ચતુરસ્ર વગેરે આકારો, શબલ વગેરે વર્ણ ...ને કાન વગેરે અવયવોથી વિશિષ્ટ જે પદાર્થ છે તેનો વાચક શબ્દ આકારો આદિને ...ર્શાવે છે; તે પ્રમાણે મુષ્ટિ, ગ્રન્થિ, સંધિ, કુંડલ વગેરે શબ્દો પણ એવા જ આકારો ...ર્શાવે છે, ચિત્ર, શબલ, કલ્માષ, સારંગ, વગેરે શબ્દો તે તે રંગો દર્શાવે છે, પરંતુ તેવા ...ંગોના અવયવો દર્શાવતા નથી. શતમ્, સહસ્રમ્, પ્રસ્થ, દ્રોણ, માપ એ શબ્દો તેમના અવયવો ...ર્શાવતા નથી.

दुर्लभं कस्यचिल्लोके सर्वावयवदर्शनम् ।
कैश्चित्त्ववयवैर्दृष्टैरर्थः कृत्स्नोऽनुमीयते ॥१५६॥

લોક(વ્યવહાર)માં કોઈ (પણ) પદાર્થના બધા અવયવોનું દર્શન દુર્લભ છે; ...ટલાક અવયવોને જોવાથી સમગ્ર અર્થનું અનુમાન થાય છે. (૧૫૬)

એક જલબિન્દુને પણ જલ કહે છે અને નદીસ્રોતને પણ જલ કહે છે એક શિલા શુભ્ર કહેવાય છે અને હિમાલય પણ શુભ્ર કહેવાય છે. જ્યાં આકૃતિ, સંખ્યા કે પ્રમાણની અપેક્ષા વિના શબ્દસામાન્યનો નિશ્ચય થાય છે ત્યાં જે દશ્ય જેવડું હોય તેવડું તેના શબ્દ વડે વાચ્ય બને છે

यथा जात्युत्पलादीनां गन्धेन सहचारिणाम् ।
नित्यसम्बन्धिनां दृष्टं गुणानामवधारणम् ॥१५७॥

सख्याप्रमाणसंस्थाननिरपेक्षः प्रवर्तते ।
बिन्दौ च समुदाये च वाचकः सलिलादिषु ॥१५८॥

જેમ જાતિપુષ્પ કમળ વગેરેના સુવાસ વડે, તેમની સાથે રહેનારા અને હમેશા સંબંધવાળા (રંગ, આકૃતિ વગેરે) ગુણોનો નિશ્ચય થાય છે,

તેમ (જલ એવો શબ્દ) સંખ્યા, પ્રમાણ અને આકારની અપેક્ષા વિના સલિલ અર્થમાં બિન્દુ અને બિન્દુઓના સમુદાયનો વાચક બને છે (૧૫૭-૧૫૮)

આ કારિકા અને કારિકા ૧૫૫, દિઙ્નાગના प्रमाणसमुच्चयના અપોહપરિચ્છેદમાં પ્રાપ્ત થાય છે આ બંને ઉપર ટીકા લખતા જિનેન્દ્રબુદ્ધિ (ઈ.સ.૬૫૦-૭૦૦) પોતાની विशालामलवतीમાં જણાવે છે सलिलादिषु इति आदिशब्देन पृथिव्यादिपरिग्रहः। सख्यानिरपेक्षत्वेन अवयवेषु मुख्या प्रवृत्तिरेव दृश्यते। આ બે કારિકાઓનો અવતાર કરતા જિનેન્દ્રબુદ્ધિ લખે છે क्वचिन्मुख्यावयवेषु प्रवृत्तिः यदाह भर्तृहरिः ।

संस्कारादिपरिच्छिन्ने तैलादौ यो व्यवस्थितः ।
आहैकदेशं तत्त्वेन तस्यावयववर्तिना ॥१५९॥

(ગરમ કરવા રૂપી) સંસ્કાર વડે સીમિત બનેલા તેલ (વગેરે અમુક જથ્થાના) અર્થમાં નિશ્ચિત બનતો તેલ એવો શબ્દ તેના અવયવોમાં રહેલા સમુદાયના આરોપ વડે અવયવનો અર્થ દર્શાવે છે (૧૫૯)

તેનું ગરમ થવું અથવા ખોરું થઈ જવું એ તેનો વિશિષ્ટ સંસ્કાર દર્શાવે છે, આમ હોવા છતાં આવા તેલ માટે આપણે તેલ શબ્દ વાપરીએ છીએ અહીં ખોરું તેલ સમગ્ર તેલનું વાચક બને છે, મહાભાષ્યકાર જણાવે છે કે (પા.સૂ. ૧.૧.૪) સમુદાયના અર્થમાં વપરાતા શબ્દો અવયવોના અર્થમાં પણ વપરાય છે, જેમ કે, થોડુંક તેલ પીધું હોય કે થોડુંક ઘી પીધું હોય તો પણ તેલ પીધું, ઘી પીધું એમ કહીએ છીએ

येनार्थेनाभिसंबद्धमभिधानं प्रयुज्यते ।
तदर्थापगमे तस्य प्रयोगो विनिवर्तते ॥१६०॥

જે અર્થ સાથે સંબંધવાળો શબ્દ પ્રયોજાય છે તે અર્થ દૂર થતા તેનો પ્રયોગ બંધ થાય છે (૧૬૦)

ગો' શબ્દનો અર્થ ગોત્વજાતિ છે એ સાથે પ્રાપ્ત ખરીઓ રુવાટી, શિંગડા વગેરે વિશિષ્ટ ધર્મો જે શબ્દથી દર્શાવાતા નથી તે શબ્દના અર્થમાં અન્તર્ભૂત છે, પરંતુ શબ્દાર્થ તો ગોજાતિ છે

यांस्तु संभविनो धर्मानन्तर्णीय प्रयुज्यते ।
शब्दस्तेषां न सांनिध्यं नियमेन व्यपेक्षते ॥१६१॥

પોતાની સાથે સમાન અધિકરણમાં રહેલા ધર્મોને સમાવીને જે પ્રયોજાય છે તે શબ્દ (પ્રયોગકાળમાં) તેમના સાંનિધ્યની અનિવાર્યપણે અપેક્ષા રાખતો નથી. (૧૬૧)

यथा रोमशफादीनां व्यभिचारेऽपि दृश्यते ।
गोशब्दो न तथा जातेर्विप्रयोगे प्रवर्तते ॥१६२॥

જેમ રૂંવાટી, ખરીઓ. વગેરેનો અભાવ હોય તો પણ ગોશબ્દ(તેનો) અર્થમાં પ્રયોજાતો દેખાય છે તેમ ગોત્વજાતિના અભાવમાં અર્થ માટે તે પ્રવૃત્ત થતો નથી. (૧૬૨)

तस्मात्संभविनोऽर्थस्य शब्दात्संप्रत्यये सति ।
अदृष्टविप्रयोगाऽर्थः संबन्धित्वेन गम्यते ॥१६३॥

તેથી (ગુણ, ક્રિયા વગેરે) સંભવિત અર્થોનો, શબ્દ વડે બોધ થતો હોવા છતાં (શબ્દથી કદી) વિયુક્ત નહિ થયેલ જણાતો અર્થ તેના વાચ્ય તરીકે સમજાય છે. (૧૬૩)

ગુણ, દ્રવ્ય, ક્રિયા વગેરે, અર્થ સાથે સહચારી અને સંભવી એવા-અર્થો છે. આવા અર્થોનો બોધ થવા છતાં વાચ્યરૂપે તો તે અર્થોને બદલે શબ્દનો —જેમકે 'ગો'નો-અર્થ ગોજાતિ અથવા ગોસામાન્યજ સમજાય છે. સરખાવો સ્વોપજ્ઞ: तस्मात्संप्रतीयमानोऽपि सहचारी संभवी न शब्दार्थ इति विज्ञायते । न हि तथाभूतेनार्थात्मना शब्दस्य संबन्धो युज्यते ।

वाचिका द्योतिका वा स्युर्द्वित्वादीनां विभक्तयः ।
स्याद्वा संख्यावतोऽर्थस्य समुदायोऽभिधायकः ॥१६४॥
विना संख्याभिधानाद्वा संख्याभेदसमन्वितान् ।
अर्थान् स्वरूपभेदेन कांश्चिदाहुर्गवादयः ॥१६५॥

(સ્વાદિ અને તિઙાદિ) પ્રત્યયો દ્વિત્વ વગેરેના વાચક અથવા દ્યોતક હોઈ શકે; અથવા (પ્રકૃતિ અને પ્રત્યયનો) સમુદાય સંખ્યાવાન્ અર્થનું અભિધાન કરતો હોય

અથવા ગો વગેરે શબ્દો તેમના સ્વરૂપમાં ફેરફારને કારણે, સંખ્યાના અભિધાન વિના પણ, સંખ્યાભેદવાળા અર્થોને જણાવે છે. (૧૬૪-૧૬૫)

અત્યાર સુધીમાં પદો અર્થબોધક છે કે વાક્ય તે અંગે પદવાદીઓના સિદ્ધાન્તોરૂપી પૂર્વપક્ષને દૂષિત કરીને અખંડ વાક્યાર્થની સ્થાપના કરી. અખંડ વાક્યનો આવો અર્થ પ્રતિભારૂપ છે એમ પણ વિગતે જણાવ્યું. હવે પદોનાં પ્રકૃતિ અને પ્રત્યય અંગે વિચાર શરૂ થાય છે આ બે કારિકાઓમાં ત્રણ મતો જણાવ્યા છે. (૧) નામ અને ક્રિયાપદના પ્રત્યયો વાચક છે; (૨) તે દ્યોતક છે; (૩) પ્રકૃતિપ્રત્યયસમુદાયરૂપ શબ્દ સંખ્યાના અભિધાનવિના પણ સંખ્યાવિશેષને જણાવે છે.

સ્વોપજ્ઞ વૃત્તિમા આ અગે વિસ્તૃત ચર્ચા કરવામા આવી છે લોકમાં વાક્યો વડે અને તેમના વિભાગો–પદો–વડે વ્યવહાર કરવામા આવે છે પદોના અર્થો અન્વયવ્યતિરેક વડે જેટલા અને જેવા પ્રાપ્ત થાય તે પ્રમાણે કરવામા આવે છે પદોમા પ્રકૃતિ અને પ્રત્યયોના અર્થો અગે પાણિનિ જેવા વૈયાકરણોએ પોતાના જ્ઞાન પ્રમાણે વ્યવસ્થા કરી છે.

એક મતમા પ્રકૃતિ, સ્વાર્થ, લિગ, દ્રવ્ય, અને સખ્યા દર્શાવે છે અન્ય મતમા પ્રકૃતિ, સ્વાર્થ વ્યક્તિ અને લિગ દર્શાવે છે અને પ્રત્યયો સખ્યા અને કર્મ દર્શાવે છે વળી એક મતમા લિંગ વાચ્ય છે, તો બીજા મતમા તે દ્યોતક છે દ્યોતન બે પ્રકારનુ છે જે આવિર્ભૂત નથી તેને દર્શાવવુ અને એકને તજીને બીજુ સ્વીકારવુ પહેલા મતમા ઉપાસ્તે પ્રાચતિ વગેરે ઉદાહરણો છે 'સેવા કરે છે' 'પુષ્કળ રાધે છે એવા દ્યોતક અર્થો, 'પાસે બેસે છે, બરાબર રાંધે છે' એવા વાચ્ય અર્થોને બદલે જાણીતા છે પ્રતિષ્ઠતે 'બરાબર રહે છે' અને 'પ્રસ્થાન કરે છે' એવા બે અર્થોમાથી પહેલા અર્થના નિષેધ ઉપરથી બીજા અર્થનો નિશ્ચય થાય છે એ જ પ્રમાણે ઉપુચ્છયતે અને ગભિમનાયતે મા શિશુ પુચ્છ કરે છે અને ગર્ભધારણ કરે છે તથા સામે આવી કાર્ય કરે છે અને અનુકૂળ હોય તેમ વર્તે છે એવા અર્થોમાથી પહેલા અર્થને તજીને અનુક્રમે બીજો બીજો અર્થ સ્વીકારવામા આવે છે

ये शब्दा नित्यसम्बन्धा विवेके ज्ञातशक्तय ।
अन्वयव्यतिरेकाभ्या तेपामर्थो विभज्यते ॥१६६॥

જે (વિભક્ત્યન્ત) શબ્દો (પોતાના અર્થ સાથે) નિત્ય સબધવાળા છે અને (પ્રકૃતિ પ્રત્યયના) વિભાગથી જેમની (અર્થ) શક્તિઓ જાણીતી છે તેમના અર્થ, અન્વય અને વ્યતિરેક વડે સમજાય છે (૧૬૬)

यावच्चाव्यभिचारेण तयो शक्य प्रकल्पनम् ।
नियमस्तत्र न त्वेव नियमो नुशब्शपादिषु ॥१६७॥

જ્યા સુધી કોઈ અપવાદ વિના તે (અન્વય અને વ્યતિરેક)ની કલ્પના શક્ય હોય ત્યા સુધી (જ પ્રકૃતિપ્રત્યયના અર્થવિભાગ રૂપ) નિયમ પ્રાપ્ત થશે આવો નિયમ નુટ્, શપ્ વગેરે (આગમ અને પ્રત્યયો) માટે પ્રાપ્ત થતો નથી (૧૬૭)

ભવતામ્મા નુટ નથી છતા ષષ્ઠીના અર્થની પ્રાપ્તિ છે અત્તિમા શપ્ નથી છતા સખ્યા વગેરે પ્રાપ્ત થાય છે વૃક્ષાણામ્ અને પચતિમા અનુક્રમે નુટ્ અને શપ્ માત્ર સાહાય્ય રૂપે છે તેમને કારણે અર્થનુ પૃથક્ત્વ પ્રાપ્ત થતુ નથી

सम्भवे नाभिधानस्य लक्षणत्व प्रकल्पते ।
आपेक्षिक्यो हि ससर्गे नियता शब्दशक्तय ॥१६८॥

(પ્રકૃતિ અને પ્રત્યયના અર્થના) અભિધાનનો સભવ હોય ત્યારે તેમાના એકનુ પણ દ્યોતકત્વ કલ્પી શકાય નહિ કારણ કે (પ્રકૃતિ અને પ્રત્યયના) સસર્ગમાં તેમની શક્તિઓ પરસ્પર અપેક્ષાવાળી હોવા છતા નિયત હોય છે

न कूपसूपयूपानामन्वयोऽर्थस्य दृश्यते ।
अतोऽर्थान्तरवाचित्वं संघातस्यैव गम्यते ॥१६९॥

કૂપ, સૂપ અને યૂપ (એવા શબ્દો)ના અર્થનો (કૂ વગેરે વર્ણો સાથે) સંબંધ દેખાતો નથી, તેથી (વર્ણોનો) સંઘાત જ જુદા અર્થોનો વાચક બને છે. (૧૬૯)

કૂપ, સૂપ, યૂપ વગેરે શબ્દોમાં 'ऊप' એવું પદ સમાન છે, અને કૂ, સૂ, યૂ વર્ણો જુદા છે. અહીં અર્થપ્રાપ્તિ કૂ સૂ યૂ વર્ણોને કારણે નથી પરંતુ કૂપ, સૂપ, યૂપ એવા વર્ણ-સંઘાતરૂપ પદોમાંથી થાય છે.

अन्वाख्यानानि भिद्यन्ते शब्दव्युत्पत्तिकर्मसु ।
बह्वनां संभवेऽर्थानां निमित्तं किञ्चिदिष्यते ॥१७०॥

શબ્દોની વ્યુત્પત્તિના કાર્યમાં (પ્રકૃતિ અને પ્રત્યય-કલ્પના રૂપી) વ્યાખ્યાન જુદાં જુદાં હોય છે. જ્યારે ઘણા અર્થો સંભવતા હોય ત્યારે કોઈક (ચોકકસ) નિમિત્ત આવશ્યક મનાય છે. (૧૭૦)

वैरवासिष्ठगिरिशास्तथैकागारिकादयः ।
कैश्चित्कथंचिदाख्याता निमित्तावधिसङ्करैः ॥१७१॥

વૈર, વાસિષ્ઠ, ગિરીશ તેમજ ઐકાગારિક વગેરે શબ્દોનું જુદા જુદા આચાર્યોએ (જુદાં જુદાં) અર્થનિમિત્તોનો એકત્ર સમાવેશ કરીને જુદી જુદી રીતે વ્યાખ્યાન કર્યું છે. (૧૭૧)

वीरस्य इदम् तथा वीरास्य इदम्, वसिष्ठस्य इदम् तथा वशिष्ठेन प्रोक्तम् અને गिरौ शेते તથા गिरिं श्यति એમ જુદાં જુદાં અર્થનિમિત્તોને મિશ્ર કરીને અર્થાત્ એકસંસ્થ કરીને આવા શબ્દોને સમજાવવામાં આવ્યા છે.

ऐकागारिक ને एकागारं प्रयोजनं यस्य भिक्षोः । ભિક્ષા માટે એક ઘર જ જેને પ્રયોજન છે તે સાધુ અથવા એક એકાંત ઘર જેને ચોરી કે ખૂન કરવાનું પ્રયોજન છે તે ચોર અથવા ખૂની (एकागारिकट् चौरे । પા.સૂ. પૃ. ૧.૧૧૩) એમ સમજાવી શકાય.

यथा पथः समाख्यानं वृक्षवल्मीकपर्वतैः ।
अविरुद्धं गवादीनां भिन्नैश्च सहचारिभिः ॥१७२॥

જેમ વૃક્ષ, રાફડા અથવા પર્વત વડે રસ્તાને વર્ણવવામાં કશો પ્રતિષેધ નથી તેમ ગો વગેરે શબ્દોને તેમની સાથે રહેલાં જુદાં જુદાં વ્યુત્પત્તિનિમિત્તો વડે ઓળખવામાં કશો વિરોધ નથી, (૧૭૨)

अन्यथा च समाख्यानमवस्थाभेददर्शिभिः ।
क्रियते किंशुकादीनामेकदेशावधारणम् ॥१७३॥

(અર્થની) જુદી જુદી અવસ્થાઓને જાણનારા (વ્યાખ્યાતા)ઓ વડે કિંશુક વગેરે શબ્દોના એક ભાગ(ના અર્થ)નો નિશ્ચય જુદી જુદી રીતે કરવામાં આવે છે. (૧૭૩)

શબ્દમાં અનેક અર્થશક્તિઓ રહેલી છે. શબ્દનું વ્યાખ્યાન કરતી વખતે આમાંની એક શક્તિનો આશ્રય કરવામાં આવે છે. વ્યાખ્યાતા પોતાના જ્ઞાન મુજબ વ્યાખ્યાન કરે છે. વાક્યનો પદોમાં વિભાગ કરીને, આવી શક્તિઓનો આશ્રય કરીને વાક્યાર્થ કલ્પવામાં આવે છે. વનમાં ખાખરાનાં વૃક્ષોને શુક વિનાનાં કે ફળ વિનાનાં જોઈને કોઈએ પૂછ્યું, 'किं शुक न पलाशे । (શું ખાખરાના વૃક્ષ ઉપર પોપટ નથી ?) તેના જવાબમાં किं शुकेन पलाशे । (ખાખરા ઉપર પોપટથી શું ?) એમ કહેવામાં આવ્યું. અહીં किंशुकના એક ભાગ शुक શબ્દને અર્થગ્રાહક સમજવામાં આવ્યો.

कैश्चिन्निर्वचनं भिन्नं गिरतेर्गर्जतेर्गमे. ।
गवतेर्गदतेर्वापि गौरित्यत्रानुदर्शितम् ॥१७४॥

કેટલાક આચાર્યોએ गौ શબ્દની વ્યુત્પત્તિ गिर् (ગળવું) गर्ज् (ગર્જના કરવી), गम् (જવું), गुव् (પોદળો કરવો) અને गद् (બોલવું) એવા ધાતુઓ ઉપરથી જુદી જુદી દર્શાવી છે (૧૭૪)

गौरित्येव स्वरूपाद्वा गोशब्दो गोषु वर्तते ।
व्युत्पाद्यते न वा सर्वं कैश्चिच्चोभयथेष्यते ॥१७५॥

અથવા गौ એના શબ્દરૂપથી જ गो શબ્દ, ગાય એવા અર્થમાં પ્રવર્તમાન બને છે, (એ જ પ્રમાણે) બધા શબ્દોની વ્યુત્પત્તિ કરવામાં આવતી નથી કેટલાક આચાર્યો (સ્વરૂપ અને વાચ્ય એમ) બંને પ્રકારના નિમિત્તો પ્રમાણે (શબ્દ અર્થમાં પ્રવૃત્ત બને છે) એમ સમજે છે (૧૭૫)

અહીં શબ્દવ્યુત્પત્તિ અંગે બે મત રજૂ થયા છે. ઔક્થિકો અર્થાત્ વૈદિકો માને છે કે બધાં પ્રાતિપદિકો અવ્યુત્પન્ન છે, અને गौ ની વ્યુત્પત્તિ गौ. कस्मात्। गौरित्येव गौ । એમ કરે છે બીજા મતમાં બધાં પ્રાતિપદિકો વ્યુત્પન્ન છે પહેલા મતમાં શબ્દનું સ્વરૂપ તેના અર્થનું નિમિત્ત છે અને બીજા મતમાં શબ્દનું સ્વરૂપ અને બાહ્યરૂપ એમ બંને નિમિત્ત છે.

सामान्येनोपदेशश्च शास्त्रे लघ्वर्थमाश्रित ।
जात्यन्तरवदन्यस्य विशेषा प्रतिपादका ॥१७६॥

શાસ્ત્રમાં તો લાઘવ માટે, (શબ્દોનો) ઉપદેશ, (શબ્દ)સામાન્ય વડે કરવામાં આવ્યો છે આવા (શબ્દસામાન્યના) વિશેષો (=વ્યક્તિઓ) બીજા (શબ્દ)સામાન્યોની જેમ, અન્ય શબ્દ કે (અર્થ)ને વ્યક્ત કરે છે (૧૭૬)

શબ્દોના જુદા જુદા ઉચ્ચારણો હોવાને કારણે વ્યાકરણશાસ્ત્રમાં તેમને લાઘવવડે સમજાવવામાં આવ્યા છે अग्नेर्ढक् । ( પા.સૂ. ૪ ૨ ૩ ) સૂત્રમાં અગ્નિશબ્દસ્વરૂપ સામાન્યનો નિર્દેશ છે, અગ્નિશબ્દરૂપ વિશેષનો નહિ વ્યક્તિનિર્દેશ સામાન્યની અભિવ્યક્તિ છે स्रवति (ઝરે છે), स्पन्दते (ટપકે છે), प्लवते (કૂદે છે), पतति (પડે છે)માં ગતિ સામાન્ય છે, પરંતુ स्रवते, स्पन्दते માં તેના વિશેષો જળના ગતિવિશેષો દર્શાવે છે, તેમ गो શબ્દ ગતિસામાન્ય દર્શાવતો હોવા છતાં પ્રાણી વિશેષને પણ દર્શાવે છે गम् ધાતુના જેટલા અર્થો રૂઢિદ્વારા પ્રસિદ્ધ છે તે બધામાં આ ધાતુની પ્રવૃત્તિ જોવા મળશે તેમ છતાં તેના જે વિશેષો गो માં પ્રાપ્ત થાય છે તે વિશેષો પણ ગોત્વરૂપ સામાન્યને વ્યક્ત કરશે.

अर्थान्तरे च यद् वृत्तं तत्प्रकृत्यन्तर विदुः ।
तुल्यरूपं न तद् रूढावन्यस्मिन्ननुपज्यते ॥१७७॥

બીજા અર્થમાં વપરાયેલા એક જ પ્રાતિપદિકને બીજો શબ્દ સમજવામાં આવે છે. રૂઢિ વડે એક જ અર્થમાં નિયત થયેલ સમાન શબ્દરૂપ બીજા અર્થ સાથે જોડાતું નથી. (૧૭૭)

भिन्नाविजियजी धातू नियतौ विषयान्तरे ।
कैश्चित्कथञ्चिदुद्दिष्टौ चित्रं हि प्रतिपादनम् ॥१७८॥

इज् (યજન કરવું) અને यज् (યજન કરવું) એવા બે જુદા જુદા ધાતુઓ જુદા વિષયોમાં નિયત મનાયા છે. કેટલાક આચાર્યોએ તેમને જુદી રીતે નિર્દેશ્યા છે. (આમ) શબ્દો વિશે જુદું જુદું પ્રતિપાદન કરવામાં આવે છે. (૧૭૮)

यज् ને किन् પ્રત્યય લાગતાં यज्માંના यનું સંપ્રસારણ થઈને इज् થશે, તેથી इष्टः, इष्ट्वा વગેરે રૂપો થશે પરંતુ यज् પછી तुमुन् વગેરે આવતાં સંપ્રસારણ નહિ થાય. અને यष्टुम् વગેરે રૂપો થશે. કેટલાક આચાર્યો બનેને જુદા ધાતુઓ સમજે છે. अस्तिમાં કેટલાક अस् ધાતુ સમજે છે અને स्तः અને सन्तिમાં स् ધાતુ સમજે છે आह, आहुः વગેરેમાં કેટલાક अह् બોલવું એવો ધાતુ સમજે છે.

(अ) अस्ति सकारमातिष्ठते । म. भा. १.३.२२. (आ) गौरिवासितपक्षस्य सामुदे धातुहासिनि । आह; पञ्चवदानीव त्वमेव शरणं मम ॥ स्वोपज्ञ, वा.प १ १७८. (इ) न ह्ययं आहिरिव पञ्चवदविषयः । महाभाष्यदीपिका पृ ११४.

एवं च वालवायादि जित्वरीवदुपाचरेत् ।
भेदाभेदाभ्युपगमे न विरोधोऽस्ति कश्चन ॥१७९॥

આ પ્રમાણે જિત્વરી શબ્દને જેમ (વારાણસી શબ્દનો સમાનાર્થક સમજવામાં આવે છે તેમ) વાલવાયને (વિદૂરનો સમાનાર્થક) સમજવો. શબ્દોને એકબીજાથી જુદા કે એકબીજા સાથે સરખા સમજવામાં કશો વિરોધ નથી. (૧૭૯)

वैदूर्य શબ્દ (विदूराञ्य पा. सू.४.३.८४) વિદૂરમાંથી પ્રાપ્ત થયેલો એવા અર્થમાં લેવાયો છે. પરંતુ वैदूर्य તો વાલવાય નામના પર્વતમાંથી નીકળે છે અને વિદૂરમાં તેને ઘસીને તૈયાર કરે છે. તેથી વૈયાકરણો બંનેને પર્યાય શબ્દો ગણે છે. (वाला: कयन्ते यत्र જ્યાં પશુઓ અને માણસોના વાળ ખેંચાય છે– वेञ धातु–તેવો, વેલીઓ વગેરે વાળો, એ નામનો પર્વત) જિત્વરી શબ્દ પણ વેપારીઓ વારાણસીને બદલે વાપરે છે.

अयुक्तोऽय निर्देशो न ह्यसौ विदूरात्प्रभवति । किं तर्हि वालवायात् प्रभवति । विदूरे संस्क्रियते । ..तद्यथा वणिजो वाराणसीं जित्वरीत्युपाचरन्ति, एवं वैयाकरणा वालवायं विदूर इत्युपाचरन्ति

वालवायो विदूरं च प्रकृत्यन्तरमेव वा ।
न वै तत्रेति चेद् ब्रूयाज्जित्वरीवदुपाचरेत् ॥ म.भा. ४.३.८४.

अडादीनां व्यवस्थार्थं पृथक्त्वेन प्रकल्पनम् ।
धातूपसर्गयोः यत्र धातुरेव तु तादृशः ॥१८०॥

વ્યાકરણશાસ્ત્રમાં अट् વગેરે( આગમ )ની વ્યવસ્થા માટે ધાતુઓ અને ઉપસર્ગોને જુદા કલ્પ્યા છે. વાસ્તવમાં ધાતુ જ તેવો (ઉપસર્ગ સાથેનો) હોય છે. (૧૮૦)

तथाहि संग्रामयते· सोपसर्गाद्विधि· स्मृतः ।
क्रियाविशेषा· संघातैः प्रकल्प्यन्ते तथाविधै ॥१८१॥

જેમકે संग्रामयतिમાંના ઉપસર્ગવાળા ધાતુ संग्राम ને માટે (असंग्रामयतમાં अट्‌ના) વિધાનને વ્યાકરણે જણાવ્યું છે. ઉપસર્ગો અને ધાતુઓના આવા પ્રકારના સંઘાતો વડે વિશિષ્ટ ક્રિયાઓ આરંભમાં રજૂ કરવામાં આવે છે. (૧૮૧)

संग्राम એવા ઉપસર્ગવાન્ ધાતુ ઉપરથી अट् આગમવાળું રૂપ असग्रामयत અને દ્વિર્વચનવાળું રૂપ सिसग्रामयिषते વ્યાકરણે જણાવ્યું છે બીજી બાજુ निवासयति, जुगुप्सते અને सूत्रयतिમાં ल्यप् પ્રત્યય અને દ્વિર્વચન, ધાતુ અને ઉપસર્ગને ભિન્ન માનીને જણાવવામાં આવ્યાં છે

कार्याणामन्तरङ्गत्वमेवं धातूपसर्गयो. ।
साधनैर्याति संबन्ध तथाभूतैव सा क्रिया ॥१८२॥

આમ હોઈને ધાતુ અને ઉપસર્ગને લગતાં (વ્યાકરણ)કાર્યોને અંતરંગ સમજવામાં આવે છે (ધાતુ અને ઉપસર્ગના સંઘાતથી વાચ્ય) એવી ક્રિયા કારકો સાથે સંબંધને પામે છે. (૧૮૨)

પહેલાં ધાતુ ઉપસર્ગ સાથે જોડાય છે, પછી સાધન સાથે, એવો મત અહીં રજૂ થયો છે. સરખાવો स्वोपज्ञ—"उपसर्गसम्बन्धाधीना स्वार्थव्यवस्था धातूनाम् । स्वार्थयोगे च सिद्धे सम्बन्ध्यन्तरस्य सन्निधानेन भवितव्यम् । तत्र गौरखरादिवद् विशिष्टार्थे प्रकृतिरूपे प्रतिलब्धे बाह्या सम्बन्धिन उपजायन्ते । तस्माद्विशिष्टप्रकृतिरूपवाच्या विशिष्टा क्रिया तथाभूतैव साध्या सती साधनसम्बन्धं प्रतिपद्यते ।

प्रयोगार्हेषु सिद्ध· सन् भेत्तव्योऽर्थो विशिष्यते ।
प्राक् च साधनसम्बन्धात्क्रिया नैवोपजायते ॥१८३॥

પ્રયોગને લાયક ધાતુઓનો તેમના વડે દર્શાવાતો અર્થ, સિદ્ધસ્વરૂપ હોઈને ઉપસર્ગ વડે વિશિષ્ટ બને છે, કારણ કે કારક સાથે સંબંધમાં આવ્યા પહેલાં ક્રિયા ઉત્પન્ન થતી નથી (૧૮૩)

સાધન અર્થાત્ કારક સાથે સબંધમાં આવ્યા પહેલાં ક્રિયા નિરાત્મિકા હોય છે તે દ્યોતક એવા ઉપસર્ગ સાથે વિશેષણવિશેષ્યભાવ સબંધને પ્રાપ્ત કરતી નથી. પહેલાં ધાતુ સાધન સાથે જોડાય છે, પછી ઉપસર્ગ સાથે, એવો બીજો મત છે સરખાવો स्वोपज्ञ—"तस्मात्प्राक् साधनसम्बन्धादनुपजाता क्रिया निरात्मिका द्योतकेनोपसर्गेण सह विशेषणविशेष्य-संबंन्ध नोत्सहते प्रतिपत्तुम् । पूर्वं धातु साधनेन युज्यत इत्येकेषां दर्शनम् ।"

धातो साधनयोगस्य भाविन. प्रक्रमाद्यथा ।
धातुत्वं कर्मभावश्च तथान्यदपि दृश्यताम् ॥१८४॥

ધાતુના, ભવિષ્યમાં થનારા, કારક સાથેના સંબંધનો પ્રથમ આશ્રય કરીને ધાતુત્વ અને કર્મભાવ સમજવામાં આવે છે તેમ બીજું (ઉપસર્ગ સાથેના સંબંધથી ધાતુનું વિશિષ્ટ ક્રિયાવાચિત્વ) પણ સમજવું. (૧૮૪)

बीजकालेषु संबन्धाद् यथा लाक्षारसादय ।
वर्णादि परिणामेन फलानामुपकुर्वते ॥१८५॥

बुद्धिस्थादभिसंबन्धात्तथा धातूपसर्गयो ।
अभ्यन्तरीकृताद् भेद पदकाले प्रकाशते ॥१८६॥

જેમ બીજ વાવવાના સમયે જ લાખનો રસ (વગેરે વૃક્ષના બીજભાવ સાથે) સંબધમાં હોવાથી અને (ઉત્તર કાળમા) ફળોના રંગ (રસ) વગેરેના ફેરફારથી (ફળોને) ઉપકારક બને છે,

તે પ્રમાણે ધાતુ અનેઉપસર્ગના બુદ્ધિનિષ્ઠ સબધને કારણે અને તે અંતર્હિત હોવાથી (ક્રિયા)વિશેષ, પદ(નિષ્પત્તિ)ને સમયે સ્પષ્ટ બને છે (૧૮૫–૧૮૬)

લાખના વૃક્ષમા લાખનો રસ વગેરે તે વૃક્ષના બીજકાળમા પણ અસ્તિત્વમા હોય છે અને તેથી તે વૃક્ષને ફળપ્રાપ્તિને સમયે પણ રંગ અને રસ અંગે ઉપકારક બને છે. તે પ્રમાણે ધાતુ અને ઉપસર્ગના સબધને સમયે અવ્યક્તરૂપે રહેલ ક્રિયાવિશેષ, ધાતુનો સાધન સાથે સંબધ થતાં વ્યક્ત બને છે તેથી "પહેલા ધાતુ ઉપસર્ગ સાથે જોડાય છે, પછી સાધન સાથે" એવો મત યોગ્ય છે.

૧૮૫મી કારિકાનો અનુવાદ આવી રીતે પણ સૂચવી શકાય "જેમ બીજ વાવવાના સમયે તે બીજને લગાડવામા આવેલ લાખ વગેરે રંગો તે બીજમાથી થયેલ વૃક્ષના ફળોમા રંગના ફેરફાર વગેરેથી ઉપકારક બને છે"

૧૮૨મી કારિકામા पूर्वं धातु उपसर्गेण युज्यते पश्चात्साधनेन । એવો મત રજૂ થયો છે. ૧૮૪મી કારિકામા पूर्वं धातु साधनेन युज्यते पश्चादुपसर्गेण । એવો મત રજૂ થયો છે. ૧૮૪મી કારિકામા આ બીજા મતને વધારે સ્પષ્ટ કરવામા આવ્યો છે અને કારિકા ૧૮૫ અને ૧૮૬મા બીજા મતનુ ખડન કરીને પ્રથમ મતને સ્વીકાર્ય ગણવામા આવ્યો છે

क्वचित्संभविनो भेदा केवलैरनिदर्शिता ।
उपसर्गेण संबन्धे व्यज्यन्ते प्रनिरादिना ॥१८७॥

કોઈક સ્થળે, એકલા ધાતુઓ વડે નહિ દર્શાવાયેલા પરંતુ શક્ય એવા વિશેષ અર્થો, प्र, निस् વગેરે ઉપસર્ગો સાથે (ધાતુઓનો) સબંધ થતા વ્યક્ત થાય છે (૧૮૭)

વાક્ય અને વાક્યાર્થ અંગેના મતોની ચર્ચા કરવામા આવી તે અંગે અખંડ વાક્યાર્થનુ સ્થાપન કરી, નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એવાં ચાર પ્રકારના પદો અંગે અછડતો ઉલ્લેખ કર્યા પછી, હવે ઉપસર્ગો ધાત્વર્થના દ્યોતક છે કે વાચક છે કે સહકારી છે એવા ત્રણ મતોનો ઉલ્લેખ કરવામા આવશે આ કારિકામાં ઉપસર્ગો ક્રિયા વિશેષના દ્યોતક છે એવો ઉલ્લેખ કરવામા આવ્યો છે. કારિકા ૧૮૮મા ત્રણ મતોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે

स वाचको विशेषाणा संभवाद्द्योतकोऽपि वा ।
शक्त्याधानाय वा धातो सहकारी प्रयुज्यते ॥१८८॥

તે (ઉપસર્ગ) ક્રિયાના સભવિત વિશેષોનો વાચક છે અથવા દ્યોતક છે, અથવા ધાતુની શક્તિઓને પ્રગટ કરવા માટે સહકારી તરીકે વપરાય છે (૧૮૮)

स्थादिभि केवलैर्यच्च गमनादि न गम्यते ।
तत्रानुमानाद् द्विविधात्तद्धर्मा प्रादिरुच्यते ॥१८९॥

એકલા स्था (ઊભા રહેવું) વગેરે ધાતુઓ વડે જે ગમન વગેરે સમજાવાતાં નથી ત્યાં બે પ્રકારના અનુમાનો વડે, प्र વગેરે ઉપસર્ગો ગમનાદિના દ્યોતનરૂપી ધર્મોવાળા કહેવાય છે (૧૮૯)

स्था ધાતુમાથી 'બેસવુ' એવો અર્થ સમજાતો નથી પરતુ प्रतिष्ठते એવા ક્રિયારૂપમા प्र ઉપસર્ગ વડે ગમન કહેવામા આવે છે ધાતુઓ અનેકાર્થ છે અને ઉપસર્ગો દ્યોતક છે એમ અનુમાન વડે સ્પષ્ટ થાય છે આવા અનુમાનો બે પ્રકારના છે, એક સામાન્યતો-દૃષ્ટ અને બીજુ વિશેષતોદૃષ્ટ સામાન્યતોદૃષ્ટ અનુમાન આ પ્રમાણે છે "प्र શબ્દ ક્રિયાનો આરભ દર્શાવે છે, કારણ કે તે प्र શબ્દ છે, અન્યત્ર જોવા મળતા प्र શબ્દની જેમ (प्रशब्द आदिकर्मद्योतक प्रशब्दत्वात्पूर्वादितप्रस्थादिपूर्वदृष्टप्रशब्दवत् ।)" વિશેષતોદૃષ્ટ અનુમાન આ પ્રમાણે છે "स्था ધાતુ અનેકાર્થ છે, કારણ કે તે ધાતુ છે, બને પક્ષોએ અનેકાર્થવાળા તરીકે સ્વીકારેલા यज् વગેરે ધાતુઓની જેમ (स्थाधातुरनेकार्थः धातुत्वादुभयवादिसमतानेकार्थयजत्यादिधातुवत् ।)" આ બને અનુમાનો પ્રમાણે ઉપસર્ગો દ્યોતક બનશે અને ધાતુઓ વાચક બનશે गमनादि तु गम्यते ને બદલે गमनादि न गम्यते । એવો પાઠ સ્વીકારવાથી ગમન વગેરેની નિવૃત્તિ એવો દૂરાકૃષ્ટ અર્થ લેવાની જરૂર પડતી નથી

अप्रयोगोऽधिपर्योश्च यावद् दृष्ट क्रियान्तरम् ।
तस्याभिधायको धातु सह ताभ्यामनर्थक ॥१९०॥

જ્યારે अधि અને परि વપરાતા નથી ત્યારે ધાતુ (ઉપસર્ગયુક્ત હોય ત્યારે જે દર્શાવે તેનાથી) જુદી ક્રિયા દર્શાવી, તેનુ અભિધાન કરે છે (પોતાની મેળે) અનર્થક એવો તે, તે બે (ઉપસર્ગો) સાથે અર્થવાન બને છે (૧૯૦)

अध्यागच्छति पर्यागच्छति વગેરેમા अधि અને परि એ ઉપસર્ગો અનર્થક છે કારણ કે आगच्छति ઉપરથી જ અપેક્ષિત અર્થ પ્રાપ્ત થાય છે આમ હોવા છતા લોકવ્યવહારમા આવા પ્રયોગો પ્રાપ્ત થાય છે ઉપસર્ગ અને ધાતુનો સબધ જ વિશિષ્ટ અર્થનુ અભિધાન કરે છે અર્થાભિધાનમા ઉપસર્ગ ધાતુનો સહકારી છે કેવળ ઉપસર્ગ કે કેવળ ધાતુ અર્થનુ અભિધાન કરતો નથી

तथैव स्वार्थिकाः केचित्संघातान्तरवृत्तयः ।

अनर्थकेन संसृष्टाः प्रकृत्यर्थानुवादिनः ॥१९१॥

તે પ્રમાણે (યાવક) એવા અન્ય સંઘાત સાથે જોડાવાના સ્વભાવવાળા (कन् વગેરે) સ્વાર્થિક પ્રત્યયો યાવ જેવા અનર્થક શબ્દો સાથે જોડાઈને પ્રકૃતિના અર્થને જણાવે છે. (૧૯૧)

યાવ એટલે જવમાંથી બનાવેલ રોટલો અને યાવક એટલે પણ જવનો રોટલો. યાવ એવી પ્રકૃતિ અને क એવો સ્વાર્થિક પ્રત્યય, બંનેના સંઘાતથી બનેલ યાવક અર્થવાન છે. એકલા कन् વગેરે પ્રત્યયો અર્થબોધ કરાવતા નથી. તે પ્રમાણે યાવકમાંનો कन् પ્રત્યય વિનાનો પ્રકૃતિશબ્દ યાવ પણ અર્થબોધ કરાવશે નહિ. તેથી એકલા પ્રકૃતિશબ્દો પણ અર્થબોધ કરાવતા નથી. યાવ અર્થવાન્ હોવા છતાં યાવકના સંદર્ભમાં અનર્થક છે અને એકલો कन् પણ અનર્થક છે.

निपाता द्योतकाः केचित्पृथगर्थप्रकल्पने ।

आगमा इव केचित्तु संभूयार्थस्य साधकाः ॥१९२॥

કેટલાક નિપાતો જુદા અર્થને કલ્પવામાં દ્યોતક બને છે, અને આગમોની જેમ, કેટલાક, પ્રકૃતિ સાથે જોડાઈને અર્થના સાધક બને છે. (૧૯૨)

ઉપસર્ગોની જેમ નિપાતો પણ દ્યોતક અને વાચક છે. કેટલાક નિપાતો અર્થવાન્ છે અને કેટલાક નિરર્થક છે.

उपरिष्टात्पुरस्ताद्वा द्योतकत्वं न भिद्यते ।

तेषु प्रयुज्यमानेषु भिन्नार्थेष्वपि सर्वथा ॥१९३॥

(તેમની સાથે જોડાયેલા પદોથી) હમેશાં જુદા અર્થવાળા તે (નિપાતો) આગળ કે પાછળ પ્રયોજાતા હોય તો પણ તેમના દ્યોતકત્વને હાનિ પહોંચતી નથી. (૧૯૩)

चादयो न प्रयुज्यन्ते पदत्वे सति केवलाः ।

प्रत्ययो वाचकत्वेऽपि केवलो न प्रयुज्यते ॥१९४॥

च વગેરે નિપાતો પદો હોવા છતાં એકલા પ્રયોજાતા નથી પ્રત્યય વાચક હોવા છતાં એકલો વપરાતો નથી. (૧૯૪)

च વગેરે નિપાતો એકલા વપરાતા નથી તેથી તે વાચક બનતા નથી. તે પદો હોઈને દ્યોતક બનશે. જો વાચક હોય તો જેમ गो વગેરે પદો એકલાં વપરાય છે તેમ વપરાશે.

समुच्चिताभिधानेऽपि व्यतिरेको न विद्यते ।

असत्त्वभूतो भावश्च तिङ्पदैरभिधीयते ॥१९५॥

च વગેરે નિપાતો (દ્યોતક પક્ષમાં) સમુચ્ચિત પદોના અર્થનું અભિધાન કરતા હોવા છતાં (સમુચ્ચય અને સમુચ્ચિત પદો વગેરે) ભેદ પ્રાપ્ત થતો નથી. ક્રિયા (રૂપો)નાં પદો વડે અસત્ત્વભૂત ભાવને જણાવાય છે. (૧૯૫)

समुच्चिताभिधानेऽपि विशिष्टार्थाभिधायिनाम् ।
गुणै पदाना सम्बन्ध परतन्त्रास्तु चादय ॥१९६॥

(જાતિ, વચન, સંખ્યા વગેરે) (વિશિષ્ટ અર્થનું અભિધાન કરનારા પદોનો ગુણો(=વિશેષણો) સાથે સંબંધ થાય છે ચ વગેરે (નિપાતો સમુચ્ચિત અભિધાન વડે વિશિષ્ટ અર્થ દર્શાવતા હોવા છતા) પરતન્ત્ર છે (૧૯૬)

નિપાતો અસત્ત્વભૂતભાવ દર્શાવે છે અને અન્ય પદો ઉપર હમેશા આધાર રાખે છે તેથી વિશેષણપદો સાથે તેમનો સંબંધ પ્રાપ્ત થતો નથી આ રીતે તેઓ પરતન્ત્ર છે. સંખ્યા, જાતિ, વચન વગેરે વિશિષ્ટ અર્થ દર્શાવનારા પદો હમેશા તેમના વિશેષણપદો સાથે સંબંધ પામે છે (गुणवचनानामाश्रयतो लिङ्गवचनानि भवन्ति ।) મહાભાષ્યમા આ વાત અનેક સ્થળે કહેવામા આવી છે

जनयित्वा क्रिया काचित्सम्बन्ध विनिवर्तते ।
श्रूयमाणे क्रियाशब्दे सम्बन्धो जायते क्वचित् ॥१९७॥

કોઈક ક્રિયા(શબ્દ), (નામો વચ્ચે) સંબંધ ઉત્પન્ન કરીને નિવૃત્ત થાય છે કોઈક અન્ય સ્થળે ક્રિયાશબ્દ સંભળાતા (આવો) સંબંધ ઉત્પન્ન થાય છે (૧૯૭)

राज्ञ पुरुष । એવા બે નામોમા ભરણપોષણરૂપ ક્રિયા રાજા અને પુરુષ વચ્ચે આશ્રયાશ્રયિભાવરૂપ સંબંધ ઉત્પન્ન કરીને નિવૃત્ત થાય છે તેથી તે પ્રાપ્ત થતી નથી मातु स्मरति । વગેરેમા स्मरति ક્રિયા પ્રાપ્ત થતા વાર જ સ્મરણ કરનાર સાથે જન્યજનકભાવરૂપ સંબંધ ઉત્પન્ન કરે છે વાક્યપદીય પદકાંડની પ્રથમ કારિકામા નામ, આખ્યાત ઉપસર્ગ અને નિપાત એમ ચાર પ્રકારના પદવિભાગનો, નામ અને આખ્યાત એમ બે પ્રકારના વિભાગનો અને નામ આખ્યાત, ઉપસર્ગ નિપાત અને કર્મપ્રવચનીય એમ પાચ પ્રકારના પદવિભાગનો ઉલ્લેખ થયો છે અહી અગાઉથી કર્મપ્રવચનીય અંગેની ચર્ચા શરૂ કરવામા આવી છે કર્મપ્રવચનીયનો અર્થ क्रिया प्रोक्तवन्त અને क्रियोपजनितस्य सबन्धविशेषस्य अवद्योतका । (ક્રિયાને જણાવનારા અને ક્રિયાથી ઉત્પન્ન થયેલા સંબંધવિશેષના દ્યોતક) એવો આપવામા આવ્યો છે કર્મપ્રવચનીયના સંબંધ ક્રિયારૂપ સાથે નહિ પણ નામપદ સાથે હોય છે वृक्ष प्रति विद्योतते विद्युत् મા प्रति કર્મપ્રવચનીય ક્રિયાનું દ્યોતન કરતુ નથી, કારણ કે विद्योतते એવુ ક્રિયારૂપ તે ક્રિયાનુ અભિધાન કરે જ છે તે કોઈ સંબંધવિશેષ દર્શાવતો નથી वृक्ष એવી દ્વિતીયાથી જ સંબંધવિશેષનુ અભિધાન થાય છે

तत्र षष्ठी प्रतिपद समासस्य निवृत्तये ।
विहिता दर्शनार्थं तु कारक प्रत्युदाहृतम् ॥१९८॥

(षष्ठी शेषे । પા સૂ ૨ ૩ ૫૨ વડે આદેશ પામેલ) ષષ્ઠીનુ કોઈક નિશ્ચિત પદમા (જેમ કે मातु स्मरणम मा) સમાસની નિવૃત્તિ માટે વિધાન થયુ છે मातु गुणै स्मरणम् એવા પ્રત્યુદાહરણકારકને (ગુણોમા કરણત્વ) દર્શાવવા આપવામા આવ્યુ છે (૧૯૮)

स चोपजातः सम्बन्धो विनिवृत्ते क्रियापदे ।
कर्मप्रवचनीयेन तत्र तत्र नियम्यते ॥१९९॥

(સંબંધ ઉત્પન્ન કરીને) ક્રિયાપદ નિવૃત્ત થતાં, તે ઉત્પન્ન થયેલ સંબંધ, કર્મપ્રવચનીય વડે તે તે ક્રિયામાં સ્પષ્ટ થાય છે. (૧૯૯)

वृक्षं प्रति विद्योतते विद्युत् । માં વૃક્ષ અને વિદ્યોતનનો લક્ષ્યલક્ષણભાવ સંબંધ વિદ્યોતન-ક્રિયા વડે ઉત્પન્ન થાય છે. આવો સંબંધ ઉત્પન્ન કરીને વિદ્યોતનક્રિયા નિવૃત્ત થાય છે પરંતુ આવો સંબંધ તો છે જ. આ સંબંધ કર્મપ્રવચનીય વિના સ્પષ્ટ થતો નથી.

येन क्रियापदाक्षेपः स कारकविभक्तिभिः ।
युज्यते विर्यथा तस्य लिखावनुपसर्गता ॥२००॥

જે શબ્દ વડે ક્રિયાપદનો આરંભ થાય છે તે (ક્રિયાનો બોધ કરાવતો હોવાથી) કારકવિભક્તિ સાથે જોડાય છે, જેમકે (प्रादेशं विपरिलिखति માંનું) वि એવું કર્મ-પ્રવચનીય પદ प्रादेशं એવી કારકવિભક્તિ સાથે જોડાતું હોવાથી) लिख् ધાતુનું ઉપસર્ગ બનતું નથી (૨૦૦)

प्रादेशं विपरिलिखति । માં वि એવું કર્મપ્રવચનીય પદ प्रादेशं विमाय परिलिखति । (પ્રાદેશ જેટલું માપીને દોરે છે) માં प्रादेशं કારક સાથે જોડાય છે. બીજી રીતે કહીએ તો वि એવો શબ્દ આ ધાતુ સાથે ઉપસર્ગ અને ગતિ બનશે, लिखति સાથે નહીં. જ્યારે કર્મપ્રવચનીય વડે ક્રિયાનો આરંભ કરવામાં ન આવે ત્યારે વૃક્ષ અને વિદ્યોતનના સામાન્ય સંબંધને જણાવતી ષષ્ઠી પ્રાપ્ત થશે. તેનો બાધ कर्मप्रवचनीययुक्ते द्वितीया (પા.સૂ. ૨.૩.૮, કર્મપ્રવચનીય સાથે સંબંધ થતા પદને દ્વિતીયા થાય છે) એવા સૂત્રથી થશે.

तिष्ठतेरप्रयोगश्च दृष्टोऽप्रत्यजयन्निति ।
सुन्वमीत्याभिमुख्ये च केवलोऽपि प्रयुज्यते ॥२०१॥

अप्रत्यजयन् (જીત્યા) ક્રિયારૂપમાં स्था ધાતુનો પ્રયોગ દેખાતો નથી. सुन्वभि (સામે સોમને તૈયાર કરો) એવા શબ્દરૂપમાં (કર્મપ્રવચનીય) अभि, 'ની સામે' એવા અર્થમાં એકલો પણ વપરાય છે. (૨૦૧)

देवा असुरानप्रत्यजयन् । (દેવોએ દઢ પ્રતિષ્ઠિત નહિ એવા અસુરોને જીત્યા)માં प्रति વડે स्था ધાતુનો અર્થ પ્રાપ્ત થાય છે. પરંતુ તેનો પ્રયોગ દેખાતો નથી. अप्रति એટલે અપ્રતિષ્ઠિત' દઢપણે સ્થાપિત નહીં થયેલા. આ प्रति, जी ધાતુનો ઉપસર્ગ બનતો નથી—. अभिषुणु (ની સામે સોમને તૈયાર કરો)માં अभि 'ની સામે,' 'ની દિશામાં' એવા અર્થમાં એકલો વપરાય છે.

कर्मप्रवचनीयत्वं क्रियायोगे विधीयते ।
पत्वादिविनिवृत्त्यर्थं स्वत्यादीनां विधर्मणाम् ॥२०२॥

જ્યારે ક્રિયા સાથે જોડાયા હોય ત્યારે, જુદા ધર્મવાળા सु, अति વગેરેનું કર્મપ્રવચનીય તરીકે વિધાન (सुसिक्तम्) વગેરે પ્રયોગોમાં પત્વને અટકાવવા માટે કરવામાં આવ્યું છે. (૨૦૨)

सुः पूजायाम् । (પા.સૂ. ૧.૪.૯૪) પ્રમાણે सु અને अतिरतिक्रमणे च । (પા. સૂ. ૧.૪. ૯૫) પ્રમાણે अति નું કર્મપ્રવચનીય તરીકે વિધાન થયું છે. સંબંધવિશેષના દ્યોતક બનવાને બદલે ક્રિયાવિશેષના દ્યોતક બનતા અને તેથી ભિન્ન ધર્મોવાળા सु, अति વગેરે ઉપસર્ગોને કર્મપ્રવચનીય કહ્યા છે, તેથી सुसिक्तम् વગેરેમાં સકાર નો ષકાર થશે નહિ.

हेतुहेतुमतोर्योगपरिच्छेदेऽनुना कृते ।
आरम्भाद्बाध्यते प्राप्ता तृतीया हेतुलक्षणा ॥२०३॥

अनु વડે કારણ અને કાર્યનો સંબંધ નક્કી થતાં પ્રાપ્ત થતી હેતુલક્ષણા તૃતીયાનો (अनुर्लक्षणे । સૂત્રથી આરંભાતી કર્મપ્રવચનીય સંજ્ઞા વડે) બાધ થશે. (૨૦૩)

કર્મપ્રવચનીય પદો સંબંધવિશેષનાં દ્યોતક છે. કોઈવાર તે ક્રિયાવિશેષનુ દ્યોતન કરે છે સંબંધવિશેષનું દ્યોતન થતાં શેષષષ્ઠીનો બાધ થાય છે. અને ક્રિયાવિશેષનુ દ્યોતન થતાં પત્વનો નિષેધ થાય છે આ ઉપરાંત કોઈવાર સંબંધવિશેષનું દ્યોતન કરનારાં કર્મપ્રવચનીય પદ તૃતીયાનો પણ બાધ કરે છે. शाकल्यस्य संहितामनु निशम्य देवः प्रावर्षत् । (શાકલ્યે તૈયાર કરેલી સંહિતાને સાંભળીને દેવે વૃષ્ટિ કરી)માં लक्षणेत्थंभूताख्यानभागवीप्सासु प्रतिपर्यनवः । (પા. સૂ ૧.૪.૯૦) પ્રમાણે अनु કર્મપ્રવચનીય બને છે અને कर्मप्रवचनीययुक्ते द्वितीया । (પા. સૂ. ૨.૩ ८) પ્રમાણે દ્વિતીયા પ્રાપ્ત કરશે, પરંતુ हेतौ । (પા. સૂ ૨ ૩.૨૩) પરસૂત્ર હોવાથી દ્વિતીયાનો બાધ કરી તૃતીયા થશે. તેમ છતાં કર્મપ્રવચનીય સંજ્ઞાનો આરંભ કરનારું अनुर्लक्षणे । (પા. સૂ. ૧.૪. ૮૪) સૂત્ર આ તૃતીયાનો બાધ કરશે.

क्रियाया द्योतको नायं न सम्बन्धस्य वाचकः ।
नापि क्रियापदाक्षेपी सम्बन्धस्य तु भेदकः ॥२०४॥

આ (કર્મપ્રવચનીય પદ) ક્રિયાનું દ્યોતક બનતું નથી, સંબંધનું વાચક પણ બનતું નથી. તે ક્રિયાપદનો આરંભ કરતું નથી પરંતુ સંબંધ (વિશેષ)નું સ્થાપન કરે છે. (૨૦૪)

वृक्षं प्रति विद्योतते विद्युत् । માં प्रति કર્મપ્રવચનીય ક્રિયાનું દ્યોતન કરતું નથી, કારણ કે વિદ્યોતન ક્રિયાનુ શ્રવણ થાય છે, બીજી ક્રિયાનું નહિ. પછીને બદલે દ્વિતીયા વડે સંબંધવિશેષનું અભિધાન થતું હોવાથી તે સંબંધનું દ્યોતન કરે છે.

अनर्थकाना सङ्घात सार्थकोऽनर्थकस्तथा ।
वर्णाना पदमर्थेन युक्त नावयवा पदे ॥२०५॥

અનર્થક વર્ણોનો સંઘાત અર્થવાન હોય અને અર્થ વિનાનો (પણ) હોય અર્થવાન્ વર્ણોનો (સંઘાત એવું) પદ અર્થયુક્ત હોય છે પદમા અવયવો હોતા નથી (૨૦૫)

અહીં સુધી કર્મપ્રવચનીય અંગે તેના વાચકત્વ, દ્યોતકત્વ ક્રિયા સાથે યોગ, સબંધ-વિશેષનુ જ્ઞાપન વગેરેની ચર્ચા કરી હવે વાક્ય અને વાક્યાર્થના અખંડત્વની વાત કરવામાં આવી છે સઘાતાર્થવત્વાત્ । (સઘાત અર્થવાન હોવાને કારણે શિવસૂત્ર, ૫, વા. ૧૨) માના પૂર્વપક્ષને આ કારિકામા ઉત્તર આપવામા આવ્યો છે વર્ણો હંમેશા નિરર્થક છે, તેથી વર્ણોનો અર્થ તે પદોનો અર્થ નહિ

पदानामर्थयुक्ताना सङ्घातो भिद्यते पुन ।
अर्थान्तरावबोधेन, सम्बन्धविगमेन च ॥२०६॥

અર્થવાન્ પદોનો (વાક્ય રૂપ) સંઘાત, પદોના અર્થથી જુદા અર્થના જ્ઞાનને કારણે અને (પદોના અર્થ તથા વાક્યના પરસ્પર) સબંધના અભાવને કારણે જુદો (સમજાય છે) (૨૦૬)

देवदत्त गामभ्याज शुक्लाम् । વગેરે અર્થવાન પદોનો સઘાત दश दाडिमानि षडपूपा कुण्डमजाजिन पललपिण्ड । વગેરે અનર્થક પદસઘાતથી જુદો પડે છે

सार्थकानर्थकौ भेदे सम्बन्ध नाधिगच्छत ।
अधिगच्छत इत्येके कुटीरादिनिदर्शनात् ॥२०७॥

પદને જ્યારે સાર્થક અને નિરર્થક એમ બે વર્ણવિભાગમા જુદી રીતે સમજવામા આવે ત્યારે તે બે (વિભાગો) પરસ્પર સબંધને પ્રાપ્ત થતા નથી, પરંતુ કેટલાક આચાર્યોના મતે તે વિભાગો આવો સબંધ પ્રાપ્ત કરે છે કુટીર વગેરે આનુ ઉદાહરણ છે. (૨૦૭)

કુટીર (નાની ઝૂંપડી) એવા સાર્થક વર્ણસમુદાયમાથી કુટી અને ર એવો નિરર્થક પદસંઘાત અને કુટીર એવો સાર્થક વર્ણસમુદાય એમ બે સમુદાયો પ્રાપ્ત થાય છે. કુટી અને ર માથી કુટીને સાર્થક અને રને નિરર્થક ગણીએ તો બે સમુદાયો વચ્ચે સબંધ પ્રાપ્ત થતો નથી, પરંતુ સાર્થક કુટી અને રપ્રત્યય અલ્પત્વનું દ્યોતન કરવાથી સાર્થક બનતા બંને વચ્ચે અર્થસબંધ પ્રાપ્ત થશે

अर्थवद्भ्यो विशिष्टार्थ सङ्घात उपजायते ।
नोपजायत इत्येके समासस्वार्थिकादिषु ॥२०८॥

અર્થવાન પદો વડે વિશિષ્ટ અર્થવાળો (પદવાક્યરૂપ) સંઘાત ઉત્પન્ન થાય છે. એમ કેટલાક (માને છે), બીજા માને છે કે સમાસ અને સ્વાર્થિક પ્રત્યયોની જેમ અર્થાન્વયઅવયવોમાંથી વિશિષ્ટ અર્થવાળો સંઘાત ઉત્પન્ન થતો નથી. (૨૦૮)

राजपुरुष अश्वकर्ण, नीलोत्पलम्, गौरखर વગેરે ઉદાહરણોમાં સમુદાયનો અર્થ અવયવોના અર્થ ઉપર આધાર રાખે છે, પરંતુ અવયવોના અર્થથી જુદો એવો અર્થ ઉત્પન્ન કરે છે એમ જણાવે છે કે સમુદાયો ચાર પ્રકારના છે શબ્દાન્વયી, અર્થાન્વયી શબ્દાર્થાન્વયી અને નિરન્વયી શબ્દાન્વયીના ઉદાહરણો गौरखर (જંગલી ગધેડું) અને अश्वकर्ण (એ નામનું વૃક્ષ) છે, અર્થાન્વયીના ઉદાહરણો श्रोत्रिय (વેદનું અધ્યયન કરનાર) વૈદૂર્ય पारशव (મોતી ઉત્પન્ન કરતું સ્થાન) વગેરે છે ત્રીજાના ઉદાહરણો राजपुरुष, नीलोत्पलम् અને ब्राह्मणकम्बल છે. અને ચોથાના ઉદાહરણો मुसलम्, उलूखलम् અને बलाहक છે

केचिद्धि युतसिद्धार्था भेदे निर्ज्ञातशक्तय ।
अन्वयव्यतिरेकाभ्या केचित्कल्पितशक्तय ॥२०९॥

કેટલાક (સમુદાયો)ની શક્તિઓ, સંઘાતમાં તેમનું વિભક્તપણે ગ્રહણ થતાં, નિશ્ચિત બને છે અન્વય અને વ્યતિરેક વડે કેટલાકની શક્તિઓ (તેમના વિભાગોમાં) આરોપવામાં આવે છે (૨૦૯)

शास्त्रार्थ एव वर्णानामर्थवत्त्वे प्रदर्शित ।
धात्वादीना हि शुद्धाना लौकिकोऽर्थो न विद्यते ॥२१०॥

વર્ણોની અર્થવત્તા અંગે (વ્યાકરણ) શાસ્ત્રમાં પ્રસિદ્ધ અર્થ જ જણાવવામાં આવ્યો છે, (કારણ કે) એકલા ધાતુ, (પ્રત્યય) વગેરેનો લૌકિક અર્થ પ્રાપ્ત થતો નથી (૨૧૦)

कृत्तद्धितानामर्थश्च केवलानामलौकिक ।
प्राग्विभक्तेस्तदन्तस्य तथैवार्थो न विद्यते ॥२११॥

એકલા કૃત્ અને તદ્ધિત પ્રત્યયોનો અર્થ પણ શાસ્ત્રીય જ છે તેથી વિભક્તિ પ્રત્યય લાગ્યા પહેલા કૃત્ પ્રત્યય અન્તે હોય તેવા અને તદ્ધિત પ્રત્યય અંતે હોય તેવા પદોના અર્થો પ્રાપ્ત થતા નથી (૨૧૧)

अभिव्यक्ततरो योऽर्थ प्रत्ययान्तेषु लक्ष्यते ।
अर्थवत्ताप्रकरणादाश्रित स तथाविध ॥२१२॥

કૃત્ અન્તે હોય તેવા અને તદ્ધિત અંતે હોય તેવા શબ્દોનો વધારે સ્પષ્ટ એવો જે અર્થ જણાય છે તે પ્રકરણના (શાસ્ત્રીય) અર્થને અર્થવત્ત્વના સંદર્ભમાં સમજવામાં આવ્યો છે (૨૧૨)

अर्थवत्ता એટલે अर्थवदधातुरप्रत्यय प्रातिपदिकम्। (પા સૂ ૧ ૨ ૪૫) એવા સૂત્રમાં પ્રાપ્ત થતો અર્થવત્ત્વનો ઉલ્લેખ તેનો સંદર્ભ અર્થાત્ અનુવૃત્તિ कृत्तद्धितसमासाश्च। (પા સૂ ૧ ૨ ૪૬) માં મળે છે તેથી અર્થવત્ત્વના સંદર્ભ પ્રમાણે કૃત્તદ્ધિતાન્ત શબ્દોનો વિશિષ્ટ અર્થ વ્યાકરણશાસ્ત્રમાં સમજવામાં આવ્યો છે

आत्मभेदो न चेत्कश्चिद्वर्णेभ्यः पदवाक्ययोः ।
अन्योन्यापेक्षया शक्त्या वर्णः स्यादभिधायकः ॥२१३॥

જો પદો અને વાક્યો તેમના સ્વરૂપવડે વર્ણોથી ભિન્ન ન હોય તો અન્યોન્યની અપેક્ષારૂપ શક્તિ વડે વર્ણો પણ અર્થનું અભિધાન કરશે. (૨૧૩)

वर्णेन केनचिन्न्यूनः सङ्घातो योऽभिधायकः ।
न चेच्छब्दान्तरमसावन्यूनस्तेन गम्यते ॥२१४॥

(જેમાં) કોઈ એક વર્ણ ઓછો હોય છતાં અર્થનું અભિધાન કરતો હોય તે વર્ણસંઘાતને જો અન્ય પદ ન સમજવામાં આવે તો તેના વડે પૂર્ણ સંઘાતરૂપ પદ સમજાશે. (૨૧૪)

स तस्मिन्वाचके शब्दे निमित्तात्स्मृतिमादधत् ।
साक्षादिव व्यवहितं शब्देनार्थमुपोहते ॥२१५॥

તે (એક વર્ણથી ન્યૂન એવો સંઘાત), પૂર્ણ (અને તેથી) અર્થના વાચક પદને, કોઈક (શાસ્ત્રીય અભ્યાસરૂપી) નિમિત્તને કારણે યાદ કરાવીને, પૂર્ણ શબ્દ વડે પ્રાપ્ત થતા અર્થને જાણે તે સાક્ષાત્ હોય તેમ સમજાવે છે. (૨૧૫)

निष्कर्तारम्। એવા પદમાં इष्कर्तारम् એવું પદ એક न् વર્ણથી ન્યુન છે. આ इष्कर्तारम् ને જો અર્થનું અભિધાયક સમજવામાં આવે તો તે અન્ય શબ્દ બનશે. જો એવું અન્ય પદ સમજવામાં ન આવે તો इष्कर्तारम् વડે પૂર્ણ શબ્દ निष्कर्तारम् સમજાશે અને તેનાથી અર્થ બોધ થશે.

पदवाच्यो यथा नार्थः कश्चिद् गौरखरादिषु ।
सत्यपि *प्रत्ययेऽत्यन्तं* समुदाये *न गम्यते* ॥२१६॥

समन्वित इवार्थात्मा पदार्थैर्यः प्रतीयते ।
पदार्थदर्शनं तत्र तथैवानुपकारकम् ॥२१७॥

જેમ ગૌરખર વગેરે (સામાસિક શબ્દો)માં (તેનાં અવયવરૂપ) પદો વડે વાચ્ય (બનતો જુદો) અર્થ (પ્રાપ્ત થતો) નથી અને તેનો બોધ થાય તો પણ સમુદાયમાંથી સર્વથા સમજાતો નથી,

તેમ પદોના અર્થ વડે જે સમન્વિત અર્થ (વાક્યમાં) સમજાય છે, ત્યાં પદોના અર્થનું દર્શન ઉપકારક બનતું નથી. (૨૧૬-૨૧૭)

समुदायावयवयोर्भिन्नार्थत्वे च वृत्तिषु ।
युगपद् भेदसंसर्गौ विरुद्धावनुषङ्गिणौ ॥२१८॥

સમાસ વગેરે વૃત્તિઓમાં સમુદાયના અર્થને અને અવયવોના અર્થને પણ

જો જુદો સમજવામાં આવે તો (પરસ્પર) વિરુદ્ધ એવા ભેદ અને સંસર્ગ (રૂપ અર્થો) એક સાથે પ્રાપ્ત થશે (૨૧૮)

गौरखर, વગેરે સમુદાયમા અવયવના અર્થને જુદો સમજવામાં આવતો નથી જુદો સમજાય તો પણ તેને ધ્યાનમા લેવાતો નથી હવે જો અવયવાર્થને જુદો સમજવામા આવે તો गौर શબ્દ ગૌરત્વ દર્શાવશે અને खर શબ્દ ખરત્વસામાન્ય દર્શાવશે આ બ ને એક બીજાથી જુદા છે પરિણામે એક જ શબ્દમાથી, ભેદ અને સસર્ગ એમ બે રૂપે અવયવાર્થ પ્રાપ્ત થશે આ અયોગ્ય છે

कश्च साधनमात्रार्थानध्यादीन्परिकल्पयेत् ।
अप्रयुक्तपदश्चार्थो बहुव्रीहौ कथं भवेत् ॥२१९॥

(અધિશ્રિ વગેરે સમાસમા) अधि વગેરે (અવયવ)ને માત્ર સાધન (=અધિકરણ)-ના અર્થમા કોણ સમજશે ? બહુવ્રીહિ સમાસમા જેને માટે શબ્દનો પ્રયોગ થયો નથી એવા (અન્ય પદનો) અર્થ કેવી રીતે પ્રાપ્ત થશે ? (૨૧૯)

प्रज्ञुसंज्ञ्वाद्यवयवैर्नं चास्त्यर्थावधारणम् ।
तस्मात्सघात एवैको विशिष्टार्थनिबन्धनम् ॥२२०॥

प्रज्ञु (વાંકા ઢીંચણવાળો), संज्ञु (સીધા ઢીંચણવાળો) વગેરેમા ज्ञु વગેરે અવયવો વડે અર્થનો નિશ્ચય થતો નથી તેથી એકલો સમુદાય જ વિશિષ્ટ અર્થનું કારણ બને છે (૨૨૦)

गर्गा इत्येक एवायं बहुष्वर्थेषु वर्तते ।
द्वन्द्वसंज्ञोऽपि सङ्घातो बहूनामभिधायकः ॥२२१॥

गर्गाः (ગર્ગના બાળકો) એવો એક શબ્દ અનેક ગર્ગો એવા અર્થમા પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે દ્વન્દ્વ સમાસરૂપ સઘાત અનેકોનુ અભિધાન કરે છે (૨૨૧)

અહીંથી હવે દ્વન્દ્વ સમાસમા અખ ડ સઘાતાર્થ કેવી રીતે પ્રાપ્ત થશે તે દર્શાવવામાં આવ્યુ છે.

यथैकदेशे भुज्यादि प्रत्येकमवतिष्ठते ।
क्रियैव द्वन्द्ववाच्येऽर्थे प्रत्येकं प्रविभज्यते ॥२२२॥

જેમ भुज् (ખાવુ) વગેરે ધાતુઓ સમુદાયના દરેક અવયવની સાથે સબધને પ્રાપ્ત કરે છે તેમ દ્વન્દ્વ (સમાસ) વડે વાચ્ય બનતા અર્થમા, ક્રિયા, દરેકમાં વિભક્ત રીતે સબધ પામે છે (૨૨૨)

ब्राह्मणा भोज्यन्ताम् । (બ્રાહ્મણોને જમાડો)મા સમુદાયના એકેએકમા દરેક બ્રાહ્મણને જમાડવાની ક્રિયા લાગુ પડે છે અહીં प्रत्यवं वाक्यपरिसमाप्ति એવા નિયમનો આધાર

લીધો છે તે પ્રમાણે धवखदिरपलाशाः सिच्यन्ताम् । (ધવ, ખદિર અને પલાશ વૃક્ષોને પાણી છાંટો ) માં સિંચનરૂપ ક્રિયા, દ્વન્દ્વ સમાસના પ્રત્યેક પદ, ખદિર અને પલાશની સાથે સંબંધને પ્રાપ્ત કરે છે.

यच्च द्वन्द्वपदार्थस्य तच्छब्देन व्यपेक्षणम् ।
साऽपि व्यावृत्तरूपेऽर्थे सर्वनामसरूपता ॥२२३॥

દ્વન્દ્વ સમાસના એક પદના અર્થને દર્શાવવા માટે तद् સર્વનામનો જે ઉલ્લેખ થાય છે, તે તો સમાસના વિશિષ્ટ અર્થના સંદર્ભમાં સર્વનામ સાથે માત્ર સારૂપ્ય દર્શાવે છે. (૨૨૩)

जनपदतदवध्योश्च । (પા. સૂ. ૪.૨.૧૨૪, જનપદ અને તેની સીમા દર્શાવનારા વૃદ્ધ શબ્દ પછી વુન્ પ્રત્યય થાય છે.) માં तद्‌થી જનપદનો ઉલ્લેખ છે પરંતુ આ तद् વાસ્તવમાં तद् સર્વનામ નથી. તે તો સર્વનામ સાથે માત્ર સારૂપ્ય દર્શાવે છે. સમાસ તો અખંડ સંધાનરૂપ છે. એમાં અવયવની કલ્પના મિથ્યા છે.

यथा च खदिरच्छेदे भागेषु क्रमवाँश्छिदिः ।
तथा द्वन्द्वपदार्थस्य भागेषु क्रमदर्शनम् ॥२२४॥

જેમ ખદિર વૃક્ષને કાપવામાં (તે ક્રિયા અખંડ હોવા છતાં) કાપવાની ક્રિયા ક્રમપૂર્વક સમજાય છે તેમ દ્વન્દ્વ સમાસનાં પદોના અર્થોમાં (અખંડત્વ હોવા છતા) તેના અવયવોમાં ક્રમ દેખાય છે. (૨૨૪)

જેમ 'ખદિર વૃક્ષને કાપો' એના વાક્યમાં ખદિર અખંડ છે અને કાપવાની ક્રિયા પણ અખંડ છે છતાં પહેલાં છાલ, પછી અંતરછાલ, પછી અંદરનો ભાગ એમ ક્રમ દેખાય છે., તે પ્રમાણે धवखदिरपलाशा छिद्यन्ताम् । એવા સમાસમાં પહેલા દ્વન્દ્વ પદમાં ધવ, ખદિર, પલાશ વગેરે વૃક્ષોને છેદન કરવાનું કાર્ય અખંડ સમજવામાં આવતું હોવા છતાં પહેલાં ધવ, પછી ખદિર એવો ક્રમ દેખાય છે.

संङ्घैकदेशे प्रक्रान्तान्यथा सङ्घानुपातिनः ।
क्रियाविशेषान्मन्यन्ते स द्वन्द्वावयवे क्रमः ॥२२५॥

જેમ સમુદાયમા પ્રાપ્ત થતા ક્રિયાવિશેષોને સમુદાયના અવયવમાં પ્રવર્તતા માનવામા આવે છે તેમ દ્વન્દ્વ સમાસના અવયવો અંગે પણ તેવો ક્રમ સમજવામાં આવે છે. (૨૨૫)

બ્રાહ્મણોને જમાડો એવા શબ્દસમુદાયમાં જમાડવાની ક્રિયા, દક્ષિણા દાન વગેરે ક્રિયાવિશેષો, પ્રત્યેક બ્રાહ્મણ રૂપ એકદેશમાં પ્રવર્તતા સમજવામાં આવે છે તેમ દ્વન્દ્વ સમાસમાં પણ પ્રત્યેક અવયવમાં ક્રિયાનો બોધ સમજવામાં આવે છે.

प्रतिपादयता वृत्तिमबुधान्वाक्यपूर्विकाम् ।
वृत्तौ पदार्थभेदेन प्राधान्यमुपदर्शितम् ॥२२६॥

વિગ્રહવાક્ય સાથેની સમાસવૃત્તિનું અશિક્ષિતોને માટે પ્રતિપાદન કરીને સમાસમા પદોના અર્થભેદ વડે તેમના અર્થનું પ્રાધાન્ય દર્શાવવામા આવ્યું છે. (૨૨૬)

अभेदादभिधेयस्य नञ्समासे विकल्पितम् ।
प्राधान्य बहुधा भाष्ये दोषात्तु प्रक्रियागता ॥२२७॥

નઞ્ સમાસમા અર્થ અખંડ હોઈ, ભાષ્યમા (પૂર્વોત્તરપદનું) પ્રાધાન્ય અનેક પ્રકારે કલ્પવામા આવ્યુ છે તેને કારણે પ્રાપ્ત થતા દોષો (લૌકિક વિગ્રહવાક્ય-રૂપ) પ્રક્રિયાને કારણે છે (૨૨૭)

अब्राह्मण એવા નઞ્ સમાસમા પૂર્વ પદનું, ઉત્તર પદનું અને અન્ય પદનું એમ ત્રણ પ્રકારે પ્રાધાન્ય સમજવામા આવે છે આ પણ અબુધોને બોધ આપવા માટે શાસ્ત્રપ્રક્રિયા રૂપે છે

जहत्स्वार्थविकल्पे च सर्वार्थत्यागमिच्छता ।
बहुव्रीहिपदार्थस्य त्याग सर्वस्य दर्शित ॥२२८॥

જહત્સ્વાર્થા વૃત્તિ મતમા બધા પદોના અર્થના ત્યાગને ઇચ્છનારા આચાર્યે બહુવ્રીહિ સમાસના બધા પદોના અર્થનો ત્યાગ દર્શાવ્યો છે (૨૨૮)

સમાસમા જહત્સ્વાર્થા અને અજહત્સ્વાર્થા એવી બે વૃત્તિઓ સમજવામા આવી છે પહેલી વૃત્તિમા પદો પોતાના અર્થનો ત્યાગ કરે છે બીજીમા પદો પોતાના અર્થનો ત્યાગ કરતા નથી બહુવ્રીહિ સમાસમા બધા પદો તેમના અર્થનો ત્યાગ કર છે અને અન્ય પદનુ અભિધાન કરે છે

यत्र क्वचित्प्रकृत्यर्थ प्रत्ययनाभिधीयते ।
प्रकृतौ विनिवृत्ताया प्रत्ययार्थश्च धातुभि ॥२२९॥

વ્યાકરણશાસ્ત્રમા જ્યારે ધાતુ નિવૃત્ત થયો હોય ત્યારે કેટલેક સ્થળે ધાતુનો અર્થ પ્રત્યય વડે જણાવાય છે અને (કોઈક વાર) પ્રત્યયનો અર્થ ધાતુઓ વડે દર્શાવાય છે (૨૨૯)

ઇયાન્ એવા પદમા ધાતુ નિવૃત્ત થયો છે અને માત્ર પ્રત્યય જ અર્થપ્રતીતિ કરાવે છે ઘાતકમા પ્રત્યયની નિવૃત્તિ થતા તેનો અર્થ હન્ એવા ધાતુ વડે જણાવાય છે

यमर्थमाहतुर्भिन्नौ प्रत्ययावेक एव तम् ।
क्वचिदाह पचन्तीति धातुस्ताभ्यां विना क्वचित् ॥२३०॥

पचन्ति (એવા ક્રિયારૂપ)મા બે જુદા પ્રત્યયો જે એક અર્થ દર્શાવે છે તેને કોઈક સ્થળે તે પ્રત્યયોમાનો એક જણાવે છે, બીજે કેટલેક સ્થળે તે બે પ્રત્યયો વિના એકલો ધાતુ જ અર્થને દર્શાવે છે (૨૩૦)

पचन्ति એવા ક્રિયારૂપમા शप् અને तिङ् એવા બે જુદા પ્રત્યયો કર્તૃલક્ષણ અર્થ દર્શાવે છે જ્યારે अस्ति जुहोति વગેરેમા शप्નો લોપ થતા એકલો तिङ् અપેક્ષિત અર્થ દર્શાવે છે अहन्મા शप् કે तिङ् એવા બે પ્રત્યયો વિના એકલો हन् ધાતુ અપેક્ષિત અર્થ દર્શાવે છે

अन्वाख्यानस्मृतेर्ये च प्रत्ययार्था निबन्धनम् ।
निर्दिष्टास्ते प्रकृत्यर्था स्मृत्यन्तर उदाहृता ॥२३१॥

જે પ્રત્યયાર્થો (કોઈક) વ્યાકરણસ્મૃતિમા નિમિત્તરૂપે નિર્દેશાયા છે તે (પ્રત્યયાર્થો) અન્ય વ્યાકરણસ્મૃતિઓમા ધાતુના અર્થો તરીકે ઉદાહૃત થયા છે (૨૩૧)

प्रसिद्धेरुद्वमिकरीत्येवं शास्त्रेऽभिधीयते ।
व्यवहाराय मन्यन्ते शास्त्रार्थप्रक्रिया यत ॥२३२॥

उद्वमि, करि એવા શબ્દો વ્યાકરણશાસ્ત્રમા જ વપરાય છે કારણ કે શાસ્ત્રપ્રસિદ્ધ અર્થો અને તેની પ્રક્રિયા વ્યવહાર માટે જ સમજવામા આવી છે (૨૩૨)

उद्वमि, करि એવા શબ્દો उद्वमति (ઉલટી કરે છે), करोति (કરે છે) એવા લોકપ્રસિદ્ધ શબ્દોના પર્યાયો તરીકે વ્યાકરણશાસ્ત્રમા જ વપરાય છે

शास्त्रेषु प्रक्रियाभेदैरविद्यैवोपवर्ण्यते ।
अनागमविकल्पा तु स्वय विद्योपवर्तते ॥२३३॥

(વ્યાકરણ, વેદાન્ત વગેરે) શાસ્ત્રોમા જુદી જુદી ક્રિયાઓ વડે અવિદ્યા જ વર્ણવવામા આવે છે શાસ્ત્રે પ્રબોધેલા (પ્રકૃતિ પ્રત્યય વગેરે) વિકલ્પો વિનાની વિદ્યા પોતાની મેળે જ પ્રગટ થાય છે (૨૩૩)

અહી શાસ્ત્રો એટલે વ્યાકરણ, વેદાન્ત વગેરે શાસ્ત્રો આવા શાસ્ત્રો અને ઉપનિષદોમા જગતની ઉત્પત્તિ, બ્રહ્મ વગેરે અંગે, જુદા જુદા અર્થોવાળા મતાન્તરો પ્રાપ્ત થાય છે વ્યાકરણશાસ્ત્રમા અખંડ શબ્દતત્ત્વ જ સત્ય મનાયુ હોવા છતા પ્રકૃતિપ્રત્યયરૂપ વિકલ્પો સ્વીકારાયા છે, આવા મતાન્તરો અને વિકલ્પો કેવળ અવિદ્યાને જ જણાવે છે અવિદ્યાનો નાશ થતા ઉત્તરમળમાં આગમવિકલ્પો વિનાની અને શાસ્ત્રપ્રક્રિયારૂપી ગૂંચવણો વિનાની વિદ્યા આપોઆપ જ પ્રગટ થાય છે.

अनिबद्धं निमित्तेषु निरुपाख्यं फलं यथा ।
तथा विद्याप्यनाख्येया शास्त्रोपायेव लक्ष्यते ॥२३४॥

જેમ કાર્ય તેનાં કારણો સાથે નહિ જોડાયેલું વર્ણવી શકાતું નથી, તેમ વિદ્યા પણ અવર્ણ્ય હોઈ (વ્યાકરણ) શાસ્ત્રરૂપી ઉપાય વડે પ્રાપ્ત થતી હોય તેમ જણાવવામાં આવી છે. (૨૩૪)

શાસ્ત્રોપાયા શબ્દને शास्त्रं उपायः यस्याः सा એમ બહુવ્રીહિ સમાસ તરીકે અનુવાદમાં સમજાવવામાં આવ્યો છે.

પુણ્યરાજ शास्त्रोपायाનો અર્થ 'शास्त्रादुत्पन्ना 'શાસ્ત્રમાંથી ઉત્પન્ન થતી નથી છતાં તેમાંથી ઉત્પન્ન થઈ હોય ' તેમ દર્શાવે છે.

यथाभ्यासं हि वागर्थे प्रतिपत्तिः समीहते ।
स्वभाव इव चानादिर्मिथ्याभ्यासो व्यवस्थितः ॥२३५॥

શબ્દો અને તેમના અર્થના જ્ઞાન માટે (શાસ્ત્રનો) અભ્યાસ જ મદદરૂપ બને છે. તે શાસ્ત્રાભ્યાસ મિથ્યા હોવા છતાં, (ગુરુપરંપરાને કારણે) અનાદિ હોઈને જાણે સ્વાભાવિક હોય તેમ પ્રસ્થાપિત થયો છે. (૨૩૫)

વ્યાકરણશાસ્ત્રના અભ્યાસથી શબ્દો અને તેમના અર્થોનો બોધ પ્રકૃતિપ્રત્યયની અપોદ્ધારરૂપ પ્રક્રિયાની મદદથી થાય છે. આવો પ્રક્રિયાભેદ આત્યંતિક દૃષ્ટિએ મિથ્યા અને અવિદ્યાત્મક હોવા છતાં અભ્યાસાર્હ છે.

બીજી પંક્તિના પુણ્યરાજના વ્યાખ્યાન "स चानादिरभ्यासो *मिथ्याभूत एव स्वाभाविक इव* प्रतिभाति । ને અનુસરીને અનુવાદ આપવામાં આવ્યો છે. આ વ્યાખ્યાનમાં *मिथ्याभूत एव स्वाभाविक इव* એવો અન્વયમાં અર્થનું દૂરાકૃષ્ટત્વ પ્રાપ્ત થાય છે એમ લાગવાનો સંભવ હોવા છતાં स अभ्यासः (पदार्थानां) अनादित्वभाव इव मिथ्या व्यवस्थितः । એવા અન્વયનો અને તે પ્રમાણે અર્થનો આશ્રય કરવામાં આવ્યો નથી, કારણ કે તેથી પદાર્થોનો અનાદિ સ્વભાવ મિથ્યા છે એવું અસ્પષ્ટ કથન પ્રાપ્ત થશે.

उत्प्रेक्षते सावयवं परमाणुमपण्डितः ।
तथावयविनं युक्तमन्यैरवयवैः पुनः ॥२३६॥

શાસ્ત્રના અભ્યાસ વિનાની વ્યક્તિ પરમાણુને અવયવવાળો અને અવયવીને (તેના ન હોય એવા) બીજા અવયવો સાથે જોડાયેલો કલ્પે છે. (૨૩૬)

घटादिदर्शनाल्लोकः परिच्छिन्नोऽयमीयते ।
समारम्भाच्च भावानामादिमद् ब्रह्म शाश्वतम् ॥२३७॥

ઘડો વગેરે (પરિમાણવાળા) પદાર્થોના દર્શનથી જગતને પરિમાણવાળું સમજવામાં આવે છે અને પદાર્થોના આરંભ (મધ્ય વગેરે)ને કારણે નિત્ય બ્રહ્મને (ખોટી રીતે) આરંભવાળું સમજવામાં આવે છે. (૨૩૭)

उपायाः शिक्षमाणानां बालानामपलापनाः ।
असत्ये वर्त्मनि स्थित्वा ततः सत्यं समीहते ॥२३८॥

(શાસ્ત્રનિશ્રિત) ઉપાયો, શિક્ષણ પામતા અલ્પજ્ઞાનીઓ માટે પ્રતારણા જ સમજવા જોઈએ. (શાસ્ત્રપ્રક્રિયા રૂપી) અસત્ય માર્ગનું અનુસરણ કરતાં કરતાં અંતે (વ્યક્તિ) સત્ય (રૂપ શબ્દબ્રહ્મ)ને પ્રાપ્ત થાય છે. (૨૩૮)

अन्यथा प्रतिपद्यार्थं पदग्रहणपूर्वकम् ।
पुनर्वाक्ये तमेवार्थमन्यथा प्रतिपद्यते ॥२३९॥

(કોઈ એક વાક્યમાં) પદગ્રહણપૂર્વક (તેના) અર્થને અમુક રીતે સમજીને ફરીવાર તે જ અર્થને તે વાક્યમાં જુદી રીતે સમજવામાં આવે છે. (૨૩૯)

જો પદો અને તેમનો અર્થ સ્વતંત્રરૂપે સત્ય હોય અને અખંડ વાક્ય અને વાક્યાર્થ અસત્ય હોય તો પદોના અર્થને સમજ્યા પછી વાક્યનો અર્થ પણ તે પ્રમાણે જ હોવો જોઈએ પરંતુ પદોનો અર્થ જુદો હોય અને વાક્યમાં સમુચ્ચય પામેલ પદોનો અખંડ વાક્યાર્થ જુદો હોય એવું બને છે, તેથી અખંડ વાક્ય અને વાક્યાર્થ જ સત્ય છે એમ સમજવું જોઈએ.

उपात्ता बहवोऽप्यर्था येष्वन्ते प्रतिषेधनम् ।
क्रियते ते निवर्तन्ते तस्मात्तांस्तत्र नाश्रयेत् ॥२४०॥

(વાક્યમાં) પદોના પ્રાપ્ત થતા અનેક અર્થોમાંથી અંતે જેમનો (વાક્યાર્થ વડે) પ્રતિષેધ કરવામાં આવે છે તે (વાક્યાર્થબોધરૂપી કાર્યમાંથી) નિવૃત્ત બને છે. તેથી તે અર્થોનો આશ્રય કરવો જોઈએ નહિ (૨૪૦)

वृक्षो नास्तीति वाक्यं च विशिष्टाभावलक्षणम् ।
नार्थेन बुद्धौ सम्बन्धो निवृत्तेरवतिष्ठते ॥२४१॥

वृक्षः नास्ति । (વૃક્ષ નથી) એવું વાક્ય વિશિષ્ટ અભાવ દર્શાવે છે. (વૃક્ષ એવા) નિષેધ્ય અર્થ સાથેનો (ન એવા) નિષેધનો સંબંધ બુદ્ધિમાં દૃઢ બનતો નથી (૨૪૧)

वृक्षः नास्ति । "વૃક્ષ નથી" એવા અખંડ વાક્યમાં 'વૃક્ષનો અભાવ' વાક્યાર્થ છે એમ માનીને અખંડત્વનો અભાવ સમજવાનો નથી, પરંતુ તે વૃક્ષના અભાવનો બોધ માત્ર છે એમ સમજવું જોઈએ.

विच्छेदप्रतिपत्तौ च यद्यस्तीत्यवधार्यते ।
अशब्दवाच्या सा बुद्धिर्निवर्त्येत स्थिता कथम् ॥२४२॥

(વાકયને) પદચ્છેદપૂર્વક સમજતા (વૃક્ષ) છે એવુ જ્ઞાન જો પ્રાપ્ત થતુ હોય તો શબ્દથી વાચ્ય ન બનતુ તે જ્ઞાન (નકાર વડે) કેવી રીતે નિવૃત્ત બને? (૨૪૨)

'વૃક્ષ છે' એવુ વાક્ય પદચ્છેદપૂર્વક સમજતા વૃક્ષના અસ્તિત્વનો ખ્યાલ આવે છે બીજા કોઈ પદની તેમા જરૂર પડતી નથી 'વૃક્ષ नास्ति'-એવા વાક્યમાનો નકાર આવા અસ્તિત્વનો નિષેધ કરે છે પરતુ અખડવાકયાર્થમતમા કોઈ પદ વૃક્ષના અસ્તિત્વને નકારી શકતુ નથી નકાર પણ નહિ પુણ્યરાજ જણાવે છે કે નમર, શબ્દ વડે વાચ્ય અર્થનો જ પ્રતિષેધ કરે છે શબ્દ ઉપર આધાર ન રાખતા જ્ઞાનનો પ્રતિષેધ નઞ કેવી રીતે કરી શકે?

अथ यज्ज्ञानमुत्पन्न तन्मिथ्येति नञा कृतम् ।
नञो व्यापारभेदेऽस्मिन्नभावावगति कथम् ॥२४३॥

જો (વૃક્ષના) અસ્તિત્વ અગે ઉત્પન્ન થયેલુ જ્ઞાન નકાર વડે મિથ્યા જણાવવામા આવે તો નકારના કાર્યને આમ જુદી રીતે સમજતા (વૃક્ષ નથી એવા વાકયમાથી) વૃક્ષના અભાવનો બોધ કેવી રીતે થશે? (૨૪૩)

निराधारप्रवृत्तौ च प्राक्प्रवृत्तिर्नञो भवेत् ।
अथाधार स पश्चास्य नियमार्था श्रुतिर्भवेत् ॥२४४॥

નઞની પ્રવૃત્તિ કોઈ (વૃક્ષશબ્દ જેવા) આધારની અપેક્ષા વિના થતી હોય તો, તેવી કાર્યપ્રવૃત્તિ (નઞના વાચકપદની) પહેલા થવી જોઈએ હવે (તેનો) આધાર (એવો વૃક્ષ શબ્દ) જ તેનો પ્રતિયોગી (= નિષેધ) હોય તો (નિષેધવાચક) શબ્દનો પ્રયોગ નિયમાર્થ થશે (૨૪૪)

नियमद्योतनार्था वाप्यनुवादोऽथवा भवेत् ।
कश्चिदेवार्थवास्तत्र शब्द शेषास्त्वनर्थका ॥२४५॥

અથવા તે (નઞ્શ્રુતિ=નઞ્ વાચકશબ્દ) નિયમનુ દ્યોતન કરનાર થશે અથવા પુનકથન થશે (वृक्ष नास्ति એના વાકયમા પદવિચ્છેદથી અર્થગ્રહણુ માનતા) કોઈ એક (નઞ) પદ અર્થવાન થશે અને બાકીના શબ્દો અનર્થક થશે (૨૪૫)

विरुद्ध चाभिसबन्धमुदाहार्यादिभि कृतम् ।
वाक्ये समाप्ते वाक्यार्थमन्यथा प्रतिपद्यते ॥२४६॥

उदहारि વગેરે શબ્દો (વાકયની સમપ્તિ પહેલા) પરસ્પર વિરુદ્ધ અર્થમ બધને પ્રાપ્ત થતા સમન્વય છે, પરતુ વાકય સમાપ્ત થતા વાકયનો અર્થ જુદી રીતે સમજાય છે (૨૪૬)

अनड्वाहमुदहारि या त्वं हरसि शिरसा कुम्भं भगिनि साचीनमभिधावन्तमद्राक्षीः । (મ. ભા. ૧.૧.૫૮,વા૧) એવા શબ્દસમૂહમાં શબ્દોના અર્થો પરસ્પર વિરુદ્ધ જણાય છે, પરંતુ વાક્ય સમાપ્ત થતાં "પાણી લાવનારી હે બહેન, જૂનો ઘડો મસ્તક ઉપર ધારણ કરનારી તેં, આમતેમ દોડતા બળદને જોયો" એવો વ્યવસ્થિત અર્થ પ્રાપ્ત થશે.

स्तुतिनिन्दाप्रधानेषु वाक्येष्वर्थो न तादृशः ।
पदानां प्रविभागेन यादृशः परिकल्प्यते ॥२४७॥

સ્તુતિ અને નિન્દાનો અર્થ જેમાં મુખ્ય હોય તેવાં વાક્યોમાં, પદોના વિચ્છેદ વડે જેવો અર્થ પ્રાપ્ત થાય છે તેવો અર્થ પ્રાપ્ત થતો નથી. (૨૪૭)

इन्दोर्लक्ष्म...વગેરે શ્લોકને રજૂ કરીને પુણ્યરાજ સમજાવે છે કે કોઈક વાક્યમાં અખંડ વાક્યાર્થ લેતાં સ્તુતિપ્રધાન અર્થ સમજાય છે, हे हेलाजित बोधिसत्त्व....(કુન્તક : वक्रोक्तिजीवित પૃ. ૫૧) શ્લોકને રજૂ કરીને તે જણાવે છે કે અહીં અખંડ વાક્યાર્થ સમજતાં નિન્દાપ્રધાન અર્થ સમજાય છે પરંતુ વિચ્છિન્ન પદો વડે પ્રશસ્તિનો અર્થ સમજાય છે

अथासंसृष्ट एवार्थः पदेषु समवस्थितः ।
वाक्यार्थस्याभ्युपायोऽसावेकस्य प्रतिपादने ॥२४८॥

અથવા પદોમાં (પરસ્પર) અસંબદ્ધ એવો અર્થ રહેલો છે, અને તેવો (અર્થ) અખંડ વાક્યાર્થનું પ્રતિપાદન કરવામાં કારણરૂપ બને છે. (૨૪૮)

અહીં પદવાદીની દલીલને ફરી વાર રજૂ કરવામાં આવી છે.

पूर्वं पदेष्वसंसृष्टो यः क्रमादुपचीयते ।
छिन्नग्रथितकल्पत्वात्तद् विशिष्टतरं विदुः ॥२४९॥

(પરંતુ) પહેલાં પદોમાં (પરસ્પર) અસંબદ્ધ રહેલો જે અર્થ ક્રમે ક્રમે (અન્ય પદો સાથે જોડાઈને) વૃદ્ધિ પામતાં રચાય છે તેને, (પહેલાં) છોડીને ફરી બાંધેલ પદાર્થના જેમ, અત્યંત જુદો સમજવામાં આવે છે. (૨૪૯)

પુણ્યરાજની ટીકામાં આ કારિકાનો જે અર્થ દર્શાવ્યો છે તે પ્રમાણે छिन्नग्रथित-कल्पत्वात्तद्विशिष्टतरं विदुः । એવો પાઠ છે. પહેલાં અસંસૃષ્ટ એવો પદોનો અર્થ ક્રમે ક્રમે વૃદ્ધિ પામીને એકાર્થરૂપે રચાય છે, ત્યારે તે પદોના અર્થથી જુદો હોય છે એમ માનવું જોઈએ. તોડેલું કોડિયું તેના ટુકડા સાંધી લેવાતાં આખું બને છે પરંતુ બંને વચ્ચે ભેદ છે જ. પૂના સંપાદનનો પાઠ न विशिष्टतरं विदुः સ્વીકારતાં તોડેલું કોડિયું અને આખું કોડિયું એમ બે વચ્ચે ભેદ નથી એ પ્રમાણે અસંસૃષ્ટ પદોનો અર્થ જુદો સમજવો જોઈએ નહીં.

एकमाहुरनेकार्थं शब्दमन्ये परीक्षकाः ।
निमित्तभेदादेकस्य सार्वार्थ्यं तस्य भिद्यते ॥२५०॥

બીજા પરીક્ષકો જણાવે છે કે એક શબ્દના અનેક અર્થો હોય છે. (જુદાં જુદાં) કારણોને લીધે (તે) એક શબ્દની બધા અર્થો દર્શાવવાની શક્તિ જુદી સમજાય છે. (૨૫૦)

અત્યાર સુધી વાક્ય એટલે પદસમૂહ અને વાક્યાર્થ એટલે પદોનો અર્થ એવા પક્ષનું અનેક રીતે ખંડન કરવામાં આવ્યું. વ્યાકરણશાસ્ત્ર કોઈ વિશિષ્ટ તત્ત્વદર્શન ઉપર ભાર મૂકતું નથી પરંતુ શબ્દના સાધુત્વબોધન માટે બધાં દર્શનોનો ઉપયોગ કરે છે, તેથી તે કોઈ એક ચોક્કસ માર્ગનો આશ્રય કરતું નથી (सर्वपार्षदं ह्येदं शास्त्रम् । तत्र नैकः पन्था शक्य आस्थातुम् ।) હેલારાજ પણ અન્યત્ર જણાવે છે કે અમે કોઈ દર્શનવિશેષની ચર્ચા અહીં કરી નથી પરંતુ શબ્દવ્યવહારમાં જે ઉપકારક છે તેને તપાસવાનું અમારું કાર્ય છે (नास्माभिर्दर्शनविवेकः प्रारब्ध किन्तु शाब्दे व्यवहारे यदङ्गं तत्परीक्ष्यम् ।) प्रकीर्णप्रकाश
—પૃ. ૨૧૪, બનારસ.

આવા શાસ્ત્રીય વ્યવહાર માટે વાક્યમાંથી અપોદ્ધૃત કરીને પદોને જુદાં સમજી તે પદોના અર્થો વિષે હવે ચર્ચા કરવામાં આવશે. આ અંગે ચાર મતો છે; (૧) એક શબ્દ અનેક અર્થો દર્શાવે છે, (૨) એક શબ્દ તેના જુદા જુદા અર્થો સાથે જુદો સમજાય છે, (૩) પદો અને તેમનો અર્થ મિથ્યા છે અને (૪) પદો અને તેમનો અર્થ સત્ય છે. આ ચાર મતોના દરેકના શબ્દોપચાર, સ્વરૂપાર્થ અને બાહ્યાર્થ એમ ત્રણ વિભાગો છે. આમ બાર મતો થયા એક શબ્દના અનેક અર્થો છે એવા મતનો આશ્રય કરીને હવે આ કારિકાથી શરૂ કરી ગૌણાર્થ અને મુખ્યાર્થનો વિચાર કરવામાં આવશે.

यौगपद्यमतिक्रम्य पर्याये व्यवतिष्ठते ।
अर्थप्रकरणाभ्यां वा योगाच्छब्दान्तरेण वा ॥२५१॥

અન્ય શબ્દોના અર્થ અથવા (સ્થાન) સંદર્ભ અથવા બીજા શબ્દો સાથેના સંબંધને કારણે, શબ્દ, એક સાથે બધા અર્થો દર્શાવવાને બદલે એક સમયે એક અર્થમાં જાણીતો બને છે. (૨૫૧)

અહીં अर्थप्रकरणाभ्याम् માંના અર્થ શબ્દને પદના અર્થ તરીકે સમજવામા આવ્યો છે, સરખાવો वाक्यात्प्रकरणात् વગેરે અને अर्थः प्रकरणं लिङ्गम् વગેરે વા. પ. ૨.૩૧૪, 'પ્રયોજન' એવો अम्बाकर्त्री એ આપેલ અર્થ અહીં સ્વીકાર્યો નથી.

यथा सास्नादिमान्पिण्डो गोशब्देनाभिधीयते ।
तथा स एव गोशब्दो वाहीकेऽपि व्यवस्थितः ॥२५२॥

જેમ ગોદડી વાળો (માંસ) પિંડ 'ગાય' એવા શબ્દ વડે ઓળખાય છે તેમ તે જ 'ગાય'શબ્દ વાહીક એવા અર્થમાં જાણીતો બને છે. (૨૫૨)

सर्वशक्तेस्तु तस्यैव शब्दस्यानेकधर्मणः ।
प्रसिद्धिभेदाद्गौणत्वं मुख्यत्वं चोपजायते ॥२५३॥

અનેક ધર્મોવાળા અને (અર્થ દર્શાવવાની) બધી શક્તિઓવાળા તે ('ગાય' એવા) શબ્દના (અર્થોના) જુદા જુદા વપરાશ પ્રમાણે (તેનું) ગૌણત્વ અને મુખ્યત્વ ઉત્પન્ન થાય છે. (૨૫૩)

सर्वशक्तेः અને अनेकधर्मणः એવા શબ્દોને પુણ્યરાજ અને अम्बाकर्त्री પ્રમાણે પર્યાય સમજવામાં આવ્યા છે આમ અમે સ્વીકારતા નથી. આ કારિકામાં એકશબ્દદર્શન એવા

મતનું અનુસરણ કરવામાં આવ્યું છે. ગો શબ્દ અનેક ધર્મોવાળો અને અર્થ દર્શાવવાની અનેક શક્તિઓવાળો છે. તે 'ગાય' નામના પશુવિશેષના અર્થમાં મુખ્યરૂપે વપરાય છે અને વાહીક એવા વ્યક્તિવિશેષમાં ગૌણરૂપે વપરાય છે આવા ગૌણત્વ અને મુખ્યત્વનો આધાર પ્રસિદ્ધિવિશેષ છે.

एको मन्त्रस्तथाध्यात्ममधिदैवमधिक्रतु ।
असङ्करेण सर्वार्थो भिन्नशक्तिरवस्थितः ॥२५४॥

બધા અર્થોવાળો અને (અર્થદર્શનની) જુદી જુદી શક્તિઓવાળો એક (જ) મન્ત્ર (નિયત અર્થવાળો હોવાથી તેના અર્થકાર્યોમાં) અસ્પષ્ટ બન્યા વિના આત્મા, દેવ અને યજ્ઞ (એવા અર્થો સાથે) દઢ બને છે (૨૫૪)

गोत्वानुषङ्गो वाहीके निमित्तात्कैश्चिदिष्यते ।
अर्थमात्रं विपर्यस्तं शब्दः स्वार्थे व्यवस्थितः ॥२५५॥

કેટલાક (આચાર્યો કોઈક) કારણને લીધે વાહીકમાં ગોત્વના (આરોપવાળો) સંબંધ ઇચ્છે છે. (અહીં શબ્દ વડે દર્શાવાતો પદનો અર્થ બદલાયો છે. પોતાના (ગોત્વરૂપ) અર્થમાં તે નિયત રહ્યો છે. (૨૫૫)

तथा स्वरूपं शब्दानां सर्वार्थेष्वनुषज्यते ।
अर्थमात्रं विपर्यस्तं स्वरूपे तु श्रुतिः स्थिता ॥२५६॥

શબ્દોનું સ્વરૂપ તેના બધા અર્થો સાથે જોડાય છે (શબ્દથી દર્શાવાતા) માત્ર પદાર્થમાં ફેરફાર જણાય છે. (શબ્દનું તેના) સ્વરૂપમાં શ્રવણ નિયત રહે છે. (૨૫૬)

एकत्वं तु स्वरूपत्वाच्छब्दयोर्गौणमुख्ययोः ।
प्राहुरत्यन्तभेदेऽपि भेदमार्गानुसारिणः ॥२५७॥

(શબ્દોના) અનેકત્વને સ્વીકારનારા (આચાર્યો) ગૌણ (અર્થવાળા) અને મુખ્ય (અર્થવાળા) શબ્દો વચ્ચે અત્યંત ભેદ હોવા છતાં (તેમના સ્વરૂપના એકત્વ)ને કારણે (તેમનું) એકત્વ છે, એમ જણાવે છે.

सामिधेन्यन्तरं चैवमावृत्तावनुषज्यते ।
मन्त्राश्च विनियोगेन लभन्ते भेदमूहवत् ॥२५८॥

આ રીતે (વિચારતા સામિધેની સૂક્તમાંની ઋચાની) આવૃત્તિ (=પુનઃપાઠ) સાથે જુદી જુદી સામિધેની ઋચાઓ જોડાય છે. (લિંગ, વચન અને વિભક્તિના) ફેરફારથી મન્ત્રો જેમ જુદા સમજાય છે તેમ તેમના જુદા વપરાશને કારણે જુદા સમજાય છે (૨૫૮)

એકેક મન્ત્ર બોલતાં બોલતાં એકેક સમિધ અગ્નિમાં હોમવામાં આવે છે આ ક્રિયા સાથે સંકળાયેલા મન્ત્રોને સામિધેની મન્ત્રો કહે છે આવા મન્ત્રો વાસ્તવમાં તેર હોવા છતાં પહેલી અને છેલ્લીને ત્રણ ત્રણ વાર ઉચ્ચારતા તેમની સંખ્યા સત્તર થાય છે (સપ્તદશ સામિધેન્યો ભવન્તિ । તૈ.સ ૬.૨.૭૧ અને ત્રિઃ પ્રથમામન્વાહ ત્રિરુત્તમામ । તૈ.સ ૨.૫.૭.૧)

વેદમન્ત્રો અથવા યજુસ્ જ્યાર નિશ્ચિત વિનિયોગથી જુદા વિનિયોગને પામે ત્યારે ઉચ્ચારણની આવશ્યકતા પ્રમાણે તેમના લિંગ, વિભક્તિ અને વચનમા ફેરફાર કરવામા આવે છે. તેને ઊહ કહે છે (प्रकृतौ समर्थाना विकारेषु सामर्थ्याभाव । आश्रयलिङ्गवचनभेदेन मन्त्र्यूह । महाभाष्यदीपिका (પૃ ૧ થી પૃ. ૮) મા ભર્તૃહરિએ અત્યત વિસ્તારથી ઊહ અગે ચર્ચા કરી છે. ક્યાં ઊહ કરવો અને ક્યા ઊહ ન કરવો તે અગે પ્રાચીન વચન રજૂ કરતા તે જણાવે છે.

अङ्गानि ज्ञातिनामानि उपमा चेन्द्रियाणि च ।
एतानि नोह गच्छन्ति अग्नौ प्रियपम हि तत् ॥

तान्याम्नायान्तराण्येव पठ्यते किञ्चिदेव तु ।
अनर्थकाना पाठो वा शेषस्त्वन्यः प्रतीयते ॥२५९॥

(વપરાશ અથવા આવૃત્તિથી ઋચાઓ તરીકે પ્રાપ્ત થતી) તે ઋચ ઓ બીજા વેદમન્ત્રો જ છે તેમાની કેટલીકનો વેદમા પાઠ પ્રાપ્ત થાય છે, અથવા (વિનિયોગ ન હોવાથી) અનર્થક જણાતા મન્ત્રોનો પાઠ પણ મળે છે. (તેમના દ્વારા) બાકીના બીજા (મન્ત્રો)નો બોધ થાય છે (૨૫૯)

शब्दस्वरूपमर्थस्तु पाठोऽन्यैरुपवर्ण्यते ॥२५९॥
अत्यन्तभेद• सर्वेषा तत्सम्बन्धात्तु तद्वताम् ॥२६०॥

બીજા આચાર્યો જણાવે છે કે મન્ત્રોના પાઠ વખતે મન્તનુ સ્વરૂપ તેનો અર્થ છે (તેથી) તે બધા મન્ત્રો એકબીજાથી અત્યત ભિન્ન છે. તે (મન્ત્રોના) સ્વરૂપ સાથેના સબધને કારણે તેવા સ્વરૂપવાળા (બીજા) મન્ત્રો પણ એકબીજાથી અત્યંત ભિન્ન છે (૨૬૦)

अन्या संस्कारसावित्री कर्मण्यन्या प्रयुज्यते ।
अन्या जपप्रबन्धेषु सा त्वेकैव प्रतीयते ॥२६१॥

(એક જ) ગાયત્રીમન્ત્ર ઉપનયન સસ્કારમાં વપરાય ત્યારે જુદો, યજ્ઞકાર્યમાં પ્રયોજાય ત્યારે જુદો અને (મન્ત્ર)જપકાર્યમાં વપરાય ત્યારે પણ જુદો લાગતો (તે વાસ્તવમા) એક જ સમજવામા આવે છે (૨૬૧)

अर्थस्वरूपे शब्दाना स्वरूपाद्वृत्तिमिच्छत• ।
वाक्यरूपस्य वाक्यार्थे वृत्तिरन्यानपेक्षया ॥२६२॥

શબ્દોના સ્વરૂપમાથી અર્થરૂપ પ્રવૃત્તિ ઇચ્છનારને વાક્યના અર્થની પ્રવૃત્તિ પણ બીજા કોઈની અપેક્ષા રાખ્યા વિના, વાક્યના સ્વરૂપને અધીન (સમજવી) (૨૬૨)

अनेकार्थत्वमेकस्य यै शब्दस्यानुगम्यते ।
सिद्ध्यसिद्धिकृता तेषा गौणमुख्यत्वकल्पना ॥२६३॥

એક શબ્દના અનેક અર્થો જેમના વડે સ્વીકારાય છે તેમના મનમા અર્થની પ્રસિદ્ધિ અથવા અપ્રસિદ્ધિને કારણે ગૌણમુખ્યની કલ્પના પ્રાપ્ત થાય છે (૨૬૩)

अर्थप्रकरणापेक्षो यो वा शब्दान्तरैः सह ।
युक्तः प्रत्याययत्यर्थं तं गौणमपरे विदुः ॥२६४॥

અર્થ, સ્થાન સંદર્ભ અથવા બીજા શબ્દો સાથેના સંબંધને કારણે, જે શબ્દ અર્થબોધ કરાવે છે તેને બીજા (આચાર્યો) ગૌણ (અર્થ દર્શાવતો) શબ્દ કહે છે.

એક શબ્દદર્શન અને અનેક શબ્દદર્શન એમ બંને મતને આ નિયમ સમાન રીતે લાગુ પડે છે.

शब्दस्योच्चारणे स्वार्थः प्रसिद्धो यस्य गम्यते ।
स मुख्य इति विज्ञेयो रूपमात्रनिबन्धनः ॥२६५॥

એકલો ઉચ્ચારાતાં, જેનો પોતાનો જાણીતો અર્થ સમજાય છે તે, માત્ર સ્વરૂપ ઉપર આધાર રાખનારા શબ્દને, મુખ્ય (અર્થ દર્શાવતો) કહેવામાં આવ્યો છે. (૨૬૫)

આ મત સંગ્રહકારનો છે. અહીં શુદ્ધ (એકલો) એટલે અર્થબોધ કરાવનાર વિશેષો અર્થાત્ અર્થ, સ્થાનસંદર્ભ કે શબ્દાન્તરસંબંધરૂપ પ્રયોજન વિનાનો.

यस्त्वन्यस्य प्रयोगेण यत्नादिव नियुज्यते ।
तमप्रसिद्धं मन्यन्ते गौणार्थाभिनिवेशिनम् ॥२६६॥

બીજા શબ્દના પ્રયોગને કારણે (અર્થપ્રકરણ રૂપ) પ્રયત્ન વડે જે પ્રયોજાય છે તે અપ્રસિદ્ધ અર્થવાળા શબ્દને ગૌણ અર્થ દર્શાવતો સમજવામાં આવે છે

स्वार्थे प्रवर्तमानोऽपि यस्यार्थे योऽवलम्बते ।
निमित्तं तत्र मुख्यं स्यान् निमित्ती गौण इष्यते ॥२६७

પોતાના (મુખ્ય) અર્થમાં પ્રયોજાતો જે ગોશબ્દ છે તે પણ (વાહીક એવા ગૌણ) અર્થનો (જ્યારે) આધાર રાખે છે ત્યારે મુખ્ય અર્થને નિમિત્ત અને ગૌણ અર્થને નિમિત્તી કહે છે. (૨૬૭)

पुरारादिति भिन्नेऽर्थे यौ वर्तेते विरोधिनि ।
अर्थप्रकरणापेक्षं तयोरप्यवधारणम् ॥२६८॥

એકબીજાથી જુદા અને વિરોધી અર્થોમાં વપરાતા પુરા (દૂરના સમયનું અથવા નજીકના સમયનું) અને આરાત્ (પાસે અથવા દૂર) શબ્દોના અર્થનો નિશ્ચય અર્થ અને સ્થાન-સંદર્ભની અપેક્ષા રાખે છે. (૨૬૮)

પુરા (દૂરના સમયનું અથવા નજીકના સમયનું) અને આરાત્ (પાસેનું અથવા દૂરનું) એવા પરસ્પર વિરુદ્ધ અર્થોમાં આ બે શબ્દો પ્રયોજાય છે, અહીં એમ માનવામાં આવશે કે અર્થ અને પ્રકરણ વડે તેમના અર્થનો નિર્ણય થાય છે અને પછી ગૌણમુખ્યાર્થ સમજાય છે. આ પૂર્વપક્ષ છે. આ કારિકાને પૂર્વપક્ષ રૂપે સમજવી જોઈએ, નહીં તો સર્વાઃ અગ્નિનો અગ્નિ શબ્દ નિરર્થક ઠરશે. પુણ્યરાજ અને અરફાવર્ગ આમાં પૂર્વપક્ષને જ્ઞાણ સમજીને ગૌણમુખ્યાર્થ માટે અર્થપ્રકરણાદિને જવાબદાર નહીં સમજવાં જોઈએ એમ માને છે.

वाक्यस्यार्थात्पदार्थानामपोद्धारे प्रकल्पिते ।
शब्दान्तरेण सम्बन्ध कस्यैकस्योपपद्यते ॥२६९॥

વાકયના અર્થમાથી પદોના અર્થના પૃથક્કરણની કલ્પના કરવામા આવતા (અવિદ્યમાન એવા) કયા પદનો (તેના) અન્ય પદ સાથે સબધ પ્રાપ્ત થશે ? (૨૬૯)

ગૌર્વાહીક એવા અખડ વાકય વડે વાહીક એવો અખડ પદાર્થ પ્રાપ્ત થાય છે હવે જો પદો અને તેમના અર્થને અસત્ય સમજવામા આવે તો અવિદ્યમાન એવા ક્યા પદનો તેવા અવિદ્યમાન અન્ય પદ સાથે સબધ પ્રાપ્ત થશે ? અને ગૌણ મુખ્યાર્થ વિભાગ પણ કેવી રીતે સમજાશે ? તેથી અખડ વાક્યાર્થ જ સત્ય છે એમ માનવુ જોઈએ

यच्चाप्येक पद दृष्ट चरितास्तिक्रिय क्वचित् ।
तद्वाकयान्तरमेवाहुर्न तदन्येन युज्यते ॥२७०॥

અને જે (ગૌ એવુ) પદ, છે (अस्ति) એવી ક્રિયાના (અર્થના) સનિવેશવાળુ કોઈવાર જણાય છે, તે (પદ)ને જુદુ વાક્ય કહેવામા આવે છે અને તે બીજા પદ સાથે જોડાતુ નથી (૨૭૦)

यच्च कोऽयमिति प्रश्ने गौरश्व इति चोच्यते ।
प्रश्न एव क्रिया तत्र प्रक्रान्ता दर्शनादिका ॥२७१॥

'આ કોણ' એવો પ્રશ્ન કરવામા આવતા, ગાય (છે) અથવા અશ્વ (છે) એમ જે કહેવામા આવે છે ત્યા દેખાય છે (दृश्यते) એવી ક્રિયા (નો અર્થ) પ્રશ્નમા જ શરૂઆતથી પ્રાપ્ત થાય છે (૨૭૧)

नैवाधिकत्व धर्माणा न्यूनता वा प्रयोजिका ।
आधिक्यमपि मन्यन्ते प्रसिद्धे न्यूनता क्वचित् ॥२७२॥

(પદાર્થના) ધર્મવિશેષોનુ અધિકત્વ કે ન્યૂનતા (ગૌણ-મુખ્યભાવ)ને નક્કી કરતા નથી (શબ્દની લોક) પ્રસિદ્ધિને આધારે કોઈવાર (વિશેષોના) અધિકત્વને ન્યૂનતા સમજવામા આવે છે (૨૭૨)

બીજી પક્તિના અન્વયને 'क्वचिदाधिक्य कुचिच्च न्यूनता (शब्दस्य) प्रसिद्धे कारण मन्यन्त ।' એ પ્રમાણે સમજતા 'શબ્દની પ્રસિદ્ધિનુ કારણ કોઈવાર ધર્મવિશેષોની અધિકતા અથવા ન્યૂનતા માનવામા આવે છે એવો અનુવાદ થશે.

जातिशब्दोऽन्तरेणापि जाति तत्र प्रयुज्यते ।
सम्बन्धिसदृशाद् धर्मात्त गौणमपरे विदु ॥२७३॥

બીજા આચાર્યો જણાવે છે કે ગોજાતિ એવો અર્થ દર્શાવતો ન હોવા છતાં ગોજાતિ માટે પ્રયોજાયેલો ગોશબ્દ (જાડ્ય વગેરે) સમાન ધર્મને કારણે ગૌણ અર્થ દર્શાવે છે (૨૭૩)

'ગો'માંના જાડ્યાદિ ધર્મોના વાહીકમાં રહેલા જાડ્ય વગેરે ધર્મો સાથે સાદૃશ્ય કારણે તે ગોશબ્દ વાહીક માટે વપરાય છે. આવા 'ગો' શબ્દને ગૌણ અર્થવાળો સમજવામાં આવે છે. વાસ્તવમાં ગૌણમુખ્યભાવનો આધાર ધર્મગત સાદૃશ્ય છે.

विपर्यासादिवार्थस्य यत्रार्थान्तरतामिव ।
मन्यन्ते स गवादिस्तु गौण इत्युच्यते क्वचित् ॥२७४॥

જ્યારે (શબ્દનો) અર્થ ભૂલથી બીજો સમજવામાં આવે છે ત્યારે 'ગો' વગેરે શબ્દોને કોઈક સ્થળે ગૌણ (અર્થવાળા) સમજવામાં આવે છે (૨૭૪)

नियताः साधनत्वेन रूपशक्तिसमन्विताः ।
यथा कर्मसु गम्यन्ते सीरासिमुसलादयः ॥२७५॥

क्रियान्तरेण चैतेषां भवन्ति न हि शक्तयः ।
रूपादेव तु तादर्थ्यं नियमेन प्रतीयते ॥२७६॥

तथैव रूपशक्तिभ्यामुत्पत्त्या समवस्थितः ।
शब्दो नियततादर्थ्यः शक्त्यान्यत्र प्रयुज्यते ॥२७७॥

જેમ નિયત આકાર અને શક્તિઓવાળા સીર (હળ), અસિ (તલવાર) મુસલ (સાંબેલુ) વગેરે શબ્દો ચોક્કસ કાર્યોમાં સાધનરૂપે સમજાય છે.

પરંતુ બીજી ક્રિયાઓ સાથે તેમની શક્તિઓ (કાર્યસિદ્ધિ કરનારી બનતી) નથી અને તેમના આકાર ઉપરથી જ તેમની (મૂળ) ક્રિયા (શક્તિઓ) નિયતરૂપે સમજાય છે;

તેમ આકાર અને શક્તિ વડે સહજ રીતે અર્થને પ્રાપ્ત કરનારો શબ્દ નિશ્ચિત શક્તિઓવાળો હોઈ (કાર્ય)શક્તિ વડે જુદા અર્થમાં પ્રયોજાય છે. (૨૭૫–૨૭૭)

ગૌણમુખ્યવ્યવહાર પદાર્થના રૂપ અને તેની શક્તિ ઉપર અવલંબે છે જ્યાં ગોદડી વગેરે રૂપ પ્રાપ્ત થાય ત્યાં 'ગો' શબ્દનો મુખ્યાર્થ 'ગાય' પ્રાપ્ત થશે. વાહીકમાં આવું રૂપ પ્રાપ્ત થવું ન હોવાથી ત્યાં ગૌણાર્થ થશે. જ્યાં દોહવું, ઘાસ ખાવું વગેરે શક્તિ પ્રાપ્ત થાય ત્યાં મુખ્યાર્થ અને અન્યત્ર ગૌણાર્થ થશે.

મી. સૂ. ૧.૧ ૨. औत्पत्तिकस्तु शब्दस्यार्थेन सबन्धः । માંના ઔત્પત્તિક: પદનો 'સહજ' એવો અર્થ સમજીને પુણ્યરાજ અહીં પણ ઉત્પત્ત્યાનો અર્થ સ્વભાવ વડે અર્થાત્ સહજ એવો અર્થ કરે છે.

श्रुतिमात्रेण यत्रास्य सामर्थ्यमवसीयते ।
मुख्यं तमर्थं मन्यन्ते गौणं यत्रोपपादितम् ॥२७८॥

સાંભળવા માત્રથી જ્યાં તે (શબ્દ)નું (અર્થ સાથે) સામર્થ્ય સમજાય છે, તે અર્થને મુખ્ય અને (સ્થાન સદર્શ વગેરે વડે) જેને સમજવામાં આવે તેને ગૌણ માનવામાં આવે છે (૨૭૮)

गोयुष्मन्महतां च्व्यर्थे स्वार्थादर्थान्तरे स्थितौ ।
अर्थान्तरस्य तद्भावस्तत्र मुख्योऽपि दृश्यते ॥२७९॥

ગો, યુષ્મત્ અને મહત્ (જેવા) શબ્દો, च्वी પ્રત્યયના કાર્યને લીધે તેમના પોતાના અર્થથી જુદો અર્થ જ્યારે દર્શાવે છે ત્યારે (વાહીક વગેરે) અન્ય અર્થની ગો વગેરે અર્થમાં પ્રાપ્તિ થાય છે અને ગૌણ અર્થ પણ મુખ્ય અર્થ બને છે (૨૭૯)

आगौ गौ समपद्यत गोऽभवत् ।, अत्व त्व सपद्यते त्वद्भवति ।, અને असमहान् महान्भूत महद्भूत (चन्द्रमा) । એવા ત્રણ ઉદાહરણોમાંથી પહેલા બેમાં ગોત્વ અને યુષ્મત્ત્વ, જે ગોરૂપ નથી અને યુષ્મદ્રૂપ નથી તેના ઉપર આરોપવામાં આવે છે' તેથી ગૌણાર્થતાપ્રાપ્ત થાય છે

महत्त्वं शुक्लभावं च प्रकृतिः प्रतिपद्यते ।
भेदेनापेक्षिता सा तु गौणत्वस्य प्रसाधिका ॥२८०॥

('અમહાન્ ચન્દ્ર' અને 'અશુક્લ પટ' ઉદાહરણોમાં અમહાન્ અને અશુક્લ એવી) પ્રકૃતિ મહત્ત્વ અને શુક્લત્વ પ્રાપ્ત કરે છે (વિકૃતિથી અભિન્ન હોવા છતાં) તે (પ્રકૃતિ વક્તા વડે) ભિન્ન મનાતી હોવાથી ગૌણત્વને સિદ્ધ કરનારી બને છે (૨૮૦)

अग्निसोमादयः शब्दा ये स्वरूपपदार्थकाः ।
संज्ञिभिः संप्रयुज्यन्तेऽप्रसिद्धेस्तेषु गौणता ॥२८१॥

(સ્વરૂપ પ્રમાણે અર્થવાળા જે અગ્નિ અને સોમ વગેરે (દેવતા વાચક) શબ્દો છે તે તેમના સંજ્ઞીઓ સાથે જોડાય છે તે (એ નામના છોકરાઓ એવા) પ્રસિદ્ધ અર્થમાં નહિ હોવાથી તેમનામાં ગૌણત્વ પ્રાપ્ત થાય છે (૨૮૧)

અગ્નિ અને સોમ જેવા શબ્દો, દેવો, એ નામની વ્યક્તિઓ અને નવજાત શિશુઓનાં નામ હોઈ શકે દેવોના નામ એ તેમનો મુખ્યાર્થ છે તેજસ્વિતા આહ્‌લાદકતા વગેરે ગુણોવાળી વ્યક્તિઓને માટે જ્યારે તે વપરાય ત્યારે શબ્દસ્વરૂપના સાદૃશ્યમૂલક અધ્યારોપને કારણે તે ગૌણાર્થવાચક બનશે. નવજાત શિશુઓ માટે વપરાય ત્યારે અન્યત્ર અપ્રસિદ્ધિ એ જ તેના વપરાશનું કારણ બનશે તેથી आने स्तुतस्तोमसोमाः । (पा सू ८ ३ ८२)થી સોમ પદમાંના સકારનો ષકાર થશે નહી (સરખાવો પુણ્યરાજ तत्र देवताया स्वरूपनिमित्तेषु संज्ञासु चैते मुख्यार्था एव । तत्र संज्ञाया गौणतेति । देवताया अग्निसोमादय, प्रथग्निमुपगता माणवके चाप्रसिद्धा इत्यत्रमप्रसिद्ध्या तेषां गौणार्थत्वमुच्यते न त्वध्यारोपेणेति बोद्धव्यम् । अनभ पत्वाप्रवृत्तिरिति ।

अग्निदत्तस्तु योऽग्नि स्यात् तत्र स्वार्थोपसर्जन ।
शब्दो दत्तार्थवृत्तित्वाद्गौणत्वं प्रतिपद्यते ॥२८२॥

અગ્નિદત્ત શબ્દ અગ્નિ એવા પદ વડે દર્શાવાતો હોય ત્યા પોતાના અગ્નિ-દેવ એવા મુખ્યાર્થને ગૌણ બનાવતો તે, દત્ત પદના અર્થને દર્શાવીને ગૌણાર્થનું પ્રતિપાદન કરે છે (૨૮૨)

निमित्तभेदात्प्रक्रान्ते शब्दव्युत्पत्तिकर्मणि ।
हरिश्चन्द्रादिषु सुटो भावाभावौ व्यवस्थितौ ॥२८३॥

શબ્દોની વ્યુત્પત્તિરૂપી કાર્ય જુદા જુદા નિમિત્તો પ્રમાણે કરવામા આવતાં હરિશ્ચન્દ્ર વગેરે શબ્દોમા સુટ્ આગમની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ નિશ્ચિત બને છે. (૨૮૩)

ऋष्यादौ प्राप्तसंस्कारो य शब्दोऽन्येन युज्यते ।
तत्रान्तरङ्ग संस्कारो बाह्येऽर्थे न निवर्तते ॥२८४॥

ઋષિ અર્થમાં (વ્યાકરણ)કાર્ય પ્રાપ્ત કરનાર જે (હરિશ્ચન્દ્ર)શબ્દ બીજા અર્થ (માણવક)સાથે જોડાય છે ત્યારે (અન્ય પદની અપેક્ષા નહીં રાખનાર સુટ્ આગમ રૂપી) અંતરંગ (વ્યાકરણ)સંસ્કાર, (માણવક એવા) બાહ્ય અર્થમા નિવૃત્ત થતો નથી (૨૮૪)

હરિશ્ચન્દ્ર ઋષિ જેવો માણવક એવા ગૌણ અર્થમા સુટ્ આગમ પ્રાપ્ત થશે. હરિશ્ચન્દ્ર નામનો માણવક એવા અર્થમા હરિચન્દ્ર શબ્દ વ્યાકરણસિદ્ધ ગણાય છે, અને ત્યા સુટ્ આગમ પ્રાપ્ત થતો નથી

अत्यन्तविपरीतोऽपि यथा योऽर्थोऽवधार्यते ।
यथासंप्रत्यय शब्दस्तत्र मुख्य प्रयुज्यते ॥२८५॥

મુખ્ય અર્થથી તદ્દન વિરુદ્ધ એવો જે અર્થ જ્યારે શબ્દ વડે જે પ્રમાણે જણાવાય છે, ત્યારે પણ, તેનો તે પ્રમાણે બોધ થતો હોવાથી, તે મુખ્યાર્થમા પ્રયોજવામા આવે છે. (૨૮૫)

શબ્દોના અર્થોમા ગૌણમુખ્યવિભાગ જેવુ કશુ હોતુ નથી, કારણ કે શબ્દના ઉચ્ચારણ સાથે જે અર્થ મનમા પ્રાપ્ત થાય, તે ભલે જુદો કે વિરુદ્ધ હોય પરંતુ તે તેનો મુખ્ય અર્થ જ સમજવો જોઈએ. (नैव एव शब्दार्थ । नास्ति कश्चिच्छब्देषु गौणमुख्य-विभाग । પુણ્યરાજ).

यद्यपि प्रत्ययाधीनमर्थतत्त्वावधारणम् ।
न सर्व. प्रत्ययस्तस्मिन्नसिद्ध इव जायते ॥२८६॥

શબ્દના અર્થતત્ત્વનો નિશ્ચય તેના બોધ ઉપર આધાર રાખતો હોવા છતાં તે યથાર્થ કે અયથાર્થ બધો બોધ તે અર્થ અંગે અસિદ્ધ હોય તેમ પ્રાપ્ત થતા નથી (૨૮૬)

दर्शनं सलिले तुल्यं मृगतृष्णादिदर्शनैः ।
भेदात्तु स्पर्शनादीनां न जलं मृगतृष्णिका ॥२८७॥

જળનું દર્શન મૃગજળ વગેરેના દર્શન જેવું જ હોય છે. પરંતુ સ્પર્શ વગેરેની ભિન્નતાને કારણે મૃગજળ જળ નથી. (૨૮૭)

"જળમાં (પદાર્થનું) દર્શન મૃગતૃષ્ણિકામાં (તેના) દર્શન જેવું જ હોય છે" એવો પહેલી પંક્તિનો અનુવાદ કરી શકાય.

यदसाधारणं कार्यं प्रसिद्धं रज्जुसर्पयोः ।
तेन भेदपरिच्छेदस्तयोस्तुल्येऽपि दर्शने ॥२८८॥

દોરડું અને સાપનો દેખાવ સરખો હોવા છતાં દરેકનું જે અસાધારણ કાર્ય જાણીતું છે તેના વડે બંનેના ભેદનો નિશ્ચય થાય છે. (૨૮૮)

प्रसिद्धार्थविपर्यासनिमित्तं यच्च दृश्यते ।
यस्तस्माल्लक्ष्यते भेदस्तदसत्यं प्रचक्षते ॥२८९॥

જાણીતા પદાર્થથી જુદા સમજાતા એવા પદાર્થનું જે દષ્ટિદોષરૂપી નિમિત્ત પ્રાપ્ત થાય છે તેને કારણે જે દ્રવ્યભેદ દેખાય છે તેને અસત્ય કહ્યો છે. (૨૮૯)

यच्च निम्नोन्नतं चित्रे सरूपं पर्वतादिभिः ।
न तत्र प्रतिघातादि कार्यं तद्वत्प्रवर्तते ॥२९०॥

ચિત્રમાં પર્વતો જેવી જે ઊંચી નીચી સ્થિતિ દેખાય છે ત્યાં તે પર્વતની જેમ પ્રતિરોધ વગેરે કાર્ય થતું નથી. (૨૯૦)

स्पर्शप्रवन्धो हस्तेन यथा चक्रस्य सन्ततः ।
न तथालातचक्रस्य विच्छिन्नं स्पृश्यते हि तत् ॥२९१॥

જેમ (સાચા) ચક્રની સાથે હાથનો સતત સ્પર્શ શક્ય છે તેમ અલાતચક્ર સાથે (તેવો સ્પર્શ) શક્ય નથી. વિચ્છિન્ન એવું તે ચક્ર સ્પર્શનો વિષય બને છે.(૨૯૧)

वप्रप्राकारतल्पैश्च स्पर्शनावरणे यथा ।
नगरेषु न ते तद्वद्गन्धर्वनगरेष्वपि ॥२९२॥

સાચાં નગરોમાં તેમના કોટ, કિલ્લા અને શિખરો સાથે સ્પર્શ અને તેમના વડે રક્ષણ જેમ શક્ય છે તેમ જાદુઈ નગરોમાં તે શક્ય નથી. (૨૯૨)

मृगपश्वादिभिर्यावानुपायैर्यः प्रसाध्यते ।
तावान्न मृन्मयेष्वस्ति तस्मात्ते विषयः कनः ॥२९३॥

સાચા હરણો, અને (બીજાં) પશુઓ વડે જેવું પ્રયોજન સિદ્ધ થાય છે તેવું માટીના બનાવેલાં તે (હરણાં અને પશુઓ) થી થતું નથી. તેથી તે માટીનાં હરણાં વગેરેના વાચક શબ્દો कन् પ્રત્યયના વિષય બને છે. (૨૯૩)

हरिणकान् विक्रीणीते । (તે માટીના હરણ વેચે છે), हस्तिकान् विक्रीणीते । (તે માટીના હાથીઓ વેચે છે) વગેરે ઉદાહરણોમાં તે ગૌણાર્થક શબ્દોને પ્રતિકૃતિનો અર્થ દર્શાવનારો कन् પ્રત્યય થાય છે ((इवे प्रतिकृतौ । पा सू ५।३।९६)

महानावीयते देश प्रसिद्धे पर्वतादिभि ।
अल्पदेशान्तरावस्थं प्रतिबिम्ब तु दृश्यते ॥२९४॥

સાચા પર્વત વગેરે વડે ઘણી જગા રોકાયામાં આવે છે, પરંતુ તેમનું પ્રતિબિંબ થોડી જગા રોકતું દેખાય છે (૨૯૪)

मरणादिनिमित्त च यथा मुख्या विषादय ।
न ते स्वप्नादिषु स्वस्य तद्वदर्थस्य साधका ॥२९५॥

જેમ સાચા ઝેર વગેરે મરણ વગેરેનું કારણ બને છે તેમ સ્વપ્ન વગેરેમાં તે પોતાના પ્રયોજનને સિદ્ધ કરતા નથી. (૨૯૫)

देशकालेन्द्रियगतैर्भेदैर्यद् दृश्यतेऽन्यथा ।
यथा प्रसिद्धिर्लोकस्य तथा तदवसीयते ॥२९६॥

દેશ, કાલ અને ઇન્દ્રિયોથી પ્રાપ્ત થતા ભેદ વડે જે અન્યથા દેખાય છે તે અંતે તો વ્યવહારમાં જે પ્રમાણે જાણીતુ હોય તે પ્રમાણે જ સમજાય છે (૨૯૬)

यच्चोपघातजं ज्ञान यच्च ज्ञानमलौकिकम् ।
न ताभ्यां व्यवहारोऽस्ति शब्दा लोकनिबन्धना ॥२९७॥

ભ્રમરૂપી દોષથી ઉત્પન્ન થયેલુ જે જ્ઞાન છે અને જે અલૌકિક જ્ઞાન છે તે બંને વડે વ્યવહાર પ્રવૃત્ત થતો નથી, (કારણકે) શબ્દો લોકવ્યવહારનુ કારણ છે (૨૯૭)

घटादिषु यथा दीपो येनार्थेन प्रयुज्यते ।
ततोऽन्यस्यापि सान्निध्यात् स करोति प्रकाशनम् ॥२९८॥
संसर्गिषु तथार्थेषु शब्दो येन प्रयुज्यते ।
तस्मात्प्रयोजकादन्यानपि प्रत्याययत्यसौ ॥२९९॥

જેમ ઘટપ્રકાશનરૂપી પ્રયોજન માટે દીવો ઘટ સાથે સંયોજાય છે ત્યારે, સાનિધ્યને કારણે, બીજા (વધારાના પદાર્થનુ) પણ તે પ્રકાશન કરે છે,

તેમ સંસર્ગવાળા અનેક અર્થોમાંથી જે અર્થ માટે શબ્દ સંયોજાય છે તે પ્રયોજક અર્થ ઉપરાત બીજા અર્થોનો પણ બોધ કરાવે છે (૨૯૮–૨૯૯)

ઘટને જાહેર કરવા માટે પ્રગટાવવામાં આવેલ દીવો ઘટ ઉપરાત દીવાલ, છત વગેરેને પણ જાહેર કરે છે, તે પ્રમાણે શબ્દના અનેક અર્થો હોવાથી જે અર્થ માટે પ્રયોજાય છે તે અર્થ ઉપરાત બીજા અર્થોનો પણ, તે શબ્દ, બોધ કરાવે છે

निर्मन्थनं यथाऽरण्योरग्न्यर्थमुपपादितम् ।
धूममप्यनभिप्रेत जनयत्येकसाधनम् ॥३००॥

तथा शब्दोऽपि कस्मिंश्चित्प्रत्याय्येऽर्थे विवक्षिते ।
अविवक्षितमप्यर्थं प्रकाशयति सन्निधे. ॥३०१॥

જેમ અગ્નિ ઉત્પન્ન કરવા માટે કરવામા આવેલ અરણિઓનું મથન, નહિ ઇચ્છેલા પણ એક જ (=સરખા) નિમિત્તવાળા ધુમાડાને પણ ઉત્પન્ન કરે છે,

તેમ કોઈક જ્ઞાતવ્ય અર્થની વિવક્ષા હોય ત્યારે ઉચ્ચારવામા આવેલો શબ્દ પણ સાંનિધ્યને કારણે, અવિવક્ષિત અર્થને સ્પષ્ટ કરે છે. (૩૦૦-૩૦૧)

यथैवात्यन्तसंसृष्टस्त्यक्तुमर्थो न शक्यते ।
तथा शब्दोऽपि सबन्धी प्रविवेक्तुं न शक्यते ॥३०२॥

જેમ કોઈ એક પદાર્થ સાથે ગાઢ સંબધમાં રહેલ (બીજા) પદાર્થનો ત્યાગ કરવો શક્ય નથી તેમ (મુખ્યાર્થ સાથે) સંબંધવાળો શબ્દ બીજા અર્થોનો ત્યાગ કરી શકતો નથી (૩૦૨)

व्यर्थाना सन्निधानेऽपि सति चैषा प्रकाशने ।
प्रयोजकोऽर्थः शब्दस्य रूपाभेदेऽपि गम्यते ॥३०३॥

અનુપયોગી (અર્થોનું) સાનિધ્ય હોવા છતાં અને તે અર્થો સ્પષ્ટ બનતા હોવા છતા અને શબ્દનુ સ્વરૂપ બદલાતું ન હોવા છતાં, શબ્દોચ્ચારણ માટે પ્રયોજક બનતો અર્થ (જ) સમજવામા આવે છે. (૩૦૩)

क्वचिद्गुणप्रधानत्वमर्थानामविवक्षितम् ।
क्वचित्सान्निध्यमप्येषा प्रतिपत्तावकारणम् ॥३०४॥

કેટલેક સ્થળે અર્થો અંગે ગૌણાર્થ અને મુખ્યાર્થ એવો વિભાગ વિવક્ષિત હોતો નથી અને બીજે સ્થળે તેવા અર્થોનું સાનિધ્ય પણ તેમના બોધ માટે કારણરૂપ બનતું નથી (૩૦૪)

* यच्चानुपात्तं शब्देन तत्कस्मिंश्चित्प्रतीयते ।
क्वचित्प्रधानमेवार्थो भवत्यन्यस्य लक्षणम् ॥३०५॥

શબ્દ વડે અવાચ્ય એવો અર્થ કેટલેક સ્થળે સમજાય છે અને કેટલેક સ્થળે મુખ્યાર્થ અન્ય (=ગૌણ) અર્થનું પ્રતિપાદન કરે છે (૩૦૫)

* आख्यातं तद्धितार्थस्य यत्किञ्चिदुपदर्शकम् ।
गुणप्रधानभावस्य तत्र दृष्टो विपर्ययः ॥३०६॥

(तेन दीव्यति વગેરે સૂત્રમા दिव्यति એવું) ક્રિયાપદ (આક્ષિક એવા પદમા) તાદ્ધત(ના અર્થના સંબધવાળા ક્રિયારૂપ અને કારકરૂપ) અર્થને દર્શાવે છે, ત્યા ગૌણાર્થ અને મુખ્યાર્થ એકબીજાથી વિરુદ્ધ ગમજાય છે. (૩૦૬)

तेन दीव्यति खनति जयति जितम् । (પા સૂ. ૪ ૪.૨) મા दिव्यति એવુ ક્રિયાપદ મુખ્યાર્થ દર્શાવે છે, તેથી અહીં दिव्यति आक्षिक । એમ સિદ્ધ થતો તદ્ધિતાન્ત શબ્દ પણ ક્રિયારૂપ મુખ્યાર્થ જ દર્શાવશે પરંતુ આમ બનતુ નથી दीव्यतिમા ક્રિયા મુખ્યાર્થ છે અને आक्षिक મા કર્તા મુખ્યાર્થ છે.

निर्देशे लिङ्गसंख्यानां सन्निधानमकारणम् ।
प्रमाणमेव ह्रस्वादावनुपात्तं प्रतीयते ॥३०७॥

(પ્રત્યયાર્થ અંગેના સૂત્રોમાં પ્રાપ્ત થતા) લિંગ અને સંખ્યાના ઉલ્લેખમાં સાંનિધ્ય, તેમના વ્યવહારમાં બોધ માટે કારણ બનતું નથી. (तस्यादित उदात्तमर्धह्रस्वम् । પા. સૂ. ૧.૨ ૩૨માંના) હ્રસ્વ શબ્દમાં, નિર્દેશ નહિ પામેલ 'માત્રા' એવું-પ્રમાણ સમજાય છે. (૩૦૭)

ભાવે । (પા. સૂ. ૩.૩.૧૮)માં પુલ્લિંગ અને એકવચન આનુષંગિક છે અને બંને એકબીજાની સાથે નિર્દેશાયાં છે, છતાં વ્યવહારમાં તો આવું એકબીજા સાથેનું સાંનિધ્ય તેમના બોધ માટે કારણરૂપ બનતું નથી, કારણ કે, વ્યવહારમાં पक्तिः, पाक., पाकाः એવા શબ્દો મળે છે. तस्यादित उदात्तमर्धह्रस्वम् । (પા સૂ. ૧.૨.૩૨)માં હ્રસ્વ શબ્દથી તેનો રૂઢ અર્થ માત્રા અને અર્ધહ્રસ્વ એટલે અર્ધી માત્રા સમજાય છે. આવું માત્રારૂપ પ્રમાણ સૂત્રમાં ઉલ્લેખ પામ્યું નથી પરંતુ રૂઢ હોઈને સ્પષ્ટ બને છે. (સરખાવો : अर्धमात्रमर्धह्रस्वमिति । મ. ભા ૧ ૨.૩૨ અને તે સૂત્ર ઉપરની હરદત્તકૃત काशिकाव्याख्यापदमञ्जरी: अत्रार्धह्रस्वपदेन अर्धमात्रा लक्ष्यते ।)

ह्रस्वस्यार्द्धं च यद् दृष्टं तत्तस्यासंनिधावपि ।
ह्रस्वस्य लक्षणार्थत्वात्तद्देवाभिधीयते ॥३०८॥

હ્રસ્વનું અર્ધું એમ જે કહેવાયું છે તે, દીર્ઘ અને પ્લુતનું સાંનિધ્ય ન હોવા છતાં (તેમના સંદર્ભને કારણે) તેની જેમ જ દીર્ઘ અને પ્લુતનું અર્ધું સમજવામાં આવે છે, કારણ કે હ્રસ્વનો ઉલ્લેખ (એકમાત્રાનો) લાક્ષણિક નિર્દેશ કરે છે (૩૦૮)

સરખાવો પુણ્યરાજ : अर्धह्रस्वमित्यनेनार्द्धमात्रा लक्ष्यते ह्रस्वग्रहणमतन्त्रमिति । तस्माद् ह्रस्वस्यात्र लक्षणार्थत्वाद् दीर्घप्लुतयोरप्यर्द्धमात्रोदात्ता भवतीत्यभिधीयते । यथा तस्य ह्रस्वस्यार्द्धं मात्रोच्यते तथा तदसंनिधौ दीर्घप्लुतयोरपीत्यर्थः ।

दीर्घप्लुताभ्यां तस्य स्यान्मात्रया वा विशेषणम् ।
जातेर्वा लक्षणाय स्यात्सर्वथा सप्तपर्णवत् ॥३०९॥

અથવા (હ્રસ્વપદ હ્રસ્વ ઉપરાંત) દીર્ઘ અને પ્લુત સ્વરોને પણ લાગુ પડશે. અથવા તે એક માત્રાનું વિશેષણ બનશે; અથવા સપ્તપર્ણ પદની જેમ અર્ધમાત્રા, જાતિરૂપી વિશિષ્ટતાનો બોધ કરાવશે. (૩૦૯)

પુણ્યરાજ સમજાવે છે તેમ અહીં અર્ધહ્રસ્વના ત્રણ અર્થ આપવામાં આવ્યા છે: (૧) હ્રસ્વ પદ હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત એમ ત્રણ સાથે સંબંધને પામે છે (૨) હ્રસ્વ એટલે માત્રા અને અર્ધહ્રસ્વ એટલે અર્ધમાત્રા અને (૩) અર્ધહ્રસ્વ શબ્દ અર્ધમાત્રારૂપ જાતિનો બોધ કરાવે છે. સપ્તપર્ણ શબ્દમાં સપ્ત સંખ્યારૂપી વિભાગ નથી અને સમગ્ર પદ અખંડ અર્થનો બોધ કરાવે છે, તેમ અર્ધહ્રસ્વ પણ અખંડ અર્થનો બોધ કરાવશે.

गन्तव्यं दृश्यतां सूर्य इति कालस्य लक्षणे ।
ज्ञायतां काल इत्येतत्सोपायमभिधीयते ॥३१०॥

જવાનું છે, સૂરજ જુઓ, એવાં વચનો વડે, કાલવિશેષનાં લક્ષણોનો બોધ થતાં, આવા ઉપાયપૂર્વક, "સમયને જાણી લો" એમ જણાવવામાં આવે છે. (૩૧૦)

विध्यत्यधनुषेत्यत्र विशेषेण निदर्श्यते ।
सामान्यमाश्रयः शक्तेर्यः कश्चित्प्रतिपादकः ॥३११॥

विध्यति अधनुषा । તે ધનુષ વિના વીંધે છે એવા સૂત્ર (વા.સૂ. ૪.૪.૮૩)માં (કરણ) વિશેષ (ના વાચક ધનુ.) પદ વડે વીંધવાની ક્રિયારૂપી શક્તિના આશ્રય એવા કોઈ સામાન્ય (ભાલો વગેરે સાધન) ને જણાવનારા શબ્દનો નિર્દેશ થાય છે. (૩૧૧)

અહીં કારિકા ૩૦૫ क्वचित्प्रधान...लक्षणम् । માંના સિદ્ધાન્તનું દૃષ્ટાંત રજૂ કરવામાં આવ્યું છે. અનુવાદ માટે विध्यति એવા ક્રિયારૂપને પા. સૂ. ૪.૪.૮૩ ઉપરના મ. ભા.ને અનુસરીને સ્વીકાર્યું છે. પુણ્યરાજના करणानिपेक्षपरायां चोदनायाम् । એવા શબ્દોને અનુસરીને કરવામાં આવેલ 'વીંધ' એવા આજ્ઞાસૂચક અર્થને સ્વીકાર્યો નથી.

काकेभ्यो रक्ष्यतां सर्पिरिति बालोऽपि चोदितः ।
उपघातपरे वाक्ये न श्वादिभ्यो न रक्षति ॥३१२॥

'કાગડાઓથી ઘીનું રક્ષણ કર' એમ જ્યારે છોકરાને કહેવામાં આવે ત્યારે કૂતરાં વગેરેથી તેનું રક્ષણ નહીં કરે એમ નહિ બને કારણ કે ખાઈ જનારાં (પશુ-પ્રાણીઓ) અંગેનું તેઓ આજ્ઞાવાચક સામાન્ય વચન છે. (૩૧૨)

प्रक्षालने शरावाणां स्थाननिर्मार्जनं तथा ।
अनुक्तमपि रूपेण भुज्यङ्गत्वात्प्रतीयते ॥३१३॥

તે પ્રમાણે, વાડકાને ધોવાની બાબતમાં (ભોજન) સ્થાનને સાફ કરવાનું, ચોક્કસ શબ્દો વડે કહેવામાં આવ્યું ન હોય તો પણ, ભોજનના ભાગ તરીકે (તે કરવાનું છે) એમ સમજાય છે (૩૧૩)

वाक्यात्प्रकरणादर्थादौचित्याद्देशकालतः ।
शब्दार्थाः प्रविभज्यन्ते न रूपादेव केवलात् ॥३१४॥

શબ્દોના અર્થો વાક્ય, પ્રકરણ, અર્થ, ઔચિત્ય, દેશ અને કાલ પ્રમાણે નક્કી કરવામાં આવે છે, ને (શબ્દો)ના માત્ર સ્વરૂપ ઉપરથી નહિ (૩૧૪)

આ કારિકાના વિચારને ભર્તૃહરિએ बृहद्देवता (૨.૧૧૮)માંથી સ્વીકાર્યો છે :
अर्थात्प्रकरणाल्लिङ्गादौचित्याद्देशकालतः ।
मन्त्रेष्वर्थविवेकः स्यादितरेष्विति च स्थितिः ॥

વાક્ય, પ્રકરણ, લિંગ અને અર્થ મીમાંસામાં જાણીતા છે (*મીમાંસાસૂત્ર ૩.૩.૧૪*)

**વાક્ય** : વાક્યના પર્યાલોચન ઉપરથી ક્રિયા, કારક અને કારકવિશેષણોના અર્થનો બોધ થાય છે. कटं करोति भीष्ममुदारं दर्शनीयम् । એવા વાક્યમાં करोति ક્રિયાનો સંબંધ कटम् સાથે છે. પરંતુ कटम् વિશેષણવિશેષ્યભાવથી भीष्म उदारं અને दर्शनीयं સાથે જોડાયેલ છે. તેથી વિશેષણશબ્દો પણ દ્વિતીયામાં મૂક્યા છે.

વ્યાકરણશાસ્ત્રમાં कर्मणि द्वितीया । (પા. સૂ. ૨.૩.૨), द्व्येकयोर्द्विवचनैकवचने । (પા. સૂ. ૧.૪.૨૨), अनभिहिते । (પા સૂ.૨.૩.૧.) વગેરે સૂત્રો જુદાં હોવા છતાં પ્રાતિપદિકને અનભિહિત કર્મ અર્થમાં એકવચન, દ્વિવચન વગેરે પ્રાપ્ત થાય છે એવી અર્થસંગતિ પ્રાપ્ત થશે.

**પ્રકરણ** : सैन्धवमानय । એવું વાક્ય ઉચ્ચારવામાં આવતા જો ભોજનનો સંદર્ભ હોય તો મીઠું લાવવામાં આવે છે અને સંગ્રામનો સંદર્ભ હોય તો અશ્વ લાવવામાં આવે છે.

અષ્ટાધ્યાયીમાં પ્રાપ્ત થતા ધાતુ અંગેના વિભાગમાં भूवादयो धातवः । (પા. સૂ. ૧.૩.૧) સૂત્રથી भू વગેરે ધાતુઓ કહેવાય છે એવો અર્થ સમજાઈને ક્રિયાનો ઘટક એવું ધાતુ પદ પ્રાપ્ત થાય છે, પરંતુ પૃથ્વી વગેરે તત્ત્વો, તાંબું વગેરે ધાતુઓ કે કફ વગેરે શરીરધાતુઓનો અર્થ મળતો નથી.

**અર્થ** : અહીં અર્થ એટલે પ્રયોજન નહિ પણ અભિધેયરૂપ શબ્દાર્થ. अञ्जलिना सूर्यमुपतिष्ठते । अञ्जलिना जुहोति । अञ्जलिना पूर्णपात्रमाहरति વગેરે વાક્યોમાં अञ्जलिना પદનો અર્થ जुहोति, उपतिष्ठते અને आहरतिના અર્થ પ્રમાણે જુદો જુદો પ્રાપ્ત થાય છે

શાસ્ત્રમાં पूरणगुणसुहितार्थ...(પા. સૂ. ૨.૨.૧૧)માં પૂરણ વગેરે અર્થવાચક પદો સાથે ષષ્ઠી સમાસ થતો નથી એવા અર્થગ્રહણને કારણે गदेङ् વર્ણોની પ્રાપ્તિ થશે નહિ.

**ઔચિત્ય** : તે તે પદાર્થોની ક્રિયાની યોગ્યતા ઉપરથી તે પદાર્થવાચક શબ્દના અર્થનો નિર્ણય થાય છે, જેમ કે મુસલનો અર્થ ખાંડવાનું સાધન, સીરનો અર્થ હળ, અને અસિનો અર્થ તલવાર થાય છે. पुंयोगादाख्यायाम् । ૪.૧.૪૮ સૂત્ર પ્રમાણે ग्रन्थ વગેરે શબ્દોનું પ્રવૃત્તિનિમિત્ત પુંલિંગમાં હોવાથી તે શબ્દો પુંલિંગી મનાયા છે. अश्वगामित्व વગેરે ભાવનો તેમાં નિમિત્ત છે, તેથી નિમિત્તત્વ અહીં ઔચિત્ય છે સરખાવો પુણ્યરાજ :

यश्च निम्बं परशुना यश्चैनं मधुसर्पिषा ।

यश्चैनं गन्धमाल्याभ्यां सर्वस्य कटुरेव सः ॥

શ્લોક રજૂ કરતાં સમજાવે છે કે અહીં યોગ્ય ક્રિયાપદો કાપે છે, છાંટે છે, પૂજે છે અને નિરાશા આપે છે, પ્રાપ્ત થશે. અહીં જુદાં જુદાં કારકપદોના ઔચિત્યને કારણે અર્થબોધ થશે.

**દેશ** : मथुरायाः प्राचीनादुदीचीनान्नगरादागच्छति ।

એવા વાક્યમાંથી પાટલિપુત્રનો બોધ થાય છે हरिः अरण्ये । हरिः द्वारिकायाम् । हरिः अमरावत्याम् । એવાં વચનોમાં દેશભેદને કારણે હરિશબ્દના અર્થમાં ભિન્નતા,-સિંહ, શ્રીકૃષ્ણ અને ઇન્દ્ર-પ્રાપ્ત થાય છે

**કાલ** : કાલ ઉપરથી પણ શબ્દાર્થનિર્ણય થાય છે, જેમ કે, द्वारम् એવો શબ્દ સાંભળનારો શ્રોતા, જો શિયાળો હોય તો તેને બંધ કરશે અને ઉનાળો હોય તો ઉઘાડશે.

संसर्गो विप्रयोगश्च साहचर्यं विरोधिता ।
अर्थः प्रकरणं लिङ्गं शब्दस्यान्यस्य संनिधिः ॥३१५॥

सामर्थ्यमौचिती देशः कालो व्यक्तिः स्वरादयः ।
शब्दार्थस्यानवच्छेदे विशेषस्मृतिहेतवः ॥३१६॥

સંસર્ગ, વિપ્રયોગ, સાહચર્ય, વિરોધ, અર્થ, સ્થાન–સંદર્ભ, (બીજા વાકયમાંથી) સૂચન અને અન્ય શબ્દનું સાંનિધ્ય;

સામર્થ્ય, ઔચિત્ય, દેશ, કાલ વ્યક્તિ, સ્વર વગેરે, જ્યારે શબ્દના અર્થનો ચોક્કસ નિર્ણય થતો ન હોય ત્યારે, વિશિષ્ટ અર્થનાં (નિર્ણાયક) કારણો બને છે. (૩૧૫–૩૧૬)

**સંસર્ગ** . એક શબ્દના બીજા શબ્દ સાથેના સંસર્ગથી અર્થનો નિશ્ચય થાય છે. सवत्सा धेनुः आनीयताम् । એટલે વાછરડા સાથે ગાયને લાવો એવો અર્થ થશે, પરંતુ सकिशोरा धेनु । सवर्करा धेनु । એ વાક્યોમાં किशोर અને बर्कर શબ્દોના સંસર્ગથી ઘોડી અને બકરી એવો અર્થ થશે सकरभा धेनु. । એટલે 'સાંઢણી' એવો અર્થ થશે

શાસ્ત્રમાં अवाद्ग्रः । (પા. સૂ ૧.૩.૫૧) પ્રમાણે अव ઉપસર્ગના સંસર્ગને કારણે નિગરણ અર્થવાળો गॄ ધાતુ જ સમજવામા આવે છે, અવાજ કરવો એ અર્થનો गॄ ધાતુ નહિ.

**વિપ્રયોગ** : विशङ्खचक्रो हरिः । એ ઉદાહરણમાં શંખનો હરિ અર્થાત્ વિષ્ણુ સાથે સબંધ હોવાથી શંખ અને ચક્ર વિનાના હરિ એવા વાક્યમા હરિનો અર્થ વિષ્ણુ થશે.

શાસ્ત્રમા भुजोऽनवने । (પા સૂ ૧ ૩.૬૬) એવા સૂત્ર પ્રમાણે अवन એટલે પાલન કરવું એવો અર્થ ન હોય ત્યારે આત્મનેપદમાં સમજાતા भुज ધાતુનો અર્થ ખાવુ એવો થશે

**સાહચર્ય** એક શબ્દના બીજા શબ્દ સાથેના સાહચર્યથી અર્થનિર્ણય થશે, જેમ કે, *रामलक्ष्मणौમાં लक्ष्मण શબ્દના સાહચર્યને કારણે राम શબ્દથી પરશુરામનો નહિ* પણ દશરથપુત્ર રામચંદ્રનો બોધ થશે.

વ્યાકરણમાં પણ विपराभ्यां जेः । (૧.૩.૧૯) માં वि અને परा ને સાહચર્યને કારણે ઉપસર્ગ માન્યા છે

**વિરોધિતા** : रामार्जुनौ શબ્દથી રામના વિરોધી એવા અર્જુનનો અર્થાત્ પરશુરામ અને તેમના વિરોધી સહસ્રાર્જુનનો બોધ થાય છે. દશરથપુત્ર રામચન્દ્ર અને કુંતિપુત્ર અર્જુનનો નહિ

**અર્થ** . અહીં અર્થ એટલે પ્રયોજન स्थाणुं भज भवच्छिदे । (સંસારબંધનને કાપવા શિવને ભજ) માં સંસારબંધચ્છેદ એવા પ્રયોજનને કારણે स्थाणु નો અર્થ શિવ થશે, થાંભલો નહિ નાગેશ અને બીજા વૈયાકરણો અહીં अर्थ ને અન્ય શબ્દનો અર્થ સમજે છે, અને અગાઉ આપ્યાં તે ઉદાહરણો, अञ्जलिना जुहोति વગેરે રજૂ કરે છે.

પ્રકરણ : પ્રકરણ એટલે સ્થાનસંદર્ભ. देव. जानाति सर्वम् । માં પરમાત્મા અથવા રાજા એવા અર્થોમાંથી સંદર્ભ પ્રમાણે અર્થ લેવાશે. અહીં અગાઉ આપેલ ઉદાહરણ, सैन्धवमानय । (મીઠું લાવ અથવા ઘોડો લાવ) માંથી આ વાત સ્પષ્ટ થશે.

લિંગ : અન્ય સ્થળ અર્થાત્ કથનમાંથી પ્રાપ્ત થતું સૂચન, એટલે લિંગ अक्ताः शर्कराः उपदधाति । (ચોપડેલા કાંકરા તે પાસે મૂકે છે) એવા વાક્યમાં अक्ताः પદથી શેનાથી ચોપડયા છે તે સ્પષ્ટ થતું નથી, પરંતુ तेजो वै घृतम् । એવા અન્ય વચન ઉપરથી ઘીથી ચોપડેલા છે એવો અર્થ નક્કી થયો.

શબ્દાન્તરસંનિધિ : અન્ય શબ્દના સાંનિધ્યને કારણે શબ્દનો અર્થ નિશ્ચિત થાય છે. अक्षस्य देवनम् । માં अक्षના અનેક અર્થો થતા હોવા છતાં देवनम्ના સાંનિધ્યને કારણે अक्षનો અર્થ પાસા થશે. देवस्य पुरारातेः માં देवस्य શબ્દના સાંનિધ્યને કારણે पुरारातिનો અર્થ શિવ થશે.

સામર્થ્ય : मधुमत्तः कोकिलः । ઉદાહરણમાં मधुના વસન્ત અને મદિરા એવા અર્થોમાંથી કોકિલની ઉન્મત્તતા વસંતને કારણે હોઈ બંને વચ્ચે સામર્થ્ય હોવાથી मधुનો અર્થ મદિરા થશે નહીં.

વ્યક્તિ : પાણિનિપૂર્વેના આચાર્યોએ વ્યક્તિ શબ્દ લિંગ (gender)ના અર્થમાં વાપર્યો છે. मित्र શબ્દ પુંલિંગમાં સૂર્યનો વાચક છે. નપુંસકમાં સખાનો.

સ્વર : સ્વરને કારણે અર્થભેદ પ્રાપ્ત થાય છે; જેમકે इन्द्रशत्रुः શબ્દમાં છેલ્લો સ્વર ઉદાત્ત હોવાથી ષષ્ઠી તત્પુરુષ સમાસ સમજાતાં, ઇન્દ્રનો હણનાર એવો અર્થ થશે, પરંતુ પૂર્વપદ इन्द्रમાં તેનો મૂળ સ્વર કાયમ રહેતો હોવાથી બહુવ્રીહિ સમાસ સમજાતાં ઇન્દ્ર જેનો હણનાર છે એવો અર્થ સમજાશે. સ્વરનું મહત્ત્વ વૈદિક ભાષામાં હતું. પ્રશિષ્ટ સંસ્કૃતમાં તે ઘટતું ચાલ્યું. અલંકારશાસ્ત્રીઓ અર્થનિર્ણય માટે સ્વરને અનુપયોગી ગણે છે.

આ બે કારિકાઓમાં પરિગણિત મુદ્દાઓની ચર્ચા ભર્તૃહરિને અનુસરીને, પછીના સમયમાં વ્યાકરણના અને અલંકારના ગ્રંથોમાં વિસ્તારથી કરવામાં આવી છે; અહીં બૃહદ્દેવતા, મીમાંસા સૂત્ર અને અન્ય શાસ્ત્રગ્રંથોમાં પ્રચલિત સિદ્ધાન્તોમાંથી સૂચન લઈને એક સળંગ યાદી ત્રણ કારિકાઓમાં આપી છે. અર્થ, પ્રકરણ, લિંગ, ઔચિત્ય, દેશ અને કાલનો ઉલ્લેખ બૃહદ્દેવતામાં થયો છે. સંનિધિ, લિંગ, પ્રકરણ અને વાક્ય મીમાંસામાં જાણીતા છે (मीमांसासूत्र ૩.૩.૧૪) આ ત્રણ કારિકાઓ અંગે પુણ્યરાજના અભિપ્રાયો ચિન્ત્ય છે ભર્તૃહરિએ પ્રચલિત મતોને અહીં એકસંગ્ય કર્યા છે. કારિકા ૩૧૪મા ભર્તૃહરિનો મત છે અને પછીની બેમાં અન્ય મત છે એ વાત બરાબર નથી.

> भेदपक्षेऽपि सारूप्याद्भिन्नार्थाः प्रतिपत्तृषु ।
> नियता यान्त्यभिव्यक्तिं शब्दाः प्रकरणादिभिः ॥३१७॥

'અર્થભેદને કારણે શબ્દભેદ સમજવો' એવા મતમાં સમાન રૂપવાળા શબ્દોના અર્થો, સમજનારાઓમાં જુદા જુદા પ્રાપ્ત થતા હોવા છતાં સંદર્ભ વગેરે વડે નિયત અર્થમાં તે (શબ્દો) અભિવ્યક્ત બને છે. (૩૧૭)

શબ્દો અંગે એકત્વપક્ષમાં કે નાનાત્વપક્ષમાં અર્થ, પ્રકરણ વગેરે વડે જ તેમના અર્થનો નિર્ણય થાય છે.

नामाख्यातसरूपा ये कार्यान्तरनिबन्धना ।
शब्दा वाक्यस्य तेष्वर्थो न रूपादधिगम्यते ॥३१८॥

નામ અને આખ્યાત જેવા રૂપવાળા અને અન્ય વ્યાકરણકાર્ય માટે કારણ રૂપ બનતા જે શબ્દો છે તેમનો અર્થ વાકયના સ્વરૂપ ઉપરથી સમજાતો નથી. (૩૧૮)

અહીં शब्दा वाक्यस्य એવો પાઠ સમજીને અનુવાદ કરવામાં આવ્યો છે. वाच्यार्थ એવો પાઠ સમજતાં "શબ્દો અને તેમના વડે વાચ્ય બનતા જે અર્થો છે તેમાં અર્થ" એવો પુનરુક્તિવાળો અનુવાદ થશે.

अश्वः શબ્દ ઘોડો એવો નામાર્થ દર્શાવે છે, टुओश्वि गतिवृद्ध्योः । (ગતિ અને વૃદ્ધિ અર્થમાં શ્વિ ધાતુનો પ્રયોગ થાય છે) એવા કથનમાંથી अश्व' એવું અદ્યતન ભૂતકાળ બીજા પુરુષ એકવચનનું રૂપ થશે. બંને શબ્દો અહી સરખા રૂપવાળા સમજાય છે. એ જ પ્રમાણે अजापयः ને નામપદ લેતાં 'બકરીનું દૂધ એવો અર્થ સમજાશે અને તે જ શબ્દને આખ્યાતપદ સમજતાં જિ ધાતુનું પ્રેરક રૂપ બનશે. આવી સ્થિતિમા શબ્દનું માત્ર સ્વરૂપ અર્થનું નિર્ણાયક બનશે નહિ; પરંતુ અર્થ પ્રકરણ વગેરે નિર્ણાયક બાબતો ઉપયોગી થશે.

'वायव्यं श्वेत' पशुमालभेत' એવું વિધિવાકય वायुर्वैक्षेपिष्ठा देवता । सा यजमानं भूति गमयति तां स्वेन भागेन उपधावति । એવા સ્તુતિરૂપ અર્થવાદ વાક્યની મદદથી વાયુદેવતા માટે નક્કી કરેલા ધોળા પશુની હનનક્રિયામાં પ્રવૃત્તિ કરાવે છે.

या प्रवृत्तिनिवृत्त्यर्था स्तुतिनिन्दाप्रकल्पना ।
कुशलः प्रतिपत्ता तामयथार्थां समीहते ॥३१९॥

કુશળ શ્રોતા, પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવનારી જે સ્તુતિ અને નિન્દા છે તેને અયથાર્થ સમજે છે (૩૧૯)

विधीयमानं यत्कर्म दृष्टादृष्टप्रयोजनम् ।
स्तूयते सा स्तुतिस्तस्य कर्तुरेव प्रयोजिका ॥३२०॥

વેદમાં પ્રયોજેલા અને દૃષ્ટ પ્રયોજનવાળા તેમજ અદૃષ્ટ પ્રયોજનવાળા કર્મની જે સ્તુતિ થાય છે તે સ્તુતિ તે કર્મકર્તા માટે જ પ્રવર્તક બની રહે છે.(૩૨૦)

व्याघ्रादिव्यपदेशेन यथा बालो निवर्त्यते ।
असत्योऽपि तथा कश्चित्प्रत्यवायोऽभिधीयते ॥३२१॥

વાઘ વગેરેની (બીકને) બહાને જેમ બાળકને (રાતું) અટકાવવામાં આવે છે, તેમ સાચું ન હોવા છતાં પણ (યજ્ઞકાર્ય નહિ કરવાથી) અનિષ્ટ (થાય છે તેમ) જણાવવામાં આવે છે. (૩૨૧)

न संविधानं क्वचिदपि प्रत्यवाये तथाविधे ।
शास्त्रेण प्रतिषिद्धेऽर्थे विद्वान्कश्चित्प्रवर्तते ॥३२२॥

આ પ્રકારના અનિષ્ટનું યોગ્ય વિધાન કરવામાં આવ્યું હોય ત્યારે, શાસ્ત્રજ્ઞ, તેના (પ્રતિકાર અંગે બરાબર યોજના કરીને પણ), શાસ્ત્ર વડે પ્રતિષિદ્ધ બાબત અંગે પ્રવૃત્તિ કરતો નથી. (૩૨૨)

सर्पेषु संविधायापि सिद्धैर्मन्त्रौषधादिभिः ।
नान्यथा प्रतिपत्तव्यं न दतो गमयेदिति ॥३२३॥

નિશ્ચિત શક્તિવાળા મન્ત્રો અને ઔષધિઓ વડે સર્પના ઝેરનો પ્રતિકાર યોજીને પણ, "પુરોડાશને ખાતી વખતે દાંત વડે તેનો સ્પર્શ ન કરવો" એવા શાસ્ત્રવિધાનનું ઉલ્લંઘન કરવું નહિ (૩૨૩)

યજ્ઞકાર્યમાં પુરોડાશ-ભક્ષણ વખતે એવું શાસ્ત્રવિધાન છે કે "ભક્ષણ વખતે દાંતવડે તેને તોડવો નહિ. છતાં તોડવામાં આવશે તો સર્પો એનો ઘાત કરશે" (न दतो गमयेद् यद्दतो गमयेत् सर्पा एनं घातुका भवन्ति ।), આવા વિધાનને અનુસરવું જ જોઈએ સર્પદંશ માટે અગાઉથી ઝેર ઉતારનારા મંત્રો કે દવાનો પ્રબંધ થયો હોય તો પણ શાસ્ત્રવચનનો ત્યાગ અથવા વિરોધ ઈષ્ટ નથી.

क्वचित्तत्त्वसमाख्यानं क्रियते स्तुतिनिन्दयोः ।
तत्रापि च प्रवृत्तिश्च निवृत्तिश्चोपदिश्यते ॥३२४॥

કેટલીકવાર સ્તુતિવચનો અને નિન્દાવચનોમાં સાચી સ્થિતિ જણાવવામાં આવે છે, ત્યાં પણ પ્રવૃત્તિ અને નિવૃત્તિને જ ઉપદેશવામાં આવે છે (૩૨૪)

रूपं सर्वपदार्थानां वाक्यार्थोपनिबन्धनम् ॥
सापे.। ये तु वाक्यार्था पदार्थैरेव ते समा ॥३२५॥

બધા શબ્દોના અર્થનું સ્વરૂપ વાકયાર્થ ઉપર આધાર રાખે છે જે વાકયના અર્થો બીજાં વાકયોના અર્થો ઉપર આધાર રાખે છે તે તો પદોના અર્થો જેવા જ છે. (૩૨૫)

वाक्यं तदपि मन्यन्ते यत्पदं चरितक्रियम् ।
अन्तरेण क्रियाशब्दं वाक्यादेर्द्वित्वदर्शनात् ॥३२६॥

જેમાં ક્રિયા અન્તર્ભૂત છે એવા પદને વાકય કહે છે, કારણ કે ક્રિયાશબ્દ વિના વાકય વગેરેમાં દ્વિત્વ વગેરેની પ્રાપ્તિ થાય છે. (૩૨૬)

પૂના સંપાદનની કારિકા નં ૩૨૬ માં वाक्यादेः द्विरदर्शनात् । એવો પાઠ આપવામાં આવ્યો છે. આ બીજી પંક્તિનું સૂચન स्वोपज्ञ માંથી પ્રાપ્ત થાય છે.

आख्यातशब्दे नियतं साधनं यत्र गम्यते ।
तदप्येकं समाप्तार्थं वाक्यमित्यभिधीयते ॥३२७॥

જે ક્રિયાશબ્દમાં નિશ્ચિત કારકનું અનુમાન કરવામાં આવે છે તેને પણ તેમાં અર્થની પૂર્ણતા હોવાને કારણે વાક્ય કહે છે. (૩૨૭)

शब्दान्यवहिता बुद्धिरप्रयुक्तपदाश्रया ।
अनुमानं तदर्थस्य प्रत्यये हेतुरुच्यते ॥३२८॥

નહિ પ્રયોજાયેલાં પદો ઉપર આધાર રાખતી (અનુમાનરૂપ) બુદ્ધિ, પદોથી ભિન્ન હોય છે. તે પદોના અર્થનું અનુમાન, અર્થબોધ કરાવવા માટે કારણરૂપ બને છે (૩૨૮)

वृक्षः એવો એકલો શબ્દ ઉચ્ચારાતાં વૃક્ષ ઊભું છે એવો પૂર્ણ અર્થ પ્રાપ્ત થાય છે. અહીં तिष्ठति એવા પદનું અનુમાન થાય છે. મીમાંસક એમ દર્શાવવા માગે છે કે એક જ શબ્દ પૂર્ણ અર્થ દર્શાવવા સમર્થ નથી, અન્ય શબ્દના અનુમાનની આવશ્યકતા રહે છે

अपरे तु पदस्यैव तमर्थं प्रतिजानते ।
शब्दान्तराभिसंबन्धमन्तरेण व्यवस्थितम् ॥३२९॥

બીજા (વિદ્વાનો) પદનો તે અર્થ, અન્ય શબ્દ સાથેના સંબંધ વિના જ વ્યવસ્થિત બનેલો છે એમ નિશ્ચય કરે છે. (૩૨૯)

यस्मिंस्तूच्चरिते शब्दे यदा योऽर्थः प्रतीयते ।
तमाहुरर्थं तस्यैव नान्यदर्थस्य लक्षणम् ॥३३०॥

જ્યારે જે શબ્દ ઉચ્ચારતાં અર્થ જે પ્રાપ્ત થાય છે તેને તેનો જ અર્થ કહેવામાં આવે છે, અર્થની બીજી (આથી) વધારે યોગ્ય વ્યાખ્યા નથી (૩૩૦)

क्रियार्थोपपदेष्वेवं स्थानिनां गम्यते क्रिया ।
वृत्तौ निरादिभिश्चैवं कान्ताद्यर्थः प्रतीयते ॥३३१॥

આમ હોઈને ક્રિયાનો અર્થ દર્શાવનારાં ગૌણ પદોમાં સ્થાનીઓની ક્રિયા સમજાય છે; અને (સમાસ વગેરે) વૃત્તિમાં निर् વગેરે (ઉપસર્ગ) વડે क्रान्त (ગયેલો) વગેરે અર્થ સમજાય છે. (૩૩૧)

क्रियार्थोपपदेषु च कर्मणि स्थानिनः । (પા.સૂ. ૨.૩.૧૪ ક્રિયાર્થ દર્શાવનારું ગૌણ પદ, જે तुमुन्-અન્ત પદો સાથે સંબંધ છે, તેના કર્મને ચતુર્થી થાય છે) એવા સૂત્રની જરૂર નથી. તે પ્રમાણે निष्कौशाम्बि । એવા સમાસમાં निर् વગેરે ઉપસર્ગો ગયો (क्रान्त) એવા અર્થનું પ્રતિપાદન કરશે. फलेभ्यः याति । (અર્થાત્ फलान्याहर्तुं याति । ફળો લાવવા જાય છે) માં याति ક્રિયાપદ आहर्तुं એવી અન્ય ક્રિયા દર્શાવે છે. આ आहर्तुं જે तुमन्त છે, તે फलेभ्यः ઉપરથી સમજાય છે, તેથી આ સૂત્રની જરૂર નથી.

तानि शब्दान्तराण्येव पर्याया इव लौकिकाः ।
अर्थप्रकरणाभ्यां तु तेषां स्वार्थो नियम्यते ॥३३२॥

તે પદો (=વૃક્ષ એવો અર્થ દર્શાવનારું નામપદ वृक्षः અને तिष्ठति ના અર્થનું સૂચન કરતું वृक्षः પદ) અન્ય શબ્દો છે, અને લોકવ્યવહારમાં વપરાતા પર્યાયો (જેવા) છે. (અન્ય શબ્દના) અર્થ અને સ્થાનસંદર્ભ વડે તેમનો અર્થ નિશ્ચિત બને છે. (૩૩૨)

જેમ यावः અને यावकः, दवर्णः અને प्रपतितवर्णः, वृषः અને वृषभः વગેરે પર્યાય હોવા છતાં પૂર્ણ સ્વતંત્ર પદો છે, તેમ वृक्षः અને वृक्षस्तिष्ठति એ બંને વાક્યો જ છે. તો પછી, પૂર્વપક્ષી પૂછશે, એકલા નામપદો वृक्षः કે तरवः જ શા માટે વાપરતા નથી અને શા માટે तिष्ठति કે तिष्ठन्ति સાથે વાક્યરૂપ પ્રયોગ વપરાય છે ? આના જવાબમાં એમ કહેવાય કે લોકવ્યવહાર આવો પ્રાપ્ત થાય છે. જ્યાં એકલો वृक्ष કે એકલો तिष्ठति શબ્દ પ્રાપ્ત થાય ત્યાં અર્થ, પ્રકરણ વગેરે વડે વાક્યાર્થ પૂર્ણ બનશે.

प्रतिबोधाभ्युपायास्तु ये तं तं पुरुषं प्रति ।
नावश्यं तेऽभिसंबद्धाः शब्दा ज्ञेयेन वस्तुना ॥३३३॥

પ્રત્યેક વ્યક્તિના સબંધમાં તેના બોધ માટે કલ્પવામાં આવેલા શબ્દો, વાચ્ય પદાર્થો સાથે હંમેશાં સંબદ્ધ હોતા નથી. (૩૩૩)

असत्यां प्रतिपत्तौ वा मिथ्या वा प्रतिपादने ।
स्वैरर्थैर्नित्यसंबन्धास्ते ते शब्दा व्यवस्थिताः ॥३३४॥

(द्वारं એવા ઉચ્ચરિત શબ્દથી થતા द्वारं पिधेहि એવા વાક્યનો) અર્થ જ્યારે સાચો ન હોય અથવા તે અન્યથા સમજાયો હોય ત્યારે (द्वारम्, पिधेहि વગેરે) તે તે શબ્દો પોતાના અર્થો સાથે હંમેશાં સંબદ્ધ હોય છે. (૩૩૪)

यथाप्रकरणं द्वारमित्यस्यां कर्मणः श्रुतौ ।
बधान देहि वेत्येतदुपायादवगम्यते ॥३३५॥

જ્યારે द्वारम् એવું (દ્વિતીયાન્ત) કર્મપદ સંભળાય છે ત્યારે, વક્તાની ઇચ્છા મુજબ, સ્થાનસંદર્ભ પ્રમાણે, બંધ કરો અથવા પ્રવેશ આપો એવો અર્થ પ્રાપ્ત થાય છે. (૩૩૫)

અહીં મીમાંસક શ્રુતાર્થાપત્તિ મતને ફરીવાર રજૂ કરે છે.

तत्र साधनवृत्तिर्यः शब्दः सत्त्वनिबन्धनः ।
न स प्रधानभूतस्य साध्यस्यार्थस्य वाचकः ॥३३६॥

ત્યાં (વાક્યપ્રયોગમાં वृक्षः એવો) જે શબ્દ (કર્તા, કર્મ વગેરે) કારકમાં પ્રવૃત્તિવાળો અને દ્રવ્યરૂપ આશ્રયવાળો છે (ત્યાં) તે, (वृक्षः तिष्ठति । એવા) મુખ્ય સાધ્યના અર્થનો વાચક બનતો નથી. (૩૩૬)

અહીં પણ तिष्ठति એવા અપ્રયુક્ત પદની वृक्षः એવા એકપદરૂપ વાક્યમાં જરૂર નથી, એવા વૈયાકરણમતનું મીમાંસક વડે ખંડન કરવામાં આવ્યું છે.

स्वार्थमात्रं प्रकाश्यासौ सापेक्षो विनिवर्तते ।
अर्थस्तु तस्य संबन्धी प्रकल्पयति सन्निधिम् ॥३३७॥

તે (વૃક્ષઃ શબ્દ) માત્ર પોતાના અર્થને જાહેર કરીને જ, સાપેક્ષ બની, નિવૃત્ત થાય છે તેનો અર્થ, તેની સાથે સંબંધવાળા (બીજા અર્થના) સાંનિધ્યનું અનુમાન કરાવે છે. (૩૩૭)

મીમાંસક શ્રુતાર્થાપત્તિ અંગેની દલીલ ફરીવાર રજૂ કરે છે.

पारार्थ्यस्याविशिष्टत्वान्न शब्दाच्छब्दसंनिधि. ।
नार्थाच्छब्दस्य सानिध्य न शब्दादर्थसंनिधि ॥३३८॥

બીજો અર્થ નિશ્ચિતરૂપે પ્રાપ્ત થતો ન હોવાથી (પ્રયુક્ત) શબ્દ ઉપરથી અન્ય શબ્દનું સાંનિધ્ય પ્રાપ્ત થશે નહિ. (તેથી પ્રયુક્ત) શબ્દના અર્થ ઉપરથી તે શબ્દનું સાંનિધ્ય કે (પ્રયુક્ત) શબ્દ ઉપરથી (અપ્રયુક્ત શબ્દના) અર્થનું સાનિધ્ય પ્રાપ્ત થશે નહિ (૩૩૮)

અહી મીમાંસકને ઉત્તર આપવામાં આવ્યો છે

नष्टरूपमिवाख्यातमाक्षिप्त कर्मवाचिना ।
यदि प्राप्त प्रधानत्व युगपद्भावसत्त्वयो ॥३३९॥

સ્વરૂપ (જાણે) નાશ પામ્યું હોય, અને તેથી અનુપયોગી (पिधेहि) એવું આખ્યાતપદ (દ્વિતીયાન્ત) કર્મવાચક (द्वारम्) શબ્દવડે પ્રાપ્ત થતું હોય તો ક્રિયા અને નામનુ એક સાથે મુખ્યત્વ પ્રાપ્ત થશે (૩૩૯)

तैस्तु नामसरूपत्वमाख्यातस्यास्य वर्ण्यते ।
अन्वयव्यतिरेकाभ्या व्यवहारो विभज्यते ॥३४०॥

તેમના (= વૈયાકરણો) વડે તે આખ્યાતને નામના જેવા સ્વરૂપવાળું વર્ણવવામાં આવ્યું છે, (અને) અન્વય તથા વ્યતિરેકવડે વ્યવહારમા ભિન્નતા સમજાય છે (૩૪૦)

न चापि रूपासन्देहे वाचकत्व निवर्तते ।
अर्ध पशोरिति यथा सामर्थ्यात्तद्धि कल्पते ॥३४१॥

अर्ध पशो (યજ્ઞપશુનુ અર્ધું) મા જેમ સામર્થ્યને કારણે તે (વિશિષ્ટ અર્થ) નું અનુમાન થાય છે તેમ (જુદા જુદા પ્રયોગોમાં મળતા) રૂપસાદશ્યને કારણે થતા સંદેહને લીધે, તે શબ્દનું અર્થવાચકત્વ નિવૃત્ત થતું નથી (૩૪૧)

अर्ध पशो इव । એવા વાક્યમાં इव ને કારણે પશુનું અર્ધું કે દેવદત્તનું અર્ધું એવો સંદેહ થતા પ્રકરણ અને સામર્થ્યથી સ્પષ્ટતા થાય છે. તે પ્રમાણે द्वारम् ઉચ્ચારતાં નામપદ કે ક્રિયાપદ અંગે થતો સંદેહ અર્થ પ્રકરણ વગેરે વડે દૂર થાય છે.

सर्वं सत्त्वपदं शुद्धं यदि भावनिबन्धनम् ।
संसर्गे च विभक्तोऽस्य तस्यार्थो न पृथग्यदि ॥३४२॥
क्रियाप्रधानमाख्यातं नाम्नां सत्त्वप्रधानता ।
चत्वारि पदजातानि सर्वमेतद्विरुध्यते ॥३४३॥

(ક્રિયાશબ્દથી) સ્વતંત્ર અને દ્રવ્યનો બોધ કરાવનારું (નામ) પદ જો ક્રિયા (ના બોધ)નું નિમિત્ત બનતું હોય, (આખ્યાત પદ સાથે) સંબંધમાં તે (નામપદનો) અર્થ જુદો હોય અને તે (આખ્યાતપદ)નો (પોતાનો) જુદો અર્થ ન હોય;

તો આખ્યાત ક્રિયાપ્રધાન છે, નામ દ્રવ્યપ્રધાન છે અને પદો ચાર પ્રકારનાં છે એવાં બધાં (યાસ્ક જેવા વિદ્વાનનાં સિદ્ધાન્તકથનો) ખોટાં ઠરશે. (૩૪૨-૩૪૩)

वाक्यस्य बुद्धौ नित्यत्वमर्थयोगं च लौकिकम् ।
दृष्ट्वा चतुष्ट्वं नास्तीति वदत्यौदुम्बरायणः ॥३४४॥

(શ્રોતાની) બુદ્ધિમાં વાક્યનું નિત્યત્વ માનીને અને લોકમાં તેનો અર્થ સાથેનો સંબંધ સમજીને ઔદુમ્બરાયણ કહે છે કે પદો ચાર પ્રકારનાં નથી. (૩૪૪)

શ્રોતા જ્યારે વાક્ય સાંભળે છે ત્યારે તેને પદોની અને પદોના ખંડ અર્થની પ્રતીતિ થતી નથી, તેથી જ ઔદુમ્બરાયણે અખંડ વાક્ય અને અખંડ વાક્યાર્થ પક્ષનો સ્વીકાર કરીને ચાર પ્રકારનાં પદો અંગે મત ઉચ્ચાર્યો છે. યાસ્ક ચાર પ્રકારનાં પદો-નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, સમજે છે (निरुक्त १.१) યાસ્કે ઔદુમ્બરાયણના મતનો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે इन्द्रियनित्यं वचनमौदुम्बरायणः । तत्र चतुष्ट्वं नोपपद्यते । (૧.૨.) અહીં इन्द्रियनित्यं નો અર્થ દુર્ગ, સ્કન્દસ્વામી વગેરે ટીકાકારો 'અનિત્ય' સમજે છે, ભર્તૃહરિની આ કારિકા ઉપરથી સમજાય છે કે 'ઇન્દ્રિય' એટલે બુદ્ધિ, અને વચન એટલે વાક્ય એવો અર્થ થશે. ઔદુમ્બરાયણને મતે વાક્ય બુદ્ધિમાં નિત્ય છે, તેથી નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એવા પદવિભાગની જરૂર નથી. શાસ્ત્રમાં આવા વિભાગો પ્રક્રિયાભેદ માટે ઉપયોગી છે.

व्याप्तिमांश्च लघुश्चैव व्यवहारः पदाश्रयः ।
लोके शास्त्रे च कार्यार्थं विभागेनैव कल्पितः ॥३४५॥

લોકમાં તેમજ શાસ્ત્રમાં પદો ઉપર આધાર રાખતો વાક્યનો વપરાશ, લાઘવયુક્ત અને સર્વગ્રાહી છે અને (અર્થ) કાર્ય માટે (પદ, વર્ણ વગેરે) વિભાગોમાં સમજવામાં આવ્યો છે (૩૪૫)

न लोके प्रतिपत्तृणामर्थयोगात्प्रसिद्धयः ।
तस्मादलौकिको वाक्यादन्यः कश्चिन्न विद्यते ॥३४६॥

લોકમાં શ્રોતાઓની વ્યવહારપ્રવૃત્તિઓ, શબ્દોના યોગ્ય અર્થ સાથેના સંબંધને કારણે (જ) થતી નથી; તેથી અખંડ વાક્યથી જુદું અને અલૌકિક કશું હોતું નથી. (૩૪૬)

अन्यत्र श्रूयमाणैश्च लिङ्गैर्वाक्यैश्च सूचिताः ।
स्वार्था एव प्रतीयन्ते रूपाभेदादलक्षिताः ॥३४७॥

બીજે પ્રાપ્ત થતા (તેજો वै घृतम् વગેરે) નિર્દેશો વડે અને (अक्ताः शर्करा उपदधाति । એવાં) વાક્યોથી સૂચવાયેલા, પરંતુ સ્વરૂપના અભેદને કારણે ધ્યાનમાં ન આવતા તે (વિધિવાક્યો)ના અર્થોનો જ બોધ થાય છે. (૩૪૭)

उत्सर्गवाक्ये यत्त्यक्ताशब्दमिव शब्दवत् ।
तद् बाधकेषु वाक्येषु श्रुतमन्यत्र गम्यते ॥३४८॥

સામાન્યનિયમરૂપ વાક્યમાં જે ત્યજી દેવાયું હોય તે અપવાદવાક્યથી સમજાતું હોવા છતાં જાણે ન સમજાતું હોય તેમ જણાય છે. અપવાદવાક્યોમાં ઉલ્લેખાયેલું તે અન્યત્ર (=નિયમવાક્યોમાં તજી દેવાયું છે) એમ સમજાય છે. (૩૪૮)

यत् त्यक्तम् ને બદલે यदुक्तम् એવો પાઠ લેવાથી આ પ્રમાણે અનુવાદ થશે : "સામાન્યનિયમરૂપ વાક્યમાં જે નિર્દેશાયું હોવા છતાં જાણે શબ્દશઃ કહેવાયું નથી તે અપવાદવચન, બીજે સ્વતંત્રપણે અપવાદવચન તરીકે જણાવાય છે અને તેનો અર્થ અન્યત્ર (સામાન્યનિયમરૂપે) સમજાય છે."

ब्राह्मणानां श्रुतिर्दध्नि प्रक्रान्ता माठराद्विना ।
माठरस्तक्रसम्बन्धात् तत्राचष्टे यथार्थताम् ॥३४९॥

બ્રાહ્મણોને દહીંના દાન અંગેનું આજ્ઞાવચન માઠર સિવાયના (બ્રાહ્મણોને અપાતા દહીંના દાન માટે) પ્રયોજાયું છે. માઠર(શબ્દ), તેનો છાશ સાથે સંબંધ હોવાને કારણે, તે અગાઉના વચનની યથાર્થતા જણાવે છે. (૩૪૯)

अनेकाख्यातयोगेऽपि वाक्यं न्यायापवादयोः ।
एकमेवेष्यते कैश्चिद्भिन्नरूपमिव स्थितम् ॥३५०॥

ઉત્સર્ગ અને અપવાદનો અનેક ક્રિયાપદો સાથે સંબંધ હોવા છતાં, જુદા રૂપવાળા દેખાતા વાક્યને, કેટલાક આચાર્યો એક જ સમજે છે. (૩૫૦)

ન્યાય્ય એટલે ઉત્સર્ગવાક્ય, અપવાદ એટલે બાધકશાસ્ત્ર. ન્યાય્યને માટે પુણ્યરાજ ગ્રાહ્ય શબ્દ વાપરે છે. कर्मण्यण् । (પા.સૂ. ૩.૨.૧) અને आतोऽनुपसर्गे कः । (પા.સૂ ૩.૨ ૧) એવાં બે સૂત્રોની તત્કાલ ભિન્નવાક્યતા દેખાય છે, પરંતુ આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિને કારણે એકવાક્યતા સમજવી જોઈએ.

नियमः प्रतिषेधश्च विधिशेषस्तथा सति ।
द्वितीये यो लुगाख्यातस्तच्छेषमलुकं विदुः ॥३५१॥

આમ (એકવાક્યતા) હોઈને, નિયમસૂત્ર અને પ્રતિષેધસૂત્ર, વિધિસૂત્રનાં અંગો (સમજાયાં) છે. (અષ્ટાધ્યાયીના છઠ્ઠા અધ્યાયમાં પ્રાપ્ત થતો લુક્‌નો પ્રતિષેધ) બીજા અધ્યાયમાં મળતા લુક્‌ના વિધાનના અંગરૂપે (ટીકાકારો) માને છે. (૩૫૧)

इको गुणवृद्धी । (પા.સૂ, ૧.૧ ૩) એવુ નિયમસૂત્ર सार्वधातुकार्धधातुकयोः । (પા.સૂ, ૭ ૩.૮૪) એવા ગુણવિધિનું અંગ છે. અહીં પદૈકવાક્યતા છે. अलुगुत्तरपदे । (પા.સૂ, ૬.૩.૧.) એવું લુકનો પ્રતિષેધ દર્શાવતુ સૂત્ર सुपो धातुप्रातिपदिकयोः । (પા. સૂ, ૨.૪ ૭૧) એવા લુકના વિધાનને દર્શાવતા સૂત્રનુ અંગ બની વાક્યૈકવાક્યતા વડે અર્થ દર્શાવે છે.

निराकाङ्क्षाणि निर्वृत्तौ प्रधानानि परस्परम् ।
तेषामनुपकारित्वात्कथं स्यादेकवाक्यता ॥३५२॥

અર્થબોધ પૂર્ણ થતાં (અન્ય પદ કે અન્ય વાક્યની) આકાંક્ષા વિનાનાં અને તેથી સ્વતંત્ર એવાં તે (વાક્યો) એક બીજા માટે (અર્થપ્રાપ્તિ અંગે) ઉપકારક ન હોઈ, એક વાક્ય કેવી રીતે બની શકે ? (૩૫૨)

અહીં પૂર્વપક્ષી મીમાંસક, વાક્યભેદના સમર્થનમાં દલીલ કરે છે.

विशेषविधिनाऽर्थित्वाद् वाक्यशेषोऽनुमीयते ।
विधेयवन्निवर्त्येऽर्थे तस्मात्तुल्यं व्यपेक्षणम् ॥३५३॥

ઉત્સર્ગનિયમને વિશેષ(=અપવાદ)નિયમની આકાંક્ષા હોવાથી (અપવાદ-નિયમ રૂપી) શેષ વાક્યનું અનુમાન થાય છે. પ્રતિષેધ્ય વિષયની બાબતમાં ઉત્સર્ગ-નિયમ અપવાદનિયમના જેવી જ અપેક્ષા રાખતો હોવાથી બંનેની અપેક્ષા સરખી છે. (૩૫૩)

અર્થપ્રાપ્તિ માટે ઉત્સર્ગ, અપવાદ, પ્રતિષેધ એમ બધા પ્રકારના નિયમોને એક બીજાની આકાંક્ષા હોય છે તેથી વૈયાકરણમતમાં વાક્યભેદ સ્વીકાર્ય નથી. સરખાવો लघुमञ्जूषा, પૃ. ૬૮૫ "आपाततो भिन्नवाक्यत्वाभासेऽपि सर्वैरप्यापुत्सर्गस्य विशेषविधिनियमनिषेधविध्याकाङ्क्षा-नियमेन तल्लाभे वाक्यैकवाक्यता तयो.। एकवाक्यता चैत्थम् यतो माठराय तक्रमतस्तदतिरिक्तेभ्यो दधि इत्येव ईत्यलम् ।

संज्ञाशब्दैकदेशो यस्तस्य लोपो न विद्यते ।
विशिष्टरूपा सा संज्ञा कृता च न निवर्तते ॥३५४॥

સંજ્ઞાશબ્દનો જે અવયવ, તેનો લોપ થતો નથી (વિશિષ્ટરૂપવાળા તે સંજ્ઞા શબ્દનું (શાસ્ત્રમાં અને લોકમાં) વિધાન થયું હોવાથી તે અદૃષ્ટ થતો નથી. (૩૫૪)

देवदत्त શબ્દમાં देव કે दत्त એવો જે અવયવ તેનો કદાપિ લોપ થતો નથી. विशिष्टरूपा એટલે વર્ણોના ક્રમરૂપી વિશિષ્ટતાવાળી

संज्ञान्तराच्च दत्तादेरन्या संज्ञा प्रतीयते ।
संज्ञिनं देवदत्ताख्यं दत्तशब्दः कथं वदेत् ॥३५५॥

दत्त એવા જુદા સંજ્ઞાશબ્દ ઉપરથી દેવદત્ત એવો જુદો સંજ્ઞાશબ્દ સમજાતો નથી. दत्त શબ્દ દેવદત્ત પદથી જણાવાતા સંજ્ઞીને કેવી રીતે ઉલ્લેખી શકે ? (૩૫૫)

सर्वैरवयवैस्तुल्य सम्बन्ध समुदायवत् ।
केचिच्छब्दस्वरूपाणा मन्यन्ते सर्वसज्ञिभि ॥३५६॥

(બીજા) કેટલાક આચાર્યો દેવદત્ત વગેરે શબ્દસ્વરૂપોનો, (તેમના) બધા સ જ્ઞીઓ સાથેનો સ બ ધ, (દેવદત્ત એવા) સમુદાયને હોય તેમ (દેવ, દત્ત એવા) બધા અવયવોને (પણ) એક સાથે છે એમ માને છે (૩૫૬)

દેવદત્ત એવા શબ્દસ્વરૂપ વડે જણાવાતો વ્યક્તિવિશેષ અર્થાત્ સજ્ઞી દેવદત્ત એવા બે પદોના સમુદાય વડે પણ જણાવાય છે, તેમજ દેવ, દત્ત એવા અવયવો વડે પણ સમજાય છે

वर्णानामर्थवत्त्व तु संज्ञाना संज्ञिभिर्भवेत् ।
सम्बद्धोऽवयव. सज्ञाप्रविवेके न कल्पते ॥३५७॥

પર ંતુ સ જ્ઞા શબ્દોના વર્ણોનુ અર્થવત્ત્વ સજ્ઞીઓ વડે પ્રાપ્ત થશે. (દેવદત્ત એવા) સમુદાય સાથે સબદ્ધ (દત્ત) એવો અવયવ, (દેવદત્ત એવા) સંજ્ઞાશબ્દથી જુદો સમજતા (અર્થના વાચક તરીકે) કલ્પી શકાશે નહિ. (૩૫૭)

सर्वस्वरूपैर्युगपत्सम्बन्धे सति सज्ञिन ।
नैकदेशसरूपेभ्यस्तत्रस्यायनसम्भव ॥३५८॥

દેવદત્ત એવા સજ્ઞીનો (દેવ, દત્ત એવા) બધા અવયવો સાથેનો એકસાથે સ બ ધ (સમજવામા આવતા), અવયવો જેવા દેખાતા (દત્ત વગેરે) શબ્દો ઉપરથી (દેવદત્ત એવા) તે (સ જ્ઞી)નો બોધ થશે નહિ (૩૫૮)

एकदेशात्तु सङ्घाते केषाञ्चिज्जायते स्मृति ।
स्मृतेस्तु विषयाच्छब्दात्सङ्घातार्थ प्रतीयते ॥३५९॥

કેટલાકને મતે તો અવયવરૂપ દત્ત શબ્દ ઉપરથી દેવદત્ત એવા સમુદાયનુ સ્મરણ થાય છે સ્મૃતિના વિષય (મનેલા દેવદત્ત)શબ્દ ઉપરથી સમુદાય(રૂપ દેવ-દત્ત)નો અર્થ સમજાય છે (૩૫૯)

एकदेशात्स्मृतिर्भिन्ने सङ्घाते नीयते कथम् ।
कथ प्रतीयमान स्याच्छब्दोऽर्थस्याभिधायक ॥३६०॥

અવયવરૂપ દત્તશબ્દ વડે, તેનાથી જુદા એવા સમુદાયરૂપ દેવદત્ત શબ્દનુ કેવી રીતે સ્મરણ થશે ? સ્મરણમા આવતો શબ્દ અર્થનુ અભિધાન કરનારો કેવી રીતે બને ? (૩૬૦)

एकदेशसरूपास्तु तैस्तैर्भेदै समन्विता ।
अनुनिष्पादिन शब्दा संज्ञासु समवस्थिता ॥३६१॥

(દેવદત્ત વગેરેના) અવયવોના જેવા તે તે ભેદો સાથે સબદ્ધ અને પછીથી પ્રાપ્ત થતા (દેવ, દત્ત વગેરે) શબ્દો જુદી સજ્ઞાઓ રૂપે નિયત થયા છે (૩૬૧)

કારિકા ૩૫૬થી૩૫૮ સુધીમા પ્રાપ્ત થતી પૂર્વપક્ષીની દલીલને આ કારિકામા જવાબ આપવામા આવ્યો છે

साधारणत्वादसन्दिग्धा सामर्थ्यान्नियताश्रया ।
तेषां ये साधवस्तेषु शास्त्रे लोपादि शिष्यते ॥३६२॥

સ્વરૂપ સમાન હોવાને લીધે સંદિગ્ધ અર્થવાળા, પરંતુ સામર્થ્યને કારણે નિયત અર્થના વાચક તે શબ્દોમાંના જે શુદ્ધ શબ્દો છે તેમને માટે શાસ્ત્રમાં લોપ વગેરેનું વિધાન થયું છે. (૩૬૨)

અનુનિષ્પાદી એટલે ઉત્તરત્ર નિષ્પન્ન થતા શબ્દો જેવા કે દેવ, દત્ત, વગેરે, સમાન રૂપવાળા હોવાને કારણે સંદિગ્ધ અર્થવાળા પ્રાપ્ત થાય છે, જેમકે દેવ એટલે દેવદત્ત અને કોઈક દેવવિશેષ, અને દત્ત એટલે પણ યજ્ઞદત્ત અને આપેલું એ અર્થમાં પ્રાપ્ત થતું ક્રિયારૂપ આવા શબ્દો ઉપરાંત ज्ये, द्रा, घा એવા અસાધુ શબ્દો પણ મળે છે તેમાંથી સાધુ શબ્દ અંગે

चतुर्थादनजादौ च लोपः पूर्वपदस्य च ।
अप्रत्यये तथैवेष्ट उवर्णाद् इलस्य च ॥

એવા મહાભાષ્યમાં મળતા (પા સૂ ૧૩.૮૩) શ્લોકવાર્તિકવચનથી લોપ વગેરેનું વિધાન થયું છે.

तुल्यायामनुनिष्पत्तौ ज्ये द्रा घा इत्यसाधव ।
न ह्यन्वाख्यायके शास्त्रे तेषु दत्तादिवत्स्मृति ॥३६३॥

ज्ये, द्रा, घा એવા (અવયવશબ્દોની) ઉત્તરત્ર ઉત્પત્તિ તેમના સમુદાયશબ્દો (ज्येष्ठा, आर्द्रा, मघा)ના જેવી જ હોવા છતાં તે (અવયવશબ્દો) અસાધુ છે. દત્ત વગેરેથી (દેવદત્ત વગેરેનું સ્મરણ થાય) તેમ, તેમનાથી તેમના સમુદાયશબ્દોનું સ્મરણ થશે નહિ (૩૬૩)

कृतणत्वाश्च ये शब्दा नित्यं खरणसादय ।
एकद्रव्योपदेशित्वात्तान्साधूनसमचक्षते ॥३६४॥

જેમાં હમેશાં ન્નો ण् થાય છે તેવા જે खरणस વગેરે શબ્દો છે તેમને, એક જ સંજ્ઞીમાં તે વાચ્ય બનતા હોવાથી શુદ્ધ શબ્દો કહેવાય છે. (૩૬૪)

गोत्राण्येव तु तान्याहु सज्ञाशक्तिसमन्वयात् ।
निमित्तापेक्षण तेषु स्वार्थे नावश्यमिष्यते ॥३६५॥

તેમનામાં સંજ્ઞાશક્તિના સમન્વયને લીધે તેમને ગોત્રનામો કહ્યાં છે તેમના અર્થ અંગે (કોઈ પ્રવૃત્તિ)નિમિત્તની અપેક્ષા રાખવામાં આવતી નથી (૩૬૫)

ઉપરના અનુવાદમાં બંને પંક્તિઓનો સ્વતંત્રપણે અનુવાદ કરવામાં આવ્યો છે તેને બદલે गोत्राण्येव तु तान्याहु । એટલું ચરણ સ્વતંત્ર લઈને અનુવાદ કરો, "તેમનામાં સંજ્ઞાશક્તિ પ્રાપ્ત થતી હોવાથી તેમના અર્થ અંગે (કોઈક પ્રવૃત્તિ)નિમિત્તની હમેશાં અપેક્ષા રાખવામાં આવતી નથી અન્વાદર્શી-પાઠ: નહ્ર. तानि तु शक्तिसमन्वयात् गोत्रावदाहु । એવું અર્થદર્શન સૂચવે છે

व्यवहाराय नियम सञ्ज्ञाना सञ्ज्ञिनि क्व चित् ।
नित्य एव तु सम्बन्धो डित्थादिषु गवादिवत् ॥३६६॥

કેટલીકવાર સંજ્ઞીઓમાં વ્યવહાર અર્થે સંજ્ઞા શબ્દો અંગે નિયમ કરવામાં આવે છે, પરંતુ જેમ ગો વગેરે શબ્દો અંગે (શબ્દાર્થ)સંબંધ નિત્ય છે તેમ ડિત્થ વગેરે શબ્દો અંગે પણ છે (૩૬૬)

कृतकत्वादनित्यत्व संबन्धस्योपजायते ।
सञ्ज्ञाया सा हि पुरुषैर्यथाकाम नियुज्यते ॥३६७॥

સંબંધ ઉત્પાદ્ય હોવાથી તેનું અનિત્યત્વ ઉત્પન્ન થાય છે, સંજ્ઞા માટે પુરુષો વડે તેને ઇચ્છા પ્રમાણે યોજવામાં આવે છે (૩૬૭)

यथा हि पासुलेखाना बालकैर्मधुरादय ।
संज्ञा क्रियन्ते सर्वासु सञ्ज्ञास्वेवैव कल्पना ॥३६८॥

જેમ રેતીની રેખાઓ વડે મધુરા વગેરે સંજ્ઞાઓ બાળકો વડે રચવામાં આવે છે તેમ બધી સંજ્ઞાઓ વિષે તેવી જ કલ્પના (સમજવી) (૩૬૮)

वृद्ध्यादीना च शास्त्रेऽस्मिञ्छक्त्यवच्छेदलक्षण ।
अकृत्रिमोऽभिसंबन्धो विशेषणविशेष्यवत् ॥३६९॥

આ શાસ્ત્રમાં વૃદ્ધિ વગેરે સંજ્ઞાઓનો તેમના (નિયત સંજ્ઞીઓમાં) અર્થશક્તિનું નિયમન કરનાર સંબંધ, વિશેષણ અને વિશેષ્યના સંબંધ જેવો નિત્ય છે

सञ्ज्ञास्वरूपमाश्रित्य निमित्ते सति लौकिकी ।
का चित्प्रवर्तते का चिन्निमित्तासंनिधावपि ॥३७०॥

લૌકિક સંજ્ઞાઓ તેમના સ્વરૂપનો પ્રવૃત્તિનિમિત્ત તરીકે આધાર લઈને (અથવા) નિમિત્તની ગેરહાજરીમાં (પણ) પ્રવર્તમાન બને છે (૩૭૦)

શાસ્ત્રીય સંજ્ઞાઓ જેવી કે ટિ ઘુ ભ વગેરે રૂઢ શબ્દો છે, કર્મપ્રવચનીય, સર્વનામ, સર્વનામસ્થાન વગેરે યોગરૂઢ છે લોકમાં પણ ડિત્થ, કપિત્થ વગેરે સંજ્ઞાશબ્દો રૂઢ છે, જ્યારે ફાનુષ્ક, બલભદ્ર વગેરે યોગરૂઢ છે આવા સંજ્ઞાશબ્દો તેમના સ્વરૂપને જ પ્રવૃત્તિનિમિત્ત ગણીને પ્રવર્તમાન બને છે કેટલીક સંજ્ઞાઓ પ્રવૃત્તિનિમિત્ત વિના પણ પ્રવૃત્ત થાય છે

शास्त्रे तु महती सञ्ज्ञा स्वरूपोपनिबन्धना ।
अनुमान निमित्तस्य संनिधाने प्रतीयते ॥ ३७१ ॥

વ્યાકરણશાસ્ત્રમાં (સર્વનામ જેવી) મોટી સંજ્ઞા (અર્થબોધ અંગે) સ્વરૂપ ઉપર આધાર રાખે છે, (અને) અર્થનિમિત્તની હાજરીમાં અવયવાર્થનું અનુમાન થાય છે (૩૭૧)

आधृत्तेरनुमान वा सारूप्यात्तत्र गम्यते ।
शब्दभेदानुमान वा शक्तिभेदस्य वा गति ॥३७२॥

એકસરખા રૂપને લીધે એક જ શબ્દની આવૃત્તિ થઈ છે એવુ અનુમાન થાય છે, અથવા તે બે જુદા શબ્દો છે તેવુ અનુમાન થશે અથવા તેમનામા અર્થશક્તિની ભિન્નતા છે તેમ સમજાશે (૩૭૨)

મહતી સજ્ઞાઓને ત્રણ રીતે સમજવી જોઈએ (૧) મહતી સજ્ઞાઓને એકવાર તેમના પોતાના સૂચિત રૂપમા અને બીજી વાર અવયવસમુદાયરૂપે એમ બે વખત સમજવી આવા અવયવોના અર્થ ઉપરથી તે મહતી સજ્ઞાનો અર્થ પ્રાપ્ત થશે, (૨) બે જુદા શબ્દો સમજવા, (૩) જુદી જુદી અર્થશક્તિઓવાળી એક જ સજ્ઞા સમજવી

क्व चिद्विषयभेदेन कृत्रिमा व्यवतिष्ठते ।
सख्यायामेकविषय व्यवस्थान द्वयोरपि ॥३७३॥

ક્યાક કૃત્રિમ (=શાસ્ત્રીય) સજ્ઞા વિષયની ભિન્નતા પ્રમાણે ઉપયોગમા લેવામા આવે છે, (પરતુ) સખ્યા(સજ્ઞા)મા કૃત્રિમ તેમજ અકૃત્રિમ એમ બનેની એકસરખી વિષયવ્યવસ્થા સમજાય છે (૩૭૩)

कर्तरि कर्मव्यतिहारे । (પા સૂ ૧ ૩ ૧૪)મા અકૃત્રિમ સજ્ઞા પ્રાપ્ત થાય છે અને कर्मण्यण् (પા સૂ ૩ ૨ ૧)મા કૃત્રિમ સજ્ઞા પ્રાપ્ત થાય છે સખ્યાસજ્ઞા અગે કૃત્રિમ તેમજ અકૃત્રિમ બને પ્રકારની સજ્ઞાઓનો આશ્રય કરવામા આવે છે, જેમકે बहुगणवतुडति सख्या । (પા સૂ ૧ ૨ ૩૧)મા કૃત્રિમ સજ્ઞા અને सख्या अतिशदन्ताया कन् । મા અકૃત્રિમ સજ્ઞા પ્રાપ્ત થાય છે

विषय कृत्रिमस्यापि लौकिक क्वचिदुच्चरन् ।
व्याप्नोति दूरात्सबुद्धौ तथाहि ग्रहण द्वयो ॥३७४॥

एकश्रुति दूरात्सबुद्धौ । (પા સૂ ૧ ૨ ૩૩) સૂત્રમા ઉચ્ચારેલ લૌકિક (અકૃત્રિમ) સજ્ઞાશબ્દ કૃત્રિમસજ્ઞાવિષયમા વ્યાપે છે તે રીતે બને (પ્રકારના) સજ્ઞાશબ્દોનુ ગ્રહણ થાય છે (૩૭૪)

सद्ध्येकशेषद्वन्द्वेषु केचित्सामर्थ्यलक्षणम् ।
प्रत्याश्रयमवस्थान क्रियाणा प्रतिजानते ॥३७५॥

સમૂહ, એકશેષ અને દ્વન્દ્વનો ઉલ્લેખ હોય ત્યા, (અર્થ) સામર્થ્યને કારણે ક્રિયાઓનો સબધ પ્રત્યેક (વ્યક્તિ)ની સાથે પ્રાપ્ત થાય છે, એમ કેટલાક (આચાર્યો) જાહેર કરે છે (૩૭૫)

ब्राह्मणा भोज्यन्ताम् । ब्राह्मण भोज्यताम् । અને देवदत्तयज्ञदत्तविष्णुमित्रा भोज्यन्ताम् એવા એકશેષ, સઘ અને દ્વન્દ્વના ઉદાહરણોમા ભોજનક્રિયાનો સબધ પ્રત્યેક વ્યક્તિ સાથે છે, અહીં વાક્યાર્થ પ્રત્યેક વ્યક્તિમા પરિસમાપ્ત થાય છે, એવા મતનો આશ્રય કરવામા આવ્યો છે

भोजनं फलरूपाभ्यामेकैकस्मिन्समाप्यते ।
अन्यथा हि व्यवस्थाने न तदर्थः प्रकल्पते ॥३७६॥

ભોજન, (તૃપ્તિરૂપ)ફળ અને (અન્નદાન એવી) ક્રિયા વડે પ્રત્યેક (કર્તા) માં સમાપ્ત થાય છે, (કારણ કે) તેથી જુદી, (સમુદાયમાં વાક્યાર્થપરિસમાપ્તિરૂપ) ભોજનવ્યવસ્થા સમજતાં તે (ભોજનરૂપ ક્રિયા) નો અર્થ સમજાશે નહિ. (૩૭૬)

अन्नादानादिरूपां च सर्वे तृप्तिफलां भुजिम् ।
प्रत्येकं प्रतिपद्यन्ते न तु नाट्यक्रियामिव ॥३७७॥

અન્નપ્રાપ્તિ રૂપ (ક્રિયા)વાળું અને તૃપ્તિરૂપી ફળવાળું ભોજન, નાટ્ય(દર્શન)-કાર્ય જેમ સમૂહને પ્રાપ્ત છે તેમ નહિ, પરંતુ દરેક વ્યક્તિને પ્રાપ્ત થાય છે, એમ બધા સમજે છે (૩૭૭)

पाद्यवत्सा विभागेन सामर्थ्यादवतिष्ठते ।
भुजिः करोति भुज्यर्थं न तन्त्रेण प्रदीपवत् ॥३७८॥

પગ ધોવાનું પાણી(આપવા રૂપી ક્રિયા)ની જેમ તે (ભોજનક્રિયા), અર્થ-સામર્થ્યને કારણે, જુદી જુદી વ્યક્તિને પ્રાપ્ત થાય છે પ્રજ્વલિત દીવો જેમ સમૂહને પ્રકાશિત કરે છે તેમ ભુજ્ ધાતુ તેના ભોજન કરવું એવા અર્થને સમૂહ સાથે વ્યાપ્ત કરતો નથી. (૩૭૮)

પુણ્યરાજને અનુસરીને બીજી પંક્તિનો અર્થ થશે : "પ્રજ્વલિત દીવો (સમૂહને) એકસરખો પ્રકાશિત કરે તેમ, ભોજનક્રિયા અનેકને માટે એકસરખી રીતે ભોજન-તૃપ્તિરૂપી પ્રયોજન સિદ્ધ કરતી નથી."

दृश्यादिषु क्रियैकापि तथा भूतेषु कर्मसु ।
आवृत्तिमन्तरेणापि समुदायाश्रया भवेत् ॥३७९॥

(આથી વિરુદ્ધ), દૃશ્ (જોવું) વગેરે ક્રિયા એક જ હોવા છતાં, (એક અધિકરણવાળાં) તે કાર્યોમાં આવૃત્તિ વિના (પણ) સમૂહને આવરી લેશે. (૩૭૯)

ભોજનક્રિયા આવૃત્તિથી પ્રત્યેક વ્યક્તિને આવરી લે છે, પરંતુ જોવાની ક્રિયા આવૃત્તિ વિના સમુદાયને આવરી લે છે.

भिन्नव्यापाररूपाणां व्यवहारादिदर्शने ।
कर्तॄणां दर्शनं भिन्नं संभूयार्थस्य साधकम् ॥३८०॥

(લાકડાં લાવવાં, ચોખા છડવા વગેરે) જુદા જુદા વ્યાપારરૂપ કારકોનું (રાંધવા રૂપ) કાર્યરૂપે જે નિયત જ્ઞાન તે, સમુદાયમાં વ્યાપીને પચ્ ધાતુના અર્થનું સાધક બનશે. (૩૮૦)

અન્વય : (काष्ठव्यापारानने- संधुक्षणस्थाल्यधिश्रयणेत्यादि) भिन्नव्यापाररूपाणां कर्तॄणां (कारकाणां) पाचनादिकं भिन्नं दर्शनं (= ज्ञानं) तत् संभूय पचेः अर्थस्य साधकम् ।

लक्ष्यस्य लोकसिद्धत्वाच्छास्त्रे लिङ्गस्य दर्शनात् ।
अर्थिष्वादैक्षु भेदेन वृद्धिसंज्ञा समाप्यते ॥३८१॥

લોકમાં (તેના) પ્રયોગો પ્રસિદ્ધ હોવાથી અને શાસ્ત્રમાં (તે અંગે સ્પષ્ટ) નિર્દેશો જણાતા હોવાથી અને સંજ્ઞીઓ અંગે તેની અપેક્ષા હોવાથી (वृद्धिरादैच् । पा. सू. १.१.१માં પ્રાપ્ત થતી) વૃદ્ધિસંજ્ઞા, આ, ઐ અને ઔમાં પ્રત્યેકમાં પરિસમાપ્ત થાય છે (૩૮૧)

લોકમાં आम्रगुप्तायनिः, ऐतिकायनिः, औपगवः, એવા વૃદ્ધિસંજ્ઞાવાળા પ્રયોગો પ્રસિદ્ધ છે. શાસ્ત્રમાં प्रत्येऽउद्गमकर्त्र्यादीनाम् । (पा. सू. ६ २ ८७), मालादीना च । (पा. सू. ६.२.८८) અને वृद्धिर्यस्याचामादिस्तद्वृद्धम् । (पा. सू. १.१.७३) સૂત્રો વડે પ્રત્યેક સંજ્ઞીની વૃદ્ધિસંજ્ઞા થાય છે.

शतादानप्रधानत्वाद् दण्डने शतकर्मके ।
अर्थिनां गुणभेदेऽपि संख्येयोऽर्थो न भिद्यते ॥३८२॥

(गर्गा. शतं दण्ड्यन्ताम् । એવા વચન પ્રમાણે), સો(સિક્કાઓ)ના દંડના કાર્યમાં સો લેવાનું મુખ્ય હોવાથી, ગર્ગો જુદા જુદા હોવા છતાં (સો સિક્કાઓ એવો) સંખ્યેય અર્થ જુદી જુદી વ્યક્તિઓને લાગુ પડતો નથી. (૩૮૨)

संघस्यैव विधेयत्वात्कार्यत्वप्रतिपादने ।
तत्र तन्त्रेण सम्बन्धः समासाभ्यस्तसंज्ञयोः ॥३८३॥

સમાસ અને અભ્યાસ સંજ્ઞાઓમાં સમુદાયનું જ વિધાન થયું હોવાથી અને (શબ્દાર્થસંબંધ) ઉત્પાદ્ય છે એવા પક્ષનો આશ્રય લેતાં, (તે બે સંજ્ઞાઓ)-માં સમુદાય વડે સંબંધ થાય છે. (૩૮૩)

કારિકા ૩૭૯માં સમુદાયમાં વાક્યપરિસમાપ્તિ મત અંગે લૌકિક ઉદાહરણ આપવામાં આવ્યું છે અને કારિકા ૩૮૦માં શાસ્ત્રીય ઉદાહરણ આપવામાં આવ્યું છે.

लक्षणार्था स्तुतिर्येषां काञ्चिदेव क्रियां प्रति ।
तैर्व्यस्तैश्च समस्तैश्च स धर्म उपलक्ष्यते ॥३८४॥

वृषलैर्न प्रवेष्टव्यमित्येतस्मिन्गृहे यथा ।
प्रत्येकं संहतानां च प्रवेशः प्रतिषिध्यते ॥३८५॥

કોઈક (ગૃહપ્રવેશ રૂપ) ક્રિયા અંગે જેમના શૂદ્રત્વ રૂપી ધર્મના નિર્દેશનો ઉલ્લેખ હોય ત્યારે તે ધર્મ તેમનો વ્યક્તિરૂપે તેમજ સમુદાય રૂપે નિર્દેશ કરતો હોય તેમ સમજાય છે.

"આ ઘરમાં શૂદ્રોએ પ્રવેશ કરવો નહિ" એવા (આજ્ઞાવચન)માં દરેક (શૂદ્રનો) અને (શૂદ્રોના) સમુદાયનો પ્રતિષેધ કરવામાં આવે છે. (૩૮૪-૩૮૫)

स्तुतिः શબ્દથી श्रुति અર્થાત્ ઉલ્લેખ એવો અર્થ સમજવું. श्रुतिः એવું પાઠાન્તર પણ મળે છે.

संभूय त्वर्थलिप्सादिप्रतिषेधोपदेशने ।
पृथगप्रतिषिद्धत्वात्प्रवृत्तिर्न विरुध्यते ॥३८६॥

સંપત્તિની લાલસાનો નિષેધ સમુદાયને ઉપદેશવામાં આવતાં, દરેકને જુદો નિષેધ ઉપદેશ્યો નથી એમ માનીને, (વ્યક્તિગત નિષેધની) પ્રવૃત્તિ નકારાતી નથી. (૩૮૬)

व्यवायलक्षणार्थत्वादड्कुप्वाङादिभिस्तथा ।
प्रत्येकं वा समस्तैर्वा णत्वं न प्रतिषिध्यते ॥३८७॥

વ્યવધાનના જ્ઞાપનને કારણે अट्, कु, पु અને आ વર્ણો વડે વ્યક્તિગત રીતે કે સમુદાયની રીતે ण्‌ના ण्‌નો અતિષેધ કરવામાં આવતો નથી. (૩૮૭)

अनुग्रहार्थो भोक्तॄणां भुजिरारभ्यते यदा ।
देशकालाद्यभेदेन नानुगृह्णाति तानसौ ॥३८८॥

દેશ અને કાલને વિચાર્યા વિના, ભોજન કરનારાઓ ઉપર ઉપકાર કરવા માટે (યજમાન વડે) ભોજન આરંભાય છે, ત્યારે, દેશ અને કાલના ભેદની અવગણના વડે તે (યજમાન) તેમના ઉપર ઉપકાર કરતો નથી. (૩૮૮)

લગ્ન વગેરેના સંદર્ભમાં ભોજનક્રિયા ભોજન કરનારાઓ ઉપર ઉપકારરૂપ હોય અથવા શ્રાદ્ધ વગેરેના સંદર્ભમાં લોકાપવાદને દૂર કરવા હોય. બંનેમાં દેશકાલનો વિચાર કર્યો હોય અથવા ન કર્યો હોય; જેમ કે ઉનાળામાં ઠંડા શ્રીખંડ પીરસ્યો હોય તો દેશકાલના વિચારરૂપી અનુગ્રહ હોય અને તીખાં ભરચાંનું શાક પીરસ્યું હોય તો દેશકાલનો વિચાર કર્યો ન હોય. દેશકાલનો વિચાર નહિ કરનારો યજમાન જમનારાઓ ઉપર કશો ઉપકાર કરતો નથી.

पात्रादिभेदान्नानात्वं यस्यैकस्योपदिश्यते ।
विपर्यये वा भिन्नस्य तस्यैकत्वं प्रकल्प्यते ॥३८९॥

જુદાં જુદાં વાસણોમાં અપાતા ભોજનને કારણે એક જ ભોજનનું જે અનેકત્વ જણાય છે, તેથી ઊલટું (વાસ્તવમાં) ભિન્ન એવા તે ભોજનકાર્યનું (ઔપાધિક) એકત્વ કલ્પવામાં આવે છે. (૩૮૯)

संहत्यापि च कुर्वाणा भेदेन प्रतिपादिताः ।
स्वं स्वं भोज्यं विभागेन प्राप्तं संभूय भुञ्जते ॥३९०॥

સમૂહમાં ભોજન કરનારા, પરંતુ જુદા જુદા ઉલ્લેખવામાં આવતા (ભોજનકર્તાઓ), જુદા જુદા મળેલા પોતાના ભોજનને સમૂહમાં જમે છે. (૩૯૦)

वीप्साया विषयाभावाद् विरोधादन्यसंख्यया ।
द्विधा समाप्त्ययोगाच्च शतं सङ्‌घेऽवतिष्ठते ॥३९१॥

(દંડ્ય વ્યક્તિઓ)ને આવરી લેવા રૂપી વિષય અંગે કથન નહિ હોવાથી, બીજી સંખ્યા સાથે થતા વિરોધને લીધે, અને (ક્રિયાપદોની) બંને પ્રકારે પરિસમાપ્તિ થતી નહિ હોવાથી સો એવી સંખ્યા સમૂહમાં પરિસમાપ્ત થાય છે. (૩૯૧)

गर्गाः शतं दण्ड्यताम् ।નો અર્થ गर्गः गर्गः शतं दण्ड्यताम् । અથવા गर्गाः शतं शतं दण्ड्यताम् । થતાં દંડય વ્યક્તિ અને દંડસંખ્યાની દ્વિરુક્તિ થશે. એવી દ્વિરુક્તિ અહીં પ્રાપ્ત થતી નથી; (૨) शतं दण्ड्यताम् એવા વચનમાં प्रत्येकस्य शतदण्डनम् એવો અર્થ સમજતાં બીજી સંખ્યા પ્રાપ્ત થશે, પરંતુ આવી સંખ્યાનો અભાવ છે; दण्ड्यताम् ક્રિયાપદ, સમુદાયમાં પરિસમાપ્ત થાય છે, પ્રત્યેકમાં નહિ. આમ હોવાથી અહીં गर्गाः शतं दण्ड्यताम् । વાક્યની સમુદાયમાં પરિસમાપ્તિ થાય છે.

सुजिद्वन्द्वकशेषाभ्यां यत्रान्यैः सह शिष्यते ।
तत्रापि लक्षणार्थत्वाद् द्विधा वाक्यं समाप्यते ॥३९२॥

દ્વન્દ્વ અને એકશેષ વડે, જ્યારે બીજાઓ સાથેના ભોજનનું વિધાન કરવામાં આવે ત્યારે ત્યાં પણ લક્ષણાથી મળતા અર્થને કારણે, વાક્યની બે પ્રકારે પરિસમાપ્તિ થાય છે. (૩૯૨)

वाक्यान्तराणां प्रत्येकं समाप्तिः कैश्चिदिष्यते ।
रूपान्तरेण युक्तानां वाक्यानां तेन सङ्ग्रहः ॥३९३॥

એક મુખ્ય વાક્યમાં તેનાં અંગભૂત બીજાં વાક્યોની પ્રત્યેકમાં પરિસમાપ્તિ થાય છે, એમ કેટલાક(આચાર્યો) જણાવે છે અને (આ રીતે) તેના વડે, જુદાં જુદાં રૂપવાળાં વાક્યોનો, સારી રીતે સમાવેશ કરવામાં આવે છે. (૩૯૩)

न वाक्यस्याभिधेयानि भेदवाक्यानि कानिचित् ।
तस्मिन्स्तूच्चरिते भेदांस्तथान्यान्प्रतिपद्यते ॥३९४॥

અંગવાક્યો મહાવાક્યના અભિધેય રૂપ હોતાં નથી; તે (મહા)વાક્ય ઉચ્ચારાતાં તેનાં બીજાં (અંગભૂત) વાક્યોને તે (મહાવાક્યાર્થ) પ્રમાણે સમજવામાં આવે છે. (૩૯૪)

येषां समस्तो वाक्यार्थः प्रतिभेदं समाप्यते ।
तेषां तदानीं भिन्नस्य किं पदार्थस्य सत्तया ॥३९५॥

જેમના મતમાં અખંડ વાક્યાર્થ(તેના અવયવરૂપ) પ્રત્યેક પદમાં પરિસમાપ્ત થાય છે, તેમને જુદા જુદા પદાર્થના અસ્તિત્વની શી જરૂર છે? (૩૯૫)

अथ तैरेव जनितः सोऽर्थो भिन्नेषु वर्तते ।
पूर्वस्यार्थस्य तेन स्याद्विरोधः सह वा स्थितिः ॥३९६॥

હવે જો તે (અવયવરૂપ પદો)વડે ઉત્પન્ન થયેલ વાક્યાર્થ જુદાં જુદાં પદોમાં સમાપ્ત થતો હોય તો કાં તો પહેલાનાં (પદોના) અર્થ સાથે તેનો વિરોધ થાય અથવા સાથે અવસ્થાન થાય (૩૯૬)

सहस्थितौ विरोधित्वं स्याद्विशिष्टाविशिष्टयोः ।
व्यभिचारी तु सम्बन्धस्त्यागेऽर्थस्य प्रसज्यते ॥३९७॥

(પદાર્થના અને વાક્યાર્થના) એકસાથે અવસ્થાનમાં (પદના) વિશિષ્ટ અને અવિશિષ્ટ (અર્થ) વચ્ચે વિરોધ પ્રાપ્ત થશે; પદના અર્થનો ત્યાગ થતાં (પદ અને અર્થ વચ્ચેનો) સંબંધ અનિત્ય ઠરશે. (૩૯૭)

પદનો મૂળ અર્થ તે સામાન્ય અથવા અવિશિષ્ટ અર્થ અને વાકયમાં અન્ય પદો સાથે સંબંધ થતાં પ્રાપ્ત થતો તેનો અર્થ એટલે વિશિષ્ટ અર્થ.

સરખાવો પુણ્યરાજ : वाक्यार्थफलानां पदानामुपात्तार्थपरित्यागेऽशब्दार्थसंबन्धो व्यभिचार्यनित्यः प्राप्नोति । अतः प्रत्येकं वाक्यपरिसमाप्तिपक्षे सत्यभूतपदपदार्थासंभव एव ।

एकः साधारणो वाच्यः प्रतिशब्दमवस्थितः ।
सङ्घे सङ्घिषु चार्थात्मा संनिधाननिर्देशकः ॥३९८॥

બધાં પદોમાં સમાન, પ્રત્યેક શબ્દમાં રહેલો અને (અન્ય પદોના) સાંનિધ્યનો નિર્દેશ કરતો અખંડ (વાકયાર્થરૂપ) અર્થાત્મા, સમૂહમાં તેમજ અવયવોમાં રહેલો હોય છે. (૩૯૮)

यथा साधारणे स्वत्वं त्यागस्य च फलं धने ।
प्रीतिश्चाविकला तद्वत्सम्बन्धोऽर्थेन तद्वताम् ॥३९९॥

બધાંની સમાન માલિકીવાળા ધનમાં જેમ આત્મીયતા અને તેમાંથી આપેલ દાનમાં સમાન ફલપ્રાપ્તિ અને પૂરેપૂરો આનંદ સમજાય છે તે પ્રમાણે વાકયનો અને તેના અવયવોરૂપ શબ્દોનો તેમના અર્થો સાથે સંબંધ હોય છે. (૩૯૯)

वर्णानामर्थवत्ताया तेनैवार्थेन तद्वति ।
समुदाये न चैकत्वं भेदेन व्यवतिष्ठते ॥४००॥

જો વર્ણોની અર્થવત્તા હોય (અને) તેવો જ અર્થ (વર્ણ)સમુદાય(રૂપ પ્રાતિપદિક)માં હોય તો એકત્વ સંખ્યા (જુદા જુદા વર્ણો વડે) જુદી જુદી સમજાતી નથી. (૪૦૦)

एकेनैव प्रदीपेन सर्वे साधारणं धनम् ।
पश्यन्ति तद्वदेकेन सुपा संख्याभिधीयते ॥४०१॥

જેમ એક દીવા વડે બધા માણસો સહિયારા ખજાનાને જુએ છે તેમ એક વિભક્તિ(પ્રત્યય) વડે (પ્રકાશિત બનતી) સંખ્યાનું અભિધાન થાય છે. (૪૦૧)

नार्थवत्ता पदे वर्णे वाक्ये चैव विशिष्यते ।
अभ्यासात्प्रक्रमोऽन्यस्तु विरुद्ध इव दृश्यते ॥४०२॥

અર્થવત્વના સંદર્ભમાં વર્ણો, પદો અને વાકયોમાં કશી ભિન્નતા નથી. (પ્રચલિત) પરંપરાને કારણે આવી જુદી પરિપાટી જણાય છે અને (સ્વીકૃત અખંડ વાકયાર્થના સિદ્ધાન્તથી) જુદી પડતી હોય તેમ દેખાય છે. (૪૦૨)

યાસ્કે કરેલા ઉલ્લેખ पदप्रकृतीनि सर्वचरणानां पार्षदानि । (निरुक्त १.१७), રૂપી સિદ્ધાન્તમાં પદો અને પદાર્થોનું મહત્ત્વ છે. પતંજલિ પણ આવા સર્વસંમત સિદ્ધાન્તનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે सर्ववेदपारिषदं हीदं शास्त्रं तत्र नैकः पन्थाः शक्य आस्थातुम् । ભર્તૃહરિ સૂચવે છે કે અન્ય મતોમાં વર્ણોની અને પદોની અર્થવત્તા સમજાવવામાં આવે છે. અખંડ વાક્યાર્થરૂપ મતનો આથી વિરોધ થાય છે તેમ નથી.

विनियोगादृते शब्दो न स्वार्थस्य प्रकाशकः ।
अर्थाभिधानसंबन्धमुक्तिद्वारं प्रचक्षते ॥४०३॥

(નિયત અર્થમાં) વિનિયોગ વિના (અનેકાર્થ) શબ્દ તેના (ચોક્કસ) અર્થનો બોધ કરાવતો નથી. તેથી (શબ્દના) અર્થનું પ્રતિપાદન કરનારા (યોગ્યતા રૂપ) સંબંધને ઉક્તિનું દ્વાર કહે છે. (૪૦૩)

આ કારિકાના સંદર્ભમાં અંબાકર્ત્રી નીચે પ્રમાણે વિચારો દર્શાવે છે. શબ્દાર્થસંબંધ રૂપ વ્યાપારને અભિધા કહેવામાં આવે છે. આ અભિધાને પ્રતિભાથી જુદી અથવા અભિન્ન સમજી શકાય. ઉક્તિ અર્થાત્ વિનિયોગ વડે પ્રાપ્ત થતી પ્રતિભા વાગ્ધર્મ છે. અનુસંધાન અને અભિસંધાન વડે જણાતી તેને મનોધર્મ કહે છે અને પ્રણિધાન વડે જણાવાય ત્યારે તેને પશુધર્મ કહે છે. અહીં પ્રતિભા એટલે અનેકાર્થક શબ્દના એક અર્થનો નિશ્ચય કરાવતો વાગ્ધર્મ સમજવો. પુણ્યરાજને મતે ઉક્તિ અને વિનિયોગ એક જ છે. સમગ્ર રીતે વિચારતાં અભિધા, પ્રતિભા, ઉક્તિ અને વિનિયોગ સમાનાર્થક જણાય છે.

यथा प्रणिहितं चक्षुर्दर्शनायोपकल्पते ।
तथाऽभिसंहितः शब्दो भवत्यर्थस्य वाचकः ॥४०४॥

જેમ (પદાર્થ) તરફ મોકલેલ નેત્ર જોવાને માટે સમર્થ બને છે તેમ તે તે અર્થ સાથે સંધાન પામેલ શબ્દ અર્થનો વાચક બને છે. (૪૦૪)

क्रियान्वयेतः सम्बन्धो दृष्टः करणकर्मणोः ।
अभिधानियमस्तस्मादभिधानाभिधेययोः ॥४०५॥

કરણ અને કર્મનો સંબંધ ક્રિયા મારફત જણાય છે. તેથી (શબ્દ અને અર્થ વચ્ચેનો) અભિધાન અને અભિધેય રૂપ સંબંધનું આલેખા વડે નિયમન થાય છે. (૪૦૫)

કરણ અને કર્મની કલ્પના ક્રિયા વિના થઈ શકતી નથી. ક્રિયા જ ફલવતી છે, બીજા કથાની ફલવત્તા નથી. બાજરીયામાંથી દાણા છૂટા પાડવાની ક્રિયામાં દાણા છુટા પાડવા માટેના ધોકા કરણ છે અને દાણા કર્મ છે. ધોકા વડે છુટા પાડવાના કાર્યને ક્રિયા કહે છે.

बहुष्वेकाभिधानेषु सर्वेष्वेकार्थकारिषु ।
यत्प्रयोक्ताभिसन्धत्ते शब्दस्तत्रावतिष्ठते ॥४०६॥

એક શબ્દથી જ્યારે અનેક અર્થો દર્શાવાતા હોય અને અનેક શબ્દો જ્યારે એક અર્થ દર્શાવતા હોય ત્યારે પ્રયોક્તા જેનો નિર્દેશ કરે (તે અર્થમાં) શબ્દ પ્રાપ્ત થાય છે. (૪૦૬)

आम्नायशब्दानभ्यासे केचिदाहुरनर्थकान् ।
स्वरूपमात्रवृत्तींश्च परेषां प्रतिपादने ॥४०७॥

કેટલાક(વિદ્વાનો) વૈદિક શબ્દોને, તેમના અભ્યાસ વખતે અર્થ વિનાના સમજે છે. બીજાઓને શીખવતી વખતે તેમના માત્ર સ્વરૂપનું જ પ્રતિપાદન થાય છે (૪૦૭)

अभिधानक्रियायोगादर्थस्य प्रतिपादकान् ।
नियोगभेदान्मन्यन्ते तानेवैकत्वदर्शिन ॥४०८॥

શબ્દૈકત્વમાં માનનારાઓ વૈદિક શબ્દોને, તેમના ઉચ્ચારણપ્રક્રિયા સાથેના સંબંધને કારણે અને જુદા ઉદ્દેશોને કારણે, (તેમના) અર્થના પ્રતિપાદક સમજે છે (૪૦૮)

સરખાવો પુણ્યરાજ यदा पुन कुशचिदाग्ने कर्मणि नियोगभेदनाभिसन्धानभेदेन त एव विनियुज्यन्ते तदा तत्तच्चारणेनाभिसन्धेन तत्तदर्थप्रतिपादकास्तदर्थनिष्ठा सम्पद्यन्त इति स्फुरन्मेराभिधेयव्यतिरिक्तोऽन्यज्जन्त्यभिधा प्रतिभाति एवेति न तदपह्नव उपपन्न ।

तेषामत्यन्तनानात्व नानात्वव्यवहारिण ।
अक्षादिनामिव प्राहुरेकजातिसमन्वयात् ॥४०९॥

શબ્દોના નાનાત્વને સ્વીકારીને વ્યવહાર કરનારા (વિદ્વાનો) 'अक्ष' વગેરે શબ્દોની જેમ સમાન જાતિ રૂપે સમજાતા હોવાથી, તે(વૈદિક) શબ્દોને તદ્દન જુદા સમજે છે (૪૦૯)

एकजातिसमन्वयने પુણ્યરાજ સાદૃશ્યરૂપ સમન્વય સમજે છે अम्बाकर्त्री તેને આનુપૂર્વીસામ્ય સમજે છે અક્ષના ધરી, પાસા અને બહેડા એવા જુદા જુદા અર્થો થાય છે

प्रयोगादभिसधानमन्यदेषु न विद्यते ।
विषये यतशक्तिरतास्त तु तत्र व्यवस्थित ॥४१०॥

તે (નાનાર્થક શબ્દોને) અંગે (વક્તાને) ઉચ્ચારણ સિવાય બીજું કશું પ્રયોજન હોતું નથી (જુદા જુદા) વિષયોમાં તેમની શક્તિ નિયત હોવાથી શબ્દોચ્ચારણ તેવા અર્થમાં પ્રાપ્ત થશે (૪૧૦)

નાનાશબ્દવાદી અર્થાત્ શબ્દોના અનેકત્વને માનનારને મતે અનેક અર્થો દર્શાવનાર શબ્દથી નાના શબ્દત્વ જ સિદ્ધ થાય છે બીજી પંક્તિનો અર્થ પુણ્યરાજ આ પ્રમાણે આપે છે तत्र तत्र विषये नियतशक्ति यादृमिन्नशक्ति वाचक स शब्दस्तत्र तत्र व्यवस्थित । विषयનો અર્થ 'ચોક્કસ વિષયમાં' થશે

नानात्वस्यैव सज्ञानमर्थप्रकरणादिभि ।
न जात्वर्थान्तरे वृत्तिरन्यार्थाना कथञ्चन ॥४११॥

અર્થ અને પ્રકરણ વગેરે વડે શબ્દોના અનેકત્વનો જ બોધ થાય છે એક સ્થળે જુદા અર્થવાળા શબ્દોની તેનાથી જુદા અર્થમાં પ્રવૃત્તિ કદાપિ સંભવતી નથી (૪૧૧)

पदरूप च यद्वाक्यमस्तित्योपनिबन्धनम् ।
काम विमर्शस्तत्राय न वाक्यावयवे पदे ॥४१२॥

अस्ति (તે છે) ક્રિયાપદ ઉપર આધાર રાખનાર પદરૂપ એવું જે વાક્ય તેને અંગે આ (બધી) ચર્ચા ભલે થાય વાક્યના અવયવરૂપ પદ અંગે નહિ (૪૧૨)

यथैवानर्थकैर्वर्णैर्विशिष्टोऽर्थोऽभिधीयते ।
पदैरनर्थकैरेवं विशिष्टोऽर्थोऽभिधीयते ॥४१३॥

જેમ અનર્થક વર્ણોવડે (પદના) વિશિષ્ટ અર્થનું અભિધાન થાય છે, તેમ અનર્થકપદો વડે (વાકયનો) વિશિષ્ટ અર્થ જણાવાય છે. (૪૧૩)

મીમાંસક મતમાં જેમ વર્ણસમૂહરૂપ પદ અર્થવાચક છે તેમ વૈયાકરણ મતમાં પદ-સમૂહરૂપ વાક્ય વાચક છે, આ વાક્યસ્ફોટ અખંડ અને નિરાકાંક્ષ છે.

यदन्तराले ज्ञानं तु पदार्थैरुपजायते ।
प्रतिपत्तेरुपायोऽसौ प्रक्रमानवधारणात् ॥४१४॥

વાકયાર્થના બે ધની વચ્ચે પદોના અર્થનો જે બોધ થાય છે તે (તો અખંડ વાકયાર્થના) બોધ માટેનો ઉપાય છે, કારણ કે વાકયોચ્ચારણના પ્રારંભમાં અર્થનો નિશ્ચય થતો નથી. (૪૧૪)

पूर्वैरर्थैरनुगतो यथार्थात्मा परः परः ।
संसर्ग एव प्रक्रान्तस्तथाऽन्येष्वर्थवस्तुषु ॥४१५॥

જેમ (અભિહિતાન્વયવાદમાં) પૂર્વ અર્થો વડે અનુસરાતો પછીના શબ્દોના અર્થોરૂપ અર્થાત્મા(વાકયાર્થ) છે, તેમ (અન્વિતાભિધાનમાં) ઉત્તરોત્તર અર્થોનો બોધ થતાં સ્પષ્ટ થતો પદોના સંસર્ગરૂપ વાકયાર્થ પ્રારંભમાં જ સમજાય છે. (૪૧૫)

અહીં અન્વિતાભિધાન મતમાં સંસર્ગરૂપ વાકયાર્થનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સરખાવો પુણ્યરાજ : अभिहितान्वयवादिनः पूर्वपूर्वार्थानुगतः संसर्गो वाक्यार्थः अन्विताभिधानवादिनस्तूत्तरोत्तरपदार्थागतः प्रथमतरमेव संसृष्ट एव ।

अङ्गीकृते तु केषांचित् साध्येनार्थेन साधने ।
आधारनियमार्थैव साधनानां पुनः श्रुतिः ॥४१६॥

કેટલાક મતમાં (ક્રિયારૂપ) સાધ્ય અર્થ વડે સાધનનું નિર્ધારણ થતાં કારકોનું જે પુનઃશ્રવણ થાય તે કરણ, અધિકરણ વગેરે આધારોના નિયમન માટે જ (થાય) છે. (૪૧૬)

અહીં સાધ્ય એટલે ક્રિયા ક્રિયાની સિદ્ધિ માટેના ઉપાયો તે સાધનો. પરાર્થ એવાં આ સાધનો ક્રિયાનું જાણે રૂપ પ્રાપ્ત કરતાં હોય તેમ સમજાય છે. સાધ્ય અને સાધન વચ્ચેનો સંબંધ આરંભથી જ જણાતો હોવા છતાં સાધનોનું પુનઃકથન તેમના આધારોના નિયમન માટે જ થાય છે.

आधारे नियमाभावात्तदाक्षेपो न विद्यते ।
सामर्थ्यात्संभवस्तस्य श्रुतिस्त्वन्यनिवृत्तये ॥४१७॥

(સાધનોના ક્રિયારૂપ) આધાર અંગે નિયમનો અભાવ હોઈને (કારક પદો વડે ક્રિયારૂપ આધારનો ચોક્કસ) નિર્દેશ દેખાતો નથી. (સાધનનો પ્રયોગ ન હોય ત્યાં) સામર્થ્યને કારણે તેનું અસ્તિત્વ સમજાતું હોય તો તેનો પુનઃ ઉલ્લેખ બીજા [illegible] ત્તિ માટે થશે. (૪૧૭)

સાધનનો આધાર એવી ક્રિયાનો સાધન સાથેનો ચોક્કસ નિયમ,હમેશાં પ્રવર્તતો નથી. "दण्डेन गां....। લાકડી વડે ગાયને..." એવા આધાર વિનાની અને માત્ર સાધનના ઉલ્લેખવાળી ઉક્તિમાં, 'ચરવા લઈ જા', 'ડરાવ', 'માર', એવા ઘણા આધારો પ્રાપ્ત થાય છે. જ્યાં સાધનનો પ્રયોગ ન હોય ત્યાં સાધ્યપદ સાથેના તેના સામર્થ્યને લીધે તે સાધ્યનું અસ્તિત્વ સમજાશે. આવી સ્થિતિમાં સાધનનો સ્પષ્ટ ઉલ્લેખ, અન્ય આધારની નિવૃત્તિ માટે થશે.

क्रिया क्रियान्तराद्भिन्ना नियताधारसाधना ।
प्रक्रान्ता प्रतिपतॄणां भेदाः सम्बोधहेतवः ॥४१८॥

અન્ય ક્રિયાઓથી જુદી અને નિયત આધારરૂપ (કર્તા, કર્મ વગેરે) સાધનોવાળી ક્રિયા અહીં આરંભમાં જ (વાક્યાર્થરૂપે) સમજવામાં આવી છે. પદોરૂપી ભેદો (તો શ્રોતાઓના) બોધ માટે (ઉપાયરૂપ) છે. (૪૧૮)

अविभागं तु शब्देभ्यः क्रमवद्भयोऽपदक्रमम् ।
प्रकाशते तदन्येषां वाक्यं वाक्यार्थ एव च ॥४१९॥

બીજાઓને મતે ક્રમવાન (વર્ણો કે પદો) વડે પ્રાપ્ત થતું, (વર્ણો અને પદોના) ક્રમ વિનાનું અને વિભાગ વિનાનું વાક્ય અને (તેવો) વાક્યાર્થ વ્યક્ત થાય છે. (૪૧૯

स्वरूपं विद्यते यस्य तस्यात्मा न निरूप्यते ।
नास्ति यस्य स्वरूपं तु तस्यैवात्मा निरूप्यते ॥४२०॥

વાક્યાર્થથી જુદા રૂપવાળા (પદ)ના તત્ત્વનું નિરૂપણ કરવામાં આવતું નથી. જેને (વર્ણ, પદ અને તેમના ક્રમને દર્શાવતું) રૂપ નથી તેવા (વાક્ય)ના આત્મા (=તત્ત્વ)ને નિરૂપવામાં આવે છે. (૪૨૦)

अशब्दमपरेऽर्थस्य रूपनिर्धारणं विदुः ।
अर्थावभासरूपा हि शब्देभ्यो जायते स्मृतिः ॥४२१॥

બીજા (વિદ્વાનો) જણાવે છે કે (વાક્યના) અર્થના સ્વરૂપનો નિશ્ચય શબ્દોથી થતો નથી, કારણ કે શબ્દોમાંથી તો અર્થનો આભાસ આપતું (માત્ર) સ્મરણ ઉત્પન્ન થાય છે. (૪૨૧)

अन्यथैवाग्निसम्बन्धाद्दाहं दग्धोऽभिमन्यते ।
अन्यथा दाहशब्देन दाहार्थः संप्रतीयते ॥४२२॥

દાઝેલ વ્યક્તિ, અગ્નિ સાથેના તેના સંબંધને કારણે, દાહને (અમુક) એક રીતે સમજે છે, પરંતુ દાહ એવા શબ્દ વડે જુદી જ રીતે 'દાઝવું' એવો અર્થ જણાય છે (૪૨૨)

અગ્નિથી દાઝનારો માણસ દાહને, ફોલ્લા ઊઠવા, ચામડી બળી જવી એમ અમુક રીતે, વ્યક્તિગત દુઃખકારક અનુભવ તરીકે સમજે છે; પરંતુ દાહ એવો ઉચ્ચરિત શબ્દ સાંભળનાર વ્યક્તિ એના અર્થને જુદી જુદી રીતે સમજે છે. અહીં ભર્તૃહરિ જણાવવા માગે છે કે શબ્દાર્થજ્ઞાન સત્ય નથી, પરંતુ વાક્યાર્થજ્ઞાન જ સત્ય છે, કારણ કે શબ્દના અર્થથી વસ્તુભૂત બાહ્ય અર્થની પ્રતીતિ થતી નથી.

पृथङ्निविष्टतत्त्वानां पृथगर्थानुपातिनाम् ।
इन्द्रियाणां यथा कार्यमृते देहान्न कल्पते ॥४२३॥
तथा पदानां सर्वेषां पृथगर्थनिवेशिनाम् ।
वाक्येभ्यः प्रविभक्तानामर्थवत्ता न विद्यते ॥४२४॥

જેમ જુદાં જુદાં (પાર્થિવ, તૈજસ વગેરે) સ્વરૂપોવાળી અને જુદા જુદા વિષયોમાં પ્રવૃત્તિશીલ ઇન્દ્રિયોનું કાર્ય દેહ વિના સંભવતું નથી;

તેમ જુદા જુદા અર્થોમાં સંનિવિષ્ટ બનેલા (=તેમનો બોધ કરાવનારા) અને વાક્યોથી જુદા રહેલા બધા શબ્દોની અર્થવત્તા પ્રાપ્ત થશે નહિ (૪૨૩-૪૨૪)

संसर्गरूपं संसृष्टेष्वर्थवस्तुषु गृह्यते ।
नात्रोपाख्यायते तत्त्वमपदार्थस्य दर्शनात् ॥४२५॥

શબ્દોના અર્થો સંસૃષ્ટ હોય ત્યારે સંસર્ગરૂપ (વાક્યાર્થ) સમજાય છે. પદોના અર્થોથી જુદા (વાક્યાર્થ)ના અનુભવને કારણે (વાક્યાર્થનું) સ્વરૂપ વર્ણવવામાં આવતું નથી. (૪૨૫)

दर्शनस्यापि यत्सत्यं न तथा दर्शनं स्थितम् ।
वस्तुसंसर्गरूपेण तद्रूपं निरूप्यते ॥४२६॥

(શબ્દોના) દર્શન (=બોધ)નું (અન્ય સાથે નહિ જોડાયેલું) જે સત્ય રૂપ છે, તેવું દર્શન (પદના અર્થના જ્ઞાનના સમયે) હોતું નથી. તેને રૂપ વિનાનાને, તેની સાથેના દ્રવ્યોના સંસર્ગને લીધે નિરૂપવામાં આવે છે. (૪૨૬)

શબ્દોના અર્થના બોધ વખતે બોધરૂપ દર્શન હમેશાં દ્રવ્યના સ્વરૂપથી અસંસ્પૃષ્ટ હોય છે, છતાં દ્રવ્યના સંસર્ગને કારણે તેને રૂપવાન્ સમજવામાં આવે છે. વાક્યાર્થનો બોધ પદાર્થના બોધ સાથે અસંસૃષ્ટ હોવા છતાં વાક્યાર્થને પદાર્થ વડે અનુગૃહીત સમજવામાં આવે છે. આમ હોઈને પદ અને પદાર્થ એકાંત રીતે તો અવ્યવહાર્ય છે, વાક્ય અને વાક્યાર્થ જ વ્યવહાર્ય છે.

अस्तित्वेनानुषक्तो वा निवृत्त्यात्मनि वा स्थितः ।
अर्थोऽभिधीयते यस्मादतो वाक्यं प्रयुज्यते ॥४२७॥

(એક શબ્દનો) અર્થ પણ અસ્તિત્વ સાથે સંબંધવાળો કે નિવૃત્ત બનીને તેનામાં રહેલો જણાતો હોવાથી વાક્યનો જ પ્રયોગ થાય છે. (૪૨૭)

ઘટ. એવો એક શબ્દ જ્યારે તેનું અસ્તિત્વ કે અભાવ દર્શાવે છે, ત્યારે घटः अस्ति અથવા घटः नास्ति એવા વાક્યનો જ પ્રયોગ થાય છે, જગતમાં સઘળા પદાર્થોનું અસ્તિત્વ કે તેમનો અભાવ વાક્ય વડે જ જણાવાય છે, શબ્દો વડે નહીં. ટૂંકામાં લોકવ્યવહારમાં બધી બાબતોના અસ્તિત્વ કે અભાવની પ્રતીતિ વાક્ય અને વાક્યાર્થથી જ થાય છે

क्रियानुषङ्गेण विना न पदार्थः प्रतीयते ।
सत्यो वा विपरीतो वा व्यवहारे न सोऽस्त्यतः ॥४२८॥

શબ્દનો સત્ય (=વસ્તુભૂત) અથવા તેથી વિરુદ્ધ (=અસત્ય) અર્થ ક્રિયા સાથેના સંબંધ વિના સમજાતો નથી. તેથી વ્યવહારમાં તેનું અસ્તિત્વ નથી. (૪૨૮)

सदित्येतत्तु यद्वाक्यं तदभूदस्ति नेति वा ।
क्रियाभिधानसंबन्धमन्तरेण न गम्यते ॥४२९॥

સત્ (અસ્તિત્વ) એવું (એક શબ્દરૂપ) વાક્ય, 'તે હતું', 'તે નથી,' અથવા 'તે છે' એવા ક્રિયાપદના ઉલ્લેખ સાથેના સંબંધ વિના સમજાતું નથી. (૪૨૯)

आख्यातपदवाच्येऽर्थे साधनोपनिबन्धने ।
विना सत्त्वाभिधानेन नाकाङ्क्षा विनिवर्तते ॥४३०॥

કારકો રૂપી નિમિત્તવાળા ક્રિયાપદવડે વાચ્ય બનતા અર્થની આકાંક્ષા સાધનરૂપ દ્રવ્યના અભિધાન વિના નિવૃત્ત થતી નથી. (૪૩૦)

प्राधान्यात्तु क्रिया पूर्वमर्थस्य प्रविभज्यते ।
साध्यप्रयुक्तान्यङ्गानि फलं तस्य प्रयोजकम् ॥४३१॥

ક્રિયા(રૂપ અંશ), તેના પ્રાધાન્યને કારણે,(વાક્યના) અર્થમાંથી જુદો સમજવામાં આવે છે. (સાધનો) સાધ્ય(=ક્રિયા)ની નિષ્પત્તિ માટે પ્રયુક્ત હોઈ ગૌણ છે. ફળ તેનું પ્રયોજક છે. (૪૩૧)

સાધનો ક્રિયાની નિષ્પત્તિ માટે પ્રયોજાતાં હોવાથી, પ્રધાનભૂત એની ક્રિયાના સન્દર્ભમાં ગૌણ છે. ક્રિયાના સંદર્ભમાં તેના ફળનું શાબ્દિક અપ્રાધાન્ય હોવા છતાં, ફળની નિષ્પત્તિ ક્રિયાની પ્રયોજક હોવાથી ફળનું પ્રધાન્ય છે (फलप्रयुक्ता क्रियाऽपीति फलापेक्षया क्रियाया अङ्गत्वं बोध्यम्—પુણ્યરાજ)

प्रयोक्तैवाभिसन्धत्ते साध्यसाधनरूपताम् ।
अर्थस्य चाभिसंबन्धकल्पनां प्रसमीहते ॥४३२॥

માત્ર (વાક્યનો) પ્રયોક્તા જ સાધ્ય અને સાધનોની કલ્પના કરે છે, અને (સાધ્ય અને સાધનરૂપ) અર્થના સંબંધની કલ્પનાને ઇચ્છે છે. (૪૩૨)

'આ સાધ્ય', 'આ સાધન', 'આવો તેમની વચ્ચેનો સંબંધ', આ બધું કાલ્પનિક છે એ પ્રયોક્તાની બુદ્ધિમાંથી પ્રાપ્ત થાય છે.

पचिक्रियां करोमीति कर्मत्वेनाभिधीयते ।
पक्तिः करणरूपं तु साध्यत्वेन प्रतीयते ॥४३३॥

'હું રાંધવાની ક્રિયા કરું છું' એવા વાક્યમાં રાંધવાની ક્રિયાને કર્મ તરીકે ઉલ્લેખવામાં આવે છે. ક્રિયાના કરણરૂપે જણાવાતું રાંધવાનું કાર્ય સાધ્યરૂપે સમજાય છે. (૪૩૩)

પાકક્રિયાને પ્રયોક્તાની ઇચ્છા પ્રમાણે ક્રિયા અથવા કારકરૂપે સમજી શકાય. 'તે પાકક્રિયા કરે છે' એવા વાક્યમાં 'પાકક્રિયા' કર્મ છે અને 'કરે છે' એવા ક્રિયાપદવડે (પાક) ક્રિયાનો ઉલ્લેખ છે. કર્મ સિદ્ધ છે અને ક્રિયા સાધ્ય છે.

योऽशो येनोपकारेण प्रयोक्तॄणां विवक्षितः ।
अर्थस्य सर्वशक्तित्वात्स तथैव व्यवस्थितः ॥४३४॥

પ્રયોક્તાઓને જે(અર્થના) જે અંશની વિવક્ષા હોય તે જ પ્રમાણે, તે અર્થ દઢ બને છે(કારણ કે), અર્થોની (કર્તા, કર્મ વગેરે) અનેક શક્તિઓ હોય છે (૪૩૪)

आराद्वृत्तिषु संबन्धः कदाचिदभिधीयते ।
आश्लिष्टो योऽनुपश्लिष्टः स कदाचित्प्रतीयते ॥४३५॥

દૂર રહેલા પદાર્થોમાં (પણ કોઈવાર વિવક્ષાને લીધે પરસ્પર) સંબંધ જણાવાય છે, પરંતુ કોઈવાર સંબદ્ધ પદાર્થ પણ સંબંધ વિનાનો સમજાય છે. (૪૩૫)

संसृष्टानां विभक्तत्वं संसर्गश्च विवेकिनाम् ।
नानात्मकानामेकत्वं नानात्वं च विपर्यये ॥४३६॥

सर्वात्मकत्वादर्थस्य नैरात्म्याद्वा व्यवस्थितम् ।
अत्यन्तयतशक्तित्वाच्छब्द एव निबन्धनम् ॥॥४३७

સંસર્ગવાળા (પદાર્થો)ની જુદાઇ, જુદાઈઓનો સંસર્ગ, અનેકોનું એકત્વ, અને તેથી ઉલટું(અનેકત્વમાં) અનેકત્વ—(આ બધું) અર્થોના સમગ્ર રૂપમાં અસ્તિત્વાળું હોવાને કારણે અથવા તેમના રૂપના અભાવના કારણે પ્રાપ્ત થાય છે,(પોતાની) સુનિયત શક્તિને લીધે શબ્દ જ, (તે તે રૂપમાં અર્થ બોધ માટે) તેમનું નિમિત્ત છે (૪૩૬-૪૩૭)

"મથુરાના રહેવાસીઓ પાટલીપુત્રના રહેવાસીઓ કરતાં વધારે સંપત્તિવાળા છે." એ ઉદાહરણમાં પહેલાં એક સાથે રહેલા બંને સમૂહને જુદા ગણવામાં આવ્યા છે. "દેવદત્ત લાકડાંથી રાંધે છે" માં દેવદત્ત અને લાકડાં જુદાં હોવા છતાં પાકક્રિયાના સંદર્ભમાં બંને સંસૃષ્ટ છે. ધવ, ખદિર, પલાશ વગેરે વૃક્ષો અનેક હોવા છતાં વન રૂપે તેમનું એકત્વ સમજાય છે, અને 'રાહુનું મસ્તક' એવા કથનમાં એકત્વ હોવા છતાં નાનાત્વ સમજાય છે અર્થ કાંતો અનેક રૂપવાળો હોય અથવા તો કોઈ નિશ્ચિત રૂપવાળો ન હોય; તેવી બંને સ્થિતિમાં વિવક્ષા પ્રમાણે તે પ્રાપ્ત થશે.

वस्तूपलक्षणः शब्दो नोपकारस्य वाचकः ।
न स्वशक्तिः पदार्थानां संस्प्रष्टुं तेन शक्यते ॥४३८॥

શબ્દ પદાર્થનું (માત્ર) ઉપલક્ષણ છે; તેના ઉપયોગને તે જણાવતો નથી. વસ્તુઓની પોતાની શક્તિઓનો સ્પર્શ કરવાનું તેના વડે શક્ય બનતું નથી. (૪૩૮)

'જમીન ઉપર ઘડો છે' એવા વાક્યમાં જમીન અને ઘડાની વચ્ચે સંયોગ સંબંધ છે. બે પદાર્થોનો સંયોગ એવા વચનમાં સંયોગ શબ્દ વપરાયો છે જ તેથી સંયોગ સંબંધરૂપે નહિ પરંતુ સંબંધી રૂપે છે. સમવાય અંગે પણ આમ જ સમજવુ જોઈએ. सबन्धित्वेन ને બદલે सम्बन्ध त्वेन એવો પાઠ સમજતાં "જ્યારે બે દ્રવ્યોનો સંયોગ એમ કહેવાય છે ત્યારે ત્યાં સમવાયસંબંધ સંબંધરૂપે સમજાય છે," એવો અર્થ થશે.

संबन्धिधर्मा संयोगः स्वशब्देनाभिधीयते ।
संबन्धः समवायश्च संबन्धित्वेन गम्यते ॥४३९॥

સંબંધીઓના ધર્મવાળો સંયોગ તેના વાચક એવા (સંયોગ)શબ્દ વડે જણાવાય છે; (તે પ્રમાણે) સમવાય સંબંધ પણ સંબંધીરૂપે સમજાય છે. (૪૩૯)

लक्षणाद्व्यवतिष्ठन्ते पदार्था न तु वस्तुत. ।
उपकारास्तु एवार्थ. कथञ्चिदनुगम्यते ॥४४०॥

પદાર્થો તેમના વાસ્તવિક સ્વભાવ પ્રમાણે નહિ પરંતુ (પ્રયોક્તાની ઇચ્છા મુજબ (નિર્દેશાતી) કોઈક વિશિષ્ટતા પ્રમાણે જણાવાય છે. તેનો તે જ પદાર્થ તેના બીજા ઉપયોગને કારણે બીજી કોઈક રીતે સમજાય છે. (૪૪૦)

પાણી એવો અર્થ દર્શાવવા માટે પ્રયોક્તાની ઇચ્છા પ્રમાણે અર્થાત્ તેના મનમાં જે અર્થવિશિષ્ટતા ધસી આવે તે દર્શાવતા શબ્દો जल, वारि, अप्, सलिल, पय, उदक વગેરે વપરાય છે. આમ હોઈને પદો વડે કરાવવામાં આવતું અર્થદર્શન સત્ય છે.

वाक्यार्थो योऽभिसम्बन्धो न तस्यात्मा क्वचित् स्थितः ।
व्यवहारे पदार्थानां तमात्मानं प्रचक्षते ॥४४१॥

વાક્યાર્થ માટેનો, (પદોના અર્થોમાંનો) જે સંબંધ છે તે (વાક્યના) કોઈ એક વિભાગમાં રહેતો નથી. વ્યવહારમાં તે વાક્યાર્થને પદોના અર્થોનું સર્વસ્વ કહે છે. (૪૪૧)

પુણ્યરાજ અને તેને અનુસરીને अम्बाकर्त्री "वाक्यार्थो योऽभिसम्बन्धो ને બદલે वाक्यार्थे योऽभिसंबन्धो એવો પાઠ હોય તેમ અર્થ રજૂ કરે છે. તેના પ્રમાણે કારિકાનો આ પ્રમાણે અર્થ થશે "પરસ્પર અભિસંબંધરૂપ જે (અનંશ) વાક્યાર્થ છે તે કદાપિ (પદોના અર્થથી) જુદી રીતે રહેલો સમજી શકાતો નથી. વ્યવહારમાં તે(વાક્યાર્થ)ને પદોના અર્થોનો આત્મા કહે છે.

पदार्थे समुदाये वा समाप्तो नैव वा क्वचित् ।
पदार्थरूपभेदेन तस्यात्मा प्रविभज्यते ॥४४२॥

અથવા (તે વાક્યાર્થ) પદના અર્થમાં કે તેમના સમુદાયના અર્થમાં કદી સમાપ્ત થતો નથી. પદના અર્થોની (ઔપાધિક) ભિન્નતાને કારણે તેનું સ્વરૂપ જુદું સમજાય છે. (૪૪૨)

अन्वाख्यानाय यो भेद: प्रतिपत्तिनिबन्धनम् ।
साकाङ्क्षावयवं भेदे तेनान्यदुपवर्ण्यते ॥४४३॥

(તે વાક્યાર્થને) સમજાવવા માટે (દર્શાવાતા), (પદોના) જુદા જુદા અર્થો (વાક્યાર્થના) બોધ માટે જ છે. પદોના(અર્થોની કાલ્પનિક) ભિન્નતા પ્રાપ્ત થતાં તેમનાથી જુદું, આકાંક્ષાયુક્ત અવયવોવાળું (વાક્યાર્થ રૂપ) વર્ણવવામાં આવે છે. (૪૪૩)

अनेकशक्तेरेकस्य प्रविभागोऽनुगम्यते ।
एकार्थत्वं हि वाक्यस्य मात्रयाऽपि प्रतीयते ॥४४४॥

એક હોવા છતાં અનેક શક્તિઓવાળા (વાક્યાર્થ)નો (પદોના અર્થો રૂપે) વિભાગ સમજવામાં આવે છે. વાક્યનું એકાર્થત્વ નાના ટુકડાઓ (=વાક્યાંશો)માંથી સ્પષ્ટ થાય છે. (૪૪૪)

इग्यण: संप्रसारणम् । (પા. સૂ. ૧.૧.૪૫) એવું સૂત્રવાક્ય સંપૂર્ણ અને મોટું છે. સ્થાન્યાદેશભાવ દર્શાવતા इग्यण: એટલા શબ્દો સાથે સંબંધને કારણે પણ संप्रसारणम् એવા નાના ટુકડા વડે પણ પૂર્ણ વાક્યાર્થ સ્પષ્ટ થાય છે

संप्रत्ययार्थाद् बाह्योऽर्थः सन्नसन्वा विभज्यते ।
बाह्यीकृत्य विभागस्तु शक्त्यपोद्धारलक्षणः ॥४४५॥

(તે) અભિધેયરૂપ વાક્યાર્થમાંથી વિદ્યમાન અથવા અવિદ્યમાન એવો બાહ્યાર્થ વિભક્ત રૂપે સમજાય છે. બાહ્ય સમજવામાં આવેલ તે વિભાગ પદાર્થોની શક્તિઓના પૃથક્કરણ રૂપે છે. (૪૪૫)

વાક્યાર્થ જેમ પદાર્થ ઉપર આધાર રાખતો નથી તેમ તે બાહ્ય વ્યવહાર ઉપર પણ આધાર રાખતો નથી. અર્થાત્ માનસિક છે. તેમ છતાં તે બાહ્ય હોય તેમ ભાસે છે. અભિધેય રૂપ વાક્યાર્થ આન્તર બોધ રૂપે છે. તેમાંથી પદોના અર્થરૂપ બાહ્યાર્થ સમજાય છે. આવો બાહ્યાર્થ પદોના અર્થ ઉપર નિર્ભર હોઈ વિભક્ત સમજાય છે, અને તે પદાર્થબોધ માટે અનુકૂળ શક્તિઓના પૃથક્કરણ રૂપે છે.

प्रत्ययार्थात्मनियता शक्तयो न व्यवस्थिताः ।
अन्यत्र च ततो रूपं न तासामुपलभ्यते ॥४४६॥

(માત્ર માનસિક) બોધ રૂપે નિયત બનતી (શબ્દોની અર્થ)શક્તિઓ (વાક્યાર્થમાં) ચોક્કસ રૂપમાં પ્રાપ્ત થતી નથી. તે(વાક્યાર્થ)થી બીજે તેમનું રૂપ પ્રાપ્ત થતું નથી. (૪૪૬)

बहुष्वपि तिङन्तेषु साकाङ्क्षेष्वेकवाक्यता ।
तिङा तिङ्भ्यो निघातस्य पर्युदासस्तथार्थवान् ॥४४७॥

એકબીજા માટે આકાંક્ષાવાળાં અનેક ક્રિયાપદો હોવા છતાં (તેમના વડે) એક વાક્ય (જ) બને છે આ રીતે બીજાં ક્રિયાપદો પછી આવતા ક્રિયાપદ વડે નિઘાતનો નિષેધ અર્થવાન્ થશે. (૪૪૭)

तिङ्ङतिङः । (પા. સૂ. ૮.૧.૨૮) જણાવે છે કે જે ક્રિયાપદની પહેલાં ક્રિયાપદ ન હોય તેવો શબ્દ હોય તો તે ક્રિયાપદને અનુદાત્ત પ્રાપ્ત થાય છે. આ ઉપરથી એમ કહી શકાય કે અન્ય ક્રિયાપદો પહેલાં આવ્યાં હોય તો નિઘાત અર્થાત્ અનુદાત્તનો પર્યુદાસ અર્થાત્ નિષેધ થશે વાર્તિકકારના મતે आख्यातं साव्ययकारकविशेषणं वाक्यम् । (મ.ભા. ૨.૧.૧. વા.)માં એકવચનનો પ્રયોગ હોવાથી અનેક આખ્યાતો હોય તો અનેક વાક્યો થાય. સૂત્રકારને મતે અનેક ક્રિયાપદો હોવા છતાં વાક્યભેદ થશે નહિ.

एकतिङ् यस्य वाक्यं तु शास्त्रे नियतलक्षणम् ।
तस्यातिङ्ग्रहणेनार्थो वाक्यभेदान्न विद्यते ॥४४८॥

જેમના મતમા વ્યાકરણશાસ્ત્રમાં "એક ક્રિયાપદવાળું વચન વાક્ય છે" એવું (વાક્યનું) નિશ્ચિત લક્ષણ માનવામાં આવ્યું છે તેમને માટે, જુદાં જુદાં વાક્યો હોવાને કારણે('तिङ्, तिङः' पा. सू. ८.१ २८ એવા સૂત્રમાં) अतिङ् (ક્રિયાશબ્દ નથી તેવું પદ) એવો શબ્દ મૂકવાનું કશું પ્રયોજન નથી. (૪૪૮)

तिङन्तान्तरयुक्तेषु युक्तयुक्तेषु वा पुनः ।
मृगः पश्यत यातीति भेदाभेदौ न तिष्ठतः ॥४४९॥

'જુઓ, હરણું જાય છે' એવા વાક્યમાં જ્યાં 'જાય છે' એવું (મુખ્ય) ક્રિયાપદ બીજા ક્રિયાપદ સાથે જોડાયેલું હોય અથવા તે (અન્ય) ક્રિયાપદ સાથે સંબદ્ધ શબ્દ સાથે જોડાયેલુ હોય ત્યાં વાક્યો જુદાં જુદાં છે કે એક જ છે એવી સ્થિતિ પ્રાપ્ત થતી નથી. (૪૪૯)

'હરણ જાય છે' એવું એક વાક્ય છે, અને 'જતું હરણ જુઓ' એવું બીજું વાક્ય થશે. બીજી રીતે વિચારીએ તો 'જુઓ હરણું જાય છે.' એવા વાક્યમાં 'હરણું જાય છે' એવો પદસમૂહ જુઓનું કર્મ થશે. અહીં એક વાક્ય થયું. આમ પહેલા પ્રકારમાં વાક્યભેદ અને બીજામાં વાક્યાભેદ થાય છે.

इतिकर्तव्यताऽर्थस्य सामर्थ्याद्यत्र काङ्क्ष्यते ।
अशब्दलक्षणाकाङ्क्षं समाप्तार्थं तदुच्यते ॥४५०॥

જ્યાં અર્થના સામર્થ્યને કારણે તેની ક્રિયાના પ્રકારની અપેક્ષા રાખવામાં આવે છે તેને શબ્દ સાથે સંબદ્ધ આકાંક્ષત વિનાનું અને પૂર્ણ થયેલ અર્થવાળું વાક્ય સમજવામાં આવે છે. (૪૫૦)

'ડાંગર ખાંડો' એવા વાક્યમાં જેનાથી ડાંગર ખાંડવાની છે તે સાંબેલું અને જ્યાં ખાંડવાની છે તે ખાંડણિયો દર્શાવતા શબ્દોની અપેક્ષા નથી. સામર્થ્યથી જ તે સમજાય છે. આવા વાક્યને સમાપ્તાર્થ વાક્ય કહીશું, કારણ કે તેમાં શબ્દરૂપ અપૂર્ણતા નથી. તે જ રીતે 'દેવદત્ત રાંધે છે' પણ પૂર્ણ વાક્ય છે. દેવદત્ત તેનું રાંધે છે એવા વાક્યમાં શાબ્દિક અપૂર્ણતા હોવાથી તે પૂર્ણ વાક્ય ગણાય નહિ.

तत्त्वान्वाख्यानमात्रे तु यावानर्थोऽनुपज्यते ।
विनाऽपि तत्प्रयोगेण श्रुतेर्वाक्यं समाप्यते ॥४५१॥

(વાક્યમાં) દ્રવ્યના માત્ર કથનમાં જે અર્થ તેની સાથે જોડાતો હોય, ત્યાં તે અર્થના (પ્રતિપાદક શબ્દના) પ્રયોગ વિના પણ શબ્દવ્યાપારથી વાક્ય પૂર્ણ બને છે. (૪૫૧)

चङ्क्रम्यमाणोऽधीष्वात्र जपंश्चङ्क्रमणं कुरु ।
तादर्थ्यस्याविशेषेऽपि शब्दाद्भेदः प्रतीयते ॥४५२॥

'ફરતાં ફરતાં અધ્યયન કર' અને 'અધ્યયન કરતાં કરતાં ફર' (એવાં બે વાક્યો)-માં તેમના અર્થ અંગે વિશેષતા ન હોવા છતાં (ક્રમ, ફરવું એવા) શબ્દ ઉપરથી (ગુણપ્રધાનભાવ મૂલક) અર્થભેદ સમજાય છે. (૪૫૨)

फलवन्तः क्रियाभेदाः क्रियान्तरनिबन्धनाः ।
असंख्याताः क्रमोद्देशैरेकाख्यातनिदर्शिताः ॥४५३॥

(જુદાં જુદાં) ફળવાળી અને બીજી (ગૌણ) ક્રિયાઓ ઉપર આધાર રાખતી જુદી જુદી ક્રિયાઓ, તેમની પદ્ધતિ અને ફળને ગણાવવાનું અશક્ય હોવાથી એક (=સમાન) ક્રિયાપદ વડે જણાવાય છે. (૪૫૩)

निवृत्तभेदा सर्वैव क्रियाख्यातेऽभिधीयते ।
श्रुतेरशक्याः भेदानां प्रविभागप्रकल्पना ॥४५४॥

ક્રિયાપદમાં, (અવાન્તર) ભેદ વિનાની સમગ્ર ક્રિયા જણાવાય છે (શબ્દોના કેવળ) ઉલ્લેખ ઉપરથી (ક્રિયાના) ભેદોની કલ્પના અશક્ય છે. (૪૫૪)

अश्वमेधेन यक्ष्यन्ते राजान सत्रमासते ।
ब्राह्मणा इति नान्यात्तत्पाद्भेद प्रतीयते ॥४५५॥

"રાજાઓ અશ્વમેધ યજ્ઞ કરશે" અને "બ્રાહ્મણોએ યજ્ઞસત્ર ચાલુ રાખ્યુ" છે" એવા વાકયોમા (જુદા) ક્રિયાપદોથી ક્રિયારૂપ અર્થભેદ સમજાતો નથી (૪૫૫)

यक्ष्यन्ते અને सत्रमासते એવા બે જુદા ક્રિયાપદોથી અહી જુદા યજ્ઞકાર્યો સમજાતા નથી, પરંતુ સાધન અર્થાત્ કારક જુદા હોવાથી તેવા સમજાય છે યજ્ અને આસ્ એવા જુદા ધાતુઓના સાધન જુદા પ્રાપ્ત થાય છે

सकृच्छ्रुता सप्तदशस्वनावृत्तापि या क्रिया ।
प्राजापत्येषु सामार्थ्यात् सा भेद प्रतिपद्यते ॥४५६॥

સત્તર પ્રાજાપત્ય પશુઓ અંગેની ક્રિયા એક વખત ઉલ્લેખાયેલી હોવા છતા અને પુનરુક્ત ન થવા છતાં (જુદા જુદા પશુઓના હનનરૂપી) સામર્થ્યને કારણે જુદી સમજાય છે. (૪૫૬)

'પ્રજાપતિ દેવ માટેના, શિંગડા વિનાના, સત્તર બકરા હણવા' એવા વિધિવાકયમા ક્રિયા એક જ હોવા છતા સત્તર પશુઓ હોવાથી તે જુદી જુદી સમજાય છે

देवदत्तादिषु भुजि प्रत्येकमवतिष्ठते ।
प्रतिस्वतन्त्र वाक्य वा भेदेन प्रतिपद्यते ॥४५७॥

(દેવદત્ત, યજ્ઞદત્ત અને વિષ્ણુમિત્રને જમાડો) એવા વાકયમા ભોજનકાર્ય દેવદત્ત વગેરે દરેકમા સમાપ્ત થાય છે, અથવા ત્રણ કર્તાઓ પ્રમાણે તે વાકય પણ જુદા વાકયોમા વિભક્ત થશે (૪૫૭)

उच्चारणे तु वाक्यानामन्यद्रूप न गृह्यते ।
प्रतिपत्तौ तु भिन्नानामन्यद्रूप प्रतीयते ॥४५८॥

ઉચ્ચારણ વખતે, વાકયોનુ જુદુ ( અર્થાત્ ભિન્ન ) રૂપ પ્રાપ્ત થતુ નથી પરંતુ તેમના અર્થબોધ વખતે જુદા જુદા વાકયોનુ જુદુ રૂપ સમજાય છે (૪૫૮)

एक ग्रहणवाक्य च सामान्येनाभिधीयते ।
कर्तरीति यथा तच्च पश्वादिषु विभज्यते ॥४५९॥

कर्तरि कृत्त । (કર્તાના અર્થમા ધાતુને કૃત્ પ્રત્યય પ્રાપ્ત થાય છે, પા સૂ ૩ ૪ ૬૭) એવુ (અને બધા કૃત્પ્રત્યયોનુ ) ગ્રાહક જે એક વાકય સામાન્યપણે કહેવાય છે તે જુદા જુદા પશુઓ (રૂપી વિષયો)મા જુદુ જુદુ સમજાય છે (૪૫૯)

कर्तरि कृत्। (पा सू. ३.४.६७) એવું એક સૂત્રવચન જે બધા કૃત્પ્રત્યયોને આવરી લે છે તે हरतेर्दृतिनाथयोः पशौ। (पा सू. ३.२ २५), स्तम्बकर्णयोरभिजपोः। (पा. सू ३.२. १३) વગેરે સૂત્રોમાં પ્રાપ્ત થતા જુદાજુદા કર્તાઓ સાથે ભિન્ન ભિન્ન રીતે સંબંધ પામે છે.

यथाकाङ्क्षा निवर्तेत तद्भूतस्य सकृच्छ्रुतौ।
नैवान्येनाभिसम्बन्धं तदुपेयात्कथं च न ॥४६०॥

જો, સામાન્ય નિયમ રૂપ બનેલા (તે कर्तरि कृत्।) વાક્યનું એકવાર શ્રવણ થતાં (બીજા નિયમોની) અપેક્ષાદૂર થતી હોય તો તે બીજા (વિશેષનિયમ) સાથે કોઈપણ રીતે સંબંધને પામશે નહિ (૪૬૦)

જર્મન સંપાદનનો પાઠ कथं च न સમજીએ તો 'કેવી રીતે નહીં' એવો અર્થ કરવો પડે અને બીજી પંક્તિનો नैव એવો નકાર નિરર્થક થાય તેથી कथञ्चन नैव उपेयात् એવી યોજના કરી અનુવાદ કર્યો છે.

एकरूपमनेकार्थं तस्मादुपनिबन्धनम् ।
योनिर्विभागवाक्यानां तेभ्योऽनन्यदिव स्थितम् ॥४६१॥

તેથી, અનેક અર્થોવાળું અને અવયવવાક્યોના આધાર અને ઉપાદાનરૂપ, અભિન્ન સ્વરૂપવાળું વાક્ય, તેમનાથી જૂદું ન હોય તેમ રહેલું છે. (૪૬૧)

क्वचित्क्रिया व्यक्तिभागैरुपकारे प्रवर्तते ।
सामान्यभाग एवास्याः क्वचिदर्थस्य साधकः ॥४६२॥

કોઈક સ્થળે ક્રિયા તેના વ્યક્તિરૂપ વડે અર્થસિદ્ધિ માટે પ્રવર્તે છે તો કોઈકવાર તેનું સામાન્ય રૂપ જ અર્થનું સાધક બને છે. (૪૬૨)

રાંધવાની ક્રિયામા બાધ, વિકલ્પ, સમુચ્ચય, પ્રશંસા, વગેરે વિષયોનો સંબંધ થાય છે ત્યારે ક્રિયા તેના વ્યક્તિરૂપમાં અર્થસિદ્ધિ પ્રાપ્ત કરે છે, પરંતુ દેશ, કાલ, સાધન, વગેરેનો ઉલ્લેખ ન હોય ત્યારે વાક્યનું સામાન્ય રૂપ પ્રવર્તે છે.

कालभिन्नाश्च भेदा ये ये चाप्युद्ध्रासिकादिषु ।
प्रक्रमे जातिभागस्य शब्दात्मा तेन भिद्यते ॥४६३॥

જે ક્રિયાભેદો કાલભેદવાળા છે અને જે उद्ध्रासिका જેવા શબ્દોમાં પ્રાપ્ત થાય છે. તેમનામાં (વાક્યાર્થમાં ક્રિયાના સંબંધને કારણે) જાતિભાગની પ્રતીતિ થતાં, તે ક્રિયાભેદોવડે શબ્દસ્વરૂપ જુદું સમજાતું નથી. (૪૬૩)

જે ક્રિયાભેદો કાલભેદવાળા–જેમકે पच् ના पचति, अपाक्षीत्, पक्ष्यति–છે, અને જે

જાતિ ભાગનો જ બોધ થાય છે, વ્યક્તિભાગનો નહિ. સાધનનું બહુત્વ ક્રિયાવચનમાં
પ્રાપ્ત થાય છે, उष्ट्रासिका आस्यन्ते। એટલે અનેક ઊંટ જેમ જુદીજુદી રીતે બેસે છે તેમ
આ બાળકોની બેસવાની રીત (आसिका) જુદીજુદી છે। સરખાવો तिङभिहिते चापि तदा
भावे बहुवचनं श्रूयते। तद्यथा उष्ट्रासिका आस्यन्ते। हतशायिका. शय्यन्ते इति। પા. સૂ. ૨.
૧. ૬૭ सार्वधातुके यक्। ઉપરનું મ.ભા. અને નાગેશઃ तत्सादृश्यादाख्यातवाक्यस्यापि भावस्य
स्वरूपगतभेदाभावाद् बहुवचनं भवत्येव। )

एकसंख्येषु भेदेषु भिन्ना जात्यादिभिः क्रियाः ।
भेदेन विनियुज्यन्ते तच्छब्दस्य सकृच्छ्रुतौ ॥४६४॥

જ્યાં (વાક્યમાં) સમાન સંખ્યાવાળા સાધનવિશેષો એક શબ્દ વડે જણાવાયા
હોય અને ક્રિયાઓ જાતિ (દેશ, કાલ) વગેરે પ્રમાણે એકબીજાથી જુદી રીતે
પ્રયોજાતી હોય ત્યાં સાધનનું અભિધાન કરનારા (તે) શબ્દનો એક જ વખત
ઉલ્લેખ હોવા છતાં તે જુદી જુદી રીતે સંબંધને પામે છે. (૪૬૪)

પુણ્યરાજને અનુસરીને અન્વય આ પ્રમાણે સમજવો : एकसंख्येषु भेदेषु जात्यादिभिः
भिन्ना क्रिया, तच्छब्दस्य सकृच्छ्रुतौ भेदेन विनियुज्यते। પરંતુ અન્વય "तच्छब्दस्य सकृच्छ्रुतौ जात्या-
दिभिः भिन्ना. क्रियाः एकसंख्येषु भेदेषु (सत्सु) भेदेन विनियुज्यन्ते।" એમ સમજતાં, "(વાક્યમાં)
જ્યારે સાધન શબ્દ માત્ર એકવાર ઉલ્લેખવામાં આવ્યો હોય અને જ્યારે જાતિ વગેરેને
કારણે ક્રિયાઓ પરસ્પર ભિન્ન હોય ત્યારે (ક્રિયાઓ અને સાધનના અર્થો) સમાન સંખ્યા
વાળા હોય તો ક્રિયાઓ તેની સાથે ભિન્નપણે જોડાય છે." એવો અનુવાદ થશે.

अक्षादिषु यथा भिन्ना भक्षिभञ्जिदिविक्रिया ।
प्रयोगकालभेदेऽपि प्रतिभेदं पृथक् स्थिताः ॥४६५॥

જેમ અક્ષ વગેરે (શબ્દો) સાથે, ખાવું, ભાંગવું અને પાસા રમવા ક્રિયાઓ,
સાધનના ઉચ્ચારણ-સમયમાં ભિન્નતા ન હોવા છતાં જુદી જુદી સમજાય છે. (૪૬૫)

अक्षाणां तन्त्रिणां तन्त्रमुपायस्तुल्यरूपता ।
एषां क्रमो विभक्तानां तन्त्रिवद्वा सकृच्छ्रुतिः ॥४६६॥

(તે પ્રમાણે) એકવારના ઉચ્ચારણ વડે ત્રણ અર્થોનું પ્રતિપાદન કરનારા અક્ષનું
સમાન રૂપ તેમના આવા પ્રતિપાદનનો ઉપાય છે. એક બીજાથી જુદા સમજાય
ત્યારે તેમનામાં ક્રમ જણાય છે, પરંતુ (તેમનું) એક વારનું ઉચ્ચારણ તેમના એક
સાથે બોધ માટે છે. (૪૬૬)

द्वावभ्युपायौ शब्दाना प्रयोगे समवस्थितौ ।
क्रमो वा यौगपद्यं वा यौ लोको नातिवर्त्तते ॥४६७॥

શબ્દોના પ્રયોગ અંગે ક્રમ અથવા યૌગપદ્ય એવા બે ઉપાયો નક્કી થયેલા છે, લોકવ્યવહાર તેને ઉલ્લંઘતો નથી. (૪૬૭)

क्रमे विभिद्यते रूपं यौगपद्ये न भिद्यते ।
क्रिया तु यौगपद्येऽपि क्रमरूपानुपातिनी ॥४६८॥

ક્રમમાં(શબ્દોનું) રૂપ જુદું સમજાય છે, (પણ) યૌગપદ્યમાં તે અભિન્ન હોય છે. યૌગપદ્યમાં પણ ક્રિયા તો (તે શબ્દોના) ક્રમ (પૂર્વક પ્રયોગ)ને અનુસરે છે. (૪૬૮)

भेदसंसर्गशक्ती द्वे शब्दाद्भिन्ने इव स्थिते ।
यौगपद्येऽप्यनेकेन प्रयोगे भिद्यते श्रुतिः ॥४६९॥

ભેદ અને સંસર્ગ એવી બે શક્તિઓ શબ્દથી જાણે ભિન્ન હોય તેમ રહેલી છે. અનેક શબ્દોના એકસાથે ઉચ્ચારણમાં ક્રિયાપદ સાથેના તેમના ભેદપૂર્વક સંબંધને લીધે) તેમનું શ્રવણ જુદું સમજાય છે. (૪૬૯)

अभिन्नो भेदरूपेण य एकोऽर्थो विवक्षितः ।
तस्यावयवधर्मेण समुदायोऽनुगृह्यते ॥४७०॥

(अक्षाः માં) ભેદરહિત અને(સમુદાય રૂપ) એક એવો જ અર્થ (અવયવગત) ભેદ રૂપે વિવક્ષિત છે. ત્યાં અવયવરૂપ ભેદ વડે સમુદાયને દઢ( =પ્રમાણિત) કરવામાં આવે છે. (૪૭૦)

આ કારિકામાં પ્રાપ્ત થતા મતમાં अक्षाः એવા સમુદાયમાં ત્રણ શબ્દો છે, એમ માનવાને બદલે अक्षाः એવો એકત્વરૂપ અને ભેદરહિત સમુદાય અવયવરૂપ ત્રણ અર્થો દર્શાવે છે.

भेदनिर्वचने त्वस्य प्रत्येकं वा समाप्यते ।
श्रुतिर्वचनभिन्ना वा वाक्यभेदेऽवतिष्ठते ॥४७१॥

અથવા આ (अक्षाः એવો સમુદાય) અવયવોરૂપી ભેદવાળો છે એમ જણાવાતાં (વાક્યાર્થ) પ્રત્યેકમાં સમાપ્ત થાય છે. અથવા अक्षाः એવા બહુવચનને કારણે ભિન્ન સમજાતો સાધનનો ઉલ્લેખ જુદાં જુદાં વાક્યોમાં સમાપ્ત થશે. (૪૭૧)

अक्षाः भज्यन्ताम् । अक्षाः भुज्यन्ताम् । અને अक्षाः दीव्यन्ताम् । ને બદલે अक्षः भज्यताम् । अक्षः भुज्यताम् । અને अक्षः दीव्यताम् । એવા अक्षः ના એકવચનાન્ત પ્રયોગવાળાં વાક્યો પ્રાપ્ત થશે.

तत्रैकवचनान्तो वा सोऽक्षशब्दः प्रयुज्यते ।
प्रत्येकं वा बहुत्वेन प्रविभागो यथाश्रुति ॥४७२॥

ત્યાં (अक्षाः भज्यन्ताम् । વગેરે વાક્યોમાંના) તે अक्ष શબ્દ (अक्षः भज्यताम्

એમ) એકવચનમાં પ્રયોજાય છે અથવા अक्षाः એવો દરેક શબ્દ (अक्षाः એવા મૂળ) ઉલ્લેખ પ્રમાણે બહુવચનમાં જુદો સમજાશે. (૪૭૨)

द्विष्ठानि यानि वाक्यानि तेष्वप्येकत्वदर्शिनाम् ।
अनेकशक्तेरेकस्य स्वशक्तिः प्रविभज्यते ॥४७३॥

બે અર્થમાં રહેલાં જે વાક્યો છે તેમનામાં પણ શબ્દૈકત્વને સ્વીકારનારાઓના મતમાં અનેક(અર્થ) શક્તિઓવાળા (તે) એક વાક્યની અર્થશક્તિ જ જુદી રીતે સમજાય છે. (૪૭૩)

શાસ્ત્રીય વાક્યો इग्यणः सम्प्रसारणम् । (૧.૧.૪૫), द्विर्वचनेऽचि । (૧ ૧.૫૯) तदस्य ब्रह्मचर्यम् । (૫.૧.૯૪), વગેરે શાસ્ત્રીય વાક્યો છે. તેમાંથી પહેલા વાક્યમાં "इग्यण. એવું વાક્ય સંપ્રસારણ સંજ્ઞા છે' અને "यण् ને બદલે પ્રયોગતા इक्ने સંપ્રસારણ કહે છે", એવા બે અર્થ થશે. તે પ્રમાણે श्वेतो धावति । અને मल्लबुसानां याता—એવા લૌકિક વાક્યોમાંથી પહેલાં વાક્યના "ઘોળો (ઘોડો) દોડે છે" અને "કુતરો અહીંથી દોડે છે", એવા બે અર્થ થશે. આવાં વાક્યોમાં અર્થશક્તિઓની ભિન્નતા પ્રમાણે અર્થપ્રાપ્ત થાય શબ્દની ભિન્નતા પ્રમાણે નહિ (સરખાવો પુણ્યરાજ तेषु अर्थद्वयप्रतिपादनाय शक्तिर्विभज्यत इति शक्तिद्वयप्रतिपादनम् ।) આ કારિકાનો સહેજ જુદો અનુવાદ આ પ્રમાણે થશે "શબ્દૈકત્વવાદીઓના મતમાં બે અર્થવાળાં વાક્યોમાં, અખંડ વાક્યની પોતાની અર્થશક્તિ, તે (અર્થશક્તિ) ના રૂપની ભિન્નતા પ્રમાણે જુદી જુદી સમજાય છે."

अत्यन्तभिन्नयोर्वा स्यात्प्रयोगे तन्त्रलक्षणः ।
उपायस्तत्र संसर्गः प्रतिपत्तृषु भिद्यते ॥४७४॥

અથવા (अक्षाः...। વગેરેમાં) અત્યંત જુદા (अक्षाः) શબ્દોના પ્રયોગમાં તન્ત્ર રૂપે ઉપાય થાય તો ત્યાં (જુદા જુદા) શ્રોતાઓમાં (જુદા જુદા શબ્દોનો) સંસર્ગ જુદો જુદો થશે. (૪૭૪)

भेदेनाधिगतौ पूर्वं शब्दौ तुल्यश्रुती पुनः ।
तन्त्रेण प्रतिपत्तार प्रयोक्त्रा प्रतिपादिता ॥४७५॥

(પ્રયોગની) પહેલાં જુદાં સમજાયેલા પરંતુ સમાન રૂપવાળા બે શબ્દોને પ્રયોક્તાએ, શ્રોતાઓ સમજે તેમ, તન્ત્ર રૂપે વાપર્યા છે. (૪૭૫)

इग्यणः संप्रसारणम् । (૧.૧.૪૫) એવા શાસ્ત્રીય વાક્યના પ્રયોગમાં અહીં સંજ્ઞા કઈ, यण् નો શું અર્થ, સંબંધ કેવો, આવા બધા પ્રશ્નોના જવાબરૂપે સૂત્રકાર સંપ્રસારણ એમ તન્ત્રરૂપે ઉત્તર આપે છે. તે પ્રમાણે श्वेतो धावति । માં કોણ દોડે છે એમ પૂછવા માં આવતાં श्वा इत धावति । અને કયા રંગનો દોડે છે, તેના જવાબમાં श्वेतः धावति એમ ઉત્તર આવે છે. તન્ત્ર એટલે અહીં એક શબ્દથી અનેક અર્થોની વિવક્ષા.

एकस्यापि विवक्षायामनुत्तिरुपपद्यते परः ।
विनाऽभिसंधिना शब्दः शक्तिरूपः प्रकाशते ॥४७६॥

(સમાસરૂપવાળા બે શબ્દોમાંના) એક(ના અર્થ)ની વિવક્ષા હોય ત્યારે બીજો ઉત્તરત્ર પ્રાપ્ત થાય છે. (વક્તાની બીજા અર્થની) વિવક્ષા વિના તે શબ્દ (બંને) અર્થશક્તિઓ રૂપે સ્પષ્ટ થાય છે. (૪૭૬)

अनेका शक्तिरेकस्य युगपच्छ्रूयते क्वचित् ।
अग्निः प्रकाशदाहाभ्यामेकत्रापि नियुज्यते ॥४७७॥

એક (જ) શબ્દના અનેક શક્તિઓ કેટલીકવાર એક સાથે સંભળાય છે. અગ્નિને પ્રકાશ અને દહન એમ બંને માટે એક જ સ્થળે વાપરવામાં આવે છે. (૪૭૭)

श्वेतः એવો એક શબ્દ અનેક અર્થાત્ બે અર્થશક્તિઓવાળો હોવાથી તેને श्वा इतः અને श्वेतः એવા બે અર્થ જણાવવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે.

आवृत्तिशक्तिभिन्नार्थे वाक्ये सकृदपि श्रुते ।
लिङ्गाद्वा तन्त्रधर्माद्वा विभागो व्यवतिष्ठते ॥४७८॥

જુદાં જુદાં આવર્તન અને જુદી જુદી અર્થશક્તિઓને કારણે જુદો અર્થ દર્શાવનાર વાકયને એકવાર સાંભળતાં છતાં (અન્ય વચનસ્થાનોના) નિર્દેશને કારણે અથવા તન્ત્રધર્મને કારણે તે જુદું સમજાય છે. (૪૭૮)

એક વાક્યનો અનેક અર્થરૂપે બોધ કોઈક જ્ઞાપક અથવા નિર્દેશ (લિંગ) પ્રમાણે થાય છે, એવો મત ભેદવાદીઓનો છે. અભેદવાદીઓને મતે તન્ત્રધર્મને કારણે આવો અનેકાર્થક બોધ થાય છે.

संप्रसारणसंज्ञायां लिङ्गाभ्यां वर्णवाक्ययोः ।
प्रविभागस्तथा सूत्र एकस्मिन्नेव जायते ॥४७९॥

સંપ્રસારણ સંજ્ઞા અંગેના એકજ સૂત્રવચનમાં, (બે વિભક્તીઓરૂપી) બે નિર્દેશોને કારણે, વર્ણ અને વાક્ય એવા(બે સંજ્ઞીઓનો) ભિન્ન અર્થ પ્રાપ્ત થાય છે. (૪૭૯)

इग्यणः संप्रसारणम् । (પા.સૂ. ૧.૧.૪૫) સંપ્રસારણ સંજ્ઞા અંગેનું સૂત્ર છે. તેમાં સંજ્ઞીઓ અંગે વિચારતાં "इ, उ, ऋ, અને ऌ, એવા વર્ણો સંજ્ઞીઓ છે" એવો એક અર્થ પ્રાપ્ત થાય છે અને યણ્‌ને સ્થાને इक्‌ની પ્રાપ્તિ એવા વાક્યરૂપ અર્થ સંજ્ઞી છે" એવો બીજો અર્થ પ્રાપ્ત થાય છે. (સરખાવો મ. ભા. ૧.૧. ૪૫, वा. १. २. ३ किमियं वाक्यस्य संप्रसारणसंज्ञा क्रियते । इग्यणः इत्येतद्वाक्यं संप्रसारणसंज्ञं भवतीति । आहोस्विद्वर्णस्य । इग्यो यणः स्थाने वर्णः स संप्रसारणसंज्ञः भवतीति ।।...विभक्ति विशेषनिर्देशस्तु ज्ञापक उभयसंज्ञात्वस्य ।)

तथा द्विर्वचनेऽचीति तन्त्रोपायादृलक्षणः ।
एकशेषेण निर्देशो भाष्य एव प्रदर्शितः ॥४८०॥

તે પ્રમાણે દ્વિર્વચનેઽચિ । (પા. સૂ. ૧.૧.૫૯.) એવા સૂત્રનાં ભાષ્યમાં એક-શેષ વડે નિર્દેશ, લક્ષણ વિના તન્ત્રાવૃત્તિ રૂપ ઉપાયથી જ દર્શાવ્યો છે (૪૮૦)

"દ્વિર્વચનનું નિમિત્ત એવો અજાદિ પ્રત્યય પરમાં આવતાં, દ્વિર્વચન કાર્ય માટે સ્થાનીને આદેશના જેવો સમજવો"; જેમકે पा (પીવું) ધાતુને ત્રીજા પુરુષ દ્વિવચનનો પ્રત્યય अतुस् લાગતાં आतो लोप इटि च । (પા. સૂ. ૬.૪.૬૪) થી आ નો લોપ થશે. ત્યાર પછી लिटि धातोरनभ्यासस्य (પા. સૂ. ૬.૧.૮))થી પરોક્ષભૂતકાળના પ્રત્યય પ્રાપ્ત થતાં એકાચ્ ધાતુનું દ્વિત્વ થશે. હવે અહીં ધાતુ એકાચ્ નથી. આ મુશ્કેલી દૂર કરવા द्विर्वचनेऽचि । (પા. સૂ. ૧.૧.૫૯) પ્રાપ્ત થશે અને લોપને સ્થાની અર્થાત્ आकार સમાન ગણવામાં આવશે. આ સૂત્રને સમજાવતાં ભાષ્યકાર જણાવે છે કે द्विर्वचननिमित्तोऽचि योऽजादेशः स द्विर्वचने एव कर्तव्ये स्थानिवत् । એવો અર્થ સમજતાં બીજીવાર દ્વિર્વચન શબ્દ મૂકવાની જરૂર નથી, કારણ કે એકશેષથી આ વાત સિદ્ધ થશે (एकशेषनिर्देशाद्वा सिद्धम् । મ. ભા. પા. સૂ ૧.૧.૫૯ વા.). ભર્તૃહરિ સમજાવે છે કે એકશેષ નિર્દેશ એ તન્ત્રોપાય જ છે, અને ભાષ્યકારને તે સંમત છે. (तस्मादेकशेषमन्तरेणापि तन्त्रन्यायसमाश्रमणाद् द्विर्वचनेऽचीत्यत्रार्थसङ्गतेरेकशेषसमानफलं शास्त्रप्रवृत्त्युपायभूतं तन्त्रमुपगतं भाष्ये इति सिद्धम् ।
—પુણ્યરાજ)

प्रायेण संक्षेपरुचीनल्पविद्यापरिग्रहान् ।
संप्राप्य वैयाकरणान्संग्रहेऽस्तमुपागते ॥४८१॥

(ગ્રન્થોના) સંક્ષેપોમાં મોટે ભાગે રુચિવાળા અને વિદ્યાઓની અલ્પ પ્રાપ્તિવાળા વૈયાકરણો(અભ્યાસીઓ રૂપે) મળ્યા હોવાથી ' સંગ્રહ'(જ્યારે) અસ્ત પામ્યો; (૪૮૧)

अस्तं उपागते થી 'સંપૂર્ણ નષ્ટ થયો' એવો અર્થ સમજવાનો નથી, પરંતુ સંગ્રહના અભ્યાસની પરંપરા લુપ્ત થવા લાગી એમ સમજવું જોઈએ. યત્રતત્ર કોઈક વિદ્વાન સંગ્રહનો અભ્યાસ કરતો હશે, પરંતુ સતત પ્રવહમાન એવી તેના અભ્યાસની પ્રવૃત્તિ ઓછી થઈ. બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ પરંપરાના અનેક ગ્રંથોમાં, વિશેષે મહાભાષ્યમાં. વાક્યપદીય, તેની સ્વોપજ્ઞવૃત્તિ માં અને હેલારાજના प्रकीर्णप्रकाशમાં સંગ્રહનાં અનેક અવ-તરણો મળે છે મહાભાષ્યકાર સંગ્રહકાર વ્યાડિને બદલે સંગ્રહકાર દાક્ષાયણનું નામ આપે છે. પરંતુ બંને નામ એક જ વ્યક્તિનાં છે (शोभना खलु दाक्षायणेन संग्रहस्य कृतिः । शोभना खलु दाक्षायणस्य संग्रहस्य कृतिः (મ. ભા. ૨.૩.૬૬) સંગ્રહનાં પ્રાપ્ત થતાં અવતરણો ઉપરથી અને પરંપરા જણાવે છે તે પ્રમાણે, તે ગદ્યપદ્યાત્મક ગ્રંથ હતો અને એક લાખ શ્લોક-પ્રમાણ હતો. વ્યાડિને પાણિનિના સમકાલીન સમજવામાં આવ્યા છે.

कृतेऽथपतञ्जलिना गुरुणा तीर्थदर्शिना ।
सर्वेषां न्यायबीजानां महाभाष्ये निबन्धने ॥४८२॥

અને વળી,(જ્યારે જુદા જુદા) આગમવિશેષોના સૂક્ષ્મ જ્ઞાતા પતંજલિ ગુરુએ બધા અર્થદર્શક નિયમોના મૂળ સમું મહાભાષ્ય રચ્યું; (૪૮૨)

ગુરુણા શબ્દ પૂજ્યભાવ દર્શાવવા માટે મૂક્યો છે. तीर्थ એટલે આગમવિશેષો. न्यायबीजानाम् ને દ્વન્દ્વસમાસ લઈને ન્યાયો એટલે શાસ્ત્રીય યુક્તિઓ અને बीजानि એટલે પરિભાષાઓ અને તેમને અંગેના નિર્દેશો 'Sources of interpretational principles' (કાર્ડોના : J.B.O.R.I. ડાયમન્ડજ્યુબિલી અંક પૃ. ૮૦).

अलब्धगाधे गाम्भीर्यादुत्तान इव सौष्ठवात् ।
तस्मिन्नकृतबुद्धीनां नैवावस्थितनिश्चयः ॥४८३॥

(ત્યારે) ઊંડાણને કારણે મૂળ સુધી પહોંચવા માટે દુર્ગમ, (છતાં શૈલીના) સૌષ્ઠવને લીધે જાણે અત્યંત સ્પષ્ટ હોય તેવા તે (મહાભાષ્ય)માં અલ્પ બૌદ્ધિક તૈયારીવાળાઓને (સિદ્ધાન્તાર્થ અંગે) નિશ્ચય થતો ન હતો. (૪૮૩)

उत्तानम् એટલે स्पष्टप्रायम् । સુકુમાર શબ્દરચના રૂપી સૌષ્ઠવને કારણે સ્પષ્ટ જેવું. 'As to appear shallow' એવો કાર્ડોનાએ આપેલ અર્થ સ્વીકાર્યો નથી.

वैजिसौभवहर्यक्षैः शुष्कतर्कानुसारिभिः ।
आर्षे विप्लाविते ग्रन्थे संग्रहप्रतिकञ्चुके ॥४८४॥

શુષ્ક તર્કને અનુસરનારા વૈજિ, સૌભવ અને હર્યક્ષે સંગ્રહ(ગ્રંથના) સારરૂપ તે ઋષિ (પતંજલિ)ના ગ્રંથને (જ્યારે) વિચ્છિન્ન કર્યો; (૪૮૪)

विप्लाविते એટલે વિચ્છિન્ન કર્યો અર્થાત્ શુષ્ક તર્કોવડે તેમાંનાં સિદ્ધાન્તવચનોને દૂષિત કરીને ભાષ્ય ગ્રંથને અપ્રમાણિક ઠરાવ્યો. વૈજિ વગેરે, વ્યાકરણના સૂક્ષ્મ જ્ઞાતાઓ હશે કે કેમ તે સ્પષ્ટ નથી, પરંતુ તર્કને અનુસરીને તેમણે મહાભાષ્યનાં વચનોને દૂષિત કર્યાં. પુણ્યરાજ विप्लावितेનો અર્થ आभासीकृते સમજે છે, અર્થાત્ મહાભાષ્યને તેના મિથ્યા આભાસ જેવું કરી મૂક્યું (तथा च संग्रहप्रतिपक्षभूतैराचार्यैस्तर्कविद्यामात्रवेदिभिः शुष्कपाटवादिदं प्लावितमाभासीकृतम् ।) विप्लावितेને બદલે आप्लाविते એવો પાઠ સ્વીકાર્ય નથી.

प्रतिकञ्चुकनो અર્થ કવચ, "Protective (or defensive) armour" (બીમ અને કાર્ડોના), અને 'Preserving the contents' (કીલહૉર્ન) સમજવામાં આવ્યો છે. संग्रहग्रन्थस्य सिद्धान्तरक्षार्थं कञ्चुकसदृशो । એવો અર્થ अम्बाकर्त्री આપે છે.

प्रतिकञ्चुकरूपेण पूर्वशास्त्रार्थगोचरम् ।
यदन्यत्क्रियते तत्र धर्मं प्रत्यप्रमाणता ॥

કુમારિલકૃત तन्त्रवार्तिक (૧.૩.૭. પૃ. ૧૨૨ आनन्दाश्रम)ના સંદર્ભને નિર્દેશીને અભ્યંકર (J.B.O.R.I. ડાયમન્ડ જ્યુબિલી અંક) સારરૂપ, સારસંગ્રહરૂપ, એવો અર્થ સૂચવે છે તે યોગ્ય છે. (સરખાવો, પુણ્યરાજ ૪૮૦ કારિકા ઉપરની ટીકામાં, एतेन संग्रहानुसारेण भगवता पतञ्जलिना संग्रहसंक्षेपभूतमेव ग्रन्थो भाष्यमुपनिबद्धमित्युक्तं वेदितव्यम् ।

य: पतञ्जलिशिष्येभ्यो भ्रष्टो व्याकरणागमः ।
कालेन दाक्षिणात्येषु ग्रन्थमात्रे व्यवस्थितः ॥४८५॥

(ત્યારે) પતંજલિના શિષ્યો વડે ભ્રષ્ટ થયેલ તે વ્યાકરણઆગમ સમય જતાં દક્ષિણ (ભારત)ના પ્રદેશોમાં માત્ર ગ્રન્થરૂપે રહ્યો. (૪૮૫)

पर्वतादागमं लब्ध्वा भाष्यबीजानुसारिभिः ।
स नीतो बहुशाखत्वं चन्द्राचार्यादिभिः पुनः ॥४८६॥

પર્વત પાસેથી આગમને મેળવીને, ભાષ્યનાં સિદ્ધાન્તવચનોને અનુસરનારા ચન્દ્રાચાર્ય વગેરેએ તેને અનેક શાખાઓમાં વિસ્તાર્યો. (૪૮૬)

પર્વતાત્–ત્રિકૂટ પર્વતના એક ભાગ એવા ત્રિલિંગમાંથી. અહીં આ પ્રચલિત પાઠ શંકા પ્રેરે છે. આવા પાર્વતીય પ્રદેશમાં વ્યાકરણાગમ પ્રચલિત હતો અને ત્યાંથી ચન્દ્રા- ચાર્ય વગેરેએ એનો સમુદ્ધાર અને વિસ્તાર કર્યો એવો અર્થ જાણીતો છે. પર્વતાત્ પર્વતને બદલે કોઈક વિદ્વાનવિશેષનું નામ હોવાનો સંભવ છે. આ ઉપરાંત ગ્રન્થમાત્રે વ્યવસ્થિતઃ એવા વિધાન સાથે આનો વિરોધ આવે છે. ત્રિકૂટને મધ્યપ્રદેશમાં જબલપુર પાસેના એક પર્વત તરીકે સમજવામાં આવે છે ( U. P. Shah : J.A.O.S. 96 (1976) : 109–113 ). ચન્દ્રાચાર્યના કૃતિ चान्द्रसूत्रम् પાણિનિના अष्टाध्यायी પછી, મહત્ત્વનો ગ્રંથ છે. મહાભાષ્ય માં પ્રાપ્ત થતાં વાર્તિકો અને મહાભાષ્યની મદદ લઈને ચન્દ્રાચાર્યે "લઘુ, વિસ્પષ્ટ અને સંપૂર્ણ" વ્યાકરણ સૂત્રશૈલીમાં રચ્યું. સૂત્રો ઉપર વૃત્તિ તેમની રચના નથી. આ ગ્રંથમાં ૭ અધ્યાય પ્રાપ્ત થાય છે. चन्द्रवृत्ति માંના કેટલાક નિર્દેશો ઉપરથી તેના આઠ અધ્યાયો હોવાનો સંભવ છે. વિચ્છિન્ન અને વિપ્લાવિત મહાભાષ્યના પુનરુદ્ધારમાં ચન્દ્રાચાર્યનો મુખ્ય ફાળો હતો. ચન્દ્રાચાર્ય ઈસવીસનના ચોથા સૈકામાં થયા એવો લગભગ ચંમત અભિપ્રાય છે.

न्यायप्रस्थानमार्गांस्तानभ्यस्य स्वं च दर्शनम् ।
प्रणीतो गुरुणास्माकमयमागमसंग्रहः ॥४८७॥

શાસ્ત્રીય સિદ્ધાન્તોના તે તે (જુદા જુદા) પ્રવાહોનો અને પોતાના (વ્યાકરણ)- દર્શનનો અભ્યાસ કરીને અમારા ગુરુએ આ આગમ સંગ્રહ રચ્યો. (૪૮૭)

वर्त्मनामत्र केषाञ्चिद्वस्तुमात्रमुदाहृतम् ।
काण्डे तृतीये न्यक्षेण भविष्यति विचारणा ॥४८८॥

અહીં (આ બે કાંડમાં) કેટલાક સિદ્ધાન્તોના માત્ર મૂળરૂપને રજૂ કરવામાં આવ્યું છે. ત્રીજા કાંડમાં સૂક્ષ્મતાથી વિચારણા થશે. (૪૮૮)

न्यक्षेण નો અર્થ પુણ્યરાજ 'વિશિષ્ટ આદર સાથે,' અર્થાત્ 'પોતાના અને અન્યના સિદ્ધાન્તોની યોગ્યતા અંગે નિર્ણયપૂર્વક' એવો કરે છે.

प्रज्ञा विवेकं लभते भिन्नैरागमदर्शनैः ।
कियद्वा शक्यमुन्नेतुं स्वतर्कमनुधावता ॥४८९॥

જુદા જુદા આગમો અને દર્શનો વડે પ્રજ્ઞાને વિશદતા પ્રાપ્ત થાય છે. (માત્ર) પોતાના સિદ્ધાન્તને જ અનુસરતા (અભ્યાસી) વડે (અન્ય પક્ષના ખંડન દ્વારા પોતાના પક્ષનો) કેટલો ઉત્કર્ષ સાધી શકાશે? (૪૮૯)

तत्तदुत्प्रेक्षमाणानां पुराणैरागमैर्विना ।
अनुपासितवृद्धानां विद्या नातिप्रसीदति ॥४९०॥

પ્રાચીન આગમોની મદદ વિના (પોતાની મેળે) તે તે (અયથાર્થ) કલ્પનાઓ કરનારા અને પ્રાચીન (આચાર્યોના મતોના અભ્યાસરૂપી) સેવા નહિ કરનારાઓને વિદ્યા અત્યંત પ્રસન્ન થતી નથી. (૪૯૦)

સરખાવો પુણ્યરાજ : कदाचित्परमर्षयो योगजधर्मोत्पन्नसामर्थ्याद्यथावत्पदार्थान्पश्यन्तः सिद्धान्तमव्यमिति शोभते । ये त्वाचक्षवः प्राथमकल्पिका मलिनचित्तवृत्तयः शास्त्रादेवातीतानागत [illegible] व्यवहितपदार्थस्वरूपं निश्चिन्वन्ति, तेषां नानागमोपसेवयैवानुप्रसीदति भगवती प्रतिभेति युक्तम् ।

इति श्रीभर्तृहरिकृते वाक्यपदीये वाक्यकाण्डं समाप्तम् ।

ભર્તૃહરિએ રચેલ 'વાક્યપદીય'માં વાક્યકાંડ સમાપ્ત થયું.

# तृतीयकाण्डम्

## जातिसमुद्देशः

# ત્રીજું કાંડ

## જાતિસમુદ્દેશ

द्विधा कैश्चित्पदं भिन्नं चतुर्धा पञ्चधापि वा ।
अपोद्धृत्यैव वाक्येभ्यः प्रकृतिप्रत्ययादिवत् ॥१॥

(શબ્દના) જેમ પ્રકૃતિ, પ્રત્યય વગેરે (વિભાગો સમજવામાં આવ્યા છે) તેમ વાક્યોમાંથી (કલ્પના વડે) વિભાગ સમજીને પદને કેટલાક (વિદ્વાનો) બે પ્રકારે, (અથવા) ચાર પ્રકારે અથવા પાંચ પ્રકારે જુદું સમજ્યા છે. (૧)

વૈયાકરણ મતમાં વાક્ય અને વાક્યાર્થ બંને, નિર્વિભાગ અને નિરંશ છે. કલ્પનાબુદ્ધિથી વાક્યના વિભાગો સમજવામાં આવ્યા છે. આવા વિભાગોમાં નામ અને આખ્યાત મુખ્ય છે. ક્રિયાવાચક પ્રત્યયો જેને અંતે છે તેવું ક્રિયારૂપ જ માત્ર આખ્યાત નથી, પરંતુ ઉપસર્ગ, નિપાત, કર્મપ્રવચનીય વગેરેનો પણ આખ્યાતમાં અંતર્ભાવ થાય છે. જ્યારે વિભાગ સમજવાના હોય ત્યારે પદને માત્ર બે વિભાગો રૂપે જ નહિ પરંતુ નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એમ ચાર વિભાગો રૂપે કેટલાક સમજે છે. બીજા કેટલાક વિદ્વાનો કર્મપ્રવચનીયનો જુદો વિભાગ સમજીને પદને પાંચ પ્રકારે વિભક્ત થયેલું ગણે છે. સરખાવો સર્વદર્શનસંગ્રહ, દર્શન નં. ૧૩. પૃ. ૧૧૭-૧૨૨.

पदार्थानामपोद्धारे जातिर्वा द्रव्यमेव वा ।
पदार्थौ सर्वशब्दानां नित्यावेवोपवर्णितौ ॥२॥

(વાક્યમાંથી જુદાં સમજવામાં આવેલાં) પદોના અર્થોનું વિશ્લેષણ કરવામાં આવતાં, બધા શબ્દોના જાતિ અથવા દ્રવ્ય અને જાતિ તેમજ દ્રવ્ય એવા બે નિત્ય અર્થો જાહેર કરવામાં આવ્યા છે. (૨)

વાક્યના આવા વિભાગ અને પદના આવા પ્રકારો વાક્યાર્થને ધ્યાનમાં રાખીને સમજવામાં આવ્યા છે. (तदेवं वाक्यादपोद्ध्रियमाणस्य पदस्यापोद्धारविशेषाश्रयेण यथागमं भेदो निरंशवाक्यमुख्यत्वाभ्युपगमपूर्वः प्रदर्शितः । હેલારાજ).

શબ્દના અર્થનો બોધ થતાં 'તે પદાર્થની જાતિનો બોધ થાય છે અથવા દ્રવ્યનો અર્થાત્ વ્યક્તિનો બોધ થાય છે' એવી ચર્ચા વૈયાકરણોમાં ઘણા સમયથી પ્રચલિત છે. પાણિનિ બંને પક્ષમાં માનતા હતા એમ પતંજલિ (મહાભાષ્ય ૧.) જણાવે છે. તેમના જણાવ્યા પ્રમાણે जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतरस्याम् । (૧.૨.૫૮) એ સૂત્ર પદાર્થને આકૃતિ તરીકે સમજાવે છે. અને सरूपाणामेकशेष एकविभक्तौ । (૧.૨.૬૪) એ સૂત્ર પદાર્થને દ્રવ્ય તરીકે સમજાવે છે. પાણિનિ પછી જેમને ઉલ્લેખવામાં આવે છે તે આચાર્ય વાજપ્યાયનના મતે પદનો અર્થ આકૃતિ અને આચાર્ય વ્યાડિને મતે બધાં પદોનો અર્થ દ્રવ્ય સમજવામાં આવ્યો છે. વૈયાકરણ પરંપરામાં પછીના સમયમાં પદનો અર્થ માત્ર આકૃતિ અર્થાત્ જાતિ સમજવામાં આવ્યો છે. જાતિ અને વ્યક્તિ એવા શબ્દોને બદલે પ્રાચીન સમયમાં આકૃતિ અથવા સામાન્ય-અને દ્રવ્ય એવા શબ્દો વપરાતા હતા. પછીના સમયમાં જાતિ અને સામાન્ય વચ્ચે ભેદ સમજવામાં આવ્યો છે.

આ કારિકામાં પદનો અર્થ જાતિ અથવા દ્રવ્ય અથવા બંને છે એમ ત્રણ મતો દર્શાવ્યા છે એમ હેલારાજ સમજાવે છે. તેના અર્થદર્શન પ્રમાણે કારિકામાંનું બીજું 'અથવા' (વા) પદ અને 'બે પદાર્થો' (पदार्थौ) એવું દ્વિવચન 'પદનો અર્થ જાતિવિશિષ્ટ દ્રવ્ય છે' એવા ત્રીજા મતનો ઉલ્લેખ કરે છે. આવા ત્રીજા મતનું સૂચન તેણે પાણિનિનાં ઉપર ઉલ્લેખેલ સૂત્રોમાંથી લીધું છે. પદનો અર્થ જાતિ અને દ્રવ્ય એમ બંને થાય છે એમ સમજતાં, પદ હંમેશાં બંને અર્થ દર્શાવે છે એવું સમજવાનું નથી, પરંતુ કોઈક સ્થળે જાતિ મુખ્ય અર્થ હોય તો કોઈક સ્થળે દ્રવ્ય મુખ્ય અર્થ હોય છે એમ સમજવાનું છે. ગૌઃમાં હમેશાં ગોત્વરૂપ જાતિનો બોધ થાય છે, પરંતુ ગોદ્રવ્ય ગોત્વ વિના રહી ન શકે તેમ હોવાથી બંનેનો બોધ થાય છે. શબ્દનો અર્થ જાતિ માનવામાં આવે કે દ્રવ્ય પરંતુ તે અર્થ હમેશાં નિત્ય હોય છે હેલારાજ જણાવે છે કે આ નિત્યતા કૂટસ્થનિત્યતા નહિ પરંતુ પ્રવાહનિત્યતા છે.

केषाञ्चित्साहचर्येण जातिः शक्त्युपलक्षणम् ।
खदिरादिष्वशक्तेषु शक्तः प्रतिनिधीयते ॥३॥

કેટલાક (આચાર્યો)ના મતમાં, સાહચર્યને કારણે, શક્તિના પ્રતિપાદનમાં જાતિ ઉપાયરૂપ છે. ('ખેરના થાંભલે પશુને બાંધે છે' એવા વચનમાં, આવશ્યક એવો ખેર ન મળતાં) ખદિર વગેરે શબ્દો બંધનકાર્ય માટે શક્તિમાન ન થવાથી (તેના જેવી કાર્ય)શક્તિવાળો પ્રતિનિધિ (કદર) લેવાય છે (૩)

अस्वातन्त्र्यफलो बन्धः प्रमाणादीव शिष्यते ।
अतो जात्यभिधानेऽपि शक्तिहीनं न गृह्यते ॥४॥

(ખેરના યૂપે પશુને બાંધે છે खादिरे पशुं बध्नाति ।)માં સ્વાતન્ત્ર્યના અભાવરૂપી ફળને દર્શાવનારા बन्ध् (બાંધવું) ધાતુનું, હિંસાના આરંભ વગેરેની જેમ (શાસ્ત્ર વડે) વિધાન થયું છે; તેથી (ખદિરત્વ એવું) જાતિનું અભિધાન થતું હોવા છતાં,(બન્ધનની) શક્તિ વિનાના (ખદિર)નું ગ્રહણ થતું નથી. (૪)

શબ્દ હમેશા જાતિનું અભિધાન કરતો હોય તો પછી પ્રતિનિધિનો ઉપયોગ કેવી રીતે થાય તે અંગે આ કારિકામાં વિચાર કરવામાં આવ્યો છે ખેરના થાંભલે પશુને બાંધે છે' (खादिरे बध्नाति) જેવા વાક્યમાં 'બાંધવું' (बन्ध्)નું શાસ્ત્રીય વિધાન થયું છે પછીની ક્ષણમાં પશુને હણવા વગેરેનું વિધાન પણ તેમાં થયું છે હવે ખદિર શબ્દ ખદિરત્વ દર્શાવતો હોય તો પણ બાંધવાને માટે અસમર્થ એવા ખદિરનું ગ્રહણ થશે નહિ, પરંતુ કદર જેવા પ્રતિનિધિનું ગ્રહણ થશે પ્રમાણાદિ એટલે હિંસાનો પ્રારંભ મીં હણવું ઉપરથી માનમ્ તેનો આરંભ અર્થાત્ આનંભનથી અવદાન સુધીનો સમગ્ર ક્રિયાસમૂહ સરખાવો લઘુમંજૂષા પૃ ૫૨૦

सम्श्लेषमात्रं बध्नातेर्यदिस्यात्तु विवक्षितं ।
शक्त्याश्रये ततो लिङ्गं प्रमाणाद्यनुशासनम् ॥५॥

'બાંધવું (बन्ध्) ધાતુનો અર્થ (ખાદિર યૂપ સાથે) માત્ર જોડવું એવો જ જો વિવક્ષિત હોય તો, હણવું, હૃદય ઉપર કાપવું, એવા વચનો વગેરેનું (જે) પછીથી વિધાન થયું છે તે જ શક્તિમાન પદાર્થને સ્વીકારવા માટે અનુમાન રૂપ છે (૫)

'ખેરના થાંભલે પશુને બાંધે છે (खादिरे बध्नाति) એવા વચનમાં बन्ध् ધાતુનો અર્થ માત્ર યૂપ સાથે જોડવું એટલો જ થતો હોય તો પણ પછી આવતા વચનો પશુને હણવું' (पशुमालभेत ।) હૃદયના ભાગમાં કાપે છે (हृदयस्याग्रेऽवद्यति ।) વગેરે દર્શાવે છે કે જો ખદિરનો યૂપ મળતો ન હોય તો શક્તિશાળી પ્રતિનિધિ અર્થાત્ મજબૂત કદર (સફેદ ખદિર) યૂપને પશુબન્ધ માટે સ્વીકારવાનો છે

ત્રીજી, ચોથી અને પાંચમી કારિકાઓમાંના પ્રતિનિધિ અંગેના ત્રણ પક્ષોને હેલારાજ આ પ્રમાણે સમજાવે છે

(૧) શબ્દ જાતિ દર્શાવે છે એ સિદ્ધાન્ત પ્રમાણે જાતિ દર્શાવનારો શબ્દ પોતાને કરવાના કાર્યમાં સમર્થ હોવો જોઈએ

(૨) વૈદિક વિધિવાક્યના અર્થ ઉપરથી સમજવાનું છે કે જેનો અર્થ જાતિ સમજવામાં આવે છે તે શબ્દ સમગ્ર વાક્યાર્થને સમજવામાં અર્થાત્ વાક્ય દ્વારા નિર્દેશેલા કાર્યને પૂર્ણ કરવા શક્તિમાન હોવો જોઈએ પશુને બાંધવા માટે ખાદિર યૂપ બરાબર સમર્થ હોવો જોઈએ એમ ન હોય તો જ તેનો પ્રતિનિધિ સ્વીકારાય

(૩) વિધિવાક્યમાં દર્શાવેલ કાર્યના સંદર્ભમાં કરવાનાં બીજાં કાર્યો ઉપરથી પણ શક્તિશાળી પ્રતિનિધિનું અનુમાન કરવું જોઈએ જેમકે, 'પશુને ખાદિર યૂપ સાથે બાંધે છે,' એવા વાક્યમાં બાંધવાનો અર્થ પશુનું સ્વાતંત્ર્ય લઈ લેવાનો નહિ પરંતુ માત્ર દોરડાનો યૂપ સાથે સ્પર્શ કરવાનો થતો હોય તો પણ પછી આવતાં સંદર્ભપ્રાપ્ત વચનો 'પછી હૃદયના ભાગે કાપે છે," વગેરે, શક્તિશાળી યૂપની અને તેની ગેરહાજરીમાં તેના પ્રતિનિધિ, તેના જેવા કદરના યૂપની આવશ્યકતાનું અનુમાન કરાવે છે

પ્રતિનિધિના સ્વીકાર માટે હેલારાજ બીજી બે દલીલો કરે છે. તે જણાવે છે કે खादिरे बध्नाति । ને અસંભવનિયમત્યાગ અને નિયમમાત્રબાધ એમ બે રીતે સમજીશું તો જ વિધિવાક્યનું સાર્થકપણું પ્રાપ્ત થશે. खादिरे बध्नाति અંગે પ્રતિનિધિના અસંભવના નિયમને જતો કરવો જોઈએ, જેથી શક્તિશાળી ખાદિર યૂપ ન હોય તો શક્તિશાળી કદરયૂપરૂપી પ્રતિનિધિ આવશ્યક બને, બીજું, खादिरे बध्नाति । એવા વિધિવાક્યમાં યૂપ ખાદિરનો જ લેવો, મજબૂત હોય કે નહિ, એવા નિયમવચન (Restrictive Rule) નો ત્યાગ કરવો જોઈએ, જેથી પણ કદરયૂપ રૂપી પ્રતિનિધિ, જરૂર પડે તો, લઈ શકાય.

स्वजातिः प्रथमं शब्दैः सर्वैरेवाभिधीयते ।
ततोऽर्थजातिरूपेषु तदध्यारोपकल्पना ॥६॥

(બધા) શબ્દો વડે પહેલાં પોતાની (જ શબ્દ)જાતિનું અભિધાન કરાય છે; ત્યાર પછી અર્થજાતિનાં સ્વરૂપોમાં તેના આરોપની કલ્પના કરવામાં આવે છે. (૬)

ગોશબ્દ પહેલાં ગોત્વ એવી જાતિનું અભિધાન કરે છે, બધી શબ્દજાતિનું નહિ. ત્યાર પછી 'ગો' પદાર્થ એવી અર્થજાતિમાં આ ગોશબ્દજાતિના આરોપની કલ્પના કરવામાં આવે છે. અધ્યારોપ કરવામાં આવે છે એમ કહેવાથી શબ્દજાતિ અને અર્થજાતિ જુદાં છે એમ ભાસે છે, પરંતુ વાસ્તવમાં તેમ નથી, આ તો કલ્પનામાત્ર છે 'આવો અધ્યારોપ, શબ્દ અને અર્થ વચ્ચેના વાચ્યવાચકભાવ માટે જવાબદાર છે. गौः શબ્દ બોલતાં તેના ग्, औ અને વિસર્ગ એવા વર્ણોનો ઉચ્ચાર થતાં गौ શબ્દજાતિ ધીમે ધીમે સ્પષ્ટ થાય છે.

यथा रक्ते गुणे तत्त्वं कषाये व्यपदिश्यते ।
संयोगिसन्निकर्षाच्च वस्त्रादिष्वपि गृह्यते ॥७॥

तथा शब्दार्थसंबन्धाच्छब्दे जातिरवस्थिता ।
व्यपदेशेऽर्थजातीनां जातिकार्याय कल्पते ॥८॥

જેમ લાલ ગુણ સાથે રહેલ લાલાશ લાખમાં આરોપવામાં આવે છે અને (પછી) તેની સાથે સંયોગમાં રહેલા (પદાર્થો) ની સાથેના ઐક્ય(ની કલ્પના) ને કારણે વસ્ત્રો વગેરેમાં પણ તે સમજવામા આવે છે તેમ, શબ્દમાં રહેલ શબ્દજાતિ, શબ્દ અને અર્થના સંબંધને કારણે અર્થજાતિના જાતિકાર્ય માટે સમર્થ બને છે. (૭-૮)

આ બે કારિકાઓ અંગે હેલારાજ ઘણી સૂક્ષ્મતાપૂર્વક વિવેચન કરે છે. તે પૂછે છે કે શબ્દમાં રહેલ શબ્દત્વ રૂપ જાતિ અર્થજાતિનો બોધ કેવી રીતે કરાવશે. અહીં લાખમાં રહેલ લાલાશનું ઉદાહરણ આપી જણાવ્યું છે કે લાખની લાલાશ લાલ-વસ્ત્રોમાં પણ આરોપવામાં આવે છે. તે પ્રમાણે શબ્દ અને અર્થ વચ્ચે રહેલ નિત્ય અર્થાત્ યોગ્યતારૂપ સંબંધને કારણે અર્થ गौः । એમ ઉચ્ચારાતાં શબ્દ અને અર્થ બંનેનો બોધ થાય છે.

जातिशब्दैकशेषे सा जातीनां जातिरिष्यते ।
शब्दजातय इत्यत्र तज्जातिश्शब्दजातिषु ॥९॥

જાતિનો બોધ કરાવનારા શબ્દોનો જ્યારે એકશેષ કરવાનો હોય ત્યારે તે (શબ્દજાતિ અર્થ)જાતિઓની પણ જાતિ સમજવામાં આવે છે, (અને ગોશબ્દ-જાતિઓ જ્યારે) શબ્દજાતિઓ રૂપે જણાવવાની હોય ત્યારે તે શબ્દજાતિ(=જાતિ શબ્દોમાં રહેલ સામાન્ય) તેના જેવા શબ્દપ્રયોગનું કારણ બને છે. (૯)

વાજપ્યાયન આચાર્યના મતમાં શબ્દો અર્થગત જાતિનું અભિધાન કરતા હોવાથી, જાતિનુ એકત્વ હોઈને, એક વિભક્તિ હોવાથી, એકશેષ થતાં એકશેષસૂત્ર રચવાની જરૂર નથી. 'गावः इमाः । वृक्षा इमे । जातय इमाः વગેરેમાં ગોત્વ, વૃક્ષત્વ વગેરે જાતિઓમાં જાતિસામાન્ય રહેલું છે. પરંતુ વૈશેષિક સિદ્ધાન્ત नि.सामान्यानि सामान्यानि । પ્રમાણે અનેક જાતિઓની એક જાતિ હોઈ શકે નહિ. આ અંગે વૈયાકરણ મત સમજાવે છે કે શબ્દજાતિ બધી જાતિઓમાં રહેલ સામાન્યનું કાર્ય કરે છે. સરખાવો હેલારાજ– तज्जातिः शब्दजातिः शब्दगतं सामान्यम् । शब्दजातय इमा इत्यत्रैकपदप्रयोगे तस्योच्चरितस्य शब्दजातिशब्दस्य या जातिः सा शब्दजातिषु गोशब्दत्वादिकासु व्यक्तिस्थानीयासु प्रतिपाद्यास्वभिन्नशब्दप्रयोगो निबन्धनमित्यर्थः ।

या शब्दजातिशब्देषु शब्देभ्यो भिन्नलक्षणा ।
जातिरसा शब्दजातित्वमव्यतिक्रम्य वर्तते ॥१०॥

શબ્દજાતિ શબ્દોમાં (પ્રાપ્ત થનારી) અને શબ્દોથી જુદા સ્વભાવવાળી જે જાતિ છે તે (ગોશબ્દત્વાદિરૂપ શબ્દ) જાતિ, શબ્દજાતિત્વનો પ્રતિષેધ કર્યા વિના રહેલી છે (૧૦)

શબ્દજાતિ શબ્દમાં રહેલુ શબ્દજાતિત્વ ગોત્વ અથવા અશ્વત્વના સરખું જ છે. સરખાવો હેલારાજ शब्दजातिशब्दस्यापि गोशब्दत्वादिवच्छब्दजातय इत्यनेनैवैकशब्दप्रयोगेण सापि प्रत्याय्यत इति न प्रयोगावस्थापत्तिरित्यभिप्रायः ।

अर्थजात्यभिधानेऽपि सर्वे जात्यभिधायिनः ।
व्यापारलक्षणा यस्मात्पदार्थाः समवस्थिताः ॥११॥

(કેટલાક શબ્દોની) અર્થજાતિનું અભિધાન થતા બધા (જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞા) શબ્દો જાતિનું જ અભિધાન કરે છે, કારણકે શબ્દોના અર્થો તેમનાં કાર્યો પ્રમાણે નિયત હોય છે. (૧૧)

व्यापारलक्षणाः ને સમજાવતાં હેલારાજ જણાવે છે કે, व्यापार. कार्यं प्रयोजन तदेव लक्ष्यतेऽनेन इति लक्षणं हेतुर्येषां पदप्रत्याय्यानामर्थाना ते तथा नियमितत्वात् ।

કારિકામાંનું सर्वे પદ ગોત્વતિ, અશ્વજાતિ વગેરે દર્શાવે છે, એટલું જ નહિ પરંતુ ગોત્વ પણ જાતિ અર્થાત્ સામાન્યનો બોધ કરાવે છે. આગાઉ જણાવ્યું છે તેમ અહીં

અનેક જાતિઓમાં રહેલ જાતિ સામાન્યનો બોધ થશે. આ બાબતનો વૈશેષિકો વિરોધ કરશે. હેલારાજને મતે વૈયાકરણો પદાર્થને અર્થ માનતા નથી પરંતુ શબ્દ જેનો બોધ કરાવે તેને અર્થ સમજે છે. (वैयाकरणानां न वस्त्वर्थोऽर्थः किन्तु शब्दार्थोऽर्थः ।) બધા શબ્દોમાં એક સમાન જાતિ રહેલી છે, જેનો બધા અર્થો ઉપર અધ્યારોપ કરવામાં આવે છે.

जातौ पदार्थे जातिर्वा विशेषो वापि जातिवत् ।
शब्दैरपेक्ष्यते यस्मादतस्ते जातिवाचिनः ॥१२॥

પદનો અર્થ જાતિ છે એ (પક્ષ)માં (જાતિ, ગુણ, ક્રિયા અને સંજ્ઞા) શબ્દો વડે જાતિ અથવા જાતિના જેવા જ વિશેષ(=વ્યક્તિ)ની (શબ્દાર્થ અંગે) અપેક્ષા રાખવામાં આવે છે, તેથી તે શબ્દો જાતિનો બોધ કરાવે છે. (૧૨)

સરખાવો હેલારાજ—तथा योऽपि विशेषः संज्ञाशब्दानां वाच्यः प्रतीतिनियमः सोऽपि जातिवत् प्रसिद्धजात्या तुल्यं अपेक्ष्यते शब्दैः ।

द्रव्यधर्मा पदार्थे तु द्रव्ये सर्वोऽर्थ उच्यते ।
द्रव्यधर्माश्रयाद्द्रव्यमतः सर्वोऽर्थ इष्यते ॥१३॥

પદનો અર્થ દ્રવ્ય છે એ પક્ષમા બધા (શબ્દોનો) અર્થ દ્રવ્યના ધર્મોવાળો છે એમ કહેવાય છે. દ્રવ્યના ધર્મોના આશ્રયને કારણે બધા અર્થો દ્રવ્યરૂપે જણાવાય છે. (૧૩)

અહીં શબ્દનો અર્થ દ્રવ્ય છે એવા વ્યાડિના મતને (द्रव्याभिधानं व्याडिः । પા. સૂ. ૧.૨.૬૪, વા. ૪૫) રજૂ કરવામાં આવ્યો છે. સરખાવો હેલારાજ—शब्देन योऽर्थ उच्यते सर्वोऽसौ द्रव्यधर्मयुक्त एवेत्यभिप्रायः ।

अनुप्रवृत्तिधर्मो वा जातिस्यात्सर्वजातिषु ।
व्यावृत्तिधर्मसामान्यं विशेषे जातिरिष्यते ॥१४॥

(ગોત્વ, ઘટત્વ વગેરે) સર્વ જાતિઓમાં તેમને અનુસરતી પ્રવૃત્તિ રૂપ જે ધર્મ છે તે જાતિ છે (અને ગુણ, ક્રિયા વગેરે) વિશેષમાં વ્યાવર્તક રૂપે રહેલો સાધારણ ધર્મ તે જાતિ છે. (૧૪)

વૈશેષિક સિદ્ધાન્તને સમક્ષ રાખીને અહીં જાતિને સમજાવવામાં આવે છે. શબ્દ તેના વ્યાપાર દ્વારા અર્થબોધ કરાવે છે. પોતાના આશ્રય એવાં બધાં દ્રવ્યોને અનુસરીને રહેનારો (स्वाश्रयानुवृत्ति) તે સાધારણ ધર્મ છે. આ અનુપ્રવૃત્તિ બધી જાતિઓથી અભિન્ન હોઈને અનન્ત હોવા છતાં બધી જાતિઓમાં રહેલી હોઈ તેમની જાતિ રૂપે છે પ્રત્યેક દ્રવ્યના કૃષ્ણત્વ શુક્લત્વ વગેરે ગુણો તે તે દ્રવ્યમાં જુદા જુદા હોય છે પરંતુ જાતિ બધાંમાં સમાન એવો ધર્મ સમજવાનો છે. તે તે ગુણો જાતિના કાર્ય માટે હોય છે બધા વિશેષોમાં પણ સામાન્ય રૂપે રહેલ ધર્મ જાતિ રૂપે છે.

જો આમ હોય તો ગોદડી(सास्ना), ખરી(खुर), પૂછડું(लाङ्गूल), વગેરે અવયવોને કારણે ગો એવા પદાર્થમાં ગોત્વ નહિ પણ સાસ્નાત્વ અથવા ખુરત્વ એ જાતિ થશે. આવું સમજવામાં આવે તો ગાય વિષે ગાય એવો બોધ નહિ થાય પરંતુ ગોદડીવાળું કોઈક પ્રાણી એવો બોધ થશે. બધાં દ્રવ્યોમાં સરખા ધર્મો એટલે જાતિ. બધી ગાયોમાં એક સરખો રહેલો ગોત્વ એવો ધર્મ તે ગોજાતિ (सदृशधर्मसंज्ञा जातिः ।)

संयोगिधर्मभेदेन देशे च परिकल्पिते ।
तेषु देशेषु सामान्यमाकाशस्यापि विद्यते ॥१५॥

(આકાશ સાથે) સંયોગમાં રહેલા ધર્મોવાળા ઘટ વગેરે દ્રવ્યોની ભિન્નતાને આધારે, અભિન્ન આકાશમાં દેશભેદની કલ્પના કરવામાં આવતાં, તે તે દેશભેદોમાં રહેલ આકાશત્વ રૂપી સામાન્ય પ્રાપ્ત થાય છે. (૧૫)

આકાશ, કાલ, દિક્, વગેરેમાં એકત્વ રહેલું છે. તેમાંથી જાતિનો બોધ કેવી રીતે થાય છે તે અહીં સમજાવવામાં આવ્યું છે. બધા મૂર્ત પદાર્થોને જે અવકાશ આપે તે આકાશ; આ મૂર્ત પદાર્થો અવયવોવાળા હોવાથી, પોતાના જુદા અવકાશની અર્થાત્ આકાશની અપેક્ષા રાખે છે. ઘટમાં રહેલા અવકાશને જણાવે તે ઘટાકાશ, અને વસ્ત્રને જે અવકાશની જરૂર પડે તે વસ્ત્રાકાશ થશે. આવું આકાશ દ્રવ્યના કાર્યપ્રદેશ માટે આવશ્યક છે. તેથી જુદાં જુદાં આકાશની કલ્પના થઈ શકે છે. તે આકાશોમાં આકાશત્વ રૂપી સામાન્ય રહેલું છે. કાલ પણ એક હોવા છતાં યુધિષ્ઠિરનો કાલ, વિક્રમાદિત્યનો કાલ, એમ જુદો જુદો સમજાય છે. તેમનામાં રહેલું સામાન્ય તે કાલ–સામાન્ય છે. દિશા એક હોવા છતાં વારુણી દિશા, ઐન્દ્રી દિશા એમ અનેક દિશાઓની કલ્પના થાય છે. તેમનામાં રહેલું સામાન્ય તે દિક્સામાન્ય છે. આત્મા, એક હોવા છતાં, પ્રત્યેક શરીરમાં જુદો સમજાતો હોવાથી તેમાં પણ આત્મારૂપી સામાન્યની કલ્પના કરી શકાશે. તે પ્રમાણે સંબંધીઓની ભિન્નતાને કારણે સમવાયમાં પણ જાતિની કલ્પના થાય છે.

अदेशानां घटादीनां देशास्संबन्धिनो यथा ।
आकाशस्याप्यदेशस्य देशास्संयोगिनस्तथा ॥१६॥

(વાસ્તવમાં) અવયવ વિનાના ઘટ વગેરે દ્રવ્યોના ( ટુકડા, ઠીકરાં વગેરે) અવયવો જેમ તેમની સાથે (નિત્ય) સંબંધવાળા છે, તેમ અવયવ વિનાના આકાશના (મૂર્ત પદાર્થોરૂપ) અવયવો તેની સાથે સંયોગવાળા છે. (૧૬)

ઘટ નામનું દ્રવ્ય અવયવો વિનાનું છે. ઠીકરાં, ટુકડા વગેરે તેના અવયવો ઘટ સાથે જોડાયેલા છે. તે પ્રમાણે મૂર્ત પદાર્થો આકાશ સાથે સંબંધમાં હોઈ તેના અવયવો સમજવા જોઈએ. સરખાવો હેલારાજ—एवमाकाशस्यापि केनचिदनात्मस्वादमूर्तं स्यापि निरवयवमित्यात्मभूतदेशाभावात् द्रव्यादयः संयोगिन एवास्य देशाः ।

भिन्नवस्त्वाश्रया बुद्धिः संयोगिष्वनुवर्तते ।
समवायिषु भेदस्य ग्रहणं विनिवर्तते ॥१७॥
अतः संयोगिदेशानां गौणत्वं परिकल्प्यते ।
अविवेकात्प्रदेशेभ्यो मुख्यत्वं समवायिनाम् ॥१८॥

સંયોગ સંબંધથી જોડાયેલા પદાર્થો અંગેનું જ્ઞાન ભિન્ન પદાર્થવિષયક હોય છે, (જ્યારે) સમવાય સંબંધથી જોડાયેલા પદાર્થોમાં (તેમને વિષેનું) ભેદજ્ઞાન અદૃષ્ટ બને છે; તેથી સંયોગ સંબંધથી જોડાયેલા અવયવોનું ગૌણત્વ કલ્પવામાં આવે છે(અને) સમવાય સંબંધથી જોડાયેલા પદાર્થોના અવયવોનું, તે પદાર્થો અવયવોથી જુદા સમજાતા નહિ હોવાથી, મુખ્યત્વ સમજવામાંઆવે છે. (૧૭-૧૮)

अनुप्रवृत्तिरूपा या प्रख्या तामाकृतिं विदुः ।
केचिद् व्यावृत्तिरूपां तु द्रव्यत्वेन प्रचक्षते ॥१९॥

અનુપ્રવૃત્તિરૂપ જે જ્ઞાન તેને કેટલાક વિદ્વાનો આકૃતિ સમજે છે; પરંતુ વ્યાવૃત્તિરૂપ એવા (જ્ઞાન)ને દ્રવ્ય તરીકે કેટલાક જાહેર કરે છે. (૧૯)

અહીં વિજ્ઞાનવાદીઓના જાતિ અને દ્રવ્યના સિદ્ધાંતને રજૂ કરવામાં આવ્યો છે. હેલારાજ હંમેશાં જણાવે છે કે વ્યાકરણશાસ્ત્રમાં અર્થ એટલે શબ્દાર્થ, વસ્ત્વર્થ નહિ. શબ્દનો ઉચ્ચાર થતા મનમાં આકૃતિ રૂપ જ્ઞાન ઉત્પન્ન થાય છે. દ્રવ્યો પરસ્પર ભિન્ન હોવા છતાં તેમનાં ઉચ્ચારણ અને અર્થ, એકબીજાથી અભિન્ન અને એકબીજાને અનુસરનારાં હોય છે. આવું પરસ્પર અનુસરણ એટલે અનુપ્રવૃત્તિ. આવી અનુપ્રવૃત્તિરૂપે પ્રતીત થતા જ્ઞાન(પ્રખ્યા)ને આકૃતિ કહે છે. સરખાવો હેલારાજ—अनुगताकारा या बुद्धिस्तस्यां प्रतिभासमानस्तदाकारोऽर्थरूपतयावसीयमानवपुर्हस्यविकल्पयोरभेदावसायात्सामान्यमाहुः । અતદ્-વ્યાવૃતિરૂપ એવી તે આકૃતિને દ્રવ્યરૂપે સમજવામાં આવે છે.

भिन्ना इति परोपाधिरभिन्ना इति वा पुनः ।
भावात्मसु प्रपञ्चोऽयं संसृष्टेष्वेव जायते ॥२०॥

પદાર્થોનાં સ્વરૂપો અંગે, તે ભિન્ન છે અથવા અભિન્ન છે એવો આ વ્યવહાર કોઈક અન્ય ઉપાધિને કારણે છે, (અને તેથી) તેવી ઉપાધિથી જોડાયેલા પદાર્થોમાં તે ઉત્પન્ન થાય છે. (૨૦)

नैकत्वं नापि नानात्वं न सत्त्वं न च नास्तिता ।
आत्मतत्त्वेषु भावानामसंसृष्टेषु विद्यते ॥२१॥

પદાર્થોના (ઉપાધિ સાથેના) સંસર્ગ વિનાનાં સ્વરૂપોમાં એકત્વ કે પૃથક્ત્વ અથવા અસ્તિત્વ કે અભાવ પણ હોતાં નથી. (૨૧)

દેશ, કાલ વગેરે કોઈક બાહ્ય નિમિત્તને કારણે પદાર્થોની ભિન્નતા સમજાય છે. આવી ઉપાધિ અર્થાત્ નિમિત્તની કલ્પના કરવામાં ન આવે તો વ્યવહાર ચાલી શકતો નથી. એકત્વ, પૃથક્ત્વ, સત્ત્વ કે અભાવ આવા બાહ્ય નિમિત્તથી જોડાયેલા ભાવોમાં જ પ્રાપ્ત થાય છે તેથી સામાન્યની કલ્પના કરવામાં આવે છે.

सर्वशक्त्यात्मभूतत्वमेकस्यैवेति निर्णये ।
भावानामात्मभेदस्य कल्पना स्याद्नर्थिका ॥२२॥

એક(એવા બ્રહ્મ)નું જ, તેની બધી શક્તિઓ સાથે તાદાત્મ્ય છે એવો નિર્ણય કરવામાં આવતાં પદાર્થોના સ્વરૂપની ભિન્નતાની કલ્પના નિરર્થક ઠરશે. (૨૨)

तस्माद् द्रव्यादयः सर्वाः शक्तयो भिन्नलक्षणाः ।
संसृष्टाः पुरुषार्थस्य साधिका न तु केवलाः ॥२३॥

તેથી દ્રવ્ય (ગુણ, કર્મ, સામાન્ય) વગેરે જુદાં જુદાં સ્વરૂપોવાળી (છ) શક્તિઓ સંસૃષ્ટ હોય તો જ પુરુષની પ્રવૃત્તિની સાધક બને છે, એકલી નહિ (૨૩)

यथैव चेन्द्रियादीनामात्मभूता समग्रता ।
तथा संबन्धिसंबन्धसंसर्गेऽपि प्रतीयते ॥२४॥

જેમ ઇન્દ્રિયો, (આત્મા, મન) વગેરેની (પરસ્પર સંઘટનરૂપ) સમગ્રતા આત્મસ્વરૂપ (=તેમનાથી અભિન્ન) છે, તેમ બ્રહ્મરૂપી સંબંધી સાથે સંબંધમાં રહેલ દ્રવ્ય વગેરે શક્તિઓના (સંઘટનરૂપ) સંસર્ગમાં પણ આત્મભૂત =બ્રહ્મથી અભિન્ન સમગ્રતા) સમજાય છે. (૨૪)

આકાશની જાતિકલ્પના તેના પ્રદેશોની અર્થાત્ અવયવોની કલ્પના ઉપરથી કરવામાં આવી. પરંતુ જગતના અન્ય મૂર્ત પદાર્થોમાં જાતિની કલ્પના તે પદાર્થોના વાસ્તવિક અસ્તિત્વ ઉપરથી કરવામાં આવે છે. અદ્વૈતમત પ્રમાણે અર્થદર્શન કરાવતાં હેલારાજ દર્શાવે છે કે આત્યંતિક સિદ્ધાંતનિર્ણય પ્રમાણે બ્રહ્મ એવું એક તત્ત્વ જ સત્ય છે. જાતિ, વ્યક્તિ વગેરે અસત્ય છે. તે બધાં બ્રહ્મની શક્તિઓ છે. અહીં સંબંધી એટલે બ્રહ્મ, સંબંધ એટલે બ્રહ્મ સાથે સંબંધમાં રહેલ શક્તિઓ અને સંસર્ગ એટલે તે શક્તિઓ વચ્ચેનો સંસર્ગ. બ્રહ્મની શક્તિઓ બ્રહ્મથી અભિન્ન છે. વૈશેષિકોના છ પદાર્થો પણ બ્રહ્મની શક્તિઓ છે. હેલારાજે હંમેશાં અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે વાક્યપદીયનું અર્થદર્શન કરાવ્યું છે. હેલારાજ तथा संबन्धिमत्सम्बन्धसंसर्गेऽपि प्रतीयते । એવું પાઠાન્તર સમજાવતાં જણાવે છે કે "સંબંધી અર્થાત્ બધી શક્તિઓના આધાર એવા બ્રહ્મની સાથે સંબદ્ધ એવી દ્રવ્યાદિશક્તિઓનો પરસ્પર સંસર્ગ પણ આત્મભૂત છે" એવો અર્થ થશે.

न तदुत्पद्यते किंचिद्यस्य जातिर्न विद्यते ।
आत्माभिव्यक्तये जातिः कारणानां प्रयोजिका ॥२५॥

જેની જાતિ ન હોય તેનું કશું ઉત્પન્ન થતું નથી. પોતાની અભિવ્યક્તિ માટે જાતિ (પોતાને આશ્રયે રહેલ) કારણોની પ્રયોજક બને છે. (૨૫)

कारणेषु पदं कृत्वा नित्यानित्येषु जातयः ।
क्वचित्कार्येष्वभिव्यक्तिमुपयान्ति पुनः पुनः ॥२६॥

નિત્ય અને અનિત્ય કારણોમાં સંબંધ પ્રાપ્ત કરીને (કાર્યમાં રહેલ) જાતિઓ વારંવાર કોઈક કાર્ય રૂપે વ્યક્ત બને છે. (૨૬)

જ્યાં જ્યાં કાર્યની ઉત્પત્તિ થાય છે ત્યાં ત્યાં કાર્યગત જાતિ કારણરૂપે રહેલ હોઈને જાતિનો કારણો સાથેનો સંબંધ પણ પ્રાપ્ત થાય છે. આવાં કારણો નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારે હોઈ શકે. વૈશેષિક દર્શનમાં પરમાણુઓ નિત્ય કારણ છે અને સાંખ્ય દર્શનમાં પ્રધાન, પુરુષ, વગેરે નિત્ય કારણો છે. દ્રવ્યની ઉત્પત્તિ પહેલાં પણ જાતિ કારણરૂપે રહેલ હોઈને તે નિત્ય છે.

निवर्त्यमानं यत्कर्म जातिस्तत्रापि साधनम् ।
स्वाश्रयस्याभिनिष्पत्त्यै सा क्रियायाः प्रयोजिका ॥२७॥

નવીન ઉત્પન્ન થનાર જે (ઘટાદિ) કર્મ (છે) તેમાં પણ (કાર્યોત્પત્તિ પહેલાં) જાતિ સાધન રૂપે છે, (કારણ કે), પોતાને આશ્રયે રહેલા (કાર્ય)ની સિદ્ધિ માટે (કારક)વ્યાપારની તે પ્રયોજક બને છે (૨૭)

घटं करोति । 'તે ઘડો બનાવે છે'માં ઘટરૂપ કાર્ય નિષ્પન્ન થઈ રહ્યું છે, ત્યાં પણ જાતિ તેના સાધનરૂપે નિત્ય રહેલી હોય છે. આમ જાતિ તેના આશ્રયે રહેલા કાર્યની પ્રયોજક બને છે જાતિ સાધન છે, તે દ્રવ્ય અર્થાત્ વ્યક્તિની પ્રયોજક બને છે.

विधौ वा प्रतिषेधे वा ब्राह्मणत्वादि साधनम् ।
व्यक्त्याश्रिताश्रिता जातेः सङ्ख्याजातिर्विशेषिका ॥२८॥

વિધિમાં કે પ્રતિષેધમાં બ્રાહ્મણત્વરૂપ જાતિ તેમનું સાધન છે. વ્યક્તિ (દ્રવ્ય)માં રહેલ (એકત્વાદિ) સંખ્યામાં પ્રાપ્ત થતી સંખ્યાજાતિ, દ્રવ્યમાં રહેલ જાતિની વિશિષ્ટતા દર્શાવનારી બને છે (૨૮)

બ્રાહ્મણને હણવો એવા વિધિવાક્યમાં કે 'બ્રાહ્મણને ન હણવો એવા પ્રતિષેધવાક્યમાં બ્રાહ્મણત્વરૂપ જાતિ સાધન રૂપે છે પદનો અર્થ જાતિ સમજવામાં આવતાં પદમાં સંખ્યારૂપી જાતિનો બોધ પદની વિભક્તિ દ્વારા થાય છે આ સંખ્યાજાતિ દ્રવ્યજાતિની વિશેષક બને છે.

यथा जलादिभिर्व्यक्तं मुखमेवाभिधीयते ।
तथा द्रव्यैरभिव्यक्ता जातिरेवाभिधीयते ॥२९॥

જેમ પાણી વગેરેમાં દેખાતું મુખ, મુખ જ કહેવાય છે, તેમ શબ્દો દ્રવ્ય વડે અભિવ્યક્ત થતી જાતિનું અભિધાન કરે છે. (૨૯)

બધી વ્યક્તિઓમાં અભિન્નરૂપે રહેલ જાતિનો જ બોધ શબ્દો વડે થાય છે, દ્રવ્યથી સંસૃષ્ટ જાતિનો કે એકલા દ્રવ્યનો બોધ થતો નથી. આ ભર્તૃહરિનો પોતાનો મત છે. મતાન્તરરૂપે દ્રવ્યસંસૃષ્ટ જાતિરૂપે કે દ્રવ્યરૂપે શબ્દનો અર્થ પ્રાપ્ત થાય છે એવા ઉલ્લેખો પણ તેમણે કર્યા છે.

यथेन्द्रियगतो भेद इन्द्रियग्रहणाद्दते ।
इन्द्रियार्थस्वरूपयोऽपि ज्ञानभेदाय कल्पते ॥३०॥

तथात्मरूपग्रहणात्केषाञ्चिद् व्यक्तयो विना ।
सामान्यज्ञानभेदानामुपयान्ति निमित्तताम् ॥३१॥

જેમ (નેત્રાદિ) ઇન્દ્રિયોમાં રહેલ (ઇન્દ્રિયત્વરૂપી) વિશિષ્ટતા, પ્રત્યક્ષ ન હોવા છતાં, ઇન્દ્રિયોના (સ્વરૂપગ્રહણ) વિના પણ, ઇન્દ્રિયોના (રૂપાદિ) વિષયોના વિશેષ જ્ઞાન માટે સમર્થ બને છે; તેમ, (શબ્દના જ્ઞાનમાં) કેટલીક વ્યક્તિઓ(=દ્રવ્યો)જ સ્વરૂપગ્રહણ વિના(ઘટત્વરૂપી) સામાન્યજ્ઞાનના ભેદોનાં કારણો બને છે.(૩૦–૩૧)

सत्यासत्यौ तु यौ भागौ प्रतिभावं व्यवस्थितौ ।
सत्यं यत्तत्र सा जातिरसत्या व्यक्तयः स्मृताः ॥३२॥

પ્રત્યેક પદાર્થમાં સત્ય અને અસત્ય એવા જે બે ભાવો રહેલા છે, (તેમાં) જે સત્ય (ભાવ) છે તે જાતિ છે અને જે અસત્ય ભાવો છે તે વ્યક્તિઓ કહેવાયા છે.(૩૨)

અહીં જાતિને પદાર્થમાં રહેલ સત્યતત્ત્વ કહેવામાં આવી છે. આ કારિકાનો અદ્વૈતદર્શનપરક અર્થ કરતાં હેલારાજ જણાવે છે કે જાતિ એટલે બધા વિકારો જેને અનુસરે છે તેવું પરાપ્રકૃતિરૂપ બ્રહ્મ. સરખાવો : अन्यथा परा प्रकृतिः सत्या सर्वविकारानुयायिनी प्रशान्तकल्लोला चिदेकघना ब्रह्म इत्यागमविद. । પ્રાચીન આ પ્રવચનને રજૂ કરતાં તે જણાવે છે કે ઘટ, પટ, વગેરે પદાર્થોનું ઉપાદાનકારણ એવું પૃથ્વીતત્ત્વ નિત્ય છે. પૃથ્વીતત્ત્વમાં શું સત્ય છે? પૃથ્વીત્વ એવી જાતિકલ્પના =વિકલ્પ) આ કલ્પનામાં શું સત્ય છે? પૃથ્વીત્વ એવી કલ્પનાનો બોધ કરાવતું (વિ)જ્ઞાન. (વિ)જ્ઞાનમાં શું સત્ય છે? ઓંકાર. આ ઓંકાર એટલે શું? ઓંકાર બ્રહ્મ છે. સરખાવો : नित्या पृथिवीधातुः । पृथिवीधातौ किं सत्यम् । विकल्पः । विकल्पे किं सत्यम् । विज्ञानम् । विज्ञाने किं सत्यम् । ओं अथ तद् ब्रह्म । અભિનવગુપ્ત તેમના 'ઈશ્વરપ્રત્યભિજ્ઞાવિવૃતિવિમર્શિની (૩ ૧૩૦)માં ભાગોને બદલે ભાવો પાઠ સમજે છે.

संबन्धिभेदात्सत्तैव भिद्यमाना गवादिषु ।
जातिरित्युच्यते तस्यां सर्वे शब्दा व्यवस्थिताः ॥३३॥

સંબંધમાં રહેલા (ગો અશ્વ વગેરે પદાર્થો)ની ભિન્નતા પ્રમાણે જુદી જુદી સમજાતી (મહા) સત્તા જ જાતિ છે એમ કહેવાય છે; બધા શબ્દો તે (સત્તા)માં (વાચક રૂપે) દૃઢ થયેલા છે (૩૩)

ગો, અશ્વ વગેરે જુદાં જુદાં દ્રવ્યોમાં એક સાથે રહેલી અને દરેક દ્રવ્ય પ્રમાણે જુદી જુદી સમજાતી મહાસત્તા અર્થાત્ મહાસામાન્ય એ જ ગોત્વ, અશ્વત્વરૂપ જાતિ છે.

तां प्रातिपदिकार्थं च धात्वर्थं च प्रचक्षते ।

सा नित्या सा महानात्मा तामाहुस्त्वतलादयः ॥३४॥

તેને જ પ્રાતિપદિકનો અર્થ અને ધાતુનો અર્થ કહે છે. તે નિત્ય છે. તે મહાન આત્મા છે. તેને त्व, तल् વગેરે (પ્રત્યયો) જણાવે છે. (૩૪)

બધા પદાર્થોમાં મહાસત્તા અર્થાત્ મહાસામાન્યરૂપે જાતિ રહેલી છે. અભાવ પણ મનોગોચર હોવાથી તેમાં જાતિ રહેલ છે. આ સત્તા એટલે સાંખ્યસિદ્ધાંત પ્રમાણે મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રા એવાં ૭ તત્ત્વો, તેના વિશેષ પરિણામ રૂપે છે. સરખાવો હેલારાજ : एवं च सर्वशब्दवाच्या सत्ता शब्दप्रवृत्तिनिमित्तभूता इति यथायथं भिन्नोपाधिभिर्विप्रत्ययाभिधेया सैव । વ્યાકરણ અને દર્શનના અનેક ગ્રંથોમાં આ બે કારિકાઓ અવતારેલી મળે છે.

प्राप्तक्रमा विशेषेषु क्रिया सैवाभिधीयते ।

क्रमरूपस्य संहारे तत्सत्त्वमिति कथ्यते ॥३५॥

(ક્રિયા)વિશેષોમાં ક્રમને પ્રાપ્ત કરનારી તે (સત્તા)ને ક્રિયા કહે છે, જ્યારે તેનું ક્રિયારૂપ અદૃષ્ટ થાય છે ત્યારે તેને દ્રવ્ય કહે છે. (૩૫)

પાક વગેરે ક્રિયાની વિગતો જેવી કે, અગ્નિ ઉપર મૂકવું, હલાવવું વગેરેમાં જે પૌર્વાપર્યરૂપ ક્રમ મળે છે તેમાં આ સત્તા રહેલી છે. તેને ક્રિયા કહે છે. જ્યારે આવો ક્રમ અદૃષ્ટ થાય છે અને આખ્યાત કે કૃત્પ્રત્યય પ્રાપ્ત થતો નથી ત્યારે તે સત્તાને દ્રવ્ય કહે છે.

બધા ધાતુઓ આવી સક્રમા ક્રિયા દર્શાવે છે. સક્રમ ક્રિયાનું આવું આંતર ક્રમવત્ત્વ અદષ્ટ બને છે ત્યારે તે સત્તાને દ્રવ્ય કહે છે. જાતિ અને દ્રવ્ય બન્ને, બ્રહ્મના વિવર્તો છે. શબ્દનો અર્થ જાતિ છે અથવા દ્રવ્ય છે એવા બે પક્ષો વાસ્તવમાં એક જ છે, કારણકે બને બ્રહ્મને જણાવનારા પક્ષાન્તરો છે. વ્યાકરણશાસ્ત્ર બધા દર્શનભેદોને સમાવવું હોવાથી બધા મતોને તે સમજાવે છે. આત્યંતિક રીતે તો મહાસત્તારૂપ જાતિ બ્રહ્મ છે. અદ્વૈતસિદ્ધાંતપરક એવું આ અર્થદર્શન હેલારાજે વિકસાવ્યું છે.

सैव भावविकारेषु षडवस्थाः प्रपद्यते ।

क्रमेण शक्तिभिः स्वाभिरेवं प्रत्यवभासते ॥३६॥

તે (સત્તા) જ (પરમાર્થરૂપ) ભાવના વિકારોમાં છ અવસ્થાઓને પ્રાપ્ત કરે છે પોતાની શક્તિઓને કારણે તે આ પ્રમાણે ક્રમમ દેખાય છે. (૩૬)

પરમાર્થરૂપ સત્તાત્મક ભાવની છ અવસ્થાઓ છે : જન્મે છે, છે, ફેરફાર પામે છે, વધે છે, ઘટે છે અને નાશ પામે છે. षड् भावविकारा भवन्तीति वार्ष्यायणिः । जायते अस्ति विपरिणमते वर्धते अपक्षीयते विनश्यतीति । નિરુક્ત ૧ ૨.૬

અહીં વિકારનો અર્થ વિવર્ત સમજવાનો છે, પરિણામ નહિ, કારણકે પરિણામ સમજતા અનિત્યત્વ પ્રાપ્ત થશે, એમ હેલારાજ સમજાવે છે.

आत्मभूतः क्रमोऽप्यस्या यत्रेदं कालदर्शनम् ।
पौर्वापर्यादिरूपेण प्रविभक्तमिव स्थितम् ॥३७॥

ક્રમ પણ આ (સત્તા)નું જ સ્વરૂપ છે, જેમાં આ કાલદર્શન પૌર્વાપર્યરૂપે જાણે વિભક્ત હોય તેમ રહેલું (સમજાય) છે (૩૭)

ક્રિયાઓનો પૌર્વાપર્યાદિ ક્રમ પણ સત્તાનું સ્વરૂપ છે. આ ક્રમ સાથે જ કાલ સંકળાયેલો છે. બ્રહ્મની શક્તિરૂપે કાલ છે અને એ કાલને પરિણામે બધી ક્રિયાઓનું પૌર્વાપર્ય સમજાય છે.

तिरोभावाभ्युपगमे भावानां सैव नास्तिता ।
लब्धक्रमे तिरोभावे नश्यतीति प्रतीयते ॥३८॥

પદાર્થોના તિરોભાવને સ્વીકારીએ તો તેને જ નાસ્તિત્વ કહેવાય છે. (આ) તિરોભાવને ક્રમ પ્રાપ્ત થતાં (પદાર્થ) વિનષ્ટ થાય છે એમ સમજાય છે. (૩૮)

જન્મ અને નાશ અવસ્તુ હોઈને તેમને સત્તાત્મક કેવી રીતે કહેવાય તે અંગે વિચારતાં આ કારિકામાં નાશની સત્તાત્મકતા જણાવવામાં આવી છે. વિનાશ એટલે તિરોભાવ. પદાર્થોના જન્મની પહેલાં પદાર્થોના અવભાસનું જે અદર્શન આપણને થાય છે તેને નાસ્તિતા કહીશું. પોતાનાં કારણોમાં શક્તિરૂપે રહેલ સત્તા એટલે નાશ. આવી સ્થિતિ પદાર્થોના જન્મ પહેલાં અને વિનાશ પછી પ્રાપ્ત થાય છે. સાધનોની પ્રવૃત્તિને કારણે જ્યારે તિરોભાવ ક્રિયાપદ દ્વારા સમજાય છે, ત્યારે પૂર્વાવસ્થામાં તેને 'ક્ષીણ બને છે' (આક્ષીયતે) એમ કહે છે અને ઉત્તરાવસ્થામાં 'વિનાશ પામે છે' (વિનશ્યતિ) એમ કહે છે.

पूर्वस्मात्प्रच्युता धर्मादप्राप्ता चोत्तरं पदम् ।
तदन्तराले भेदानामाश्रयाज्जन्म कथ्यते ॥३९॥

અગાઉની અવસ્થામાંથી નીકળી ગયેલ અને પછીની અવસ્થાને (હજુ સુધી) પ્રાપ્ત નહિ કરનાર સત્તા, બંને (અવસ્થાઓની) વચ્ચે રહેલા જુદા જુદા વિશેષોને આધારે, જન્મ કહેવાય છે. (૩૯)

જન્મ પણ સત્તાનો ફેરફાર માત્ર છે એમ આ કારિકામાં સમજાવવામાં આવ્યું છે. કારણોમાં માત્ર શક્તિરૂપે રહેલો જે પૂર્વધર્મ અર્થાત્ અવસ્થાને પ્રાપ્ત નહિ થયેલી સત્તા તે જન્મ કહેવાય છે. તેનો આધાર ઉત્તરાવસ્થાની જુદી જુદી કાર્યોન્મુખ ક્ષણો ઉપર છે.

જેમ સત્માંથી અત્યન્ત વિનાશ થતો નથી તેમ અગાઉ જેનું અસ્તિત્વ નથી તેમાંથી આવિર્ભાવરૂપે જન્મ પણ થતો નથી.

आश्रयः स्वात्ममात्रा वा भावा वा व्यतिरेकिणः ।
स्वशक्तयो वा सत्ताया भेददर्शनहेतवः ॥४०॥

સત્તામાં ભેદના દર્શન માટે તેનો આધાર, અથવા તેના પોતાના કાલ્પનિક ભાગો અથવા તેનાથી જુદા દેખાતા પદાર્થો અથવા તેની પોતાની શક્તિઓ કારણો રૂપે રહેલાં છે. (૪૦)

દ્રવ્ય વગેરે સત્તાના આધારો સત્તામાં ભેદ જણાવતાં કારણો છે જેમ એક જ મુખ તેલમાં, જળમાં, અરીસામાં, હીરામાં કે તલવારમાં જુદું જુદું દેખાય, તેમ એક જ સત્તા, ગાય, ઘોડો, મનુષ્ય, પંખી વગેરે તેનાં આશ્રયરૂપ દ્રવ્યોમાં જુદી જુદી ભાસે છે અથવા ગોત્વ, અશ્વત્વ વગેરે સત્તાના કલ્પિત ભાગો પણ સત્તામાં ભેદ દર્શાવે છે અવિદ્યાથી સમજાતા દેશ, કાલ, ઇન્દ્રિયો વગેરે ભેદો પણ સત્તાના ભેદો દર્શાવે છે અથવા સત્તાની પોતાની શક્તિઓ, જે સમગ્ર વિશ્વની રચનાને અનુકૂળ છે, તે પણ, ભેદદર્શનનાં કારણોરૂપે સમજાય છે હેલારાજ જણાવે છે કે વાસ્તવમાં એક બ્રહ્મ જ સત્ય છે અને સત્તારૂપ છે તે અનેક રૂપે ભાસે છે. સરખાવો क्रियाद्रव्ययो सत्तात्मकप्रतिपादनात् तद्व्यतिरेकेण वस्त्वन्तराभावाद्यद्यपि सर्वं सत्तात्मकपरब्रह्ममयं तथापि व्यवहारेऽविद्याप्रवृत्तिरूपे यथावभास भेदस्यासत्यस्यस्यापह्नवनीयत्वात् द्रव्यादिसत्ताश्रय प्रविभागोऽयमविरुद्ध॰ ।

पृथिव्यादिष्वभिव्यक्तौ न संस्थानमपेक्षते ।
अनुच्छिन्नाश्रयाज्जातिरनित्येऽप्याश्रये स्थिता ॥४१॥

પૃથ્વી વગેરે દ્રવ્યોમાં રહેલી (પૃથ્વીત્વ વગેરે) જાતિ પોતાની અભિવ્યક્તિ માટે તેના અવયવો સાથેના વિશિષ્ટ સંયોગની અપેક્ષા રાખતી નથી, અને આશ્રયનો ઉચ્છેદ થયો ન હોવાને કારણે જાતિ, અનિત્ય આશ્રયોમાં પણ રહેલી (સમજાય) છે.(૪૧)

પૃથ્વીત્વ વગેરે જાતિઓનો આશ્રય નિત્ય પરમાણુઓ છે. ગોત્વ, ઘટત્વ વગેરે જાતિના આશ્રય અનિત્ય ગો, ઘટ વગેરે છે. સંસ્થાન એટલે પોતાના અવયવો સાથેનો વિશિષ્ટ સંયોગ, જેમકે ઢેફું, માટી પથરો, ઘડો, પર્વતો વગેરે પૃથ્વીરૂપે સમજાય છે. આ અનિત્ય પદાર્થોની જાતિઓ પોતાની અભિવ્યક્તિ માટે સંસ્થાનની અપેક્ષા રાખે છે.

अनुच्छेद्याश्रयामेके सर्वां जातिं प्रचक्षते ।
न यौगपद्यं प्रलये सर्वस्येति व्यवस्थिता॰ ॥४२॥

પ્રલયકાળે સર્વનો (વિનાશ) એક સાથે થતો નથી એમ દૃઢપણે માનનારા જણાવે છે કે બધી જાતિઓના આશ્રયનો ઉચ્છેદ થઈ શકતો નથી. (૪૨)

મહાપ્રલયને સમયે જાતિના બધા અવયવો વિનષ્ટ થાય છે. જાતિઓને જો આશ્રય અર્થાત્ આધારની જરૂર હોય તો જાતિઓ વિનષ્ટ થવાની, એવી શંકાના ઉત્તરમાં એમ કહી શકાય કે પ્રલય કદી સંપૂર્ણ થતો નથી કોઈક આધારો તો વિદ્યમાન રહે છે જ. કોઈક આશ્રય અદૃષ્ટ થતાં જાતિઓ બીજા કોઈક આશ્રયે રહે છે. હેલારાજ જણાવે છે કે બ્રહ્માંડો અનેક છે. બધાં બ્રહ્માંડ એક સાથે પ્રલયને પ્રાપ્ત થતાં નથી, તેથી જાતિના આશ્રયો નાશ પામતા નથી.

प्रकृतौ प्रविलीनेषु भेदेष्वेकत्वदर्शिनाम् ।
द्रव्यसत्त्व प्रपद्यन्ते स्वाश्रया एव जातय ॥४३॥

એકત્વને સ્વીકારનારાઓના મતમાં પદાર્થો પ્રકૃતિમાં લીન બને છે ત્યારે,

અદ્વૈતદર્શનમાં મહાપ્રલય વખતે બધા પદાર્થો, એક મહાસત્તા જેને સાંખ્ય મતમાં પ્રકૃતિ કહે છે, તેમાં પ્રવિલીન બને છે. અહીં દ્રવ્યસત્ત્વ એટલે મૂલકારણ, કારણસત્તા અથવા સન્માત્રરૂપ દ્રવ્ય. પ્રલયકાળે આવા મૂલદ્રવ્યસત્ત્વમાં જાતિઓ એકરૂપ બને છે. વૈશેષિક મતમાં મહાપ્રલય વખતે જાતિઓ તેમના આધાર વિના એકલી જ રહે છે, કારણ કે આધાર અર્થાત્ આશ્રયોનો ઉપયોગ કેવળ જાતિની અભિવ્યક્તિ માટે જ છે. આ બંને મતોમાં તાત્ત્વિક વિરોધ નથી. ભર્તૃહરિએ અહીં પોતાનો મત નિરૂપ્યો છે

ब्राह्मणत्वादयो भावाः सर्वप्राणिष्ववस्थिताः ।
अभिव्यक्ताः स्वकार्याणां साधका इत्यपि स्मृतिः ॥४४॥

બ્રાહ્મણત્વ વગેરે ભાવો બધાં પ્રાણીઓમાં રહેલા છે, પરંતુ જ્યાં (=જે દ્રવ્ય-વિશેષમાં) તે અભિવ્યક્ત થાય છે ત્યાં જ પોતાનાં કાર્યોનાં સાધક બને છે, એવી પરંપરા છે. (૪૪)

चित्रादिष्वप्यभिव्यक्तिर्जातीनां कैश्चिदिष्यते ।
प्राण्याश्रितास्तु ताः प्राप्तौ निमित्तं पुण्यपापयोः ॥४५॥

ચિત્રો વગેરેમાં પણ જાતિઓની અભિવ્યક્તિ થાય છે એમ કેટલાક જણાવે છે; પરંતુ જ્યારે (જીવંત) પ્રાણીઓ તેમના આશ્રય હોય ત્યારે જ તે પુણ્ય અને પાપનાં નિમિત્ત બને છે. (૪૫)

ચિત્રમાં કે પૂતળામાં રહેલ બ્રાહ્મણ પણ બ્રાહ્મણત્વ જાતિને અભિવ્યક્ત કરે છે તેમ કેટલાક જણાવે છે. આ વાત બરાબર નથી એમ ભર્તૃહરિ કૈશ્ચિદ્ શબ્દથી વ્યક્ત કરે છે, કારણકે ચિત્રમાંના બ્રાહ્મણને હણવાથી પાપ થતું નથી, તેમ તેની પૂજા કરવાથી પુણ્ય થતું નથી.

ज्ञानं त्वस्मद्विशिष्टानां तासु सर्वेन्द्रियं विदुः ।
अभ्यासान्मणिरूप्यादिविशेषेष्विव तद्विदाम् ॥४६॥

જેમ રત્નો, રૂપું વગેરે અંગેની વિશિષ્ટતાઓ અંગેનું તેમને જાણનારા (ઝવેરીઓ અને સોનીઓ)નું જ્ઞાન અભ્યાસને કારણે આપણાથી જુદું હોય છે તેમ, તે જાતિઓ અંગેનું, આપણાથી જુદા (સર્વદ્રષ્ટા જ્ઞાનીઓ)નું જ્ઞાન, બધી ઇન્દ્રિયોથી પ્રાપ્ત થનારુ હોય છે, એમ (આચાર્યો) જણાવે છે. (૪૬)

સામાન્ય મનુષ્યો પ્રતિનિયત પદાર્થોને જ જોઈ શકે છે આદ્ય ગુરુઓ આપણાથી વિશિષ્ટ અર્થાત્ વિલક્ષણ અને સર્વદ્રષ્ટા હોય છે. આ આદ્યગુરુઓનો પણ ગુરુ ઈશ્વર છે. તે નિત્ય છે, કારણ કે પ્રલય પછી બ્રહ્માદિ દેવો જ્યારે ફરીવાર ઉત્પન્ન થાય છે, ત્યારે ઈશ્વર જ તેમનો ઉપદેષ્ટા છે આદ્યગુરુઓને જાતિનું અને તેના આશ્રયો રૂપ પદાર્થોનું સ્પષ્ટ અને હસ્તામલકવત્ જ્ઞાન હોય છે તેમની ઇન્દ્રિયો તેમના વિષયો પૂરતી મર્યાદિત હોતી નથી. તેમની પંચેન્દ્રિયોમાંથી દરેક ઇન્દ્રિય બધી ઇન્દ્રિયોનું કાર્ય કરી શકે છે. હેલારાજે કરાવેલું અર્થદર્શન યોગપરક અને અદ્વૈતપરક છે. સરખાવો તેણે રજૂ કરેલ આગમવચન : नेदानीं इन्द्रियैरेव पश्यति प्र णत. शब्द शृणोति पृष्ठतो रूपाणि पश्यति अङ्गुल्यग्रेण सर्वरूपाण्युपलभते ।

जात्युत्पलादिगन्धादौ भेदतत्त्वं यदाश्रितम् ।
तद्भावप्रत्ययैर्लोकेऽनित्यत्वान्नाभिधीयते ॥४७॥

જાતિગન્ધ, ઉત્પલગન્ધ વગેરેમાં જે (જાતિગન્ધત્વ, ઉત્પલગન્ધત્વ રૂપી) વિશિષ્ટ તત્ત્વ રહેલું છે તે અનિત્ય હોવાથી લોકવ્યવહારમાં (ત્વ, તલ્ વગેરે) ભાવપ્રત્યયો વડે દર્શાવાતુ નથી. (૪૭)

ત્વ, તલ્ વગેરે પ્રત્યયો પારમાર્થિક ગન્ધત્વરૂપ (પર) સામાન્ય દર્શાવે છે, નહિ કે અનિત્ય જાતિ ગન્ધત્વ અથવા ઉત્પલગન્ધત્વરૂપ અપર સામાન્ય.

अस्वशब्दाभिधानास्तु नरसिंहादिजातयः ।
सरूपावयवैरन्या तासु श्रुतिरवस्थिता ॥४८॥

નરસિંહત્વ વગેરે જાતિઓનું અભિધાન તેમના પોતાના શબ્દો વડે થતું નથી. તે (જાતિ)ઓમાં તેમના અવયવો (નર અને સિંહ) જેવા બીજા (કલ્પિત શબ્દો નર અને સિંહ)નુ શ્રવણ રહેલું છે. (૪૮)

નરસિંહ શબ્દમાં નર અને સિંહ એવા બે શબ્દભાગ રહેલા છે. બંને શબ્દો વ્યવહારના નર અને સિંહ જેવા છે અને નરત્વ અને સિંહત્વ એવી જાતિઓનો બ્યાલ આપે છે. પણ નરસિંહત્વ આ બંનેથી જુદું છે પરંતુ વાસ્તવમાં નરસિંહ શબ્દ વ્યવહારમાં પ્રાપ્ત થતા બે શબ્દભાગો, નર અને સિંહનો બનેલો છે, એવો વિચાર કલ્પનામાત્ર છે.

जात्यवस्थापरिच्छेदे संख्या सङ्ख्यात्वमेव वा ।
विप्रकर्षेऽपि संसर्गादुपकाराय कल्पते ॥४९॥

(દ્રવ્ય કે ક્રિયારૂપ) જાતિના તેના (આશ્રય સાથેના) સમવાયની મર્યાદાના નિર્ણયમાં (સુપ્ કે તિઙ્ પ્રત્યયો વડે વાચ્ય) સંખ્યા કે સંખ્યાત્વ તેના (આશ્રય વિશેષ સાથેના) સંસર્ગને કારણે ઉપયોગી બને છે, ભલે તે (દ્રવ્યજાતિ કે ક્રિયાજાતિ સાથે) સાક્ષાત્ સંબંધ વિનાનાં હોય. (૪૯)

પ્રકૃતિની જેમ પ્રત્યય પણ જાતિ દર્શાવે છે તે અહીં જણાવ્યું છે.

लक्षणा शब्दसंस्कारे व्यापारः कार्यसिद्धये ।
संख्याकर्मादिशक्तीनां श्रुतिसाम्येऽपि दृश्यते ॥५०॥

સંખ્યા, કર્મ વગેરે શક્તિઓનો વાચક શબ્દ સમાન હોય તો પણ લક્ષણા રૂપી વ્યાપાર શબ્દસંસ્કાર માટે અથવા (વાકયાર્થ એવી) ક્રિયાની સિદ્ધિ માટે પ્રાપ્ત થાય છે. (૫૦)

સંખ્યા, કર્મ વગેરે શબ્દશક્તિઓનો વાચક પ્રત્યય અમ્ એક સરખો હોવા છતાં વાકયાર્થબોધ માટે બે પ્રકારનો વ્યાપાર પ્રાપ્ત થાય છે. તેમાંનો એક છે લક્ષણા. આ લક્ષણા શબ્દસંસ્કાર અર્થે છે.

કોઈપણ પ્રાતિપદિક સંખ્યા વગરનું હોઈ શકે નહિ; કારણકે સંખ્યા વિનાના પ્રાતિપદિકનો અર્થ પ્રાપ્ત થશે નહિ પરિણામે ઘણીવાર પ્રકૃતિના અર્થનો નિશ્ચય થતો ન હોય તો પણ વિભક્તિ કેવળ શબ્દસંસ્કાર માટે વપરાય છે, ઉ.ત. તે વાસણો સાફ કરે છે. (ग्रहं सम्मार्ष्टि) માં ग्रहं એવી એકવચનવિભક્તિ વિવક્ષિત નથી, બધાં વાસણો સાફ કરવાનું તે વાક્યમાં વિધાન છે. તે પ્રમાણે 'લોટ હોમે છે' (सक्तून् जुहोति।) માં સક્તુ જેમાં સાધન છે એવો માત્ર હોમ જ વિવક્ષિત છે.

લક્ષણાને શબ્દસંસ્કાર માટેનો એક વ્યાપાર ગણાવ્યો. સંખ્યા, કર્મ વગેરે શક્તિઓનો બીજો વ્યાપાર વાક્યાર્થરૂપ ક્રિયાની સિદ્ધિ માટે સમજવામાં આવ્યો છે, જેમકે 'પશુ વડે યજ્ઞ કરવો' (पशुना यजेत।) માં પશુના એવી એકવચન વિભક્તિ વિવક્ષિત અર્થાત્ સાર્થક છે, કારણ કે એક પશુ પણ યજનરૂપી ક્રિયાની સિદ્ધિ માટે ઉપયોગી છે.

પોતાની પહેલાંના અર્થદર્શનનો નિર્દેશ કરતાં હેલારાજ જણાવે છે કે शब्दव्यापारे ને બદલે शब्दव्यापारः એવો પાઠ સમજીને પૂર્વટીકાકારોએ " સંખ્યા વગેરે શબ્દસંસ્કાર માટે જ ઉપયોગી છે અને લક્ષણા શબ્દસંસ્કારરૂપ વ્યાપાર છે." એવો અર્થ સમજાવીને લક્ષણા અને શબ્દસંસ્કારને સમાન અધિકરણમાં ગણ્યાં છે.

न विना संख्यया कश्चित्सत्त्वभूतोऽर्थ उच्यते ।
अतः सर्वस्य निर्देशे संख्या स्यादविवक्षिता ॥५१॥

સંખ્યા(ના નિર્દેશ) વિનાનો કોઈ દ્રવ્યભૂત અર્થ (શબ્દ વડે) જણાવાતો નથી; તેથી બધાં દ્રવ્યોના નિર્દેશમાં (તેમની) સંખ્યા વિવક્ષિત નથી. (૫૧)

બધાં દ્રવ્યો સંખ્યાવાન્ હોય છે. તેથી સંખ્યાનિર્દેશનું મહત્ત્વ નથી આવો સામાન્ય નિયમ છે.

एकत्वं वा बहुत्वं वा केषाञ्चिदविवक्षितम् ।
तद्धि जात्यभिधानाय द्वित्वं तु स्याद्विवक्षितम् ॥५२॥

કેટલાકના મતમાં (સ્વાભાવિક) એકવચન અથવા બહુવચન વિવક્ષિત નથી. (કારણ કે) તે તો જાતિના અભિધાન માટે છે; પરંતુ દ્વિત્વ વિવક્ષિત છે. (૫૨)

ब्राह्मणो न हन्तव्यः। सुरा न पेया। ब्राह्मणे प्रत्यौष्ठवम्। જેવાં વાક્યોમાં એકવચન અને બહુવચન કેવળ જાતિનું અભિધાન કરતાં હોવાથી વિવક્ષિત નથી, પરંતુ, દ્વિવચન હંમેશાં દ્રવ્યાશ્રિત હોવાથી વિવક્ષિત છે.

यद्येतौ व्याधितौ स्यातां देयं स्यादिदमौषधम् ।
इत्येवं लक्षणेऽर्थस्य द्वित्वं स्यादविवक्षितम् ॥५३॥

'આ બે જો માંદા પડે તો આ દવા આપવી' એવા વાક્યમાં (માંદી) વ્યક્તિઓ સંબંધે દ્વિવચન વિવક્ષિત નથી. (૫૩)

અહીં વ્યાધિને નિમિત્ત માનીને જે દ્વિવચન વાપર્યું છે તે વિવક્ષિત નથી.

एकादिशब्दवाच्याया- कर्मस्वङ्गत्वमिष्यते ।
सङ्ख्यायाः खनति द्वाभ्यामिति रूपाद्धि सा श्रिता ॥५४॥

'બે મન્ત્રો સાથે તે (માટી) ખોદે છે.' એવા વાક્યમાં એક (બે) વગેરે શબ્દો વડે વિવક્ષિત સંખ્યા ક્રિયાના અંગરૂપે સમજવાની છે, કારણ કે આ (સંખ્યા) પ્રાતિપદિકમાંથી પ્રાપ્ત થયેલી છે. (૫૪)

द्वाभ्यां मन्त्राभ्यां मृदं खनति । चतुर्भिर्पुनरादत्ते । षड्भिर्हरति । વગેરે વાક્યોમાં પદાર્થની સંખ્યા પ્રાતિપદિકમાંથી પ્રાપ્ત થયેલી છે અને તે ક્રિયાના અંગરૂપે સમજવાની છે.

यजेत पशुनेत्यत्र संस्कारस्यापि संभवे ।
यथा जातिस्तथैकत्वं साधनत्वेन गम्यते ॥५५॥

'પશુ વડે યજ્ઞ કરવો' એવા વાક્યમાં (શબ્દ) સંસ્કાર (રૂપી વિભક્તિ સાર્થક) હોવા છતાં જેમ (પશુત્વરૂપ) જાતિ ક્રિયાના સાધનરૂપે (સમજાય છે) તેમ એકવચન પણ (સાધનરૂપે) સમજાય છે. (૫૫)

પહેલાં કહેવામાં આવ્યું હતું કે કેવળ જાતિનો બોધ કરાવતું હોવાથી એકવચન હમેશાં વિવક્ષિત નથી. અહીં જણાવવામાં આવે છે કે એકવચન પણ કોઈક સ્થળે વિવક્ષિત હોય છે. पशुना यजेत । એવા ઉદાહરણમાં જેમ પશુત્વજાતિ અગત્યની છે તેમ એકવચન પણ અગત્યનું છે અહીં જાતિ અને સંખ્યા જુદાં પાડી શકાતાં નથી કારણ કે બંને અપૌરુષેય છે.

लिङ्गात्तु स्याद् द्वितीयादेस्तदेकत्वं विवक्षितम् ।
एकार्थविषयत्वे च तल्लिङ्गं जातिसंख्ययोः ॥५६॥

દ્વિતીય (તૃતીય) વગેરેના ઉલ્લેખરૂપી પ્રમાણ વડે એકત્વનો વિવક્ષા પ્રાપ્ત થાય છે જાતિ અને સંખ્યાના એક જ આશ્રય અંગે પણ તે જ પ્રમાણ છે. (૫૬)

'અગ્નિ માટેના બકરાને અગ્નિષ્ટોમ વખતે હોમવો' (आग्नेयमजमग्निष्टोमे आलभेत ।) એમ કહીને પછી 'ઈન્દ્ર અને અગ્નિના બીજાને ઉક્થ્યમાં', 'ઈન્દ્ર માટેના કાબરચીતરા ત્રીજાને ષોડશીમાં' (ऐन्द्राग्नं द्वितीयमुक्थ्ये । ऐन्द्रं पृश्निं तृतीयं षोडशिनी । ) વગેરેમાંના દ્વિતીય, તૃતીય એવા ઉલ્લેખો દ્વારા पशुना यजेत । માંના पशुना શબ્દથી પશુગત એકત્વ વિવક્ષિત બને છે. જાતિ અને સંખ્યા જ્યારે સમાન આશ્રયમાં પરિસમાપ્ત થતી હોય ત્યારે પણ તે દ્વિતીય વગેરે ઉલ્લેખો પ્રમાણરૂપ બને છે.

अन्यत्राविहितस्यैव स विधिः प्रथमं पशोः ।
क्रियायामङ्गभावश्च तत्त्वेतस्माद्विवक्षितम् ॥५७॥

બીજા વાક્યોમાં જેનું વિધાન થયું નથી તેવું, પશુ અંગેનું તે ('પશુ વડે યજ્ઞ કરવો' पशुना यजेत । માંનું) પ્રથમ વિધાન અને (પશુનો) યજન ક્રિયામાં ગૌણભાવ એવાં બે કારણોથી એકત્વ પણ વિવક્ષિત બને છે. (૫૭)

આ કારિકાના અર્થાન્તરનો ઉલ્લેખ કરતાં હેલારાજ જણાવે છે કે કેટલાક ટીકાકારો 'क्रियायामङ्गभावस्य એવો પાઠ સમજીને अन्यत्राविहितस्यैव पशोः प्रथमं क्रियायामङ्गभावस्य विधिः । એવી વાક્યયોજના કરે છે.

ग्रहास्त्वन्यत्र विहिता भिन्नसंख्याः पृथक् पृथक् ।
प्राजापत्या नवेत्येवमादिभेदसमन्विताः ॥५८॥

अङ्गत्वेन प्रतीतानां संमार्गे त्वङ्गिनां पुनः ।
निर्देशं प्रति या संख्या सा कथं स्याद्विवक्षिता ॥५९॥

'પ્રજાપતિનાં નવ પાત્રો છે,' ('અધ્વર્યુ પ્રાતઃસવનમાં આ દસ પાત્રોનું ગ્રહણ કરે છે') વગેરે જુદાં જુદાં વાક્યોથી સમજાતાં (અને એકત્વસંખ્યાથી) જુદી સંખ્યાવાળાં પાત્રોનું અન્ય સ્થળે જુદું જુદું વિધાન થયું છે.

(ઉપરોક્ત વચનોમાં ગ્રહણનાં) અંગરૂપે સમજાતાં પરંતુ માંજવાના કાર્યમાં ઉપયોગી બનેલાં (વાસણો) અંગેના નિર્દેશમાં પ્રાપ્ત થનારી સંખ્યા કેવી રીતે વિવક્ષિત બને ? (૫૮–૫૯)

पशुना यजेत । માં એકત્વસંખ્યાની વિવક્ષાના બે હેતુઓ છે. અન્ય વાક્યમાં એકત્વ-સંખ્યાવાળા પશુ સિવાયના પશુનું વિધાન થયું નથી તેથી એકત્વસંખ્યાવિશિષ્ટ પશુનું વિધાન મુખ્ય છે; અને યજ્ઞકાર્યમાં આ પશુ અંગભૂત છે. પરંતુ ग्रहं सम्मार्ष्टि । માં આથી જુદું છે. दशैतानध्वर्युः प्रातःसवने ग्रहान्गृह्णाति । વગેરે વચનોમાં વાસણો સાફ કરવાના કાર્યમાં તે વાસણોનું અંગત્વ નથી અને ग्रहं માં એકત્વવિશિષ્ટ સંખ્યાથી બધાં વાસણોનું ગ્રહણ થાય છે.

प्राजापत्या नव ग्रहा भवन्ति । दशैतानध्वर्युः प्रातःसवने ग्रहान्गृह्णाति । ऐन्द्रवायवं ग्रहं गृह्णाति । मैत्रावरुणं ग्रहं गृह्णाति । વગેરે વચનોમાં ग्रह ની સંખ્યા જુદી જુદી છે. હવે સંમાર્જનકાર્યમાં અંગી એવાં તે પાત્રોની એકત્વસંખ્યા કેવી રીતે વિવક્ષિત બને ? આ શંકાનો જવાબ પછીની કારિકામાં આપવામાં આવ્યો છે.

नान्यत्र विधिरस्तीति संस्कारो नापि चाङ्गिता ।
हेतुः संख्याविवक्षाया यत्नात्सा हि विवक्षिता ॥६०॥

અન્ય વાક્યોમાં (જુદી સંખ્યાવાળાં પાત્રોનું) વિધાન થયું નથી એ કારણે (પ્રાપ્ત થતો ग्रहं सम्मार्ष्टि । 'તે વાસણને સાફ કરે છે' માંનો એકવચનરૂપ શબ્દ)સંસ્કાર અને (સફાઈમાં વાસણોનું) પ્રાધાન્ય, પણ, એકત્વની વિવક્ષાના અભાવમાં કારણ નથી, કારણ કે સંખ્યા, (યુક્તિરૂપ) પ્રયત્નથી વિવક્ષિત બની છે (૬૦)

કારિકા ૫૧માં જણાવ્યા પ્રમાણે કોઈપણ પદાર્થ તેની સંખ્યાના નિર્દેશ વિનાનો હોતો નથી. તેથી સંખ્યા બધે અવિવક્ષિત રહે છે. કોઈક ચોક્કસ નિર્દેશ પ્રમાણે સંખ્યાની વિવક્ષા પ્રાપ્ત થાય છે.

संमार्जने विशेषश्च न ग्रहे क्वचिदाश्रितः ।
विहितास्ते च संस्कार्याः सर्वेषामाश्रयस्ततः ॥६१॥

સફાઈની બાબતમાં પાત્રો અંગે કોઈ ચોકસાઈ કરવામાં આવી નથી, તેથી (જુદી જુદી સંખ્યામાં) જેમનું વિધાન થયું છે તેમને પણ સાફ કરવાનાં છે તેથી (ग्रहं सम्मार्ष्टि । એવા વાક્યમાં) બધાં લેવામાં આવે છે. (૬૧)

प्रत्याश्रयं समाप्तायां जातावेकेन चेत्क्रिया ।
पशुना न प्रकल्प्येत तत्स्यादेव प्रकल्पनम् ॥६२॥

જાતિ તેના પ્રત્યેક આશ્રય (=વ્યક્તિ)માં રહેલી હોવાથી, જો ક્રિયા એક પશુ વડે સિદ્ધ થતી ન હોય તો (જ) આવી (અનેક પશુઓની) કલ્પના થઈ શકે. (૬૨)

एकेन चेत्प्रसिद्धायां क्रियायां यदि संभवात् ।
पश्वन्तरमुपादेयमुपादानमनर्थकम् ॥६३॥

જો એક પશુવડે યજનક્રિયા સિદ્ધ થતી હોય અને માત્ર બીજું પશુ મળવાના સંભવને કારણે બીજું પશુ લેવામાં આવે તો આવો (બીજા પશુનો) સ્વીકાર અનર્થક બનશે (૬૩)

જેટલાં પશુઓનું વિધાન થયું હોય તેટલાંનો જ સ્વીકાર કરવો જોઈએ. 'વધારે લેવાથી વધારે ફળ' એવો નિયમ અહીં લાગુ પડે નહિ.

यथैवाहितगर्भायां गर्भाधानमनर्थकम् ।
तथैकेन प्रसिद्धायां पश्वन्तरमनर्थकम् ॥६४॥

જેમ ગર્ભવતી સ્ત્રીમાં (ફરીવાર) ગર્ભાધાન કરવું નિષ્ફળ છે, તેમ એક પશુ વડે (યજ્ઞકાર્ય) સિદ્ધ થતું હોય ત્યારે બીજું પશુ (લેવું) નિરર્થક છે. (૬૪)

આવા સાદાં વ્યવહારગત ઉદાહરણો ઉપરથી સાદી સમજણ પ્રાપ્ત થાય છે કે એકત્વ હમેશાં વિવક્ષિત હોય છે.

तावतार्थस्य सिद्धत्वादेकत्वस्याव्यतिक्रमम् ।
केचिदिच्छन्ति न त्वत्र संख्याङ्गत्वेन गृह्यते ॥६५॥

તેટલા (=એકત્વસંખ્યાવાળા પશુ) વડે (કાર્ય) સિદ્ધ થતું હોવાથી કેટલાક ઇચ્છે છે કે એકત્વસંખ્યાનો ત્યાગ કરવો જોઈએ નહિ (આમ કરવાથી) એકત્વ સંખ્યા (યજ્ઞકાર્યના) અંગ તરીકે સમજાશે નહિ. (૬૫)

એકત્વ સંખ્યાની વિવક્ષાને અહીં બીજી રીતે સમજાવવામાં આવી છે.

द्वितीयादि तु यल्लिङ्गमुक्तं न्यायानुवादि तत् ।
न संख्या साधनत्वेन जातिवत्तेन गम्यते ॥६६॥

(ઉક્થ્યમાં બીજું द्वितीयमुक्थ्ये । વગેરે વચનોમાંનું) બીજું વગેરે જે સૂચન (=પ્રમાણ) જણાવ્યું છે તે (અગાઉ જણાવેલા) ન્યાયોને પ્રમાણિત કરનારું છે; તેથી જાતિ જેમ (ક્રિયાના) સાધનરૂપે સમજાય છે તેમ સંખ્યા (સાધનરૂપે) સમજાતી નથી (૬૬)

લાઘવ અને સામર્થ્યને કારણે એકત્વસંખ્યાની વિવક્ષા સિદ્ધ થાય છે, તે બાબતને द्वितीयमुक्थ्ये । એવાં વચનોમાં રહેલો द्वितीय શબ્દ પ્રમાણિત કરે છે.

આ કારિકાની બીજી પંક્તિમાંના तेन શબ્દને ત્રણ રીતે સમજી શકાય: (૧) એ ન્યાયો-વડે, (૨) તે કારણે, (૩) તે સૂચન(लिङ्ग)વડે.

(૧) અગાઉ જણાવેલા ન્યાયોને લીધે એકત્વસંખ્યા ક્રિયાના સાધનરૂપે સમજાતી નથી.
(૨) બે ન્યાયોરૂપી કારણ વડે.
(૩) ઉપર જણાવેલા બે ન્યાયોને દ્વિતીય વગેરે શબ્દો પ્રમાણિત કરે છે તે કારણે.

કારિકા ૬૫ અને ૬૬ માં જે અન્ય મતનું નિરૂપણ થયું છે તે મત ભર્તૃહરિને માન્ય નથી.

अन्वयव्यतिरेकाभ्यां संख्याभ्युपगमे सति ।
युक्तं यत्साधनत्वं स्यान्न त्वन्यार्थोपलक्षणम् ॥६७॥

અન્વય અને વ્યતિરેક વડે જો (એકત્વ) સંખ્યાનો બોધ, (વિભક્તિમાંથી) થતો હોય તો તે (યજ્ઞક્રિયાનું) સાધન બને તે યોગ્ય છે, અન્ય (=પ્રકૃતિ)ના અર્થનું ઉપલક્ષણ બને તે યોગ્ય નથી [1] (૬૭)

વિભક્તિ હોય તો સંખ્યા હોય એ અન્વય અને વિભક્તિનો અભાવ હોતાં સંખ્યાના બોધનો અભાવ એ વ્યતિરેક. આવા અન્વય અને વ્યતિરેક વડે એકત્વસંખ્યાનો બોધ થતો હોય તો ભલે તે એકત્વ સંખ્યા યજ્ઞક્રિયાનું સાધન બને. પરંતુ અન્ય અર્થાત્ પ્રકૃતિના અર્થને માત્ર સૂચવનાર બને તે યોગ્ય નથી.

साधनत्वे पदार्थस्य सामर्थ्यं न प्रहीयते ।
संख्या व्यापारधर्मोऽतस्तेन लिङ्गेन गम्यते ॥६८॥

(શબ્દ વડે જાતિ અને સંખ્યા એમ બંને પ્રાપ્ત થતાં હોવાથી) પદના (પૂર્ણ) અર્થને ક્રિયાનું સાધન માનતાં પદની તેનું અભિધાન કરવાની શક્તિ દૂર થતી નથી. તેથી તે કારણે સંખ્યા ક્રિયાધર્મ છે એમ સમજાય છે. (૬૮)

શબ્દ વડે જાતિ અને સંખ્યા એમ બંનેનો બોધ થાય છે. તેથી જેમાં જાતિ અને સંખ્યાનો બોધ થતો હોય તેવો શબ્દનો પરિપૂર્ણ અર્થ ક્રિયાનું સાધન છે એમ સમજાય છે. આવા કારણસર (तेन लिङ्गेन) અર્થાત્ પદની તેના અર્થનું અભિધાન કરવાની શક્તિને લીધે, એકત્વ વગેરે સંખ્યા ક્રિયાનો વ્યાપાર છે એમ સમજાય છે.

જ્યાં સંખ્યા ક્રિયાનો વ્યાપાર છે એમ સૂચવવા માટે કોઈ પ્રમાણ કે ચિહ્ન (लिङ्ग) નથી ત્યાં ग्रह सम्मार्ष्टि। એવા ઉદાહરણની જેમ એકત્વસંખ્યાની અવિવક્ષા છે. તેથી संख्याव्यापारवर्ती। એ શબ્દોને संख्या अव्यापारवर्ती। એમ કેટલાક સમજાવે છે. આવું અર્થદર્શન બરાબર નથી.

अपूर्वस्य विधेयत्वात्प्राधान्यमवसीयते ।
विहितस्य परार्थत्वाच्छेषभावः प्रतीयते ॥६९॥

પહેલાં અપ્રાપ્ત એવા અર્થનું વિધાન કરવાનું હોવાથી તેનું પ્રાધાન્ય નિશ્ચિત બને છે. જેનું વિધાન થયું છે તે બીજાને અર્થે હોઈ તે ગૌણ સમજાય છે. (૬૯)

संमार्गस्य विधेयत्वादन्यत्र विहिते ग्रहे ।
विधिवाक्ये श्रुता संख्या लक्षणायां न बाध्यते ॥७०॥

(ग्रहं सम्मार्ष्टि । એ વાક્યમાં) સફાઈનું વિધાન કરવાનું હોવાથી અને (સાફ કરવાનાં) વાસણોનું અન્યત્ર (प्राजापत्या नवग्रहाः । એવા વિધિવાક્યમાં) વિધાન થયું હોવાથી, વિધિવાક્યમાં પ્રાપ્ત થતી સંખ્યાનો અનુવાદવાક્યમાં ત્યાગ કરવામાં આવતો નથી. (૭૦)

એકત્વસંખ્યા વિવક્ષિત છે કે અવિવક્ષિત એ વાતને સંખ્યાના પ્રત્યયના અર્થના અનુલક્ષ્યમાં ચર્ચવામાં આવી હતી હવે વાક્યવ્યાપારની દૃષ્ટિએ તેની ચર્ચા કરવામાં આવે છે. જેનું આગાઉ વિધાન થયું છે તે અપૂર્વ અર્થને મુખ્ય ગણવામાં આવે છે. વાક્યદ્વારા તે નિશ્ચિત બને છે. જેનું અન્યત્ર વિધાન થયું છે તેને કોઈ બીજાનો બોધ કરાવવા ગૌણ-રૂપે સમજવામાં આવે છે. વિહિતનું પુનર્વિધાન માત્ર અનુવાદરૂપે છે ग्रहं सम्मार्ष्टि । માં સફાઈ (सम्मार्ग)નું વિધાન કરવાનું છે, જેની સફાઈ કરવાની છે તે પાત્રો (ग्रहाः)નું વિધાન प्राजापत्या नवग्रहाः । એવા વાક્યમાં અન્યત્ર થયેલું છે, જ્યાં પાત્રોની સંખ્યા પણ દર્શાવી છે. ग्रहं सम्मार्ष्टि । માં ग्रहम् થી એકત્વસંખ્યાયુક્ત પાત્ર નહિ પણ બધાં વાસણો સમજવાનાં છે. ग्रहम् માં એકત્વસંખ્યા દર્શાવતો अम्‌પ્રત્યય માત્ર શબ્દસંસ્કાર માટે છે. તેમ છતાં ग्रहं सम्मार्ष्टि । એવા વિધિવાક્યમાં પ્રાપ્ત થતી સંખ્યાનો ત્યાગ કરવાનો નથી.

विधिवाक्यान्तरे संख्या पशोर्नास्ति विरोधिनी ।
तस्मात्सगुण एवासौ सहैकत्वेन गम्यते ॥७१॥

(पशुना यजेत । એવા વિધિવાક્યથી જુદા) બીજા વિધિવાક્યમાં પશુની (એકત્વ સંખ્યાનો) વિરોધ કરનારી સંખ્યા નથી. તેથી (પુંસ્ત્વરૂપી) ગુણ સહિત તે (પશુ) જ હંમેશાં એકત્વ સંખ્યા સાથે સમજાય છે. (૭૧)

निर्ज्ञातद्रव्यसंबन्धे यः कर्मण्युपदिश्यते ।
गुणस्तेनार्थिता तस्य द्रव्येणेव प्रतीयते ॥७२॥

દ્રવ્ય સાથેનો જેનો પ્રથમ સંબંધ નિશ્ચિત થયો છે તેવી ક્રિયામાં જે (શુક્લ વગેરે) ગુણનું વિધાન કરવામાં આવે છે તે ગુણની, ક્રિયાને અપેક્ષા છે એમ સમજાય છે, જેમ દ્રવ્યની અપેક્ષા ક્રિયાને હોય તેમ. (૭૨)

આ કારિકાનો અર્થ સરળ શબ્દોમાં આ પ્રમાણે થશે. જેમ ક્રિયા દ્રવ્ય ઉપર આધાર રાખે છે તેમ ગુણ ઉપર પણ તે આધાર રાખે છે આ ગુણનું વિધાન ક્રિયા સાથે કરવામાં આવ્યું છે, અને ક્રિયાનો દ્રવ્ય સાથેનો સંબંધ નિશ્ચિત થયેલો છે.

ક્રિયા તેના આધાર એવા દ્રવ્યની અપેક્ષા રાખે છે. પરંતુ ગુણ માટે તેની અપેક્ષા કેવી ? દ્રવ્ય અને ગુણ હંમેશાં સાથે હોય છે; તેથી ક્રિયાને દ્રવ્ય અને ગુણ એમ બંનેની અપેક્ષા છે. દ્રવ્ય ક્રિયાનું અન્તરંગ તત્ત્વ છે, ગુણ બહિરંગ તત્ત્વ છે. ક્રિયાની શક્તિનો આધાર દ્રવ્ય હોવાથી ક્રિયા સાથે પહેલો સંબંધ દ્રવ્યનો છે. श्वेतं छागमालभेत । એવા વાક્યમાં આલભેત એવી ક્રિયા પહેલાં છાગ એવા દ્રવ્યની અપેક્ષા રાખે છે અને પછી શ્વેત એવા ગુણની.

कश्चिदेव गुणो द्रव्ये यथा सामर्थ्यलक्षणः ।
आधारोऽपि गुणस्यैवं प्राप्तः सामर्थ्यलक्षण ॥७३॥

तयोस्तु पृथगर्थित्वे संबन्धो य. प्रतीयते ।
न तस्मिन्नुपघातोऽस्ति कल्प्यमन्यन्न चाश्रुतम् ॥७४॥

જેમ પરસ્પર સામર્થ્યને કારણે દ્રવ્યમાં કોઈક ગુણ પ્રાપ્ત થાય છે જ, તેમ (આવા) સામર્થ્યને કારણે ગુણનો આધાર (દ્રવ્ય) પણ પ્રાપ્ત થાય છે.

તેમની (દ્રવ્ય અને ગુણની) પરસ્પર અપેક્ષાને કારણે સંબંધ સમજાય છે; તેમાં કોઈ બાધ નથી, અને (આવા સંબંધથી) જુદા કોઈ અવિહિતની કલ્પના કરવી જોઈએ નહિ (૭૩-૭૪)

દ્રવ્ય અને ગુણને એક બીજાની અપેક્ષા હોય છે. આવી અપેક્ષાને સામર્થ્ય કહે છે. વિધિવાક્યમાં આવી પરસ્પર અપેક્ષા જ્યારે તે વાક્યના શબ્દોમાંથી જ પ્રાપ્ત થતી હોય ત્યારે દ્રવ્ય અને ગુણ વચ્ચેના સંસર્ગરૂપ સંબંધનો ત્યાગ કરવો જોઈએ નહિ. અને આવો ત્યાગ કરવાનો ન હોય તો કશું અશ્રુત અર્થાત્ અવિહિત વચ્ચે લાવવુ જોઈએ નહિ.

વાક્યને નિરંશ સમજતાં, તેમાંથી પહેલાં વિશિષ્ટ અર્થપ્રાપ્તિ થાય છે. વાક્યાર્થના બોધ માટે તેને નામ, આખ્યાત વગેરે વિભાગોમાં વિભક્ત કરવામાં આવે છે. દરેક વિભાગ તેનો સ્વતંત્ર જાતિરૂપ અર્થ દર્શાવે છે આ બધા જાતિરૂપ અર્થો એકત્ર મળીને વાક્યના અર્થવિશેષનો બોધ કરાવે છે આવી વ્યવસ્થા કેવળ અર્થપ્રતીતિ માટે છે. સરખાવો. હેલારાજ :तस्माद्विशिष्ट एवार्थो वाक्यादवगन्तव्य इत्यश्रुतस्य कल्पितस्य कल्पनावकाश एव नास्ति । नापि श्रुतस्यार्थस्य त्यागसंभव. ।

क्रियया योऽभिसंबन्धः स श्रुतिप्रापितस्तयो ।
आश्रयाश्रयिणोर्वाक्यान्नियमस्त्ववतिष्ठते ॥७५॥

તેમનો (=દ્રવ્ય અને ગુણનો) ક્રિયા સાથેનો સંબંધ કારકવિભક્તિ(ના શ્રવણ) વડે પ્રાપ્ત થાય છે આશ્રય (ગુણ) અને આશ્રયી (દ્રવ્ય) વચ્ચેનો સંબંધ વાક્યરૂપ પ્રમાણ વડે નિશ્ચિત બને છે. (૭૫)

गामभ्याज शुक्ला दण्डेन ।માં દ્રવ્ય અને ગુણ બ નેનો ક્રિયા સાથેનો ક્રિયાકારકભાવરૂપ સંબંધ પ્રાપ્ત થાય છે આવો સંબંધ કારકવિભક્તિ વડે પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત દ્રવ્ય અને ગુણનો વિશેષ્યવિશેષણભાવરૂપ સંબંધ વાક્ય દ્વારા પ્રાપ્ત થાય છે આવા બે પ્રકારના સંબંધો દર્શાવતું વાક્ય એક અને નિર્વિભાગ છે.

तत्र द्रव्यगुणाभावे प्रत्येकं स्याद्विकल्पनम् ।
श्रुतिप्राप्तो हि संबन्धो बलवान्वाक्यलक्षणात् ॥७६॥

ઉપરના સિદ્ધાંત પ્રમાણે દ્રવ્ય અથવા ગુણનો અભાવ હોય ત્યારે એકને બદલે બીજાનો વિકલ્પ થશે, કારણકે કારકવિભક્તિથી પ્રાપ્ત થતો સંબંધ વાક્યથી પ્રતિપાદ્ય થતા સંબંધ કરતાં વધારે બળવાન છે. (૭૬)

અગાઉ જણાવેલ સિદ્ધાંત પ્રમાણે કારકવિભક્તિદ્વારા દ્રવ્ય અને ગુણનો ક્રિયા સાથેનો અને વાક્યદ્વારા તેમનો પરસ્પર એમ બે પ્રકારના સંબંધો પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિમાં આ કારિકામાં જણાવ્યા પ્રમાણે श्वेतं छागमालभेत । એવા વાક્ય પ્રમાણે સફેદ બકરો ન મળતો હોય તો કાળાનું હનન અને બકરો ન હોય તો લોટના પુતળાનું હનન થશે, કારણ કે श्वेतं छागमालभेत । માં श्वेतं ની દ્વિતીયા અને ક્રિયાપદ आलभेत માંની વિભક્તિ સાધ્યસાધનભાવરૂપ સંબંધને સાક્ષાત્ જણાવે છે. તેમાંથી પરસ્પર સંબંધવાળાં એવાં ક્રિયા અને કારકની પ્રતીતિ થાય છે. વાક્યમાંથી પ્રાપ્ત થતા વિશેષણવિશેષ્યભાવ સંબંધ માટે સાક્ષાત્ વાચક કશું ન હોવાથી તે દુર્બળ છે. સરખાવો હેલારાજ : वाक्यीयस्य तु संबन्धस्य साक्षाद् वाचकं नास्ति। केवलमुभयस्यैकत्रान्वयो।।। द्वारा योग्यार्थसमन्वयपदान्तरसमव-धानात् परस्परेण संबन्धो व्यवस्थाप्यते इति श्रुत्यपेक्षया दुर्बलत्वम् ।

यदा तु जातिः शक्तिर्वा क्रियां प्रत्युपदिश्यते ।
सामर्थ्यात्संनिधीयेते तत्र द्रव्यगुणौ तदा ॥७७॥

પરંતુ જ્યારે જાતિ અથવા શક્તિનું ક્રિયા માટે (સાધન રૂપે) વિધાન કરવામાં આવે છે ત્યારે સામર્થ્યને કારણે (તેમના આધારરૂપ) દ્રવ્ય અને (આધેય રૂપ) ગુણને પણ ત્યાં (વિધિવાક્યમાં) સમજવામાં આવે છે (૭૭)

અગાઉની કારિકામાં દર્શાવેલી જાતિને પદાર્થ માનવાથી મુશ્કેલી ટળી જાય છે. અગાઉ દ્રવ્ય અને ગુણના ક્રિયા સાથેના કારકવિભક્તિપ્રાપ્ત સંબંધની વાત કરવામાં આવી હતી તેને બદલે કારકવિભક્તિપ્રાપ્ત જાતિ અને ક્રિયાનો અને શક્તિ અને ક્રિયાનો સંબંધ સમજતાં કશી મુશ્કેલી રહેતી નથી. જાતિ અને શક્તિ આધાર વિના રહી શકતાં નથી તેથી તેમનુ આધાર દ્રવ્ય અને તે દ્રવ્યનો આધેય ગુણ પણ વાક્યદ્વારા થતા વિધાનમાં સમજવામાં આવે છે

जातीनां च गुणानां च तुल्येऽङ्गत्वे क्रियां प्रति ।
गुणाः प्रतिनिधीयन्ते छागादीनां न जातयः ॥७८॥

જાતિ અને ગુણનું ક્રિયા સાથેનું સમાન અંગત્વ હોવા છતાં, બકરાં વગેરેના ગુણોના પ્રતિનિધિઓ સ્વીકારાય છે, જાતિઓના (પ્રતિનિધિઓ) નહિ (૭૮)

व्यक्तिशक्तेः समासन्ना जातयो न तथा गुणाः ।
साक्षाद् द्रव्यं क्रियायोगि गुणस्तस्माद्विकल्पते ॥७९॥

જાતિઓ વ્યક્તિદ્રવ્યથી જેટલી નજીક (સંબદ્ધ) છે તેટલા ગુણ નજીક (સંબદ્ધ) નથી. દ્રવ્ય ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધમાં છે, તેથી (માત્ર) ગુણનો જ પ્રતિનિધિ હોય છે. (૭૯)

સરખાવો હેલારાજ : व्यक्तिशक्तेः [illegible] द्रव्यस्येत्यर्थः । [illegible] द्रव्यस्य क्रियो-पयोग इति [illegible] । [illegible] द्रव्ये [illegible] । गुणास्तु [illegible] इति [illegible] ।

દ્રવ્ય અને જાતિ અત્યંત આસન્ન છે, દ્રવ્ય ક્રિયા માટે સાક્ષાત્ ઉપયોગી છે, ગુણ પરોક્ષ રીતે, દ્રવ્ય દ્વારા ઉપયોગી છે, તેથી દ્રવ્ય ક્રિયાની જેટલું નજીક છે, તેટલો ગુણ ક્રિયાની નજીક નથી, પરિણામે ગુણનો પ્રતિનિધિ લેવામાં આવે છે

साम्येनान्यतराभावे विकल्प कैश्चिदिष्यते ।
अतद्गुणोऽतश्छाग स्यान्मेषो वा तद्गुणो भवेत् ॥८०॥

જાતિ અને ગુણ, બાનેનુ (દ્રવ્યના ઉપલક્ષણરૂપ) સામ્ય હોવાથી એક ન હોય ત્યારે તેનો પ્રતિનિધિ લેવો એમ કેટલાક (આચાર્યો) માને છે, તેથી જેનુ વિધાન થયુ છે તેવા રગ સિવાયના રગવાળો બકરો હોઈ શકે અથવા બકરાને બદલે વિહિત રગવાળો ઘેટો હોઈ શકે. (૮૦)

જાતિ અને ગુણ બન્ને દ્રવ્ય સાથે જોડાયેલા હોઈને બન્નેનો પ્રતિનિધિ લેવો જોઈએ એવુ દ્રવ્યપદાર્થવાદી વ્યાડિને અનુસરતા આચાર્યોનુ માનવુ છે દ્રવ્યના પ્રતિનિધિને મહાભાષ્યકાર વગેરે શિષ્ટો સ્વીકારતા નથી.

जातेराश्रितसख्याया प्रवृत्तिरुपलभ्यते ।
संख्याविशेषमुत्सृज्य क्वचित्सैव प्रवर्तते ॥८१॥

કોઈ વાર (શાસ્ત્રમા) સખ્યા સાથેની જાતિની પ્રવૃત્તિ થાય છે. કોઈકવાર ચોક્કસ સખ્યાનો ત્યાગ કરીને તે (જ) જાતિ પ્રવર્તમાન બને છે (૮૧)

पराङ्गभूत सामान्य युज्यते द्रव्यसख्यया ।
स्वार्थं प्रवर्तमान तु न सख्यामवलम्बते ॥८२॥

જ્યારે સામાન્ય, અન્ય(=ક્રિયા)ના અગરૂપે હોય છે, ત્યારે તે દ્રવ્યની સખ્યા સાથે જોડાય છે પોતાના પ્રયોજન માટે પ્રવૃત્ત થતુ તે (દ્રવ્યની) સખ્યા ઉપર આધાર રાખતુ નથી (૮૨)

पशुना यजेत । એવા વાકયમા ક્રિયાના અગરૂપે રહેલ પશુત્વાદિ સામાન્ય पशुना એવી એકત્વ સખ્યા સાથે જોડાય છે ग्रह सम्मार्ष्टि । એવા વાકયમા સમાર્જનરૂપ પ્રયોજનને સિદ્ધ કરનાર તે સામાન્ય, સખ્યા ઉપર આધાર રાખતુ નથી

यजेत पशुनेत्यत्र यज्यर्थाया पशुश्रुतौ ।
कृतार्थैकेन पशुना प्रधान भवति क्रिया ॥८३॥

'પશુ વડે યજ્ઞ કરવો' (पशुना यजेत ।) એવા વાકયમા પશુ શબ્દ યજ્ઞકાર્યમા અગભૂત છે તેથી મુખ્ય કાર્ય, (યજ્ઞ) ક્રિયા એક પશુ વડે પણ પૂર્ણ બને છે (૮૩)

यावता सम्नत्रो यस्य स कुर्यात्तावता यदि ।
आलम्भन गुणैस्तेन प्रधान स्यात्प्रयोजितम् ॥८४॥

જે (અધિકારી યજમાન)ને જેટલા પશુઓ પ્રાપ્ત થતા હોય તેટલાનો તે જો ઘાત કરે તો તે પ્રધાન (એવા યજ્ઞકાર્ય)ને ગૌણ (એવા પશુઓ) વડે પ્રયુક્ત કરશે (૮૪)

संमृज्यमानतन्त्रे तु ग्रहे यत्र क्रियाश्रुति ।
संख्याविशेषग्रहणं नैव तत्राद्रियामहे ॥८५॥

જ્યાં (વાસણની) સફાઈ વિવક્ષિત હોય ત્યાં મુખ્ય બાબત, જેની સફાઈ કરવાની છે તે હોવાથી, વિશિષ્ટ (એકત્વ)સંખ્યાની વિવક્ષાને અમે સ્વીકારતા નથી (૮૫)

પાત્રનુ સમાર્જન કરવુ હોય ત્યારે પાત્ર મુખ્ય સમજાય છે. આ પાત્ર અંગે ग्रहं એવુ એકવચન વિવક્ષિત નથી

शिष्यमाणपरे वाक्ये यदेकग्रहण कृतम् ।
शेषे विशिष्टसंख्येऽपि व्यक्त तल्लिङ्गदर्शनम् ॥८६॥

જેમા શેષ રહેનાર શબ્દ મુખ્ય છે એવા (એકશેષનુ વિધાન કરનારા સૂત્ર) વચનમાં શેષે એવો એકત્વસંખ્યા દર્શાવતો ઉલ્લેખ કરવામા આવ્યો છે છતાં, एक એવા શબ્દનુ જે ગ્રહણ કરવામા આવ્યુ છે તે, (સામાન્ય પોતાની સાથે રહેલ સંખ્યાને આધારે પ્રવૃત્તિ કરે છે એવા) સિદ્ધાતનુ જ્ઞાપન કરાવે છે (૮૬)

सरूपाणामेकशेष एकविभक्तौ । (પા. સૂ. ૧ ૨.૬૪)મા एकशेष' શબ્દમાનો સંખ્યાપ્રત્યય એકવચનનો બોધ કરાવે છે, આમ છતા एक શબ્દ મૂકવામા આવ્યો છે તે દર્શાવે છે કે પ્રધાનભૂત સામાન્ય પોતાના આધારની સંખ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરતુ નથી

समासप्रत्ययविधौ यथा नियतिता श्रुति ।
गुणाना परतन्त्राणा न्यायेनैवोपपद्यते ॥८७॥

જેમ સમાસ અને પ્રત્યય અંગેના નિયમોમા (એકત્વવિશિષ્ટ વિભક્તિવાળા) શબ્દ (सुप् सुपा)નુ શ્રવણ પ્રાપ્ત થાય છે તેમ અવયવો સમુદાયને અધીન છે એવા સિદ્ધાત પ્રમાણે જ, (અવયવોની) તેવી વિભક્તિ સમજાય છે. (૮૭)

सह सुपा । (પા. સૂ. ૨ ૧ ૪) સૂત્રમા સમાસકાર્યનુ વિધાન થયુ છે, તેથી તેનુ જ પ્રાધાન્ય છે તેમા સમાસના પદો, જે અવયવો છે, તેમનુ વિધાન નથી, કારણ કે તે અવયવો સમુદાયમા અન્તર્ભૂત છે અને તેમનુ સ્વાતંત્ર્ય નથી સમાસમા તેના અવયવોનો વિભક્તિલોપ, હ્રસ્વત્વ, પુંવદ્ભાવ વગેરે સમુદાયના સંસ્કાર માટે જ છે તેથી સમાસ વિધાન અંગેના સૂત્રમા જે નિયમને કારણે એકત્વવિશિષ્ટ सह सुपा । એવુ જે વિભક્તિ શ્રવણ થાય છે તે નિયમને કારણે જ અવયવોની પણ એકત્વસંખ્યા સમજવાની છે, તેથી એક વિભક્ત્યન્તનો સમાસ થશે, જેમકે कष्ट श्रित कष्टश्रित ।, અનેક સુબન્તોની નહિ, જેમકે, महत्कष्ट श्रित । સરખાવો હેલારાજ प्रधानवशवर्तित्वाद्गुणानामवयवाना या संख्या-सुपादायाय प्रवृत्ता अस्ति सुप् सुपा इति सुविरतत्संख्यायोगिनमेवार्थं प्रतिपादयतीत्येकैकस्य सुबन्तस्य समास कष्ट श्रित इत्यादौ भवति, न तु बहुना महत्कष्ट श्रित इति ।

गुणेऽपि नाङ्गीक्रियते प्रधानान्तरसिद्धये ।
संख्या कर्ता तथा कर्मण्यविशिष्ट प्रतीयते ॥८८॥

(એકમાંથી) બીજા પ્રધાનની સિદ્ધિ માટે, ગૌણમા પણ સંખ્યા સ્વીકારવામાં આવતી નથી, તેથી કર્મના અનુગ્રહ માટે કર્તાને અવિશિષ્ટ સમજવામાં આવે છે (૮૮)

कर्तुरीप्सिततमं कर्म । (૧.૪૫૪) એ સૂત્રમાં કર્મનું પ્રાધાન્ય છે અને કર્તાનું ગૌણત્વ છે. કર્તા ગૌણ હોવા છતાં ત્યાં એકત્વસંખ્યા વિવક્ષિત નથી. હવે સામાન્ય નિયમ તો એવો છે કે પ્રધાનગત સંખ્યા વિવક્ષિત હોતી નથી, તેથી ગૌણમાં સંખ્યાની વિવક્ષા હોય છે. પ્રધાનગત સંખ્યાની વિવક્ષા માનવામાં આવે તો પ્રધાનનો સંકોચ થાય અને તે અયોગ્ય છે. તેથી પ્રધાનના પ્રત્યય માટે પ્રધાનગત સંખ્યાની અવિવક્ષા સમજીને અન્ય પ્રધાનની સિદ્ધિ માટે ગૌણ એવા કર્તામાં પણ સંખ્યા વિવક્ષિત સમજવામાં આવતી નથી

यस्यान्यस्य प्रसक्तस्य नियमार्था पुनः श्रुतिः ।
निवृत्तौ चरितार्थत्वात् संख्या तत्राविवक्षिता ॥८९॥

પ્રાપ્ત થનારા (કરણ વગેરે)ની નિવૃત્તિને માટે જ્યાં (કર્તુઃ)નું પુનઃ શ્રવણ કરવામાં આવ્યું હોય ત્યાં, અન્ય કારકોની નિવૃત્તિથી તેનું પ્રયોજન સિદ્ધ થયું હોવાથી, સંખ્યા અવિવક્ષિત બને છે. (૮૯)

कर्तुरीप्सिततम कर्म । (૧.૪.૪૯)માં कर्तुः એવું પદ મૂક્યું છે તેથી બીજાં કારકોની નિવૃત્તિ થાય છે, कर्तुःમાંની એકત્વ સંખ્યા વિવક્ષિત નથી, માત્ર શબ્દસંસ્કાર અર્થે એકવચન રજૂ થયું છે.

सरूपसमुदायात्तु विभक्तिर्या विधीयते ।
एकस्तत्रार्थवान्सिद्धः समुदायस्य वाचकः ॥९०॥

સમાન રૂપવાળા પ્રાતિપદિકોના સમુદાય માટે જે વિભક્તિનું વિધાન કરવામાં આવે છે, ત્યાં તે (પ્રાતિપદિકો)માંનું એક, સમુદાયનું વાચક બને છે. (૯૦)

એક સરખાં પ્રાતિપદિકોની સહવિવક્ષા માટે सरूपाणामेकशेष एकविभक्तौ । (૧.૨.૬૪) સૂત્રનું વિધાન થયું છે પરસ્પર અપેક્ષાવાળાં પ્રાતિપદિકોનો અર્થ સમુદાયનો અર્થ પ્રાપ્ત કરાવે છે. સમુદાયમાં મળતી વિભક્તિ તેના અવયવો એવાં પ્રાતિપદિકોની વિભક્તિનો બોધ કરાવે છે. જેમ સમાનાર્થક અને સરૂપ પ્રાતિપદિકોનો એકશેષ થાય છે તેમ, સમાનાર્થક પણ વિરૂપ પ્રાતિપદિકોનો એકશેષ घट+कुम्भ+कलश+अम=कलशाः એમ થવો જોઈએ. પણ આમ થતું નથી. આમાં વિરૂપ પદોનો એકશેષ નહિ પણ द्वन्द्व થાય છે, કારણ કે, સજાતીય તન્તુઓમાંથી વસ્ત્ર ઉત્પન્ન થાય છે, અને એક સરખા રેસામાંથી સાદડી ઉત્પન્ન થાય છે

प्रत्ययस्य प्रधानस्य समासस्यापि वा विधौ ।
सिद्धः संख्याविवक्षायां सर्वथानुग्रहो गुणे ॥९१॥

ગૌણ અર્થ દર્શાવતા શબ્દમાં સંખ્યા વિવક્ષિત હોય છે (એમ સ્વીકારતાં ङ्याप्प्रातिपदिकात् । સૂત્ર ૪ ૧ ૧ પ્રમાણે) પ્રત્યય અથવા (सह सुपा ૨.૧.૪ પ્રમાણે) સમાસના વિધાનમાં, પ્રધાન એવા તેમને સર્વ પ્રકારે ટેકો સિદ્ધ બને છે. (૯૧)

આ કારિકાનો અન્વય : गुणे संख्याविवक्षायां प्रत्ययस्य समासस्यापि विधौ प्रधानस्य अनुग्रहः सर्वथा सिद्धः । એવો થશે. અહીં હેલારાજનાં વચનો સરખાવો : ङ्याप्प्रातिपदिका-दिति प्रकृत्यनुवादेनापूर्वस्य प्रत्ययस्य विधौ विवक्षितायामपि संख्यायां गुणे केवलात्प्रातिपदिकात्समु-दायाच्चोत्पत्तिः तस्य सिद्धेति सर्वथा सर्वेण प्रकारेण प्रधानस्य प्रत्ययस्य सर्वत्राविशेषेण संख्याप्ति-लक्षणः अनुग्रहः सिद्धः । तथा सुप्सुपा इति समासस्यापि प्रधानस्य विधौ विवक्षितायामपि गुणे संख्यायां द्वन्द्वेऽनेकग्रहणाद्बहूनां समासः करिष्यते ।

अभेदरूप साहश्यमात्मभूताश्च शक्तय ।
जातिपर्यायवाचित्वमेपामप्युपवर्ण्यते ॥९२॥

અભેદાત્મક સાદશ્ય અને (વ્યક્તિઓનુ) આત્મનિષ્ઠ સામર્થ્ય, એમને જાતિના પર્યાય તરીકે વર્ણવવામા આવ્યા છે (૯૨)

વ્યક્તિઓથી અભિન્ન અને તેમના સ્વરૂપ રૂપે રહેલ સાદશ્યને જાતિ કહે છે વ્યક્તિના સ્વરૂપથી જુદી પણ તે તે કાર્ય માટે અનુકૂળ શક્તિવાળુ સામર્થ્ય તેને પણ જાતિ કહે છે.

વ્યક્તિઓ જ તેમના પરસ્પર સાદશ્યને કારણે એકત્વનો બોધ કરાવશે તેથી વ્યક્તિઓથી જુદી જાતિને સ્વીકારવાની જરૂર નથી. બીજી રીતે કહીએ તો જાતિ સાદશ્ય, શક્તિ વગેરે એક જ તત્ત્વના નામાન્તરો છે આ અગે વિચાર એટલો કરવાનો છે કે જાતિ શુ વ્યક્તિઓથી જુદુ એવુ તત્ત્વ છે હવે પછીની કારિકામા આ અગે ઉત્તર આપવામા આવ્યો છે

दण्डोपादित्सया दण्ड यद्यपि प्रतिपद्यते ।
न तस्मादेव सामर्थ्यात्स दण्डीति प्रतीयते ॥९३॥

नेच्छानिमित्तादिच्छावानिति ज्ञान प्रवर्तते ।
तस्मात्सत्यपि सामर्थ्ये बुद्धिरर्थान्तराश्रया ॥९४॥

(કોઈ વ્યક્તિની) લાકડી પકડવાની ઇચ્છાને કારણે લાકડીનો બોધ થાય છે, પરતુ તે (લાકડી પકડવાની ઇચ્છા રૂપી) સામર્થ્ય (માત્ર)થી જ તે વ્યક્તિ દડી છે એમ સમજાતુ નથી,

ઇચ્છાના નિમિત્ત(માત્ર)થી (કોઈ વ્યક્તિ વિષે) તે ઇચ્છાવાળો છે એવો બોધ થતો નથી તેથી (તે તે કાર્યો માટે અનુકૂળ) સામર્થ્ય હોવા છતા મન (સામાન્ય એવા) બીજા તત્ત્વનો આશ્રય કરે છે (૯૩–૯૪)

અહી ન્યાયવૈશેષિક દર્શનનો આશ્રય કરીને વ્યક્તિઓથી ભિન્ન એવી જાતિનુ સમર્થન કરવામા આવ્યુ છે અનુરૂપ કાર્ય હમેશા અનુરૂપ કારણથી ઉત્પન્ન થાય છે તેથી લાકડી પકડવાની ઇચ્છાથી કોઈ વ્યક્તિ લાકડી પકડવાની ઇચ્છાવાળો છે એટલુ જ સમજાય છે તે લાકડીવાળો છે એવુ જ્ઞાન થતુ નથી તેથી સાદશ્યથી કે સામર્થ્યથી શબ્દજ્ઞાન મળતુ નથી આમ હોઈને બીજા કોઈ નિમિત્તરૂપ તત્ત્વને સ્વીકારવુ જોઈએ આવુ નિમિત્તતત્ત્વ જાતિ અથવા સામાન્ય છે સરખાવો હેલારાજ एवं साद्दश्याव सामान्यस्य विषयसामर्थ्ये सत्यपि न तस्माद्य सामर्थ्यादनुगताकारस्य ज्ञानजनकत्व युक्त तत्सद्दशमित्यादिज्ञानवदिति तन्निमित्त व्यतिरिक्त सामान्यमवश्याश्रयणीयमिति सिद्धम् ।

स्वभावोऽव्यपदेश्यो वा सामर्थ्य चावतिष्ठते ।
सर्वस्यान्ते यतस्तस्माद्व्यवहारो न कल्पते ॥९५॥

અને છેવટે બધા પદાર્થોનો અનિર્ધારિત 'સ્વભાવ અથવા (તેવુ) સામર્થ્ય (જ) અવશિષ્ટ રહેશે. તેવા (સ્વભાવ કે સામર્થ્ય)થી (શબ્દ)વ્યવહાર પ્રવૃત્ત બનશે નહિ (૯૫)

બધાં કાર્યો માટે તેમનાં નિત્ય કારણો જવાબદાર છે એમ જો સ્વીકારવામાં ન આવે અને તેથી કોઈક મૂલકારણ–જેમકે, સાંખ્યમતમાં પ્રકૃતિ–ને સ્વીકારવામાં આવે તો તેવું મૂલકારણ અવ્યપદેશ્ય સ્વભાવવાળુ હોઈને જગતમાં શબ્દવ્યવહારની પ્રવૃત્તિ થશે નહિ. આવું મૂલકારણ અનેક શક્તિઓવાળુ છે એમ માનીએ તો પણ તેનું સામર્થ્ય પણ પરોક્ષ હોવાથી અનિર્ધારિત સ્વરૂપવાળુ રહેશે. સરખાવો હેલારાજ : अथवा नित्यकारणपरिग्रह एव तस्यात्यन्तपरोक्षत्वात्स्वभावोऽव्यपदेश्य । अनेकशक्त्यात्मकत्वे तु सामर्थ्यमप्यस्य परोक्षत्वादव्यपदेश्यम् । एवमेव वा वस्तुस्वभावशब्देन, सामर्थ्यशब्देन च व्यवहरन्ति एवमव्यपदेश्यस्वभावेऽवस्थानात् तस्मादव्यपदेश्याच्छाब्दो व्यवहारो न प्रकल्पते।

यदा भेदान्परित्यज्य बुद्ध्यैक इव गृह्यते।

व्यक्त्यात्मैव तदा तत्र बुद्धिरेका प्रवर्तते ॥९६॥

જ્યારે, બધા (વ્યક્તિ)ભેદોને છોડી દઈને, વ્યક્તિરૂપને જ (તે ભિન્ન હોવા છતાં) એક હોય તેમ સ્વીકારવામાં આવે છે ત્યારે, એકબુદ્ધિવિષયક (સામાન્ય)ની પ્રવૃત્તિ થાય છે. (૯૬)

સર્વે પદાર્થો ભેદાત્મક છે. એક પ્રધાન અથવા બ્રહ્મ જે મૂલકારણ છે તે અનેક કાર્યોરૂપે રહેલું છે. આવું અભિન્ન કારણ તે જાતિ અથવા મહાસામાન્ય અથવા મહાસત્તા છે. આવા સદ્‌વસ્તુમાત્ર રૂપે રહેલ પરસામાન્ય અર્થાત્ મહાસામાન્યના પરિણામ રૂપે અથવા વિવર્તરૂપે અપરસામાન્યો અર્થાત્ અવાન્તરસામાન્યો જેવાં કે ઘટત્વ, પટત્વ વગેરે રહેલાં છે, આમ કારણ અને કાર્ય વચ્ચે કોઈ વાસ્તવિક ભેદ હોતો નથી સરખાવો હેલારાજ : यद्यपि न प्रकृतिकार्ययोस्तत्त्वमेकमेव तत्त्वतः तथापि परिणामवैचित्र्याद् विकाराणामनर्थान्तरभूतानामपि सांव्यवहारिकमनेकत्वमभ्युपगन्तव्यमिति।

भेदरूपैरनुस्यूतं यदैकमिव मन्यते।

समूहावग्रहा बुद्धिर्बहुभ्यो जायते तदा ॥९७॥

જ્યારે (વ્યક્તિઓનાં) જુદાં જુદા રૂપોની સાથે અનુગદ્ધ જાતિરૂપ, એક હોય તેમ માનવામાં આવે છે ત્યારે ઘણાં (રૂપો)માંથી સમુદાયજ્ઞાનરૂપ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. (૯૭)

જ્યાં વ્યક્તિભેદો વિશેષ્યરૂપે જણાય છે અને જાતિપ્રયુક્ત અભેદ વિશેષણરૂપે સમજાય છે ત્યાં 'ઘડાઓ' એવો વ્યક્તિસમૂહ વિશેષ્યરૂપે સમજાય છે. આવો ભેદાભેદરૂપ બોધ સમુદાયબુદ્ધિ રૂપે છે.

* यदा सहविवक्षायामेकबुद्धिनिबन्धनम् ।

बद्धावयवविच्छेदः समुदायोऽभिधीयते ॥९८॥

* प्रतिक्रियं समाप्तत्वादेको भेदसमन्वितः।

द्वन्द्वे द्वित्वादिभेदेन तदासावुपगम्यते ॥९९॥

સહવિવક્ષાને કારણે, એકત્વબુદ્ધિ ઉપર આધાર રાખતા પરંતુ અવયવોરૂપી ભિન્નતાવાળા સમુદાયનું અભિધાન થાય છે ત્યારે પ્રત્યેક ક્રિયામાં સમાપ્ત થનાર અને ભેદરૂપ એવા તે (સમુદાય)ને દ્વન્દ્વ સમાસમાં દ્વિવચન વગેરે ભેદવડે સમજવામાં આવે છે. (૯૮–૯૯)

सकृत्प्रवृत्तावेकत्वमावृत्तौ सदृशात्मताम् ।
भिन्नात्मिकानां व्यक्तीनां भेदापोहात्प्रपद्यते ॥१००॥

ભેદાભેદરૂપ બુદ્ધિની એકવાર પ્રવૃત્તિ થાય ત્યારે, જુદા જુદા સ્વભાવવાળી વ્યક્તિઓ વચ્ચેના ભેદોનો ત્યાગ થવાથી તેને (જાતિરૂપ કે સમુદાયરૂપ) એકત્વ પ્રાપ્ત થાય છે અને (બુદ્ધિની) આવૃત્તિ થાય ત્યારે તે સાદૃશ્યરૂપને પામે છે. (૧૦૦)

ત્રણ પ્રકારની બુદ્ધિઓની કલ્પના કરવામાં આવી છે, જાતિબુદ્ધિ, સમુદાયબુદ્ધિ, અને સાદૃશ્યબુદ્ધિ; જાતિબુદ્ધિ અભેદરૂપ છે. સાદૃશ્યબુદ્ધિમાં ભેદ અને અભેદ બંને પ્રાપ્ત થાય છે અને સમુદાયબુદ્ધિમાં ભેદ અને અભેદ મિશ્રરૂપે પ્રાપ્ત થાય છે. સમુદાયબુદ્ધિમાં ભેદ અને અભેદ એક સાથે (સકૃત) પ્રાપ્ત થાય છે અને સાદૃશ્યબુદ્ધિમાં ભેદ અને અભેદ એક પછી એક પ્રાપ્ત થાય છે.

अनुप्रवृत्तेति यथाभिन्ना बुद्धिः प्रतीयते ।
अर्थो व्यावृत्तरूपोऽपि तथा तत्त्वेन गृह्यते ॥१०१॥

બુદ્ધિ વાસ્તવમાં ભિન્ન છતાં (કલ્પનાથી) જેમ અભિન્ન સમજાય છે તેમ પદાર્થ ભિન્નરૂપવાળો હોવા છતાં (અભેદકલ્પનાવડે) તે જ પ્રમાણે (=અભિન્ન) સમજાય છે. (૧૦૧)

અહીં જાતિ અંગે બૌદ્ધ દર્શનમાં પ્રચલિત મત રજૂ કર્યો છે. આ મત પ્રમાણે ગાય એવી એક વ્યક્તિમાં જે બોધ થાય છે તે બીજી ગાયમાં બીજો હોય છે, કારણ કે બોધ હમેશાં દરેક દ્રવ્ય પ્રમાણે નિયત હોય છે. તેથી ભિન્ન ભિન્ન પદાર્થોમાં અભિન્ન એવો બોધ પ્રાપ્ત થતો નથી. ભેદયુક્ત બુદ્ધિ પ્રત્યેકમાં રહેલી હોવાથી અભિન્ન છે, એવી કલ્પના થાય છે. પ્રત્યેક દ્રવ્યમાં જે સામાન્ય છે. તે સર્વત્ર જુદું છે, આવી અભિન્ન બોધકલ્પનાનું કારણ અનાદિ વિભ્રમ છે. આ વિભ્રમ ભિન્નત્વની કલ્પના કરાવે છે. સરખાવો હેલારાજ : यतश्चानादिकालीनभेदावग्रहपामर्थ्यप्रतिघातनिमित्तविभ्रमवशाद्यथा बुद्धीनामभेदावसायो भिन्नानामपि वस्तुतः तथार्थानामपि व्यक्तिलक्षणानां स्वरूपपररूपाभ्यां व्यावृत्तस्वभावानां तत्त्वेन अभेदेन सामान्यावग्रहेणावसायो भविष्यतीति भेद एव परमार्थोऽभेदावसायो मिथ्येति सौगताः ।

सरूपाणां तु सर्वेषां न भेदोपनिपातिनः ।
विद्यन्ते वाचकाः शब्दा नापि भेदोऽवधार्यते ॥१०२॥

સમાન રૂપવાળા બધા પદાર્થો (વચ્ચે)ના ભેદના વાચક એવા શબ્દો નથી: (એટલું જ નહિ) ભેદનો (તે કારણે) નિશ્ચય પણ થતો નથી. (૧૦૨)

પદાર્થો અંગે જગતમાં બે પ્રકારે વ્યવહાર સમજાય છે. એક છે પ્રખ્યા અર્થાત્ પદાર્થબોધ અને બીજું છે ઉપાખ્યા અર્થાત્ અભિધાન. સુયોગ્ય દર્શન વિનાની વ્યક્તિઓને ભિન્ન પદાર્થોનું એક સરખું રૂપ દેખાય છે. બૌદ્ધ મતમાં, વાસ્તવમાં જાતિલક્ષણ સારૂપ્ય સ્વીકાર્યું નહિ હોવાથી, માત્ર સાદૃશ્યકલ્પના ઉપર નિર્ભર અભેદરૂપ સારૂપ્યનો શબ્દો વડે નિર્દેશ કરવામાં આવે છે આના નિર્દેશરૂપ શાબ્દવ્યવહારને ઉપાખ્યા કહેવાય છે.

ज्ञानशब्दार्थविषया विशेषा ये व्यवस्थिताः ।
तेषां दुरवधारत्वाज्ज्ञानाद्येकत्वदर्शनम् ॥१०३॥

જ્ઞાન, શબ્દો અને દ્રવ્યો વચ્ચેના જે નિયત ભેદો છે, તેમને જાણવા મુશ્કેલ હોવાથી જ્ઞાન (શબ્દ) વગેરેનું (પરસ્પર) એકત્વ જણાય છે. (૧૦૩)

જ્ઞાનના વિષયભૂત પદાર્થો જુદા જુદા હોવાથી જ્ઞાન અને દ્રવ્યો ભિન્ન હોય તે યોગ્ય છે. તે પ્રમાણે શબ્દના અનુનાસિક, હ્રસ્વ, દીર્ઘ, વગેરે ધર્મો જુદા હોવાથી અને વક્તાઓ પણ જુદા હોવાથી ભેદ પ્રાપ્ત થાય છે; તેમ છતાં આ બધા અંગે અનાદિ વિભ્રમ-વાસનાને કારણે કલ્પનામૂલક અભેદવ્યવહાર પ્રાપ્ત થાય છે.

વર્ણોના ક્રમવાળા અને તેથી અનિત્ય એવા શબ્દોમાં જાતિ અર્થાત્ સામાન્ય કેવી રીતે પ્રાપ્ત થાય ? તેમ છતાં સૂક્ષ્મ વિશેષોનું ગ્રહણ કરવું મુશ્કેલ હોવાથી પદાર્થોને અભિન્ન રીતે સમજવામાં આવે છે. મણી, મોતી, પ્રવાલ વગેરેમાં જે ભિન્નતા છે તેની વિશેષ પરખ માત્ર ઝવેરીઓ, સોનીઓ વગેરે જ કરી શકે છે. આમ હોઈને બધા પદાર્થો-માં વિશેષનો નિશ્ચય થતો નથી તેથી જ અભેદજ્ઞાન થાય છે. પરિણામે જાતિની કલ્પના સર્વથા અયુક્ત છે; અભેદદર્શન માત્ર વિભ્રમ છે અને ભેદદર્શન જ સત્ય છે એવો મત ભેદવાદીઓનો છે.

ज्ञानेष्वपि यथार्थेषु तथा सर्वेषु जातयः ।
संसर्गदर्शने सन्ति तासार्थस्य प्रसाधिकाः ॥१०४॥

બધા પદાર્થોમાં જાતિઓ રહેલી છે તેમ બધાં જ્ઞાનોમાં પણ જાતિઓ છે; પદાર્થોમાં સંસર્ગને માનનારાઓના મતમાં તે (જ્ઞાનગત) જાતિઓ પદાર્થજાતિ-ઓને પુરવાર કરે છે. (૧૦૪)

ज्ञेयस्थमेव सामान्यं ज्ञानानामुपकारकम् ।
न जातु ज्ञेयवज्ज्ञानं पररूपेण रूप्यते ॥१०५॥

જ્ઞેય (પદાર્થ)માં રહેલું સામાન્ય, જ્ઞાનો માટે ઉપકારક છે. જ્ઞાન જ્ઞેયની જેમ પર (=સામાન્ય)રૂપે કદાપિ નિરૂપાતું નથી. (૧૦૫)

સંસર્ગદર્શનમાં બીજો પ્રચલિત મત અહીં રજૂ થયો છે. જ્ઞાન સ્વયંપ્રકાશ હોવાથી જ્ઞેય બનતું નથી. જ્ઞાનમાં સામાન્યનું દર્શન પદાર્થમાં પ્રાપ્ત થતા સામાન્યને કારણે છે.

यथा ज्योतिः प्रकाशेन नान्येनाभिप्रकाश्यते ।
ज्ञानाकारस्तथान्येन न ज्ञानेनापगृह्यते ॥१०६॥

જેમ પ્રકાશ બીજા પ્રકાશ વડે પ્રકાશિત બનતો નથી તેમ જ્ઞાનનું સ્વરૂપ બાજા જ્ઞાન વડે નિશ્ચિત બનતુ નથી. (૧૦૬)

જ્યોતિ સ્વયંપ્રકાશ છે. તે પ્રમાણે જ્ઞાન પણ સ્વયંપ્રકાશ છે. આવા વૈયાકરણ મતને કદાચ વૈશેષિકો સ્વીકારતા નથી તેઓ જ્ઞેયમાં રહેલા સામાન્યને જ્ઞાનોનું ઉપકારક સમજે છે, તેમ છતાં જ્ઞાનનું અકારત્વ કે સ્વપ્રકાશત્વ સ્વીકારતા નથી. ભર્તૃહરિનું દર્શન અદ્વૈત દર્શનને મળતું છે.

* न चात्मसमवेतस्य सामान्यस्यावधारणे ।
ज्ञानशक्तिः समर्था स्याज्ज्ञातस्यान्यस्य वस्तुनः ॥१०७॥

જ્ઞાનશક્તિ, પોતાની સાથે રહેલા, બીજા જાણેલા પદાર્થના સામાન્ય અંગેના નિશ્ચય અંગે સમર્થ બનતી નથી (૧૦૭)

* अयौगपद्ये ज्ञानानामस्येत्यग्रहणं न च ।
यथोपलब्धिस्मरणमुपलब्धे च जायते ॥१०८॥

જ્ઞાનો એકસાથે પ્રાપ્ત ન થાય ત્યારે '(આ) એનું (જ્ઞાન) છે' એમ તેને વિષે સ્વીકારાતું નથી એમ નથી. (જ્ઞાનની) ઉપલબ્ધિ થતાં તે ઉપલબ્ધિ પ્રમાણેનું સ્મરણ થાય છે જ. (૧૦૮)

घटज्ञानमिति ज्ञानं घटज्ञानविलक्षणम् ।
घट इत्यपि यज्ज्ञानं विषयोपनिपाति तत् ॥१०९॥

'આ ઘટ જ્ઞાન છે' એવું જ્ઞાન, 'આ ઘટ છે' એવા જ્ઞાનથી જુદું છે. 'આ ઘટ છે' એવું જ્ઞાન (બાહ્ય ઘટ રૂપે) પદાર્થ સાથે સંબદ્ધ છે. (૧૦૯)

આ કારિકાના સંદર્ભમાં હેલારાજે રજૂ કરેલો પૂર્વપક્ષ આ પ્રમાણે છે: 'આ ઘટ છે' એવા જ્ઞાનમાં ઘટવિષયક જ્ઞાન પ્રાપ્ત થાય છે અને 'આ ઘટજ્ઞાન છે.' એવા જ્ઞાનમાં 'આ ઘટનું જ્ઞાન છે' એવું જ્ઞાન મળે છે. બંને વચ્ચે કોઈ સ્પષ્ટ તફાવત નથી. વિષય-સંવેદનરૂપ બુદ્ધિ જો અનુભવાતી ન હોય તો 'આ ઘટજ્ઞાન છે.' એમ શબ્દવડે પણ કહી શકાશે નહિ, કારણ કે અભિધાન હંમેશાં અનુભવ ઉપર આધાર રાખે છે. જ્ઞાન અને જ્ઞેય બંનેમાં વેદ્યત્વ અંગે તફાવત ન હોવા છતાં બન્ને વચ્ચે આ પ્રકારે તફાવત સમન્વય છે: જ્ઞાન અર્થનો અવભાસ કરનારું છે, જ્ઞેય તેવું નથી, જ્ઞાનાન્તરની જરૂર પડે છે. સઘળો વ્યવહાર જ્ઞાન અને જ્ઞેયની સિદ્ધિ ઉપર આધાર રાખે છે. જ્ઞાનના બોધ માટે જ્ઞાનાન્તરની અપેક્ષા હોવા છતાં બીજું અર્થાત્ પછીનું જ્ઞાન પહેલા જ્ઞાનને સિદ્ધ કરતું હોવાથી જ્ઞાનમાળા પણ પ્રાપ્ત થશે નહિ.

यतो विषयरूपेण ज्ञानरूपं न गृह्यते ।
अर्थरूपविविक्तं च स्वरूपं नावधार्यते ॥११०॥

જ્ઞાનનું સ્વરૂપ વિષયોના સ્વરૂપ વડે ગ્રહણ કરી શકાતું ન હોવાથી વિષયના સ્વરૂપ વિનાનું જ્ઞાનનું સ્વરૂપ નિશ્ચિત કરી શકાતું નથી (૧૧૦)

સંસર્ગદર્શનમાં બીજો પ્રચલિત મત અહીં રજૂ થયો છે. જ્ઞાન સ્વયંપ્રકાશ હોવાથી જ્ઞેય બનતું નથી. જ્ઞાનમાં સામાન્યનું દર્શન પદાર્થમાં પ્રાપ્ત થતા સામાન્યને કારણે છે.

ઉપરના પૂર્વપક્ષ પ્રમાણે 'આ ઘડો છે' એવા જ્ઞાનમાં અને 'આ ઘટજ્ઞાન છે' એવા જ્ઞાનમાં કશો તફાવત નથી. આવા પૂર્વપક્ષને અમાન્ય કરતી આ કારિકા છે.

'આ ઘટ છે' એનું જ્ઞાન પદાર્થથી ઉત્પન્ન થાય છે. 'આ ઘટજ્ઞાન છે' એવું જ્ઞાન પદાર્થમાંથી ઉત્પન્ન થતું નથી. પહેલામાં ઘટની જ્ઞાનાકારતા ને, બીજામાં ઘટજ્ઞાનની જ્ઞાનાકારતા છે, આમ બન્ને વચ્ચે ભેદ છે.

હેલારાજ કારિકા ૧૦૯માં બે અર્થાન્તર આપે છે (૧) બાહ્ય વસ્તુવિષયક 'આ ઘડો છે' એવા જ્ઞાનથી 'આ ઘટજ્ઞાન છે' એવું જ્ઞાન જુદું છે. ગ્રાહ્ય એવા વિષય અર્થાત્ ઘટની સાથે ગ્રાહકરૂપે સંબદ્ધ 'આ ઘટ છે' એવું જ્ઞાન બીજા જ્ઞાનથી પ્રાપ્ત થતું નથી. 'ઘટજ્ઞાનનું જ્ઞાન' એવું બીજું જ્ઞાન પણ બોધની બાબતમાં ઘટજ્ઞાનથી જુદું નહિ હોવાથી બાહ્યવિષયક જ છે, જ્ઞાનવિષયક નથી; સરખાવો : एवं च ग्रेयत्वाविशेषाच्चयपि ज्ञानज्ञानमिति मतं तदपि बाह्यविषयमेवेत्युक्तं भवति। (૨) ઘટજ્ઞાન અને ઘટજ્ઞાનનું જ્ઞાન બન્ને જુદાં છે, કારણ કે પહેલું સાકાર એવા ઘટ સંબંધે છે અને બીજું નિરાકાર એવા ઘટજ્ઞાન વિષે છે. જ્ઞાન અર્થાત્ સંવિત્નો આકાર તેના જ્ઞાનરૂપે સ્વીકારાયેલા બીજા જ્ઞાનમાં પ્રતિબિમ્બિત થતો નથી, કારણ કે જ્ઞાન નિરાકાર છે. જ્ઞાનમાં વિષયનું પ્રતિબિમ્બ પડતું હોવાથી બંને સમાન રૂપવાળાં સમજાય છે અને આવા સાદૃશ્યને કારણે બંને વચ્ચે ગ્રાહ્યગ્રાહકભાવ સિદ્ધ થાય છે. 'આ ઘટ છે' એવું બાહ્યવિષયક જ્ઞાન વિષય એવા ઘટ સાથે સંબદ્ધ હોઈને વિષયના આકારને પ્રાપ્ત કરે છે, જ્યારે ઘટજ્ઞાનનું જ્ઞાન આવા વિષયાકારને પ્રાપ્ત કરતું નથી, કારણ કે સંવિત્ નિરાકાર છે.

આમ ઉપરોક્ત બે જ્ઞાનોનું પરસ્પર વૈલક્ષણ્ય અદ્વૈત મતના સંદર્ભમાં સિદ્ધ થતાં બૌદ્ધ મતને અહીં ડગલું માંડવાનો અવસર પણ પ્રાપ્ત થતો નથી.

કારિકા ૧૧૦ પ્રમાણે જ્ઞાન ગ્રાહ્યાકાર અને ગ્રાહકાકાર એમ બે પ્રકારે છે. બંને વચ્ચે વાસ્તવિક ભેદ નથી. ગ્રાહ્યાકાર ગ્રાહકાકાર વડે સમજાય છે. આ પ્રકારનું અદ્વૈતદર્શન યોગ્ય નથી, એવો આક્ષેપ કરનારા બૌદ્ધમતાનલંબીને આ કારિકા દ્વારા જવાબ આપવામાં આવ્યો છે.

જ્ઞાનનું સ્વરૂપ ઘટ, પટ વગેરે વિષયોના સાધારણ કે અસાધારણ રૂપ વડે ગ્રહણ કરી શકાતું નથી. કારણ કે એવો અનુભવ પ્રાપ્ત થતો નથી; વિષયના ધર્મોને જ્ઞાનના ધર્મો તરીકે સમજી શકાય નહિ; અર્થાત્ દ્રવ્યના સ્વરૂપથી જુદું જ્ઞાનનું સ્વરૂપ બીજા જ્ઞાનથી પણ સમજાતું નથી. જ્ઞાનનું જ્ઞાન અર્થાત્ ઘટજ્ઞાનનું જ્ઞાન જે કહેવાય છે તે વાસ્તવમાં ઘટજ્ઞાન જ છે.

આ પ્રમાણે ઉપરોક્ત કારિકાઓમાં રજૂ કરવામાં આવેલાં પ્રમાણોથી પરિશુદ્ધ બનેલ અને મહાસામાન્ય તરીકે સમજાતી જાતિ પરિણામરૂપે અથવા વિવર્તરૂપે અપરસામાન્યરૂપે શબ્દો વડે અભિધાન પામીને બધા વ્યવહારોમાં સ્વીકાર્ય બનતી હોવાથી જાતિ જ પદાર્થ છે એવો સિદ્ધાંત સ્થાપિત થયો.

॥ इति जातिसमुद्देशः ॥

આ પ્રમાણે જાતિસમુદ્દેશ પૂરો થયો.

२

## अथ द्रव्यसमुद्देशः ।

૨

## દ્રવ્યસમુદ્દેશ

आत्मा वस्तु स्वभावश्च शरीरं तत्त्वमित्यपि ।
द्रव्यमित्यस्य पर्यायास्तच्च नित्यमिति स्मृतम् ॥१॥

આત્મા, વસ્તુ, સ્વભાવ, શરીર અને તત્ત્વ (સમુદાય), આ બધા દ્રવ્યના પર્યાયો છે; અને તે(દ્રવ્ય)ને નિત્ય કહેવામાં આવ્યું છે. (૧)

જાતિ સમુદ્દેશમાં અગાઉ પદાર્થને જાતિ અથવા દ્રવ્ય રૂપે, વૈયાકરણ મત પ્રમાણે સમજવામાં આવ્યો હતો. મીમાંસક મતમાં જાતિને પદના અર્થરૂપે સ્વીકારવામાં આવી છે. વૈયાકરણ પરંપરામાં વાજપ્યાયનને મતે પદનો અર્થ જાતિ છે અને વ્યાડિને મતે પદનો અર્થ દ્રવ્ય અર્થાત્ વ્યક્તિ છે. જાતિની ચર્ચા પહેલાં સમુદ્દેશમાં કરવામાં આવી. હવે દ્રવ્યની ચર્ચા કરવામાં આવે છે. હેલારાજ દ્રવ્યને બે પ્રકારે સમજે છે, પારમાર્થિક અને સાંવ્યવહારિક. આ સમુદ્દેશમાં પહેલા પ્રકારની ચર્ચા કરવામાં આવી છે.

અદ્વૈતવાદીઓને મતે આત્મા દ્રવ્ય છે. હેલારાજ મહાભાષ્યવચન एकोऽयमात्मा उदकं नाम (૧. પૃ. ૪૧)માં આત્મા શબ્દને દ્રવ્યના અર્થમાં સમજે છે. બૌદ્ધો દ્રવ્યને સ્વલક્ષણ વસ્તુ રૂપે સમજે છે. સત્તાને માનનારા અદ્વૈતવાદીઓ સ્વભાવ અર્થાત્ સત્તા જે સર્વત્ર રહેલી, નિત્ય, એક અને ઉપાધિ વિનાની છે, તેને દ્રવ્ય કહે છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ એવાં ચાર તત્ત્વોથી જુદું કોઈ દ્રવ્ય નથી એમ ચાર્વાકો કહે છે.

सत्यं वस्तु तदाकारैरसत्यैरवधार्यते ।
असत्योपाधिभिः शब्दैः सत्यमेवाभिधीयते ॥२॥

વસ્તુ (=દ્રવ્ય)નો તેના અસત્ય (ઘટ, પટ વગેરે) આકારો વડે સત્ય નિશ્ચય થાય છે. અસત્ય ઉપાધિઓના (વાચક) શબ્દો વડે સત્ય (દ્રવ્ય)નું જ અભિધાન થાય છે. (૨)

હેલારાજ આ કારિકાનું અદ્વૈતમતપરક અર્થદર્શન કરાવે છે.

अध्रुवेण निमित्तेन देवदत्तगृहं यथा ।
गृहीतं गृहशब्देन शुद्धमेवाभिधीयते ॥३॥

જેમ, દેવદત્તના ઘરનો બોધ અનિત્ય (એવા કોઈક, કાગડો બેસવારૂપી) નિમિત્ત વડે થાય છે, છતાં 'ઘર' શબ્દથી માત્ર ઘરનું જ અભિધાન થાય છે. (૩)

'કાગડો બેઠો છે તે ઘર દેવદત્તનું છે' (काकवद्देवदत्तस्य गृहम् ।)માં કાગડો અનિત્ય એવું નિમિત્ત છે કારણ કે તે ઊડી જવાનો છે. આવું અધ્રુવ ઉપલક્ષણ ઘરને ઓળખવાનું સાધન હોવા છતાં દેવદત્તના ઘર વિષે વાત કરવામાં આવે ત્યારે કોઈ એમ કહેતું નથી કે કાગડાવાળું ઘર દેવદત્તનું છે, પરંતુ કોઈક નિત્ય અર્થાત્ સ્થિર નિમિત્તની વાત કરશે; જેમકે દેવદત્તનું ઘર વેદિકાવાળું અથવા કમળનાં ચિત્રોવાળું છે. વ્યાકરણશાસ્ત્રમાં નિષ્ઠા માટે ક્ત પ્રયોજાય છે (क्तक्तवतू निष्ठा પા. સૂ. ૧.૧.૨૬). અહીં તની ઓળખાણ ક્ને કારણે થાય છે. આ પ્રમાણે શબ્દો પહેલાં અનિત્ય ઉપાધિઓના વાચક બનીને તે તે ઉપાધિઓ દ્વારા નિત્ય દ્રવ્યનો બોધ કરાવે છે.

सुवर्णादि यथा भिन्नं स्वैराकारैरपायिभिः ।
रुचकाद्यभिधानानां शुद्धमेवैति वाच्यताम् ॥४॥

જેમ પોતાના નાશવંત આકારોથી જુદું, શુદ્ધ (સ્વરૂપે રહેલું) સોનું જ રુચક વગેરે શબ્દો વડે વાચ્ય બને છે. (૪)

સોનું તેના આકૃતિભેદો, રુચક, કુંડલ, સ્વસ્તિક વગેરેથી જુદું અને શુદ્ધ સમજાય છે. આકૃતિઓ જુદી જુદી હોઈ શકે, દ્રવ્ય નિત્ય રહે છે. આવા આકૃતિભેદો નિત્ય એવા સુવર્ણદ્રવ્યના વાચક બને છે. તે શબ્દો અનિત્ય ઉપાધિઓ રૂપી વિશેષણોથી યુક્ત નિત્ય વિશેષ્ય અર્થાત્ (બ્રહ્મ)તત્ત્વનું અભિધાન કરે છે એમ કહેવું જોઈએ.

आकारैश्च व्यवच्छेदात्सार्वार्थ्यमनुरुध्यते ।
यथैव चक्षुरादीनां सामर्थ्यं नालिकादिभिः ॥५॥

જેમ નેત્ર વગેરેનું સામર્થ્ય નળી વગેરેને કારણે પ્રતિબંધને પામે છે તેમ (ઘટ, પટ વગેરે વિવર્તરૂપ) આકારો (બ્રહ્મ)થી જુદા હોવાથી (શબ્દોની) બધા અર્થોને જણાવવાની શક્તિ અટકે છે. (૫)

જેમ નળીના એક છેડેથી વસ્તુઓને જોવામાં આવતાં તેના બીજે છેડે રહેલા કાણા-માંથી દેખાય તેટલી જ જણાય છે, બધીને જોવા માટે નળી પ્રતિબંધક બને છે, તેમ શબ્દ દ્વારા તે શબ્દ જે દ્રવ્યસ્વરૂપ જણાવતો હોય તેટલાનો જ બોધ થાય છે, બીજા દ્રવ્યસમૂહનો નહિ.

અદ્વૈતમતના સંદર્ભમાં આ કારિકાનું અર્થદર્શન કરાવતાં હેલારાજ જણાવે છે કે કોઈક આવરણ વડે ઇન્દ્રિયોની ગ્રહણશક્તિનો પ્રતિબંધ થાય છે. વિષયમાં કશો ફેરફાર થતો નથી. તે પ્રમાણે અનાદિ અવિદ્યાથી જેઓ ભેદને ગ્રાહ્ય સમજનારા છે તેવા જીવોની સંવેદનશક્તિનું નિયમન થાય છે. તેથી તેમના વડે શબ્દોનો પ્રયોગ પણ ભેદવિષયક બને છે. પરંતુ તેથી નિત્ય તત્ત્વ એવા બ્રહ્મમાં ભેદદર્શન થતું નથી.

तेष्वाकारेषु यः शब्दस्तथाभूतेषु वर्तते ।
तत्त्वात्मकत्वात्तेनापि नित्यमेवाभिधीयते ॥६॥

આવા પ્રકારના તે (અનિત્ય) આકારોને (દર્શાવનારો) જે શબ્દ છે, તેના વડે પણ નિત્ય (દ્રવ્ય)નું અભિધાન થાય છે, કારણ કે તે (અનિત્ય આકારો) તે (દ્રવ્ય)ની સાથે એકરૂપ છે. (૬)

સન્નિવેશ એટલે આકાર. તે પદાર્થ નથી પરંતુ પદાર્થનો ધર્મ છે. તેને ઉપાધિ પણ કહી શકાય. ચોક્કસ ધર્મોનું અભિધાન કરનારા રુચક વગેરે શબ્દો આકારનો જ બોધ કરાવે તો શબ્દો સર્વત્ર દ્રવ્યનો જ બોધ કરાવે છે એવી વ્યવસ્થા ખંડિત થાય. આ મુશ્કેલીને હવે દૂર કરવામાં આવે છે. આકારો વાસ્તવમાં દ્રવ્યથી જુદા નથી. ઉપાધિમાન્ અર્થાત્ ધર્મી સાથે તે એકાત્મભાવે રહેલા છે, તેથી ઉપાધિ એટલે કે ધર્મનું અભિધાન કરનારો શબ્દ નિત્ય દ્રવ્યનું પણ અભિધાન કરે છે.

न तत्त्वातत्त्वयोर्भेद इति वृद्धेभ्य आगमः ।
अतत्त्वमिति मन्यन्ते तत्त्वमेवाविचारितम् ॥७॥

તત્ત્વ અને અતત્ત્વ વચ્ચે ભેદ નથી એવો વૃદ્ધોમાંથી પ્રાપ્ત થતો આગમ છે. અવિચારિત તત્ત્વને અતત્ત્વ માનવામાં આવે છે. (૭)

દ્રવ્યસમુદ્દેશની કારિકાઓનું હેલારાજનું અર્થદર્શન અદ્વૈત સિદ્ધાન્તને અનુસરતું છે. વૈયાકરણોને સંમત શબ્દાદ્વૈત મતમાં સત્ય અને અસત્ય એવાં બે તત્ત્વો નથી. વેદાન્તીઓની જેમ વૈયાકરણો પણ પારમાર્થિક, બ્રહ્મરૂપ, એક, અદ્વય, સર્વ વ્યવહારોથી અગમ્ય અને નિર્વિકલ્પક એવા શબ્દતત્ત્વને સ્વીકારે છે.

विकल्परूपं भजते तत्त्वमेवाविकल्पितम् ।
न चात्र कालभेदोऽस्ति कालभेदश्च गृह्यते ॥८॥

વિકલ્પનો જે વિષય નથી એવું તત્ત્વ વિકલ્પરૂપને ધારણ કરે છે. તેમાં કાલભેદ ન હોવા છતાં કાલભેદ સમજવામાં આવે છે. (૮)

દિક્, કાલ વગેરે શક્તિઓને કારણે અવિકલ્પિત તત્ત્વમાં વિકલ્પ ભાસે છે. કાલભેદ તેમ જ જન્મ અને વિનાશ વિનાનું અને કાલ નામે સ્વાતન્ત્ર્યશક્તિ વડે પ્રેરિત, અને પ્રતિબંધ અને અનુજ્ઞાને કારણે જન્મ વગેરે વિકારો દર્શાવતું શબ્દતત્ત્વ, પરમતત્ત્વરૂપે વિલસે છે.

यथा विषयधर्माणां ज्ञानेऽत्यन्तमसंभवः ।
तदात्मेव च तत्सिद्धमत्यन्तमतदात्मकम् ॥९॥

જેમ (નીલાદિ બાહ્ય) વિષયના (નીલત્વાદિ) ધર્મોનો જ્ઞાનમાં બિલકુલ સંભવ નથી (અને છતાં) તે (જ્ઞાન), તે (વિષય)ના જેવું ન હોવા છતાં તેના જેવું ભાસે છે. (૯)

तथा विकाररूपाणां तत्त्वेऽत्यन्तमसंभवः ।
तदात्मेव च तत्तत्त्वमत्यन्तमतदात्मकम् ॥१०॥

તેમ (કુંડલ વગેરે) વિકારોનો તત્ત્વ (એવા સુવર્ણ)માં બિલકુલ સંભવ ન હોવા છતાં, તે (વિષય)ના જેવું જે કદાપિ નથી તે તત્ત્વ તેના જેવું દેખાય છે. (૧૦)

વિજ્ઞાનવાદમાં બાહ્ય વિષયોનું અસ્તિત્વ નથી; છતાં વિષયોની પ્રતીતિ આપણા મનમાં થાય છે. જડ વિષયો અને અજડ જ્ઞાનનું કોઈપણ રીતે સારૂપ્ય નથી, તેમ છતાં અતત્ત્વ વિષયો તત્ત્વરૂપે ભાસે છે.

અદ્વૈત સિદ્ધાન્તમાં વિકારરૂપ ઘટપટ વગેરેનો, પ્રકૃતિભૂત અને જ્ઞાનમાત્ર સ્વભાવરૂપ એવા બ્રહ્મમાં સંભવ નથી.

सत्यमाकृतिसंहारे यदन्ते व्यवतिष्ठते ।
तन्नित्यं शब्दवाच्यं तच्छब्दात्तच्च न भिद्यते ॥११॥

(સાસ્ના, લાંગૂલ વગેરે) આકારો (વાળા ગોદ્રવ્ય)નો વિનાશ થતાં અંતે જે રહે છે તે સત્ય છે. તે નિત્ય છે, શબ્દ વડે વાચ્ય છે અને તે શબ્દતત્ત્વથી જુદું નથી. (૧૧)

ગો, અશ્વ એવી વ્યક્તિઓની સરખામણીમાં ગોત્વ, અશ્વત્વ વગેરે નિત્ય છે. તેમની સરખામણીમાં પૃથ્વી તત્ત્વ નિત્ય છે. પૃથ્વી તત્ત્વની સરખામણીમાં 'તે' (તત્) સર્વનામથી વાચ્ય (પારમાર્થિક) વસ્તુ નિત્ય છે. આ બધામાં રહેલ સંવિત્ નિત્ય છે. તે શબ્દબ્રહ્મ અર્થાત્ પશ્યન્તી રૂપે રહેલી વાણી છે.

'જેમાંથી તત્ત્વ નાશ પામતું નથી તે જ નિત્ય છે' (तदेव हि नित्यं यस्मिंस्तत्त्वं न विहन्यते ।–પસ્પશાહ્નિક ૧.૫.૭) એવા મહાભાષ્યના વચનનો આ કારિકામાં વિસ્તાર છે. હેલારાજે રજૂ કરેલું અર્થદર્શન અદ્વૈતપરક છે.

न तदस्ति न तन्नास्ति न तदेकं न तत्पृथक् ।
न संसृष्टं विभक्तं न विकृतं न न चान्यथा ॥१२॥

'તે છે' એમ (કહી શકાતું) નથી; (તે) નથી એમ (પણ કહી શકાતું) નથી; તે એક નથી કે તે જુદું નથી, તે સંસૃષ્ટ નથી કે વિભક્ત નથી. તે વિકૃત નથી કે તેથી જુદું (અવિકૃત) નથી. (૧૨)

બધા વિવર્તોની પ્રકૃતિરૂપ બ્રહ્મતત્ત્વ વિકારાત્મક હોઈ ન શકે, કારણકે પારમાર્થિકરૂપે તે વ્યવહારગમ્ય નથી. બ્રહ્મમાં અસ્તિત્વ, નાસ્તિત્વ, એકત્વ, પૃથક્ત્વ, સંસૃષ્ટત્વ, વિભક્તત્વ, વિકાર કે વિકારાભાવ એવું કશું નથી. ઉપનિષદોમાં આવા વિચારો વારંવાર પ્રાપ્ત થાય છે.

तन्नास्ति विद्यते तच्च तदेकं तत् पृथक् पृथक् ।
संसृष्टं च विभक्तं च विकृतं तत्तदन्यथा ॥१३॥

તે નથી અને તે છે. તે એક છે (અને તે જુદું છે; (તે) સંસૃષ્ટ છે અને વિભક્ત છે (તથા) તે વિકૃત છે અને (તેથી) જુદું (અવિકૃત) છે. (૧૩)

શબ્દબ્રહ્મ ભાવરૂપ અને અભાવરૂપ એમ બંને પ્રકારનું છે; બધા વિકલ્પો અને વિશેષો તેમાં સમાયા છે. સરખાવો હેલારાજ: भावाभावविकारावभासजननशक्ति तदेवास्ति नास्तीति च सत्तासत्तोपाधिकव्यवहारसहं भावतस्तु निःसत्त्वासत्त्वं निःसदसत् परं ब्रह्म ।

तस्य शब्दार्थसंबन्धरूपमेकस्य दृश्यते ।
तद् दृश्यं दर्शनं द्रष्टा दर्शने च प्रयोजनम् ॥१४॥

તે એક (શબ્દતત્ત્વ)નું શબ્દ, અર્થ અને તેમનો સંબંધ એવું રૂપ દેખાય છે. તે(જ) દૃશ્ય, દર્શન, દ્રષ્ટા અને દર્શન માટેનું પ્રયોજન છે. (૧૪)

વાચ્યત્વ અને વાચકત્વ, શ્રુતિ અને અર્થ, ભેદ અને અભેદ, જ્ઞાન અને જ્ઞેય એમ બધા અભિન્ન વિકારો વાગ્રૂપ બ્રહ્મના વિવર્તો છે. વિવર્તદશામાં બ્રહ્મ, શબ્દ, અર્થ અને બંને વચ્ચેના સંબંધરૂપે રહેલ છે. તે શબ્દતત્ત્વરૂપે બ્રહ્મ, દૃશ્ય અર્થાત્ ભાવાભાવરૂપ કર્મ રૂપે, દર્શન અર્થાત્ દર્શનના સાધન નેત્રાદિ રૂપે, દ્રષ્ટા અર્થાત્ દર્શનકર્તા રૂપે અને જ્ઞાનક્રિયાના સંયોગરૂપે, સર્વક્રિયારૂપે તેમજ સમસ્તક્રિયાના ફલરૂપે રહેલ છે.

પહેલો દર્શન શબ્દ નેત્રાદિ સાધનો જે દર્શન માટે ઉપયોગી છે તે અંગે સમજવાનો છે. બીજો દર્શન શબ્દ મુખ્ય કાર્ય સાથે રહેલા સમસ્ત ક્રિયાકલાપ તરીકે સમજવાનો છે.

બધો વ્યવહાર પ્રખ્યા અર્થાત્ જ્ઞાનરૂપ અને ઉપાખ્યા એટલે શબ્દવ્યવહારરૂપ છે.

અભિન્ન બ્રહ્મનો આવો ભેદરૂપ નિર્દેશ અવિદ્યાને કારણે છે. પારમાર્થિકરૂપે સર્વત્ર અભેદ સમજાય છે. સરખાવો વા.પ સંબંધ સમુદ્દેશ કા. ૭૨

यत्र द्रष्टा च दृश्यञ्च दर्शनञ्चाविकल्पितम् ।
तस्यैवार्थस्य सत्यत्वं श्रितास्त्रय्यन्तवेदिनः ॥

विकारापगमे सत्यं सुवर्णं कुण्डले यथा ।
विकारापगमे सत्यां तथाहुः प्रकृतिं पराम् ॥१५॥

જ્યારે વિકારો દૂર થાય ત્યારે, કુંડલમાંનુ સુવર્ણ જ સત્ય છે, તે પ્રમાણે (પંચ મહાભૂતરૂપ) વિકારો દૂર થાય ત્યારે પરા પ્રકૃતિ જ સત્યરૂપે (રહેલ) કહેવાય છે. (૧૫)

સરખાવો હેલારાજ : कुण्डलावस्थात्मकविकारापाये कुण्डले सुवर्णमेकं सत्यमवतिष्ठते यथा तथा पृथिव्यादिविकारविगमेऽन्वयिनि प्रकृतिरभिन्ना सत्यावतिष्ठते इत्यभ्युपेयम् ॥

वाच्या सा सर्वशब्दानां शब्दाश्च न पृथक् ततः ।
अपृथक्त्वे च संबन्धस्तयोर्नानात्मनोरिव ॥१६॥

તે (પરા પ્રકૃતિ) બધા શબ્દોનો વાચ્યાર્થ છે, શબ્દો તેનાથી જુદા નથી (તેમની વચ્ચે) અભેદ હોવા છતાં, (તેઓ) જુદા સ્વભાવવાળા હોય તેમ તેમની વચ્ચે સંબંધ (પ્રાપ્ત થાય) છે. (૧૬)

જુદી જુદી ઉપાધિઓથી પ્રાપ્ત થતા અનેક ભેદોને કારણે અને વ્યવહાર અવિદ્યા હોવાથી બ્રહ્મનેજ સર્વવ્યવહારોનું મૂળ સમજવું જોઈએ. આત્મા, બ્રહ્મ, તત્ત્વ વગેરે પણ કોઈક ઉપાધિનું અવલંબન કરીને દ્રવ્યાત્મા રૂપે રહેલા પરમતત્ત્વનું અભિધાન

आत्मा परः प्रियो द्वेष्यो वक्तावाच्यं प्रयोजनम् ।
विरुद्धानि यथैकस्य स्वप्ने रूपाणि चेतसः ॥१७॥

अजन्मनि तथा नित्ये पौर्वापर्यविवर्जिते ।
तत्त्वे जन्मादिरूपत्वं विरुद्धमुपलभ्यते ॥१८॥

જેમ સ્વપ્નમાં એક જ ચિત્તનાં જુદાં જુદાં રૂપો, જેવાં કે (આ) પોતાનો, (આ) પારકો, (આ) વહાલો, આ વિરોધી, આ વક્તા, આ વાચ્ય, (આ) પ્રયોજન, રૂપે મળે છે તેમ જન્મ વિનાના, નિત્ય અને પૌર્વાપર્ય વિનાના એવા (શબ્દ)તત્ત્વમાં જન્મ વગેરે વિરુદ્ધ બાબતો પ્રાપ્ત થાય છે (૧૭-૧૮)

સ્વપ્નમાંનો સઘળો પદાર્થપ્રપંચ જાગ્રદવસ્થામાં બાધિત બનતો હોવાથી અસત્યરૂપ છે. તે જ રીતે જાગ્રત દશામાં અનુભવાતો ભાવભેદ નિર્વિકલ્પક સમાધિમાં હોતો નથી તેથી અસત્ય છે. બધી અવસ્થાઓમાં જે વિદ્યમાન હોય તે સત્ય, સંવિત્ રૂપે છે; તે સર્વ વિવર્તોની પ્રકૃતિ છે.

વિકલ્પ અવિદ્યામૂલક છે. પ્રત્યેક પ્રમાતામાં તે નિયત હોય છે. સંસારી જીવ પણ વિકલ્પનો જ વિષય છે, અર્થાત્ તે ઔપાધિક છે, સરખાવો હેલારાજ : एतदेव ह्यविद्यायाः स्वरूपं यदनुपपद्यमानमप्याभासमानं भवति, उपपन्नत्वे विद्यैव स्यात्। तस्मादसत्यप्रपञ्चप्रकाशनशक्तिर्ब्रह्मणोऽनादिसिद्धा ग्राह्यग्राहकयुगलं स्वानुरूपमुपरचय्य जगन्नाट्यमातनोतीत्यविचारितरमणीयामिमामपनयन्ति तत्त्वदृशः।

। इति द्रव्यसमुद्देशः ।

આ પ્રમાણે દ્રવ્યસમુદ્દેશ પૂરો થયો.

३

## अथ संबन्धसमुद्देशः ।

३

## સંબંધસમુદ્દેશ

ज्ञानं प्रयोक्तुर्बाह्योऽर्थः स्वरूपं च प्रतीयते ।
शब्दैरुच्चरितैस्तेषां संबन्धः समवस्थितः ॥१॥

ઉચ્ચારવામાં આવેલા શબ્દો વડે વક્તાનો અભિપ્રાય, (ફલસાધનરૂપ) બાહ્ય અર્થ અને શબ્દનું સ્વરૂપ સમજાય છે. તેથી તેમનો સંબંધ નિયત થયેલો છે. (૧)

શબ્દનું ઉચ્ચારણ થાય છે ત્યારે ત્રણ બાબતો સમજાય છે. શબ્દનું રૂપ, ચોક્કસ ફળ દર્શાવનાર અર્થ અને વક્તાનો અભિપ્રાય. આ ત્રણ વચ્ચેનો સંબંધ વાસ્તવિક, નિયત અને નિત્ય છે: કોઈ વ્યક્તિએ પ્રાપ્ત કરાવેલો કે સંકેતપ્રાપ્ત નથી. શબ્દનું અંતરંગ સ્વરૂપ તેનું અભિધેય છે. બાહ્ય અર્થ અને શબ્દસ્વરૂપ વચ્ચે વાચ્યવાચકભાવસંબંધ છે. પ્રયોક્તાનો અભિપ્રાય અને શબ્દ વચ્ચે કાર્યકારણભાવસંબંધ છે. કાર્યકારણભાવ-સંબંધને વૈયાકરણોએ આંશિક સંમતિ આપી છે. આ સંબંધસમુદ્દેશને અંતે ભર્તૃહરિ કાર્યકારણભાવસંબંધને વિવર્તરૂપે સમજાવે છે અને તેના આત્યંતિક સત્યનો અસ્વીકાર કરે છે. હેલારાજ કાર્યકારણભાવસંબંધ અંગે સંમતિ આપતાં જણાવે છે કે વ્યાકરણ-દર્શન બધા સિદ્ધાંતોને સમાવવાનો પ્રયત્ન કરે છે ( सर्वपार्षदं हीदं शास्त्रम् ।) ધર્મકીર્તિ જેવા તત્ત્વજ્ઞાનીઓ બાહ્યાર્થનું અસ્તિત્વ સ્વીકારતા નહિ હોવાથી તે શબ્દવડે વાચ્ય બને છે એ વાતની તરફેણ કરતા નથી. સરખાવો પ્રમાણવાર્તિક (૧.૪)

वक्तृव्यापारविषयो योऽर्थो बुद्धौ प्रकाशते ।
प्रामाण्यं तत्र शब्दस्य नार्थतत्त्वनिबन्धनम् ॥

આમ વૈયાકરણ મતમાં શબ્દ અને અર્થનો પરસ્પર અધ્યાસ થતો હોવાથી, વૈયાકરણો વડે સ્વીકારાયેલા યોગ્યતા રૂપ સંબંધ અને કાર્યકારણભાવસંબંધોનું મૂળ અધ્યાસ જ છે.

प्रतिपत्तिर्भवत्यर्थे ज्ञाने वा संशयः क्वचित् ।
स्वरूपेषूपलभ्येषु व्यभिचारो न विद्यते ॥२॥

(બાહ્ય) અર્થ અંગે અને વક્તાના અભિપ્રાય અંગે કોઈ વાર પ્રતીતિ અને કોઈ વાર સંશય થાય છે, (પરંતુ શબ્દોનાં) પ્રાપ્ત થયેલાં સ્વરૂપોમાં અનિશ્ચય થતો નથી. (૨)

अयं गौः માં गौः શબ્દ અને તેના વડે વાચ્ય અર્થ 'ગાય' એ બન્ને એક સાથે અભિન્નપણે સમજાય છે. આ ક્રિયાને અભિધાન કહે છે (स्वरूपाविवेकेनैव अर्थगतावर्शोऽभिधानमुच्यते।), લૌકિક વૃદ્ધવ્યવહારમાં આવી અભિન્ન શબ્દાર્થપ્રતીતિ સંકેતનું મૂળ છે.

શબ્દવ્યવહારમાં શબ્દ અને અર્થની અભિન્નતા સમજાય છે. નેત્ર જેને જુએ છે તે બાહ્ય પદાર્થના સંબંધમાં તટસ્થ છે. અગ્નિનું અનુમાન કરાવનારો ધુમાડો પણ અગ્નિથી તટસ્થ રહે છે. શબ્દની બાબતમાં તેમ નથી. અભિધાનક્રિયામાં અર્થ શબ્દમય રહે છે.

આ બાબતમાં કોઈ પૂછે કે અભિધેય અર્થમાં શબ્દોની વર્ણમાળા કેમ પ્રાપ્ત નથી, તો અમે તેને કહીશું કે વાહ આપનું દૃષ્ટાંત!

ચિચ્છક્તિના બે વ્યાપાર છે, વાગાત્મા અને જ્ઞાનાત્મા. પ્રાણવૃત્તિવડે અનુગૃહીત બનીને વાગાત્મા અભિવ્યક્ત બને છે, અને જ્ઞાનાત્મા મનોવૃત્તિ વડે અભિવ્યક્ત થાય છે. અભિન્ન શબ્દાર્થમય સ્વભાવવાળો વાગાત્મા પરા વાક્ રૂપે મૂલાધાર ચક્રમાં રહે છે. ત્યાંથી ઊંચે ચઢીને મનોભૂમિનું અવલંબન કરી મધ્યમાવસ્થામાં મધ્યમા વાક્ રૂપે હૃદય અને નાભિની વચ્ચે રહે છે, શબ્દાર્થની અભેદાવસ્થામાં गौरयमर्थः । રૂપે રહેલ તેમનો પરસ્પર અધ્યાસરૂપ સંબંધ સમજાય છે. ત્યાર પછી સ્થાનપ્રયત્નથી ઉદ્ભવ પામીને વૈખરી વાક્ રૂપે તે સમજાય છે. પરમતત્ત્વની અભિવ્યક્તિરૂપે રહેલો શબ્દ અભિધેય સાથે અભિન્નપણે પ્રાપ્ત થતાં घटोऽयम् पटोऽयम् । એવું એકાત્મક અને વિશેષણવિશેષ્યરૂપ જ્ઞાન થાય છે. આવી એકાત્મક પ્રતીતિને શબ્દન કહે છે. આ શબ્દનરૂપી વ્યાપારને કારણે, જ્યારે પરા વાક્ પ્રવૃત્ત થાય છે ત્યારે શબ્દ અને અર્થના સામાનાધિકરણ્યથી તેમનામાં અભેદનો આરોપ કરવામાં આવતાં, તેમની વચ્ચે અધ્યાસરૂપ સંબંધ સમજાય છે. પશ્યન્તી નામની અવિભાગ દશામાં વાચ્યવાચકભેદની કશી ચિન્તા હોતી નથી. વ્યવહારદશામાં પણ શબ્દથી અર્થનો વિયોગ થતો નથી. તેથી આ સમસ્ત જગત શબ્દનું વિવર્ત છે એમ સમજવું રહ્યું. સરખાવો હેલારાજ : अविभागदशायां तु पश्यन्त्यभिधानायां वाच्यवाचकभेदानुपपत्तावाध्यासचिन्ता क्वचित् । इत्थं च कृत्वा शब्दैकजीवितत्वात् व्यवहारोऽपर्यंस्य तद्वियोगात्तद्विवर्तरूपं विश्वं सिद्धम् ।

अस्यायं वाचको वाच्य इति षष्ठ्या प्रतीयते ।
योगः शब्दार्थयोस्तत्त्वमप्यतो व्यपदिश्यते ॥३॥

આ (શબ્દ) આ (અર્થ)નો વાચક છે, (આ અર્થ આ શબ્દનો) વાચ્ય છે. એવો શબ્દ અને અર્થનો સંબંધ ષષ્ઠી વિભક્તિવડે સમજાય છે. તેથી તેમનું એકત્વ જણાવવામાં આવે છે. (૩)

શબ્દ અને અર્થ વચ્ચે સ્વાભાવિક સંબંધનું જ્ઞાન ષષ્ઠી વિભક્તિના પ્રત્યયવડે થાય છે. अयं गौः। 'આ ગાય છે' એમ ગોશબ્દ અને ગાય એવો અર્થ એ બે વચ્ચે સ્વાભાવિક સંબંધ સ્પષ્ટતર છે. ઘટ અને પટ એવા પરસ્પર અસંબદ્ધ શબ્દોનો ષષ્ઠી દ્વારા આપણે વ્યવહાર કરતા નથી.

नाभिधानं स्वधर्मेण संबन्धस्यास्ति वाचकम् ।
अत्यन्तपरतन्त्रत्वाद् रूपं नास्यापदिश्यते ॥४॥

(ષષ્ઠી વિભક્તિ સિવાયનું કોઈ પણ) અભિધાન પોતાના (અસાધારણ) ધર્મ વડે સંબંધનું વાચક બનતું નથી. અત્યંત પરતંત્ર હોવાથી તે (સંબંધ)નું સ્વરૂપ સમજાતું નથી. (૪)

સંબંધ હમેશાં ષષ્ઠી વિભક્તિ વડે જ જણાવાય છે, કારણ કે સંબંધ બે સંબંધીઓ સાથે નિત્ય પરતન્ત્ર છે. શુક્લ વગેરે ગુણો દ્રવ્યને અધીન હોવા છતાં કોઈવાર શુક્લ રૂપ એમ મુખ્યપણે જણાવાય છે, પરંતુ સંબંધ આવી રીતે જણાવાતો નથી, કારણ કે તે માત્ર ધર્મ છે અને તેને જણાવવા માટે કોઈ શબ્દ નથી. તેના કાર્ય ઉપરથી જ તે સમજાય છે.(૫)

उपकारात्स यत्रास्ति धर्मस्तत्रानुगम्यते ।
शक्तीनामपि सा शक्तिर्गुणानामप्यसौ गुणः ॥५॥

(સંબંધીઓના પરસ્પર) ઉપકારને લીધે જ્યાં તે હોય છે ત્યાં તે (સંબંધ) ધર્મ તરીકે સમજાય છે, તે શક્તિઓની પણ શક્તિ છે અને ગુણોનો પણ ગુણ છે.

પરસ્પર અસંબદ્ધ પદાર્થો એક બીજા ઉપર ઉપકાર કરી શકતા નથી. તેથી સંબંધ પરસ્પર સંબદ્ધ પદાર્થોની વચ્ચે જ હોઈ શકે. તે તે વસ્તુઓની જે પ્રસિદ્ધ શક્તિ છે તેને સંબંધ માની શકાય નહિ, કારણ કે શક્તિઓ પણ તેમના આધાર રૂપ પદાર્થોને અધીન હોઈને નિયત કાર્ય ઉત્પન્ન કરવામાં માત્ર સંબંધ જ નિયામક બનશે. સંબંધ ગુણોનો પણ ગુણ છે, કારણ કે ગુણોનો દ્રવ્ય ઉપર જે આધાર છે તેની વ્યવસ્થા પણ આ સંબંધરૂપ ગુણ કરે છે. સંબંધ એક ધર્મ છે, કારણકે હેલારાજ જણાવે છે તેમ, તે નિત્ય પરતંત્ર છે. આવો નિત્ય પરતન્ત્ર ધર્મરૂપ સંબંધ પરસ્પર ઉપકારવાળા પદાર્થોમાં જ જોવા મળે છે.

तद्धर्मणोस्तु तच्छब्दं संयोगसमवाययोः ।
तयोरप्युपकारार्था नियतास्तदुपाधयः ॥६॥

તે સંબંધના જેવા (પારતન્ત્ર્યરૂપ) ધર્મવાળા સંયોગ અને સમવાયને સંબંધ કહ્યા છે. તેમની (અસાધારણ) ઉપાધિઓ ઉપકારના પ્રયોજન માટે નિયત છે. (૬)

સંયોગ અને સમવાયને પણ સંબંધનો ધર્મ અર્થાત્ પારતન્ત્ર્ય છે. તેથી તેમને ગૌણ રીતે સંબંધ કહ્યા છે. મુખ્ય રીતે તે સંબંધ નથી. અસાધારણ ઉપાધિઓ સાથે તે જ્યારે જોડાય છે ત્યારે તે ઉપાધિઓ પરતંત્ર હોય છે અને સંયોગ અને સમવાય સ્વતંત્ર હોય છે. સંબંધનો મુખ્ય ધર્મ પારતન્ત્ર્ય હોઈને હવે તેઓ સંબંધ રૂપે રહેતા નથી.

काचिदेव हि सावस्था कार्यप्रसवसूचिता ।
कस्यचित्केनचिद्यस्यां संयोग उपजायते ॥७॥

જેમાં કોઈક (અવયવ)નો બીજા કોઈક (અવયવ) સાથે સંયોગ થાય છે તેવી તે એક જ વિશિષ્ટ અવસ્થા છે, જે (અવયવોના) પરસ્પર કાર્યની ગતિ વડે સૂચવાય છે. (૭)

અવયવોનુ એકબીજા તરફ ઉપસર્પણુ થતા જે સયોગ થયો તેનાથી ઘટ, પટ વગેરે અવયવી દ્રવ્યો ઉત્પન્ન થાય છે દ્રવ્યમાત્રમા રહેનાર ગુણત્વ વગેરે સયોગની ઉપાધિઓ છે સયોગ આવી ઉપાધિઓથી પરતત્ર છે પારતન્ત્યરૂપ ધર્મ સયોગમા રહેલો છે છતા તે પારતન્ત્ય તેનુ અસાધારણ અર્થાત્ નિત્ય રૂપ નથી તેથી સયોગ એ સબધ નથી પરતુ સબધ જેવો છે સબધરૂપે કેટલાક તેનો ઉપયોગ કરે છે એમ કહેવુ યોગ્ય થશે સબધ દ્રવ્ય, ગુણ, ક્રિયા, સામાન્ય વગેરેમા અવસ્થિત છે, પરતુ સયોગ માત્ર દ્રવ્ય સાથે રહે છે સયોગ પદાર્થની ઉત્પત્તિ માટે જવાબદાર બને છે, સબધ એ પદાર્થોને જોડે છે

निरात्मकानामुत्पत्तौ नियम क्वचिदेव य ।
तेनैवाव्यपवर्गश्च प्राप्त्यभेदे स यत्कृत ॥८॥

आत्मान्तरस्य येनात्मा तदात्मेवावधार्यते ।
यतश्चैकत्वनानात्वे तत्त्व नाध्यवसीयते ॥९॥

ता शक्ति समवायाख्या शक्तीनामुपकारिणीम् ।
भेदाभेदावतिक्रान्तामन्यथैव व्यवस्थिताम् ॥१०॥

धर्म सर्वपदार्थानामतीत सर्वलक्षण ।
अनुगृह्णाति सम्बन्ध इति पूर्वेभ्य आगम ॥११॥

અસત્ (ઘટ, પટ વગેરેની) ઉત્પત્તિ(ના ચોક્કસ કારણ)ની જે નિયામક છે, પ્રાપ્તિમા કશો ભેદ ન હોવા છતા જેને કારણે અવિનાભાવ શકય બને છે, જેને લીધે એકનુ સ્વરૂપ બીજાનુ હોય તેમ સમજાય છે, જેને કારણે કાર્યનો (કારણથી) ભેદ કે અભેદ સ્પષ્ટ થતો નથી, જે (તેને આશ્રયે રહેલી) શક્તિઓ (ના કાર્યની ઉત્પત્તિ)માટે ઉપકારક છે, અને જે ભેદ અને અભેદનુ અતિક્રમણ કરીને રહેલી છે તેવી સમવાય નામે શક્તિનુ, બધા પદાર્થોના લક્ષણોથી પર રહેલ અને બધા પદાર્થોના લક્ષણોવાળો સબધ નિયમન કરે છે, એવો પૂર્વના આચાર્યોનો મત છે (૮–૧૧)

સમવાય અને સબધ વચ્ચેના તફાવતને હવે સ્પષ્ટ કરવામા આવે છે.

સત્કાર્યવાદમા કારણ જ કાર્ય બને છે, જેમકે પિડરૂપે રહેલ માટી ચોક્કસ આકાર પ્રાપ્ત કરીને ઘટ બને છે નિયત સાધનો વડે કાર્ય ઉત્પન્ન થતુ હોવાથી તેવા સાધનોમા તે તે કાર્યની ઉપલબ્ધિ થાય છે એમ સમજવુ જોઈએ ઉત્પત્તિની પહેલાં કાર્ય હોતુ નથી એવા નૈયાયિક સિદ્ધાન્તમા પણ નિયત કારણોમાં જ કાર્ય પ્રાપ્ત થાય છે, જેમકે તન્તુઓમા જ પટ પ્રાપ્ત થાય છે આવી બુદ્ધિ સમવાયને કારણે છે કાર્ય અને કારણનો ભેદ હોવા છતા નિયત કારણ સાથે કાર્ય રહે છે એ સ્થિતિ અવિનાભાવરૂપ સબધની પ્રાપ્તિ અર્થાત્ સમવાયને કારણે છે

અયુતસિદ્ધ એવાં કાર્યકારણ, અવયવ-અવયવી, ધર્મધર્મી, જાતિજાતિમાન્ અને ગુણગુણી એકબીજાથી જુદાં હોવા છતા સમવાયને કારણે તાદાત્મ્યતાને પામે છે આમ અયુતસિદ્ધિ સમવાયની ઉપાધિરૂપે સમજાય છે

પદાર્થના ઇહપ્રત્યયને અર્થાત્ કાર્યરૂપ અસ્તિત્વને અનુમાન વડે જણાવનાર સમવાય છે. સમવાયને શક્તિ કહેવામાં આવી છે. પદાર્થોનો ઉપકાર કરતી હોવાથી દ્રવ્ય, ગુણ, કર્મ વગેરેની જેમ તેને પદાર્થ કહી શકાય નહિ. તે શક્તિ હોવાથી શક્તિમાન સાથે તેનું એકત્વ કે નાનાત્વ સ્પષ્ટ થતું નથી. પદાર્થ ન હોવાથી તેને જુદા તત્ત્વરૂપે સમજવી જોઈએ; તેથી કારિકામાં તેને વિષે अन्यथैव व्यवस्थितम् । એવા શબ્દો વાપર્યા છે. સાધનરૂપ શક્તિઓને તેમના આધારોમાં યોજીને સમવાય ઉપકારક બને છે. આવા સમવાયને સંબંધ મદદરૂપ બને છે. સંબંધ બધા પદાર્થોમાં પ્રાપ્ત થતા પારતન્ત્ર્ય વિનાનો હોવાથી પદાર્થ કહી શકાશે નહિ. સમવાય જેમ અમુક ચોક્કસ તત્ત્વો દ્વારા ઉપકારને પ્રાપ્ત કરે છે તેમ સંબંધને ચોક્કસ તત્ત્વોની આવશ્યકતા નથી. સંબંધ સમવાયને અયુતસિદ્ધો સાથે જ યોજે છે. સમવાય અને સંબંધ બંનેમાં પારતન્ત્ર્ય હોવાથી સંબંધની જેમ સમવાય પણ સંબંધ કહેવાય છે. આમ સંબંધ પદાર્થ નથી, તેથી સંયોગ અને સમવાય જેને વૈશેષિકો પદાર્થ કહે છે તેને સંબંધ કહી શકાય નહિ.

पदार्थीकृत एवान्यैः सर्वत्राभ्युपगम्यते ।
संबन्धस्तेन शब्दार्थः प्रविभक्तुं न शक्यते ॥१२॥

બીજાઓ (=વૈશેષિકો વગેરે) વડે તે સંબંધને પદાર્થરૂપે સ્વીકારવામાં આવ્યો છે. તેના વડે શબ્દને અર્થથી જુદો સમજવો શક્ય નથી. (૧૨)

વૈશેષિકોએ સંયોગને ગુણ માન્યો છે અને સમવાયને, તે શક્તિરૂપ હોવા છતાં, પદાર્થ માન્યો છે. સમવાયને પદાર્થ અને સંબંધ એમ બે રીતે સમજી શકાય નહિ, કારણકે પદાર્થનો મુખ્ય ધર્મ સ્વાતંત્ર્ય છે અને સંબંધનો મુખ્ય ધર્મ પારતન્ત્ર્ય છે. આ શબ્દનો આ અર્થ છે એ પ્રમાણે શબ્દ અને અર્થનો નિયત સંબંધ સમવાયરૂપ થતો નથી.

સંયોગ દ્રવ્યો વચ્ચે હોય છે, સમવાય અયુતસિદ્ધો વચ્ચે હોય છે. આવો સિદ્ધાન્ત સમજતાં તેમને શબ્દ અને અર્થ વચ્ચેના સંબંધ તરીકે સમજી શકાય નહિ.

समवायात्स्व आधारः स्वा च जातिः प्रतीयते ।
एकार्थसमवायात्तु गुणः स्वाधार एव यः ॥१३॥

સમવાયથી શબ્દોનો આધાર અને તેમની જાતિ સમજાય છે. એક જ દ્રવ્ય (=આકાશ)માં સમવાય દ્વારા (તે શબ્દો) પોતાના આધારમાં રહેલા ગુણને જણાવે છે. (૧૩)

આકાશના વાચક શબ્દો જેવા કે આકાશ, ખ, ગગન વગેરે પોતાનો અર્થ સમવાયદ્વારા જણાવશે, કારણ કે શબ્દ આકાશનો ગુણ હોવાથી આકાશ સાથે સમવેત છે. ઘટ, પટ વગેરે શબ્દો, ઘટશબ્દત્વ વગેરે જાતિને સમવાયથી જણાવશે, કારણ કે જાતિ તેની શબ્દવ્યક્તિઓમાં સમવેત છે. શબ્દ પણ શબ્દત્વજાતિને સમવાયદ્વારા જણાવશે. આકાશમાં રહેલા મહત્ત્વ વગેરે ગુણોને મહત્ત્વ વગેરે શબ્દો એકાર્થસમવાયથી જણાવશે, કારણ કે જે આકાશમાં મહત્ત્વ વગેરે ગુણોનો સમવાય છે તે જ આકાશમાં તેના ગુણ મહત્ત્વ વગેરે શબ્દો પણ સમવેત છે. આને એકાર્થસમવાય કહે છે.

द्रव्यत्वसत्तासंयोगाः स्वान्याधारोपबन्धनाः ।
तत्प्रदेशविभागाश्च गुणा द्वित्वादयश्च ये ॥१४॥

દ્રવ્યત્વ, સત્તા અને સંયોગ તેમ જ (આકાશ સાથે અન્ય પદાર્થોના) પ્રદેશવિભાગો, દ્વિત્વાદિ ગુણો પણ, તેમના અને બીજાના આધાર સાથે જોડાયેલા છે. (૧૪)

દ્રવ્યત્વ અર્થાત્ અપર સામાન્ય અને સત્તા અર્થાત્ મહાસામાન્ય એકાર્થસમવાય દ્વારા દ્રવ્યત્વ વગેરે શબ્દો વડે સમજાય છે. તે દ્રવ્યત્વ અને સત્તા, દ્રવ્યત્વ વગેરે શબ્દોનો જે આધાર છે તે આકાશમાં, અને બીજે પૃથ્વી વગેરેમાં રહે છે. તેથી પોતાના અને અન્યના આધાર (આકાશ) વડે તેમનું નિયમન થાય છે. તે આકાશ સાથે સંબંધવાળા બીજા પદાર્થોના પ્રદેશવિભાગો અર્થાત્ સાથે રહેનાર દ્વિત્વ વગેરે ગુણો સંયોગ વગેરે સાથે એકાર્થસમવાય દ્વારા સમજાય છે.

केचित्स्वाश्रयसंयुक्ताः केचित्तत्समवायिनः ।
संयुक्तसमवेतेषु समवेतास्तथापरे ॥१५॥

કેટલાક (પદાર્થો) તેમના આશ્રયો સાથે જોડાયેલા છે; કેટલાક તેમની સાથે સમવાયવાળા છે. બીજા (રૂપત્વ વગેરે) સંયુક્ત સમવાયવાળા, (રૂપ વગેરે) સાથે સમવેત છે. (૧૫)

શબ્દો તેમના અર્થોને સમવાય કે એકાર્થસમવાય વડે જ જણાવે છે તેમ નથી, પરંતુ પોતાના સમવાયી સાથે સંયોગથી, સંયુક્તસમવાયથી અને સંયુક્તસમવેતસમવાયથી અર્થગ્રહણ કરાવે છે. રથ, ઘટ વગેરે દ્રવ્યોનો આકાશ સાથે સંયોગ છે. તે દ્રવ્યોને તેમના વાચક શબ્દો રથ, ઘટ વગેરે, સમવેતસંયોગ વડે જણાવે છે. રથ વગેરે શબ્દો આકાશ સાથે સમવેત છે. તે આકાશ રથ વગેરે પદાર્થો સાથે સંયુક્ત છે. રથ સાથે સમવેત બધા રૂપ વગેરે ગુણો અને તેમની સાથે રહેલી ક્રિયાઓને રૂપ વગેરે શબ્દો સ્વાશ્રયસંયુક્તસમવાયથી જણાવે છે. આ પ્રમાણે રૂપત્વ વગેરે સામાન્યોને રૂપત્વ વગેરે શબ્દો સ્વાશ્રયસંયુક્તસમવેતસમવાય વડે જણાવશે. આમ અનેક પ્રકારના અનિયત સંબંધો વડે શબ્દો અર્થનું પ્રતિપાદન કરે છે.

स्वाश्रयेण तु संयुक्तैः संयुक्तं विभु गम्यते ।
समवायस्य संबन्धो नापरस्तत्र दृश्यते ॥१६॥

(વિભુ દ્રવ્યવાચક દિક્, કાલ વગેરે શબ્દો વડે) પોતાના આશ્રય (આકાશ) સાથે જોડાયેલાં (પૃથ્વી, વગેરે સાથે) સંયુક્ત વિભુ (દિક્, કાલ વગેરે દ્રવ્યો સ્વાશ્રય સંયુક્ત સંયોગ સંબંધ દ્વારા) સમજાય છે. પરંતુ ત્યાં સમવાયનો બીજો સંબંધ દેખાતો નથી. (૧૬)

પહેલા પંક્તિમાં જણાવ્યા પ્રમાણે આકાશ વગેરે વિભુ દ્રવ્યો સાથે સમવેત પરમમહત્ત્વ વગેરે ગુણો અને તેમની સાથે સમવેત સામાન્ય અને વિશેષો તેમના વાચક શબ્દો વડે સ્વાશ્રયસંયુક્તસમવાય દ્વારા અને સ્વાશ્રયસંયુક્તસમવેતસમવાય દ્વારા

અભિધાન પામે છે. આમ દ્રવ્ય, ગુણ, કર્મ અને સામાન્યની પ્રતીતિનું કારણ કહેવામાં આવ્યું ઉપર પ્રમાણે વિશેષ શબ્દ સાથે સમવાયી આકાશ છે; તેની સાથે સંયુક્ત પૃથ્વી વગેરે છે. તેની સાથે સંયુક્ત દિક્ વગેરે છે, અને તેમની સાથે સમવેત વિશેષ છે.

આમ વૈશેષિકોના ૭ પદાર્થોમાંથી પાંચની પ્રતીતિની વ્યવસ્થા સમજાવવામાં આવી. સમવાય વિશે કશું કહેવામાં આવ્યું નથી. તે દ્રવ્ય નહિ હોવાથી કોઈની સાથે તેનો સંયોગ થશે નહિ. તેને જણાવવા માટે બીજો કોઈ સમવાય હોઈ શકે નહિ, અને તે સ્વરૂપમાં જ પ્રાપ્ત થનારો હોઈ સમવાય શબ્દના અર્થને જણાવવા કોઈ સંબંધ પ્રાપ્ત થશે નહિ. સરખાવો હેલારાજ: एवमत्र यथायोगं विभजनेऽपि समवायशब्दस्य स्वार्थप्रतिपादने न कश्चित्संबन्धः स्यात्समवायस्याद्रव्यत्वात्केनचित्संयोगाभावात्स्वरूपवृत्तित्वात् ।

संबन्धस्याविशिष्टत्वान्न चात्र नियमो भवेत् ।
तस्माच्छब्दार्थयोर्नैवं संबन्धः परिकल्प्यते ॥१७॥

વિશિષ્ટ સંબંધના અભાવને લીધે (શબ્દો વડે અર્થ દર્શાવવા અંગે) નિશ્ચિતતા હોઈ શકે નહિ તેથી શબ્દ અને અર્થનો આવો (સંયોગ કે સમવાય રૂપ) સંબંધ કલ્પી શકાતો નથી. (૧૭)

संबन्धस्याविशिष्टत्वात् નો એક અર્થ આ પ્રમાણે થશે. સમવાયથી જુદા સંબંધનો અભાવ હોવાથી, કોઈપણ સંબંધ વિના સમવાય શબ્દનો અર્થ પ્રાપ્ત થશે નહિ. બીજા અર્થ પ્રમાણે કોઈક સંબંધરૂપ નિમિત્ત વિના સમવાય શબ્દ જ્યારે સ્વાર્થનું અભિધાન કરે ત્યારે આવો સંબંધનિમિત્તાભાવ બધે સરખો હોવાથી બધા શબ્દો બધા અર્થો જણાવશે. દરેક શબ્દ પોતાના અર્થનું જ અભિધાન કરશે એવો નિયમ પ્રાપ્ત નહિ થાય. ત્રીજા અર્થ પ્રમાણે બધે સ્થળે સંબંધ એક સરખો પ્રાપ્ત થતો હોવાથી આકાશ શબ્દ સાથે સમવાયને કારણે ઘટ વગેરે શબ્દો પણ આકાશનું અભિધાન કરશે. બીજી રીતે કહીએ તો આકાશ શબ્દ તેના આશ્રય આકાશને સમવાયદ્વારા જણાવતો હોય તો ઘટ શબ્દ પણ તેના આશ્રય આકાશને સમવાય દ્વારા જણાવશે બંને શબ્દો છે અને આકાશમાં ગુણરૂપે છે. ઘટ વગેરે શબ્દોનો તેમના આશ્રય આકાશ સાથેનો સંયોગ પટ વગેરે શબ્દોના તેમના આશ્રય સાથેના સંયોગથી જુદો નહિ હોવાથી ઘટનો અર્થ પટ થશે અને પટનો અર્થ ઘટ થશે. આમ શબ્દાર્થ અંગે અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ પ્રાપ્ત થતાં શબ્દ અને અર્થ વચ્ચેની સંબંધવ્યવસ્થા નષ્ટ થતાં સંયોગ કે સમવાયને શબ્દાર્થ વચ્ચેના સંબંધ તરીકે સમજવો યોગ્ય નથી.

अदृष्टवृत्तिलाभेन यथा संयोग आत्मनः ।
क्वचित्स्वस्वामियोगाख्योऽभेदेऽन्यत्रापि स क्रमः ॥१८॥

(વિભુ) આત્માના (બધાં દ્રવ્યો સાથેના) સંયોગમાં (વિશિષ્ટતા ન હોવા છતાં) અદૃષ્ટના વ્યાપારને કારણે (જ) કેટલાકની સાથે સ્વસ્વામિભાવ સંબંધ હોય છે, તેથી (સંબંધ) જુદો ન હોવા છતાં, અન્ય બાબતોમાં પણ આવી જ પદ્ધતિ જણાય છે. (૧૮)

વૈશેષિક દર્શનમાં આત્મા વિભુ દ્રવ્ય છે. તેથી બધાં દ્રવ્યો સાથે તેનો સંયોગ એક સરખો હોય છે. તેમ છતાં પ્રત્યેક આત્મા સાથે નિયત ધર્મ અને અધર્મને કારણે પોતાના શરીર વગેરેમાં તેને સ્વસ્વામિભાવ સંબંધ જણાય છે, બીજાં દ્રવ્યો સાથે જણાતો નથી; તેમ અહીં પણ સંયોગ કે સમવાયરૂપ સંબંધ અવિશિષ્ટ હોવા છતાં શબ્દો તેમના અર્થો દર્શાવશે. તેથી અતિવ્યાપ્તિ થશે નહિ. હેલારાજ વૈશેષિકોની આવી વાત સ્વીકારતા નથી. તેમણે રજૂ કરેલું સમાધાન નીચે પ્રમાણે છે.

આત્માનો બધા પદાર્થો સાથેનો સંયોગ સમાન હોવા છતાં બધું આત્મનું નથી, પરંતુ શરીર વગેરે તેનાં છે; બધાં શરીર વગેરે પણ આત્માનાં નથી, કારણ કે દરેક આત્માને તેના અદૃષ્ટ પ્રમાણે શરીર પ્રાપ્ત થાય છે, તેવો નિયમ છે. તે પ્રમાણે આશ્રય સાથેનો સંબંધ કે સમવાયરૂપ સંબંધ જુદો ન હોવા છતાં બધા શબ્દો વડે બધું વાચ્ય બનતું નથી. આવો સંબંધ જે તે શબ્દોના તે તે અર્થોમાં થતા પ્રયોગદર્શનના અભ્યાસથી થનારા સંસ્કારને અધીન છે. આવા સંસ્કારવડે નિશ્ચિત બનતા સંકેતથી જેનું સ્વરૂપ કલ્પવામાં આવ્યું છે, તેવો અને પ્રયોગ, દર્શન અને અભ્યાસ વડે પ્રાપ્ત થનારો યોગ્યતા રૂપ સંસ્કાર જ શબ્દ અને અર્થનો સંબંધ થઈ શકે તો પછી કોઈ પણ નિમિત્તના નિયન્ત્રણ વિનાના સંયોગરૂપ કે સમવાયરૂપ સંબંધની શી જરૂર ?

प्राप्ति तु समवायाख्यां वाच्यधर्मातिवर्तिनीम् ।
प्रयोक्ता प्रतिपत्ता वा न शब्दैरनुगच्छति ॥१९॥

શબ્દો વડે પ્રતિપાદ્ય અર્થોના ધર્મોને ઉલ્લંઘી ગયેલ સમવાય નામે પ્રાપ્તિને ઉચ્ચારણ કરનાર કે સાંભળનાર પહોંચી શકતો નથી. (૧૯)

ગવાદિ પદાર્થો ગવાદિ શબ્દોવડે વાચ્ય બનતાં જાતિ, ગુણ, ક્રિયા વગેરે ધર્મો સાથે જોડાય છે, કારણ કે આવા ધર્મો રૂપી ઉપાધિ વિનાનાં દ્રવ્યો હોતાં નથી સમવાય ઉપાધિ વિનાનો છે. વૈશેષિકો જાતિ, ગુણ, ક્રિયા વગેરે ઉપાધિઓ સમવાયમાં સ્વીકારતા નથી. સમવાય વાચ્ય ધર્મોને ઓળંગીને રહેલો છે. તેથી વક્તા દ્વારા શબ્દ વડે તે જણાવી શકાતો નથી. આ આવું છે, આ તેવું છે એવો વાચ્યધર્મ પણ તેમાં રહેલો નથી. બોલનાર કે સાંભળનાર, સમવાયશબ્દના ઉચ્ચારણમાંથી પણ તે વાચ્યધર્મને પ્રાપ્ત કરી શકતો નથી. ઉપરાંત તેના સ્વરૂપને જણાવનાર બીજો કોઈ શબ્દ નથી. તેથી સમવાય અવાચ્ય જ છે. સામાન્ય રીતે સમવાયશબ્દ સમૂહના અર્થમાં વપરાય છે. માત્ર વૈશેષિકો જ તેને સ્વતંત્ર પદાર્થ સમજે છે.

अवाच्यमिति यद्वाच्यं तदवाच्यतया यदा ।
वाच्यमित्यवसीयेत वाच्यमेव तदा भवेत् ॥२०॥

('સમવાય સંબંધ અવાચ્ય છે' એવા વાક્યમાં). જે અવાચ્ય (એવા શબ્દ) વડે વાચ્ય છે, ને જ્યારે અવાચ્યતા વડે વાચ્ય તરીકે વ્યવહાર પામે છે ત્યારે, વાચ્ય જ બને છે. (૨૦

નૈયાયિક અહીં વાક્છલ રૂપે જણાવે છે કે જ્યારે અવાચ્યને અવાચ્ય તરીકે વાચ્ય કરવામાં આવે છે ત્યારે અર્થાત્ જણાવવામાં આવે ત્યારે તે કારણે જ તે વાચ્ય બને છે. સમવાય અવાચ્ય છે એમ કહેવું વદતોવ્યાઘાત છે.

अथाप्यवाच्यमित्येवं न तद् वाच्यं प्रतीयते ।
विवक्षितास्य यावस्था सैव नाध्यवसीयते ॥२१॥

અને વળી અવાચ્ય એવા શબ્દવડે પણ તે (સમવાય સંબંધ) વાચ્ય બનતો ન હોય એમ હોય તો તેની (અવાચ્ય શબ્દ વડે) વિવક્ષિત (અવાચ્યત્વરૂપ) અવસ્થા પણ સ્પષ્ટ થતી નથી. (૨૧)

तथान्यथा सर्वथा च यस्यावाच्यत्वमुच्यते ।
तत्रापि नैव सावस्था तैः शब्दैः प्रतिषिध्यते ॥२२॥

જેનું અવાચ્યત્વ કહેવાય છે તે, તે પ્રકારે, અન્ય પ્રકારે કે સર્વ પ્રકારે અવાચ્ય છે એમ જો હોય તો, ત્યાં પણ તે અવસ્થા તેવા શબ્દો વડે પ્રતિષેધ પામતી નથી. (૨૨)

વૈશેષિક જણાવશે કે સમવાય તેના પારતન્ત્ર્ય ધર્મને કારણે અવાચ્ય છે પણ સર્વથા અવાચ્ય નથી. ધર્મિરૂપે તેનામાં સ્વાતંત્ર્ય હોવાથી સમવાય શબ્દ વડે તે વાચ્ય બને છે. સમવાયશબ્દવાચ્યત્વ અને અવાચ્યત્વનો વિરોધ પણ નથી. આના જવાબમાં આ કારિકા છે.

જેને હેલારાજ વાકૃચ્છલ કહે છે, તે આ પ્રકારે છે. સમવાયને જ્યારે અવાચ્ય કહો છો ત્યારે અવાચ્ય શબ્દથી સમવાયનું જ કથન થાય છે. સમવાય અવાચ્ય શબ્દનો વાચ્ય બને છે. સમવાયને અવાચ્ય કહેવાનો આશય તેને સર્વ પ્રકારે અવાચ્ય જણાવવાનો નથી પરંતુ પારતન્ત્ર્ય રૂપે તે અવાચ્ય છે એમ જણાવવાનો છે. એનો અર્થ એવો થયો કે સમવાય એક વિશિષ્ટ રૂપમાં જ અવાચ્ય છે, અન્યથા વાચ્ય છે. અહીં સમવાયના એક પ્રકાર માત્રનો જ નિષેધ છે, સમવાયની સમગ્ર વાચ્યતાનો નિષેધ નથી

પરંતુ આ બરાબર નથી, કારણ કે ધર્મીનો પ્રતિષેધ ન થાય ત્યાં સુધી શબ્દ વડે માત્ર ધર્મનો પ્રતિષેધ યોગ્ય બનતો નથી. 'અમુક એક પ્રકારે અવાચ્ય છે' એમ કહેવામાં આવે તો તેનો જવાબ એ છે કે પ્રકારવાનની વાચ્યતાના પ્રતિષેધ વિના પ્રકાર માત્રનો નિષેધ થતો નથી. પ્રકારવાનના પ્રતિષેધ દ્વારા જ પ્રકારનો નિષેધ થાય છે, તેથી પારતન્ત્ર્યરૂપ સમવાયને જ્યારે અવાચ્ય કહેવામાં આવે છે, ત્યારે સમગ્ર સમવાયની અવાચ્યતા સમજવામાં આવે છે.

न हि संशयरूपेऽर्थे शेषत्वेन व्यवस्थिते ।
अव्युदासे स्वरूपस्य संशयोऽन्यः प्रवर्तते ॥२३॥

સંશયરૂપ અર્થ જ્યારે શેષરૂપે વ્યવસ્થિત થયો હોય અને સંશયના સ્વરૂપનો નિષેધ થયો ન હોય ત્યારે બીજો સંશય પ્રાપ્ત થતો નથી. (૨૩)

સંશયજ્ઞાનમાં વિષયભૂત અર્થ અનિશ્ચિત હોય છે, કારણ કે સંશયજ્ઞાન પુરુષ અને સ્થાણુ એમ બે બાબતોને સ્પર્શે છે. આ અંગે એક બીજી બાબત ધ્યાનમાં રાખવાની છે.

જ્યારે સંશયજ્ઞાન, સ્થાણુ વગેરેને વિષય બનાવીને પોતે તેના અંગરૂપે પ્રવૃત્ત થાય ત્યારે તેને માટે બીજું સંશયજ્ઞાન તેને વિષય બનાવી શકતું નથી; જો આમ થાય તો તેનો અર્થ એવો થયો કે તે શેષી અર્થાત્ સ્વતંત્ર પણ છે. આમ બની શકે નહિ કારણ કે એક જ બાબત એક સાથે શેષ અર્થાત્ પરતંત્ર અને શેષી અર્થાત્ સ્વતંત્ર બની શકે નહિ; આ બે વિરુદ્ધ ધર્મો એક સાથે રહી શકતા નથી. તેથી જેમ સંશયજ્ઞાન બીજા સંશયને સંશયનું સ્થાન બનાવે છે તેમ અવાચ્ય શબ્દ સમવાયની જ વાચ્યતાનો નિષેધ કરે છે.

यदा च निर्णयज्ञाने निर्णयत्वेन निर्णयः ।
प्रक्रम्यते तदा ज्ञानं स्वधर्मेणावतिष्ठते ॥२४॥

નિર્ણય(જ્ઞાન) જ્યારે નિર્ણીયમાન (પદાર્થ)ને વિષય બનાવીને નિર્ણય(જ્ઞાન) રૂપે પ્રવૃત્ત બને છે ત્યારે (તે નિર્ણય)જ્ઞાન સ્વધર્મમાં અવસ્થિત રહે છે. (૨૪)

કોઈક પદાર્થના સ્વરૂપનો નિશ્ચય કરવા જ્યારે નિર્ણયજ્ઞાન પ્રવૃત્ત થાય છે ત્યારે તે બીજા નિર્ણયનો વિષય બનતું નથી જ્ઞાન વિષયરૂપે પોતાના વિષય સાથે પારતન્ત્ર્યરૂપ ધર્મવાળું છે.

જ્ઞાન જ્યારે બાહ્ય પદાર્થના નિશ્ચય અંગે પ્રવૃત્ત થાય છે ત્યારે તે જ્ઞેય રહેતું નથી. તે રીતે શબ્દનું કાર્ય અર્થબોધ કરાવવાનું અર્થાત્ પદાર્થને તેની મર્યાદામાં લઈ આવવાનું છે. કોઈકને માટે તે અવાચ્ય છે એમ શબ્દો દ્વારા જણાવવું અને સાથે સાથે તે વાચ્ય બનતું નથી એમ કહેવું વદતોવ્યાઘાત થશે.

सर्वं मिथ्या ब्रवीमीति नैतद् वाक्यं विवक्ष्यते ।
तस्य मिथ्याभिधाने हि प्रक्रान्तोऽर्थोऽनुगम्यते ॥२५॥

'હું મિથ્યા બોલું છું' એવું વાક્ય (મિથ્યાકથન રૂપે) વિવક્ષિત નથી. તેમાંનું કથન મિથ્યા હોય તો, વિવક્ષિત અર્થ જણાતો નથી (૨૫)

'હું મિથ્યા બોલું છું" એવા વાક્યમાં વિવક્ષિત અર્થ મિથ્યા નથી. જો એમ હોય તો જેને મિથ્યાકથન તરીકે તે જણાવવા માગે છે તેનો બોધ થશે નહિ. હેલારાજ બીજો અર્થ આપતાં જણાવે છે કે જો આ વાક્યને અર્થપ્રતિપાદક માનવામાં આવે તો બીજાં વાક્યો પણ તે પ્રમાણે અર્થપ્રતિપાદક થશે. તેથી મિથ્યા અર્થનું પ્રતિપાદન નિષ્ફળ થશે.

न च वाचकरूपेण प्रवृत्तस्यास्ति वाच्यता ।
प्रतिपाद्यं न तत्तत्र येनान्यत्प्रतिपद्यते ॥२६॥

વાચક રૂપે પ્રવૃત્ત થયેલો શબ્દ (તે જ સમયે પોતાનો કે બીજાનો) વાચ્ય બનતો નથી. જેના વડે બીજાનું પ્રતિપાદન થાય છે તે ત્યાં (બીજાનું કે પોતાનું) પ્રતિપાદ્ય બનતું નથી (૨૬)

સંશય, નિર્ણય અને મિથ્યાકથનનાં દૃષ્ટાન્તો ઉપરથી સમજાય છે કે જે સમયે જે પ્રતિપાદક છે તે સમયે તે પ્રતિપાદ્ય થઈ શકતું નથી. શબ્દ પ્રતિપાદક છે, તેથી તે

પ્રતિપાદ્ય થઈ શકતો નથી. પ્રતિપાદન કાર્યમાં જે વાચક અર્થાત્ કર્તૃશક્તિયુક્ત છે તે તે જ. વખતે વાચ્ય અર્થાત્ કર્મશક્તિયુક્ત થઈ શકતો નથી. કર્તૃશક્તિ સ્વતંત્ર છે, કર્મશક્તિ પરતંત્ર છે. પરસ્પર વિરુદ્ધ બે બાબતો એક સમયે એક સાથે રહી શકતી નથી.

असाधिका प्रतिज्ञेति नेयमेवाभिधीयते ।
यथा तथास्य धर्मोऽपि नात्र कश्चित्प्रतीयते ॥२७॥

"(સાધ્યનિર્દેશરૂપ) પ્રતિજ્ઞા સાધનનું અંગ બનતી નથી" એવું પ્રતિજ્ઞાકથન જેમ તે કથનને જ લાગૂ પડતું નથી, તેમ આ કથન સાથે બંધ બેસતો કોઈ (અનૃતત્વરૂપ) ધર્મ પણ સમજાતો નથી. (૨૭)

સાધ્યનિર્દેશરૂપ પ્રતિજ્ઞા સાધનાંગ બનતી નથી એવું બૌદ્ધ નૈયાયિકોનું કથન છે. તેનો અર્થ એ છે કે પ્રતિજ્ઞા એટલે પુરવાર કરવાની બાબત અંગેનું કથન, પ્રમાણનું અંગ બની શકે નહિ. આ પ્રતિજ્ઞાકથન આ વાક્યને જ લાગૂ પડતું નથી. તે બીજાં કથનોને લાગુ પડે છે. તે પ્રમાણે 'હું બધું મિથ્યા બોલું છું' એવું વાક્ય તે વાક્યને જ લાગું પડતું નથી. અવાચ્ય શબ્દ પણ પોતાના અર્થની વાચ્યતાનો નિષેધ કરતો નથી.

व्यापारस्यापरो यस्मान्न व्यापारोऽस्ति कश्चन ।
विरोधमनवस्थां वा तस्मात्सर्वत्र नाश्रयेत् ॥२८॥

એક વ્યાપારનો બીજો વ્યાપાર હોતો નથી, તેથી બધે વિરોધ કે અનવસ્થાનો આશ્રય કરવો જોઈએ નહિ. (૨૮)

અવાચ્યના અભિધારૂપ વ્યાપારનો બીજો વ્યાપાર માનવાની જરૂર નથી, કારણ કે તેને માટે કશો આધાર નથી. હવે આધાર અર્થાત્ નિમિત્ત વિના વ્યાપારની કલ્પના કરવાથી અનવસ્થા પ્રાપ્ત થશે. બીજી રીતે કહીએ તો અવાચ્ય શબ્દની વાચ્યતાના નિષેધ માટે બીજા વ્યાપારની કલ્પના કરવામાં આવે તો આ બીજા વ્યાપારની વાચ્યતાના નિષેધ માટે વળી એક બીજા વ્યાપારની કલ્પના કરવી પડે, એમ આગળ ચાલ્યા જ કરે. ભર્તૃહરિનું કથન છે કે સર્વત્ર વિરોધ અને અનવસ્થાનો ત્યાગ કરવો. અર્થાત્ શબ્દ અને અર્થના સંબંધ અંગે પણ અનવસ્થાનો ત્યાગ કરવો. શબ્દ અને અર્થ વચ્ચે જે સંબંધ છે તેનો સંબંધીઓ સાથે એક સંબંધ માનવો પડે; ન માનવામાં આવે તો શબ્દ અને અર્થ વચ્ચે સંબંધની જરૂર નથી એમ થાય. હવે જો આવો સંબંધ માનવામાં આવે તો ફરીવાર એ સંબંધનો પણ સંબંધ માનવો પડે એમ અનવસ્થા પ્રાપ્ત થાય.

વાસ્તવમાં આવો અનવસ્થા દોષ કલ્પવાની જરૂર નથી, કારણ કે સંબંધ જે પોતે જ સબંધરૂપ છે તેને બીજા કોઈ સંબંધની જરૂર નથી. સરખાવો હેલારાજ : संबन्धस्य स्वयं संबन्धरूपत्वाद्रस्योपश्लेषकस्यायोगादित्यर्थः ।

इन्द्रियाणां स्वविषयेष्वनादिर्योग्यता यथा ।
अनादिरर्थैः शब्दानां संबन्धो योग्यता तथा ॥२९॥

જેમ (નેત્ર વગેરે) ઇન્દ્રિયોને પોતાના (રૂપ વગેરે) વિષયોમાં અનાદિ યોગ્યતારૂપ સંબંધ છે તેમ શબ્દોનો તેમના અર્થો સાથે અનાદિ યોગ્યતારૂપ સંબંધ છે (૨૯)

શબ્દોનો ઉચ્ચાર થતાં તેમના અર્થનો બોધ થાય છે. તેથી શબ્દમાં અર્થ દર્શાવવાની અકૃત્રિમ અને નિત્ય શક્તિ સમજાય છે. નેત્રમાં જેમ તેના રૂપને જોવાની સ્વાભાવિક શક્તિ છે. તેમ શબ્દમાં તેના અર્થને દર્શાવવાની સ્વાભાવિક શક્તિ અર્થાત્ યોગ્યતા છે. વૃદ્ધવ્યવહારથી મળતો સંકેત તે યોગ્યતાને વ્યક્ત કરે છે. શબ્દ અને અર્થનો એક બીજા ઉપર અધ્યારોપ થાય છે. શબ્દને અર્થરૂપે અને અર્થને શબ્દરૂપે સમજવામાં આવે છે. 'इयं च योग्यता शब्दानामर्थप्रतीत्यनुसारेणैव व्यवस्थापयितव्येत्यभेदेन शब्दार्थयोः प्रत्ययादध्यासफलैवावस्थितेति स एव मुख्यः संबन्धः ।'' હેલારાજ.

असाधुरनुमानेन वाचकः कैश्चिदिष्यते ।
वाचकत्वाविशेषे वा नियमः पुण्यपापयोः ॥३०॥

કેટલાક વિદ્વાનો અસાધુ શબ્દને (સાધુ શબ્દના) અનુમાન દ્વારા વાચક સમજે છે; અથવા (સાધુ શબ્દનું) વાચકત્વ (અસાધુ શબ્દના વાચકત્વથી) જુદું ન હોય તો પણ (શાસ્ત્ર વડે સાધુ અને અસાધુ શબ્દના પ્રયોગથી પ્રાપ્ત થતો) પુણ્ય અને પાપ અંગેનો નિયમ કરવામાં આવે છે. (૩૦)

શબ્દોનું વાચકત્વ હંમેશાં ગો જેવા શુદ્ધ શબ્દમાં રહેલું છે, ગાવી, ગોણી વગેરે અશુદ્ધ શબ્દોમાં તે પ્રાપ્ત થતું નથી. અશુદ્ધ શબ્દોનું વાચકત્વ આનુમાનિક છે, અર્થાત્ ગાવી, ગોણી વગેરે અસાધુ શબ્દો ગો એવા સાધુ શબ્દનું અનુમાન કરાવીને વાચક બને છે. આમ વાચકત્વ બંનેમાંથી પ્રાપ્ત થતું હોય ત્યારે વ્યાકરણશાસ્ત્ર સાધુ શબ્દનો પ્રયોગ કરવો, તેનાથી પુણ્ય થશે અને અસાધુ શબ્દનો પ્રયોગ ન કરવો, તેનાથી પાપ થશે, એવો નિયમ દર્શાવે છે.

संबन्धशब्दे संबन्धो योग्यतां प्रति योग्यता ।
समयाद्योग्यतासंविन्मातापुत्रादियोगवत् ॥३१॥

સંબંધ શબ્દ(ના પ્રતિપાદન)માં (યોગ્યતારૂપ) સંબંધ પ્રાપ્ત થાય છે, અને યોગ્યતા માટે પણ યોગ્યતા (જ) સંબંધરૂપે સમજાય છે. માતા અને પુત્રના સંબંધનું જ્ઞાન જેમ સંકેત વડે થાય છે તેમ યોગ્યતાનો બોધ (પણ) સંકેતને કારણે થાય છે. (૩૧)

શબ્દ અને અર્થ વચ્ચે સમવાયસંબંધ માનવામાં આવતાં સમવાય માટે પણ બીજા સમવાયને માનવો પડે. યોગ્યતારૂપ સંબંધને સ્વીકારતાં આ મુશ્કેલી ટળી જાય છે. સંબંધ એટલે યોગ્યતારૂપ સંબંધ. સમવાયસંબંધ દર્શાવવા માટે પણ યોગ્યતા રૂપ સંબંધ જવાબદાર બનશે અને યોગ્યતાસંબંધ દર્શાવવા માટે પણ યોગ્યતાસંબંધ પ્રાપ્ત થાય છે. વૃદ્ધવ્યવહારથી મળતો સંકેત આવી યોગ્યતાને સ્ફુટ કરે છે. "अनादिसिद्धार्थविषयव्यापारस्य शब्दस्य वृद्धव्यवहारपरंपरापर्यायात् समवायादस्वाभाविकयैव योग्यता निर्धार्यते, न तु समयमात्रादतथाभूतेऽपि तथाभावः समुचितः ।"હેલારાજ

शब्दः कारणमर्थस्य स हि तेनोपजन्यते ।
तथा च बुद्धिविषयादर्थाच्छब्दः प्रतीयते ॥३२॥

શબ્દ અર્થનું કારણ છે. તે (અર્થ) તે (શબ્દ) વડે ઉત્પન્ન થાય છે; અને વળી બુદ્ધિના વિષય બનેલા અર્થ વડે શબ્દનું જ્ઞાન થાય છે. (૩૨)

યોગ્યતારૂપ સંબંધને સમજાવ્યા પછી હવે કાર્યકારણભાવરૂપ સંબંધને સ્પષ્ટ કરે છે. વક્તાના મનમાં સંકલ્પ રૂપે રહેલ શબ્દ, સ્થાન, કરણ વગેરે વડે વ્યક્ત થઈને શ્રોતાની બુદ્ધિમાં પ્રાપ્ત થનારા અર્થનું કારણ બને છે. તેવી જ રીતે શ્રોતાની બુદ્ધિમાં પ્રાપ્ત થયેલા અર્થનું કારણ શબ્દ છે. આમ શબ્દ અને અર્થ એક બીજાના કારણ રૂપે અધ્યાસસંબંધમાં સમજાય છે.

ઉચ્ચારણ પહેલાં શબ્દ અને અર્થ વક્તાના મનમાં અભિન્નરૂપે રહેલા છે. જેને માટે વક્તાને વિવક્ષા છે તે અર્થ શબ્દ સાથે મિશ્રરૂપે છે, કારણ કે તે વખતે તે અંતઃસંજલ્પરૂપ અર્થાત્ આન્તરે શબ્દરૂપ હોય છે : સરખાવો, "न हि विवक्षितोऽर्थः शब्दसंभेदशून्यः अन्तःसन्जल्परूपस्य तस्य प्रतिभानात् ।" હેલારાજ. પશુઓનું જ્ઞાન પણ અનાદિ શબ્દભાવનાયુક્ત હોય છે, તો પછી મનુષ્યોનું તેવું હોય તેમાં શું નવાઈ ! સ્થાનકરણના વ્યાપારથી અભિવ્યક્ત બનીને અર્થરૂપ સાથે મિશ્ર બનેલો શબ્દ શ્રોતા વડે સમજાતાં ચોક્કસ અર્થનું પ્રતિપાદન કરે છે. શ્રોતા પણ તે અર્થમાં સંનિવિષ્ટ બનેલા શબ્દને તેની પોતાની દૃઢ બનેલી શબ્દભાવના વડે સમજે છે.

भोजनाद्यपि मन्यन्ते बुद्ध्यर्थे यदसंभवि ।
बुद्ध्यर्थादेव बुद्ध्यर्थे जाते तदपि दृश्यते ॥३३॥

શબ્દાર્થ બુદ્ધ્યર્થ છે એમ માનતાં ('તે ભાત ખાય છે' વગેરે વાક્યોમાં) ભોજન, (ભોક્તા, તેમનો સંબંધ) વગેરે જે અશક્ય મનાયાં છે, તે પણ (ભાત રાંધેલો છે) એવા એક બુદ્ધિપ્રતિભાસ પછી (તે ભાત ખાય છે) એવો બીજો બુદ્ધિપ્રતિભાસ થતાં, શક્ય બને છે. (૩૩)

શબ્દાર્થને બુદ્ધ્યુપારૂઢ માનતાં, ક્રિયા અને તેનાં સાધન અર્થાત્ સાધ્ય અને સાધન પણ બુદ્ધ્યુપારૂઢ થશે. તેથી 'તે ભાત ખાય છે' એવા વાક્યમાં ભોજન, ભોક્તા, તેમનો સંબંધ વગેરે બાહ્ય વ્યવહાર સિદ્ધ થશે નહિ, આવી શંકાના જવાબમાં અહીં કહેવામાં આવ્યું છે કે ઓદનના બુદ્ધિપ્રતિભાસ પછી તેના ભોજનનો બુદ્ધિપ્રતિભાસ ઉત્પન્ન થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો ઓદન એવો વિચાર મનમાં ઉત્પન્ન થતાંની સાથે તરત જ તેને ખાવાનો વિચાર પ્રાપ્ત થાય છે. આ બીજો ભોજનપ્રતિભાસ કર્મકારક રૂપે છે.

अनित्येष्वपि नित्यत्वमभिधेयात्मना स्थितम् ।
अनित्यत्वं स्वशक्तिर्वा सा च नित्यान्न भिद्यते ॥३४॥

અનિત્ય દ્રવ્યોમાં પણ અભિધેય(પ્રવાહ)રૂપે નિત્યત્વ રહેલું છે. અનિત્યત્વ (નિત્ય સત્તાની) શક્તિ જ છે અને તે નિત્ય (સત્તા)થી જુદી નથી. (૩૪)

પહેલી પંક્તિમાં શબ્દાર્થસંબંધની પ્રવાહનિત્યતાને અને બીજી પંક્તિમાં કૂટસ્થ નિત્યતાને જણાવવામાં આવી છે.

ઉચ્ચરિત ઘટ, પટ, વગેરેમાંથી અભિધેયરૂપ ચોક્કસ અર્થનું જ્ઞાન હંમેશાં થતું રહે છે. શબ્દનું બાહ્ય રૂપ પ્રધ્વંસી હોવા છતાં અભિધેય રૂપે શબ્દાર્થ નિત્ય હોવાથી અર્થવાન દ્રવ્યોનો તેમના અર્થો સાથે નિત્ય સંબંધ છે એમ મહાભાષ્ય પસ્પશાહ્નિકમાં પ્રવાહનિત્યતા સૂચવાઈ છે; સરખાવો : घटादिशब्दादुच्चरितादर्थाकारावग्रहस्य प्रत्ययस्य सदैवोपजननाद् बाह्येन रूपेण प्रध्वंसितेऽप्यभिधेयकत्वेन शब्दार्थस्य नित्यत्वान्नित्यो ह्यर्थवतामर्थैरभिसंबन्ध इति प्रवाहनित्यताश्रयेण पस्पशायामुक्तम् ।

અનિત્યતા પણ નિત્ય સત્તાની જ શક્તિ છે અને તેનાથી જુદી નથી. ઘટ, પટ વગેરે શબ્દો બધી અવસ્થાઓમાં અર્થાત્ સર્વકાળમાં ઘટ વગેરે ઉપાધિવિશિષ્ટ બ્રહ્મરૂપ કૂટસ્થનિત્ય દ્રવ્યનું જ પ્રતિપાદન કરે છે. આમ શબ્દ અને અર્થ એવા સંબંધીઓ નિત્ય હોવાથી શબ્દાર્થસંબંધ પણ નિત્ય છે.

शब्देनार्थस्य संस्कारो दृष्टादृष्टप्रयोजनः ।
क्रियते सोऽभिसंबन्धमन्तरेण कथं भवेत् ॥३५॥

(જાદુમન્ત્ર જેવા અનર્થક) શબ્દ વડે પણ અર્થનો દૃષ્ટ અને અદૃષ્ટ પ્રયોજનવાળો સંસ્કાર કરવામાં આવે છે, તે (આવા નિત્ય) સંબંધ વિના કેવી રીતે થઈ શકે? (૩૫)

ભીલ વગેરે લોકોના, સાપ, વીંછી વગેરેનું ઝેર ઉતારનારા અર્થવિનાના મન્ત્રોથી ઝેર ઉતરે છે. આવા મન્ત્રાક્ષરોનું પ્રયોજન પ્રત્યક્ષ છે. તેવી જ રીતે તંત્ર વગેરે ગૂઢ સંપ્રદાયોના મંત્રો, ઓમ્, ઐં, હ્રીં વગેરે બીજાક્ષર રૂપ શબ્દો વડે તેમના દિવંગત પિતૃઓને ઉત્તમ લોક અને પોતાને અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. અહીં અદૃષ્ટ પ્રયોજન છે. શબ્દ અને તેના અભિધેય વચ્ચે સંબંધ ન હોય તો આવું કેવી રીતે સંભવે ?

नावश्यमभिधेयेषु संस्कारः स तथाविधः ।
दृश्यते न च संबन्धस्तथाभूतो विवक्षितः ॥३६॥

અભિધેય પદાર્થોમાં, શબ્દો વડે કરાવવામાં આવતો આવા પ્રકારનો (દૃષ્ટાદૃષ્ટપ્રયોજનરૂપ) સંસ્કાર હંમેશાં જોવા મળતો નથી; અને તેવો (સંસ્કારના નિમિત્ત રૂપે રહેલો) સંબંધ વિવક્ષિત પણ નથી. (૩૬)

ઘટાદિ શબ્દોનો તેમના અર્થો સાથે દૃષ્ટાદૃષ્ટપ્રયોજનરૂપ સંસ્કાર દેખાતો નથી, તેથી તે કારણે સંબંધ સિદ્ધ થતો નથી એ બાબત અહીં જણાવવામાં આવી છે.

सति प्रत्ययहेतुत्वं संबन्ध उपपद्यते ।
शब्दस्यार्थे यतस्तत्र संबन्धोऽस्तीति गम्यते ॥३७॥

શબ્દનો અર્થમાં બોધ થવા રૂપી કારણ હોવાથી, સંબંધ પ્રાપ્ત થાય છે, તેથી (શબ્દ અને અર્થ વચ્ચે) સંબંધ છે એમ સમજાય છે. (૩૭)

ઘટાદિ શબ્દો વડે તેમના નિયત અર્થોનો બોધ થાય છે, તે બાબત જ તેમની વચ્ચે યોગ્યતારૂપ નિત્યસંબંધને પ્રમાણિત કરે છે મીમાંસકો પણ આ જ વાત કહે છે કે શબ્દનું જ્ઞાન થતાં અર્થનું જ્ઞાન થાય છે, તે કારણે સંબંધ છે એમ સિદ્ધ થાય છે. સરખાવો यच्छब्दे विज्ञातेऽर्थो विज्ञायते स संबन्धः ।

नित्येऽनित्येऽपि वाप्यर्थे पुरुषेण कथञ्चन ।
संबन्धोऽकृतसंबन्धैः शब्दैः कर्तुं न शक्यते ॥३८॥

અર્થને નિત્ય સમજવામાં આવે કે અનિત્ય, પરંતુ કોઈ વ્યક્તિ પોતાના અર્થો સાથે જેમનો સંબંધ નિશ્ચિત થયો નથી તેવા શબ્દો વડે શબ્દો અને અર્થો વચ્ચેના સંબંધને સિદ્ધ કરી શકે તેમ નથી. (૩૮)

સર્વત્ર નિત્ય જાતિ શબ્દાર્થ છે, અનિત્ય વ્યક્તિ નહિ આકાશ, કાલ, દિક્ વગેરે શબ્દોનો અર્થ નિત્ય વ્યક્તિ છે. આવી સ્થિતિમાં ઘટાદિરૂપ અનિત્ય ઉપાધિથી વિશિષ્ટ બ્રહ્મરૂપ દ્રવ્ય જ સર્વત્ર શબ્દાર્થ છે. આમ માનતાં કોઈ વ્યક્તિ સંકેત કરી શકતી નથી, કારણ કે તેની પહેલાં પણ નિત્ય દ્રવ્ય હોય છે. શબ્દ કોઈક અર્થનો વાચક છે એમ સ્વીકારતાં ભગવાન આદિપુરુષે સુથાર, કુંભાર, લુહાર વગેરેના સર્જનની સાથે સાથે તે તે વ્યક્તિઓનો તેમના વાચક શબ્દો સાથે સંકેત કર્યો. આવો સંકેત શબ્દાર્થ વચ્ચેના નિત્ય સ્વાભાવિક સંબંધને અભિવ્યક્ત કરે છે.

व्यपदेशे पदार्थानामन्या सत्तौपचारिकी ।
सर्वावस्थासु सर्वेषामात्मरूपस्य दर्शिका ॥३९॥

પદાર્થોના, શબ્દ દ્વારા બોધના નિમિત્ત રૂપે, બાહ્ય સત્તાથી જુદી ઉપચાર સત્તા રહેલી છે. તે બધી અવસ્થાઓમાં બધા પદાર્થોના સ્વરૂપને દર્શાવે છે. (૩૯)

વૈયાકરણો પદાર્થોની બે પ્રકારની સત્તા માને છે, બુદ્ધિસ્થ સત્તા અને બાહ્યસત્તા. પતંજલિના મતમાં કોઈપણ પદાર્થ સત્તા વિનાનો હોતો નથી (न सत्तां पदार्थो व्यभिचरति । મહાભાષ્ય, પા. સૂ. ૫.૨.૯૪) આમ કહેવાનું કારણ એ છે કે દરેક પદાર્થ બુદ્ધિસત્તામાં સમાવિષ્ટ હોય છે જ. આ બુદ્ધિનિષ્ઠ સત્તાને ઉપચાર સત્તા કહે છે. ભાષ્યકાર પતંજલિ ઉપચાર-સત્તા અર્થાત્ બૌદ્ધીસત્તા માટે ભૂતભવિષ્યત્સત્તા શબ્દ પણ વાપરે છે, અને બાહ્યસત્તા માટે સંપ્રતિસત્તા શબ્દ વાપરે છે. ઉપર નિર્દેશેલા સૂત્ર અને તેના ભાષ્ય ઉપરથી સમજાય છે કે પતંજલિને બે પ્રકારની સત્તા માન્ય હતી. ભર્તૃહરિ બાહ્યસત્તાને મુખ્ય સત્તા કહે છે અને બૌદ્ધીસત્તાને ઔપચારિકી અથવા ઉપચારસત્તા કહે છે. કૈયટ (મહાભાષ્ય, પૃ.૨ ૯૪), સંપ્રતિસત્તા, વર્તમાનસત્તા અને બાહ્યસત્તા આ બધાને એકસરખાં ગણે છે. ઉપચારસત્તા ભૂત અને ભવિષ્ય કાળમાં અર્થરૂપ દર્શાવે છે. અતીત, અનાગત વગેરે શબ્દોનો પણ અર્થ પ્રાપ્ત થતો હોવાથી સંબંધની નિત્યતા પ્રાપ્ત થાય છે. વિશેષણવિશેષ્ય અવસ્થામાં પણ આ ઉપચારસત્તા છે આમ ન હોય તો વિશિષ્ટ અને નિર્ભાગ પદાર્થોના બંશોનું જ્ઞાન કેવી રીતે થાય? શશવિષાણ, અલાતચક્ર, વન્ધ્યાપુત્ર વગેરે શબ્દો પણ આ ઉપચારસત્તાને કારણે, બાહ્ય અભિધેય અસત્ય હોવા છતાં, બુદ્ધિ વડે નિરૂપિત બનતા હોવાથી, અર્થ સાથે તેમનો નિત્યસંબંધ સમજાય છે. આમ ભૂતભવિષ્યત્સત્તા એટલે બૌદ્ધી અર્થાત્ ઉપચારસત્તા અને વર્તમાન સત્તા એટલે સંપ્રતિસત્તા અર્થાત્ બાહ્યસત્તા.

स्फटिकादि यथा द्रव्यं भिन्नरूपैरुपाश्रयैः ।
स्वशक्तियोगात्संबन्धं तादूप्येणोपगच्छति ॥४०॥

तद्वच्छब्दोऽपि सत्तायामस्यां पूर्वं व्यवस्थितः ।
धर्मैरुपैति संबन्धमविरोधिविरोधिभिः ॥४१॥

સ્ફટિક વગેરે (સ્વચ્છ) પદાર્થ જુદાં જુદાં દ્રવ્યો સાથે સંબંધને પામીને, જુદાં જુદાં સ્વરૂપો પ્રાપ્ત કરવાની તેમની શક્તિઓને કારણે, એકરૂપ થતાં હોય તેવાં જણાય છે; તેમ શબ્દ પણ આ ઉપચાર સત્તામાં પહેલાં આરૂઢ બનીને વિરોધી અને અવિરોધી ધર્મો સાથે સંબંધ પામે છે. (૪૦-૪૧)

ભર્તૃહરિનો સિદ્ધાન્ત છે કે શબ્દાર્થ મુખ્યરૂપે બૌદ્ધ અર્થાત્ બુદ્ધ્યારૂઢ છે. આવી સ્થિતિમાં નિયત સ્વરૂપવાળા એક જ દ્રવ્યના વિરોધી અને અવિરોધી એવા બે પ્રકારના ધર્મો બાહ્ય સત્તામાં હોઈ શકે નહિ, તે તો બૌદ્ધીસત્તામાં જ હોઈ શકે. ઘટ, પટ વગેરે પદાર્થો બાહ્ય સત્તામાં ભાવાત્મક હોય છે; બાહ્યરૂપે અર્થાત્ બાહ્યસત્તામાં અભાવાત્મક હોઈ શકે નહિ. એથી વિરુદ્ધ ઔપચારિક અર્થાત્ બૌદ્ધીસત્તામાં પદાર્થો ભાવાત્મક તેમજ અભાવાત્મક હોઈ શકે. સ્ફટિક વગેરેની પાસે, લાલ, કાળાં, પીળાં ફૂલ જેવાં જુદા જુદા રંગનાં દ્રવ્યો મૂકવામાં આવ્યાં હોય તો તે તેમની સાથે તદ્રૂપ થઈ જાય છે. તે પ્રમાણે ઔપચારિક સત્તામાં વ્યવસ્થિત બનતો શબ્દાર્થ બધા વિરોધી અને અવિરોધી ધર્મો સાથે સંબંધ પ્રાપ્ત કરે છે. તદ્રૂપ થનાર સ્ફટિક વગેરે દ્રવ્યો પોતાના રૂપનો ત્યાગ કરતાં નથી, તે તદ્રૂપ થાય છે એવો આભાસ થાય છે. તે પ્રમાણે ઉપચારસત્તા પણ વિરોધી અને અવિરોધી ધર્મોવાળા પદાર્થો સાથે સંબંધને પામી હોય તેવો આભાસ ઉત્પન્ન થાય છે. ઘડો છે એમ કહેતાં બૌદ્ધીસત્તા પોતાના સ્વરૂપનો ત્યાગ કરીને અસ્તિરૂપમાં પરિણામ પામે છે; અથવા ઘડો નથી એમ કહેતાં બૌદ્ધીસત્તા સ્વરૂપનો ત્યાગ કરીને નાસ્તિરૂપમાં પરિણામ પામે છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે છે, નથી, એવા ધર્મો, જે વાસ્તવમાં બાહ્યસત્તાના ધર્મો છે તે ઉપચારસત્તા સાથે વાસ્તવિક સંબંધને પ્રાપ્ત કરતા નથી; પરન્તુ તેમનો સબંધ માત્ર આભાસિક છે. બીજી રીતે કહીએ તો તેમનો સંબંધ સત્તા-સામાન્ય સાથે છે. ઉપચારસત્તા, સત્તાસામાન્ય હોવાથી ભાવાભાવસાધારણ છે. બાહ્ય-સત્તા અભાવાત્મક ધર્મો સાથે સંબંધમાં આવતી નથી, પરંતુ ઉપચાર સત્તા ભાવાત્મક અને અભાવાત્મક એમ બંને પ્રકારના ધર્મો સાથે અન્વિત બને છે.

एवं च प्रतिषेध्येषु प्रतिषेधप्रक्लृप्तये ।
आश्रितेषूपचारेण प्रतिषेधः प्रवर्तते ॥४२॥

આ પ્રમાણે પ્રતિષેધ શક્ય બને તે માટે પ્રતિષેધ્ય વિષયોમાં અધ્યારોપ વડે, પ્રતિષેધની પ્રવૃત્તિ થાય છે. (૪૨)

છે (अस्ति), નથી (नास्ति), ઉત્પન્ન થાય છે (जायते) વગેરે શબ્દવ્યવહારો ઉપચાર-સત્તાને કારણે છે. અભાવાત્મક અબ્રાહ્મણ વગેરે વિરોધી ધર્મો માત્ર ઉપચાર સત્તામાં જ શક્ય છે. બાહ્ય સત્તા સત્ હોવાથી, અભાવ અર્થાત્ અસત્ત્વ દર્શાવવા, અબ્રાહ્મણ શબ્દથી

પ્રયોજાતો બ્રાહ્મણત્વનો વિરોધ, બાહ્ય સત્તામાં પ્રાપ્ત થશે નહિ. બાહ્ય સત્તા અભાવની વિરોધી છે. હવે જો 'બ્રાહ્મણ' શબ્દથી બાહ્ય સત્તામાં રહેલ બ્રાહ્મણ સમન્વય તો અબ્રાહ્મણ પદનો પ્રયોગ થશે નહિ; કારણ કે તેનો અભાવ ન હોવાથી અભાવ અર્થમાં નઞ્નો પ્રયોગ થશે નહિ. હવે જો બ્રાહ્મણ પદની બાહ્ય સત્તા માનવામાં ન આવે તો બાહ્ય સત્તામાં રહેલ બ્રાહ્મણના અભાવમાં બ્રાહ્મણ શબ્દનો પ્રયોગ થશે નહિ, તેથી જો અબ્રાહ્મણ એવો પ્રયોગ કરવામાં આવે તો નઞ્ દર્શાવતો પ્રત્યય કોનો નિષેધ કરશે, કારણ કે બ્રાહ્મણની બાહ્ય સત્તા માની નથી ? આમ બાહ્ય સત્તાના અનુસંધાનમાં નઞર્થ અસંભવ છે; સરખાવો : પ્રમાણવાર્તિક ૪.૨૨૬. सतां च न निषेधोऽस्ति सोऽसत्सु न विद्यते ।

जगत्यनेन न्यायेन नञर्थः प्रलयं गतः ॥

શબ્દાર્થને જો બૌદ્ધ અથવા ઉપચાર સત્તાવાળો માનવામાં આવે તો અબ્રાહ્મણ વગેરે પ્રયોગ પ્રાપ્ત થશે, કારણ કે ઉપચારસત્તા સત્તાસામાન્યરૂપ અને ભાવાભાવ-સાધારણ છે, તેથી અસ્ત્યર્થ અને નઞર્થનો ઉપચાર સત્તામાં સમાવેશ કરવામાં કશો વાંધો આવતો નથી; સરખાવો હેલારાજ: यदि पुनरयं निवृत्तपदार्थको ब्राह्मणशब्दः किमर्थं प्रयुज्यते । एवं यथा विज्ञायेते, नेति ह्युक्ते सन्देहः स्यात् कस्य पदार्थो निवर्तेत इति । મહાભાષ્ય ૨.૨.૬) अत्र सर्वथा निवृत्तार्थत्वे प्रयोग एव न स्यादिति बाह्यार्थापेक्षयैव निवृत्तपदार्थकत्वम् । उपचारसत्तापेक्षया तु प्रयोग इति स्फुटमुक्तं भवति ।

आत्मलाभस्य जन्माख्या सता लभ्यं च लभ्यते ।
यदि सञ्जायते कस्मादथासञ्जायते कथम् ॥४३॥

અનુત્પન્ન પદાર્થની સ્વરૂપપ્રાપ્તિનું નામ જન્મ છે. અસ્તિત્વમાં આવેલા વડે પ્રાપ્યને પ્રાપ્ત કરવામાં આવે છે. જો (તે) અસ્તિત્વમાં હોય તો શા માટે તે જન્મે છે (અને) જો તે અસ્તિત્વમાં ન હોય તો તે કેવી રીતે જન્મ પામે? (૪૩)

પોતાની ઉત્પત્તિની પહેલાં અસત્ અથવા અસત્પ્રાય પદાર્થની સ્વરૂપપ્રાપ્તિને તેનો જન્મ કહેવાય છે. 'અંકુર ઉત્પન્ન થાય છે', એ ઉદાહરણમાં અસ્તિત્વમાં આવેલ અંકુર અંગે લબ્ધા અર્થાત્ કર્તા, લભ્ય અર્થાત્ લાભકર્મ અને લાભ એટલે લાભક્રિયા એમ ત્રણનો બોધ થાય છે. આ ત્રણને જો સત્કાર્યના અનુસંધાનમાં સમજવામાં આવે તો તેના જન્મનો વિરોધ થશે, કારણકે જેનું અસ્તિત્વ છે, તેનો જન્મ હોતો નથી. બાહ્યસત્તાવાળા અર્થને જ જો શબ્દાર્થ સમજવામાં આવે તો અંકુર ઉત્પન્ન થાય છે એવો વ્યવહાર થઈ શકશે નહિ, કારણ કે, જે રૂપે અસ્તિત્વ છે તે જ રૂપે જન્મ હોતો નથી અને જેના વડે જન્મ છે તેના વડે અસ્તિત્વ નથી. સ્વરૂપપ્રાપ્તિરૂપ જન્મક્રિયા, ગમનક્રિયાના જેવી છે. ગમનમાં ગન્તા, ગન્તવ્ય વગેરે બાહ્ય સત્ છે. તે પ્રમાણે સ્વરૂપપ્રાપ્તિમાં પ્રાપ્તિક્રિયા, પ્રાપ્તિક્રિયાનો કર્તા (અંકુર) અને પ્રાપ્તવ્ય સ્વરૂપ, બાહ્ય સદ્વિષયક હોવાં જરૂરી છે.

વૈયાકરણસિદ્ધાન્તમાં બે સત્તાઓ માનવામાં આવી છે; બાહ્યસત્તા અને ઉપચાર-સત્તા. અન્ય પ્રમાણ કે પ્રમાણો દ્વારા બાહ્ય સત્તાનું અસ્તિત્વ પ્રમાણિત બનતું હોય તો વૈયાકરણોને તે સ્વીકાર્ય છે; પરંતુ શબ્દાર્થને તેઓ બાહ્યસત્તામાં નહિ પરંતુ બુદ્ધિસત્તા અર્થાત્ ઉપચારસત્તામાં સન્નિવિષ્ટ સમજે છે.

सतो हि गन्तुर्गमनं सति गम्ये प्रवर्तते ।
गन्तृवच्चेन्न जन्मार्थो न चेत्तद्वन्न जायते ॥४४॥

જનારી વ્યક્તિનું અસ્તિત્વ હોય અને જવાનું સ્થળ પણ હોય તો જવા રૂપી ક્રિયા પ્રવર્તે છે. જનારના જેવો જન્મનાર સિદ્ધ હોય તો તે જન્મી શકતો નથી અને જો તે જન્મનાર જનારના જેવો ન હોય તો જન્મ જ થતો નથી. (૪૪)

શબ્દાર્થ ભાવાત્મક હોય કે અભાવાત્મક પરંતુ હંમેશાં તે બુદ્ધિસત્તા અર્થાત્ ઉપચાર સત્તામાં સન્નિવિષ્ટ રહે છે. ન્યાય, વૈશેષિક વગેરે અસત્કાર્યવાદીઓ અને સત્કાર્યવાદી સાંખ્યો બાહ્ય અર્થને શબ્દાર્થ માને છે. હેલારાજ આનો ઉત્તર આપતા જણાવે છે કે સત્કાર્યપક્ષમા પણ શબ્દાર્થને બૌદ્ધ સમજવો પડશે, કારણ કે બાહ્યાર્થને શબ્દાર્થ માનવાથી સત્કાર્યવાદમાં જન્મ સમજાતો નથી. અસત્કાર્યવાદમાં તો જન્મની અનુપપત્તિ છે જ.

उपचर्य तु कर्तारमभिधानप्रवृत्तये ।
पुनश्च कर्मभावेन तां क्रियां च तदाश्रयाम् ॥४५॥

अथोपचारसत्तैवं विधेयास्तत्र लादयः ।
जन्मना तु विरोधित्वान्मुख्या सत्ता न विद्यते ॥४६॥

(અંકુર ઉત્પન્ન થાય છે એવા વ્યવહારમાં અંકુર એવા) અભિધાનની પ્રવૃત્તિ માટે તેને કર્તા રૂપે કલ્પીને, પછી તે (કર્તા)ને કર્મ તરીકે કલ્પીને અને તેમાં (અંકુરજનનરૂપી) ક્રિયાની કલ્પના કરીને ઉપચારસત્તાનો સ્વીકાર પ્રાપ્ત થાય છે. ત્યાં (ક્રિયાપદના) લકાર વગેરે પ્રત્યયો યોજવા જોઈએ. જન્મ સાથે વિરોધી હોવાથી, મુખ્યસત્તાનું અસ્તિત્વ નથી. (૪૫-૪૬)

શાબ્દ વ્યવહારમાં કર્મ અને કર્તાની જેમ ક્રિયા પણ ઉપચરિત હોય છે. ક્રિયાનો આશ્રય કર્તા અથવા કર્મ છે. કર્તા ઉપચરિત હોય તો ક્રિયા પણ ઉપચરિત હોય. તેથી 'અંકુર ઉત્પન્ન થાય છે' (अङ्कुरः जायते ।) એવા શબ્દોના વપરાશમાં અંકુર એવા શાબ્દિક અભિધાન માટે પહેલાં ઉપચારસત્તામાં કર્તાની કલ્પના થાય છે, પછી કર્મની અને ક્રિયાની પણ કલ્પના થાય છે. આ ઉપચરિત કર્તા અને કર્મમા લકાર વગેરેનું વિધાન કરવામાં આવ્યું છે. મુખ્ય સત્તા જન્મ સાથે વિરોધી હોવાથી તેનું અસ્તિત્વ નથી.

आत्मानमात्मना बिभ्रदस्तीति व्यपदिश्यते ।
अन्तर्भावाच्च तेनासौ कर्मणा न सकर्मकः ॥४७॥

(પોતાના) સ્વરૂપને સ્વરૂપ વડે જ ધારણ કરનાર તે 'છે' એમ કહેવાય છે. (આત્મધારણરૂપ) કર્મનો (તે 'છે'માં) અંતર્ભાવ થવાથી તે (થવું-अस्) ધાતુ સકર્મક નથી. (૪૭)

૭ ભાવવિકારોમાંના જન્મે છે (जायते) પછી છે(अस्ति)નું અભિધાન પણ ઉપચાર-

સત્તામાં જ થાય છે. અસ્તિત્વ એટલે આત્માને અર્થાત્ પોતાને ધારણ કરવું. અહીં ધારણ ક્રિયાનો કર્તા અને કર્મ એક જ છે. આવું એકત્વ મુખ્ય સત્તામાં સંભવિત નથી. સ્વતંત્ર કર્તા અને પરતંત્ર કર્મ, બંને વિરુદ્ધ ધર્મો, એક સાથે મુખ્ય સત્તામાં રહી શકતા નથી. સામાન્ય રીતે નિયમ એવો છે કે જે કર્મ ધાત્વર્થમાં સમાવિષ્ટ થાય છે તે ધાતુની સકર્મકતા પ્રયોજતું નથી. ધાત્વર્થનું અંગ બનનારું કર્મ ધાત્વર્થના ગ્રહણથી જ સમજાય છે. 'તેથી જન્મે 'છે.' (जायते) અને છે (अस्ति) એવો ક્રિયાઓનો આત્મલાભ અને આત્મધારણ એવો અર્થ હોવા છતાં તે સકર્મક જ છે.

છે (अस्ति) અને જન્મે છે (जायते) ના અર્થમાં આત્મરૂપ કર્મ અંતર્હિત છે, પરંતુ ધારણ અને લાભમાં તેમ હોતું નથી. તેથી 'છે' (अस्ति) અને 'ધારણ કરે છે' (धारयति) ક્રિયાઓ ભિન્ન છે. એ પ્રમાણે जायतेમાં જન્મક્રિયા અને लभ्यतेમાં લાભક્રિયા પણ સર્વથા જુદી છે.

प्राक् च सत्ताभिसंबन्धान्मुख्या सत्ता कथं भवेत् ।
असंश्च नास्तेः कर्ता स्यादुपचारस्तु पूर्ववत् ॥४८॥

સત્તા સાથેના સંબંધની પહેલાં મુખ્ય સત્તા કેવી રીતે પ્રાપ્ત થાય? જેનું અસ્તિત્વ નથી તે અસ્તિત્વનો કર્તા થઈ શકે નહિ; પરંતુ પહેલાંની જેમ સત્તા ઉપચારરૂપે સમજાય છે. (૪૮)

યાસ્ક જણાવે છે કે આખ્યાત સાધ્યરૂપમાં ભાવનું અભિધાન કરે છે. 'રાંધે છે' (पचति) શબ્દથી પાકક્રિયાની શરૂઆતથી અંત સુધીની પાકક્રિયા જણાવવામાં આવે છે. તેમાં પૌર્વાપર્ય પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે છે' (अस्ति) પદથી અસ્તિત્વનો બોધ સાધ્યરૂપમાં પૌર્વાપર્ય સાથે થાય છે. અંકુર છે' (अङ्कुरः अस्ति)માં अस्ति પદથી અંકુરની સાધ્યાવસ્થા સમજાય છે. તેથી अस्ति ક્રિયાનો કર્તા સિદ્ધાવસ્થાવાળો હોતો નથી. અહીં પ્રતીત થનારી સત્તા સાધ્ય અને સાધન એમ બે રીતે સમજાય છે. મુખ્ય સત્તામાં આમ બનતું નથી. જે હજુ સત્તાનો અનુભવ કરવાની સ્થિતિમાં છે તે કેવી રીતે સિદ્ધ બની શકે? સિદ્ધ થયેલો સાધ્ય ન થઈ શકે. તેથી 'અંકુર ઉત્પન્ન થાય છે (अङ्कुरो जायते।)ની જેમ 'અંકુર છે' (अङ्कुरः अस्ति) એવો પ્રયોગ ઉપચારસત્તામાં પ્રાપ્ત થાય છે.

યાસ્કે છ ભાવવિકારો રજૂ કર્યા છે; ભર્તૃહરિ, अस्ति, नास्ति અને जायते એવા ત્રણ ધર્મો ઉપચારસત્તામાં દર્શાવીને ત્રણ ભાવવિકારોનો તેમાં અન્તર્ભાવ કરે છે. વિનાશ અભાવમાં અંતર્ગત છે. વૃદ્ધિ અને પરિણામ અને ઉપક્ષય વિનાશમાં અન્તર્ગત છે.

શબ્દાર્થ ઉપચારસત્તામાં જ સમાવિષ્ટ બને છે. આ ઉપચારસત્તા ઘટ, પટ વગેરે ભિન્ન પદાર્થોમાં સમાન હોવાથી સર્વત્ર એકરૂપે વ્યાપ્ત છે, એટલું જ નહિ, પરંતુ બાહ્યસત્તાના વિરોધી અબ્રાહ્મણ જેવા પ્રયોગો શબ્દવ્યવહારોમાં પણ વ્યાપ્ત બને છે. આમ ઉપચાર સત્તા પદાર્થમાત્રમાં રહેલી છે.

तस्माद्भिन्नेषु धर्मेषु विरोधिष्वविरोधिनीम् ।
विरोधिख्यापनायैव शब्दैस्तैस्तैरुपाश्रिताम् ॥४९॥

अभिन्नकालामर्थेषु भिन्नकालेष्ववस्थिताम् ।
प्रवृत्तिहेतुं सर्वेषां शब्दानामौपचारिकीम् ॥५०॥

एतां सत्तां पदार्थो हि न कश्चिदतिवर्तते ।
सा च संप्रतिसत्ताया. पृथग्भाष्ये निदर्शिता ॥५१॥

તેથી પરસ્પર ભિન્ન અને વિરોધી ધર્મોમાં પણ અવિરોધી, પરસ્પર વિરોધી (કર્તા, કર્મ વગેરે સાધનો)ને જાહેર કરવા માટે પ્રયોજાયેલા તે તે શબ્દો વડે આશ્રિત, કાલની ભિન્નતા વિનાની (હોવા છતાં) ભિન્ન કાલવાળા પદાર્થોમાં રહેલી, અને બધા શબ્દોની પ્રવૃત્તિના કારણરૂપ જે ઔપચારિકી સત્તા છે તેને કોઈ (ક્રિયા કે કારકરૂપ) પદાર્થ ઉલ્લંઘતો નથી. બાહ્ય સત્તાથી તે જુદી છે એમ ભાષ્યમાં પણ જણાવવામાં આવ્યું છે. (૪૯–૫૧)

ઉપચારસત્તાનો સબંધ વર્તમાન, ભૂત અને ભવિષ્યના પદાર્થો સાથે પણ છે. આવા પદાર્થોનું બુદ્ધિમાં નિરૂપણ થયા પછી શબ્દદ્વારા પ્રતિપાદન થાય છે. તેથી બધા શબ્દોની પ્રવૃત્તિનું નિમિત્ત ઉપચારસત્તા છે, બાહ્યસત્તા નહિ. વાક્યમાં ક્રિયાકારકભાવ ઉપચારસત્તાને અધીન છે, બાહ્યસત્તાને અધીન નથી. ક્રિયાવાચક આખ્યાત અને કારકવાચી સુબન્તોનો સંબંધ બાહ્ય સત્તા સાથે નથી પરંતુ ઉપચારસત્તા સાથે છે. સર્વથા અસત્ એવાં શશવિષાણ, આકાશકુસુમ વગેરે પણ ઉપચારસત્તામાં જ સંનિવિષ્ટ બને છે. તેથી જ ભાષ્યકારે કહ્યું છે કે કોઈ પદાર્થ સત્તાનું અતિક્રમણ કરતો નથી (न सत्तां पदार्थो व्यभिचरति । पा. सू. ५ २ ९४) આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે બુદ્ધિસત્તા અર્થાત્ ઉપચારસત્તામાં સમાવિષ્ટ અર્થ જ શબ્દાર્થ છે.

વૈયાકરણો શબ્દને પ્રમાણ માનનારા છે. તેમને મતે અર્થ બાહ્ય અર્થરૂપે નથી, પરંતુ બૌદ્ધ અર્થરૂપે છે. તેથી સમગ્ર વાગ્વ્યવહારનો આધાર બૌદ્ધ સત્તા પર છે. પરંતુ બૌદ્ધ અર્થ હમેશાં અર્થકાર્ય માટે સમર્થ હોતો નથી, તેથી અર્થકાર્ય માટે બૌદ્ધસત્તાથી જુદી બાહ્ય સત્તાનો સ્વીકાર વૈયાકરણોએ કર્યો છે. મહાભાષ્યકાર આ બાહ્યસત્તાને સંપ્રતિસત્તા કહે છે. સરખાવો હેલારાજ : तदेवमुपचारसत्तायां समर्पितभावानां बाह्यानामर्थानामतीतादिभावेन प्रत्यायनाद् यथार्थ एव शाब्दो व्यवहार इति सबन्धनित्यत्वमुपपादितम् ।

प्रदेशस्यैकदेशं वा परतो वा निरूपणम् ।
विपर्ययमभावं वा व्यवहारोऽनुवर्तते ॥५२॥

(પૂર્ણ તત્ત્વના એક) પ્રદેશના એક ભાગને, અથવા જાતિ વડે (કરવામાં આવતા) બાહ્ય નિરૂપણને, (વસ્તુતત્ત્વથી) વિપરીત અર્થને અથવા અભાવને (શબ્દ)–વ્યવહાર અનુસરે છે. (૫૨)

અહીં વૈયાકરણો, સંસર્ગદર્શનવાદીઓ (વૈશેષિકો), વિજ્ઞાનવાદીઓ અને શૂન્યવાદીઓના મતોને રજૂ કર્યા છે.

સમગ્ર શબ્દવ્યવહાર જગતમાંના અનેકત્વને સ્વીકારીને પ્રવૃત્ત થાય છે. આવા નાનાત્વની પેલે પાર રહેલ અદ્વૈતતત્ત્વ શબ્દો દ્વારા વ્યવહાર્ય નથી. અદ્વૈત દર્શનમાં પારમાર્થિક દૃષ્ટિએ વિચારતાં નાનાત્વવાળો શબ્દવ્યવહાર ઉત્પન્ન થતો નથી. વ્યાવહારિક દૃષ્ટિથી વિચારતાં શબ્દ, પરમતત્ત્વની અસત્ય ઉપાધિઓ, જેને ભર્તૃહરિ પ્રદેશ કહે છે, તેને રજૂ કરે છે. ઘટ, પટ, વગેરે શબ્દો પણ શબ્દતત્ત્વની ઉપાધિઓ અર્થાત્ પ્રદેશોને પણ પૂર્ણ રીતે રજૂ કરી શકતા નથી, પરંતુ તેમના એકદેશ અર્થાત્ એકાંશને રજૂ કરે છે. દ્રવ્યને ગુણસમુદાય માનીએ કે પતંજલિના મતે ગુણસંદ્રાવ માનીએ (મહાભાષ્ય પા સૂ ૪.૧.૩) પણ હેલારાજ તેને માત્રાકલાપ કહે છે. ઘટ કે પટ શબ્દ આવા માત્રાકલાપનું સંપૂર્ણ અભિધાન કરી શકતો નથી. આ પ્રકારના અદ્વૈત દર્શનને ભર્તૃહરિ અને હેલારાજ અનુસરે છે

સંસર્ગવાદી વૈશેષિકોના સિદ્ધાન્ત પ્રમાણે સર્વ શબ્દવ્યવહાર જાતિ, ગુણ વગેરે પર ઉપાશ્રયો દ્વારા નિષ્પન્ન થાય છે, જેમકે 'ગાય' પોતાની મેળે ગાય પણ નથી અને 'અગાય' પણ નથી. ગાય એટલા માટે ગાય છે' કે ગોત્વ સાથે તેનો સંસર્ગ છે. આમ ગોત્વ રૂપી ઉપાશ્રયો વડે ગોનો બોધ થાય છે (संसर्गदर्शने स्वतो गौर्न गौर्नाप्यगौः गोत्वाभिसंबन्धाद्गौरिति बाह्यरूपं साक्षाद् व्यवहार्यमेव द्रव्यं परोपधीयमानरूपविशेषं व्यवहारमनुपतति ।

ત્રીજા પક્ષમાં શબ્દવ્યવહાર ભેદરહિત બ્રહ્મને અનેક ઉપાધિઓવાળા ભેદવાન્ તત્ત્વરૂપે જાહેર કરે છે. આ થયો તત્ત્વનો વિપર્યય. પરમાર્થરૂપે વિજ્ઞાન એકાત્મ છે. શબ્દવ્યવહાર તેને ઘટ, પટ વગેરે બાહ્ય પદાર્થોના વિપર્યયથી જણાવે છે.

ચતુર્થ પક્ષમાં સર્વથા અવિદ્યમાન અર્થને પણ શબ્દદ્વારા જણાવવામાં આવે છે. ઘટ, પટ વગેરેની સત્તા છે જ નહિ તેમના અભાવને જ શબ્દદ્વારા જણાવવામાં આવે છે.

આ ચારેય પક્ષોમાં ઘટ, પટ વગેરે શબ્દ વડે અર્થનું અભિધાન વસ્તુતત્ત્વને અનુસરતું નથી. શબ્દવડે અર્થનું જે સ્વરૂપ પ્રાપ્ત થાય છે તે કાતો પૂર્ણતત્ત્વના પ્રદેશનો અંશમાત્ર હોવાથી, અથવા વિપર્યયરૂપે હોવાથી અથવા અન્યદ્વારા નિરૂપાતું હોવાથી યથાર્થ નથી આમ શબ્દ અને સત્તારૂપ પદાર્થ વચ્ચેનો સંબંધ યથાર્થ, યોગ્યતા રૂપ અથવા નિત્ય નથી.

यथेन्द्रियस्य वैगुण्यान्मात्राध्यारोपवानिव ।
जायते प्रत्ययोऽर्थेभ्यस्तथैवोद्देशजा मति. ॥५३॥

જેમ (નેત્ર વગેરે) ઇન્દ્રિયોના દોષને કારણે પદાર્થોનું દર્શન જાણે અન્ય પદાર્થોના અધ્યારોપવાળું ઉત્પન્ન થાય છે, તેવું જ શબ્દો વડે પ્રાપ્ત થતું (પદાર્થ) જ્ઞાન છે. (૫૩)

નેત્ર વગેરે ઇન્દ્રિયો જો દોષયુક્ત હોય તો પદાર્થનું વાસ્તવિક રૂપ જણાતું નથી. શબ્દો વડે અર્થનો બોધ દોષયુક્ત ઇન્દ્રિયો જેવો છે. જેમ કમળાથી પીડાતો માણસ સફેદ શંખને પીળો જુએ છે અર્થાત સફેદ શંખ ઉપર પીળા શંખનો અધ્યારોપ કરે છે તેમ શબ્દો પણ પદાર્થના વાસ્તવિક રૂપને દર્શાવવાને બદલે અન્ય રૂપને જણાવે છે. उद्देशजा मतिः । એટલે શબ્દો વડે પ્રાપ્ત થતું જ્ઞાન જેના વડે અર્થનું પ્રતિપાદન થાય તે ઉદ્દેશ અર્થાત્ શબ્દ उद्दिश्यते प्रतिपाद्यते अर्थः येन इति उद्देशः ।

अकृत्स्नविषयाभासं शब्दः प्रत्ययमाश्रितः ।
अर्थमाहात्म्यरूपेण स्वरूपेणानिरूपितम् ॥५४॥

શબ્દ, પદાર્થના અપૂર્ણ આભાસને રજૂ કરનારા જ્ઞાનનો આશ્રય કરે છે અને પોતાના સ્વરૂપ વડે નિરૂપિત નહિ થયેલા પદાર્થને અન્યરૂપે રજૂ કરે છે. (૫૪)

શબ્દોમાં પૂર્ણ તત્ત્વનું નિરૂપણ કરવાનું સામર્થ્ય નથી. વૈયાકરણો હમેશાં માને છે કે શબ્દો બાહ્ય પદાર્થ અર્થાત્ સમ્પ્રતિ સત્તાનું નિરૂપણ કરતા નથી, પરંતુ બૌદ્ધ વસ્તુ-તત્ત્વને જણાવે છે. આમ બૌદ્ધ અર્થ જેને વિકલ્પ કહેવામાં આવ્યો છે, તે શબ્દોનો વિષય બને છે. વક્તા આવા વિકલ્પરૂપ અર્થનું ગ્રહણ કરીને શબ્દદ્વારા જણાવે છે અને શ્રોતા તેને વિકલ્પાત્મકરૂપે ગ્રહણ કરે છે. આવો વિકલ્પ કદાપિ પૂર્ણતત્ત્વનો વિષય બની શકતો નથી. સરખાવો —

विकल्पयोनयः शब्दा विकल्पाः शब्दयोनयः ।
तेषामत्यन्तसंबन्धे नार्थं शब्दाः स्पृशन्त्यमी ॥— ન્યાયમંજરી, પૃ. ૧૪૫

रूपणव्यपदेशाभ्यां लौकिके वर्त्मनि स्थितौ ।
ज्ञानं प्रत्यभिलापं च सदृशौ बालपण्डितौ ॥५५॥

(વિવક્ષિત અર્થનું બુદ્ધિ વડે) નિરૂપણ અને (શબ્દ વડે શ્રોતાને તેની) પ્રાપ્તિ (-આ બન્ને)વડે લોકવ્યવહાર કરનારા બાળક અને પંડિત, જ્ઞાન અને શબ્દ-પ્રયોગ અંગે એકસરખા છે. (૫૫)

સામાન્ય જનો વસ્તુનું યથાર્થ નિરૂપણ ન કરી શકે એ તો સમજી શકાય, પરંતુ પંડિત અર્થાત્ તત્ત્વદર્શીનો શબ્દવ્યવહાર પણ સામાન્ય માણસોના શબ્દવ્યવહાર જેવો જ હોય છે. તત્ત્વદર્શી પણ વિવક્ષિત અર્થનું બુદ્ધિદ્વારા નિરૂપણ કરીને શ્રોતાને શબ્દ દ્વારા તેની પ્રતીતિ કરાવે છે. તેથી તે જ્ઞાની પણ બાળક જેવો અર્થાત્ સામાન્ય જન જેવો અતત્ત્વદર્શી છે. અહીં યાદ રાખવું જોઈએ કે આ આ બધું વ્યવહારદશામાં છે. વ્યવહારાતીત દશામાં તો તત્ત્વદર્શીઓનું જ્ઞાન પરમાર્થનું જ નિરૂપણ કરે છે.

सर्वार्थरूपता शुद्धिर्ज्ञानस्य निरुपाश्रया ।
ततोऽप्यस्य परां शुद्धिमेके प्राहुररूपिकाम् ॥५६॥

જ્ઞાનની શુદ્ધિ બધા પદાર્થો રૂપે અને (ઇન્દ્રિયો રૂપી) આશ્રય વિનાની છે. વિષયોના રૂપ વિનાની શુદ્ધિને કેટલાક આચાર્યો તેનાથી પણ ચઢિયાતી જણાવે છે. (૫૬)

જ્ઞાનની શુદ્ધિ અર્થાત્ શુદ્ધ જ્ઞાનને બે પ્રકારનું કહ્યું છે, આદિનું અને અંતનું (उपक्रमसमाप्तिरूपे द्वे शुद्धी ।). પ્રથમ શુદ્ધિ બધા અર્થાકારોનું ગ્રહણ કરે છે. અલબત્ત આવા પ્રથમ શુદ્ધિજ્ઞાનમાં ઇન્દ્રિયો સાથેનો સંનિકર્ષ હોતો નથી. યોગ, તપ, સ્વાધ્યાય વગેરે શક્તિઓથી પ્રાપ્ત થનારું સર્વજ્ઞનું જ્ઞાન, સમાધિની શરૂઆતમાં, આવી પહેલા પ્રકારની શુદ્ધિરૂપે હોય તો સવિકલ્પ સમાધિ પૂરી થતાં નિર્વિકલ્પક સમાધિરૂપ નિષ્ઠાની

સ્થિતિમાં જ્ઞાન વિષયાકાર રૂપી કાલુષ્યવિનાનું, વિવિધ વિષયો રૂપી લહરીઓ વિનાના જલરાશી સમુ, સંવિદ્રૂપ, પ્રભાસ્વર, ગ્રાહ્યગ્રાહકાદિ ભાવો વિનાનું અને શુદ્ધ બ્રહ્મરૂપે હોય છે. (निष्ठाया बाह्याकारकालुष्यावगमात् प्रभास्वर प्रशान्तकल्लोल संविन्मात्रघन शुद्धं ग्राह्यग्राहकप्रपञ्च शून्य परं ब्रह्म ।—હેલારાજ)

उपप्लवो हि ज्ञानस्य बाह्याकारानुपातिता ।
कालुष्यमिव तत्तस्य संसर्गे व्यतिमेदजम् ॥५७॥

જ્ઞાનનું બાહ્ય વિષયાકારનું અનુસરણ તેના અવરોધરૂપે છે અને વિષય સાથેના સંસર્ગથી પ્રાપ્ત થનારા વ્યામિશ્રભાવથી ઉત્પન્ન થયેલ કાલુષ્ય રૂપે છે. (૫૭)

અન્વય : ज्ञानस्य बाह्याकारानुपातिता (ज्ञानस्य) उपप्लवः । तत् (एव) तस्य (ज्ञानस्य विषयेण) संसर्गे (सति) यः व्यतिभेदः (शब्दः तस्माज्जात) कालुष्यमिव ।

उपप्लव : એટલે બાહ્ય વિષય વડે અવરોધ. જેમ જળનો ધૂળ સાથે સંપર્ક થવાથી તે ધૂળથી અવરુદ્ધ બને છે, અર્થાત્ આવિલ બને છે અને તે ધૂળ દૂર થતાં સ્વચ્છ રૂપે રહે છે તેમ બાહ્ય અર્થ રૂપી અશુદ્ધિ જ્ઞાન માટે અવરોધ સમી છે અને તે દૂર થતાં તે જ્ઞાન પોતાના શુદ્ધ રૂપે અવસ્થિત બને છે. વ્યતિભેદ એટલે અભેદ અર્થાત્ વ્યામિશ્રભાવ.

यथा च ज्ञानमालेख्यादशुद्धौ व्यवतिष्ठते ।
तथोपाश्रयवानर्थं स्वरूपाद्विप्रकृष्यते ॥५८॥

જેમ બાહ્ય વિષય વડે ઉપરક્ત બનીને જ્ઞાન અશુદ્ધિને પામે છે તેમ (જાતિ વગેરે ઉપાધિરૂપી) આશ્રયવાળો પદાર્થ તેના સ્વરૂપમાંથી દૂર કરાય છે.(૫૮)

જ્ઞાન જ્યારે બાહ્ય વિષય સાથે આલેખ અર્થાત્ ઉપરાગને પામે છે ત્યારે તે અશુદ્ધ બને છે. જાતિ, ગુણ, ક્રિયા વગેરે ઉપાશ્રયો અર્થાત્ ઉપાધિઓવાળા પદાર્થો વ્યવહારમાં શબ્દવડે અભિહિત બને છે. સર્વથા નિરુપાધિક દ્રવ્ય, જ્ઞાનનો કે અભિધાનનો વિષય બની શકતુ નથી

एवमर्थस्य शब्दस्य ज्ञानस्य च विपर्यये ।
भावाभावाववमेदेन व्यवहारानुपातिनौ ॥५९॥

આ પ્રમાણે (ઉપાધિરૂપી અશુદ્ધિવાળા) અર્થ, (અપૂર્ણ અભિધાન રૂપ અશુદ્ધિવાળા) શબ્દ અને (બાહ્ય આકાર વડે રંગાવા રૂપ અશુદ્ધિવાળા) જ્ઞાનનો વિપર્યય થતાં ભાવ અને અભાવ વ્યવહારને અભિન્નપણે અનુસરે છે. (૫૯)

અર્થમાં, જાતિ ગુણ, ક્રિયા વગેરે ઉપાધિઓ સાથે સંસર્ગરૂપ અશુદ્ધિ, અપૂર્ણ અભિધાનરૂપી અશુદ્ધિ શબ્દમાં અને બાહ્ય આકાર વડે ઉપરક્ત થવા રૂપ અશુદ્ધિ જ્ઞાનમાં પ્રાપ્ત થાય છે આને શબ્દ, અર્થ અને જ્ઞાનનો વિપર્યય કહીશુ. હવે વ્યવહારમાં ભાવ પદાર્થ પણ પરોપાધિવડે ઉપરક્ત બનેલા સમજાતા હોય તો અભાવ પણ અભિધાન

અને જ્ઞાનનો વિષય બનશે. ભાવતત્ત્વ બૌદ્ધરૂપે અથવા ઉપચાર સત્તા દ્વારા સ્વીકાર્ય બને છે. અભાવ પણ આ જ રીતે ઉપચાર સત્તદ્વારા સમજાય છે. ભાવ અને અભાવ બૌદ્ધ હોઈ આત્યંતિક રીતે બંનેમાં કશો તફાવત નથી.

यथा भावमुपाश्रित्य तदभावोऽनुगम्यते ।
तथाऽभावमुपाश्रित्य तद्भावोऽप्यनुगम्यते ॥६०॥

જેમ (પદાર્થના) ભાવને આધારે તેનો અભાવ સમજાય છે તેમ અભાવને આધારે તેનો ભાવ પણ સમજાય છે. (૬૦)

કોઈપણ ઉપાધિવિનાનો અભાવ વ્યવહારમાં પ્રાપ્ત થતો નથી. પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ જેવી અભાવાવસ્થાઓની વચ્ચે ભાવનું અસ્તિત્વ છે આત્મા વગેરે નિત્ય તત્ત્વો પણ અભિવ્યક્તિના સમય પહેલાં અભિવ્યક્ત બનતા ન હોવાથી અસત્ જેવા જ હોય છે આ પ્રમાણે ભાવ અને અભાવ વ્યવહારદશામાં એક બીજાથી જુદા હોવાથી એકબીજાની અપેક્ષા રાખે છે.

नाभावो जायते भावो नैति भावोऽनुपाख्यताम् ।
एकस्मादात्मनोऽनन्यौ भावाभावौ विकल्पितौ ॥६१॥

જે અભાવ છે તે ભાવ રૂપે જન્મતો નથી (અને) જે ભાવ છે તે અભાવરૂપ બનતો નથી. ભાવ અને અભાવ એક જ તત્ત્વના બે વિકલ્પો છે અને આત્માથી જુદા નથી. (૬૧)

વૈશેષિક સિદ્ધાન્ત પ્રમાણે અર્થનો તેની ઉત્પત્તિ પહેલાં કારણમાં અભાવ હોય છે. આને અસત્કાર્યવાદ કહે છે. ઘટનો ભાવ ઘટના અભાવનો વિરોધી છે. પ્રાગભાવના પ્રતિયોગીને કાર્ય કહે છે કાર્યનો આરંભ અને અંત થાય છે. કારણવ્યાપારથી અસ્તિત્વમાં આવેલા પદાર્થનો વિનાશ થતાં તેનો ફરીવાર અભાવ થાય છે. ઉત્પત્તિ પછી પ્રાપ્ત થતા આ અભાવને પ્રધ્વંસાભાવ કહે છે. પ્રાગભાવના વિનાશથી ભાવનું અસ્તિત્વ થાય છે, અને ભાવ વિનષ્ટ થતાં પ્રધ્વંસાભાવ ઉત્પન્ન થાય છે. બંને વિરોધી અને જુદા છે. આ સિદ્ધાન્ત પ્રમાણે અભાવ ભાવ બને છે અને ભાવ ફરીવાર અભાવ થાય છે; આ કારિકામાં ભર્તૃહરિ જણાવે છે કે આમ કદી બનતું નથી.

અભાવવાદી નૈયાયિક ભાવ અને અભાવ બંનેને સ્વીકારે છે, અને બંનેને અત્યંત ભિન્ન સમજે છે. ભર્તૃહરિ અદ્વૈતસિદ્ધાંતને સ્વીકારતાં જણાવે છે કે ભાવ અને અભાવ અદ્વૈતતત્ત્વથી જુદા નથી. તે વિકલ્પમાત્ર છે.

અદ્વૈતસિદ્ધાંતમાં આત્મતત્ત્વ પ્રકાશરૂપે છે. તેમ છતાં અવિદ્યાને કારણે લોકવ્યવહાર પ્રવૃત્ત કરવા તે સમર્થ બને છે. તેથી જ તે ભાવ અને અભાવ એવા જુદા દેખાતા વિકલ્પો રૂપે સમજાય છે. બંને તો ભાવ અને અભાવની અવસ્થિતિ સંવૃતિ સત્ રૂપે છે.

अभावस्यानुपाख्यत्वात्कारणं न प्रसाधकम् ।
सोपाख्यस्य तु भावस्य कारणं किं करिष्यति ॥६२॥

અભાવ સ્વરૂપ વિનાનો હોવાથી, કારણ તેને ઉત્પન્ન કરનારું બની શકતું નથી; ઉત્પત્તિની પહેલાં જ) સ્વરૂપને પ્રાપ્ત કરનાર ભાવને કારણ શા કામનું ? (૬૨)

કાર્ય, ઉત્પત્તિની પહેલાં અભાવરૂપ છે. આ અભાવ નિઃસ્વરૂપ હોવાથી તેને કારણના વ્યાપારવડે ભાવરૂપે ઉત્પન્ન કરી શકાતું નથી જો કોઈ કાર્ય જ ન હોય તો કારણની પ્રવૃત્તિ કેવી રીતે થાય ? જો એમ કહેવામાં આવે કે વ્યક્તિરૂપે ઘટપટાદિ કાર્ય અભાવાત્મક છે, પરંતુ કારણમાં તો તે સત્ છે જ, તો પછી તેની ઉત્પત્તિમાં કારણ માનવાની જરૂર નથી

કાર્યની ઉત્પત્તિ માટે નિયત કારણની આવશ્યકતા છે. તલના તેલની ઇચ્છાવાળો તલને જ પીલે છે, સરસવને નહિ જો એમ ન હોય તો વાલુકામાંથી તેલ ન નીકળે ? સાંખ્યશાસ્ત્રમાં આને ઉપાદાનગ્રહણનો નિયમ કહ્યો છે. દરેક કારણમાં દરેક કાર્યને ઉત્પન્ન કરવાની શક્તિ નથી. પરંતુ અમુક ચોક્કસ કારણ ચોક્કસ કાર્યને જ ઉત્પન્ન કરે છે.

तस्मात्सर्वमभावो वा भावो वा सर्वमिष्यते ।
न त्ववस्थान्तरं किञ्चिदेकस्मात्सत्यतः स्थितम् ॥६३॥

તેથી બધું ભાવરૂપે છે અથવા અભાવરૂપે છે. એક સત્યતત્ત્વમાંથી આથી બીજી કોઈ અવસ્થા પ્રાપ્ય બનતી નથી. (૬૩)

વિકલ્પરૂપ ભાવ અને અભાવ પરમસત્તાના વિવર્ત રૂપે છે. આ સમસ્ત વિશ્વ પરમાર્થ સત્તાની અવિદ્યાશક્તિને લીધે ભાવાભાવાત્મક ભાસે છે. બીજા શબ્દોમાં કહીએ તો પરમસત્તાને ભાવરૂપ કહો કે અભાવરૂપ કહો, આત્યંતિક રૂપે બધું એકસરખું છે. હેલારાજ જણાવે છે કે પરમાર્થદશામાં જગતરૂપી અવિદ્યાપ્રપંચ અભાવરૂપ છે. (સરખાવો : व्यवहारदशायामविद्याप्रवृत्तिरूपायां सत्यस्याभिन्नसंविन्मात्रस्य तत्त्वस्य यथार्थमनवभासात्परमार्थतः सर्वं प्रपञ्चजातमभाव एवापरमार्थ एव ।...सांवृतेन तु रूपेण सर्वं मायात्मकं प्रथमानस्य वस्तुत्वात् ।

तस्मान्नाभावमिच्छन्ति ये लोके भाववादिनः ।
अभाववादिनो वापि न भावं तत्त्वलक्षणम् ॥६४॥

તેથી લોકમાં જે ભાવવાદિઓ છે તે અભાવને ઇચ્છતા નથી, અને અભાવવાદીઓ પણ યથાર્થસ્વરૂપ ભાવને સ્વીકારતા નથી. (૬૪)

ઉત્પત્તિની પહેલાં અને નાશની પછી, ઉત્પાદક સામગ્રીવડે, સત્કાર્યનો આવિર્ભાવ એટલે જન્મ, અને વિનાશક સામગ્રીવડે તિરોભાવ એટલે વિનાશ. આવો મત સત્કાર્યવાદી કપિલ વગેરે મહર્ષિઓનો છે. તેમના મતમાં અભાવ નામનો કોઈ જુદો પદાર્થ નથી, કારણ કે કાર્યરૂપ ભાવ તે જ તેની પૂર્વ અને પછીની અવસ્થાઓ રૂપે સમજવામાં આવે છે. ઘડાની માટીરૂપ પૂર્વાવસ્થા પ્રાગભાવ છે અને ઠીકરાંરૂપ ઉત્તર અવસ્થા પ્રધ્વંસાભાવ છે. બધું શૂન્ય છે એમ માનનારા અભાવવાદીઓ ભાવ અને અભાવને પરમાર્થરૂપે સ્વીકારતા નથી. હેલારાજ જણાવે છે કે શૂન્યવાદીઓ પણ સંવૃતિસત્ય અને પરમાર્થસત્ય એમ બે પ્રકારના સત્ય માનીને સંવૃતિ રૂપે ભાવને અને અભાવને સ્વીકારે છે (સરખાવો : મધ્યમકકારિકા, ૨૪.૮-૯)

> अद्वये चैव सर्वस्मिन्स्वभावादेकलक्षणे ।
> परिकल्पेषु मर्यादा विचित्रैवोपलभ्यते ॥६५॥

સ્વભાવથી એક અને અદ્વયરૂપે સર્વમાં રહેલા આ (વિશ્વ)માં તેના (જુદાજુદા) વિકલ્પોમાં અનેક પ્રકારની (ભાવાભાવરૂપ) વ્યવસ્થા પ્રાપ્ત થાય છે. (૬૫)

આ બાહ્ય, ભેદરૂપ વિશ્વ પરમાર્થરૂપે એક જ છે. અવિદ્યાને કારણે આ એકત્વ ભાવાભાવરૂપે નાનાત્વરૂપે સમજાય છે.

> चतस्रो हि यथावस्था निरुपाख्ये प्रकल्पिता- ।
> एवं द्वैविध्यमप्येतद् भावाभावव्यपाश्रयम् ॥६६॥

જેમ અનિર્વાચ્ય (અભાવ)ની ચાર અવસ્થાઓ કલ્પવામાં આવી છે, તેમ ભાવ અને અભાવરૂપ બે પ્રકારો પણ સમજવામાં આવ્યા છે. (૬૬)

સ્વભાવથી નિરુપાખ્ય અભાવની, પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ એવી ચાર અવસ્થાઓ કલ્પવામાં આવી છે. આવી અવસ્થાઓ જેમ અવિદ્યાકૃત અને તેથી કાલ્પનિક છે તેમ, ભાવ અને અભાવરૂપે સમજવામાં આવેલ બે અવસ્થાઓ પણ કાલ્પનિક છે.

> अविरोधी विरोधी वा सन्नसन्वापि युक्तितः ।
> क्रमवानक्रमो वापि नाभाव उपपद्यते ॥६७॥

યુક્તિને આધારે (વિચારતાં), વિરોધી કે અવિરોધી, સત્ કે અસત્, ક્રમવાન્ કે અક્રમ એવો અભાવ પ્રાપ્ત થતો નથી (૬૭)

અભાવ અનુપાખ્ય અર્થાત્ અનિર્વાચ્ય હોવાથી ભાવથી તેનો વિરોધ કે અવિરોધ સમજાતો નથી. તે જ પ્રમાણે અભાવમાં અસ્તિતા કે નાસ્તિતા, ક્રમ કે યૌગપદ્ય પ્રાપ્ત થતાં નથી. આમ બુદ્ધિપૂર્વક વિચારતાં અભાવ સ્વીકારાઈ નથી.

*अविरोधी विरोधी वा सन्नसन्वापि तत्त्वतः ।
क्रमवानक्रमो वापि तेन भावो न विद्यते ॥६८॥

તેથી અવિરોધી કે વિરોધી, સત્ કે અસત્, અને ક્રમવાન્ કે અક્રમ એવો ભાવ પરમાર્થરૂપે અસ્તિત્વમાં નથી. (૬૮)

अभावे त्रिषु कालेषु न भेदस्यास्ति संभवः ।
तस्मिन्नसति भावेऽपि त्रैकाल्यं नावतिष्ठते ॥६९॥

ત્રણ કાળને કારણે સમજાતા ભેદનો અભાવમાં સંભવ નથી. તેવા (ભેદ)નું અસ્તિત્વ ન હોવાથી ભાવમાં પણ ત્રૈકાલ્ય હોતું નથી. (૬૯)

અભાવ અનુપાખ્ય હોઈ વર્તમાનકાળ વડે પરિચ્છિન્ન બનતો નથી. વર્તમાનનો અભાવ સાથે સંબંધ ન હોવાથી, ભૂત અને ભવિષ્યનો સંબંધ કેવી રીતે હોઈ શકે? અભાવમાં કાલભેદ પણ પ્રાપ્ત થાય નહિ. ભાવનું ભવિષ્યત્વ પ્રાગભાવ ઉપર અને ભૂતત્વ પ્રધ્વંસાભાવ ઉપર નિર્ભર છે. અભાવમાં આવા બે ભેદો હોતા નથી તેથી ભાવમાં પણ તેવા ભેદ હોતા નથી.

आत्मतत्त्वपरित्यागः परतो नोपपद्यते ।
आत्मतत्त्वं तु परतः स्वतो वा नोपकल्पते ॥७०॥

બાહ્ય (કારણસામગ્રી)વડે (સદ્રૂપ ભાવના) સ્વરૂપનો ત્યાગ સંભવતો નથી ભાવસ્વરૂપનો પોતાના ઉપર કે અન્યના ઉપર આધાર છે એમ કહેવું પણ શક્ય નથી. (૭૦)

સદ્રૂપ ભાવનો બાહ્ય કારણ સામગ્રીવડે વિનાશ થતો નથી. ભાવનું સ્વરૂપ સ્વતઃ કે પરતઃ સંભવતું નથી. પોતાનામાં પરિનિષ્ઠિત તત્ત્વનું પરત. અર્થાત્ બાહ્ય કારણ વડે ભવન અર્થાત્ થવું સંભવતું નથી, કારણ કે પહેલેથી જ તેનું ભવન છે. સ્વતઃ ભવન પણ યુક્તિસંગત નથી.

तत्त्वे विरोधो नानात्वे उपकारो न कश्चन ।
तत्त्वान्यत्वपरित्यागे व्यवहारो निवर्तते ॥७१॥

(ભાવ અને અભાવનું સ્વરૂપ) એક માનતાં વિરોધ પ્રાપ્ત થશે, તેમને જુદા માનતાં એકનો બીજા ઉપર ઉપકાર થશે નહિ. આમ એકતા અને નાનાત્વને ન સ્વીકારતાં બધો વ્યવહાર અટકી જશે. (૭૧)

ભાવ અને અભાવ, વિધિ અને પ્રતિષેધ જેવા પરસ્પર વિરુદ્ધ છે; તેથી ભાવ અને અભાવનું એકત્વ માની શકાય નહિ તેમને નાના અર્થાત્ જુદા માનવામાં આવતાં બંને વચ્ચે સંબંધ ન હોવાથી એકબીજાની અપેક્ષા પ્રાપ્ત ન થતાં વ્યવહાર પ્રવર્તશે નહિ. ઐક્ય અને નાનાત્વ સિવાય બીજો કોઈ વિકલ્પ નથી; તેથી ભાવ અને અભાવમાં પરસ્પર ઐક્ય પણ નથી અને નાનાત્વ પણ નથી.

यत्र द्रष्टा च दृश्यं च दर्शनं चाविकल्पितम् ।
तस्यैवार्थस्य सत्यत्वं श्रितास्त्रय्यन्तवेदिनः ॥७२॥

જ્યાં દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન એવા (અવિદ્યાકૃત) વિકલ્પો નથી એવા (પરમ) તત્ત્વના જ સત્યનો ઉપનિષદ્વિદો આશ્રય કરે છે. (૭૨)

કારિકા ૬૮થી ૭૧માં ભાવ અને અભાવના અસ્તિત્વને ન્યાયની યુક્તિ વડે અસંગત ઠરાવીને હવે આગમ અર્થાત્ ઉપનિષદ્‌ના પ્રામાણ્ય ઉપર ભાર મૂકીને ભર્તૃહરિ જણાવે છે કે જે પરમતત્ત્વરૂપ શબ્દબ્રહ્મમાં દ્રષ્ટા અર્થાત્ ચૈતન્ય, દર્શન અર્થાત્ અંતઃકરણવૃત્તિ અને દૃશ્ય અર્થાત્ સમસ્ત ભેદરૂપ વિશ્વપ્રપંચ એવા અવિદ્યાકૃત ભેદો નથી તેને જ વેદાન્તવિદો અર્થાત્ ઉપનિષદ્-દ્રષ્ટાઓ સ્વીકારે છે.

सामान्यं वा विशेषं वा यस्मादाहुर्विशेषवत् ।
शब्दास्तस्मादसत्येषु भेदेष्वेव व्यवस्थिताः ॥७३॥

(સર્વે) શબ્દો સામાન્ય કે વિશેષને અન્યથી વ્યાવૃત્તરૂપે જણાવતા હોવાથી તે (શબ્દો) અસત્ય ભેદોમાં જ રહેલા છે. (૭૩)

શબ્દો, સામાન્યનું, અન્ય સામાન્યથી વ્યાવૃત્તરૂપે અભિધાન કરે છે. તે પ્રમાણે શબ્દો વિશેષને પણ બીજા વિશેષથી વ્યાવૃત્ત રૂપે રજૂ કરે છે. આમ શબ્દો અસત્ય એવા ભેદોનું જ અભિધાન કરતા હોવાથી અભિન્ન અને અદ્વય એવા તત્ત્વને સ્પર્શી શકતા નથી. તેથી સમગ્ર શબ્દવ્યવહાર અસત્ય છે. જ્ઞેય, પ્રમેય વગેરે શબ્દો અજ્ઞેય, અપ્રમેય વગેરેની વ્યાવૃત્તિરૂપે જ અર્થને જણાવે છે. મહાભાષ્યકારે પણ જણાવ્યું છે કે सामान्यमपि यथा विशेषस्तद्वत्। સામાન્યનો પણ વિશેષ જેવો વ્યવહાર થાય છે.

न ह्यभावस्य सद्भावे भावस्यात्मा प्रहीयते ।
न चाभावस्य नास्तित्वे भावस्यात्मा प्रसूयते ॥७४॥

અભાવને સદ્રૂપે માનવાથી, ભાવનું સ્વરૂપ નાશ પામતું તથી અભાવને અસત્ માનવાથી ભાવનું સ્વરૂપ ઉત્પન્ન થતુ નથી. (૭૪)

અત્યાર સુધી અભાવને અવસ્તુ સમજીને ભાવ અને અભાવના વિરોધ વગેરેની ચર્ચા કરી. હવે વૈશેષિકમત પ્રમાણે અભાવને પદાર્થ માનીને ચર્ચા કરવામાં આવે છે.

न शाबलेयस्यास्तित्वं बाहुलेयस्य बाधकम् ।
न शाबलेयो नास्तीति बाहुलेयः प्रकल्पते ॥७५॥

શાબલેયનું અસ્તિત્વ બાહુલેયના (અસ્તિત્વ)ને અટકાવતું નથી, શાબલેય નથી તેથી બાહુલેય(નું અસ્તિત્વ) ઉત્પન્ન થતું નથી. (૭૫)

શાબલેય એટલે શબલા અર્થાત્ કાબરચિતરી ગાયનું વાછરડું, અને બાહુલેય એટલે બહુલા અર્થાત્ ઘણું દૂધ આપનારી ગાયનું વાછરડું. બંને વચ્ચે કશો સંબંધ નથી. એકનો અભાવ એટલે બીજાનો ભાવ અને એકનો ભાવ એટલે બીજાનો અભાવ એમ બનતું નથી. તે પ્રમાણે જો અભાવને જુદો પદાર્થ માનવામાં આવતો હોય તો તેના અસ્તિત્વ કે નાસ્તિત્વને ભાવના અસ્તિત્વ અને નાસ્તિત્વ સાથે કશો સંબંધ નથી.

अभावो यदि वस्तु स्यात्तत्रेयं स्याद्विचारणा ।
ततश्च तदभावेऽपि स्याद्विचार्यमिदं पुनः ॥७६॥

અભાવને જો પદાર્થ માનવામાં આવે તો ઉપરની વિચારણા શક્ય બને. અભાવનો અભાવ માનતાં (પણ) તે જ વિચાર ફરીવાર કરવો પડે. (૭૬)

अवस्तु स्यादतीतं यद् व्यवहारस्य गोचरः ।
तत्र वस्तुगतो भेदो न निर्वचनमर्हति ॥७७॥

અવસ્તુ હોવાથી જે વિષય બનતો નથી (તે અભાવ) વ્યવહારમાં જ સમજાય છે. તે (અભાવ)માં પદાર્થનિષ્ઠ ભેદનું નિરૂપણ જરૂરી નથી. (૭૭)

ઉપરના અનુવાદમાં व्यवहारस्य गोचरः । એવો પાઠ લીધો છે; તેથી यद् (अभावस्व-रूप) अवस्तुत्वाद् विषयत्वमतीतं स (अभावः) व्यवहारस्य (एव) गोचरः । એવો અન્વય થશે. આવા પાઠને બદલે गोचरम् એવો પાઠ લેવાથી यद् (अभावस्वरूपं) अवस्तुत्वाद् व्यवहारस्य गोचरं (गोचरत्वं) अतीतः એવો અન્વય થશે.

अपदेऽर्थे पदन्यासः कारणस्य न विद्यते ।
अथ च प्रागसद्भावः कारणे सति दृश्यते ॥७८॥

શબ્દ વિનાના (કાર્યરૂપ) અર્થમાં કારણની પ્રવૃત્તિ હોતી નથી, અને કારણનું અસ્તિત્વ હોય ત્યારે પણ કાર્યનો (તેની ઉત્પત્તિ પહેલાં) અભાવ જણાય છે. (૭૮)

ઉત્પત્તિની પહેલાં કાર્યરૂપ અર્થનું અસ્તિત્વ ન હોવાથી તેનો વાચક શબ્દ પણ પ્રાપ્ત થતો નથી. તેવા કાર્યરૂપ અર્થની બાબતમાં કારણની પ્રવૃત્તિ થતી નથી. ઉત્પત્તિ રૂપી ક્રિયા સાથે સંબંધ માટે યોગ્ય હોય તેવા પદાર્થરૂપ કાર્યમાં જ કારણોનો પદન્યાસ અર્થાત્ પ્રવૃત્તિ થાય છે. અસત્ કાર્ય અંગે કારણની પ્રવૃત્તિ થતી નથી. નિરૂપ કાર્ય માટે કારણ પ્રવૃત્ત થતું નથી, કારણ કે ઉદ્દેશ્યત્વનો તેમાં અભાવ છે. આમ હોઈને કાર્યકારણ-ભાવ માત્ર પ્રતિભાસરૂપ છે, વાસ્તવિક હેતુફલભાવરૂપ નથી. સત્કાર્યપક્ષ અસ્વીકાર્ય બનતો હોવાથી, કાર્યકારણભાવ પણ યુક્તિસિદ્ધ બનતો નથી. આમ કાર્યકારણભાવ અસત્ પક્ષમાં કે સત્ પક્ષમાં સ્વીકાર્ય બનતો નથી.

का तस्य प्रागवस्थेति वस्त्वाश्रितमिदं पुनः ।
प्रागवस्थेति न ह्येतद् द्वयमप्यस्त्यवस्तुनि ॥७९॥

'તેની પૂર્વ અવસ્થા કઈ' એ બાબત, (સત્) વસ્તુ સાથે સંબદ્ધ છે. પહેલાંની અને અવસ્થા એવી બે બાબતો નિઃસ્વરૂપ વસ્તુને લાગુ પડતી નથી. (૭૯)

'કારણ એટલે કાર્યની પૂર્વાવસ્થા,' એમ માનતાં અને બંને વચ્ચે પૌર્વાપર્ય છે એમ માનીને, કાર્યકારણભાવસંબંધ સ્વીકારતાં, અસત્કાર્યપક્ષમાં ઉત્પત્તિની પહેલાં કાર્યનો અત્યંત અભાવ હોય છે, એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. સત્કાર્યપક્ષમાં પણ કાર્યને પૂર્વાવસ્થા પ્રાપ્ત થતી નથી. પૂર્વાવસ્થામાં બે અંશો પૂર્વ અને અવસ્થા છે. પૂર્વ બે પ્રકારે છે. દેશની અપેક્ષાએ અને કાલની અપેક્ષાએ અસત્કાર્યપક્ષમાં પૂર્વ કે અવસ્થા, બેમાંથી એક પણ અંશ પ્રાપ્ત થતો નથી.

न चोर्ध्वमस्ति नास्तीति वचनायानिबन्धनम् ।
अलं स्यादपदस्थानमेवद्वाच. प्रचक्षते ॥८०॥

વિનષ્ટ થયા પછી, પદાર્થ, 'છે કે નથી' એવા શબ્દો માટે યોગ્ય બનતો નથી, કારણ કે તેને માટે કશો આધાર હોતો નથી. તે (વિનષ્ટ પદાર્થ)ને વાણી વડે અપ્રાપ્ય કહેવામાં આવે છે. (૮૦)

ઉત્પત્તિ પહેલાની કાર્યની કોઈ અવસ્થા હોઈ શકે નહિ, તેમ તેના વિનાશ પછીની પણ હોઈ શકે નહિ. અસત્કાર્યપક્ષમા નિરન્વય ધ્વસને કારણે કાર્યમાંથી કશુ બાકી રહેતુ નથી પરિણામે ઉત્તરાવસ્થા જેવુ કશુ હોઈ શકે નહિ. અસત્કાર્યવાદી જો એમ કહે કે અમારે માટે વિનાશ નિરન્વય ધ્વસ નથી અને તેથી ધ્વસ પછી પણ કાર્ય સત્ હોય છે, તો તે અ ગે ભર્તૃહરિ જણાવે છે કે આવી ઉત્તરાવસ્થામાંનુ કાર્ય પણ સ્વીકાર્ય નથી. વાસ્તવમા વિનષ્ટ થયા પછી પદાર્થની સત્ કે અસત્ ઉપલબ્ધિ થતી નથી. તેથી તે પદાર્થ છે કે નથી એમ શબ્દો વડે વ્યવહાર્ય બનતો નથી, આમ પરમાર્થિક દૃષ્ટિએ પદાર્થની પૂર્વાવસ્થા કે ઉત્તરાવસ્થા પ્રાપ્ત થતી નથી

अत्यद्भुता त्वियं वृत्तिर्यदभागं यदक्रमम् ।
भावाना प्रागभूतानामात्मतत्त्वं प्रकाशते ॥८१॥

પહેલા અસ્તિત્વ વિનાના પદાર્થોનુ નિરંશ અને ક્રમ વિનાનુ રૂપ જેના વડે અભિવ્યક્ત થાય છે તેવી (અવિદ્યાવડે પ્રાપ્ત થનારી) આ આશ્ચર્યજનક પ્રવૃત્તિ છે. (૮૧)

સત્કાર્યવાદ અને અસત્કાર્યવાદના સ દર્ભમા કાર્યકારણભાવનુ ખ ડન કર્યું. તેથી પહેલાં અદૃષ્ટ એવુ નિરંશ અને અક્રમ કાર્ય દેખાય છે, તે એક મહાન આશ્ચર્ય છે. આ આશ્ચર્યનુ કારણ બ્રહ્મતત્ત્વની અવિદ્યાશક્તિની અદ્ભુત પ્રવૃત્તિ હોઈ શકે તેથી કાર્યકારણભાવ-સબધ અસત્ય, વૈકલ્પિક અને અવિદ્યાપૂર્ણ નેત્રોવાળી વ્યક્તિઓના સર્જન રૂપે છે, એમ સમજવુ જોઈએ. સત્સ્વભાવવાળા, અવિભક્ત, અને સ્વરૂપથી કદાપિ જુદા ન થનાર તત્ત્વનુ અસત્ય અને વિભક્તરૂપે ગ્રહણ થવાને વિવર્ત કહે છે આમ કાર્યકારણભાવ-વાસ્તવમા વિવર્તવાદરૂપે સમજવાનો છે.

विकल्पोत्थापितेनैव सर्वो भावेन लौकिकः ।
मुख्येनेव पदार्थेन व्यवहारो विधीयते ॥८२॥

જાણે વસ્તુભૂત પદાર્થ વડે ચાલતો હોય તેમ (આ) સઘળો લૌકિક વ્યવહાર વિકલ્પ(રૂપ અન્ત કરણપ્રવૃત્તિ) વડે આભાસિત બનીને પ્રવૃત્ત થાય છે (૮૨)

અદ્વૈત વેદાન્તીની જેમ ભર્તૃહરિ પણ પરમાર્થદશા અને વ્યવહારદશા એમ બે દશાઓ સ્વીકારતા હોય એમ લાગે છે વ્યવહારમાર્ગ વિકલ્પોત્થિત અસત્ય પદાર્થો દ્વારા થાય છે, પર તુ વ્યવહારદશામાં તે અસત્રૂપે સમજાતા નથી તે જાણે કે મુખ્ય અર્થાત્ પરમસત્યરૂપ હોય તેમ લાગે છે બીજી રીતે કહીએ તો વ્યવહારદશાના વિકલ્પો મુખ્ય

સત્ય જેવા સમજાય છે. હેલારાજ ઉપલબ્ધિને મધ્ય અવસ્થા કહે છે. તેની પહેલાંની પૂર્વ અને પછીની અવસ્થાને પર અવસ્થા કહે છે. વ્યવહારમાં ઉપલબ્ધિકાલની મધ્યાવસ્થા સત્ય ભાસતી હોય તો તેની પૂર્વાપર અવસ્થાઓ પણ સત્યરૂપ ભાસે જ. તેથી વ્યવહારમાં કાર્યકારણભાવસંબંધ પ્રાપ્ત થાય છે અને ભાવ અને અભાવ એવા બે વાસ્તવિક ભેદો સમજાય છે. આમ વ્યવહારદશામાં અસત્યોની પરંપરા પ્રાપ્ત થશે.

भावशक्तिमतश्चैनां मन्यन्ते नित्यवादिनः ।
भात्रमेव क्रमं प्राहुर्न भावादपरः क्रमः ॥८३॥

તેથી નિત્યત્વને માનનારાઓ તેને ભાવ(રૂપ બ્રહ્મતત્ત્વ)ની શક્તિ સમજે છે. ક્રમને ભાવ(રૂપ બ્રહ્મ) જ કહ્યું છે, ભાવથી જુદો ક્રમ (નામે પદાર્થ) નથી. (૮૩)

વૈયાકરણમતમાં શબ્દતત્ત્વરૂપ બ્રહ્મની બે શક્તિઓ સમજાવામાં આવી છે, ભાવાભાવરૂપે ભાસતી અવિદ્યાશક્તિ અને કાલભેદ તેમજ વિકારભેદ માટે જવાબદાર કાલ નામની સ્વાતન્ત્ર્યશક્તિ. આ બંને શક્તિઓ વાસ્તવમાં એક જ છે. અર્થાત્ ભાવરૂપ શબ્દતત્ત્વને જ ક્રમ અને યૌગપદ્ય કહ્યાં છે; સરખાવો "ते च शक्ती न ब्रह्मणो मायात्परमार्थतो भिन्ने इति स एव तत्त्वतः चकास्ति, अन्यस्य तदतिरेकिणो भासमानतानुपपत्तेः ।" (હેલારાજ)

क्रमान्न यौगपद्यस्य कश्चिद् भेदोऽस्ति तत्त्वतः ।
यथैव भावान्नाभावः कश्चिदन्योऽवसीयते ॥८४॥

જેમ ભાવથી જુદો કોઈ અભાવ (નામે) બીજો (પદાર્થ) નિશ્ચિતપણે સમજાતો નથી, તેમ ક્રમથી યૌગપદ્યનો કોઈ તાત્ત્વિક ભેદ નથી. (૮૪)

कालस्याप्यपरं कालं निर्दिशन्त्येव लौकिकाः ।
न च निर्देशमात्रेण व्यतिरेकोऽनुगम्यते ॥८५॥

લૌકિક જનો કાલના (વિભાગરૂપે) બીજા કાલનો નિર્દેશ કરે છે, પરંતુ (તેમના આવા) માત્ર નિર્દેશથી બંને વચ્ચે ભિન્નતા સમજાતી નથી. (૮૫)

વર્તમાનકાળ, ભૂતકાળ, એવા કાલના જુદા વિભાગો વિષે લોકવ્યવહારમાં ઉલ્લેખ થાય છે, લોકો કાલ અને તેના પેટા વિભાગો વચ્ચે આધારાધેયભાવ સમજે છે. પરંતુ આવા લોકવ્યવહારને કારણે બંને કાલ વાસ્તવમાં જુદા છે એમ માનવાનું નથી.

आधारं कल्पयन्बुद्धया नाभावे व्यवतिष्ठते ।
अवस्तुष्वपि नोत्प्रेक्षा कस्यचित्प्रतिबध्यते ॥८६॥

અભાવમાં બુદ્ધિ વડે આધારની કલ્પના કરવા છતાં, તેમાં આધેયની સ્થાપના કરવી યોગ્ય નથી, અસ્તિત્વ વિનાના પદાર્થ વિશેની કોઈની કલ્પના અટકાવી શકાતી નથી. (૮૬)

શત્રુના અભાવમાં સુખ કે મિત્રના અભાવમાં દુઃખ એમ અધિકરણરૂપ અભાવ સમજતાં, તેમાં સુખ, દુઃખ વગેરે આધેયની કલ્પના કરવી યોગ્ય નથી. આવો અસત્ય વ્યવહાર પ્રવર્તે છે. તેને અટકાવી શકાતો નથી.

तस्माच्छक्तिविभागेन नित्यः सदसदात्मकः ।
एकोऽर्थः शब्दवाच्यत्वे बहुरूपः प्रकाशते ॥८७॥

તેથી સદ્ અને અસદ્ સ્વભાવવાળો, નિત્ય અને એક એવો અર્થ, શબ્દ વડે વાચ્ય બનતાં (સ્વાશ્રિત) શક્તિઓની ભિન્નતાને કારણે વિવિધરૂપે જાહેર થાય છે. (૮૭)

व्यवहारश्च लोकस्य पदार्थैः परिकल्पितैः ।
शास्त्रे पदार्थः कार्यार्थं लौकिकः प्रविभज्यते ॥८८॥

શબ્દોના બુદ્ધિ વડે કલ્પેલા અર્થો વડે લોકમાં વ્યવહાર કરવામાં આવે છે, અને વ્યાકરણશાસ્ત્રમાં (શાસ્ત્ર)કાર્ય માટે લોકમાં પ્રસિદ્ધ પદોના અર્થોનું જ ભિન્ન-ભિન્ન રીતે વિધાન કરવામાં આવે છે. (૮૮)

इति संबन्धसमुद्देशः

આ પ્રમાણે સંબંધસમુદ્દેશ પૂરો થયો.

४

# भूयोद्रव्यसमुद्देशः ।

૪

# ભૂયોદ્રવ્યસમુદ્દેશ

संसर्गरूपात्संभूताः संविद्रूपादपोद्धृताः ।
शास्त्रे विभक्ता वाक्यार्थात्प्रकृतिप्रत्ययार्थवत् ॥१॥

निमित्तभूता साधुत्वे शास्त्रादनुमितात्मकाः ।
केचित्पदार्था वक्ष्यन्ते संक्षेपेण यथागमम् ॥२॥

(શબ્દો અને અર્થોના) સંસર્ગરૂપ વાક્યાર્થમાંથી છૂટા પાડેલા, (વ્યાકરણ) શાસ્ત્રમાં પ્રકૃતિ અને પ્રત્યયની જેમ જુદા કરવામાં આવેલા, (શબ્દ)ના સાધુત્વના નિમિત્તરૂપ અને (વ્યાકરણ)શાસ્ત્ર દ્વારા જેમના સ્વરૂપનું અનુમાન કરવામાં આવે છે તેવા કેટલાક (દ્રવ્ય ગુણ વગેરે) પદાર્થો શાસ્ત્રપરંપરા પ્રમાણે સંક્ષેપમાં કહેવામાં આવશે. (૧-૨)

ઉપરના અનુવાદમાં સંવિદ્રૂપાદ્નો અર્થ હેલારાજે કરેલ અર્થથી જુદો કરવામાં આવ્યો છે. સંવિદ્ એટલે નિરંશ જ્ઞાન અથવા નિરવયવ બોધ. આત્યંતિકરૂપે વાક્યો નિરંશ જ્ઞાન રૂપે છે. વ્યવહારમાં આવા જ્ઞાનરૂપ વાક્યાર્થનો અપોદ્ધાર એટલે જુદા જુદા શબ્દોમાં વિભાગ કરવામાં આવે છે. આવા અર્થની કલ્પના કરીને संसर्गरूपाद् (वाक्यार्थात्) संभूताः संविद्रूपाद् (वाक्यार्थाद्) अपोद्धृताः એવો અન્વય સમજવામાં આવ્યો છે.

હેલારાજ संवित् નો અર્થ संवेदनम् અર્થાત્ अपोद्धारबुद्धिः કહે છે. આવી અપોદ્ધાર-બુદ્ધિને કારણે પૃથક્ સમજવામાં આવેલા પદાર્થો. संविद्रूपात्માં रूप શબ્દનો અર્થ આકાર હોય તો કલ્પનાબુદ્ધિનું રૂપ એટલે કલ્પનાબુદ્ધિનો આકાર એવો અર્થ થશે. આકાર અહીં સંસ્થાનરૂપ ધર્મ થશે અને સ્વરૂપ ધર્મી થશે.

નિરંશ વાક્યનું વાચકત્વ સમજવામાં આવ્યું હોવાથી ક્રિયા, કારક, કારકવિશેષણ વગેરેના સંસર્ગરૂપ વાક્ય અને તેનો અર્થ પ્રાપ્ત થાય છે. આવો સંસર્ગ હોવાથી વાક્યના પ્રવિભાગ ઇષ્ટ છે.

અનંશ વાક્યના બધા શબ્દોનો એક સાથે સ્પષ્ટ અર્થ જાણવો મુશ્કેલ હોઈને વાક્યાર્થ સમજવા માટે હંમેશાં અપોદ્ધારરૂપે મનની પ્રવૃત્તિ હોય છે. શરબત પીનારો માણસ તેમાં ગળપણ કેટલું, તીખાં દ્રવ્યો ક્યાં અને કેટલાં એ બધું સમજી શકે છે. આવી સમજણ તેની અપોદ્ધારબુદ્ધિને કારણે છે.

જેમ પદોને પ્રકૃતિ અને પ્રત્યય એવા વિભાગોમાં વિભક્ત સમજવામાં આવે છે તેમ નિરંશ વાક્યને પણ જુદા જુદા શબ્દોમાં વિભક્ત સમજવામાં આવે છે. આ શબ્દોના અર્થો લોકપ્રચલિત છે. વ્યાકરણશાસ્ત્ર અર્થો વિષે આદેશ આપતું નથી કારણ કે આવો આદેશ આપી શકાતો નથી. (अर्थानादेशनात् । नहि अर्था आदिश्यन्ते । મ.ભા. ૨.૧.૧) શાસ્ત્રમાં પ્રસિદ્ધ અર્થોને તે તે શાસ્ત્રની પરંપરા પ્રમાણે સમજવામાં આવે છે, જેમ કે सरूपाणामेकशेष एकविभक्तौ । (પા. સૂ. ૧.૨.૬૪) ઉપરથી શબ્દોનો અર્થ દ્રવ્ય છે અને ભેદ્ય અર્થાત્ વ્યાવર્ત્ય છે એમ સમજાય છે. તે પ્રમાણે तस्य भावस्त्वतलौ । (પા. સૂ. ૫.૧.૧૧૯) સૂત્ર ઉપરના વાર્તિક यस्य गुणस्य हि भावाद् द्रव्ये शब्दनिवेशस्तदभिधाने त्वतलौ । ઉપરથી ગુણના સ્વરૂપનું અનુમાન થાય છે. भूत, वर्तमान, भविष्यति વગેરે શબ્દો સાથે પાણિનિએ જે વ્યાખ્યાન આપ્યું છે તેનાથી કાલ એટલે ક્રિયા એવો અર્થ સૂચિત થાય છે. स्त्रियाम्, पुंसि, नपुंसकम् વગેરે સૂત્રવ્યવહૃત શબ્દો ઉપરથી સંસ્ત્યાન, પ્રસવ, અને સ્થિતિનો બોધ થાય છે અને લિંગને સમજવામાં તે અનિવાર્ય છે, કારણ કે લોકપ્રસિદ્ધ લિંગવ્યાખ્યા : स्तनकेशवती स्त्री स्याल्लोमशः पुरुषः स्मृतः । યોગ્ય નથી.

પદોના અર્થો વાક્યાર્થમાંથી વિભક્ત રૂપે સમજાય છે એ વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પદના અર્થો એટલે જાતિ, દ્રવ્ય, ગુણ, ક્રિયા વગેરે. આમ હોવાથી પદાર્થ-બોધની વ્યવસ્થા અને વિચારણામાં દ્રવ્ય, ગુણ, ક્રિયા, જાતિ, લિંગ, સંખ્યા વગેરેની વિચારણાને પણ સ્થાન હોવું જોઈએ. તેથી તૃતીય સમુદ્દેશમાં તેમની ચર્ચા કરવામાં આવી છે. આ દ્રવ્યગુણાદિકને વિશે અન્ય ન્યાયસાંખ્યાદિ શાસ્ત્રોમાં પણ ચર્ચા કરવામાં આવી છે. વૈયાકરણ પરંપરા આવી શાસ્ત્રાન્તરપ્રાપ્ત ચર્ચાનું પણ ધ્યાન રાખે છે, કારણ કે તેનો આદર્શ છે " सर्वपारिषदं शास्त्रम् । " તેમ છતાં અન્યશાસ્ત્રપ્રાપ્ત સિદ્ધાંતચર્ચાનું સીધું અનુસરણ કરવામાં આવ્યું નથી. પાણિનિ વગેરે આચાર્યોનાં સૂત્રોમાં મળતા વ્યાકરણના ઉલ્લેખો ઉપરથી સૂચવાતા સિદ્ધાંતો અર્થાત્ વ્યાકરણઆગમ વડે સ્વીકૃત સિદ્ધાંતોને જ ભર્તૃહરિ સ્વીકારે છે.

वस्तूपलक्षणं यत्र सर्वनाम प्रयुज्यते ।
द्रव्यमित्युच्यते सोऽर्थो भेद्यत्वेन विवक्षितः ॥३॥

જેને અંગે પદાર્થમાત્રનું અભિધાન કરનારું સર્વનામ પ્રયોજાય છે તે અર્થને દ્રવ્ય કહે છે. તે વિશિષ્ટરૂપે વિવક્ષિત હોય છે. (૩)

સર્વનામો બે પ્રકારે વપરાય છે. सर्व વગેરે સર્વનામો વસ્તુમાત્રનું અભિધાન કરે છે. अन्य વગેરે સર્વનામો વિશિષ્ટ વસ્તુઓના વાચક છે. આ કારિકામાં સર્વનામ વડે

વિવક્ષિત અને ભેદ્યત્વધર્મયુક્ત એમ બે પ્રકારે દ્રવ્યની વ્યાખ્યા આપી છે. इदं तद् એવા સર્વનામ વડે સમજાતું દ્રવ્ય इदम् વડે પ્રત્યક્ષ અર્થનું વાચક છે અને तद् વડે અન્ય પ્રમાણ વડે પ્રાપ્ત થતા પરોક્ષ અર્થનું અભિધાન કરનારું છે. દ્રવ્યોનો અપરિમિત સ્વભાવ જાણવો મુશ્કેલ છે, કારણ કે પદાર્થરૂપતા સર્વત્ર પ્રાપ્ત થાય છે. નિરુક્તકાર પણ કહે છે કે "अद इति प्रतीयते तद् द्रव्यम् । 'આ' એવી રીતે જે સમજાય છે તે દ્રવ્ય છે." દ્રવ્યની બીજી વિશિષ્ટતામાં સામાન્ય વગેરે ઉપાધિઓને કારણે 'તેનું' ભેદ્યત્વ અર્થાત્ વિશેષ્યત્વ જણાવ્યું છે આ ભેદ્યત્વ અર્થાત્ વિશેષ્યત્વ બાહ્યદ્રવ્યભૂત અર્થનું લક્ષણ નથી, પરંતુ અસદ્રૂપ અને બૌદ્ધ અર્થરૂપે રહેલા દ્રવ્યનું લક્ષણ છે. આ રીતે વિચારતાં જાતિ જ્યારે ભેદ્યત્વરૂપે વિવક્ષિત હોય ત્યારે તેને પણ દ્રવ્ય કહેવાશે. દ્રવ્યનો આ સિદ્ધાંત અન્ય દર્શનો કરતાં વિશિષ્ટ છે. ભેદ્યત્વને જો મુખ્ય લક્ષણ સ્વીકારીએ તો બધા જ પદાર્થોનો અર્થ દ્રવ્ય થશે, એટલું જ નહિ પણ જાતિ, ગુણ, ક્રિયા પણ ભેદ્યત્વરૂપે દ્રવ્યનો જ બોધ કરાવશે.

વાજપ્યાયનના મતમાં શબ્દોનો અર્થ જાતિ છે અને તે અનુગત બોધનું નિમિત્ત છે. ક્રિયામાં પણ આવી જાતિ રહેલી છે. પાકક્રિયાની બધી અવસ્થાઓને, અર્થાત્ અધિશ્રયણથી માંડીને અધઃશ્રયણ સુધીની બધી અવસ્થાઓને ક્રિયા કહે છે. જો ભાતની માત્ર પોચા થવાની કાર્યાવસ્થાને જ ક્રિયા કહેવામાં આવે તો અગાઉની અવસ્થાઓને અનુમાનગમ્ય સમજવી પડે અને રસોયાનું કર્તૃત્વ તેમાં પ્રાપ્ત થાય નહિ કર્તા અર્થાત્ રસોયાનું કાર્ય, ધાતુવડે વાચ્ય ન બને તો, પ્રત્યયવાચ્ય કર્તા અને તેની ક્રિયા વચ્ચે સંબંધ સમજાશે નહિ. पच् રાંધવુંનો અર્થ ચોખાનું પોચા થવું (विक्लेद) થતો હોય તો ભાત કર્તા થશે, કર્મ નહિ થાય. તેથી देवदत्तः ओदनं पचति । એવું વાક્ય મળશે નહિ, પરંતુ, पच्यते ओदनः स्वयमेव એવું વાક્ય પ્રાપ્ત થશે. ક્રિયા ક્રમબદ્ધ ક્રિયાંશોનો સમૂહ છે. રાંધવું, વાસણ સાફ કરવું, તપાવવું વગેરે, ક્રિયાનાં અંગોરૂપે છે. તેથી પચનક્રિયાજાતિ આવા ક્રમબદ્ધ ક્રિયાસમૂહમાં પ્રાપ્ત થતું તત્ત્વ છે (इत्थमधिश्रयणादिरपि तत्रानुपविशत्येव ।)

આ પ્રમાણે ભ્રમણક્રિયાઓરૂપ વ્યક્તિઓ વડે સ્પષ્ટ થતી ભ્રમણત્વાદિ જાતિ પણ સ્વીકાર્ય થશે. પ્રથમ ભ્રમણ, બીજું ભ્રમણ, ત્રીજુ ભ્રમણ એમ જુદાં જુદાં ભ્રમણોમાં ભ્રમણની અભિવ્યક્તિ સમજાય છે. તેવી જ રીતે સત્તારૂપ અસ્તિક્રિયા અને કર્તા, કર્મ વગેરે કારકો વચ્ચે ભેદ હોવા છતાં તથા ભૂત, વર્તમાન વગેરે કાલભેદ હોવા છતાં घटः अस्ति, पटः अस्ति, એવો અભિન્ન બોધ તેમની સાથે રહેલ સત્તાસામાન્યને વ્યક્ત કરે છે એમ માનવામાં વાંધો નથી.

भावप्रधानमाख्यातम् । એવા યાસ્કવચનમાંથી ગ્રહણ કરેલ ક્રિયાપ્રાધાન્યનો સિદ્ધાંત શાબ્દબોધમાં સ્વીકારવામાં આવ્યો છે, છતાં અન્વયવ્યતિરેક વડે ગૌણ સાધન જ વાચ્યરૂપે સમજાય છે. મીમાંસાદર્શનમાં પણ ધાત્વર્થક્રિયામાં સાધનનો તિરોભાવ થતો નથી. किमास्यते । किं स्वोयते । એવું પૂછવામાં આવતાં सुखं आस्यते । सुखं स्वीयते । એવા ઉત્તરમાં સુખ વગેરે ભેદ્યત્વરૂપે વિવક્ષિત હોઈને આખ્યાતાર્થનું પણ દ્રવ્યત્વ જ સમજવું જોઈએ. આમ આખ્યાતાર્થ પણ વ્યાડિદર્શનને અનુસરીને દ્રવ્ય જ છે.

મીમાંસક મતમાં ક્રિયારૂપ જ ભાવનાની પ્રતીતિ કરાવતું હોવાથી દ્રવ્યનો બોધ સામર્થ્યથી પ્રાપ્ત થતો હોઈને દ્રવ્ય શબ્દાર્થ બની શકે નહિ એમ જો કહેવામાં આવે તો તે બરાબર નથી; કારણ કે ભાવનાની પ્રતીતિ ક્રિયાવડે થાય છે અને પ્રત્યય સાધનનું અભિધાન કરે છે. બન્ને વચ્ચે સાધ્યસાધનભાવસંબંધ છે. ક્રિયાવિશિષ્ટ કર્તાનો બોધ થાય છે તેથી સાધનસામર્થ્ય પ્રાપ્ત થાય છે એમ કહી શકાય નહિ આમ સાધન દ્રવ્યાર્થ છે એ વાત સિદ્ધ બને છે.

આ પ્રમાણે આ ચોથા સમુદ્દેશમાં દ્રવ્યને વ્યાવહારિક દૃષ્ટિએ સમજાવવામાં આવ્યું છે. અગાઉ બીજા સમુદ્દેશમાં પારમાર્થિક દ્રવ્ય અર્થાત્ મહાસત્તાને સ્પષ્ટ કરવામાં આવી હતી.

॥ इति भूयोद्रव्यसमुद्देशः ॥

આ પ્રમાણે ભૂયોદ્રવ્યસમુદ્દેશ પૂરો થયો

# गुणसमुद्देशः ।



## ગુણસમુદ્દેશ

संसर्गि भेदकं यद्यत्सव्यापारं प्रतीयते ।
गुणत्वं परतन्त्रत्वात्तस्य शास्त्र उदाहृतम् ॥१॥

જે જે, (આધાર સાથે) સંસર્ગવાળું અને (તેને) જુદું સમજાવનારું છે અને જે તેવા વ્યાપારવાળું સમજાય છે, તે, પરતંત્ર હોવાથી, શાસ્ત્રમાં ગુણ કહેવામાં આવ્યું છે (૧)

સંસર્ગ એટલે આધાર સાથે તાદાત્મ્યની કલ્પના આધાર સાથેના સંસર્ગને કારણે ગુણ તેના આશ્રય અર્થાત્ આધારને બીજા આધારોથી જુદુ સમજાવે છે, જેમકે, આ સફેદ છે, કાળુ નથી કારિકામાં 'જે જે' એવા શબ્દો સામાન્ય વગેરેને પણ ગુણ તરીકે દર્શાવે છે. 'આ ગાય છે અશ્વ નથી,' એવા વાક્યમાં બીજા આધાર અર્થાત્ અશ્વથી જુદુ પડતુ ગોત્વ ગુણ બને છે. પરતંત્રપણુ ગુણની બીજી વિશેષતા છે. તે ધર્મી અર્થાત્ આધારના વિશેષણરૂપે ગૌણત્વ દર્શાવે છે

तस्य भावस्त्वतलौ । (પા સૂ ૫ ૧.૧૧૧, તેનો ભાવ એ અર્થમાં ષષ્ઠ્યન્ત શબ્દને ત્વ અને તલ્ પ્રત્યયો લાગે છે) અને वोतो गुणवचनात् । (પા સૂ ૪ ૧.૪૪, ગુણ દર્શાવનાર ઉકારાન્ત પ્રકૃતિને ङीप् પ્રત્યય લાગે છે.) સૂત્રો ઉપરનાં વાર્તિકોમાં અને ભાષ્યમાં ગુણની વિગતપૂર્ણ છણાવટ કરવામાં આવી છે પા સૂ. ૫ ૧ ૧૧૧ ઉપરના વાર્તિક ૪ ઉપરના ભાષ્યમાં પતંજલિ જણાવે છે કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ ગુણો છે ગુણોનુ અસ્તિત્વ હોવાથી દ્રવ્યને તે તે ગુણ અંગે શબ્દ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ગુણની અપેક્ષાએ દ્રવ્ય જુદુ છે

ગુણ શબ્દના લોકવ્યવહારમાં ઘણા અર્થ છે

(૧) સમાન અવયવ જેમકે, બેવડી દોરી, ત્રેવડી દોરી
(૨) દ્રવ્ય : 'આ દેશ ગુણવાન છે,' અર્થાત્ તેમાં ગાયો, ઘાસ વગેરે ઘણુ દ્રવ્ય છે
(૩) ગૌણત્વ : જેમ કે, 'અહીં અમે ગૌણ બન્યા છીએ'
(૪) આચાર જેમ કે, આ બ્રાહ્મણ ગુણવાન છે, અર્થાત્ આચારસંપન્ન છે
(૫) સંસ્કાર જેમ કે, આ અન્ન ગુણવાળુ છે અર્થાત્ સારી રીતે રાંધેલું છે.

बोतो गुणवचनाद् । ઉપરના ભાષ્યમાં બે કારિકાઓ પ્રાપ્ત થાય છે :

' सत्त्वे निविशतेऽपैति पृथग्जातिषु दृश्यते ।
आधेयश्चाक्रियाजश्च सोऽसत्त्वप्रकृतिर्गुणः ॥

"દ્રવ્યમાં રહેનાર, કોઈક વાર તેનાથી દૂર જનાર, જુદાં જુદાં દ્રવ્યોમાં દેખાતો, ઉત્પાદ્ય, અનુત્પાદ્ય અને સ્વભાવથી જે દ્રવ્ય નથી તેને ગુણ કહે છે.'

उपैत्यन्यज्जहात्यन्यद् दृष्टो द्रव्यान्तरेष्वपि ।
वाचकः सर्वलिङ्गानां द्रव्यादन्यो गुणः स्मृतः ॥

"કોઈક (દ્રવ્ય)ની પાસે જનાર, કોઈક બીજાનો ત્યાગ કરનાર, જુદી જુદી જાતિઓ-વાળાં દ્રવ્યોમાં દેખાતો, બધાં લિંગોનો વાચક અને દ્રવ્યથી જુદો (તે) ગુણ કહેવાયો છે.' ભાષ્યમાં પ્રાપ્ત થતી આ કારિકાઓમાં વૈશેષિક મતમાં પ્રાપ્ત થતાં ગુણનાં લક્ષણો જેવાં લક્ષણો મળે છે. આ કારિકાઓને પૂર્વપક્ષ તરીકે સમજવામાં આવો છે, કારણકે તેમનું વ્યાખ્યાન આપવામાં આવ્યું નથી

આ કારિકાઓ પ્રમાણે ગુણમાં ક્રિયા, જાતિ અને દ્રવ્યનો અંતર્ભાવ થતો નથી.

આ કારિકાઓને સમજાવતાં નાગેશ ગુણ અને ગુણવચનને સરખાં ગણે છે. નાગેશના મત પ્રમાણે आकडारादेका संज्ञा (પા સૂ. ૧.૪.૧ આ સૂત્રથી कडाराः कर्मधारये । પા.સૂ. ૨.૨.૩૮ સુધી દરેકની એક જ સંજ્ઞા સમજવાની છે.) ઉપરના ભાષ્યમાં જેમની ગુણવચન સંજ્ઞા કહી છે તેમનું જ અહીં કથન છે. ત્યાં કૃદન્ત, તદ્ધિતાન્ત, સર્વનામ, જાતિ, સંખ્યા અને સંજ્ઞાશબ્દ સિવાયના શબ્દોની ગુણવચનસંજ્ઞા સમજવામાં આવી છે. પહેલા પદથી સંજ્ઞાનો નિરાસ થાય છે, पृथग्जातिषु दृश्यते થી સર્વનામનો, आधेयः થી સંખ્યાશબ્દનો, अक्रियाजः થી કૃદન્તનો, असत्त्वप्रकृतिः થી તદ્ધિતાન્તનો, બીજી કારિકામાં दृष्टः થી સર્વનામનો અને वाचकः सर्वलिङ्गानाम् થી જાતિનો અને સંખ્યાનો નિરાસ થાય છે.

ગુણશબ્દો બે પ્રકારના છે : રૂપ, ગન્ધ, શબ્દ વગેરે ગુણો તેમના આધાર અર્થાત્ દ્રવ્યોથી ભિન્નપણે તેમનો અર્થ દર્શાવે છે, અર્થાત્ તે તત્ત્વ ગુણ દર્શાવે છે. બીજા પ્રકારના ગુણ શબ્દો જેવા કે શુક્લ, રક્ત, મૃદુ, તેમના આધાર એવા દ્રવ્યથી ભિન્નપણે અર્થ દર્શાવતા નથી. તેમના ગુણવચન અથવા ગુણોપસર્જનદ્રવ્યવચન શબ્દો કહીશું.

વૈયાકરણો હમેશાં લોકવ્યવહારને પોતાના આધાર તરીકે સ્વીકારે છે અને વ્યવહારગત શબ્દપ્રયોગો ઉપરથી સિદ્ધાન્તસ્થાપન કરે છે. તેથી તેમના સિદ્ધાન્તો કેટલીક વાર સાંખ્ય-વૈશેષિકાદિ દર્શનોના સિદ્ધાન્તો સાથે સામ્ય દર્શાવે છે અને કેટલીક વાર ભિન્નતા દર્શાવે છે. પા.સૂ. ૨.૧.૧. વાર્તિક ૨૧ ઉપરના ભાષ્યમાં તથા પા.સૂ.૫.૧.૧૧૯, વાર્તિક ૫ ઉપરના ભાષ્યમાં ગુણ અંગેની લૌકિક કલ્પના સ્પષ્ટ કરવામાં આવી છે. પાણિનિ સૂત્રોમાં જ્યાં જ્યાં ગુણ શબ્દ મળે છે ત્યાં ભાષ્યકારે તેનો તે તે સંદર્ભમાં જુદો જુદો અર્થ સમજાવ્યો છે.

द्रव्यस्याव्यपदेश्यस्य य उपादीयते गुण ।
भेदको व्यपदेशाय तत्प्रकर्षोऽभिधीयते ॥२॥

નિરૂપણ માટે અશક્ય (એવા) દ્રવ્યના નિરૂપણ અંગે (બીજા દ્રવ્યથી) ભિન્નતા દર્શાવતો જે ગુણ સ્વીકારવામાં આવે છે, તેના વડે પ્રાપ્ત થતો પ્રકર્ષ, (તરપ્, તમપ્ વગેરે પ્રત્યયો વડે) જણાવાય છે (૨)

अतिशायने तमबिष्ठनौ। (પા.સૂ. ૫ ૩ ૫૫) ઉપરના ભાષ્યમા પત જલિએ દ્રવ્યનો નહિ પરંતુ ગુણનો પ્રકર્ષ માન્યો છે હેલારાજ જણાવે છે કે ગુણના પ્રકર્ષ અંગે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થાય છે

(૧) દ્રવ્ય નિષ્પન્નરૂપ હોવાથી તેમા પ્રકર્ષ પ્રાપ્ત થતો નથી, તેથી तमप् કે इष्ठन પ્રત્યયો તેને લાગતા નથી ગુણનો પ્રકર્ષ થતો હોવાથી તેવા પ્રત્યયો ગુણને લાગશે.

(૨) ગુણનો જ પ્રકર્ષ થાય છે, દ્રવ્યનો નહિ, એ માટે કારણ દર્શાવવું જોઈએ.

(૩) નિષ્પન્નરૂપ ગુણનુ પણ તેના જેવા રૂપવાળા દ્રવ્યના પ્રતિપાદનની જેમ પ્રતિપાદન થતુ હોવાથી બ નેને સ્વત પ્રકર્ષ થશે નહિ

(૪) પ્રતીયમાન ગુણ અને અભિધીયમાન ગુણને જુદા સમજવા જોઈએ. ઉપરના સૂત્રમાં અભિધીયમાન ગુણનુ ગ્રહણ છે, એ અ ગે કારણ દર્શાવવુ જોઈએ.

(૫) શબ્દના એક અર્થમાં તેના જાતિ, ગુણ, ક્રિયા, એવા વ્યાવર્તક ધર્મો પણ પ્રાપ્ત થાય છે. તેમાંથી એકલા ગુણનો જ પ્રકર્ષ થાય છે એમ કેવી રીતે કહેવાય?

(૬) ગુણમા બીજો ગુણ નથી. સામાન્યમા પણ તેનો અવચ્છેદક એવો ગુણ નથી, જે સામાન્યનો પ્રકર્ષ દર્શાવે તે જ પ્રમાણે ક્રિયામા પણ તેના પ્રકર્ષના કારણરૂપ ગુણ નથી. તેથી તેમા પ્રકર્ષ કેવી રીતે શક્ય બને?

(૭) ગુણનો પ્રકર્ષ દર્શાવાતો હોય ત્યારે દ્રવ્યનો પ્રકર્ષ કેવી રીતે દર્શાવાય?

આ બધાના જવાબો હવે પછીની કારિકાઓમા આપવામા આવ્યા છે.

દ્રવ્યને જાતિ, ગુણ, ક્રિયા વગેરે વિનાનુ સમજવુ શક્ય નથી. પોતાના રૂપ વડે જેનુ નિરૂપણ શક્ય ન હોય તે પોતે પ્રકર્ષવાળું કેવી રીતે સમજાય? તેથી ગુણરૂપી સ સર્ગીધર્મને કારણે જ દ્રવ્યનો પ્રકર્ષ કહ્યો છે આવા ગુણોરૂપી સ સર્ગીઓને કારણે વિશિષ્ટતા દર્શાવતુ દ્રવ્ય, તેના જેવા અન્ય દ્રવ્યોથી અતિશય અર્થાત્ પ્રકર્ષ જણાવે છે. સ સર્ગી ગુણોમાં કેટલાક અભિધીયમાન અર્થાત્ વાચ્ય હોય છે અને કેટલાક પ્રતીયમાન હોય છે એક દ્રવ્યને બીજા દ્રવ્યોથી જુદુ સમજાવતો ગુણ, તે દ્રવ્યનો પ્રકર્ષ જણાવે છે, આવો પ્રકર્ષ तरप् વગેરે પ્રત્યયો વડે જણાવાય છે અહીં भेदक गुण એવા શબ્દો વડે, પ્રથમ કારિકામા જણાવેલ ગુણનુ લક્ષણ લેવાનુ છે. दण्डी શબ્દમાં दण्ड ગુણ છે, કારણ કે જેની પાસે લાકડી નથી તેવી (अदण्डी) વ્યક્તિઓથી લાકડીવાળા (दण्डी)ને તે જુદો પાડે છે

सर्वस्यैव प्रधानस्य न विना भेदहेतुना ।
प्रकर्षो विद्यते नोपि शब्दस्योपैति वाच्यताम् ॥३॥

ભિન્નતા દર્શાવતા નિમિત્ત વિના, બધાં પ્રધાન દ્રવ્યોમાં પ્રકર્ષ હોતો નથી અને શબ્દ વડે (તે) વાચ્ય પણ બનતો નથી. (૩)

જેમ જાતિ, ગુણ, ક્રિયા વગેરે ઉપાધિ વિનાના દ્રવ્યનો પ્રકર્ષ હોતો નથી તેમ દ્રવ્યથી સ્વતંત્ર રહેનારા ગુણનો પણ પોતાનો પ્રકર્ષ હોતો નથી.

જાતિરૂપ અર્થનો પ્રકર્ષ કે અપકર્ષ હોતો નથી, કારણકે જાતિ હંમેશાં સજાતીયોમાં સમાન હોવાથી તેમાં ભિન્નતાનો અભાવ હોય છે. જાતિ નિત્ય હોવાથી દ્રવ્યની જાતિ-શૂન્ય અવસ્થા હોતી નથી. દ્રવ્યના જન્મકાળે પણ જાતિ હોય છે. તેથી દ્રવ્યમાં જાતિ સાથે સમાનાધિકરણમાં રહેલ કોઈક બીજો ગુણ, પ્રકર્ષનું કારણ બને છે. 'शुक्लतरं रूपम्'માં શુક્લ ગુણ મુખ્યપણે દર્શાવાયો છે, પરંતુ શુક્લગુણમાંનો ભાસુરત્વ ગુણ કે વૈમલ્ય ગુણ, પ્રકર્ષ દર્શાવે છે. બીજી રીતે કહીએ તો પ્રકર્ષહેતુ એવો ગુણ જો સ્વતંત્ર રીતે દર્શાવવામાં આવે તો તે ગુણને આશ્રયે રહેલા બીજા ગુણ વડે પ્રકર્ષ સમજવામાં આવે છે.

સરખાવો : વા. પ. ૩.૬૪. गुणः प्रकर्षहेतुर्यः स्वातन्त्र्येणोपदिश्यते ।
तस्याश्रिताद् गुणादेव प्रकृष्टत्वं प्रतीयते ॥

विद्यमानाः प्रधानेषु न सर्वे भेदहेतवः ।
विशेषशब्दैरुच्यन्ते व्यावृत्तार्थाभिधायिभिः ॥४॥

મુખ્ય દ્રવ્યોમાં રહેલા બધા ધર્મો, (તે દ્રવ્યની બીજા દ્રવ્યથી) ભિન્નતા દર્શાવવાનાં કારણો બનતા નથી. ભિન્નતા દર્શાવનારા અર્થોનું અભિધાન કરનારા વિશિષ્ટ શબ્દો વડે તે જણાવાય છે (૪)

પ્રધાન દ્રવ્યોમાં અનેક—જાતિ, ગુણ, ક્રિયા વગેરે-ધર્મો તે તે દ્રવ્યને સજાતીય કે વિજાતીય દ્રવ્યોથી જુદા દર્શાવનારા હોય છે. આ બધાને કોઈ એક શબ્દ વડે દર્શાવવાનું શક્ય નથી, કારણ કે એવો એક શબ્દ પ્રાપ્ત થતો નથી. કોઈ એક વિશિષ્ટ ધર્મનું અભિધાન તે તે દ્રવ્યાદિકના કોઈક વિશેષણ વડે જ કરવામાં આવે છે અને આવો શબ્દ પ્રકર્ષને જણાવે છે. शुक्लतरं रूपमस्य । (એનું રૂપ વધારે ધોળું છે) એવા ઉદાહરણમાં શબ્દવડે અવાચ્ય અને પ્રતીયમાન એવા ભાસુરત્વ ધર્મને કારણે પ્રકર્ષ સમજાય છે. शुक्लतरः पटः। (વધારે ધોળું વસ્ત્ર)માં શબ્દવડે વાચ્ય શુક્લગુણ પ્રકર્ષનું કારણ બને છે.

वस्तूपलक्षणे तत्र विशेषो व्यापृतो यदि ।
प्रकर्षो नियमाभावात्स्यादविज्ञातहेतुकः ॥५॥

વસ્તુને (માત્ર) વિશિષ્ટ રીતે જણાવવામાં (જ) જો વિશિષ્ટ ધર્મ ચરિતાર્થ બનતો હોય તો, (પ્રકર્ષ અંગે) કશું નિશ્ચયાત્મક ન હોવાથી પ્રકર્ષ તેને જણાવનાર હેતુ વિનાનો રહેશે (૫)

દ્રવ્ય તેના સંસર્ગીધર્મરૂપ ગુણને કારણે અભિધાન પ્રાપ્ત કરે છે. આવા અભિધાનમાં સસર્ગી ધર્મનું સામર્થ્ય જો ક્ષીણ થાય તો તે પ્રકર્ષ અંગે કેવી રીતે પ્રવૃત્તિ કરી શકે, એવી શંકાના જવાબમાં આ કારિકા છે.

शुक्लतर. पटः । એવા ઉદાહરણમાં શુક્લત્વાદિ ગુણરૂપી વિશેષ જો માત્ર દ્રવ્યના અભિધાન માટે જ ચરિતાર્થ બનતો હોય અને પ્રકર્ષ અંગે ઉપયોગી બનતો ન હોય તો પ્રકર્ષ અંગે કોઈ નિશ્ચયાત્મક સ્થિતિ ન હોવાથી પ્રકર્ષ તેને જણાવનારા હેતુ વિનાનો રહેશે.

सर्वं च सर्वतोऽवरय नियमेन प्रकृष्यते ।
संसर्गिणा निमित्तेन निकृष्टेनाधिकेन वा ॥६॥

બધા (પ્રકૃષ્ટ અથવા નિકૃષ્ટ) પદાર્થો, તેમની સાથે સંસર્ગવાળા પ્રકૃષ્ટ અથવા નિકૃષ્ટ ગુણરૂપી નિમિત્તને આધારે નિયત પ્રકર્ષને હંમેશા દર્શાવે છે (૬)

निकृष्टतरः । (વધારે હલકો), प्रकृष्टतर । (વધારે સારો) એવા પ્રચલિત પ્રયોગો કેવી રીતે શક્ય બને છે, તે અંગે, આ કારિકામાં જણાવવામાં આવ્યું છે. વધારે સારું કાર્ય કરવા રૂપી પ્રકર્ષને જણાવવા માટે प्रकृष्टतर. અને વધારે હલકું કાર્ય કરવા રૂપી નિકર્ષને જણાવવા માટે निकृष्टतर એવા પ્રયોગો પ્રચલિત થાય છે બીજી રીતે કહીએ તો, प्रकृष्टतर માં સારા કાર્યરૂપી ધર્મ, પ્રકર્ષનું કારણ છે, અને निकृष्टतर માં હલકા કાર્યરૂપી ધર્મ નિકર્ષનું કારણ છે.

नापेक्षते निमित्तं च प्रकर्षे व्याप्रृत यदि ।
द्रव्यस्य स्यादुपादान प्रकर्षे प्रत्यनर्थकम् ॥७॥

પ્રકર્ષ (દર્શાવવા) માટે તૈયાર (ગુણરૂપી) નિમિત્તની અપેક્ષા જો (દ્રવ્ય)ને ન હોય તો, પ્રકર્ષને જણાવવા માટે દ્રવ્યનો (શબ્દ દ્વારા) પ્રયોગ નિરર્થક થશે. (૭)

ગોતરા (વધારે સારી ગાય) જેવા પ્રયોગોને હવે સમજાવવામાં આવે છે. ગોતરા શબ્દમાં દર્શાવાતો પ્રકર્ષ ગોત્વ એવી જાતિને કારણે નથી અને પ્રકર્ષ ગુણ દર્શાવતો બીજો કોઈ શબ્દ પણ તેની સાથે નથી, છતા પ્રકર્ષ તો દર્શાવાય છે જ. જો દ્રવ્ય, પ્રકર્ષ કે અપકર્ષને દર્શાવવા માટે ઉપાધિરૂપ નિમિત્તને અર્થાત્ ગુણને સ્વીકારે નહિ તો, शुक्लतर. पटः (વધારે ધોળું વસ્ત્ર) એવા પ્રયોગમાં शुक्लतर શબ્દ પ્રકર્ષને જણાવવા માટે નિરર્થક ઠરશે, અર્થાત્ એવો પ્રયોગ થશે નહિ, છતા આવા પ્રયોગો વ્યવહારમાં તો પ્રાપ્ત થાય છે જ. તેથી પ્રકર્ષ કે અપકર્ષ દર્શાવવા માટે નિમિત્ત બનતા ગુણને સ્વીકારવો જ જોઈએ. शुक्लतर માં ચમક (ભાસુરત્વ) ગુણ છે ગોતરા પ્રયોગમાં ગાયમાં રહેલા ગુણો, જેવા કે, બીજી ગાયો કરતા દોરીને લઈ જવામાં સરેલી અથવા બીજી ગાયો કરતા વધારે દૂધ આપનારી–, પ્રકર્ષ દર્શાવે છે. પતંજલિ જણાવે છે કે गौ એટલે દર વર્ષે વાછરડું જન્માવનારી પરંતુ ગોતરા એટલે દર વર્ષે વિયાતી એટલું જ નહિ પણ વાછરડી જન્માવનારી ગાય (गौरियं समा समां विजायते गोतरेयं या समां समां विजायते स्त्रीवत्सा च। (મહાભાષ્ય, ૨.૫ ૪૧૩)

सव्यापारो गुणस्तस्मात्स्वप्रकर्षनिबन्धनः ।
द्रव्यात्मानं भिनत्त्येव स्वप्रकर्षं निवेशयन् ॥८॥

તેથી પોતાના પ્રકર્ષ માટે કારણરૂપ ગુણ, (દ્રવ્યના પ્રકર્ષ માટે) કાર્ય બનીને, તે (દ્રવ્ય)ને પોતાના પ્રકર્ષ સાથે યોજીને (બીજા દ્રવ્યથી) જુદું જાહેર કરે છે. (૮)

अरूपं पररूपेण द्रव्यमाख्यायते यथा ।
अप्रकर्षं प्रकर्षेण गुणस्याविश्यते तथा ॥९॥

(જાતિ, ગુણ વગેરે) રૂપ વિનાનું દ્રવ્ય, બીજા (અર્થાત્ જાતિ, ગુણ વગેરે) રૂપ વડે નિરૂપવામાં આવે છે તેમ, પોતાના પ્રકર્ષ વિનાનું (દ્રવ્ય) ગુણના પ્રકર્ષને પ્રાપ્ત કરે છે. (૯)

રૂપ વિનાનું કે ઉપાધિ વિનાનું દ્રવ્ય શબ્દ વડે જણાવાતું નથી. તેથી દ્રવ્યની ઉપાધિરૂપ ગુણ તે દ્રવ્યના શાબ્દિક વ્યવહારમાં ઉપયોગી બને છે. ઉપાધિરૂપ ગુણને અને ઉપાધિમાન એવા દ્રવ્યને એકબીજાથી જુદાં સમજાવી શકાતાં નથી; તેથી ગુણના પ્રકર્ષ વડે દ્રવ્યનો પ્રકર્ષ જણાવવામાં આવે છે.

इति गुणसमुद्देशः ।

આ પ્રમાણે ગુણસમુદ્દેશ પૂરો થયો.

६

## दिक्समुद्देशः ।

६

## દિક્સમુદ્દેશ

दिक् साधनं क्रिया काल इति वस्त्वभिधायिनः ।
शक्तिरूपे पदार्थानामत्यन्तमनवस्थितो. ॥१॥

દિક્, સાધન, ક્રિયા અને કાલ એવા શબ્દો દ્રવ્યનું અભિધાન કરે છે, એમ માનવામાં આવે તો, પદાર્થોના શક્તિરૂપ (સ્વભાવ)ના તે, વાચક બનતા નથી. (૧)

દિક્, સાધન વગેરે શબ્દો સિદ્ધ સ્વભાવવાળાં દ્રવ્યોના વિશેષણરૂપે વાચ્ય બને છે, તે સ્વતંત્ર પદાર્થો નથી. વૈશેષિક મતમાં દિક્‌ને દ્રવ્યરૂપે સમજવામાં આવે છે, તે બરાબર નથી, કારણ કે, કાર્ય ઉપરથી જ તેનું અનુમાન કરવું જોઈએ. દ્રવ્યને માટે ઉપકારક શક્તિરૂપે તે સમજાય છે. સિદ્ધ દ્રવ્યોનું અભિધાન કરનારા શબ્દો દિક્ વગેરેનું સાક્ષાત્ અભિધાન કરી શકતા નથી. તેથી વૈયાકરણસિદ્ધાન્ત પ્રમાણે દિક્ વગેરેની વ્યાખ્યા આપવી જોઈએ.

व्यतिरेकस्य यो हेतुरवधिप्रतिपाद्ययोः ।
ऋज्वित्येवं यतोऽन्येन विना बुद्धिः प्रवर्तते ॥२॥

कर्मणो जातिभेदानां अभिव्यक्तिर्यदाश्रया ।
सा स्वैरुपाधिभिर्भिन्ना शक्तिर्दिगिति कथ्यते ॥३॥

('આનાથી' એવી) અવધિ અને ('આ' એવા) અવધિમાન્ વચ્ચેના અર્થભેદનું જે કારણ છે, બીજા કોઈ (ની મદદ) વિના 'સીધુ' એવી સમજણ જેને કારણે આવે છે; જેને લીધે ક્રિયાના જાતિભેદોની અભિવ્યક્તિ થાય છે, તે, પોતાની ઉપાધિઓને કારણે ભિન્નરૂપે સમજાતિ શક્તિ, દિક્ કહેવાય છે. (૨-૩)

'આ તેનાથી પૂર્વ દિશામાં છે,' 'આ તેનાથી પશ્ચિમ દિશામાં છે,' એવા પ્રયોગોમાં, 'તેનાથી' શબ્દ અવધિ દર્શાવે છે. અને 'આ' શબ્દ, પ્રતિપાદ્ય અર્થાત્ અવધિમાન દર્શાવે છે. બંને અવધિઅવધિમત્ સબંધથી જોડાયેલાં છે. બંને વચ્ચેનો અર્થભેદ દિક્‌વડે

દર્શાવાય છે. વૈશેષિકો, "જેના વડે, અહીંથી આ, એવું જે જ્ઞાન થાય તે દિક્ દર્શાવે છે" (इति इदमिति यतस्तद्दिशो लिङ्गम् । વૈશેષિક સૂત્ર ૨.૨.૧૦) એ પ્રમાણે દિક્ની વ્યાખ્યા આપે છે. આ તેનાથી પૂર્વમાં છે કે પશ્ચિમમાં છે એવું જ્ઞાન કોઈક બીજા નિમિત્તનો બોધ કરાવે છે. આવું બીજું નિમિત્ત દિક્ છે પૃથ્વી વગેરેની જેમ દિક્ સ્વતંત્ર દ્રવ્ય નથી.

આ વાંસ સીધો છે, આ વાંસ વાંકો છે, એવી કલ્પનાઓ પણ દિક્ને કારણે છે, કારણ કે, વાંસના અવયવો એક જ દિશામાં પ્રસરે છે. તે પ્રમાણે ત્રાંસુ, ઊંચું, નીચું, વગેરેમાં જે ભ્રમણત્વ, ઉત્ક્ષેપણ વગેરેની અભિવ્યક્તિ થાય છે તે પણ દિક્ને કારણે છે. આ ઉત્ક્ષેપણ વગેરે ક્રિયાભેદો કર્મસામાન્યના જાતિભેદો છે.

દિક્ અંગે વૈશેષિક મતને અવતારતાં હેલારાજ જણાવે છે કે દિક્ એક છે, પરંતુ જુદી જુદી ઉપાધિઓને લીધે તેના દસ વિભાગ સમજવામાં આવ્યા છે સવારમાં સૂર્ય સાથેના સંબંધવાળી દિશાને પૂર્વ દિશા કહેવાય છે તે પ્રમાણે બીજી દિશાઓનાં નામો અંગે છે.

परापरत्वे मूर्तानां देशभेदनिबन्धने ।
तत एव प्रकल्पेते क्रमरूपे तु कालतः ॥४॥

મૂર્ત પદાર્થો અંગે 'આ પૂર્વ છે,' 'આ પર છે', એવું જ્ઞાન, દેશભેદને કારણે છે. 'પહેલું', 'પછીનું', એવું ક્રમરૂપ જ્ઞાન કાલ(ભેદ)ને કારણે છે. (૪)

મૂર્ત પદાર્થ એટલે અવ્યાપી અને રૂપવાળો પદાર્થ આકાશ વગેરે વ્યાપક અને અમૂર્ત પદાર્થોમાં પરત્વ અને અપરત્વ હોતાં નથી દેશ સાથે સંબદ્ધ હોવાથી મૂર્ત પદાર્થોના પરત્વ અને અપરત્વની કલ્પના થાય છે. આ કલ્પના દિક્ને કારણે છે. પહેલું, પછીનું, એવી ક્રમરૂપ કલ્પના કાલશક્તિને કારણે છે. આ પ્રમાણે દિક્ અને કાલ, શબ્દબ્રહ્મની શક્તિઓ છે.

आकाशस्य प्रदेशेन भागैश्चान्यैः पृथक् पृथक् ।
सा संयोगविभागानामुपाधित्वाय कल्पते ॥५॥

આકાશના, તેના પ્રદેશો સાથેના, અને બીજા (ઘટાદિ દ્રવ્યો)ના વિભાગો સાથેના પરસ્પર સંયોગ અને વિભાગ માટે, તે (દિક્) આધારરૂપ બને છે. (૫)

આકાશ જેવા અમૂર્ત પદાર્થોનાં પણ કાલ્પનિક પરાપરત્વ હોય છે. આકાશના તેના પ્રદેશો સાથે અને ઘટ વગેરે પદાર્થોના ભાગો સાથે જે પરસ્પર સંયોગ અને વિભાગ છે, તેમનો નિશ્ચય દિક્વડે થાય છે.

અવયવ વિનાના વિભુ આકાશનો કોઈ વાસ્તવિક પ્રદેશ નથી, પરંતુ આકાશ સાથે સંયોગવાળા ઘટાદિ પદાર્થોના પ્રદેશો હોય છે અને ઘટાદિ પદાર્થોના ભાગો હોય છે. આવા ભાગો અને પ્રદેશોને કારણે આકાશના પ્રદેશો કલ્પવામાં આવે છે. પૂર્વ તરફના આકાશ સાથે સંબંધવાળા ઘટનો ભાગ પૂર્વભાગ કહેવાય છે. પર આકાશ સાથે સંબંધવાળા ઘટનો ભાગ પરભાગ કહેવાય છે.

दिशो व्यवस्था देशाना दिग्व्यवस्था न विद्यते ।
शक्तय खलु भावानामुपकारप्रभाविता ॥६॥

પ્રદેશોની વ્યવસ્થા દિક્‌દ્વારા થાય છે, દિશાની (પૂર્વપર) વ્યવસ્થા (બીજા કોઈ નિમિત્તથી) થતી નથી પદાર્થોની શક્તિઓ, તેમના વડે કરવામા આવતા ઉપકારને કારણે કલ્પવામા આવે છે. (૬)

પ્રદેશોની પૂર્વ, પર એવી વ્યવસ્થા દિક્‌ને કારણે થાય છે, પરતુ દિક્‌મા પૂર્વાપર-વ્યવસ્થા માટે કોઈ નિમિત્ત કલ્પવામા આવતુ નથી આવા નિમિત્તની કલ્પના કરવામા આવે તો, તે નિમિત માટે બીજુ નિમિત, તેને માટે ત્રીજુ નિમિત, એમ અનવસ્થા થાય પૂર્વપરાદિ વ્યવહાર માટે, દિક્‌મા પોતાની જ શક્તિ હોય છે, અર્થાત્ તે પોતે જ શક્તિરૂપે છે. દિક્‌રૂપી શક્તિની કલ્પના તેના વડે કરવામા આવતા ઉપકારને લીધે થાય છે દિક્‌મા પરાપરત્વ રહેલા છે જ સૂર્ય સાથેનો તેનો સબધ, તેના સ્વભાવને વ્યક્ત કરે છે.

प्रत्यस्तरूपा भावेषु दिक् पूर्वेत्यभिधीयते ।
पूर्वबुद्धिर्यतो दिक् सा समाख्यामात्रमन्यथा ॥७॥

(મૂર્ત) પદાર્થો ઉપર આરોપવામા આવેલા સ્વભાવવાળી તે (દિક્‌)ને પૂર્વ દિશા કહેવાય છે, જેને કારણે આ પૂર્વ છે એવુ જ્ઞાન થાય છે તે દિક્ છે આવી (ઉપાધિરૂપે) ન હોય તો માત્ર નામ તરીકે તે સમજાય છે (૭)

પૃથ્વી વગેરેની જેમ દિક્ સ્વતત્ર સ્વભાવવાળી નથી અવ્યાપી મૂર્ત પદાર્થોની ઉપાધિરૂપે તે સમજાય છે આવી ભાવપરતન્ત્ર દિક્ પૂર્વ, પર વગેરે બુદ્ધિ માટે કારણ રૂપ બને છે પદાર્થોના સ્વરૂપથી જુદી નહિ હોવાથી તે પદાર્થોની શક્તિરૂપે છે જો તેને સ્વતત્ર ગણવામા આવે તો તે માત્ર નામ તરીકે જ સમજાય છે

स्वाङ्गाद्व्यवस्था या लोके न तया नियता दिश ।
प्रत्यङ्मुखस्य यत्पश्चात्तत्पुरस्ताद्विपर्यये ॥८॥

લોકવ્યવહારમા (વ્યક્તિના) પોતાના અગ (મુખ)થી (દિક્‌ની) વ્યવસ્થા સમજવામા આવે તો, દિશાઓ ચોક્કસ થતી નથી પશ્ચિમ તરફ મુખવાળા માટે જે પશ્ચિમ હોય છે, તે તેનાથી વિરુદ્ધ મુખવાળા માટે પૂર્વ કહેવાય છે (૮)

આપણા શરીર કે મુખના સ્થાન ઉપરથી દિશાને સમજી શકાય નહિ લોકવ્યવહારમા જમણા હાથ તરફ (हस्तदक्षिण) કે ડાબા હાથ તરફ (हस्तवाम) અથવા પૂર્વ તરફ મુખ વાળો (प्राङ्मुख) કે ઉત્તર તરફ મુખવાળો (उदङ्मुख) એવા શબ્દો વપરાય છે પરતુ શરીર કે મુખની સ્થિતિમા ફેરફાર થતા દિશાઓ બદલાઈ જાય છે તેથી દિશાઓ અગે અનાદિ કાળથી પ્રચલિત માન્યતાઓને અનુસરવી જોઈએ.

देशव्यवस्थानियमो दिक्षु न व्यवतिष्ठते ।
रूढमप्यपरत्वेन पूर्वमित्यभिधीयते ॥९॥

(પૂર્વદેશ, ઉત્તરદેશ, દક્ષિણદેશ વગેરે) દેશવ્યવસ્થાનો નિશ્ચય દિક્‌ને કારણે વ્યવસ્થિત બનતો નથી. પશ્ચિમ (દિશા)તરીકે રૂઢ થયેલ (પ્રદેશ)ને તે પૂર્વ છે એમ કહેવાય છે. (૯)

પૂર્વ, પશ્ચિમ વગેરે પ્રદેશનામો દિક્‌ને આધારે છે; પરંતુ કોઈવાર પૂર્વ દિશાને માટે આપણે પશ્ચિમ શબ્દ વાપરીએ છીએ. જેમકે, આપણે પશ્ચિમાભિમુખ ઊભા હોઈએ ત્યારે તે દિશા તો પશ્ચિમ છે, પણ તેને માટે આપણે પૂર્વ શબ્દ વાપરીએ છીએ, દક્ષિણમાંથી પૂર્વ તરફ જનારો કહે છે કે હું ઉત્તરાપથ જાઉં છું. આમ પૂર્વ, પર વગેરે શબ્દો, દિક્‌નો વિચાર કર્યા વિના પણ વપરાય છે. दिक्शब्देभ्यः सप्तमीपञ्चमीप्रथमाभ्यो दिग्देशकालेष्वस्तातिः । (પા. સૂ. ૫. ૩. ૨૭, દિશાવાચક પ્રથમાન્ત, પંચમ્યન્ત અને સપ્તમ્યન્ત શબ્દોને દિશા, સ્થળ, અને કાલના અર્થમાં अस्तात् પ્રત્યય લાગે છે) ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે पूर्वस्मिन् देशे वसति । એવા ઉદાહરણમાં पूर्वस्मिन् એવા સપ્તમ્યન્ત પદને अस्ताति પ્રત્યય લાગતો નથી, કારણ કે પૂર્વ શબ્દ દેશવાચક નથી, પરંતુ દેશનું તે વિશેષણ છે; અર્થાત્ પૂર્વ દિક્‌શબ્દ નથી. દિક્ અર્થ દર્શાવનાર પૂર્વ, ઉત્તર વગેરે શબ્દો રૂઢિશબ્દો છે.

अतोऽभाषितपुंस्कत्वात् पुंवद्भावो न सिध्यति ।
अस्मिन्नर्थे न शब्देन प्रसवः क्वचिदुच्यते ॥१०॥

(દક્ષિણ અને ઉત્તર એવા શબ્દો) ભાષિતપુંસ્ક ન હોવાથી, તેમનો પુંવદ્‌ભાવ સિદ્ધ થતો નથી. (દક્ષિણ કે ઉત્તર) શબ્દ વડે, આવા (દિશાના) અર્થમાં પુંજાતિનું અભિધાન કદાપિ થતું નથી. (૧૦)

दक्षिणोत्तराभ्यामतसुच् । (પા. સૂ. ૫. ૩. ૨૮, દિશા, સ્થળ અને સમય દર્શાવનારા પંચમ્યન્ત, પ્રથમાન્ત અને સપ્તમ્યન્ત दक्षिण અને उत्तर શબ્દને अतसुच् પ્રત્યય લાગે છે) ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે દક્ષિણ અને ઉત્તર એવા શબ્દોને દિશા, દેશ અને કાલ અર્થમાં तसु (अतसुच्) પ્રત્યય લાગે છે; જેમકે दक्षिणतः અને उत्तरतः; પરંતુ दक्षिणा અને उत्तरा એવા શબ્દો હોય તો तसिलादिष्वाकृत्वसुचः । (પા. સૂ. ૬.૩.૩૫)થી પુંવદ્‌ભાવ થશે.

આની સામે જણાવ્યું છે કે ભાષિતપુંસ્કનો પુંવદ્‌ભાવ થાય છે. दक्षिणा અને उत्तरा શબ્દો ભાષિતપુંસ્ક નથી, કારણકે दक्षिणा અને उत्तरा એવા પુંલ્લિંગ શબ્દો વ્યવસ્થાવાચક છે, જ્યારે दक्षिणा અને उत्तरा શબ્દો દિગ્વાચક છે.

दिक्शब्दैरभिधाने तु नियतं दिशि दर्शनम् ।
पूर्वादीनां यथा षष्टेर्जीवितस्यावधारणे ॥११॥

જેમ આયુષ્યના નિશ્ચય અંગે (વર્ષ શબ્દના પ્રયોગ વિના) 'સાઠ' (षष्टिः)

શબ્દ કાલનો વાચક બને છે તેમ, પૂર્વ વગેરે શબ્દોમાં શક્તિરૂપ દિક્‌ના અભિધાનમાં દિશાનો અર્થ નિયત હોય છે. (૧૧)

અન્વય : यथा जीवितस्य अवधारणे (वर्षपदप्रयोगं विना) षष्टेः (नियतं दर्शनं कालवाचित्वेन तथा) पूर्वादीनां (शब्दानां दिक्शक्तेः अभिधाने दिशि दर्शनं नियतं (अस्ति) ।

પૂર્વ, દક્ષિણ વગેરે શબ્દો દિશાવાચક છે. પ્રદેશો કે કાલવિભાગો સાથે તેમનો સંબંધ થતાં તે વ્યવસ્થા દર્શાવે છે. આમ બંને વચ્ચે અર્થભેદ સ્પષ્ટ છે. લોકવ્યવહારમાં પ્રાચીન પરંપરાથી તે શબ્દો દિશાનો અર્થ દર્શાવતા રહ્યા છે. સાઠ વર્ષનો થયેલો (षष्टि मूतः षष्टिकः) એવા પ્રયોગમાં વર્ષ શબ્દના પ્રયોગ વિના, માત્ર વપરાશને કારણે, વર્ષ અર્થાત્ કાળનો બોધ થાય છે.

छायभाभ्यां नगादीनां भागभेदः प्रकल्पते ।
अतद्धर्मसु भावेषु भागभेदो न कल्पते ॥१२॥

છાયા અને પ્રકાશને કારણે જુદા જુદા સમજાતા પર્વતો વગેરેના અવયવો દિક્‌ને કારણે હોય છે. (પૂર્વપર) સ્વભાવ વિનાના પદાર્થોમાં આવો અવયવભેદ કલ્પી શકાતો નથી. (૧૨)

શરદ ઋતુમાં પર્વતનું એક શિખર સૂર્યનાં કિરણોથી પ્રકાશિત હોય છે; બીજું શિખર મેઘચ્છાયાને કારણે છાયાવાળું હોય છે. આવો અવયવવિભાગ દિક્‌ની કલ્પનાને કારણે જ છે. જેનામાં પૂર્વ, પર વગેરે સ્વભાવ હોતો નથી તેવા અમૂર્ત પદાર્થોમાં આવો અવયવભેદ હોતો નથી.

परमाणोरभागस्य दिशा भागो विधीयते ।
भागप्रकल्पनाशक्तिं प्रथमां तां प्रचक्षते ॥१३॥

વિભાગો વિનાના પરમાણુમાં દિક્‌ને કારણે વિભાગોની કલ્પના ઉત્પન્ન થાય છે તે (દિક્)ને જ વિભાગો કલ્પવા માટેની પહેલી શક્તિ કહે છે. (૧૩)

મૂર્ત પદાર્થોમાં તેમ જ અણુઓમાં વિભાગોની કલ્પના દિક્‌ને કારણે છે. અવિભક્ત અણુઓમાં દિક્‌ને કારણે ચારે બાજુઓ, ઉપરનો ભાગ અને નીચેનો ભાગ એમ છ અવયવોની કલ્પના થાય છે. બીજા અણુઓ તેની સાથે જોડાતાં દ્વયણુક, ત્ર્યણુક, ચતુર્ણુક વગેરે ઉત્પન્ન થાય છે અને ક્રમશઃ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

સભાગ પદાર્થોના અવયવો, છાયા અને પ્રકાશને કારણે હોય છે, અને નિર્ભાગ પદાર્થોના અવયવોની કલ્પના દિક્‌ને કારણે છે, આ મત યોગ્ય નથી. બધા જ પદાર્થોમાં અવયવકલ્પના દિક્‌ને કારણે છે.

अदेशाश्चाप्यभागाश्च निष्क्रमा निरुपाश्रयाः ।
भावाः संसर्गिरूपात्तु शक्तिभेदः प्रकल्पते ॥१४॥

પદાર્થો દેશ વિનાના, ભાગ વિનાના, ક્રમ વિનાના અને ઉપાધિ વિનાના છે, પરંતુ તેમની સાથે સંસર્ગવાળાં દ્રવ્યોને કારણે દિગ્રૂપ શક્તિભેદ સમજાય છે. (૧૪)

આકાશ વગેરે વિભુ પદાર્થોના અવયવોરૂપ દેશ હોતા નથી, કારણ કે આકાશ વગેરે વિભુ અને નિત્ય છે. પૃથ્વી વગેરે મૂર્ત પદાર્થોના બીજા પદાર્થો સાથેના સંસર્ગને કારણે અવયવો કલ્પવામાં આવતા હોવા છતાં અવયવરૂપ દેશ હોતા નથી. આમ વિભુ અને મૂર્ત બંને પ્રકારના પદાર્થોના અવયવો હોતા નથી. તેથી, તેમનામાં ક્રમ પણ હોતો નથી. તેવી રીતે તેમના ઉપાશ્રયો પણ હોતા નથી

આવા પદાર્થો તેમની સાથે સંસર્ગવાળા પદાર્થોના પરાપરત્વને કારણે આરોપિત થતી વાદ્રશક્તિને લીધે પરાપરત્વવાળા હોય તેમ કલ્પવામાં આવે છે.

निर्भागात्मकता तुल्या परमाणोर्घटस्य च ।
भागाः शक्त्यन्तरं तत्र परिमाणं च यत्तयोः ॥१५॥

પરમાણુમાં અને ઘડામાં અવયવોનો અભાવ સમાન છે. ત્યાં ભાગ (માત્ર) શક્તિરૂપે છે અને તેમનું જે પરિમાણ (છે તે) પણ (શક્તિરૂપ છે) (૧૫)

ઘટ અને પરમાણુ, બંનેમાં સ્વાભાવિક અવયવાભાવ સરખો છે. દિક્રૂપ શક્તિ વડે ઘડાના અવયવોમાં પૌર્વાપર્યની કલ્પના કરવામાં આવે છે. દિક્શક્તિને કારણે કલ્પવામાં આવતી ભાગવત્તા સાચી નથી. જો એમ હોય તો પરમાણુમાં પણ ભાગની કલ્પના થાય. મહત્ત્વ, અણુત્વ વગેરે પરિમાણો પણ શક્તિવિશેષની કલ્પનાને કારણે છે. ઘટ અને અણુ વચ્ચેનો ભેદ તેમના પરિમાણને કારણે છે, અવયવોને કારણે નથી.

यतः प्रकल्पते भेदो भेदस्तत्रापि दृश्यते ।
अदृष्टोपरतिं भेदमतोऽयुक्ततरं विदुः ॥१६॥

જેમને કારણે ભેદની કલ્પના થાય છે, તે (અવયવો)માં પણ ભેદ પ્રાપ્ત થાય છે; તેથી જેમાં સમાપ્તિ દેખાતી નથી તેવા ભેદને અત્યંત અયોગ્ય માનવામાં આવ્યો છે. (૧૬)

જેમ પદાર્થોના ભેદો, તેમના અવયવોને લીધે કલ્પી શકાય છે, તેમ તે અવયવોના અવયવો, અને તેમના પણ અવયવો કલ્પી શકાય છે. પરમાણુઓના ભેદ દિગ્ભેદને કારણે, દિગ્ભેદ સૂર્યસંયોગને કારણે, સૂર્યસંયોગ પણ મેરુપ્રદેશના ભેદને કારણે એમ અનવસ્થા થાય. આમ પદાર્થોના તથા તેમની ઉપાધિઓના ભેદ કાલ્પનિક સમજવા, વાસ્તવિક નહિ.

सर्वत्र तस्य कार्यस्य दर्शनाद्विभुरिष्यते ।
विभुत्वमेतदेवाहुरन्यः क्रायवतां विधिः ॥१७॥

તેનું (ભાગભેદરૂપ) કાર્ય સર્વત્ર દેખાતું હોવાથી, તે (દિક્)ને વિભુ કહે છે. આવા (કાર્યસંપાદકત્વ)ને વિભુત્વ કહે છે. મૂર્ત પદાર્થો અંગે જુદો પ્રકાર છે. (૧૭)

દિક્નું અવયવવિભાગરૂપ કાર્ય, સાર્વત્રિક હોવાથી તેને વિભુ અર્થાત્ વ્યાપિની કહે છે. દિક્, કાલ, આકાશ વગેરે અમૂર્ત પદાર્થોનું વિભુત્વ એટલે સર્વત્ર પોતાનાં કાર્યો ઉત્પન્ન કરવાની શક્તિ. પોતાના અવયવો સાથે વિસ્તૃત પ્રદેશમાં વ્યાપીને રહેવાને, મૂર્ત પદાર્થોનું વિભુત્વ કહે છે.

चैतन्यवत् स्थिता लोके दिक्कालपरिकल्पना ।
प्रकृतिं प्राणिनां तां हि कोऽन्यथा स्थापयिष्यति ॥१८॥

ચૈતન્યની કલ્પનાની જેમ, દિક્ અને કાલની કલ્પના જગતમાં દઢપણે સ્થાપિત થયેલી છે. પ્રાણીઓના આ સ્વભાવને કોણ અન્યથા પુરવાર કરી શકે ? (૧૮)

અસ્તિત્વવાળો પદાર્થ પણ જ્યાં સુધી તેનું જ્ઞાન થયું ન હોય ત્યાં સુધી કોઈ પણ કાર્ય કરી શકતો નથી. તેથી ચૈતન્યને બધા દાર્શનિકોએ સ્વીકાર્યું છે, આ ચૈતન્ય આત્માનું સ્વરૂપ છે, તેનો વિરોધ કરી શકાતો નથી. તે પ્રમાણે દિક્ અને કાલનો પણ વિરોધ કરી શકાતો નથી. પદાર્થોમાં ભેદાભેદ, ભાવાભાવ વગેરે હોતા નથી, પરંતુ અનાદિ અવિદ્યાને કારણે આવો વિચિત્ર લોકવ્યવહાર પ્રાપ્ત થાય છે. તત્ત્વદર્શીઓ પણ તેને અન્યથા સમજાવી શકતા નથી, અર્થાત્ પદાર્થોનાં સ્વરૂપ, જે પરાપરત્વાદિ સ્વભાવવાળાં છે, તેમને પરાપરત્વ વિનાનાં સમજાવી શકાતાં નથી. લોકવ્યવહારમાં જેમ ચૈતન્ય રૂઢ થયેલું છે, તેમ દિક્ અને કાલ પણ રૂઢ છે. તેમના વિના પ્રાણીઓનાં કાર્યોની નિષ્પત્તિ થતી નથી. તેથી વ્યવહારપ્રસિદ્ધ દિક્ અને કાલનું પ્રત્યાખ્યાન યોગ્ય નથી.

संकरो व्यवहाराणां प्रकृतेः स्याद्विपर्यये ।
तस्मात् त्यजन्निमान्भावान्पुनरेवावलम्ब्यते ॥१९॥

સ્વભાવ(રૂપ બનેલ આ દિક્કાલની કલ્પના)નો અસ્વીકાર કરવામાં આવતાં (લોક)વ્યવહારોની અવ્યવસ્થા થશે, તેથી (પૂર્વાપરાદિ વિભાગવાળા) આ વ્યવહારોનો ત્યાગ કરીને પણ ફરીવાર તેનો આશ્રય કરવામાં આવે છે. (૧૯)

વહેલાં ઊઠવું, સ્નાન કરવું, સંધ્યાપાસના કરવી વગેરે લોકવ્યવહારો દૃષ્ટાદૃષ્ટ ફળવાળા હોય છે. આવાં વ્યવહારકાર્યો અંગે દિક્કાલની અથવા પૂર્વાપરાદિ ભાવોની કલ્પના સ્વીકારવી જ જોઈએ, કારણ કે તે સર્વ પદાર્થોની પ્રકૃતિ અથવા સ્વભાવ બનેલ હોય છે. જો તેનો સ્વીકાર કરવામાં ન આવે તો બધા વ્યવહારોમાં ગોટાળો થાય. તેથી તત્ત્વદર્શીઓ તેમના ત્યાગને [illegible] ગણતા હોવાં છતાં ફરીવાર તેમને સ્વીકારે છે.

तस्यास्तु शक्तेः पूर्वादिभेदो भावान्तराश्रयः ।
भिन्ना दिक् तेन भेदेन भेदायैवोपकल्पते ॥२०॥

તે (દિગ્‌રૂપ) શક્તિનો, પૂર્વ વગેરે વિભાગ, તેના જુદા જુદા પદાર્થો સાથેના સંબંધને કારણે છે. તેવા વિભાગોથી જુદી જુદી સમજાતી તે, (મૂર્ત પદાર્થોમાં) ભેદ પ્રાપ્ત કરાવે છે. (૨૦)

શબ્દબ્રહ્મની કાલરૂપ શક્તિ અનુમતિ અને પ્રતિબંધ વડે સર્વ વ્યવહારોમાં ક્રમને પ્રાપ્ત કરાવે છે, તેમ દિક્‌શક્તિ પણ વ્યવહારોનાં પરાપરત્વાદિનું કારણ બને છે.

अवधित्वेन चापेक्षायोगे दिग्लक्षणो विधिः ।
पूर्वमस्येति षष्ठ्येव दृष्टा धर्मान्तराश्रये ॥२१॥

જ્યારે અવધિ (એવા અર્થ)ની અપેક્ષા હોય છે ત્યારે દિક્ સાથે સંબંધના અર્થમાં (પંચમી વિભક્તિનું) વિધાન કરવામાં આવ્યું છે; (અવયવિત્વરૂપ) જુદો ધર્મ દર્શાવવા માટે 'આ તેના ઉપરનું' એવા અર્થની ષષ્ઠી પ્રાપ્ત થાય છે. (૨૧)

દિક્‌ના સ્વીકારને કારણે વ્યાકરણશાસ્ત્રમાં કેટલાક નિયમો રજૂ કરવામાં આવ્યા છે 'આ તેનાથી પૂર્વમાં છે' એવી અવધિનો અર્થ દર્શાવવો હોય ત્યારે दिग्योगलक्षणा पञ्चमी। એવો નિયમ રજૂ કરવામાં આવ્યો છે અને તે પ્રમાણે પંચમી વિભક્તિ વપરાય છે. 'આ તેનાથી ઉપરનું છે' (इदम् अस्य पूर्वम् ।) એવા અવયવિત્વરૂપ અર્થ માટે પા.સૂ. पूर्वपराधरोत्तरमेकदेशिनैकाधिकरणे । ૨.૨.૧ પ્રમાણે અવયવી અંગે ષષ્ઠીનું વિધાન થયુ છે.

पूर्वादीनां विपर्यासोऽदृष्टश्चावध्यसंकरे ।
ऋज्वेतदस्येत्येतच्च लिङ्गं न व्यतिकीर्यते ॥२२॥

અવધિ અંગે અવ્યવસ્થા ન હોય ત્યારે 'ઉપરનું' (पूर्वम्) વગેરેના ઉપયોગમાં (વિભક્તિનો) ફેરફાર થતો નથી, 'આ સીધું છે.' એવા પ્રયોગમા દિક્ અંગેનું સૂચન પણ અયથાર્થ બનતું નથી. (૨૨)

અવધિ અંગે નિશ્ચિતતા હોય ત્યારે પૂર્વ, પર વગેરેના વપરાશમાં કશી અવ્યવસ્થા થતી નથી કારણ કે, આ પૂર્વ, પર વગેરે, દિક્ ઉપર આધાર રાખે છે. આ વાંસનું મૂળ સીધું છે, એવો પ્રયોગ પણ દિક્ ઉપર આધાર રાખે છે, અનિશ્ચિત અવધિ ઉપર તેનો આધાર ન હોવાથી તેને અંગે પણ અવ્યવસ્થા નથી.

अन्तःकरणधर्मो वा बहिरेवं प्रकाशते ।
आयां त्वन्तर्बहिर्भावः प्रक्रियायां न विद्यते ॥२३॥

અથવા આન્તર વ્યાપારવાળા (ચૈતન્ય)ના સ્વભાવરૂપ (દિક્) આમ બાહ્યરૂપે

ભાસે છે; પરંતુ આવી આભાસકલ્પના પ્રમાણે તો તેમના અન્તર્ભાવ કે બહિર્ભાવ નથી. (૨૩)

દિક્ ચૈતન્ય છે. ચૈતન્યનો વ્યાપાર આંતરિક છે; તેમ છતાં અનાદિ અવિદ્યાને કારણે તે બાહ્યવ્યાપારરૂપે ભાસે છે. પરમાર્થપણે વિચારતાં, દિક્‌માં અંતર કે બાહ્ય એવા વ્યાપારો નથી. જે અન્તર્બહિર્ભાવ સમજાય છે તે કાલ્પનિક અને અવિદ્યા વડે આરોપવામાં આવેલો છે. દિક્ બાહ્ય પદાર્થ ન હોવાથી તે આંતર તત્ત્વ છે એમ પણ કહી શકાશે નહિ. વાસ્તવમાં પરાપરત્વની કલ્પના પણ આભાસ માત્ર છે.

एकत्वमासां शक्तीनां नानात्वं वेति कल्पने ।
अवस्तुपतिते ज्ञात्वा सत्यतो न परामृशेत् ॥२४॥

આ (પૂર્વ વગેરે દિક્)શક્તિઓ વિષે એકત્વ અથવા અનેકત્વ, એવી કલ્પનાઓ વસ્તુ સાથે સંબંધ વિનાની હોવાથી તેમને સાચી માનવી જોઈએ નહિ. (૨૪)

પૂર્વ, પર વગેરે રૂપે રહેલ શક્તિઓ વાસ્તવમાં એકત્વરૂપે નથી, તેમજ અનેકરૂપે પણ નથી, તેમને વિષેની કલ્પના વાસ્તવિક નથી અર્થાત્ વિદ્યમાન પદાર્થ સાથે સંબંધ વિનાની છે. આમ દિક્‌કલ્પના અવાસ્તવિક હોઈ તેને સાચી માનવી જોઈએ નહિ. સરખાવો હેલારાજ : एते द्वे कल्पने अवस्तुपतिते । दिशः परमार्थतोऽवस्तुत्वाद् विज्ञाननये व्यतिरिक्तस्वस्वभावादित्यवस्तुविषये बुद्ध्वा परमार्थतो न विचारणीये इत्यर्थः ।

विकल्पातीततत्त्वेषु संकेतोपनिबन्धनाः ।
भावेषु व्यवहारा ये लोकस्तत्रानुगम्यते ॥२५॥

જેના તત્ત્વ અંગે કલ્પનાઓ થઈ શકતી નથી તેવા પદાર્થો અંગેના વ્યવહારોને, (અનાદિ) સંકેત પ્રમાણે, જગત અનુસરે છે. (૨૫)

नैकत्वमस्त्यनानात्वं विनैकत्वेन नेतरत् ।
परमार्थे तयोरेष भेदोऽत्यन्तं न विद्यते ॥२६॥

એકત્વ પણ નથી, અને અનેકત્વ પણ નથી. એકત્વ વિના અનેકત્વ હોતું નથી. પરમાર્થપણે (વિચારતાં) તેમનામાં વાસ્તવિક ભેદ નથી. (૨૬)

એકત્વ અને અનેકત્વ અન્યોન્યાશ્રિત છે. એકને અસિદ્ધ માનતાં બીજું અસિદ્ધ થશે; તેથી દિક્‌ને એક કે અનેક એમ વાસ્તવમાં કહી શકાય નહિ. દિક્‌ને શબ્દતત્ત્વની માત્ર ઉપાધિરૂપે સમજવાની છે.

न शक्तीनां तथा भेदो यथा शक्तिमतां स्थितिः ।
न च लौकिकमेकत्वं तासामात्मसु विद्यते ॥२७॥

શક્તિમાનો અંગે (તેમની) ભિન્નતાનો જેવો (નિશ્ચય) હોય છે, તેવો

(નિશ્ચય), શક્તિઓ અંગે હોતો નથી. તે (શક્તિ)ઓના સ્વરૂપોમાં લોકપ્રસિદ્ધ એકત્વ હોતું નથી. (૨૭)

શક્તિવાળા પદાર્થોનો સ્વતંત્રપણે નિશ્ચય થતો હોવાથી, તેમની વચ્ચેનો ભેદ સ્પષ્ટ થઈ શકે છે. પરંતુ શક્તિઓ, તેમના આશ્રયો એવા પદાર્થો ઉપર આધાર રાખતી હોવાથી તેમના પરસ્પર ભેદનો નિર્ણય થતો નથી. તેથી શક્તિઓ ભેદાભેદ વડે અનિર્વાચ્ય માનવામાં આવી છે: સરખાવો હેલારાજ: तथा शक्तीनां कार्यनानात्वेनोन्नीयमानभेदानां स्वत आधाराच्च भेदोऽस्तीत्यनिर्वाच्या एव भेदाभेदाभ्यां सर्वाः शक्तयः ।

नैकत्वं व्यवतिष्ठेत नानात्वं चेन्न कल्पयेत् ।
नानात्वं चावहीयेत यद्येकत्वं न कल्पयेत् ॥२८॥

જો અનેકત્વની કલ્પના ન થઈ શકે તો એકત્વ પુરવાર થઈ શકે નહિ. જો એકત્વ કલ્પી શકાય નહિ તો અનેકત્વનું અસ્તિત્વ રહે નહિ. (૨૮)

એકત્વનું પ્રતિયોગી એવું નાનાત્વ બુદ્ધિ વડે કલ્પી ન શકાય તો એકત્વ પણ કલ્પી શકાય નહિ. તે પ્રમાણે એકત્વ ન હોય તો નાનાત્વ પણ રહે નહિ. આમ પરસ્પર અપેક્ષાવાળાં આ બે એકબીજા વિના કલ્પી શકાય નહિ. તેથી અંતે તો દિક્ અંગે લોકપ્રસિદ્ધ વ્યવહારને જ અનુસરવું જોઈએ.

इति दिक्समुद्देशः

આ પ્રમાણે દિક્સમુદ્દેશ પૂરો થયો.

७

# साधनसमुद्देशः

૭

# સાધનસમુદ્દેશ

स्वाश्रये समवेतानां तद्वदेवाश्रयान्तरे ।
क्रियाणामभिनिष्पत्तौ सामर्थ्यं साधनं विदुः ॥१॥

પોતાના આશ્રય સાથે અથવા બીજા આશ્રયો સાથે સમવાયમાં રહેલી ક્રિયાઓની સિદ્ધિ માટેની (પદાર્થની) શક્તિને સાધન કહેવામાં આવ્યું છે. (૧)

ધાતુનો અર્થ ક્રિયા છે. જેના વડે ક્રિયા સિદ્ધ બને તે સાધન સમજવું. ક્રિયાની સિદ્ધિ માટે પદાર્થની જે શક્તિ તે સાધન છે. શક્તિને ભાષ્યકારે ગુણ કહી છે, અર્થાત્ ગુણસમુદાયને સાધન તરીકે સમજવામાં આવ્યો છે (મ.ભા., પા.સૂ.૨.૧.૧૧૫). ગુણરૂપ શક્તિ તેના આશ્રય દ્રવ્યમાં રહેલી છે. આવી શક્તિને કારણે તેના આશ્રયરૂપે રહેલ પદાર્થ બીજા પદાર્થથી જુદો સમજાય છે.

શક્તિનો આશ્રય દ્રવ્ય હોવાથી દ્રવ્ય સાધનરૂપે પણ સમજાય છે. તેથી દ્રવ્યને ક્રિયાની સિદ્ધિ માટે જવાબદાર ગણી શકાય (द्रव्यं क्रियाभिनिर्वृत्तिं प्रति साधनभावमुपैति । મ.ભા. ૨. પૃ. ૫૭, લી. ૯). મહાભાષ્યનું આ કથન અગાઉના તેના કથન, 'ગુણસમુદાય અર્થાત્ સાધનને ક્રિયાની સિદ્ધિ માટે જવાબદાર ગણી શકાય'નું વિરોધી નથી, કારણ કે દ્રવ્ય ગુણ-રૂપ શક્તિનો આશ્રય છે.

ગુણસમુદાય અથવા શક્તિસમુદાયને સાધન માનવામાં આવે તો સાધન અનુમાન-ગમ્ય બનશે, કારણ કે શક્તિ અપરિદૃષ્ટ અર્થાત્ અદૃષ્ટ છે, उपसर्गाच्छन्दसि धात्वर्थे (પા.સૂ. ૫.૭.૧૧૮, વૈદિક પ્રયોગોમાં, ધાતુના અર્થમાં, ઉપસર્ગને वति પ્રત્યય લાગે છે.) ઉપરના ભાષ્યમાં સાધનને શક્તિવિશિષ્ટ દ્રવ્ય સમજવામાં આવ્યું છે, કારણ કે દ્રવ્યમાં વૃદ્ધિ (પ્રકર્ષ) કે ક્ષય (અપકર્ષ) હોતાં નથી. અહીં શક્તિ અને શક્તિમાન(દ્રવ્ય) વચ્ચે અભેદ સમજવામાં આવ્યો છે. ભાષ્યકારનાં આવાં કથનોને વ્યવસ્થિત કરીને ભર્તૃહરિએ સાધનની વિસ્તૃત ચર્ચા આ સમુદ્દેશમાં કરી છે.

शक्तिमात्रासमूहस्य विश्वस्यानेकधर्मणः ।
सर्वदा सर्वथा भावात्क्वचित्किंचिद्विवक्ष्यते ॥२॥

શક્તિરૂપ ભાગોના સમૂહવાળા અને અનેક ધર્મોવાળા જગતનું હમેશાં, સર્વ પ્રકારે, અસ્તિત્વ હોવાથી ક્યાંક કોઈક (શક્તિ)ને માટે વિવક્ષા થાય છે. (૨)

વિશ્વ શબ્દથી જગતના ઘટાદિ પદાર્થો સમજાય છે. જલ લાવવું વગેરે કાર્યશક્તિઓના સમૂહરૂપ ઘટાદિ પદાર્થો છે. શક્તિ તેમની માત્રાઓ અર્થાત્ ભાગોરૂપે વ્યવસ્થિત છે. દીવાના પ્રકાશ જેવી કેટલીક અથવા જ્ઞાનના પ્રકાશ જેવી કેટલીક શક્તિઓ પોતાના કાર્ય માટે પોતાની મેળે ઉત્પન્ન થાય છે, અને તેમના આશ્રયો દૂર થતાં આપોઆપ અદૃષ્ટ થાય છે. કેટલીક શક્તિઓ આશ્રયનું અસ્તિત્વ હોય છતાં નાશ પામે છે, જેમ કે ઔષધ અથવા સારા ખોરાકથી પ્રાપ્ત થયેલ બલરૂપી શક્તિ. શરીરરૂપી આશ્રય હોય છતાં કેટલીકને પુરુષપ્રયત્નથી દૂર કરવામાં આવે છે, જેમ કે વિષની મારણશક્તિ અથવા બીજની અંકુરજનનશક્તિ. બીજી કેટલીક શક્તિઓનો પ્રભાવશાળી વ્યક્તિઓ દ્વારા ફેરફાર કરવામાં આવે છે, જેમ કે યોગીઓની પદાર્થોના સ્વરૂપોમાં ફેરફાર કરવાની શક્તિ. સમયના પસાર થવાથી કેટલીક શક્તિઓમા ફેરફાર થાય છે, જેમ કે ધર્મ અને અધર્મ.

પદાર્થ શક્તિસમુદાય હોવાથી કોઈક સ્થળે કોઈક શક્તિ અને બીજા સ્થળે બીજી શક્તિ કાર્યનિર્વાહક બને છે. તેથી કર્તા, કરણ, કર્મ વગેરે સાધનોની સેળભેળ થઈ જતી નથી. શક્તિરૂપ સાધનોની કોઈક ચોક્કસ સંદર્ભમાં વિવક્ષા રહે છે.

साधनव्यवहारश्च बुद्ध्यवस्थानिबन्धनः ।
सन्तसन्वार्थरूपेषु भेदो बुद्ध्या प्रकल्प्यते ॥३॥

(કર્તા, કર્મ વગેરે) સાધનો અંગેનો વ્યવહાર (વક્તાની) બુદ્ધિ(માં પ્રાપ્ત થનારી) વિવક્ષા રૂપી અવસ્થા ઉપર આધાર રાખે છે. અભિધેય રૂપ (પદાર્થો)માં તેમના ભાવ અને અભાવ અંગેનો ભેદ બુદ્ધિ વડે કલ્પવામાં આવે છે. (૩)

પદાર્થની શક્તિને જો સાધન સમજવામાં આવે તો જે શબ્દોમાં શક્તિ સમજાતી નથી, તે શબ્દો, સાધનને કેવી રીતે જણાવી શકે; તે 'શક્તિને પ્રાપ્ત કરે છે' (शक्तिं आप्नोति ।), શક્તિ વડે સિદ્ધ કરે છે (शक्त्या साधयति । ) વગેરે પ્રયોગોમાં કર્મસાધન અને કરણસાધન તરીકે પ્રયોજાતા 'શક્તિ' શબ્દને શક્તિ પ્રાપ્ત નથી. તે જ પ્રમાણે તે ધનનો નાશ કરે છે (धनविनाशं करोति ।) એવા ઉદાહરણમાં, ધનવિનાશ, જે અભાવાત્મક છે, તેને શક્તિ હોઈ શકે નહિ અને તેથી તે સાધન બની શકે નહિ, આવી શંકાના જવાબમાં જણાવવાનું કે શબ્દો વક્તાની વિવક્ષારૂપ બુદ્ધિને કારણે પ્રયોજાય છે. શબ્દદ્વારા વાચ્ય બનતા, વિવક્ષારૂપ બુદ્ધિના, અવસ્થાવિશેષોને કારણે કર્તા, કર્મ વગેરે વ્યવહાર સમજાય છે. પદાર્થના બુદ્ધિગત નિરૂપણ પ્રમાણે શબ્દનો પ્રયોગ થાય છે. (निरूपितेऽर्थे शब्दप्रयोगाद्यथानिरूपणं शब्दोपपत्तिः ।)

પદાર્થનું બાહ્ય અસ્તિત્વ હોવા છતાં જ્યાં સુધી બુદ્ધિ વડે તે નિરૂપિત ન બને ત્યાં સુધી તેનો શબ્દ વડે વ્યવહાર થતો નથી. તેથી ઉપરના પ્રથમ ઉદાહરણમાં 'શક્તિ' બુદ્ધિમાં, દ્રવ્યરૂપ બનીને, તેનું સ્વતંત્રપણે નિરૂપણ થતાં બીજી શક્તિ સાથે તેનો સંબંધ પ્રાપ્ત થાય છે. શક્તિને પદાર્થરૂપ ન માનીએ તો શક્તિની શક્તિ એમ અનવસ્થા થશે. ધનવિનાશવાળા ઉદાહરણમાં ધનાભાવ પણ બુદ્ધિ વડે નિરૂપિત બનતાં દ્રવ્યરૂપ ધારણ કરીને શબ્દ વડે વાચ્ય બને છે. તપેલીમાં રાંધે છે (स्थाल्यां पचति । )માં તપેલી અધિકરણ છે;

પરંતુ પાતળા પતરાવાળી તપેલીમાં ઝડપથી રંધાતું હોય તો આપણે તપેલીને કર્તા સમજીને તપેલી રાંધે છે (स्थाली पचति । એમ કહીશું. તે જ પ્રમાણે 'આત્માને આત્મા વડે હણે છે' (हन्ति आत्मानमात्मना ।) અને પથ્થરની મૂર્તિનું શરીર (शिलापुत्रस्य शरीरम् ।) એ ઉદાહરણોમાં બુદ્ધિવડે ભેદ અને અભેદની કલ્પના કરવામાં આવે છે.

ઉપર રજૂ કરેલાં ઉદાહરણો ઉપરથી એમ કહી શકાય કે શબ્દવ્યવહાર સાર્થક શબ્દ-સમૂહરૂપ વાક્યને બદલે વાક્યથી અપોદ્ધૃત અર્થાત્ ભિન્ન શબ્દો દ્વારા પણ સ્વીકારવામાં આવે છે. આ શંકાના જવાબમાં કહી શકાય કે શબ્દો બીજા શબ્દો સાથે વાક્યરૂપે બુદ્ધિમાં પ્રાપ્ત થાય છે. શબ્દનું સ્વરૂપ વાક્યના સંદર્ભમાં જ સમજવું જોઈએ અને તે પ્રમાણે અર્થવાન્ શબ્દોના વાક્યાર્થ પ્રમાણે શબ્દોનો કર્તા, કર્મ, કરણ વગેરે સાથે સંબંધ યોજાય છે. આમ હોવાથી 'તપેલીને ભાત વડે લાકડામાં રાંધે છે (स्थालीं ओदनेन काष्ठे पचति ।)' એવો શબ્દસમૂહ વાક્ય બનતો નથી.

बुद्ध्या समीहितैकत्वान्पञ्चालान्कुरुभिर्यदा ।
पुनर्विभजते वक्ता तदापायः प्रतीयते ॥४॥

જ્યારે વક્તા (તેના) મનમાં, (પહેલાં) કુરુઓની સાથે પાંચાલોને સમાન સમજીને ફરીવાર જુદા સમજે છે ત્યારે જુદાપણું સમજાય છે. (૪)

'કુરુઓ કરતાં પાંચાલો વધારે દેખાવડા છે' (कुरुभ्यः पाञ्चाला अभिरूपतराः ।)એવા પ્રયોગમાં સૌથી પહેલાં વક્તા બન્નેને, સૌંદર્યગુણને કારણે, એકસરખા સમજે છે અને પછી પાંચાલોમાં સુંદર દેખાવરૂપી ગુણ ધ્યાનમાં આવતાં તેમને જુદા સમજે છે

शब्दोपहितरूपांश्च बुद्धेर्विषयतां गतान् ।
प्रत्यक्षमिव कंसादीन्साधनत्वेन मन्यते ॥५॥

બુદ્ધિના વિષયરૂપ બનેલા અને શબ્દો વડે દૃઢ થનારા રૂપવાળા કંસ વગેરેને તે પ્રત્યક્ષ હોય તેમ (ક્રિયાની સિદ્ધિના) સાધન તરીકે સમજવામાં આવે છે. (૫)

पा सू ३ १.२६ हेतुमति च । (કર્તાના પ્રયોજક હેતુના પ્રેરણારૂપ વ્યાપારના અર્થમાં ધાતુને णिच् પ્રત્યય લાગે છે) ઉપરના વાર્તિકો ૬ થી ૧૧નું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કર્યું છે; કારણ કે कंसं घातयति, बलिं बन्धयति, मृगान् रक्षयति, रात्रिं विवासयति, सूर्यं उद्गमयति, पुष्येण योजयति વગેરે પ્રયોગોમાં જે णिजन्त ક્રિયાપદો છે તેમને માત્ર સૂત્ર વડે પણ સમજાવી શકાય છે. कंसं घातयति વગેરે પ્રયોગોમાં વર્તમાન કાલનો પ્રયોગ કેવી રીતે થઈ શકે એવી શંકાના જવાબમાં ભાષ્યકાર જણાવે છે કે પુરાણીઓ કંસ, બલિ વગેરેનાં, તેમની ઉત્પત્તિથી માંડીને વિનાશ સુધીનાં વૃત્તાન્તોનાં વર્ણનો દ્વારા શ્રોતાઓની બુદ્ધિમાં કાલ્પનિક કૃષ્ણ, કંસ, બલિ વગેરેને સ્પષ્ટ કરે છે. શ્રોતાઓના મન આવાં વર્ણનો સાથે એકરૂપ બને છે. કેટલાક શ્રોતાઓ પોતાને કંસના પક્ષપાતી સમજે છે અને બીજા કેટલાક પોતાને કૃષ્ણના પક્ષપાતી સમજે છે. કંસભક્તોનાં મુખ વિષાદથી ખિન્ન બનેલાં દેખાય છે, કૃષ્ણભક્તોનાં મુખ ક્રોધથી લાલ બનેલાં દેખાય છે. આમ પદાર્થના અસ્તિત્વ કરતાં મનમાં પ્રાપ્ત થનારી તેમની કલ્પનાને આધારે શબ્દપ્રયોગ સિદ્ધ બને છે.

बुद्धिप्रवृत्तिरूपं च समारोप्याभिधातृभिः ।
अर्थेषु शक्तिभेदानां क्रियते परिकल्पना ॥६॥

(આ પ્રમાણે) પોતાની બુદ્ધિની પ્રવૃત્તિના સ્વરૂપને પદાર્થોમાં આરોપીને, વક્તાઓ વડે (તે પદાર્થોની) જુદી જુદી શક્તિઓની કલ્પના કરવામાં આવે છે. (૬)

व्यक्तौ पदार्थे शब्दादेर्जन्यमानस्य कर्मणः ।
साधनत्वं तथा सिद्धं बुद्धिरूपप्रकल्पितम् ॥७॥

પદનો અર્થ વ્યક્તિ માનવામાં આવતાં, ઉત્પન્ન થનારા શબ્દ વગેરે કાર્યનું સાધનપણું, બુદ્ધિમાં પ્રાપ્ત થનારા રૂપવડે સિદ્ધ થાય છે. (૭)

કર્મના ત્રણ વિભાગ સમજવામાં આવ્યા છે: નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય. આ ત્રણમાં નિર્વર્ત્ય કર્મને જાતિ અને વ્યક્તિ એમ બે રીતે સમજાવી શકાય. વ્યક્તિ પક્ષમાં, 'તે શબ્દ કરે છે' 'તે સંયોગ કરે છે' એવાં ઉદાહરણોમાં શબ્દ, સંયોગ વગેરે નિર્વર્ત્ય કર્મ છે આ શબ્દ વગેરે, તેમની ઉત્પત્તિ પહેલાં, બુદ્ધિમાં પ્રાપ્ત થતાં હોવાથી તેમનું બૌદ્ધ રૂપ જ સાધનરૂપે અર્થાત્ કર્મરૂપે સમજાય છે.

स्वतन्त्रपरतन्त्रत्वे क्रमरूपं च दर्शितम् ।
निरीहेष्वपि भावेषु कल्पनोपनिबन्धनम् ॥८॥

ક્રિયા વિનાનાં દ્રવ્યોમાં પણ, સ્વાતંત્ર્ય, પારતન્ત્ર્ય(રૂપ કર્તા, કર્મ, કરણ વગેરે કારકો)ને અને (ક્રિયારૂપ) ક્રમને (બુદ્ધિગત) કલ્પનાને આધારે જણાવવામાં આવ્યાં છે. (૮)

અદ્વૈત મતનું અનુસરણ કરનારા વ્યાકરણદર્શનમાં પણ બધા પદાર્થોનું પારમાર્થિક ક્રિયારહિતત્વ સ્વીકારવામાં આવ્યું છે. તેમ છતાં અનાદિ વાસનાને કારણે સ્વતંત્ર અને પરતંત્ર એવાં કર્તા, કર્મ વગેરે કારકો અને ક્રિયામાં પ્રાપ્ત થતો ક્રમ પદાર્થોમાં આરોપવામાં આવે છે. ક્રિયાકારકભાવ, ક્રમ, દિક્ વગેરે બધું મિથ્યા અવભાસરૂપ છે

शक्तयः शक्तिमन्तश्च सर्वे संसर्गवादिनाम् ।
भावास्तेष्वव्यशब्देषु साधनत्वं निरूप्यते ॥९॥

સંસર્ગવાદીઓના મતમાં બધા પદાર્થો શક્તિઓ અને શક્તિમાનો છે. તેમનું સાધનત્વ તેમના (માટેના અપાદાન વગેરે) શબ્દો સિવાયના (વિભક્તિ વગેરે) વડે નિરૂપાય છે. (૯)

ધર્મ અને ધર્મી વચ્ચે ભેદ હોવા છતાં સમવાયને કારણે અભેદ સમજવામાં આવે છે. આ મત સંસર્ગવાદી વૈશેષિકોનો છે. તેમના મતમાં પદાર્થોનાં રૂપ અને તેમના

સહકારીઓ તેમાં કાર્યને ઉત્પન્ન કરવામાં શક્તિરૂપે હોય છે. શક્તિમાન પદાર્થ કારણ-રૂપ છે, અને શક્તિ, કાર્યને ઉત્પન્ન કરનારા સહકારી સ્વરૂપ તરીકે છે. આમ બધા પદાર્થો શક્તિઓ અને શક્તિમાનો તરીકે સમજાય છે. જ પદાર્થો સિવાયની બીજી કોઈ અતીન્દ્રિય શક્તિ નથી, તેથી પદાર્થોમાં સાધનત્વ, કર્તા કર્મ, અપાદાન વગેરે શબ્દો વડે નહિ પરંતુ તે તે વિભક્તિઓ વડે જણાવાય છે 'તે ઘડાને જુએ છે.' (घटं पश्यति ।) એવા પ્રયોગમાં ઘડા સાથે રહેલ તેનું કદ વગેરે દ્વિતીયા વિભક્તિ વડે જણાવાતા શક્તિરૂપ સાધન તરીકે સમજાય છે.

घटस्य दर्शिकर्मत्वे महत्त्वादीनि साधनम् ।
रूपस्य दृशिकर्मत्वे रूपत्वादीनि साधनम् ॥१०॥

'જોવું' (दृश् ધાતુ)ના કર્મ 'ઘડા' માટે તેનું કદ વગેરે સાધન (શક્તિરૂપે) છે, (અને) જોવું (दृश् ધાતુ)ના કર્મરૂપ માટે રૂપત્વ વગેરે સાધન (શક્તિ-રૂપે) છે. (૧૦)

કણાદકૃત 'વૈશેષિકસૂત્રો' (૪ ૧. ૬ થી ૮)માં પ્રાપ્ત થતા વિચારોને હેલારાજે, આ કારિકા ઉપરની તેમની ટીકામાં રજૂ કર્યા છે. મહત્ત્વ અર્થાત્ કદવાળા પદાર્થો તેમનામાં રહેલાં અનેક દ્રવ્યો અને તેમનાં રૂપને કારણે દેખાય છે (महत्यनेकद्रव्यवत्त्वात् रूपाच्चोपल-ब्धिः ।) પરમાણુ અનેક દ્રવ્યોનું બનેલું ન હોવાથી દેખાતું નથી. પદાર્થોને જોવા માટે બીજું કારણ તેમનું રૂપ છે. વાયુને કદ છે, તે અનેક દ્રવ્યોનો બનેલ છે, પરંતુ તેને રૂપસંસ્કાર ન હોવાથી દેખાતો નથી. મહત્ત્વ વગેરે દર્શનહેતુ ન હોવા છતાં તે જોવાના વિષય હોવાથી, અને દર્શનના નિમિત્ત તરીકે સત્તારૂપ મહાસામાન્યમાં રહેલ દ્રવ્યત્વ વગેરેનું પણ ગ્રહણ થતું હોવાથી, આ કારિકામાં 'કદ વગેરે' (महत्त्वादीनि) એવો બહુવચનાન્તપ્રયોગ કર્યો છે.

स्वैः सामान्यविशेषैश्च शक्तिमन्तो रसादयः ।
नियतग्रहणा लोके शक्तयस्तास्तथाश्रयैः ॥११॥

રસ, (સ્પર્શ, ગન્ધ) વગેરે તેમની સાથે (સમવેત રસત્વ વગેરે) સામાન્ય-વિશેષોરૂપી શક્તિઓવાળાં છે. તેમના વડે જ વ્યવહારમાં તે (રસ વગેરે)નું ગ્રહણ થાય છે. તે શક્તિઓ તેમના આશ્રયો વડે સમજાય છે. (૧૧)

રસ, ગન્ધ, સ્પર્શ વગેરેનું ગ્રહણ રસત્વ વગેરે તેમના સામાન્યવિશેષો દ્વારા થાય છે. અર્થાત્ તેમનું આ પ્રકારનું નિયત ગ્રહણ હોય છે. દ્રવ્યનું ગ્રહણ અનિયત છે, કારણ કે કોઈવાર તે સામાન્યવડે, કોઈવાર ગુણવડે, કોઈવાર ક્રિયાવડે એમ જુદી જુદી રીતે સમજાય છે. સામાન્યવિશેષરૂપ શક્તિઓનું, તેમના આશ્રય એવા દ્રવ્ય વડે, ગ્રહણ થાય છે. આમ પદાર્થોને પરસ્પર શક્તિઓ અને શક્ત્યાશ્રયોરૂપે જણાવવામાં આવ્યા છે.

इन्द्रियार्थमनःकर्तृसंबन्धः साधनं क्वचित् ।
यद्यदा यदनुग्राहि तत् तदा तत्र साधनम् ॥१२॥

ઇન્દ્રિય, પદાર્થ, મન અને આત્માનો સંયોગ, (શક્તિરૂપ સાધન તરીકે કોઈ વાર હોય છે. જ્યારે જે જેની મદદરૂપે પ્રાપ્ત થાય છે ત્યારે તે તેના સાધનરૂપે હોય છે. (૧૨)

રૂપ વગેરેનું જ્ઞાન ઇન્દ્રિય, પદાર્થ, મન અને આત્માના સંનિકર્ષથી થાય છે. આ સંનિકર્ષ અર્થાત્ સંયોગ, જોવા માટે શક્તિરૂપ સાધન બને છે. આવી ગણતરી કરવાની પણ જરૂર નથી. જે જેના જ્ઞાન માટે ઉપકારવાળું બને છે તે તેની શક્તિરૂપ સાધન બને છે. આમ બધાં દ્રવ્યો એકબીજાની શક્તિરૂપે છે.

स्वशब्दैरभिधाने तु स धर्मो नाभिधीयते ।
विभक्त्यादिभिरेवासावुपकारः प्रतीयते ॥१३॥

(દ્રવ્યનું) તેના પોતાના, અપાદાન વગેરે શબ્દો વડે (પ્રધાનપણે) અભિધાન થાય છે ત્યારે (તેમના વડે શક્તિરૂપ) ધર્મનું અભિધાન થતું નથી. ક્રિયાની ઉત્પત્તિ માટે ઉપકારરૂપ તે (ધર્મ), વિભક્તિઓ (તદ્ધિત, પ્રાતિપદિક, અવ્યય) વગેરે વડે સમજાય છે. (૧૩)

કારક, સાધન, અપાદાન વગેરે વડે પદાર્થનું અભિધાન થાય છે. શક્તિરૂપ સાધનનું અભિધાન તેમનાથી થતું નથી. અભિધાન, વિભક્તિઓ, તદ્ધિત, અવયવ વગેરે વડે કરવામાં આવે છે.

निमित्तभावो भावानामुपकारार्थमाश्रितः ।
नतिरावर्जनेत्येवं सिद्धः साधनमिष्यते ॥१४॥

(સાધ્યરૂપ ક્રિયાની) મદદ માટે પદાર્થોને નિમિત્તરૂપે માનવામાં આવ્યા છે. નતિ અર્થાત્ મદદ કરવા માટે અભિમુખ બનવું અને આવર્જન અર્થાત્ સમર્પણ એવા શબ્દોથી સમજાતો સિદ્ધ પદાર્થ સાધન કહેવાય છે (૧૪)

स तेभ्यो व्यतिरिक्तो वा तेषामात्मैव वा तथा ।
व्यतिरेकमुपाश्रित्य साधनत्वेन कल्प्यते ॥१५॥

તે (શક્તિરૂપી (નિમિત્તભાવ) પદાર્થોથી જુદો અથવા તેમના આત્મારૂપે છે. ભેદને આધારે તેને સાધનરૂપે કલ્પવામાં આવે છે. (૧૫)

મીમાંસક અને વૈશેષિક મતો પ્રમાણે શક્તિ એ સાધન છે એમ જણાવીને હવે વૈયાકરણ મતમાં પદાર્થો અને તેમની શક્તિઓ વચ્ચે ભેદાભેદ છે એવા વૈયાકરણ મતનું પ્રતિપાદન કરવામાં આવે છે.

કારિકામાં स શબ્દથી ક્રિયાની ઉત્પત્તિમાં મદદ કરનાર અને શક્તિરૂપે રહેલ નિમિત્ત અર્થાત્ હેતુ સમજાય છે. આ અંગે પદાર્થો અને તેમની શક્તિઓ વચ્ચે ભેદ છે, અને તે બન્ને વચ્ચે એકત્વ છે, એવા બે મતો છે પહેલા મતમાં પદાર્થનું સ્વરૂપ એ જ શક્તિ છે. સહકારી કારણોના સંનિધાન રૂપી મદદથી પદાર્થ કાર્યને ઉત્પન્ન કરે છે, તેથી અદૃષ્ટ એવું શક્તિતત્ત્વ માનવાની જરૂર નથી શક્તિ, ક્રિયાની ઉત્પત્તિ માટે ઉપકારક અને પદાર્થથી અભિન્ન એવું તત્ત્વ છે, એવો બીજો મત છે. આ કારિકામા બંને મતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. કોઈપણ એક પક્ષ અંગે વૈયાકરણોનો આગ્રહ નથી. શબ્દને જ પ્રમાણ માનનારા તેઓ (शब्दप्रमाणका) સાધનને પદાર્થોથી ભિન્ન સમજે છે.

संदर्शनं प्रार्थनाया व्यवसाये त्वनन्तरा ।
व्यवसायस्तथारम्भे साधनत्वाय कल्पते ॥१६॥

पूर्वस्मिन्या क्रिया सैव परस्मिन्साधनं मता ।
संदर्शने तु चैतन्य विशिष्टं साधनं विदुः ॥१७॥

ફળની ઇચ્છા માટે તે (ફળ વિષે) સંકલ્પ, (ફળસિદ્ધિના) નિશ્ચય માટે તે (નિશ્ચય)થી જુદી નહિ એવી ઇચ્છા અને (ફળપ્રાપ્તિના) પ્રયત્ન માટે તે નિશ્ચય સાધનરૂપે સમજાય છે અગાઉના વ્યાપારમા જે ક્રિયારૂપે હોય છે તે પછીના (સાધ્યરૂપ) વ્યાપારમા સાધન રૂપે સમજાય છે પરંતુ ફળવિષયક સંકલ્પમાં તો આત્માને વિશિષ્ટ સાધન તરીકે જણાવવામા આવ્યો છે. (૧૬–૧૭)

સાધ્ય અને સાધનની વ્યવસ્થામા ક્રિયા પણ સાધનરૂપે સમજાય છે તે અંગે પતંજલિને આધારે આ કારિકાઓ રજૂ કરવામા આવે છે. વિચારશીલ મનુષ્ય મનમાં કોઈક બાબતને વિચારે છે. આને સંદર્શનક્રિયા કહે છે વિચાર કર્યા પછી તે અંગે તેનામાં ઇચ્છા (પ્રાર્થના) થાય છે. ઇચ્છા થયા પછી તે ક્રિયા કરવાનો તે આરંભ કરે છે. આરંભ કર્યા પછી તેની સમાપ્તિ કરે છે અને ત્યાર બાદ તેને ફળપ્રાપ્તિ થાય છે. સરખાવો इह यः मनुष्यः प्रेक्षापूर्वकारी भवति स बुद्धया तावत् कंचिदर्थं संपश्यति, दृष्टे च प्रार्थना, प्रार्थनायामध्यवसाय अध्यवसाये आरम्भ, आरम्भे निर्वृत्तिर्निर्वृत्तौ फलावाप्तिः । (મહા-ભાષ્ય, પા સૂ. ૧–૪–૩૨)

સંદર્શન એટલે ફળવિષયક સંકલ્પ તે ફળના ઉપાય અંગેની ઇચ્છા માટે સાધનરૂપ બને છે. વ્યવસાય એટલે દૃઢ નિશ્ચય તેનાથી જુદી નહિ એવી ઇચ્છા તેના સાધનરૂપે પ્રાપ્ત થાય છે તે પ્રમાણે દૃઢનિશ્ચય ક્રિયાની સિદ્ધિ માટેના પ્રયત્નનું સાધન બને છે. આમ પૂર્વ પૂર્વ વ્યાપારમા જે ક્રિયારૂપે હોય છે તે ઉત્તરોત્તર ક્રિયામાં સાધનરૂપ બને છે.

તો પછી સંદર્શન ક્રિયા અર્થાત્ ફળવિષયક સંકલ્પરૂપ ક્રિયાનું સાધન શું ? ફળની અભિલાષા માટે સુયોગ્ય એવો ચૈતન્યરૂપ આત્મા સાધનરૂપે છે

निष्पत्तिमात्रे कर्तृत्वं सर्वत्रैवास्ति कारके ।
व्यापारभेदापेक्षायां करणत्वादिसंभवः ॥१८॥

ક્રિયાની સિદ્ધિ માટેનું કર્તૃત્વ બધાં કારકોમાં હોય છે જુદા જુદા વ્યાપારોની અપેક્ષા હોય ત્યારે કરણ વગેરે કારકો સંભવે છે. (૧૮)

ક્રિયાની સામાન્ય નિષ્પત્તિ માટે બધાં કારકો પ્રવૃત્ત હોય છે. મુખ્ય ક્રિયા અંગે કોઈક વિશિષ્ટ કાર્ય કરવાને કારણે કારકો, કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન એમ જુદી જુદી રીતે ઓળખાય છે.

पुत्रस्य जन्मनि यथा पित्रोः कर्तृत्वमुच्यते ।
अयमस्यामियं त्वस्मादिति भेदो विवक्षया ॥१९॥

જેમ કે, પુત્રના જન્મ અંગે માતાપિતા (બંને)નું કર્તૃત્વ જણાવાય છે; વિવક્ષાને કારણે તેણે (પિતાએ), તે (માતા)નામાં અને તેણે (માતાએ) તે (પિતાથી) તેને ઉત્પન્ન કર્યો એમ ભેદ સમજવામાં આવે છે. (૧૯)

પહેલા વાક્યમાં જન્મની ક્રિયાના કર્તૃત્વને અનુભવતી માતા અધિકરણ રૂપે અને પિતા કર્તા રૂપે છે. બીજા વાક્યમાં પિતા અપાદાન રૂપે છે અને માતા કર્તા રૂપે છે; આમ બંનેની પ્રવૃત્તિ વચ્ચે ભેદ સમજવામાં આવે છે.

गुणक्रियाणां कर्तारः कर्त्रा न्यक्कृतशक्तयः ।
न्यक्तायामपि संपूर्णैः स्वैर्व्यापारैः समन्विताः ॥२०॥

करणत्वादिभिर्ज्ञाताः क्रियाभेदानुपातिभिः ।
स्वातन्त्र्यमुत्तरं लब्ध्वा प्रधाने यान्ति कर्तृताम् ॥२१॥

(મુખ્ય ક્રિયાના) કર્તા વડે ગૌણ બનાવેલ શક્તિઓવાળા, ગૌણભાવમાં પણ પોતાના સંપૂર્ણ વ્યાપારોવાળા, અને જુદી જુદી ક્રિયાઓને અનુસરનારા કર્તા, કરણ વગેરે વડે ઓળખાતા, ગૌણ ક્રિયાઓના કર્તાઓ, પોતાના વ્યાપારોમાં સ્વતંત્ર બનીને, મુખ્ય કાર્યના કર્તાઓ રૂપે સગણાય છે. (૨૦-૨૧)

મુખ્ય ક્રિયાના સંદર્ભમાં કર્મ, કરણ વગેરે બાબતો જણાવવામાં આવી. હવે, કર્મ કરણ વગેરે, મુખ્ય ક્રિયાના સંદર્ભમાં અસ્વતંત્ર હોવા છતાં ગૌણ ક્રિયાના સંદર્ભમાં તે સ્વતંત્ર છે, એ વાત અહીં જણાવવામાં આવી છે. અહીં પા.સૂ. ૧-૪-૨૩ ઉપરનાં પતંજલિનાં ભાષ્યવચનોનો આધાર લેવામાં આવ્યો છે. સામાન્ય અર્થાત્ મુખ્ય ક્રિયાના સંબંધમાં કર્મ, કરણ, સંપ્રદાન વગેરે કારકો પરતંત્ર છે, પરંતુ પોતાની ક્રિયાઓના સંદર્ભમાં સ્વતંત્ર છે.

यथा राज्ञा नियुक्तेपु योद्धृत्वं योद्धृपु स्थितम् ।
तेपु वृत्तौ तु लभते राजा जयपराजयौ ॥

तथा कर्त्रा नियुक्तेपु सर्वेष्वेकार्थकारिपु ।
कर्तृत्वं करणत्वादेरुत्तर न विरुध्यते ॥२२-२३॥

જેમ રાજાએ નીમેલા યોદ્ધાઓમા લડવાની યોગ્યતા રહેલી છે, અને તે લડતા હોય ત્યારે તેમની પ્રવૃત્તિ પ્રમાણે થનારા જય અથવા પરાજય રાજા મેળવે છે, તેમ કર્તાએ પ્રેરેલ (અને) સમાન ફળ માટે પ્રવૃત્ત થનારાં (કરણ વગેરે કારકો)મા, ઉત્તર કાળમાં પ્રાપ્ત થનારુ કર્તૃત્વ, કરણ વગેરેનુ વિરોધી બનતુ નથી. (૨૨-૨૩)

રાજાએ લડાઈ માટે મોકલ્યા તે પહેલા સૈનિકો યોદ્ધાઓ હતા યુદ્ધ અંગે તેમનુ કર્તૃત્વ હતુ, અર્થાત્ તે યુદ્ધના કર્તાઓ હતા, પરતુ રાજાએ હુકમ કરવાથી તેમનુ યુદ્ધ જીતવા અથવા હારવા અંગે કરણત્વ થયુ. આ કર્તૃત્વ અને કરણત્વ પરસ્પર વિરોધી નથી, કારણ કે સમાન ફ્ળ માટે તે કાર્ય કરનારા છે.

अनाश्रिते तु व्यापारे निमित्त हेतुरिष्यते ।
आश्रितावधिभावं तु लक्षणे लक्षणं विदु ॥२४॥

કોઈક વ્યાપારનો આશ્રય કર્યા વિના (માત્ર સબંધરૂપે રહેલા) નિમિત્તને હેતુ કહે છે. પદાર્થના નિર્દેશ માટે અવધિરૂપ બનનારને લક્ષણ કહે છે. (૨૪)

• ક્રિયાની સિદ્ધિ માટે મદદ રૂપ બને તે કારક છે એમ હોય તો હેતુ પણ કારક બનશે આ વાત कर्तृकरणयोस्तृतीया । (પા.સૂ ૨ ૩.૧૮ કર્તા અથવા કરણ અર્થમા તૃતીયા પ્રાપ્ત થાય છે) દ્વારા સિદ્ધ થાય છે, તો પછી हेतौ (પા સૂ. ૨-૩ ૨૩ હેતુ દર્શાવનાર શબ્દ તૃતીયામા મૂકાય છે) સૂત્રની જરૂર શી ? આવી શકાના નિરસન માટે સાધન અને હેતુ વચ્ચેનો તફાવત સમજાવવામા આવે છે

વિવક્ષિત રૂપની પ્રાપ્તિ માટે, માત્ર યોગ્યતા સબધરૂપે રહેલ નિમિત્તને હેતુ કહે છે. આવો સબધ ષષ્ઠી વિભક્તિવડે દર્શાવાય છે આ ષષ્ઠીનો हेतौ । સૂત્ર વડે બાધ કરીને તૃતીયા વિભક્તિ પ્રાપ્ત થાય છે, જેમકે 'અધ્યયનને કારણે તે રહે છે' (अध्ययनेन वसति ।) મા અધ્યયન હેતુ છે અને નિવાસ હેતુમાન અર્થાત્ કાર્ય છે હેતુ અને હેતુમાન વચ્ચેના સબધને દર્શાવનારી શેષષષ્ઠીનો તૃતીયા વિભક્તિ બાધ કરે છે

अनुर्लक्षणे । (પા સૂ. ૧-૪-૮૪, ચિહ્ન અથવા નિર્દેશના અર્થમાં अनु કર્મપ્રવચનીય છે) સૂત્રમા લક્ષણનો અર્થ હેતુ પણ છે. હેતુમા અવધિનો ભાવ હોય ત્યારે તે લક્ષણ કહેવાય છે બીજા મત પ્રમાણે કાર્ય ઉત્પન્ન કરે તે હેતુ અને જ્ઞાન ઉત્પન્ન કરે તે લક્ષણ, પરતુ આ મત બરાબર નથી કારણ કે હેતુ પણ જ્ઞાન ઉત્પન્ન કરે છે. "શાકલ્યની

સંહિતાના પાઠ પછી વૃષ્ટિ થઈ" (शाकल्यस्य संहितामनु प्रावर्षत्।) એવા પ્રયોગમાં સંહિતા માત્ર લક્ષણ નહિ, હેતુ પણ છે.

મહાભાષ્યકારના મતમાં લક્ષણમાં હેતુ આવી જાય છે કારણકે લક્ષણ વ્યાપક છે. કાર્યનો નિર્દેશ કરનારું કારણ પણ લક્ષણ બને છે ઉપરના ઉદાહરણમાં સંહિતાનો પાઠ વૃષ્ટિનું લક્ષણ અને હેતુ બન્ને છે. આ બધા ઉપરથી એટલો નિષ્કર્ષ સમજાય છે કે જુદાં જુદાં સ્વરૂપો પ્રાપ્ત કરીને ક્રિયાની નિષ્પત્તિ માટે ઉપકારક બને તે કારક; સામાન્યપણે ઉત્પત્તિનું નિમિત્ત બને તે હેતુ અને કોઈક બાબતનો નિર્દેશ કરે તે લક્ષણ.

द्रव्यादिविषयो हेतुः कारकं नियतक्रियम् ।
कर्ता कर्त्रन्तरापेक्षः क्रियायां हेतुरिष्यते ॥२५॥

દ્રવ્ય (ગુણ, ક્રિયા) વગેરે વિષયવાળો હેતુ છે, પરંતુ કારક ક્રિયામાં નિયત છે. ક્રિયા(સિદ્ધિ) માટે બીજા કર્તાની અપેક્ષાવાળા કર્તાને હેતુ કહે છે. (૨૫)

અહીં વિષયભેદ પ્રમાણે હેતુ અને સાધનનો ભેદ દર્શાવવામાં આવ્યો છે. દ્રવ્ય, ગુણ, ક્રિયા વગેરેની સિદ્ધિ માટે શક્તિશાળી પદાર્થને હેતુ કહે છે; જેમ કે બીજ વડે અંકુર, કન્યા વડે શોક, ધન વડે કુળ, વિદ્યા વડે યશ, શિલ્પાભ્યાસ વડે નિપુણતા, અગ્નિ વડે રસોઈ. હેતુ ક્રિયાની સિદ્ધિમાં મદદરૂપ બને છે, પરંતુ ક્રિયા કરતો નથી. કારક માત્ર ક્રિયાની ઉત્પત્તિ કરે છે. વ્યાકરણશાસ્ત્રમાં હેતુને तत्प्रयोजको हेतुश्च (પા.સૂ. ૧-૪-૫૫, કર્તાના પ્રયોજકને હેતુ કહેવાય છે) સૂત્રવડે કર્તાને પણ કારકવિશેષ એવો હેતુ કહ્યો છે.

क्रियार्थं करणं तस्य दृष्टः प्रतिनिधिस्तथा ।
हेत्वर्था तु क्रिया तस्मान्न स प्रतिनिधीयते ॥२६॥

ક્રિયાની (સિદ્ધિ) માટે કરણ છે, તેથી (અપ્રધાન) એવા તે (કરણ)નો પ્રતિનિધિ જોવામાં આવે છે. ક્રિયા હેતુને અર્થે હોવાથી (તે પ્રધાન હોઈ), તેનો પ્રતિનિધિ સમજવામાં આવતો નથી (૨૬)

ક્રિયાની બાબતમાં સમાન એવાં હેતુ અને કરણ વચ્ચેનો તફાવત અહીં સમજાવવામાં આવ્યો છે.

ક્રિયાની સિદ્ધિ માટે ઉપકારક કરણ અપ્રધાન છે, પરંતુ ક્રિયા પ્રધાન છે. તેથી અપ્રધાન એવા કરણ માટે પ્રતિનિધિ જોવા મળે છે, જેમ કે, બાણવડે હણાયો એવા ઉદાહરણમાં હણવાની ક્રિયાનો પ્રતિનિધિ મળતો નથી, પરંતુ બાણને બદલે તેના હનન-ક્રિયાના પ્રતિનિધિ એવાં શક્તિ, મુદ્ગર, તોમર વગેરે સમજાય છે. હેતુને અર્થે ક્રિયા સમજવામાં આવે ત્યારે હેતુ પ્રધાન બનશે અને ક્રિયા અપ્રધાન થશે. તેથી અધ્યયનને કારણે રહે છે (अध्ययनेन वसति।) એવા ઉદાહરણમાં અધ્યયનનો પ્રતિનિધિ દેખાતો નથી, પરંતુ, નિવાસક્રિયા જે અપ્રધાન છે તેના પ્રતિનિધિ 'ભિક્ષા માગવી' વગેરે પ્રાપ્ત થાય છે.

प्रातिलोम्यानुलोम्याभ्यां हेतुरर्थस्य साधकः ।
तादर्थ्यमानुलोम्येन हेतुत्वानुगतं तु तत् ॥२७॥

હેતુ, પ્રતિકૂળતા અથવા અનુકૂળતા દ્વારા, કાર્યને સિદ્ધ કરે છે. તાદર્થ્ય અનુકૂળતા વડે (કાર્યસિદ્ધિ કરે છે). તે તો હેતુપણાની સાથે સંબદ્ધ છે. (૨૭)

તૃતીયા વિભક્તિ વડે વાચ્ય હેતુ અને ચતુર્થી વિભક્તિ વડે વાચ્ય તાદર્થ્ય વચ્ચેનો તફાવત આ કારિકામાં જણાવવામાં આવ્યો છે.

હેતુ, પ્રતિકૂળ-અવસ્થા દ્વારા અથવા અનુકૂળ અવસ્થા દ્વારા એમ બે રીતે કાર્યને સિદ્ધ કરે છે. ક્ષીણ થતી અવસ્થા વાળો હેતુ ક્ષીણ બનતા કાર્યને ઉત્પન્ન કરે છે. તેથી તે પ્રતિકૂળ અવસ્થાવાળો કહેવાય છે. સૂર્યનો તાપ, પાણી સાથે સંબંધમાં આવતાં પાણીની ક્ષીણ બનતી અવસ્થારૂપી કાર્ય ઉત્પન્ન કરે છે. અહીં પાણીની અવસ્થા ક્રમેક્રમે ક્ષીણ બને છે. ચોમાસામાં રોપેલું બી, ખાતર, પાણી વગેરેની અનુકૂળ પરિસ્થિતિને કારણે વૃદ્ધિ પામે છે. તેથી તે અનુકૂળ અવસ્થાવાળું કહેવાય છે. આમ પ્રતિકૂળ અને અનુકૂળ એવી બે અવસ્થાઓને પ્રાપ્ત કરનાર હેતુ કાર્યસિદ્ધિ કરે છે, તાદર્થ્ય પણ એક વિશિષ્ટ હેતુ છે. તે એટલે અન્ય, અર્થાત્ બીજાને માટે એવો તાદર્થ્યનો અર્થ થશે; જેમકે, 'કુંડલને માટે સુવર્ણ,' એવા ઉદાહરણમાં સુવર્ણ તાદર્થ્ય અર્થાત્ અન્ય પદાર્થ એટલે કુંડળને માટે છે. ચતુર્થી વડે વાચ્ય આ હેતુને તાદર્થ્ય કહીશું.

सर्वत्र सहजा शक्तिः यावद्द्रव्यमवस्थिता ।
क्रियाकाले त्वभिव्यक्तेराश्रयादुपकारिणी ॥२८॥

સર્વ ઠેકાણે સ્વાભાવિક એવી શક્તિ, પદાર્થના અસ્તિત્વ (કાળ) સુધી રહેલી છે. ક્રિયાના સમયે તેની અભિવ્યક્તિ થતી હોવાથી તે (ક્રિયાને માટે) ઉપકારક બને છે. (૨૮)

નિત્ય અને અનિત્ય પદાર્થોમાં બધે શક્તિ રહેલી છે, અને તે શક્તિ દ્રવ્ય હોય ત્યાં સુધી પ્રાપ્ત થાય છે. ક્રિયાની નિષ્પત્તિને સમયે તે વ્યક્ત થાય છે; તેથી તેને માટે તે ઉપકારક બને છે. આવી શક્તિને સાધન કહે છે.

कुड्यस्यावरणे शक्तिरस्यादीनां विदारणे ।
सर्वदा स तु सन्धर्मः क्रियाकाले निरूप्यते ॥२९॥

દીવાલની, (બીજી વસ્તુનું) આવરણ બનવા માટેની અને તલવાર વગેરેની કાપવા માટેની શક્તિ હંમેશાં હોય છે. તે (શક્તિરૂપ) ધર્મ, વિદ્યમાન હોઈને, ક્રિયાની ઉત્પત્તિને સમયે વ્યક્ત થાય છે. (૨૯)

स्वाङ्गसंयोगिनः पाशा दैत्यानां वारुणा यथा ।
व्यज्यन्ते विजिगीषूणां द्रव्याणां शक्तयस्तथा ॥३०॥

જેમ દૈત્યોના, વરુણદેવથી પ્રાપ્ત થયેલા પાશો, તેમનાં અંગો સાથે સંયોગમાં હોય છે, પરંતુ તેઓ વિજયની ઇચ્છા કરતા હોય ત્યારે જ વ્યક્ત બને છે, તેમ પદાર્થોની શક્તિઓ પણ તે પ્રમાણે હોય છે. (૩૦)

રીતસરના યુદ્ધને સમયે દૈત્યોના વારુણ પાશો દેખાય છે. તે પહેલાં તે પાશો, તેમનાં અંગોમાં રહેલા હોય છે. તે પ્રમાણે પદાર્થોની શક્તિઓ હંમેશાં તેમનામાં રહેલી હોય છે. પરંતુ કાર્યની નિષ્પત્તિને સમયે જાહેર થાય છે.

तैक्ष्ण्यगौरवकाठिन्यसंस्थानैः स्वैरसिर्यदा ।
छेद्यं प्रति व्याप्रियते शक्तिमान् गृह्यते तदा ॥३१॥

તલવાર (જ્યારે) પોતાનાં તીક્ષ્ણતા, ભાર, કઠિનતા અને આકારો સાથે કાપવાના પદાર્થ તરફ વળે છે ત્યારે, શક્તિવાળી (વસ્તુ) તરીકે તે સમજાય છે. (૩૧

प्राङ् निमित्तान्तरोद्भूतं क्रियायाः कैश्चिदिष्यते ।
साधनं सहजं कैश्चित्क्रियान्यैः पूर्वमिष्यते ॥३२॥

કેટલાકના મતમાં, ક્રિયા ઉત્પન્ન થયા પહેલાં (પદાર્થમાં, તેની શક્તિરૂપી) સાધન, બીજાં નિમિત્તોને કારણે ઉત્પન્ન થાય છે; કેટલાકને મતે તે સ્વાભાવિક છે; બીજા કેટલાકને મતે ક્રિયા, પહેલાં ઉત્પન્ન થાય છે. (૩૨)

प्रवृत्तिरेव प्रथमं क्वचिदप्यनपाश्रिता ।
शक्तीरेकाधिकरणे स्रोतोवदपकर्षति ॥३३॥

પહેલાં, કોઈપણ (એક પદાર્થ)માં આશ્રય નહિ કરનારી (નિત્ય) ક્રિયા, કાર્યનિષ્પત્તિ માટે જવાબદાર બધી શક્તિઓને, પ્રવાહની જેમ, એક સ્થાનમાં ખેંચી લાવે છે (૩૩)

શક્તિઓની પહેલાં ક્રિયાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે આ કારિકામાં દર્શાવ્યું છે.

अपूर्वं कालशक्तिं वा क्रियां वा कालमेव वा ।
तमेवंलक्षणं भावं केचिदाहुः कथञ्चन ॥३४॥

તે આ પ્રકારના (શક્તિરૂપ) ભાવને કેટલાક લોકો પ્રયત્નપૂર્વક, અપૂર્વ અથવા કાલશક્તિ અથવા ક્રિયા અથવા કાલ તરીકે જાહેર કરે છે. (૩૪)

नित्याः षट् शक्तयोऽन्येषां भेदाभेदसमन्विताः ।
क्रियासंसिद्धयेऽर्थेषु जातिवत्समवस्थिताः ॥३५॥

બીજા કેટલાકના મતમાં, પદાર્થોની, તેમનાથી ભિન્ન છતાં અભિન્ન એવી છ શક્તિઓ છે. (પદાર્થોની) જાતિની જેમ તે (શક્તિઓ), ક્રિયાની સિદ્ધિ માટે રહેલી છે. (૩૫)

અહીં કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ એવાં કારકોરૂપે રહેલી છ શક્તિઓનો ઉલ્લેખ છે.

द्रव्याकारादिभेदेन ताश्चापरिमिता इव ।
दृश्यन्ते तत्त्वमासां तु षट् शक्तीर्नातिवर्तते ॥३६॥

પદાર્થોના જુદા જુદા આકારો પ્રમાણે તે જાણે, અસંખ્ય છે. તેમને વિષે તત્ત્વ એ છે કે તે શક્તિઓ છ (સંખ્યા)નું ઉલ્લંઘન કરતી નથી. (૩૬)

निमित्तभेदादेकैव भिन्ना शक्तिः प्रतीयते ।
षोढा कर्तृत्वमेवाहुस्तत्प्रवृत्तेर्निबन्धनम् ॥३७॥

એક એવી શક્તિ, જુદાં જુદાં નિમિત્તોને કારણે છ પ્રકારે વિભક્ત બનેલી સમજાય છે. કર્તાપણાને તે (જુદી જુદી) પ્રવૃત્તિઓના આધારરૂપે કહેવામાં આવ્યું છે. (૩૭)

तत्त्वे वा व्यतिरेके वा व्यतिरिक्तं तदुच्यते ।
शब्दप्रमाणको लोकः स शास्त्रेणानुगम्यते ॥३८॥

તે (શક્તિરૂપ સાધન)ને (તેના આશ્રય સાથે) એકરૂપ માનો કે તેનાથી જુદું માનો, પણ તેને જુદું જ જણાવવામાં આવ્યું છે. લોકવ્યવહાર શબ્દને પ્રમાણ માને છે, (તેથી) શાસ્ત્રવડે તે (શબ્દપ્રયોગ)ને અનુસરવામાં આવે છે (૩૮)

परमार्थे तु नैकत्वं पृथक्त्वाद्भिन्नलक्षणम् ।
पृथक्त्वैकत्वरूपेण तत्त्वमेव प्रकाशते ॥३९॥

પરમાર્થ દૃષ્ટિએ વિચારતાં એકત્વ, પૃથકત્વથી જુદા (સ્વભાવવાળું) નથી. (એકત્વરૂપ) તત્ત્વ જ પૃથક્ત્વરૂપે અને એકત્વરૂપે પ્રકાશે છે. (૩૯)

यत्पृथक्त्वमसंदिग्धं तदेकत्वान्न भिद्यते ।
यदेकत्वमसंदिग्धं तत्पृथक्त्वान्न भिद्यते ॥४०॥

સંદેહ વિનાનું જે પૃથક્ત્વ છે તે એકત્વથી જુદાં લક્ષણોવાળું નથી (અને) સંદેહ વિનાનું જે એકત્વ છે તે પૃથક્ત્વથી જુદું નથી (૪૦)

द्यौः क्ष्मा वायुरादित्यः सागराः सरितो दिशः ।
अन्तःकरणतत्त्वस्य भागा बहिरवस्थिताः ॥४१॥

આકાશ, પૃથ્વી, વાયુ, સૂર્ય, સમુદ્રો, નદીઓ, દિશાઓ (આ બધા), એક આન્તર (પરમ)તત્ત્વના બાહ્ય(આભાસો)રૂપે રહેલા ભાગો છે (૪૧)

સરખાવો હેલારાજ अन्तःकरणत्वेनान्तररूपतया प्रतिभासमानं यत् तत्त्वं तस्यैवैते भागाः प्रतिबिम्बका आभासा बहिरवस्थिताः । परमार्थे तु कीदृशोऽन्तर्बहिर्भावः । एकमेव संविन्मयं परं शब्दब्रह्म तथावस्थावस्थितमिति कारिकार्थः ।

कालविच्छेदरूपेण तदेवैकमवस्थितम् ।
स ह्यपूर्वापरो भावः क्रमरूपेण लक्ष्यते ॥४२॥

તે એક (તત્ત્વ) જ કાલવિભાગરૂપે રહેલુ છે પૌર્વાપર્ય વિનાનો તે ભાવ ક્રમ રૂપે દેખાય છે (૪૨)

પરમતત્ત્વમા પૌર્વાપર્ય નથી, તેમ છતા કાલશક્તિને કારણે તેમા મોડુ, ઝડપી, ધીમુ, વહેલુ, વગેરે કાલવિભાગો સમજાય છે

કારિકા બેતાલીસ સુધીમા રજૂ થયેલા વિચારોનો સારસગ્રહ કરતા ટીકાકાર જણાવે છે કે પદાર્થોમા રહેલી એક વિશિષ્ટ શક્તિને સાધન કહે છે વિજ્ઞાનવાદીઓના મતમા તે બુદ્ધિપ્રકલ્પના રૂપે છે (કારિકા ૬) સસર્ગવાદી વૈશેષિકોના મતમા તે પદાર્થમા રહેલા પરતુ પદાર્થથી જુદા તત્ત્વ રૂપે છે (કારિકા ૯) મીમાસકોના મતમાં તે પદાર્થમા અપૂર્વ રૂપે છે અદ્વૈતવાદીઓના મતમા તે કાલશક્તિરૂપે છે સાખ્યોના મતમા તે રજોગુણની પ્રવૃત્તિરૂપ ક્રિયા છે અને મનને દ્રવ્ય માનનારા નૈયાયિકોના મતમા તે નિત્ય કાલરૂપે છે (કારિકા ૩૪).

दृष्टो ह्यव्यतिरेकेऽपि व्यतिरेकोऽन्वयेऽसति ।
वृक्षाद्यर्थान्वयस्तस्माद्विभक्त्यर्थोऽन्य इष्यते ॥४३॥

(પ્રાતિપદિકના અર્થમા) ભિન્નતા ન હોવા છતા (પ્રત્યયના અર્થમા) ભિન્નતા હોય છે, અને (વિભક્ત્યર્થમા) સમાનતા ન હોવા છતા, વૃક્ષ વગેરે (પ્રાતિપદિક)-ના અર્થમા સમાનતા જણાય છે તેથી (પ્રાતિપાદિકથી) જુદો વિભક્તિનો અર્થ સમજવામા આવે છે (૪૩)

सामान्यं कारकं तस्य सप्ताद्या भेदयोनयः ।
षट् कर्माख्यादिभेदेन शेषभेदस्तु सप्तमी ॥४४॥

કારક સામાન્યરૂપે છે તેના વિભાગોના સાત મુખ્ય આધારો છે (કારકના), કર્મ વગેરે જુદા નામોથી ઓળખાતા ૭ (ભેદો) અને સાતમો શેષ (એવા નામનો) ભેદ છે. (૪૪)

निर्वर्त्यं च विकार्यं च प्राप्यं चेति त्रिधा मतम् ।

तत्रेप्सिततमं कर्म चतुर्धान्यत्तु कल्पितम् ॥४५॥

આ (૭ કારકોમાં) ઈપ્સિતતમ કર્મને નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય એમ ત્રણ પ્રકારે માન્યું છે, બીજું (અનીપ્સિત) ચાર પ્રકારે કલ્પવામાં આવ્યું છે (૪૫)

औदासीन्येन यत्प्राप्यं यच्च कर्तुरनीप्सितम् ।

संज्ञान्तरैरनाख्यातं यद्यच्चाप्यन्यपूर्वकम् ॥४६॥

તટસ્થતા સાથે પ્રાપ્ત થનારું, કર્તાએ નહિ ઇચ્છેલું, બીજી સંજ્ઞાઓ વડે ન જણાવી શકાય તેવું અને પહેલાં બીજી સંજ્ઞાવાળું (એમ બીજું ચાર પ્રકારે છે) (૪૬)

કારિકા ૪૫માં નિર્દેશેલ ત્રણ પ્રકારનાં ઈપ્સિતતમ કર્મ સિવાયનાં બીજાં ચાર કર્મ અહીં ગણાવવામાં આવ્યાં છે.

(૧) ગામમાં જઈને ઝાડના મૂળને સ્પર્શે છે (ग्रामं गच्छन् वृक्षमूलं स्पृशति ।)માં વૃક્ષમૂલ ઔદાસીન્યપ્રાપ્ત કર્મ છે.

(૨) ઝેર પીવે છે (विषं पिबति ।)માં ઝેર અનીપ્સિત કર્મ છે.

(૩) અપાદાન વગેરે સંજ્ઞાઓ જેને લાગુ ન પડે તે કર્મ अकथितं च । (પા.સૂ. ૧–૪–૫૧)થી જણાવ્યું છે.

(૪) देवदत्तं अभिक्रुध्यति । देवदत्तं अभिद्रुह्यति । વગેરે ઉદાહરણોમાં ઉપસર્ગવાળા क्रुध्, द्रुह् વગેરે ધાતુઓના સંબંધમાં જેના તરફ કોપ વગેરે હોય તેની સંપ્રદાનસંજ્ઞા થવા છતાં કર્મસંજ્ઞા જ થાય છે. તે જ પ્રમાણે अक्षान् दीव्यति ।માં दिवः कर्म च । (પા.સૂ. ૧–૪–૪૩)થી સાધકતમ કરણ જ કર્મસંજ્ઞા બને છે. આમ અનીપ્સિત કર્મના ચાર પ્રકારો છે; ઔદાસીન્યપ્રાપ્ત, કર્તાને અનીપ્સિત, અકથિત, અને અગાઉ અન્ય સંજ્ઞાથી જાણીતું.

सती वाविद्यमाना वा प्रकृतिः परिणामिनी ।

यस्य नाश्रीयते तस्य निर्वर्त्यत्वं प्रचक्षते ॥४७॥

જે (પદાર્થ)નું વિદ્યમાન કે અવિદ્યમાન ઉપાદાન કારણ ફેરફાર પામતું સમજવામાં આવતું નથી તેને નિર્વર્ત્ય (કર્મ) કહે છે. (૪૭)

मृदा घटं करोति । (માટીથી ઘડાને બનાવે છે)માં ઘટને માટીમાંથી ઉત્પન્ન થતો અને તેનાથી જુદો સમજવામાં આવ્યો છે, मृदं घटं करोति ।ની જેમ અભિન્ન સમજવામાં આવ્યો નથી. અહીં નિર્વર્ત્ય કર્મ સમજાય છે.

प्रकृतेस्तु विवक्षायां विकार्यं कैश्चिदन्यथा ।

निर्वर्त्यं च विकार्यं च कर्म शास्त्रे प्रदर्शितम् ॥४८॥

જ્યારે ઉપાદાન કારણને (પદાર્થથી) અભિન્ન સમજવામાં આવે છે ત્યારે (તેને) વિકાર્ય (કર્મ) કહે છે. બીજા કેટલાક વડે (વ્યાકરણ)શાસ્ત્રમાં નિર્વર્ત્ય અને વિકાર્યને જુદાં દર્શાવવામાં આવ્યાં છે. (૪૮)

यदसज्जायते सद् वा जन्मना यत् प्रकाश्यते ।

तन्निर्वर्त्यं विकार्यं च कर्म द्वेधा व्यवस्थितम् ॥४९॥

ઉત્પન્ન થનારું જે અસત્ (છે) તેને અથવા ઉત્પત્તિવડે જે અભિવ્યક્ત બને છે તે (સત્)ને નિર્વર્ત્ય અને વિકાર્ય એમ બે પ્રકારે વ્યવસ્થિત બનેલ કર્મ કહે છે. (૪૯)

ઉત્પત્તિની પહેલાં અસદ્ એવાં ઘટાદિ ઉત્પન્ન થાય છે, એવા અસત્કાર્યવાદી વૈશેષિક મતમાં અથવા ઉત્પત્તિની પહેલાં સદ્ ઘટાદિ ઉત્પન્ન થાય છે એવા સત્કાર્યવાદી સાંખ્યમતમાં પદાર્થ, ઉત્પત્તિ વડે આવિર્ભાવ પામતો હોવાથી તેને નિર્વર્ત્ય અને વિકાર્ય કર્મ કહેવાય છે.

પુત્રને જન્મ આપે છે पुत्रं प्रसूते ।, ( शब्दं प्रयुङ्क्ते । ) શબ્દનો પ્રયોગ કરે છે એવા પ્રયોગોમાં ગર્ભમાં રહેલ પુત્ર અને વિવક્ષાવાળા શબ્દને, જન્મ અને પ્રયોગ વડે જાહેર કરવામાં આવે છે. અસ્તિત્વ હોય તેને જાહેર કરવું એટલે જન્મ.

प्रकृत्युच्छेदसंभूतं किञ्चित्काष्ठादिभस्मवत् ।

किञ्चिद् गुणान्तरोत्पत्त्या सुवर्णादिविकारवत् ॥५०॥

બળેલાં લાકડાં વગેરેમાંથી ભસ્મ મળે તેમ મૂળ પદાર્થના વિનાશથી થનારું (પરિણામ) એટલે એક (વિકાર્ય કર્મ) છે; સુવર્ણ વગેરેના (ઘરેણાં વગેરેમાં) ફેરફારની જેમ બીજા ગુણની ઉત્પત્તિ વડે થનારું તે બીજું (વિકાર્ય કર્મ) છે. (૫૦)

અહીં વિકાર્ય કર્મને બે રીતે સમજાવવામાં આવ્યું છે. પ્રકૃતિભૂતનો સંપૂર્ણ વિનાશ થતાં પ્રાપ્ત થનારું પરિણામ, એક પ્રકારનો વિકાર છે. 'લાકડાંની ભસ્મ કરે છે' એવા પ્રયોગમાં ભસ્મ વિકાર્ય કર્મ છે. લાકડાં બળે છે (काष्ठानि दहन्ति ।)માં લાકડાં વિકાર્ય કર્મ છે.

क्रियाकृता विशेषाणां सिद्धिर्यत्र न गम्यते ।

दर्शनादनुमानाद्वा तत्प्राप्यमिति कथ्यते ॥५१॥

ક્રિયાવડે પ્રાપ્ત થનારી વિશેષતાઓની સિદ્ધિ જ્યાં (પ્રત્યક્ષ) દર્શનથી કે અનુમાનથી સમજાય નહિ તેને પ્રાપ્ય (કર્મ) કહે છે. (૫૧)

સૂર્યને જુએ છે (आदित्यं पश्यति ।), નગર પાસે જાય છે (नगरं उपगच्छति ।), વેદનું અધ્યયન કરે છે (वेदं अधीते ।) વગેરે ઉદાહરણોમાં ક્રિયા વડે પ્રાપ્ત થનારી વિશેષતા પ્રત્યક્ષ કે અનુમાન દ્વારા સમજાતી નથી.

विशेषलाभः सर्वत्र विद्यते दर्शनादिभिः ।

केषाञ्चित् तदभिव्यक्तिसिद्धिर्दृष्टिविषादिषु ॥५२॥

કેટલાકના મતમાં 'જોવું' વગેરે ક્રિયાઓ વડે બધે વિકાર(રૂપ વિશિષ્ટતા)-ની પ્રાપ્તિ થાય છે. દૃષ્ટિમાં ઝેરવાળા (સર્પો) વગેરેમાં તે અભિવ્યક્ત બને છે અને પુરવાર થાય છે. (૫૨)

એક મત પ્રમાણે પ્રાપ્ય કર્મ જેવુ કર્મ માનવાની જરૂર નથી, કારણ કે ક્રિયા હમેશા દશ્ય કે અદશ્ય વિશિષ્ટતાઓ પ્રગટ કરે છે સાપ જ્યારે પદાર્થોને જુએ છે ત્યારે તેના ઝેરરૂપી અગ્નિજ્વાળાઓથી તે પદાર્થને બળતો આપણે જોઈએ છીએ એવી માન્યતા છે આ પ્રમાણે બીજી બધી ક્રિયાઓની વિશેષતાઓ પણ પ્રત્યક્ષ થાય છે આ મત બરાબર નથી સર્પના ઉદાહરણમા દષ્ટિનુ ઉત્કટ તેજ ઝેરના સપર્કમા આવતા પદાર્થને બાળે છે માત્ર જોવાને કારણે નહિ તેથી જુદુ પ્રાપ્ય કર્મ સ્વીકારવુ જોઈએ ઝેરરૂપી અગ્નિજ્વાળાઓ વૈજ્ઞાનિક રીતે સિદ્ધ નથી તેથી અગ્નિજ્વાળાઓને રૂપક તરીકે સમજવી જોઈએ

आभासोपगमो व्यक्ति सोढत्वमिति कर्मण ।
विशेषा प्राप्यमाणस्य क्रियासिद्धौ व्यवस्थिता ॥५३॥

(યોગ્ય સ્થાનમા રહીને) દષ્ટિમાર્ગમા આવવુ, (દીવા વગેરે વડે) પ્રકટ થવુ અને ઓઘક્ષમતા આ બધી પ્રાપ્ય કર્મની, ક્રિયાની સિદ્ધિ સાથે જોડાયેલી વિશિષ્ટતાઓ છે (૫૩)

निर्वर्त्यादिषु तत्पूर्वमनुभूय स्वतन्त्रताम् ।
कर्त्रन्तराणा व्यापारे कर्म सपद्यते तत ॥५४॥

ઉત્પત્તિ, (વિક્રિયા, આભાસ) વગેરે ક્રિયાઓમા પહેલા સ્વતત્રતા અનુભવીને, (કારકો) બીજા કર્તાઓના કાર્યના સદર્ભમા કર્મ તરીકે પ્રવૃત્ત બને છે (૫૪)

અગાઉ કહેવામા આવ્યુ કે બધા કારકો તેમની ગૌણ ક્રિયાઓના સદર્ભમા કર્તાઓ હોય છે, તો પછી તે કર્મ કેવી રીતે બની શકે એવી શકાનો જવાબ આ કારિકામા આપવામા આવ્યો છે

નિર્વૃત્તિ, વિક્રિયા આભાસ વગેરે ક્રિયાઓમા અનુક્રમે નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય કર્મ તરીકે પ્રાપ્ત થનારુ કર્મ પહેલા સ્વતત્રતા અર્થાત્ કર્તાપણુ પ્રાપ્ત કરીને પછીથી કર્તાના સદર્ભમા ગૌણ અવસ્થા પ્રાપ્ત કરીને કર્મ બને છે

तद् व्यापारविवेकेऽपि स्वव्यापारे व्यवस्थितम् ।
कर्मोपदिष्टाल्लभते क्वचिच्छास्त्राश्रयान्विधीन् ॥५५॥

તે (પ્રધાન કર્તા)ની ક્રિયાની વિવક્ષા ન હોય ત્યારે પણ પોતાની (સ્વતત્ર કર્તૃત્વરૂપ) ક્રિયામા વિવક્ષિત થતુ કર્મ, કર્મને માટે વિહિત એવા (વ્યાકરણ) શાસ્ત્રીય કાર્યોને, (કર્તા બની), કોઈકવાર પ્રાપ્ત કરે છે (૫૫)

કોઠાર (પોતાની મેળે) તૂટે છે (भिद्यत कुसूल ।) ખેતર ખેડાય છે (लूयत केदार ।) અને ભાત રધાય છે, (पच्यत ओदन स्वयमेव ।) જેવા ઉદાહરણોમા કર્તાની પ્રવૃત્તિ વિવક્ષિત નથી, કારણ કે, કોઠાર સહેલાઈથી તૂટે એવા છે, ખેતર ઓછા ઘાસવાળુ છે અને ભાત પોચા

છે. આ ઉદાહરણોમાં કુસૂલ, કેદાર અને ઓદન કર્મ તરીકે હતાં પણ હવે કર્તા બન્યાં છે અને भिद्यते, लूयते અને पच्यतेમાં, यक् પ્રત્યય નવા બનેલા કર્તાઓના કાર્યને જણાવે છે.

निवृत्तप्रेषणं कर्म स्वक्रियावयवे स्थितम् ।
निवर्तमाने कर्मत्वे स्वे कर्तृत्वेऽवतिष्ठते ॥५६॥

કર્મ જ્યારે (કર્તાના વ્યાપાર) પ્રેરણાથી મુક્ત બને છે ત્યારે તે પોતાની ક્રિયા સાથે સંબંધમાં રહે છે. તેનું કર્મપણું નિવૃત્ત થતાં તે પોતાના કાર્યના કર્તારૂપે પ્રાપ્ત થાય છે. (૫૬)

ભાત પોતાની મેળે રંધાય છે. (पच्यते ओदनः स्वयमेव ।) માં 'ચૈત્ર ભાત રાંધે છે' એવા વાક્યમાં કર્મરૂપે રહેલ ભાત, હવે કર્તાના વ્યાપારમાંથી મુક્ત બનીને રાંધવાની ક્રિયાનો કર્તા બને છે. તેથી ભાતને કર્મકર્તા કહેવાશે. 'કોઠાર પોતાની મેળે તૂટે છે.' એવા પ્રયોગમાં પુષ્કળ વરસાદ ઝીલનારો, પુષ્કળ પવન સહન કરનારો વગેરે કારણોની વિવક્ષા નથી. થોડા વખત પહેલાં બંધાયેલો કોઠાર પોતાની મેળે જ તૂટી પડે છે. તેથી અહીં કોઠાર, જે પહેલાં કર્મ હતું તે હવે કર્તા અર્થાત્ કર્મકર્તા તરીકે પ્રાપ્ત થાય છે. ખેતર (પોતાની મેળે) કપાય છે, એવા પ્રયોગમાં દાતરડું લઈને ખેતરમાં જતો દેવદત્ત દેખાય છે છતાં અત્યંત તીવ્ર સૂર્યકિરણોને લીધે સુકાયેલા પાકવાળું અને જર્જરિત બનેલ છોડવાળું ખેતર પોતાની મેળે જ કપાય છે એમ કહી શકાય. અહીં ખેતર કપાઈ જવાની સુકરતા કર્તા બને છે. સૌકર્યાતિશયવાળું ખેતર જે અગાઉ કર્મ હતું તે હવે કર્તા બન્યું છે; સરખાવો મહાભાષ્ય (પા.સૂ. ૩-૧-૮૭) यद्यपि तावदेतच्छक्यते वक्तुं यत्रान्यः कर्ता नास्तीह तु कथं न स्यात् लूयते केदारः स्वयमेवेति यत्रासौ देवदत्तो दात्रहस्तः समन्ततो विपरिपतन्दृश्यते । अत्रापि यासौ सुकरता नाम तस्याः नान्यः कर्ता भवत्यन्यदतः केदारात् ।

तानि धात्वन्तराण्येव पचिसिद्ध्यतिवद् विदुः ।
भेदेऽपि तुल्यरूपत्वादेकत्वपरिकल्पना ॥५७॥

તે (કર્મવિષયક અને કર્તૃવિષયક) ધાતુઓને पच् અને सिध् ની જેમ જુદા જ માનવામાં આવ્યા છે. તેમનામાં ભિન્નતા હોવા છતાં, તેમનું રૂપ સમાન હોવાથી, તે એક છે એવી કલ્પના કરવામાં આવી છે. (૫૭)

देवदत्तः ओदनं पचति । देवदत्तः केदारं लुनाति । અને देवदत्त : कुसूलं भिनत्ति । જેવા પ્રયોગોમાં અને पच्यते ओदनः । लूयते केदारः । અને भिद्यते कुसूलः । જેવા પ્રયોગોમાં पच्, लू, અને भिद् ધાતુઓ કર્મવિષયક અને કર્તૃવિષયક અર્થ દર્શાવે છે. કર્મવિષયક અર્થ દર્શાવનારો पच् ધાતુ કર્તાનો અર્થ દર્શાવનારા पच् ધાતુથી જુદો છે. તે પ્રમાણે लू અને भिद् વિષે સમજવું. જેમ पच् અને सिध् જુદા છે તેમ તેમને જુદા સમજવા જોઈએ. આ ધાતુઓ વચ્ચે કર્મ અને કર્તાના ઉપલક્ષણમાં જુદાપણું હોવા છતાં કર્મવિષયક पच् અને કર્તૃવિષયક पच् સ્વરૂપમાં સરખા હોવાથી, વ્યવહારમાં સમાન ગણવામાં આવે છે. તેમ

છતાં क्षि જેવા ધાતુને જુદા જુદા ગણુમાં જુદો જુદો સમજવામાં આવ્યો છે; જેમકે क्षि ભ્વાદિમાં क्षयति, તુદાદિમાં क्षियति, દિવાદિમાં क्षीयते અને ક્ર્યાદિમાં क्षिणाति જેવાં રૂપો शप्, श, श्ना અને श्न એવા વિકરણપ્રત્યયોને કારણે જુદાં જુદાં સમજાય છે.

एकदेशे समूहे च व्यापाराणां पचादयः ।
स्वभावतः प्रवर्तन्ते तुल्यरूपसमन्विताः ॥५८॥

એકસરખા રૂપવાળા હોવા છતાં पच् વગેરે ધાતુઓ એક ક્રિયા અથવા (અનેક) ક્રિયાઓનો સમૂહ સ્વાભાવિકપણે દર્શાવે છે. (૫૮)

અગાઉની કારિકામાં પ્રાપ્ત થયેલા મતથી જુદો મત અહીં દર્શાવવામાં આવ્યો છે. એક શબ્દ પણ અનેક અર્થોવાળો હોઈ શકે. આવી સ્થિતિમાં જુદી જુદી શક્તિઓને કારણે અર્થભેદ સમજાતો હોવાથી શબ્દભેદ સમજવો જોઈએ નહિ. ग्राम શબ્દના કે अक्ष શબ્દના અનેક અર્થો છે. 'દેવદત્ત ભાત રાંધે છે.' અને 'ભાત રંધાય છે.' એવા પ્રયોગોમાં ભાતનું પોચા પડવું (विक्लित्ति) એવો पच्નો અર્થ સર્વત્ર મળે છે.

न्यग्भावना न्यग्भवनं रुहौ शुद्धे प्रतीयते ।
न्यग्भावना न्यग्भवनं ण्यन्तेऽपि प्रतिपद्यते ॥५९॥

अवस्थां पञ्चमीमाहुर्ण्यन्ते तां कर्मकर्तरि ।
निवृत्तप्रेषणाद्धातोः प्राकृतेऽर्थे णिजुच्यते ॥६०॥

(णिच् પ્રત્યય પ્રાપ્ત નહિ કરનારા) મૂળ ધાતુ रुह् માં 'નીચે નમાવવું' અને 'નીચે નમવું' એવા અર્થો સમજાય છે. णिच्ને પ્રાપ્ત કરનારા તે (ધાતુ)માં પણ 'નીચે નમાવવું' અને નીચે નમવું એવા બે અર્થો સમજાય છે. કર્મ જ્યારે કર્તા બને છે ત્યારે णिच् પણ પ્રાપ્ત થયો હોય છે. ત્યારે તેને પાંચમી અવસ્થા કહેવાય છે. બીજા વડે કરાવાતા કાર્યનો અર્થ ધાતુ વડે જ્યારે દર્શાવાતો નથી ત્યારે ધાતુના મૂળ અર્થને જણાવવા માટે णिच्નો પ્રયોગ કરવામાં આવે છે. (૫૯-૬૦)

'મહાવતો હાથી ઉપર ચડે છે.' (आरोहन्ति हस्तिनं हस्तिपकाः ।) એવા પ્રયોગમાં મહાવતો હાથીને નમાવે છે અને હાથી નમે છે એવો અર્થ પ્રાપ્ત થાય છે. આને અનુક્રમે न्यग्भावन અને न्यग्भवन કહીશું. न्यग्भावन પહેલી અવસ્થા છે. आरुह्यते हस्ती स्वयमेव। એવા પ્રયોગમાં હાથી પોતાની મેળે નમે છે (न्यग्भवति) એવો અર્થ હોવાથી મહાવતોના હાથીને નમાવવાના કાર્યનો ઉલ્લેખ નથી. પરંતુ હાથીનો પોતાની મેળે નમવાનો ઉલ્લેખ છે. આ અવસ્થાને બીજી અવસ્થા કહીશું. આ બંને અવસ્થાઓમાં, ધાતુમાં પ્રેરકનો અર્થ દર્શાવનાર પ્રત્યય णिच् ઉમેરવામાં આવ્યો નથી, પરંતુ જ્યારે रुह् ધાતુમાં णिच् ઉમેરવામાં આવે છે ત્યારે आरोहयन्ति हस्तिनं हस्तिपकाः। એવા પ્રયોગમાં મહાવતોના કાર્યનો ઉલ્લેખ હોઈ, આ અવસ્થાને ત્રીજી અવસ્થા કહીશું. હાથીની નમ્રતા જણાવાતી

હોય ત્યારે आरोहयते हस्ती स्वयमेव । એવો, ચોથી અવસ્થા દર્શાવતો પ્રયોગ વપરાય છે. ત્રીજી અને ચોથી અવસ્થાઓમાં પહેલી અને બીજી અવસ્થાઓ કરતાં કશો વિશેષ ફેર-ફાર નથી. આ ચારેય અવસ્થાઓમાં ન્યગ્ભાવન અને ન્યગ્ભવનનો અર્થ મળે છે. आरोहयते हस्ती स्वयमेव । એવા પ્રયોગમાં હાથીનું નમવારૂપી કાર્ય પહેલાં કર્મરૂપે હતું, પરંતુ જ્યારે તે કાર્યને કર્તારૂપે અર્થાત્ હાથીના પોતાને નમાવવા રૂપી કાર્યરૂપે (कर्मकर्तरि) સમજવામાં આવે ત્યારે તેને પાંચમી અવસ્થા કહીશું.

ब्रवीति पचतेरर्थं सिद्ध्यतिर्न विना णिचा ।
स ण्यन्तः पचतेरर्थे प्राकृते व्यवतिष्ठते ॥६१॥

(ભાત તૈયાર થાય, છે. सिद्ध्यति ओदनः । એવા પ્રયોગમાં) सिध् ધાતુ णिच् પ્રત્યય વિના पच् ધાતુના અર્થને દર્શાવતો નથી તે सिध् ધાતુ (साधयति ओदनम् । એવા વાક્યમાં ) णिच પ્રત્યય સાથે પ્રયોજાય છે ત્યારે पच् ધાતુના સ્વાભાવિક અર્થ (ચોખાનું નરમ विक्लित्ति)માં પ્રાપ્ત થાય છે. (૬૧)

કોઈ એક મૂળ ધાતુ અને (બીજા) ભિન્ન ધાતુના અર્થો ઘણીવાર એકસરખા હોય છે, જેમ કે, ભાત તૈયાર થાય છે सिद्ध्यति ओदनः માં ધાતુનો (ભાત) પોચા પડે છે એવો અર્થ રહેલો છે. તે પ્રમાણે आरोहन्ति हस्तिनं हस्तिपकाः । અને आरोहयन्ति हस्तिनं हस्तिपकाः । માં અર્થ એક સરખો સમજાય છે.

केषाञ्चिद्देवदत्तादेर्व्यापारो यः सकर्मके ।
स विना देवदत्तादेः कटादिषु विवक्ष्यते ॥६२॥

કેટલાકના મતમાં, સકર્મક ધાતુ વડે જણાવાતો દેવદત્ત વગેરે (કર્તાઓ)નો જે (સાદડી બનાવવા રૂપી) વ્યાપાર છે તે, દેવદત્ત વગેરે (ના પ્રયોગ) વિના સાદડી વગેરે કર્મમાં આરોપવામાં આવે છે. (૬૨)

कटं करोति । (તે સાદડી બનાવે છે) એવા પ્રયોગમાં करोति ('બનાવે છે') એવા સકર્મક ધાતુના અર્થમાં દેવદત્તરૂપી કર્તાનો જે વ્યાપાર છે તે, જ્યારે કર્મના સૌકર્યને જણાવવાનું હોય ત્યારે કર્તાને બદલે કર્મમાં જણાવવામાં આવે છે. તેથી कारयति कटः देवदत्तेन । જેવા પ્રયોગને બદલે कारयते कटः स्वयमेव । જેવો પ્રયોગ થઈ શકે છે.

निवृत्तप्रेषणं कर्म स्वस्य कर्तुः प्रयोजकम् ।
प्रेषणान्तरसंबन्धे ण्यन्ते तेनाभिधीयते ॥६३॥

(અવિવક્ષાને કારણે કર્તૃનિષ્ઠ) પ્રયોજકવ્યાપાર નિવૃત્ત થતાં (તે વ્યાપારનો જેનામાં આરોપ કરવામાં આવ્યો છે તેવું કર્મ) પોતાના (અગાઉના) કર્તાનું પ્રયોજક બને છે કર્તાના વ્યાપારથી જુદા વ્યાપાર સાથે સંબંધમાં આવતાં, પ્રેરક પ્રયોગ વડે તે આત્મનેપદ દ્વારા જણાવાય છે. (૬૩)

પ્રેષ અથવા પ્રેષણ એટલે કર્તાનો વ્યાપાર. આ વ્યાપાર જ્યારે કર્તામાં વિવક્ષિત ન હોય અને કર્મમાં તેનો આરોપ કરવામાં આવે ત્યારે કર્મને निवृत्तप्रेषणम् કહેવામાં આવે છે. આવો અર્થ कारयते घटः (स्वयमेव)। એવા પ્રયોગ વડે સમજાય છે. સાદડી બનાવવા માટે કેટલીક વિશેષ સગવડો (सौकर्यातिशय) હોઈને આવો પ્રયોગ કરવામાં આવે છે. દેવદત્તનું સાદડી બનાવવાનું કાર્ય અર્થાત્ કર્તાનું પ્રયોજકત્વ અહીં દેખાતું નથી. તેથી પ્રેરક પ્રયોગ (ण्यन्त) અને આત્મનેપદ (ल)ના પ્રત્યયો વડે આવો પ્રયોગ રજૂ થાય છે.

કારિકામાં દર્શાવેલ વિચાર णेरणौ यत् कर्म णौ चेत् स कर्ता अनाध्याने। (પા.સૂ. ૧.૩.૬૭ પ્રેરક નહિ એવા પ્રયોગમાંનું કર્મ પ્રેરક પ્રયોગમાં કર્તા બને ત્યારે અને જ્યારે તેનો અર્થ અનાધ્યાન અર્થાત્ ખેદપૂર્વક સ્મરણ થતો ન હોય ત્યારે પ્રેરક પ્રયોગમાં આત્મનેપદનો પ્રયોગ કરવામાં આવે છે) અને कर्मवत्कर्मणा तुल्यक्रियः। (પા.સૂ. ૩.૧.૮૭; કર્મમાં રહેલી ક્રિયાના જેવી ક્રિયાવાળો કર્તા કર્મ જેવો બને છે) એવાં બે સૂત્રો અને તેમના ઉપરનાં ભાષ્યવાર્તિકાદિમાં રજૂ થયો છે. પહેલા સૂત્રનું ઉદાહરણ છે. आरोहयते हस्ती (स्वयमेव)। પ્રેરક પ્રયોગ વિનાના ક્રિયારૂપનું ઉદાહરણ છે, आरोहन्ति हस्तिनं हस्तिपकाः। आरोहयति हस्तीपकान् हस्ती એવું ઉદાહરણ પ્રેરક પ્રયોગવાળું ઉદાહરણ છે. અહીં અગાઉના સાદા પ્રયોગનું કર્મ हस्ती, પ્રેરક પ્રયોગમાં પ્રયોજક કર્તા બન્યું હોવા છતાં સાદા પ્રયોગથી જુદું કર્મ પ્રેરકમાં કર્મ હોવાથી आरोहयतिमां સૂત્રથી આત્મનેપદ થયું નહિ. હવે પ્રેરક પ્રયોગમાં જો रुह् નો અર્થ આરોહણવિષય એટલો જ વિવક્ષિત હોય તો आरोहयते हस्ती (स्वयमेव)। એવું આત્મનેપદવાળું પ્રેરક ક્રિયારૂપ થશે.

બીજા સૂત્રનું ઉદાહરણ છે पच्यते तण्डुलः। અહીં દેવદત્ત કર્તા છે, તંડુલ કર્મ છે. તંડુલ માટેની જે ક્રિયા તે જ ક્રિયા જેની છે તેવો કર્તા હોવો જોઈએ. આવો કર્તા तण्डुलः બનશે. અહીં દેવદત્ત એવા કર્તાની અવિવક્ષા માનીને तण्डुलને કર્તા માન્યો તેથી ધાતુ અકર્મક થશે. આ સૂત્રનાં પ્રયોજનો તરીકે यक् પ્રત્યય (૩.૧.૬૭), આત્મનેપદ (૧.૩.૧૭), चिण् અને चिण्वद्भाव (૬ ૪.૬૨) સમજવામાં આવ્યાં છે. આ સૂત્ર કર્મવદ્ભાવનો બોધ કરે છે.

सदृशादिषु यत्कर्मकर्तृत्वं प्रतिपद्यते।
आपत्त्यापादने तत्र विषयत्वं प्रति क्रिये ॥६४॥

'ના જેવું'' (सदृश)વગેરેમાં જ્યાં કર્મકર્તૃત્વ પ્રાપ્ત થાય છે, ત્યાં. (दृश् ધાતુના) વિષય તરીકે આપત્તિ (થવું) અને આપાદન એવી બે ક્રિયાઓ વ્યક્ત થાય છે. (૬૪)

કર્મકર્તૃભાવની ચર્ચાના અનુસંધાનમાં આ કારિકામાં વિશેષ વિચાર કરવામાં આવ્યો છે. त्यदादिषु दृशोऽनालोचने कञ्च। (પા.સૂ.૩.૨ ૬૦: જ્યારે त्यद् વગેરે શબ્દો ઉપપદ હોય ત્યારે, જ્ઞાન એવો અર્થ ન જણાવતા दृश् ધાતુને कञ् અને क्विन् એવા પ્રત્યયો લાગે છે) ઉપરના ભાષ્યમાં ઉદાહરણ તરીકે स इव अयं तादृक्। અને अन्य इव अयं अन्यादृक् એવા પ્રયોગોમાંના तादृक् અને अन्यादृक् શબ્દો આપવામાં આવ્યા છે. વાર્તિકકાર જણાવે છે કે આ ઉદાહરણોમાં दृश् ધાતુને પ્રાપ્ત થનારો કૃત્પ્રત્યય કર્તા અર્થમાં છે, પરંતુ

તેનો અર્થ બરાબર બેસતો નથી, તેથી 'ના જેવું' (इव)ના અર્થમાં તદ્ધિત પ્રત્યય લગાડવો જોઈએ. આ વિધાનને નકારતાં ભાષ્યકાર જણાવે છે કે ઉપરનાં ઉદાહરણોમાં કર્મ કર્તા પ્રાપ્ત થાય છે અને કૃદર્થ પણ સમજાય છે, જેમકે तादृक् એટલે तं (यज्ञदत्तं) इव हमं (देवदत्तं) पश्यन्ति जनाः । सः अयं स इव दृश्यमानः तं इवात्मानं पश्यति इति तादृक् । લોકો તે દેવદત્તને યજ્ઞદત્ત જેવો જુએ છે. તેવો તે તેના જેવો દેખાતાં પોતાની જાત (દેવદત્ત)ને તે (યજ્ઞદત્ત)ના જેવો માને છે.

घटं पश्यति । ઉદાહરણમાં ઘટનું કાર્ય આપત્તિ છે અને ઘટને જોનાર વ્યક્તિની ક્રિયા આપાદન છે. બીજા શબ્દોમાં કહીએ તો કર્મરૂપ બનેલા વિષયનો વ્યાપાર એટલે આપત્તિ અને કર્તાનો વ્યાપાર એટલે આપાદન.

कुतश्चिदाहृत्य पदमेवं च परिकल्पने ।

कर्मस्थभावकत्वं स्याद्दर्शनाद्यभिधायिनाम् ॥६५॥

ક્યાંકથી કોઈક શબ્દ લાવીને આ પ્રમાણે (કર્તાના વ્યાપારની) કલ્પના કરવામાં આવે તો, 'જોવું' વગેરે અર્થ દર્શાવનાર ધાતુઓ (પણ) કર્મસ્થભાવક બનશે. (૬૫)

અગાઉની કારિકા પ્રમાણે तादृक् પદને જે રીતે સમજાવવામાં આવ્યું છે તે બરાબર નથી. દૃશનો અર્થ 'કર્તૃસ્થ દર્શન' એટલો જ છે. દર્શનના વિષયની અર્થાત્ કર્મની આપત્તિ તેમાંથી થતી નથી. દર્શન કોઈક ચોક્કસ વિષયનિષ્ઠ છે એમ જો તેમ, ખેંચી તાણીને વિષયનો ઉલ્લેખ સમજાવી અધ્યાહૃત પદો દ્વારા વિષયના વ્યાપારને સમજાવવામાં આવે તો જોવું, બેસવું વગેરે અર્થો દર્શાવનારા બધા ધાતુઓ કર્મસ્થભાવક અથવા કર્મસ્થક્રિય બનશે, અને કોઈ ધાતુ કર્તૃસ્થભાવક રહેશે નહિ. પરંતુ વ્યવહારમાં આવું પ્રાપ્ત થતું નથી.

विशेषदर्शनं यत्र क्रिया तत्र व्यवस्थिता ।

क्रिया व्यवस्था त्वन्येषां शब्दैरेव प्रकाश्यते ॥६६॥

કેટલાકના મતમાં જ્યાં (ક્રિયાનું) ફળ નજરે ચઢે છે, ત્યાં ક્રિયા રહેલી હોય છે; બીજા (કેટલાક)ના મતમાં ક્રિયાનું અવસ્થાન (ધાતુ)શબ્દો વડે પ્રગટ થાય છે. (૬૬)

ધાતુનું કર્મસ્થભાવકત્વ અને કર્તૃસ્થભાવકત્વ કેવી રીતે જાણી શકાય તે આ કારિકામાં સમજાવવામાં આવ્યું છે. આ કારિકામાં પહેલી પંક્તિમાંના વિચારનો બીજી પંક્તિમાં પરિહાર કરવામાં આવ્યો છે.

ક્રિયાનું ફળ કર્તામાં દેખાતું હોય તો ધાતુને કર્તૃસ્થભાવક સમજવો અને કર્મમાં દેખાતું હોય તો કર્મસ્થભાવક સમજવો. આ વિચારમાં ભાવ અને ક્રિયા વચ્ચે તફાવત સમજાવવામાં આવતો નથી. પાણિનિ પણ તેમનાં સૂત્રો (૩.૨.૧૨૬ અને ૨.૩.૨૭)માં આવો ભેદ માનતા નથી.

ક્રિયાના ફળની પ્રાપ્તિ ધાતુના કર્તૃસ્થભાવકત્વ કે કર્મસ્થભાવકત્વ અંગે નિર્ણાયક છે એ મત યોગ્ય નથી.

कालभावाध्वदेशानामन्तर्भूतक्रियान्तरैः ।
सर्वैरकर्मकैर्योगे कर्मत्वमुपजायते ॥६७॥

સમય, ક્રિયા, ચાલવાનુ અંતર, અને દેશવાચક શબ્દો, તેમનામાં રહેલ બીજી ક્રિયાઓ દર્શાવનારા સકર્મક ધાતુઓ સાથે સંબંધમાં આવતા, કર્મ બને છે (૬૭)

કર્મના નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય એવા ત્રણ ભેદો જણાવવામાં આવ્યા. તેને માટે कर्तुरीप्सिततमं कर्म । (૧ ૪ ૪૯)નો આધાર લેવામાં આવ્યો. ત્યાર પછી કર્મકર્તૃભાવ, કર્મસ્થક્રિય અને કર્તૃસ્થક્રિયની ચર્ચા કરવામાં આવી હવે કર્મ અંગેના બીજા સૂત્રોના વિચારોને અહીં રજૂ કરવામાં આવે છે સમય, ક્રિયા, અન્તર અને દેશવાચક શબ્દો અકર્મક ધાતુઓના કર્મ બને છે આ વિચાર, અને કારિકાઓ ૬૮ થી ૮૦ સુધીમાં ભર્તૃહરિએ રજૂ કરેલા વિચારો, પા સૂ ૧ ૪,૪૯ થી ૧ ૪ ૫૧ સુધીના સૂત્રો તેમના ઉપરના વાર્તિકો અને તેમના ઉપરના ભાષ્યવચનોને આધારે રજૂ થયા છે, ખાસ કરીને, પા.સૂ. ૧ ૪ ૫૧ अकथितं च । (અપાદાન, સંપ્રદાન અને અધિકરણ એવા ઉલ્લેખ વડે નહિ કહેવાયેલ કારકને કર્મ કહે છે) સૂત્ર ઉપરની ભાષ્યકારે કરેલી ચર્ચા આ સંદર્ભમાં વધારે ઉપયોગી છે આ સૂત્ર ઉપર કાત્યાયનના વાર્તિકો નથી, પરંતુ ભાષ્યકારે પ્રાચીન મતોને રજૂ કરતા વાર્તિકો અવતાર્યા છે સૂત્ર ૧ ૪.૫૧ ઉપરના શ્લોકવાર્તિકના અને ભાષ્યના કથનોને અહીં રજૂ કરીશું

(૧) दुह् (દોહવું), याच् (માગવું), रुध् (રોકવું), प्रच्छ् (પૂછવું), भिक्ष् (ભિક્ષા માગવી), चिञ् (એકઠું કરવું એના ધાતુઓના મુખ્ય કર્મ દૂધ વગેરેના નિમિત્ત ગાય વગેરેને તથા મુખ્ય કર્મ સાથે સંબદ્ધ પદાર્થોને જો અપાદાન વગેરે સંજ્ઞા પ્રાપ્ત થઈ ન હોય તો તેમને અકથિત કર્મ કહેવા જોઈએ આ અંગે સૂક્ષ્મતા કરતા જણાવવામાં આવ્યું છે કે पौरवं गां याचते ।, माणवकं पन्थानं पृच्छति ।, पौरवं गां भिक्षते । માં याच्, प्रच्छ्, भिक्ष् ધાતુના મુખ્ય કર્મ સાથે સંબદ્ધ કારકને કર્મ કહી શકાય दुह्, रुध् અને चि જેવા ધાતુઓના આવા ઉદાહરણો આપી શકાશે નહિ પરંતુ જો આ दुह् વગેરે ધાતુઓમાં અપાદાન વગેરે કારકોની અવિવક્ષા સમજવામાં આવે તો તેના ઉદાહરણોમાં પણ અકથિત કર્મ પ્રાપ્ત થશે

(૨) મુખ્ય કર્મના સંદર્ભમાં કાળના પ્રત્યયોનું વિધાન (लविधि) છે એમ સમજવાનું હોય તો ગૌણકર્મવાચક શબ્દોની અર્થસંદર્ભ પ્રમાણે ચતુર્થી, પંચમી કે ષષ્ઠી વિભક્તિ કરવી જોઈએ, જેમકે दुह्यते गोः पयः । याच्यते पौरवात् कम्बलः । આ અંગે વૈકલ્પિક મત એવો છે કે કાળના પ્રત્યયો વગેરેનું વિધાન (लादिविधि) ગૌણ કર્મના સંદર્ભમાં પણ થાય છે, અર્થાત્ गतिबुद्धि० (પા સૂ ૧ ૪-૫૨) સૂત્ર પ્રમાણે દ્વિકર્મક બનતા ધાતુના ગૌણ કર્મને પણ लविधि પ્રાપ્ત થાય દ્વિકર્મક ધાતુ અને नी (દોરવું), वह् (વહન કરવું), हृ (લઈ જવું), અને ગતિનો અર્થ દર્શાવનારા ધાતુઓ દ્વિકર્મક છે

પ્રાચીન શ્લોકવાર્તિકકાર ઉમેરે છે કે અકર્મક ધાતુનો પ્રયોગ કરતી વખતે કાળ, ક્રિયા, ગન્તવ્ય માર્ગ અને દેશનો અર્થ દર્શાવતા શબ્દોને કર્મ કહેવા, જેમકે मासमास्ते । (એક મહિનો બેસે છે) गोदोहमास्ते । (ગાય દોહવામાં આવે તેટલો વખત બેસે છે), क्रोशमास्ते । (એક કોસ જાય તેટલો વખત બેસે છે) कुरून्स्वपिति । (કુરુદેશમાં સૂવે છે)

અકથિત કર્મને અપ્રધાન અર્થાત્ ગૌણ કર્મ પણ કહ્યું છે, પરંતુ આ અર્થ બરાબર નથી કારણકે, દોણીમાં હાથ રાખીને તે ગાયનું દૂધ દોહે છે (कंसपात्र्या पाणिना गां पयः दोग्धि । પ્રયોગમાં पाणि અને कंसपात्री અપ્રધાન હોઈ કર્મ થશે.

ગૌણ અર્થાત્ વિપરીત કર્મને કદ્રમ કહે છે. જે પૂર્ણપણે કર્મ નથી તેને કદ્રમ કહે છે. કર્મ સંબંધી બધાં કાર્યો તેમાં કરવામાં આવતાં નથી. માત્ર દ્વિતીયા વિભક્તિ જ તેને લાગે છે. પાણિનિએ કદ્રમ એવી જુદી સંજ્ઞા કરી નથી.

આ કારિકાનું વ્યાખ્યાન કરતાં હેલારાજે જણાવ્યું છે કે कालभावाध्वगन्तव्या...... વગેરે શ્લોકવાર્તિકની જરૂર નથી, કારણ કે, કાલ, ક્રિયા વગેરે દર્શાવનારા શબ્દો અકર્મક ધાતુઓનાં કર્મ બને છે છતાં, તે ધાતુઓ અકર્મક બનતા નથી. કર્મને અન્તરંગ કર્મ અને બહિરંગ કર્મ એમ બે રીતે સમજવામાં આવ્યું છે. દ્રવ્યકર્મનું અસ્તિત્વ જ ધાતુને સકર્મક બનાવે છે. आस् (બેસવું) વગેરે ધાતુઓને કાલ, ક્રિયા વગેરેના વાચક શબ્દો કર્મ તરીકે પ્રાપ્ત થવા છતાં તે અકર્મક જ રહે છે અને તેથી સૂત્રો ૩-૪-૬૯, ૭૦ (लः कर्मणि च भावे चाकर्मकेभ्यः । तयोरेव कृत्यक्तखलर्थाः । પ્રમાણે ક્રિયાના અર્થમાં તે ધાતુઓને ल, कृत्य, क्त અને खल् પ્રત્યયો લાગે છે.

आधारत्वमिव प्राप्तास्ते पुनर्द्रव्यकर्मसु ।

कालादयो भिन्नकक्ष्यं यान्ति कर्मत्वमुत्तरम् ॥६८॥

દ્રવ્ય (દર્શાવતાં) કર્મોના આધારરૂપ બનેલા કાલ વગેરે (અપ્રધાન કર્મો) પછીથી જુદી (ગૌણ) કક્ષાવાળાં કર્મ બને છે. (૬૮)

કાલ, ક્રિયા, ગન્તવ્ય માર્ગ અને દેશવાચક શબ્દોને બહિરંગ કર્મ કહ્યાં છે. અંતરંગ અર્થાત્ પ્રધાન કર્મના આધારરૂપે તે રહે છે, જેમકે, मासं ओदनं पचति । (તે એક મહિના સુધી ભાત રાંધે છે)માં ओदनं મુખ્ય કર્મ છે અને मासं તેનો આધાર છે. ओदनं એવા મુખ્ય કર્મ દ્વારા मासंનો સંબંધ રાંધવાની ક્રિયા સાથે જોડાય છે. આમ ક્રિયા પહેલી અવસ્થામાં મુખ્ય કર્મ સાથે સંબંધમાં આવે છે અને પછીની અવસ્થામાં અપ્રધાન કર્મ સાથે સંબંધમાં આવે છે.

अतस्तैः कर्मभिर्धातुर्युक्तोऽद्रव्यैरकर्मकः ।

लस्य कर्मणि भावे च निमित्तत्वाय कल्पते ॥६९॥

તેથી કાલ વગેરે દ્રવ્યથી જુદા પદાર્થોના વાચક તે કર્મોથી જોડાયેલો અકર્મક ધાતુ, કર્મણિ પ્રયોગમાં અને ભાવે પ્રયોગમાં કાળવાચક પ્રત્યયોનું નિમિત્ત બને છે. (૬૯)

सर्वं चाकथितं कर्म भिन्नकक्ष्यं प्रतीयते ।

धात्वर्थोद्देशभेदेन तन्नेप्सिततमं किल ॥७०॥

અને (સંપ્રદાન વગેરે કારકો તરીકે) ન કહેવાયેલું સઘળું, (અકથિત) કર્મ તરીકે જુદી કક્ષાવાળું સમજાય છે, કારણ કે, તે (અકથિત કર્મ) ધાતુના અર્થના વિશિષ્ટ ઉદ્દેશને કારણે, (કર્તા માટે) ઈપ્સિતતમ બનતું નથી (૭૦)

અકથિત કર્મ અંગે વિશેષ ચર્ચા આ કારિકામાં કરવામાં આવી છે. કાલ, ક્રિયા, ગન્તવ્ય માર્ગ અને દેશવાચક શબ્દો બીજી કક્ષાનાં અપ્રધાન કર્મો છે, પરંતુ गां दोग्धि पयः। (તે ગાયનું દૂધ દોહે છે)માં ગાય દ્રવ્યવાચક હોઈ દ્રવ્યકર્મ અને પ્રધાનકર્મ પણ બની શકે, કારણ કે, દૂધ માટે ગાય ઉપાયરૂપ અને આવશ્યક છે. તેથી ગાય શા માટે અંતરંગ કર્મ ન બને? આના જવાબમાં કહેવામાં આવ્યું છે કે दुह् (દોહવું) ધાતુના અર્થનો વિશિષ્ટ ઉદ્દેશ દૂધ પ્રાપ્ત કરવાનો છે. ગાય વગેરે તેમાં ઉપાયરૂપ છે, તેથી આવશ્યક નથી. આમ दुह् (દોહવું) ધાતુના અર્થના ઉદ્દેશની ભિન્નતાને કારણે ગાય વગેરે કર્તાને ઈપ્સિતતમ નથી અને તેથી પ્રધાનકર્મ નથી.

प्रधानकर्म कथितं यत्क्रियायाः प्रयोजकम् ।
तत्सिद्धये क्रियायुक्तमन्यत्त्वकथितं स्मृतम् ॥७१॥

ક્રિયાનું જે પ્રયોજક છે તેને પ્રધાન કર્મ કહ્યું છે તે (પ્રધાન કર્મ)ની સિદ્ધિ માટે ક્રિયા સાથે સંબદ્ધ, બીજા (કર્મ)ને અકથિત (કર્મ) કહ્યું છે. (૭૧)

તે ગાયનું દૂધ દોહે છે ( गां पयः दोग्धि। એવા પ્રયોગમાં દોહનક્રિયાનું પ્રયોજક દૂધ મુખ્ય કર્મ છે. આ દૂધ પ્રાપ્ત કરવા માટે દોહનક્રિયા સાથે જોડાયેલું ગાય એવું કર્મ અકથિત કર્મ છે.

दुहादिवन्नयत्यादौ कर्मत्वमकथाश्रयम् ।
आख्यातानुप्रयोगे तु नियमाच्छेष इष्यते ॥७२॥

दुह् (દોહવું) વગેરે (બાર ધાતુઓ)ની જેમ नी (દોરવું) વગેરે (બાર ધાતુઓ)માં (અકથિત) કર્મ અપાદાન વગેરે કારકોના વિશિષ્ટ) ઉલ્લેખના આશ્રયવિનાનું છે. જ્યાં નિયમપૂર્વક વિદ્યાસ્વીકાર(નો અર્થ) ન હોય ત્યાં પ્રવક્તા, ધાતુઓના પરિગણનના નિયમને કારણે, (બહિર્ભૂત હોઈ, ષષ્ઠીનો વિષય બની) શેષ તરીકે પ્રાપ્ત થાય છે. (૭૨)

अजां नयति ग्रामम् । (બકરીને ગામ લઈ જાય છે), हरति भारं संवाहम् ।, (મજૂરને ભાર ઉપડાવે છે), गर्गान् दण्डयति शतम् । (ગર્ગોનો સોનો દંડ કરે છે) जयति शतं शतानिकम् (શતાનિક પાસેથી સો જીતે છે). ઉદાહરણોમ ग्रामम् , संवाहम् , गर्गान् , शतानिकम् અકથિત કર્મો છે. તે કર્મોનો અપાદાન વગેરે કારકો તરીકે ઉલ્લેખ થયો નથી.

आख्यातोपयोगे । (પા.સૂ. ૧ ૪.૨૩, નિયમપૂર્વક વિદ્યાસ્વીકારનો અર્થ હોય ત્યાં પ્રવક્તાને પંચમી વિભક્તિ પ્રાપ્ત થાય છે)નું ઉદાહરણ છે उपाध्यायाद् अधीते । (ઉપાધ્યાય પાસેથી અધ્યયન કરે છે). પરંતુ જ્યાં આવું નિયમપૂર્વક અધ્યયન ન હોય, જેમ કે नटस्य शृणोति । (તે નટને સાંભળે છે), ત્યાં नटात् એવી પંચમી પ્રાપ્ત થશે નહિ; તેથી नटस्य અકથિત કર્મ બનવું જોઈએ. પરંતુ दुह् વગેરે ધાતુઓમાં श्रु ધાતુનું પરિગણન થયું નહિ હોવાથી नटस्य શેષ તરીકે પ્રાપ્ત થઈને ષષ્ઠીનો વિષય બનશે, અકથિત કર્મ થશે નહિ.

अन्तर्भूतणिजर्थानां दुह्यादीनां णिजन्तवत् ।
सिद्धं पूर्वेण कर्मत्वं णिजन्तनियमस्तथा ॥७३॥

જેમનામાં (પ્રયોજક વ્યાપારરૂપ) णिजर्थ અંતર્ભૂત છે એવા दुह् વગેરે ધાતુઓના પ્રયોગમાં, णिजन्तની જેમ અગાઉના સૂત્ર ( कर्तुरीप्सिततमं कर्म । પા. સૂ. ૧-૪-૪૯) વડે કર્મ સિદ્ધ થયું છે, તેથી णिजन्तमां (गतिबुद्धि० પા.સૂ. ૧-૪-૫૩ સૂત્ર વડે) કર્મત્વનો નિષેધ સિદ્ધ થયો છે. (૭૩)

આ કારિકામાં એક મતાન્તર રજૂ થયો છે. અકથિત કર્મ પ્રધાન કર્મ બની શકે કારણ કે दुह् વગેરે ધાતુઓ પ્રૈષ અર્થાત્ કાર્યની આજ્ઞા (prompting) અર્થ દર્શાવે છે. આ અર્થ णिच्‌નો છે : ઉદાહરણ તરીકે, गां दोग्धि पयः । (ગાયનું દૂધ દોહે છે)માં गां પ્રધાન કર્મ બની શકે, કારણ કે, दुह् ધાતુનો અર્થ 'દૂધનું ક્ષરણ કરવા ગાયને પ્રેરે છે' (क्षरन्तीं गां क्षारयति ।) થાય છે. અર્થની દષ્ટિએ દોહવાની ક્રિયાનું કર્મ, અર્થાત્ દૂધ, જે દ્રવ્ય છે, તે વધારે મહત્ત્વનું છે, પરંતુ અભિધાન અર્થાત્ ભાષાપ્રયોગમાં તેથી જુદી સ્થિતિ છે, જેમકે गौः दुह्यते पयः । માં दुह् ધાતુનું કર્મ गौः છે, पयः નથી. આમ दुह् વગેરે ધાતુઓમાં णिच्‌નો અર્થ અન્તર્ભૂત છે. गतिबुद्धि० સૂત્રથી પ્રાપ્ત થતો નિષેધ આ दुह् વગેરે ધાતુઓને પ્રાપ્ત થતો નથી, કારણ કે તે ગત્યર્થ ધાતુઓમાં णिच्‌નો અર્થ અન્તર્ભૂત નથી.

करणस्य स्वकक्ष्यायां न प्रकर्षाश्रयो यथा ।
कर्मणोऽपि स्वकक्ष्यायां न स्यादतिशयस्तथा ॥७४॥

કરણની પોતાની કક્ષામાં જેમ પ્રકર્ષને ધ્યાનમાં લેવામાં આવતો નથી, તેમ કર્મના અતિશયનો પણ તેની પોતાની કક્ષામાં, આશ્રય કરવામાં આવતો નથી. (૭૪)

अश्वेन पथा दीपिकया याति । (તે ઘોડાવડે દીવાની મદદથી માર્ગે જાય છે) એવા પ્રયોગમાં अश्वेन, पथा અને दीपिकया, એમ બધાં કરણો છે. તેમની વચ્ચે પ્રકર્ષભેદ હોવા છતાં, તેમને બધાને કરણ સમજવામાં આવે છે. જો એમ ન હોય તો જવા માટે ઘોડો જ સાધકતમ હોવાથી, તે એકલો જ કરણ બને. પરંતુ કરણની બાબતમાં એકના કરતાં બીજામાં પ્રકર્ષ છે એમ માનવામાં આવતું નથી. તે પ્રમાણે કર્મની બાબતમાં પણ સમજવાનું છે.

कर्मणस्त्वाप्तुमिष्टत्व आश्रितेऽतिशयो यतः ।
आश्रीयते ततोऽत्यन्तं भेदः पूर्वेण कर्मणा ॥७५॥

કર્મ અંગે તો, (કર્તા વડે) મેળવવા માટે અત્યંત ઇષ્ટત્વ (રૂપી ગુણ) સ્વીકારવામાં આવ્યો હોવાથી પ્રકર્ષનો આશ્રય કરવામાં આવ્યો છે; તેથી कर्तुरीप्सिततमं कर्म । ૧-૪-૪૯) એવા અગાઉના સૂત્ર વડે પ્રાપ્ત થતા કર્મનો (अकथितं च ।) એવા પછીના સૂત્રથી પ્રાપ્ત થતા કર્મથી અત્યંત ભેદ સમજવામાં આવ્યો છે. (૭૫)

ઉપરની કારિકામાં જણાવેલ મતનો આ કારિકા વડે અસ્વીકાર કરવામાં આવ્યો છે.

આ કારિકાનો અન્વય આ પ્રમાણે થશે : यतः कर्मणः तु आप्तुमिष्टत्वे आश्रिते, अतिशयः आश्रीयते, ततः (तस्य अकथितकर्मणः) पूर्वेण कर्मणा अत्यन्तं भेदः ।

કારક એટલે ક્રિયાની સિદ્ધિના સાધન તેમનુ સાધકત્વ સમાન હોવા છતા કરણ સાધકતમ છે એમ વ્યાકરણશાસ્ત્રમા જણાવવામા આવ્યુ છે બીજા કારકો કરતા કરણકારકનુ સાધકત્વ વધારે હોવાથી, તેમા બીજા કારકોની દૃષ્ટિએ પ્રકર્ષ સમજવામા આવ્યો છે એક કરણ અને બીજા કરણ વચ્ચે પ્રકર્ષ માનવામા આવતો નથી કર્મની બાબતમા તેમ નથી કર્તા માટે ક્રિયા વડે પ્રાપ્ત કરવાની યોગ્યતા કર્મમા જ વધારે છે તેથી બીજા કારકોની સરખામણીમા કર્મમા પ્રકર્ષ સભવે છે, એટલુ જ નહિ પણ, અકથિત કર્મની અપેક્ષાએ તે પ્રધાન કર્મમા પ્રકર્ષની દૃષ્ટિએ ભિન્નતા છે તેથી પ્રધાન કર્મ અને અકથિત કર્મને અત્યત ભિન્ન સમજવામા આવે છે

णिजन्ते च यथा कर्ता सक्रिय सन् प्रयुज्यते ।
न दुह्यादौ तथा कर्ता निष्क्रियोऽपि प्रयुज्यते ॥७६॥

ણિજન્ત (ધાતુ પ્રયોગ)મા, જેમ સક્રિય એવો પ્રયોજ્ય કર્તા પ્રયોજક કર્તા વડે પ્રેરાય છે તેમ दुह् (દોહવુ) વગેરે ધાતુઓમા (પ્રયોજ્ય) કર્તા નિષ્ક્રિય હોવા છતા (પ્રયોજકકર્તા વડે) પ્રેરાતો નથી (૭૬)

गमयति ग्राम देवदत्तम् । (દેવદત્તને ગામ જવા પ્રેરે છે) પ્રયોગમા गम् ધાતુ પ્રકૃતિ રૂપે સાદી ક્રિયા દર્શાવે છે, પરતુ ણિજન્ત ધાતુરૂપે પ્રેરક ક્રિયા દર્શાવે છે તેથી એક ક્રિયાનુ કર્મ ग्रामम् અને બીજી ક્રિયાનુ કર્મ देवदत्तम् સમજાય છે પરતુ गा दोग्धि पय । (તે ગાયનુ દૂધ દોહે છે)મા મૂળ ધાતુ વડે વાચ્ય એક ક્રિયા હોવાથી બે કર્મ કેવી રીતે હોઈ શકે ? આવી શકાના ઉત્તરમા કહી શકાય કે કર્તાના પ્રયોજક વ્યાપારની દૃષ્ટિએ गो ઈપ્સિત તમ નથી તેથી તેને અકથિત કર્મ કહીશુ અને पय મા પ્રાપ્તિ અગે પ્રકર્ષ હોવાથી તે ઈપ્સિતતમ અર્થાત્ પ્રધાન કર્મ થશે गा दोग्धि पय । મા પ્રયોજ્ય કર્તા તરીકે गा દૂધ આપવાનુ કાર્ય કરવા પ્રવૃત્તિ કરતો નથી

भेदवाक्य तु यन् ण्यन्ते निर्दुहिप्रकृतौ च यत् ।
शब्दान्तरत्वान्नैवास्ति सस्पर्शस्तस्य धातुना ॥७७॥

ણ્યન્ત ધાતુઓ(ના અર્થો)મા અને नी (દોરવુ) અને दुह् (દોહવુ) એવા મૂળ ધાતુઓના અર્થોમા ભિન્નતા દર્શાવવા માટે જે (વ્યાખ્યાન) વાક્ય પ્રયોજાય છે, તેમા જુદા શબ્દો હોવાથી ધાતુ સાથે તેમનો સબધ પ્રાપ્ત થતો નથી (૭૭)

ग्राम गमयति । (ગામ જવા પ્રેરે છે) માટે गच्छन्त प्रयुङ्क्ते । (ગામ જનારને પ્રેરે છે) અને अजा ग्राम नयति । (બકરીને ગામ લઈ જાય છે) માટે ग्राम प्राप्नुवर्ती अजा प्रयुङ्क्ते । (ગામ તરફ નીકળતી બકરીને તે પ્રેરે છે) એવા પ્રયોગો વ્યાખ્યાનવાક્યો તરીકે રજૂ કરવામા આવે છે આવા વ્યાખ્યાનપ્રયોગોનો મૂળ પ્રયોગોના ક્રિયાપદો સાથે કશો સબધ નથી તે પ્રમાણે गा दोग्धि पय । (તે ગાયનુ દૂધ દોહે છે) તે સમજાવવા માટે गो पय क्षरन्तीं गा प्रयुङ्क्ते । (દૂધ આપતી ગાયને પ્રેરે છે) એવો પ્રયોગ કરવામા આવે

તો પણ તે પ્રયોગને दुह् ધાતુના અર્થ સાથે કશો સબંધ નથી અહીં સ્વાર્થ અર્થાત્ પ્રેરક અર્થનો અન્તર્ભાવ નથી, તેથી બે ક્રિયાઓ મળીને બે કર્મ સમજવાં જોઈએ નહિ સરખાવો હેલારાજ : न ह्यत्र वाक्यार्थो धात्वादान कश्चित् । अतएव शाकपार्थेन वा दुहादिधातुना नास्ति सबन्ध । तस्मान्नात्र ण्यर्थान्तर्भाव इति क्रियाद्वयाश्रयेणापि कर्मविशेषसमर्थनमसमीचीनम् ।

यथैवैकमपादानं शास्त्रे भेदेन दर्शितम् ।
तथैकमेव कर्मापि भेदेन प्रतिपादितम् ॥७८॥

જેમ એક જ અપાદાન (સંજ્ઞા) વ્યાકરણશાસ્ત્રમાં (અનેક સૂત્રો વડે) અનેક રીતે દર્શાવવામાં આવી છે, તેમ એક જ કર્મ પણ અનેક તરીકે દર્શાવવામાં આવ્યુ છે. (૭૮)

ध्रुवमपायेऽपादानम् (પા સૂ. ૧.૪.૨૪) અપાદાન સંજ્ઞા અંગેનુ મુખ્ય સૂત્ર છે. તે પછીનાં ૧.૪.૨૫ થી ૧.૪.૩૧ સુધીનાં સૂત્રોમાં જુદી જુદી રીતે અપાદાન સંજ્ઞાનુ વિવરણ કરવામાં આવ્યુ છે. તે પ્રમાણે कर्तुरीप्सिततमं कर्म । (પા સૂ. ૧.૪.૪૯) કર્મસંજ્ઞાનું મુખ્ય સૂત્ર છે. તે પછીનાં ૧.૪.૫૦ થી ૧.૪.૫૩ સુધીનાં સૂત્રોમાં જુદી જુદી રીતે કર્મસંજ્ઞાનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

અદ્વૈત મતની તરફેણ કરનારા ભર્તૃહરિ સૂચવે છે કે કર્મના જે ઈપ્સિત, અનીપ્સિત, નિર્વર્ત્ય, વિકાર્ય, અકથિત વગેરે ભેદો સમજાવવામાં આવ્યા છે તે અલ્પજ્ઞાનીઓને બોધ આપવા માટે છે ઈપ્સિત કર્મ એક જ કર્મ છે ભાષ્યમાં તત્ત્વ પરંતુ પ્રત્યાખ્યાન કર્યું હોવાથી પા સૂ. ૧.૪.૪૯મા તમપનું કશું મહત્ત્વ નથી.

निर्वर्त्यो वा विकार्यो वा प्राप्यो वा साधनाश्रय ।
क्रियाणामेव साध्यत्वात् सिद्धरूपोऽभिधीयते ॥७९॥

ધાતુઓ વડે પ્રતિપાદ્ય ક્રિયાઓનું જ સાધ્યત્વ હોવાથી સાધન (શક્તિ)ના આશ્રયરૂપે રહેલ નિર્વર્ત્ય, વિકાર્ય અથવા પ્રાપ્ય (કર્મરૂપ ભાવ) સિદ્ધ રૂપે જણાવવામા આવે છે (૭૯)

નિર્વર્ત્ય, વિકાર્ય વગેરે બધા કર્મો કેવી રીતે એક જ હોઈ શકે તે આ કારિકામાં જણાવવામાં આવ્યુ છે

कटं करोति । तण्डुलानोदनं पचति । सूर्यं पश्यति । વગેરે ઉદાહરણોમાં કટ, ઓદન, સૂર્ય વગેરે કર્મ સાધનશક્તિના આશ્રો રહેલ છે અને સિદ્ધરૂપે જણાવવામાં આવે છે તેથી તે તે કર્મોમાં સ્વરૂપભેદ નથી બધાં કર્મોમાં એક સરખો સાધનભાવ સમજનો હોવાથી કર્મો જુદાં જુદાં નથી, પરંતુ એક જ છે

अहितेषु यथा लौल्यात् कर्तुरिच्छोपजायते ।
विषादिषु भयादिभ्यस्तथैवासौ प्रवर्तते ॥८०॥

જેમ (રોગી) વ્યક્તિને લોભને કારણે, પોતાને માટે નુકશાનકારક પદાર્થોમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે તેમ, ભય વગેરેને કારણે તે ઝેર વગેરે (પીવાને) પ્રવૃત્ત થાય છે. (૮૦)

વૈદ્યે નક્કી કરી આપેલા આહારવિહારના નિયમોથી કંટાળેલો રોગી પોતાને નુકશાનકારક ખોરાક અને પેય વસ્તુ તરફ આકર્ષાય છે, તે પ્રમાણે કોઈક વ્યક્તિ લાંબી માંદગી, ગુનો, માલિકનો ગુસ્સો વગેરેના ભયને કારણે ઝેર વગેરેનું ભક્ષણ કરવા પ્રવૃત્ત થાય છે. તેને માટે અહિતકારક ઝેર પણ ભક્ષણ ક્રિયા સાથે જોડાતાં ઈપ્સિત બને છે. તેથી સૂત્ર ૧.૪.૪૯ વડે તેની કર્મસંજ્ઞા થશે.

प्रधानेतरयोर्यत्र द्रव्यस्य क्रिययोः पृथक् ।
शक्तिर्गुणाश्रया तत्र प्रधानमनुरुध्यते ॥८१॥

प्रधानविषया शक्तिः प्रत्ययेनाभिधीयते ।
यदा गुणे तदा तद्वदनुक्तापि प्रकाशते ॥८२॥

જ્યાં (એક જ) પદાર્થની મુખ્ય અને ગૌણ (એવી ક્રિયાઓ સાથે સંબંધ વાળી જુદી શક્તિ હોય છે ત્યાં, ગૌણ ક્રિયાનો આશ્રય કરનારી શક્તિ, મુખ્ય ક્રિયાની શક્તિને અનુસરે છે.

જ્યારે પ્રધાનક્રિયા(ના વાચક ધાતુ) વડે નિરૂપિત બનતી (કર્મ)શક્તિ કાળના પ્રત્યય વડે જણાવવામાં આવે છે ત્યારે, ગૌણ ક્રિયા વડે જણાવાતી (કર્મ)–શક્તિ, કથન પામ્યા વિના પણ, અભિધાન પામી હોય તેમ જાહેર થાય છે. (૮૧–૮૨)

જ્યાં પ્રયોગમાં બે કર્મ પ્રાપ્ત થતાં હોય ત્યાં પ્રધાન કર્મના અનુલક્ષ્યમાં કાળના પ્રત્યયોનું વિધાન થયું છે. જ્યાં બે કર્મો હોય ત્યાં બંને પ્રાતિપદિકોને દ્વિતીયા પ્રાપ્ત થવી જોઈએ; જેમકે, ओदनं पक्त्वा ओदनं भुज्यते । (ભાત રાંધીને ભાત ખાય છે)માં પ્રધાન ક્રિયા અને ગૌણ ક્રિયા એક જ દ્રવ્યનો આશ્રય કરે છે. આના જવાબમાં આ કારિકામાં જણાવવામાં આવ્યું છે કે ગૌણ ક્રિયા મુખ્ય ક્રિયાને અનુસરે છે. ગૌણ ક્રિયા કાળના પ્રત્યયો વડે અભિધાન પામ્યા વિના પણ અર્થબોધ કરાવે છે.

पचावनुक्तं यत्कर्म क्त्वान्ते भावाभिधायिनि ।
भुजौ शक्त्यन्तरेऽप्युक्ते तत्तद्धर्मैः प्रकाशते ॥८३॥

ક્રિયાનું અભિધાન કરનાર क्त्वा પ્રત્યયાન્ત पच् ધાતુ(ના પ્રયોગ)માં અનુક્ત રહેલું જે કર્મ, તે भुज् ધાતુના પ્રયોગમાં (કર્મ)શક્તિ અભિધાન પામેલી હોવા છતાં તે તે ધર્મવાળું (બનીને) જાહેર થાય છે. (૮૩)

पक्त्वा ओदनं भुज्यते । (રાંધીને ખવાય છે) એવા પ્રયોગમાં क्त्वा પ્રત્યયનો અર્થ ભાવ અર્થાત્ ક્રિયા સમજવામાં આવે છે. स्वादुंकारं भुज्यते यवागुर्देवदत्तेन । (દેવદત્ત વડે યવાગુને સ્વાદિષ્ટ બનાવીને ખવાય છે) એવા પ્રયોગમાં भुज्यते પ્રયોગ કર્મનું અભિધાન કરે છે. તે પ્રમાણે स्वादुंकारम् માંનો णमुल् (अम) પ્રત્યય પણ કર્મનો બોધ કરાવે છે, તેથી યવાગૂને દ્વિતીયાનો પ્રત્યય લાગ્યો નથી. पक्त्वा ओदनः भुज्यते ।માં भुज्यते કર્મનું અભિધાન કરે છે, તેથી पक्त्वामांनो क्त्वा પણ કર્મનું અભિધાન કરે છે. રાંધવાની અને ખાવાની, એમ બંને ક્રિયાઓનું આ રીતે અભિધાન થયું હોવાથી ओदनः ને દ્વિતીયાનો પ્રત્યય લગાડવાની જરૂર નથી. पक्त्वा ओदनः भुज्यते । માં क्त्वा સામાન્ય ક્રિયાનું અભિધાન કરે છે, કર્મનું નહિ.

इषेश्च गमिसंस्पर्शाद् ग्रामे यो लो विधीयते ।
तत्रेषिणैव निर्भोगः क्रियते गमिकर्मणः ॥८४॥

(इष्यते ग्रामः गन्तुम् । ગામ જવાનું ઇચ્છવામાં આવે છે એવા પ્રયોગમાં) गम् ધાતુ સાથેના સંબંધને કારણે इष् ધાતુના પ્રયોગમાં ग्राम् ના સંદર્ભમાં જે કાળવાચક પ્રત્યયનું વિધાન થયું છે ત્યાં, गम् ધાતુના કર્મનું અભિધાન इष् ધાતુ વડે જ કરવામાં આવે છે. (૮૪)

इष्यते ग्रामः गन्तुम् । માં इष् ધાતુને ग्राम અને गमन એમ બે કર્મ છે. गम् ધાતુને ग्राम એવું એક જ કર્મ છે. હવે इष् ધાતુ જ્યારે ग्राम રૂપી કર્મશક્તિનું અભિધાન કરે છે ત્યારે गम् ધાતુ સાથે સંબદ્ધ એવી ગમનરૂપ કર્મશક્તિનું પણ અભિધાન કરે છે. અહીં ઇચ્છા ગમન માટેની છે. इष् ધાતુનો તેના કર્મ સાથેનો સંબંધ ઉપર જણાવ્યા એવા એક વાક્યમાં પ્રાપ્ત થતી અને गम् ધાતુ વડે દર્શાવાતી આગમન રૂપી ક્રિયા દ્વારા થાય છે. निर्भोगः એટલે આખ્યાન અર્થાત્ અભિધાન.

पक्त्वा भुज्यत इत्यत्र केषाञ्चिन्न व्यपेक्षते ।
ओदनं पचतिः सोऽसावनुमानात्प्रतीयते ॥८५॥

पक्त्वा भुज्यते । (રાંધીને તે ખવાય છે) એવા પ્રયોગમાં पच् (રાંધવું) ધાતુ ओदनं (ભાત એવા કર્મ)ની અપેક્ષા રાખતો નથી, એવો કેટલાકનો મત છે. તે (કર્મ) આ (ઓદન) છે એમ અનુમાન વડે સમજાય છે. (૮૫)

અહીં, અસ્વીકાર્ય એવો એક વિકલ્પમત રજૂ થયો છે. पक्त्वा ओदनः भुज्यते । (રાંધીને ભાત ખવાય છે) એવા પ્રયોગમાં ओदनः શબ્દ पक्त्वानुं કર્મ નથી, અર્થાત્ અહીં ખાવાની ક્રિયા ઉપર જ ભાર મૂકવામાં આવ્યો છે. ओदनः અહીં બે ક્રિયાઓનું કર્મ છે એવું સ્પષ્ટ અભિધાન નથી. ओदनः, ખાવાની ક્રિયાનું કર્મ છે અને રાંધવાની ક્રિયાનું પણ કર્મ છે, એમ અનુમાનથી સમજાય છે. બંને ક્રિયાઓ એક વાક્યમાં રજૂ થઈ છે અને તે બે ક્રિયાઓમાં એક ગૌણ અને બીજી પ્રધાન હોવાથી અનુમાનને અવકાશ છે.

तत्राभिनिविशौ कर्म यत्तिङन्तेऽभिधीयते ।
क्त्वान्तेऽधिकरणत्वेऽपि न तत्रेच्छन्ति सप्तमीम् ॥८६॥

(भुक्त्वा नगरः अभिनिविश्यते । 'જમીને નગરમાં પ્રવેશાય છે.' એવા પ્રયોગમાં) अभिनिविश्‌ને ક્રિયાપદના પ્રત્યયો લાગીને બનેલા (अभिनिविश्यते ।) પ્રયોગનું જે કર્મ (नगरः છે) તે (भुक्त्वा એવા) क्त्वान्त પ્રયોગ વડે દર્શાવાતી ક્રિયાનું અધિકરણ હોવા છતાં, ત્યાં (नगरे એવી) સપ્તમીની ઇચ્છા રાખવામાં આવતી નથી. (૮૬)

यन्निर्वृत्ताश्रयं कर्म प्राप्तेरप्रचितं पुनः ।
भक्ष्यादिविषयापत्त्या भिद्यमानं तदीप्सितम् ॥८७॥

જે પરિપૂર્ણ થયેલા આશ્રયવાળું છે, ક્રિયા સાથેના સંબંધને કારણે જેને કોઈ વિશેષની આવશ્યકતા નથી અને ભક્ષણ વગેરે ક્રિયાઓનો વિષય બનતું હોવાથી જે જુદું સમજાય છે તેને ઈપ્સિત કર્મ કહેવાય છે. (૮૭)

गुडं भक्षयति । (ગોળ ખાય છે) પ્રયોગમાં गुडંને કર્મ કેવી રીતે કહેવાશે તે આ કારિકામાં જણાવવામાં આવ્યું છે.

कर्तुरीप्सिततमं कर्म । (૧.૪.૪૯) ઉપરના વાર્તિક ૧, ईप्सितस्य कर्मसंज्ञायां निर्वृत्तस्य कारकत्वे कर्मसंज्ञाप्रसङ्गः क्रियेप्सितत्वात् । માંના વિચારને આ કારિકામાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

કર્તાને જે ઈપ્સિતતમ છે તે કર્મ છે એવી વ્યાખ્યા કર્મની કરવામાં આવે તો જે નિષ્પન્ન થયું છે તે કર્મ કહેવાશે નહિ. गुडं भक्षयति । માં गुड કર્મ નથી, અર્થાત્ गुडं ઈપ્સિતતમ નથી, પરંતુ ખાવાની ક્રિયા ઈપ્સિતતમ છે. ખાવાને માટે ગોળને મેળવવાનો છે, ગોળને માટે ભક્ષણનું કાર્ય નથી (भक्षणाय गुडस्य उपादानं न तु गुडाय भक्षणानुष्ठानम् ।)

કર્મનો ક્રિયા સાથેનો સંબંધ નિષ્પત્તિ, સંસ્કાર, અને પ્રતિપત્તિ દ્વારા થાય છે. પહેલા પ્રકારમાં કર્મને નિર્વર્ત્ય કર્મ કહેવાશે. સંસ્કાર અને પ્રતિપત્તિના સંબંધમાં કર્મને વિકાર્ય કર્મ કહેવાશે અને ક્રિયા સાથે તેનો સંબંધ ન હોય ત્યારે તેને પ્રાપ્ય કર્મ કહેવાશે.

બીજું વાર્તિક પહેલા વાર્તિકના સમાધાન રૂપે છે. તે જણાવે છે કે गुडं भक्षयति માં गुडं અને ભક્ષણને જુદાં પાડી શકાશે નહિ કારણકે બંને ઈપ્સિત છે. સરખાવો હેલારાજ : न भक्षणादिक्रियैवाप्रेप्सिता । नापि गुडः क्रियान्तराश्रयत्वेनेप्सितः अपि तु भक्षणाश्रयत्वेनेत्युभयमाश्रयाश्रयिभावेन समुदितमीप्सितम् ।

धातोरर्थान्तरे वृत्तेर्धात्वर्थेनोपसंग्रहात् ।
प्रसिद्धेरविवक्षातः कर्मणोऽकर्मिका क्रिया ॥८८॥

જ્યારે ધાતુ તેના અર્થથી જુદા અર્થમાં વપરાયો હોય, જ્યારે કર્મ ધાતુના અર્થમાં સમાઈ જતું હોય, જ્યારે તે (કર્મ) પ્રસિદ્ધ હોય અથવા જ્યારે તે (કર્મ)ની વિવક્ષા ન હોય ત્યારે (ધાતુ વડે દર્શાવાતી) ક્રિયા અકર્મક કહેવાય છે (૮૮)

જ્યારે ધાતુ તેના જાણીતા અર્થથી જુદો અર્થ દર્શાવતો હોય ત્યારે તેના વડે દર્શાવાતી ક્રિયાને કર્મ સાથે સમન્વય હોતો નથી, અર્થાત્ તે અકર્મક ધાતુ બને છે भार वहति । (તે ભાર લઈ જાય છે) એવા પ્રયોગમા वह् ધાતુ બીજા પ્રદેશમા લઈ જવુ એવા અર્થમા સકર્મક છે, પરતુ नदी वहति । (નદી વહે છે) એવા પ્રયોગમા સ્યન્દનક્રિયાનુ અભિધાન કરનારો वह ધાતુ અકર્મક બને છે

જ્યારે ધાતુ વડે દર્શાવાતી ક્રિયામા કર્મ સમાઈ જાય છે ત્યારે પણ તે અકર્મક બને છે जीवति (તે જીવે છે) એવા પ્રયોગમા प्राणान् धारयति । એવો અર્થ રહ્યો હોઈ प्राणान् એવુ કર્મ जीव् ધાતુમા સમાઈ ગયુ છે તેથી जीव् અકર્મક બને છે તે પ્રમાણે म्रियते, अस्ति વગેરે પ્રયોગોનુ સમજવુ

જ્યારે ધાતુ વડે કર્મ સૂચવાતુ હોય ત્યારે તે ધાતુ અકર્મક સમજાય છે, જેમકે, वर्षति (તે વરસે છે)મા જલક્ષરણરૂપી કર્મ જાણીતુ છે તેથી वर्ष् ધાતુ અકર્મક સમજાય છે. પરતુ જ્યારે કર્મ જાણીતુ ન હોય, જેમકે शरान् वर्षति । (બાણની વૃષ્ટિ કરે છે), रुधिरं वर्षति । (લોહી પડે છે), पांसवः वृष्टाः । (ધૂળ વરસી) ત્યારે આવા ધાતુઓ સકર્મક ગણાય છે

જ્યારે ધાતુનો કર્મ સાથેનો સબધ વિદ્યમાન હોય, પરતુ વક્તાને તે જણાવવાની ઇચ્છા ન હોય ત્યારે પણ તે ધાતુ અકર્મક ગણાય છે, જેમકે न ददाति ।, न पचति ।, न जुहोति । એવા પ્રયોગોમા કર્મને ક્રિયા સાથે સબધ હોવા છતા બોલનારને કર્મ જણાવવાની ઇચ્છા થતી નથી

भेदा य एते चत्वार सामान्येन प्रदर्शिता ।
ते निमित्तादिभेदेन भिद्यन्ते बहुधा पुन ॥८९॥

(અકર્મક ધાતુઓના) ઉપર ગણાવેલા જે ચાર પ્રકારો સામાન્યપણે દર્શાવવામા આવ્યા તે નિમિત્ત વગેરેની ભિન્નતાને કારણે અનેક પ્રકારે જુદા સમજાય છે (૮૯)

કારિકા ૮૮ મા ધાતુઓને અકર્મક સ્થાપિત કરનાર ચાર બાબતો ગણાવવામા આવી. આ ચારમાથી દરેકની બીજી કેટલીક બાબતોને કારણે ધાતુઓ અકર્મક સમજવામા આવે છે આવી બીજી બાબતો છે, નિમિત્ત, દેશ, કાલ, આત્મનેપદ પ્રયોગ, વાક્યસામર્થ્ય અને કર્મકર્તૃસામર્થ્ય.

ઉપસર્ગરૂપી નિમિત્તને કારણે ધાતુ અકર્મક સમજાય છે, જેમકે, धूम उच्चरति । (ધુમાડો ઊચે ચઢે છે) મા चर् ધાતુ દેશાન્તરગમનના અર્થમા સકર્મક હતો પરતુ उत् ઉપસર્ગરૂપી નિમિત્તને કારણે તે અકર્મક બન્યો

ધાતુનો આત્મનેપદમા પ્રયોગ પણ તેને અકર્મક જાહેર કરે છે, જેમકે तपति । પ્રયોગમા સકર્મક तप् ધાતુ આત્મનેપદ तपते પ્રયોગમા અકર્મક બને છે

વાક્યસામર્થ્યને કારણે ધાતુ અકર્મક બને છે नदी वहति । પ્રયોગમા वह ધાતુ જલસચરણના અર્થમા સકર્મક છે, પરતુ વાક્યમાના नदी એવા કર્તાપદ સાથે તેનુ સામર્થ્ય હોવાથી તે અકર્મક બને છે

કર્મકર્તૃત્વને કારણે ધાતુ અકર્મક બને છે पच्यते ओदनः स्वयमेव । આનુ ઉદાહરણ છે

ક્રિયાના સ્વરૂપ સાથે સામર્થ્યને કારણે जीवति ।, अस्ति । વગેરે પ્રયોગોમા કર્મનુ ક્રિયારૂપ સાથેનુ સામર્થ્ય, તે કર્મને ધાત્વર્થમા અન્તર્ભૂત કરે છે તેથી जीव्, अस् વગેરે ધાતુઓ અકર્મક સમજાય છે

કર્મની પ્રસિદ્ધને કારણે અકર્મકત્વની પ્રાપ્તિ અંગે પણ ઉપર ગણાવ્યા તેવા દેશ, કાલ, વગેરેના ભેદો પ્રમાણે અકર્મકત્વ સમજાય છે दक्षिणापथमा सवारे पच्यताम् । એવો પ્રયોગ થતા યવાગૂ રૂપી પ્રસિદ્ધ કર્મનો બોધ થાય છે. તેથી पच् ધાતુને દેશ અને કાલના સંદર્ભમા અકર્મક સમજવામા આવે છે

અવિવક્ષાની બાબતમા પણ તેવા જ દેશકાલાદિના ભેદોને કારણે ધાતુ અકર્મક સમજાય છે अनुवदते कठः कलापस्य । પ્રયોગમા કઠ અને કલાપના વક્તવ્યના સાદૃશ્યરૂપી કર્મની વિવક્ષા નથી અહી વાક્યસામર્થ્યને કારણે अनुवद् ધાતુને અકર્મક સમજવામા આવે છે

क्रियायाः परिनिष्पत्तिर्यद्व्यापारादनन्तरम् ।
विवक्ष्यते यदा तत्र करणत्वं तदा स्मृतम् ॥९०॥

જે (કારક)ના વ્યાપાર પછી જ્યારે ક્રિયાની સમાપ્તિ જણાવાય છે, ત્યારે તેને કરણ તરીકે સમજવામા આવે છે (૯૦)

કારિકા ૪૫થી શરૂ થયેલી કર્મ વિષેની ચર્ચા પૂરી થતા, આ કારિકાથી શરૂ કરીને કરણ અંગે ચર્ચા કરવામા આવે છે દ્વિતીયા વિભક્તિના અર્થમા કર્મનો વિચાર કર્યા પછી સ્વાભાવિક રીતે તૃતીયાના અર્થમા કરણનો વિચાર કરવામા આવે છે તૃતીયાના અર્થમા કર્તા પ્રાપ્ત થતો હોવા છતા, ષષ્ઠીના અર્થમા પણ કર્તા પ્રાપ્ત થતો હોવાથી, કર્તા બંને વિભક્તિઓમા સાધારણ હોઈ, અસાધારણ એવા કરણનો વિચાર હવે કરવામા આવે છે

ક્રિયાની સિદ્ધિ માટે અનેક કરણ કહેવાય છે 'દાતરડા વડે કાપે છે' (दात्रेण लुनाति ।) એમ કહી શકાય, પરંતુ બળ વડે કાપે છે (बलेन लुनाति ।)મા વક્તાની વિવક્ષા બળ અંગે છે, તેથી બળ કરણ બનશે નેત્રવડે જુએ છે (चक्षुषा पश्यति ।) ને બદલે વક્તા, 'આલોકવડે જુએ છે' (आलोकेन पश्यति ।) એમ કહેવા ઇચ્છતો હોય તો આલોક કરણ બનશે એ પ્રમાણે 'થાળીમા રાધે છે' (स्थाल्यां पचति ।) ને બદલે 'થાળી વડે રાધે છે' (स्थाल्या पचति ।) એવી વિવક્ષા હોય તો स्थाली કરણ બનશે વ્યાકરણશાસ્ત્રમા અર્થનો સંબંધ વિવક્ષા સાથે છે, બાહ્ય પદાર્થના અસ્તિત્વ સાથે નહિ કરણનુ સ્વરૂપ વિવક્ષાને અધીન છે

वस्तुतस्तदनिर्देश्यं न हि वस्तु व्यवस्थितम् ।
स्थाल्या पच्यत इत्येषा विवक्षा दृश्यते यतः ॥९१॥

વાસ્તવમા, (આ જ કરણ છે) એવો નિર્દેશ કરી શકાતો નથી, સાચે જ, (કોઈપણ) પદાર્થ (કરણરૂપે) નિશ્ચિત નથી, કારણ કે, 'થાળી વડે રાધે છે' એવી વિવક્ષા પ્રાપ્ત થાય છે (૯૧)

અમુક જ પદાર્થને માટે તે કરણ છે એમ કહી શકાય નહિ રાંધવાના કાર્યમાં થાળી અધિકરણ તરીકે જાણીતી છે કારણ કે स्थाल्या पचति । એવો પ્રયોગ જાણીતો છે, તેમ છતા થાળીનુ તળિયુ પાતળુ હોવાથી એમા ઝડપથી રસોઈ કરી શકાતી હોવાના અનુભવને કારણે 'થાળી વડે રાંધે છે' એવા વિવક્ષિત પ્રયોગનુ કારણ પ્રાપ્ત થાય છે

करणेषु तु संस्कारमारभन्ते पुन' पुन ।
विनियोगविशेषाश्च प्रधानस्य प्रसिद्धये ॥९२॥

પ્રધાન (એવા ક્રિયાફલ)ની સિદ્ધિ માટે (કર્તાઓ) કરણોમા જ વારવાર સસ્કારો કરે છે અને (તેમના) ચોક્કસ પ્રકારના (જુદા જુદા) ઉપયોગોને અમલમા મૂકે છે. (૯૨)

ક્રિયાના ફળની પ્રાપ્તિ માટે કર્તાઓ, કરણોનો જ સસ્કાર અને ઉપયોગ કરે છે, જેમકે, 'દાતરડા વડે કાપે છે' એવા ઉદાહરણમા, દાતરડાને તીક્ષ્ણ બનાવવાનુ કાર્ય તેનો સસ્કાર છે અને કાપવા માટે તેને ઊચુનીચુ કરવુ એ તેનો ઉપયોગ છે 'નેત્રવડે જુએ છે એવા ઉદાહરણમા, 'નેત્રોમા અજન આજવુ' એ તેમનો સસ્કાર છે અને કોઈક પદાર્થ જોવા તે નેત્રોને એકાગ્ર કરવા તે તેમા વિશિષ્ટ ઉપયોગ છે

स्वकक्ष्यासु प्रकर्षश्च करणाना न विद्यते ।
आश्रितातिशयत्वं तु परतस्तत्र लक्षणम् ॥९३॥

કરણોનો, તેમના પોતાના (કરણરૂપ) અવસ્થામા (કશો વ્યક્તિગત) પ્રકર્ષ હોતો નથી. બીજા કારકોની સરખામણીમા (કરણમા) પ્રાપ્ત થતો અતિશય (કરણના પાણિનિસૂત્રમાના) લક્ષણમા જણાવાયો છે (૯૩)

अश्वेन पथा दीपिकया याति । (તે ઘોડા વડે, દીવાથી માર્ગે જાય છે) એવા પ્રયોગમા અનેક બાબતો એકસાથે કરણરૂપે વિવક્ષિત બને છે દરેકનો ઉપકાર પ્રકર્ષ એકસરખો સમજાય છે साधकतमं करणम् । (પા સૂ ૧ ૪-૪૨) પ્રમાણે જે સાધકતમ છે તે કરણ સમજવુ એવો કરણો અગેનો પ્રકર્ષ નથી, પરતુ બીજા કારકોની અપેક્ષાએ જે સાધકતમ છે તે કરણ છે, એવો કારકસબધી અતિશય સમજવામા આવે છે બીજા પ્રદેશમા પહોચવા અશ્વ અર્થાત્ ઘોડો, કર્તા વગેરે કારકોની અપેક્ષાએ ઉપકારવાળો છે, તેથી તે સાધકતમ છે અને તેથી કરણ છે એવી રીતે ચોર વગેરે ઉપદ્રવો વિનાનો માર્ગ અને અધકારને દૂર કરતો દીવો બીજા કારકોની અપેક્ષાએ સાધકતમ છે

स्वातन्त्र्येऽपि प्रयोक्तार आरादेवोपकुर्वते ।
करणेन हि सर्वेषा व्यापारो व्यवधीयते ॥९४॥

કર્તાઓ, સ્વતત્ર હોવા છતા (ક્રિયા સિદ્ધિ માટે) દૂરથી જ ઉપકારક બને છે બધા (કારકો)નો વ્યાપાર કરણની પ્રવૃત્તિ વડે વ્યવધાન પામે છે (૯૪)

કર્તાને ક્રિયાની સિદ્ધિ માટે સાધકતમ કહી શકાય નહિ. કર્તાના વ્યાપાર પછી બીજાં કારકોની પ્રવૃત્તિ થતી હોવા છતાં, કરણના વ્યાપાર પછી તરત જ ક્રિયાસિદ્ધિ થતી હોવાથી કરણને સાધકતમ કહી શકાય. કર્તા સ્વતંત્ર હોવા છતાં બીજાં કારકોની પ્રવૃત્તિને તે દૂરથીજ પ્રેરે છે.

क्रियासिद्धौ प्रकर्षोऽयं न्यग्भावस्त्वेव कर्तरि।
सिद्धौ सत्यां हि सामान्यं साधकत्वं प्रकृष्यते ॥९५॥

ક્રિયાની સિદ્ધિની બાબતમાં (કારકોમાં) આવો પ્રકર્ષ પ્રાપ્ત થાય છે, કર્તાના સંદર્ભમાં તેમનું ગૌણત્વ હોય છે (કર્તા સાથે સંબંધ પામ્યા પછી) તેમનું કારકરૂપ સિદ્ધ થતાં તેમનો સામાન્ય સાધનત્વનો પ્રકર્ષ સમજવામાં આવે છે (૯૫)

કર્તા સાધકતમ છે કે કરણ સાધકતમ છે, એવો પ્રશ્ન ઉદ્ભવવો જોઈએ નહિ. કરણ અને બીજાં કારકો સજાતીય છે. કર્તા વિજાતીય છે. કર્તા સ્વતંત્ર છે; બીજાં કારકોને સ્વતંત્રપરતંત્ર કહી શકાય. કરણ કર્તાને અધીન હોવા છતાં બીજાં કારકોના સંદર્ભમાં તે સાધકતમ છે. કર્તાના સંદર્ભમાં તે ગૌણ છે.

अस्यादीनां तु कर्तृत्वे तैक्ष्ण्यादि करणं विदुः ।
तैक्ष्ण्यादीनां स्वतन्त्रत्वे द्वेधात्मा व्यवतिष्ठते ॥९६॥

તલવાર વગેરે જ્યારે કર્તા હોય છે ત્યારે તીક્ષ્ણતા વગેરે કરણ સમજાય છે; (પરંતુ) તીક્ષ્ણતા વગેરે જ્યારે સ્વતંત્ર (કર્તાઓ) હોય ત્યારે તેમને બે સ્વરૂપે સમજવામાં આવે છે. (૯૬)

કોઈવાર કરણને કર્તા સમજવામાં આવે છે. 'તલવાર કાપે છે' (असिः छिनत्ति।) પ્રયોગમાં તલવાર કર્તા બને છે અને તીક્ષ્ણતા, ભાર, કાઠિન્ય વગેરે કરણ બને છે. તીક્ષ્ણતા કાપે છે (तैक्ष्ण्यं छिनत्ति।)માં તીક્ષ્ણતા કર્તા અને કરણ બને છે, અહીં તીક્ષ્ણતાનું કર્તારૂપ અને કરણરૂપ એમ બે રૂપો એક સાથે પ્રાપ્ત થાય છે.

आत्मभेदेऽपि सत्येयमेकोऽर्थः स तथा स्थितः।
तदाश्रयत्वाद् भेदेऽपि कर्तृत्वं बाधकं ततः ॥९७॥

વિવક્ષાને કારણે સ્વરૂપભેદ પ્રાપ્ત થતો હોવા છતાં, ભેદ માત્ર કલ્પનાને આધારે હોવાથી, તે (શક્તિદ્વયનો આધાર) પદાર્થ, તેવો (અભિન્ન) રહેલો છે; તેથી કર્તા કરણનો બાધ કરે છે (૯૭)

કર્તા અને કરણ અનુક્રમે સ્વાતન્ત્ર્ય અને પારતન્ત્ર્યરૂપ વિરુદ્ધ ધર્મના આશ્રય હોઈને ભિન્ન છે, એમ સમજવામાં આવે તો 'કરણનો બીજાં કારકો બાધ કરે છે' (करणं पराणि। પા.સૂ. ૧-૪-૧ વા. ૩૨) એવો વિપ્રતિષેધ કેવી રીતે પ્રાપ્ત થાય એવી શંકાના જવાબમાં આ કારિકા છે.

વિવક્ષાને કારણે પદાર્થનો કર્તા અને કરણ એવો ભેદ સમજાતો હોવા છતા, શક્તિઓનો આધાર એવો તે પદાર્થ અભિન્ન જ રહે છે પદાર્થમા સમજાતો ભેદ કાલ્પનિક છે, વાસ્તવિક નથી તેથી એકસ્વરૂપવાળા પદાર્થમા કર્તા અને કરણ એમ બે સંજ્ઞાઓ સમજાય ત્યારે વિપ્રતિષેધ પ્રાપ્ત થશે અને વિપ્રતિષેધમા પર સંજ્ઞા બલવાન હોવાથી કર્તૃ સંજ્ઞા કરણ સંજ્ઞાનો બાધ કરશે

તદાશ્રયત્વાત્ નો અર્થ 'કલ્પનાશ્રયને કારણે' થાય છે. બીજો અર્થ 'કર્તા અને કરણ એવી બે શક્તિઓનો આધાર હોવાને કારણે' પણ થઈ શકશે પદાર્થની બે જુદી શક્તિઓ હોવા છતા તે પદાર્થ એક હોવાથી, કારકોમા વિપ્રતિષેધ પ્રાપ્ત થશે એવો બીજો અર્થ થઈ શકે

यथा च सन्निधानेन करणत्वं प्रतीयते ।

तथैवासन्निधानेऽपि क्रियासिद्धेः प्रतीयते ॥९८॥

જેમ (પદાર્થની) હાજરીથી કરણત્વ સમજાય છે તેમ તેની ગેરહાજરીથી પણ ક્રિયાની સમાપ્તિ થઇ હોવાથી, તે સમજાય છે (૯૮)

'દાતરડા વડે કાપે છે' એવા વાક્યમા કાપવાની ક્રિયાના કરણ તરીકે દાતરડુ હાજર છે, પરંતુ 'ધનના અભાવને લીધે તે મુક્ત થયો,' એવા વાક્યમા ધનનો અભાવ અર્થાત્ ગેરહાજરી કરણ રૂપે છે.

स्तोकस्य चाभिनिर्वृत्तेरनिर्वृत्तेश्च तस्य वा ।

प्रसिद्धिं करणत्वस्य स्तोकादीनां प्रचक्षते ॥९९॥

સ્તોક (થોડુ) વગેરેની પ્રાપ્તિ અથવા તેમની અપ્રાપ્તિને કારણે સ્તોક (થોડુ) વગેરેની કરણ (કારક) રૂપે પ્રસિદ્ધિ જણાવવામા આવે છે (૯૯)

સૂત્રકારનો મત આ કારિકાના વિચાર માટે કેવો અનુકૂળ છે તે અહીં જણાવવામા આવ્યુ છે करणे च स्तोकाल्पकृच्छ्रकतिपयस्यासत्ववचनस्य । (પા સ ૨ ૩ ૩૩, પદાર્થવાચી ન હોય એવા થોડુ, ઓછુ, મુશ્કેલી અને કેટલુક એવા શબ્દો જ્યારે કરણ દર્શાવતા હોય ત્યારે વિકલ્પે તૃતીયા અથવા પંચમીમા મુકાય છે) એવા સૂત્રનુ ઉદાહરણ છે 'થોડાને લીધે છૂટયો' (स्तोकान्मुक्तः । અને स्तोकेन मुक्तः) આ પ્રયોગમા ઘણુ દેવુ આપવાનુ હતુ તેમાથી થોડુ (स्तोक) આપ્યુ (अभिनिर्वृत्त) એટલે બંધનમાથી છૂટયો. એ રીતે તૃતીયામા કરણની પ્રાપ્તિ સમજાય છે બીજી બાજુ આપવાના દેવામાથી બાકી રહ્યુ હતુ તે થોડુ (स्तोक) હતુ. એમ થોડાની અપ્રાપ્તિ (अनिर्वृत्ति)ને કારણે છૂટયો, એમ માનતા પણ તૃતીયામા કરણની પ્રાપ્તિ સમજાય છે

धर्माणां तद्वता भेदादभेदाच्च विशिष्यते ।

क्रियावधेरविच्छेदविशेषाद् भिद्यते यथा ॥१००॥

જેમ ક્રિયા, જુદી જુદી અવધિની વિશિષ્ટતાને કારણે જુદી જુદી સમજાય છે તેમ તે પદાર્થોના ધર્મોના ભેદ અથવા અભેદને કારણે જુદી સમજાય છે (૧૦૦)

કરણ અંગેની ચર્ચાનું સમાપન કરતાં ભર્તૃહરિ જણાવે છે કે સઘળો કારકવ્યવહાર વિવક્ષાને અધીન છે ग्रामादागच्छति । (ગામથી આવે છે) એવા પ્રયોગમાં નીકળવાના સ્થળ (अवधि)નો ચોક્કસ ભેદ (अवच्छेदविशेष) દર્શાવાય છે, તેથી આગમનક્રિયામાં વિશિષ્ટતા સમજાય છે કરણ અંગે પણ આવી સ્થિતિ છે ક્રિયા માટે જેને જેને સાધકતમ ગણવામાં આવે તે કરણ છે જુદે જુદે સમયે જુદા જુદા પદાર્થોને ક્રિયાની સિદ્ધિ માટે સાધકતમ ગણવામાં આવ્યા છે देवदत्त काष्ठै पचति । (દેવદત્ત લાકડાંથી રાંધે છે) એવા ઉદાહરણમાં 'લાકડા અને તેમાં રહેલ અગ્નિનો અભેદ છે જ્યારે લાકડા અને અગ્નિની અભેદવિવક્ષા હોય ત્યારે ભા. पक्ष्यन्ति तेजसा । (લાકડા અગ્નિ વડે રાંધે છે) એવો પ્રયોગ થાય છે આ પ્રયોગમાં તેજસ્ (અગ્નિ) કરણ છે, કારણ કે અગ્નિ અને લાકડાનો અહીં ભેદ સમજવામાં આવ્યો છે તે પ્રમાણે तेज पचति औष्ण्येन । (અગ્નિ ગરમી વડે રાંધે છે) માં અગ્નિ અને ગરમીનો ભેદ છે આમ વિવક્ષાને કારણે જુદા જુદા પદાર્થો કરણો રૂપે સમજાય છે. તે પ્રમાણે ક્રિયામાં પણ વિશિષ્ટતા સ્પષ્ટ થાય છે

प्रागन्यत शक्तिलाभन्न्यग्भावापादनादपि ।
तदधीनप्रवृत्तित्वात् प्रवृत्तानां निवर्तनात् ॥१०१॥

अदृष्टत्वात् प्रतिनिधे प्रविवेके च दर्शनात् ।
आरादप्युपकारित्वे स्वातन्त्र्य कर्तुरुच्यते ॥१०२॥

ક્રિયાની નિષ્પત્તિમાં દૂરથી ઉપકારક થતો હોવા છતા (બીજા કારકોની પ્રવૃત્તિની) પહેલાં શક્તિ પ્રાપ્ત કરતો હોવાથી, (બીજા કારકોને) પોતાના તાબામાં રાખતો હોવાથી, (બીજા કારકોની) પ્રવૃત્તિ તેને અધીન હોવાથી, (ક્રિયા માટે) પ્રવૃત્ત થયેલાં (કારકો)ને અટકાવી શકતો હોવાથી, તેનો કોઈ પ્રતિનિધિ મળતો ન હોવાથી અને તે એકલો (પણ) પ્રવૃત્તિ કરતો હોવાથી, કર્તાને સ્વતંત્ર કહેવામા આવ્યો છે (૧૦૨–૧૦૩)

આ કારિકાથી કર્તા અંગે ચર્ચા શરૂ થાય છે પાણિનિએ કર્તાને સ્વતંત્ર કહ્યો છે (स्वतन्त्र कर्ता । પા સૂ ૧.૪ ૫૪) કર્તાની સ્વતંત્રતાના કારણો ભર્તૃહરિએ જણાવ્યાં છે. કર્તા ક્રિયાની નિષ્પત્તિમા દૂરથી ઉપકારક બનતો હોવા છતાં તેને સ્વતંત્ર જાહેર કરવાનાં કારણો નીચે પ્રમાણે છે.

કરણ વગેરેની પ્રવૃત્તિ પહેલા જ કર્તા ક્રિયાનિષ્પત્તિનુ સામર્થ્ય મેળવે છે. આવુ સામર્થ્ય તેને સહકારી કારકો પાસેથી જ પ્રાપ્ત થાય છે એવુ નથી ફળની ઇચ્છાથી કર્તા અન્ય કારકોને પ્રવૃત્ત કરે છે. તેથી તે પહેલેથી જ સ્વતંત્ર છે કરણ વગેરેનુ સ્વાતંત્ર્ય કર્તાના સંદર્ભમાં જ છે. તેથી તેમને સ્વતંત્ર પરતન્ત્ર કહ્યા છે. કારકોનો વ્યાપાર કર્તા ઉપર નિર્ભર હોઈને તેઓ કર્તાને અધીન છે ફલપ્રાપ્તિ થયા પછી તે જાતે નિવૃત્ત થાય છે, અને બીજા કારકોને પણ તે નિવૃત્ત કરે છે બીજા કારકો ન હોય તો પણ તે એકલો પ્રવૃત્તિ કરે છે

મહાભાષ્ય (कारके । પા. સૂ ૧.૪.૨૩)મા જણાવવામાં આવ્યુ છે કે કર્તા પ્રધાન છે, કારણકે, ક્રિયાની સિદ્ધિ માટે એકત્ર થયેલાં કારકોને પ્રવૃત્તિ કરાવનાર કર્તા જ છે, સરખાવો, किं पुन: प्रधानम् । कर्ता । कथं पुनर्ज्ञायते कर्ता प्रधानमिति । यत्सर्वेषु साधनेषु सन्निहितेषु कर्ता प्रवर्तयिता भवति ।

धर्मैरभ्युदितैः शब्दे नियमो न तु वस्तुनि ।
कर्तृधर्मविवक्षायां शब्दात् कर्ता प्रतीयते ॥१०३॥

ઉપર ગણાવેલાં લક્ષણો વડે શબ્દવિષયક નિયમ સમજવો જોઈએ, પદાર્થ-વિષયક નહિ. કર્તાનાં લક્ષણોની વિવક્ષા હોય ત્યારે શબ્દથી જણાવાયેલ કર્તાનો બોધ થાય છે. (૧૦૩)

કર્તાના સ્વાતંત્ર્ય અંગે અગાઉની બે કારિકાઓમાં જણાવવામાં આવેલાં લક્ષણો, શબ્દ વડે વાક્યમાં જેનો બોધ થયો છે એવા કર્તા અંગે, સમજવાં જોઈએ, વાસ્તવિક કર્તા અંગે નહિ; અર્થાત્ વ્યક્તિ કે પદાર્થ રૂપ કર્તા અંગે નહિ. આમ હોવાથી નિર્જીવ પદાર્થો કર્તા બની શકે નહિ એમ કહી શકાશે નહિ. અગ્નિ બાળે છે, લાકડાં રાંધે છે, થાળી રાંધે છે, કિનારો પડે છે, નદી વહે છે, એવા પ્રયોગો સાચા પ્રયોગો છે, કારણ કે આ વાક્યોમાં અગ્નિ, લાકડાં, થાળી, નદી વગેરેનો બોધ શબ્દો વડે સમજાતા પદાર્થો અંગે છે, વાસ્તવિક પદાર્થો અંગે નથી. પતંજલિએ અનેક સ્થળે કહ્યું છે કે, "અમે તો શબ્દોને પ્રમાણ માનનારા છીએ, શબ્દ જેને જણાવે તે અમારે મન પ્રમાણ છે (शब्दप्रमाणका: वयम् । यच्छब्द आह तदस्माकं प्रमाणम् ।). હેલારાજ પણ કહે છે કે વૈયાકરણો માટે પદાર્થ અર્થ નથી પરંતુ શબ્દ વડે જેનો બોધ થાય છે તે અર્થ છે. वैयाकरणानां न वस्त्वर्थोऽर्थः किन्तु शब्दार्थो अर्थः ।

एकस्य बुद्ध्यवस्थाभिर्भेदे च परिकल्पिते ।
कर्तृत्वं करणत्वं च कर्मत्वं चोपपद्यते ॥१०४॥

મનની અવસ્થાઓ પ્રમાણે (એક જ વસ્તુ અંગે) જ્યારે જુદી જુદી કલ્પનાઓ કરવામાં આવે છે ત્યારે તે (એક જ વસ્તુ)માં કર્મત્વ, કરણત્વ અને કર્તૃત્વ પ્રાપ્ત થાય છે (૧૦૪)

हन्ति आत्मानमात्मना । (પોતાની જાતે પોતાની જાતને હણે છે) એવા પ્રયોગમાં વિવક્ષાને કારણે પોતાની જાતને કર્તા. કર્મ અને કરણ એમ ત્રણ રૂપે સમજવામાં આવે છે. કારકવ્યવહારને વાસ્તવિક સમજવામાં આવે તો આવું બની શકતું નથી. બુદ્ધિની અવસ્થાઓ પ્રમાણે વિવક્ષા થાય છે. તેથી આત્મામાં કાલ્પનિક કર્તૃત્વ, કરણત્વ અને કર્મત્વનો આરોપ કરવામાં આવે છે.

उत्पत्तेः प्रागसद्भावः बुद्ध्यवस्थानिबन्धनः ।
अविशिष्टः सतान्येन कर्ता भवति जन्मनः ॥१०५॥

ઉત્પત્તિની પહેલાં અસ્તિત્વ હોતું નથી. બુદ્ધિની (જુદીજુદી) અવસ્થાઓને લીધે (થતી વિવક્ષા) ને કારણે તે (અસ્તિત્વ) બીજા કોઈ વિદ્યમાન (પદાર્થ)થી જુદું સમજાયા વિના, જન્મના કાર્ય માટે કર્તા બને છે (૧૦૫)

अङ्कुरः जायते । (અંકુર ઉત્પન્ન થાય છે) એવા પ્રયોગમાં ઉત્પન્ન થયેલ અંકુરનું પહેલાં અસ્તિત્વ કાં તો હોય છે અથવા હોતું નથી. જો અંકુર વિદ્યમાન હોય તો ઉત્પન્ન

થા માટે થાય અને અવિદ્યમાન હોય તો કેવી રીતે ઉત્પન્ન થાય ? કર્તાનું વાસ્તવિક અસ્તિત્વ માનવામાં આવે તો આવા પ્રશ્નો થશે. તેમનો ઉત્તર સંબંધસમુદ્દેશમાં ચર્ચેલ ઉપચારસત્તાને આધારે આપી શકાય. જો કર્તાને માત્ર વિવક્ષાને આધારે જ સમજવામાં આવે તો ઉપચારસત્તાની મદદની પણ જરૂર રહેતી નથી. વિવક્ષાને આધારે અંકુર શબ્દ બુદ્ધિમાં પ્રાપ્ત થયો, ત્યાં તેનું અસ્તિત્વ થયું હોવાથી એ હવે સત્ કહેવાશે. તેથી 'અંકુર ઉત્પન્ન થયો' એવું વાક્ય પ્રયોગમાં આવશે. અને બાહ્યરૂપે તેનો જન્મ થયો એમ કહેવાશે. આ બધી વ્યવસ્થા વાસ્તવિક નથી, પરંતુ શબ્દનિર્ભર છે. કારકો અંગે સર્વત્ર વિવક્ષાનો જ પ્રભાવ છે.

कारणं कार्यभावेन यद्वा वा व्यवतिष्ठते ।
कार्यशब्दं तथा लब्ध्वा कार्यत्वेनाथ जायते ॥१०६॥

અથવા જ્યારે કારણ કાર્યરૂપે વ્યવસ્થિત બને છે ત્યારે, કાર્ય એવું નામ પ્રાપ્ત કરીને કાર્યરૂપે ઉત્પન્ન થાય છે (૧૦૬).

વસ્તુરૂપ પદાર્થ અંગેના કર્તૃત્વવ્યવહારમાં પણ 'અંકુર ઉત્પન્ન થાય છે' એવો પ્રયોગ યોગ્ય ઠરે છે. આ બાબતને, કારણ, કર્મરૂપે ઉત્પન્ન થાય છે એવા પક્ષદ્વારા અહીં સમજાવવામાં આવે છે. કારિકામાંનો વા (અથવા) શબ્દ કારણપક્ષના સંદર્ભમાં યોજવામાં આવે છે. કાર્યરૂપે કર્તૃત્વ અને જન્મની ચર્ચા અગાઉ કરવામાં આવી. આ ચર્ચામાં પદાર્થને વસ્તુભૂત નહિ પણ શબ્દગ્રાહ્ય પદાર્થ તરીકે અર્થાત્ ઉપચારસત્તાવાળા પદાર્થ તરીકે સમજવામાં આવ્યો હતો. 'દૂધ દહીં રૂપ બને છે,' 'બીજ અંકુર બને છે' એવા પ્રયોગોમાં દૂધ અને દહીં તથા બીજ અને અંકુરનો અભેદવ્યવહાર અર્થાત્ કાર્યકારણનો અભેદ સમજાય છે. તેથી સદ્રૂપે રહેલ બીજરૂપી કારણ જ કર્તા બનીને ઉત્તરાવસ્થામાં કર્તાકારક તરીકે ઉત્પન્ન થાય છે. તેથી અંકુર ઉત્પન્ન થાય છે' એવા પ્રયોગમાં વાસ્તવિક વ્યવહાર પણ સમજી શકાય છે.

यथाहिः कुण्डलीभावो व्यमाणां वा समग्रता ।
तथैव जन्मरूपत्वं सतामेके प्रचक्षते ॥१०७॥

જેમ લાંબા સાપનું ગૂંચળારૂપ બનવું અથવા છૂટી (આંગળીઓ)નું (વાળેલી) મૂઠીરૂપે બંધ થવું સમજવામાં આવે છે તેમ અસ્તિત્વવાળા પદાર્થો જન્મરૂપે થાય છે એમ કેટલાક (વૈયાકરણો) જણાવે છે (૧૦૭)

વૈયાકરણ મતમાં પણ સત્ પદાર્થનો બીજી અવસ્થારૂપે જન્મ અર્થાત્ કારણ અને કાર્યનો અભેદ સ્વીકારવામાં આવ્યો છે. લાંબો સાપ ગૂંચળું વળેલા સાપથી જુદો નથી. ગૂંચળું એ સાપની એક બીજી અવસ્થા છે. તે પ્રમાણે બીજની એક વિશિષ્ટ અવસ્થા રૂપે અંકુર સમજાય છે. વાસ્તવમાં બંને અભિન્ન છે.

विभक्तयोनि यत्कार्यं कारणेभ्यः प्रवर्तते ।
स्वा जातिर्व्यक्तिरूपेण तस्यापि व्यवतिष्ठते ॥१०८॥

કારણોથી જુદું કાર્ય જ્યારે કારણોમાંથી ઉત્પન્ન થાય છે ત્યારે તે(કાર્ય)ની પોતાની જાતિ, વ્યક્તિરૂપે સિદ્ધ થાય છે (૧૦૮)

કાર્ય અને કારણને જુદાં સમજનારના મતમાં પણ 'અંકુર ઉત્પન્ન થાય છે' એવા પ્રયોગમાં અંકુરની વાસ્તવિક ઉત્પત્તિ સમજી શકાય છે એ વિચારને હવે સ્પષ્ટ કરવામાં આવે છે.

કારણથી ભિન્ન એવું કાર્ય તેની ઉત્પત્તિ પહેલાં વ્યક્તિ રૂપે અસ્તિત્વમાં હોતું નથી, પરંતુ જાતિ રૂપે વિદ્યમાન હોય છે. જાતિ કારણોને તેમની અભિવ્યક્તિ કરવા પ્રયોજે છે. તેથી જાતિકાર્ય વ્યક્તિ રૂપે ઉત્પન્ન થાય છે. આમ વ્યવહારમાં જાતિ રૂપ કર્તૃત્વ અને વ્યક્તિ રૂપ ઉત્પત્તિ સમજાય છે.

भावेष्वेव पदन्यासः प्रज्ञाया वाच एव वा ।
नास्तीत्यप्यपदे नास्ति न चासद् भिद्यते यतः ॥१०९॥

જ્ઞાન અને શબ્દનો આધાર પદાર્થના સ્વરૂપગ્રહણ ઉપર છે. 'નથી' એવું (જ્ઞાન અને તેને દર્શાવતો શબ્દ) અવસ્તુમાં પ્રાપ્ત થતાં નથી અને અસત્ સતથી જુદું નથી (૧૦૯)

જ્ઞાન અને શબ્દની પ્રવૃત્તિ પદાર્થના રૂપગ્રહણ ઉપર આધાર રાખે છે, કારણ કે, જ્ઞાન અને શબ્દ નિરાલંબન સમજી શકાતાં નથી. આ કારિકામાં ભાવ શબ્દનો અર્થ 'પ્રતીયમાન સ્વરૂપ' સમજવાનો છે. નથી (નાસ્તિ) એવો શબ્દપ્રયોગ અને નથી એવું જ્ઞાન, કોઈક સ્વરૂપ અથવા આકાર ઉપર નિર્ભર છે. 'છે' (અસ્તિ) અને 'નથી' (નાસ્તિ) વાસ્તવમાં જુદાં નથી. પદાર્થનું બાહ્ય અર્થાત્ વાસ્તવિક અસ્તિત્વ વ્યાકરણનો વિષય નથી. તેથી 'અંકુર ઉત્પન્ન થાય છે' એવા પ્રયોગમાં અંકુરનું બાહ્ય અસ્તિત્વ હોય કે ન હોય પરંતુ અંકુરના કોઈક સ્વરૂપનું ગ્રહણ તો થાય છે જ.

बुद्धिशब्दौ प्रवर्तेते यथाभूतेषु वस्तुषु ।
तेषामन्येन तत्त्वेन व्यवहारो न विद्यते ॥११०॥

જ્ઞાન અને શબ્દની પ્રવૃત્તિ, અનુભવાતા પદાર્થોમાં (જ) થાય છે. તેમનો બીજા કોઈ (બાહ્ય) તત્ત્વ દ્વારા વ્યવહાર થતો નથી (૧૧૦)

પદાર્થને જાણવાનો આધાર તેનું જ્ઞાન અને તેને જાહેર કરતો શબ્દ છે. 'નથી' એવા પ્રયોગમાં બાહ્ય પદાર્થનું અસ્તિત્વ નકારવામાં આવ્યું છે; પરંતુ કોઈક રૂપ બુદ્ધિમાં પ્રાપ્ત થાય છે. આવું રૂપ 'દે' એવા કર્તાને અભિવ્યક્ત કરે છે. અંકુર ઉત્પન્ન થાય છે એવા વાક્યમાં અંકુર બાહ્યરૂપે વિદ્યમાન ન હોય તો પણ બુદ્ધિમાં પ્રાપ્ત થાય છે અને કર્તા રૂપે જન્મ પામે છે.

आकाशस्य यथा भेदाश्छायायाश्चलनं यथा ।
जन्मनाशावभेदेऽपि तथा कैश्चित् प्रकल्पितौ ॥१११॥

અભિન્ન એવા તે તત્ત્વમાં પણ આકાશના વિભાગોની જેમ અને છાયાના હલનચલનની જેમ, જન્મ અને નાશની (મિથ્યા) કલ્પના કેટલાકે કરી છે. (૧૧૧)

અદ્વૈત મતની તરફેણ કરતાં ભર્તૃહરિ, જન્મ અને નાશને આત્યંતિક રીતે મિથ્યા સમજે છે. ભાવાભાવરૂપ વ્યવહાર માત્ર કાલ્પનિક છે.

यथैवाकाशनास्तित्वमसन्मूर्तिनिरूपितम् ।
तथैव मूर्तिनास्तित्वमसदाकाश निश्रयम् ॥११२॥

જેમ (વ્યાપક એવા) આકાશનું, (ઘટાદિ) પદાર્થ વડે નિરૂપાયેલું નાસ્તિત્વ મિથ્યા છે, તેમ આકાશને આધારે નિરૂપાતું (ઘટાદિ) પદાર્થનું નાસ્તિત્વ પણ મિથ્યા છે. (૧૧૨)

આ કારિકાનો અન્વય : यथा मूर्तिनिरूपितं आकाशनास्तित्वं असद् एव तथा आकाशनिश्रयं मूर्तिनास्तित्वं (अपि) असद् एव ।

નાશ પણ કાલ્પનિક છે એવો વિચાર આ કારિકા જણાવે છે. આકાશ સર્વવ્યાપી છે, છતાં, જ્યાં મૂર્ત પદાર્થો હોય છે ત્યાં આકાશ નથી, એવી કલ્પના કરવામાં આવે છે. આવી નાસ્તિકલ્પના મિથ્યા છે. તે પ્રમાણે ઘટાદિ પદાર્થોનો સંપૂર્ણ વિનાશ અથવા અભાવ હોતો નથી. જ્યાં આકાશ છે ત્યાં ઘટાદિ પદાર્થો હોતા નથી, એવી પદાર્થો અંગેની નાસ્તિકલ્પના પણ મિથ્યા છે. આમ જન્મ અને નાશ બંનેને કલ્પિત ગણવાં જોઈએ. આકાશ એટલે પદાર્થોનો અભાવ એમ સમજવું જોઈએ નહિ. અને જો પદાર્થોનો અભાવ ન હોય અર્થાત્ તે વિદ્યમાન હોય તો તેમનો જન્મ કેવી રીતે થઈ શકે?

यथा तदर्थैर्व्यापारैः क्रियात्मा व्यपदिश्यते ।
अभेदग्रहणादेष कार्यकारणयोः क्रमः ॥११३॥

બંનેની વચ્ચે અભેદ સમજવામાં આવતો હોવાથી, જેમ મુખ્ય ક્રિયા તેને માટેની (ગૌણ) ક્રિયાઓ વડે ઓળખાય છે તેમ કાર્ય અને કારણ વચ્ચેની આવી (અભેદ)વ્યવસ્થા છે (૧૧૩)

કારિકા ૧૦૬માં કાર્ય અને કારણનો વાસ્તવિક અભેદ વર્ણવવામાં આવ્યો હતો. આ કારિકામાં એ અભેદને આરોપિત અથવા ઉપચરિતરૂપે સમજાવવામાં આવે છે. पच् (રાંધવું) ધાતુનો મુખ્ય અર્થ છે, ચોખાને રાંધીને પોચા કરવા. તે મુજબ ક્રિયા માટે ગૌણ વ્યાપારો જેવા કે અગ્નિ ઉપર મૂકવું, પાણી રેડવું વગેરેનો મુખ્ય ક્રિયા સાથે અભેદ થાય છે એવો ઉપચાર સમજીને મુખ્ય ક્રિયા જાહેર કરવામાં આવે છે. અહીં કારણ કાર્યરૂપે સિદ્ધ બને છે. બંને વચ્ચે અભેદનો આરોપ કરવામાં આવે છે. અંકુર કાર્ય છે, પરંતુ તેનું કારણ બીજ, તેની સાથે અભિન્ન છે, એમ સમજવામાં આવે છે, આવી સમજણ આરોપિત છે.

विकारो जन्मनः कर्ता प्रकृतिर्वेति संशये ।
भिद्यते प्रतिपत्तॄणां दर्शनं लिङ्गदर्शनैः ॥११४॥

જન્મ(રૂપી ક્રિયા)નો કર્તા વિકાર છે કે પ્રકૃતિ છે એવા સંશય અંગે અભ્યાસીઓનું દર્શન જુદાં જુદાં સૂચનો પ્રમાણે જુદું જુદું છે (૧૧૪).

કાર્ય અને કારણ વચ્ચે અભેદ કલ્પવામાં આવે તો પણ જન્મનું કર્તૃત્વ કાર્યનું જ હોઇ શકે, કારણનું નહિ. 'દૂધ દહીં બને છે' એવા પ્રયોગમાં કર્તૃત્વની બાબતમાં પ્રધાન કોણ, પ્રકૃતિ કે વિકાર, એવી શંકા ઉત્પન્ન થતાં, જન્મ અંગે પ્રકૃતિનું પ્રધાનરૂપે કર્તૃત્વ છે, વિકારનું કર્તૃત્વ ગૌણરૂપે છે; અર્થાત્ પ્રધાન એવી પ્રકૃતિ દ્વારા ગૌણ એવા વિકારનો જન્મ સાથે સંબંધ છે. આમ બંનેનું ઉપર જણાવેલા પ્રયોગવાક્યમાં સામાનાધિકરણ્ય છે. बीजादङ्कुरो जायते । (બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે) એવા પ્રયોગમાં પંચમી વિભક્તિ દ્વારા ભેદરૂપે નિર્દેશ કર્યો હોય ત્યારે જન્મ માટે વિકારનું કર્તૃત્વ છે. આ વાત जनिकर्तुः प्रकृतिः । (પા. સૂ. ૧.૪.૩૦, જન્ ઉત્પન્ન થવું, ક્રિયાપદના કર્તાનું જે કારણ તેને અપાદાન કહે છે) ઉપરથી પણ સિદ્ધ થાય છે.

વિકારનું કર્તૃત્વ માનનારા વિચારે છે કે જન્મ એટલે સ્વરૂપપ્રાપ્તિ. જે પહેલાં વિદ્યમાન નહોતું તે હવે પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. પ્રકૃતિનું કર્તૃત્વ માનનારા સમજે છે કે વિકારનું અસ્તિત્વ જો પહેલાં ન હોય તો તે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરી શકે નહિ. તેથી જન્મ માટે તેનું કર્તૃત્વ યોગ્ય ગણાય નહિ. જન્મ એટલે સ્વરૂપપ્રાપ્તિ તરફ અભિમુખ બનવું. વિદ્યમાન વિકાર સ્વરૂપપ્રાપ્તિ તરફ કેવી રીતે અભિમુખ બની શકે? તેથી જન્મ સંબંધે વિકારનું કર્તૃત્વ પ્રાપ્ત થતું નથી; સરખાવો હેલારાજ : असतो हि विकारजातस्य आत्मलाभं प्रति आभिमुख्यायोगात् तल्लक्षणे जन्मनि कर्तृतानुपपत्तिः ।

क्लृपि संपद्यमाने या चतुर्थी सा विकारतः ।
सुवर्णपिण्डे प्रकृतौ वचनं कुण्डलाश्रयम् ॥११५॥

क्लृपि संपद्यमाने । (ક્લૃપ ધાતુ સાથે સંબદ્ધ સંપાદનક્રિયા માટે જવાબદાર શબ્દને ચતુર્થી થાય છે, એવા (પા. સૂ. ૨. ૩. ૧૩. વાર્તિક ૨) નિયમ પ્રમાણે જે ચતુર્થી(નો પ્રયોગ કર્યો) છે તે વિકાર(દર્શક શબ્દ)ને માટે છે. સોનાના ટુકડાને જ્યારે પ્રકૃતિ સમજવામાં આવે છે ત્યારે (વિકાર એવા) કુંડલને આધારે, (બે કુંડલ એવું દ્વિ)વચન પ્રાપ્ત થાય છે (૧૧૫)

'જવનું પાણી મૂત્ર ઉત્પન્ન કરે છે' (मूत्राय कल्पते यवागूः ।) એવા પ્રયોગોમાં મૂત્રસંપાદનક્રિયારૂપ વિકાર માટે ચતુર્થી વાપરવામાં આવે છે. મૂત્રરૂપ વિકાર અહીં સંપાદનક્રિયાના કર્તૃત્વને જણાવે છે, જેમકે 'યવાગૂ મૂત્ર બને છે.' આ પ્રયોગમાં પ્રકૃતિનો ક્રિયા સાથેનો સમન્વય વિકાર દ્વારા છે, સાક્ષાત્ નથી. અહીં અભેદની વિવક્ષા છે. ભેદવિવક્ષા હોય ત્યારે યવાગૂથી મૂત્ર ઉત્પન્ન થાય છે' (यवाग्वाः मूत्रं जायते ।) એવો પ્રયોગ થાય છે અહીં પ્રકૃતિને અપાદાન સમજવાથી પંચમીનો પ્રયોગ થયો છે. સોનાનો ટુકડો બે કુંડળ બને છે (सुवर्णपिण्डः कुण्डले भवतः ।) એવા પ્રયોગમાં (કુંડળરૂપીવિકાર) સંપાદનક્રિયાનું કર્તૃત્વ ધારણ કરે છે : भवतः એવું દ્વિવચનયુક્ત ક્રિયારૂપ આ બાબતને સિદ્ધ કરે છે.

वाक्ये संपद्यते कर्ता संघश्च्व्यन्तस्य कथ्यते ।
वृत्तौ संघीभवन्तीति ब्राह्मणानां स्वतन्त्रता ॥११६॥

(સંઘ નહિ એવા બ્રાહ્મણો સંઘરૂપ બને છે એવા) વાક્યમાં ચ્વિ પ્રત્યય વડે દર્શાવાતી ક્રિયાનો કર્તા સંઘ છે, પરંતુ સંઘીભવન્તિ ब्राह्मणाः । એવા સમાસવચનમાં 'બ્રાહ્મણો' શબ્દ (સ્વાતંત્ર્યયુક્ત કર્તા) છે (૧૧૬)

'બ્રાહ્મણો, જે સંઘરૂપે નથી, તે સંઘ બને છે' (संघीभवन्ति ब्राह्मणाः।) એવો પ્રયોગ ચ્વિ પ્રત્યયનું ઉદાહરણ છે. કૃ, ભૂ, અને अस् ધાતુઓ સાથે પ્રાપ્ત થનારા, સંપદ્યમાન ક્રિયાના કર્તાને અર્થાત્ જે વસ્તુ થવાની છે તેના વાચક શબ્દને ચ્વિ પ્રત્યય લાગે છે. આવો પદાર્થ પહેલાં તેવો ન હતો અને હવે તેવો બન્યો છે, એમ સમજવું જોઈએ. (कृभ्वस्तियोगे सम्पद्यकर्तरि च्विः। પા. સૂ. ૫-૪-૫૦) ચ્વિ પ્રત્યયવાળો પ્રયોગ संघीभवन्ति ब्राह्मणाः। સમાસવૃત્તિ વાળો છે. પરંતુ જ્યારે તેનું વાક્ય સમજવું હોય ત્યારે असङ्घः ब्राह्मणाः सङ्घीभवन्ति। એમ કહેવું જોઈએ. સમાસવચનમાં ब्राह्मणाः કર્તા છે, અને વાક્યમાં સંઘ કર્તા છે. વૃત્તિવચનમાં મૂળ પ્રકૃતિ એવો ब्राह्मणाः શબ્દ કર્તા છે અને વાક્યમાં વિકાર એવો संघः શબ્દ કર્તા છે. ભર્તૃહરિના આ વિચારનું મૂળ પા. સૂ. ૫-૪ ૫૦ ઉપરના વાર્તિક ૨, प्रकृतिविवक्षाग्रहणं च। "પ્રકૃતિ જ વિકાર રૂપ કર્તા બને છે એવી વિવક્ષા હોવી જોઈએ" માં છે.

अत्वं संपद्यते यस्त्वं न तस्मिन्युष्मदाश्रया ।
प्रवृत्तिः पुरुषस्यास्ति प्राकृतः स विधीयते ॥११७॥

अत्वं त्वं संपद्यते त्वद्भवति। એવા (ભાષ્ય) પ્રયોગમાં પુરુષની (ક્રિયારૂપ માટેની) પ્રવૃત્તિ त्वं (એવા વિકાર)ને આધારે નથી પરંતુ મૂળ પ્રકૃતિ (अत्वं)ને આધારે છે (૧૧૭).

अत्वं त्वं संपद्यते त्वद्भवति । એવા (પા. સૂ. ૧.૪.૧૦૮ ઉપરના) ભાષ્યપ્રયોગમાં अत्वं પ્રકૃતિ છે અને त्वद् વિકાર છે. વિકાર અહીં કર્તા તરીકે હોવાથી તેના પ્રમાણે ક્રિયારૂપ भवसि હોવું જોઈએ. પરંતુ તેને બદલે भवति છે, તેથી આ પ્રયોગમાં भवतिનો આધાર વિકાર त्वं નથી પરંતુ अत्वं એવી પ્રકૃતિ છે એમ સમજવું જોઈએ. ભાષ્યકારે રજૂ કરેલા પ્રયોગના સંદર્ભમાં કહી શકાય કે પ્રકૃતિ પણ કર્તા થઈ શકે છે.

पूर्वामवस्थामविजहत्संस्पृशन्धर्ममुत्तरम् ।
संमूर्च्छित इवार्थात्मा जायमानोऽभिधीयते ॥११८॥

ઉત્પત્તિ પહેલાંની અવસ્થાનો ત્યાગ કર્યા વિના પછીની અવસ્થાને પ્રાપ્ત કરનારો બંનેનું મિશ્રણ હોય તેવો અર્થાત્મા ઉત્પન્ન થાય છે એમ કહેવાય છે. (૧૧૮)

અગાઉની કારિકામાં, પ્રકૃતિ અને વિકારનું જુદું જુદું કર્તૃત્વ હોય છે એમ પ્રયોગ ઉપરથી દર્શાવવામાં આવ્યું. આ બાબતને હવે સ્પષ્ટ કરવામાં આવે છે.

સર્વથા અવિદ્યમાન એવો કોઈ પદાર્થ ઉત્પન્ન થતો નથી. જન્મસમયની અવસ્થામાં પણ પદાર્થની પોતાની અગાઉની કારણરૂપ અવસ્થાનો ત્યાગ થતો નથી. આમ કારણરૂપ પદાર્થ પણ કાર્યરૂપે પ્રાપ્ત થાય છે પૂર્વાપર અવસ્થામાં રહેલો પદાર્થ પછીની અવસ્થા પ્રાપ્ત કરવા માટે ઉદ્યત અર્થાત્ ક્રિયાશીલ હોય છે. આમ પ્રકૃતિ અને વિકાર બન્નેમાં કર્તૃત્વની સંભાવના પ્રાપ્ત થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો કારણ અર્થાત્ પ્રકૃતિરૂપ પૂર્વાવસ્થામાં રહેલ પદાર્થ કાર્ય અર્થાત્ વિકારરૂપ પછીની અવસ્થામાં પોતાના સ્વરૂપને વિસ્તારતો રહે છે. આવો અર્થોમા બન્ને અવસ્થાઓના મિશ્રણરૂપે હોઈ ધાત્વર્થ અને પ્રત્યયાર્થ બન્નેમાં સમાનાધિકરણમાં હોય છે અને बीजं अङ्कुरः जायते । तथा क्षीरं दधि संपद्यते । જેવા પ્રયોગોને સિદ્ધ કરે છે, અને પ્રકૃતિ અને વિકાર એમ બંનેનું કર્તૃત્વ પ્રાપ્ત કરે છે.

सव्यापारतरः कश्चित् क्वचिद्धर्मः प्रतीयते ।

संसृज्यन्ते च भावानां भेदवत्योऽपि शक्तय. ॥११९॥

(તેમાંનો) એક (અર્થાત્ પ્રકૃતિ) વધારે ક્રિયાશીલ હોય છે, કોઈક (બીજી)વાર (વિકાર રૂપ) ધર્મ (વધારે ક્રિયાશીલ) સમજાય છે. પદાર્થોની શક્તિઓ જુદીજુદી હોવા છતાં (કોઈકવાર) મિશ્ર બને છે. (૧૧૯)

ઉપર જણાવ્યું તેમ પ્રકૃતિ અને વિકાર બન્નેનું કર્તૃત્વ પ્રાપ્ત થતું હોવા છતાં કોઈક વાર પ્રકૃતિ વધારે ક્રિયાશીલ જણાય છે, કોઈક વાર વિકાર વધારે ક્રિયાશીલ હોય છે તેથી પ્રકૃતિ અને વિકાર બન્ને હમેશાં કર્તા બનશે એવી શંકા રાખવાની જરૂર નથી.

विपरीतार्थवृत्तित्वं पुरुषस्य विपर्यये ।

गम्येत साधनं तत्र सव्यापारं प्रतीयते ॥१२०॥

પુરુષનો ફેરફાર કરવામાં આવે તો વિરુદ્ધ અર્થ પ્રાપ્ત થશે, કારણકે ત્યાં (બીજા પુરુષ વડે સમજાતુ) કારક ક્રિયાશીલ જણાય છે, એમ સમજવામાં આવે છે.(૧૨૦)

अत्व त्वं संपद्यते त्वद्भवति । ને બદલે अत्व त्व संपद्यसे त्वद्भवसि । એવો પ્રયોગ કેમ થતો નથી એવા પ્રશ્નના ઉત્તરમાં આ કારિકા છે.

બીજો પ્રયોગ સ્વીકારીએ તો अत्व પ્રકૃતિ છે અને त्वद् વિકાર છે એવો વિવક્ષિત અર્થ પ્રાપ્ત થશે નહિ, પરંતુ त्वद् એવી પ્રકૃતિ પ્રત્યયની ઉત્પત્તિ માટે ક્રિયાશીલ બને છે એમ સમજાશે. આમ થાય તો તે પ્રકૃતિ માટે બીજો વિકાર સમજવો પડે અને त्वद्નો અર્થ તેનાથી વિપરીત अत्वद्ના અર્થનું રૂપ પ્રાપ્ત કરે છે એમ સમજવું પડે. આવી સ્થિતિ નિવારવા अत्व એવી પ્રકૃતિની કાર્યશીલતા સમજાવવા भवति પ્રયોગ યોગ્ય છે

त्वमन्यो भवसीत्येषा तत्र स्यात् परिकल्पना ।

राज्ञि भृत्यत्वमापन्ने यथा तद्गतिर्भवेत् ॥१२१॥

જેમ, રાજા નોકર બને ત્યારે, 'તું બીજો થાય છે', એવી ત્યાં કલ્પના કરવામાં આવે છે તેમ (અહીં પણ તે ઉપર જણાવ્યા તેવા વિરુદ્ધ અર્થની પ્રાપ્તિ) સમજવામાં આવશે (૧૨૧)

राजन् (त्व) छराजा सपद्यसे । એવા પ્રયોગમાં યુષ્મદ અર્થવાળો राजन् શબ્દ પ્રકૃતિ છે અને अराजा વિકૃતિ છે. તે પ્રમાણે अत्व त्व सम्पद्यसे त्वद् भवसि । એવા પ્રયોગમાં પણ આવી જ સ્થિતિ છે પરંતુ વક્તાની કહેવાની ઇચ્છા આવી નથી વિવક્ષાથી જુદો અર્થ આ પ્રયોગ દર્શાવશે અર્થાત્ વિપરીત અર્થવૃત્તિવાળો થશે તેથી વિવક્ષિત અર્થની પ્રાપ્તિ માટે त्वद् भवसि ને બદલે त्वद् भवति । એવો પ્રયોગ થવો જોઈએ.

सुवर्णपिण्ड कुण्डले भवत । (સોનાના ટુકડાના બે કુંડળ થાય છે)માં भवत ક્રિયારૂપને કારણે कुण्डले (બે કુંડળ કર્તા બને છે અહીં વિપરીતાર્થવૃત્તિત્વ પ્રાપ્ત થતું નથી, કારણ કે, મૂળ કર્તા सुवर्णपिण्ड બની શકશે નહિ અહીં પ્રકૃતિ નહિ પરંતુ વિકાર એવા कुण्डले કર્તા થશે

सभाननाक्रियासिद्धौ कर्तृत्वेन समाश्रित ।
क्रियायामात्मसाध्याया साधनाना प्रयोजक ॥१२२॥

प्रयोगमात्र न्यग्भाव स्वातन्त्र्यादेव तिष्ठिन ।
अविशिष्टो भवत्यै स्वतन्त्रैर्मुक्तसंशयै ॥१२३॥

ક્રિયાની સિદ્ધિ માટે તેની સંભાવના હોઈને કર્તા તરીકે જેનો આશ્રય કરવામાં આવે છે, સાધનો વડે સાધ્ય થતી ક્રિયામાં તે સાધનોનો જે પ્રયોજક બને છે, પોતાના કાર્યમાં સ્વાતન્ત્ર્યને કારણે માત્ર પ્રયોગમાં જે ગૌણભાવને પ્રાપ્ત કરે છે તે (પ્રયોજ્ય કર્તા) જેને માટે સંશય નથી એવા બીજા સ્વતંત્ર કર્તાઓથી જુદો હોતો નથી (૧૨૨-૧૨૩)

આ કારિકાઓ પ્રયોજ્ય કર્તાના સંદર્ભમાં રજૂ થઈ છે

કારિકા ૧૦૧ અને ૧૦૨માં કર્તાના સ્વાતન્ત્ર્યની વાત કરવામાં આવી આવું સ્વાતન્ત્ર્ય પ્રયોજ્ય કર્તા માટે પ્રાપ્ત થતું નથી પ્રયોજ્ય કર્તાની પ્રવૃત્તિ જ્યાં સુધી થતી નથી ત્યાં સુધી પ્રયોજક કર્તા વડે તેને પ્રયોજવામાં આવે છે, કારણ કે ક્રિયાની સિદ્ધિ માટે તેની સંભાવના છે જે ક્રિયા સાધનો વડે સિદ્ધ થઈ શકતી હોય તેને માટે તે કારણ વગેરે સાધનસમૂહને પ્રયોજે છે તેથી તે સ્વતંત્ર જ છે આવી સ્વતંત્રતાને કારણે માત્ર પ્રયોજક પ્રૈષ અર્થાત્ આજ્ઞાપ્રાપ્ત કાર્યના સંદર્ભમાં જ તે ગૌણભાવને પ્રાપ્ત કરે છે

આ પ્રમાણે પ્રયોજ્ય કર્તા દ્વારા ક્રિયાની સિદ્ધિ થાય છે તેનું, બીજા સાધનોના સંદર્ભમાં પ્રાપ્ત થતું સ્વાતન્ત્ર્ય, પ્રૈષના સંદર્ભમાં વિરોધી છે, અર્થાત્ (તે)પારતન્ત્ર્ય છે એમ કહી શકાશે નહિ આમ બીજા વડે પ્રયોજાતો હોવા છતાં પણ પોતાની સ્વાધીનતાને કારણે પ્રયોજ્ય કર્તા બીજા કર્તાઓના જેવો જ છે

आत्मसाध्याया (क्रियाया)નો અર્થ સાધનો વડે સાધ્ય બનતી ક્રિયામાં' એવો સ્વીકારવામાં આવ્યો છે હેલારાજ आत्मसाध्याया क्रियायां प्रवृत्त सम्प्रधार करणादिकारककलाप प्रयोजयन्नव प्रवृत्तक्रिय मन् प्रयुज्यत । એવા વ્યાખ્યાન વડે 'પોતાના વડે સાધ્ય બનતી ક્રિયામાં' એવો અર્થ સ્વીકારે છે

निमित्तेभ्य प्रवर्तन्ते सर्व एव स्वभूतये।
अभिप्रायानुरोधोऽपि स्वार्थस्यैव प्रसिद्धये ॥१२४॥

(ચોક્કસ) કારણોને લીધે બધા જ પોતાના ફાયદા માટે પ્રવૃત્તિ કરે છે. (બીજાના) અભિપ્રાયનુ અનુસરણ પણ સ્વાર્થની પ્રાપ્તિ માટે છે (૧૨૪)

પ્રયોજક કર્તા હોય કે પ્રયોજ્ય કર્તા હોય, બધા પોતાના કાર્યની સિદ્ધિ માટે પ્રવર્તમાન બને છે બનેનુ કાર્ય કોઈ ને કોઈ નિમિત્તને આધારે હોય છે પ્રયોજ્ય કર્તા પણ પોતાના કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રવૃત્ત બને છે સ્વામીને માટે પ્રવૃત્તિ કરતો પુરુષ પોતાના ફાયદા માટે પ્રવૃત્તિ કરે છે વીતરાગ સત પણ બીજા ઉપર દયાભાવને કારણે પ્રવૃત્તિમાન બને છે ભાષ્યમા (પા સૂ ૩ ૧ ૨૬) પણ કહ્યુ છે કે सर्व इमे स्वभूत्यर्थं यतन्ते । नेह कश्चित्परोऽनुग्रहीतव्य ।

प्रेषणाध्येषणे कुर्वंस्तत्समर्थानि चाचरन् ।
कर्तैव विहिता शास्त्रे हेतुसंज्ञा प्रपद्यते ॥१२५॥

આજ્ઞા અથવા વિનતિ કરીને તે (પ્રયોજ્ય ક્રિયા)ને અનુકૂળ કાર્યો કરતો કર્તા જ (વ્યાકરણ) શાસ્ત્રમા નિર્દિષ્ટ કરવામા આવેલ હેતુ એવુ નામ પ્રાપ્ત કરે છે (૧૨૫)

કારિકા ૧૨૪ સુધીમા કર્તા અગેની ચર્ચા પૂરી થઈ હવે કર્તાના પ્રયોજક એવા હેતુ અગે ચર્ચા શરૂ થાય છે तत्प्रयोजको हेतुश्च । (પા સૂ ૧ ૪ ૫૫, તે કર્તાનો પ્રયોજક, હેતુ અને કહેવાય છે)થી હેતુની ચર્ચા શરૂ થઈ છે

પોતાનાથી ઉતરતા મોભાવાળાને આજ્ઞાપૂર્વક પ્રવૃત્તિ કરાવવી તેને પ્રેષણ કહે છે અને પોતાનાથી ચઢિયાતા મોભાવાળાને વિનતીપૂર્વક પ્રવૃત્તિ કરાવવી તેને અધ્યેષણ કહે છે મહાભાષ્યકાર જણાવે છે કે ચેતન પદાર્થોને માટે પ્રેરણ અને અધ્યેષણ શબ્દો વપરાય છે હેલારાજ જણાવે છે કે आज्ञापुरःसरा व्यापारणा प्रेषणं निकृष्टविषयो नियोग इत्यर्थः । यत्पुनरभ्यर्हितं व्यापारयति तद् अध्येषणम् । अभ्यर्हितविषयं प्रबोधनमित्यर्थः ।

હેતુ શબ્દના બે અર્થ છે વ્યાકરણશાસ્ત્રમા તેનો અર્થ પ્રયોજક છે લોકવ્યવહારમા દ્રવ્ય, ગુણ કે ક્રિયાના નિમિત્તને હેતુ કહે છે પાણિનિસૂત્રોમા હેતુ શબ્દને લૌકિક (૨ ૩ ૨૩, ૩ ૨ ૧૨૬, ૨ ૨ ૨૦, ૩ ૩ ૫૬) અને શાસ્ત્રીય (૨ ૩ ૨૪ ૩ ૧ ૨૬, ૭ ૩ ૪૦) અર્થોમા પ્રયોજ્યો છે

द्रव्यमात्रस्य तु प्रैषे प्रच्छ्यादेर्लोड् विधीयते ।
सक्रियस्य प्रयोगस्तु सदा स णिचो णिच ॥१२६॥

જ્યારે માત્ર દ્રવ્ય અગે પ્રેષણ હોય ત્યારે प्रच्छ् (પૂછવુ) વગેરે ધાતુઓ પછી આજ્ઞાર્થ પ્રયોજાય છે, પરતુ સક્રિય બનેલ (પ્રયોજ્યકર્તા)નુ પ્રેષણ હોય ત્યારે તે પ્રેરકના પ્રત્યયનો વિષય બને છે (૧૨૬)

જ્યારે પદાર્થના કાર્યની પ્રવૃત્તિ ન થઈ હોય અને તેથી તેને માટે ગૌણભાવ પ્રાપ્ત થયો ન હોય ત્યારે તેના પ્રેષણ અંગે લોટ્ અર્થાત્ આજ્ઞાર્થનો પ્રયોગ થાય છે, જેમકે પૃચ્છતુ મા નવાન્ । (આપ મને પૂછો) જ્યારે સક્રિય પ્રયોજ્યમતીનું પ્રેષણ થયું હોય ત્યારે તે પ્રેષણ પ્રેરક પ્રયોગ (ણિચ્)નો વિષય બને છે, જેમકે यज्ञदत्त देवदत्त गमयति ।

गुणक्रियाया स्वातन्त्र्यात् प्रेषणे कर्मता गत ।
नियमात् कर्मसज्ञाया स्वधर्मेणाभिधीयते ॥१२७॥

પ્રેષણમા કર્મરૂપ બનેલ પ્રયોજ્ય કર્તા પોતાની ગૌણ ક્રિયા અંગે સ્વતંત્ર હોવાથી અને કર્મસંજ્ઞા અંગેના નિયમને કારણે પોતાની વિશિષ્ટતા પ્રમાણે (કર્તા) કહેવાય છે (૧૨૭)

પ્રયોજ્ય કર્તા પ્રેષણ–અધ્યેષણરૂપ પ્રયોજક વ્યાપાર પ્રાપ્ત કરતો હોવાથી તેને કર્મસંજ્ઞા થશે એવી શંકાને આ કારિકાનો વિચાર દૂર કરે છે

પ્રયોજ્ય કર્તા પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવતો નથી એમ કહેવામા આવ્યુ. તેથી તે કર્તા જ રહે છે કર્મ બનતો નથી હેલારાજ જણાવે છે કે પ્રયોજ્ય કર્તા પોતાની સ્વતંત્રતા ગુમાવ્યા વિના જ પ્રયોજકના કાર્યમા ગૌણભાવ પ્રાપ્ત કરે છે પ્રયોજક કર્તા તેના સ્વાતંત્ર્યનું ખંડન કરી શકતો નથી પ્રેષણમા પણ પોતાના કાર્ય પૂરતુ પ્રયોજ્ય કર્તાનું સ્વાતંત્ર્ય હોવાથી તે કર્તા બને છે જ પરંતુ પા સૂ. गतिबुद्धिप्रत्यवसानार्थशब्दकर्माकर्मकाणामणिकर्ता स णौ । (૧ ૪ પર, જવુ, જાણવુ, ખાવુ, શબ્દકર્મ કરવુ, એવા અર્થના ધાતુઓ અને અકર્મક ધાતુઓના પ્રેરક નહિ એવા ક્રિયારૂપમા જે કર્તા હોય છે તે પ્રેરકરૂપમા કર્તા બને છે)ને કારણે તેની કર્મસંજ્ઞા થતી નથી

क्रियाया प्रेरक कर्म हेतु कर्तुं प्रयोजक ।
कर्मार्था च क्रियोत्पत्तिसस्कारप्रतिपत्तिभि ॥१२८॥

ક્રિયાનુ પ્રેરક કર્મ છે, હેતુ કર્તાનો પ્રયોજક છે, કારણ કે, ઉત્પત્તિ, વિકૃતિ અને પ્રાપ્તિ વડે(ઉપકારક બનતી) ક્રિયા, કર્મને અર્થે છે (૧૨૮)

तत्प्रयोजको हेतुश्च । (પા સૂ ૧ ૪ ૫૫) થી પ્રયોજક કર્તાને હેતુ કહ્યો છે ફળરૂપ ક્રિયા માટે કર્મ પણ પ્રયોજક બને છે, તો પછી કર્મને પણ હેતુ કહેવુ જોઈએ એવી શંકાના જવાબમા આ કારિકા છે ઉત્પત્તિ, વિકાર અને પ્રાપ્તિ એમ ત્રણ પ્રકારે અનુક્રમે નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય કર્મ સમન્વય છે અને કર્મ ક્રિયાનુ પ્રયોજક બને છે હેતુ ક્રિયાને અર્થે, સાધન સાથે સબંધ પામીને કર્તાને પ્રયોજે છે, ક્રિયાને નહિ

કર્મને હેતુ કહી શકાય નહિ, કારણકે હેતુ કર્તાનો પ્રયોજક છે, ક્રિયાનો નહિ ક્રિયાનુ ફળ એટલે કર્મ ક્રિયા ઉત્પન્ન થાય, ફેરફાર પામે અથવા પ્રાપ્ત થાય આમ કર્મ ક્રિયાનુ પ્રયોજક બને, કર્તાનુ નહિ હેતુ અને કર્મનો પ્રયોજકત્વની દૃષ્ટિએ સ્પષ્ટ ભેદ છે

अनिराकरणात्कर्तुस्त्यागाङ्गं कर्मणेप्सितम् ।

प्रेरणानुमतिभ्यां वा लभते संप्रदानताम् ॥१२९॥

(ત્યાગ) કરનારનો નિષેધ ન હોવાને લીધે, તેની વિનંતીને કારણે અને તેની સંમતિને કારણે, ત્યાગરૂપી કર્મ વડે, કર્તાને ઇષ્ટ એવા ત્યાગના નિમિત્ત બનનારને, સંપ્રદાન કહે છે. (૧૨૯)

સંપ્રદાન શબ્દ અન્વર્થ છે. ત્યાગ એટલે આપનારના સ્વત્વની નિવૃત્તિ અને બીજાને એ સ્વત્વની પ્રાપ્તિ. ત્યાગી એટલે ત્યાગનું નિમિત્ત એવો અર્થ સમજાય છે. ત્યાગ કરવાન અંગે એટલે નિમિત્ત, જમણો હાથ અને સંકલ્પ માટેનું જળ બની શકે. તેથી અવ્યાપ્તિ થતી અટકાવવા માટે कर्मणा ईप्सितम् । (કર્મ વડે કર્તાને ઇપ્સિત એવું દાનરૂપી કાર્ય) એવો શબ્દ મૂકયો છે. रजकस्य वस्त्रं ददाति । (ધોબીને કપડું આપે છે) એવા ઉદાહરણમાં દાનનો અર્થ નથી. તેથી ચતુર્થીનો પ્રયોગ નથી.

हेतुत्वे कर्मसंज्ञायां शेषत्वे वापि कारकम् ।

रुच्यर्थादिषु शास्त्रेण संप्रदानाख्यमुच्यते ॥१३०॥

જે કારક, હેતુ, કર્મ અથવા શેષ બની શકયું હોત તેને વ્યાકરણશાસ્ત્રમાં रुच्यर्थानां प्रियमाणः । (પા સૂ. ૧-૪-૩૩)થી શરૂ થતાં સૂત્રો વડે સંપ્રદાન કહેવામાં આવ્યું છે. (૧૩૦)

देवदत्ताय रोचते मोदकः । (દેવદત્તને લાડુ ભાવે છે)માં દેવદત્ત હેતુ છે કારણ કે ઇપ્સિત જે મોદક તેનો પ્રયોજક દેવદત્ત છે. તેથી પ્રયોજક હેતુને પ્રાપ્ત થતી વિભક્તિ દેવદત્તની થશે, रुच्यर्थानां प्रियमाण. । (પા સૂ. ૧ ૪.૩૯; रुच् ગમવું અર્થવાળા ધાતુઓ સાથે સંબંધવાળા ખુશી થનારને સંપ્રદાન કહે છે) સૂત્રને કારણે દેવદત્ત સંપ્રદાન થશે અને તેને ચતુર્થી પ્રાપ્ત થશે.

होत्रे अनुगृणाति । (હોતાને સ્તુતિ માટે ઉત્સાહવાળો કહે છે) પ્રયોગમાં હોતાની કર્મસંજ્ઞા થશે પરંતુ अनुप्रतिगृणश्च (પા. ૧.૪.૪૧, આવર્તનથી ઉત્સાહિત કરવો એવા અર્થવાળા अनु અને प्रति ઉપસર્ગ સાથેના गृ સાથે સંબંધવાળો, પહેલાંની ક્રિયાનો કર્તા, સંપ્રદાન કહેવાય છે, देवदत्ताय शतं धारयति यज्ञदत्तः । (દેવદત્તનું યજ્ઞદત્તને સોનું દેવું છે) પ્રયોગમાં દાનક્રિયાનો ઉલ્લેખ નથી, તેથી શેષ કારક થતાં પષ્ઠી થવી જોઈએ પરંતુ धारेः उत्तमर्णः । (પા. સૂ. ૧.૪ ૩૫,નું દેવું હોવું અર્થવાળા धारु ધાતુ સાથે લેણદારવાચક શબ્દ ચતુર્થી વિભક્તિમાં મૂકાય છે)થી સંપ્રદાન સંજ્ઞા થશે. કારિકા ૧૨૯માં સંપ્રદાનનો લૌકિક અર્થ અભિપ્રેત હતો. કારિકા ૧૩૯માં શાસ્ત્રીય સંપ્રદાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

भेदस्य च विवक्षायां पूर्वां पूर्वां क्रियां प्रति ।

परस्याङ्गस्य कर्मत्वान्न क्रियाग्रहणं कृतम् ॥१३१॥

જ્યારે મુખ્ય ક્રિયાથી ભેદ જણાવવાનો હોય ત્યારે પછીની ક્રિયા અગાઉની ક્રિયાનું કર્મ બને છે. તેથી (સંપ્રદાનસંજ્ઞાના સૂત્રમાં) ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. (૧૩૧)

कर्मणा यमभिप्रैति स सम्प्रदानम् । (પા સૂ ૧-૪-૩૨) ઉપરના ભાષ્યમાની કેટલીક ચર્ચાનો નિચોડ આ કારિકામા આપવામા આ યો છે આ સૂત્રમા क्रिया શબ્દ ઉમેરવો જોઈએ, જેથી श्राद्धाय निगर्हते । (શ્રાદ્ધની નિન્દા કરે છે), युद्धाय सन्नह्यते । (યુદ્ધ માટે તૈયાર થય છે) અને पत्ये शेते । (પતિ માટે સૂવે છે) જેવા પ્રયોગો સિદ્ધ થઈ શકે. આવી શકા માટે જણાવવામા આવ્યુ છે કે क्रिया શબ્દ ઉમેરવાની જરૂર નથી, કારણ કે, સામાન્ય વ્યવહારમા ક્રિયાને કર્મ સમજવામા આવ્યુ છે જેમકે किं क्रिया करिष्यसि । (તુ શુ ક્રિયા કરવાનો છે?) પ્રયોગનો અર્થ किं कर्म करिष्यसि । એવા પ્રયોગ રૂપે સમજવામા આવે છે પૂર્વપક્ષી પોતાની વાત ચાલુ ગણતા કહે છે કે સૂત્રોમા કૃત્રિમ સજ્ઞાનો પ્રયોગ થવો જોઈએ कर्तुरीप्सिततमं कर्म । (પા સૂ ૧ ૪ ૪૯) સૂત્ર કર્મનુ લક્ષણ આપે છે તેમા ક્રિયાને જો કર્મ માનો તો ક્રિયા કેવી રીતે ઈપ્સિતતમ થઈ શકે? આદિ ક્રિયા સદર્શન (માનસિક સકલ્પ), પ્રાર્થના (વિનતિ) અધ્યવસાય (નિશ્ચય), આરભ, અને ફળની પ્રાપ્તિ હોઈ શકે અહી અગાઉની ક્રિયા સદર્શનનુ કર્મ પ્રાર્થના થશે, પ્રાર્થનાનુ કર્મ અધ્યવસાય થશે એ પ્રમાણે અગાઉની દરેક ક્રિયાનુ કર્મ પછીની ક્રિયા થશે તેથી સૂત્રોમા ક્રિયા શબ્દ પ્રયોજવાની જરૂર નથી

क्रियाणा समुदाये तु यदैकत्व विवक्षितम् ।
तदा कर्म क्रियायोगात् स्वारयचैनोपचर्यते ॥१३२॥

(પરન્તુ) જ્યારે (અનેક) ક્રિયાઓના સમૂહ અગે એકત્વની વિવક્ષા હોય ત્યારે કર્મ, ક્રિયા સાથે સકળાયેલુ હોવાથી, તે પોતાના (જ કર્મ એવા નામે) ઓળખાય છે (૧૩૨)

સદર્શન વગેરે ક્રિયાઓનો સમૂહ પરસ્પર સકળાયેલો હોવા છતા જો સમકક્ષ સમજવામા આવે અને તેમનામા અગાગિભાવ આરોપવામા ન આવે તો ધાતુ વડે થનારા અભિધાનમા કર્મસજ્ઞા સમજવી જોઈએ, સપ્રદાન સજ્ઞા નહિ कटाय करोति । જેવુ સપ્રદાન કારકવાળુ ઉદાહરણ યોગ્ય નથી, કારણકે, સાદડી બનાવવાની ક્રિયા એક અભિન્ન ક્રિયા છે, તેથી कट करोति । એવો કર્મકારકવાળો પ્રયોગ યોગ્ય ઠરશે

भेदाभेदविवक्षा च स्वभावेन व्यवस्थिता ।
तस्माद् गत्यर्थकर्मत्वे व्यभिचारो न दृश्यते ॥१३३॥

ક્રિયાને વિભાગો વિનાની સમજવી કે વિભાગોવાળી સમજવી તે (વાત), (ધાતુના અર્થ)ના સ્વાભાવિક (ઉપયોગ) ઉપર આધાર રાખે છે. તેથી ગતિ એવો અર્થ દર્શાવનારા ધાતુઓના કર્મ અગે વિવાદ નથી (૧૩૩)

ક્રિયાને અવિભક્ત સમજવી કે વિભાગોવાળી સમજવી તેનો આધાર ધાતુનો વ્યવહારમા પ્રયોગ છે ગતિનો અર્થ દર્શાવનારા ધાતુઓ સાથે સબદ્ધ ગમનનુ સ્થાન દ્વિતીયામા પણ પ્રયોજાય અને ચતુર્થીમા પણ પ્રયોજાય જેમકે, ग्राम गच्छति । અને ग्रामाय गच्छति । એવા બન્ને પ્રયોગો યોગ્ય છે गत्यर्थकर्मणि द्वितीयाचतुर्थ्यौ चेष्टायामनध्वनि । (પા સૂ ૨ ૩ ૧૨) ઉપરથી આ બાબત સિદ્ધ થાય છે

विकल्पेनैव सर्वत्र संज्ञे स्यातामुभे यदि ।

आरम्भेण न योगस्य प्रत्याख्यानं समं भवेत् ॥१३४॥

પરંતુ (આવા) બધા પ્રયોગોમાં જો (કર્મ અને સંપ્રદાન એવી બે સંજ્ઞાઓ વિકલ્પે પ્રાપ્ત થતી હોય તો गत्यर्थकर्मणि०-સૂત્રનાં સ્વીકાર અને નિરાકરણ એક સરખાં સમજાશે નહિ. (૧૩૪)

ક્રિયાને અવિભક્ત સમજવી કે વિભાગોવાળી સમજવી એ અંગે કોઈક નિયમ અવશ્ય કરવો જોઈએ. જો આવો નિયમ કરવામાં ન આવે તો કર્મ અને સંપ્રદાન એવી સંજ્ઞાઓ બધે પ્રાપ્ત થશે. ગત્યર્થ ધાતુઓને બંને સંજ્ઞાઓ પ્રાપ્ત થાય છે. श्राद्धाय निगहते। (શ્રાદ્ધની નિંદા કરે છે)માં ભેદવિવક્ષા છે અને पचति ओदनम् । (ભાત રાંધે છે)માં અભેદવિવક્ષા છે. गत्यर्थकर्मणि० । સૂત્રમાં चेष्टायां અને अनध्वनि એવા અપવાદસૂચક શબ્દો છે. તેનાં ઉદાહરણો मनसा पाटलिपुत्रं गच्छति । (મન વડે પાટલીપુત્ર જાય છે) અને अध्वानं गच्छति । (માર્ગે જાય છે)માં પણ અભેદવિવક્ષા છે.

ક્રિયાસમુદાય અંગે ભેદ સમજવો કે અભેદ સમજવો એવી સ્થિતિમાં લોકવ્યવહારમાંની તેમની વિવક્ષા નિર્ણાયક બને છે. ભેદાભેદવિવક્ષા ન માનીએ તો આ સૂત્રનો સ્વીકાર કરવો યોગ્ય ઠરશે. જો વિવક્ષાને ધ્યાનમાં રાખીએ તો આ સૂત્રનું પ્રત્યાખ્યાન કરવું યોગ્ય ઠરશે.

त्यागरूपं प्रहातव्ये प्राप्ये संसर्गदर्शनः ।

आस्थितं कर्म यत् तत्र द्वैरूप्यं भजते क्रिया ॥१३५॥

જ્યાં પહોંચ્યા છે તે (માર્ગરૂપી) કર્મના સંબંધમાં ક્રિયા, ઓળંગેલા(માર્ગ)-નો ત્યાગ અને જ્યાં પહોંચવું છે તેની સાથે સંબંધ, એવાં બે રૂપો પ્રાપ્ત કરે. (૧૩૫)

गत्यर्थकर्मणि० । સૂત્ર ઉપરનાં વાર્તિકો અને ભાષ્યના કેટલાક મુદ્દાઓને આ કારિકામાં અવતારવામાં આવ્યા છે.

આ સૂત્રમાંના अध्वनि શબ્દમાં રસ્તાનો અર્થ દર્શાવનારા શબ્દોનો પણ સમાવેશ કરવો જોઈએ, જેથી पन्थानं गच्छति । (રસ્તે જાય છે) એવા પ્રયોગોમાં આ સૂત્રનિયમ લાગુ પડે નહિ. अनध्वनि એવો પ્રતિષેધ જે રસ્તે ચાલવાનું શરૂ કર્યું હોય એવા રસ્તા અંગે થવો જોઈએ.

આ સૂત્રના પ્રયોજન અંગે જણાવવામાં આવ્યું છે કે આ સૂત્રથી ग्रामं गच्छति । એવા દ્વિતીયાના પ્રયોગ ઉપરાંત ग्रामाय गच्छति । એવો પ્રયોગ પણ યોગ્ય ઠરે છે.

હેલારાજના વ્યાખ્યાનને પોતાના શબ્દોમાં અવતારતાં કૈયટ જણાવે છે કે જ્યારે ગમન અને સંદર્શન વગેરેમાં ભેદ સમજવામાં આવે ત્યારે સંદર્શન વગેરે ક્રિયાઓ દર્શાવતા ક્રિયારૂપ અને ગમન ક્રિયા દર્શાવતા ક્રિયારૂપ વચ્ચે ક્રિયાકારક સંબંધ સમજી શકાય. તેથી ग्रामाय गच्छति । એવો પ્રયોગ સિદ્ધ બને. પરંતુ સંદર્શન વગેરે અને ગમન વચ્ચે અભેદ સમજવામાં આવે અને પરિણામે ક્રિયાકારક સંબંધ પ્રાપ્ત ન થાય ત્યારે ग्रामं गच्छति । એવો દ્વિતીયાનો પ્રયોગ થઈ શકે. તેથી गत्यर्थकर्मणि० । સૂત્રનું પ્રત્યાખ્યાન કે સ્વીકાર બંનેનો આધાર લોકવ્યવહાર ઉપર છે. સરખાવો કૈયટ : भेदाभेदविवक्षा च लौकिकप्रयोगानुसारेण नियतविषया इत्यारम्भप्रत्याख्यानयोर्नास्ति फलभेदः ।

 

निर्दिष्टविषयं किञ्चिदुपात्तविषयं तथा ।
अपेक्षितक्रियं चेति त्रिधापादानमुच्यते ॥१३६॥

જ્યાં અપાયરૂપી વિષયને સ્પષ્ટ જણાવવામાં આવ્યો હોય, જ્યાં તેને અન્તર્ભૂત ગણ્યો હોય અને જ્યાં (અપાયની) ક્રિયાની વિવક્ષા હોય, એમ ત્રણ પ્રકારે અપાદાનને જણાવવામાં આવે છે (૧૩૬)

ध्रुवं अपाये अपादानम् । (પા.સૂ. ૧ ૨.૨૪) અપાદાનની વ્યાખ્યા આપે છે. અપાદાન અર્થાત્ નિર્ગમન ક્રિયા (moving away) સાથે સંકળાયેલા ધ્રુવ એવા કારકને અપાદાન કહેવામાં આવે છે. ग्रामाद् आगच्छति । (ગામથી આવે છે) પ્રયોગમાં ગ્રામ ધ્રુવ છે, જ્યાંથી નિર્ગમન ક્રિયા સમજવામાં આવે છે. સૂત્રમાં જો ધ્રુવ શબ્દ મૂક્યો ન હોત તો वृक्षात् पर्णं पतति । (વૃક્ષ ઉપરથી પાંદડું પડે છે)માં पर्णं પણ અપાદાન કહી શકાય, એવી જ રીતે ग्रामाद् आगच्छति शकटेन । (ગાડા વડે ગામમાંથી આવે છે)માં शकटेनની અને ग्रामाद् आगच्छन् कंसपात्र्या पाणिना ओदनं भुङ्क्ते । (ગામથી આવતાં, તે હાથથી, થાળીમાંથી ભાત ખાય છે)માં कंसपात्र्याम् ની પણ અપાદાન સંજ્ઞા થાય.

अपाय એટલે નિર્ગમન અથવા પ્રસ્થાન. એ પ્રસ્થાન કાર્ય જે સ્થિર અર્થાત્ ધ્રુવ પદાર્થથી થતું હોય તેનું વાચક કારક અપાદાન કહેવાય છે.

આ કારિકામાં અપાદાનના ત્રણ પ્રકાર જણાવવામાં આવ્યા છે. જ્યાં અપાયનો ક્રિયારૂપ વડે સ્પષ્ટ નિર્દેશ થયો હોય તે નિર્દિષ્ટવિષય (જેમ કે ग्रामाद् आगच्छति ।) અપાદાન છે. ઉપાત્તવિષય અપાદાનમાં એક ક્રિયારૂપના અર્થમાં બીજા ક્રિયારૂપના અર્થનો અન્તર્ભાવ કરવામાં આવ્યો હોય છે, જેમ કે बलाहकाद् विद्योतते विद्युत् । (વાદળમાંથી વિજળી ચમકે છે). અહીં द्योतते માંના દ્યોતન અર્થમાં નિઃસરણનો અર્થ ગૌણ સમજવામાં આવ્યો છે. અપેક્ષિતક્રિય અપાદાનમાં ક્રિયા દર્શાવનાર શબ્દ અધ્યાહૃત રહે છે, પણ ક્રિયા અપેક્ષિત હોય છે, જેમ કે साङ्काश्यकेभ्यः पाटलिपुत्रकाः अभिरूपतराः । (પાટલિપુત્રના રહેવાસીઓ સાંકાશ્યના રહેવાસીઓ કરતાં વધારે યોગ્ય છે)માં ક્રિયારૂપ પ્રાપ્ત થતું નથી પરંતુ લાવણ્યતાના ગુણને લીધે પાટલિપુત્રના રહેવાસીઓ વિશિષ્ટ જણાય છે

संयोगभेदाद्भिन्नात्मा गमिरेव भ्रमिर्यथा ।
ध्रुवावधिरपायोऽपि समवेतस्तथाध्रुवे ॥१३७॥

જેમ 'ભેગા થવું' અને 'છૂટા પડવું' એવા ભેદો વડે સમજાતું ગમન, ભ્રમણ તરીકે ઓળખાય છે, તેમ અપાય પણ ધ્રુવની અવધિવાળું અને અધ્રુવ (=ક્રિયાવાન)ની સાથે સંકળાયેલું છે (૧૩૭)

અપાય એટલે માત્ર ગતિ નહિ, એ વાત આ કારિકામાં સમજાવવામાં આવી છે વૈશેષિકો પણ માને છે કે ભ્રમણ એટલે ભેગા થવું અને છૂટા પડવું એવી પરસ્પર જુદી ક્રિયાઓવાળું ગમન તે પ્રમાણે અપાય પણ ધ્રુવ અને અધ્રુવ સાથે સંકળાયેલું છે.

द्रव्यस्वभावो न ध्रौव्यमिति सूत्रे प्रतीयते ।
अपायविषयं ध्रौव्यं यत्तु तावद्विवक्षितम् ॥१३८॥

સ્થિરતા દ્રવ્યનો સ્વભાવ છે એમ, ધ્રુવમપાયે૰ સૂત્રમાથી સમજાતુ નથી જે અપાય વિષયક સ્થિરતા છે તે આ (સૂત્રમા) સમજવામા આવી છે (૧૩૮)

ધ્રુવમપાયે અપાદાનમ્ । સૂત્ર દ્વારા ધ્રૌવ્ય અર્થાત્ સ્થિરતા એ દ્રવ્યનો સ્વભાવ છે એમ સમજાતુ નથી, પરતુ અપાય સાથે સકળાયેલુ જે ધ્રૌવ્ય છે તે આ સૂત્ર દ્વારા વિવક્ષિત છે

सरणे देवदत्तस्य ध्रौव्यं पाते तु वाजिन ।
आविष्टं यदपायेन तस्याध्रौव्यं प्रचक्षते ॥१३९॥

ઘોડાની દોડવાની ક્રિયામા ઘોડો સ્થિર છે જે અપાયના આશ્રયવાળા છે તેમને અધ્રુવ (અર્થાત્ ક્રિયાશીલ) કહેવાય છે (૧૩૯)

ઉપરના ઉદાહરણોમા સ્થિર દેવદત્ત અને સ્થિર ઘોડો અપાય સાથે સકળાયેલા નથી તેથી અપાય સાથે સકળાયેલાને જ અધ્રુવ કહેવામા આવે છે

उभावप्यध्रुवौ मेषौ यद्यप्युभयकर्मजे ।
विभागे प्रविभक्ते तु क्रिये तत्र विवक्षिते ॥१४०॥
मेषान्तरक्रियापेक्षमवधित्वं पृथक् पृथक् ।
मेषयोः स्वक्रियापेक्षं कर्तृत्वं च पृथक् पृथक् ॥१४१॥

તેમની બનેની (સાથે સકળાયેલી અપસરણરૂપી) ક્રિયાઓથી પ્રાપ્ત થયેલ જુદાઈ અગે બને ઘેટા અધ્રુવ છે, છતા, અહી બને ક્રિયાઓને જુદી સમજવાની વિવક્ષા છે (૧૪૦)

દરેકમા (અપસરણ રૂપ ક્રિયાની) અવધિ, બીજા ઘેટાની ક્રિયાના સદર્ભમા નિશ્ચિત થાય છે, અને દરેકમા ઘેટાની પોતાની ક્રિયાના સબધમા કર્તૃત્વ નક્કી થાય છે (૧૪૧)

ક્રિયાવિભાગ બે પ્રકારનો છે એક, બેમાથી એકની ક્રિયાથી પ્રાપ્ત થયેલો અને બીજો, બન્નેની ક્રિયાથી પ્રાપ્ત થયેલો स्थाणोः श्येन अपसर्पति । (બાજપક્ષી ઠૂઠાથી દૂર ઊડે છે) એવા ઉદાહરણમા બેમાથી એક ક્રિયાદ્વારા પ્રાપ્ત થયેલો ક્રિયાવિભાગ હોઈ સ્થાણુ ધ્રુવ છે परस्परात् मेषौ अपसरतः । (બે ઘેટાં એકબીજાથી દૂર જાય છે ) અને अपसर्पतः मेषात् मेषः अपसर्पति । (દૂર જનારા એક ઘેટાથી બીજુ ઘેટુ દૂર જાય છે) એવા ઉદાહરણોમા બન્ને ઘેટા અપાયક્રિયા સાથે સકળાયેલા હોઈ અધ્રુવ છે, છતા અપસર્પણરૂપ ક્રિયાઓના કર્તા જુદા હોવાથી બને ધ્રુવ સમજાશે પહેલા ઉદાહરણમા દરેક ઘેટુ કર્તા અને અપાદાન એમ બે રીતે સમજાય છે બીજા ઉદાહરણમા એક ઘેટુ કર્તા છે અને બીજુ અપાદાન છે કૈયટ અહી જણાવે છે કે આવા ઉદાહરણોમા બીજી અવધિ સમજવી નહી પહેલા ઉદાહરણમા દરેક ઘેટુ બીજાના અપસરણ ક્રિયા માટે અવધિ બન્યુ બીજા ઉદાહરણમા બીજા ઘેટાની અપસરણરૂપ ક્રિયા માટે એક ઘેટુ અવધિ બન્યુ આમ બને ઉદાહરણો યોગ્ય ઠરે છે.

બીજા અવધિનુ સૂચન કૈયટે વાક્યપદીય ૩ ૭ ૧૪૨માંથી લીધુ છે સરખાવો પા સૂ ૧ ૪-૨૪ ઉપરની ભાષ્યપ્રદીપ) मेषौ मेषादपसर्पत इत्यत्र एकस्य कर्तृत्वविवक्षा अपरस्य अपादानविवक्षा । यदा तु मषावपसरत इति प्रयोग अवध्यन्तरमपेक्षणीयम् ।

अभेदेन क्रियैका तु द्विसाध्या चेद्विवक्षिता ।
मेषावपाये कर्तारौ यद्यन्यो विद्यतेऽवधि ॥१४२॥

જો એક જ ક્રિયા, બને ઘેટાઓ વડે અભિન્નપણે સિદ્ધ થયેલી સમજાતી હોય ત્યારે જો બીજો અવધિ પ્રાપ્ત થતો હોય તો બને ઘેટા, અપાયરૂપ ક્રિયાના કર્તાઓ બનશે (૧૪૨)

मषौ अपसरत । (ઘેટા દૂર જાય છે) એવા પ્રયોગમા ગમનક્રિયાના કર્તાઓ તરીકે બન્ને ઘેટા સમજવામા આવ્યા છે. પરતુ मेषौ पर्वतादपसरत । (ઘેટા પર્વતથી દૂર જાય છે) એવો પ્રયોગ સમજવામા આવે તો બન્ને ઘેટા અપાયરૂપ ક્રિયાના કર્તાઓ બનશે કારણ કે, પર્વતને અવધિ સમજવામા આવ્યો છે

गतिर्विना त्ववधिना नापाय इति गम्यते ।
वृक्षस्य पर्णं पततीत्येव भाष्ये निदर्शितम् ॥१४३॥

અવધિ વિના, ગતિને અપાય કહી શકાશે નહિ ભાષ્યમા પ્રાપ્ત થતા ઉદાહરણ, 'વૃક્ષનુ પાદડુ પડે છે' ના સબધમા આ વાત સમજાવવામા આવી છે (૧૪૩)

જેને અવધિ સાથે સબધ હોય તે જ ક્રિયાને અપાય કહી શકાય તેથી वृक्षस्य पर्णं पतति । મા પતનક્રિયાને અપાય કહી શકાશે નહિ કારણ કે વૃક્ષ અવધિ નથી वृक्षात् पर्णं पतति । મા પર્ણ વૃક્ષ ઉપરથી પડે છે પતનરૂપ ક્રિયાના અવધિરૂપે વૃક્ષ સમજવામા આવ્યુ છે

भेदाभेदौ पृथग्भाव स्थितिश्चेति विरोधिन ।
युगपन्न विरुध्यन्ते सर्वे धर्मा बलाहके ॥१४४॥

વાદળમા, એક સાથે, ભેદ અભેદ, જુદાપણુ અને સ્થિતિ એવા બધા પરસ્પર વિરોધી ધર્મો વક્તા વડે સમજાતા નથી (૧૪૪)

અપાય અગેની ચર્ચા પૂરી થઈ હવે विप्रतिषेधे पर कार्यम् । (પા સૂ ૧ ૪ ૧ જ્યા એકસરખા નિયમો એક સ્થળે પ્રાપ્ત થતા હોય ત્યા પછીનો નિયમ સમજવો જોઈએ) ઉપરના વાર્તિક ૩૦ अपादानमुत्तराणि । (પછીના કારકો અપાદાન સજ્ઞાનો બાધ કરે છે)ના અનુસધાનમા આ કારિકામા ચર્ચા કરવામા આવે છે

बलाहकाद्विद्योतते विद्युत् । (વાદળમાથી વીજળી ચમકે છે) એવા પ્રયોગને બદલે बलाहके विद्योतते । અને बलाहको विद्योतते । એવા પ્રયોગો પણ થઈ શકે

વાદળમાં ધુમાડો, તેજ, પાણી, વાયુ વગેરે તેના અવયવો છે. એમાંના એક અવયવ તેજ માટે, 'તેજ ચમકે છે' એવો પ્રયોગ થાય છે. આ તેજની જ્યારે અવયવસમુદાય એવા વાદળથી જુદી વિવક્ષા હોય ત્યારે વાદળને અવધિ સમજવામાં આવે છે અને તેથી તેજરૂપ વીજળી વાદળમાંથી છૂટી પડીને પ્રકાશે છે, એવો અર્થ થશે. જ્યારે વાદળને નિરાધાર તેજનો આધાર સમજવામાં આવે ત્યારે 'વાદળમાં ચમકે છે' ઉદાહરણમાં, 'વાદળમાં રહીને ચમકે છે' એવા અર્થવાળા પ્રયોગમાં વાદળ અધિકરણ બનશે. આમ બે જુદાં કારકોના પ્રયોગો સંભવે છે. આવી સ્થિતિમાં અપાદાન કારકનો બીજાં કારકો બાધ કરે છે એવો વાર્તિકનિયમ પ્રાપ્ત થાય છે. અહીં પણ વિવક્ષાનિયમ સમજવો જોઈએ. વક્તાને જે અર્થની વિવક્ષા હોય તે અર્થ પ્રમાણે કારકનો ઉપયોગ થાય છે.

धनुषा विध्यतीत्यत्र विनापायविवक्षया ।
करणत्वं यतो नास्ति तस्मात्तदुभयं सह ॥१४५॥

'ધનુષ વડે વીંધે છે' એવા પ્રયોગમાં અપાયની વિવક્ષા વિના કરણત્વ પ્રાપ્ત થશે નહિ, તેથી (અપાદાન અને કરણ) એવી બે (શક્તિઓ) એક સાથે પ્રાપ્ત થાય છે (૧૪૫)

धनुषा विध्यति । (ધનુષ વડે વીંધે છે) એવા પ્રયોગમાં કરણ અને અપાદાન એવી બે સંજ્ઞાઓ એક સાથે પ્રાપ્ત થાય છે. ધનુષમાંથી છૂટતા બાણને અવધિ સમજીને, બાણ વીંધવાના કાર્યનું કરણ બની શકે છે. આમ અપાયની વિવક્ષા વિના કરણકારક સંભવે નહિ. એક જ સમયે એક જ શબ્દમાં બે કારકશક્તિઓ દર્શાવવા બે પ્રત્યયો સંભવે નહિ, તેથી ઉપરના પ્રયોગમાં કરણસંજ્ઞા અપાદાનનો બાધ કરે છે એવા નિયમ અનુસાર તૃતીયાન્ત धनुषा શબ્દ પ્રાપ્ત થાય છે.

एकैव वा सती शक्तिर्द्विरूपा व्यवतिष्ठते ।
निमित्तं संज्ञयोरत्र परया बाध्यतेऽपरा ॥१४६॥

અથવા બે સંજ્ઞાઓના કારણરૂપે રહેલી બે સ્વરૂપોવાળી તે શક્તિ એક જ છે. તેમાં પછીની સંજ્ઞા અગાઉની સંજ્ઞાનો બાધ કરે છે. (૧૪૬)

અગાઉની કારિકામાં કરણ અને અપાદાન એવી બે શક્તિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો. તેમાંની એક શક્તિ પરત્વને કારણે બીજી શક્તિનો બાધ કરે છે, એમ જણાવવામાં આવ્યું. આ વ્યવસ્થા શાસ્ત્રનિયમને આધારે છે. બધે અદ્વૈતને નિહાળનારા ભર્તૃહરિ આ બે શક્તિઓને એક જ સમજે છે. અપાય દર્શાવતી અપાદાન શક્તિ કરણશક્તિમાં અન્તર્ભૂત સમજવી જોઈએ ઉપરના ઉદાહરણમાં બાણને દૂર છૂટવાના કાર્યમાં ધનુષ અવધિ હોવાથી જ તેને કરણ સમજવામાં આવે છે. વાસ્તવમાં અહીં શક્તિ એક જ છે. એક જ શક્તિ ગૌણ અને પ્રધાન રૂપે બે સ્વરૂપો પ્રાપ્ત કરે છે.

निर्धारणे विभक्ते यो भीत्रादीनां च यो विधिः ।
उपात्तापेक्षितापायः सोऽबुधप्रतिपत्तये ॥१४७॥

ભિન્નતા દર્શાવનારા નિશ્ચયના અર્થમાં અને ભય પામવું વગેરે અર્થના ધાતુઓના સંબંધમાં થયેલું (અપાદાન અંગેનું) વિધાન, અપાયના નિર્દેશ અને (અપાયની) અપેક્ષાના સંદર્ભમાં (જ) થયું છે. આવું (વિશેષ વિધાન) અજ્ઞાનીઓની સમજણ માટે છે. (૧૪૭)

અપાદાન કારક અંગે મુખ્ય સૂત્ર ध्रुवमपायेऽपादानम् । ઉપરાંત भीत्रार्थानां भयहेतुः । (પા.સૂ. ૧.૪.૨૫. ભય અને રક્ષણનો અર્થ દર્શાવતા ધાતુઓ સાથે સંબંધવાળા ભયહેતુ દર્શાવનારા કારકોની અપાદાન સંજ્ઞા થાય છે), पराजेरसोढः । (પા.સૂ. ૧ ૪-૨૬, કંટાળવું એવા અર્થના परा+जि ધાતુ સાથે સંબંધવાળું, જેનાથી કંટાળવાનું છે તે અર્થ દર્શાવતું કારક અપાદાન કહેવાય છે) વગેરે સૂત્રો અને ध्रुवमपायेऽपादानम् । સૂત્ર ઉપરનું પ્રથમ વાર્તિક जुगुप्साविरामप्रमादार्थानामुपसंख्यानम् । (જુગુપ્સા, વિરામ અને પ્રમાદનો અર્થ દર્શાવતા ધાતુઓ સાથેનાં કારકોની અપાદાન સંજ્ઞા થાય છે, એવો ઉલ્લેખ કરવો જોઈએ)માં અપાદાન સંજ્ઞાનું વિશેષ વિધાન થયું છે. અપાદાનકારક સાથે પંચમી વિભક્તિ વપરાય છે.

આવાં બધાં વધારાનાં વિધાનો અપાદાન માટે કરવાની જરૂર નથી, કારણ કે એ બધામાં અપાય કાંતો નિર્દિષ્ટ હોય છે અથવા અપેક્ષિત હોય છે. સર્વત્ર અપાયનું મહત્ત્વ છે જ. તેથી ध्रुवं अपायेऽपादानम् । એવો એક સૂત્રનિયમ કરવાથી કામ ચાલશે. વધારાના નિયમો કરવાની જરૂર નથી. આવા વધારાના નિયમો અપાદાન અંગેની સૂક્ષ્મ સમજણ વિનાના અલ્પજ્ઞાનીઓ માટે છે.

कर्तृकर्मव्यवहितामसाक्षाद्धारयत्क्रियाम् ।
उपकुर्वत्क्रियासिद्धौ शास्त्रेऽधिकरणं स्मृतम् ॥१४८॥

કર્તા અથવા કર્મરૂપી મધ્યસ્થ દ્વારા ક્રિયાને પરોક્ષ રીતે ધારણ કરીને (તે) ક્રિયાની સિદ્ધિમાં મદદરૂપ થનારને (વ્યાકરણ)શાસ્ત્રમાં અધિકરણ કહ્યું છે. (૧૪૮)

લોકવ્યવહારમાં દ્રવ્ય, ગુણ અને ક્રિયાના સંબંધમાં અધિકરણને સમજવામાં આવ્યું છે. વ્યાકરણશાસ્ત્રમાં ક્રિયાને જ પરોક્ષ રીતે ધારણ કરીને ઉપકારક બનનારને અધિકરણ કારક કહેવામાં આવે છે. વ્યાપારરૂપ ક્રિયાનો કર્તા સાથે અને ફળરૂપ ક્રિયાનો કર્મ સાથે સંબંધ છે. कटे आस्ते । (સાદડી ઉપર બેસે છે) અને स्थाल्यां पचति । (તપેલીમાં રાંધે છે) માં સાદડી અને તપેલી કર્તા અને કર્મ દ્વારા ક્રિયાને ધારણ કરીને તેને ઉપકારક બનતાં હોવાથી અધિકરણ કહેવાયાં છે.

ક્રિયાના આશ્રયરૂપ કર્તા અને કર્મનો ધારણક્રિયા માટેનો જે આધાર તેને અધિકરણ કહે છે (आधारः अधिकरणम् ।) એવો પાણિનિનો સૂત્રનિયમ (૧.૪.૪૫) છે.

उपश्लेषस्य चाभेदस्तिलाकाशकटादिषु ।
उपकारास्तु भिद्यन्ते संयोगिसमवायिनाम् ॥१४९॥

તલ, આકાશ અને સાદડી (એવા અધિકરણો)માં (આધારાધેય) સંબંધ જુદો જુદો નથી, પરંતુ, સંયોગ અથવા સમવાયથી જોડાયેલા પદાર્થોના ઉપકારો જુદા જુદા સમજાય છે. (૧૪૯)

ઉપશ્લેષ એટલે આધારનો આધેય સાથેનો સંબંધ. તલ, આકાશ અને સાદડીને આધાર તરીકે સમજતાં, આવો સંબંધ બધામાં એક સરખો છે.

અધિકરણને ત્રણ પ્રકારે સમજવામાં આવ્યું છે. देवदत्तः कटे आस्ते । (સાદડી ઉપર દેવદત્ત બેઠો છે') એવા ઉદાહરણમાં સંયોગી સાદડીના બધા ભાગમાં દેવદત્ત બેઠો નથી, તેથી અહીં આધાર એવી સાદડીને ઔપશ્લેષિક અધિકરણ કહ્યું છે. અહીં આધાર સાદડી અને આધેય દેવદત્ત વચ્ચે સંયોગ સંબંધ છે. (तिलेषु तैलम् ।) 'તલમાં તેલ છે' એવા પ્રયોગમા તલના બધા ભાગમાં તેલ છે તેથી આધાર એવા તેલને વ્યાપક અથવા અભિવ્યાપક અધિકરણ કહ્યું છે. અહીં તલ અને તેલ વચ્ચે સમવાય સંબંધ છે. खे शकुन्तयः । (આકાશમા પંખીઓ છે) એવા ઉદાહરણમાં આકાશના વાસ્તવિક અવયવો નથી, પરંતુ કલ્પિત અવયવો છે. તેથી અહીં અધિકરણને વૈષયિક અધિકરણ કહેવામાં આવ્યું છે.

अविनाशो गुरुत्वस्य प्रतिबन्धे स्वतन्त्रता ।
दिग्विशेषादवच्छेद इत्याद्या भेदहेतवः ॥१५०॥

પોતે નાશ ન પામવું, ભારનો સામનો કરવામાં સ્વતંત્રતા, અને ચોક્કસ દિશા સાથે સંબંધ, વગેરે, ભેદનાં કારણો છે. (૧૫૦)

ક્રિયાસિદ્ધિ માટેના ઉપકારો, સંયોગ અને સમવાય સંબંધથી જોડાયેલા પદાર્થોમાં જુદા જુદા હોય છે એમ કહેવામાં આવ્યું. તલ, આકાશ અને સાદડીના સંબંધમાં આવા કયા ઉપકારો છે તે આ કારિકામાં જણાવવામાં આવે છે. તેલ માટે નાશ ન પામીને તલ, તેલ ઉપર ઉપકાર કરે છે. સાદડી પોતાની ઉપર બેસનારના ભારનો સામનો કરીને અર્થાત્ ભારને સહન કરીને ઉપકાર કરે છે. આકાશ પંખીઓને નીચેના પ્રદેશ સાથે ન પડવા દેવા રૂપી ઉપકાર કરે છે.

आकाशमिव केषाञ्चिद् देशभेदप्रकल्पनात् ।
आधारशक्तिः प्रथमा सर्वसंयोगिनां मता ॥१५१॥

કેટલાકના મતમાં, આકાશ, (તેમાંના) જુદા જુદા પ્રદેશોની કલ્પનાને કારણે, બીજા સાથે સંયોગ પામતા બધા પદાર્થોની મુખ્ય આધારશક્તિ સમજવામાં આવે છે.(૧૫૧)

બધા મૂર્ત પદાર્થો માટે આધાર હોય છે. આવો આધાર મૂર્ત હોઈ તેને પણ અધિકરણની જરૂર પડે. આવું અધિકરણ, સર્વને માટે, આકાશ છે. તારા અને નક્ષત્રોનું અધિકરણ પણ આકાશ છે. બધા પદાર્થોના આધારસમી પૃથ્વીનું અધિકરણ પણ આકાશ છે. અવયવી પદાર્થોનો આધાર તેમના અવયવો છે. અવયવોનો આધાર તેમના પરમાણુઓ છે અને તેમનો પણ આધાર આકાશ છે.

इदमत्रेति भावानामभावान्न प्रकल्पते ।
व्यपदेशात्तमाकाशनिमित्तं सम्प्रचक्षते ॥१५२॥

પદાર્થો અંગે, 'આ અહીં છે,' એવો શબ્દપ્રયોગ, તેમનો અભાવ હોય તો કલ્પી શકાતો નથી તે શબ્દપ્રયોગ આકાશને આધારે છે એમ કહેવાય છે (૧૫૨)

વૈયાકરણોનો આદર્શ શબ્દોનો પ્રયોગ છે શબ્દ જે દર્શાવે તેને તેઓ પ્રમાણ સમજે છે. 'આ નક્ષત્ર અહીં છે' એવા પ્રયોગમાં 'અહીં' એવો શબ્દ આકાશનો વાચક બને છે. આ અવસ્તુ નથી, કારણકે, અવસ્તુ અંગે આ પ્રકારનો શબ્દવ્યવહાર થશે નહિ. શબ્દપ્રયોગ, હમેશાં કોઈકનું નિરૂપણ કરીને કરવામાં આવે છે. નિરૂપણનો આધાર પદાર્થ છે. शत्रोभावे सुखम् । (શત્રુના અભાવે સુખ હોય છે) એવા પ્રયોગમાં અભાવ પણ આધાર છે.

कालात् क्रिया विभज्यन्ते आकाशात्सर्वमूर्तय ।
एतावांश्चैव भेदोऽयमभेदोपनिबन्धन ॥१५३॥

કાલને કારણે ક્રિયાઓના અને આકાશને કારણે બધા પદાર્થોના વિભાગ સમજાય છે. આનો આ ભેદ અભેદ ઉપર આધાર રાખનારો છે. (૧૫૩)

શબ્દબ્રહ્મની કાલ અને આકાશ એવી બે શક્તિઓ છે. ભર્તૃહરિએ કાલસમુદ્દેશમાં જણાવ્યું છે તેમ કાલ પ્રતિબંધ અને અનુમતિ દ્વારા સમગ્ર વિશ્વમાં વિભાગો સર્જે છે પદાર્થોનાં ઉત્પત્તિ, સ્થિતિ અને ક્ષયરૂપ ક્રિયાઓ માટે કાલ જવાબદાર છે. સઘળા મૂર્ત પદાર્થો આકાશને કારણે જુદા જુદા સમજાય છે. આકાશ અને કાલમાં ભેદની કલ્પના, અભિન્ન બ્રહ્મની તેઓ શક્તિઓ હોવાને કારણે છે

यद्यप्युपवसिर्देशविशेषमनुरुध्यते ।
शब्दप्रवृत्तिधर्मात्तु कालमेवावलम्बते ॥१५४॥

ઉપવાસ(નું કાર્ય) ચોક્કસ સ્થાનની અપેક્ષા રાખે છે, છતાં, શબ્દની, તેના વપરાશરૂપી (સ્વાભાવિક) શક્તિને કારણે તે કાલ ઉપર જ આધાર રાખે છે. (૧૫૪)

આ કારિકાના વિચારના મૂળમાં उपान्वध्याङ्वसः (પા. સૂ. ૧-૪-૪૮, ઉપ, અનુ, અધિ અને आ ઉપસર્ગો સાથેના वस् ધાતુના આધારની કર્મસંજ્ઞા થાય છે) ઉપરનું वसेरश्यर्थस्य प्रतिषेध । છે.

આ વાર્તિક પ્રમાણે वस् ધાતુનો અર્થ अश् ખાવું થતો હોય એવા પ્રસંગે કર્મ-સંજ્ઞાનો પ્રતિષેધ કરવો, જેમકે ग्रामे उपवसति । (તે ગામમાં ઉપવાસ કરે છે) આ વાર્તિકમાં अश्यर्थ એવો પ્રયોગ છે તેનો અર્થ ખાવાનો પ્રતિષેધ અર્થાત્ ઉપવાસ સમજવાનો છે. કૈયટ જણાવે છે કે अश्यर्थस्य પ્રયોગને अश्यर्थवाचकस्य સમજવો જોઈએ, અને અર્થને નિવૃત્તિના અર્થમાં સમજીને 'ભોજનનિવૃત્તિનો વાચક' (अश् ધાતુ) એવો અર્થ अश्यर्थस्यનો કરવો જોઈએ.

ભાષ્યકાર પતંજલિ આ વાર્તિકનું ખંડન કરતાં જણાવે છે કે ग्रामे उपवसति । માં ग्रामे શબ્દ उपवसतिનું અધિકરણ નથી, પરંતુ उप ઉપસર્ગ વિનાના वस् ધાતુનું અધિકરણ છે. તેથી ग्रामे उपवसति । પ્રયોગને ग्रामं असौ वसन् त्रिरात्रं उपवसति । એવા અર્થમાં સમજવો જોઈએ. ग्रामनो उपवस् સાથે સીધો સંબંધ નથી, પરંતુ રહેવા સાથે છે અને उपवस्‌નો સંબંધ त्रिरात्रम् અર્થાત્ કાલ સાથે છે. ભર્તૃહરિએ उपवस्‌ના કાલ સાથેના સંબંધના આ વિચારને આ કારિકા દ્વારા સ્વીકાર્યો છે.

वसतावप्रयुक्तेऽपि देशोऽधिकरणं ततः ।
अप्रयुक्तं त्रिरात्रादि कर्म चोपवसौ स्मृतम् ॥१५५॥

નિવાસ (ક્રિયા)નો ઉલ્લેખ થયો ન હોય છતાં, સ્થાનને અધિકરણ સમજવામાં આવે છે. 'ત્રણ રાત્રીઓ' એવો પ્રયોગ થયો ન હોય તો પણ (ભાષ્યપ્રયોગમાં તેને उपवस् (ઉપવાસ કરવો)નું કર્મ જણાવવામાં આવ્યું છે. (૧૫૫)

ग्रामे उपवसति । એવા પ્રયોગમાં નિવાસનો ઉલ્લેખ ન હોવા છતાં, ગ્રામ તીર્થ ન હોવાથી ઉપવાસ માટેનું યોગ્ય સ્થાન નથી; તેથી ગ્રામ, નિવાસનું અધિકરણ બને છે. કૈયટ જણાવે છે કે ઉપવાસનું કાર્ય त्रिरात्रं અર્થાત્ કાલ સાથે અન્તરંગ છે અને ગ્રામ અર્થાત્ સ્થળના સંબંધમાં બહિરંગ છે. આમ, નિવાસ સંબંધે અંતરંગ છે અને ઉપવાસ ક્રિયાના સંબંધે બહિરંગ છે. સરખાવો કૈયટ (પા.સૂ. ૧.૪.૪૮ ઉપરનું ભાષ્યપ્રદીપનું વ્યાખ્યાન) तत्र अन्तरङ्गत्वात्प्रतीयमानवसिक्रियापेक्षो ग्रामस्याधिकरणभावः, उपवसनं तु स्वरूपेणैव कालमपेक्षते इति कालेनैवास्यान्तरङ्गः संबन्धः । કૈયટનું આવું વ્યાખ્યાન હેલારાજના શબ્દો श्रूयमाणायां तूपवसतिक्रियायां काल एवान्तरङ्गोऽधिकरण मित्यप्रयुज्यमानगम्येतयोग्यत्वादाक्षिप्यते प्रवेशनक्रिययैव ग्रहम् ।

संबन्धः कारकेभ्योऽन्यः क्रियाकारकपूर्वकः ।
श्रुतायामश्रुतायां वा क्रियायां सोऽभिधीयते ॥१५६॥

ક્રિયાનો ઉલ્લેખ થયો હોય કે ન થયો હોય તો પણ, (કર્મ વગેરે છ) કારકોથી જુદો (સમજાતો), ક્રિયા અને કારક વચ્ચેના સંબંધ પૂર્વકનો જે (શેષ રૂપ સંબંધ) છે તે હવે સમજાવવામાં આવે છે. (૧૫૬)

શેષ સંબંધને સમજાવતું પાણિનિસૂત્ર છે षष्ठी शेषे । (૨.૩.૫૦, પ્રાતિપદિકથી જુદો અને કર્મ, કરણ વગેરે કારકો સિવાયનો જે સ્વસ્વામિભાવ વગેરે સંબંધ તેને શેષ સંબંધ કહે છે). આ શેષ સંબંધને દર્શાવવા ષષ્ઠીના પ્રત્યયો યોજવામાં આવે છે, જેમકે राज्ञः पुरुषस्य गृहम् । पशोः पादः । અને पितुः पुत्रः । પહેલા ઉદાહરણમાં સ્વસ્વામિભાવ સંબંધ છે; બીજામાં અવયવઅવયવિભાવ સંબંધ છે અને ત્રીજામાં જન્યજનકભાવ સંબંધ છે. નામ અને ક્રિયારૂપ વચ્ચે પ્રાપ્ત થતો સંબંધ શેષસંબંધ છે.

કેટલાક શેષ શબ્દના બે અર્થો કહે છે, (1) અપ્રધાન અર્થાત્ ગૌણ અને (૨) બાકી રહેલ. બંને અર્થો યોગ્ય નથી, એ વાતને ભાષ્યકારની સંમતિ છે. કર્મ વગેરે કારક સંબંધોથી જુદો સંબંધ એટલે શેષ સંબંધ (कर्मादिभ्योऽन्य अर्था स शेष । મ. ભા. પા. સૂ. ૨.૩.૫૦) એવો મત સ્વીકારી શકાય નહિ, કારણકે કર્મ વગેરે કારકોથી જુદો કોઈ સંબંધ નથી. राज्ञ पुरुष । અને वृक्षस्य शाखा । જેવા ઉદાહરણોને તપાસતા જણાય છે કે राज्ञ કર્તા છે અને पुरुष સંપ્રદાન છે અને वृक्षस्यમા વૃક્ષ અધિકરણ છે.

તો પછી કર્મ વગેરેની જ્યા અવિવક્ષા હોય ત્યા તે સંબંધને શેષ સંબંધ કહેવો જોઈએ (कर्मादीनामविवक्षा स शेष ।), જેમકે अलोमिका एडका (ઊન વિનાની ઘેટી) અને अनुदरा कन्या । (પેટ વિનાની કન્યા). આ ઉદાહરણોમા લોમ અને ઉદરનું અસ્તિત્વ હોવા છતા વક્તા વડે તે જણાવાતુ નથી.

क्रियाकारकपूर्वक શબ્દથી શેષ સંબંધને પણ કારકરૂપ સંબંધ સમજવામા આવે છે, જેમ કે राज्ञ पुरुष ।, वृक्षस्य शाखा ।, वशो पाद અને पितु पुत्र । મા દાનક્રિયા, નિવાસ ક્રિયા, ઉત્પત્તિક્રિયા વગેરે ક્રિયાઓ વડે સ્વસ્વામિભાવ સંબંધ, અવયવઅવયવિભાવ સંબંધ વગેરે છે.

राज्ञ पुरुष । ઉદાહરણમા રાજા પુરુષને આપે છે એવા અર્થમા સ્વસ્વામિભાવ સંબંધમા ક્રિયાકારક સંબંધ કારણ રૂપે છે અને શેષ સંબંધ ફળરૂપે છે. રાજા અને પુરુષ, પહેલા કર્તા અને સંપ્રદાન હતા. શેષ સંબંધના સંદર્ભમા કર્તા વગેરે વિશેષ કારકોની પ્રાપ્તિ નથી, તેથી શેષરૂપ સામાન્ય કારક સમજવામા આવે છે.

द्विष्ठोऽप्यसौ परार्थत्वाद् गुणेषु व्यतिरिच्यते ।
तत्राभिधीयमान सन् प्रधानेऽप्युपयुज्यते ॥१५७॥

આ (શેષ સંબંધ), બે (સંબંધીઓ)મા રહ્યો હોવા છતા ગૌણ પદાર્થ (વાચક શબ્દો)મા, તે શબ્દો બીજા અર્થાત્ મુખ્યને માટે હોવાથી, વિશેષતા દર્શાવનારો બને છે (અને) ગૌણમા વાચ્ય બનતો તે મુખ્ય સાથે પણ ઉપયોગી બને છે.

ગૌણભાવ અને મુખ્યભાવ એમ બંને પ્રકારે સંબંધ રહેલો છે, તેથી શેષ અર્થે પ્રાપ્ત થતી ષષ્ઠી વિભક્તિ એકને માટે જ યોગ્ય છે. આ ષષ્ઠી ગૌણભાવ દર્શાવતા શબ્દને નહિ. આ શેષ સંબંધ ગૌણભાવમા જ વિશેષતાઓ દર્શાવે છે અને તેથી ગૌણભાવ દર્શાવતા શબ્દોમા વિભક્તિનો ફેરફાર પ્રાપ્ત થાય છે. પ્રધાનભાવ પોતાના સ્વરૂપથી જુદા થયા વિના સંબંધને પ્રાપ્ત કરે છે. राज्ञ पुरुष । એવા ઉદાહરણમા પ્રધાન એવા પુરુષની વિશેષતા ગૌણ એવા રાજા સાથેના સંબંધને કારણે સમજવામા આવે છે પરંતુ આની સમજણ વાક્યાર્થને આધારે છે. આ ઉદાહરણમા पुरुष એવી પ્રથમામા પ્રાતિપદિકના અર્થ ઉપરાંત જે વિશેષતા છે તે राज्ञ એવા પદના સંનિધાનને કારણે છે અર્થાત્ राज्ञ पुरुष । એવા બે પદોવાળા વાક્યને કારણે છે. ભાષ્યમાની આ સ્પષ્ટતા હેલારાજે પોતાના શબ્દોમા અવતારી છે. एतदुच्यते प्रधानतस्याधिक्यस्य वाक्यार्थत्व गुणसंनिधान प्रतीत परस्परसाकाङ्क्षस्य पदसमूहस्य वाक्यत्वात् ।

निमित्तनियमः शब्दात् संबन्धस्य न गृह्यते ।
कर्मप्रवचनीयैस्तु स विशेषोऽत्ररूच्यते ॥१५८॥

(શેષ)સંબંધના નિયત કારણરૂપ (ક્રિયાવિશેષ) ને શબ્દ(સામર્થ્ય)થી (કોઈક વાર) જાણી શકાતો નથી. આવો વિશેષ, કર્મપ્રવચનીયો વડે સ્પષ્ટ થાય છે

સંબંધને ક્રિયાકારકપૂર્વક કહ્યો છે. પરંતુ ક્રિયા કયી અને કારક કોને કહેવાશે તેને કેવી રીતે જાણી શકાય તે અંગે આ કારિકા સ્પષ્ટતા કરે છે.

पितुः पुत्रः । (પિતાનો દીકરો) પ્રયોગમાં એ સંબંધ સ્પષ્ટ થાય છે. પરંતુ राजपुरुषः પ્રયોગમાં સ્વસ્વામિભાવ સંબંધ અંગે, તે સંબંધ કયી ક્રિયાવડે પ્રાપ્ત થયો છે, એ સમજવું સહેલું નથી આવા પ્રયોગોમાં, સંબંધ માટે નિયત એવી ક્રિયા, કર્મપ્રવચનીય વડે સમજાય છે. शाकल्यस्य संहितामनुप्रावर्षत् । (શાકલ્યની સંહિતાના પાઠ પછી વૃષ્ટિ થઈ.) પ્રયોગમાં વૃષ્ટિ અને પાઠ વચ્ચે કાર્યકારણભાવ સંબંધ છે. આવા સંબંધ માટેનું નિમિત્ત અર્થાત્ પાઠ સાંભળવાની ક્રિયા, કર્મપ્રવચનીય अनु દ્વારા સમજાય છે, કારણ કે, અન્યત્ર अनुनिशम्य જેવા પ્રયોગો મળે છે.

साधनैर्व्यपदिष्टे च श्रूयमाणक्रिये पुनः ।
प्रोक्ता प्रतिपदं षष्ठी समासस्य निवृत्तये ॥१५९॥

(કર્મ વગેરે) કારકો વડે ઓળખાતા અને ક્રિયાના ઉલ્લેખ વાળા (શેષરૂપ) સંબંધ અંગે દરેક પદમાં ષષ્ઠી વિભક્તિનું વિધાન, સમાસની નિવૃત્તિ માટે છે.(૧૫૯)

કર્મ, કરણ વગેરે કારકો શેષ સંબંધની ઓળખ માટે છે. શેષ સંબંધ એટલે કર્મ વગેરે કારકો સાથે સમાન અધિકરણમાં રહેલો અને તેમના ફળ રૂપ સંબંધ. આવા સંબંધને દર્શાવવા માટે षष्ठी शेषे । સૂત્રથી ષષ્ઠી વિભક્તિનું વિધાન થયું છે. अधिगर्थदयेशां कर्मणि । (પા.સૂ.૨.૩.૫૨, સ્મરણનો અર્થ દર્શાવનાર ધાતુ અને दय् અને ईश् ધાતુના કર્મને શેષના અર્થમાં ષષ્ઠી થાય છે) વગેરે સૂત્રોથી સિદ્ધ થતા પ્રયોગો માટે આવાં જુદાં સૂત્રો કરવાની જરૂર નથી. પરંતુ આવાં જુદાં સૂત્રોનું પ્રયોજન એ છે કે આ સૂત્રોમાં દરેક પદ માટે જેનું વિધાન થયું છે, એવી ષષ્ઠીનો લોપ થાય, અર્થાત્ તે માટે ષષ્ઠી સમાસની નિવૃત્તિ માટે આવાં વધારાનાં સૂત્રોની રચના થઈ છે. વાર્તિકકારે પણ કહ્યું છે કે प्रतिपदविधाना षष्ठी न समस्यते । તેથી मातुः स्मरणम् એવા પ્રયોગમાં मातृस्मृतम् । એવો સમાસપ્રયોગ થશે નહિ.

निष्ठायां कर्मविषया षष्ठी च प्रतिषिध्यते ।
शेषलक्षणया षष्ठ्या समासस्तत्र नेष्यते ॥१६०॥

નિષ્ઠા (પ્રત્યયવાળા શબ્દરૂપ) સાથે પ્રાપ્ત થતી કર્મવિષયક ષષ્ઠીનો પ્રતિષેધ થાય છે. (પરંતુ) ષષ્ઠી, શેષરૂપ સંબંધને કારણે પ્રાપ્ત થતી હોવાથી, સમાસનો નિષેધ થાય છે. (૧૬૦)

मातुः स्मृतम् । એવા પ્રયોગમાં स्मृतम् પદ સાથે मातुः એવો ષષ્ઠીનો પ્રયોગ થયો છે. આ કર્મવિષયક ષષ્ઠી कर्तृकर्मणोः कृति । (પા. સૂ. ૨.૩.૬૫) સૂત્રથી પ્રાપ્ત થઈ છે. આ ષષ્ઠીનો न लोकाव्ययनिष्ठाखलर्थतृनाम् । (પા. સૂ. ૨.૩.૬૯) સૂત્રથી પ્રતિષેધ થાય છે, પરંતુ ષષ્ઠી શેષે સૂત્રથી શેષની વિવક્ષામાં ષષ્ઠી સિદ્ધ થાય છે, છતાં अधीगर्थदयेशां कर्मणि । (પા. સૂ. ૨.૩.૫૨) વગેરે સૂત્રો દ્વારા ષષ્ઠીનું જે વિધાન થયું છે તે નિયમાર્થ છે, અર્થાત્ ષષ્ઠી થવી જ જોઈએ, તેથી मातुः स्मरणम् । નો સમાસ થશે નહિ.

अन्येन व्यपदिष्टस्य यस्यान्यत्रोपजायते ।
व्यतिरेकः स धर्मौ द्वौ लभते विषयान्तरे ॥१६१॥

બીજા (અર્થાત્ ગૌણ પદ) વડે ઓળખાતા જે (અર્થાત્ મુખ્ય પદ)નો બીજે વિશેષ (સંબંધ) ઉત્પન્ન થાય છે તે (મુખ્ય પદ) બીજા વિષયમાં બે ધર્મોને પ્રાપ્ત કરે છે. (૧૬૧)

राज्ञः पुरुषस्य कम्बलः । એવા પ્રયોગમાં राज्ञः એવા ગૌણ પદ વડે पुरुषस्य નો कम्बलः એવા બીજા પદ સાથે ગૌણભાવ પ્રાપ્ત થાય છે. આમ पुरुषस्य એવું પદ મુખ્યભાવ અને ગૌણભાવ એવા બે ધર્મો પ્રાપ્ત કરે છે.

प्राधान्यं स्वगुणे लब्ध्वा प्रधाने याति शेषताम् ।
सहयोगे स्वयोगेऽतः प्रधानत्वं न हीयते ॥१६२॥

પોતાની સાથેના ગૌણપદના સંદર્ભમાં મુખ્યત્વને પ્રાપ્ત કર્યા પછી, सह (સાથે) પદથી જોડાયેલું (તે પદ), બીજા (કોઈક) મુખ્ય પદના સંદર્ભમાં શેષ રૂપ બને છે. તેથી (તેની સાથેના પદના સંબંધમાં) તેનું (પહેલાંનું) મુખ્યત્વ દૂર થતું નથી. (૧૬૨)

राज्ञः पुरुषः । માં પુરુષ પ્રધાન છે અને राज्ञः ગૌણ છે, પરંતુ राज्ञः पुरुषस्य कम्बलः માં कम्बलः મુખ્ય પદ છે અહીં ગૌણ બનેલ पुरुषस्य પદ, તેનું राज्ञः પદ સાથેનું મુખ્યત્વ છોડી દેતું નથી, કારણ કે બંનેના ધર્મો જુદા છે.

सहयुक्तेऽप्रधाने । (પા.સૂ. ૨.૩.૧૯, सह સાથે જોડાયેલા ગૌણ પદને તૃતીયા પ્રાપ્ત થાય છે) પ્રમાણે पुत्रेण सह आगतः । એવા પ્રયોગમાં અપ્રધાન પદ पुत्र જ્યારે सह પદ સાથે હોય ત્યારે તૃતીયા પ્રાપ્ત કરે છે. देवदत्तस्य पुत्रः । માં पुत्र પદ પ્રધાન છે. પહેલા પ્રયોગમાં આગમનકાર્યના સંદર્ભમાં पुत्र પદ ગૌણ છે.

सिद्धस्याभिमुखीभावमात्रं संबोधनं विदुः ।
प्राप्ताभिमुख्यो ह्यर्थात्मा क्रियासु विनियुज्यते ॥१६३॥

સિદ્ધ થયેલા સાધનવાળા પદાર્થને પોતાની સંમુખ બનાવવાને સંબોધન કહેવામાં આવ્યું છે. સંમુખતા પ્રાપ્ત કરનારો કર્તા ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે. (૧૬૩)

સાધન સમુદ્દેશના છેલ્લા વિભાગની કારિકાઓ ૧૬૩થી ૧૬૭ સુધીમાં સંબોધન અને વિભક્તિના દ્રવ્ય સાથેના સંબંધ વિષે સંક્ષેપમાં વિચાર કરવામાં આવ્યો છે કારિકા ૧૬૩ અને ૧૬૪માં સંબોધનની સમજણ આપવામાં આવી છે કારિકા ૧૬૬માં જણાવવામાં આવ્યું છે કે વિભક્તિનો અર્થ દ્રવ્ય નથી છેલ્લી બે કારિકાઓમાં જણાવવામાં આવ્યું છે કે ક્રિયા સાથે સંબંધને પામવા છતાં દ્રવ્યનો સ્વભાવ બદલાતો નથી

આ પાંચ કારિકાઓ ઉપરના વ્યાખ્યાનની ભૂમિકા બાંધતા હેલારાજ, કારિકા ૧૬૩ના વ્યાખ્યાનની શરૂઆતમાં પ્રથમા વિભક્તિ અંગેના प्रातिपदिकार्थलिङ्गपरिमाणवचनमात्रे प्रथमा । (પા સૂ. ૨.૩.૪૬, માત્ર પ્રાતિપદિકાર્થ લિંગ, પરિમાણ અને વચન દર્શાવવા માટે પ્રથમા વિભક્તિ વપરાય છે) સૂત્ર ઉપરના વાર્તિકો અને ભાષ્ય વ્યાખ્યાનને અવતારે છે ભર્તૃહરિના પ્રથમા અંગેના ચોક્કસ કારિકાસ્થ કથનના અભાવમાં આવી હેલારાજે રજૂ કરેલી વિગતપૂર્ણ ચર્ચા અસ્થાને લાગે છે તેથી એવો તર્ક કરી શકાય કે પ્રથમા અંગેના ભર્તૃહરિના વિધાનો રજૂ કરતી કારિકાઓનો ગ્રંથપાત થયો હશે

વાર્તિકકાર જણાવે છે કે वीरः पुरुषः । જેવા સમાનાધિકરણ પદોવાળા પ્રયોગોમાં પ્રથમાની સિદ્ધિ માટે જુદો ઉલ્લેખ કરવો જોઈએ, કારણ કે આ ઉદાહરણમાં પુરુષત્વ એવા પ્રાતિપાદિકાર્થ ઉપરાંત વીરત્વ એવો વિશેષ અર્થ પ્રાપ્ત થાય છે. બીજા વાર્તિક દ્વારા આવા જુદા ઉલ્લેખની વાત નકારવામાં આવી છે, કારણકે અહીં વીરત્વ એવો વિશેષ અર્થ वीरः पुरुषः । એવા વાક્યાર્થને કારણે છે

ઉપરની વાતના વિકલ્પમાં अभिहिते प्रथमा । અર્થાત્ 'તિઙ્', 'કૃત્' વગેરેથી અભિહિત કર્તા, કર્મ વગેરે અર્થમાં પ્રથમા થાય છે એવું સૂત્ર કરવું જોઈએ અને જ્યાં કર્તા, કર્મ વગેરે અર્થ તિઙ્ વગેરેથી અભિહિત થતા ન હોય ત્યાં પ્રથમા સમજવા માટે જુદું વિધાન કરવું આમ કરવાથી वृक्षः, प्लक्षः એવા પ્રયોગો સિદ્ધ થશે આવું કરવાની પણ જરૂર નથી, કારણ કે, જ્યાં બીજી કોઈ ક્રિયારૂપનો પ્રયોગ ન હોય ત્યાં अस् ધાતુનું ક્રિયારૂપ अस्ति (છે') સમજાય છે જ, જેથી वृक्षः એટલે वृक्षः अस्ति । એમ સમજાય છે પદાર્થનું અસ્તિત્વ હોય તો જ તેનો વાચક શબ્દ પ્રયોજવામાં આવે છે (न सत्तां पदार्थो व्यभिचरति ।)

ત્રીજા વિકલ્પમાં तिङ्समानाधिकरणे प्रथमा । અર્થાત્ તિઙ્ પ્રત્યય સાથે જે કારક સમાનાધિકરણમાં હોય તેને પ્રથમા થાય છે, એવું સૂત્ર કરવું જોઈએ આ અંગે પણ પહેલાં કહ્યું છે કે अस्ति એવા અસ્તિત્વવાચક શબ્દનો પ્રયોગ હંમેશા થાય છે જ, આવા વૈકલ્પિક સૂત્રવિધાનોનું ભાષ્યકારે ખંડન કર્યું છે અને પાણિનિના प्रातिपदिकार्थ० । સૂત્રને સ્વીકારયોગ્ય માન્યું છે

આ કારિકામાં સંબોધન અંગે ઉલ્લેખ છે પૂર્ણ બનેલ સ્વરૂપવાળા પદાર્થને ચોક્કસ ક્રિયામાં જોડવા માટે આપણી સંમુખ લઈ આવવો તેને સંબોધન કહે છે ગમન વગેરે ક્રિયાઓમાં નિયુક્ત થયેલ કર્તાને સંમુખ કરવામાં આવે છે આવું સામુખ્ય વિશેષ અર્થ થયો તેથી प्रातिपदिकार्थे प्रथमा । એવું સૂત્ર જે માત્ર પ્રાતિપદિક વગેરેના અર્થમાં પ્રથમાનું વિધાન કરે છે, તે ઉપયોગી થશે નહિ તેથી सम्बोधने च । (પા સૂ ૨-૩-૪૭, અને સંબોધન અર્થમાં પણ પ્રથમા થાય છે) એવું જુદું સૂત્ર કરવામાં આવ્યું છે

संबोधन न वाक्यार्थ इति पूर्वेभ्य आगम ।
उद्देशेन विभक्त्यर्थो वाक्यार्थात् समुपोद्धृता ॥१६४॥

પ્રાચીન ગ્રન્થકારોનો નિશ્ચિત મત છે કે સંબોધન, વાક્યના (અર્થના ભાગ) રૂપે નથી. (સંક્ષેપમાં) કહેવાનો ઉદ્દેશ હોવાથી વાક્યના અર્થોમાંથી વિભક્તિના અર્થોને છૂટા પાડવામાં આવ્યા છે. (૧૬૪)

સંબોધનની સમજણ વાક્યમાંના બીજા પદો વિના પ્રાપ્ત થતી હોવાથી સંબોધનનો સંબંધ પદના અર્થ સાથે છે, વાક્યના અર્થ સાથે નથી

ઉદ્દેશનો અર્થ પ્રદેશ અર્થાત્ અવયવ માનીએ તો પણ વાક્યના અવયવોમાંથી અર્થાત્ પદોમાંથી પ્રાપ્ત થતા અર્થોમાંથી વિભક્તિના અર્થોને છૂટા પાડવામાં આવ્યા છે એવો અર્થ થાય છે

विभक्त्यर्थेऽव्ययीभाववचनादवसीयताम् ।
अन्या द्रव्याद् विभक्त्यर्थं सोऽव्ययेनाभिधीयते ॥१६५॥

વિભક્તિ (વગેરે)ના અર્થમાં (પ્રાપ્ત થતા અવ્યયના) અવ્યયીભાવ સમાસનું વિધાન થયું હોવાથી, વિભક્તિનો અર્થ દ્રવ્ય નથી એમ સમજવું જોઈએ આવો અર્થ અવ્યય વડે જણાવવામાં આવે છે (૧૬૫)

અવ્યય વિભક્તિસમીપસમૃદ્ધિવ્યૃદ્ધ્યર્થાભાવાત્યયાસંપ્રતિશબ્દપ્રાદુર્ભાવપશ્ચાદ્યથાનુપૂર્વ્યયૌગપદ્યસાદૃશ્ય-સંપત્તિસાકલ્યાન્તવચનેષુ । (પા સૂ ૨૧૬) જણાવે છે કે વિભક્તિ સામીપ્ય, સમૃદ્ધિ આપત્તિ, વસ્તુનો અભાવ દૂર જવું, અસંપ્રતિ, શબ્દોચ્ચારણ, પાછળથી, યથા (જેવું)ના અર્થો, અનુક્રમ, યૌગપદ્ય, સાદૃશ્ય, યોગ્યતા, સાકલ્ય અને અન્ત એવા અર્થો દર્શાવનારા પદો સમર્થ સુબન્તો સાથે સમાસમાં જોડાય છે, અને આ સમાસ અવ્યયીભાવ કહેવાય છે આ સૂત્ર પ્રમાણે અધિસ્ત્રિ પ્રયોગ પ્રાપ્ત થાય છે હવે અધિસ્ત્રિ (સ્ત્રીષુ અધિકૃત્ય। સ્ત્રીઓ સંબંધમાં) અધિ વડે દર્શાવાતો વિભક્ત્યર્થ દ્રવ્યનો વાચક હોય તો સ્ત્રી શબ્દ વડે તેનો ઉલ્લેખ થયો હોવાથી અવ્યય એવા પ્રયોગની જરૂર નથી તેથી વિભક્તિના અર્થમાં પ્રાપ્ત થતા અવ્યયના અવ્યયીભાવ સમાસનું વિધાન થયું હોવાથી સ્પષ્ટ થાય છે કે પ્રાતિપદિક દ્રવ્યનું જ અભિધાન કરે છે કર્મ વગેરે શક્તિરૂપ કારકોનું અભિધાન કરતું નથી

द्रव्यं तु यद् यथाभूत तदत्यन्त तथा भवेत् ।
क्रियायोगेऽपि तस्यासौ द्रव्यात्मा नापहीयते ॥१६६॥

જે દ્રવ્ય જેવા સ્વભાવવાળું હોય છે તેવું તે હંમેશા રહે છે ક્રિયાઓ સાથે સંબંધમાં આવતું હોવા છતાં, તેનો આ દ્રવ્યરૂપ સ્વભાવ દૂર થતો નથી (૧૬૬)

બધી અવસ્થાઓમાં દ્રવ્ય એક સરખું રહે છે, કારણકે, તેમાં ફેરફાર કે ઘટાડો થતા

નથી. વૃક્ષ પશ્ય ।, વૃક્ષેણ ફલિતમ્ । એવા પ્રયોગોમાં જુદી જુદી ક્રિયાઓ વડે સમજાતો દ્રવ્યનો ભેદ પણ મિથ્યા છે. ક્રિયાઓ અનેક હોવા છતાં, સ્થિર એવું દ્રવ્ય, પોતાના સ્વરૂપમાં ફેરફાર પામતું નથી.

तस्माद् यत् करणं द्रव्यं तत् कर्म न पुनर्भवेत् ।
सर्वस्य चान्यथाभावस्तस्य द्रव्यात्मनो भवेत् ॥१६७॥

તેથી તે દ્રવ્ય કરણ (રૂપે) છે, તે ફરીવાર કર્મ બનતું નથી. જો એમ ન હોય તો, બધું દ્રવ્યરૂપ જુદા જ સ્વરૂપે પ્રાપ્ત થાય. (૧૬૭)

જે દ્રવ્યને કરણરૂપે સ્વીકાર્યું છે, તે તેવી જ અવસ્થામાં કાર્યરૂપે કે બીજા સાધન-રૂપે પ્રાપ્ત થાય નહિ. ભર્તૃહરિ આ બાબત ઉપર ખાસ ભાર મૂકે છે.

આ બે કારિકાઓ ઉપર વ્યાખ્યાનમાં હેલારાજ જણાવે છે કે પા સૂ. हरतेर्दृतिनाथयोः पशौ । [ ૩.૨.૨૫, કર્મવાચક दृति (ભેતર) અથવા (પશુના નાકમાં નાંખવાની) નાથ એવા શબ્દો ઉપપદ હોય તો, પશુ શબ્દ કર્તા હોય ત્યારે हृ (હરવું) ધાતુને इन् પ્રત્યય થાય છે, જેમકે दृतिहरिः पशुः । नाथहरिः पशुः । (મશક લઈ જનારું પશુ, નાથ લઈ જનારું પશુ) અને समानकर्तृकयोः पूर्वकाले क्त्वा । [પા. સૂ ૩ ૪ ૨૧, જ્યાં અનેક ક્રિયાઓનો કર્તા એક હોય ત્યાં તે ક્રિયાઓમાંની પૂર્વકાલની ક્રિયાના વાચક ધાતુને क्त्वा પ્રત્યય લાગે છે, જેમકે स्नात्वा भुक्त्वा व्रजति । 'સ્નાન કરીને જમીને જાય છે'] પ્રમાણે દ્રવ્ય સાધન તરીકે સમજાતું હોવાથી વિભક્તિનો અર્થ દ્રવ્ય હોઈ શકે નહિ એ વાતનો વિરોધ થાય છે. આનો ઉત્તર એ છે કે દ્રવ્યની જુદી જુદી શક્તિઓ સાધન રૂપે પ્રાપ્ત થાય છે અને શક્તિઓની ભિન્નતા પ્રમાણે સાધનની ભિન્નતા સમજાય છે.

इति साधनसमुद्देश
આ પ્રમાણે સાધનસમુદ્દેશ પૂરો થયો.

## ८

## क्रियासमुद्देशः

## ૮

## ક્રિયાસમુદ્દેશ.

यावत्सिद्धमसिद्धं वा साध्यत्वेनाभिधीयते ।
आश्रितक्रमरूपत्वात् तत्क्रियेति प्रतीयते ॥१॥

જ્યારે સિદ્ધ અથવા અસિદ્ધને સાધ્ય તરીકે જણાવવામાં આવે છે ત્યારે, (તેણે) ક્રમનું રૂપ પ્રાપ્ત કર્યું હોવાથી તેને ક્રિયા કહે છે. (૧)

સાતમા સમુદ્દેશમાં સાધન અર્થાત્ કારકની ચર્ચા કરવામાં આવી. સાધનને સાધ્ય અર્થાત્ ક્રિયાની અપેક્ષા હોવાથી હવે ક્રિયાની ચર્ચા કરવામાં આવે છે.

(भूवादयो धातवः । १.३.१ ભ્વાદિ ગણમાં પઠિત શબ્દોને ધાતુઓ કહેવાય છે) એવા સૂત્ર ઉપરના ભાષ્યમાં ક્રિયા વિશે સર્વગ્રાહી ચર્ચા કરવામાં આવી છે. પ્રાચીન આચાર્યોએ "ક્રિયા રૂપ અર્થ દર્શાવનારા ભ્વાદિગણમાંના શબ્દો" ધાતુ કહેવાય છે, એવી ધાતુ શબ્દની વ્યાખ્યા આપી છે. આ વ્યાખ્યામાંના ક્રિયા શબ્દના અર્થ વિશે વિચારતાં અનેક વિકલ્પો પ્રાપ્ત થાય છે.

(૧) ક્રિયાને કોઈ મૂર્ત રૂપ ન હોવાથી તે પ્રત્યક્ષ થતી નથી. તેનું અનુમાન કરવામાં આવે છે. ઘણીવાર બધાં સાધનો હાજર હોય ત્યારે 'તે રાંધે છે' એવો પ્રયોગ થાય છે. કોઈવાર આવો પ્રયોગ થતો નથી જ્યારે સાધનો પાસે હોય અને 'તે રાંધે છે' એવો પ્રયોગ થતો હોય ત્યારે તેને ક્રિયા કહે છે. पच् વગેરે ધાતુઓ ક્રિયાનો અર્થ દર્શાવે છે, કારણ કે તે 'કરવું' એવા ધાતુ સાથે સમાનાધિકરણમાં છે. તે શું કરે છે એવા પ્રશ્નના ઉત્તરમાં, 'તે રાંધે છે' એમ કહેવાય છે. ક્રિયાવિષયક પ્રશ્નોનો ઉત્તર ક્રિયાવિષયક જ હોવાથી, पच् વગેરે ધાતુઓને ક્રિયાવાચક કહી શકાય.

(૨) अस्, भू, અને विद् એવા શબ્દોને ધાતુ કહેવા માટે શાસ્ત્રમાં સ્પષ્ટ કથન કરવું જોઈએ. કારણ કે, 'તે શું કરે છે?' એવા પ્રશ્નનો ઉત્તર 'તે છે,' એમ આપી શકાતો નથી. અર્થાત્ ઉપર જણાવ્યું તે પ્રમાણે 'તે રાંધે છે' (पचति) અને 'તે કરે છે' (करोति)-નું જેવું સામાનાધિકરણ્ય છે તેવું 'તે કરે છે' (करोति) અને 'તે છે' (अस्ति)નું નથી.

(૩) ક્રિયારૂપમાં માત્ર ધાતુ જ ક્રિયાનો વાચક બને છે, પ્રત્યય ક્રિયાનો વાચક બનતો નથી, કારણ કે, ધાતુનો અર્થ બદલાતો નથી, પણ પ્રત્યયનો અર્થ બદલાય છે.

पक्तिः, पचनं, पाकः, વગેરેમાં જુદાં જુદાં લિંગમાં પ્રત્યયનો અર્થ જુદો જુદો સમજાય છે, પરંતુ पच् ધાતુનો અર્થ તો સર્વત્ર એકસરખો જ રહે છે.

(૪) અન્વય અને વ્યતિરેકથી પ્રકૃતિ અને પ્રત્યયના અર્થના વિભાગ ધ્યાનમાં આવે છે. पचति એમ બોલતાં पच् એવો શબ્દ પહેલાં સમજાય છે, પછી अति સમજાય છે. पठतिમાં पठ् પહેલાં સમજાય છે, પછી अति સમજાય છે. બંનેમાં अति હંમેશા રહે છે, पच् અને पठ् બદલાય છે. તેથી पच् અને पठ् ધાતુ છે અને अति પ્રત્યય છે એમ સમજાય છે.

(૫) पचति એવો પ્રયોગ સાંભળતાં पच् ધાતુમાંથી ક્રિયા સમજાય છે. તેમાં प्र ઉમેરતાં વિશેષ પ્રકારની ક્રિયા (प्रपचति)નો અર્થ સમજાય છે. अधीते, अध्येति જેવાં ક્રિયારૂપો, જ્યાં ધાતુ ઉપસર્ગને છોડતો નથી, ત્યાં શું સમજવું એવી શંકાના ઉત્તરમાં જણાવવાનું કે अधि ઉપસર્ગ इ ધાતુથી છૂટો થઈ અન્યત્ર જોડાય છે અને ત્યાં 'ઉત્કર્ષ' અર્થનો તે વાચક બનતો હોવાથી अधीते એટલે 'ઉત્તમ અધ્યયન કરે છે' એવો અર્થ સમજવો. तिष्ठति (તે ઊભો રહે છે) અને प्रतिष्ठति (તે ગમન કરે છે) એવા શબ્દોમાં ક્રિયાનો પરસ્પર વિરુદ્ધ અર્થ પ્રાપ્ત થાય છે. ગમન ક્રિયા માત્ર ઉપસર્ગ प्र વડે દર્શાવાય છે એમ માનવું જોઈએ નહિ, કારણ કે તેમ માનવાથી स्थाને ધાતુ કહેવાશે નહિ. ઉપસર્ગવિશિષ્ટ ધાતુને ધાતુ સંજ્ઞા પ્રાપ્ત થાય છે, એમ સમજવું જોઈએ. આવો મત બરાબર નથી, એક ધાતુના અનેક અર્થો પ્રાપ્ત થાય છે. प्र ઉપસર્ગ 'આરંભ' એવો અર્થ દર્શાવે છે. स्था ધાતુમાં ગતિનિવૃત્તિ એવો અર્થ રહેલો છે જ તેથી प्रतिष्ठते । એવા પ્રયોગમાં स्था ધાતુ જ ગમન ક્રિયા દર્શાવે છે. ઉપસર્ગ માત્ર ક્રિયાવિશેષ દર્શાવે છે.

(૬) તો પછી अस्, भू, विद् એવા શબ્દોને માટે ધાતુસંજ્ઞાનો ઉલ્લેખ કરવો જોઈએ. क्रियावचनो धातुः એવી ધાતુની વ્યાખ્યાને બદલે भाववचनो धातुः એવી વ્યાખ્યા કરીએ તો पच्, भू, अस् વગેરે બધા શબ્દોનો ધાતુ સંજ્ઞામાં સમાવેશ થશે. पच् ધાતુમાં ભાવ અર્થ સમજાય છે, કારણ કે भवति पचति, भवति पक्ष्यति, भवति अपाक्षीत् એવા પ્રયોગો પ્રાપ્ત થાય છે.

(૭) भाव એટલે ભાવન અર્થાત્ અસ્તિત્વ એવો અર્થ સમજતાં અભાવાર્થક भेदः, छेदः એવા શબ્દોમાંના ધાતુઓને ધાતુઓ કહેવાશે નહિ. આ ઉપરાંત ક્રિયા દર્શાવે તે ધાતુ' એવી ધાતુની વ્યાખ્યા કરતાં करोति સાથે पचतिનું જે સામાનાધિકરણ્ય સર્વ કાળમાં (किं करोति पचति, किं करिष्यति पक्ष्यति, किमकार्षीत् अपाक्षीत्) પ્રાપ્ત થતું હતું તેવું भवति સાથેનું પ્રાપ્ત થતું નથી. भवति पचति, भवति पक्ष्यति, भवति अपाक्षीत् એમ માત્ર भवति એવા વર્તમાનકાળમાં જ તે પ્રાપ્ત થાય છે, भविष्यति पक्ष्यति, अभवत् अपाक्षीत् એમ કહી શકતું નથી. તેથી भाववचनो धातुः । એવી વ્યાખ્યામાં भावःનો અર્થ સત્તા અર્થાત્ અસ્તિત્વ લઈ શકાશે નહિ.

भाव.નો અર્થ 'भवति इति भावः । જે ઉત્પન્ન થાય તે ભાવ,' એવો કરવામાં આવે છે. पचतिમાં ચોખા ચડવા રૂપી જે ક્રિયા ઉત્પન્ન થાય છે તેને ભાવ કહેવાશે. આવો અર્થ સમજવાથી भिद्, छिद् વગેરે અભાવાર્થક શબ્દોને ધાતુ કહી શકાશે, કારણ કે, તે ઉત્પન્ન પણ થાય છે. આવો અર્થ લેવાથી घटः, पटः વગેરે પ્રાતિપદિકો પણ ધાતુઓ

કહેવાશે, કારણ કે તે પણ ઉત્પન્ન થાય છે આ મુશ્કેલી દૂર કરવા માટે જો भाव्यते यः स भावः। (સિદ્ધ વસ્તુ ઉપર નવેસરથી સાધ્ય કરવામાં આવે તે ભાવ) એવી ભાવઃની વ્યાખ્યા કરશો તો પણ માતા, પિતા વગેરે સંબંધી શબ્દો, જેમાં સિદ્ધ સ્ત્રીત્વવાળી સ્ત્રી ઉપરથી માતૃત્વરૂપી સાધ્ય અને સિદ્ધ પુરુષ વ્યક્તિ ઉપરથી પિતૃત્વરૂપી સાધ્ય અર્થનો બોધ થાય છે, તે પણ ધાતુઓ કહેવાશે. આવી મુશ્કેલીઓ દૂર કરવા માટે વાર્તિકકારે સ્પષ્ટ કહ્યું છે કે (વાર્તિક ૧૨) મૂ વગેરે ધાતુઓનો જુદો ઉલ્લેખ કરવાથી પ્રાતિપદિક અને आणपयति જેવાં રૂપોમાંના પ્રાકૃત ધાતુઓનો ધાતુ કહેવાશે નહિ.

(૮) भाववचनो धातुः એવી ધાતુની વ્યાખ્યા યોગ્ય લાગતી હોય તો પણ તે વ્યાખ્યાનો સ્વતંત્ર ઉલ્લેખ કરવાની જરૂર નથી, કારણ કે, भूवादयो धातवः। સૂત્રમાં भूवादयः નો અર્થ भूवं वदन्ति इति। થાય છે. भवति इति भूः। એમ સમજતાં भू એટલે ભાવ અને वदति इति वादि એટલે કહેનારા; ભાવને કહેનારા એટલે भूवादयः એવો અર્થ થશે.

भूवादयः નો આવો અર્થ સમજવાથી (૧) ભાવ અર્થમાં પ્રાપ્ત થતા પ્રત્યય માટે નિષેધવચન, (૨) ઇતરેતરાશ્રયદોષનિવૃત્તિ અને (૩) વ્યાખ્યામાં भाववचनः છે તેને બદલે प्रथमभाववचनः। એવો ફેરફાર કરવો પડશે.

(૯) कारकाणां प्रवृत्तिविशेषः क्रिया। કર્તા વગેરે કારકોની વિશેષ પ્રકારની પ્રવૃત્તિ એટલે ક્રિયા એવી ક્રિયાની વ્યાખ્યા સમજવાથી अस्, भू અને विद् ને ધાતુસંજ્ઞા પ્રાપ્ત થશે. ભાવ અર્થાત્ ક્રિયાના છ વિકારો,–ઉત્પન્ન થાય છે (जायते), છે (अस्ति), ફેરફાર પામે છે (विपरिणमते), વધે છે (वर्धते), ક્ષીણ થાય છે (अपक्षीयते) અને નાશ પામે છે (विनश्यति) છે.

પતંજલિના ભાષ્યમાં પ્રાપ્ત થતા ક્રિયા, ભાવ, ધાતુ વગેરે અંગેના વિચારોને અનુસરીને હેલારાજે પ્રથમ કારિકાને સમજાવતાં વિસ્તૃત વ્યાખ્યાન રજૂ કર્યું છે.

વ્યવહારમાં ક્રિયાનો સામાન્ય અર્થ પ્રવૃત્તિ થાય છે. अस्, भू અને विद् ધાતુઓ ક્રિયા દર્શાવતા નથી. તેથી ભાષ્યમાં कारकाणां प्रवृत्तिविशेषः क्रिया। એવી વ્યાખ્યા ક્રિયા માટે આપવામાં આવી છે. દરેક કારકના સંદર્ભમાં ક્રિયા જુદી જુદી હોતી નથી.

ધાતુને ક્રિયાવાચી સમજવામાં આવતાં, લકાર, બધાં કારકોનો વાચક બનશે એવી શંકાના જવાબમાં કહી શકાય કે સૂત્રકારે લકારનું કર્તા અને કર્મ અર્થમાં જ વિધાન કર્યું છે. વ્યવહાર પ્રયોગમાં પણ આવી જ સ્થિતિ છે. અન્વય અને વ્યતિરેકથી વ્યવહાર પ્રયોગોમાંના ધાતુ અને પ્રત્યયોના અર્થને આપણે સમજીએ છીએ, આવા અર્થો કર્તા અને કર્મના સંદર્ભમાં જ પ્રાપ્ત થાય છે देवदत्तः काष्ठैः स्थाल्यां ओदनं पचति। દેવદત્ત લાકડાં વડે થાળીમાં ભાત રાંધે છે' માં ધાતુ, કરણ, અધિકરણ વગેરે કારકોને દર્શાવે છે છતાં કર્તા અને કર્મના અર્થને મુખ્યત્વે દર્શાવે છે.

कारकाणां प्रवृत्तिविशेषः क्रिया। એવી વ્યાખ્યામાં ક્રિયાના સ્વરૂપનો નિર્દેશ થયો છે, ધાતુના અર્થનો નહિ, એમ પણ કહી શકાય.

અન્ય મતમાં, प्रवृत्तिविशेषः શબ્દમાંના विशेषः પદને મહત્ત્વનું સમજીને, બધાં કારકોથી ઉત્પન્ન થતી વિશિષ્ટ પ્રવૃત્તિ એટલે ક્રિયા, એમ સમજવામાં આવે છે. આ પ્રવૃત્તિ અર્થાત્ ક્રિયાસામાન્ય, कृभू, अस् વગેરે ધાતુઓ વડે દર્શાવાય છે.

બીજા મતમાં કારકોમાં શબ્દનો અર્થ, 'કર્તાઓની વિશિષ્ટ પ્રવૃત્તિ' (એટલે ક્રિયા) એવો કરવામાં આવ્યો છે. જુદાં જુદાં કાર્યોમાં કર્તા જુદા જુદા હોય છે, તેથી कारकाणाम् એવું બહુવચન વાપર્યું છે, એટલે "ભાત ખાવા માટે તે જુદી રીતે પ્રવૃત્ત થાય છે," 'માંસ સાથેનો ભાત ખાવા તે જુદી રીતે પ્રવૃત્ત થાય છે,' એવા ઉદાહરણોમાં મન્દ પ્રવૃત્તિ અને ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ એમ કર્તાની જુદી જુદી પ્રવૃત્તિઓ હોય છે. આમ પ્રવૃત્તિવિશેષનો અર્થ યોગ્ય બનશે.

આ ઉપરાંત બીજો મત એવો છે કે 'બધાં કારકો સાથે સંબંધવાળું પ્રવૃત્તિસામાન્ય એટલે ક્રિયા, કારણ કે બધાં કારકો એક જ ફળ માટે પ્રવર્તમાન બને છે. (तेन जननाख्यो विशेषः क्रिया । सर्वेषां हि कारकाणां एका प्रवृत्तिः फलजननलक्षणा ।)

कार्यकारणभावेन ध्वनतीत्याश्रितक्रमः ।
ध्वनिः क्रमनिवृत्तौ तु ध्वनिरित्येव कथ्यते ॥२॥

'(ઘંટ) વાગે છે,'માં ક્રમનો આશ્રય કરનાર ધ્વનિ, કાર્યકારણભાવ વડે જણાવાય છે. ક્રમ ન હોય ત્યારે તે 'ધ્વનિ' જ કહેવાય છે. (૨)

'ઘંટ વાગે છે' (घण्टा ध्वनति ।) માં ध्वनति એવા ક્રિયારૂપ વડે પૌર્વાપર્યવાળી વાગવાની ક્રિયા દર્શાવાય છે. ઘંટ ધ્વનિનું કારણ છે અને ધ્વનિ કાર્ય છે. ઘંટ વાગે છે ત્યારે અવાજનાં મોજાં ક્રમ પ્રમાણે ઉત્પન્ન થાય છે. પૂર્વનો ધ્વનિ અપર ધ્વનિનું કારણ બને છે. ઘંટ વાગવાની ક્રિયા બંધ થાય છે ત્યારે અવાજનાં મોજાનું પૌર્વાપર્ય રહેતું નથી. તે વખતે घण्टा ध्वनति । એમ આપણે કહેતા નથી, પરંતુ घण्टायाः ध्वनिः । એમ કહીએ છીએ. ध्वनिं करोति । 'તે અવાજ કરે છે' માં करोति ને કારણે અવાજની પ્રવૃત્તિ સમજાય છે. અને આ પ્રવૃત્તિ વાક્યનો અર્થ છે, પદનો અર્થ નથી. (ध्वनिं करोति इति तु शब्दान्तरसंबन्धात्प्रतीयमानो वाक्यार्थः । હેલારાજ)

श्वेते श्वेतत इत्येतच्छ्वेतत्वेन प्रकाशते ।
आश्रितक्रमरूपत्वादभिधानं प्रवर्तते ॥३॥

'સફેદ' અંગે, 'સફેદ દેખાય છે' (એવું ક્રિયારૂપ), ક્રમનો આશ્રય કરતું હોવાથી, 'તે સફેદ તરીકે પ્રકાશે છે,' એવા અર્થમાં પ્રવૃત્ત થાય છે. (૩)

સફેદ ગુણમાં ('श्वेते गुणे') 'સફેદ દેખાય છે' श्वेतते એવું ક્રિયારૂપ ક્રમનો આશ્રય કરીને પ્રવૃત્ત થાય છે અને ક્રિયાનું વાચક બને છે, પરંતુ શ્વેત શબ્દ વડે સિદ્ધ અવસ્થાવાળો ગુણ મૂર્તશક્તિ રૂપે કહેવાય છે.

गुणभूतैरवयवैः समूहः क्रमजन्मनाम् ।
बुद्ध्या प्रकल्पिताभेदः क्रियेति व्यपदिश्यते ॥४॥

ગૌણભાવને પામેલા (પોતાના) અવયવો વડે સમજાતો, ક્રમપૂર્વક ઉત્પન્ન થનારા વ્યાપારોનો બુદ્ધિ વડે અભિન્નપણે જણાવાયેલો સમૂહ, ક્રિયા કહેવાય છે. (૪)

ક્રમપૂર્વક પ્રાપ્ત થનારા અને સમાન ફળ માટે પ્રવૃત્ત થયેલા વ્યાપારોના સમૂહને ક્રિયા કહે છે. આવા સમૂહમાં અવયવો પરસ્પર સંકલિત હોઈને સમગ્રતયા એકત્વકલ્પના દર્શાવનારા હોય છે. पचति (તે રાંધે છે) એવા ક્રિયારૂપમાં તપેલી ચૂલા ઉપર ચડાવવી, લાકડાં સળગાવવાં વગેરે વ્યાપારો, બુદ્ધિ વડે એક સમગ્ર પ્રવૃત્તિ તરીકે સ્વીકારવામાં આવે છે. આવા વ્યાપારોનું ફળ અર્થાત્ તૈયાર થયેલો ભાત, બધા અવયવોની પ્રવૃત્તિને કારણે છે. તેથી અવયવોની સમગ્રતયા પ્રવૃત્તિ એક ક્રિયા રૂપે સમજાય છે.

समूहः स तथाभूतः प्रतिभेदं समूहिषु ।
समाप्यते ततो भेदे कालभेदस्य संभवः ॥५॥

આવો સમૂહ દરેક અવયવમાં આરોપવામાં આવે છે; (અવયવોમાં આરોપાતી) ભિન્નતાને કારણે કાલભેદ સંભવે છે. (૫)

તૈયાર થનારા ભાતરૂપી ફળને પ્રાપ્ત કરવાનું ધ્યેય, ભાત રાંધવાના કાર્યની શરૂઆતમાં જ હોવાથી, રાંધવાની શરૂઆતનું કાર્ય અર્થાત્ અધિશ્રયણ-તપેલી ચૂલે ચડાવવી-ને રાંધવાની ક્રિયા તરીકે જણાવાય છે. રાંધવાની સમગ્ર ક્રિયા જુદાં જુદાં કાર્યોમાં આરોપાતી હોવાથી વર્તમાન, ભૂત, ભવિષ્ય વગેરે કાલભેદ સમજાય છે. (तथा चैकस्मिन्नप्यवयवे व्यपगते समुदायस्य व्यपगमारोपादपाक्षीदिति भूतकालता । भाविनि च पक्ष्यतीति भविष्यत्कालता । वर्तमाने तु पचतीति तत्कालता ।

क्रमात्सदसतां तेषां आत्मनो न समूहिनाम् ।
सद्वस्तुविषयैर्यान्ति संबन्धं चक्षुरादिभिः ॥६॥

ક્રમપૂર્વક પ્રાપ્ત થનારા હોવાથી, (કોઈ વાર) સત્ અને કોઈ વાર અસત્ રૂપવાળા તે અવયવોનાં સ્વરૂપો સત્ પદાર્થરૂપી વિષયોવાળી નેત્ર વગેરે ઇન્દ્રિયો સાથે સંબંધમાં આવતાં નથી. (૬)

'ક્રિયા અનુમાનગમ્ય છે' એમ મહાભાષ્યમાં જણાવ્યું છે. ક્રિયાના વ્યાપારો ઉત્પત્તિક્ષણમાં સદ્રૂપવાળા હોય છે. અને પછીની ક્ષણમાં અસદ્રૂપવાળા હોય છે. ઇન્દ્રિયો વર્તમાનમાં રહેલ અને સદ્રૂપવાળા પદાર્થોને જ વિષયો બનાવતી હોવાથી ક્રિયા ઇન્દ્રિયાર્થ-સંનિકર્ષથી પ્રાપ્ત થતી નથી પરંતુ અનુમાન વડે જ સમજાય છે.

यथा गौरिति सङ्घातः सर्वो नेन्द्रियगोचरः ।
भागशस्तूपलब्धस्य बुद्धौ रूपं निरूप्यते ॥

इन्द्रियैरन्यथाप्राप्तौ भेदांशोपनिपातिभिः ।
अलातचक्रवद्रूपं क्रियाणां परिकल्प्यते ॥७-८ ॥

જેમ ગાય એવો સમગ્ર (વર્ણ)સમૂહ શ્રવણેન્દ્રિયથી પ્રાપ્ત થતો નથી, પરંતુ

અવયવો પ્રમાણે ઉપલબ્ધ થતાં, તેનું સગ્રહ રૂપ બુદ્ધિમાં સમજાય છે; તેમ જુદા જુદા (ક્રિયા)અવયવો સાથે સંબંધમાં આવતી ઇન્દ્રિયો વડે જુદીજુદી રીતે સમજાતા તે ક્રિયાવયવોનું સ્વરૂપ અલાતચક્રની જેમ સમગ્રપણે કલ્પવામાં આવે છે. (૭-૮)

'ગાય' શબ્દના વર્ણરૂપ અવયવોનું જુદી જુદી ક્ષણોમાં શ્રવણેન્દ્રિય વડે ગ્રહણ થયા પછી છેલ્લા વર્ણનું ગ્રહણ થતાં, સમગ્ર 'ગાય' શબ્દ સમજાય છે. જુદી જુદી ક્રિયાક્ષણોના સમૂહ રૂપ ક્રિયા અંગે પણ આવી જ સ્થિતિ છે. પરંતુ શબ્દસ્ફોટ અને ક્રિયાનું ગ્રહણ એકસરખી રીતે થતું નથી. શબ્દસ્ફોટ પ્રત્યક્ષ છે, અનુમેય નથી; તે વર્ણાવયવો દ્વારા સ્ફુટ થતો નથી. ક્રિયાને સ્ફોટ સાથે નહિ પણ ધ્વનિસમૂહરૂપ શબ્દ સાથે સરખાવવી જોઈએ. તેથી અહીં અલાતચક્રનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. ગોળ ગોળ ફરતી જ્વાળાઓના સમૂહરૂપી અલાતચક્રનો અગ્નિના ગુંળ તરીકે આરોપ કરવામાં આવ્યો છે.

यथा च भागाः पचतेरुदकासेचनादयः ।
उदकासेचनादीनां ज्ञेया भागास्तथापरे ॥९॥

જેમ પાણી રેડવું વગેરે રાંધવાની ક્રિયાના અવયવો છે તેમ પાણી રેડવા આદિ ક્રિયાના પણ બીજા અવયવો સમજવા જોઇએ. (૯)

यश्चापकर्षपर्यन्तमनुप्राप्तः प्रतीयते ।
तत्रैकस्मिन्क्रियाशब्दः केवले न प्रयुज्यते ॥१०॥

(બુદ્ધિ વડે અવયવવિભાગ કરવામાં આવતાં) જે છેલ્લી અવસ્થાએ પહોંચેલા વ્યાપાર તરીકે સમજાય છે તે એક નિરંશ (વ્યાપાર) માટે ક્રિયા એવો શબ્દ પ્રયોજાતો નથી. (૧૦)

ક્રિયા જુદા જુદા અને ક્રમમાં પ્રાપ્ત થતા વ્યાપારાંશોનો સમૂહ હોવાથી છેલ્લો ક્રિયાવયવ પ્રત્યક્ષ થતો હોય તો પણ તેને ક્રિયા કહેવાશે નહિ.

पूर्वोत्तरैस्तथा भागैः समवस्थापितक्रमः ।
एकः सोऽप्यसदभ्यासादाख्यातैरभिधीयते ॥११॥

ત્યારે તે (અંતિમ ક્રિયાભાગ), એક હોવા છતાં, અસત્ એવી ક્રિયાના આરોપને કારણે, પૂર્વ અને ઉત્તર ભાગો વડે ક્રમ આરોપવામાં આવતાં, ક્રિયારૂપો વડે જણાવવામાં આવે છે. (૧૧)

कालानुपाति यद्रूपं तदस्तीत्यनुगम्यते ।
परितस्तु परिच्छिन्नं भाव इत्येव कथ्यते ॥१२॥

(તેનું) કાલ સાથે સંબંધવાળું જે રૂપ છે, તે 'છે' (अस्ति) (એના પ્રયોગ વડે) સમજાય છે. સર્વત્ર નિષ્પન્ન થયેલું તે (ક્રિયારૂપ) ભાવ કહેવાય છે (૧૨)

સત્તાને ક્રિયારૂપ વડે સાધ્ય તરીકે જણાવવામાં આવે છે ત્યારે હતું, છે, થશે (અભૂત, અસ્તિ ભવિષ્યતિ) વગેરે કાલભેદકારો સમન્વય છે. દરેક રૂપ ઘટ સાથે આવા ક્રિયા અને કાલના ભાવ જોડાયેલા નથી.

कृ, भू, अस् ધાતુઓ ક્રિયાસામાન્ય દર્શાવે છે, અને पच् ધાતુ ક્રિયાવિશેષ દર્શાવે છે. આ વાત સ્વીકારીએ તો किं करोति ના જવાબ રૂપે જ્યારે आस्ते કહેવામાં આવે ત્યારે બંને વચ્ચેનો વિરોધ, કેવી રીતે, ક્રિયાસામાન્ય અને ક્રિયાવિશેષની દૃષ્ટિએ સમજાવી શકાય? આ પ્રશ્નનો જવાબ આ પ્રમાણે આપી શકાશે. किं करोति। પ્રયોગ ક્રિયાસામાન્ય નહિ પણ ક્રિયાવિશેષ દર્શાવે છે. જ્યાં ક્રિયાવિશેષ ન હોય ત્યાં ક્રિયા હોતી નથી.

પતંજલિને અનુસરીને કારકોની વિશિષ્ટ પ્રવૃત્તિ એટલે ક્રિયા એવી વ્યાખ્યા પણ આપવામાં આવી છે. તેથી ક્રિયારૂપમાંથી સત્તાનો અર્થ પણ પ્રાપ્ત થાય છે. પર્વતો ઊભા છે (पर्वतास्तिष्ठन्ति) માં પર્વતો પોતાની જગા છોડતા નથી એવો અર્થ પ્રાપ્ત થાય છે.

व्यवहारस्य सिद्धत्वान्न चेयं गुणकल्पना ।
उपचारो हि मुख्यस्य संभवादवतिष्ठते ॥१३॥

(ક્રિયાવચનોમાં) ક્રિયારૂપ વ્યવહારો પ્રસિદ્ધ હોવાથી તેમનામાં ક્રિયાની આવી કલ્પના ગૌણ નથી. મુખ્ય વ્યવહારના સંભવને લીધે જ ગૌણ વ્યવહાર જણાવવામાં આવે છે. (૧૩)

ગો શબ્દ મુખ્યપણે સાસ્ના વગેરે અવયવોવાળું પ્રાણી એવો અર્થ જણાવે છે જ્યારે મનુષ્ય માટે તે વપરાય છે ત્યારે તેનો ગૌણાર્થ પ્રયોજાય છે. ક્રિયા અંગે મુખ્ય કે ગૌણ એવા અર્થો સ્પષ્ટ જણાતા નથી.

आहितोत्तरशक्तित्वात्प्रत्येकं वा समूहिनः ।
अनेकरूपा लक्ष्यन्ते क्रमवन्त इवाक्रमाः ॥१४॥

(વાસ્તવમાં) ક્રમ વિનાના અવયવોમાંનો દરેક, તેમની પછીના અવયવોની શક્તિનો તેમનામાં આરોપ થવાથી અનેક રૂપવાળો અને ક્રમવાળો હોય તેમ જણાય છે. (૧૪)

अनन्तरं फलं यस्याः कल्पते तां क्रियां विदुः ।
प्रधानभूतां तादर्थ्यादन्यासां तु तदाख्यता ॥१५॥

જે (ક્રિયા)ની પછી તરત જ ફળની કલ્પના કરવામાં આવે છે તેને મુખ્ય ક્રિયા કહે છે. તેવા જ (ફળરૂપ) પ્રયોજનને કારણે બીજી ક્રિયાઓને પણ તેવું અભિધાન પ્રાપ્ત થાય છે. (૧૫)

જેના પછી તરત જ ફળપ્રાપ્તિ થાય તેને ક્રિયા કહેવામાં આવે છે, કારણ કે, ફળપ્રાપ્તિ માટે તે ઉપાયરૂપ છે. ચોખા રાંધવાના કાર્યમાં ચોખા જુદા પડવારૂપી કાર્ય (વિશદન)ને ક્રિયા કહેવાય છે, કારણ કે તેના પછી તરત ચોખાનું પોચા પડેલા ભાત (વિક્લિત્તિ) રૂપે તૈયાર થવા રૂપી ફલ પ્રાપ્ત થાય છે.

આ વિચટનરૂપ ક્રિયાને, અગાઉની ક્રિયાઓ, અધિશ્રયણ વગેરે, ઉપર આરોપવામા આવે છે. વિચટન પહેલાંની બધી ક્રિયાઓ વિક્લિત્તિ અંગે માત્ર પરોક્ષ રીતે જ મદદકર્તી બને છે, તેથી તેમને પ્રત્યક્ષરૂપે ક્રિયાઓ કહી શકાય નહિ. વિચટનનો તેમના ઉપર આરોપ કરવામાં આવતો હોવાથી તેમને ક્રિયાઓ કહી શકાશે.

હવે કોઈ શંકા કરે કે વિચટનમાં પૌર્વાપર્ય નથી તો તેને ક્રિયા કેવી રીતે કહેવાય? આના જવાબમાં કહી શકાય કે વિચટન પહેલાંની ક્રિયાક્ષણોમાં પૌર્વાપર્ય હોવાથી અને વિચટનનો તેમના ઉપર આરોપ કરવામાં આવતો હોવાથી, વિચટનમાં ક્રમ પ્રાપ્ત થઈ શકે, અર્થાત્ અગાઉની ક્રિયાક્ષણો પણ વિચટન કહી શકાય, મહાભાષ્ય ના વચન अथ कः पचेः प्रधानोऽर्थः । यासौ तण्डुलानां विक्लित्तिः । નો આ અર્થ છે.

* क्रियाप्रवृत्तौ यो हेतुस्तदर्थं यद्विचेष्टितम् ।

अनपेक्ष्य प्रयुञ्जीत गच्छतीत्यवधारयन् ॥१६॥

ક્રિયાની પ્રવૃત્તિમાં જે પ્રયોજનરૂપે છે (અને) તેને માટે કરવામાં આવતી જે ચેષ્ટા છે, (તેની) અપેક્ષા રાખ્યા વિના, નિશ્ચયપૂર્વક, 'તે જાય છે' (गच्छति) એવો પ્રયોગ કરવો. (૧૬)

આ કારિકા, वर्तमाने लट् । (પા. સૂ. ૩.૨.૧૨૩) ઉપરના ભાષ્યમાં વર્તમાન કાળના સમર્થન માટે રજૂ કરવામાં આવી છે. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા કાળ નથી તો પછી गच्छति એવો પ્રયોગ શા માટે કરવો, એવા શૂન્યવાદી બૌદ્ધના મત જેવા સમજાતા પૂર્વપક્ષના જવાબરૂપે આ કારિકા રજૂ થઈ છે. वा.प. तृतीय काण्ड કાલસમુદ્દેશ કારિકા ૮૯ ની હેલારાજની વ્યાખ્યામાં તેને અવતારવામાં આવી છે. પ્રો. રાઉએ તપાસેલી કેટલીક હસ્તપ્રતોમાં આ કારિકા પ્રાપ્ત થઈ છે. કીલહોર્ને સ્વીકારેલો બીજી પંક્તિનો પાઠ तदपेक्ष्य प्रयुञ्जीत गच्छतीत्यविचारयन् । (તેની અપેક્ષા રાખીને તે જાય છે એવો પ્રયોગ બેધડક કરવો) છે. કૈયટે પણ આ પાઠ સ્વીકારેલો છે. समीक्ष्य માટે सङ्कलय्य અને अविचारयन् માટે कुविकल्पकलङ्करहितम् । એવો અર્થ તે આપે છે. નાગેશ જણાવે છે કે इदानीं सिद्धान्तमाह क्रियाप्रवृत्ताविति भाष्ये । क्रियारम्भे यो हेतुः प्रयोजकः, फलं तदर्थं यद्विचेष्टितं क्रियासमूहस्तदनुकूलत्वेन समीक्ष्य बुद्धिविषयीकृत्य बौद्धसमूहस्य बौद्धवर्तमानत्वमादाय गच्छतीति प्रयोगोत्पत्तिरित्यर्थः । હેલારાજ બીજી પંક્તિનો શબ્દાર્થ આપતા નથી. કાલ અંગે સરખાવો નાગાર્જુનનાં વચનો—

प्रत्युत्पन्नोऽनागतश्च यद्यतीतमपेक्ष्य हि ।
प्रत्युत्पन्नोऽनागतश्च कालेऽतीते भविष्यत: ॥

प्रत्युत्पन्नोऽनागतश्च न स्तस्तत्र पुनर्यदि ।
प्रत्युत्पन्नोऽनागतश्च स्यातां कथमपेक्ष्य तम् ॥

अनपेक्ष्य पुन. सिद्धिर्नातीतं विद्यते तयो: ।
प्रत्युत्पन्नोऽनागतश्च तस्मात्कालो न विद्यते ॥

मध्यमकशास्त्रम् । (Ed.P.L. Vaidya 1969 , कालपरीक्षा १–३

सत्सु प्रत्ययरूपोऽसौ भावो यावन्न जायते ।
तावत्परेषा रूपेण साध्य सन्नभिधीयते ॥१७॥

કારણો અસ્તિત્વમા હોય ત્યારે, કારણરૂપ એવો તે પદાર્થ જ્યા સુધી કાર્યરૂપે ઉત્પન્ન થતો નથી ત્યા સુધી, કારણોના સ્વરૂપવડે સિદ્ધ તરીકે જણાવતો તે, પોતાના રૂપવડે સાધ્ય હોઈને, ક્રિયાપદ વડે અભિધાન પામે છે (૧૭)

આ કારિકાનો અન્વય આ પ્રમાણે થશે सत्सु हेतुषु प्रत्ययरूप (हेतुस्वभाव) असौ भाव (पदार्थ कारणात्मना सद्भावात्) यावत् न जायते (कार्यात्मना सत्त्व न प्रतिपद्यते) तावत् परेषा (हेतुना) रूपेण (उपलक्षित सिद्धस्वात्कर्तृभाव अनुभवन्स्वात्मना) साध्य सन् आख्यातेन अभिधीयते ।

પદાર્થ જ્યા સુધી કાર્યરૂપે ઉત્પન્ન થયો ન હોય ત્યા સુધી કારણરૂપે રહે છે કારણોના રૂપમા તે સિદ્ધસ્વભાવ હોય છે પોતાના રૂપમા તે સાધ્ય હોય છે તેની આવી સાધ્યાવસ્થા ક્રિયારૂપ વડે જણાવાય છે કાર્યની પહેલાની અવસ્થાને (जायते) ઉત્પન્ન થાય છે ક્રિયાપદથી જણાવવામા આવે છે અને પછીની અવસ્થાને 'છે' (अस्ति) ક્રિયાપદથી જણાવવામા આવે છે

सिद्धे तु साधनाकाङ्क्षा कृतार्थत्वान्निवर्तते ।
न क्रियावाचिना तस्मात्प्रयोगो तत्र विद्यते ॥१८॥

પદાર્થ સિદ્ધ થતા પ્રયોજન સિદ્ધ થતુ હોવાથી, સાધનની આકાક્ષા રહેતી નથી, તેથી તે (પદાર્થ)ને માટે ક્રિયાવાચક પદોનો પ્રયોગ થતો નથી (૧૮)

स चापूर्वापरीभूत एकत्वादक्रमात्मक ।
पूर्वापराणा धर्मेण तदर्थेनानुगम्यते ॥१९॥

તે પૌર્વાપર્ય વિનાની અને એક હોઈને ક્રમવિનાની ક્રિયા તેને માટે અસ્તિત્વ વાળા, પૂર્વ અને પર ક્રિયાશોના સ્વભાવને અનુસરે છે (૧૯)

પ્રવૃત્તિસ્વભાવ ક્રિયા વાસ્તવમા એક અને ક્રમ વિનાની હોવા છતા તેનાથી જુદી મનાયેલી ક્રિયાક્ષણોના પૌર્વાપર્યવાળા સ્વભાવને અનુસરે છે કારણ કે આવી ક્રમવાળી ક્રિયાક્ષણોનો તે ક્રિયા ઉપર આરોપ કરવામા આવે છે

असन्निवर्तते तस्माद्यत्सत्तदुपलभ्यते ।
तयो सदसतोश्चासावात्मैक इव गृह्यते ॥२०॥

તેથી પૂરી થયેલી (ક્રિયાક્ષણ) અસ્તિત્વવિનાની હોય છે અને વિદ્યમાન (ક્રિયાક્ષણ) પ્રાપ્ત થાય છે, તે વિદ્યમાન અને અવિદ્યમાન (ક્રિયાક્ષણો નો આ (ક્રિયારૂપ) આત્મા (આરોપિત એકત્વવાળો) સમજવામા આવે છે (૨૦)

जातिमन्ये क्रियामाहुरनेकव्यक्तिवर्तिनीम् ।
असाध्या व्यक्तिरूपेण सा साध्येवोपलभ्यते ॥२१॥

બીજા કેટલાક(વિદ્વાનો) અનેક ક્રિયા) વ્યક્તિઓમાં રહેનારી ક્રિયાને જાતિરૂપ કહે છે. (નિત્યજાતિ રૂપે) અસાધ્ય એવી તે (ક્રિયા) વ્યક્તિ રૂપે સાધ્ય જ (છે એમ) સમજાય છે. (૨૧)

अन्ते या वा क्रियाभागे जाति. सैव क्रिया स्मृता ।
सा व्यक्तेरनुनिष्पादे जायमानेव गम्यते ॥२२॥

અથવા છેલ્લા ક્રિયાભાગમાં જે જાતિ રહેલી છે તે ક્રિયા છે એમ (શાસ્ત્ર)માં કહેવાયુ છે. (ક્રિયા) વ્યક્તિઓ ઉત્પન્ન થયા પછી તે (ક્રિયા) જાતિ ઉત્પન્ન થતી હોય તેમ સમજાય છે (૨૨)

स्वव्यापारविशिष्टानां सत्ता वा कर्तृकर्मणाम् ।
क्रिया व्यापारभेदेषु सत्ता वा समवायिनी ॥२३॥

અથવા પોતાના વ્યાપારોથી વિશેષતા પામેલ કર્તા અને કર્મ સાથે સંબંધ ધરાવતી સત્તા એટલે ક્રિયા; અથવા તે જુદા જુદા વ્યાપારો સાથે સમવાયમાં રહેનારી સત્તા એટલે ક્રિયા (કહેવાય છે). (૨૩)

જાતિને અપરા જાતિ અને પરા જાતિ એમ બે પ્રકારે સમજવામાં આવે છે. કારિકા ૨૦ અને ૨૧માં અપરા જાતિનો નિર્દેશ કર્યો છે. આ કારિકામાં સત્તા અથવા મહા-સામાન્ય રૂપ પરા જાતિનો ઉલ્લેખ કરવામાં આવે છે. કર્તા અને કર્મના વિશિષ્ટ વ્યાપારો અથવા આવા વ્યાપારોથી વિશિષ્ટ બનેલ કર્તા અને કર્મ સાથે સમવાયમાં રહેલ સત્તાને ક્રિયા જાતિ કહે છે. આ સત્તા મહાસત્તા રૂપે છે.

अन्त्ये वात्मनि या सत्ता सा क्रिया कैश्चिदिष्यते ।
भाव एव हि धात्वर्थ इत्यविच्छिन्न आगमः ॥२४॥

અથવા છેલ્લા (ક્રિયા)ભાગમાં જે સત્તા છે તેને કેટલાક વિદ્વાનો) ક્રિયા કહે છે ધાતુનો અર્થ ભાવ છે એવી અવિચ્છિન્ન (વ્યાકરણ) પરંપરા છે. (૨૪)

ક્રિયાજાતિ અંગે ત્રીજો મત દર્શાવતાં જણાવવામાં આવે છે કે ફલપ્રાપ્તિ થયા પહેલાંની ક્રિયાક્ષણમાં જે સત્તા છે તે ક્રિયા કહેવાય છે યાસ્કે નોંધેલ મત षड्भावविकारा: भवन्ति इति वार्ष्यायणि:। થી શરૂ કરીને પતંજલિએ નોંધેલ भाववचनो धातु । એવા મત સુધીની અવિચ્છિન્ન વ્યાકરણપરંપરા ભાવને ધાતુના અર્થ તરીકે જણાવે છે. સત્તા ધાત્વર્થ પણ છે. અને પ્રાતિપદિકાર્થ પણ છે. તેથી સત્તાને કોઈ વખત સત્તા કહે છે તો કોઈ વખત ભાવ કહે છે. આ મતને સત્તાદ્વૈત કહે છે.

बुद्धिं तज्जातिमन्ये तु बुद्धिसत्तामथापरे ।
प्रत्यस्तरूपां भावेषु क्रियेति प्रतिजानते ॥२५॥

બીજા કેટલાક (વિદ્વાનો) બુદ્ધિ(ગત ક્રિયાકાર)ને અથવા તેમાંની જાતિને અથવા બુદ્ધિમાં પ્રાપ્ત થતી અને પદાર્થો ઉપર આરોપવામાં આવતી સત્તાને ક્રિયા તરીકે જાહેર કરે છે. (૨૫)

વિજ્ઞાનવાદીઓ બુદ્ધ્યાકાર અર્થાત્ બુદ્ધિમાં પ્રાપ્ત થતા ક્રિયાકારને ક્રિયા કહે છે. આવો બુદ્ધ્યાકાર પદાર્થો ઉપર આરોપવામાં આવે છે. સંબંધ સમુદ્દેશમાં પ્રાપ્ત થતા ઉપચાર સત્તા અંગેના સિદ્ધાન્તને અનુસરીને આ કારિકામાં રજૂઆત કરવામાં આવી છે.

आविर्भावतिरोभावौ जन्मनाशौ तथापरैः ।
षट्सु भावविकारेषु कल्पितौ व्यावहारिकौ ॥२६॥

સત્તાના છ ભાવવિકારોમાં આવિર્ભાવ અને તિરોભાવને અને બીજા મતમાં જન્મ અને નાશને, વ્યવહારકાર્ય માટે યોગ્ય સમજવામાં આવ્યા છે. (૨૬)

યાસ્કે નિર્દેશેલ છ ભાવવિકારોમાંથી સત્કાર્યવાદી સાંખ્યો આવિર્ભાવ અને તિરોભાવને અને અસત્કાર્યવાદી વૈશેષિકો જન્મ અને વિનાશને ભાવવિકારો તરીકે સ્વીકારે છે. આવા ભાવવિકારો વ્યવહાર માટે જુદા જુદા કલ્પવામાં આવ્યા છે ખરેખર તો બે જ ભાવ-વિકારો સમજવા જોઈએ, જન્મ અથવા આવિર્ભાવ અને નાશ અથવા તિરોભાવ.

ताभ्यां सर्वप्रवृत्तिनामभेदेनोपसङ्ग्रहः ।
जन्मैवाश्रितसारूप्यं स्थितिरित्यभिधीयते ॥२७॥

તે બે (ભાવવિકારો) વડે બધા વ્યાપારોનો અભિન્નપણે સ્વીકાર થાય છે. એકસરખા રૂપવાળી ક્રિયાક્ષણોવાળા જન્મને જ સ્થિતિ કહેવાય છે.(૨૭)

અગાઉ કહ્યું છે તેમ જન્મ અને વિનાશને અર્થાત્ આવિર્ભાવ અને તિરોભાવને ક્રિયા કહેવામાં આવે છે. પૂર્વ અને અપર ક્રિયાક્ષણોની વચ્ચે રહેનાર અને સ્વરૂપને પ્રાપ્ત કરવાની તૈયારીમાં રહેલ બાબતને જન્મ કહેવાય છે. કોઈક ધર્મ સાથે આવિર્ભાવ થવો એટલે જન્મ પૂર્વ અવસ્થાના ત્યાગ અને પર અવસ્થાની પ્રાપ્તિની વચ્ચે રહેવાની સ્થિતિને 'છે' (અસ્તિ) એવા પ્રયોગથી જણાવાય છે.

* जायमानान्न जन्मान्यद्विनाशोऽप्यपदार्थता ।
अतो भावविकारेषु सत्तैका व्यवतिष्ठते ॥२८॥

જન્મ પામવાની સ્થિતિથી જન્મ જુદો નથી વિનાશ પણ જુદો પદાર્થ નથી. તેથી ભાવવિકારોમાં માત્ર સત્તા જ દઢપણે રહેલી છે. (૨૮)

જન્મ અને વિનાશ વાસ્તવમાં સત્તાથી જુદા નથી. અસ્તિત્વમાં હોય તે જન્મતું નથી જેનું અસ્તિત્વ ન હોય તેનો જન્મ થતો નથી અને જે અસ્તિત્વમાં હોય તેનો વિનાશ થતો નથી. આમ હોવાથી જન્મ અને વિનાશ, સત્તાનાં બે પાસાં છે. નિત્ય સત્તા જ ભાવવિકારોનું મૂળ છે ક્રિયાપદ વડે વ્યક્ત થતાં તે સત્તામાં ક્રિયા પ્રાપ્ત થાય છે, અને નામ વડે વ્યક્ત થતાં તે સાધનરૂપે સમજાય છે.

* पूर्वभागस्तु यज्जातात्तज्जन्मेत्यपदिश्यते ।
आश्रितक्रमरूपेण निमित्तत्वे विवक्षिते ॥२९॥

કારણો ક્રમનો આશ્રય કરે છે એમ જણાવાતું હોય ત્યારે ઉત્પન્ન થઈ ચૂકેલા ભાવની પૂર્વ અવસ્થા જન્મ કહેવાય છે. (૨૯)

પરિનિષ્પન્ન સ્વભાવવાળા પદાર્થને તે ઉત્પન્ન થયો છે એમ કહેવાય છે. તેની પહેલાંની અવસ્થા જન્મ કહેવાય છે. આવા વ્યાપારને जायते એવું ક્રિયારૂપ જણાવે છે. जायतेના પ્રયોગથી સાધનો અર્થાત્ ક્રિયા ઉત્પન્ન કરનારાં કારણો કાર્યશીલ બન્યાં છે એમ સમજાય છે.

आख्यातशब्दैरर्थोऽसावेवंभूतोऽभिधीयते ।
नामशब्दाः प्रवर्तन्ते संहृत्य इव क्रमम् ॥३०॥

તેવી (ક્રમરૂપ) અવસ્થાવાળો પદાર્થ ક્રિયાશબ્દો વડે જણાવાય છે. નામ શબ્દો તો જાણે ક્રમને અટકાવી દેતા હોય તેમ પ્રવૃત્ત થાય છે. (૩૦)

ઉત્પત્તિ પહેલાંની અવસ્થા અર્થાત્ જન્મ કારણરૂપ હોય છે તેનામાં ક્રમ હોતો નથી પરંતુ जायते ક્રિયારૂપથી તે જ્યારે જણાવાય છે ત્યારે તે ક્રમવાન્ બને છે. જ્યારે જન્મ એવા નામથી તે દર્શાવાય છે ત્યારે કોઈપણ આંતરક્રમ વિનાના પદાર્થરૂપે તે સમજાય છે.

फलं फलापदेशो वा वस्तु वा तद्विरोधि यत् ।
तदन्यदेव पूर्वेर्षां नाश इत्यपदिश्यते ॥३१॥

તે (જન્મ)ની ફલ (રૂપ અવસ્થા)ને અથવા તે ફલ છે એવા માત્ર ઉલ્લેખને અથવા તેના વિરોધી પદાર્થને, પ્રાચીન આચાર્યોના મતમાં, તે (જન્મ)થી જુદો જ (અર્થાત્) નાશ કહેવામાં આવે છે (૩૧)

જેમ પરિનિષ્પન્ન પદાર્થની પૂર્વાવસ્થાને જન્મ કહેવાય છે, તેમ વિનાશ તેની ઉત્તરાવસ્થા કહી શકાય. પ્રાચીન નૈયાયિકોના આવા મતને રજૂ કરતી આ કારિકા છે.

કાર્યરૂપ ફલ કારણનું વિરોધી છે. ફલાપદેશ એટલે ફળની ભ્રાન્તિ, તેનો કેવળ ઉલ્લેખ થાય છે તેનું વાસ્તવિક અસ્તિત્વ નથી. ઘડા ઉપર હથોડાનો ઘા થતાં વિનષ્ટ ઘડાનાં બે ટુકડા માટે ઘડો એવો માત્ર ઉલ્લેખ થાય છે. અથવા તેમનામાં ઘડાની ભ્રાન્તિ થાય છે. સંયોગનો વિનાશ એટલે તેના વિરોધી બે ભાગ તે પ્રમાણે સુખનો વિનાશ એટલે દુઃખ. આમ વિનાશ અપદાર્થ નથી. ક્રિયાપદ વડે તેને ક્રિયારૂપે જણાવવામાં આવે છે.

नैवास्ति नैव नास्तीति वस्तुनो ग्रहणाद्विना ।
कल्पते पररूपेण वस्त्वन्यदनुगम्यते ॥३२॥

વસ્તુ છે અને (વસ્તુ) નથી એવો વાક્યપ્રયોગ પદાર્થના ગ્રહણ વિના કલ્પી શકાતો નથી. (પદાર્થના) બીજા રૂપ વડે કોઈક બીજો પદાર્થ સમજવામાં આવે છે. (૩૨)

भावाभावौ घटादीनामस्पृशन्नपि पाणिना ।
कश्चिद् वेदाप्रकाशेऽपि प्रकाशे तत एव वा ॥३३॥

(પરંતુ) હાથવડે અડકયા વિના, ઘડો વગેરેના અસ્તિત્વ અથવા અભાવને કોઈ વ્યક્તિ અજવાળામાં જાણે છે. તેમ અંધકારમાં પણ તે પ્રમાણે (જ) જાણે છે.(૩૩)

પૂર્વપક્ષી એમ કહે કે સ્પર્શ વડે અંધારામાં પણ પદાર્થના અભાવને જાણી શકાય છે, તો તેના જવાબમાં કહેવામાં આવે છે કે અંધકારમાં કશું જોઈ શકાતું નથી કે સ્પર્શી શકાતું નથી, પરંતુ અજવાળામાં પદાર્થનો જે અભાવ આપણે સમજ્યા હતા તેના સ્મરણથી અંધારામાં પણ અભાવને સમજીએ છીએ.

व्यापि सौक्ष्म्यं क्वचियाति क्वचित्संहन्यते पुनः ।
अकुर्वाणोऽथ वा किञ्चित् स्वशक्त्यैवं प्रकाशते ॥३४॥

વ્યાપક (પ્રકૃતિરૂપ) તત્ત્વ કોઈવાર સૂક્ષ્મત્વ ધારણ કરે છે અને કોઈવાર ફરી સંઘાતરૂપ બને છે. અથવા આ પ્રમાણે કશું કર્યા વિના તે પોતાની શક્તિવડે પ્રગટ થાય છે. (૩૪)

સાંખ્યદર્શન અને તેના જેવા સમજાતા નિરુક્તકારના મતને અનુસરીને જન્મ અને નાશને હવે સમજાવવામાં આવે છે.

પ્રધાનરૂપ વસ્તુ કોઈ કાલ અથવા કોઈ દેશના સંદર્ભમાં સૂક્ષ્મરૂપ ધારણ કરે છે તેની આ અવસ્થાને તિરોભાવ અથવા નાશ કહે છે. વિનશ્યતિ એવા ક્રિયારૂપવડે અને વિનાશ એવા નામરૂપ વડે તે સમજાય છે. બીજા કાલ અને દેશના સંદર્ભમાં તે સંઘાતરૂપ બને છે. તેની આ અવસ્થાને અવિર્ભાવ કહે છે તે જન્મ એવા નામપદવડે અને જાયતે એવા ક્રિયારૂપવડે સમજાય છે, આ બંને અવસ્થાઓ ક્રિયાસામાન્ય દર્શાવતી હોવાથી યાસ્કે નોંધેલા છ ભાવવિકારો પણ ક્રિયાસામાન્ય સમજવા જોઈએ.

सर्वरूपस्य तत्त्वस्य यत्क्रमेणेव दर्शनम् ।
मार्गैरिव प्रक्लृप्तिश्च तां क्रियामपरे विदुः ॥३५॥

બધાં સ્વરૂપોવાળા (પરમ)તત્ત્વના, જાણે ક્રમવાન હોય તેવા દેખાતા આવિર્ભાવને અને તે (તત્ત્વ)માં વિભાગો હોય તેવી કલ્પનાને બીજા (આચાર્યો) ક્રિયા કહે છે. (૩૫)

પરમ તત્ત્વમાં બધી શક્તિઓનો અને બધાં રૂપોનો સમાવેશ થયો છે. કાલ નામે સ્વાતંત્ર્યશક્તિને કારણે તેનામાં ક્રમનો ભાસ થાય છે. આવા ક્રમના આવિર્ભાવને ક્રિયા કહે છે. પરમતત્ત્વ વાસ્તવમાં અક્રમ અને અવિભક્ત હોવા છતાં ક્રમવાન અને વિભક્ત હોય તેમ જણાય છે. જન્મ અને વિનાશ આ પરમતત્ત્વની ક્રિયારૂપે છે. અગાઉની કારિકામાં ક્રિયાને બ્રહ્મનું પરિણામ કહી હતી. આ કારિકામાં તેને બ્રહ્મના વિવર્તરૂપે જણાવવામાં આવી છે.

सत्ता स्वशक्तियोगेन सर्वरूपा व्यवस्थिता ।
साध्या च साधनं चैव फलं भोक्ता फलस्य च ॥३६॥

(પરમતત્ત્વરૂપ) સત્તા, પોતાની શક્તિઓ સાથેના સંબંધને કારણે બધાં સ્વરૂપોને પ્રાપ્ત કરનારી માનવામાં આવી છે. તે સાધ્ય છે, સાધન છે, ફલ છે અને ફલની ભોક્તા છે. (૩૬)

આ કારિકામા અદ્વૈતમત પ્રમાણે સત્તાદ્વૈતનો ઉલ્લેખ થયો છે. સત્તા અર્થાત્ મહા-સામાન્ય, સર્વસ્વરૂપ અને સર્વગત હોવાથી પ્રાતિપદિક અને ધાતુવડે વ્યક્ત થાય છે. તે સાધ્ય તેમજ સાધનરૂપે તથા ફલરૂપે અને ફલના ભોક્તારૂપે પ્રગટ થાય છે.

क्रियामन्ये तु मन्यन्ते क्वचिदप्यनपाश्रिताम् ।
साधनैकार्थकारित्वे प्रवृत्तिमनपायिनीम् ॥३७॥

બીજા કેટલાક (આચાર્યો) ક્યાંય પણ આશ્રય નહિ કરનારી અને સાધન-(શક્તિઓ)ની સાથે રહીને (સાધ્યરૂપ) કાર્ય કરનારી નિત્ય પ્રવૃત્તિને ક્રિયા માને છે. (૩૭)

તાન્ત્રિકો ઉપર આરોપવામાં આવતા મતના જેવા આ મતમાં નિત્ય પ્રવૃત્તિને ક્રિયા સમજવામાં આવી છે. તે કોઈ એક પદાર્થમાં આશ્રય કરતી નથી સાધનોની શક્તિઓની સાથે રહીને તે ફલરૂપ કાર્યને સિદ્ધ કરે છે.

सामान्यभूता सा पूर्वं भागशः प्रविभज्यते ।
ततो व्यापाररूपेण साध्येव व्यवतिष्ठते ॥३८॥

પહેલાં તે સામાન્યરૂપે હોય છે: (પછી) વિભાગોમાં વહેંચાય છે અને ત્યાર પછી પ્રવૃત્તિરૂપે તે જાણે સિદ્ધ થવાની (ક્રિયા) હોય તેમ જણાય છે (૩૮)

નિત્ય પ્રવૃત્તિરૂપ ક્રિયામાં સાધ્યત્વ કેવી રીતે પ્રાપ્ત થાય તે હવે અહીં જણાવવામાં આવે છે. શક્તિરૂપ ક્રિયા તેની પ્રથમ અવસ્થામાં ક્રિયાસામાન્યરૂપે હોય છે. ત્યાર પછી સાધનોની ક્રિયાને કારણે તેનામાં વિભાગો ઉત્પન્ન થાય છે ત્યારે તે વ્યાપારરૂપ બને છે. આ અવસ્થામાં તેને પ્રવૃત્તિ કહે છે. જુદાં જુદાં સાધનો સાથે સંબંધમાં આવતાં પ્રવૃત્તિ સાધ્યક્રિયારૂપે પ્રગટ થાય છે. તેથી જ ભાષ્યમાં કહ્યું છે કે कारकाणां प्रवृत्तिविशेषः क्रिया ।

प्रकृतिं साधनानां सा प्रथमं तच्च कारकम् ।
व्यापाराणां ततोऽन्यत्त्वमपरैरुपवर्ण्यते ॥३९॥

તે (પ્રવૃત્તિ) બધાં સાધનોની પ્રકૃતિ છે; તે આદ્ય કારક છે. બધા વ્યાપારો તેનાથી જુદા છે એમ બીજા(કેટલાક) આચાર્યો જાહેર કરે છે (૩૯)

ક્રિયા અથવા નિત્યપ્રવૃત્તિ સાધનોની પ્રકૃતિ છે કારણ કે સાધનોને તેના વડે શક્તિ પ્રાપ્ત થાય છે. સાધનોની પ્રવર્તક હોવાથી તે પ્રવાહરૂપ છે તે નિત્ય હોવાથી બીજા સાધનો વડે સાધ્ય બનતી નથી. તેથી તેને આદ્ય સાધન અર્થાત્ સાધનોની પણ સાધન કહી છે. પ્રવૃત્તિ જુદા જુદા સાધનોને કારણે વિશિષ્ટ ક્રિયાઓવાળી છે એવો એક મત છે. બીજા મત પ્રમાણે વિશિષ્ટ ક્રિયાસ્વભાવવાળા વ્યાપારો તેનાથી જુદા સમજવામા આવ્યા છે

बहूनां समवेतेऽर्थानां केचिदेवोपकारिण ।
संसर्गे कश्चिदेषां तु प्राधान्येन प्रतीयते ॥४०॥

જ્યારે (આખ્યાતના) ઘણા અર્થો શક્ય હોય અને તેમનો સબંધ પ્રાપ્ત થતો હોય ત્યારે કેટલાક ગૌણ હોય છે, તેમાનો કોઈ એક મુખ્ય તરીકે સમજાય છે (૪૦)

એક પદના જ્યારે ઘણા અર્થો શક્ય હોય ત્યારે એક અર્થ મુખ્ય હોય છે અને બીજા ગૌણ હોય છે આખ્યાતનો તે અર્થો સાથે સબંધ હોવાથી આમ બને છે આખ્યાત પદમાથી સાધન, સખ્યા, કાળ, પુરુષ, ઉપગ્રહ વગેરે અર્થો ગૌણ અર્થો તરીકે સમજાય છે અને ક્રિયારૂપ અર્થ મુખ્ય અર્થ તરીકે લેવાય છે

साध्यत्वात्तत्र चास्यातैर्व्यापाराः सिद्धसाधना ।
प्राधान्येनाभिधीयन्ते फलेनापि प्रवर्तिता ॥४१॥

અંતિમ ફળવડે પ્રવર્તાવેલા હોવા છતાં, સિદ્ધ સાધનોવાળા (ક્રિયારૂપ) વ્યાપારો, સાધ્યરૂપે હોવાથી, ક્રિયાપદો વડે મુખ્યપણે જણાવવામા આવે છે (૪૧)

આખ્યાત શબ્દ મુખ્યપણે ક્રિયા દર્શાવે છે કારણકે ક્રિયા સાધ્ય છે અને સાધનો અર્થાત્ કારકો સિદ્ધ છે ક્રિયા ફળને દર્શાવતી હોવા છતાં, આખ્યાતપદ ક્રિયાને જ દર્શાવે છે એટલે વિધિ અર્થાત્ ક્રિયાનુ પ્રાધાન્ય છે, ફળનુ નહિ. પુરુષ, કાળ અને ઉપગ્રહ, ક્રિયાના સદર્ભમા ગૌણ છે (સરખાવો હેલારાજ सङ्ख्यापुरुषौ साधनाधारद्रव्यधर्मत्वा त्साधनद्वारेण क्रियामुपकुर्वन्तौ गुणभूतौ । तत्र कालोपग्रहौ तु साक्षादेव क्रियोपकारितया गुणभूतौ ।)

एकत्वावृत्तिभावाभ्यां भेदाभेदसमन्वये ।
सङ्ख्यातत्रोपलभ्यन्ते सङ्ख्येयावयवक्रिया ॥४२॥

ક્રિયાના એકત્વ અને (તેનાં) જુદાં જુદા આવર્તનોને કારણે ભેદ અને અભેદ સાથે તેનો સબધ પ્રાપ્ત થતા (જુદી) ગણતરી કરી શકાય તેવા અવયવોવાળી સખ્યા પ્રાપ્ત થાય છે (૪૨)

ફલ એક અને કર્તા એક હોવાથી ક્રિયા એક છે એમ સમજાય છે, પરંતુ આવી એક ક્રિયાની અનેક વાર આવૃત્તિ થઈ શકે છે, અર્થાત્ ક્રિયામાં ભેદાભેદ પ્રવર્તે છે. ક્રિયાની આવૃત્તિ થાય તો જ એક, બે, એવી સંખ્યાનો અર્થ જોડાય છે, આવૃત્તિનો અર્થ, દર્શાવવા માટે કૃત્વસુચ્ પ્રત્યય વપરાય છે. ક્રિયારૂપ સાથે જોડાયેલો પ્રત્યય કર્તા અથવા કર્મની સંખ્યા દર્શાવે છે, ક્રિયાની નહિ.

सिद्धस्यार्थस्य पाकादेः कथं साधनयोगिता ।
साध्यत्वे वा तिङन्तेन कृतां भेदो न कश्चन ॥४३॥

પાક વગેરે સિદ્ધ પદાર્થ દર્શાવતા હોય તો સાધન સાથે તેમનો સંબંધ કેવી રીતે થાય? જો (પાક શબ્દનો) અર્થ ક્રિયા સમજવામાં આવે તો ક્રિયાશબ્દો અને કૃદન્ત શબ્દો(ના અર્થ)માં કશી ભિન્નતા પ્રાપ્ત થશે નહિ. (૪૩)

કારિકા ૪૨માં જણાવવામાં આવ્યું કે ક્રિયામાં સંખ્યા પ્રાપ્ત થતી નથી. તો પછી પાકઃ પાકૌ વગેરેમાં સંખ્યાનો બોધ કેવી રીતે થશે, કારણ કે આ શબ્દો સાથે સાધનનો સંબંધ નથી. આના જવાબ રૂપે આ કારિકામાં જણાવવામાં આવ્યું છે કે પાકઃ વગેરે કૃદન્ત-શબ્દો સિદ્ધ અર્થ દર્શાવતા હોવાથી સંખ્યા દર્શાવશે.

तत्र कारकयोगाया यद्याख्यातं निबन्धनम् ।
षष्ठ्या सा तेन संबन्धे व्युदस्ता कर्तृकर्मणोः ॥४४॥

કારક સાથે સંબંધવાળી ષષ્ઠી વિભક્તિ માટે આખ્યાત નિમિત્ત છે (એમ કહી શકાય નહિ કારણ કે) કર્તા અને કર્મના અર્થના સંદર્ભમાં તે (ષષ્ઠી)ના કાલવાચક પ્રત્યય સાથેના સંબંધનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. (૪૪)

માતુઃ સ્મરતિ । 'માતાનું સ્મરણ કરે છે' એવા પ્રયોગ જેવો 'ओदनस्य पचति ।' એવો પ્રયોગ કરી શકાય નહિ कर्तृकर्मणोः कृति । (પા.સૂ. ૨.૩.૬૫ "કૃત્ પ્રત્યય જેને અંતે હોય તેવા પાકઃ વગેરે શબ્દો સાથે કર્તા અને કર્મ અર્થમાં ષષ્ઠી (ओदनस्य) પ્રયોજાય છે,) એમ જણાવે છે. પરંતુ આ ષષ્ઠી "કાલના પ્રત્યયોવાળાં ક્રિયારૂપો સાથે કર્તા કે કર્મ અર્થમાં પ્રયોજાતી નથી" એવો નિષેધ न लोकाव्ययनिष्ठाखलर्थतृनाम् (પા. સૂ. ૨.૩.૬૯)થી કરવામાં આવ્યો છે.

एकाभिधान एकोऽर्थो युगपच्च द्विधर्मभाक् ।
न संभवति सिद्धत्वे स साध्यः स्यात्कथं पुनः ॥४५॥

એક શબ્દ વડે જણાતો એક અર્થ, એક સાથે બે (વિરોધી) ધર્મોવાળો, સંભવે નહિ. જો તે (શબ્દ) સિદ્ધ હોય તો સાધ્ય કેવી રીતે બની શકે? (૪૫)

પાકઃ એવો શબ્દ પરિનિષ્પન્ન રંધન દર્શાવે છે. તે એક સાથે સાધ્ય ક્રિયા અને સિદ્ધ વસ્તુ એવા પરસ્પર વિરોધી ધર્મોનો વાચક બની શકે નહિ, પરંતુ પચતિ અને પાકઃ એવા બે જુદા શબ્દો બે જુદા ધર્મો દર્શાવશે.

एतावत्साधन साध्यमेतावदिति कल्पना ।
शास्त्र एव न वाक्येऽस्ति विभाग परमार्थत ॥४६॥

(શબ્દમા) આટલુ સાધન છે અને આટલુ સાધ્ય છે એવી કલ્પના (વ્યાકરણ) ાસ્ત્રમાં જ કરવામા આવે છે વાક્યમાં, પરમાર્થપણે, આવો વિભાગ નથી. (૪ )

आख्यातशब्दे भागाभ्या साध्यसाधनवर्तिता ।
प्रकल्पिता यथा शास्त्रे स घञादिष्वपि क्रम ॥४७॥

વ્યાકરણશાસ્ત્રમા, જેમ આખ્યાતશબ્દમા પ્રકૃતિભાગ વડે સાધ્યના અને ત્યયભાગવડે સાધનના અભિધાનની કલ્પના કરાવામાં આવે છે તેમ ઘઞન્ત શબ્દો ાગે પણ (તેવી જ વ્યવસ્થા છે. (૪૭)

साध्यत्वेन क्रिया तत्र धातुरूपनिबन्धना ।
सत्त्वभावस्तु यस्तस्या स घञादिनिबन्धन ॥४८॥

(પાક વગેરે શબ્દોમા), જ્યા સાધ્યરૂપે ક્રિયા સમજાય છે ત્યા તે ધાતુ ઉપર ાધાર રાખે છે તે (ક્રિયા)નો સત્ત્વરૂપ ભાગ ઘઞ્ વગેરે પ્રત્યયો ઉપર આધાર ાખે છે (૪૮)

बन्धुताभेदरूपेण बन्धुशब्दे व्यवस्थिता ।
समूहो बन्ध्ववस्था तु प्रत्ययेनाभिधीयते ॥४९॥

( બન્ધુરૂપ ધર્મીથી ) ભિન્નપણે બન્ધુતા બન્ધુશબ્દ વડે વાચ્ય બને છે બન્ધુઓનો) સમૂહ (એવા અર્થમા) બન્ધુતા (ધર્મી બન્ધુ સાથે અભિન્નપણે હોઇ) બન્ધુ-અવસ્થાને પ્રત્યય વડે જણાવે છે (૪૯)

બન્ધુતા શબ્દમા બે અવયવો છે, એક પ્રાતિપદિક બન્ધુ શબ્દ અને બીજો તલ્ ત્યય બન્ધુતા શબ્દમા તલ્ પ્રત્યય સમૂહનો અર્થ દર્શાવે છે અને બન્ધુ શબ્દ બાન્ધવપણાનો. કૃત્યર્થ અને પ્રત્યયાર્થ જુદા છે, છતા વાસ્તવમા જુદા નથી. તે ભેદાભેદરૂપે બન્ધુતા અને મૂહના વાચક છે

तत्र य प्रति साध्यत्व असिद्धा त प्रति क्रिया ।
सिद्धा तु यस्मिन्साध्यत्व न तमेव पुन प्रति ॥५०॥

જે (સાધન)ના સબધમા ક્રિયા સાધ્ય છે, તેના સંબંધમા તે સિદ્ધ (વસ્તુ) થી જેની સાથેના સબધમા તે સિદ્ધ (વસ્તુ) છે, તેની સાથેના સબધમા તે ાધ્ય (ક્રિયા) નથી (૫૦)

સાધનો સાથે સબધમાં ક્રિયા સાધ્ય છે, સિદ્ધ નથી ધાતુ વડે તે અભિધાન પામે ઘઞ્ વગેરે પ્રત્યયોના અર્થ સાથેના સબધમા તે સિદ્ધ વસ્તુ છે, સાધ્ય ક્રિયા નથી ।રના વચન साध्यत्वेनाभिहिता क्रिया धातुनाऽऽदाना । कृत्प्रत्ययापेक्षा तु सिद्धेति न साध्यत्व प्रति । હેલારાજ)

राज्ञः पुत्रस्य नप्तेति न राज्ञि व्यतिरिच्यते ।
पुत्रस्यार्थः प्रधानत्वं न चास्य विनिवर्तते ॥५१॥

'રાજાના દીકરાનો દીકરો (વિજયી બને)' એવા પ્રયોગમાં પુત્ર(ગઢ)નો અર્થ રાજાના સંબંધમાં ગૌણ સમજાતો નથી; રાજાની અપેક્ષાએ તેનું મુખ્યત્વ પણ દૂર થતું નથી. (૫૧)

'રાજાના પુત્રનો દીકરો વિજયી બનો' એવા પ્રયોગમાં પૌત્રની અપેક્ષાએ પુત્ર ગૌણ હોવા છતાં રાજાની અપેક્ષાએ તે ગૌણ બનતો નથી. રાજાના સંબંધમાં તેનું મુખ્યત્વ દૂર થતું નથી. તે પ્રમાણે પાકઃ શબ્દમાં પ્રકૃતિપ્રત્યયના સંદર્ભમાં સાધ્યત્વ અને સિદ્ધત્વ વિરોધી બનતાં નથી.

मृगो धावति पश्येति साध्यसाधनरूपता ।
तथा विषयभेदेन सरणस्योपपद्यते ॥५२॥

તે પ્રમાણે, 'જો, હરણ દોડે છે' (પ્રયોગ)માં દોડવાની ક્રિયા, વિષયભેદ પ્રમાણે સાધ્ય અને સાધન એમ બંને રીતે (સમજાય) છે. (૫૨).

'જો, હરણ દોડે છે'માં 'દોડે છે' માંનો પ્રત્યય કર્તાર્થ દર્શાવે છે અને તેથી દોડવાની ક્રિયા સાધ્ય છે. જુઓ બાબતમાં તે કર્મ અર્થાત્ સાધન છે. જોવાની ક્રિયાનું કર્મ હરણ નહિ પણ દોડવાની ક્રિયા છે. ઘઞન્ત શબ્દોની બાબતમાં ધાતુ સાધ્ય ક્રિયા દર્શાવે છે, અને પ્રત્યય સિદ્ધતા દર્શાવે છે. પ્રકૃતિ અને પ્રત્યય બંને સાથે રહીને પ્રત્યયનો અર્થ દર્શાવે છે, એ નિયમ પ્રમાણે પ્રત્યયાર્થ અર્થાત્ સિદ્ધત્વ મુખ્ય હોવાથી સાધ્ય સાથે અર્થાત્ ક્રિયામાં આવૃત્તિનો અભાવ હોવાથી कृत्वः (कृत्वसुच्) વગેરે પ્રત્યયો પ્રાપ્ત થતા નથી, કારણકે कृत्वसुच् વગેરે પ્રત્યયો સાધ્યના સંબંધમાં પ્રાપ્ત થનાર આવૃત્તિ માટે જ પ્રયોજાતા હોય છે.

कृत्य, क्त, વગેરે પ્રત્યયો કાલના પ્રત્યયોની જેમ ક્રિયારૂપ ભાવને જ જણાવતા હોવાથી તેમની સાથે कृत्वः વગેરેનો પ્રયોગ પ્રાપ્ત થાય છે, જેમકે द्विः भुक्तम्, त्रिः भुक्तम्, વગેરે.

लकृत्यक्तखलर्थानां तथाव्ययकृतामपि ।
रुढिनिष्ठाघञादीनां धातुः साध्यस्य वाचकः ॥५३॥

(તિઙન્ત અને કૃદન્તમાં) સર્વત્ર, કાલવાચક, કૃત્ય, ક્ત, ખલ્, અવ્યયો બનાવનારા પ્રત્યયો, રૂઢિ, નિષ્ઠા, અને ઘઞ્ પ્રત્યયો જેને અંતે છે તેવાં પદોમાં ધાતુ (ક્રિયા) દર્શાવે છે. (૫૩)

साध्यस्यापरिनिष्पत्तेः सोऽयमित्यनुपग्रहः ।
तिङन्तैरन्तरेणेवं उपमानं ततो न तैः ॥५४॥

ક્રિયા અપૂર્ણ (બાબત) હોવાથી, (સાધનોની), આખ્યાતના અર્થો સાથેની, 'આ તે છે' એવી (એકરૂપતાનો) સ્વીકાર, ઉપમાન (વાચક, 'ના જેવા,' इव શબ્દ) વિના થતો નથી તેથી તેમની વચ્ચે સરખામણી પ્રાપ્ત થતી નથી. (૫૪)

તિઙન્તાર્થ હમેશા સાધ્યરૂપ ક્રિયા દર્શાવે છે, તેથી બીજી ક્રિયાઓ કે સાધનો સાથે અભેદરૂપે તેને કલ્પી શકાય નહિ 'આ તે છે' એવો, ક્રિયાઓ કે સાધનો સાથે એક રૂપતાનો સ્વીકાર, તેમને માટે થઈ શકે નહિ 'આ છોકરો સિંહ છે,'' એવી અભેદ-સબંધની કલ્પના ક્રિયાર્થો માટે થઈ શકતી નથી 'જાણે રડતો હોય તેમ ગાય છે' (क्रन्दन्तीव गायति ।) એવા પ્રયોગનું શું ? ત્યા इव શબ્દના પ્રયોગથી ભેદકલ્પનાથી ઉપમાનોપમેયભાવ સમજાય છે.

> साधनत्व प्रसिद्धं च विद्धल्लु सन्नन्धिना यत ।
> तेनाध्यारोप एव स्यादुपमा तु न विद्यते ॥५५॥

ક્રિયાર્થ સાથે સબધવાળા (કર્તા, કરણ વગેરે અર્થો સાધન તરીકે પ્રસિદ્ધ હોવાથી, (ક્રિયાર્થનો સાધન ઉપર) આરોપ જ થાય છે (ત્યા) ઉપમા તો હોતી નથી (૫૫)

'પર્વત હાલે છે' (पर्वत चलति ।)મા પર્વત કર્તા અર્થાત્ સાધન છે અને 'હાલે છે,' ક્રિયા છે વાસ્તવમા આવુ બનતુ નથી, તેથી પ્રયોગની સિદ્ધિ માટે હાલવાની ક્રિયાનો પર્વત ઉપર આરોપ કરવામા આવે છે બને વચ્ચે સરખામણી હોતી નથી, કારણ કે ક્રિયાર્થ મુખ્ય છે અને સાધનાર્થ ગૌણ હોય છે આમ ક્રિયાનો સાધન સાથે પણ ઉપમા નોપમેયભાવ હોતો નથી.

> न्यूनेपु च समाप्त्यार्थमुपमान विधीयते ।
> क्रिया चैवाश्रये सर्वा तत्र तत्र समाप्यते ॥५६॥

પૂર્ણ ગુણોવાળુ ઉપમાન ઓછા ગુણોવાળા (ઉપમેય) સાથે વપરાય છે, (પરંતુ) બધળી ક્રિયા તે તે (આશ્રયોરૂપ સાધનો )મા પરિપૂર્ણ રૂપે દેખાય છે (૫૦)

ક્રિયા તેના સાધનો અર્થાત્ આશ્રયોમાં પૂર્ણરૂપે રહેતી હોવાથી ઉપમાનો વિષય બનતી નથી

> येनैव हेतुना हंस पतत्रीत्यभिधीयते ।
> आती तस्य समाप्तत्वादुपमार्थो न विद्यते ॥५७॥

'હંસ ઊડે છે' એવા પ્રયોગમા જે (પાંખોરૂપ સાધનને) કારણે (તે ઊડે છે) એમ કહેવાય છે, તે ચકલીમા પણ પૂરેપૂરુ પ્રાપ્ત થતુ હોવાથી બને વચ્ચે ઉપમાનુ કશુ પ્રયોજન નથી (૫૭)

હંસ અને ચકલીની ઉડ્ડયન રૂપ ગતિ સરખી છે બને પોતાની રીતે પરિપૂર્ણગતિ વાળા છે. સરખામણીનો કશો અર્થ નથી એવી સરખામણી 'આ ગાય, ગાય જેવી છે' એવો નિષ્ફળ અર્થ દર્શાવશે ચકલી હંસની જેમ ઊડે છે એવા વાક્યમા સરખામણી, બને સાધનો અર્થાત્ કર્તાઓ વચ્ચે છે, બે ક્રિયાઓ વચ્ચે સરખામણી નથી

क्रियाणां जातिभिन्नानां सादृश्यं नावधार्यते ।
सिद्धेश्च प्रक्रमे साध्यं उपमातुं न शक्यते ॥५८॥

વિજાતીય ક્રિયાઓ વચ્ચે સાદૃશ્ય સમજી શકાતું નથી. જો (સાધ્ય) ક્રિયાને (સિદ્ધ) સાધન તરીકે જણાવવામાં આવે તો તેને બીજી ક્રિયા સાથે) સરખાવી શકાય નહિ. (૫૮)

સજાતીય ક્રિયાઓ વચ્ચે ઉપમાનોપમેયભાવ કલ્પી શકાતો નથી, એટલું જ નહિ પણ વિજાતીય ક્રિયાઓ વચ્ચે પણ ઉપમાનોપમેયભાવ કલ્પી શકાતો નથી. पचति, गच्छति એવી ક્રિયાઓ એક બીજાથી એકદમ જુદી છે. તેમ I વચ્ચે ઉપમાનોપમેયભાવ સંભવતો નથી.

वनं वृक्षा इति यथा भेदाभेदव्यपाश्रयात् ।
अर्थात्मा भिद्यते भावे स बाह्याभ्यन्तरे क्रमः ॥५९॥

'વૃક્ષોનો સમુદાય વન છે.' એવી અભેદકલ્પનાથી અને વૃક્ષો વન છે એવી ભેદકલ્પનાથી પ્રાપ્ત થતું અર્થસ્વરૂપ પરસ્પર જુદું સમજાય છે; તેવી સ્થિતિ બાહ્ય અને આંતર ભાવમાં પ્રાપ્ત થાય છે. (૫૯)

ધાત્વર્થ, ઘઞ્ વગેરે પ્રત્યયોના અર્થ અને કાલવાચક પ્રત્યયોના અર્થ માટે ભાવ શબ્દ વપરાય છે. તેમની વચ્ચેના તફાવતને વન અને વૃક્ષો વચ્ચેના તફાવતની જેમ સમજી શકાય છે. વૃક્ષોનો સમુદાય વન છે એવા પ્રયોગમાં અભિન્નપણે અભિધાન થાય છે. વૃક્ષો વન છે એવા પ્રયોગમાં ભિન્નપણે અભિધાન થાય છે. ધાતુના અર્થરૂપે રહેલો ભાવ આભ્યન્તર છે. તે સાધ્ય ક્રિયા રૂપે રહેલો હોવાથી ઘઞ્ વગેરે પ્રત્યયો દ્વારા દર્શાવાતા ભાવથી જુદો છે. ઘઞ્ પ્રત્યય વડે દર્શાવાતો ભાવ સિદ્ધ હોવાથી તે બાહ્ય છે. ધાત્વર્થ વડે દર્શાવવામાં આવતા ભાવમાં લિંગ અને સંખ્યાને કારણે પ્રાપ્ત થતા ભેદો નથી. માત્ર જુદાં જુદાં સાધનોને કારણે ક્રિયારૂપ ભાવમાં ભેદ સમજાય છે, ક્રિયારૂપ ભાવ કાલ અને પુરુષના અર્થ સાથે જોડાય છે. ઘઞ્ પ્રત્યયવાચ્ય ભાવને કાલ સાથે સંબંધ નથી. તેને સંખ્યા અને લિંગ સાથે સંબંધ છે. शय्यते स्थीयते વગેરેમાં ભાવ ક્રિયારૂપે છે. તેને કર્તા સાથે સંબંધ છે. આમ ભાવ આભ્યંતર અર્થાત્ ધાત્વર્થરૂપે અને બાહ્ય અર્થાત્ ઘઞ્ પ્રત્યય વડે વાચ્ય તથા કાલ પ્રત્યય વડે વાચ્ય એમ બે રૂપે સમજાય છે.

सामान्ये भाव इत्यत्र यल्लिङ्गमुपलभ्यते ।
भेदानामनुमेयत्वान्न तत्तेषु विवक्ष्यते ॥६०॥

भावे । (પા.સૂ. ૩.૩.૧૮) સૂત્રમાંના (ક્રિયા)સામાન્યનો અર્થ દર્શાવતા भावे પદમાં, જે પુલ્લિંગ પ્રાપ્ત થાય છે, તે (નિયમ તરીકે) વિવક્ષિત નથી, કારણ કે તે(પ્રકારના નિર્દેશો)માં લિંગ, સંખ્યા વગેરેના ભેદોનું અનુમાન કરવામાં આવે છે (૬૦)

भावे । (પા.સૂ. ૩.૩.૧૮, ભાવ અર્થમાં ધાતુને ઘઞ્ પ્રત્યય લગાડાય છે)માં પુલ્લિંગ અને એકવચનનો નિર્દેશ થયો છે. આવો નિર્દેશ અતન્ત્ર અર્થાત્ અવિવક્ષિત છે. ભાવને કોઈ પણ સંખ્યા કે લિંગ દ્વારા જણાવી શકાય છે, આખરે તો નિર્દેશ માટે કોઈક લિંગ

અને વચન વાપરવું પડશે ( न ह्यत्र निर्देशस्तन्त्रम् । कयाचिद्विभक्त्या केनचिल्लिङ्गेन निर्देशः कर्तव्य । —હેલારાજ )

निर्देशे चरितार्थत्वाल्लिङ्गं भावेऽविवक्षितम् ।
उपमानविधित्वाच्च भावादन्यत्पचादिषु ॥६१॥

(નિયમનો) નિર્દેશ કરવાનું જ પ્રયોજન હોવાથી भावे । સૂત્રમાં લિંગ વિવક્ષિત નથી. અને (भाव પદના અર્થ સાથે भवतिના અર્થનું) સરખાપણું હોવાથી पच् વગેરે ધાતુઓનો અર્થ (ક્રિયા અથવા સત્તારૂપ) ભાવથી જુદો છે (૬૧)

જેમ भू ધાતુને ભાવ અર્થમાં घञ् પ્રત્યય લાગે છે, તેમ બધા ધાતુઓને ભાવ અર્થાત્ ક્રિયાસામાન્ય અર્થમાં घञ् વગેરે પ્રત્યયો લાગે છે. જેમ भू ધાતુ ઉપરથી भावः પ્રાપ્ત થાય છે, તેમ पच् ધાતુ ઉપરથી पाकः અને त्यज् ધાતુ ઉપરથી त्यागः પ્રાપ્ત થાય છે.

भवतौ यत्पचादीनां तावदत्रोपदिश्यते ।
न च लिङ्गं पचादीनां भवतौ समवस्थितम् ॥६२॥

पच् વગેરે ધાતુઓના અર્થમાં, જે 'ભાવ' (અર્થાત્ સત્તા) અર્થને ગ્રહણ કરવામાં આવે છે તે જ આ સૂત્રમાં નિર્દેશવામાં આવ્યો છે. पच् વગેરે ધાતુઓના ભાવ એવા અર્થ સાથે કોઈ લિંગ જોડાયેલું નથી. (૬૨)

एकश्च सोऽर्थो सत्ताख्यः कथञ्चित्कैश्चिदुच्यते ।
लिङ्गानि चास्य भिद्यन्ते पचिरूपादिभेदवत् ॥६३॥

(ભાવ શબ્દ વડે જણાવાતો) સત્તા નામે એક અર્થ, જુદા જુદા શબ્દો વડે જુદો જુદો જણાવાય છે. पच् ધાતુના જુદાં જુદાં શબ્દરૂપોની જેમ તેમનાં લિંગ પણ ફેરફાર પામે છે. (૬૩)

ભાવ શબ્દ વડે વાચ્ય બનતો સત્તારૂપ અર્થ ક્રિયાસામાન્ય રૂપે છે. બધા ધાતુઓનો તે સામાન્ય અર્થ છે; તેથી ભાવ, સત્તા વગેરે શબ્દો તેને માટે પ્રાપ્ત થાય છે. पाक, त्याग વગેરે શબ્દો તેને વિશેષરૂપે જણાવે છે. સામાન્ય અર્થમાં વિશેષ અર્થ પૂરેપૂરો અંતર્ભૂત બને છે; જેમકે, भवति માં पचति પૂરેપૂરો અંતર્ભૂત છે, પરંતુ વિશેષમાં સામાન્ય અર્થ પૂરેપૂરો પ્રાપ્ત થતો નથી. पचति માં भवति પૂરેપૂરું અંતર્ભૂત નથી. (સરખાવો भावे । ઉપરનાં ભાષ્યવચનો यच्चात्र पचतेर्भवतिर्भवति न तद् भवतेः पचतिर्भवति ।)

आचार्यो मातुलश्चेति यथैको व्यपदिश्यते ।
सम्बन्धिभेदादर्थात्मा स विधिः पक्तिभावयोः ॥६४॥

જેમ એક જ અર્થ (દર્શાવતી વ્યક્તિ) જુદા જુદા સંબંધીઓ સાથે આચાર્ય અથવા મામા તરીકે (જુદી જુદી રીતે) ઓળખવામાં આવે છે, તેવી જ સ્થિતિ 'પક્તિ' અને 'ભાવ' (વડે જણાવાતા અર્થો) અંગે છે (૬૪)

જેમ એક જ વ્યક્તિ જુદા જુદા સંબંધીઓ સાથે જુદી જુદી રીતે ઓળખવામાં આવે છે, તેમ પક્તિ અને ભાવ એવાં પદો સાથે જોડાયેલો (પચન અને ક્રિયા)નો અર્થ જુદો જુદો સમજાય છે. એક અર્થ સામાન્યરૂપે અને વિશેષરૂપે એમ જુદી જુદી રીતે સમજાય છે. જુદી જુદી પચનક્રિયાઓમાં પચનસામાન્ય, સામાન્યરૂપે રહેલું છે. ભાવના સંદર્ભમાં પચન વિશેષરૂપે રહેલું છે.

इति क्रियासमुद्देशः ।

આ પ્રમાણે ક્રિયાસમુદ્દેશ પૂરો થયો.

९

# कालसमुद्देशः ।

૯

# કાલસમુદ્દેશ

व्यापारव्यतिरेकेण कालमेके प्रचक्षते ।
नित्यमेकं विभु द्रव्यं परिमाणं क्रियावताम् ॥१॥

કેટલાક (વૈશેષિક વગેરે દાર્શનિકો) કાલને, ક્રિયાથી જુદું, એક, નિત્ય, વ્યાપક એવું દ્રવ્ય અને ક્રિયાવાન પદાર્થોનું પરિમાણ જાહેર કરે છે. (૧)

ક્રિયા વિષે આઠમા સમુદ્દેશમાં ચર્ચા કર્યા પછી હવે ભર્તૃહરિ કાલ વિષે ચર્ચા કરે છે. કાલસમુદ્દેશની ચર્ચાના બે વિભાગ છે. કારિકા ૧ થી ૭૯ સુધીના પહેલા વિભાગમાં કાલ વિષે દાર્શનિક ચર્ચા છે. તેમાં કાલ વિષે અથર્વવેદ, મહાભારત, પુરાણો, આગમ, સાંખ્ય, વૈશેષિકો અને બૌદ્ધોમાં પ્રચલિત મતોનું નિરૂપણ થયું છે. વચ્ચે વચ્ચે ભર્તૃહરિ પોતાનો મત પણ રજૂ કરતા જાય છે. કારિકા ૮૦ થી ૧૧૪ સુધીના બીજા વિભાગમાં પાણિનિ, કાત્યાયન અને પતંજલિનાં મંતવ્યોની ચર્ચા કરવામાં આવે છે. આમ આ સમુદ્દેશની ચર્ચા અનેક મતોના સારસંગ્રહ રૂપે કહી શકાય. વાક્યપદીયમાં અન્યત્ર જોવા મળે છે તેમ આવા એક અથવા વધારે મતાન્તરો રજૂ કરીને ભર્તૃહરિ પોતાનો મત રજૂ કરે છે.

આ કારિકામાં કાલ વિષે વૈશેષિક મત રજૂ થયો છે. સરખાવો વૈશેષિકસૂત્ર ૨.૨.૬–૧૧; ૫.૨.૨૩; ૫.૨.૨૮

दिष्टिप्रस्थसुवर्णादि मूर्तिभेदाय कल्पते ।
क्रियाभेदाय कालस्तु संख्या सर्वस्य भेदिका ॥२॥

દિષ્ટિ, પ્રસ્થ, સુવર્ણ વગેરે (માપ) મૂર્ત પદાર્થોના નિર્ધારણ માટે સમર્થ બને છે. કાલ ક્રિયાભેદ માટે (સમર્થ બને છે) અને સંખ્યા બધા (પદાર્થો)ના ભેદો દર્શાવે છે. (૨)

દિષ્ટિ, વિતસ્તિ વગેરે માપ લંબાઈ દર્શાવે છે. પ્રસ્થ, દ્રોણ વગેરે માપ, કદ દર્શાવે છે. સુવર્ણ, નિષ્ક, પલ વગેરે માપ વજન દર્શાવે છે. આ વિચાર પણ વૈશેષિક મત સાથે સામ્ય ધરાવે છે.

उत्पत्तौ च स्थितौ चैव विनाशे चापि तद्वताम् ।
निमित्त कालमेवाहुर्विभक्तेनात्मना स्थितम् ॥३॥

તે ઉત્પત્તિ વગેરે ક્રિયાઓવાળા (ભાવો)ના ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ માટે, જુદા જુદા સ્વરૂપમા રહેલા કાલને જ કારણરૂપ કહ્યો છે (૩)

ક્રિયાઓ રૂપી ઉપાધિભેદને કારણે ભિન્ન રીતે સમજાતો કાલ, જન્મ વગેરે ક્રિયાઓ વાળા ભાવોના ભેદ માટે જવાબદાર બને છે

तमस्य लोकयन्त्रस्य सूत्रधारं प्रचक्षते ।
प्रतिबन्धाभ्यनुज्ञाभ्या तेन विश्व विभज्यते ॥४॥

તેને જગતરૂપી યન્ત્રનો નિયામક કહે છે અવરોધ અને અનુમતિ વડે તે વિશ્વનુ નિયમન કરે છે (૪)

જગતરૂપી મહાન યન્ત્રનો સૂત્રધાર અર્થાત્ ચાલક અને નિયતા કાલ છે પ્રતિબધ અર્થાત્ અવરોધ અને અભ્યનુજ્ઞા એટલે ઉત્પત્તિ માટે અનુમતિ દ્વારા તે જગતનુ નિયન્ત્રણ કરે છે પ્રતિબધ એટલે સ્થગન અર્થાત્ નાશ અભ્યનુજ્ઞા એટલે ઉન્મજ્જન અથવા જન્મ એવો અર્થ હેલારાજ આપે છે. આ મત ભર્તૃહરિનો છે.

यदि न प्रतिबध्नीयात्प्रतिबन्धं च नोत्सृजेत् ।
अवस्था व्यतिकीर्येरन्पौर्वापर्यविनाकृता ॥५॥

તે (કાલ) જો પ્રતિબધ ન કરે અને પ્રતિબધને દૂર ન કરે તો (કાલકૃત) પૌર્વાપર્ય વિનાની બનેલી (ઉત્પત્તિની) અવસ્થાઓ અવ્યવસ્થિત બને (૫)

કાલકૃત પ્રતિબધ ન હોય તો બધા પદાર્થોની ઉત્પત્તિ એક સાથે થાય અને બીજમાથી ક્રમશ અકુર, તાન, કાડ, વગેરે બનતા, તેમનામાં ક્રમનો નિયમ ન રહે તથી સઘળુ સકીર્ણ અને અસ્તવ્યસ્ત બને આ કારિકામા ભર્તૃહરિએ કાલ અગેનો લૌકિક મત રજૂ કર્યો છે

तस्यात्मा बहुधा भिन्नो भेदैर्धर्मान्तराश्रयैः ।
न हि भिन्नमभिन्न वा वस्तु किञ्चन विद्यते ॥६॥

જુદા જુદા ક્રિયાધર્મોના આશ્રયને કારણે તેનુ સ્વરૂપ અનેક પ્રકારે ભિન્ન હોય છે (વાસ્તવમા) ભિન્ન કે અભિન્ન એવુ કોઈ તત્ત્વ નથી (૬)

પદાર્થોમા ભેદ હમેશા ઉપાધિના આશ્રયને કારણે હોય છે પદાર્થ પોતાની મેળે તો ભિન્ન કે અભિન્ન હોતો નથી ઉપાધિ સાથે સસર્ગ હોવાને કારણે જ ભાવ માટે તે ભિન્ન છે કે અભિન્ન છે એમ કહેવાય છે. સરખાવો

भिन्ना इति परावापिरभिन्ना इति वा पुन ।
भावात्मसु प्रकल्पोऽय मनुष्यत्वेन जायते ॥ —वा प ३ १ २०

नैको न चाप्यनेकोऽस्ति न शुक्लो नापि चासितः ।
द्रव्यात्मा स तु संसर्गादीदृग्रूपः प्रकाशते ॥७॥

તે એક નથી, તેમ જ અનેક પણ નથી; તે શુભ્ર નથી, તેમજ અશુભ્ર (પણ) નથી; બુદ્ધિગત દ્રવ્યાત્મા (ઉપાધિઓ સાથેના) સંસર્ગને કારણે આવા સ્વરૂપવાળો જણાય છે. (૭)

દ્રવ્યસ્વભાવ નિરુપાધિ છે. પરંતુ વ્યવહારમાં તેને સોપાધિક સમજવો પડે છે. સંખ્યા સાથેના સંબંધને કારણે દ્રવ્યમાં એક, બે, એવો વ્યવહાર થાય છે. ગોત્વના સંસર્ગથી ગાય એવો વ્યવહાર થાય છે. તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ, વિનાશ વગેરે ક્રિયાઓના સંબંધને કારણે પદાર્થોનાં ઉત્પત્તિકાલ, વિનાશકાલ અને સ્થિતિકાલ કહેવાય છે.

संसर्गिणां तु ये भेदा विशेषास्तस्य ते मताः ।
स भिन्नस्तैर्व्यवस्थानां कालो भेदाय कल्पते ॥८॥

કાલ સાથે સંબંધવાળી ક્રિયાઓના જે ભેદો છે તે તેની વિશિષ્ટતાઓ માનવામાં આવે છે. તેમના વડે જુદો સમજાતો કાળ બધી (ક્રિયા)વ્યવસ્થાઓની ભિન્નતા માટે જવાબદાર બને છે. (૮)

ગ્રહો અને નક્ષત્રોની ગતિ, નેત્રની પાંપણોના નિમેષ અને ઉન્મેષ વગેરે ભિન્ન ભિન્ન વ્યાપારોને કાલના વિશેષો સમજવા જોઈએ. પ્રયોજ્ય અને પ્રયોજકરૂપે રહેલા કાલ અને ક્રિયાવિશેષો વચ્ચે અભેદ સંબંધ છે. કાલ જ આ બધા વ્યાપારો, દિવસ, રાત્રિ, માસ, ઋતુ, સંવત્સર, અયન વગેરે ભેદો માટે જવાબદાર છે.

विशिष्टकालसंबन्धाद् वृत्तिलाभः प्रकल्पते ।
शक्तीनां सप्रयोगस्य हेतुत्वेनावतिष्ठते ॥९॥

ચોક્કસ કાલના સંબંધને લીધે (તેની શક્તિઓને) સંબંધની પ્રાપ્તિ થાય છે. શક્તિઓના યોગ્ય વ્યાપારના કારણ રૂપે તે રહે છે. (૯)

વસન્ત, શરદ વગેરે સમયે કાલની સાધનશક્તિઓની પ્રવૃત્તિ થાય છે, તેથી કાલ તેની શક્તિઓના વ્યાપારના કારણરૂપે રહેલો છે એમ સમજાય છે. અનુવાદમાં वृत्तिलाभःને કાલની શક્તિઓને, કાલ સાથે સંસર્ગની પ્રાપ્તિ અને संप्रयोगને શક્તિઓની પ્રવૃત્તિ સમજવામાં આવ્યાં છે

जन्माभिव्यक्तिनियमाः प्रयोगोपनिबन्धनाः ।
*नित्याधीनस्थितित्वाच्च स्थितिर्नियमपूर्विका ॥१०॥*

જન્મ અને અભિવ્યક્તિના નિયમો (શક્તિઓની) પ્રવૃત્તિ ઉપર આધાર રાખે છે. (કાર્યોની) સ્થિતિ નિત્ય (કાલ)ને અધીન વ્યવસ્થાવાળી હોવાથી, નિયમપૂર્વક હોય છે. (૧૦)

કાલવડે પ્રયુક્ત થતી કારણશક્તિઓ, કાર્યને ઉત્પન્ન કરે છે, અને અભિવ્યક્ત કરે છે. સત્કાર્યવાદમાં કાર્યની અભિવ્યક્તિ થાય છે અર્થાત્ અભિવ્યક્ત થયેલ કાર્ય નિયત કાળ સુધી વ્યવસ્થિત બને છે. અસત્કાર્યવાદમાં કાર્યની ઉત્પત્તિ થાય છે. વિનાશ અંગે સત્કાર્યવાદમાં કાર્યનો તિરોભાવ થાય છે, અસત્કાર્યવાદમાં વિનાશ થાય છે. આ બધી અવસ્થાઓ કાલકૃત છે.

स्थितस्यानुग्रहस्तैस्तैर्धर्मैः संसर्गिभिस्ततः ।
प्रतिबन्धस्तिरोभावः प्रहाणमिति चात्मनः ॥११॥

(કાલ સાથે) સંસર્ગવાળા તે તે ધર્મોની, સ્થિતિરૂપ ભાવ ઉપર અસર થાય છે તે (પ્રમાણે) ભાવાત્માનો અવરોધ, અદર્શન અને વિનાશ (પણ કાલને કારણે થાય છે). (૧૧)

સ્થિતિ અર્થાત્ સત્તારૂપ ભાવ ઉપર કાલ સાથે સંબદ્ધ જુદી જુદી શક્તિઓરૂપી ધર્મોની અસર અર્થાત્ ઉપકાર થાય છે. આ અસર અવરોધ, અદર્શન અને વિનાશરૂપ હોય છે.

प्रत्यवस्थं तु कालस्य व्यापारोऽत्र व्यवस्थित ।
काल एव हि विश्वात्मा व्यापार इति कथ्यते ॥१२॥

આ જગતમાં (ભાવની) દરેક અવસ્થા ઉપર કાલની પ્રવૃત્તિ નિશ્ચિત થયેલી છે. કાલને જ સર્વાત્મરૂપ વ્યાપાર કહે છે. (૧૨)

मूर्तिनां तेन भिन्नानां आचयापचयाः पृथक् ।
लक्ष्यन्ते परिणामेन सर्वासां भेदयोगिना ॥१३॥

તે કાલ સાથે સંબદ્ધ ક્રિયાવિશેષોના પરિણામને કારણે જુદાં જુદાં મૂર્ત દ્રવ્યોના વૃદ્ધિ અને હ્રાસ જુદાં જુદાં સમજાય છે. (૧૩)

जलयन्त्रभ्रमावेशसदृशीभिः प्रवृत्तिभिः ।
स कला. कलयन्सर्वाः कालाख्यां लभते विभुः ॥१४॥

રેંટના ભ્રમણ જેવી પ્રવૃત્તિઓથી સઘળા પદાર્થોને પ્રવૃત્તિવાળા બનાવીને તે સર્વવ્યાપી, કાલ, એવું નામ પ્રાપ્ત કરે છે. (૧૪)

कला: कलयति इति कालः । પદાર્થોની ક્રિયાઓને પ્રવૃત્ત કરે તે કાળ એવી વ્યુત્પત્તિ અહીં આપવામાં આવી છે. કાલની પ્રવૃત્તિ રેંટના ભ્રમણ જેવી છે. ગોળગોળ ફરતા રેંટના ઘટ, એક ભ્રમણ પૂરું થતાં ફરીવાર દેખાય છે, તેમ ઋતુ, દિવસ, સપ્તાહ, વર્ષ વગેરે વારંવાર પ્રાપ્ત થાય છે. (સરખાવો : क्रमिकाध्यक्रमवत्परावर्तमानान्भावान्प्रकाशयन् कल्यति भूतानि काल इत्युच्यते । સરખાવો :

अध्याहितकलां यस्य कालशक्तिमुपाश्रिताः ।
जन्मादयो विकाराः षड्भावभेदस्य योनयः ॥—वा प.१.३

प्रतिबद्धाश्च यास्तेन चित्रा विश्वस्य वृत्तयः ।
ताः स एवानुजानाति यथा तन्तुः शकुन्तिनः ॥१५॥

વિશ્વની જે જુદી જુદી પ્રવૃત્તિઓ તેણે અટકાવી હતી તેમને, તે કાલ (પોતે જ), દોરી જેમ પંખીઓને ઊડવા દે તેમ, અનુમતિ આપે છે. (૧૫)

બાજ વગેરે મોટાં પંખીઓને પકડવા માટે રાખેલી દોરીથી બાંધેલી નાની ચકલીઓ વગેરેને શિકારી, દોરી ઢીલી કરીને થોડીવાર ઊડવા દે છે, પછી દોરી ખેંચીને ફરી તેમનું ઉડ્ડયન બંધ કરે છે, તેમ કાલ વડે પ્રતિબદ્ધ સર્વ કાર્યોને તે કાલ જ ફરીવાર પ્રવૃત્તિ કરતાં દર્શાવે છે.

विशिष्टकालसंबन्धाल्लब्धपाकासु शक्तिषु ।
क्रियाभिव्यज्यते नित्या प्रयोगाख्येन कर्मणा ॥१६॥

ચોક્કસ કાલના સંબંધને લીધે પરિપક્વ બનેલી શક્તિઓમાં, પ્રેરણારૂપ કર્મને કારણે નિત્ય ક્રિયા વ્યક્ત થાય છે. (૧૬)

વૈશેષિક મત પ્રમાણે આ વિશ્વની રચના પ્રાણીઓના ઉપભોગ માટે છે, તેથી પ્રલય પૂરો થતાં અદૃષ્ટને કારણે પરમાણુઓમાં, કાર્યને ઉત્પન્ન કરવાની શક્તિઓ પ્રગટ થાય છે. સાંખ્ય દર્શન પ્રમાણે જગતના મૂળ કારણ પ્રધાનમાં અને કાર્યોન્મુખ શક્તિઓવાળા સત્ત્વ, રજસ્, તમસ્, વગેરેમાં પરસ્પર સંસર્ગ માટે પ્રેરણા નામે વિશિષ્ટ ક્રિયા ઉત્પન્ન થાય છે. આ પ્રેરણાને લીધે પ્રવૃત્તિ અર્થાત્ નિત્ય ક્રિયાની અભિવ્યક્તિ થાય છે.

जातिप्रयुक्ता तस्यां तु फलव्यक्तिः प्रजायते ।
कुतोऽप्यद्भुतया वृत्त्या शक्तिभिः स नियम्यते ॥१७॥

તે (અભિવ્યક્ત નિત્ય ક્રિયા)માં, જાતિ વડે પ્રયુક્ત બનેલ ફલવ્યક્તિ ઉત્પન્ન થાય છે, અને કોઈક અદ્ભુત પ્રવૃત્તિને લીધે શક્તિઓ વડે તેનું નિયમન થાય છે. (૧૭)

નિત્ય ક્રિયા અભિવ્યક્ત થતાં, પોતાના વ્યક્તિઓરૂપ આશ્રયો માટે ઉદ્યત થયેલી અને ક્રિયાઓની પ્રયોજક એવી જાતિઓ ક્રિયાનું નિયમન કરે છે. કારણોમાં ફલવ્યક્તિ અર્થાત્ કાર્યવ્યક્તિ ઉત્પન્ન થાય છે.

ततस्तु समवायाख्या शक्तिर्भेदस्य बाधिका ।
एकत्वमिव ता व्यक्तिरापादयति कारणैः ॥१८॥

ત્યાર પછી (કાર્યકારણના) ભેદની બાધક સમવાય નામે શક્તિ તે (ફલ) વ્યક્તિઓને (ઉપાદાન) કારણો સાથે જાણે કે એકત્વ પ્રાપ્ત કરાવે છે. (૧૮)

વ્યક્તિ અર્થાત્ ફલવ્યક્તિ. પદાર્થો ઉત્પન્ન થાય છે ત્યારે તે તેમનાં કારણોથી જુદા હોવા છતાં સમવાયરૂપ શક્તિને કારણે કારણો સાથે એકરૂપ બને છે. અહીં હેલારાજે બે મતોનો નિર્દેશ કર્યો છે. એક મત પ્રમાણે કાર્ય અને તેનું ઉપાદાન કારણ જુદાં નથી. બીજા મત પ્રમાણે અવયવો (તન્તુ) અને અવયવી (વસ્ત્ર) વચ્ચે ભેદ છે તેથી કારિકામાં एकत्वमिव आपादयति । એવા શબ્દો વાપર્યા છે.-

अथास्मान्नियमादूर्ध्वं जातयो याः प्रयोजिकाः ।
ताः सर्वाः व्यक्तिमायान्ती स्वच्छे छाया इवाम्भसि ॥१९॥

પછી (કારણશક્તિ વડે કાર્યની અભિવ્યક્તિનું) આવું નિયમન થતાં, બધી પ્રયોજક જાતિઓ, સ્વચ્છ જળમાં છાયા પ્રાપ્ત થાય તેમ (કાર્ય)વ્યક્તિમાં પ્રગટ થાય છે. (૧૯)

कारणानुविधायित्वादथ कारणपूर्वकाः ।
गुणास्तत्रोपजायन्ते स्वजातिव्यक्तिहेतव. ॥२०॥

કારણો વડે અનુસરાતા હોવાથી, કારણો સાથે રહેલા ગુણો, પોતાની જાતિઓની અભિવ્યક્તિના નિમિત્ત બનીને ત્યાં (દ્રવ્ય વ્યક્તિમાં) ઉત્પન્ન થાય છે. (૨૦)

પહેલાં કારણોની ઉત્પત્તિ થાય છે, પછી કાર્યની. તેથી એક ક્ષણ તો કાર્ય નિર્ગુણ રહે છે. ત્યાર પછી અવયવી એવા કાર્યમાં રૂપ વગેરે ઉત્પન્ન થાય છે. રૂપ વગેરે રૂપત્વ જાતિને વ્યક્ત કરે છે. અદૃષ્ટને કારણે પરમાણુઓમાં ઉત્પન્ન થયેલી ક્રિયા પરસ્પર સંશ્લેષને કારણે દ્વ્યણુક વગેરે ક્રમથી પદાર્થોને ઉત્પન્ન કરે છે. આ બધામાં ક્રમ નામે કાલશક્તિ સક્રિય રહે છે.

आश्रयाणां च नित्यत्वमाश्रितानाञ्च नित्यता ।
ता व्यक्तिरनुगृह्णाति स्थितिस्तेन प्रकल्पते ॥२१॥

(કારણોરૂપ) આશ્રયોનું નિત્યત્વ અને (ઘટપટત્વાદિ જાતિરૂપ) આશ્રિતોની નિત્યતા, તે (કાર્ય)વ્યક્તિને મદદરૂપ બને છે અને તેથી તેમની સ્થિતિ પ્રાપ્ત થાય છે. (૨૧)

દ્વ્યણુક વગેરે કાર્યવ્યક્તિઓના નિત્ય આશ્રયો અર્થાત્ ઉપાદાન કારણો પરમાણુઓ છે. આશ્રિત એવી ઘટત્વ, પટત્વ વગેરે જાતિઓની નિત્યતા કાર્યવ્યક્તિઓને મદદરૂપ બને છે.

अनित्यस्य यथोत्पादे पारतन्त्र्यं तथा स्थितौ ।
विनाशायैव तत् सृष्टमस्वाधीनस्थितिं विदुः ॥२२॥

અનિત્ય પદાર્થની ઉત્પત્તિ માટે જેમ પરતંત્રતા છે તે પ્રમાણે સ્થિતિ માટે (પણ તે) છે; (આમ ન હોય તો) તે (અનિત્ય પદાર્થ) વિનાશ માટે જ સરજાયો છે એમ થાય. (તેથી વૈશેષિકો) તે (કાર્યભાવ)ને પરાધીન સ્થિતિવાળો સમજે છે. (૨૨)

स्थितः संसर्गिभिर्भावैः स्वक्रियास्वनुगृह्यते ।
नैषां सत्तामनुगृह्य वृत्तिर्जन्मवतां स्मृता ॥२३॥

(ઉત્પત્તિ પછી) સ્થિતિમાં રહેલ તે પદાર્થ તેના સહકારી પદાર્થો વડે (અર્થ) ક્રિયાઓમાં પ્રયોજાય છે. તે (સહકારી પદાર્થો)ના અસ્તિત્વને સ્વીકાર્યા વિના ઉત્પાદ્ય પદાર્થોની પ્રવૃત્તિ થતી નથી (૨૩)

ઉત્પત્તિ પછી સ્થિતિમાં રહેલ પદાર્થનું અર્થક્રિયાકારિત્વ જો સ્વીકારવામાં આવે તો, તેવા અર્થક્રિયાકારિત્વ માટે કારણ પ્રાપ્ત થતું નથી જો તેનું એકસાથે અર્થક્રિયાકારિત્વ સ્વીકારવામાં આવે તો આવું ઉત્પત્તિ અને સ્થિતિમાં એકસાથે રહેલ અર્થક્રિયાકારિત્વ અનુભવથી વિરુદ્ધ બને છે વળી ઉત્પત્તિ પછી પદાર્થ તરત જ વિનષ્ટ થાય, સ્થિતિ પછી નહિ, તેથી ઉત્પન્ન થયેલ પદાર્થની સ્થિતિ જ સંભવતી નથી. આવા ક્ષણિકત્વવાદી બૌદ્ધ પૂર્વપક્ષને અહીં ઉત્તર આપવામાં આવ્યો છે.

जराख्या कालशक्तिर्या शक्त्यन्तरविरोधिनी ।
सा शक्तिं प्रतिबध्नाति जायन्ते च विरोधिनः ॥२४॥

(પ્રતિબન્ધ, અનુજ્ઞા વગેરે) બીજી શક્તિઓની વિરોધિની જરા નામે કાલશક્તિ છે. તે આવી બીજી શક્તિઓના (કાર્યને) રોકે છે, અને (પછી રોકી રાખેલી શક્તિઓની) વિરોધી (અવસ્થાઓ) ઉત્પન્ન થાય છે (૨૪)

પ્રાણી-અપ્રાણી વગેરેમાં સમાનપણે રહેલી જરા નામે કાલશક્તિ યૌવન વગેરે શક્તિઓની વિરોધિની છે આ જરાને કારણે બુદ્ધિની મંદતા, શરીરની શુષ્કતા વગેરે દોષો આવે છે. તે દોષો આવે એટલે પ્રધ્વંસ અર્થાત્ વિનાશ પાસે આવ્યો છે એમ સમજાય છે.

प्रयोजकास्तु ये भावा स्थितिभागस्य हेतवः ।
तिरोभवन्ति ते सर्वे यत आत्मा प्रहीयते ॥२५॥

(પદાર્થના) સ્થિતિરૂપ ભાગના પ્રયોજક કારણો રૂપે જે ભાવો છે તે સર્વે અદૃષ્ટ બને છે, જેથી તેનું સ્વરૂપ વિનષ્ટ થાય છે (૨૫)

અનુકૂળ આહારવિહારવડે પ્રાણીઓના જીવનની સ્થિતિને ટકાવી રાખનારા પ્રયોજક ભાવો, જરાથી અસર પામેલ વ્યક્તિના ભોગપ્રદ પ્રારબ્ધ કર્મો પૂરા થતા અદૃષ્ટ બને છે. રીતે જરાથી ઘેરાયેલ વ્યક્તિનું સ્વરૂપ નાશ પામે છે, અર્થાત્ તેનું મૃત્યુ થાય છે

यथैवाद्भुतया वृत्त्या निष्क्रमं निर्निबन्धनम् ।
अपदं जायते सर्वं तथास्यात्मा प्रहीयते ॥२६॥

જેમ કોઈક અદ્ભુત કાર્યપ્રવૃત્તિથી આ બધું કારણ વિનાનું, ક્રમ વિનાનું અને અનિર્વાચ્ય ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે તેનું સ્વરૂપ પણ વિનાશ પામે છે. (૨૬)

વાક્યપદીય ૩.૩.૭૪-૭૯મા ઉત્પત્તિ અંગે સત્કાર્યવાદ અને અસત્કાર્યવાદની ચર્ચા કરી હતી અને બન્ને પક્ષમા કારણવ્યાપારનું ખંડન કર્યું હતુ. વાસ્તવમાં આ જગત કારણ વિનાનું, ક્રમહીન અને સત્ કે અસત્ એવા વ્યવહારથી જાણી ન શકાય તેવુ છે વિનાશ અંગે પણ આવી જ સ્થિતિ છે. આમ ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ, કાલ અને તેની પ્રતિબંધ અને અભ્યનુજ્ઞા રૂપી શક્તિથી સમજાય છે. કાલની પ્રવૃત્તિ સર્વત્ર છે સરખાવો હેલારાજ - तदेव सर्गस्थितिप्रलयाना कालकृतप्रतिबन्धाभ्यनुज्ञावशेन संभव इति विश्वात्मन कालस्य व्यापारोऽत्र सर्वत्रेति निर्णीतम् ।

क्रिययोरपवर्गिण्योर्नानार्थसमवेतयो ।

संवन्धिना विनैकेन परिच्छेद कथं भवेत् ॥२७॥

ધ્વંસવાળી (અને તેથી) જુદા જુદા પદાર્થો સાથે સમવાયવાળી ક્રિયાઓની વિશિષ્ટતાઓનો નિશ્ચય, એક યોજક એવા (કાલ) વિના કેવી રીતે થઈ શકે? (૨૭)

અનેક ક્ષણોમા પ્રવર્તમાન ક્રિયાસમૂહમા કાલશક્તિને કારણે ક્રમ પ્રાપ્ત થાય છે, કારણ કે ક્રમ એ કાળનો ધર્મ છે. ઉત્પત્તિથી ધ્વંસ સુધી, બે ક્રિયાઓ એકસરખી પ્રવૃત્તિવાળી હોવા છતા એક ઝડપી અને બીજી ધીમી, એવો નિશ્ચય, તે પ્રવૃત્તિઓને જોડનારા કાલને લીધે જ હોય છે.

यथा तुलाया हस्ते वा नानाद्रव्यव्यवस्थितम् ।

गुरुत्व परिमीयेत कालादेवं क्रियागति ॥२८॥

જેમ ત્રાજવામાં કે હાથમાં, જુદા જુદા પદાર્થોમાનું વજન માપવામા આવે તેમ, ક્રિયાઓની પ્રવૃત્તિ કાલને કારણે જ (માપવામા આવે છે) (૨૮)

जहाति समवृत्ताश्च क्रिया स समवस्थिता ।

व्रीहिर्यथोदकं तेन हायनाख्या प्रपद्यते ॥२९॥

જેમ ડાંગર, તેની સાથે રહેલા પાણીનો ત્યાગ કરે છે, તેમ, તે (કાલ) તેની સાથે રહેનારી અને સાથે કાર્ય કરનારી ક્રિયાઓનો ત્યાગ કરે છે તે કારણે તેને સંવત્સર કહે છે (૨૯)

વ્રીહિ અને સંવત્સરને 'હાયન' (ત્યાગ કરનાર) કહે છે. કારણ કે, વ્રીહિ તેની સાથે રહેલ પાણીનો ત્યાગ કરે છે અને સંવત્સર તેની બધી ક્રિયાઓને ત્યજે છે હાયન શબ્દને સમજાવવા માટે हयः व्रीहिकालयो । એવું સૂત્ર (પા.સૂ. ૩.૧.૧૪૮) આપવામા આવ્યુ છે. હાયનની આવી વ્યુત્પત્તિ ઉપમાગર્ભ છે સરખાવો હેલારાજ : यथा जले व्रीहि. सहावस्थितेनाक्रियते तथा कालोऽपि क्रियाभि सहकारिणीभि साक्षादनुपकरोति इति औपाधिकोऽस्य भेदो मुख्यस्त्वभेद ।

प्रतिबन्धाभ्यनुज्ञाभ्या वृत्तिर्या तस्य शाश्वती ।

तया विभज्यमानोऽसौ भजते क्रमरूपताम् ॥३०॥

અવરોધ અને અનુમતિ વડે તેની જે હમેશાની પ્રવૃત્તિ છે તેનાવડે વિભક્ત બનતો તે પૌર્વાપર્યને પામે છે (૩૦)

જ્યારે સાધનશક્તિઓનું કાર્ય અટકે છે ત્યારે ક્રિયાનો અવરોધ થાય છે. તેનાથી વિરુદ્ધ સ્થિતિની પ્રાપ્તિ એટલે ક્રિયા અંગે અનુમતિ. આવાં અવરોધ અને અનુમતિને કારણે સર્વપદાર્થોમાં કાલની પ્રવૃત્તિ સમજાય છે. ક્રમનો કાલ ઉપર અધ્યારોપ કરવામાં આવે છે. તે કાલથી ઉત્પન્ન થતો નથી. ક્રિયાનો તે મુખ્ય ધર્મ છે. ક્રમની જેમ યૌગપદ્ય પણ કાલમાં આરોપવામાં આવે છે. તે તેનો આત્મીય ધર્મ નથી.

कर्तृभेदात्तदर्थेषु प्रचयापचयौ गतः ।

समत्वं विषमत्वं वा स एकः प्रतिपद्यते ॥३१॥

જુદા જુદા કર્તાઓને કારણે તેમનાં કાર્યોમાં વૃદ્ધિ અને હ્રાસને પ્રાપ્ત કરનાર તે એકલો (કાલ) સમ અથવા વિષમ બને છે. (31)

શ્રુતિ, સ્મૃતિ વગેરેના નિયમોને અનુસરીને જુદા જુદા મનુષ્યો જ્યારે સદાચાર આચરે છે, ત્યારે આચારના પ્રકર્ષ અર્થાત્ ઉત્તમતાને કારણે તેને કૃતયુગ કહે છે. સદાચાર આચરનાર મનુષ્યો અસંખ્ય હોય અને જુદે જુદે સ્થળે અને સમયે આવો સદાચાર આચરવામાં આવતો હોય તો પણ તેને એકસરખી ઉત્તમતાવાળો અર્થાત્ સમકાલ કહે છે જ્યારે ઉચ્છૃંખલ કર્તાઓ અધમ આચાર અર્થાત્ આચારના અપકર્ષને આચરે છે, ત્યારે તે વિષમકાલ અર્થાત્ કલિયુગ કહેવાય છે.

क्रियाभेदाद्यथैकस्मिंस्तक्षाद्याख्या प्रवर्तते ।

क्रियाभेदात्तथैकस्मिन्नृत्वाद्याख्योपजायते ॥३२॥

જેમ એક જ વ્યક્તિમાં, તેના કાર્યની ભિન્નતા પ્રમાણે સુથાર, (લુહાર) વગેરે નામ પ્રાપ્ત થાય છે તેમ, ક્રિયાની ભિન્નતાને કારણે એક (જ કાલમાં વસંત, ગ્રીષ્મ વગેરે) ઋતુનામ પ્રાપ્ત થાય છે. (32)

आरम्भश्च क्रिया चैव निष्ठा चेत्यभिधीयते ।

धर्मान्तराणामध्यासभेदात्सदसदात्मनः ॥३३॥

ભાવાત્મક અને અભાવાત્મક (પદાર્થો)માં જુદી જુદી ક્રિયાઓના જુદા જુદા આરોપને કારણે (એક જ કાલને) આરંભ(કાલ), ક્રિયા(કાલ) અને સમાપ્તિ-કાલ કહેવાય છે (33)

સરખાવો : હેલારાજ—बुद्ध्याभिसंधाय पदार्थस्य योग्यसाधनोपार्जनमारम्भकालः । उपार्जितसाधनस्य करणं क्रियाकालः । कर्तव्यस्य समाप्तिर्निष्ठाकालः । तदेवं यथाकालं धर्मभेदकल्पनयारम्भादिकालप्रविभाग ।

यावांश्चद्व्यणुकादीनां तावान् हिमवतोऽप्यसौ ।

न ह्यात्मा कस्यचिद् भेत्तुं प्रचितुं वापि शक्यते ॥३४॥

આ (આરંભકાલ વગેરે કાલ) દ્વ્યણુક વગેરેમાં જેટલો છે તેટલો હિમાલયમાં પણ છે; કારણ કે કોઈનાયે (પદાર્થ)ના સ્વરૂપને ઘટાડી શકાતું નથી કે વધારી શકાતું નથી. (34)

પદાર્થો તેમની ઉત્પત્તિને સમયે નિરંશ અને નિરવયવ હોય છે. તેથી તેમનો બધાંનો આરંભકાલ સરખો હોય છે. અવયવો પદાર્થોથી જુદા હોય છે. તે પ્રમાણે પરિમાણ પણ પદાર્થથી જુદો ગુણ છે. તેમ હોઈને પદાર્થમાં વૃદ્ધિ કે હ્રાસ કલ્પી શકાતો નથી. તેથી પદાર્થમાત્રમાં કાર્યદ્રવ્ય સરખું હોવાથી નાના કે મોટા સઘળા પદાર્થોમાં આરંભકાલ વગેરે જુદા હોતા નથી. માત્ર પદાર્થથી જુદી સમજાતી ક્રિયાઓના આરોપને કારણે જ જુદા જુદા પદાર્થોમાં આરંભકાલ વગેરે જુદા જુદા સમજાય છે.

अन्यैस्तु भावैरन्येषां प्रचयः परिकल्प्यते ।
शनैरिदमिदं क्षिप्रमिति तेन प्रतीयते ॥३५॥

જુદા જુદા પદાર્થોના, તેમનાથી જુદા જુદા (સમજાતા) અવયવોને કારણે, (તેમનામાં) વૃદ્ધિની કલ્પના કરવામાં આવે છે. તેને લીધે આ ધીમું (છે), આ ઝડપી (છે) એમ સમજાય છે. (૩૫)

મોટા માપવાળા પદાર્થોમાં, તેમનાથી જુદા ઘણા અવયવોને કારણે વૃદ્ધિ થાય છે. નાના માપવાળા પદાર્થોમાં, તેમનાથી જુદા થોડા અવયવોને કારણે હ્રાસ થાય છે. તેથી વધારે અવયવોવાળા પદાર્થોનું પરિમાણ ધીમેથી વધે છે અને ઓછા અવયવોવાળા પદાર્થોનું પરિમાણ ઝડપથી વધે છે. આ બે પ્રકારના પદાર્થોમાં આરંભકાલ, ક્રિયાકાલ વગેરે જુદા જુદા સમજાય છે.

असतश्च क्रमो नास्ति स हि भेत्तु न शक्यते ।
सतोऽपि चात्मतत्त्वं यत् तत्तथैवावतिष्ठते ॥३६॥

(ઉત્પત્તિની પહેલાં) અવિદ્યમાન પદાર્થમાં ક્રમ હોતો નથી, (તેથી) તેના વિભાગ કરવા શક્ય નથી. વિદ્યમાન પદાર્થનો જે પોતાનો સ્વભાવ છે તે, તેવો (વિભાગ વિનાનો) રહે છે. (૩૬)

ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વ વિનાના નિઃસ્વભાવ પદાર્થમાં આ પહેલું, આ પછીનું, એવો ક્રમ હોતો નથી. ઉત્પન્ન થયા પછી પણ પદાર્થમાં ભેદ અને પૌર્વાપર્ય ન હોવાથી, તેનામાં ક્રમ હોતો નથી. આમ વિદ્યમાનમાં કે અવિદ્યમાન પદાર્થમાં ક્રમ હોતો નથી. તેવા ક્રમનો પદાર્થ ઉપર આરોપ કરવામાં આવે છે.

क्रियोपाधिश्च सन्भूतभविष्यद्वर्तमानताः ।
एकादशभिराकारैर्विभक्ताः प्रतिपद्यते ॥३७॥

જુદી જુદી ક્રિયાઓ રૂપી ઉપાધિવાળો બનેલો કાલ અગિયાર વિભાગોમાં બનેલ ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનપણાને પ્રાપ્ત કરે છે. (૩૭)

ક્રિયાઓ ઉત્પન્ન થયા પછી નાશ પામે છે ત્યારે આવી ક્રિયાઓના આરોપવાળો કાલ ભૂતકાલ કહેવાય છે. જ્યારે ક્રિયાઓનો ઉદય સંભવિત બનતો હોય ત્યારે તેવી ક્રિયારૂપી ઉપાધિવાળો કાળ ભવિષ્યકાળ કહેવાય છે. આરંભાયેલી પણ સમાપ્ત નહિ થયેલી ક્રિયોપાધિવાળો કાળ વર્તમાન કહેવાય છે. તે ત્રણ કાળના અગિયાર ભેદો છે.

मूतः पञ्चविधस्तत्र भविष्यंश्च चतुर्विधः ।

वर्तमानो द्विधाख्यात इत्येकादशकल्पनाः ॥३८॥

પાંચ પ્રકારનો ભૂતકાળ, ચાર પ્રકારનો ભવિષ્યકાળ અને બે પ્રકારનો વર્તમાન કાળ એમ અગિયાર કાળની કલ્પનાઓ (કરવામાં આવી) છે. (૩૮)

સામાન્ય ભૂત (પા.સૂ. ૩.૨.૧૧૦), અદ્યતનભૂત (પા.સૂ. ૩.૨.૧૦૧), અનદ્યતનભૂત (પા.સૂ ૩.૨.૧૧૧), અદ્યતન અને અનદ્યતનનો સમુચ્ચય એવો ભૂત, અધ્યારોપિત ભૂતભાવ એવો ભૂત એમ પાંચ ભૂતકાળ થયા.

સામાન્ય ભવિષ્ય (પા.સૂ. ૩.૩.૧૩), અદ્યતન ભવિષ્ય (પા.સૂ. ૩.૩.૧૬૪) અનદ્યતન ભવિષ્ય (પા.સૂ. ૩.૩ ૧૫) અને અદ્યતનઅનદ્યતન ભવિષ્ય એમ ભવિષ્યના ચાર પ્રકાર થયા.

મુખ્ય વર્તમાન અને અતિદિષ્ટ વર્તમાન (પા.સૂ. ૩.૩.૧૩) એમ બે વર્તમાનકાળ થયા. આવા બધા કાલભેદો શાસ્ત્રકાર્ય માટે પ્રયોજાય છે.

काले निधाय स्वं रूपं प्रज्ञया यन्निगृह्यते ।

भावास्ततो निवर्तन्ते तत्र संक्रान्तशक्तयः ॥३९॥

બુદ્ધિવડે જેનું બરાબર ગ્રહણ થાય છે તેવા પોતાના રૂપને કાલમાં સ્થાપીને પદાર્થો, તેમાં પોતાની શક્તિઓને સંક્રાન્ત કરીને, તે (કાલ)થી અદૃષ્ટ બને છે. (૩૯)

ક્રિયા જેમાં સમાપ્ત થાય છે તે પદાર્થોને નાશ પામેલા સ્વરૂપવાળા કહે છે. તે પદાર્થો, જ્યારે અસ્તિત્વમાં હોય છે ત્યારે, બુદ્ધિવડે સ્વીકારેલા તેમના સ્વરૂપને કાલમાં સ્થાપીને, નાશ પામે છે. તેથી તે પદાર્થો સ્મરણની સ્થિતિમાં રહે છે, અને ત્યાર બાદ 'ઘડો હતો' એવા રૂપે સમજાય છે. આવા પ્રયોગો કાલનું અસ્તિત્વ સાબિત કરે છે; સરખાવો હેલારાજ: भावोपाधितया कालतत्त्वं प्रख्यायते। भावाश्चानुभूताः स्मर्यमाणावस्थास्तस्य भूतव्यपदेशयोगेन स्वोपाधितया कल्पयन्ति । तथा चाभूद् घट इत्यादिव्यवहारः। अतश्चैतदेव कालसद्भावावेदकं लिङ्गम् । असत्यर्थे तद्व्यवहारानुपपत्तेः

भाविनां चैव यद्रूपं तस्य च प्रतिबिम्बकम् ।

सुनिर्मृष्ट इवादर्शे काल एवोपपद्यते ॥४०॥

અત્યંત સ્વચ્છ દર્પણમાં (પદાર્થનું પ્રતિબિંબ પડે તેમ), ઉત્પન્ન થનારા પદાર્થોનું રૂપ અને તેનું પ્રતિબિંબ, કાલમાં જ પ્રાપ્ત થાય છે. (૪૦)

ઉત્પન્ન થનાર પદાર્થનું સૂક્ષ્મ રૂપ ઉત્પત્તિ વખતે અદૃષ્ટ રહે છે. પરંતુ સુયોગ્ય કારણ પ્રાપ્ત થાય ત્યારે ઉત્પન્ન થઈને બુદ્ધિવડે ગૃહીત બની, સ્વચ્છ દર્પણમાં જેમ સુંદર પ્રતિબિંબ પડે તેમ કાલમાં પ્રતિબિંબિત થાય છે.

तृणपर्णलतादीनि यथा स्रोतोऽनुकर्षति ।

प्रवर्तयति कालोऽपि मात्रा मात्रावतां तथा ॥४१॥

ઘાસ, પાંદડાં, વેલા વગેરેને જેમ (જલ)પ્રવાહ ખેંચી જાય છે તેમ કાલ પણ અવયવોવાળા પદાર્થોના અવયવો (રૂપધર્મો) ને (ફેરફાર) માટે પ્રવૃત્ત કરે છે. (૪૧)

आविश्येवानुसंधत्ते यथा गतिमतां गतिः ।

वायुस्तथैव कालात्मा विधत्ते क्रमरूपताम् ॥४२॥

ગતિવાળા પદાર્થોની ગતિમાં દાખલ થઈને, જેમ, વાયુ તેમને પોતાની ગતિ સાથે જોડે છે તેમ કાલ (પણ) પદાર્થોમાં (પ્રવેશીને) ક્રમને પ્રાપ્ત કરાવે છે. (૪૨)

મનુષ્યોના શરીરના અવયવોમાં રહેલો પ્રાણવાયુ જેમ, આવાગમનરૂપી ક્રિયાઓ કરે છે તેમ કાલ પણ પદાર્થોમાં પ્રવેશીને અવરોધ અને અનુમતિ દ્વારા તેમનામાં પૌર્વાપર્ય પ્રાપ્ત કરાવે છે.

अयनप्रविभागश्च गतिश्च ज्योतिषां ध्रुवा ।

निवृत्तिप्रभवाश्चैव भूतानां तन्निबन्धनाः ॥४३॥

અયનોનો વિભાગ, નક્ષત્રોની નિશ્ચિત ગતિ અને પ્રાણીઓનાં વિનાશ અને ઉત્પત્તિ, તે (કાલ)ને આધારે છે. (૪૩)

मात्राणां परिणामा ये कालवृत्त्यनुपातिनः ।

नक्षत्राख्या पृथक् तेषु चिह्नमात्रं तु तारकाः ॥४४॥

કાલની ગતિને અનુસરનારાં, પંચમહાભૂતોનાં વિશિષ્ટ પરિણામોને નક્ષત્રોનાં જુદાં જુદાં નામ પ્રાપ્ત થાય છે. (તે નક્ષત્રોના) તારાઓ માત્ર તેમનાં ચિહ્નોરૂપે છે.(૪૪)

ચોક્કસ કાલ સાથેના સંબંધને કારણે પંચ મહાભૂતોનાં જે જુદાં જુદાં પરિણામો છે તેમને કૃત્તિકા, રોહિણી વગેરે નક્ષત્રનામોથી ઓળખવામાં આવે છે.

रुतैर्मृगशकुन्तानां स्थावराणाञ्च वृत्तिभिः ।

छायादिपरिणामैश्च ऋतुधामा निरूप्यते ॥४५॥

પશુઓ અને પંખીઓના અવાજોવડે, વૃક્ષ, વેલીઓ વગેરે સ્થાવર પદાર્થોનાં આચરણથી તેમ જ છાયા, (તડકો) વગેરે ફેરફારોને કારણે, ઋતુઓના નિવાસ રૂપ કાલ નિરૂપાય છે. (૪૫)

ઋતુઓની સાથે એકરૂપ બનેલો કાલ, ઋતુધામા અર્થાત્ ઋતુઓ રૂપી નિવાસવાળો કહેવાયો છે. બ્રહ્મની સ્વાતન્ત્ર્ય શક્તિરૂપ કાલ, વસંત, ગ્રીષ્મ, વગેરે ઋતુવિભાગો રૂપે વિભક્ત થયેલો હોય છે તેમ સમજાય છે. ઋતુઓરૂપી નિશ્ચિત ભેદોવાળો કાલ તે તે ઋતુઓમાં પુંસ્કોકિલનાં કૂજનો, નવાં નવાં કિસલયોનો ઉદ્‌ગમ, સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્રોની ગતિ, છાયા, તડકો વગેરેના ફેરફારો એમ અનેક રીતે નિશ્ચિત બને છે હેલારાજે અવતારેલા શ્લોકોમાંથી એક શ્લોકમાં વસન્ત, ત્રણમાં ગ્રીષ્મ, બેમાં વર્ષા, બેમાં શરદ, એકમાં હેમંત અને બેમાં શિશિર એમ અગિયાર શ્લોકોમાં ઋતુવર્ણન રજૂ થયાં છે.

निर्ह्रासोपगमो योऽयं क्रमवानिव दृश्यते ।

अक्रमस्यापि विश्वस्य तत्कालस्य विचेष्टितम् ॥४६॥

ક્રમ વિનાના વિશ્વ માટે, તે ક્રમવાન છે એવા જ્ઞાનની જે પ્રતીતિ થાય છે, તે કાલનું જ કાર્ય છે. (૪૬)

સમ્બન્ધસમુદ્દેશ (૩. ૩ ૮૧)મા જણાવ્યુ છે કે બ્રહ્મના વિવર્તરૂપ વિશ્વ ક્રમ વિનાનુ છે તે ક્રમવાન છે એવો નિર્ભાસ અર્થાત્ જ્ઞાન, કાલથી પ્રાપ્ત થતા અવરોધ અને અનુમતિ (પ્રતિબન્ધાભ્યનુજ્ઞા)ને કારણે છે વાસ્તવમા કાલ બ્રહ્મની અવિદ્યારૂપ શક્તિ છે

दूरान्तिकव्यवस्थान अध्वाधिकरण यथा ।
चिरक्षिप्रव्यवस्थान कालाधिकरण तथा ॥४७॥

દૂર અને પાસે એ બેનો નિશ્ચય (જેમ) સ્થળ ઉપર આધાર રાખે છે તેમ ધીમુ, અને ઝડપી એ બેનો નિશ્ચય, કાલ ઉપર આધાર રાખે છે (૪૭)

तस्याभिन्नस्य कालस्य व्यवहारे क्रियाकृताः ।
भेदा इव त्रय सिद्धा यांल्लोको नातिवर्तते ॥४८॥

તે વિભાગ વિનાના કાલના, તેની પ્રવૃત્તિને કારણે પ્રાપ્ત થનારા ત્રણ વિભાગો વ્યવહારમા જાણીતા છે લૌકવ્યવહાર તેમને ઉવેખતો નથી (૪૮)

एकस्य शक्तयस्तिस्र कालस्य समवस्थिता ।
यत्सम्बन्धेन भावाना दर्शनादर्शने सताम् ॥४९॥

એક કાલની ત્રણ શક્તિએ નિશ્ચિત છે, જેમની સાથેના સબધને લીધે ઉત્પન્ન થયેલા પદાર્થોના દર્શન અને અદર્શન (સમજાય) છે (૪૯)

ત્રણ શક્તિઓ એટલે વર્તમાન, ભૂત અને ભવિષ્ય એવા ત્રણ કાળ વર્તમાનકાળ રૂપ શક્તિને કારણે પદાર્થોની અભિવ્યક્તિ થાય છે ભૂતશક્તિ અને ભવિષ્યશક્તિને કારણે તિરાભાવ અને વિનાશ સ્પષ્ટ થાય છે. આ અદર્શન અને વિનાશ પ્રાગભાવ અને પ્રધ્વસાભાવરૂપ છે

द्वाभ्या स किल शक्तिभ्या भावाना वर्णनात्मक ।
शक्तिस्तु वर्तमानाख्या भावरूपप्रकाशिनी ॥५०॥

(ભૂત અને ભવિષ્ય રૂપ) બે શક્તિઓ વડે તે કાલ પદાર્થોને ઢાકનારો બને છે (તેની) વર્તમાનકાળ નામે શક્તિ પદાર્થોના રૂપને પ્રગટ કરનારી છે (૫૦)

अनागता जन्मशक्ते शक्तिरप्रतिबन्धिका ।
अतीताख्या तु या शक्तिस्तया जन्म विरुध्यते ॥५१॥

ભવિષ્યશક્તિ, જન્મશક્તિનો અવરોધ કરનારી નથી, પરતુ ભૂત નામે જે શક્તિ છે તેના વડે ઉત્પત્તિનો વિરોધ થાય છે (૫૧)

तम प्रकाशवत्त्वेते त्रयोऽध्वानो व्यवस्थिता ।
अक्रमास्तेपु भावाना क्रम समुपलभ्यते ॥५२॥

આ ત્રણ કાલમાર્ગો, અધકાર અને પ્રકાશની જેમ ક્રમ વિનાના છે, છતા તેમનામા પદાર્થોના ક્રમ પ્રાપ્ત થાય છે (૫૨)

મુસાફરો જેમ રસ્તા ઉપર આવજા કરે છે, તેમ પદાર્થો ત્રણેય કાળમાં આવજા કરે છે. તેથી તેમને માર્ગો (अध्वान) કહ્યા છે. योगसूत्र (૩.૧૩) જણાવે છે કે "આ ધર્મો ત્રણ માર્ગોવાળા છે." ભૂત અને ભવિષ્યકાળ અંધકાર જેવા છે અને વર્તમાન પ્રકાશ જેવો છે. પદાર્થો સાથે તે પૌર્વાપર્ય સંબંધને પ્રાપ્ત કરે છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા નિત્ય ગુણો એક સ્થળે રહ્યા હોવા છતાં ગુણપ્રધાનભાવ પ્રાપ્ત કરે છે તેમ વર્તમાન, ભવિષ્ય અને ભૂતકાલરૂપી ત્રણ કાલશક્તિઓ પૌર્વાપર્ય પ્રાપ્ત કરે છે.

द्वौ तु तत्र तमोरूपावेकस्यालोकवत्स्थितिः ।
अतीतमपि केषांचित्पुनर्विपरिवर्तते ॥५३॥

(તે ત્રણ કાળની કલ્પનામાં) બે કાળ (ભૂતકાળ અને ભવિષ્યકાળ) અંધકાર રૂપે રહેલ છે. કેટલાકને મતે ભૂતકાળ ફરીવાર (વર્તમાનરૂપે) ફેરફાર પામે છે. (૫૩)

પદાર્થોનાં આવરણ માટે ભૂત અને ભવિષ્ય કારણરૂપ છે, તેથી તે બે કાળ તમોરૂપ છે. આવરણ તમસ્નો સ્વભાવ છે. વર્તમાનકાળ પ્રકાશ સમો અર્થાત્ સત્ત્વ ગુણ રૂપે છે (सांख्यकारिका ૧૩). રજસ્ સામાન્ય પ્રવૃત્તિરૂપે છે, તેથી તે કાલનું સામાન્ય અને બંને સંબંધવાળું રૂપ છે. તે પ્રતિબંધ અને અનુજ્ઞા દ્વારા પ્રવૃત્તિ કરાવે છે.

અભિવ્યક્તિ પહેલાં પદાર્થ સૂક્ષ્મરૂપે અસ્તિત્વમાં હોય છે, આ સાંખ્ય મતના સમર્થનમાં પાંચ કારણો આપ્યાં છે. (૧) અસત્ પદાર્થની ઉત્પત્તિ થઈ શકે નહિ. (૨) કાર્યની ઉત્પત્તિ માટે કારણરૂપ ઉપાદાન આવશ્યક છે. (૩) દરેકમાંથી દરેકની ઉત્પત્તિ સંભવતી નથી, (૪) સમર્થ કારણ ઉત્પત્તિ કરી શકાય તેવા કાર્ય (પદાર્થ)ની ઉત્પત્તિ કરી શકે છે. (૫) કારણના અસ્તિત્વથી કાર્ય અસ્તિત્વમાં હોય છે.

असदकरणादुपादानग्रहणात्सर्वसंभवाभावात् ।
शक्तस्य शक्यकरणात्कारणभावाच्च सत्कार्यम् ॥ (सांख्यकारिका ९)

આ મત પ્રમાણે અતીત કાલમાં રહેલા પદાર્થો ફરીવાર ઉત્પન્ન થાય છે. પ્રકૃતિમાં અંતર્ગત રહેલા પદાર્થો યોગ્ય સમયે ઉત્પન્ન થાય છે અને પ્રલય કાળે તેમાં જ અદૃષ્ટ બને છે. આમ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એવા ત્રણ માર્ગો પદાર્થોના સંચાર માટે સમજવામાં આવ્યા છે. આવો મત યોગ્ય છે.

युगपद् वर्तमानत्वं तद्धर्मा प्रतिपद्यते ।
केषांचिद् वर्तमानत्वाच्चेति तद्वदतीतताम् ॥५४॥

કેટલાક પદાર્થો વર્તમાન ધર્મવાળા હોવાથી (ભૂત, વર્તમાન અને ભવિષ્યરૂપ ધર્મોવાળો તે (પદાર્થ) એકસાથે વર્તમાન સ્થિતિને પ્રાપ્ત કરે છે. તે પ્રમાણે (તેવા ધર્મોવાળો તે પદાર્થ) ભૂતકાળની સ્થિતિને પ્રાપ્ત કરે. (૫૪)

આ કારિકાનો અન્વય આ પ્રમાણે સમજીને અનુવાદ કરવામાં આવ્યો છે. तद्धर्मा (पदार्थ) केषांचित् (पदार्थानां) वर्तमानत्वाद् युगपद् वर्तमानत्वं प्रतिपद्यते तद्वच्च (असौ तद्धर्मा धर्मी) अतीततां एति । હેલારાજ અને તેને અનુસરતી ભાષ્યકારોથી કાંઈક અંશે જુદી રીતે અહીં અનુવાદ આપવામાં આવ્યો છે.

हेतूपकाराद्राक्षिप्तो वर्तमानत्वमागतः ।
शान्तहेतूपकारः सन्पुनर्नोपैति दर्शनम् ॥५५॥

કારણોની મદદથી કાર્યરૂપ બનેલો અને તેથી વર્તમાનરૂપ બનેલો (પદાર્થ), કારણોની (તેવી) મદદ બંધ થતાં ફરીવાર દેખાતો નથી. (૫૫)

અગાઉની કારિકામાં જણાવ્યું હતું કે વર્તમાન અને અતીત કેટલીકવાર એકસાથે તેમની તે તે સ્થિતિને પ્રાપ્ત કરે છે. અહીં કોઈ શંકા કરે કે વર્તમાન અને અતીત તો પરસ્પર વિરોધી છે, તો પછી તેમનું એકસાથે પ્રાપ્ત થવું કેવી રીતે શક્ય બનશે? તેનો ઉત્તર આ કારિકામાં આપવામાં આવ્યો છે. સરખાવો હેલારાજ: यदा संभूय हेतवः कार्योपकारमारभन्ते तदा तत्सामर्थ्याज्जायमानो भावो दर्शनपथमवतरन्नर्थक्रियाः संपादयन् वर्तमान इति व्यवह्रियते । उपरतकारणव्यापारस्तु परिसमाप्तकार्योऽदर्शनमनुपतन्नतीतः ।

द्वे एव कालस्य विभो केषांचिच्छक्तिवर्त्मनि ।
करोति याभ्यां भावानामुन्मीलननिमीलने ॥५६॥

કેટલાકના મતમાં વિભુ કાલના બે શક્તિમાર્ગો છે, જેમના વડે તે પદાર્થોનાં પ્રાકટ્ય અને તિરોધાન કરે છે. (૫૬)

कलाभिः पृथगर्थाभिः प्रविभक्तं स्वभावतः ।
केचिद् बुद्ध्यनुसंहारलक्षणं तं प्रचक्षते ॥५७॥

જુદાં જુદાં પ્રયોજનોવાળી કલાઓને કારણે સ્વાભાવિક વિભાગવાળા તે કાલને કેટલાક (આચાર્યો) બુદ્ધિસંકલનરૂપ જાહેર છે. (૫૭)

બૌદ્ધ તત્ત્વજ્ઞો કાલને જુદી જુદી ક્રિયાઓના માનસસંકલનરૂપે સમજે છે. તેમના મતમાં આવા બુદ્ધિસંકલનથી જુદું કાલતત્ત્વ નામે કોઈ તત્ત્વ નથી. ચિર, ક્ષિપ્ર વગેરે ક્રિયાઓ એક જ મનઃસંકલનરૂપે એકત્ર થાય છે અને તેવું સંકલન કાલરૂપે સમજાય છે સરખાવો હેલારાજ : भिन्नाः क्रियालक्षणाः संकलना बुद्ध्यनुसंह्रियमाणाः सङ्कल्प्यमाना-श्चिरक्षिप्रादिव्यवहारस्य निमित्तं भवन्ति । तया बुद्ध्या सङ्कलनमात्रमेवाबहिस्तत्त्वं चिरादिकालरूपं विलक्षणमेव व्यवह्रियते ।

ज्ञानानुगतशक्तिं वा बाह्यं वा सत्यतः स्थितम् ।
कालात्मानमनाश्रित्य व्यवहर्तुं न शक्यते ॥५८॥

(સંકલનાત્મક) બુદ્ધિને અનુસરનારી શક્તિઓવાળા અથવા બાહ્યરૂપે નિશ્ચિતપણે રહેલા કાલસ્વરૂપનો આશ્રય લીધા વિના વ્યવહાર કરવો શક્ય નથી. (૫૮)

બૌદ્ધ મતમાં ક્રિયાઓના સંકલનરૂપ વિજ્ઞાનને કાલતત્વ કહે છે. તેથી જુદું અને બાહ્ય, કાલ નામે કોઈ તત્ત્વ નથી. ભર્તૃહરિ આ વાત પણ સ્વીકારે છે. તેમને માટે કાલનું

અસ્તિત્વ અને તેનું સર્વપ્રવૃત્તિમૂલત્વ મહત્ત્વનું છે. તે બુદ્ધિસંકલનરૂપ છે કે બાહ્યતત્ત્વરૂપે છે તે મહત્ત્વનું નથી. આવો વિજ્ઞાનમાત્ર અથવા બાહ્યાસ્તિત્વવાળો કાલ પારમાર્થિકપણે શબ્દબ્રહ્મની શક્તિ રૂપે છે. ભર્તૃહરિના આ વિચારને સ્પષ્ટ શબ્દોમાં મૂકતાં હેલારાજ જણાવે છે કે અમે તો વૈયાકરણો છીએ. અમે દાર્શનિક સિદ્ધાન્તો ચર્ચવા બેઠા નથી. શબ્દવ્યવહારમાં જે અંગભૂત હોય તેનું જ વિવેચન અમારે કરવું છે. સરખાવો : नास्माभिर्दर्शनविवेकः प्रारब्धः किन्तु शाब्दे व्यवहारे यदङ्गं तत्परीक्ष्यम् ।

तिस्रो भावस्य भावस्य केषांचिद् भावशक्तयः ।
ताभिः स्वशक्तिभिः सर्वं सदैवास्ति च नास्ति च ॥५९॥

કેટલાક (આચાર્યો)ના મતમાં પદાર્થની પ્રવૃત્તિની ત્રણ કાર્યશક્તિઓ છે, પોતાની તેવી શક્તિઓ વડે બધા પદાર્થો હમેશાં અસ્તિત્વરૂપે અથવા અભાવરૂપે હોય છે. (૫૯)

સાંખ્યાચાર્ય કપિલના મતમાં પદાર્થની (भावस्य) પ્રવૃત્તિની (भावस्य), ભૂત, ભવિષ્ય અને વર્તમાન એવી ત્રણ કાર્યશક્તિઓ (भावशक्तयः) છે. તેમને આધારે પદાર્થ સદ્ કે અસદ્ કહેવાશે.

सत्त्वादव्यतिरेकेण तास्तिस्रोऽपि व्यवस्थिताः ।
क्रमस्तास्तदभेदाच्च सदसत्त्वं न भिद्यते ॥६०॥

તે ત્રણ (ક્રિયાશક્તિઓ) પદાર્થથી જુદી ન હોવા છતાં, તેમને જ ક્રમ કહે છે, અને (પદાર્થ સાથેની આવી) અભિન્નતાને કારણે (પદાર્થોની) સત્તા કે (તેમનો) અભાવ જુદાં સમજાતાં નથી (૬૦)

પદાર્થોથી અભિન્ન ત્રણ શક્તિઓ–ભૂત, વર્તમાન અને ભવિષ્ય—ને ક્રમ કહે છે, કારણ કે આ શક્તિઓ જ પદાર્થોનાં આવિર્ભાવ અને તિરોભાવ માટે જવાબદાર છે. તે શક્તિઓ આવી રીતે અભિન્ન હોવાથી પદાર્થોનાં આવિર્ભાવ–તિરોભાવરૂપ કાર્યોનું મિશ્રણ એકસરખું થતું નથી. સરખાવો હેલારાજ : अव्यतिरेकेऽपि च भावाच्छक्तीनां सदा भाववदवस्थातेऽपि वृत्तिंचित्पारसंकरो न भवति ।

दर्शनादर्शनेनैकं दृष्टादृष्टं तदेव तु ।
अध्वनामेकता नास्ति न च किञ्चिन्निवर्तते ॥६१॥

(વર્તમાન વગેરે શક્તિઓના) દર્શન અને અદર્શનરૂપી પ્રવૃત્તિની ભિન્નતાને કારણે એક જ પદાર્થ દષ્ટ અને અદષ્ટ બને છે, (વર્તમાન વગેરે શક્તિ) માર્ગોનું પરસ્પર મિશ્રણ નથી અને કોઈ પણ પદાર્થ તેના અસ્તિત્વમાંથી અટકતો નથી. (૬૧)

વર્તમાન શક્તિ વડે અભિવ્યક્ત થવું એટલે દર્શન. અતીત અને અનાગત શક્તિઓ વડે તિરોહિત બનવું તે અદર્શન છે. આમ બંનેનાં કાર્યોમાં ભિન્નતા હોવાથી પ્રકૃતિ-મિશ્રણ થતું નથી. પદાર્થોનો નિરન્વયધ્વંસ થતો નથી પરંતુ માત્ર તેમનો તિરોભાવ થાય છે. તેથી સત્ અને અસત્ પારમાર્થિકપણે જુદાં નથી. તિરોહિત સત્ત્વ એટલે જ અસત્ત્વ.

शक्त्यात्मदेवतापक्षैर्भिन्नं कालस्य दर्शनम् ।
प्रथमं तदविद्यायां यद् विद्यायां न विद्यते ॥६२॥

શક્તિ, આત્મા, દેવતા, એવા જુદા જુદા અભિપ્રાયો કાલ અંગે છે. પ્રથમ અવિદ્યામાં દેખાતો તે કાલ વિદ્યામાં અસ્તિત્વ ધરાવતો નથી. (૬૨)

બ્રહ્મની સ્વાતન્ત્ર્યશક્તિ એટલે કાલ એવો ભર્તૃહરિનો મત છે. તેમના ટીકાકારો સમજાવે છે કે કાલ એટલે કારણશક્તિ; જેમ કે બીજની શક્તિ અંકુરની ઉત્પત્તિને અનુમતિ આપે છે, પરંતુ દાંડાને ઉત્પન્ન થતો અટકાવે છે. આની પ્રવૃત્તિ કાલનું કાર્ય છે. પરંતુ આ બરાબર નથી. નિયત કારણોવાળા પદાર્થો તેવાં કારણોની હાજરીને લીધે ઉત્પન્ન થાય છે, અન્યથા નહિ. કારણોની પરંપરાથી ઉત્પન્ન થયેલા પદાર્થોમાં ક્રમ દેખાતો હોવાથી, ક્રમરૂપે કાલશક્તિ છે એમ સિદ્ધ થાય છે. કાલ ક્રમ અને યૌગપદ્યને જન્માવે છે. તેથી કાલ બ્રહ્મરૂપ ચિદાત્માની શક્તિ છે, સરખાવો વા. પ. ૧.૩૨.

આ કાલશક્તિ આત્મા અર્થાત્ પુરુષમાં પ્રાપ્ત થાય છે, કારણ કે પુરુષમાં જ ક્રમ દેખાય છે કાલ, અવિદ્યા શક્તિની સહચારિણી શક્તિ છે જીવના અદૃષ્ટ વગેરેને કારણે પદાર્થોમાં અવરોધ અને અનુમતિ પ્રાપ્ત થાય છે તેથી કાલની પ્રવૃત્તિ સર્વત્ર પ્રવર્તે છે. આ મતમાં આત્મા અર્થાત્ જીવ કાલ છે

વ્યક્તિગત આકૃતિ અને મહાન પ્રભાવ વડે પ્રકાશતા દેવો એટલે કાલ એમ બીજા કેટલાક માને છે. અહીં પણ કાલને ત્રિરૂપ બ્રહ્મની દેવતારૂપ શક્તિ જ સમજવાની છે. સંસારના કારણરૂપ અવિદ્યામાં કાલ પ્રથમ 'પગથિયું' છે. આ સંસાર ભેદના આભાસવાળો છે. ભેદ દેશ અને કાલને કારણે છે. ક્રમ વિનાનું પશ્યન્તિરૂપ જ્ઞાન, પ્રાણ-વૃત્તિમાં પહોંચીને કાલને કારણે સક્રમ બનતું હોય તેમ ભાસે છે

अभेदे यदि कालस्य ह्रस्वदीर्घप्लुतादिषु ।
दृश्यते भेदनिर्भासः स चिरक्षिप्रबुद्धिवत् ॥६३॥

ह्रस्वदीर्घप्लुतावृत्त्या नालिकासलिलादिषु ।
कथं प्रचययोगः स्यात्कल्पनामात्रहेतुकः ॥६४॥

કાલ, ભેદ વિનાનો છે, એમ માનતાં, હ્રસ્વ, દીર્ઘ અને પ્લુતમાં ભેદની જે કલ્પના થાય છે તે ધીમું, ઝડપી એવી કલ્પના જેવી જો હોય તો, હ્રસ્વ, દીર્ઘ અને પ્લુતના (ઉચ્ચારણ)માં કંઠનાડીમાંથી થતા જલસ્રવણમાં થતો વધારો માત્ર કાલ્પનિક કેવી રીતે હોઈ શકે? (૬૩-૬૪)

હેલારાજને અનુસરતાં થોડા ફેરફારવાળો અનુવાદ આ પ્રમાણે થશે: હ્રસ્વ, દીર્ઘ, પ્લુત વગેરેમાં વાસ્તવિક કાલભેદ ન હોવા છતાં ચિર, ક્ષિપ્ર, વગેરેમાં હોય છે તેમ કાલ્પનિક ભેદ સમજવામાં આવતાં, હ્રસ્વ, દીર્ઘ અને પ્લુતના ઉચ્ચારણ વખતે નાલિકામાં જે સ્રવણ થાય છે તે માત્ર કાલ્પનિક ભેદવાળા હ્રસ્વ વગેરેને કારણે કેવી રીતે હોઈ શકે!

ચિર, ક્ષિપ્ર વગેરેમાં તેમજ હ્રસ્વ, દીર્ઘ, પ્લુત વગેરેમા પ્રાપ્ત થતો કાલભેદ કલ્પિત છે. વિષયમાં પ્રાપ્ત થતાં વૃદ્ધિ અને ક્ષય પ્રમાણે કાલભેદ સમજાય છે. આમ કાલભેદ માત્ર વિષયભેદને અધીન હોઈ કાલ્પનિક સમજવામા આવે તો ઉપર જણાવેલી મુશ્કેલી આવશે

નાલિકાને કંઠનાડી સમજવામાં આવે તો શબ્દોચ્ચારણ વખતે તેમાથી રસ ઝરે છે એવુ માનવુ જોઈએ. હ્રસ્વ, દીર્ઘ અને પ્લુતના દરેક ઉચ્ચારણ વખતે ત્રીજા ભાગ જેટલું વધારે ક્ષરણ થાય છે આની સ્રવણવૃદ્ધિ સમયના વધારાના અનુસંધાનમાં થાય છે.

अभिव्यक्तिनिमित्तस्य प्रचयेन प्रचीयते ।
अभिन्नमपि शब्दस्य तत्त्वमप्रचयात्मकम् ॥६५॥

(કાલકૃત) ભેદ વિનાનું અને વૃદ્ધિહીન સ્વભાવવાળુ શબ્દતત્ત્વ અભિવ્યક્તિનાં કારણોની વૃદ્ધિને લીધે વધે છે (૬૫)

શબ્દતત્ત્વ નિત્ય અને વાસ્તવમાં હ્રસ્વાદિ ભેદ વિનાનુ છે તેમ છતાં વ્યંજક ધ્વનિઓનાં વૃદ્ધિ અને અપચય પ્રમાણે તેમાં કાલભેદ સમજાય છે. શબ્દની અભિવ્યક્તિ કરનારા જુદા જુદા ધ્વનિઓ શબ્દસ્વરૂપમાં ભેદનો આરોપ કરે છે અહી અભિવ્યંજક ધ્વનિઓ અને અભિવ્યંગ્ય શબ્દ વચ્ચે સ્પષ્ટ ભેદ સમજાતો ન હોવાથી ધ્વનિઓની ભિન્નતાનો આરોપ શબ્દ ઉપર થાય છે. तपरस्तत्कालस्य । (પા સૂ ૧. ૧. ૭૦) મા પણ ધ્વનિગત કાલભેદનો શબ્દમા આરોપ સમજવામાં આવ્યો છે.

एवं मात्रातुरीयस्य भेदो दाशतयस्य वा ।
परिमाणविकल्पेन शब्दात्मनि न विद्यते ॥६६॥

આમ (નિત્ય) શબ્દાત્મા તરીકે માત્રાના ચોથા ભાગ અને દસ વિભાગોવાળા વેદની વચ્ચે, કાલના પરિમાણભેદની દૃષ્ટિએ (કશો) ભેદ નથી (૬૬)

માત્રાનો ચોથો ભાગ અને દસ મંડલોના સમૂહરૂપ વેદ, એ બ ને નિત્ય શબ્દ હોઈ સરખા હોવાથી કાલકૃત ભેદ વિનાના છે અવયવાત્મક ધ્વનિઓને કારણે તેમા કાલભેદ સમજાય છે. આમ સ્ફોટરૂપ શબ્દાત્મા અભિવ્યંજક ધ્વનિઓના ભેદને કારણે ભેદવાન ભાસે છે.

अनुनिष्पादिविकल्पेन चेऽन्तराल इव स्थिता. ।
शब्दास्ते प्रतिपत्तॄणामुपाया· प्रतिपत्तये ॥६७॥

અનુરણનરૂપે, કાનની અંદર રહેલા જે વૈકૃત ધ્વનિઓ છે, તે શ્રોતાઓના શ્રવણ માટે ઉપાયરૂપ બને છે. (૬૭)

પ્રાકૃત ધ્વનિઓ વડે શબ્દની અભિવ્યક્તિ થતાં અનુરણનરૂપે પાછળથી પ્રાપ્ત થનારા અને કાનની અંદર રહેલા ધ્વનિઓ, દ્રુત, વિલમ્બિત વગેરે વૃત્તિભેદો માટે જવાબદાર બને છે. આ વૈકૃત ધ્વનિઓને કારણે સ્ફોટના સ્વરૂપમાં કશો ફેરફાર થતો નથી. સરખાવો .

शब्दस्योर्ध्वमभिव्यक्तेर्वृत्तिभेदे तु वैकृता ।
ध्वनय समुपोहन्ते स्फोटात्मा तैर्न भिद्यते ॥ वा.प. १ ७९

विशिष्टमवधिं तं तमुपादाय प्रकल्पते ।
कालः कालवतामेकः क्षणमासर्तुभेदभाक् ॥६८॥

અવયવોવાળા (અનિત્ય પદાર્થો)નો નિશ્ચય કરનારો એક કાલ, તે તે (ઉદય, અસ્ત વગેરે)ને યોગ્ય અવધિ તરીકે લઈને, ક્ષણ, મહિનો, ઋતુ એવા વિભાગોમાં વહેંચાય છે. (૬૮)

અન્વય : कलावतां (भावानां अवच्छेदकः) एकः कालः तं तं (उदयादि)विशिष्टं अवधिं उपादाय क्षणमासर्तुभेदभाक् प्रकल्पते ।

बुद्ध्यवग्रहभेदाच्च व्यवहारात्मनि स्थितः ।
तावानेव क्षणः कालो युगमन्वन्तराणि वा ॥६९॥

બુદ્ધિમાં ભિન્નપણે સમજાતો હોવાથી, તે (એક) જ કાલ, વ્યવહારમાં ક્ષણ, યુગ અથવા મન્વન્તર રૂપે પ્રાપ્ત થાય છે. (૬૯)

प्रतिबन्धाभ्यनुज्ञाभ्यां नालिकाविवराश्रिते ।
यदम्भसि प्रक्षरणं तत्कालस्यैव चेष्टितम् ॥७०॥

અવરોધ અને અનુમતિ વડે (જલ) નાલિકાના કાણામાં રહેલ જળનું જે ક્ષરણ તે તો કાલની જ પ્રવૃત્તિ છે. (૭૦)

अल्पे महति वा छिद्रे तत्संबन्धे न भिद्यते ।
कालस्य वृत्तिरात्मापि तमेवास्यानुवर्तते ॥७१॥

(નાલિકાનું) છિદ્ર નાનું હોય કે મોટું, તેના (જલક્ષરણ) અંગે, કાલની પ્રવૃત્તિ બદલાતી નથી. તેનો સ્વભાવ છિદ્રના જલ સાથેના સંબંધને અનુસરે છે. (૭૧)

आक्रीड इव कालस्य दृश्यते यः स्वशक्तिभिः ।
बहुरूपस्य भावेषु बहुधा तेन भिद्यते ॥७२॥

પોતાની શક્તિઓને કારણે અનેકરૂપવાળા કાલની પદાર્થોમાં જે સર્વવ્યાપી ક્રીડા દેખાય છે, તેને લીધે તે અનેક રૂપે વિભક્ત બને છે. (૭૨)

त्वचिसारस्य वा वृद्धिं तृणराजस्य वा दधत् ।
तावत्तद्वृद्धियोगेन कालतत्त्वं विकल्पते ॥७३॥

વાંસની (ઝડપથી) વૃદ્ધિ કરીને અને તાલવૃક્ષની (ધીમેધીમે) વૃદ્ધિ કરીને, કાલ, આવી (જુદી જુદી) વૃદ્ધિના સંબંધને લીધે જુદો જુદો સમજાય છે. (૭૩)

व्यतिक्रमेऽपि मात्राणां तस्य नास्ति व्यतिक्रमः ।
न गन्तृगतिभेदेन मार्गभेदोऽस्ति कश्चन ॥७४॥

પદાર્થોની અવસ્થાઓના વિનાશથી તે (કાલ)નો વિનાશ થતો નથી. ચાલનારા-ઓનું ચાલવું બંધ થતાં કાંઈ રસ્તો બંધ થતો નથી. (૭૪)

उदयास्तमया वृत्त्या ज्योतिषां लोकसिद्धया ।
कालस्याव्यतिपातेऽपि तद्धर्म्यमिव लक्ष्यते ॥७५॥

(સૂર્ય વગેરે) ગ્રહોની લોકમાં જાણીતી ઉદય અને અસ્તની પ્રવૃત્તિઓ વડે કાલનો અવરોધ થતો ન હોવા છતાં, થતો હોય તેમ દેખાય છે. (૭૫)

સૂર્ય વગેરે ગ્રહોનો સંચારક્રિયાને કારણે વિભાગવાન સમજાતો કાલાત્મા, આવી સંચારક્રિયા દૂર થતાં વાસ્તવમાં અદષ્ટ થતો ન હોવા છતાં, જાણે અદષ્ટ થતો હોય તેમ સમજાય છે, અને આપણે કહીએ છીએ કે 'રાત પસાર થઈ', શિશિર ઋતુ પૂરી થઈ'.

आदित्यग्रहनक्षत्रपरिस्पन्दमथापरे ।
भिन्नमावृत्तिभेदेन कालं कालविदो विदुः ॥७६॥

કાલને જાણનારા વિદ્વાનો, ભ્રમણોની ભિન્નતાને કારણે જુદી સમજાતી, સૂર્ય, ગ્રહો અને નક્ષત્રોની ગતિને કાલ કહે છે. (૭૬)

क्रियान्तरपरिच्छेदप्रवृत्ता या क्रियां प्रति ।
निर्ज्ञातपरिमाणा सा काल इत्यभिधीयते ॥७७॥

એક ક્રિયાની સાથે સંબંધમાં રહેલી બીજી ક્રિયાઓના નિર્ણય માટે પ્રવૃત્ત થયેલી અને નિશ્ચિત થયેલા પરિમાણવાળી ક્રિયાને કાલ કહે છે. (૭૭)

'દિવસે ભણે છે', 'રાત્રે ભણે છે', 'ગાય દોહતાં સુધી બેસે છે', એવા ઉદાહરણોમાં અધ્યયન અને બેસવાના ક્રિયાઓથી જુદી (સૂર્યભ્રમણ રૂપ) દિવસ કે રાત્રિ અને ગાયને દોહવાની પ્રવૃત્તિરૂપી ક્રિયાઓનો નિર્ણય થાય છે. આ ઉદાહરણોમાં એક ક્રિયા ઉપરથી બીજી ક્રિયાઓનો નિશ્ચય થાય છે એમ સમજાવવામાં આવ્યું છે.

ज्ञाने रूपस्य सङ्क्रान्तिर्ज्ञानेनैवानुसंहृतिः ।
अतः क्रियान्तराभावे सा क्रिया काल इष्यते ॥७८॥

(પ્રાણવાયુના પ્રવાહ રૂપ) આંતર ક્રિયાનો બુદ્ધિમાં સંચાર થાય છે અને બુદ્ધિ-વડે જ (તે આંતરક્ષણોનું) સંકલન થાય છે. તેથી બીજી (બાહ્ય) ક્રિયાઓની ગેર-હાજરીમાં તે (આંતર) ક્રિયાને કાલ કહેવાય છે; (૭૮)

બાહ્ય પ્રવૃત્તિઓથી વિરક્ત થનાર અંતર્મુખ વ્યક્તિ તેના શરીરમાંથી પ્રાણવાયુની પ્રવૃત્તિને બુદ્ધિમાં થતી હોય તેમ સમજે છે. એટલું જ નહિ પણ બુદ્ધિમાં પ્રવેશેલી તે

આંતર ક્રિયાક્ષણોનું સંકલન પણ ત્યાં જ થાય છે એમ તે જાણે છે. આમ બાહ્ય ક્રિયા ન હોય ત્યારે પણ આવી આંતર ક્રિયા કાલ કહેવાય છે.

અન્તર્મુખ વ્યક્તિ, ઓરડામાં બેઠાં બેઠાં અને સૂર્યની ગતિ કે જલનાલિકામાંના પાણીના સ્રવણનો વિચાર કર્યા વિના કાલવિભાગને કેવી રીતે સમજી શકે એવો કોઈ પ્રશ્ન કરે તો તેના જવાબમાં આ કારિકા રજૂ કરવામાં આવી છે.

આંતર ક્રિયાક્ષણો વધારે થઈ હોય ત્યારે લાંબો કાળ વીત્યો છે તેમ કહેવાય છે. આવી ક્ષણો થોડી થઈ હોય ત્યારે ઓછો સમય વીત્યો છે એમ કહેવાય છે. યોગીઓ પ્રાણવાયુના સંચારથી પદાર્થોની પ્રવૃત્તિને જાણી શકે છે. અન્ય જનો પણ પ્રાણવાયુની સંચારક્ષણોની ગણતરી કરીને સમયના વિભાગો સમજી શકે છે; જેમકે પ્રાણવાયુનો ૩૬૦ વખત સંચાર એક નાડિકા અર્થાત્ ૨૪ મીનીટ બરાબર છે અને આવા એકવીસ હજાર છસો સંચાર એક દિવસ અને એક રાત્રિ બરાબર છે. (સરખાવો : शतपथब्राह्मण १२.३.२७-८)

भूतो घट इतीयच्च सत्ताया एव भूतता ।
भूता सत्तेति सत्ताया सत्ता भूताभिधीयते ॥७९॥

ઘડો હતો એવા પ્રયોગમાં હતો એવો ઉલ્લેખ (ઘડાના) અસ્તિત્વ અંગે જ છે. તે પ્રમાણે અસ્તિત્વ હતું એમાં અસ્તિત્વનું અસ્તિત્વ હતું એમ કહેવાય છે. (૭૯)

ક્રિયાથી જુદો કાલ નથી એમ જો માનવામાં આવે તો અસ્તિત્વ રૂપ ક્રિયાનો બીજી ક્રિયારૂપ અસ્તિત્વ સાથે સંબંધ ન હોવાથી 'અસ્તિત્વ હતું' એમ કેવી રીતે કહી શકાય, તેવા પ્રશ્નના જવાબમાં આ કારિકા રજૂ કરવામાં આવી છે.

'ઘડો હતો' એવા પ્રયોગમાં 'હતો' કોને લાગુ પડે છે? ઘડો દ્રવ્ય હોવાથી અને દ્રવ્યને કાલ સાથે સંબંધ ન હોવાથી તે ઘડાને લાગુ પડશે નહિ સાધ્યરૂપ ક્રિયાઓનો કરણરૂપ કાલ સાથે સંબંધ છે. ધાતુવડે વાચ્ય સત્તા અર્થાત્ અસ્તિત્વ રૂપ ક્રિયા નિષ્ઠા પ્રત્યય 'त' વડે જણાવાય છે. તે સત્તા ઘટ સાથે સમવાયિની હોવાથી ઘટ સાથે કાલનો સાક્ષાત્ સંબંધ નથી. ક્રિયા કાલથી જુદી છે, એવા મતમાં ક્રિયા દ્વારા જ દ્રવ્યનો કાલની સાથે સંબંધ થાય છે.

परतो भिद्यते सर्वमात्मा तु न विकल्प्यते ।
पर्वतादिस्थितिस्तस्मात्पररूपेण भिद्यते ॥८०॥

બધા પદાર્થો બાહ્ય પ્રવૃત્તિઓને કારણે બદલાય છે, પરંતુ આ (કાલતત્ત્વ)નું સ્વરૂપ બદલાતું નથી. તેથી પર્વતો વગેરેની સ્થિતિ બાહ્ય પ્રવૃત્તિ વડે ફેરફારને પામે છે. (૮૦)

કાલના સ્વભાવ વિષે મહાભારત અને પુરાણોમાં પ્રાપ્ત થતા મતો, વૈશેષિક અને સાંખ્ય મતો અને બૌદ્ધ મતોના ઉલ્લેખો રજૂ કરી તેમનું યથાસ્થાન ખંડન કરીને ભર્તૃહરિએ કાલ અંગેનો વૈયાકરણ સિદ્ધાન્ત રજૂ કર્યો. હવે પાણિનિનાં કેટલાંક સૂત્રોની મહાભાષ્યમાં મળતી ચર્ચાને રજૂ કરવામાં આવી છે. કારિકા ૮૦થી ૮૪ સુધીમાં વર્તમાને લટ્ । (પા. સૂ. ૩.૨.૧૨૩) ઉપરના ભાષ્યના વિચારો સ્પષ્ટ કરવામાં આવ્યા છે.

ઉપર ઉલ્લેખેલ સૂત્ર ઉપરના વાર્તિક 'नित्यप्रवृत्ते च कालविभागात् માં જણાવવામાં આવ્યું છે કે નિત્ય પદાર્થોમાં કાલવિભાગ ન હોવાથી, વર્તમાન કાળના પ્રત્યય લટ્‌નું વિધાન કરવું જોઈએ.

આના વિરોધમાં કોઈ કહેશે કે હમણાંનું તેવો ભાવ દર્શાવતું વર્તમાનત્વ, ભૂત અને ભવિષ્યનું વિરોધી છે. નિત્ય પદાર્થોમાં ભૂત અને ભવિષ્યનો હમેશાં અભાવ હોવાથી વર્તમાનત્વ પ્રસ્તુત છે જ.

આવા પૂર્વપક્ષના જવાબમાં જણાવી શકાય કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એવાં જે જુદાં જુદાં નામ મળે છે તે પદાર્થોના કાલ સાથેના સંબંધને કારણે જ મળે છે. આવા ગૈકાલ્યયુક્ત પદાર્થો જન્મવાળા હોય છે. જન્મને કારણે ચોક્કસ અવધિને સ્વીકારતાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એવાં નામ પ્રાપ્ત થાય છે; જેમકે, સાધનની હાજરીમાં જન્મ માટે અભિમુખ થનારા ભાવોને ભવિષ્ય, સાધનથી જન્મ પ્રાપ્ત કરીને રહેનારાને વર્તમાન અને વિનષ્ટ સ્વરૂપવાળાને ભૂતકાળ કહેવાય છે, આમ વર્તમાન એવું નામ ભૂત અને ભવિષ્યની વચ્ચેની અવધિ દર્શાવે છે, અર્થાત્ જ્યાં ભૂત અને ભવિષ્ય સંભવે નહિ ત્યાં વર્તમાન પણ સંભવે નહિ. મહાભાષ્યમાં પણ આ જ વાત જણાવવામાં આવી છે ( भूतभविष्यत्प्रतिद्वन्द्वो वर्तमानः । પા.સૂ. ૩.૨.૧૨૩).

નિત્ય પદાર્થોમાં ભૂત અને ભવિષ્યનો અભાવ હોવાથી વર્તમાનનો પણ અભાવ થશે. પરંતુ વ્યાકરણકાર્ય વર્તમાન અને ભૂત તેમજ ભવિષ્યનું જોઈએ અને તે પ્રમાણે નિત્ય પદાર્થો માટે પણ ત્રણેય કાળના પ્રત્યયોનું વિધાન થવું જોઈએ. નિત્ય પદાર્થોમાં જે કાલાભાવ કહ્યો છે તેથી કાલ ઉપર આરોપવામાં આવતી કોઈપણ પ્રવૃત્તિ તેના વડે જણાવી શકાય નહિ, કારણ કે આવી પ્રવૃત્તિ ક્રમ અને પૌર્વાપર્યવાળી હોય છે. આવા ક્રમ અને પૌર્વાપર્યને દર્શાવવા માટે કાલવિભાગના જુદા જુદા પ્રત્યયોનું વિધાન કરવું જોઈએ, તેથી ભાષ્યમાં લોકવ્યવહારમાં પ્રાપ્ત થતા પ્રયોગોને અનુસરીને "પર્વતો રહેશે', પર્વતો છે', અને 'પર્વતો હતા', એવા ઉદાહરણો આપીને 'કાલવિભાગો છે' (सन्ति च कालविभागाः । પા.સૂ. ૩.૨.૧૧૨ ઉપરનું ભાષ્ય ) એમ કહ્યું છે.

શું આવા શબ્દપ્રયોગોને કારણે કાલવિભાગો સમજવામાં આવ્યા છે ? ખરેખર આવા શબ્દપ્રયોગો કરી શકાય ? પતંજલિ જણાવે છે કે આવા શબ્દ પ્રયોગોને કારણે જ કાલવિભાગો સમજવા જોઈએ એમ નથી (नावश्यं कालविभागादेव ।). પૂર્વ અને પર ભાવોને દર્શાવનાર ક્રિયાપદ છે, અને શબ્દને પ્રમાણ માનનારાઓ, શબ્દપ્રયોગમાંથી અર્થ સમજતા હોવાથી, કાલવિભાગની બાબતમાં શબ્દપ્રયોગને પ્રમાણભૂત માની શકાય.

प्रसिद्धभेदा व्यापारा विरूपावयवक्रियाः ।
साहचर्येण भिद्यन्ते सरूपावयवक्रियाः ॥८१॥

જુદી જુદી અવયવક્રિયાઓવાળાં કાર્યોની ભિન્નતાઓ જાણીતી છે. તેમની સાથેના સંપર્કથી સમાનરૂપવાળા અવયવોવાળાં કાર્યો ફેરફાર પામે છે.(૮૧)

રાંધવું, કાપવુ વગેરે કાર્યોની અવયવક્રિયાઓ જુદી જુદી અને જુદે જુદે સમયે થનારી હોય છે, જેમકે રાંધવાના કાર્ય માટે વાસણ સાફ કરવું, ચૂલા ઉપર મૂકવું વગેરે અવયવક્રિયાઓ અને કાપવાના કાર્ય માટે લાકડું ઊંચકવું, કુહાડી લેવી વગેરે અવયવક્રિયાઓ જુદી જુદી હોય છે, પરંતુ પર્વતોની સ્થિતિરૂપી ક્રિયામાં તેની અવયવક્રિયાઓ દેખાતી નથી. તેથી પર્વતોની સ્થિતિ વગેરેનો કાલભેદ જુદે જુદે સમયે થયેલી, રાજાઓની જુદી જુદી ક્રિયાઓ ઉપરથી સમજાય છે. પર્વતોની સ્થિતિ સૂર્યના સંચરણ ઉપરથી પણ સમજાય છે, પરંતુ રાજાઓની ક્રિયાઓ વધારે જાણીતી છે. તેથી મહાભાષ્યમાં તેમનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. આમ જુદી જુદી અવયવક્રિયાઓવાળા પદાર્થોની ઉદાહરણો ઉપરથી સમાન અવયવવાળા પદાર્થોમાં કાલભેદ સમજાય છે. સરખાવો હેલારાજ : अतश्च ता राजक्रियाः परिच्छेदकत्वादाधारभूताः पर्वतादिस्थितेः कालत्वेन व्यवह्रियन्ते ।

* व्यवधानमिवोपैति निवृत्त इव दृश्यते ।
क्रियासमूहो भुज्यादिरन्तरालप्रवृत्तिभिः ॥८२॥ *

* न च विच्छिन्नरूपोऽपि सोऽविरामान्निवर्तते ।
सर्वैव हि क्रियान्येन सङ्कीर्णेवोपलभ्यते ॥८३॥ *

(અનેક) પ્રવૃત્તિઓના સમૂહવાળી ભોજનક્રિયા, વચ્ચે થતી (વાર્તાલાપ, હુમાહુંસ વગેરે) ક્રિયાઓથી જાણે કે અવરોધ પામે છે અને બંધ થઈ ગઇ હોય તેમ લાગે છે. વિચ્છિન્ન રૂપવાળી હોવા છતાં તે (ભોજનક્રિયા) પૂર્ણ થઈ ન હોવાથી અટકતી નથી, કારણ કે બધી ક્રિયાઓ બીજી ક્રિયા સાથે સંબંધવાળી જ પ્રાપ્ત થાય છે. (૮૨-૮૩)

ભોજનક્રિયા અનેક જુદી જુદી ક્રિયાઓનો સમૂહ છે. વચ્ચે વચ્ચે હાસ્ય, વાર્તાલાપ વગેરે ક્રિયાઓ હોવા છતાં,—હાસ્ય કે વાર્તાલાપ જેવી ક્રિયાઓમાં પણ નેત્રો બંધ કરવાં, દાંત અને હોઠ દેખાડવા વગેરે તેમની પણ અવાન્તર ક્રિયાઓ હોવા છતા—તેમને કારણે ભોજનક્રિયા અટકી નથી, કારણકે તૃપ્તિરૂપી ફળવાળી ભોજનક્રિયા સાથે તે સંપૂર્ણ રીતે ભળી જતી નથી.

ભોજનક્રિયા, આદિથી અંતસુધી અર્થાત્ ભોજનની ઇચ્છાથી શરૂ કરીને તૃપ્તિ સુધી આંતર મન પ્રવૃત્તિરૂપે અને બાહ્ય કાર્યો રૂપે ચાલુ જ હોય છે. આમ વર્તમાન કાલ નિશ્ચિત બનતાં 'અહીં અમે પુષ્યમિત્રને યજ્ઞ કરાવીએ છીએ' (इह पुष्यमित्रं याजयामः ।) એવું ઉદાહરણ સંગત બને છે. સરખાવો હેલારાજ . विच्छिन्नस्वभावोऽसौ आफलप्राप्तेरनुवर्तनादविरतोऽवस्थित एव वर्तमानव्यपाश्रयः ।

* तदन्तरालदृष्टा वा सर्वैवावयवक्रिया ।
साहृश्यात्सति भेदे तु तदङ्गत्वेन गृह्यते ॥८४॥ *

અથવા તે (ભોજનકાર્ય)ની વચ્ચે દેખાતી અને તેના ભાગરૂપે રહેલી હાસ્ય વગેરે (ગૌણ) ક્રિયાઓ, (જલપાન જેવી ક્રિયાઓના) જેવી હોવાથી, તે (મુખ્ય ક્રિયા)થી જુદી હોવા છતાં તેના ભાગરૂપે સ્વીકારાય છે. (૮૪)

ભોજનક્રિયાની વચ્ચે પ્રાપ્ત થતી હાસ્ય, વાતચીત વગેરે ગૌણ ક્રિયાઓ મુખ્ય ક્રિયા અર્થાત્ ભોજનક્રિયાના અવયવો રૂપે છે, કારણ કે જલપાન વગેરેની જેમ તે પણ ભોજનની સમાપ્તિ માટે ઉપકારક છે. સરખે સરખા મિત્રો વાર્તાલાપ, હાસ્ય વગેરે દ્વારા ભોજન ક્રિયાને પૂરી કરે છે. એટલે જલપાનની જેમ તે પણ ભોજનનું જ અંગ છે એમ સમજવું. બે મજૂરો ભાર લઈ જતા હોય અને ત્રીજો એમને મદદ કરવા એકાએક આવી જાય તો તે પણ ઉપાડવાના કાર્યમાં અંગભૂત ગણાય છે. આ પ્રમાણે દરેક ગૌણ ક્રિયાદ્વારા મુખ્ય ક્રિયાની સમાપ્તિ થવાથી आदि कर्मणि निष्ठा । (પા. સૂ. ૩.૨.૧૦૨) ઉપરનું વાર્તિક (आदि कर्मणि न्याय्या ह्यावयवर्गात् । ' નિષ્ઠા પ્રત્યય કૃતનું વિધાન યોગ્ય છે, કારણ કે કાર્યની શરૂઆત કર્યા પછી તેનો અંત આવે જ છે ") યોગ્ય છે.

આ પ્રમાણે ફલપ્રાપ્તિ સુધી ક્રિયાસમૂહનું અસ્તિત્વ સમજાતું હોવાથી વર્તમાનત્વ સાબિત થાય છે.

सदसद्वापि वस्तु स्यात् त्रितयं नास्ति किं च न ।
तेन भूतभविष्यन्तौ मुक्त्वा मध्यं न विद्यते ॥८५॥

પદાર્થ (કાં તો) સત્ હોય કે અસત્ હોય; કાંઈ ત્રીજું હોતું નથી. તેથી ભૂત અને ભવિષ્યને છોડીને વચલું (અર્થાત્ વર્તમાનત્વ) નથી. (૮૫)

કારિકા ૮૫થી ૮૮ સુધીમાં વર્તમાનકાળનું અસ્તિત્વ નથી એમ માનનારા ક્ષણિકવાદીઓનો પૂર્વપક્ષ રજૂ થયો છે.

પદાર્થની સિદ્ધ થવાની અવસ્થાને ક્રિયા કહે છે. ચાલી ગયેલી ક્ષણ ક્રિયા કહેવાય છે. જે ક્ષણ હજુ સિદ્ધ થવાની છે તેને ભવિષ્યકાલીન ક્ષણ કહે છે, ત્યાં ક્રિયાને ભવિષ્યત્ ક્રિયા કહે છે. આ સિવાયની ત્રીજી કોઈ ક્ષણ નથી, જેમાં સદ્ અને અસદ્ એવાં બંને રૂપ હોય, કારણ કે વિરુદ્ધ સ્વભાવવાળી ક્ષણો એક સાથે રહી શકતી નથી. તેથી ક્રિયાને વર્તમાનત્વ હોતું નથી. આવા ક્ષણિકવાદી બૌદ્ધ પૂર્વપક્ષને રજૂ કરતાં પતંજલિ કેટલાક શ્લોકો રજૂ કરે છે :

(૧) न वर्तते चक्रमिषुर्न पात्यते
न स्यन्दन्ते सरितः सागराय ।
कूटस्थोऽयं लोको न विचेष्टितास्ति
यो ह्येवं पश्यति सोऽप्यनन्धः ॥

સંસારચક્ર ફરતું નથી. બાણ ક્યાંય ફેંકવામાં આવતું નથી. નદીઓ સમુદ્ર તરફ વહેતી નથી. આ લોક સ્થિર છે. તેને ગતિ કરાવનારો નથી; આવું સમજનારો જ્ઞાની છે.

(૨) मीमांसको मन्यमानो युवा मेधाविसंमत: ।
काकं स्मेहानुपृच्छति किं ते पतितलक्षणम् ॥

પોતાને વિચારશીલ અને જ્ઞાનીઓમાં સન્માનવાળો માનનારો યુવાન, કાગડાને પૂછે છે, 'અરે તારે પડવાની સાબિતી શું છે?'

(૩) अनागते न पतसि अतिक्रान्ते च काक न ।
यदि संप्रति पतसि सर्वो लोकः पतत्यम् ॥
हिमवानपि गच्छति ।

અરે કાગડા, ભવિષ્યમાં તું પડવાનો નથી, ભૂતકાળમાં પડ્યો નથી અને અત્યારે જો પડે તો આ સઘળું જગત પડે છે (એમ જાણવું). અરે હિમાલય પણ જવા માંડે છે (એમ સમજવું).

(૪) अनागतमतिक्रान्तं वर्तमानमिति त्रयम् ।
सर्वत्र च गतिर्नास्ति गच्छतीति किमुच्यते ॥

ભવિષ્ય, ભૂત અને વર્તમાન, એ બધાંમાં ક્રિયા નથી તો પછી જાય છે એમ કેમ કહેવાય?

ક્ષણભંગવાદી જણાવે છે કે વર્તમાનકાળની ક્રિયા જેવું કશુ નથી. પદાર્થ ક્ષણભંગુર હોવાથી ક્રિયાનો તેમાં આશ્રય સંભવતો ન હોઈ ભૂત અને ભવિષ્યના વિરોધી વર્તમાનનું અસ્તિત્વ નથી. આમ હોવાથી કાલવિભાગો સ્વીકારી શકાય નહિ અને તેથી वर्तमाने लट् । એવું સૂત્ર અસંગત છે.

निर्वृत्तिरूपमेकस्य भेदाभावान्न कल्पते ।
सदसद्वापि तेनैकं क्रमरूपं कथं भवेत् ॥८६॥

એક (ક્રિયારૂપ પદાર્થ)માં વિભાગો ન હોવાથી તેનામાં નિષ્પત્તિરૂપ ક્રમની પ્રાપ્તિ સંભવતી નથી. પદાર્થ સત્ અથવા અસત્ હોવાથી તે એકલો, ક્રમવાળો કેવી રીતે હોઈ શકે? (૮૬)

પોતાનામાં જ નિષ્પત્તિ અર્થાત્ સમાપ્તિ રૂપ ક્રિયા હોવી એટલે વર્તમાન ક્રિયા એમ કોઈ દલીલ કરે તો તેના જવાબમાં ઉપર પ્રમાણે કહેવામાં આવ્યું છે.

बहूनां चानवस्थानादेकस्यैवोपलभ्यते ।
यथोपलब्धि स्मरणं तत्र चाप्युपपद्यते ॥८७॥

ઘણી ક્ષણો એક સાથે રહી શકતી ન હોવાથી, એક જ ક્ષણ પ્રાપ્ત થાય છે. અને ત્યાં (એક ક્ષણમાં) થતા અનુભવ પ્રમાણે (તે એક ક્ષણનું) સ્મરણ પ્રાપ્ત થાય છે. (૮૭)

सदसद्रूपमेकं स्यात्सर्वस्यैकत्वकल्पने ।
निर्वृत्तिरूपं निर्वृत्तौ सामान्यमथवा भवेत् ॥८८॥

બધી (ક્રિયા)ક્ષણો (એક ક્રિયારૂપે છે એમ) કલ્પના કરતાં (ક્રિયારૂપ) પદાર્થનું સત્ અને અસત્ સ્વરૂપવાળું એકત્વ અથવા નિષ્પન્ન થનારી ક્રિયાનુ નિષ્પત્તિને યોગ્ય સામાન્ય પ્રાપ્ત થશે. (૮૮)

ભૂત અને ભવિષ્યની ભાવાત્મક અને અભાવાત્મક એમ બધી ક્ષણોથી ક્રિયા સિદ્ધ થાય છે એમ જો માનવામાં આવે તો દરેક ક્રિયારૂપ પદાર્થ ભાવાત્મક અને અભાવાત્મક એમ પરસ્પર વિરુદ્ધ સ્વભાવોથી બનતા એકત્વવાળો થશે પરંતુ આવી સ્થિતિ બરાબર નથી.

તો પછી અનેક ભિન્ન ક્ષણોમા એકત્વ પ્રાપ્ત કરાવનાર કોઈ એક સબધીની કલ્પના કરવી પડશે નિષ્પન્ન થતા કાર્યમા રહેલી ક્રિયાક્ષણોમા પ્રાપ્ત થતુ ક્રિયાસામાન્ય આવું સબધી તત્ત્વ છે, પરંતુ આવો સબધી અર્થાત્ અન્વયી અને જાતિરૂપ ક્રિયામા સ્વીકારવાથી ક્રિયાવ્યક્તિઓનો અભાવ થશે અને વર્તમાનતા સિદ્ધ થશે.

कार्योत्पत्तौ समर्थं वा स्वेन धर्मेण तत्तथा ।
आत्मतत्त्वेन गृह्येत सा चास्मिन्वर्तमानता ॥८९॥

કાર્યની ઉત્પત્તિ માટે સમર્થ એવુ, વ્યાપકસમૂહાત્મક તે (ક્રિયારૂપ) જે પોતાના ક્રમરૂપ સ્વભાવ વડે તેમજ તેના બુદ્ધિગોચર સ્વરૂપ વડે સમજાય છે તેને વર્તમાનત્વ કહે છે. (૮૯)

ક્રિયાક્ષણોના સમૂહ રૂપે રહેલ કાર્યમા એકત્વની કલ્પના કરવામા આવી છે ક્રિયાની સમાપ્તિરૂપ ફળ માટે પ્રવર્તતી અને પૌર્વાપર્યવાળી ક્ષણોનો સમૂહ એટલે ક્રિયા

आत्मतत्त्वेन गृह्यते એવા કારિકાશબ્દોને સમજાવતા હેલારાજ જણાવે છે કે વિદ્યમાનતા અર્થાત્ અસ્તિત્વ એટલે વર્તમાનતા નહી, પરંતુ કાર્યોત્પત્તિ માટે તૈયાર થયેલા ક્રિયાક્ષણોની ફલપ્રાપ્તિ સુધીની પ્રવૃત્તિને વર્તમાનતા કહેવી જોઈએ (न हि सत्त्वं वर्तमानतालक्षणं किन्तु प्रारब्धापरिसमाप्तत्वम् ।)

ક્રિયાક્ષણોમાં આદિથી અત સુધી રહેવાની સ્થિતિને જો વર્તમાનત્વ કહેવાતુ હોય તો આવુ વર્તમાનત્વ પહેલા માનસિક વ્યાપાર રૂપે હોય છે, કાર્યસાતત્યથી અને ફલપ્રાપ્તિ વડે તેનું અનુમાન થાય છે. આ બધામા ક્રમિક પ્રવૃત્તિ હોય છે તે ધ્યાનમા રાખવું જોઈએ. 'જાણે છે', 'ઇચ્છે છે', પ્રયત્ન કરે છે' અને 'કાર્ય કરે છે', એવી ક્રિયાક્ષણો, મનોવ્યાપારથી માંડીને ફલપ્રાપ્તિ સુધીની ક્રિયાક્ષણો દર્શાવે છે મહાભાષ્ય (વા ૬. ૩ ૨.૧૨૩)-માં પણ કહ્યું છે કે

क्रियाप्रवृत्तौ यो हेतुस्तदर्थं यद् विचेष्टितम् ।
तदवेक्ष्य प्रयुञ्जीत गच्छतीत्यविचारयन् ॥

"(રથ ચલાવવાના) કાર્યની પ્રવૃત્તિ અર્થે (ઘોડાના ઉપયોગ રૂપી) ઉદ્દેશ માટે જોડવા રૂપી કાર્યને ધ્યાનમાં રાખીને 'જાય છે' (गच्छति) એવા (વર્તમાનકાળના ક્રિયારૂપ)નો પ્રયોગ કરવો.

આ વિચારની પુષ્ટિ માટે ભાષ્યકાર મતાન્તર રૂપે જણાવે છે કે વર્તમાનકાલ છે, સૂર્યની ગતિ જેમ પ્રત્યક્ષ દેખાતી નથી તેમ વર્તમાનકાલ દેખાતો નથી.

विसस्य बाला इव दह्यमाना न लक्ष्यते विकृतिः सन्निपाते ।
अस्तीति ता वेदयन्ते त्रिभावा. सूक्ष्मो हि भावोऽनुमितेन गम्यः ॥

ક્રિયાસમૂહનું ગ્રહણ થતાં, અકેક ક્ષણનો ફેરફાર જેમ સમજાતો નથી તેમ કમળનો દાંડો બળતો હોય ત્યારે તેની અંદરના તંતુઓ દેખાતા નથી ત્રણ કાળને જાણનારા (યોગીઓ) તેને, 'તે છે', એવા રૂપે સમજે છે. સૂક્ષ્મભાવ (આપણા જેવાને) અનુમાન વડે જ સમજાય છે.

क्रियाप्रबन्धरूपं यदध्यात्मं विनिगृह्यते ।
सङ्क्रान्तरूपमेकत्र तामाहुर्वर्तमानताम् ॥९०॥

એક જ્ઞાતાત્મામાં સંક્રાન્ત આકારવાળું ક્રિયાક્ષણોના સમૂહનું રૂપ બુદ્ધિમાં પૂરેપૂરું ગ્રહણ કરવામાં આવે ત્યારે તેને વર્તમાનત્વ કહે છે, (૯૦)

જુદી જુદી ક્રિયાક્ષણોના સમુદાયરૂપ ક્રિયા, બુદ્ધિમાં સંક્રાન્ત બનીને જ્યારે એકજ્ઞાન રૂપ બને છે ત્યારે તે એક જ વર્તમાનક્રિયા હોય એમ લાગે છે અને ક્રમપૂર્વક અનુભવાયેલી ક્રિયાક્ષણોનું એક સળંગ સંકલન થાય છે. આવું સંકલિત જ્ઞાન ન થતું હોય તો ક્રિયાક્ષણોના સમુદાયમાંથી સમુદાયરૂપ જ્ઞાન થાય નહિ. ક્રિયાક્ષણોના સમુદાયમાંથી પ્રાપ્ત થતું સ્મરણ અનુભવપૂર્વક હોવાથી સંકલિત ક્રિયાક્ષણોના બાહ્ય રૂપ જેવું વર્તમાનત્વ સાબિત થાય છે. વર્તમાનત્વ સાબિત થતાં ભૂત અને ભવિષ્ય પણ સાબિત થતા માનવા જોઈએ. આ પ્રમાણે ક્ષણભંગવાદી બૌદ્ધના પૂર્વપક્ષનો નિરાસ કરીને કાલત્રયની સ્થાપના કરવામાં આવી.

क्रियातिपत्तिरत्यन्तं क्रियानुत्पत्तिलक्षणा ।
न च भूतमनुत्पन्नं न भविष्यत्तथाविधम् ॥९१॥

ક્રિયાની અસમાપ્તિ તેની સંપૂર્ણ અનુત્પત્તિ જેવી છે, અને આવું અનુત્પન્ન (ક્રિયાસ્વરૂપ) ભૂત કે ભવિષ્ય હોઈ શકે નહિ (૯૧)

लिङ्निमित्ते लृङ् क्रियातिपत्तौ । (પા સૂ. ૩.૩ ૧૩૯)માં અસમાપ્તિ માટે લિઙ્‌ને બદલે લૃઙ્‌નું વિધાન કરવામાં આવ્યું છે આવા વિધાનમાં ભૂત અને ભવિષ્યત્‌ને નિમિત્ત સમજવામાં આવ્યાં છે, પરતુ આ ભૂત અને ભવિષ્યત્‌નું અસ્તિત્વ જ નથી એમ આ કારિકા દ્વારા પૂર્વપક્ષીના મત તરીકે જણાવવામાં આવ્યું છે.

"જો ગાડાવાળા કમથકને બોલાવ્યો હોત તો ગાડું ઊંધું વળત નહિ", એવા પ્રયોગમાં બોલાવવાનું અને ઊંધું વાળવાનું એમ બે ક્રિયાઓ અનિષ્પન્ન છે અર્થાત્ ઉત્પન્ન થઈ જ નથી, કારણ કે તેના નિમિત્તનો અભાવ છે ઉત્પન્ન ન થઈ હોય તેવી ક્રિયાને ભૂત કે ભવિષ્ય કહી શકાય નહિ. ક્રિયાની ઉત્પત્તિ માટે સાધનનો અભાવ હોવાથી સંભવ પણ ઉત્પન્ન થતો નથી. તેથી જ કારિકામાં अत्यन्तम् શબ્દ વાપર્યો છે.

प्राग्विरुद्धक्रियोत्पादान्निर्वृत्ते वा विरोधिनि ।
व्यापारेऽवधिभेदेन विषयस्तत्र भिद्यते ॥९२॥

વિરુદ્ધ ક્રિયાની ઉત્પત્તિ પહેલાં અથવા વિરુદ્ધ વ્યાપારની સમાપ્તિ પછી, સમયની ભિન્નતા પ્રમાણે (ભૂતકાલનો અને ભવિષ્યકાલનો) નિયમ બદલાય છે. (૯૨)

"કમલકને બોલાવ્યો હોત તો ગાડું ઊંધું પડત નહિ" એવો પ્રયોગ વાસ્તવમાં સંભવતો નથી. કારણ કે, કમલક બહારગામ ગયો હતો. કમલકને બોલાવવાની ક્રિયાની વિરુદ્ધની કમલકના બહારગામ જવાની ક્રિયાની ઉત્પત્તિની પહેલાં અને ગાડું ઊંધું પડવાના કાર્યની વિરુદ્ધ તેમાં ઘણો ભાર ભરવાની ક્રિયાની ઉત્પત્તિ પહેલાં અથવા ઉપર કહ્યા તે બે વિરોધી કાર્યોની સમાપ્તિ પછી, એમ કાર્યોની ઉત્પત્તિ અને સમાપ્તિ વચ્ચે સમયનો ભેદ હોવાથી કમલકને બોલાવવાની ક્રિયા અને ગાડું ઊંધું પડવાની ક્રિયાઓનો વિષય જુદો અર્થાત્ ભવિષ્યકાલીન અને ભૂતકાલીન સમજાય છે

व्यभिचारे निमित्तस्य साधुत्वं न प्रकल्पते ।
भाव्यासीदिति सूत्रेण तत्कालेऽन्यत्र शिष्यते ॥९३॥

પોતાના કાલરૂપ નિમિત્તનો વ્યભિચાર હોવાથી 'ભાવી (કાર્ય) હતુ' એવો શુદ્ધ પ્રયોગ પ્રાપ્ત થતો નથી, તેથી धातुसंबन्धे प्रत्ययाः । (પા.સૂ. ૩.૪.૧) ધાત્વર્થરૂપ ક્રિયાઓનો પરસ્પરસંબંધ હોય ત્યાં મુખ્ય ક્રિયાવાચક ધાતુને કાલના પ્રત્યયો લાગે છે) સૂત્રવડે, સામાન્ય નિયમથી વિહિત કાલથી જુદા કાલ માટે પ્રત્યયના સાધુત્વનો ઉપદેશ કરવામાં આવે છે. (૯૩)

વ્યાકરણશાસ્ત્રમાં ચોક્કસ કાલ અર્થાત્ ભૂત, ભવિષ્યત્ વગેરે અંગે લટ્, લિટ્, લુટ્ વગેરે પ્રત્યયોનું વિધાન થયું છે. તેથી નિયત કાલથી જુદા કાલનો અર્થ દર્શાવવા માટે તે પ્રત્યયો યોગ્ય ઠરશે નહિ, 'ભવિષ્યનું કાર્ય હતુ' (भावि कार्यं आसीत्।), અને અગ્નિષ્ટોમ કરનારો પુત્ર તેને ઉત્પન્ન થશે (अग्निष्टोमयाजी अस्य पुत्रो जनिता ।) એવા પ્રયોગોમાં ભાવિ અને आसीत् તથા याजी અને जनिता એવાં ક્રિયાપદોના પ્રયોગો સંગત થશે નહિ. આવા પ્રયોગો માટે धातुसंबन्धे प्रत्ययाः । એવું સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે. ધાતુઓનો પરસ્પર સંબંધ ન હોવાથી, धातु એટલે ધાતુનો અર્થ, એમ સમજવું જોઈએ. સંબંધપ્રાપ્તિ જુદા જુદા ધાતુઓ વચ્ચે હોવાથી ધાતુસંબંધનો અર્થ ધાત્વર્થ. સંબન્ધે અથવા ધાતૂનાં સંબન્ધે એમ કરવો જોઈએ.

ધાતુઓના અર્થો વચ્ચે કર્તા, કર્મ વગેરે કારકો દ્વારા વિશેષણવિશેષ્યભાવ સંબંધ છે. प्रत्ययः । (પા.સૂ. ૩.૧.૧) એવા સૂત્રની અનુવૃત્તિ આ સૂત્ર (૩.૪.૧)માં પ્રાપ્ત થતી હોવા છતાં શા માટે તેમાં ફરીવાર 'प्रत्यय' શબ્દ મૂકવામાં આવ્યો છે, તેના જવાબમાં ભાષ્યકાર જણાવે છે કે 'ગાયોવાળો હતો' (गोमान् आसीत् ।), 'ગાયોવાળો થશે' (गोमान् भविता ।) વગેરે પ્રયોગોમાં મતુપ્ પ્રત્યય ધાતુઓના અર્થ સંબંધે યોગ્ય ગણાય; અર્થાત્, મતુપ્ નો સંબંધ વર્તમાનકાલ સાથે છૂટી ગયો હોય તો પણ, બીજા કાલનો અર્થ દર્શાવવામાં આવતાં, તેનો પ્રયોગ યોગ્ય જણાય.

વાર્તિકકાર આ બાબતમાં જુદા પડે છે. તેમના મત મુજબ, ધાતુસંબંધે પ્રત્યયોનું જે તે કાલ માટે વિધાન સૂત્રકારે કર્યું હોવાથી, આ સૂત્રની જરૂર નથી (धातुसम्बन्धे प्रत्ययस्य यथाकालविधानात् सिद्धमिति ।)

एककाल एव साधुत्वे कालभेदे गति कथम् ।
वाक्यार्थादतदर्थेषु विशिष्टत्वं न सिद्ध्यति ॥९४॥

(भावि વગેરે પ્રયોગોમાં) પ્રત્યય, જેનું વિધાન થયું છે તેવા કાલ માટે જ યોગ્ય હોય તો જુદો કાળ તે કેવી રીતે દર્શાવશે? (આવો જુદો કાલ) વાક્યના અર્થમાંથી (પ્રાપ્ત થશે). વિશેષણ અને વિશેષ્ય વચ્ચેનો નિર્દિષ્ટ સંબંધ તેવા, વાક્યાર્થના અભાવવાળા શબ્દોમાંથી પ્રાપ્ત થશે નહિ (૯૪)

भावि એવો શબ્દ તેના પોતાના કાલ અર્થાત્ ભવિષ્યકાલમાં જ યોગ્ય હોય તો आसीत् સાથે તે જોડાય ત્યારે બીજા અર્થાત્ ભૂતકાળની પ્રતીતિ કેવી રીતે થાય? આવી શંકાના જવાબમાં વાર્તિકકાર જણાવે છે કે ભવિષ્યકાળના અર્થનો બોધ કરાવનાર ઉપપદ રૂપ વિશેષણ પદ भावि ના વિશેષ્ય પદ आसीत् સાથેના સંબંધથી અર્થાત્ વિશેષણવિશેષ્ય સંબંધથી, સળંગ વાક્યમાંથી તે બીજા કાલની પ્રવૃત્તિ થશે. (उपपदस्य तु कालान्यत्वम् । वार्त्ति २. पा सू. ३,४.१)

પરંતુ પદસંસ્કાર વખતે વાક્યાર્થની હાજરી ન હોવાથી, વાક્યાર્થ વિનાનાં (अतदर्थ) પદોમાં વિશેષણવિશેષ્યભાવસંબંધ થશે નહિ. તેથી भावि અને आसीत् ને વિશેષણ-વિશેષ્ય સંબંધમાં યોજવા જોઈએ અને તેથી धातुसम्बन्धे प्रत्ययाः । સૂત્રની જરૂર નથી.

तदर्थश्चेदवयवो भाविनो भूततागतिः ।
न स्यादत्यन्तभूतत्वमेवैकं तत्र संभवेत् ॥९५॥

भावि आसीत् । વાક્યનો અવયવ भावि, (મુખ્ય ક્રિયાપદ आसीत् માંના) ભૂતકાળના અર્થવાળો હોય તો भावि માટે ભૂતની કલ્પના થશે નહિ. ત્યાં તો માત્ર એક સંપૂર્ણ ભૂતકાલત્વ પ્રાપ્ત થશે (૯૫)

धातुसम्बन्धे प्रत्ययाः । (૩ ૪ ૧) સૂત્ર રજૂ કરવાથી અપેક્ષિત કાલનો અર્થ મળશે નહિ આ વાતને અહીં સમજાવવામાં આવી છે भावि आसीत् । મા भावि શબ્દ જો મુખ્ય ક્રિયાપદ आसीत् નો અર્થ દર્શાવે તો ભવિષ્યની ક્રિયા માટે ભૂતકાળની કલ્પના થઈ શકશે નહિ आसीत्માંના ભૂતકાળને, भावि માટે કરવામાં આવતી ભૂતકાળની કલ્પનાથી વિશેષ બળ મળશે અને "આ કાર્ય જે થવાનું હતું, તે ભૂતકાળમાં હતું જ", એવો અર્થ પ્રાપ્ત થશે આવો અર્થ આપણને ઇષ્ટ નથી

विशिष्टकालता पूर्वं तथापि तु विशेषणे ।
आश्रयात्सोऽन्तरङ्गत्वात्तत्र साधुर्भविष्यति ॥९६॥

(भावि એવો ભવિષ્યકાળનો પ્રયોગ બીજા શબ્દો સાથે જોડાય તો) પહેલા

ચોક્કસ સમય દર્શાવે છે અને (વાક્યમાં) તે વિશેષણ રૂપે હોય ત્યારે પણ તેવો જ હોય છે. (તેને માટે નક્કી થયેલો સમય તેના પ્રયોગનો) આશ્રય હોવાથી અને તેની સાથેનો સંબંધ અંતરંગ હોવાથી, તે શુદ્ધ શબ્દ તરીકે સમજાશે. (૯૬)

ભાવિ એવો શબ્દ, બીજા શબ્દ સાથે જોડાય તે પહેલાં, ચોક્કસ સમય માટે તેનો પ્રયોગ થયો હોવાથી, શુદ્ધ શબ્દ તરીકે જ સમજાય છે. બીજા શબ્દ સાથે વિશેષણ તરીકે સંબંધમાં આવે ત્યારે પણ તેનો ચોક્કસ સમય નિયત હોય છે. ભાવિ નો ભવિષ્યકાળ સાથેનો સંબંધ અંતરંગ છે, કારણ કે आसीत् સાથે જોડાયા પહેલાં તે પ્રાપ્ત થયેલો છે. અગ્નિષ્ટોમ યજ્ઞ જેણે કર્યો છે તેવો પુત્ર તેને ઉત્પન્ન થશે એવા વાક્યમાં, ભૂતકાળમાં બનેલ બાબતનું ભવિષ્યત્વ વાક્યાર્થમાંથી સમજાય છે. હવે જો धातुसंबन्धे प्रत्ययाः । સૂત્ર રજૂ કરવામાં આવે તો માત્ર ભવિષ્યકાળનો અર્થ, 'ઉત્પન્ન થશે', એવો પ્રાપ્ત થશે. આમ આ સૂત્રની જરૂર નથી.

आमिश्र एव प्रक्रान्तः स पदार्थस्तथाविधः ।
केवलस्य विमिश्रत्वं नित्येऽर्थे नोपपद्यते ॥९७॥

(વાક્યાર્થના સંદર્ભમાં) પદનો અર્થ પહેલેથી જ બીજાં પદોના અર્થ સાથે મિશ્ર થયેલો એવો હોય છે. અર્થ નિત્ય છે એમ માનતાં બીજાં પદો સાથે નહિ જોડાયેલા એકલા પદાર્થનું અન્ય પદાર્થો સાથે મિશ્રણ પ્રાપ્ત થતું નથી. (૯૭)

શબ્દો હમેશાં લોકવ્યવહારમાંથી પ્રાપ્ત થાય છે. વ્યાકરણશાસ્ત્ર આવા શબ્દોનું અન્વાખ્યાન કરે છે. લોકવ્યવહારમાં વાક્ય જ પ્રયોજાય છે, એકલા શબ્દો નહિ. શબ્દનો અર્થ હમેશાં વાક્યના અર્થના સંદર્ભમાં, બીજા શબ્દોના અર્થો સાથે મિશ્ર થયેલો સમજાય છે, એકલો નહિ. જો આવો પદાર્થાન્તર સાથે મિશ્રણ પામેલો શબ્દાર્થ કલ્પનામાં આવે તો શબ્દાર્થસંબંધનિત્યત્વનો સિદ્ધાંત નકામો બનશે.

शुद्धे च काले व्याख्यातमामिश्रे न प्रसिध्यति ।
साधुत्वमयथाकालं तत्सूत्रेणोपदिश्यते ॥९८॥

ભાવિ એવા પ્રયોગમાં, (ભૂતના સંસર્ગ વિનાના) શુદ્ધ (ભવિષ્ય)કાલ અંગે જે (ણિનિ પ્રત્યયનું સાધુત્વ) સમજાવવામાં આવ્યું છે તે (आसीत् એવા ભૂતકાલીન પ્રયોગના) મિશ્રણવાળા (ભવિષ્ય)કાલમાં સિદ્ધ થતું નથી. પોતાના કાલથી જુદા કાલ માટેના પ્રયત્નનું તે સાધુત્વ (આ) સૂત્ર વડે ઉપદેશવામાં આવ્યું છે. (૯૮)

आख्यातपदवाच्येऽर्थे निर्वर्त्यत्वात्प्रधानता ।
विशेषणं तदाक्षेपात्तत्काले व्यवतिष्ठते ॥९९॥

આખ્યાત શબ્દ વડે વાચ્ય બનતો અર્થ સિદ્ધ થનારી ક્રિયા હોઇ, મુખ્ય છે. તેનાથી આકૃષ્ટ બનેલું ગૌણ (નામ) પદ તે (આખ્યાત)ના કાળમાં દૃઢ બને છે. (૯૯)

ભાવિ શબ્દ આસીત્ પદ સાથે જોડાય અથવા આસીત્ પદ ભાવિ સાથે જોડાય તેથી કશો ફેર પડતો ન હોય તો આસીત્ નો ભૂતકાળ ભાવિના ભવિષ્યકાળ સાથે જોડાતાં શુદ્ધ પ્રયોગ રૂપે કેમ લેવાતો નથી, તેના જવાબમાં આ કારિકા રજૂ કરવામાં આવી છે.

આખ્યાતશબ્દ વડે વાચ્ય બનતી ક્રિયા વાક્યાર્થ હોઈ મુખ્ય છે. નામપદ વડે વાચ્ય બનતું કારક ગૌણ છે. ગૌણ પદો મુખ્યને અનુસરે છે, તેથી ગૌણ કારકપદ મુખ્ય આખ્યાતપદના ક્રિયારૂપ અર્થને એટલે કે તેના કાલને અનુસરે છે.

संप्रत्ययानुकारो वा शब्दव्यापार एव वा ।
अध्यस्यते विरुद्धेऽर्थे न च तेन विरुध्यते ॥१००॥

વાક્યના અર્થના સ્વરૂપને અથવા શબ્દની પ્રવૃત્તિને (ભવિષ્યકાળ)રૂપી વિરુદ્ધ અર્થ ઉપર આરોપવામાં આવે છે, છતાં તે વિરુદ્ધ અર્થ વડે (તે વાક્યાર્થ) વિરુદ્ધ બનતો નથી. (૧૦૦)

વ્યાકરણશાસ્ત્રના નિયમોને કારણે, વ્યવહારમાં શબ્દોના અર્થો બદલાતા નથી. પરિણામે કોઈક સૂત્રના વિધાનને લીધે જ અર્થની પ્રાપ્તિ થાય છે તેમ સમજવું ન જોઈએ. તેથી धातुसंबन्धे प्रत्ययाः । (૩.૪.૧) સૂત્ર કોઈ વિશિષ્ટ કાર્ય સિદ્ધ કરતું નથી. ગૌણ અર્થ અને પ્રધાન અર્થ, એવા જુદા જુદા અર્થો દર્શાવનારા શબ્દોની સંગતિ માટે આવાં સૂત્રો ઉપયોગી બને છે.

આ વિચારને બીજી રીતે સમજી શકાય. જે તે કાલ માટે વિહિત પ્રત્યયો, બીજા કાલવાચક પ્રત્યયો સાથે સંબંધમાં આવવા છતાં પોતાના કાલનું વિધાન કરે છે. એક પ્રત્યયના અર્થનો બીજા પ્રત્યયના અર્થ ઉપર આરોપ કરવાથી બંનેની સંગતિ થાય છે. જેમ કે, "અગ્નિષ્ટોમ યજ્ઞ કરનારો પુત્ર તેને ઉત્પન્ન થશે." એવા વાક્યમાં, "અગ્નિષ્ટોમ કરનારો" એવું વચન ભૂતકાળનો અર્થ દર્શાવે છે, પરંતુ 'ઉત્પન્ન થશે' એવા ભવિષ્યકાળનો અર્થ દર્શાવનારા વચનના સંબંધમાં આવતાં, તે ભૂતકાળનો અર્થ, 'ઉત્પન્ન થશે' ઉપર આરોપવામાં આવે છે. 'ઉત્પન્ન થશે' એવા અર્થવાળો શબ્દ તે ક્ષણે ભૂતકાળનો અર્થ દર્શાવશે. તેથી ઉપરના વાક્યમાં, "તેને પુત્ર થશે. જે અગ્નિષ્ટોમ યજ્ઞ કરશે" એવો અર્થ સમજાશે; અર્થાત્ "તેને પુત્ર જન્મશે, જન્મીને મોટો થશે ત્યારે તેને 'અગ્નિષ્ટોમયાજી' એવું નામ પ્રાપ્ત થશે. ક્યારે આવું નામ પ્રાપ્ત થશે? જ્યારે તે યજ્ઞ કરશે ત્યારે.

વાક્યાર્થજ્ઞાનના સંદર્ભમાં અથવા શબ્દોના અર્થકાર્યના સંદર્ભમાં, જુદો કાલ દર્શાવતા શબ્દનો બીજો કાલ દર્શાવતા શબ્દના અર્થ ઉપર આરોપ કરવામાં આવે છે. આમ કરવામાં આવતું હોવા છતાં અર્થની દૃષ્ટિએ તે વિરોધી બનતો નથી

भूतं भविष्यदित्येतौ प्रत्ययौ वर्तमानताम् ।
अत्यजन्तौ प्रपद्येते विरुद्धाश्रयरूपताम् ॥१०१॥

'(આ) ભૂત છે' અને '(આ) ભવિષ્યત્ છે' એવાં જ્ઞાનો, વર્તમાનત્વનો ત્યાગ કર્યા વિના વિરુદ્ધ આશ્રયોના સ્વરૂપને પામે છે. (૧૦૧)

'આ ભૂત છે', આ ભવિષ્યત્ છે એવાં, ઉત્પન્ન થયેલાં જ્ઞાનો, તેમનામાં વર્તમાનત્વ હોવા છતાં, તે વર્તમાનત્વથી વિરુદ્ધ, ભૂત અને ભવિષ્યત્‌ના સ્વરૂપને પામે છે. વાહિક ઉપર આરોપવામાં આવેલ ગોત્વ, પોતાના રૂપનો ત્યાગ કરતું નથી. તે રીતે, भावि कृत्यं आसीत् । અને अग्निष्टोमयाजी अस्य पुत्रो जनिता । એવા પ્રયોગોમાંથી ઉત્પન્ન થતું જ્ઞાન પોતાના ભૂતકાળનો ત્યાગ કર્યા વિના, તે ભૂતકાળથી વિરુદ્ધ અને જેના ઉપર અધ્યારોપ કરવામાં આવ્યો છે તેવા ભવિષ્યકાળનું રૂપ પ્રાપ્ત કરે છે.

अध्वनो वर्तमानस्य यः शेषो य उपक्रमः ।
तद् वर्तमानसामीप्यं शास्त्रे भेदेन दर्शितम् ॥१०२॥

વર્તમાનકાળના બાકી રહેલા ભાગને અથવા તેના આરંભને, વર્તમાનના સામીપ્ય તરીકે, વ્યાકરણશાસ્ત્રમાં, જુદી જુદી રીતે દર્શાવવામાં આવ્યાં છે. (૧૦૨)

પા.સૂ. ૩.૩.૧૩૧ वर्तमानसामीप्ये वर्तमानवद्वा ।.(વર્તમાનની પાસેના ભૂત અથવા ભવિષ્યની ક્રિયાના વાચક ધાતુને વર્તમાનના પ્રત્યયો વિકલ્પે લાગે છે) માંના वर्तमानसामीप्ये શબ્દોને આ કારિકામાં સમજાવવામાં આવ્યા છે. કારિકા ૮૯ અને ૯૦માં જણાવવામાં આવ્યું છે કે ફલસમાપ્તિ થાય તે પહેલાં સતત ચાલતી ક્રિયાને વર્તમાન કાળ કહે છે. તે ક્રિયા સમાપ્ત થયા પછી પણ તેના સંસ્કાર રૂપે મનમાં તરત પ્રાપ્ત થતું સ્મરણ એટલે ભૂતવિષયક વર્તમાનસામીપ્ય. કાર્યની શરૂઆત કરવા અંગેનો સંકલ્પ તે બીજું, ભવિષ્યવિષયક વર્તમાનસામીપ્ય. આવા વર્તમાનસામીપ્યવાળા ભૂત અને ભવિષ્યત્ માટે વર્તમાનના પ્રત્યયોનો અતિદેશ કરવામાં આવે છે. ઉપરના સૂત્ર (૩.૩.૧૩૧) માં 'અથવા' (वा) પદ મળતું હોવાથી તેને ભૂત અને ભવિષ્યત્‌ના પ્રત્યયોનું વિકલ્પે વિધાન થયું હોવાથી આ વર્તમાનસામીપ્યને જુદો અર્થાત્ ગૌણ કાલ કહેવામાં આવે છે. ( वावचनात्पक्षे भूतभविष्यत्प्रत्ययानामनुशासनान्नेदं वर्तमानमेव सद्भेदेनोपादीयते । હેલારાજ)

आशंसा वर्तमानापि विषयेण भविष्यता ।
भाष्ये भविष्यत्कालेति कार्यार्थं व्यपदिश्यते ॥१०३॥

સંભાવના, વર્તમાનકાલરૂપ હોવા છતાં, તેનો વિષય ભવિષ્યનો હોવાથી, શાસ્ત્રીય કાર્ય માટે, ભાષ્યમાં, ભવિષ્યત્કાલીન તરીકે ઉલ્લેખવામાં આવી છે. (૧૦૩)

આશંસા અર્થાત્ સંભાવના, જ્ઞાનસ્વભાવ હોવાથી, વર્તમાનકાલરૂપ હોવા છતાં, સંભવિત વિષય ભવિષ્યનો હોવાથી, ભવિષ્યકાલીન સમજવામાં આવી છે.

इच्छा चिकीर्षतीत्यत्र स्वकालमनुरुध्यते ।
भविष्यति प्रकृत्यर्थे तत्कालं नानुरुध्यते ॥१०४॥

'કરવાને ઇચ્છે છે' (એવા પ્રયોગ)માં, ઇચ્છા, પોતાના (વર્તમાન)કાલને અનુસરે છે. (कर्तुम् એવી) પ્રકૃતિનો અર્થ ભવિષ્યકાળ હોવાથી (ઇચ્છા) તે (પ્રકૃતિ)ના કાળને અનુસરતી નથી. (૧૦૪)

વિષયના ધર્મથી કાલનો ઉલ્લેખ થતો હોય તો, 'તે કરવાને ઇચ્છે છે' (चिकीर्षति) એવા સન્નન્ત પ્રયોગમાં ઇચ્છિત બાબત અર્થાત્ કાર્ય, ભવિષ્યનું હોવાને કારણે ઇચ્છા પણ ભવિષ્યકાલીન થશે. તેથી चिकीर्षतिમાં ભવિષ્યના અર્થને રજૂ કરવા માટે વર્તમાનના પ્રત્યયોનો અતિદેશ કરવો પડશે એવી શંકા કરીને આ કારિકા રજૂ કરવામાં આવી છે.

चिकीर्षति માં સન્નન્ત ધાતુ વડે જણાવાતી ઇચ્છા, પ્રત્યયાર્થ હોવાથી મુખ્ય છે. कृ (કરવું) ધાતુ વડે વાચ્ય બનતી ક્રિયા, ગૌણ છે અને તે ઇચ્છાનો વિષય બને છે. પ્રકૃતિ અને પ્રત્યય બંને મળીને પ્રત્યયનો અર્થ દર્શાવે છે અને તેમાં પ્રત્યયનો અર્થ મુખ્ય હોય છે એવા નિયમને કારણે, વર્તમાનકાલીન ઇચ્છામાં, ભવિષ્યત્કાલીન ક્રિયા હોવાથી વર્તમાનકાલનો પ્રત્યય યોગ્ય છે.

आशास्यमानतन्त्रत्वादाशंसायां विपर्ययः ।
प्रयोक्तृधर्मः शब्दार्थे शब्दैरेवानुषज्यते ॥१०५॥

સંભાવના સંભાવ્યમાનને અધીન હોવાથી, તેમાં (ઇચ્છાના મુખ્યત્વથી) વિરુદ્ધ (ગૌણત્વ) પ્રાપ્ત થાય છે. (સંભાવનાથી પ્રયોજાતા) શબ્દો વડે, વક્તાના સ્વભાવને, તેના (પોતાના) અર્થમાં, આરોપવામાં આવે છે. (૧૦૫)

આશંસામાં તેના પોતાના કાળને શા માટે અનુસરવામાં આવતો નથી તેવી શંકાના જવાબમાં, આ કારિકા રજૂ કરવામાં કરવામાં આવી છે. ઇચ્છા એવો અર્થ પ્રત્યયાર્થ હોવાથી મુખ્ય છે, પરંતુ આશંસાનો અર્થ પ્રત્યય વડે દર્શાવાતો નથી. (यथेच्छा प्रत्ययत्वात्प्रधानं नैवमाशंसा ।). તે આશંસાનો વિષય બને છે. આશંસા વક્તાની મનઃસ્થિતિ છે, શબ્દાર્થ નથી. ગુરુજી આવશે ત્યારે વ્યાકરણનું અધ્યયન થશે. (उपाध्यायश्चेदागत व्याकरणमधीतम् ।) એવા પ્રયોગમાં જેની આશંસા છે તે ગુર્વાગમન અને વ્યાકરણનું અધ્યયન મુખ્ય છે, કારણ કે તે પ્રત્યય વડે વાચ્ય છે, તેથી તેના કાળનું અનુસરણ યોગ્ય છે.

આશા વક્તાનો મનોધર્મ હોઈને, શબ્દસંસ્કારનું કારણ કેવી રીતે બની શકે? શબ્દનો અર્થ જ શબ્દના ચોક્કસ પ્રયોગ માટે કારણભૂત હોય છે. આવી શંકાના જવાબમાં આ કારિકાની બીજી પંક્તિ રજૂ થઈ છે, વક્તાની મનઃસ્થિતિ શબ્દો વડે જ શબ્દમાં આરોપવામાં આવે છે (अध्यारोप्यते प्रयोक्तृधर्मः प्रयोज्यस्य शब्दस्याभिधेये शब्देनैव ।)

अपूछालिबीजसंयोगे वर्तते निष्पदिर्यदा ।
तत्रावयववृत्तित्वाद्भविष्यत्प्रतिषेधनम् ॥१०६॥

જ્યારે (તૈયાર થવું એવા અર્થનો) निस्+पद् (ધાતુ) પાણી અને ડાંગર (ના છોડ)નો સંયોગ દર્શાવે છે ત્યારે તે (સંયોગ, કાર્યરૂપ) એક ભાગ દર્શાવતો હોવાથી (ત્યાં) ભવિષ્યકાળનો પ્રતિષેધ થાય છે. (૧૦૬)

ભર્તૃહરિની જાણીતી ખાસિયત છે કે વ્યાકરણશાસ્ત્રના સંદર્ભમાં સૂચવાતા દાર્શનિક વિચારોને વ્યવસ્થિત કરીને, તે, સિદ્ધાંતની કક્ષાએ, તેમને રજૂ કરે છે. મુનિત્રયનાં સૂત્ર-વાર્તિકભાષ્યગત વિધાનોની સાથે તે સિદ્ધાંતોની એકવાક્યતા કરવાનો તેમનો પ્રયત્ન હોય છે. કાલ અંગે દાર્શનિક વિચારો રજૂ કર્યા પછી, તેમણે, પાણિનિ આદિ શાસ્ત્રકારોનાં વિધાનોના સંદર્ભમાં વર્તમાનકાલ અને ભૂતકાલની ચર્ચા કરી. તે જ પ્રમાણે ભવિષ્યત્કાલ અંગે क्षिप्रवचने लृट् । (પા.સૂ ૩.૩.૧૩૩, ક્ષિપ્ર અર્થાત્ જલદીથી અથવા તે અર્થનો વાચક શબ્દ, ક્રિયાપદ સાથે જોડાયેલો હોય ત્યારે ભવિષ્યકાળનો लृट् પ્રત્યય, ધાતુને લગાડવામાં આવે છે, આશંસા ગમ્યમાન હોય ત્યારે)નાં વાર્તિકોના સંદર્ભમાં તે હવે ચર્ચા કરે છે આ સૂત્ર ઉપરનાં વાર્તિકો ૨, ૩ અને ૪ની ચર્ચા તેમણે કારિકાઓ ૧૦૬ થી ૧૧૭ સુધીમાં કરી છે. ક્ષિપ્ર અથવા તેના સમાનાર્થક શબ્દો ક્રિયાપદ સાથે સંબદ્ધ હોય અને આશંસાનો અર્થ દર્શાવાતો હોય ત્યારે ધાતુ સાથે ભવિષ્યકાળનો પ્રત્યય (लृट्) યોજવો. આ સૂત્ર ઉપરના વાર્તિક ૨ માં જણાવવામાં આવ્યું છે કે ભવિષ્યની અપૂર્ણ અવસ્થા દર્શાવવાની હોય ત્યારે પૂર્ણતા દર્શાવતું ભૂતકાળનું ક્રિયાપદ મૂકવું જોઈએ, કારણ કે, તે સમયે તે અવસ્થા પૂર્ણ થયેલી હોતી નથી; જેમ કે, "ઇન્દ્રદેવ વરસ્યા કે ડાંગર તૈયાર થઈ ગઈ" (देवश्चेद् वृष्टो निष्पन्नाः शालयः ।). પરંતુ કોઈ એમ કહેશે કે "ડાંગર તૈયાર થશે" (संपत्स्यन्ते शालयः ।) એવો પ્રયોગ કરશે। તેના જવાબમાં વાર્તિકકાર જણાવે છે કે નિષ્પન્ન (ભૂતકાલ)નો પ્રયોગ એટલા માટે સિદ્ધ છે કે, આવા ઉદાહરણમાં, લોકવ્યવહારમાં, ભવિષ્યકાલનો પ્રયોગ, યોગ્ય મનાતો નથી (सिद्धं तु भविष्यत्प्रतिषेधात् ।). કોઈ એમ કહે કે देवश्चेद् वृष्टः संपत्स्यन्ते शालयः। તો વૈયાકરણ તેને સુધારીને કહેશે કે આવો પ્રયોગ કરીશ નહિ, संपन्नाः शालयः । એવો પ્રયોગ કર.

ડાંગર તૈયાર થવાના સમય વર્ષાઋતુનો વિચાર કરવાથી પણ આ બાબત સમજાશે. વર્ષાઋતુમાં જ ડાંગર તૈયાર થવાની ક્રિયા થાય છે (हेतुभूतकालसंप्रेक्षितत्वाद् वा ।)

કોઈ એવો પ્રશ્ન કરે કે ડાંગર તૈયાર થઈ હોય તો ભોજન વગેરે કાર્યો પૂર્ણ થયાં છે એમ કેમ ગણતા નથી ? અમે કહીશું, "ભલા માણસ, તમે તો આડી વાત કરો છો. અમારે તો એટલું જ કહેવાનું છે કે ડાંગર તૈયાર થઈ છે કે નહિ. ફોતરાં કાઢો, ઘેર લઈ આવો, કોઠીમાં ભરો વગેરે બીજાં કાર્યો છે. તે બધાં કાર્યોની તમે રાહ જુઓ; અમે તો ડાંગર પૂર્ણાવસ્થામાં તૈયાર થઈ છે કે નહિ એટલું જ સમજાવીએ છીએ. ચોખા તૈયાર થવા માટે થોડો સમય રાહ તો જોવી પડે ને !

આ ચર્ચાને હેલારાજે કારિકા ૧૦૬ના વ્યાખ્યાનની પ્રસ્તાવનામાં રજૂ કરી છે.

નિસ્+પદ્ ધાતુ, બધાં સાધન અને બધી સામગ્રીની હાજરીમાં ફલની પ્રાપ્તિ એવો મુખ્ય અર્થ દર્શાવે છે. જ્યારે આ અર્થ પાણી અને ડાંગરના છોડના સંયોગરૂપી અવયવકાર્ય ઉપર આરોપવામાં આવે છે ત્યારે આવો સંયોગ વરસાદે કરાવ્યો હોવાથી, ધાતુ ભૂતકાળનો અર્થ દર્શાવે છે તેથી ભૂતકાળના પ્રત્યયો યોગ્ય ઠરશે પાણી અને ડાંગરના સંયોગને ભવિષ્યકાળ સાથે સંબંધ ન હોવાથી ભવિષ્યકાળનો અહીં પ્રતિષેધ થશે

फलप्रसवरूपे तु निष्पदौ भूतकालता ।
धर्मान्तरेषु तद्रूपमध्यस्य परिकल्प्यते ॥१०७॥

નિસ્+પદ્ ધાતુનો અર્થ (ડાંગર રૂપી) ફળની પ્રાપ્તિ થતો હોય ત્યારે (ફળની પ્રાપ્તિરૂપી ક્રિયાથી) જુદી ક્રિયાઓમાં તે (ફળપ્રાપ્તિરૂપી) ક્રિયાનો આરોપ કરીને ભૂતકાળ સિદ્ધ થાય છે. (૧૦૭)

उपयुक्ते निमित्तानां व्यापारे फलसिद्धये ।
तत्र रूपं यदध्यस्तं तत्कालं तत्प्रतीयते ॥१०८॥

ફળની સિદ્ધિ માટે ઉપયોગી પ્રવૃત્તિના કારણોનું જે રૂપ ત્યાં (ફળ ઉપર) આરોપવામાં આવ્યું છે, તે (રૂપ) તે ભૂતકાળનું હોય તેમ સમજાય છે. (૧૦૮)

ઉપરનો અનુવાદ फलसिद्धये उपयुक्ते व्यापारे निमित्तानां यद् रूपं तत्र अध्यस्तं तद् (रूपं) तत्कालं प्रतीयते । એવા અન્વય પ્રમાણે કરવામાં આવ્યો છે फलसिद्धये निमित्तानां व्यापारे उपयुक्ते सति तत्र (फले) यद् रूपं (अभेदेन) अध्यस्तं तत् तत्कालं (निमित्तव्यापार-कालिकं) प्रतीयते । એવો અન્વય લઈને અનુવાદ થશે. ફળપ્રાપ્તિ માટેનાં કારણોની પ્રવૃત્તિ બંધ થતાં, ફળનું જે સ્વરૂપ આરોપવામાં આવ્યું હતું તે, તે કારણોની પ્રવૃત્તિના સમયનું (અર્થાત્ ભૂતકાળનું) સમજાય છે.

કાર્ય હમેશાં કારણોરૂપી સામગ્રીથી સિદ્ધ થાય છે આવા કારણોની, ફળ ઉત્પન્ન કરવા માટેની પ્રવૃત્તિથી પ્રાપ્ત થનારું ફળ તે કારણો ઉપર આરોપવામાં આવે છે. કારણોની પ્રવૃત્તિ ભૂતકાલીન બની હોય તેમ સમજાય છે, આ કારિકામાં हेतुभूतकालसंप्रेक्षितत्वात् । એવા વાર્તિકને સમજાવવામાં આવ્યું છે.

निष्पत्तावधि कश्चित् कश्चित्प्रतिविवक्षितः ।
हेतुजन्मव्यपेक्षातः फलजन्मेति चोच्यते ॥१०९॥

ફળની પ્રાપ્તિ માટે (એકવાર) એક હેતુ જણાવવામાં આવે છે, તો બીજી વાર જેનો હેતુ તરીકે વિરોધ કરવામાં આવ્યો હતો તેને હેતુ ગણવામાં આવે છે. હેતુની ઉત્પત્તિના સંદર્ભમાં ફલપ્રાપ્તિ (થાય છે) એમ પણ કહેવાય છે. (૧૦૯)

ડાંગરના બીજ અને પાણીના સંયોગથી ડાંગર થાય છે એમ માનવામાં આવે છે વળી મંજરીઓ આવ્યા પછી, સૂર્યના તાપના સ્પર્શથી ડાંગર તૈયાર થાય છે એમ જુદું કારણ આપવામાં આવે છે આ પ્રમાણે નિષ્પત્તિના કારણ અંગે ચોકસાઈ નથી

अत्र हि साधनाधीना सिद्धिर्यत्र विवक्षिता ।
तत्साधनान्तराभावात् सिद्धमित्यपदिश्यते ॥११०॥

જે કાર્યની સિદ્ધિ અ તરગ સાધનને આધારે વિવક્ષિત હોય છે, તે કાર્ય બીજા સાધનના અભાવને કારણે સિદ્ધ છે એમ કહેવાય છે (૧૧૦)

કાર્ય જો અનેક કારણોના સમુદાયથી સિદ્ધ થતુ હોય તો એક જ સાધનથી કેવી રીતે સિદ્ધ થાય એવી શકાના જવાબમા અહીં કહેવામા આવ્યુ છે કે અ તરગ સાધન કાર્યને સિદ્ધ કરે છે, બીજા બાહ્ય સાધનો નહિ 'દેવદત્ત આવશે તો આ કાર્ય સિદ્ધ થશે' એવા ઉદાહરણમા અ તરગ સાધન નિમિત્ત છે, તેથી તેનુ મહત્ત્વ છે તે પ્રમાણે 'દેવે વૃષ્ટિ કરી, કરશે કે કરે છે તો ડાગર તૈયાર થઈ, થશે અથવા થાય છે' એમ લોક-પ્રયોગ પ્રમાણે ત્રણ કાર્ય સિદ્ધ થશે

तस्मादवधिभेदेन सिद्धा मुख्यैव भूतता ।
अनागतत्वमस्तित्वं हेतुधर्मव्यपेक्षणे ॥१११॥

તેથી જુદા જુદા કારણોને લીધે (કાર્યનુ) મુખ્ય ભૂતત્વ સિદ્ધ થાય છે, તે જ પ્રમાણે સ ધનની પ્રવૃત્તિના ભાવિત્વ અને અસ્તિત્વ પ્રમાણે ભવિષ્યત્ અને વર્તમાનનુ મુખ્યત્વ સિદ્ધ થાય છે (૧૧૧)

सतामिन्द्रियसम्बन्धात्सैव सत्ता विशिष्यते ।
भेदेन व्यवहारो हि वस्त्वन्तरनिबन्धन ॥११२॥

અસ્તિત્વવાળા પદાર્થોના ઇન્દ્રિયો સાથેના સ બ ધને કારણે તે અસ્તિત્વ (વર્તમાન, ભૂત અને ભવિષ્યત્ કાલ પ્રમાણે) જુદુ સમજાય છે, (કાલ પ્રમાણે) જુદો વ્યવહાર, જુદી જુદી પ્રવૃત્તિઓને આધારે થાય છે (૧૧૨)

પા સૂ ૩ ૨ ૧૩૨ ઉપરના વાર્તિક ૫ મા પૂર્વપક્ષ તરીકે જણાવવામા આવ્યુ છે કે અસ્તિત્વનો અર્થ દર્શાવનાર ક્રિયારૂપોમાં વર્તમાનકાળના અર્થમા બધા કાળના પ્રત્યયોનુ વિધાન કરવુ જોઈએ, કારણ કે કર્તાનુ અસ્તિત્વ હમેશાં હોય છે (अस्त्यर्थाना भवन्त्यर्थे सर्वा विभक्तय कर्तुर्विद्यमानत्वात् ।), 'કૂવો હતો' એવા ઉદાહરણ ઉપરાત 'કૂવો છે, કૂવો હશે' વગેરે પ્રયોગો કરતી વખતે કૂવારૂપી કર્તાનુ અસ્તિત્વ સર્વકાળમા પ્રાપ્ત થાય છે,

આ વાત બરાબર નથી, કારણ કે જુદા જુદા કાળના પ્રત્યયોનુ તે તે કાળમા, ઉચ્ચારણ પ્રમાણે વિધાન કરવામા આવે છે (सिद्ध तु यथाविवक्षा समुच्चारणात् ।) આ બાબતને સમજાવતા વાર્તિકકાર જણાવે છે કે ઉપર જણાવ્યા તેવા વિકલ્પપ્રયોગોનુ તે તે કાળ સિવાય બીજા કાળમા સાધુત્વ માન્ય કરવામા આવતુ નથી એટલુ જ નહિ પણ, પ્રયોગપ્રાપ્ત કાળથી જુદા કાળનો પ્રયોગ અસિદ્ધ મનાયો છે, કૂવો હતો એમ કહેવુ હોય તો કોઈ એમ કહેતુ નથી કે 'કૂવો હશે' અથવા 'કૂવો છે'

વાર્તિકો અને ભાષ્યમાં પ્રાપ્ત થતી આ ચર્ચાને પોતાની રીતે સમજાવતાં ભર્તૃહરિ જણાવે છે કે ઇન્દ્રિયાર્થસંનિકર્ષ જેવી પ્રવૃત્તિ પદાર્થગ્રહણ માટે જવાબદાર હોય છે, કૂવો નેત્રવડે જોવામાં ન આવતાં તે ભૂતકાળની બાબત બને છે, અને જોવામા આવતાં તે વર્તમાનકાળની બાબત બને છે. આ પ્રમાણે જે તે કાળ સાથે સંબંધમાં આવતા પદાર્થો તે તે કાળના વિષય બને છે.

अस्तित्वं वस्तुमात्रस्य बुद्ध्या तु परिगृह्यते ।
य. समासादनाद्भेदः स तत्र न विवक्षितः ॥११३॥

વસ્તુમાત્રના અસ્તિત્વનું બુદ્ધિ વડે ગ્રહણ કરવામાં આવે છે. (ઇન્દ્રિય અને પદાર્થના) સંબંધને કારણે, અસ્તિત્વની જે ભિન્નતા સમજાય છે, તે આ બાબતમાં વિવક્ષિત નથી. (૧૧૩)

ઈન્દ્રિય અને પદાર્થનો સંબંધ વર્તમાનમાં હોય તો અસ્તિત્વ વર્તમાનમાં જ ગણાય એમ જો માનવામાં આવે તો ભૂત અને ભવિષ્યના સંબંધમાં 'કૂવો છે' એવો પ્રયોગ થશે નહિ. આવી શંકાના જવાબમાં જણાવવામાં આવે છે કે જ્યાં માત્ર વસ્તુની સત્તા બુદ્ધિ વડે ગ્રહણ કરવામાં આવતી હોય અને ઇન્દ્રિયસંબંધની સત્તાનું ગ્રહણ કરવાનું ન હોય ત્યાં સત્તાના પરસ્પર વિરોધી ભેદો પ્રાપ્ત થતા નથી.

योगाद् वा स्त्रीत्वपुंस्त्वाभ्यां न किञ्चिदवतिष्ठते ।
स्वस्मिन्नात्मनि तत्रान्यद् भूतं भावि च कप्यते ॥११४॥

અથવા સ્ત્રીત્વ (અર્થાત્ ક્ષય) અને પુંસ્ત્વ (અર્થાત્ વૃદ્ધિ) સાથેના સંબંધને કારણે કોઈપણ વસ્તુ (પરિણામ પામ્યા વિના) પોતાનામાં રહી શકતી નથી, (તેથી) ભૂત અને ભવિષ્યને જુદાં ગણાવવામા આવે છે. (૧૧૪)

આ જગતમાં કોઈ પણ પદાર્થ ક્ષણવાર પણ પોતાનામા સ્થિર રહી શકતો નથી. જ્યાં સુધી વધવાનુ હોય ત્યા સુધી વૃદ્ધિ પામે છે અને જ્યારે તેનો ક્ષય થવાનો હોય ત્યારે ક્ષય પામે છે (न हि कश्चित्स्वस्मिन्नात्मनि मुहूर्तमप्यवतिष्ठते, वर्धते यावदनेन वर्धितव्यम् अपायेन वा युज्यते । ( म. भा. पा. सू. ४. १ ३ स्त्रियाम् ।) સ્ત્રીત્વ એટલે ક્ષય અથવા નાશ અથવા સંસ્ત્યાન અથવા અપચય. પુંસ્ત્વ એટલે ઉત્પત્તિ અથવા પ્રસવ. પદાર્થોના આવા ધર્મોને કારણે તે તે પદાર્થ જુદા જુદા કાળમા જુદું જુદુ અસ્તિત્વ ધારણ કરે છે. બુદ્ધિ વડે, પદાર્થના સામાન્યરૂપનો અભિન્નપણે બોધ થતા, હમેશાં વર્તમાનત્વ સિદ્ધ થાય છે. (अभेदेन तु बुद्धया समीक्ष्य रूपसामान्यमस्तीति वर्तमानप्रत्ययवाच्य सिद्धम् ।—હેલારાજ)

॥ इति कालसमुद्देशः ॥

આ પ્રમાણે કાલસમુદ્દેશ પૂરો થયો.

१०

## पुरुपसमुद्देशः ।

૧૦

## પુરુષસમુદ્દેશ

प्रत्यक्ता परभावश्चाप्युपाधी कर्तृकर्मणोः ।
तयोः श्रुतिविशेषेण वाचकौ मध्यमोत्तमौ ॥१॥

કર્તા અને કર્મનાં વિશેષણો રૂપે અહંભાવ અને પરભાવ છે. વિશિષ્ટ શબ્દો વડે, પહેલો અને બીજો પુરુષ, તેમના વાચક બને છે. (૧)

ધાતુને લાગનારા પ્રત્યયો વડે વ્યક્ત થનારી વિશેષતાઓ કાલ, પુરુષ, સંખ્યા અને ઉપગ્રહ વડે દર્શાવાય છે. નવમા સમુદ્દેશમાં કાલની ચર્ચા કરવામાં આવી. હવે ક્રમે ક્રમે એકેક સમુદ્દેશમાં પુરુષ, સંખ્યા અને ઉપગ્રહની ચર્ચા કરવામાં આવશે.

ઉત્તમ, મધ્યમ અને પ્રથમ અર્થાત્ પહેલો, બીજો અને ત્રીજો એવા ત્રણ પુરુષ, વ્યાકરણશાસ્ત્રમાં જાણીતા છે. પ્રત્યક્તા એટલે અન્તર્યામી જીવાત્મા. દરેક વ્યક્તિમાં તે સક્રિય છે. અથવા પ્રત્યક્તા એટલે ચોક્કસપણે સક્રિય બનનાર. અહંપ્રત્યય અથવા અહંભાવ માટે આ શબ્દ વપરાયો છે. આ અહંભાવના વાચક ઉત્તમ પુરુષ અર્થાત્ પહેલા પુરુષના પ્રત્યયો છે. पचे, पचामि જેવા પ્રયોગોમાં કર્તાની ઉપાધિ એટલે વિશેષણ રૂપે પહેલો પુરુષ રહેલો છે.

પરભાવ બીજા પુરુષના પ્રત્યયો વડે વાચ્ય બને છે. पचसि, पचसे જેવા પ્રયોગોમાં તે કર્તાના વિશેષણ રૂપે છે. કર્તા અને કર્મના વિશેષણ રૂપે જે રહેલ છે તેને પુરુષ કહે છે. (यः कर्तृकर्मविशेषणभूतः स पुरुषः ।) આવો પૂર્વાચાર્યોનો મત છે

सदसद्वापि चैतन्यमेताभ्यामेव गम्यते ।
चैतन्यभागे प्रथमः पुरुषो न तु वर्तते ॥२॥

આ બે (પુરુષો)માંથી જ સ્વાભાવિક અથવા આરોપિત ચૈતન્ય સમજાય છે. ચૈતન્ય રૂપી ભાગને ત્રીજો પુરુષ દર્શાવતો નથી. (૨)

પહેલા અને બીજા પુરુષ વડે સ્વ અને પરમાં અધિષ્ઠાન પામેલા ચૈતન્યનો બોધ કરાવવામાં આવે છે. પહેલા બે પુરુષો હમેશાં ચેતન પદાર્થોનો બોધ કરાવે છે. આવું ચૈતન્ય સદ્ એટલે સ્વાભાવિક અર્થાત્ વસ્તુગત હોય છે, અથવા અસદ્ એટલે તે પદાર્થ ઉપર આરોપવામાં આવેલું હોય છે. જેના ઉપર ચૈતન્યનો આરોપ કરવામાં આવે તે પદાર્થ

અચેતન પણ હોઈ શકે, જેમ: शृणोत ग्रावाण: । (હે પથરા સાંભળો)માં ग्रावाण: અચેતન છે. છતાં તેમનામાં ચૈતન્યનો આરોપ કરવામાં આવ્યો છે. પદાર્થના ચૈતન્યનો કે અચેતનત્વનો અહીં સંદર્ભ નથી, પરંતુ ग्रावाण: એવા શબ્દમાં ચૈતન્યનો આરોપ કરવામાં આવે છે.

ત્રીજો પુરુષ વાસ્તવિક કે આરોપિત ચૈતન્યને પણ દર્શાવી શકતો નથી. शाप्यते-માંથી ચૈતન્યનો બોધ થાય છે, પરંતુ તે ત્રીજા પુરુષના પ્રત્યય તે માંથી થતો નથી, स्वया અન્ય પદમાંથી થાય છે. એવી રીતે भवान् वचति । शप्यते मया । માં પણ भवान् અને मया જેવા શબ્દો દ્વારા ચૈતન્યનો બોધ થાય છે

बुधिज्ञानातिचितिभि प्रथमे पुरुषे सति ।
संज्ञानार्थेन चैतन्यस्योपयोग: प्रकाश्यते ॥३॥

જાણવું એવા અર્થવાળા बुध्, ज्ञा અને चित् (ધાતુઓ) સાથે રહેલા ત્રીજા પુરુષ વડે પણ ચેતન્યનો બોધ કરાવવામાં આવતો નથી. (૩)

बुध, ज्ञा અને चित् ધાતુઓનો અર્થ સંજ્ઞાન અર્થાત્ જાણવું થાય છે. આ ધાતુઓનાં बुध्यते, जानाति, चेतयते । જેવાં ક્રિયારૂપોમાંના ત્રીજા પુરુષના પ્રત્યયો વડે પણ ચૈતન્યનો બોધ થતો નથી. અહીં સમજાતો ચૈતન્યનો બોધ પ્રત્યયાર્થમાંથી સમજાતો નથી, પણ ધાત્વર્થમાંથી સમજાય છે.

संबोधनार्थ: सर्वत्र मध्यमे कैश्चिदिष्यते ।
तथा संबोधने सर्वां प्रथमां युष्मदो विदुः ॥४॥

કેટલાક આચાર્યોના મતમાં મધ્યમ પુરુષમાં બધે સંબોધનના અર્થની અપેક્ષા હોય છે અને યુષ્મદ્‌ની પ્રથમા વિભક્તિનાં ત્રણે ય વચનોમાં સંબોધનનો અર્થ સમજાય છે. (૪)

બીજા પુરુષ સાથે હમેશાં સંબોધનનો અર્થ સમજવામાં આવે છે. गच्छ, मुङ्क्ष्व, વગેરે પ્રયોગોમાં આજ્ઞા સાથે સંબોધનનો અર્થ છે. જ્યાં આજ્ઞાનો અર્થ ન હોય, જેમકે, त्वं वचसि । ત્યાં પણ બીજા પુરુષ સાથે સંબોધનનો અર્થ હોય છે. જેને સંબોધન કરવામાં આવ્યું હોય તે વ્યક્તિનું ધ્યાન દોરવા માટે આ બીજો પુરુષ ઉપયોગી બને છે. સંબોધનમાં त्वं એવી પ્રથમાનાં બધાં વચનો સમજવામાં આવે છે. આમ સંબોધન સાથેનો બીજા પુરુષનો સ્પષ્ટ સબંધ નક્કી થાય છે.

संबोधनं न लोकेऽस्ति विधातव्येन वस्तुना ।
स्वाहेन्द्रशत्रुर्वर्धस्व यथा राजा भवेति च ॥५॥

લોકવ્યવહારમાં, "સ્વાહા, ઇન્દ્રશત્રુ રૂપે તું વૃદ્ધિ પામ", "રાજા બન" જેવા વિધેય (બાબત દર્શાવતા) વચન વડે, સંબોધન કરવામાં આવતું નથી. (૫)

स्वाहा. इन्द्रशत्रुर्वर्धस्व (સ્વાહા, ઇન્દ્રશત્રુ રૂપે તું વૃદ્ધિ પામ) અને राजा भव (રાજા, થા) એવાં વાક્યોમાં इन्द्रशत्रु. અને राजा જેવા શબ્દો પ્રથમામાં છે અને વિધેય વાક્યના ભાગરૂપે છે. આવા વિધેયવચનખંડમાં સંબોધનનો અર્થ પ્રાપ્ત થતો નથી.

સંબોધન સિદ્ધ બાબતના સંમુખપણાને દર્શાવે છે (सिद्धस्याभिमुखीभावमात्रं संबोधनं विदुः । (વા.પ. ૩ ૭.૧૬૩) એવા સિદ્ધાન્ત પ્રમાણે સાધ્યને અથવા વિધેયને દર્શાવવા માટે સંબોધન સમર્થ નથી. પહેલી વાર ઉપદેશથી જેનું સ્વરૂપ ચોક્કસ થયું નથી એવી વિધીયમાન બાબત અભિમુખીભાવને પ્રાપ્ત થતી નથી. ઉપરનાં ઉદાહરણોમાં इन्द्रशत्रुत्व કે राजत्व વિધીયમાન છે. તેથી युद्धयस्व કે भव એવાં ક્રિયાપદોમાં દ્વેષ અથવા આજ્ઞા હોવા છતાં સંબોધન પ્રાપ્ત થતું નથી.

युष्मदर्थस्य सिद्धत्वान्नियता चाद्युदात्तता ।
युष्मदः प्रथमान्तस्य परश्चेन्न पदादसौ ॥६॥

પ્રથમાન્ત યુષ્મદ્ શબ્દ, બીજા કોઈ પદ પછી આવતો ન હોય તો યુષ્મદ્‌નો (સંબોધન) અર્થ સિદ્ધ હોવાને કારણે, તેનો પહેલો સ્વર ઉદાત્ત હોય છે. (૬)

અન્વય : युष्मदर्थस्य सिद्धत्वात् प्रथमान्तस्य युष्मदः, असौ पदात् परः न चेत्, (तस्य) आद्युदात्तता सिद्धा ।

आमन्त्रितस्य । (પા.સૂ ૬.૧. ૧૯૮, સંબોધનશબ્દનો આદ્યસ્વર ઉદાત્ત થાય છે). પ્રમાણે પ્રથમાન્ત યુષ્મદ્ શબ્દ त्वं આદ્યુદાત્ત થશે જેમ કે, त्वमग्ने प्रयाजानुयाजानां पुरस्तात् । અને त्वमग्ने अभिस्त्वमाशुशुक्षणिः । પ્રયોગોમાં त्वं આદ્યુદાત્ત થાય છે. પરંતુ પ્રથમાન્ત યુષ્મદ્ શબ્દ, બીજા કોઈ પદ પછી આવ્યો હોય તો તે અનુદાત્ત થશે, જેમ કે देवीरापः शुद्धा यूयम् । માં यूयम् અનુદાત્ત છે.

गुणप्रधानताभेदः पुरुषादिविपर्ययः ।
निर्देशश्चान्यथा शास्त्रे नित्यत्वान्न विरुध्यते ॥७॥

ગૌણ અને મુખ્ય (પદો)નો ફેરફાર, પુરુષ વગેરેની અદલબદલ અને શાસ્ત્રમાં (તેમનો) જુદી રીતે ઉલ્લેખ, (આ બધું), શબ્દોના નિત્યત્વને કારણે (પરસ્પર) વિરુદ્ધ બનતું નથી. (૭)

વ્યાકરણશાસ્ત્રમાં ત્રણ પુરુષ, તેમનો વપરાશ, તેમના અર્થો વગેરે અંગે ચોક્કસ નિયમો છે. તેમ છતાં ગૌણને બદલે મુખ્યનો અને એક પુરુષને બદલે બીજા પુરુષનો વપરાશ જોવા મળે છે, આ વાત પાણિનિના સૂત્રનિયમો ઉપરથી સિદ્ધ થતી દેખાય છે, तेन दिव्यति खनति जयति जितम् । (પા. સૂ. ૪ ૪.૨, તેનાથી રમે છે, ખોદે છે, જીતે અને તેનાથી જીતેલી વસ્તુ, એ અર્થમાં પ્રાતિપદિકને ठक् પ્રત્યય થાય છે; જેમકે, अक्षैः दिव्यति आक्षिकः, अभ्र्या खनति आभ्रिकः, अक्षैः जयति आक्षिकः, आक्षिकम् ) પ્રમાણે आक्षिकोऽस्मि, आक्षिकोऽसि आक्षिकोऽस्ति એમ ત્રણેય પુરુષ સાથે आक्षिकः ને વાપરી શકાશે શબ્દો અને તેમના અર્થો નિત્ય હોવાથી શબ્દોના પ્રયોગ પ્રમાણે શાસ્ત્રોના નિયમો રચવામાં આવ્યા છે. આવા નિયમો વાક્યો અને પદોના અપોદ્ધૃત અવયવોને ધ્યાનમાં રાખીને રચવામાં આવ્યા છે, તેથી હંમેશાં બધા પ્રચલિત પ્રયોગોને લાગુ પડે જ એમ નથી.

यथा निर्देशमर्था स्युर्येषा शास्त्र विधायकम् ।
किञ्चित् सामान्यमाश्रित्य स्थिते तु प्रतिपादनम् ॥८॥

જે શબ્દોને શાસ્ત્ર ઉત્પન્ન કરે છે (તે શબ્દોના) અર્થો તે (શાસ્ત્ર)ના નિર્દેશ પ્રમાણે હોવા જોઇએ આવી સ્થિતિમા સામાન્ય નિયમોનો આધાર લઇને (શાસ્ત્રમા) પ્રતિપાદન કરવામા આવે છે (૮)

योऽश्वे य. पीठ इत्यत्र भूतयोरश्वपीठयो ।
यथोपलक्षणार्थत्व तथार्थेष्वनुशासनम् ॥९॥

'જે ઘોડા ઉપર છે' અથવા 'જે બાજઠ ઉપર છે' એવા વાક્યોમા જાણીતા ઘોડા અને બાજઠને (દેવદત્તના) નિર્દેશ માટે સમજવામા આવે છે તેવી સ્થિતિ શબ્દોના અનુશાસન અંગે છે (૯)

અનેક વ્યક્તિઓ હાજર હોય ત્યા દેવદત્તને દર્શાવવા માટે કહેવામા આવે છે કે 'પેલો રહ્યો દેવદત્ત, જે ઘોડા ઉપર બેઠો છે અથવા જે બાજઠ ઉપર બેઠો છે' અહી ઘોડો અને બાજઠ સિદ્ધ બાબતો છે તેમનો દેવદત્તના નિર્દેશ માટે જણાવવામા આવે છે દેવદત્તના વિશેષણ રૂપે તે નથી શબ્દોના અનુશાસન અંગે પણ આવી સ્થિતિ છે જે શબ્દો વ્યવહારમા જાણીતા છે અર્થાત્ સિદ્ધ છે તેમને માટે જ અનુશાસન અર્થાત્ નિયમયોજના છે

इति पुरुषसमुद्देश ।

આ પ્રમાણે પુરુષસમુદ્દેશ પૂરો થયો

११

## संख्यासमुद्देशः

૧૧

## સંખ્યાસમુદ્દેશ

संख्यावान् सत्त्वभूतोऽर्थः सर्वं एवाभिधीयते ।
भेदाभेदविभागो हि लोके संख्यानिबन्धनः ॥१॥

બધા દ્રવ્યરૂપ પદાર્થો સંખ્યાવાળા છે, એમ જણાવવામાં આવે છે. વ્યવહારમાં ભેદ અને અભેદ એવા વિભાગો સંખ્યાને આધારે હોય છે. (૧)

સંખ્યા એવો પારિભાષિક શબ્દ પાણિનિના સમય પહેલાંથી જાણીતો હતો. કોને સંખ્યા કહેવી એની વ્યવસ્થા કરતાં પાણિનિએ જણાવ્યું છે કે बहु અને गण શબ્દોને અને જેને અંતે वत् અને डत् પ્રત્યયો આવે તેવા શબ્દોને સંખ્યા એવું નામ આપવું (बहुगणवतुडति संख्या । ૧.૧.૨૩). કેટલાક સંખ્યાશબ્દોને જુદું નામ આપવું એવું તેમણે ઠરાવ્યું છે, જેમકે, ष्णान्ता षट् । અર્થાત્ ષકારાન્ત અને નકારાન્ત સંખ્યાશબ્દોને षट् સંજ્ઞા કહેવી વાર્તિકકાર જણાવે છે કે એક, બે વગેરે લૌકિક સંખ્યાશબ્દોને વ્યાકરણ-શાસ્ત્રમાં પણ સંખ્યા સંજ્ઞા કહેવી.

સંખ્યા શબ્દથી એક, બે, સો વગેરેનું ગ્રહણ થાય છે. વચન અને સંખ્યા પૂર્વાચાર્યોની સંજ્ઞા છે. દ્વિવચન શબ્દ નિરુક્તમાં મળે છે (अपि वा भेदसंख्यत्वात्। तत्र्वं द्विवचनं स्यात् । (૬. ૧૬. ૭)

પતંજલિ જણાવે છે કે વ્યાકરણશાસ્ત્રમાં લાઘવનું ધ્યેય રાખીને જ સંજ્ઞાઓ કરવામાં આવે છે. સંખ્યાશબ્દ ને લાંબી સંજ્ઞા કહેવાય નહિ આવી મહતી સંજ્ઞા કરવાનું કારણ સંખ્યા શબ્દને અન્વર્થ સમજવા માટે છે. જેના વડે ગણતરી કરવામાં આવે (संख्यायते अनया ।) તે સંખ્યા. વ્યવહારમાં એક, બે, એવા સંખ્યા શબ્દો વડે પણ ગણતરી કરવામાં આવે છે. તેથી વ્યાકરણશાસ્ત્રમાં તેમને પણ સંખ્યાશબ્દો સમજવા.

વ્યવહારમાં વપરાતા કેટલાક સંખ્યાશબ્દોને પાણિનિએ નોંધ્યા છે, જેમ કે विंशति, त्रिंशत्, चत्वारिंशत्, पञ्चाशत्, षष्टि, सप्तति, अशीति, नवति, शतम् (पा. सू. ५. १. ५९). કાત્યાયન અને પતંજલિ આ શબ્દોની વ્યુત્પત્તિની અર્થાત્ તેમનાં પ્રકૃતિ અને પ્રત્યયોની ચર્ચા કરે છે પતંજલિ જણાવે છે કે विंशति વગેરે શબ્દો અવ્યુત્પન્ન પ્રાતિપાદિકો છે.

विंशति વગેરે શબ્દોનો અર્થ સંઘ સમૂહ અથવા સમુદાય છે અને તે શબ્દો એક પ્રકારના ધર્મ અથવા લક્ષણનો બોધ કરાવે છે. ધર્મવાચક શબ્દ ગુણવાચક હોય છે.

એટલે વિંશતિ વગેરેનો પ્રયોગ કરવામાં પણ વાંધો ન હોવો જોઈએ. તેથી વિંશતિ વગેરે લિંગ અને સંખ્યા સાથે જોડાશે. જેમ બીજા ગુણવાચક શબ્દો, જે દ્રવ્યનો તેઓ આશ્રય કરે છે, તેમનાં લિંગ અને વચનને અનુસરે છે તેમ, વિંશતિ વગેરે પણ તેમના આશ્રયોનાં લિંગ અને સંખ્યાને અનુસરવા જોઈએ. પણ આમ બનતુ નથી. धनम् વગેરે શબ્દોની જેમ વિંશતિ વગેરે પણ તેમના આશ્રયનાં લિંગ અને વચનને અનુસરતા નથી. જેમ કે गावः धनम् । पुत्राः अपत्यम् । इन्द्राग्नी देवता । આનો ઉત્તર એવો છે કે કોઈક ચોક્કસ ગુણની પ્રધાનપણે વિવક્ષા હોય છે. જેમ કે अश्वैः युद्धम् ।, असिभिः युद्धम् । એવાં ઉદાહરણોમાં અશ્વો અને તલવારોરૂપી ગુણો અર્થાત્ સાધનોવાળા સૈનિકો લડ્યા. તે પ્રમાણે विंशतिः गावः । માં વીસ સંખ્યા એ ગુણ મુખ્યપણે વિવક્ષિત છે, અને આ ગુણ એક હોવાથી વિંશતિ ને એકવચન પ્રાપ્ત થયું છે.

आर्हाद्गोपुच्छसंख्यापरिमाणाट्ठक् । (પા. સૂ. ૫.૧.૧૯ આ સૂત્રથી तदर्हति । સૂત્ર ૫.૧.૬૩ સુધી, જેમને માટે ચોક્કસ પ્રત્યયનું વિધાન થયું નથી, તેમને ठञ् પ્રત્યય લાગે છે; પરંતુ તે શબ્દોમાંના गो, पुच्छ, संख्या અને परिमाण એ શબ્દોને ठञ् ને બદલે ठक् પ્રત્યય લાગે છે) ઉપરના ભાષ્યમાં સંખ્યા અને પરિમાણ અંગે કેટલાક વિચારો મળે છે. સામાન્ય રીતે સંખ્યા પણ એક પ્રકારનું પરિમાણ જ છે. તેમ છતાં આ સૂત્રમાં સંખ્યા અને પરિમાણ એવા બે શબ્દો નોંધવામાં આવ્યા છે. તેના ઉપરથી સિદ્ધ થાય છે કે બન્નેનો અર્થ જુદો છે. આ બાબત યુક્તિસિદ્ધ છે, એને માટે જ્ઞાપકો રજૂ કરવાની જરૂર નથી. સંખ્યા ભેદ દર્શાવે છે. પરિમાણનો વ્યુત્પત્તિજન્ય અર્થ છે, ચારે તરફથી માપ. આટલી બાજરી એમ ધાન્યની ઈયત્તા દર્શાવવા માટે તેનું પરિમાણ કહેવામાં આવે છે. પરંતુ આવા પરિમાણમાં પણ અધો શેર, એક શેર વગેરે વિશેષતાઓ જણાવવા માટે સંખ્યાની મદદ લેવામાં આવે છે. આવો સંખ્યાવિશેષ પરિમાણ, ઉન્માન કે પ્રમાણ વડે દર્શાવાતો નથી. ઉન્માન એટલે વજન જેમ કે તોલો, અધોળ વગેરે. હાસ વગેરે લંબાઈ (આયામ)ના માપને પ્રમાણ કહે છે. સંખ્યા આ ત્રણથી જુદી છે. ચાર તોલા, ચાર હાસ એવા પ્રયોગોમાં ચાર એવા સંખ્યાશબ્દથી ઈયત્તાનો બોધ થતો નથી, પરંતુ તોલા, હાસ વગેરેથી ઈયત્તાનો બોધ થાય છે. આમ સંખ્યા પ્રમાણ કરતાં જુદી હોવાથી ઉપરના સૂત્રમાં સંખ્યાથી સંખ્યા અને પરિમાણનો જુદો ઉલ્લેખ પાણિનિએ કર્યો છે. સરખાવો મહાભાષ્ય (પા. સૂ. ૫. ૧. ૧૯)

ऊर्ध्वमान किलोन्मानं परिमाण तु सर्वतः ।
आयामस्तु प्रमाण स्यात् संख्या बाह्या तु सर्वतः ॥

स धर्मो व्यतिरिक्तो वा तेषामात्मैव वा तथा ।
भेदहेतुत्वमाश्रित्य संख्येति व्यपदिश्यते ॥२॥

તે (સંખ્યારૂપ) ધર્મ (દ્રવ્યરૂપ આશ્રયથી) જુદો હોય અથવા તેમનાથી અભિન્ન હોય (પરંતુ), ભેદને દર્શાવવાના કારણરૂપ હોઈ તે સંખ્યા એવા નામે ઓળખાય છે. (૨)

વૈશેષિક મતમા સખ્યા ગુણ રૂપે છે અને દ્રવ્યમા રહેલી છે પદાર્થ જ્યારે એકલો હોય છે ત્યારે એકત્વ સખ્યાવાળો હોય છે, અને બીજા પદાર્થો સાથે હોય ત્યારે બે, ત્રણ એવી સખ્યાવાળો કહેવાય છે આમ સખ્યા દ્રવ્ય સાથે જોડાયેલી છે હેલારાજ જણાવે છે કે આ વાત બરાબર નથી સખ્યા દ્રવ્યથી ભિન્ન છે કે અભિન્ન છે, એ બાબતમા વૈયાકરણોને રસ નથી વૈશેષિકોની પદાર્થવિચારમા જિજ્ઞાસા હોય છે તેવી, વૈયાકરણોની જિજ્ઞાસા પદાર્થમા નહિ પરતુ પદાર્થને વ્યક્ત કરનારા શબ્દોમા છે (अस्माकं तु शब्द प्रमाणकाना पदार्थविचारानादराद् यथायथ पदार्थकल्पना तीर्थिकै कृता । किमनेन निष्प्रयोजनेनास्माभिर्विचारेण शब्दार्थस्यैह विचारयितु प्रक्रमात् ।

समवेता परिच्छेद्ये क्वचिदन्यत्र सा स्थिता ।
प्रकल्पयति भावाना सख्या भेदं तथात्मन ॥३॥

જુદા સમજાતા પદાર્થમા સમવાય સબધવાળી, અને કોઈ વાર બીજે (પણ) રહેલી સંખ્યા, (બીજા) પદાર્થોની તેમજ પોતાની ભિન્નતાને જાહેર કરે છે (૩)

સખ્યાનો સબધ દ્રવ્ય સાથે છે દ્રવ્યમા તે સમવાય સબંધથી રહેલી છે અને દ્રવ્યને એકબીજાથી વિભક્ત સમજાવે છે, જેમ કે, એક ઘડો, અથવા પચીસ ગુણો, અથવા એક સો, બસો વગેરે.

ગુણ, જાતિ, સામાન્ય, અભાવ વગેરેમા પણ સખ્યાનો આરોપ કરવામા આવે છે જેમ કે ચોવીશ ગુણો, પાચ કર્મજાતિઓ બે સામાન્ય, ચાર અભાવ વગેરે શબ્દવ્યવહાર વાસ્તવિક અને આરોપિત એમ બન્ને પ્રકારના ગુણો સાથે સકળાયેલો છે.

परत्वे चापरत्वे च भेदे तुल्या श्रुतिर्यथा ।
सख्याशब्दाभिधेयत्व भेदहेतोस्तथा गुणे ॥४॥

જેમ દ્રવ્યમા પછીનુ અને પહેલાનુ એવા (દેશ)ભેદ દર્શાવવા માટે તેવા જ શબ્દો (પર અને અપર) વપરાય છે, તેમ ગુણમાં પણ ભેદ (દર્શાવવા)નું નિમિત્ત સંખ્યાશબ્દ વડે વાચ્ય બને છે. (૪)

દ્રવ્યની સાથે, દેશસબધને કારણે, પરત્વ અને અપરત્વ એવા ગુણો રહેલા છે. તે ગુણોને કારણે દ્રવ્ય માટે પછીનું અને પહેલાનુ એવા શબ્દોનો વ્યવહાર થાય છે ગુણો અગે પણ આવા પર અને અપર શબ્દો વડે વ્યવહાર શક્ય બને છે એ પ્રમાણે એક, બે, વગેરે સખ્યાનો વ્યવહાર પણ દ્રવ્ય અને ગુણના સબધમાં સમજવાનો છે.

अस्वतन्त्रे स्वतन्त्रत्व परधर्मो यथा गुणे ।
अभेदे भेद्यभावोऽपि द्रव्यधर्मस्तथा गुणे ॥५॥

જેમ દ્રવ્યનો સ્વતંત્રતા(રૂપી ધર્મ) અસ્વતત્ર (એવા ગુણ)મા આરોપવામા આવે છે તેમ, દ્રવ્યનો ભેદ્યત્વરૂપી ધર્મ ભેદ્યત્વ વિનાના ગુણમાં આરોપવામાં આવે છે (૫)

ગુણ, દ્રવ્યને આશ્રયે રહેલ હોવાથી તે નિત્ય પરતંત્ર છે દ્રવ્યનો સ્વાભાવિક ધર્મ સ્વાતંત્ર્ય છે. આવા સ્વાતંત્ર્યનો આરોપ ગુણ ઉપર કરવામાં આવે છે, જેમ કે, पटस्य रूपम् । (વસ્ત્રનું રૂપ). એ પ્રમાણે સંખ્યાનો આશ્રય ગુણમાં ન હોવાથી ગુણ સંખ્યા વડે ભેદ અર્થાત્ વ્યવચ્છેદ બનતો નથી, પરંતુ દ્રવ્યનો ભેદત્વરૂપી ધર્મ ગુણમાં આરોપવામાં આવે છે शुक्लः पटः । એવા ઉદાહરણમાં શુક્લ ગુણ દ્રવ્યના ઉપસર્જન રૂપે અર્થાત્ ગૌણ રૂપે છે. આ ઉદાહરણમાં શુક્લત્વ ગુણ દ્રવ્ય સાથે સમાન અધિકરણમાં હોવાથી દ્રવ્યના ધર્મ સાથે સમન્વિત બને છે. પરંતુ पटस्य शुक्लम् । કે पटस्य एकं रूपम् । એવાં ઉદાહરણોમાં શુક્લત્વ, ગુણનો ધર્મ છે અને રૂપત્વ સંખ્યાનો ધર્મ છે વાસ્તવમાં શુક્લત્વ કે રૂપત્વ દ્રવ્યના ધર્મો છે, છતાં શબ્દશક્તિના સંદર્ભમાં આવા વ્યવહારપ્રયોગો શક્ય બને છે.

> स्वबुद्ध्या तमपोद्धृत्य लोकोऽप्यागममाश्रितः ।
> स्वधर्मादन्यधर्मेण व्याचष्टे प्रतिपत्तये ॥६॥

(વૈશેષિક) આગમને અનુસરીને સામાન્ય જન પણ પોતાની બુદ્ધિ વડે તે (ગુણ)ને (દ્રવ્યથી) જુદો સમજીને (બીજાના) બોધ માટે, (ગુણના) પોતાના ધર્મથી જુદા ધર્મવાળો સમજાવે છે. (૬)

વૈશેષિકોને અનુસરીને સામાન્ય જન પણ ગુણને દ્રવ્યથી જુદો સ્વતંત્ર ધર્મ સમજે છે અને ગુણને સંખ્યાથી જોડે છે જેમ કે, पटस्य एकं चित्रं रूपम् । માં રૂપને એક એવી સંખ્યા સાથે જોડ્યો છે આ બધુ વ્યવહાર શબ્દશક્તિના પ્રભાવથી થાય છે.

> परोपकारतत्त्वानां स्वातन्त्र्येणाभिधायकः ।
> शब्दः सर्वपदार्थानां स्वधर्माद् विप्रकृष्यते ॥७॥

પોતાનાથી જુદા ધર્મ વડે કરેલા ઉપકારરૂપી સ્વરૂપવાળા બધા પદાર્થોનું સ્વતંત્રપણે અભિધાન કરનાર શબ્દ, પોતાના (વાચકરૂપી) ધર્મથી દૂર થાય છે (૭)

કોઈપણ પદાર્થ તેના ધર્મો વિનાનો કલ્પી શકાતો નથી. પદાર્થના સંસર્ગી ધર્મના સંબંધ વિનાનું શુદ્ધ રૂપ હોતું નથી. જેમ शुक्लः पटः । માં પટ તેના शुक्ल એવા ધર્મ સાથે સંબંધ વિનાનો કલ્પી શકાતો નથી તેમ पटस्य रूपम् । માં ગુણ એવું રૂપ પણ તેની સાથે રહેલ સંખ્યાના સંસર્ગ વિના અભિધાન પામતું નથી અભિધેય પદાર્થોને તેમના ધર્મોના સંસર્ગ વિના જાહેર કરવાની શબ્દોની શક્તિ મર્યાદિત છે.

> यथैवाविषयं ज्ञानं न किञ्चिदवभासते ।
> तथा भावोऽप्यसंसृष्टो न कश्चिदुपलभ्यते ॥८॥

જેમ જ્ઞાન કોઈ વિષયના સંબંધ વિનાનું હોતું નથી તેમ, (પોતાના ધર્મો સાથેના) સંબંધ વિનાનો કોઈ પદાર્થ હોતો નથી. (૮)

પદાર્થ પોતાના ધર્મો સાથે હંમેશાં જોડાયેલો જ હોય છે જ્ઞાનનો સ્વભાવ બોધ આપવાનો હોય છે, વિષય સાથે સંબદ્ધ હોય ત્યારે જ તે વ્યવહારયોગ્ય બને છે. આમ તેનું વિષયપારતન્ત્ર્ય નિશ્ચિત છે. આ પ્રમાણે જ્ઞેય પણ પોતાના ધર્મો સાથે સંસૃષ્ટ ન હોય અને માત્ર વસ્તુરૂપે હોય તો જ્ઞેયરૂપે અને અભિધેયરૂપે પ્રાપ્ત થતું નથી આમ પદાર્થનો બોધ અને તેનું અભિધાન તે પદાર્થના ધર્મોના ઉપકાર ઉપર અવલંબે છે.

भेदेन तु समाख्यातं यल्लोकोऽप्यनुवर्तते ।
आगमाच्छास्त्रसदृशो व्यवहारः स वर्ण्यते ॥९॥

(પદાર્થનું તેના ધર્મથી) ભિન્નપણે પ્રતિપાદન, જેને સામાન્ય જનો પણ અનુસરે છે, તે વૈશેષિક જેવા આગમોને અનુસરીને થાય છે. આવા (જન)-વ્યવહારને શાસ્ત્ર જેવો સમજવામાં આવે છે. (૯)

પદાર્થમાં સામાન્ય અને વિશેષ એવા ધર્મો દ્રવ્યથી સ્વતંત્રપણે સમજવામાં આવે છે. વૈશેષિક વગેરે શાસ્ત્રમાં આવી અપોદ્ધારબુદ્ધિ પ્રાપ્ત થાય છે. સામાન્ય જનોનું વલણ શાસ્ત્રને અનુસરવાનું હોઈ તેઓ પણ ગુણ, સંખ્યા, જાતિ વગેરે ધર્મોને દ્રવ્યથી સ્વતંત્ર સમજે છે.

बुद्ध्या स्थितेषु तेष्वेवमध्यारोपो न दुर्लभः ।
परधर्मस्य न ह्यत्र सदसत्त्वं प्रयोजकम् ॥१०॥

બુદ્ધિ વડે જુદા સમજવામાં આવેલ તે (જાતિ વગેરે ધર્મો)માં (દ્રવ્યના) ધર્મનો આરોપ દુર્લભ નથી, કારણ કે તેમાં આરોપવામાં આવેલ પરધર્મનું વાસ્તવિક કે આરોપિત અસ્તિત્વ મહત્ત્વનું નથી. (૧૦)

सामान्येष्वपि सामान्यं विशेषेषु विशिष्टता ।
संख्यासु संख्या लिङ्गेषु लिङ्गमेवं प्रकल्पते ॥११॥

આ પ્રમાણે સામાન્યોમાં સામાન્ય, વિશેષોમાં વિશેષ, સંખ્યાઓમાં સંખ્યા અને લિંગોમાં લિંગની કલ્પના શક્ય છે. (૧૧)

દ્રવ્યમાં સામાન્ય, સંખ્યા, લિંગ વગેરે વિશિષ્ટ ધર્મોને સ્વતંત્ર રીતે સમજવાની પરંપરા વૈશેષિક વગેરે દર્શનોમાં જાણીતી છે. આ સામાન્ય વગેરેને દ્રવ્ય માનતાં તે સામાન્યોમાં પણ તેમના સામાન્યની કલ્પના કરી શકાશે. આવી કલ્પના બુદ્ધિમાં આરૂઢ હોય છે અને શબ્દો દ્વારા અપોદ્ધૃત બને છે. ગોત્વાદિ સામાન્યોમાં પણ તેમના સામાન્યની કલ્પના કરી શકાશે એ પ્રમાણે જુદાજુદા વિશેષોમાં સમાન રૂપે રહેલ સામાન્યની અને એકબીજાથી ભિન્નતા દર્શાવતા વિશેષની કલ્પના કરી શકાશે. સંખ્યા અંગે આ વાત સ્વીકારતાં તે સંખ્યામાં શતમ્, શતે, શતાનિ એવી બીજી સંખ્યાઓ કલ્પવામાં આવે છે.

લિંગ અંગે પણ પુમાન્, પૌંસ્નમ્, પુંસ્ત્વ એવાં બીજાં લિંગોને સમજી શકાય. આ વિચાર માટે ભર્તૃહરિએ મહાભાષ્યમાંથી સૂચન લીધું છે. સરખાવો :

(૧) द्रव्यम् भावेन भावयोगः । तद्यथा इषिरिदिणा युज्यते स्त्रीत्वं च स्त्रीत्वेन। (પા.સૂ. ૪.૧.૩. વા ૩ ઉપરનું ભાષ્ય)

(૨) भावो भावेन युज्यते । कृदभिहितो भावो द्रव्यवद् भवति स्त्रीत्वमपि स्त्रीत्वेनाभिहितं द्रव्यवद् भविष्यति । (પા.સૂ. ૪.૧.૩. વા. ૭ ઉપરનું ભાષ્ય).

अतो द्रव्याश्रितां संख्यामाहुः संसर्गवादिनः ।
भेदाभेदव्यतीतेषु भेदाभेदविधायिनीम् ॥१२॥

તેથી સંસર્ગવાદીઓ સંખ્યાને દ્રવ્યને આશ્રયે રહેલી અને ભેદ અને અભેદ વિનાનાં (દ્રવ્યગુણાદિમાં) ભેદ અને અભેદને સર્જનારી જણાવે છે. (૧૨)

દ્રવ્યમાં રહેલ સંખ્યાને કારણે ગુણ, લિંગ વગેરેમાં પણ સંખ્યાનો વ્યવહાર કરવામાં આવે છે. વૈશેષિકો સંખ્યાને દ્રવ્યની સાથે સમવાય સંબંધથી રહેલી જાહેર કરે છે. તેથી તેમને સંસર્ગવાદીઓ કહે છે. ભેદ અને અભેદથી પર રહેલાં દ્રવ્યો અને ગુણોમાં સંખ્યા ભેદ અને અભેદને દર્શાવવા સમર્થ બને છે.

आत्मान्तराणां येनात्मा तद्रूप इव लक्ष्यते ।
अतद्रूपेण संसर्गात् सा निमित्तसरूपता ॥१३॥

જેને કારણે બીજાં દ્રવ્યોનું સ્વરૂપ દ્રવ્યરૂપ નહિ (એવા ગુણ વગેરે) સાથેના સમવાયથી તે (ગુણ વગેરેના) રૂપ જેવું દેખાય છે, તે તો માત્ર કોઈક નિમિત્તને કારણે પ્રાપ્ત થયેલું સાદૃશ્ય છે. (૧૩)

અન્વય : येन आत्मान्तराणां आत्मा अतद्रूपेण संसर्गात् तद्रूप इव लक्ष्यते सा निमित्तसरूपता ।

પરસ્પર ભિન્ન એવા પદાર્થો જુદાંજુદાં પ્રમાણોથી સમજાય છે. કેટલાંક દ્રવ્યોના અન્ય દ્રવ્યોના ગુણો સાથેના સંસર્ગથી તે ગુણોના રૂપ જેવું તે પદાર્થોનું રૂપ સમજાય છે. આ માત્ર આભાસ છે. આવા આભાસનું કારણ કોઈક નિમિત્તને કારણે પ્રાપ્ત થતું સાદૃશ્ય છે. વ્યવહારમાં પણ અન્ય દ્રવ્યોના ધર્મોના સંસર્ગથી દ્રવ્યો તેવા ધર્મોવાળાં દેખાતાં નથી.

संसृष्टेष्वपि निर्भागे भूतेष्वर्थक्रिया यथा ।
सत्त्वादिषु च मात्रासु सर्वास्वेवं प्रतीयते ॥१४॥

જેમ હંમેશાં સંસર્ગવાળાં પાંચ મહાભૂતોમાં અને સત્ત્વાદિ ત્રણ ગુણોમાં તેમની ઉપયોગી પ્રવૃત્તિ દરેકમાં ભિન્ન હોય છે તેમ બધા પદાર્થોમાં (પણ) તેવી જ સમજાય છે. (૧૪)

અન્વય : यथा भूतेषु सत्त्वादिषु च संसृष्टेष्वपि अर्थक्रिया निर्भागे, एवं सर्वासु मात्रासु प्रतीयते ।

પૃથ્વી વગેરે પાંચ મહાભૂતોમાં તેમની હંમેશની ધ્યેયલક્ષી પ્રવૃત્તિ જેમ પ્રત્યેકમાં જુદી જુદી હોય છે. અને સત્ત્વ, રજસ્, તમસ્ એવા ત્રણ ગુણોની બધા પદાર્થોમાં પ્રવૃત્તિ પણ ભિન્ન ભિન્ન હોય છે તેમ, દ્રવ્ય, ગુણ, કર્મ વગેરેમાં પણ પરસ્પર સાહચર્ય હોવા છતાં તેમની પ્રવૃત્તિ ભિન્ન હોય છે.

द्वित्वादियोनिरेकत्वं भेदास्तत्पूर्वका यतः ।
विना तेन न संख्यानामन्यासामस्ति संभवः ॥१५॥

દ્વિત્વ વગેરેનું કારણ એકત્વ છે, કારણ કે, બધા ભેદો તેમાંથી પ્રાપ્ત થાય છે. તે (એકત્વ) વિના બીજી સંખ્યાઓની ઉત્પત્તિ શક્ય નથી. (૧૫)

એકત્વ અથવા એક એવી સંખ્યા બીજી બે થી માંડીને પરાર્ધ સુધીની સંખ્યાઓનું જન્મસ્થાન છે.

एकत्वे बुद्धिसहिते निमित्तं द्वित्वजन्मनि ।
एकत्वाभ्यां समुत्पन्नमेवं वा तत् प्रतीयते ॥१६॥

અપેક્ષાબુદ્ધિવાળાં બે એકત્વ દ્વિત્વની ઉત્પત્તિમાં કારણરૂપ બને છે. અથવા (આવી બુદ્ધિ વિના), તે દ્વિત્વ, બે એકત્વમાંથી ઉત્પન્ન થયેલું હોય તેવું પ્રાપ્ત થાય છે. (૧૬)

ઇન્દ્રિય સાથે સંયુક્ત એવા બે પદાર્થોમાં સમવાય સંબંધથી રહેલાં બે એકત્વમાંનું એકત્વરૂપી સામાન્ય, સંયુક્તસમવેતસમવાયથી સમજાય છે. એકત્વરૂપી ગુણની અપેક્ષાવાળાં તે એકત્વ દ્વિત્વને ઉત્પન્ન કરે છે. બે દ્રવ્યો દ્વિત્વનું સમવાયિકારણ છે અને એકત્વગુણ તેનું અસમવાયિકારણ છે. અપેક્ષાબુદ્ધિ નિમિત્ત કારણ છે.

બીજા મત મુજબ અપેક્ષાબુદ્ધિ વિનાનાં બે એકત્વો દ્વિત્વને ઉત્પન્ન કરે છે.

હેલારાજ જણાવે છે કે એકત્વમાંથી દ્વિત્વની ઉત્પત્તિની પ્રક્રિયા ગૌરવભયથી તેમણે રજૂ કરી નથી, પરંતુ, પ્રકાકાંડમાં અર્થાત્ પ્રકાકાંડ ઉપરની તેમની ટીકામાં તે રજૂ કરવામાં આવી છે. હેલારાજની પ્રકાકાંડ ઉપરની આ ટીકાનું નામ શબ્દપ્રભા હતું. પરંતુ અત્યારે તે ઉપલબ્ધ નથી. સંખ્યા અંગેની પ્રક્રિયાના આ વિસ્તારનું સ્થળ પ્રકાકાંડ કારિકા ૯૦ (यथार्थसंख्यामहत्वं... ।) હોવું જોઈએ.

પ્રશસ્તપાદ ભાષ્યમાં આ પ્રક્રિયાની વિગત આપવામાં આવી છે. બે પદાર્થોનો નેત્રેન્દ્રિય સાથે સંનિકર્ષ થાય છે તેથી એકત્વસામાન્ય ઉત્પન્ન થાય છે. આ એકત્વસામાન્યમાંથી બે એકત્વ અંગેની અપેક્ષાબુદ્ધિ (enumerative cognition) ઉત્પન્ન થાય છે. આવી રીતે દ્વિત્વબુદ્ધિમાંથી દ્વિત્વસામાન્ય ઉત્પન્ન થાય છે, તેમાંથી દ્વિત્વગુણનું જ્ઞાન થાય છે. આવા દ્વિત્વગુણવિશિષ્ટ બે દ્રવ્યો સમજાય છે. તેમનો સિદ્ધાન્ત છે नागृहीतविशेषणा हि विशेष्ये बुद्धिः । દ્વિત્વ બુદ્ધિના નાશ અંગેના વિચારમાં વૈશેષિકો જણાવે છે કે દ્વિત્વ અંગેની અપેક્ષાબુદ્ધિ બંધ થતાં દ્વિત્વગુણ અને ત્યાર બાદ દ્વિત્વસામાન્યની બુદ્ધિ પણ મરી જાય છે, અને બે પદાર્થો એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે. અંતે પદાર્થો અંગેની દ્વિત્વબુદ્ધિનો નાશ થતાં પદાર્થબુદ્ધિનો પણ નાશ થાય છે.

एकत्वसमुदायो वा सापेक्षे वा पृथक् पृथक् ।
एकत्वे द्वित्वमित्येव तयोर्द्विवचनं भवेत् ॥१७॥

અથવા (દ્વિત્વ) એકત્વનો સમુદાય છે, અથવા, એકબીજાથી જુદાં અને પરસ્પર સાપેક્ષ એકત્વ દ્વિત્વ છે. જો બે એકત્વ દ્વિત્વ જ હોય તો તેમને દ્વિવચન પ્રાપ્ત થવું જોઈએ. (૧૭)

બે એકત્વમાંથી, તેમનાથી ભિન્ન એવુ દ્વિત્વ ઉત્પન્ન થતુ નથી, પરંતુ બે એકત્વનો સમુદાય એટલે દ્વિત્વ સમજવાનુ છે વનરૂપી સમુદાય વૃક્ષોથી જુદો નથી વૃક્ષસમુદાયને આપણે જેમ વન એવું જુદુ નામ આપીએ છીએ તેમ એકત્વના સમુદાયને દ્વિત્વ એવું જુદુ નામ આપીએ છીએ હવે જો સમુદાયમાં અવયવનુ પ્રાધાન્ય સ્વીકારીએ તો બે એકત્વને માટે દ્વિવચનનો પ્રયોગ કરવો પડશે

द्व्येकयोर्द्विवचनैकवचने (પા. સૂ ૧ ૪. ૨૨, બે માટે દ્વિવચન અને એક માટે એકવચન વપરાય છે) માં દ્વિત્વને જો બે એકત્વ માનીએ તો તે બે એકત્વ અને સૂત્રમાનુ એકત્વ એમ દ્વન્દ્વ સમાસનાં બે પદોમાંથી ત્રણ એકત્વ પ્રાપ્ત થાય અને તેથી બહુવચન કરવુ પડે. તેથી એમ માનવુ જોઈએ કે બે એકત્વથી પ્રાપ્ત થતું દ્વિત્વ જુદું છે.

एकोऽपि गुणभेदेन सङ्घो भेद प्रकल्पयेत् ।
आश्रयाश्रयिभेदो हि तदाश्रयनिबन्धन ॥१८॥

સમુદાય એક હોવા છતા, તેના અવયવો રૂપી ગુણોની ભિન્નતાને કારણે, તે ભેદ દર્શાવે છે. આશ્રય અને આશ્રયી વચ્ચેનો ભેદ આશ્રયના ભેદને કારણે છે. (૧૮)

संख्येयसङ्घसंख्यानसङ्घ संख्येति कथ्यते ।
विंशत्यादिषु सान्यस्य द्रव्यसङ्घस्य भेदिका ॥१९॥

(વિંશતિ વગેરેમા) ગણતરી કરવાના પદાર્થોના સમૂહની ગણતરી કરનારી સંખ્યાના સમૂહને સંખ્યા કહેવાય છે. તે (સંખ્યા) બીજા પદાર્થોના સમૂહથી પોતાની ભિન્નતા દર્શાવે છે. (૧૯)

ગાય વગેરે ગણતરી કરવાના પદાર્થો (સંખ્યેય)ના સમૂહને દ્રવ્યસંઘ કહે છે, આવા દસ દસના બે દ્રવ્યસંઘ માટે વીસ (विंशति) શબ્દ વપરાય છે, આને સંખ્યાનસંઘ કહે છે. આ વિંશતિ વગેરે સંખ્યા અપેક્ષાબુદ્ધિને કારણે દસ દસનાં બે અથવા વધારે એકત્વ માંથી પ્રાપ્ત થાય છે. गवां विंशति મા विंशति· સંખ્યા છે અને विंशति गाव । માં विंशति· સંખ્યેય છે.

આ કારિકાનુ વ્યાખ્યાન કરતા હેલારાજ જણાવે છે કે પા. સૂ ૫–૧–૫૮ ઉપરનાં વાર્તિક અને ભાષ્યમા રજૂ થયેલા વિચારોમાના કેટલાકને આ સમુદ્દેશની કારિકા ૧ ના ટિપ્પણમા સંક્ષેપમા રજૂ કરવામા આવ્યા છે.

एकविंशतिसंख्याया संख्यान्तरसरूपयो· ।
एकस्या बुद्ध्यनावृत्त्या भागयोरिव कल्पना ॥२०॥

એક જ સંખ્યા રૂપે રહેલ વિંશતિ મા (ભાગ) બુદ્ધિસમજાતી ન હોવાથી બે જુદી સંખ્યાઓ જેવા દેખાતા બે ભાગની કલ્પના કરવામા આવે છે. (૨૦)

एकविंशति : મા એક અને વીસ એવી ભાગકલ્પના નથી ભાગ પાડવા માટે એકવીસમાં કોઈ નવ અને બાર સમજે, બીજો કોઈ દસ અને અગિયાર સમજે અને ત્રીજો એક અને વીસ સમજે. આ બધું માત્ર કલ્પનાદષ્ટિએ જુદું સમજવામાં આવે છે. વાસ્તવમાં નરસિંહમાં અખંડ બુદ્ધિ નરસિંહત્વની છે.

असंख्यासमुदायत्वात् संख्याकार्यं विधीयते ।

समूहत्वे तु तन्न स्यात् स्वाङ्गादिसमुदायवत् ॥२१॥

(એકવિંશતિ જેવી સંખ્યાઓ) સંખ્યાઓનો સમુદાય ન હોવાથી સંખ્યાનાં (વ્યાકરણ)કાર્યો અંગે નિયમો કરવામાં આવે છે. જેમ સ્વાંગનો અર્થ દર્શાવનારા શબ્દોના માત્ર સમુદાય માટે સ્વાંગ અંગેના (વ્યાકરણ) કાર્યો થતાં નથી તેમ આવા (સંખ્યા)સમુદાય અંગે તે કાર્યો થતાં નથી (૨૧)

एकविंशति : માં અવયવવિભાગ સમજાતો નથી, પરંતુ આ શબ્દને અખંડ સમજવાનો છે. તેથી અખંડ સંખ્યા અંગે જે વ્યાકરણકાર્યો શાસ્ત્રમાં જણાવવામાં આવ્યાં હોય તે થઈ શકે છે. આમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છે

(૧) शदन्तविंशतेश्च । ( પા સૂ. ૫. ૨. ૪૬ ) પ્રમાણે शत શબ્દ જેને અંતે, હોય એવા સંખ્યાવાચક શબ્દ અને विंशति- શબ્દને, જેમાં તેટલુ વધારે છે તે, એ અર્થમાં डप्रत्यय લાગે છે જેમકે त्रिंशद् अधिका अस्मिन् शते त्रिंशम्. એ પ્રમાણે विंश शतम् । એવા પ્રયોગો થશે. गोत्रिंशत्, गोविंशति. એવા પ્રયોગો થશે નહિ.

(૨) विंशत्यादिभ्यस्तमडन्यतरस्याम् । (પા.સૂ ૫-૨-૫૬ ) પ્રમાણે विंशति, त्रिंशत् વગેરે શબ્દોને અને તે જેમને અંતે છે તે શબ્દો પછી પૂરણ એવા અર્થમાં આવનારા डट् પ્રત્યયને तमट् એવો આગમ વિકલ્પે થાય છે; જેમકે त्रिंशत पूरण विंशतितम विंश, एकविंशतितम एकविंश ।

(૩) પા સૂ. ૫-૪-૧૭ संख्यायाः क्रियाभ्यावृत्तिगणने कृत्वसुच् । પ્રમાણે વારંવાર કરવામાં આવતી ક્રિયાને દર્શાવતા સંખ્યાશબ્દને कृत्वसुच् પ્રત્યય લાગે છે, पञ्चकृत्व । एकविंशतिकृत्व ।

संख्येयान्तरतन्त्रासु या संख्यासु प्रवर्तते ।

आवृत्तिवर्गसंख्येया ता संख्या तादृशीं विदुः ॥२२॥

(દસ વગેરે) બીજાં સંખ્યેયોને દર્શાવતી સંખ્યા સાથે ગૌણભાવે (સમાસમાં) પ્રવૃત્ત થતી (द्वि વગેરે) સંખ્યાના સંખ્યેય તરીકે તે બીજી (દસ વગેરે) સંખ્યા પુનરાવૃત્ત બને છે (એમ વૈયાકરણો) સમજે છે. (૨૨)

જે एकविंशति ।, द्विदशा અને બીજા સંખ્યાશબ્દો અખંડ હોય અને બીજા સંખ્યા શબ્દો એક અને વીસ અને બે અને દસના સમુદાય ન હોય તો द्विदशाः त्रिदशाः । એવા બહુવ્રીહિ સમાસો પા સૂ. संख्ययाव्ययासन्नादूराधिकसंख्याः संख्येये । ( ૨ ૨ ૨૫ ) મુજબની ગણના પદાર્થો માટેના સંખ્યાવાચક શબ્દ સાથે અવ્યય, આસન્ન, અધિક, અદૂર એવા શબ્દોનો અને સંખ્યાવાચક શબ્દોનો બહુવ્રીહિ સમાસ થાય છે ) પ્રમાણે સમાસ

શા માટે બને છે? द्विदशाः એવા સમાસમાં द्वि અને दश એવા બે સંખ્યાવાચક શબ્દો નથી. द्वि શબ્દ दश એવી સંખ્યાના સંખ્યેય दश સાથે ગૌણ ભાવે છે અને તે द्वि શબ્દ ક્રિયાની અભ્યાવૃત્તિ–द्विः दश, 'બે વાર દસ'નો અર્થ દર્શાવે છે.

न संख्यायां न संख्येये द्वौ दशेत्यस्ति संभवः ।
भेदाभावान्न संख्यायां विरोधान्नं तदाश्रये ॥२३॥

સંખ્યારૂપે કે સંખ્યેયરૂપે બે દશ (એવો વિગ્રહ) સંભવી શકે નહિ. (દસ) સંખ્યામાં ભેદનો અભાવ હોવાથી અને દસના આશ્રય સાથે (બેનો) વિરોધ હોવાથી બે એવી સંખ્યા હોઈ શકે નહિ. (૨૩)

संख्यायेते दशद्वर्गौ द्विदशा इति संख्यया ।
तद्रूपे चापि संख्येये आवृत्तिः परिगण्यते ॥२४॥

તેથી દ્વિદશા એવી સંખ્યાથી બે દસકા એવી ગણતરી અથવા જે ગણાય છે એવા દસકાની આવૃત્તિ સમજાય છે. (૨૪)

संख्या नाम न संख्यास्ति संज्ञैवेति यथोच्यते ।
रूपं न रूपमप्येवं संज्ञा सा हि सितादिषु ॥२५॥

જેમ સંખ્યા શબ્દ કોઈ સંખ્યા દર્શાવતો નથી. પરંતુ માત્ર (સામાન્ય) નામ છે, તેમ રૂપ શબ્દ કોઈ રૂપ દર્શાવતો નથી, પરંતુ સફેદ વગેરે માટેનું તે નામ છે.(૨૫)

सख्यानजातियोगात् तु संख्या संख्येति कथ्यते ।
रूपत्वजातियोगाच्च रूपं रूपमिति स्मृतम् ॥२६॥

સંખ્યાત્વરૂપી જાતિ સાથે સંબંધને કારણે સખ્યાને સંખ્યા કહેવાય છે. છે. રૂપત્વ જાતિ સાથેના સબંધને કારણે રૂપમાં રૂપ છે એમ કહેવાય છે. (૨૬)

संख्याया अवयवे तयप् । (પા. સૂ. ૫–૨–૪૨, સંખ્યાવાચક શબ્દને 'તેટલા અવયવ છે જેના' એવા અર્થમાં तयप् પ્રત્યય લાગે છે.) ઉપરના ભાષ્યમાંના વિચારો આ કારિકા- દર્શાવવામાં આવ્યા છે. અવયવમાં રહેલી સંખ્યાને પ્રત્યય લાગે છે, પરંતુ અવયવી એવી સંખ્યામાં કોઈ અવયવરૂપ શબ્દ હોતો નથી. સંખ્યા અનેક અવયવોવાળી કહેવાય છે તે બરાબર નથી, કારણ કે આવી કોઈ સંખ્યા નથી. સખ્યા શબ્દ સંજ્ઞા શબ્દ છે.

निमित्तमेक इत्यत्र विभक्त्या नाभिधीयते ।
तद्गतस्तु यदेकत्वं विभक्तिस्तत्र वर्तते ॥२७॥

एकः માં (તેના વપરાશનું) નિમિત્ત (એવું પ્રાતિપદિકરૂપ એકત્વ) વિભક્તિ વડે વાચ્ય બનતું નથી, પરંતુ પ્રવૃત્તિનિમિત્તરૂપ એકત્વવાળું જે એકત્વ ત્યાં વિભક્તિ વપરાય છે. (૨૭)

સંખ્યા અંગે એક બીજા મુદ્દાની વિચારણા કરવામાં આવે છે. बहुषु बहुवचनम् । (પા. સૂ. ૧. ૪. ૨૧, બેથી વધારે વસ્તુઓ માટે બહુવચન વપરાય છે) સૂત્રમાં સંખ્યા વિભક્તિ વડે વાચ્ય બને છે. આ સંખ્યા एक, द्वि, त्रि વગેરે પ્રાતિપદિકો વડે વાચ્ય બને છે ત્યારે પ્રાતિપદિકના અર્થમાં પ્રથમા એવા નિયમ પ્રમાણે एक શબ્દ વડે વચન અર્થાત્ સંખ્યાનું પણ અભિધાન થાય છે. તો પછી एकः, द्वौ बहूनि પરય। એવા ઉદાહરણમાં દ્વિતીયા વિભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય તેના જવાબમાં કહી શકાય કે एकः એવા સંખ્યા-શબ્દમાં બે એકત્વ છે, એક પ્રાતિપદિક રૂપે અને બીજું વિભક્તિવાચ્ય એકત્વ રૂપે. સરખાવો હેલારાજ: प्रथमाया विद्यमानायामेकादिशब्दस्य प्रवृत्तिनिमित्तमेकत्वादि न तयाभिधीयते प्रातिपदिकेनैव तस्याभिधानात् ।

एकस्य प्रचयो दृष्टः समूहश्च द्वयोस्तथा ।
निमित्तव्यतिरेकेण संख्यान्या भेदिका ततः ॥२८॥

એકનો (બીજી સાથે) સમુચ્ચય અને બેનો સમૂહ જેવા મળે છે, તેથી પ્રાતિ-પદિકાર્થ સિવાયની અને તેનાથી ભિન્ન એવી (પ્રત્યયવાચ્ય) બીજી સંખ્યા પ્રાપ્ત થાય છે. (૨૮)

કારિકા ૨૭માં एकः એવા સંખ્યાશબ્દમાં પ્રકૃતિવાચ્ય અને પ્રત્યયવાચ્ય એવી બે સંખ્યાઓ છે, એમ જે કહ્યું તે આ પ્રમાણે સમજવાનું છે

એક વસ્તુ સાથે બીજીનો સહભાવ સમજવામાં આવે તો પ્રચય અથવા સમુચ્ચયનો ખ્યાલ આવે છે. આવો પ્રચય અપેક્ષા બુદ્ધિને લીધે સમજાય છે. તેથી પ્રતિપાદિકથી પ્રાપ્ત થતી સંખ્યા ઉપરાંત બીજી તેનાથી જુદી સમજાતી પ્રત્યયવાચ્ય સંખ્યા છે, એમ સમજવું આ બંનેનો સમુચ્ચય પ્રાપ્ત થાય છે. એક બે વગેરેમાં પ્રત્યયવાચ્ય અને પ્રકૃતિવાચ્ય સંખ્યાનો સમૂહ સમજવાનો છે.

तदेकमपि चैकत्वं विभक्तिश्रवणादृते ।
नोच्यते तेन शब्देन विभक्त्या तु सहोच्यते ॥२९॥

તે એકત્વ એક હોવા છતાં, વિભક્તિના શ્રવણ વિના તે (પ્રાતિપદિક) શબ્દ વડે વાચ્ય બનતું નથી, પરંતુ વિભક્તિ (પ્રત્યય) સાથે તે વાચ્ય બને છે. (૨૯)

પ્રત્યય સાથેની પ્રકૃતિ વડે અર્થનું અભિધાન સ્વાભાવિકપણે થાય છે. સમાસમાં વિભક્તિપ્રત્યયનો લોપ થાય છે. આ લોપ, જેનો લોપ થાય છે તે પ્રત્યયાર્થનું અભિધાન કરે છે જ. સમાસમાં જ્યારે બે શબ્દો જોડાય ત્યારે તેમનામાં અર્થના અભિધાન માટેની વિશિષ્ટ શક્તિ ઉત્પન્ન થાય છે.

अन्वयव्यतिरेकौ च यदि स्याद् वचनान्तरम् ।
स्यातामसति तस्मिंश्च प्रकृत्यर्थो न कल्प्यते ॥३०॥

ત્રીજી સંખ્યાનો વાચક પ્રત્યય પછી આવતો હોય તો (પ્રકૃતિ અને પ્રત્યયના) અન્વય અને વ્યતિરેક, (અર્થના નિર્ણાયક) બને છે. તે ન હોય તો પ્રકૃતિના અર્થ અંગે કલ્પના થઈ શકતી નથી. (૩૦)

संख्याव्यवधानमनापादितसंख्या स कथ्येत । ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે જણાવ્યું છે કે

संख्या नाम इयं परप्रधाना । संख्येयमनया विशेष्यम् । यदि चात्र प्रथमा न स्यात् संख्येयमविशेषितं स्यात् । આ કથનને અહીં વધારે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

वृक्षः, वृक्षौ, वृक्षाः માં वृक्ष પ્રકૃત્યર્થ છે અને પ્રત્યયનો અર્થ એકત્વ છે, બંને અર્થો જુદા છે. તેથી અન્વય અને વ્યતિરેક વડે બંનેનો અર્થ સમજાતી શકાય. પરંતુ एकः, द्वौ, बहवः માં एक ઉપરથી એકવચન, द्वि ઉપરથી દ્વિવચન અને बहु ઉપરથી બહુવચન પ્રાપ્ત થાય છે. બીજું કોઈ વચન પ્રાપ્ત થયું નથી. અહીં વ્યતિરેક ન હોવાથી અન્વય અંગે પણ નિશ્ચય થતો નથી, તેથી પ્રકૃત્યર્થને સ્પષ્ટપણે સમજી શકાતો નથી: તેથી एकः માં પ્રકૃતિ અને પ્રત્યયના અર્થોના સમુદાય વડે જ એકત્વસંખ્યારૂપ અર્થ સંખ્યેય, સમજાય છે. एकराजः સમાસમાં एक શબ્દ પ્રકૃતિ અને ઉપસર્જન છે. राजा પ્રધાન પદ છે. एकः એવો સંખ્યાશબ્દ વિશેષણ તરીકે ગૌણ રૂપે આવતો હોવાથી राजा શબ્દના અર્થથી જુદો અર્થ સમજાવે છે. (वृत्तौ तु एकस्या एव प्रकृतेरेक राजादावुपसर्जनार्थोऽवगम्यते प्रधानार्थसंभेदमापन्न इति विभक्तिश्चरितार्थत्वान्निवर्तते ।—હેલારાજ)

કારિકા ૨૯માં દર્શાવ્યા પ્રમાણે પ્રત્યયાર્થ પ્રકૃત્યર્થને અનુસરે છે. આ કારિકાના વ્યાખ્યાન પ્રમાણે પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થના સમુદાયથી સંખ્યારૂપ વાચ્ય બને છે. (इह तु साधारणार्थमभिमतं प्रकृतिप्रत्ययसमुदायवाच्येनार्थेन संख्येयविशेषणस्योक्तत्वादिति परिहारयो र्भाष्यकारोक्तयोर्विशेषः ।

एकत्वमेक इत्यत्र शुद्धद्रव्यविशेषणम् ।
सगुणस्तु प्रकृत्यर्थो विभक्त्यर्थेन भिद्यते ॥३१॥

एकःમાંનું એકત્વ શુદ્ધ દ્રવ્યનું વિશેષણ છે. પ્રકૃતિનો ગુણવિશિષ્ટ (દ્રવ્યરૂપ) અર્થ વિભક્તિના અર્થથી જુદો સમજવામાં આવે છે. (૩૧)

એકત્વરૂપી વિશેષણ પ્રાપ્ત થયા પહેલાં एकः શબ્દ કેવળ માનસિક બુદ્ધિથી શુદ્ધ પદાર્થરૂપે સમજાય છે. विंशति,માં જેમ કેવળ સંખ્યાનો બોધ થાય છે તેમ एकःમાં કેવળ સંખ્યાને બદલે સંખ્યા રૂપી ગુણવિશિષ્ટ દ્રવ્યનો બોધ થાય છે. આવો સગુણ પ્રકૃત્યર્થ પ્રત્યયાર્થથી જુદો સમજાય છે.

द्व्येकयोरिति निर्देशात् संख्यामात्रेऽपि संभवः ।
एकादीनां प्रसिद्धया तु संख्येयार्थत्वमुच्यते ॥३२॥

(પા.સૂ. ૧.૪ ૨૨માંના) द्व्येकयोः નિર્દેશને કારણે, एक શબ્દ માત્ર સંખ્યાનો અર્થ પણ દર્શાવી શકે. एक વગેરે (સંખ્યાશબ્દો)ની વ્યવહારમાં પ્રસિદ્ધિને કારણે તે સંખ્યેયનો અર્થ દર્શાવે છે એમ કહેવામાં આવે છે. (૩૨)

સંખ્યેય હંમેશા પ્રાતિપદિક અને પ્રત્યય એમ બે અર્થ દર્શાવતી સંખ્યાનું વાચ્ય બને છે. એકલું સંખ્યાપ્રાતિપદિક સંખ્યાનો અર્થબોધ કરાવવા સમર્થ નથી. તો પછી एक એવો એકલો શબ્દ સંખ્યારૂપ અર્થનો બોધ કેવી રીતે કરાવશે? પાણિનિએ સૂત્ર ૧-૪-૨૨ द्व्येकयोर्द्विवचनैकवचने । માં द्वि અને एक નો ઉલ્લેખ કર્યો હોવાથી આ વાત શક્ય બનશે. ઉપરાંત સામાન્ય લોકવ્યવહારમાં એકથી દસ સુધીની સંખ્યા તેમનાં સંખ્યેય પણ દર્શાવે છે, કારણ કે સંખ્યા શબ્દો એકલા નહિ પરંતુ પ્રત્યયો સાથે વાપરવામાં આવે છે. संख्यानमात्रे लौकिके प्रयोगे नैषा वृत्तिः । तत्र हि पदं प्रयुज्यते । विभक्त्यन्तं च पदम् । विभक्तिश्च संख्यां प्रातिपदिकार्थसमवेतामाहेति नियतं तत्र संख्यावधारणम् ।
—હેલારાજ

। इति संख्यासमुद्देशः ।
આ પ્રમાણે સંખ્યાસમુદ્દેશ પૂરો થયો.

१२

## उपग्रहसमुद्देशः

૧૨

## ઉપગ્રહસમુદ્દેશ

य आत्मनेपदाद्भेदः क्वचिदर्थस्य गम्यते ।
अन्यतश्चापि लादेशान्मन्यन्ते तमुपग्रहम् ॥१॥

કોઈકવાર (કશા) લકારના આદેશોરૂપ આત્મનેપદ દ્વારા અથવા ( કોઈકવાર ) બીજા (પરસ્મૈપદ) દ્વારા પ્રાપ્ત થતા (ક્રિયાના) અર્થની ભિન્નતાને દર્શાવનારને ઉપગ્રહ માનવામાં આવે છે. (૧)

ઉપગ્રહ શબ્દ વૈયાકરણ પરંપરામાં પારિભાષિક શબ્દ છે. નિરુક્ત અને પ્રાતિશાખ્યોમાં આ શબ્દ પ્રાપ્ત થતો નથી. પ્રાચીન વૈયાકરણોમાં પાણિનિ આ શબ્દનો પ્રયોગ કરતા નથી. તેમ છતાં અષ્ટાધ્યાયી ઉપરની કાશિકાવૃત્તિમાં મળતા એક સૂત્રપાઠાન્તરમાં ઉપગ્રહ શબ્દ પ્રયોજાયો છે पूर्णादीन्यप्राणिषष्ठ्या । (પા.સૂ. ૬ ૨.૧૩૪)ને બદલે કાશિકાકાર चूर्णादीन्यप्राण्युपग्रहात् । એવું પાઠાન્તર નોંધે છે. આવા પાઠાન્તરનો ઉલ્લેખ પછીના સમયમાં મળતો નથી. કાશિકાકારના વ્યાખ્યાન પ્રમાણે ઉપગ્રહ એટલે ષષ્ઠ્યન્ત પદ અને ઉપગ્રહ શબ્દ પૂર્વાચાર્યોની પારિભાષિક સંજ્ઞા છે (तत्रोपग्रह इति षष्ठ्यन्तमेव पूर्वाचार्यानुरोधेन गृह्यते ।). જિનેન્દ્રબુદ્ધિ પણ આ જ વાત રજૂ કરે છે (पूर्वाचार्या हि षष्ठ्यन्तमुपग्रह इत्येवमुपचरन्ति ।).

પાણિનિસૂત્રના આ પાઠાન્તરનો ઉલ્લેખ અને તેના ઉપરના વ્યાખ્યાનોથી સ્પષ્ટ થાય છે કે પ્રાચીન વૈયાકરણ પરંપરામાં ઉપગ્રહ શબ્દ જાણીતો હતો. ઉપગ્રહ શબ્દને ષષ્ઠ્યન્ત પદ સમજવાની પરંપરા કાલક્રમે લુપ્ત થઈ અને ઉપગ્રહ એટલે આખ્યાતગમ્ય અર્થોમાંનો એક અર્થ એવો ઉપગ્રહ શબ્દનો અર્થ જાણીતો થયો

૧ પા.સૂ. ૩ ૧ ૪૦ (कृञ्चानुप्रयुज्यते लिटि । लिट् પ્રત્યય લાગેલા कृ, भू અને अस् પૈકી કોઈપણ ધાતુનો પ્રયોગ आम् પ્રત્યયાન્ત પછી કરવો) ઉપરના વાર્તિક लिटि परार्थं वा । (સૂત્રમાં लिट् શબ્દ મૂકવાનું કારણ એ છે કે लट् પ્રત્યય અને નિષ્ઠા પ્રત્યયવાળાં ક્રિયારૂપોનો આમન્ત પ્રકૃતિ પછી પ્રયોગ ન કરવો)ની ચર્ચા કરતાં પતંજલિ જણાવે છે કે નિષ્ઠા પ્રત્યયવાળા રૂપોનો અનુપ્રયોગ થશે નહિ, કારણ કે, પુરુષ અને ઉપગ્રહ (पुरुषोपग्रहौ) અંગેની વિશિષ્ટતાઓ એવા પ્રયોગો વડે દર્શાવી શકાશે નહિ

૨. सार्वधातुके यक् । (૩.૧.૬૭ ભાવે પ્રયોગ અને કર્મણિ પ્રયોગમાં સાર્વધાતુક પ્રત્યય લાગતા પહેલાં વિકરણ પ્રત્યય યક્ લગાડવો) ઉપરના ભાષ્યમાં પતંજલિ જણાવે છે કે તિઙ્ પ્રત્યયથી અભિહિત થતી ક્રિયા વડે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ અને પ્રથમ, મધ્યમ વગેરે પુરુષ તથા ઉપગ્રહ વ્યક્ત થાય છે (तिङभिहितेन भावेन कालपुरुषोपग्रहाः व्यज्यन्ते ।)

૩. व्यत्ययो बहुलम् । (૩.૧.૮૫) સૂત્ર જણાવે છે કે વૈદિક શબ્દપ્રયોગોમાં વિભક્તિના, વચનના, લિંગના, કાલના, પુરુષના, ઉપગ્રહના, એમ અનેક ફેરફારો થાય છે. અહીં ઉપગ્રહ માટે પતંજલિએ આત્મનેપદ અને પરસ્મૈપદ શબ્દો વાપર્યા છે. ઉપગ્રહ શબ્દને સમજાવતાં કૈયટ જણાવે છે કે ઉપગ્રહ શબ્દથી આત્મનેપદ અને પરસ્મૈપદના પ્રત્યયો) સમજાય છે.

૪ પા.સૂ. तौ सत् । (૩.૨.૧૨૭, શતૃ અને શાનચ્ પ્રત્યયોની સત્ એવી સંજ્ઞા થાય છે) ઉપરના વાર્તિક उपग्रहप्रतिषेधश्च । ને સમજાવતાં પતંજલિ જણાવે છે કે શતૃ અને શાનચ્ પ્રત્યયોની ઉપગ્રહ સંજ્ઞા (પરસ્મૈપદ અને આત્મનેપદ) થતી નથી એવો નિષેધ કરવો પડશે, નહિ તો, क्वेह निघ्नानाः । પ્રયોગમાં तङानावात्मनेपदम् । સૂત્ર (પા. ૧.૪.૧૦૦)થી આત્મનેપદ સંજ્ઞા થશે.

આ બધા ઉલ્લેખો ઉપરથી સમજાય છે કે પાણિનીય પરંપરામાં ઉપગ્રહને મુખ્ય ક્રિયાવિશેષ અથવા મુખ્ય આખ્યાતાર્થ સમજવામાં આવ્યો છે. આ વાતની પુષ્ટિ જિનેન્દ્રબુદ્ધિ પણ કરે છે : लादेशव्यङ्ग्यः क्रियाविशेषो मुख्य उपग्रहः । इह तु तद्व्यक्तिनिमित्तत्वात् परस्मैपदात्मनेपदयोरुपग्रहशब्दो वर्तते । (व्यत्ययो बहुलम् । ૩.૧.૮૫ ઉપરની કાશિકા ઉપર ન્યાસ).

ઉપગ્રહના અર્થ અંગે ષષ્ઠ્યન્ત પદ અને આખ્યાતાર્થ એવી પરંપરાઓમાંથી ષષ્ઠ્યન્તની પરંપરા લુપ્ત થઈને આખ્યાતાર્થની પરંપરા કેવી રીતે વિકસી તે અંગે કલ્પના કરતાં અભ્યંકર અને શુક્લ (ડીક્શનરી ઑવ્ સંસ્કૃત ગ્રામર પૃ. ૮૩) જણાવે છે કે ષષ્ઠ્યન્તનો પ્રાપ્તિ એવો અર્થ ફલની પ્રાપ્તિ થયો. ત્યાર પછી કર્તાને અથવા અન્યને થનારી પ્રાપ્તિ અર્થાત્ ક્રિયાફળની પ્રાપ્તિ એવો અર્થ રૂઢ બન્યો. કર્તા અથવા અન્યને પ્રાપ્ત થનારા ક્રિયાફળને દર્શાવવા માટે આત્મનેપદ અથવા પરસ્મૈપદના પ્રત્યયો ઈષ્ટ છે તેથી ઉપગ્રહનો અર્થ 'આત્મનેપદ અને પરસ્મૈપદના પ્રત્યયો' રૂઢ થયો. આમ ઉપગ્રહ એટલે વિશેષ પ્રકારનો આખ્યાતાર્થ એવું અર્થઘટન અસ્તિત્વમાં આવ્યું.

क्वचित्साधनमेवासौ क्वचित्तस्य विशेषणम् ।
साधनं तत्र कर्मादि व्यक्तवाचो विशेषणम् ॥२॥

કોઈવાર તે સાધન રૂપે હોય છે. કોઈવાર તે (સાધન)ના વિશેષણ રૂપે હોય છે. સાધન કર્મ, (કર્તા) વગેરે રૂપે છે અને 'સ્પષ્ટવાણીવાળા' (એવું પદ કર્તા રૂપી સાધનના) વિશેષણ રૂપે છે. (૨)

वन्द्यते । गम्यते । વગેરે ક્રિયારૂપોમાં આત્મનેપદના પ્રત્યયથી વ્યક્ત થનારા કર્મકારક સાધન રૂપે છે. कर्मादिमांના आदि શબ્દથી કર્તાનો અને ક્રિયાનો બોધ થાય છે, કર્તાનો બોધ આત્મનેપદ અને પરસ્મૈપદના પ્રત્યયો દ્વારા થાય છે, જેમકે एधते, याति, आस्ते, पाच्यते વગેરે

ક્રિયારૂપોમાં આત્મનેપદ દ્વારા ભાવની અર્થાત્ ક્રિયાની અભિવ્યક્તિ થાય છે. આ ક્રિયારૂપોમાં પ્રત્યયો બાહ્ય ક્રિયાનો બોધ કરાવે છે. ધાત્વર્થરૂપ આંતર ક્રિયા બીજા કોઈ સાધન સાથે સંબંધમાં ન હોવાથી તે વ્યક્ત થતી નથી.

संप्रवदन्ते ब्राह्मणाः । (બ્રાહ્મણો એક સાથે ઉચ્ચારે છે) પ્રયોગમાં પ્ર+વદ્ ને આત્મનેપદનો પ્રત્યય લાગ્યો છે, કારણ કે, એક સાથે ઉચ્ચારણ, સ્પષ્ટવાણીવાળા બ્રાહ્મણોનું છે, અસ્પષ્ટ અવાજોવાળા હાથીઓ કે કોયલોનું નથી તેથી संप्रवद् ક્રિયાના કર્તા 'બ્રાહ્મણો'નું વિશેષણ 'સ્પષ્ટ વાણીવાળા' પદ છે. તે પદ સાધનના વિશેષણ રૂપે છે. આ વિશેષણ પદને ઉપગ્રહ સમજી શકાય.

क्रिया विषयभेदेन जीविकादिषु भिद्यते ।
लादेशैः स क्रियाभेदो वाक्येष्वपि नियम्यते ॥३॥

આજીવિકા વગેરે પ્રયોજનોને કારણે પ્રાપ્ત થતા જુદા જુદા વિષયોને લીધે ક્રિયા, આત્મનેપદના અને પરસ્મૈપદના પ્રત્યયો વડે જુદી જુદી સમજાય છે. આવો ક્રિયાભેદ વાક્યોમાં પણ (ચોક્કસ શબ્દ વડે) વ્યક્ત થાય છે (૩)

આજીવિકા વગેરે પ્રયોજનો પ્રમાણે જુદા જુદા વિષયોમાં વ્યક્ત થતી ક્રિયા જુદી જુદી સમજાય છે આવા ક્રિયાભેદો આત્મનેપદ અને પરસ્મૈપદના પ્રત્યયો વડે વ્યક્ત થાય છે. भृत्याः पचन्ति । (નોકરો રાંધે છે), ऋत्विजः यजन्ति । (બ્રાહ્મણો યજ્ઞ કરે છે)માં આ જીવિકા નિમિત્ત રૂપે હોવાથી અર્થાત્ રસોઈ અને દક્ષિણા નિમિત્ત હોવાથી યજનક્રિયા પરસ્મૈપદના પ્રત્યયોવડે વ્યક્ત થાય છે અહીં રસોઈ અને યજન એવાં ક્રિયાફળ કર્તૃગામી નથી. પરંતુ राजा यजते । અને देवदत्त, पचते । માં યાગ અને પાક પ્રધાનફળ તરીકે પ્રયોજનો રૂપે રહે છે; તેથી તે આત્મનેપદ દ્વારા વ્યક્ત થાય છે.

પ્રયોજનના સંદર્ભમાં જુદા જુદા વિષયોવાળી જુદી જુદી ક્રિયાઓ વાક્ય દ્વારા દર્શાવાય છે, જેમકે स्व यज्ञ यजति । स्वं यज्ञं यजते । અહીં स्वं એવો ચોક્કસ શબ્દ ક્રિયાવિશેષ અર્થ દર્શાવે છે. અહી પા. સૂ ૧.૩.૭૭, विभाषोपपदेन प्रतीयमाने । પ્રમાણે બંને–આત્મનેપદ અને પરસ્મૈપદ–નો વિકલ્પ સમજાય છે.

धात्वर्थस्तद्विशेषश्चाप्युक्तः क्वचिदुपग्रहः ।
धात्वर्थो गन्धनादिः स्याद् व्यतिहारो विशेषणम् ॥४॥

(વિષયભેદ વિના પણ) ધાતુ દ્વારા વ્યક્ત થયેલાં, (ચોક્કસ) ક્રિયા અને તે (ક્રિયા)ની વિશિષ્ટતાને કોઈકવાર ઉપગ્રહ તરીકે જણાવાયાં છે સૂચન વગેરે ધાત્વર્થરૂપ (ક્રિયાઓ) છે અને (ક્રિયા)વિનિમય વિશેષણ છે (૪)

પા. સૂ. ૧ ૩.૩૨માં નિર્દેશેલી ક્રિયાઓ ધાતુવડે દર્શાવાતી વિશિષ્ટ ક્રિયાઓ છે. તે ક્રિયાઓ આત્મનેપદના પ્રતાયો વડે વ્યક્ત થાય છે તેથી તેમને ઉપગ્રહ કહે છે

વ્યતિહાર એટલે ફેરફાર અર્થાત્ કર્તાનો ફેરફાર. व्यतिलुनीते ब्राह्मणः । (બ્રાહ્મણ શૂદ્રે કાપવાનાં ઘાસ વગેરે કાપે છે.), व्यतिपठन्ति । (બીજાએ વાંચવાનું તેઓ વાંચે છે,)માં પરસ્મૈપદ દ્વારા પણ ઉપગ્રહનો બોધ થાય છે. કર્મવ્યતિહાર ક્રિયાનો જ એક ભાગ છે. કર્મવ્યતિહારમાં કાર્યવિનિમયનો પણ સમાવેશ થાય છે, જેમકે, सम्प्रवदन्ते ब्राह्मणाः । પરંતુ (વરસતુ) संप्रवदन्ति कुक्कुटाः ।માં કુકડાઓના પરસ્પર અવાજો સ્પષ્ટ વાણી ન હોવાથી પરસ્મૈપદનો પ્રયોગ થયો છે. संप्रहरन्ति राजानः । (રાજાઓ એક બીજા ઉપર પ્રહાર કરે છે)માં ક્રિયાવિનિમય સમજાય છે.

क्रियाप्रवृत्तावाख्याता कैश्चित्स्वार्थपरार्थता ।
असती वा सती वापि विवक्षितनिबन्धना ॥५॥

કેટલાક આચાર્યોએ ક્રિયાની પ્રવૃત્તિમાં, પોતાને માટે અને બીજાને માટે એવો ભેદ કલ્પ્યો છે. તે વાસ્તવિક છે કે અવાસ્તવિક છે, તેનો આધાર વિવક્ષા ઉપર છે (૫)

પ્રાણીમાત્રની પ્રવૃત્તિ પોતાને અર્થે અથવા બીજાને અર્થે હોય છે જ્યારે ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થવાનું હોય ત્યારે આત્મનેપદનો પ્રયોગ થાય છે, જેમકે यजते ।. ક્રિયાનું ફળ જ્યારે અન્યને પ્રાપ્ત થવાનું હોય ત્યારે પરસ્મૈપદ વપરાય છે, જેમકે ऋत्विजः यजन्ति । બ્રાહ્મણો યજ્ઞ કરે છે.

केषाञ्चित् कर्त्रभिप्राये णिचा सह विकल्पते ।
आत्मनेपदमन्येषां तदर्थो प्रकृतिर्यथा ॥६॥

કેટલાકના મતમાં ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થવાનું હોય ત્યારે આત્મનેપદ (નો પ્રયોગ) પ્રેરક(પ્રયોગ)નો વિકલ્પ બને છે બીજાઓના મતમાં, પ્રેરક પ્રયોગ માટેનો ધાતુ પ્રેરક પ્રયોગનો વિકલ્પ બનતો નથી (તેમ આત્મનેપદ પ્રેરકનો વિકલ્પ નથી) (૬)

કર્તાને ક્રિયાનું ફળ પ્રાપ્ત થવાનું હોય ત્યારે ક્રિયારૂપ માટે આત્મનેપદનો પ્રયોગ થાય છે. કેટલાકના મતમાં આત્મનેપદ દ્વારા પ્રાપ્ત થતી ક્રિયાનો અર્થ અને પ્રેરક પ્રયોગ દ્વારા પ્રાપ્ત થતી ક્રિયાનો અર્થ સરખા છે પરંતુ આ વાત બરાબર નથી એમ બીજી પંક્તિમાં જણાવવામાં આવ્યું છે.

यजते । (તે યજ્ઞ કરે છે) એટલે યજ્ઞ માટેની બધી તૈયારીઓ કરે છે. આ તૈયારીઓ અર્થાત્ સંવિધાનનો અર્થ આત્મનેપદમાંથી પ્રાપ્ત થાય છે. સંવિધાનમાં વેદી બનાવવી, સમિધ મેળવવાં વગેરેનો સમાવેશ થાય છે याजयति એવા णिच् પ્રયોગમાંથી અર્થાત્ પ્રેરક રૂપમાંથી બીજાને યજ્ઞ કરાવવાનો સ્પષ્ટ અર્થ મળે છે આમ આત્મનેપદના પ્રત્યયોનો અર્થ અર્થાત્ ઉપગ્રહ અને णिजर्थ એક નથી બન્નેને એક બીજાના અર્થમાં વાપરી શકાય નહિ.

આત્મનેપદ સંવિધાન વ્યક્ત કરે છે, ણિચ્ પ્રત્યય પ્રૈષ અર્થાત્ આજ્ઞા વ્યક્ત કરે છે अजां नयति ग्रामम् । ('બકરીને ગામ લઈ જાય છે')માં માલિકની આજ્ઞાથી નોકર બકરીને લઈ જાય છે એવા અર્થનો બોધ થાય છે. अजां नयते ग्रामम् । માં બકરીને (માલિક) ગામ લઈ જાય છે એવા અર્થનો બોધ થાય છે

क्रीणीष्व वपते धत्तो चिनोति चिनुतेऽपि च ।
आप्तप्रयोगा दृश्यन्ते येषु ण्यर्थोऽभिधीयते ॥७॥

આપ્તોવડે કરવામાં આવતા क्रीणीष्व, वपते, धत्तो, चिनोति, चिनुते (વગેરે) શબ્દપ્રયોગો પ્રાપ્ત થાય છે; તેમાં પ્રેરકનો અર્થ જણાવવામાં આવે છે. (૭)

પ્રેરક પ્રયોગ અને આત્મનેપદનો પ્રયોગ એકબીજાને વિકલ્પે વાપરી શકાય એવી ભ્રાન્તિ કેમ ઊભી થાય છે તે દર્શાવતી આ કારિકા છે.

દાસીભાવને પામેલી વિનતાને નાગમાતા કદ્રુએ, 'તારી જાતને ખરીદી લે (क्रीणीष्व)" એમ કહ્યું ત્યારે વિનતાએ તેના પુત્રોને કહ્યું, 'મને ખરીદી લો' (અને દાસીભાવમાંથી છોડાવો) અહીં વિનતાને તેની જાતને ખરીદી લેવાની આજ્ઞા અર્થાત્ પ્રૈષ જણાવવામાં આવી છે અને આત્મનેપદનો પ્રયોગ થયો છે પોતાના પુત્રો દ્વારા વિનતા પોતાની જાતને ખરીદી લેવાનું જણાવે છે એવો ક્રાપય પ્રયોગ પણ થશે. તેથી આત્મનેપદ અને ણિચ્નો પ્રયોગ એકબીજાને વિકલ્પે વાપરી શકાય એવો ભ્રમ સંદર્ભને કારણે ઉત્પન્ન થાય છે

વપતે (મુંડન કરે છે) પ્રયોગમાં પણ હજામને મૂંડન માટે આજ્ઞા કરે છે એવો સંદર્ભપ્રાપ્ત અર્થ હોવાથી ણિજર્થ અને આત્મનેપદ વચ્ચે વિકલ્પ વપરાશનો ભ્રમ ઉત્પન્ન થાય છે. અહીં કર્તાને વપન ક્રિયારૂપ ફળ અર્થાત્ મુંડન પ્રાપ્ત થયું હોવાથી આત્મનેપદ નો પ્રયોગ થયો છે.

संविधानं पचादीनां क्वचिदर्थः प्रतीयते ।
तन्निमित्ता यथान्यापि क्रियाधिश्रयणादिका ॥८॥

જેમ પચ્ (રાંધવું) ધાતુ ઉપરથી રાંધવાના નિમિત્ત રૂપી તપેલીને અગ્નિ ઉપર મૂકવી વગેરે બીજાં કાર્યો પણ કોઈવાર સમજવામા આવે છે તેમ તે (પચ્ ધાતુ)ના ઉપરથી (રસોઈની) તૈયારીઓનો અર્થ પણ સમજાય છે. (૮)

પચ્ ધાતુનો મુખ્ય અર્થ છે 'રાંધવું' અર્થાત્ ચોખાને પોચા બનાવવા (तण्डुलानां विक्लित्ति ।) તો પછી સંવિધાન અર્થાત્ તૈયારીઓ કરવી એવો અર્થ જણાવતા આત્મનેપદનો પ્રયોગ કેવી રીતે થઈ શકે ? આના જવાબમાં મહાભાષ્યકાર જણાવે છે કે રસોઈ કરવા માટે આજ્ઞા કરવી (પ્રૈષણ) અથવા વિનંતી કરવી (અધ્યેષણ) એવો અર્થ પણ પચતે માંથી નીકળશે. પ્રેષણ અને અધ્યેષણ સંવિધાનનાં નિમિત્તો છે. પચતે માંથી ચોખા પોચા બનાવવા એવા મુખ્ય અર્થની સાથે સાથે બીજાં તૈયારી રૂપી કાર્યો જેવાં કે અગ્નિ સળગાવવો, તપેલી ચૂલે મૂકવી વગેરેનો અર્થ પણ સમજાશે.

कर्त्रभिप्रायता सूत्रे क्रियाभेदोपलक्षणम् ।
तथाभूता क्रिया या हि तत्कर्ता फलभाग्यतः ॥९॥

(પાણિનિ) સૂત્ર स्वरितञितः कर्त्रभिप्राये क्रियाफले (૧.૩.૭૨)માં કર્તૃગામી ક્રિયાફળનો ઉલ્લેખ સંવિધાન રૂપ વિશિષ્ટ ક્રિયાનો નિર્દેશ કરે છે, કારણ કે તેવા પ્રકારની (કર્તૃગામી ક્રિયાફળવાળી) જે ક્રિયા છે તેના કર્તાને ફળની પ્રાપ્તિ થાય છે. (૯)

પા. સૂ. ૧-૩-૭૨ स्वरितञितः कर्त्रभिप्राये क्रियाफले । જણાવે છે કે સ્વરિત સ્વરવાળા અને ञ् જેમાં ઇત્ છે એવા ધાતુઓ માટે, ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થતું હોય તો, આત્મનેપદ વપરાય છે. આ સૂત્ર વડે સંવિધાનવિશિષ્ટ ક્રિયાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. આવી ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થાય છે. યજ્ઞ કરનારો યાજક યજ્ઞ વગેરે માટે યોગ્ય તૈયારીઓ કર્યા વિના યાગનું ફળ સ્વર્ગપ્રાપ્તિ વગેરેને મેળવી શકતો નથી. તેથી ક્રિયાના કર્તાના સંદર્ભમાં આત્મનેપદનો પ્રયોગ यजते યોગ્ય બને છે.

यथोपलक्ष्यते कालस्तारकादर्शनादिभिः ।
तथा फलविशेषेण क्रियाभेदो निदर्श्यते ॥१०॥

તારાઓનાં દર્શન વગેરેથી જેમ (ચોક્કસ) સમયનો નિર્દેશ થાય છે તેમ (ક્રિયાના) ચોક્કસ પ્રકારના ફળ વડે વિશિષ્ટ ક્રિયાનો નિર્દેશ થાય છે. (૧૦)

नक्षत्रं दृष्ट्वा वाचं विसृजेत् । (તારાઓ જોઈને મૌન તોડવું) પ્રયોગમાં નક્ષત્રદર્શન મૌનત્યાગ માટેના સમયનો નિર્દેશ કરે છે. આકાશમાં જો વાદળો હોય તો વાલુકાયંત્ર વગેરે વડે પણ સમય જાણી શકાય. કર્તા ચોક્કસ ફળ માટે સંવિધાન કરતો હોય તો આત્મનેપદનો પ્રયોગ થાય છે, ભલે પછી કર્તા નિષ્કામ ભાવે કર્મ કરતો હોય. યજ્ઞનું ફળ રાજાને પ્રાપ્ત થવાનું હોવા છતાં राजसचिवः यजते । એવો આત્મનેપદનો પ્રયોગ થશે. રાજસચિવ યજ્ઞની સામગ્રી એકઠી કરે છે, બ્રાહ્મણોને બોલાવે છે, વગેરે કાર્યો કરે છે ટૂંકામાં ક્રિયાફળની પ્રાપ્તિ કર્તાને થતી હોય કે નહિ, પરંતુ સંવિધાનના અર્થમાં આત્મનેપદ પ્રાપ્ત થાય છે.

क्रियाविशेषवचने सामर्थ्यमुपरुध्यते ।
केषाञ्चिदन्ये तु कृताः स्वरितेतो ञितस्तथा ॥११॥

કેટલાક ધાતુઓની (સંવિધાનરૂપ) વિશિષ્ટ ક્રિયાનો અર્થ દર્શાવવા માટેની શક્તિ નષ્ટ થઈ હોય છે. બીજા કેટલાક (ધાતુઓ) સ્વરિત સ્વરથી અને ञकार અનુબન્ધથી દર્શાવાયા છે. (૧૧)

यज વગેરે ધાતુઓ કર્તાને પ્રાપ્ત થનારા ક્રિયાફળ અંગેની તૈયારીનો અર્થ દર્શાવવા માટેનું પોતાનું સામર્થ્ય ગુમાવી બેઠા હોય છે, કારણ કે ચોક્કસ અર્થ દર્શાવવાની શબ્દોની

શક્તિ નિયત હોય છે સંવિધાનનો અર્થ દર્શાવવાનું સામર્થ્ય ધરાવનારા यज्, वद् વગેરે ધાતુઓ સ્વરિત સ્વરથી દર્શાવાયા છે. सुञ् (સોમ તૈયાર કરવો), कृञ् (કરવુ) વગેરે ધાતુઓમાં ञ् વ્યંજન इत् છે ધાતુઓની વિશિષ્ટ અર્થ દર્શાવવાની શક્તિ માટે તે તે ધાતુઓ માટે ધાતુપાઠના રચયિતાઓએ ચોક્કસ ચિહ્નો યોજ્યાં છે

> अनुबन्धश्च सिद्धेऽर्थे स्मृत्यर्थमनुपज्यते ।
> तुल्यार्थेष्वपि धातुषु न सर्वेष्वेकधर्मता ॥१२॥

(ધાતુનો) અર્થ જાણીતો હોય ત્યારે અનુબન્ધ, સ્મરણશક્તિ(ની મદદ) માટે યોજવામાં આવે છે. એક સરખા અર્થોવાળા ધાતુઓમાં પણ બધામાં એકસરખા ધર્મો સમજાતા નથી. (૧૨)

કારિકા ૧૧ માં જણાવવામાં આવ્યું કે સંવિધાનનો અર્થ દર્શાવનારા કેટલાક ધાતુઓ જેવા કે यज्, वद् વગેરેને ધાતુપાઠમાં સ્વરિત સ્વરથી અને ञ् ઈત્‌થી દર્શાવવામાં આવ્યા છે. તો પછી સ્વરિત સ્વર અને ञित् વગેરેના વિધાનના સૂત્ર (૧ ૩ ૭૨)નું ભાષ્યકારે શા માટે ખંડન કર્યું છે, તેનો આ કારિકામાં ઉત્તર આપવામાં આવ્યો છે. લગભગ બધા ધાતુઓ ક્રિયાનો અર્થ દર્શાવે છે, છતાં જુદી જુદી શબ્દશક્તિઓને કારણે ધાતુઓના અર્થમાં ફેરફાર સમજાય છે, જેમ કે या અને नी ધાતુઓનો અર્થ પહોંચાડવું (प्रापण) ધાતુપાઠમા જાણીતો છે પરંતુ या નો પહોંચવુ અને नी નો પહોંચાડવુ અર્થ થાય છે. णीञ् માં ञ् અનુબન્ધ પહોચવાની ક્રિયા માટે સંવિધાનનો વાચક છે સામાન્ય માણસો વ્યવહારગત વપરાશ ઉપરથી શબ્દોના સૂક્ષ્મ અર્થો સમજી શકતા નથી. આવા માણસોની સ્મૃતિને મદદ કરવા માટે અનુબન્ધો વગેરેને યોજવામાં આવે છે હેલારાજ જણાવે છે કે વ્યવહારપ્રયોગને બરાબર સમજનારા માટે અનુબન્ધ વગેરેની જરૂર નથી (तथा च प्रयोगदर्शिना प्रति स्वरितञिद्ग्रहण शक्यमकर्तुमिति प्रत्याख्यातमेतद्भाष्यम् ।

> दृशीक्ष्योः सदृशेऽप्यर्थे नाभेद प्रतिपूर्वयो ।
> ण्यर्थोपादयिनस्तस्मान्न तुल्यार्थौ पचादिभिः ॥१३॥

दृश् (જોવુ) અને ईक्ष (જોવુ) ધાતુઓનો અર્થ સરખો હોવા છતાં प्रति ઉપસર્ગ સાથે તેમના અર્થો સરખા સમજાતા નથી પ્રેરકનો અર્થ દર્શાવનારા ધાતુઓના અને पच् વગેરે (સંવિધાનનો અથ દર્શાવનારા) ધાતુઓના અર્થો એકસરખા નથી. (૧૩)

दृश् સાથે प्रति જોડાતા प्रतिपश्यति નો અથ 'તે જુએ છે' થાય છે પરંતુ प्रतीक्षतेનો અર્થ 'તે રાહ જુએ છે', થાય છે એ જ પ્રમાણે रक्ष् અને पाल् ધાતુઓના અર્થ સરખા હોવા છતા रक्षति અને पतिपालयति ના અર્થો સરખા નથી

उम्भ्यर्थे वर्तमानस्य करोतेर्भिन्नधर्मणः ।

ण्यर्थोपादयिता तस्मान्नियताः शब्दशक्तयः ॥१४॥

उम् (उम्भ् ભરવું)ના અર્થમાં જણાવાતા, જુદા ધર્મવાળા कृ (કરવું) ધાતુની પ્રેરકનો અર્થ દર્શાવવાની શક્તિ સમજાય છે, તેથી શબ્દની (અર્થ) શક્તિઓ નિશ્ચિત હોય છે. (૧૪)

उम् (उम्भ्, ભરવું ૬૧) ના આમન્ત રૂપ उम्भाम्चकार માંનો उम् (उम्भ्) ધાતુ વિશિષ્ટ ક્રિયા દર્શાવે છે. कृ ધાતુ ક્રિયાસામાન્ય દર્શાવે છે. સામાન્ય અને વિશેષને લગભગ સમાન સમજીએ તો उम्भ् સાથેનો कृ ધાતુ સંવિધાન અર્થાત્ ક્રિયાવિશેષ દર્શાવશે. આ સંવિધાનમાં णिज् અર્થાત્ પ્રેરકનો અર્થ સમાયેલો છે, તેથી उम्भ् સાથેના અને જુદા અર્થના અર્થાત્ ક્રિયાસામાન્યના વાચક कृ ધાતુમાં પ્રેરકનો અર્થ દર્શાવવાની શક્તિ છે. એમ સમજવું. આમ શબ્દોની ચોક્કસ અર્થો દર્શાવવાની શક્તિ નિયત હોય છે, છતાં તે અર્થને વાક્ય બનાવવા માટેની અન્યની મદદની અપેક્ષા રહે છે. સંવિધાનનો અર્થ દર્શાવનારા कृ ધાતુને ધાતુપાઠમાં कृञ् અર્થાત् ञित् સમજવામાં આવ્યો છે.

तथा ह्यनुप्रयोगस्य करोतेरात्मनेपदे ।

पूर्ववद्ग्रहणं प्राप्ते स्वरितं समुपस्थितम् ॥१५॥

(જેમ કે उम्भ् પછી આવનારો) कृ ધાતુના સહાયક ક્રિયારૂપ પછી આત્મનેપદ પ્રાપ્ત થવાનું હોય ત્યારે पूर्ववत्सन । સૂત્ર પ્રમાણે સ્વરિત સ્વર અને पूर्ववत् શબ્દ વાપરવામાં આવે છે. (૧૫)

उम्भाम्चकार એવા આત્મનેપદ વિનાના ક્રિયારૂપમાં कृ ધાતુ સંવિધાનનો અર્થ કેવી રીતે દર્શાવશે એવી શંકાના જવાબમાં ભાષ્યકારે आम्प्रत्ययवत् कृञोऽनुप्रयोगस्य । (૧.૩.૬૩) સૂત્ર ઉપર કરેલી ચર્ચાને આ કારિકામાં અવતારવામાં આવી છે.

उम्भाम्चकार ક્રિયારૂપમાં સંવિધાનનો અર્થ દર્શાવતો અનુપ્રયોગ चकार, स्वरितञितः कर्त्रभिप्राये क्रियाफले । (૧.૩.૭૨) સૂત્રનિયમ પ્રમાણે આત્મનેપદમાં હોવો જોઈએ. પરંતુ पूर्ववत्सनः । (૧.૩.૬૨) સૂત્રનિયમ પ્રમાણે અનુપ્રયોગ એવા चकार માંનો कृ ધાતુ પહેલાં પરસ્મૈપદમાં હતો, તે આમન્તરૂપ સાથે પણ પરસ્મૈપદી રહેશે, ભલે પછી ક્રિયાનું ફળ કર્તાને પ્રાપ્ત થતું હોય.

एकत्वेऽपि क्रियाख्याते साधनाश्रयसंख्यया ।

भिद्यते न तु लिङ्गाख्यो भेदस्तत्र तदाश्रितः ॥१६॥

ક્રિયાપદમાં ક્રિયાનું એકત્વ હોવા છતાં ક્રિયા (કર્તૃ, કર્મરૂપી) સાધનમાં રહેલી સંખ્યાને કારણે જુદી સમજાય છે, પરંતુ તે (સાધન)માં રહેલો લિંગભેદ જણાવવો શક્ય નથી. (૧૬)

पचति । पचन्ति । पच्यते । पच्यन्ते । વગેરે ક્રિયારૂપોમાં ક્રિયાનું એકત્વ પ્રાપ્ત થાય છે. આવું એકત્વ ક્રિયા સાથે જોડાયેલા કર્તા, કર્મ વગેરે કારકોની સંખ્યાને લીધે ભિન્નપણે સમજાય છે. પરંતુ તે ક્રિયા સાથે રહેલા કારકોમાંના સ્ત્રિલિંગ, પુલ્લિંગ, નપુંસક વગેરે લિંગભેદને સમજવો શક્ય નથી

ક્રિયારૂપ દ્વારા જણાવાતી ક્રિયા એક હોય છે. તેમાં સંખ્યા હોતી નથી, પરંતુ ક્રિયા સાથે જોડાયેલા કર્તા, કર્મ વગેરે કારકોમાં સંખ્યા પ્રાપ્ત થાય છે, જેમ કે मुद्रा पचन्ति । અથવા मोदकाः पच्यन्ते ।. સાધન અથવા કારકને દ્રવ્ય સમજવામાં આવતાં તેમાં સંખ્યા સમજી શકાય, પરંતુ, આખ્યાતમાંથી લિંગવિશેષનો બોધ થતો નથી, કારણ કે શબ્દોમાંથી થતો અર્થબોધ સ્વાભાવિક છે. કોઈ નિયમ કે યુક્તિને તે અધીન નથી આખ્યાતમાંથી તેની સાથે જોડાયેલાં કારકોને કારણે સંખ્યાનો બોધ થાય તો પછી આખ્યાતમાંથી લિંગનો બોધ કેમ ન થાય એવો પ્રશ્ન પૂછી શકાય નહિ.

तस्मादवस्थितेऽप्यर्थे कस्यचित् प्रतिबध्यते ।
शब्दस्य शक्ति स त्वेष शास्त्रेऽन्वाख्यायते विधि ॥१७॥

તેથી અર્થની હાજરી હોય છતાં, શબ્દની તેનો અર્થ દર્શાવવાની શક્તિ (કોઈક વાર) અટકી જાય છે (શક્તિ દ્વારા થતા) આવા નિયમનને વ્યાકરણશાસ્ત્રમાં સમજાવવામાં આવ્યું છે (૧૭)

સામાન્ય રીતે બધા ધાતુઓનો સવિધાન એવો અર્થ જાણીતો હોવા છતાં उम्मू જેવા ધાતુ ઉપરથી પ્રાપ્ત થતા ક્રિયારૂપનો સવિધાનનો અર્થ દર્શાવવાની શક્તિ અટકી જાય છે. આવા નિયમનને स्वरितञित कर्त्रभिप्राये क्रियाफले । ( પા સૂ.૧.૩ ૭૨ ) જેવા શાસ્ત્રીય વચન દ્વારા સમજાવવામાં આવે છે.

यस्यार्थस्य प्रसिद्ध्यर्थमारभन्ते पचादय ।
तत्प्रधान फल तेषा न यागादि प्रयोजनम् ॥१८॥

રસોઈ કરવી, (યજ્ઞ કરવો) વગેરે (ક્રિયાઓ)નો આરંભ જે પ્રયોજનની સિદ્ધિ માટે કરવામાં આવે છે તે તેમનું મુખ્ય ફળ છે, (દક્ષિણા વગેરે) લાભ રૂપી પ્રયોજન નહિ (૧૮)

ક્રિયાના મુખ્ય ફળ અને ગૌણ ફળ વચ્ચેનો તફાવત અહીં દર્શાવવામાં આવ્યો છે. સૂત્રનિયમ स्वरितञित ० । ( ૧.૩.૭૨ ) પ્રમાણે ક્રિયાનું કર્તાને પ્રાપ્ત થનારું ફળ મુખ્ય ફળ છે, જેમકે યજ્ ધાતુનું મુખ્ય ફળ સ્વર્ગપ્રાપ્તિ છે, યજ્ઞમાં પુરોહિતોને મળતો દક્ષિણા રૂપી લાભ નથી દક્ષિણારૂપી લાભ ગૌણ ફળ છે

यत्रोभौ स्वामिदासौ तु प्रारभेते सह क्रियाम् ।
युगपद् धर्मभेदेन धातुस्तत्र न वर्तते ॥१९॥

જ્યાં માલિક અને નોકર, બન્ને, સાથે કાર્યનો આરંભ કરે છે, ત્યાં (સંવિધાન અને કાર્યના અમલરૂપી) કાર્યભેદ હોવાને કારણે, ધાતુ એક સાથે (બે કાર્યોનો વાચક) બનતો નથી. (૧૯)

સંવિધાનનો અર્થ દર્શાવવા માટે આત્મનેપદ વપરાય છે એવો મત સ્વીકારીએ તો स्वामिदासौ पचतः। (માલિક અને નોકર રાંધે છે) એવો પરસ્મૈપદનો પ્રયોગ કેવી રીતે થશે? માલિક રસોઈની તૈયારીઓ કરે છે, એ અર્થમાં આત્મનેપદનો પ્રયોગ થવો જોઈએ. નોકર રસોઈનું પ્રત્યક્ષ કાર્ય કરે છે એ અર્થમાં પરસ્મૈપદ થવું જોઈએ. બન્નેનું કાર્ય રસોઈ છે, પરંતુ કાર્યના પ્રકાર જુદા છે. આવી સ્થિતિમાં ક્રિયારૂપ બંન્ને અર્થો કેવી રીતે દર્શાવી શકે? અલબત બન્ને અર્થો દર્શાવવા માટે પરસ્મૈપદ અને આત્મનેપદના પ્રયોગો એક સાથે થઈ શકે નહિ. આ કારિકામાં આવી શંકા વ્યક્ત થઈ છે.

यत्र प्रतिविधानार्थः पचिस्तत्रात्मनेपदम् ।
परस्मैपदमन्यत्र संस्कारादाभिधायिनी ॥२०॥

જ્યાં पच् ધાતુનો અર્થ 'તૈયારી કરવી' થતો હોય ત્યાં આત્મનેપદનો પ્રયોગ થાય છે. રાંધવાના પદાર્થમાં સંસ્કારરૂપી જુદા અર્થને જણાવવા પરસ્મૈપદ વપરાય છે. (૨૦)

પ્રતિવિધાન એટલે સંવિધાન, અર્થાત્ તૈયારીઓ. पच् (રાંધવું)ની ક્રિયાની તૈયારીઓ લાકડાં લાવવાં, તપેલી ચૂલે ચડાવવી, પાણી રેડવું, વગેરે છે. આ અર્થો દર્શાવવા આત્મનેપદ વપરાય છે. ભાત રાંધવો અર્થાત્ ચોખાને પોચા બનાવવા રૂપી રસોઈકાર્યનો અર્થ દર્શાવવા પરસ્મૈપદ વપરાય છે. જુદા અર્થો સાથે જુદા ક્રિયારૂપના પ્રયોગ વિષે આવી સ્પષ્ટતા છતાં, એક જ પ્રયોગમાં જેમ કે, स्वामिदासौ पचतः। માં, વિરુદ્ધ ક્રિયારૂપનો પ્રયોગ થશે નહિ એવી શંકા અનુત્તર રહે છે.

संविधातुश्च सांनिध्याद् दासे धर्मोऽनुपज्यते ।
प्लक्षशब्दस्य सांनिध्यान् न्यग्रोधे प्लक्षता यथा ॥२१॥

જેમ પ્લક્ષ શબ્દના સાન્નિધ્યથી ન્યગ્રોધમાં પ્લક્ષના ધર્મનો આરોપ થાય છે. તેમ સ્વામીની હાજરીને કારણે, તેનો ધર્મ નોકરમાં આરોપવામાં આવે છે. (૨૧)

કારિકાઓ ૧૯ અને ૨૦માં ઉપસ્થિત કરવામાં આવેલી શંકાનો આ કારિકામાં ઉત્તર આપવામાં આવ્યો છે. પાણિનિસૂત્ર चार्थे द्वन्द्वः। (૨.૨.૨૯, 'અને' ના અર્થમાં રહેલાં સુબન્તોનો સમાસ થાય છે અને તે સમાસ દ્વન્દ્વ થાય છે.) ના વિચારમાં ફેરફાર

કરતા કાત્યાયનનાં વાર્તિક યુગપદધિકરણવચને દ્વન્દ્વઃ। (અનેક શબ્દોમાંનો દરેક શબ્દ બધા શબ્દોનો અર્થ એક સાથે દર્શાવે ત્યાં તેવા શબ્દોનો દ્વન્દ્વ કરવો)માં જણાવ્યા પ્રમાણે પ્લક્ષન્યગ્રોધૌ। (પ્લક્ષ નામનું વૃક્ષ અને ન્યગ્રોધ નામનું વૃક્ષ) સમાસમાં પ્લક્ષ શબ્દ પ્લક્ષ અને ન્યગ્રોધ એમ બન્નેનો વાચક છે. અને ન્યગ્રોધ શબ્દ ન્યગ્રોધ અને પ્લક્ષનો વાચક છે. આ દલીલ સ્વામિદાસૌ પચતઃ। એવા વાક્યમાં સ્વીકારવામાં આવે તો દાસ શબ્દ સ્વામિ નો અર્થ દર્શાવશે અને સ્વામિનું રસોઈ કરવામાં સંવિધાનનું કાર્ય પણ દર્શાવશે. તેથી સ્વામિ અને દાસ શબ્દો સંવિધાનનો અર્થ દર્શાવતા હોવાથી આત્મનેપદ-વાળું ક્રિયારૂપ (સ્વામિદાસૌ) પચેતે। પ્રાપ્ત થશે. તે પ્રમાણે પચત : રૂપ પણ સિદ્ધ થશે.

पुरोडाशाभिधानं च धानादिषु यथा स्थितम् ।
छत्रिणा चाभिसंबन्धाच्छत्रिशब्दाभिधेयता ॥२२॥

જેમ ધાણી વગેરે માટે પુરોડાશ એવું નામ વપરાય તેમ છત્રીવાળા સાથે સંબંધને કારણે (બીજાને) પણ છત્રીવાળા એવું નામ મળે છે. (૨૨)

પતંજલિના વ્યાકરણમહાભાષ્યની શૈલીની ખાસિયત છે કે કોઈક વ્યાકરણગત વિચાર સમજાવવા માટે પહેલાં લૌકિક પ્રયોગનું ઉદાહરણ આપવામાં આવે છે. પછી આ વિચારની વિશેષ પુષ્ટિ માટે વૈદિક ઉદાહરણ આપવામાં આવે છે. આ શૈલીનું અનુસરણ કરતાં ભર્તૃહરિ હવે વૈદિક ઉદાહરણ આપે છે.

પ્રાતઃ સવનમાં પુરોડાશ (ખાટી), ધાના (ભૂંજેલા જવ), કરંભ (દહીંવાળો ભાત), પરિવાપ (ઉગાડેલા જવ) અને પયસ્ય (દહીં) એમ પાંચ પદાર્થોનો હવિ આપવામાં આવે છે. આ પાંચ પદાર્થો માટે 'પાંચ પુરોડાશો' એવો શબ્દ વાપરવામાં આવે છે કારણકે, બાકીના ચારનો પુરોડાશ સાથે સંબંધ છે. એ પ્રમાણે છત્રીવાળા સાથે ચાલતા બીજાઓ માટે પણ છત્રીવાળાઓ એવો પ્રયોગ થાય છે. સ્વામી સાથેના સંબંધને કારણે દાસમાં પણ સ્વામીના કાર્ય, રસોઈ માટેના સંવિધાનનો આરોપ કરવામાં આવે છે. તેથી આત્મનેપદ સિદ્ધ થાય છે.

अर्थात्प्रतीतमन्योन्यं पारार्थ्यमविवक्षितम् ।
इत्ययं शेषविषयः कैश्चिदत्रानुवर्ण्यते ॥२३॥

કેટલાક આચાર્યો જણાવે છે કે (વાક્યના) અર્થદ્વારા (અગાઉ) વ્યક્ત થયેલું, એકબીજાના કાર્યનું ઉપકારકત્વ, અહીં વિવક્ષિત નથી, તેથી આ (પ્રયોગ) શેષનો વિષય બને છે. (૨૩)

અહીં મતાન્તર રજૂ થયો છે કેટલાકનો મત એવો છે કે સ્વામિદાસૌ પચતઃ। એવા પ્રયોગમાં પરસ્મૈપદનો ઉપયોગ યોગ્ય છે યુગપદ્અધિકરણવચનતાનો વિચાર આ ઉદાહરણમાં લાગુ પડશે નહિ અહીં માલિકનું સંવિધાનનું કાર્ય અને નોકરનું પ્રત્યક્ષ રસોઈનું કાર્ય એકબીજામાં આરોપાય છે એમ માનવું જોઈએ નહિ. સ્વામીના કાર્ય ઔચિત

સંવિધાનનો દાસના કાર્ય ઉપર આરોપ વિવક્ષિત નથી. અહીં પચ્ ધાતુનો અર્થ ક્રિયા-સામાન્ય છે અને તેથી શેષાત્કર્તરિ પરસ્મૈપદમ્ । (પા. સૂ. ૧. ૩. ૭૮, આત્મનેપદનું વિધાન કરનારાં સૂત્રોમાંથી કોઈ પણ સૂત્ર જ્યાં લાગૂ પડે નહિ તેવા શેષ અર્થાત્ બાકીના પ્રયોગોમાં પરસ્મૈપદ થાય છે,) એવા સૂત્રનિયમ પ્રમાણે પચ્ ધાતુનો ક્રિયાસામાન્ય અર્થ શેષના અર્થમાં આવી જતો હોવાથી પરસ્મૈપદનો પ્રયોગ થશે. તેથી સ્વામિદાસૌ પચતઃ । એવો પ્રયોગ યોગ્ય છે.

अथ प्रतिविधाता यो हलैः कृषति पञ्चभिः ।
भाष्ये नोदाहृतं कस्मात् प्राप्तं तत्रात्मनेपदम् ॥२४॥

હવે "જે તૈયારીઓ કરાવનારા માલિક છે તે 'પાંચ હળથી ખેડે છે' " (એવા અર્થમાં પ્રાપ્ત થનારા આત્મનેપદના પ્રયોગનું ઉદાહરણ ભાષ્યમાં શા માટે આપવામાં આવ્યું નથી? (૨૪)

પઞ્ચભિ. हलै कृषति । એવો પ્રયોગ માલિક માટે જ થઈ શકે, નોકર માટે નહિ. અહીં કૃષ્ ધાતુ સંવિધાનનો અર્થ દર્શાવે છે, તેથી આત્મનેપદનો પ્રયોગ થવો જોઈએ, તો પછી એવો આત્મનેપદનો પ્રયોગ ભાષ્યકારે हेतुमति च (૩.૧.૨૬ કર્તાના પ્રયોજક અર્થાત્ હેતુના પ્રેરણાવ્યાપારના અર્થમાં ણિચ્ થાય છે) સૂત્ર ઉપરના ભાષ્યમાં કેમ રજૂ કર્યો નથી?

प्रतीतत्वात्तदर्थस्य शेषत्वं यदि कल्प्यते ।
न स्यात्प्राप्तविभाषासौ स्वरितेतां निवर्तिका ॥२५॥

તેવો (સંવિધાનનો) અર્થ જાણીતો છે એમ માનીને (અહીં) શેષત્વની કલ્પના કરવામાં આવે તો પ્રાપ્ત વિભાષા સ્વરિત અને ઞિત્ ને કારણે થનારા આત્મનેપદને દૂર કરી શકશે નહિ. (૨૫)

નોકર પાંચ હળથી ખેડી શકે નહિ, માલિક જ તેમ કરી શકે, અને તેને માટે તૈયારીઓ (સંવિધાન) કરી શકે. આવો અર્થ જાણીતો હોવાથી આત્મનેપદ વાપરવાની જરૂર ઊભી થતી નથી. તેથી પઞ્ચભિ हलै कृषति । માં પરસ્મૈપદ શેષ રૂપે પ્રાપ્ત થશે.

આવી કલ્પના કરવામાં આવતાં મુશ્કેલી ઊભી થશે. न वेति विभाषा । (પા.સૂ.૧.૧ ૪૪ નિષેધ અને વિકલ્પની વિભાષા સંજ્ઞા થાય છે) એવા સૂત્ર ઉપરના ભાષ્યમાં विभाषोपदेशे प्रतीयमाने । (પા.સૂ ૧.૩.૭૭ ક્રિયાફળ કર્તૃગામી છે એ બાબત વાક્યના બીજા અર્થાત્ ગૌણપદ દ્વારા જણાવવામાં આવે તો, स्वरितञित ० વગેરે પાંચ સૂત્રોમાં જે આત્મનેપદનું વિધાન થયું છે તે, વિકલ્પે સમજાશે, જેમ કે स्वं यज्ञं यजति यजते ।) સૂત્રને પ્રાપ્ત વિભાષા તરીકે સમજવામાં આવ્યું છે તેથી સ્વરિત અને ઞિત્થી જણાવાયેલા અને કર્તૃગામી ક્રિયાફળ દર્શાવતા ધાતુઓમાં નિત્ય આત્મનેપદ થાય છે એ સૂત્ર નિયમનો બાધ કરશે નહિ. તો પછી ભાષ્યમાં આ ઉદાહરણમાં આત્મનેપદનો પ્રયોગ કેમ દર્શાવાયો નથી એવી શંકા તો રહે છે જ.

शुद्धे तु संविधानार्थे कैश्चिदत्रेष्यते क्लृपि. ।
तद्धर्मा यजिरित्येवं न स्यात् तत्रात्मनेपदम् ॥२६॥

કેટલાકના મતમાં क्लृप् ધાતુ માત્ર સંવિધાનનો અર્થ દર્શાવે છે. જો તેમ હોય તો यज् ધાતુ તે क्लृप् ધાતુના જેવા જ સ્વભાવવાળો છે, તેથી ત્યાં આત્મનેપદ થશે નહિ (૨૬)

આત્મનેપદ અને णिच् નું ક્ષેત્ર એક જ છે, એમ માનનારાઓ જણાવે છે કે क्लृप् ધાતુ માત્ર ગોઠવાની તૈયારીઓનો અર્થ દર્શાવે છે, તેથી ત્યાં જેમ णिच् નહિ થાય તેમ આત્મનેપદ પણ થશે નહિ क्लृप् ના અનેક અર્થો છે એમ ભાષ્યકારે જણાવ્યું છે. ગોઠવાની તૈયારી (સંવિધાન) એ પણ એક અર્થ છે. એકલા સંવિધાન માટે આત્મનેપદનો નહિ પરંતુ પરસ્મૈપદનો પ્રયોગ થશે. આવો એક મત છે.

આ મત બરાબર નથી, કારણ કે क्लृप् ની જેમ यज् માં પણ માત્ર સંવિધાનનો અર્થ સમજવામાં આવે તો युधिष्ठिरो यजते । એવું આત્મનેપદનું ક્રિયારૂપ થશે નહિ.

अत्र तूपपदेनायमर्थभेदः प्रतीयते ।
प्राप्ते विभाषा क्रियते तस्मात्रात्मनेपदम् ॥२७॥

આ ઉદાહરણમાં તો ગૌણપદ વડે અર્થભેદ સમજવામાં આવે છે. આત્મનેપદ પ્રાપ્ત થતા તેને અંગે વિકલ્પ થશે, તેથી આત્મનેપદનો પ્રયોગ થશે નહિ (૨૭)

पञ्चभि. हलैः कृषति । પ્રયોગમાં पञ्चभि. हलैः એવું ગૌણ પદ સંવિધાન રૂપ અર્થભેદને જણાવશે. સંવિધાનના અર્થમાં આત્મનેપદ થતાં विभाषोपपदेन प्रतीयमाने । એવા સૂત્રનિયમથી આ આત્મનેપદ વિકલ્પે થઈને क्लृपति એવો પ્રયોગ, જે ભાષ્યકારે રજૂ કર્યો છે, તે યોગ્ય ઠરે છે.

અગાઉની કારિકાઓમાં ઉઠાવાયેલી શંકાઓનું આ સમાધાન છે

इति उपग्रहसमुद्देश ।

આ પ્રમાણે ઉપગ્રહસમુદ્દેશ પૂરો થયો.

१३

## लिङ्गसमुद्देशः

૧૩

## લિંગસમુદ્દેશ

स्तनकेशादिसंबन्धो विशिष्टा वा स्तनादयः ।
तदुपव्यञ्जना जातिर्गुणावस्था गुणास्तथा ॥१॥

शब्दोपजनितोऽर्थात्मा शब्दसंस्कार इत्यपि ।
लिङ्गानां लिङ्गतत्त्वज्ञैर्विकल्पाः सप्त दर्शिताः ॥२॥

સ્તન અને કેશ સાથે (વસ્તુનો) સંબંધ, આવા સંબંધવાળાં સ્તન વગેરે (ચિહ્નો), લિંગચિહ્નોથી વ્યક્ત થતી જાતિ, (સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ) ગુણોની (ત્રણ) અવસ્થાઓ, (આવી ત્રણ અવસ્થાઓવાળા) ગુણો, પદાર્થોમાં શબ્દસંસ્કાર, આવા સાત મતો, લિંગતત્ત્વના અભ્યાસીઓએ, લિંગ વિષે જણાવ્યા છે. (૧–૨)

સુબન્ત અને તિઙન્ત વડે લિંગ, સાધન, ક્રિયા, કાલ, પુરુષ, ઉપગ્રહ અને સંખ્યાનું અભિધાન કરવામાં આવે છે તેમાં સુબન્ત અને તિઙન્ત, સંખ્યા અને સાધનને વ્યક્ત કરે છે તિઙન્ત ક્રિયા, કાલ, પુરુષ અને લિંગ વ્યક્ત કરે છે. અષ્ટાધ્યાયીમાં લિંગ શબ્દને માત્ર શબ્દચિહ્નને અર્થે જ ઉલ્લેખવામાં આવ્યો છે. આવો ઉલ્લેખ રજૂ કરતારું સૂત્ર છે स्त्रियाम्। (૪. ૧. ૩ આ સૂત્રથી સૂત્ર ૪. ૧. ૮૧ સુધીનાં સૂત્રોમાં સ્ત્રીલિંગના પ્રત્યયોનું વિધાન થયું છે) આ સૂત્ર ઉપરના પતંજલિના મહાભાષ્યમાં, પતંજલિ પહેલાંના અનેક વૈયાકરણોનાં લિંગ વિષેનાં મંતવ્યો, વાર્તિકો અને શ્લોકવાર્તિકો દ્વારા વ્યક્ત થયાં છે. ભાષ્યમાંની આવી ચર્ચાની મદદ ભર્તૃહરિએ લીધી છે.

૧ લોકવ્યવહારમાં સ્ત્રી, પુમાન્, નપુંસક એવા શબ્દો જાણીતા છે. એ શબ્દો અને તેમના લોકપ્રસિદ્ધ અર્થો ઉપરથી લિંગનો સામાન્ય બોધ થાય છે.

વ્યવહારમાં શરીર ઉપરનાં ચિહ્નો લિંગને જણાવે છે, જેમ કે (પુષ્ટ) સ્તન અને (લાંબા) કેશ ઉપરથી સ્ત્રી, શરીર ઉપરના દેખાઈ આવતાં રોમ ઉપરથી પુરુષ અને બન્નેના અભાવમાં પરંતુ બન્નેનું થોડું થોડું સામ્ય હોય એવી સ્થિતિમાં નપુંસકનો બોધ થાય છે.

આ મતમાં મુશ્કેલી એ છે કે આવાં બાહ્ય ચિહ્નોથી લિંગબોધ થતો હોય તો भ्रुकुंस (સ્ત્રીવેષધારી નટ) શબ્દને સ્ત્રીલિંગનો टाप् પ્રત્યય લાગશે, અને पणा: (નેતરની ટીંગલી), वध्रिका (વાધરડી) અને खरकुटी: (હજામની દુકાન) એવા શબ્દોમાં तस्माच्छसो नः पुंसि । (પા. સૂ. ૬ ૧. ૧૦૩)થી नत्व થશે, તેવી જ રીતે खट्वा (ખાટલો) અને वृक्षः (ઝાડ) અંગે અનુક્રમે સ્ત્રીલિંગ અને પુલિંગ સમજાશે નહિ કારણ કે, તે લિંગનાં લક્ષણો આ શબ્દો દ્વારા જણાવાતાં નથી.

(૩) खट्वा અને वृक्षः માં કયું લિંગ સમજવું એવા પ્રશ્નના જવાબમાં કહેવું જોઈએ કે આ બે શબ્દોને નપુંસકલિંગમાં સમજવા.

પરંતુ खट्वा અને वृक्षः માં સ્ત્રીલિંગ અને પુંલિંગ સમજાય છે, તે બાબતને શું અસત્ સમજવી ? આનો જવાબ હકારમાં આપી શકાશે. આ બન્ને શબ્દોમાં ભાસતું સ્ત્રીલિંગ અને પુંલિંગ, મૃગજળની જેમ અથવા ગન્ધર્વનગરની જેમ, અથવા સૂર્યની ગતિની જેમ, અથવા વસ્ત્રમાં ઢાંકેલા પદાર્થની જેમ ઉપલબ્ધ થતું નથી, અર્થાત્ દેખાતું નથી, એમ માનવું જોઈએ.

ઉપરનાં ઉદાહરણો યોગ્ય નથી. વસ્ત્રથી ઢાંકેલી વસ્તુ ઉપરથી વસ્ત્ર ખસેડી લેવામાં આવતાં તે પદાર્થ દેખાય છે જ, પરંતુ खट्वा અને वृक्षः માં તેમના નાના ટુકડા કરો તો પણ લિંગ દેખાતાં નથી.

તમે સમજ્યા નહિ. વિદ્યમાન અથવા અસ્તિત્વવાળા પદાર્થની અનુપલબ્ધિનાં ૭ કારણો છે : (૧) પદાર્થ અત્યંત નજીક હોય તો તે દેખાતો નથી, જેમકે કાજળ નેત્રોની એકદમ નજીક હોવાથી દેખાતું નથી. (૨) અત્યંત દૂર હોવાથી પદાર્થ દેખાતો નથી, જેમકે, ખૂબ દૂર ઊડતું પક્ષી દેખાતું નથી. (૩) ભીંત વગેરે વ્યવધાન અર્થાત્ વચ્ચે આવનારા પદાર્થને કારણે વસ્તુ દેખાતી નથી. (૪) અંધકારને કારણે પદાર્થ દેખાતો નથી. (૫) ઇન્દ્રિયમાં કંઈક ખામી હોય તો પદાર્થ દેખાતો નથી અને (૬) નેત્રો જોતાં હોય પરંતુ મન બીજો વિચાર કરતું હોય તો પણ પદાર્થ દેખાતો નથી.

अतिसंनिकर्षादतिविप्रकर्षान्मूर्त्यन्तरव्यवधानात् ।
तमसावृतत्वादिन्द्रियदौर्बल्यादतिप्रमादादिति ॥

खट्वा અને वृक्षः માં લિંગ દેખાતું નથી તેમાં આવાં ૭ કારણોમાંથી એક કારણ હોવું જોઈએ.

આ અંગે એમ કહેવાય કે જેમ સૂર્ય, ચન્દ્ર વગેરે પ્રત્યક્ષ દેખાતા ન હોય તો પણ આકાશમાં પ્રકાશ જોઈને સૂર્ય, ચન્દ્ર, વગેરેનું અનુમાન થાય તેમ खट्वा ના टाप् પ્રત્યય ઉપરથી અને वृक्षान्मां नत्व કર્યું હોવાથી તેમના સ્ત્રીલિંગ અને પુંલિંગ સમજાશે

પરંતુ खट्वा અને वृक्षान्ना टाप् પ્રત્યય અને नत्व ઉપરથી તેમનાં લિંગ સમજાય અને તેમનાં લિંગનો ખ્યાલ આવતાં તેમને टाप् અને नत्व થાય એ બાબત તો ઇતરેતરાશ્રય દોષવાળી થઈ. આ ઉપરાંત तट., तटी, तटम् એવાં ત્રણ લિંગ એક જ શબ્દ અંગે પ્રાપ્ત થાય છે

આ બધા ઉપરથી એટલું તો સિદ્ધ થશે જ કે બાહ્ય ચિહ્નો ઉપરથી લિંગ સમજવાનો જે લોકવ્યવહાર છે તે વૈયાકરણો માટે ઉપયોગી નથી લિંગ અંગે વૈયાકરણોએ પોતાનો સ્વતંત્ર સિદ્ધાન્ત સ્થાપવો જોઈએ.

(૪) વ્યાડિને જો પતંજલિના પૂર્વકાલિક માનીએ તો વ્યાડિએ આપેલી અને હેલારાજની ટીકામાં (વા.પ. ૩.૧૩.૨) ગદ્ય ફકરા રૂપે પ્રાપ્ત થતી લિંગની વ્યાખ્યાનો પતંજલિએ આધાર લીધો છે અને ભર્તૃહરિ તેને અનુસરે છે, એમ સમજવું રહ્યું.

સંસ્ત્યાન અર્થાત્ અપચય અર્થાત્ હ્રાસ સ્ત્રીત્વ માટે જવાબદાર છે. પ્રસવ અર્થાત્ ઉપચય અર્થાત્ વૃદ્ધિ પુંસ્ત્વ માટે જવાબદાર છે. આમ સ્ત્રીલિંગ સમજવા માટે અપચય અને પુલ્લિંગ સમજવા માટે ઉપચય અગત્યનાં છે. स्त्यै (પુષ્ટ થવું) ધાતુને ઉણાદિ ड्रट (૪,૧૬૫) પ્રત્યય લાગીને संस्त्यान શબ્દ બન્યો છે, અને पा. (૨ ગણ, રક્ષવું) ધાતુને ડુમ્સુન્ પ્રત્યય લાગીને, पुमान् શબ્દ બન્યો છે. पातेर्डुमसुन् । (ઉણાદિ ૪.૧૭૭)

અહીં પ્રશ્ન એ થશે કે સંસ્ત્યાન અને પ્રસવ કોનાં? આનો જવાબ સાંખ્ય સિદ્ધાન્ત મુજબ આપી શકાય. શબ્દ સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ એવા ગુણોનાં સંસ્ત્યાન અને પ્રસવ. જગતના બધા પદાર્થો આવા ગુણોવાળા હોય છે. જ્યાં પાંચેય ગુણો ન હોય ત્યાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો તો હોવાના જ. રસ અને ગન્ધ એ બે ગુણો બધે હોતા નથી. વાસ્તવમાં શબ્દ, સ્પર્શ, રૂપ વગેરે ગુણોનો સંબંધ સત્ત્વ, રજસ્ અને તમસ્ સાથે છે. આ ગુણો સર્વત્ર એકસરખી માત્રામાં હોતા નથી. તેમના વૃદ્ધિ અને હ્રાસ ચાલ્યા કરે છે. પણ તો પછી સ્ત્રીલિંગ અને પુંલિંગની વ્યવસ્થાનું શું? આના જવાબમાં કહી શકાય કે વિવક્ષા ઉપરથી લિંગવ્યવસ્થા સમજવી. સંસ્ત્યાન અર્થાત્ નિવૃત્તિ, અપાય કે તિરોભાવની વિવક્ષા હોય ત્યારે પુંસ્ત્વ સમજવું. પુલ્લિંગ વગેરેની અવસ્થા લોકવ્યવહાર ઉપરથી સમજવી. તેથી વાર્તિકકારે જણાવ્યું છે કે લિંગ અંગેના નિયમો કરવા નહિ, કારણ કે, લિંગ લોકવ્યવહાર ઉપર આધાર રાખે છે (लिङ्गमशिष्यं लोकाश्रयत्वाल्लिङ्गस्य।).

આ બે કારિકાઓમાં નિર્દેશેલા સાત મતો પૈકી પહેલા બે મતો લોકવ્યવહારમાં લિંગ અંગે પ્રચલિત મતો છે. ત્રીજો મત વૈશેષિકોનો છે. ચોથો અને પાંચમો એ બે મત ભાષ્યકારને અભિપ્રેત છે. ભાષ્યકારે આ મતોની પ્રેરણા સાંખ્ય સિદ્ધાન્તમાંથી લીધી છે.

उपादानार्थविकल्पाश्च लिङ्गानां सप्त वर्णिताः ।
विकल्पसन्नियोगाभ्यां ये शब्देषु व्यवस्थिताः ॥३॥

વિકલ્પો અને નિયમો વડે શબ્દોમાં જેમને ચોક્કસપણે, સમજાવવામાં આવ્યા છે તેવા અને (વિશિષ્ટ શક્તિવાળા શબ્દો વડે) ગ્રહણ કરાતા, સાત વિકલ્પો, લિંગો અંગે જણાવવામાં આવ્યા છે. (૩).

ઉપાદાન એટલે શબ્દોનો પોતાનો અર્થ દર્શાવવાનો વિશિષ્ટ શક્તિઓ. લિંગ એ અર્થનો એક પ્રકારનો ધર્મ છે. આ અંગે સાત મતો છે એમાં ચાર વિકલ્પો અને ત્રણ નિયમો છે :

૧ दारुः, पद्मः જેવા કેટલાક શબ્દો પુલ્લિંગ તેમજ નપુંસક એમ બન્ને હોય છે.
૨ मार्गशीर्षम्, मार्गशीर्षी જેવા શબ્દો સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ એમ બન્ને છે.
૩ इषुः, अशनिः, बाहुः, बाहा જેવા શબ્દો સ્ત્રીલિંગ અને પુલ્લિંગ બન્ને હોય છે.
૪ तटः, तटी, तटम् જેવા શબ્દો ત્રણેય લિંગમાં છે :

સિંગનિયમ અંગે ત્રણ પ્રકારો છે :
૧. વૃક્ષ: વગેરે શબ્દો માત્ર પુલ્લિંગ હોય છે
૨. ખટ્વા વગેરે શબ્દો માત્ર સ્ત્રીલિંગ હોય છે.
૩ દધિ વગેરે માત્ર નપુંસક હોય છે.

तिस्रो जातय एवैताः केषाञ्चित् समवस्थिताः ।
अविरुद्धा विरुद्धाभिर्गोमहिष्यादिजातिभिः ॥४॥

કેટલાકના મતમાં એકબીજાથી વિરુદ્ધ એવી ગોજાતિ કે મહિષીજાતિથી જુદી નહિ એવી આ ત્રણ જાતિઓ પદાર્થોમાં રહેલી છે. (૪)

गो શબ્દમાં गोत्व અથવા ગોજાતિની સાથે સાથે સ્ત્રીત્વ અથવા પુંસ્ત્વ પણ રહેલાં છે.

हस्तिन्यां वडवायाञ्च स्त्रीति बुद्धेः समन्वयः ।
अतस्तां जातिमिच्छन्ति द्रव्यादिसमवायिनीम् ॥५॥

હસ્તિની અને અશ્વાની બાબતમાં સ્ત્રીલિંગ રૂપી જ્ઞાનનો (અન્ય જાતિબુદ્ધિ સાથે) સમન્વય થાય છે તેથી તે (બોધ), દ્રવ્ય વગેરેમાં સમવાય સંબંધથી રહેલી જાતિ છે એમ સમજવામાં આવે છે. (૫)

હસ્તિની અને ઘોડી વચ્ચે કશો સંબંધ નથી, પરંતુ બન્ને વચ્ચે સ્ત્રીત્વ રૂપી સામ્ય છે. તેથી હસ્તિનીમાં દ્રવ્યજાતિ ઉપરાંત લિંગજાતિ અર્થાત્ સ્ત્રીત્વ પણ રહેલું છે, એ બાબત સ્પષ્ટ છે. દ્રવ્ય, ગુણ અને ક્રિયારૂપ પદાર્થોમાં દ્રવ્યત્વ, ગુણત્વ અને ક્રિયાત્વ રૂપી જાતિઓની સાથે સાથે લિંગજાતિ પણ રહેલી છે.

परतन्त्रस्य यल्लिङ्गमपोद्धारे विवक्षिते ।
तत्रासौ शब्दसंस्कारः शब्दैरेव व्यपाश्रितः ॥६॥

(સમાસના) વિગ્રહવાક્યની જ્યારે વિવક્ષા હોય ત્યારે ગૌણપદમાં (આવશ્યક) એવી જે જાતિ પ્રાપ્ત થાય છે, તે તો શબ્દોવડે કરવામાં આવતા શબ્દોના (સાધુત્વ રૂપી) સંસ્કાર રૂપે જ હોય છે. (૬)

સત્ત્વનું અભિધાન કરનારું નામપદ જ્યારે સમાસના ગૌણ પદ તરીકે હોય છે અને એ સમાસના વિગ્રહની વિવક્ષા હોય ત્યારે તે નામપદને કોઈ ને કોઈ લિંગવાળું સમજવામાં આવે છે; પરંતુ આ લિંગ કેવળ શબ્દસંસ્કાર રૂપે હોય છે. पुंवत्कर्मधारयजातीयदेशीयेषु । (પા. સૂ. ૬. ૩. ૪૨ કર્મધારય સમાસમાં અને जातीय અને देशीय શબ્દોની પહેલાં આવનારા ભાષિતપુંસ્ક શબ્દ પછી આવનારા ऊङ् સિવાયના સ્ત્રીપ્રત્યયવાળા સ્ત્રીલિંગ શબ્દનો પુંવદ્ભાવ થાય છે)

સૂત્ર ઉપરના વાર્તિક ૨માં જણાવ્યું છે કે कुक्कुटी શબ્દ પછી અંડ શબ્દ આવતો હોય તો कुक्कुटीનો પુંવદ્ભાવ (कुक्कुटः) કરવો. પતંજલિ આ બાબતનો નિષેધ કરતાં જણાવે છે કે આવો પુંવદ્ભાવ કરવાની જરૂર નથી, કારણકે, कुक्कुटाण्डम् વગેરે સમાસમાં ગૌણ-પદમાં જાતિની વિવક્ષા નથી (न वाऽस्त्रीपूर्वपदविवक्षितत्वात्। न वा वक्तव्यम्। किं कारणम्। अस्त्रीपूर्वपदविवक्षितत्वात्। नात्र स्त्री पूर्वपदं विवक्षितम्। किं तर्हि। अस्त्रीपूर्वपदम्। उभयोरण्डमुभयोः भावः।......कथं पुनरसतो नाम विवक्षा स्यात्। सतोऽप्यविवक्षा भवति। तद्यथा अलोमिका एडका, अनुदरा कन्येति। असतश्च विवक्षा भवति। तद्यथा समुद्रः कुण्डिका। विन्ध्यो वर्धितकम्।

कुक्कुटाण्डम् માં कुक्कुट શબ્દને कुक्कुटीનો પુંવદ્ભાવ સમજવાનો નથી કારણકે कुक्कुट શબ્દની સ્ત્રીવાચકતા વિવક્ષિત નથી. कुक्कुटाण्डम् એટલું જ દર્શાવે છે કે અંડ कुक्कुटनुं છે, બીજા પંખીનું નથી.

> बुद्ध्या अनुपलक्षितरूपेषु लिङ्गेष्वपि च संभवः।
> स्त्रीत्वादीनां व्यवस्था हि सा लिङ्गैर्व्यपदिश्यते ॥७॥

બુદ્ધિ વડે જ્યાં લિંગના સ્વરૂપની સ્પષ્ટ કલ્પના થઈ શકે છે ત્યાં પણ સ્ત્રીલિંગ વગેરે (ત્રણ) લિંગની વ્યવસ્થા સમજાય છે. આવી વ્યવસ્થા (એક શબ્દનાં જુદાં જુદાં) લિંગો વડે પ્રાપ્ત થાય છે. (૭)

પદાર્થના લિંગ વિષે મનથી નિશ્ચય થતો હોય ત્યાં પણ બીજા લિંગની કલ્પના કરવામાં આવે છે, જેમ કે स्त्रीत्वम् શબ્દ સ્ત્રીલિંગને દર્શાવે છે, પરંતુ સ્ત્રીલિંગનો બોધક આ स्त्रीत्वम् શબ્દ નપુંસકલિંગમાં વપરાય છે, એટલું જ નહિ પરંતુ स्त्रीता એમ સ્ત્રી-લિંગમાં તેમજ स्त्रीभावः એમ પુલ્લિંગમાં પણ વપરાય છે.

> यथा सलिलनिर्भासा मृगतृष्णासु जायते।
> जलोपलब्ध्यनुगुणाद् बीजाद् बुद्धिर्जलेऽसति ॥८॥
>
> तथैवाव्यपदेश्येभ्यो हेतुभ्यस्तारकादिषु।
> मुख्येभ्य एव लिङ्गेभ्यो भेदा लोके व्यवस्थिताः ॥९॥

જળ ન હોય પણ, જળની પ્રાપ્તિને અનુકૂળ સંસ્કારબીજને કારણે મૃગ-જળમાં જળના આભાસ રૂપી બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેમ, તારકા (પુષ્ય, નક્ષત્ર) વગેરે શબ્દોમાં તેમના વડે જણાવાતા પદાર્થોમાં લિંગભેદો પ્રાપ્ત થતા ન હોવા છતાં લિંગભેદવાળા શબ્દોની જેમ, લિંગભેદો વ્યવહારમાં પ્રાપ્ત થાય છે. (૮,૯)

મૃગતૃષ્ણા અથવા મૃગજળમાં જળનું અસ્તિત્વ હોતું નથી છતાં તરસને કારણે જળની ભાવનાને લીધે ત્યાં જળનો આભાસ કલ્પવામાં આવે છે. તેથી મૃગતૃષ્ણા શબ્દ તૃષ્ણાનો બન્યો છે. આમ જળની કલ્પના રૂપી વાસનાબીજથી, જળનું અસ્તિત્વ ન હોવા છતાં, જળની કલ્પના કરવામાં આવે છે. તે પ્રમાણે तारकाः, पुष्यः, नक्षत्रम् વગેરેનું

બાહ્ય અસ્તિત્વ પ્રમાણુસિદ્ધ ન હોવાથી અને તેથી તેમને અંગે ચોક્કસ લિંગનો નિર્દેશ કરી શકાતો ન હોવા છતાં જેમ स्त्रीता, स्त्रीत्वम्, स्त्रीभावः માં લિંગનો ચોક્કસ નિર્દેશ છે તેમ તેમનામાં લિંગભેદની કલ્પના કરવામાં આવે છે.

व्यक्तेषु व्यक्तरूपाणां स्तनादीनां तु दर्शनात् ।
अव्यक्तव्यञ्जनाव्यक्तेर्जातिर्न परिकल्प्यते ॥१०॥

ચેતન પદાર્થોમાં સ્પષ્ટ દેખાતાં સ્તન વગેરે (લિંગચિહ્નો)ને જોઈને, આવાં ચિહ્નો વિનાના પદાર્થોમાં લિંગજાતિની કલ્પના કરવી જોઈએ નહિ. (૧૦)

જીવંત પદાર્થોમાં લિંગચિહ્નો જેવાં કે સ્તન, કેશ વગેરે, સામાન્ય રીતે દેખાય છે અને તેમના ઉપરથી તેમની જાતિ નક્કી થાય છે. खट्वा જેવા અચેતન પદાર્થોમાં આવાં લિંગચિહ્નો દેખાતાં નથી. તેથી તેમના અસ્તિત્વ અંગે કલ્પના થઈ શકતી નથી. હેલારાજ જણાવે છે કે પ્રમાણથી જેની પ્રતીતિ થાય તેની જ સ્થાપના થઈ શકે. સૂર્યની ગતિ અન્ય સ્થળે પ્રાપ્ત થાય છે, તેથી તેનું અનુમાન થઈ શકે છે. વસ્ત્રમાં ઢાંકેલી વસ્તુ તે વસ્ત્રને દૂર કરવામાં આવતાં પ્રત્યક્ષ દેખાય છે. खट्वा વગેરેમાં લિંગજાતિ કદાપિ પ્રાપ્ત થતી નથી.

तारका, पुष्पः, नक्षत्रम् વગેરે શબ્દોમાં, તેમના વડે જણાવાતા પદાર્થોમાં લિંગભેદો પ્રાપ્ત ન હોવા છતાં, લિંગભેદોવાળા શબ્દોની જેમ, લિંગભેદો સમજાય છે.

अस्तित्वं च प्रतिज्ञाय सदादर्शनमिच्छतः ।
अत्यन्तादर्शने न स्यादसत्त्वं प्रति निश्चयः ॥११॥

(લિંગના) અસ્તિત્વને જાહેર કરીને તે કદી દેખાતું નથી એમ જાહેર કરનારને (શશશૃંગ વગેરેનો) અત્યંત અભાવ હોવા છતાં તેમના અસત્પણા અંગે નિર્ણય થતો નથી. (૧૧)

खट्वा અને वृक्षः માં લિંગ છે એમ કહીને પછી કહેવું કે તે દેખાતું નથી એ તો સામાન્ય સમજણની વિરુદ્ધ છે. આવી વ્યક્તિઓને જો કહેવામાં આવે કે શશશૃંગ કે આકાશકુસુમનો અત્યંત અભાવ છે તો પણ તેઓ તેમના અસત્પણા વિષે સંદેહ રાખશે. તેથી એમ કહેવું જોઈએ કે खट्वा અને वृक्ष માં લિંગ છે પરંતુ કોઈક માણસને કોઈક કારણસર તે દેખાતું નથી. ભાષ્યમાંના શબ્દો प्रत्यक्षेण विरुध्यते ને આ કારિકામાં આ રીતે સમજાવવામાં આવ્યા છે.

न चालमनुमानाय शब्दोऽदर्शनपूर्वकः ।
सिद्धे हि दर्शने किं स्यादनुमानप्रयोजनम् ॥१२॥

જેમાં (લિંગનાં લક્ષણો) જોવામાં આવ્યાં નથી એવો શબ્દ, (લિંગના) અનુમાન માટે પર્યાપ્ત નથી અને જો (લિંગનાં લક્ષણો પ્રત્યક્ષ) જોવામાં આવતાં હોય તો (લિંગવિષે) અનુમાનનું પ્રયોજન શું રહે? (૧૨)

વૃક્ષઃ, ખટ્વા વગેરેમાં લિંગની સિદ્ધિ પ્રમાણથી સમજાતી હોય તો શબ્દ ઉપરથી તેને અંગે અનુમાન કરવુ વ્યર્થ છે, અને જો આવી લિંગસિદ્ધિ થતી ન હોય તો ટાપ્ વગેરે પ્રત્યયોના ઉપાદાનના નિમિત્ત તરીકે ખટ્વા વગેરે શબ્દોને સ્વીકારવા એ અપ્રમાણ અને તેથી અયોગ્ય છે. આમ આ બાબત અન્યોન્ય સંશ્રય અર્થાત્ ઇતરેતરાશ્રય દોષથી દૂષિત બને છે. માટે લિંગનાં લોકવ્યવહારમાં પ્રસિદ્ધ લક્ષણોને બાજુએ મૂકીને વૈયાકરણોએ લિંગ અંગે પોતાની વ્યાખ્યા રજૂ કરવી જોઈએ (न शक्यं वैयाकरणैः लौकिकं लिङ्गमास्थातुम्। अवश्यं कश्चित्स्वकृतान्त आस्थेयः।—મહાભાષ્ય)

વૈયાકરણોની લિંગ વિશેની વ્યાખ્યા રજૂ કરતાં પતંજલિ જણાવે છે કે પોતાના સિદ્ધાન્તના સંદર્ભમાં સંસ્ત્યાન અને પ્રસવને લિંગ અંગે સ્વીકારવાં જોઈએ. હવે આ સંસ્ત્યાન અને પ્રસવ શું છે તે અંગે સ્પષ્ટતા કરતાં, હેલારાજ સંગ્રહકાર વ્યાડિના એક ગદ્ય ફકરાને, રજૂ કરે છે. સ્ત્રીત્વ એટલે અપચય, ક્ષીણતા, તમોનિવૃત્તિ, અશક્તિ, નિષ્ક્રિયતા, પ્રવૃત્તિનો પ્રતિબંધ, અને તિરોભાવ: પુંસ્ત્વ એટલે પુષ્ટતા, સર્વતોભાવ, વૃદ્ધિશક્તિ, વૃત્તિલાભ, ઉત્સાહ, પ્રવૃત્તિ અને આવિર્ભાવ. વિવક્ષા ન હોય તો તે કારણથી પ્રાપ્ત થતું સામ્ય, સ્થિતિ, ઔત્સુક્યનિવૃત્તિ, અપદાર્થત્વ અંગાંગિભાવનિવૃત્તિ અને કૈવલ્ય એટલે નપુંસક.

(तथाहि संग्रहकारः पठति। संस्त्यानं संहननं तमोनिवृत्तिरशक्तिरुपरतिः प्रवृत्तिप्रतिबन्धस्तिरोभावः स्त्रीत्वम्। प्रसवो विस्तम्भावो वृद्धिशक्तिर्वृत्तिलाभोऽभ्युद्रेकः प्रवृत्तिराविर्भावः इति पुंस्त्वम्। अविवक्षातः साम्यं स्थितिरौत्सुक्यनिवृत्तिरपदार्थत्वमङ्गाङ्गिभावनिवृत्तिः कैवल्यमिति नपुंसकम्।)

आविर्भावस्तिरोभावस्थितिश्चेत्यनपायिनः ।
धर्मा मूर्तिषु सर्वासु लिङ्गत्वेनानुदर्शिताः ॥ १३॥

બધા પદાર્થોમાં આવિર્ભાવ, તિરોભાવ અને સ્થિતિ એવા અવિનાશી ધર્મો રહેલા છે. (આ ધર્મોને) લિંગરૂપે સમજવામાં આવ્યા છે. (૧૩)

सर्वमूर्त्यात्मभूतानां शब्दादीनां गुणे गुणे ।
त्रयः सत्त्वादिधर्मास्ते सर्वत्र समवस्थिताः ॥१४॥

બધા પદાર્થોમાં તેમના તત્ત્વરૂપે રહેલા શબ્દ, (સ્પર્શ) વગેરે દરેક ગુણમાં, સત્ત્વ, વગેરે ત્રણ ધર્મો સર્વત્ર રહેલા છે. (૧૪).

ભાષ્યકાર જણાવે છે કે જગતમાં સઘળા પદાર્થો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધવાળા હોય છે. તેમાંથી રસ અને ગંધને બાદ કરતાં શબ્દ, સ્પર્શ, અને રૂપ સર્વત્ર રહેલાં છે. (सर्वाश्च पुनर्मूर्तय एवमात्मिकाः शब्दस्पर्शरूपरसगन्धवत्यः।) આ શબ્દ વગેરે, સત્ત્વ, રજસ્, તમસ્ એનાં લક્ષણોવાળા ગુણો હોવાથી દરેક ગુણમાં તેમની હાજરી હોય છે.

પ્રકાશ, પ્રસવ અને આવિર્ભાવ, સત્ત્વગુણના ધર્મો છે, પ્રવૃત્તિ અને ક્રિયા રજસ્‌ના ધર્મો છે. આ પ્રમાણે ત્રણેય લિંગનો ત્રણ ગુણો સાથે સર્વત્ર સંબંધ જ માનવામાં આવ્યો છે.

रूपस्य चात्ममात्राणां शुक्लादीनां प्रतिक्षणम् ।
काचित्प्रलीयते काचित्कथञ्चिदभिवर्धते ॥१५॥

રૂપ (એવા ગુણ)ની ધોળું વગેરે જુદી જુદી અવસ્થાઓમાંથી કોઈક (અવસ્થા) દરેક ક્ષણે ક્ષય પામે છે, અને (બીજી) કોઈ, કોઈપણ પ્રકારે વૃદ્ધિ પામે છે. (૧૫)

રૂપ, રસ, ગન્ધ, વગેરેનો સમૂહ સત્ત્વ, રજસ્, તમસ્‌ની અસર નીચે આવીને ફેરફાર પામે, પરંતુ પાંચ ગુણોમાંથી એક ગુણ, રૂપમાં, બીજા ગુણોના ધર્મો કેવી રીતે પ્રાપ્ત થાય એવી શંકાનો ઉત્તર આ કારિકામાં આપવામાં આવ્યો છે.

જેમ બધા ગુણોમાં સત્ત્વાદિ ધર્મો રહેલા છે, તેમ એકલા રૂપમાં પણ આ ત્રણ ધર્મો રહેલા છે, કારણકે કોઈપણ પદાર્થ કોઈપણ ક્ષણે, ફેરફાર વિનાનો રહેતો નથી. દરેકમાં વૃદ્ધિ અને હ્રાસ અર્થાત્ આવિર્ભાવ અને તિરોભાવ થયા કરે છે. આવી સૂક્ષ્મ સ્થિતિનું દર્શન માત્ર જ્ઞાનીઓને થાય છે, સામાન્ય જનને નહિ. તો પછી આવા ફેરફારોનો ખ્યાલ કેવી રીતે આવે એવા પ્રશ્નના જવાબમાં કહેવામાં આવ્યું છે કે પદાર્થને પ્રાપ્ત થનારા પરિણામ ઉપરથી પણ ફેરફાર ધ્યાનમાં આવે છે. કેરીમાં જ્યારે પીળા રંગના આવિર્ભાવ રૂપી પરિણામ પ્રાપ્ત થાય છે, ત્યારે તેમાં પ્રસવ અથવા ઉત્પત્તિનાં અથવા ઉપચયનાં દર્શન થાય છે

क्वथितोदकवच्चैवामनवस्थितवृत्तिता ।
अजस्रं सर्वभावानां भाष्य एवोपवर्णिता ॥१६॥

(પ્રત્યક્ષ પ્રાપ્ત થનારા) આ બધા પદાર્થોની, ઊકળતા પાણી જેવી સનાતન ચંચળતા ભાષ્યમાં વર્ણવવામાં આવી છે. (૧૬)

અગાઉની કારિકાના વિચારને ભાષ્યકથનના અનુસંધાનમાં અહીં સ્પષ્ટ કરવામાં આવ્યો છે. પતંજલિ જણાવે છે કે કોઈપણ પદાર્થ પોતાની સ્થિતિમાં ક્ષણવાર પણ સ્થિર રહેતો નથી. શક્ય હોય તેટલો તે વૃદ્ધિ પામે છે, અથવા તો ક્ષય પામે છે આવિર્ભાવ અને તિરોભાવ, સતત ચાલતી ક્રિયાઓ છે. તેથી સ્ત્રીત્વ અથવા પુંસ્ત્વનું દરેક પદાર્થમાં અસ્તિત્વ હોય છે.

प्रवृत्तेरेकरूपत्वं साम्यं वा स्थितिरुच्यते ।
आविर्भावतिरोभावप्रवृत्त्या वावतिष्ठते ॥१७॥

પદાર્થોના (ઉપચય અને અપચયરૂપ) ફેરફારની એકરૂપતાને અથવા (તેમના) સામ્યને સ્થિતિ કહે છે. અથવા આવિર્ભાવ અને તિરોભાવની પૂર્ણ ન બનનારી અવસ્થા તરીકે (સ્થિતિ) જાણીતી છે. (૧૭)

નપુંસકલિંગના આધારરૂપે સ્થિતિ છે.

(૧) પદાર્થોની બે અવસ્થાઓ, ઉપચય અને અપચય, હોય છે. ઉપચયનો વિચાર

કરીએ તો ઉપચયની અનેક ક્ષણોને જ્યારે એક સળંગ ક્ષણ સમજવામાં આવે ત્યારે આ એકરૂપતાને સ્થિતિ કહે છે, એ પ્રમાણે અપચયની અનેક ક્ષણોને એક ક્ષણ સમજવામા આવે ત્યારે તે ક્ષણોની એકરૂપતાને સ્થિતિ કહે છે.

(૨) ઉપચય અને અપચય એવી બે અવસ્થાઓ પદાર્થોના અવસ્થાભેદની અથવા અવસ્થાના ફેરફારની દશા દર્શાવે છે. આ અવસ્થાભેદ વચ્ચેની જે સામ્યરૂપ અવસ્થા તેને સ્થિતિ કહે છે.

(૩) ઉપચય અને અપચય એવા ફેરફારની નિરંતર સ્થિતિ હમેશાં ચાલુ રહેતી હોવાથી કોઈપણ એક અવસ્થા પૂર્ણપણે રહેતી નથી આવી અવસ્થાવિશેષની અપૂર્ણ સ્થિતિને સ્થિતિ કહે છે.

સ્થિતિને આવી રીતે સમજાવતા હેલારાજ જણાવે છે કે तदेव सततपरिणामिना गुणानामध्यवसायवशेन स्वभावेश्च साम्य तिरोभावापर्यवसान चेति प्रकारत्रयेण स्थितिरिह निरूपिता ।

गुणा इत्येव बुद्धेर्वा निमित्तत्व स्थितिर्मता ।
स्थितेश्च सर्वलिङ्गानाः सर्वनामत्वमुच्यते ॥१८॥

(અથવા ગુણો અંગે એ) ગુણો છે એવી સમજણના નિમિત્તને સ્થિતિ કહેવામાં આવી છે. અને બધાં લિંગોમાં (સમાનપણે) રહેલા લિંગવાચકત્વને સ્થિતિ કહે છે. (૧૮)

સત્ત્વ, રજસ્, તમસ્, એવા ગુણોની અવસ્થાઓ હમેશાં બદલાતી રહે છે બદલાતી અવસ્થાઓવાળા ગુણોમાં સામ્ય સમજવાના કારણરૂપે બીજું કશું નથી, પરંતુ સ્થિતિ અર્થાત્ નપુંસકલિંગ છે સ્ત્રીલિંગ અને પુલિંગમાં પણ તે સામ્યાવસ્થારૂપે રહેલ છે. જ્યારે કોઈ લિંગવિશેષનો બોધ થતો ન હોય ત્યારે આપણે તેને સ્થિતિ અથવા નપુંસકલિંગ સમજીએ છીએ. ગુણોનુ સામાન્ય ગુણરૂપ એટલે સ્થિતિ. આવા ગુણસામાન્યમાં બધા ગુણોનો અન્તર્ભાવ થાય છે તેથી આવિર્ભાવ અને તિરોભાવનો ખ્યાલ પણ આવા ગુણસામાન્ય ઉપરથી આવે છે પરિણામે સ્ત્રીત્વ, પુંસ્ત્વ વગેરે જુદાંજુદા લિંગોને માટે પણ સ્થિતિ અર્થાત્ નપુંસક લિંગ વાપરી શકાશે લિંગોનાં બધા નામોમા નપુંસકલિંગનો વ્યવહાર કરી શકાય.

स्थितेषु सर्वलिङ्‌गेषु विवक्षानियमाश्रय. ।
कस्य चिच्छब्दसंस्कारे व्यापार क्वचिदिष्यते ॥१९॥

(બધા શબ્દોમા) બધા લિંગો છે એવી સ્થિતિમા, કોઇક શબ્દના શુદ્ધ વપરાશમાં વિવક્ષાના નિયમ પ્રમાણે લિંગવ્યવસ્થા નક્કી કરવામાં આવે છે. (૧૯)

બધા પદાર્થોમા સત્ત્વ, રજસ્ અને તમસ્ રૂપી ત્રણ ગુણો હોવા છતાં, જનસમુદાયની કોઈ એક શબ્દને કોઈક ચોક્કસ લિંગમાં વાપરવાની વિવક્ષા તે શબ્દ માટે લિંગ નક્કી કરે છે. તે તે શબ્દમાં આવિર્ભાવ, તિરોભાવ અને સામ્યમાંથી કોઈ એક અવસ્થાનું

વિશેષરૂપે દર્શન થાય છે. આવું વિશેષ દર્શન અને તે પ્રમાણે નક્કી થતો તે શબ્દનો ચોક્કસ લિંગમાં વપરાશ, વિવક્ષાને આધીન છે. વ્યાકરણના નિયમો આખરે તો શબ્દોના વપરાશ માટેની વિવક્ષાને આધારે રચાય છે.

सन्निधाने निमित्तानां किञ्चिदेव प्रवर्तकम् ।
यथा तक्षादिशब्दानां लिङ्गेषु नियमस्तथा ॥२०॥

જેમ तक्षा (સુથાર) વગેરે શબ્દોમાં રહેલા અનેક લિંગધર્મોમાંથી એક ધર્મ (જ) તે શબ્દના લિંગને નક્કી કરે છે તેમ, શબ્દોમાં લિંગના નિમિત્તો રૂપે રહેલા અનેક ધર્મોમાંથી કોઈ (એક ધર્મ)જ તેમના લિંગનો વાચક બને છે. (૨૦)

શબ્દોના અર્થોના વાચક અનેક હેતુઓ હોય છે. પરંતુ એવાં અનેક નિમિત્તોમાંથી એક નિમિત્ત શબ્દના ચોક્કસ પ્રકારના વપરાશનું નિમિત્ત બને છે. तक्षा એટલે સુથાર, લાકડાં કાપે છે, તેમને માપે છે, છોલે છે, તેમાંથી અનેક આકૃતિઓ બનાવે છે છતાં तक्ष અર્થાત્ છોલવું એવા એક જ નિમિત્તને લીધે સુથારને तक्षा કહેવાય છે, कुम्भकार અર્થાત્ કુંભાર માટી લાવે છે. તેને સાફ કરે છે, પાણી લાવે છે, એવાં અનેક કાર્યો કરે છે, પરંતુ ઘડો બનાવવારૂપી કાર્યના નિમિત્તને લીધે જ તેને કુંભકાર કહેવાય છે. તે પ્રમાણે કોઈપણ વસ્તુમાં ત્રણ લિંગધર્મો રહેલા હોવા છતાં, વિવક્ષાના નિયમથી પ્રાપ્ત થતા વપરાશમાં એક જ લિંગ તે શબ્દના ચોક્કસ લિંગ માટે કારણભૂત બને છે.

भावतत्त्वदृशः शिष्टाः शब्दार्थेषु व्यवस्थिताः ।
यद्यद् धर्मेऽङ्गतामेति लिङ्गं तत्तत्प्रचक्षते ॥२१॥

પદાર્થના તત્ત્વને સમજનારા અને શબ્દોના અર્થોના ચોક્કસ જ્ઞાનવાળા શિષ્ટો, ધર્મના જ્ઞાનરૂપે જે લિંગ પ્રાપ્ત થતું હોય તેને જ લિંગ તરીકે જાહેર કરે છે. (૨૧)

स्त्रियाम् । (પા સૂ. ૪.૧.૩) સૂત્ર ઉપરના ભાષ્યમાં પ્રાપ્ત થતા શ્લોકવાર્તિક ૭ના વચન तस्योक्तौ लोकतो नाम । (ભાષામાં પુલ્લિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગની વ્યવસ્થા લૌકિક પ્રયોગ ઉપરથી સમજવી)માંના लोक શબ્દનો અર્થ ભર્તૃહરિ 'શિષ્ટો' કરે છે. આવા શિષ્ટોને પદાર્થોના પરમાર્થનો સાક્ષાત્કાર થતો હોવાથી, શબ્દાર્થોમાં સ્ત્રીલિંગ વગેરે લિંગોમાંથી જે લિંગ ધર્મસાધનરૂપ બને તે લિંગને જ પોતાના વપરાશ દ્વારા પ્રસિદ્ધિ આપે છે. તેથી અહીં વિવક્ષાને શિષ્ટોના પ્રયોગ ઉપરથી પ્રાપ્ત થતી (પ્રાયોક્ત્રી) સમજવાની છે, સામાન્ય લોકવ્યવહાર ઉપરથી પ્રાપ્ત થનારી (લૌકિકી, સ્વૈચ્છારૂપ) નહિ.

स्वरभेदाद् यथा शब्दाः साधवो विषयान्तरे ।
लिङ्गभेदात् तथा सिद्धात्साधुत्वमनुगम्यते ॥२२॥

જેમ સ્વરના ફેરફારને કારણે, શબ્દો બીજા (અર્થ)વિષયો દર્શાવવામાં (વ્યાકરણદૃષ્ટિએ) શુદ્ધ મનાય છે, તેમ શિષ્ટ પ્રયોગથી સિદ્ધ થયેલા નિશ્ચિત લિંગને કારણે (શબ્દોના) સાધુત્વનું જ્ઞાન થાય છે. (૨૨)

ચોક્કસ સ્વર પ્રમાણે ઉચ્ચારાતા શબ્દોનો ચોક્કસ અર્થ હોય છે. સ્વરનો ફેરફાર શબ્દને અસાધુ ઠરાવતો નથી, પરંતુ તે શબ્દ બીજા અર્થમાં શુદ્ધ મનાય છે એ બાબત ઉપર ભાર મૂકવામાં આવે છે. લિંગ અંગે પણ આવી જ સ્થિતિ છે. શિષ્ટોના વપરાશ ઉપરથી જાણીતા લિંગવાળા શબ્દો અમુક અર્થ દર્શાવે છે. એ શબ્દો જો બીજા લિંગમાં પ્રાપ્ત થતા હોય તો બીજો અર્થ દર્શાવશે. अक्ष (ધરી) શબ્દ આદ્યુદાત્ત છે, પરંતુ તેનો સ્વર બદલાતાં અર્થાત્ અન્તોદાત્ત થતાં अक्षનો અર્થ પાસા થશે. નપુંસકલિંગમાં વપરાતો अर्धम् શબ્દ સરખો અધો ભાગ એવો અર્થ દર્શાવે છે, પરંતુ, પુલ્લિંગમાં વપરાતો अर्धः શબ્દ એક ભાગ એવો અર્થ દર્શાવે છે.

प्रयोगो विप्रयोगश्च लोके यत्रोपलभ्यते ।
शास्त्रमारभ्यते तत्र न प्रयोगाविपर्यये ॥२३॥

લોકમાં જ્યાં શુદ્ધ પ્રયોગ અને અશુદ્ધ પ્રયોગ પ્રાપ્ત થતા હોય ત્યાં શાસ્ત્ર-નિયમ રજૂ થાય છે, અશુદ્ધ પ્રયોગ ન હોય ત્યાં નહિ. (૨૩)

अक्षिणी मे दर्शनीये । (મારાં બે નેત્રો સુન્દર છે.), पादौ मे सुकुमारतरौ । (મારા બે પગ અત્યંત કોમળ છે) એવા શુદ્ધ પ્રયોગોને બદલે अक्षीणि मे दर्शनीयानि । અને पादा मे सुकुमारतराः । એવા અશુદ્ધ પ્રયોગો જોવા મળે છે. આવા અશુદ્ધ પ્રયોગોની નિવૃત્તિ માટે વ્યાકરણશાસ્ત્રમાં बहुषु बहुवचनम् । (પા સૂ ૧.૪.૨૧, ઘણી વસ્તુઓ માટે બહુ-વચન વપરાય છે) જેવાં નિયમવચનો રચવામાં આવ્યાં છે.

જ્યાં અશુદ્ધ પ્રયોગો પ્રાપ્ત થતા ન હોય ત્યાં શાસ્ત્રના નિયમોની કશી જરૂર નથી. પાણિનિનાં ते प्राग्धातोः । (પા.સૂ.૧.૪.૮૦, ગતિ અને ઉપસર્ગને ધાતુની પહેલાં યોજવા) અને उपसर्जनं पूर्वम् । (પા.સૂ.૨.૨.૩૦, ગૌણપદ પહેલું મૂકાય છે) સૂત્રોનું વાર્તિકકારે न वानिष्टादर्शनात् (અયોગ્ય પ્રયોગો મળતા ન હોવાથી આવા નિયમો કરવાની જરૂર નથી) એવા શબ્દોથી પ્રત્યાખ્યાન કર્યું છે. 'વ્યવહારમાં प्रपचति ને બદલે पचतिप्र એવો પ્રયોગ કે राजपुरुषः । ને બદલે पुरुषराजः । એવો પ્રયોગ મળતો નથી.

उपाधिभेदादर्थेषु गुणधर्मस्य कस्यचित् ।
निमित्तभावः साधुत्वे विवक्षा च व्यवस्थिता ॥२४॥

પદાર્થોમાં તેમનાં વિશિષ્ટ લક્ષણોને કારણે (સત્ત્વાદિ) ગુણોમાંનો કોઈ એક ધર્મ, (શબ્દના) લિંગના સાધુત્વનું નિમિત્ત અને વિવક્ષાનો વિષય બને છે. (૨૪)

સત્ત્વાદિ ગુણોથી પ્રાપ્ત થતા રૂપાદિ ધર્મો લિંગ માટે જવાબદાર બને છે. સામ્યાવસ્થામાં રહેલા સત્ત્વાદિ ગુણો સૂક્ષ્મ હોઈને, લોકવ્યવહારમાં પ્રાપ્ત થતા નથી. તેથી તેમના પરિણામરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ વગેરેની આવિર્ભાવ અને તિરોભાવ રૂપ અવસ્થાઓ સ્ત્રીલિંગ, પુલ્લિંગ અને નપુંસકલિંગ એવા લિંગભેદ માટે જવાબદાર બને છે. આવું લિંગ શબ્દમાં નિયત હોય છે. આ વિચાર પ્રમાણે લિંગ વસ્તુધર્મ થશે.

પરંતુ વૈયાકરણમતમાં લિંગ વસ્તુધર્મ નહિ પરંતુ વસ્તુનું અભિધાન કરનાર શબ્દનો ધર્મ મનાય છે. પુષ્યઃ, તારકા, નક્ષત્રમ્ એમાં વસ્તુ એક જ છે, છતાં લિંગભેદ છે, કારણ કે એક જ પદાર્થને જણાવનારા શબ્દો ત્રણ લિંગમાં વપરાયા છે. તેથી એમ કહી શકાય કે यत्र शब्दान्यत्वं तत्र लिङ्गत्रयम् ।

हिमारण्ये महत्त्वेन युक्ते स्त्रीत्वमवस्थितम् ।
ह्रस्वोपाधिविशिष्टायाः कुट्याः प्रसवयोगिता ॥२५॥

હિમ અને અરણ્ય જ્યારે મહત્ સાથે જોડાય ત્યારે તેને સ્ત્રીત્વ પ્રાપ્ત થાય છે; હ્રસ્વ એવા વિશેષ અર્થથી જોડાતા કુટી(શબ્દ)ને પુલ્લિંગ સાથે સંબંધ થાય છે. (૨૫)

હિમ શબ્દનો સંબંધ મહત્ સાથે થાય ત્યારે તેને સ્ત્રીલિંગ થાય છે, જેમ કે હિમાની એ પ્રમાણે महद् अरण्यं એવો અર્થ દર્શાવતા अरण्यानि શબ્દને પણ સ્ત્રીત્વ પ્રાપ્ત થાય છે કુટી (ઘર) શબ્દ સ્ત્રીલિંગ છે, પરંતુ નાનું ઘર એવા અર્થવાળા કુટી શબ્દને બદલે કુટીરઃ એવો પુલ્લિંગ શબ્દ સમજવામાં આવે છે.

शब्दान्तराणां भिन्नेऽर्थे उपायाः प्रतिपत्तये ।
एकतामिव निश्चित्य लघ्वर्थमुपदर्शिताः ॥२६॥

અર્થો જ્યારે જુદા હોય ત્યારે શબ્દો પણ જુદા જુદા હોય છે. (પરંતુ) તે (શબ્દો) એક જ છે એમ માનીને, લાઘવને માટે, તેમની એકતાની કલ્પના કરીને તેમને જણાવવાના ઉપાયો યોજવામાં આવે છે. (૨૬)

હિમ અને હિમાની, કુટી અને કુટીર, શમી અને શમીર, તથા शुण्डा અને शुण्डार એવા શબ્દો વાસ્તવમાં સરખા નથી. અર્થો જુદા હોય તો શબ્દોને પણ જુદા જ સમજવા પડે. પરંતુ વ્યાકરણશાસ્ત્રમાં લાઘવથી તેમનો સરળ ઉપદેશ થઈ શકે એટલા માટે તે શબ્દો એક જ છે, એવી કલ્પના કરવામાં આવી છે. આવી કલ્પના શબ્દો અને તેમના અર્થોને જાણવાના ઉપાયરૂપે છે.

उत्पत्तिः प्रसवोऽन्येषां नाशः संस्त्यानमित्यपि ।
आत्मरूपं तु भावानां स्थितिरित्युपदिश्यते ॥२७॥

બીજા કેટલાકના મતમાં ઉત્પત્તિ પ્રસવ છે, નાશ સંસ્ત્યાન છે, અને પદાર્થોના સ્વાભાવિક સ્વરૂપને સ્થિતિ કહેવામાં આવે છે. (૨૭)

અત્યાર સુધી સાંખ્ય દર્શનનો આશ્રય કરીને સંસ્ત્યાન, પ્રસવ વગેરેને સમજાવવામાં આવ્યાં. હવે આ સંસ્ત્યાન વગેરેને વૈશેષિક સિદ્ધાન્તના અનુલક્ષ્યમાં સમજાવવામાં આવે છે. વૈશેષિક મતમાં પ્રસવ એટલે જન્મ અર્થાત્ ઉત્પત્તિની પહેલાં જેનું અસ્તિત્વ ન હતું તેવા અવયવીનો જન્મ. આને પુંસ્ત્વ કહેવાય છે. સાંખ્ય દર્શનમાં તેને આવિર્ભાવ કહે છે. એ પ્રમાણે સંસ્ત્યાન એટલે અપચય અથવા વિનાશ. સાંખ્ય દર્શનમાં તેને તિરોભાવ કહે છે. નિત્ય અને અનિત્ય તત્ત્વોનું પોતાનું સ્વાભાવિક રૂપ, તેને સ્થિતિ કહે છે.

दृष्टं निमित्तं केषाञ्चिज्जात्यादिवदवस्थितम् ।
दृष्टवच्छब्दसंस्कारमात्रं तु परिकल्पितम् ॥२८॥

કેટલાક (પદાર્થોમાં)માં (લિંગનું) ચિહ્ન, (પદાર્થોની) જાતિ વગેરેની જેમ, પ્રત્યક્ષ હાજર હોય છે. (બીજા પદાર્થોમાં), જાણે તે (લિંગચિહ્ન) દેખાતું હોય તેમ, આરોપવામાં આવે છે અને માત્ર શબ્દોના (સાધુત્વ માટેના) સંસ્કાર રૂપે કલ્પવામાં આવે છે. (૨૮)

લિંગ અંગે ગણાવેલા સાત મતોમાંથી शब्दोपजनितोऽर्थात्मा । એવા મતની અહીં સ્પષ્ટતા કરવામાં આવી છે.

મનુષ્યોમાં અને પશુઓમાં લિંગનાં ચિહ્નો સ્પષ્ટ દેખાઈ આવે છે. આવાં ચિહ્નો તે તે વ્યક્તિઓ અથવા જીવંત પદાર્થોના લિંગને નક્કી કરવા માટે જવાબદાર હોય છે. જ્યાં લિંગનાં નિમિત્તો દેખાઈ આવતાં ન હોય ત્યાં, તેવાં નિમિત્તોનો આરોપ કરવામાં આવે છે. આવો આરોપ શબ્દના સાધુત્વ-અસાધુત્વરૂપી સંસ્કારને જાણવા માટે હોય છે.

यथा प्रसिद्धेऽप्येकत्वे नानात्वाभिनिवेशिनः ।
नानात्वं जनयन्तीव शब्दा लिङ्गेऽपि स क्रमः ॥२९॥

જ્યાં એકવચન જાણીતું હોય ત્યાં પણ બહુવચનના વપરાશવાળા શબ્દો બહુવચન(નો ભાવ) ઉત્પન્ન કરે છે લિંગ અંગે પણ આવી જ વ્યવસ્થા છે (૨૯)

પાણી, સ્ત્રી, રેતી, વર્ષાઋતુ, પ્રાણ વગેરે શબ્દોમાં એકત્વનો જ નિશ્ચય હોય છે, પરંતુ આ શબ્દો અર્થાત્ आपः, दाराः, सिकताः, वर्षाः અને प्राणाः બહુવચનના વપરાશવાળા છે, તેથી તે બહુવચનનો ભાવ ઉત્પન્ન કરે છે. પરમાર્થપણે તેમનામાં બહુવચનનો અર્થ નથી. તે પ્રમાણે तारका, नक्षत्रम्, पुष्यः વગેરેમાં, વાસ્તવમાં લિંગભેદ નથી, લિંગભેદનાં નિમિત્તો પણ દેખાતાં નથી, પરંતુ તેમના આવા ભિન્ન લિંગના વપરાશને લીધે શબ્દવ્યવહારમાં તે શબ્દો તેવા જુદા જુદા લિંગવાળા પ્રાપ્ત થાય છે.

इदं वेयमयं चेति शब्दसंस्कारमात्रकम् ।
निमित्तदर्शनादर्थे कैश्चित्सर्वत्र वर्ण्यते ॥३०॥

इदम्, इयम्, अयम् (એવાં જુદાં જુદાં લિંગો) માત્ર શબ્દોના સંસ્કાર માટે છે. અર્થમાં આવા કોઈક નિમિત્તને નિહાળીને, કેટલાક (આચાર્યો) લિંગને, સર્વત્ર, માત્ર શબ્દસંસ્કાર રૂપે સમજાવે છે. (૩૦)

इदं वस्तु, इयं व्यक्तिः, અને अयं अर्थः એવા પ્રયોગોમાં ત્રણે લિંગ માત્ર શબ્દ-સંસ્કાર માટે છે. આવા અર્થમાં આવા શબ્દસંસ્કારરૂપ નિમિત્તને જોઈને કેટલાક આચાર્યોએ બધે લિંગને એ પ્રમાણે સમજાવ્યું છે. આ કારિકામાં शब्दसंस्कार इत्यादि । એવા લિંગ અંગેના સાતમા મતને સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

नावश्यं विषयत्वेन निमित्तं व्यवतिष्ठते ।
इन्द्रियादि यथादृष्टं भेदहेतुस्तदिष्यते ॥३१॥

ઇન્દ્રિયો વગેરે અદષ્ટ હોવા છતાં પદાર્થોને જુદી રીતે સમજવા માટે (તેઓ) કારણરૂપ બને છે બીજાને સમજવામાં નિમિત્ત બનનાર પદાર્થ પોતે જ્ઞાનનો વિષય બનતો નથી. (૩૧)

નેત્ર વગેરે ઇન્દ્રિયો દર્શનનો વિષય બનતી નથી. પરંતુ પદાર્થોને નીરખવા માટે અને તેમને જુદા જુદા સમજવા માટે તે જવાબદાર છે. કોઈક નિમિત્તનું બાહ્ય રૂપે દર્શન થતું ન હોય છતાં ફલના આવિષ્કાર માટે તે ઉપયોગી બને છે. આ વાત લિંગને પણ લાગુ પડે છે. પદાર્થોમાં લિંગ દેખાતું ન હોય છતાં ચોક્કસ લિંગવિશિષ્ટ પદાર્થોના સાધુત્વને માટે તે ઉપયોગી અને જવાબદાર છે.

હેલારાજ જણાવે છે કે લિંગ વિશે આવા અનેક મતો ભર્તૃહરિએ સ્પષ્ટ કર્યાં છે. આ બધામાંથી, મહાભાષ્યમાં પ્રાપ્ત થતો અને ભર્તૃહરિએ સ્વીકારેલો સત્ત્વાદિ ગુણોની અવસ્થાઓ અંગેનો મત વૈયાકરણ સંપ્રદાયમાં સ્વીકાર્ય બનેલો છે. લિંગ અંગેની સમગ્ર ચર્ચા હેલારાજે પોતાના એક ગ્રંથ વાર્તિકોન્મેષમાં વિસ્તારથી રજૂ કરી છે. કમનસીબે આ ગ્રંથ પ્રાપ્ય નથી.

। इति लिङ्गसमुद्देशः ।

આ પ્રમાણે લિંગસમુદ્દેશ પૂરો થયો.

## १४

## वृत्तिसमुद्देशः

## ૧૪

## વૃત્તિસમુદ્દેશ

कुत्साप्रशंसातिशयैः समासार्थं तु युज्यते ।
पदं स्वार्थादयः सर्वे यस्मात् कुत्सादिहेतवः ॥१॥

પરિપૂર્ણ અર્થોવાળા પદને જ નિન્દા, પ્રશંસા અને પ્રકર્ષને દર્શાવતા પ્રત્યયો સાથે યોજવામાં આવે છે. કારણ કે (પદના) પોતાના બધા અર્થો નિન્દા વગેરેના કારણ રૂપે હોય છે. (૧)

પદકાંડનો કદમાં સૌથી મોટો ૬૨૫ કારિકાઓવાળો વિભાગ વૃત્તિસમુદ્દેશ, હવે શરૂ થાય છે. અત્યાર સુધીમાં અસમસ્ત અર્થાત્ એકલા પદના અર્થો જેવા કે દ્રવ્ય, કાલ, લિંગ, સંખ્યા, ઉપગ્રહ વગેરે વિષે ચર્ચા કરવામાં આવી હવે સમસ્ત પદ અર્થાત્ વૃત્તિગત અર્થોનો વિચાર કરવામાં આવે છે.

વૃત્તિને કૃદન્ત, તદ્ધિતાન્ત, સમાસ, એકશેષ અને ધાતુ એમ પાંચ પ્રકારે સમજવામાં આવે છે. આ વિભાગમાં આ બધાની ક્રમબદ્ધ, વ્યવસ્થિત અને બધા મુદ્દાઓને આવરી લેતી ચર્ચા ભર્તૃહરિએ કરી નથી. પાંચ પ્રકારની વૃત્તિઓ અંગે વાર્તિકકાર અને ભાષ્યકારનાં વચનોનાં વ્યાખ્યાન રૂપે ભર્તૃહરિએ કારિકાઓ દ્વારા પોતાના વિચારોને રજૂ કર્યો છે તેમાં વિષયના સંદર્ભમાં એકસૂત્રતા કે ક્રમબદ્ધ રજૂઆત નથી, પરંતુ પ્રકીર્ણ મુદ્દાઓનું અર્થઘટન છે; સમગ્ર વિભાગ વાર્તિક અને ભાષ્યમાંનાં તે તે સ્થળોની ચર્ચાના નિષ્કર્ષ રૂપે છે એમ પણ નથી; પરંતુ તે ચર્ચાના કેટલાક મુદ્દાઓને પસંદ કરીને તેમને વિષે વિગતથી વિચાર કરવામાં આવ્યો છે. શરૂઆતમાં સમાનાધિકરણ પદોવાળી તદ્ધિત વૃત્તિનો વિચાર કરવામાં આવ્યો છે.

પ્રાતિપદિક રૂપે રહેલ શબ્દ હમેશાં પાંચ અર્થો –સ્વાર્થ, દ્રવ્ય લિંગ, સંખ્યા અને કર્મ દર્શાવે છે. આ અંગે કેટલાક મતભેદો છે અને તેમને વિષે પ્રાચીન સમયથી સૂક્ષ્મ ચર્ચા પ્રચલિત છે. કેટલાક વૈયાકરણો શબ્દના સ્વાર્થ, દ્રવ્ય અને લિંગ એવા ત્રણ અર્થો છે એમ જાહેર કરે છે. પહેલા મતને पञ्चकः प्रातिपदिकार्थः કહે છે. બીજા મતને त्रिकः प्रातिपदिकार्थः મત કહે છે. चतुष्कः प्रातिपदिकार्थः પક્ષમાં સ્વાર્થ, દ્રવ્ય, લિંગ અને કર્મ એવા ચાર અર્થો મળે છે. ત્રિક પક્ષ કાશિકાકાર અને તેમના બે ટીકાકારો, જિનેન્દ્રબુદ્ધિ અને હરદત્તને માન્ય હતો. સામાન્ય રીતે વૈયાકરણો ત્રણેય પક્ષોને સ્વીકારે છે.

સ્વાર્થને જાતિ, ગુણ, ક્રિયા અને સંબંધ તરીકે સમજાવવામાં આવ્યો છે, શબ્દ સૌથી પહેલાં સ્વાર્થ દર્શાવે છે જે જાતિ, ગુણ, ક્રિયા અથવા સંબંધ હોઈ શકે પા. સૂ કુત્સિતે । (૫ ૩.૭૪, નિન્દાની વિવક્ષા હોય ત્યારે પ્રાતિપાદિકને સ્વાર્થમાં क પ્રત્યય લાગે છે) ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે :

स्वार्थमभिधाय शब्दो निरपेक्षो द्रव्यमाह समवेतम् ।
समवेतस्य च वचने लिङ्गं वचनं विभक्तिं च ॥
अभिधाय तान्विशेषान् अपेक्षमाणश्च कृत्स्नमात्मानम् ।
प्रियकुत्सनादिषु पुनः प्रवर्ततेऽसौ विभक्त्यन्तः ॥

'શબ્દ બીજા કશાની અપેક્ષા રાખ્યા વિના, સૌથી પહેલાં, પોતાના અર્થનું અર્થાત્ સ્વરૂપ, જાતિ, ગુણ, ક્રિયા અથવા સંબંધનું અભિધાન કરે છે (શબ્દ) ત્યારબાદ આ સ્વાર્થ જેમાં રહેલો છે એવા દ્રવ્યનું અભિધાન કરે છે. અને તે દ્રવ્યનાં લિંગ, વચન અને વિભક્તિનું અભિધાન કરે છે ત્યારબાદ તે વિભક્ત્યન્ત શબ્દ પોતાનું સ્વરૂપ પૂર્ણ-પણે જાહેર કરીને, નિન્દા, પ્રશંસા, અને પ્રકર્ષ રૂપી બાહ્ય અર્થો સાથે સંબંધ પામે છે. સંક્ષેપમાં, સ્વાર્થનું અભિધાન કરનારા વિભક્ત્યન્ત પદને જ નિન્દા, પ્રશંસા અને પ્રકર્ષના પ્રત્યયો, જેવા કે क અથવા कन् લાગે છે.

देवदत्तादिकुत्सायां वर्तते कुत्सितश्रुतिः ।
कुत्सितस्था तु या कुत्सा तदर्थं को विधीयते ॥२॥

દેવદત્ત વગેરેની નિન્દા દર્શાવવા માટે કુત્સિત શબ્દ વાપરવામાં આવે છે. કુત્સિત શબ્દમાં રહેલી જે નિન્દા, તેને દર્શાવવા માટે क પ્રત્યયનું વિધાન થયું છે.(૨)

કુત્સિતઃ દેવદત્તઃ । (દેવદત્ત નિન્દ્ય છે) એવા પ્રયોગમાં કુત્સા અર્થાત્ નિન્દાનો અર્થ દર્શાવવા માટે દેવદત્ત શબ્દની સાથે કુત્સિત શબ્દ વાપરવામાં આવે છે લિંગ, સંખ્યા, વગેરે ઉપાધિવાળા દ્રવ્યનું અભિધાન કરનારા દેવદત્ત રૂપી પ્રાતિપદિક સાથે આ કુત્સિત શબ્દ વપરાય છે.

કુત્સિત કે અનુકમ્પિત શબ્દો પોતે જ નિન્દા અને અનુકમ્પાનો ભાવ દર્શાવે છે તો પછી કુત્સિતક, અનુકમ્પિતક જેવા પ્રયોગો કેવી રીતે સમજી શકાશે? આવા પ્રયોગોમાં क પ્રત્યય કુત્સિત શબ્દ સાથે જોડાતા પ્રત્યયાર્થ કુત્સા અથાત્ નિન્દાનું અભિધાન કરશે. કુત્સિતક શબ્દ દર્શાવે છે કે કોઈકને ખોટી રીતે નિન્દ્ય ગણ્યો છે અથવા નિન્દ્ય હોવાથી તે નિન્દાને પાત્ર છે, અર્થાત્ નિન્દાના ભાવ પ્રત્યેની નિન્દા क પ્રત્યય દર્શાવશે હેલારાજ આ કુત્સાને બાહ્ય કુત્સા કહે છે તેમના જણાવવા પ્રમાણે કુત્સિત માં કુત્સાનો અર્થ પ્રાતિપદિક વડે વાચ્ય બને છે કુત્સિતક માં બાહ્ય કુત્સાનો અર્થ क પ્રત્યય વડે દર્શાવાય છે.

प्रकृष्ट इति शुक्लादिप्रकर्षस्याभिधायकः ।
प्रकृष्टस्य प्रकर्षे तु तरबादिर्विधीयते ॥३॥

પ્રકૃષ્ટ શબ્દ, સફેદ વગેરે ગુણોમાં રહેલ પ્રકર્ષનું અભિધાન કરે છે પ્રકૃષ્ટનો પ્રકર્ષ દર્શાવવા માટે तरप् વગેરે (પ્રત્યયો) લગાડવામાં આવે છે (૩)

'અત્યંત શુભ્ર' એવો અર્થ દર્શાવવા માટે शुक्लतर: અથવા प्रकृष्ट: शुक्ल: પ્રયોગ વપરાય છે પરંતુ પ્રકૃષ્ટનો પ્રકર્ષ દર્શાવવો હોય તો તો तरप् પ્રત્યય લગાડવામાં આવે છે, જેમકે प्रकृष्टतर:. એ જ પ્રમાણે श्रेष्ठः માં પ્રકર્ષ દર્શાવવા માટે श्रेष्ठतम: અને ज्येष्ठ: માં પ્રકર્ષ દર્શાવવા માટે ज्येष्ठतम: પ્રયોગો વપરાય છે.

कुत्सिततत्वेन कुत्स्यो वा न सम्यग् वापि कुत्सितः ।
स्वशब्दाभिहिते केन विशिष्टोऽर्थः प्रतीयते ॥४॥

(કોઇક) નિન્દ્ય હોવાથી તેને કુત્સિત સમજવામાં આવ્યો છે અથવા તેને યોગ્ય રીતે નિન્દ્ય માન્યો નથી. પોતાના શબ્દથી જેનું અભિધાન થયું છે તેનો વિશિષ્ટ અર્થ क પ્રત્યય વડે સ્પષ્ટ કરવામાં આવે છે. (૪)

બીજી કારિકામાં કુત્સિતની કુત્સા દર્શાવવા માટે कुत्सित: શબ્દને क પ્રત્યય લગાડીને कुत्सितक: પ્રયોગ થાય છે, એમ દર્શાવવામાં આવ્યું. આ બાબતની સ્પષ્ટતા અહીં કરવામાં આવી છે.

कुत्सित: એવા સામાન્ય શબ્દથી કશો વિશેષ અર્થ દર્શાવાતો નથી. કુત્સિત વ્યક્તિને તેનાં પોતાનાં કાર્યોને લીધે નિન્દ્ય સમજવામાં આવે છે કે પછી સારો હોવા છતાં તેના શત્રુઓ વડે તેને નિન્દ્ય ઠરાવવામાં આવ્યો છે, એવી સ્પષ્ટતા એકલા कुत्सित: શબ્દ ઉપરથી થતી નથી. कुत्सितक: શબ્દ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તે વ્યક્તિને નિન્દ્ય સમજવાની માન્યતા જ નિન્દ્ય છે અને તેના શત્રુઓએ તેને નિન્દ્ય ઠરાવ્યો છે. એકલો कुत्सितः શબ્દ સામાન્ય નિન્દ્ય કાર્ય કરનાર નિન્દાલાયક વ્યક્તિ એવો અર્થ દર્શાવે છે. कुत्सितक: શબ્દ બ્રહ્મહત્યા વગેરે ગંભીર પાપ આચરનાર માટે વાપરવામાં આવે છે. આમ कुत्सित: અને कुत्सितक: એવા શબ્દો વચ્ચે અર્થ પરત્વે સ્પષ્ટ ભેદ છે.

न च साम्प्रतिकी कुत्सा भेदाभावात् प्रतीयते ।
पूज्यते कुत्सितत्वेन प्रशस्तत्वेन कुत्स्यते ॥५॥

(કુત્સા શબ્દના સ્વરૂપમાં) ભેદ ન હોવાથી (કુત્સિત શબ્દ ઉપરથી) વર્તમાન સમયની નિન્દા સમજાતી નથી. નિન્દ્ય હોય તે પૂજ્ય બને છે અને સ્તુત્ય હોય તે નિન્દ્ય બને છે. (૫)

કુત્સિત શબ્દ અને કુત્સિતક શબ્દમાં ભેદ દર્શાવતી આ કારિકા છે. કુત્સિત શબ્દમાંથી પ્રાતિપદિકાર્થ સામાન્ય નિન્દા અને કુત્સિતક શબ્દમાંથી પ્રત્યયપ્રાપ્ત વિશિષ્ટ નિન્દા એવા બે જુદા જુદા અર્થો પ્રાપ્ત થતા નથી. તેથી કુત્સિત શબ્દ ઉપરથી નિન્દા વર્તમાન સમયની છે કે કેમ તે સ્પષ્ટ થતું નથી. વળી નિન્દ્ય પદાર્થ નિન્દ્ય પણ હોય અને સ્તુત્ય પણ હોઈ શકે. આવા અર્થમાં रूप् પ્રત્યય લાગે છે. પા. સૂ. प्रशंसायां रूपप् (૫. ૩. ૬૬. પ્રશંસાની વિવક્ષા હોય ત્યારે પ્રશસ્ત અર્થના વાચક શબ્દને रूप् પ્રત્યય લાગે છે.) ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે સ્પષ્ટતા કરી છે કે પ્રશંસા અર્થને દર્શાવવામાં પ્રાતિપદિકને रूप् પ્રત્યય લાગે છે. તેને તે સ્વાર્થ લાગે છે. સ્વાર્થે તે શબ્દના લિંગ, વચન વગેરેને

અનુસરે છે જ. વાર્તિકકારે આ સૂત્ર અંગે જણાવ્યું છે કે વૃષલ અર્થાત્ શૂદ્ર વગેરે શબ્દોને પણ रूपप् પ્રત્યય લગાડવો, જેમકે वृषलरूप, दस्युरूप, चोररूप આદી પ્રકૃત્યર્થની વિશેષ સ્પષ્ટતા માટે જ रूपप् પ્રત્યય લાગે છે वृषलरूप: એટલે સાચો શૂદ્ર તે માંસ કાંદા ખાય છે એટલુ જ નહિ પરંતુ દારૂ પણ પીવે છે चोररूप એટલે અઠ્ઠલ ચોર, તમારી આંખોનું કાજળ પણ તે ચોરી લે दस्युरूप એટલે પાકો ગુન્હેગાર, દોડતા માણસનું લોહી પણ પી લે એવો. આ ઉદાહરણોમાં નિન્દ્ય એવા શૂદ્ર, ચોર અને દસ્યુનાં શૂદ્રત્વ, ચૌર્ય અને દસ્યુકર્મોની પ્રશંસા કરવામાં આવી છે. એ પ્રમાણે प्रशस्तरूप શબ્દમાં જે વખાણને પાત્ર છે તેને નિન્દ્ય સમજવામા આવે છે એવો અર્થ છે આમ હોવાથી કુત્સિત શબ્દને વિશેષ અર્થમાં क પ્રત્યય લગાડવામાં આવ્યો છે.

विशेषणविशेष्यत्वं पदयोरुपजायते ।
न प्रातिपदिकार्थश्च तत्रेव व्यतिरिच्यते ॥६॥

બે પદો વચ્ચે વિશેષણવિશેષ્યભાવ ઉત્પન્ન થાય છે, તેથી ત્યાં પ્રાતિપદિકના અર્થમાં ફેરફાર થતો નથી (૬)

विशेषणं विशेष्येण बहुलम् । (૨ ૧ ૫૭ સમાનાધિકરણ વિશેષણ પદ વિશેષ્યપદ સાથે વિકલ્પે તત્પુરુષ સમાસમા જોડાય છે) અને प्रातिपदिकार्थलिङ्गपरिमाणवचनमात्रे प्रथमा । (૨ ૩ ૪૬, માત્ર પ્રાતિપદિકના લિંગના, પરિમાણના અને વચનના અર્થમાં પ્રથમા વિભક્તિ થાય છે) ઉપરના ભાષ્યવચનોને આધારે આ કારિકાનો વિચાર રજૂ થયો છે विशेषण० । સૂત્ર ઉપરના વાર્તિક विशेषणविशेष्ययोरुभयविशेषणत्वादुभयोश्च विशेष्यत्वा दुपसर्जनाप्रसिद्धि । માં જણાવ્યુ છે કે આ સૂત્રમાં કહેલા તત્પુરુષ સમાસનાં વિશેષણ અને વિશેષ્ય એવા પદોને દરેકને વિશેષણત્વ અને વિશેષ્યત્વ પ્રાપ્ત થાય છે, તેથી ગૌણ પદ કયુ તે નક્કી કરી શકાતુ નથી कृष्णतिला એવા તત્પુરુષ સમાસમા ઉપસર્જન પદ કયુ તે નક્કી કરી શકાતું નથી બીજા વાર્તિકમાં જણાવ્યુ છે કે આને દોષ ન કહેવાય કારણ કે कृष्णतिला : સમાસમા એક પદ અર્થાત્ तिला પ્રધાન છે અને બીજું પદ कृष्णा. ઉપસર્જન છે આવા જ પ્રયોગની વિવક્ષા છે, તો પણ कृष्णतिला ને બદલે तिलकृष्णा: એવો સમાસપ્રયોગ થઈ શકતો નથી, કારણ કે બન્ને સ્વતત્ર પ્રથમાન્ત શબ્દો છે અને તેમનો પ્રયોગ कृष्णा तिला कृष्णतिला એમ થયો છે તેમા ઉપસર્જન પદ કયુ એવો સશય તો જ્યારે બ ને શબ્દો ગુણવાચક હોય, જેમ કે खञ्जकुब्ज ત્યારે જ થાય પરતુ कृष्णतिला મા તો એક પદ દ્રવ્યવાચક અને બીજુ ગુણવાચક છે તેથી દ્રવ્યવાચક પદ પ્રધાન પદ જ હોઈ શકે.

બીજા સૂત્ર प्रातिपदिकार्थ० । ઉપરના ભાષ્યમા જણાવ્યુ છે કે પ્રથમા માટે પ્રાતિપદિકાર્થ, લિગ, પરિમાણ અને વચનને જ નિમિત્ત માનવામા આવતા, સમાનાધિકરણ वीर. पुरुष . । જેવા ઉદાહરણોમા પ્રથમાના વિધાન માટે જુદો નિયમ કરવો જોઈએ કારણ કે પ્રાતિપદિકાર્થ વગેરે ઉપરાત વિશેષ અર્થ આ ઉદાહરણમા પ્રાપ્ત થાય છે અને તેથી પ્રથમા થશે નહિ. આ વિશેષ અર્થ છે, पुरुष શબ્દમા वीर એવા વિશેષણ શબ્દને કારણે પ્રાપ્ત થતું વિશેષ્યત્વ અને पुरुष શબ્દમાથી वीर ને પ્રાપ્ત થતું વિશેષણત્વ, આ અંગે

સમાધાન વાર્તિક દ્વારા જણાવવામાં આવ્યું છે કે वीरः पुरुषः માં પ્રાતિપદિકાર્થ ઉપરાંત જે વિશેષ અર્થ મળે છે તે, તે શબ્દોના પરસ્પર સાન્નિધ્યને કારણે પ્રાપ્ત થતો વાક્યાર્થ જ છે.

विशेष्यं स्यादनिर्ज्ञातं निर्ज्ञातार्थो विशेषणम् ।
परार्थत्वेन शेषत्वं सर्वेषामुपकारकम् ॥७॥

(દ્રવ્યરૂપ) વિશેષ્ય જાણીતું નથી અને ગુણ, ક્રિયા, વગેરે બરાબર જાણીતા અર્થો વિશેષણ છે. (ગુણ, ક્રિયારૂપી) બધાં પોતાના આશ્રય ઉપર ઉપકાર કરનારાં વિશેષણો બીજાને (અર્થાત્ વિશેષ્યને) અર્થે હોવાથી શેષરૂપે છે. (૭)

વિશેષણ અને વિશેષ્ય એવા શબ્દો અન્વર્થ છે. વિશેષણ ભેદક અર્થાત્ એક વિશેષ્યને બીજા વિશેષ્યથી જુદું દર્શાવનારું છે અને વિશેષ્ય વિશેષણ દ્વારા ભેદ્ય છે. વિશેષ્ય જે જ્ઞાપ્ય છે તે પ્રધાન છે અને વિશેષણ જે જ્ઞાપક છે તે અપ્રધાન છે દ્રવ્યનો ક્રિયા સાથે સંબંધ બીજા કોઈની મદદ વિના થાય છે. પરંતુ ગુણનો ક્રિયા વગેરે સાથેનો સંબંધ બીજા દ્રવ્ય દ્વારા અર્થાત્ પરોક્ષ છે. આમ જ્ઞાપ્યજ્ઞાપકભાવ અને ભેદ્યભેદકભાવ ઉપરથી વિશેષ્યવિશેષણભાવ પ્રાપ્ત થાય છે.

विभक्तिभेदो नियमाद् गुणगुण्यभिधायिनोः ।
सामानाधिकरण्यस्य प्रसिद्धिर्द्रव्यशब्दयोः ॥८॥

(ગૌણ) ગુણ અને (પ્રધાન) ગુણીનું અભિધાન કરનારા (શબ્દો)ની જુદી વિભક્તિ નિયત છે. સમાન વિભક્તિમાં હોય ત્યારે તે શબ્દો દ્રવ્યના વાચક બને છે. (૮)

पटस्य शुक्लः । એવા પ્રયોગમાં पटस्य શબ્દ દ્રવ્યનું અભિધાન કરે છે, અને शुक्लः ગુણનું અભિધાન કરે છે. આ પદો વચ્ચે ગુણપ્રધાનભાવ શાબ્દિક છે, અહીં ગૌણ પદ पटस्य પ્રધાન પદ शुक्लः ના ઉપકાર માટે તૈયાર થયેલું હોઈ તેને ગૌણપદની વિભક્તિ અર્થાત્ ષષ્ઠી વિભક્તિ પ્રાપ્ત થાય છે પ્રધાનપદ शुक्ल पटस्यના ઉપકાર માટે હોઈ તેને પ્રથમા લાગે છે. આમ બંને વચ્ચે વિભક્તિભેદ નિયત છે. સમાનાધિકરણ પદો वीरः पुरुषःમાં બંને પદો દ્રવ્યશબ્દો છે. તેથી ત્યાં પ્રથમા પ્રાપ્ત થાય છે.

द्रव्येऽनिर्ज्ञातजातीये कृष्णशब्दः प्रयुज्यते ।
अनिर्ज्ञातगुणे चैवं तिलशब्दः प्रवर्तते ॥९॥

कृष्ण (કાળું) શબ્દ (કૃષ્ણત્વરૂપી) જાતિના જ્ઞાન વિનાના દ્રવ્યના અર્થમાં પ્રયોજાય છે, એ પ્રમાણે तिलाः (તલ) શબ્દ તે (ગુણ)ના જ્ઞાન વિનાના દ્રવ્યના અર્થમાં વપરાય છે. (૯)

कृष्णतिलाः પ્રયોગમાં कृष्ण શબ્દ કૃષ્ણ ગુણ દ્વારા દ્રવ્યનો બોધ કરાવે છે પરંતુ તે દ્રવ્ય (તલ)ની જાતિનો બોધ કરાવતો નથી. બીજો શબ્દ तिलाः દ્રવ્યવાચક છે. આ દ્રવ્યનો બોધ તિલત્વ જાતિ દ્વારા થાય છે, પરંતુ તેના કૃષ્ણ ગુણનો બોધ થતો નથી.

सामान्यानामसंबन्धात् तौ विशेषे व्यवस्थितौ ।
रूपाभेदाद् विशेषं तमभिव्यङ्क्तुं न शक्नुतः ॥१०॥

(તેમના) સામાન્ય અર્થો વચ્ચે સંબંધ ન હોવાને લીધે વિશેષ અર્થમાં જાણીતા બનેલા તે બે (શબ્દો) તેમના સ્વરૂપો જુદાં ન હોવાને કારણે, તે વિશેષ અર્થને વ્યક્ત કરી શકતા નથી (૧૦)

કારિકા નં. ૯ માં જણાવ્યા પ્રમાણે कृष्ण શબ્દના દ્રવ્ય અર્થનો બોધ થાય છે, પરંતુ જાતિનો બોધ થતો નથી. બીજી રીતે કહીએ તો કૃષ્ણ શબ્દમાં તિલજાતિની અને તિલશબ્દમાં કૃષ્ણ ગુણવાળા દ્રવ્ય રૂપી વિશેષની વિવક્ષા છે. આ શબ્દો જ્યારે વાક્ય રૂપે ન હોય ત્યારે તેમની વચ્ચે સંબંધ હોતો નથી, પરંતુ कृष्णाः तिलाः એવા વાક્યરૂપે તે પ્રાપ્ત થાય ત્યારે વક્તાના મનમાં કૃષ્ણ શબ્દથી તિલની વિવક્ષા અને તિલ શબ્દથી કૃષ્ણની વિવક્ષા થાય છે. આવી વિવક્ષા અને વાક્યરૂપે રહેલા આ શબ્દોનો પરસ્પર સંબંધ શ્રોતાના મનમાં દૃઢ બને છે.

तावेवं सन्निपतितौ भेदेन प्रतिपादने ।
अयच्छेदमिवाधाय संशयं व्यपकर्षतः ॥११॥

દ્રવ્યનો વિશેષ રૂપે બોધ કરાવવા માટે આ પ્રમાણે સંબંધ પામેલા તે બે શબ્દો ભિન્નતાને સ્થાપીને સંશયને દૂર કરે છે. (૧૧)

कृष्णाः અને तिलाः શબ્દોનાં સામાન્ય અર્થરૂપોમાં ભેદ હોતો નથી. જ્યારે તેઓ વાક્યરૂપે ન હોય ત્યારે તેઓ તેમના વિશેષ અર્થનું પ્રતિપાદન કરી શકતા નથી. પરંતુ આવા અર્થનું પ્રતિપાદન કરવા માટે જ્યારે વાક્યમાં તે સંબંધ પામે છે ત્યારે કૃષ્ણ અને તિલ વચ્ચેના ભેદને સ્પષ્ટ કરીને તેમને અંગે કોઈ પણ પ્રકારની શંકા રહેવા દેતા નથી. બીજી રીતે કહીએ તો અગાઉ તેમની જાતિ, દ્રવ્ય અને ગુણ અંગે જે શંકાઓ રહેતી હતી, તેમને તે દૂર કરે છે. કૃષ્ણ શબ્દ કાળા રંગરૂપી ગુણ અને તેની સાથે રહેલી તિલજાતિનો બોધ કરાવે છે. અને તિલશબ્દ તિલદ્રવ્ય, તિલજાતિ અને કૃષ્ણ ગુણનો બોધ કરાવે છે. विशेषणं विशेष्येण बहुलम् । પા. સૂ. ૨.૧.૫૭ ઉપરનાં ભાષ્યવચનોને कृष्णशब्दस्तिलशब्देनाभिसंबध्यमानो विशेषवचनः संपद्यते । तथा तिलशब्दः कृष्णशब्देनाभिसंबध्यमानो विशेषवचनः संपद्यते । ને હેલારાજે પોતાના વ્યાખ્યાનની પુતિ રૂપે રજૂ કર્યાં છે.

द्रव्यात्मा गुणसंसर्गभेदादाश्रीयते पृथक् ।
जातिसंबन्धभेदाच्च द्वितीय इव गृह्यते ॥१२॥

(તિલ) દ્રવ્ય, (કૃષ્ણ) ગુણ સાથેના સંસર્ગરૂપી વિશિષ્ટતાને કારણે (તેનું) જુદું સમજવામાં આવે છે. (તિલત્વ) જાતિ સાથેના સંબંધરૂપી વિશેષતાને લીધે જાણે બીજું હોય એમ તે સ્વીકારાય છે. (૧૨)

કૃષ્ણતિલાઃ પ્રયોગમાં વિશેષણવિશેષ્યભાવરૂપ સંબંધની ચર્ચા કર્યા પછી હવે આ ચર્ચાના સંદર્ભમાં સામાનાધિકરણ્યની ચર્ચા કરવામાં આવે છે.

સામાનાધિકરણ્ય બે પ્રકારનું છે. જુદા અર્થનિમિત્ત માટે વપરાતા શબ્દોનું એક અર્થમાં અવસ્થાન–આ એક પ્રકાર છે. આ પ્રકાર સ્વીકારવામાં આવે તો જુદાં પ્રવૃત્તિનિમિત્ત માટે વપરાતા कृष्णाः અને तिलाः શબ્દોનો વિશેષણવિશેષ્યભાવ સંબંધ થાય નહિ (यदि समानाभिधेयलक्षणं तदा विशेष्यभावोऽर्थद्वारकः तयोः नोपपन्नः भेदाश्रयत्वात्।–હેલારાજ). સામાનાધિકરણ્યનો બીજો પ્રકાર છે, બે અર્થોનું એક આશ્રયવાળા હોવું અર્થાત્ અધિકરણમાં પ્રાપ્ત થવું. આ પ્રકાર સ્વીકારવામાં આવે તો ગુણ અને દ્રવ્ય એવા કૃષ્ણ અને તિલ માટે કોઈક બીજું અધિકરણ ન હોવાથી, તે બે વચ્ચે સામાનાધિકરણ્ય પ્રાપ્ત થશે નહિ, કારણકે વિશેષણવિશેષ્યભાવ તો ગુણ અને દ્રવ્ય વચ્ચેનો જ હોય છે. હવે ગુણ અને દ્રવ્ય-જાતિ માટે આવું એક અધિકરણ સ્વીકારીએ તો વિશેષણવિશેષ્યભાવ થશે નહિ, કારણકે દ્રવ્યને ગુણ અને જાતિરૂપે જુદા સમજાવનારા તે कृष्णतिलाः પ્રયોગમાં તે कृष्ण અને तिल શબ્દો વચ્ચે સંબંધ થશે નહિ.

એકલું દ્રવ્ય વ્યવહારમાં શબ્દ દ્વારા વપરાશને યોગ્ય બનતું નથી. તેની ગુણ કે જાતિરૂપ ઉપાધિઓ સાથેનું હોય ત્યારે તે વ્યવહારમાં વપરાય છે. તેથી કૃષ્ણ ગુણ સાથે સંબંધવાળું कृष्णतिल નામે એક દ્રવ્યરૂપ વપરાય છે. તિલત્વ જાતિ સાથે સંબંધવાળું બીજું દ્રવ્યરૂપ સમજાય છે. એક જ નિરંશ દ્રવ્યને તેની ગુણ અને જાતિરૂપ ઉપાધિ સાથે જુદી રીતે સમજાતું કલ્પવામાં આવ્યું હોવાથી, કારિકામાં इव શબ્દ વપરાયો છે.

निमित्तैरभिसंबन्धाद् या निमित्तसरूपता ।
तयैकस्यापि नानात्वं रूपभेदात्प्रकल्पते ॥१३॥

(જાતિ, ગુણ, વગેરે) નિમિત્તો સાથે સંબંધથી (દ્રવ્ય)નું નિમિત્તો સાથેનું જે સરખાપણું દેખાય છે, તે સરખાપણાને લીધે એક (દ્રવ્ય)નું અનેકત્વ જુદાં રૂપોને કારણે કલ્પવામાં આવે છે. (૧૩)

ગુણ અને જાતિ રૂપી નિમિત્તો સાથેનું દ્રવ્ય તેમના જેવું દેખાય છે. આમ થતાં એક નિરંશ દ્રવ્ય જાણે જુદું જુદું હોય તેવી કલ્પના થાય છે.

द्रव्यावस्था तृतीया तु यस्यां संसृज्यते द्वयम् ।
तयोरवस्थयोर्भेदादाश्रयत्वे नियुज्यते ॥१४॥

જેમાં બે (જુદાં દ્રવ્યરૂપો) સંસર્ગને પામે છે તે, દ્રવ્યની ત્રીજી અવસ્થા છે. બે અવસ્થાઓથી જુદી હોવાને કારણે તે (ત્રીજી) તેમના આશ્રય તરીકે યોજવામાં આવે છે. (૧૪)

बुद्ध्यैकं भिद्यते भिन्नमेकत्वं चोपगच्छति ।
बुद्ध्यावस्था विभज्यन्ते सा ह्यर्थस्य विधायिका ॥१५॥

બુદ્ધિ દ્વારા એક વસ્તુ વિભક્તરૂપે સમજાય છે અને વિભક્ત સમજાતી તે એકત્વને પામે છે. બુદ્ધિને કારણે જ (પદાર્થની) અવસ્થાઓ વિભાગને પામે છે. વસ્તુનું નિર્માણ કરનારી તે (બુદ્ધિ) જ છે. (૧૫)

કારિકા ૧૪માં જણાવ્યું કે कृष्णतिलाः જેવા સમાનાધિકરણ પ્રયોગમાં એક જ તિલ દ્રવ્યમાં ત્રણ અવસ્થાઓ સમજવામાં આવે છે. આ કારિકામાં, આવી કલ્પનાનું કારણ દર્શાવવામાં આવ્યું છે.

પદાર્થને બુદ્ધિમાં જેવો ગ્રહણ કરવામાં આવે તેવો શબ્દો દ્વારા રજૂ કરવામાં આવે છે. कृष्णाः અને तिलाः શબ્દો कृष्णतिलाः સમાસમાં પ્રાપ્ત થાય તે પહેલાં વિશેષણ અને વિશેષ્ય એમ બે પદો રૂપે હોય છે. વાક્યમાં તે બેની ભિન્નતા એકત્વને પામે છે. પદાર્થો બુદ્ધિમાં આવી જુદી જુદી અવસ્થાઓ રૂપે છે હેલારાજ જણાવે છે કે સમાસની અવસ્થા પહેલાં कृष्ण અને तिलाः શબ્દો બે અવસ્થાઓનું અભિધાન કરે છે. સમાસ બનતાં તેમની વચ્ચેનો ભેદ અદૃષ્ટ બને છે અને તેથી તે શબ્દો બે પદોના સમુદાયરૂપ એક અભિન્નપદ कृष्णतिलाः તરીકે વપરાય છે (तथा च प्राक् समासादुपाधिभेदाक्कुरितस्य द्रव्यद्वयस्याभिधानम् । समासे तु भेदस्तिरोहितः । सोऽर्थोऽन्तर्भूत इति पदसमुदायात्मकमेकं पदमभेदेन कृष्णतिला इत्यर्थमभिधत्ते।
– હેલારાજ)

व्यपदेशिवदेकस्मिन् बुद्ध्या नानार्थकल्पना ।
तया कल्पितभेदः सन् अर्थात्मा व्यपदिश्यते ॥१६॥

व्यपदेशिवदेकस्मिन् (એકલો હોવાથી મુખ્ય વ્યવહારનો વિષય ન બનનાર શબ્દને, મુખ્ય વ્યવહાર માટેનું કાર્ય લાગુ પડે છે.) વાર્તિકમાં (જણાવ્યા પ્રમાણે) બુદ્ધિમાં અનેક અર્થોની કલ્પના થાય છે તેવી બુદ્ધિ વડે ભેદની કલ્પના કરવામાં આવતાં એક અર્થ અનેક રૂપે કહેવાય છે. (૧૬)

બુદ્ધિ વડે કલ્પવામાં આવેલ ભેદાભેદવ્યવહાર વાર્તિકકાર કાત્યાયનને પણ અભિમત છે એ વાત આ કારિકામા કહેવામાં આવી છે.

आद्यन्तवदेकस्मिन् । (૧. ૧ ૨૧ આદિ અને છેલ્લા વર્ણ માટે જણાવેલું કાર્ય, જ્યાં એકજ વર્ણ હોય ત્યાં થાય છે) સૂત્રને બદલે व्यपदेशिवदेकस्मिन् । એવું સૂત્ર કરવું જોઈએ, એવા વાર્તિકરૂપ આ કથન જણાવે છે કે કોઈ નિમિત્તને કારણે જેને મુખ્ય વ્યવહાર લાગુ પડે છે એવા શબ્દ માટેનું કાર્ય, જે, એકલો હોવાથી મુખ્ય વ્યવહારનો વિષય બનતો નથી, તેને થાય છે. વાર્તિક ૫ માં જણાવવામાં આવ્યું છે કે આવું કથન કર્યા વિના લોકવ્યવહાર ઉપરથી જ વ્યપદેશિવદ્ભાવ સિદ્ધ થાય છે. લોકવ્યવહારમાં ગ્રામ શબ્દ અનેક અર્થમાં વપરાય છે. તે પ્રમાણે અનેક દીકરા હોય ત્યારે અને એક દીકરો હોય ત્યારે પણ આ મારો મોટો, આ મારો વચલો, આ મારો નાનો, એમ કહેવાય છે.

જેમ અનેક વર્ણોનો સમુદાય એટલે પદ, અનેક પદોનો સમુદાય એટલે ઋચા અને અનેક ઋચાઓનો સમુદાય એટલે સૂક્ત કહેવાય છે તેમ, એક વર્ણનું પદ, એક પદની ઋચા અને એક ઋચાનું પણ સૂક્ત કહેવાય છે. લોકવ્યવહારની જેમ વ્યાકરણશાસ્ત્રમાં પણ ભેદકલ્પના અને અભેદકલ્પના હોવાથી व्यपदेशिवदेकस्मिन् એવું સૂત્ર કરવાની જરૂર નથી.

વાર્તિકકારે કરેલી ચર્ચા ઉપરથી ભર્તૃહરિ પોતાના વિચાર અંગે પુષ્ટિ મેળવે છે. અને જણાવે છે કે બુદ્ધિમાં પ્રાપ્ત થતા ભેદવ્યવહાર અને અભેદ વ્યવહારને કારણે એક જ વસ્તુની અનેક અવસ્થાઓ સમજાશે અને એક જ અર્થોમાં અનેક રૂપે વ્યક્ત થશે.

> क्रियाभेदेन दृष्टानामश्मादीनां पुनः पुनः ।
> किञ्चिद् दर्शनमन्येन दर्शनेनापदिश्यते ॥१७॥

જુદી જુદી ક્રિયાઓમાં વારંવાર જોવામાં આવેલા ઘંટીના પથરા વગેરેના એક (ચોક્કસ) કાર્યનું દર્શન તેના બીજા (કાર્યના) દર્શનના સંબંધમાં ભિન્નરૂપે જણાવાય છે. (૧૭)

ઘંટીનું પડ દળવું, ભરડવુ એવી અનેક ક્રિયાઓ કરતું હતું. હવે તે દળવાની એક ક્રિયા કરે છે. આમ ક્રિયાઓમાં ભિન્નતા અર્થાત્ અનેકત્વ દર્શાવાય છે આ અનેકત્વ અને એકત્વ બુદ્ધિપ્રકલ્પિત છે (नानाक्रियासम्बन्धिनः शिलापुत्रकस्येदमेकक्रियासंबन्धि प्रतिनियतं शरीरमिति ।—હેલારાજ)

> प्रयोगभेदाद् धातूनां प्रकल्प्य बहुरूपताम् ।
> भेदाभेदावुपादाय क्वचिदेकाच्त्वमुच्यते ॥१८॥

ધાતુ(રૂપો)ના જુદા જુદા વપરાશ ઉપરથી તેમનાં અનેક સ્વરૂપોની કલ્પના કરીને, ભેદ અને અભેદને આધારે કોઈવાર તેમને એકસ્વરવાળા કહ્યા છે. (૧૮)

एकाचः द्वे प्रथमस्य । (૬.૧.૧. એક સ્વરવાળા પદના પહેલા ભાગનું દ્વિત્વ કરવું) સૂત્રમાં एकाचः શબ્દને, 'જેમાં એક સ્વર છે એવો ધાતુ' એમ બહુવ્રીહિ સમાસ માનવામાં આવ્યો છે. હવે इ (જવું) ધાતુમાં એક જ સ્વર હોઈ તેને એકાચ્ કેવી રીતે કહેવો? બહુવ્રીહિમાં અન્ય પદાર્થ કોને સમજવો? एति, अयनम्, इतः, एता, એવાં इ ધાતુનાં જુદાં જુદાં રૂપો પ્રયોગમાં હોવાથી इ માં એકાચત્વની કલ્પના કરવામાં આવી છે. અહીં પ્રયોગભેદને લીધે ભેદકલ્પના સમજવામાં આવી છે વાસ્તવમાં ભેદ નથી. આવી ભેદકલ્પના બુદ્ધિપ્રાપ્ત છે.

> अन्वयव्यतिरेकाभ्यामर्थवान्परिकल्पितः ।
> एको धात्वर्थविगमाद् वर्णत्वेनोपचर्यते ॥१९॥

અન્વય અને વ્યતિરેક વડે તે (इ)ધાતુને અર્થવાન્ માનવામાં આવ્યો છે. (બુદ્ધિવડે) ધાતુના અર્થની પ્રાપ્તિને લીધે એક સ્વરવાળો તે વર્ણ તરીકે જણાવાય છે. (૧૯)

કારિકા ૧૮ માં સૂચવ્યા પ્રમાણે इ ધાતુના અનેક પ્રયોગો, एति, अयनम् आयन् વગેરે વાક્યમાં હોય છે. પ્રત્યય જુદા હોવા છતાં ધાતુ એક જ હોવાથી અન્વયરૂપ એક અર્થ મળે છે અને પ્રત્યયો સમાન પણ ધાતુ જુદો હોય તો इ ધાતુનો અર્થ પ્રાપ્ત થતો નથી. इ ધાતુને આમ અન્વય અને વ્યતિરેકથી અર્થવાન્ સમજવામાં આવે છે. આ इ ધાતુ એક વર્ણવાળો માનવામાં આવ્યો છે.

द्रव्यात्मानस्त्रयस्तस्माद् बुद्धौ नाना व्यवस्थिताः ।
आश्रयाश्रयिधर्मेणेत्ययं पूर्वेभ्य आगमः ॥२०॥

તેઓ ત્રણ જુદાં જુદાં દ્રવ્યો આશ્રય અને આશ્રયી રૂપે, બુદ્ધિમાં દૃઢ બને છે એવી પ્રાચીન પરંપરા છે. (૨૦)

બુદ્ધિના ભેદને આધારે સમાનાધિકરણ સમજાય છે, એ બાબતને આ કારિકામાં સમજાવવામાં આવી છે. कृष्णतिलाः એવા સમાનાધિકરણ પ્રયોગમાં એક જાતિરૂપ, બીજું ગુણરૂપ અને ત્રીજું પહેલાં બેના સમુદાયરૂપ, એમ ત્રણ જુદાં જુદાં દ્રવ્યો સમજાય છે. પહેલાં બે આશ્રી છે અને ત્રીજું તેમનો આશ્રય છે, તેમની વચ્ચે આશ્રયાશ્રયિભાવ છે. આવી રીતે વિશેષણવિશેષ્યભાવરૂપ સામાનાધિકરણ્ય સમજાય છે.

सामानाधिकरण्यं च शब्दयोः कैश्चिदिष्यते ।
विशेषणविशेष्यत्वं संज्ञासंज्ञित्वमेव वा ॥२१॥

કેટલાકના મતમાં સામાનાધિકરણ્ય શબ્દો વચ્ચે હોય છે; વિશેષણવિશેષ્યભાવ અને સંજ્ઞાસંજ્ઞિભાવ પણ તેમની વચ્ચે જ હોય છે. (૨૧)

અર્થના સામાનાધિકરણ્યની વાત કર્યા પછી હવે શબ્દોના સામાનાધિકરણ્યની વાત કરવામાં આવે છે, कृष्णतिलाः પ્રયોગમાં कृष्णाः અને तिलाः શબ્દો ગુણ અને જાતિવિશિષ્ટ દ્રવ્યનું અભિધાન કરતા હોઈ તેમનું સમાન અભિધેય છે અને તેથી તેમનું સામાનાધિકરણ્ય કહેવાય છે, कृष्ण શબ્દ तिल શબ્દને બીજા દ્રવ્યથી ભિન્નપણે દર્શાવે છે તેથી તે તિલનું વિશેષણ છે અને तिल શબ્દ कृष्ण સિવાય બીજા રંગવિશેષનું પ્રતિપાદન કરતો ન હોવાથી વિશેષ્ય છે. એ પ્રમાણે कृष्ण શબ્દ तिल શબ્દની સંજ્ઞા છે અને तिल શબ્દ સંજ્ઞી છે અને તેમની વચ્ચે સંજ્ઞાસંજ્ઞિભાવ સંબંધ છે. वृद्धिरादैच् । પા. સૂ. ૧.૧.૧. (આદૈચ્‌ની વૃદ્ધિ સંજ્ઞા થાય છે)માં વૃદ્ધિ શબ્દ સંજ્ઞા છે અને આદૈચ્ સંજ્ઞી છે.

केषाञ्चिज्जातिगुणयोरेकार्थसमवेतयोः ।
वृत्तिः कृष्णतिलेष्विष्टा शब्दे द्रव्याभिधायिनी ॥२२॥

કેટલાકના મતમાં, શબ્દ જ્યારે દ્રવ્યનું અભિધાન કરે છે ત્યારે कृष्णतिलाः (પ્રયોગ)માં એક અર્થમાં સમવાય સંબંધથી રહેલાં જાતિ અને ગુણનો સમાસ ઇષ્ટ છે. (૨૨)

કૃષ્ણતિલા: પ્રયોગમાં બે પદોનો એકાર્થીભાવરૂપ સમાસ યોગ્ય થશે આવો સમાસ પદો અને તેમના અર્થો વચ્ચે વિશેષણવિશેષ્યભાવ રૂપ સંબંધ પ્રાપ્ત થતો હોય ત્યાં થાય છે. અહીં તિલત્વ જાતિ અને કૃષ્ણ ગુણનો તિલ રૂપી દ્રવ્યમાં આશ્રય છે, કૃષ્ણ શબ્દ વડે વાચ્ય ગુણ વિશેષણ છે.

તિલ શબ્દ વડે જાતિવિશિષ્ટ દ્રવ્યનું પ્રતિપાદન થતાં કૃષ્ણ શબ્દ તેના પ્રવૃત્તિનિમિત્ત રૂપ બની વિશેષણ બને છે આમ શબ્દો વચ્ચે વિશેષણવિશેષ્યભાવ સંબંધ દ્રવ્યદ્વારા પ્રાપ્ત થાય છે.

संस्तु रूपरसादीनामाश्रयो नाभिधीयते ।
द्रव्याभिधानेन विना ततस्ते द्वन्द्वभाविनः ॥२३॥

રૂપ, રસ વગેરેના આશ્રયો વિદ્યમાન હોવા છતાં, દ્રવ્યના અભિધાન વિના તેમનું અભિધાન થતું નથી: તેથી તેઓ દ્વન્દ્વ સમાસમાં જોડાય છે. (૨૩)

રૂપરસૌ અથવા રૂપરસગન્ધા: જેવા સમાસપ્રયોગોમાં ફક્ત ગુણનું અભિધાન થાય છે, તેમના દ્રવ્યરૂપ આશ્રયો વિદ્યમાન હોવા છતાં દ્રવ્યનું અભિધાન થતું નથી, કારણ કે તેમના દ્વારા દ્રવ્યનો બોધ થતો નથી. કૃષ્ણ એવા ગુણવાચક શબ્દ દ્વારા તેના દ્રવ્યરૂપ આશ્રય તિલ શબ્દનું અભિધાન થાય છે સામાન્ય રીતે ગુણ આશ્રય વિના હોઈ શકે નહિ, તેથી રૂપરસૌ માં દ્રવ્યનું અભિધાન અભિધાથી નહિ પરંતુ અર્થાપત્તિ દ્વારા થાય છે. તેથી તેમની વચ્ચે વિશેષણવિશેષ્યભાવ ન હોવાથી સામાનાધિકરણ્ય નથી અને તેનાથી પ્રાપ્ત થતો સમાસ તત્પુરુષ નહિ પણ દ્વન્દ્વ થાય છે.

द्रव्याभिधायी कृष्णादिराकाङ्क्षावान् प्रवर्तते ।
निमित्तानुविधायित्वात् तत् तिलादौ न विद्यते ॥ २४॥

દ્રવ્યનું અભિધાન કરનાર કૃષ્ણ વગેરે શબ્દો દ્રવ્યની અપેક્ષાવાળા બની ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. (પ્રવૃત્તિના) નિમિત્ત(રૂપ જાતિ)નું અનુસરણ કરતા હોવાથી, તિલ વગેરેમાં તેવી સાકાંક્ષ પ્રવૃત્તિ હોતી નથી (૨૪)

અન્વય : (કૃષ્ણતિલા. ઇત્યાદૌ) દ્રવ્યાભિધાયી કૃષ્ણાદિ(શબ્દ:) દ્રવ્ય(વિષયક)આકાઙ્ક્ષાવાન્ (સન્) (ક્રિયાયાં) પ્રવર્તતે। નિમિત્તાનુવિધાયિત્વાત્ તત् (સાકાઙ્ક્ષપ્રવૃત્તિ) તિલાદૌ ન વિદ્યતે ।

કૃષ્ણતિલા: પ્રયોગમાં કૃષ્ણ અને તિલા: અનુક્રમે ગુણ અને ગુણી અર્થાત્ દ્રવ્ય છે. ગુણનો ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ નથી પરંતુ દ્રવ્ય દ્વારા છે, તેથી દ્રવ્યની આકાંક્ષાવાળો ગુણ ક્રિયામાં પ્રવૃત્ત થાય છે.

કોઈવાર ગુણોનો દ્રવ્યથી સ્વતંત્રપણે વપરાશ થાય છે, ગુણનાં ઉત્પત્તિ અને વિનાશ દ્રવ્યના સંદર્ભમાં હોય છે; તેથી વ્યાકરણશાસ્ત્રમાં મતુપ્પ્રત્યયનું વિધાન કરવામાં આવ્યું છે.

જાતિનો દ્રવ્ય સાથેનો સંબંધ અવિભાજ્ય અને આંતરિક છે, કારણ કે ઉત્પત્તિથી વિનાશ સુધીનો જાતિનો દ્રવ્ય સાથેનો સંબંધ અવ્યભિચારી છે. તિલ જેવા દ્રવ્યશબ્દો

જાતિ દ્વારા જ ક્રિયા સાથે સંબદ્ધ હોય છે. ગુણને જેમ દ્રવ્યની અપેક્ષા છે અર્થાત્ દ્રવ્યના સંદર્ભમાં જ અપેક્ષાવાળો બની તે ક્રિયામાં પ્રવૃત્ત થાય છે, તેમ જાતિની બાબતમાં નથી, કારણ કે જાતિ વિનાના દ્રવ્યની કોઈ કલ્પના થઈ શકતી નથી. ( यथा हि गुणो द्रव्याकाङ्क्षो भवन् क्रियया द्रव्यरूपविना समन्वयमेति, नैवं जातिः, तद्रहितस्य द्रव्यस्याभावात् । आत्मवत्त्वेव हि सा तस्येति जातिमद् द्रव्यं क्रियायोगी (-હેલારાજ) તેથી જાતિયુક્ત દ્રવ્યને વિશેષ્ય અને પ્રધાન સમજવામાં આવ્યું છે. ગુણ અને ગુણીનો બોધ કરાવનારા ગુણ અને દ્રવ્યશબ્દોનો પરસ્પર વિશેષણવિશેષ્યભાવ નિયત છે.

एवं जातिमति द्रव्ये प्रत्यासन्ने क्रियां प्रति ।
गुणधर्मगुणाविष्टं द्रव्यं भेदाय कल्पते ॥२५॥

આ પ્રમાણે જાતિયુક્ત દ્રવ્ય ક્રિયા સાથે સંબદ્ધ હોઈ, ગુણસ્વભાવરૂપી ગુણથી વ્યાપ્ત દ્રવ્ય, જાતિયુક્ત દ્રવ્યથી જુદું સમજવામાં આવે છે (૨૫)

तिल શબ્દથી તિલજાતિનો બોધ થાય છે. આવું જાતિયુક્ત દ્રવ્ય ક્રિયામાં પ્રવૃત્ત થાય છે, અર્થાત્ તેનો ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ સમજાય છે. कृष्ण શબ્દ ગુણયુક્ત દ્રવ્યનો બોધ કરાવે છે. આવા દ્રવ્યનો જાતિયુક્ત દ્રવ્યની જેમ ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ નથી. कृष्ण શબ્દ વિશેષણ છે અને જાતિયુક્ત तिल શબ્દ વિશેષ્ય છે. नीलोत्पलं पश्यति । (તે નીલકમલ જુએ છે), स्वादु फलं आस्वादयति । (તે સ્વાદિષ્ટ ફળ ખાય છે), सुरभि कुसुमं आजिघ्रति । (તે સુગંધી ફૂલ સૂંઘે છે), कर्कशशिलां पराहन्ति । (તે ખરબચડા પથરાને અડકે છે) પ્રયોગોમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે જોવું, ખાવું, સૂંઘવું, અડકવું વગેરે ક્રિયાઓ સાથે સાક્ષાત્ સંબંધવાળા નથી, પરંતુ તે તે દ્રવ્યો દ્વારા તેમનો ક્રિયા સાથે સંબંધ થાય છે. उत्पलस्य रूपं पश्यामि । (હું કમળનું રૂપ જોઉં છું) પ્રયોગમાં ગુણનો ક્રિયા સાથે સંબંધ દ્રવ્ય દ્વારા જ થાય છે.

गुणमात्राभिधायित्वं केचिदिच्छन्ति वृत्तिषु ।
अजाश्वादिषु संबन्धाद् रूढीनामिव रूढिभिः ॥२६॥

કેટલાકનો એવો અભિપ્રાય છે કે અજાશ્વ વગેરે (સમાસ)માં રૂઢિશબ્દોના બીજા રૂઢિશબ્દો સાથેના સંબંધને કારણે વૃત્તિમાં (દ્રવ્ય) કેવળ ગુણનું અભિધાન કરે છે. (૨૬)

कृष्णाः तिलाः પ્રયોગમાં कृष्णाः શબ્દ ગુણ દ્વારા દ્રવ્યનો બોધ કરાવી વિશેષણ રૂપ બની ઉપસર્જન પદ તરીકે તત્પુરુષ સમાસમાં પ્રાપ્ત થાય છે એમ જણાવવામાં આવ્યું. કેટલાકના મતમાં આ શબ્દો જ્યારે સમાસમાં પ્રાપ્ત થાય છે ત્યારે कृष्ण શબ્દ સ્વતંત્ર રીતે ગુણ દર્શાવે છે, દ્રવ્યની આકાંક્ષાવાળો બનીને નહિ. कृष्णतिलाः સમાસમાં तिल શબ્દ વડે દ્રવ્યનો બોધ થતો હોવાથી कृष्ण શબ્દથી ફરીવાર દ્રવ્યનો બોધ કરાવવાની જરૂર નથી. राजपुरुषः શબ્દમાં राजन् શબ્દ દ્રવ્યનો બોધક હોવા છતાં સમાસમાં પ્રાપ્ત થઈને पुरुषનું વિશેષણ બનીને વિશેષણવિશેષ્યભાવ સંબંધ પ્રાપ્ત કરીને ગુણનો બોધ કરાવે છે. એ

પ્રમાણે अजाश्वः । એવા સમાસમાં अज અને अश्व એવા રૂઢિશબ્દો બીજા રૂઢિ શબ્દો દર્શાવશે નહિ અને તેથી તેમનો તત્પુરુષ થશે નહિ. अज એટલે અજન્મા એવો અર્થ લેવાથી अज શબ્દ ગુણવાચક બને છે. આવો મત કેટલાક વૈયાકરણોનો છે.

ભર્તૃહરિના વાક્યપદીયમાં અને તેમને નામે આરોપવામાં આવેલ મહાભાષ્યદીપિકામાં આવા અન્ય વ્યાકરણ મતોની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. આવા મતોના પુરસ્કર્તાઓ વિષે કે તેમના ગ્રંથો વિષે આપણે કશું જાણતા નથી. પતંજલિ અને ભર્તૃહરિ વચ્ચેના લગભગ છસો વર્ષના સમયમાં રચાયેલાં વ્યાકરણનાં પુસ્તકો આપણને પ્રાપ્ત થતાં નથી. એમ પણ બની શકે કે ભર્તૃહરિ મતાન્તરને નામે વૈકલ્પિક મતો પોતે ઊભા કરતા હોય. પ્રાચીન સમયમાં આવા મતો वा અને अथवाથી રજૂ થતા હતા. ભર્તૃહરિ તેમને अन्ये, अपरे, अपरे वैयाकरणाः, केचित् વગેરે શબ્દોથી રજૂ કરે છે.

तिले पूर्वमुपाचे वा तत्रैव मतुब्वियज्ते ।
स च धर्मः समासेषु गुणस्तस्माद् विशेषणम् ॥२७॥

અથવા પહેલાં तिल શબ્દનો નિશ્ચય થતાં, તેની સાથે मतुप् જેને અંતે છે એવો શબ્દ મૂકાય છે. मतुप् ના અર્થ તરીકે રહેલ સંબંધરૂપ ધર્મ સમાસમાં અંતર્ભૂત બને છે, તેથી ગુણ વિશેષતા દર્શાવનાર બને છે. (૨૭)

ગુણનું અભિધાન કરનાર कृष्ण શબ્દ વિશેષણ રૂપે પ્રાપ્ત થાય છે એ બાબતને બીજી રીતે સમજાવવામાં આવે છે.

कृष्ण એવા ગુણ શબ્દનો પ્રયોગ થતા પહેલાં વિશેષ્ય એવા तिल શબ્દનો નિશ્ચય થાય છે અને ત્યાર પછી कृष्ण શબ્દને मतुप् પ્રત્યય લાગે છે. પરંતુ गुणवचनेभ्यः मतुपो लुक् । (પા.સૂ ૫. ૨ ૯૪. વા. ૩, ગુણવચન શબ્દો પછી આવતા મતુપનો લુક્ થાય છે.) એવા નિયમને કારણે मतुप्નો લોપ થાય છે. હવે मतुप्નો અર્થ જે સંબંધરૂપ ધર્મ છે, તે સમાસમાં અંતર્ભૂત બનતાં कृष्ण શબ્દ तिल એવા દ્રવ્ય શબ્દનું વિશેષણ બને છે, અર્થાત્ तिल શબ્દમાં વિશેષતા દર્શાવવાનું સાધન બને છે.

અહીં સમાનાધિકરણ વૃત્તિનો વિચાર પૂરો થયો.

पट्वीमृद्व्योः समासे तु यद्यप्येकार्थवृत्तिता ।
भिन्नमत्राधिकरणं प्राग्वृत्तेस्तच्च गृह्यते ॥२८॥

पट्वीमृद्व्यौ એવા સમાસમાં બન્ને પદો એક અર્થમાં રહેલા છે, છતાં, સમાસમાં પ્રાપ્ત થતાં પહેલાં તેમનું અધિકરણ જુદું છે અને તેને જ સ્વીકારવામાં આવે છે. (૨૮)

पट्वी (ચતુર સ્ત્રી) અને मृद्वी (નમ્ર સ્ત્રી) શબ્દોને જ્યારે पट्वीमृद्व्यौ એમ સમાસમાં સમજાવવામાં આવે ત્યારે पट्वी એટલે पट्वी અને मृद्वी અને मृद्वी એટલે मृद्वी અને पट्वी. પુંવદ્ભાવપ્રતિષેધના સિદ્ધાન્ત સ્વીકારતાં આ સ્થિતિ થશે पट्वी અને मृद्वी વચ્ચે સામાનાધિકરણ્ય છે(एकैकस्य शब्दस्यार्थद्वयाभिधानात् सामानाधिकरण्यमस्ति । ૧૫૮) તેથી પા. સૂ.

૬.૩.૩૪ પ્રમાણે પુંવદ્‌ભાવ થશે. આવા પુંવદ્‌ભાવના પ્રતિષેધ માટે જુદું કથન કરવું જોઈએ યુગપદધિકરણવચનતાના સિદ્ધાન્ત સામેની પતંજલિએ રજૂ કરેલી આ પહેલી મુશ્કેલી છે. હવે જો સમુદાયના અવયવો સમુદાયાર્થ દર્શાવતા હોય તો પુંવદ્‌ભાવના પ્રતિષેધની જરૂર નહિ પડે, કારણ કે યુગપદધિકરણવચનનો સમુદાય સાથે સંબંધ નથી. પટ્વી અને મૃદ્વી એવા બે શબ્દો બે જુદા અર્થો દર્શાવશે. તેથી પુંવદ્‌ભાવનો પ્રતિષેધ કરવાની જરૂર નહિ પડે. દર્શનીયામાતા એવા સમાસનું ઉદાહરણ આપીને પતંજલિએ આ બાબત સિદ્ધ કરી છે.

પ્રો. રાઉના સંપાદનમાં આ કારિકા એક વધારાની કારિકા તરીકે મળે છે. હસ્તપ્રતમાં તેના અસ્તિત્વ સિવાય તેને સ્વીકારવાના કશા પુરાવા નથી.

अनुस्यूतेव भेदाभ्यामेका प्रख्योपजायते ।
यदा सहविवक्षां तामाहुर्द्वन्द्वैकशेषयो : ॥ २९ ॥

અવયવો વડે વ્યાપ્ત એવા એક (સમુદાય)નું જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તેને દ્વન્દ્વ અને એકશેષમાં પ્રાપ્ત થનારી સહવિવક્ષા કહે છે. (૨૯)

આ કારિકાથી શરૂ કરીને કારિકા ૩૫ સુધીમાં સહવિવક્ષા અને યુગપદધિકરણવચનતાના સિદ્ધાંતો અંગે વિચાર કરવામાં આવ્યો છે સહવિવક્ષા અર્થાત્ 'અર્થોનું એક સાથે અભિધાન કરવાની ઇચ્છા' ને મહાભાષ્યકારે એકશેષની ચર્ચાના અનુસંધાનમાં સમજાવી છે. નાગેશ સહવિવક્ષાની વ્યાખ્યા આપતાં જણાવે છે કે 'બધા અર્થોને એક સાથે બધા શબ્દો વડે જાણવાની ઇચ્છા' એટલે સહવિવક્ષા (सर्वेषामर्थानां सर्वैः शब्दैः युगपद्बोधनेच्छा ।) સહવિવક્ષાનો વિચાર એકશેષના સંદર્ભમાં કરવાને બદલે દ્વન્દ્વના સંદર્ભમાં કરવો વધારે યોગ્ય છે, કારણ કે દ્વન્દ્વ સમાસમાં બે અથવા વધારે શબ્દોના સમુદાયને જાણવાની આપણી ઇચ્છા હોય છે. યુગપદધિકરણવચનતાનો મુદ્દો જેને વાર્તિકકારે અને ભાષ્યકારે દ્વન્દ્વના સંદર્ભમાં સમજાવ્યો છે તેને એકશેષના સંદર્ભમાં સમજાવવો વધારે યોગ્ય થશે.

જ્યારે બે અથવા વધારે અર્થોને એક ક્રિયા સાથે જોડવા માટે વિચારીને તેમને શબ્દો દ્વારા એક સાથે પ્રયોજવામાં આવે છે ત્યારે દ્વન્દ્વ અને એકશેષ સમાસો પ્રાપ્ત થાય છે. આ સમાસોમાં સમુદાય તેના અવયવોથી જુદો નથી સમુદાયના અભિધાનની સાથે સાથે અવયવોનું અભિધાન થાય છે. આમ દ્વન્દ્વ અને એકશેષમાં સમુદાયનું અવયવવાચિત્વ નિયત છે. જ્યાં આવા સમુદાયો તેમના અવયવોથી જુદા હોય ત્યાં સમુદાયનું અભિધાન કરનાર શબ્દ અવયવોનું અભિધાન કરનાર શબ્દો કરતાં તદ્દન જુદો હોય છે જેમકે યૂથમ્, યૂથમ દ્વન્દ્વ સમાસમાં આમ બનતું નથી. તેમાં અવયવોની સહવિવક્ષા પ્રાપ્ત થાય છે.

इतरेतरयोगस्तु भिन्नसङ्घाभिधायिनाम् ।
प्रत्येकं च समूहोऽसौ समूहिषु समाप्यते ॥ ३० ॥

અવયવો રૂપી ભિન્નતાવાળા સમુદાયનું અભિધાન કરનારા શબ્દોનો ઇતરેતરયોગ (દ્વન્દ્વ) સમાસ થાય છે. આ સમુદાય દરેક અવયવમાં રહેલો છે (૩૦)

સહવિવક્ષામાં બે પ્રકારનાં પ્રાધાન્ય હોય છે. અવયવોનું પ્રાધાન્ય અને સમુદાયનું પ્રાધાન્ય ઈતરેતરયોગમાં અવયવોનું પ્રાધાન્ય હોય છે. સમાહાર દ્વન્દ્વમાં સમુદાયનું પ્રાધાન્ય હોય છે બીજી રીતે કહીએ તો ઈતરેતર દ્વન્દ્વમાં અનેકત્વ અગત્યનું છે અને સમાહાર દ્વન્દ્વમાં એકત્વ વધારે મહત્ત્વનું છે. ઈતરેતર દ્વન્દ્વમાં સમુદાયનું અભિધાન સમાસના અવયવરૂપ દરેક પદ દ્વારા થાય છે અને છતાં બીજા પદો અનુપયોગી બનતાં નથી.

व्यापारसमुदायस्य यथाधिश्रयणादिषु ॥
प्रत्येकं जातिवद् वृत्तिस्तथा द्वन्द्वपदेष्वपि ॥३१॥

જેમ અગ્નિ ઉપર મૂકવું વગેરે દરેક ક્રિયામાં, જાતિની જેમ (સમગ્ર) ક્રિયા-સમુદાયની ઉપસ્થિતિ છે તેમ, (સમુદાયરૂપ) દ્વન્દ્વ સમાસની તેના (અવયવોરૂપ) પદો ઉપરની (ઉપસ્થિતિ) છે. (૩૧)

જાતિ દરેક દ્રવ્યમાં રહેલી છે. ગોશબ્દ એક હોવા છતાં ગોજાતિ દરેક ગોમાં રહેલી છે. ક્રિયા પણ તેના દરેક વિભાગમાં વ્યાપ્ત છે. કોઈ ચૂલો ફૂંકે કે તપેલી ચૂલા ઉપર ચડાવે ત્યારે આપણે કહીએ છીએ કે તે રસોઈ કરે છે. રસોઈનો સમગ્ર ક્રિયા-સમુદાય તેના દરેક ક્રિયાઅવયવમાં રહેલો છે. આ પ્રમાણે સમાસરૂપી શબ્દસમુદાય તેના દરેક અવયવમાં રહેલો છે.

शौण्डार्धर्चपुरोडाशच्छत्रिणोऽत्र निदर्शनम् ।
ते विष्णुमित्रा इति च भिन्नेषु सहचारिषु ॥ ३२ ॥

शौण्डः, अर्धर्चाः, पुरोडाशः, छत्रिण, અને ते विष्णुमित्राः શબ્દો તેમની સાથે જુદા શબ્દો હોવા છતાં આ બાબતમાં ઉદાહરણો થશે. (૩૨)

અધિશ્રયણને રસોઈની ક્રિયા માની શકાય, કારણ કે રસોઈરૂપી ક્રિયાસમુદાયમાં તાદર્થ્યને કારણે અધિશ્રયણનો અંતર્ભાવ છે જાતિનો પણ તેની સાથે સંબદ્ધ પ્રત્યેક વ્યક્તિમાં અંતર્ભાવ છે, પરંતુ ધર્મશૌણ્ડ વગેરે શબ્દોના અર્થો વાક્યમાં જુદા હોવા છતાં સમાસમાં એકાર્થનું અભિધાન કેવી રીતે કરશે તેને અંગે અહીં ઉદાહરણ આપવામાં આવે છે.

સપ્તમી શૌણ્ડૈઃ । (પા. સૂ.૨.૧.૪૦, શૌણ્ડ, ધૂર્ત વગેરે શબ્દો સાથે વિકલ્પે સપ્તમી તત્પુરૂષ સમાસ થાય છે), અર્ધર્ચાઃ પુંસિ ચ । (પા. સૂ ૨.૪.૩૧, અર્ધર્ચાદિગણના શબ્દો પુલ્લિંગ અને નપુંસકલિંગ હોય છે) સૂત્રોમાં શૌણ્ડૈઃ અને અર્ધર્ચાઃ બહુવચનમાં છે, કારણ કે, તે શબ્દો તે તે ગણના બીજા શબ્દો, ધૂર્ત વગેરેને પણ સમાવે છે. તેથી શૌણ્ડને બદલે ધૂર્ત, અર્ધર્ચને બદલે ગોમય, પુરોડાશને બદલે કરમ્ભ, છત્રિણ ને બદલે ધ્વજિનઃ અને તે વિષ્ણુમિત્રાઃ ને બદલે વિષ્ણુમિત્રના બીજા સાથીદારોના વાચક શબ્દો, વાક્યમાં ભિન્નાર્થ હોવા છતાં, સમાસમાં એકાર્થત્વને પામે છે.

દ્વન્દ્વ અને એકશેષમાં, દ્વિવચન અને બહુવચન એક જ ક્રિયા અને ગુણ સાથે સંકળાયેલા બની એક બીજાનો અર્થ દર્શાવે છે.

अर्थान्तराभिधायित्व तथार्थान्तरवर्तिनाम् ।
याभ्यां चैकमनेकार्थं ताभ्यामेवापरं पदम् ॥३३॥

એ પ્રમાણે (દ્વન્દ્વ સમાસમાં) એક અર્થ દર્શાવનારા શબ્દો બીજો અર્થ પણ દર્શાવે છે. જે બે શબ્દો વડે એક પદ અનેક અર્થો દર્શાવે છે, તે બે પદો વડે જ બીજું પદ અનેક અર્થો દર્શાવે છે. (૩૩)

ધવખદિરૌ એવા દ્વન્દ્વ સમાસમાં ધવ શબ્દ પોતાનો અર્થ દર્શાવવા ઉપરાંત ખદિર નો અર્થ દર્શાવે છે અને ખદિર શબ્દ પોતાનો અર્થ દર્શાવવા ઉપરાંત ધવનો અર્થ દર્શાવે છે; છતાં સમાસનાં બે પદો બે બાબતો જ દર્શાવે છે તેથી બહુવચનનો પ્રયોગ મળતો નથી. દ્વન્દ્વ સમાસનું દરેક પદ બે બાબતો દર્શાવે છે, આ સિદ્ધાંતને યુગપદધિકરણવચનતાનો સિદ્ધાંત કહે છે. આ સિદ્ધાંત કાત્યાયને રજૂ કર્યો છે. પતંજલિએ તેની પૂરેપૂરી ચર્ચા કરીને તેને સમજાવવામાં મુશ્કેલ (દુષ્કર) કહ્યો છે.

चार्थे द्वन्द्वः । (પા.સૂ. ૨.૨.૨૯, ચશબ્દના સમુચ્ચય, અન્વાચય, ઇતરેતરયોગ અને સમાહાર એવા અર્થોમાંથી ઇતરેતરયોગ અને સમાહાર અર્થોને દર્શાવનાર સુબન્તોનો દ્વન્દ્વ સમાસ વિકલ્પે થાય છે) એવું દ્વન્દ્વ સમાસ અંગેનું નિયમકથન સ્વીકારવામાં આવતાં, જ્યાં સમાસ પ્રાપ્ત થતો ન હોય ત્યાં च (અને)ના વપરાશ વિના પણ चનો અર્થ સમજાતાં અનિષ્ટ વિષયમાં સમાસ પ્રાપ્તિ થતાં અતિપ્રસંગ થશે, જેમ કે,

अहरहर्नयमानो गामश्वं पुरुषं पशुम् ।
वैवस्वतो न तृप्यति सुराया इव दुर्मदी ॥

"થોડી સુરાથી તૃપ્ત ન થનાર ઉન્મત્તની જેમ ગાય, ઘોડો, પુરુષ, અને પશુને દરરોજ લઈ જતો, વિવસ્વાનનો પુત્ર (યમ) તૃપ્ત થતો નથી.'

એવા શ્લોકમાં गाम, अश्वम्, पुरुषम्, पशून्, શબ્દોનો અને इन्द्र, त्वष्टा, वायुः, आदित्यः વગેરેનો દ્વન્દ્વ સમાસ થશે

કાત્યાયન સૂચવે છે કે આ મુશ્કેલી દૂર કરવા चार्थे द्वन्द्व. । એવા નિયમવચનને બદલે युगपदधिकरणवचने द्वन्द्वः । "અનેક શબ્દો પૈકી દરેક શબ્દ તે બધા શબ્દોનો એક સાથે અર્થ દર્શાવતો હોય તેવા શબ્દોનો દ્વન્દ્વ સમાસ કરવો " એવું નિયમ વચન કરવું.

આ વાર્તિકવચનને હેલારાજે આ પ્રમાણે સમજાવ્યું છે. युगपदेकेन यदाधिकरण-मभिधेय द्वन्द्वपदराश्यमभिधीयते समुदायरूपं परस्परारोपितस्वार्थं तदा द्वन्द्वो वक्तव्यः ।

કાત્યાયનનાં યુગપદ્૦અંગેના વાર્તિકવચનોને પતંજલિએ વિસ્તારથી સમજાવ્યાં છે. આ સિદ્ધાન્તના સ્વીકારમાં તેમણે અનેક મુશ્કેલીઓ દર્શાવી છે

૧. વાર્તિકકારનું સૂચન સ્વીકારતાં દ્વન્દ્વ સમાસમાં પુંવદ્ભાવનો પ્રતિષેધ કરવો પડશે. पट्वीमृद्व्यौ એવા દ્વન્દ્વમાં સમાનાધિકરણને કારણે पटुमृद्व्यौ એવો પુંવદ્ભાવ થશે.

આના જવાબમાં એમ કહી શકાય કે दर्शनीयाया. माता दर्शनीयामाता સમાસમાં

પુંવદ્ભાવ થતો નથી કારણ કે દર્શનીયા અને માતા એક જ વ્યક્તિનો અર્થ દર્શાવતાં નથી તેથી પટ્વીમૃદ્વ્યૌમા પણ થશે નહિ, કારણ કે પટ્વી (હોશિયાર સ્ત્રી) અને મૃદ્વી (નમ્ર સ્ત્રી) એવા બે શબ્દો બે વ્યક્તિ દર્શાવે છે

૨ વિરોધી અર્થો દર્શાવતા શબ્દો અંગે યુગપદ્‌૦ના સિદ્ધાંત બંધબેસતો નથી એવી શંકાના જવાબમા એમ કહી શકાય કે બધા શબ્દો વિરોધી અર્થો દર્શાવે છે પ્લક્ષ શબ્દ તેના વિરોધી શબ્દ ન્યગ્રોધને નકારીને પ્લક્ષ એવો અર્થ દર્શાવે છે, અને ન્યગ્રોધ શબ્દ તેના વિરોધી પ્લક્ષને નકારીને ન્યગ્રોધનો અર્થ દર્શાવે છે

૩ શબ્દોના પૌર્વાપર્યને કારણે અર્થોનું પણ પૌર્વાપર્ય હોય છે એમ સ્વીકારીએ તો આ સિદ્ધાંત બંધબેસતો નથી આના જવાબમા કહી શકાય કે અર્થોના પૌર્વાપર્યને સ્વીકારતા પ્લક્ષન્યગ્રોધૌ એવા પ્રયોગમા પ્લક્ષ શબ્દનો ઉચ્ચાર થતા પ્લક્ષનો અર્થ પ્રાપ્ત થશે અને ન્યગ્રોધનો અર્થ દૂર થશે પછી ન્યગ્રોધ શબ્દ ઉચ્ચારતા પ્લક્ષ દૂર થશે અને ન્યગ્રોધ પ્રાપ્ત થશે તેથી દ્વિવચન અને બહુવચન પ્રાપ્ત થશે નહિ અને હમેશા એકવચન જ વાપરવું પડશે

૪ વિગ્રહ વાક્યમા પણ યુગપદ્‌૦ યોગ્ય ઠરે છે, કારણ કે દ્યાવા હ ક્ષામા અથવા દ્યાવા ચિદસ્મૈ પૃથિવી નમેતે । (ઋગ્વેદ ૨ ૧૨ ૧૩ અ) જેવા પ્રયોગો જાણીતા છે

૫ યુગપદ્‌૦ ન સ્વીકારવામા આવતા દ્વિવચન અને બહુવચનનો પ્રયોગ સમજાવી શકાતો નથી એના જવાબમા પતંજલિ કહે છે કે દ્વન્દ્વમા સમુદાયનું અભિધાન થાય છે એમ માનીએ તો દ્વિવચન અને બહુવચનનો ઉપયોગ સમજાવી શકાશે

આને અંગે વાર્તિકકાર જણાવે છે કે આ વાત બરાબર નથી, કારણ કે સમુદાયનો અર્થ એકવચનનો હોય છે, જેમકે યૂથમ્ વનમ્ વગેરે શબ્દો એકવચન દર્શાવે છે

૬ વાર્તિકકારની સામે દલીલ કરવામા આવે છે કે યૂથમ્ વનમ્‌મા એકાર્થ્ય નથી આ શબ્દો બે અથવા વધારે પદાર્થો દર્શાવે છે અને તેવી સ્થિતિમા દ્વિવચન અને બહુવચન સિદ્ધ થાય છે

૭ આના જવાબમા વાર્તિકકાર કહે છે કે અનેકાર્થત્વ માનવાથી બહુવચન સિદ્ધ થાય છે એ વાત બરાબર નથી, કારણ કે, બહુત્વ છે જ નહિ

૮ બહુત્વ નથી એ દલીલ યોગ્ય નથી, કારણ કે પ્લક્ષના બે અર્થ, પ્લક્ષ અને ન્યગ્રોધ અને ન્યગ્રોધના બે અર્થ ન્યગ્રોધ અને પ્લક્ષ એમ ચાર પદાર્થો થયા એટલે બહુત્વ થયું જ સમજવું

હવે જો આમ માનીએ તો ન્યગ્રોધનો અર્થ પ્લક્ષ થશે અને પ્લક્ષનો ન્યગ્રોધ થશે, અર્થાત્ શબ્દ અમુક અને તેનો અર્થ તદ્દન જુદો એમ થશે આ બરાબર નથી

૯ વાર્તિકકાર જણાવે છે કે એક અર્થ દર્શાવનારા શબ્દથી બીજો અર્થ દર્શાવવો યોગ્ય નથી એમ કહેવું બરાબર નથી, કારણકે પ્લક્ષ ન્યગ્રોધ છે અને ન્યગ્રોધ પ્લક્ષ છે બંને અર્થો તે બન્ને શબ્દોના પોતાના છે

૧૦ આમ કેમ બની શકે ? કોઈ એક ચોક્કસ કારણ ધ્યાનમા રાખીને કોઈપણ પદાર્થ માટે તેનું અભિધાન કરતો શબ્દ વપરાય છે આ મુશ્કેલી અંગે વાર્તિકકાર જણાવે છે કે પ્લક્ષ ન્યગ્રોધ જ છે અને ન્યગ્રોધ પણ પ્લક્ષ જ છે અહીં સ્વશબ્દથી અભિધાન થયું છે

૧૧. કોઈ ચોક્કસ કારણને લીધે જ શબ્દ દ્વારા પદાર્થનું અભિધાન થાય છે એમ માનીએ તો प्रक्षरति इति प्लक्षः । न्यग् रोहति इति न्यग्रोधः । એવી વ્યુત્પત્તિઓ દરેકને લાગુ પડી શકે. રસ ઝરવાનું અને નીચે ફેલાવાનું બન્ને માટે સરખું જ છે.

૧૨ વાર્તિકકારની સામે દલીલ કરી શકાય કે તમારી વાત પ્રત્યક્ષ વ્યવહારની વિરોધી છે. વ્યવહારમાં ક્યાંય પ્લક્ષ શબ્દ ન્યગ્રોધના અર્થમાં વપરાતો નથી.

વાર્તિકકાર જણાવે છે કે પ્રક્ષરણ એટલે ચારે બાજુ ફેલાવું અને ન્યગ્ રોહણ એટલે પણ નીચેની બાજુએ બધે વિસ્તરવું. આ શબ્દો એકબીજાને બદલે વાપરી શકાય.

૧૩. પણ 'પ્લક્ષ લાવો' એમ કહેતાં કોઈ ન્યગ્રોધ લાવતું નથી અને 'ન્યગ્રોધ લાવો' એમ કહેતાં કોઈ પ્લક્ષ લાવતું નથી એનું શું ?

વાર્તિકકાર જણાવે છે કે (અ) આ બાબતને દ્વન્દ્વ સમાસ પૂરતી સીમિત રાખો. (બ) બીજાં પણ આવાં ઉદાહરણો છે. શબ્દોના અર્થવિષયો નિયત હોય છે, જેમકે લાલ રંગ સરખો હોય તો પણ ગાયને લોહિત અને ઘોડાને શોણ કહે છે. કાળો રંગ સરખો હોવા છતાં ગાયને કૃષ્ણ અને ઘોડાને હેમ કહે છે. સફેદ રંગ સરખો હોવા છતાં ગાયને શ્વેત અને ઘોડાને કર્ક કહે છે.

૧૪. પ્લક્ષ શબ્દ ન્યગ્રોધનો અર્થ દર્શાવતો હોય અને ન્યગ્રોધ પ્લક્ષનો અર્થ દર્શાવતો હોય તો એક જ પ્લક્ષ શબ્દ વડે બે અર્થો દર્શાવવામાં આવતાં ન્યગ્રોધ શબ્દનો પ્રયોગ કરવાની જરૂર રહેશે નહિ.

આના જવાબમાં વાર્તિકકાર જણાવે છે કે પ્લક્ષ શબ્દથી ન્યગ્રોધનો અર્થ દર્શાવાતો ન હોવાથી અને ન્યગ્રોધથી પ્લક્ષનો અર્થ દર્શાવાતો ન હોવાથી બન્ને શબ્દો વાપરવા જોઈએ.

૧૫. પ્લક્ષનો અર્થ ન્યગ્રોધ છે અને ન્યગ્રોધનો અર્થ પ્લક્ષ છે એમ હમણાં જ તમે કહ્યું છતાં હવે આમ કેમ કહો છો ? આના જવાબમાં વાર્તિકકાર કહે છે કે આ શબ્દો એકસાથે વપરાયા હોય ત્યારે એકબીજાનો અર્થ દર્શાવે છે, જુદા વપરાયા હોય ત્યારે દર્શાવતા નથી.

૧૬. અર્થોનુ પ્રતિપાદન શબ્દ ઉપર નિર્ભર હોઈ સ્વાભાવિક છે. પ્લક્ષ અને ન્યગ્રોધના અર્થો કેટલીકવાર મુખ્યપણે દર્શાવવામાં આવે છે અથવા ગૌણપણે ગુણ કે ક્રિયા દ્વારા દર્શાવવામાં આવે છે. આ પ્લક્ષ છે, કારણ કે તે પ્લક્ષ જેવું છે અને આ ન્યગ્રોધ છે કારણકે તે ન્યગ્રોધ જેવું છે. તેથી પ્લક્ષૌ એમ કહેતાં બે પ્લક્ષ કે એક પ્લક્ષ અને એક ન્યગ્રોધ એવી શંકા થશે તેથી પ્લક્ષ અને ન્યગ્રોધ એવા બે શબ્દો વપરાય છે.

યુગપદધિકરણવચનતાને સિદ્ધ કરવા માટે વાર્તિકકારે વાર્તિકો રૂપે ઘણી દલીલો કરી છે. પતંજલિએ તેમને સ્પષ્ટ કરી છે કેટલીક દલીલો પહેલી નજરે અસ્વીકાર્ય, તાર્કિક રીતે અસંગત અને પરસ્પર વિરુદ્ધ લાગે છે. द्यावा ह क्षामा જેવા વૈદિક પ્રયોગોને ભાવાશબ્દો અંગેની ચર્ચામાં મદદે લઈ શકાય નહિ. અને અભિધાનના સ્વાભાવિકપણાની દલીલને આશ્રયે આ સિદ્ધાન્તને ટેકો મળે છે. તેથી જ પતંજલિએ આ સિદ્ધાંતને બુદ્ધિને કષ્ટકારક (દુઃખા) અને મુશ્કેલીથી સમર્થી શકાય એવો (દુરુપાદા) કહ્યો છે. (नेयं प्रतीताबु-पारोहत्वीति दुःखा प्रमाणाभावाच्च दुरुपादा ।—હેલારાજ)

समुदायान्तरत्वाच्च तादृशोऽर्थो न लौकिकः ।
अन्वयव्यतिरेकाभ्यां शास्त्रार्थोऽपि न दृश्यते ॥३४॥

સમાસ વડે દર્શાવાતો સમુદાય જુદો હોવાથી આવો (અન્વયત્રપ્રાપ્ત) અર્થ લોકપ્રસિદ્ધ નથી, અન્વયવ્યતિરેક વડે પણ તે શાસ્ત્રીય અર્થ રૂપે દેખાતો નથી. (૩૪)

કાત્યાયને રજૂ કરેલા યુગપદ્‌ના નિયમ મુજબ દ્વન્દ્વ સમાસના અવયવોનો આવા પ્રકારનો અર્થ લોકમાં જાણીતો નથી. શાસ્ત્રીય પદ્ધતિથી અન્વય અને વ્યતિરેક દ્વારા પણ આવો અર્થ જાણી શકાતો નથી.

તેથી આ સિદ્ધાન્ત સ્વીકારવા યોગ્ય નથી.

दुःखा दुरुपपादा च तस्माद् भाष्येऽप्युदाहृता ।
युगपद्वाचिता सा तु व्यवहारार्थमाश्रिता ॥३५॥

તેથી યુગપદધિકરણવચનતાને ભાષ્યમાં દુઃખકારક અને સમર્થવામાં મુશ્કેલ કહી છે પરંતુ (દ્વન્દ્વના) વ્યવહાર માટે તેનો આશ્રય કરવામાં આવ્યો છે. (૩૫)

યુગપદધિકરણવચનતા અંગેના કાત્યાયનના મતની પતંજલિએ વિસ્તારથી સ્પષ્ટતા કરી હોવાથી ભર્તૃહરિએ આ સિદ્ધાન્તની વિસ્તૃત ચર્ચા કરી નથી. તેથી આ સિદ્ધાન્ત સ્વીકારવા યોગ્ય નથી.

समुदायमुपक्रम्य पदं तस्यां प्रयुज्यते ।
विभागेन समाख्याने ततस्तद् द्व्यर्थमुच्यते ॥३६॥

તે (યુગપદધિકરણવચનતા)માં સમુદાયને ધ્યાનમાં રાખીને (પ્રત્યેક) પદને પ્રયોજવામાં આવે છે, તેથી વાક્ય વડે જણાવવામાં આવતાં તે (પદ) બે અર્થોવાળું છે એમ કહેવાય છે. (૩૬)

प्लक्षन्यग्रोधौ એવા સમુદાયનો દ્વન્દ્વ સમાસ થયો છે. વિગ્રહ વાક્યમાં તેનું प्लक्षः પદ પ્લક્ષ અને ન્યગ્રોધ એવા બે અર્થ અને न्यग्रोधः પદ ન્યગ્રોધ અને પ્લક્ષ એવા બે અર્થ જણાવે છે. તેથી प्लक्षौ च न्यग्रोधौ च प्लक्षन्यग्रोधौ એવું વિગ્રહ વાક્ય થશે.

वाक्येऽपि नियता धर्माः केचिद् वृत्तौ द्वयोस्तथा ।
ते त्वभेदेन सामर्थ्यमात्र एवोवर्णिताः ॥३७॥

કેટલાક અર્થભેદો વાક્યમાં નિયત હોય છે, કેટલાક સમાસમાં અને કેટલાક બન્નેમાં(નિયત છે) સામર્થ્યને ધ્યાનમાં રાખીને તેમને અભિન્નપણે જણાવ્યા છે (૩૭)

समर्थः पदविधिः । (૨.૧.૧. પદ સંબંધિ કાર્ય સમર્થ શબ્દોમાં જ થાય છે) એવા સૂત્ર ઉપરના ભાષ્યમાં સમાસ અને વાક્યમાં બન્નેમાં પદોના પરસ્પર સામાર્થ્યને મહત્ત્વ આપવામાં આવ્યું છે. સામર્થ્યને વાક્યમાં પ્રાપ્ત થતું અર્થાત્ વ્યપેક્ષારૂપ સામર્થ્ય અને સમાસમાં પ્રાપ્ત થતું અર્થાત્ એકાર્થીભાવરૂપ સામર્થ્ય એમ બે પ્રકારે સમજાવવામાં આવ્યું છે. બન્નેની વિશેષતાઓ ભાષ્યકારે જણાવી છે.

वृत्तौ विशेषवृत्तित्वाद् भेदे सामान्यवाचिता ।
उपमानसमासादौ श्यामादीनामुदाहृता ।।३८।।

(शस्त्रीश्यामा) જેવા ઉપમાન સમાસોમા શ્યામા શબ્દને સમાસમા વિશેષ ધર્મ દર્શાવનારા અને વાક્યમા સામાન્ય ધર્મ દર્શાવનારા ઉદાહરણ તરીકે જણાવવામાં આવ્યો છે (૩૮)

उपमानानि सामान्यवचनै । (પા સૂ ૨ ૧ ૫૫, ઉપમાનવાચક શબ્દને સામાન્ય ધર્મ વાળા શબ્દ સાથે સમાસમા ગોઠવામા આવે છે)ના ઉદાહરણ તરીકે शस्त्रीश्यामा (છરી જેવી કાળી) જેવો પ્રયોગ છે. शस्त्री इव श्यामा । જેવા વિગ્રહવાક્યમા श्यामा શબ્દ સામાન્ય ધર્મ श्यामत्व દર્શાવે છે

ભાષ્યકારે સ્પષ્ટતા કરી છે કે કોઈપણ બીજા શબ્દ સાથે યોજાતો શબ્દ વિશેષવચન બનશે બીજા શબ્દ સાથે સબધમા આવ્યા પહેલા અર્થાત્ વાક્યમા જે સામાન્યવચન શબ્દ હોય તેની સાથે ઉપમાનવાચક શબ્દનો સમાસ થાય છે (अथवा सामान्यवचनैरित्युच्यते सर्वश्च शब्दोऽन्येन शब्देनाभिसम्बध्यमानो विशेषवचन सम्पद्यते स एव विशास्यमान प्रागभिसम्बन्धाद्यः सामान्यवचन इति ।)

वृत्तिरन्यपदार्थे या तस्या वाक्येष्वसभव ।
चार्थे द्वन्द्वपदाना च भेदे वृत्तिर्न विद्यते ।।३९।।

અન્યપદના અર્થમા જે સમાસકાર્ય છે તે (અર્થ)નો વિગ્રહવાક્યમા સભવ નથી. દ્વન્દ્વ સમાસમા જોડાતા પદોનુ વાક્યમા ‘અને’ના અર્થમા અભિધાન થતુ નથી (૩૯)

स्निग्धकिसलय (वनस्पति । સુન્દર કુપળવાળુ વૃક્ષ) એવા સમાસમા અન્ય પદાર્થનુ જે રીતે અભિધાન થાય છે તે રીતે स्निग्धानि किसल्यानि अस्य । એવા વિગ્રહવાક્યમા થતુ નથી વિગ્રહવાક્યમા આવુ અભિધાન अस्य શબ્દ વડે થાય છે સમાસમા તેના પદો એકાર્થ બનીને તેમના સબધી એવા અન્ય પદાર્થનુ પ્રતિપાદન કરે છે

द्वन्द्व સમાસમા સમાસના ભાગ રૂપે च (અને) પ્રાપ્ત થતો નથી છતાં चનો અર્થ દર્શાવાય છે, પરન્તુ વિગ્રહવાક્યમા च શબ્દ અને અર્થના વાચક તરીકે પ્રયોજાય છે

અગાઉની કારિકાઓમા भेदे અને विभागे શબ્દો વાક્ય માટે પ્રયોજાયા છે અને वृत्ति શબ્દ સમાસ માટે પ્રયોજાયો છે આ કારિકામા પહેલી પક્તિમા वृत्ति શબ્દનો અર્થ સમાસ થશે અને બીજી પક્તિમા वृत्ति શબ્દનો અર્થ શક્તિ અથવા અભિધાન થશે

भेदे सति निरादीना क्रान्ताद्यर्थेष्वसभव ।
प्राग्वृत्तेर्जातिवाचित्व न च गौरखरादिषु ।।४०।।

વાક્યમા હોય ત્યારે निस् વિગેરેનો ‘બહાર ગયેલો’ એવો અર્થ સભવતો નથી गौरखर વગેરે સમાસમા જોડાય તે પહેલા જાતિનો અર્થ દર્શાવતા નથી. (૪૦)

निष्कौशाम्बि । (કૌશામ્બીની બહાર ગયેલો) એવા સમાસમાં निस् 'બહાર ગયેલો' એવો અર્થ દર્શાવે છે પરંતુ निर्गत कौशाम्ब्या । એવા વાક્યમાં निस् આવો અર્થ દર્શાવતો નથી गौरखर (જંગલી વાનર) कृष्णसर्प (કાળો સર્પ), लोहितशालि (લાલ ડાંગર) વગેરેમાં આ શબ્દો સમાસમાં પ્રાપ્ત થાય તે પહેલા અર્થાત् गौर खर । कृष्ण सर्प । વગેરે વાક્યોમાં खर અને सर्प તેમની જાતિ દર્શાવતા નથી સમાસમાં ઐકાર્થ્ય હોઈને એક સમાસપદ સમજવામાં આવતા વિશિષ્ટ જાતિનું અભિધાન થશે

क्रीडायां जीविकायाश्च वाक्येनावचनात् तथा ।
न नित्यग्रहणं युक्तं कौटिल्ये यङ्विधौ यथा ॥४१॥

વક્રગતિ દર્શાવવા માટે यङ् નું વિધાન કરનારા नित्यं कौटिल्ये गतौ । સૂત્રમાં नित्य શબ્દને જેમ યોગ્ય માનવામાં આવ્યો નથી તેમ રમત અને આજીવિકાનો અર્થ વાક્યદ્વારા પ્રાપ્ત થતો ન હોવાથી नित्य क्रीडाजीविकयो સૂત્રમાં પણ नित्य શબ્દ યોગ્ય નથી (૪૧)

नित्यं कौटिल्ये गतौ । (પા.સૂ. ૩ ૧ ૨૩ વક્રગતિ અર્થ જણાવવાનો હોય ત્યારે ગત્યર્થ ધાતુને હમેશા પૌનઃપુન્યાર્થનો यङ् પ્રત્યય લાગે છે) कुटिलं क्रामति અને यङ् क्रम्यते અનુક્રમે વાક્યપ્રયોગ અને સમાસપ્રયોગ છે समर्थः पदविधि । (૨ ૧ ૧) સૂત્ર ઉપરના ભાષ્યમાં પતંજલિએ જણાવ્યું છે કે સમાસના અને વાક્યના અર્થો સરખા હોતા નથી राज्ञः पुरुष । એવા વાક્યનો અર્થ છે 'રાજાનો નોકર' राजपुरुष । એવા સમાસનો અર્થ છે 'અમલદાર' તેથી સૂત્ર ૩ ૧ ૨૩માં नित्य શબ્દ મૂકવાની જરૂર નથી

निर्धारणादिविषये व्यपेक्षैव यतः स्थिता ।
समासप्रतिषेधानां ततो नास्ति प्रयोजनम् ॥४२॥

ગુણનિર્ધારણ વગેરેના વાચક શબ્દો વચ્ચે વ્યપેક્ષા જ રહેલી હોવાથી (આવા સ્થળોએ), સમાસનો પ્રતિષેધ કરવાનું પ્રયોજન નથી (૪૨)

गवां कृष्णा सम्पन्नक्षीरतमा । (ગાયોમાં કાળી ગાય સૌથી વધારે દૂધ આપનારી છે) એવા વાક્યપ્રયોગમાં એકાર્થીભાવરૂપ સામર્થ્ય નહિ પણ વ્યપેક્ષારૂપ સામર્થ્ય છે न निर्धारणे । (પા.સૂ. ૨ ૨ ૧૦, यतश्च निर्धारणम् પા.સૂ. ૨ ૩ ૪૧થી થયેલી ષષ્ઠીવાળા સુબન્ત સાથે સમાસ કરવો નહિ) નિર્ધારણ અર્થમાં યોજેલા ષષ્ઠીના પ્રત્યયવાળા શબ્દની સાથેના સમાસનો નિષેધ કરે છે, તેથી गोकृष्णा એવો સમાસ થશે નહિ પરંતુ આવો નિષેધ કરવાની જરૂર નથી કારણ કે गवां कृष्णा એવા વાક્યમાં તેનું નિર્ધારણ થયું છે તેનું गोकृष्णा સમાસમાં થયું નથી.

विधिभिः प्रतिषेधैश्च भेदाभेदनिदर्शनम् ।
कृतं द्वन्द्वैकवद्भावे संघवृत्त्युपदेशवत् ॥४३॥

દ્વન્દ્વ(સમાસ)માં એકવદ્‌ભાવ પ્રાપ્ત હોય ત્યારે સમુદાયનું વિધાન હોય છે તેમ વિધિ(નિયમોથી) અને પ્રતિષેધ(નિયમો)થી (વ્યપેક્ષારૂપ) ભેદ અને (એકાર્થી-ભાવરૂપ) અભેદ જણાવવામાં આવ્યા છે. (૪૩)

દ્વન્દ્વ સમાસના ઇતરેતરયોગ અને સમાહાર એવા બે વિભાગો છે. द्वन्द्वश्च प्राणितूर्यसेनाङ्गानाम् । (૨.૪.૧) સૂત્રનિયમ પ્રમાણે પ્રાણીઓનાં શરીરનાં અંગો, જુદા જુદા વાદ્યવાદકો અને સેનાના અંગોના અર્થવાળા શબ્દોનો દ્વન્દ્વ સમાસ એકવદ્‌ભાવ અર્થાત્ એકવચનવાળો હોય છે. આ સમાસ સમાહાર દ્વન્દ્વ છે. અહીં સમાસના અવયવોનો એક સમુદાયમાં અર્થાત્ સમૂહમાં સમાહાર છે. આવા જુદા જુદા અવયવોનો જ્યાં સમાહાર ન હોય ત્યાં ઇતરેતરયોગ દ્વન્દ્વ સમાસ થાય છે અને એકવચન થતું નથી પરંતુ પદોની સંખ્યા પ્રમાણે વચન પ્રાપ્ત થાય છે न दधिपयआदीनि । (૨.૪.૧૪ दधिपयसी વગેરે સમાસો એકવચનશબ્દો નથી) સૂત્ર પ્રમાણે दधिपयसी, मधुपयसी, વગેરે સમાસોમાં સમાસનાં પદોનો સમાહાર થયો નથી. विभाषा वृक्षमृगतृणधान्यव्यञ्जनपशुशकुन्यश्ववडवपूर्वापराधरोत्तराणाम् । (પા.સૂ. ૨.૪.૧૨, વૃક્ષો, પશુઓ, ઘાસ, ધાન્ય, મસાલા, પાળેલાં પશુપંખીઓનાં નામો, અને अश्ववडवम् (अश्ववडवौ.), पूर्वापरं (पूर्वापरे), અને अधरोत्तरम् (अधरोत्तरे) જેવા સમાસો વિકલ્પે એકવચન સમાસો છે) પ્રમાણે એકવદ્‌ભાવવાળા સમાસો વિકલ્પે દ્વન્દ્વ સમાસો થાય છે.

આવા વિધિ, પ્રતિષેધ અને વિભાષા અર્થાત્ વિકલ્પના વિધાનોનો આધાર શબ્દોની પોતાની શક્તિ અને તે પ્રમાણે તેમનો વ્યવહારમાં વપરાશ છે. આવી સ્થિતિ ન હોય તો વ્યાકરણશાસ્ત્રનાં સેંકડો વચનો પણ કશું કરી શકતા નથી (न ह्यसती शब्दानां शक्तिर्वचनशतेनापि कर्तुं पार्यते ।—હેલારાજ

सामर्थ्यमविशेषोक्तमपि लोकव्यवस्थया ।
वृत्त्यवृत्त्योः प्रयोगज्ञैर्विभक्तं प्रतिपत्तृभिः ॥४४॥

સામર્થ્યનું સામાન્યપણે વિધાન થયું હોવા છતાં પ્રયોગને જાણનારા અભ્યાસીઓએ, વ્યવહારમા વપરાશ પ્રમાણે તે (સામર્થ્ય)ને સમાસ અને વાક્યમાં જુદું રહેલું સમજાવ્યું છે. (૪૪)

समर्थः पदविधिः । (પા.સૂ. ૨.૧.૧ પદસંબંધી બધાં કાર્યો સામર્થ્ય ઉપર આધાર રાખે છે) એવો સામાન્ય નિયમ સમાસ અને વાક્યનાં પદો વચ્ચે સામર્થ્યની આવશ્યકતા જણાવે છે. સૂત્રકાર પાણિનિએ આવો સામાન્ય નિયમ રચ્યો છે. વ્યવહારમાં શબ્દોના વપરાશને જાણનારા અભ્યાસીઓ જેવા કે વાર્તિકકાર અને ભાષ્યકારે આ સામર્થ્યને સમાસમાં એકાર્થીભાવ રૂપે અને વાક્યમાં વ્યપેક્ષા રૂપે એમ બે પ્રકારે જુદું સમજાવ્યું છે. તેમણે તેમની વ્યાખ્યાઓ અને તેમની વિશિષ્ટતાઓ समर्थः पदविधिः । ઉપરના ભાષ્યમાં ચર્ચી છે તેમણે જણાવ્યું છે કે સમાસમાં એકાર્થીભાવરૂપ સામર્થ્ય છે અને વાક્યમાં વ્યપેક્ષારૂપ સામર્થ્ય છે.

अर्थस्य विनिवृत्तत्वाल्लुगादि न विरुध्यते ।
एकार्थीभाव एवात समासाख्या विधीयते ॥४५॥

ભેદના (આધાર રૂપ) વિભક્ત્યર્થની નિવૃત્તિ થતી હોવાથી તેના લોપવગેરેનું વિધાન (શાસ્ત્રનિયમોનું વિરોધી નથી. તેથી એકાર્થીભાવ હોય ત્યારે સમાસ સંજ્ઞાનું વિધાન કરવામાં આવ્યું છે. (૪૫)

समर्थः पदविधिः । ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે વૃત્તિ બે પ્રકારની છે, એક જહત્સ્વાર્થા અને બીજી અજહત્સ્વાર્થા. જ્યાં ગૌણ પદો પોતાના અર્થનો ત્યાગ કરે ત્યાં જહત્સ્વાર્થા વૃત્તિ પ્રાપ્ત થાય છે. અજહત્સ્વાર્થામાં મુખ્ય પદ સાથે ગૌણ પદનો એકાર્થીભાવ પ્રાપ્ત થાય છે. તેનું સ્વતંત્ર અસ્તિત્વ ન હોવાથી કશો ભેદપ્રાપ્ત સંબંધ શક્ય નથી તેથી વિભક્તિની નિવૃત્તિ થઈ છે એમ સમજાય છે. વિભક્તિનો લોપ થતાં એકાર્થીભાવરૂપ સામર્થ્ય સિદ્ધ થઈને સમાસ બને છે.

વાક્યમાં ભેદ અને સંખ્યાની વિવિક્ષા હોવાથી વિભક્તિનું શ્રવણ થાય છે. સમાસમાં અભેદ અને એકત્વસંખ્યાની વિવક્ષા હોવાથી એકાર્થીભાવનું સ્વાભાવિક અભિધાન થાય છે.

व्यवस्थितविभाषा च सामान्ये कैश्चिदिष्यते ।
तथा वाक्यं व्यपेक्षायां समासोऽन्यत्र शिष्यते ॥४६॥

કેટલાક (વૈયાકરણો)ના મતમાં સામાન્ય (સંબંધરૂપ સામર્થ્ય) અંગે વ્યવસ્થિત વિભાષાને યોગ્ય માનવામાં આવી છે, જેમકે, વ્યપેક્ષારૂપ સામર્થ્ય હોય ત્યારે વાક્યનું અને તેનાથી જુદી સ્થિતિમાં સમાસનું વિધાન કરવામાં આવ્યું છે (૪૬)

કેટલાક વૈયાકરણો માને છે કે સૂત્રકારે પોતે જ સામર્થ્યને સમાસમાં અને વાક્યમાં આવશ્યક ગણ્યું છે. આ સ્થિતિમાં વ્યવસ્થિત વિભાષાના સિદ્ધાન્ત પ્રમાણે જ્યાં વ્યપેક્ષારૂપ સામર્થ્ય હોય ત્યાં સમાસ થશે. આ સ્થિતિ શબ્દશક્તિને અનુસરીને કલ્પવામાં આવી છે.

સામર્થ્યના બે પ્રકારો કાત્યાયને રજૂ કર્યા છે. પતંજલિએ તેનો વિસ્તાર કર્યો છે. समर्थः पदविधिः । સૂત્ર ઉપરના પહેલા વાર્તિક पृथगर्थानामेकार्थीभावः समर्थवचनम् । માં વાર્તિકકાર જણાવે છે કે જુદા અર્થવાળા શબ્દોનું એક અર્થમાં પ્રાપ્ત થવું એટલે સામર્થ્ય વર્તિક ૪માં જણાવ્યું છે કે કેટલાકના મતમાં સામર્થ્ય એટલે શબ્દોના અર્થની પરસ્પર અપેક્ષા. આવી સ્થિતિ વાક્યમાં પ્રાપ્ત થાય છે.

વૈયાકરણ પરંપરામાં વિભાષાના પ્રાપ્ત, અપ્રાપ્ત અને ઉભયત્ર એવા પ્રકારો ઉપરાંત વ્યવસ્થિત વિભાષા એવો પ્રકાર પણ સમજવામાં આવ્યો છે. આ પ્રકાર પ્રમાણે વિકલ્પ અંગેના નિયમનાં બધા ઉદાહરણોને વિકલ્પ લાગુ ન પડતાં અમુકને અવશ્ય લાગુ પડે છે અને બીજાને લાગુ પડતો નથી પા.સૂ. ૩.૩.૧૫૬ અને ૭ ૪ ૪૧ ઉપરના ભાષ્યમાં देवत्रात, गलो ग्राहः, गवाक्षः અને संशितव्रतःને વ્યવસ્થિતવિભાષાનાં ઉદાહરણો સમજવામાં આવ્યાં છે.

तुल्यश्रुतित्वात् तत्त्वेऽपि राजादीनामुपाश्रिते ।
वृत्तौ विशेषणाकाङ्क्षागमकत्वान्निवर्तते ॥૪૭॥

રાજન્ વગેરે શબ્દો તેમના એકસરખા ઉચ્ચારણને કારણે (સમાસમાં અને વાક્યમાં) સમાન હોવા છતાં સમાસમાં તેમને વિશેષણની આકાંક્ષા હોતી નથી, કારણ કે તે અર્થબોધ કરાવી શકતા નથી. (૪૭)

राज्ञः पुरुषः । એવા વાક્યમાં અને राजपुरुष એવા સમાસમા राजन् શબ્દ જુદો નથી કારણ કે બન્નેનુ ઉચ્ચારણ સરખુ છે, બન્ને વચ્ચે રૂપસાદૃશ્ય છે. પરંતુ ऋद्धस्य राज्ञः पुरुष । એવા વાક્યમા राज्ञ. એવા ગૌણ પદને વિશેષણ ऋद्धस्य સાથે જોડી શકાય છે તેમ राजपुरुष । એવા સમાસમાં ऋद्धस्य राजपुरुष । એમ ऋद्धस्यને राज સાથે જોડી શકાતું નથી. તેમ કરવામાં આવતાં સમાસનો અર્થ પ્રાપ્ત થશે નહિ. સમાસમાં પ્રધાન પદ पुरुष' સાથે ગૌણ પદ राजन् જોડાયેલું છે, તેથી ऋद्धस्य સાથે તેને જોડી શકાય નહિ. એકાર્થીભાવની વિશેષતાઓનું પરિગણન કરતી વખતે પતંજલિએ જણાવ્યું છે કે વાક્યમાં ચોક્કસ સંખ્યા, સ્પષ્ટ અભિધાન, ગૌણ પદ સાથે વિશેષણની યોજના અને च (અને) સાથે જોડાણ, શક્ય છે, સમાસમાં આ બધું શક્ય નથી.

संबन्धिशब्द सापेक्षो नित्यं सर्व. प्रयुज्यते ।
स्वार्थवत्सा व्यपेक्षास्य वृत्तावपि न हीयते ॥૪૮॥

સંબંધી શબ્દને (અન્યની) અપેક્ષા વાળા તરીકે હમેશા વાપરવામાં આવે છે; પોતાના અર્થની (અપેક્ષાની) જેમ આ તેની (બીજા સંબંધીશબ્દ સાથેની) અપેક્ષા, સમાસમાં પણ દૂર થતી નથી (૪૮)

વાક્ય અને સમાસમા અર્થબોધ પ્રાથમિક આવશ્યકતા છે આ આવશ્યકતા પૂરી પડતી હોય તો, બીજા શબ્દ સાથે સંબંધમા રહેલા શબ્દની સાથે પણ વિશેષણ વાપરી શકાય છે. આવુ વિશેષણ સમાસના પદો સાથે પણ સંબંધ પામે છે. गुरुकुलम् । અથવા गुरुपुत्र. । એવા સમાસમા गुरु એવુ ઉપસર્જન પદ સંબંધી શબ્દ છે, કારણ કે તે શિષ્ય અર્થના વાચક કોઈક પદ સાથે સંબંધવાળુ છે પરિણામે देवदत्तस्य गुरुकुलम् । અથવા देवदत्तस्य गुरुपुत्र । એવા પ્રયોગમાં देवदत्तस्य શબ્દ સમાસથી બહાર સંબંધ પ્રાપ્ત કરશે તે ગમક છે અર્થાત્ અર્થબોધ કરનારું છે

સામાન્ય રીતે વિશેષણ યુક્ત પદોનો સમાસ થતો નથી કેમ કે, महत्कष्ट श्रित એવા શબ્દો દ્વારા महत् कष्टश्रित એવો સમાસ બનતો નથી. પતંજલિ, देवदत्तस्य गुरुकुलम्, देवदत्तस्य दासभार्या, देवदत्तस्य गुरुपुत्र જેવા પ્રયોગમા गुरु અને दास શબ્દો અન્ય શબ્દ देवदत्तस्य સાથે જોડાયેલા હોવાથી તેમનો कुलम्, पुत्र અને भार्या સાથે સમાસ થશે એમ જણાવે છે, કારણ કે તે સમાસ ગમક છે અર્થાત્ અર્થબોધ કરાવી શકે છે. ડૉ. એસ. ડી જોષી (Samarthahnika, પ્રસ્તાવના પૃ ૭) તર્ક કરે છે કે "પતંજલિ પૂર્વે समर्थ શબ્દને બદલે गमक શબ્દ પ્રચલિત હતો અને गमकत्व ને સમાસની આવશ્યકતા ગણવામાં

આવતી હતી પરંતુ વૈયાકરણોએ વ્યમકને બદલે समर्थ શબ્દ પસંદ કર્યો, કારણ કે પાણિનિએ समर्थः पदविधिः । સૂત્રમાં તેનો ઉલ્લેખ કર્યો છે.'' આ કારિકા જણાવે છે કે સંબંધી શબ્દો અંગે 'સાપેક્ષ અસમર્થ છે' એવો નિયમ લાગુ પડશે નહિ.

समुदायेन संबन्धो येषां गुरुकुलादिना ।
संस्पृश्यावयवांस्तेऽपि युज्यन्ते तद्वता सह ॥४९॥

(દેવદત્ત વગેરે) જે શબ્દોનો ગુરુકુલ વગેરે સમુદાય સાથે સંબંધ છે, તે, (સમુદાય)ના અવયવો સાથે (પહેલાં) સંબંધ પામીને જ, અવયવોવાળા તેની સાથે જોડાય છે. (૪૯)

જેમ પ્રસિદ્ધ દાસીગૃહ અંગે કોઈ પૂછતું નથી કે 'કયી દાસીનું ઘર' તેમ ગુરુકુલ પણ પ્રસિદ્ધ છે અને તેને વિષે પણ કોઈ પૂછતું નથી. તેથી देवदत्तस्य गुरुकुलम् । એવા પ્રયોગમાં गुरु એવા ઉપસર્જન પદનો देवदत्तस्य સાથે સંબંધ થાય છે. આમ देवदत्तस्य પહેલાં गुरु એવા અવયવશબ્દ સાથે જોડાઈને પછી અવયવી એવા गुरुकुलम् સાથે સંબંધને પામે છે.

अबुधान्प्रत्युपायाश्च विचित्राः प्रतिपत्तये ।
शब्दान्तरत्वादत्यन्तं भेदो वाक्यसमासयोः ॥५०॥

અજ્ઞાનીઓને (સમાસ અને વાક્ય વચ્ચેના ભેદનું) જ્ઞાન થવા માટે વિવિધ ઉપાયો યોજવામાં આવ્યા છે. જુદા શબ્દ(પ્રયોગો) હોવાથી, વાક્ય અને સમાસ, અત્યંત ભિન્ન છે. (૫૦)

એકાર્થીભાવરૂપ સામર્થ્યવાળા राजपुरुष વગેરે સમાસો પરમાર્થ દૃષ્ટિએ નિરંશ છે, પરંતુ, તેના અવયવોને જુદા પાડીને राज्ञः पुरुष । એમ સમજવામાં આવે છે. મંદબુદ્ધિવાળાઓ બન્નેમાં ઉચ્ચારણસામ્ય નિહાળીને તેમની વચ્ચે અભેદ સમજે છે વાસ્તવમાં બન્ને જુદા છે. ચિત્રમાં દોરેલ ગવય અને ગવય નામનું પ્રાણી, બહારના દેખાતા સામ્યને કારણે એક સમજાતું હોવા છતાં જુદું છે. તે પ્રમાણે એકાર્થીભાવ રૂપ સામર્થ્યવાળો સમાસ અને વ્યપેક્ષારૂપ સામર્થ્યવાળું વાક્ય જુદાં છે.

असमासे समासे च गोरथादिष्वदर्शनात् ।
युक्तादीनां न शास्त्रेण निवृत्त्यनुगमः कृतः ॥५१॥

गोरथः વગેરે પ્રયોગોમાં, તે સમાસ હોય કે વાક્ય હોય પરંતુ युक्त વગેરે શબ્દો તેમની સાથે દેખાતા ન હોવાથી, તેમના લોપનું વિધાન કરવામાં આવ્યું નથી. (૫૧)

गोरथः (બળદો વડે ખેંચાતો રથ) दध्योदनः (દહીં છાંટેલો ભાત) વગેરે પ્રયોગોમાં

युक्त: (જોડેલો) અને सिक्त: (છાંટેલો) એવા શબ્દોનો લોપ કરવામાં આવ્યો નથી. સામાન્ય રીતે સમાસમાં વિભક્તિનો લોપ થાય છે એમ સૂત્રકારે सुपो धातुप्रातिपदिकयोः ।(૨. ૪. ૭૧)માં જણાવ્યું છે. વાક્યમાં વિભક્ત્યન્ત પ્રાતિપદિકો પ્રાપ્ત થાય છે, પરંતુ જે શબ્દો વાક્યમાં ન હોય તેમનો લોપ કેવી રીતે થાય ? વિગ્રહમાં આવા શબ્દોનું અસ્તિત્વ નથી.

આ ચર્ચાના મૂળમાં भक्ष्येण मिश्रीकरणम् । (૨. ૧ ૩૫, મિશ્રણનું સાધન એવો અર્થ દર્શાવનાર તૃતીયાન્ત શબ્દનો ભક્ષ્યવાચક સુબન્ત સાથે વિકલ્પે તત્પુરુષ સમાસ થાય છે) ઉપરનાં ત્રણ વાર્તિકો અને તેમના ઉપરનું ભાષ્ય છે.

વાર્તિક ૪માં જણાવ્યું છે કે સમાનાધિકરણ પદોવાળા સમાસમાં તૃતીયાન્ત પૂર્વપદ અને क્ત પ્રત્યય ઉત્તરપદ તરીકે રહેલા સુબન્તનો બીજા સુબન્ત સાથે સમાસ થાય છે અને ક્તાન્ત ઉત્તરપદનો લોપ થાય છે એવું વિધાન કરવું જોઈએ, જેમ કે दध्ना उपसिक्तः (ओदनः) दध्युपसिक्त, दध्युपसिक्तः ओदनः दध्नोदनः । गुडेन संसृष्टाः गुडसंसृष्टाः; गुडसंसृष्टाः धानाः गुडधानाः ।

વાર્તિક ૫ (वष्ठीसमासश्च युक्तपूर्णान्त्यः।) માં જણાવવામાં આવ્યું છે કે युक्त અથવા पूर्ण શબ્દ સાથે પષ્ઠ્યન્તનો જે તત્પુરુષ સમાસ થાય તેનો બીજા સુબન્ત સાથે સમાસ થાય છે અને युक्त અને पूर्ण નો લોપ થાય છે એવું વિધાન કરવું જોઈએ જેથી अश्वरथः, दधिघटः વગેરે સમાસો પ્રાપ્ત થાય.

લોપનું વિધાન કરનારાં આ બે વાર્તિકોના વિચારનું ખંડન કરતાં, પછીનાં ત્રણ વાર્તિકો, न वा असमासेऽदर्शनात् युक्तार्थसंप्रत्ययाच्च सामर्थ्यम् । અને संप्रत्ययाच्च तदर्थाभिधानम् । જણાવે છે કે વાક્યમાં उपसिक्त વગેરે શબ્દો પ્રાપ્ત થતા નથી. ઉપરાંત दध्योदनः જેવા પ્રયોગોમાં दधि શબ્દના ઉચ્ચારણ સાથે દહીં છાંટેલો (ભાત) એવો અર્થ સમજાય છે, અને આવો અર્થ લોકવ્યવહારમાં મળે છે.

હેલારાજ જણાવે છે કે (गवां रथः ।) गोरथ. અને (दध्ना घटः) दधिघट. । એવા સમાસ-પ્રયોગોમાં વાહ્યવાહનસંબંધ અને આધારાધેય સંબંધ गवां અને दधि શબ્દો દ્વારા જણાવાય છે.

शब्दान्तरत्वायुक्तादिः क्वचिद्वाक्ये प्रयुज्यते ।
प्रपर्णप्रपलाशादौ गतशब्दश्च वृत्तिषु ॥५२॥

કોઈકવાર વાક્યમાં युक्त વગેરે શબ્દો અને प्रपर्ण અને प्रपलाश સમાસોની સાથે गत શબ્દ વપરાય છે, કારણ કે તે (युक्त અને गत શબ્દો) જુદા છે. (૫૨)

વ્યવહારમાં गोयुक्तः रथः।, दध्युपसिक्तः ओदनः। दधिपूर्णो घटः। એવાં વાક્યોમાં युक्त, उपसिक्त, पूर्ण વગેરે શબ્દો મળે છે, તેમના લોપ વિશે વિધાન કરવું જોઈએ, એવી શંકાનો અહીં ઉત્તર આપવામાં આવ્યો છે. વાક્યો બે પ્રકારનાં છે, વ્યવહારમાં વપરાતું લૌકિક વાક્ય અને શાસ્ત્રમાં વપરાતું પ્રક્રિયાવાક્ય, અર્થાત્ વિગ્રહવાક્ય. બન્ને વચ્ચે જીવંત પશુ અને ચિત્રમાંના પશુ જેવો ભેદ છે. પ્રક્રિયાવાક્યમાં युक्त, उपसिक्त કે पूर्ण જેવા શબ્દો મળતા નથી. વ્યવહાર વાક્યોમાં આવા જુદા જુદા શબ્દો પ્રાપ્ત થાય છે. વ્યાકરણ-શાસ્ત્ર આવા બધા શબ્દોના લોપનું વિધાન કરી શકે નહિ.

पदं यथैव वृक्षादि विशिष्टेऽर्थे व्यवस्थितम् ।
नीलोत्पलाद्यपि तथा भागार्थां वर्तते विना ॥५४॥

જેમ વૃક્ષ વગેરે પદ ચોક્કસ (અવિભક્ત) અર્થમાં પ્રયોજાય છે તેમ નીલોત્પલ વગેરે (સમાસ) પણ તેના અવયવો(ના બોધ) વિના પ્રયોજાય છે. (૫૪)

વૈયાકરણ મતમાં પદના સંદર્ભમાં વર્ણો અનર્થક છે અને વાકયના સંદર્ભમાં પદો અનર્થક છે. તેથી वृक्ष શબ્દથી એક નિરંશ શબ્દનો બોધ થાય છે. એ પ્રમાણે નીલોત્પલમ્ જેવા સમાસમાં તેના અન્વયો नील અને उत्पलं પણ એક સર્વાંગ નિરવયવ સમાસપદનો બોધ કરાવે છે. આવા બોધમાં તે સમાસના ભાગો અર્થાત્ અવયવોનું કશું મહત્ત્વ નથી. वृक्षः પદમાં પ્રકૃતિ वृक्ष અને પ્રત્યય सु એવો ભેદ માત્ર શાસ્ત્રીય કાર્ય માટે સમજવામાં આવે છે. વાસ્તવમાં આવો ભેદ છે જ નહિ. તેવી રીતે સમાસમાં પણ અન્વયો અને તેમના અર્થો, તેમની વચ્ચે વિભક્તિપ્રત્યયની પ્રાપ્તિ, ચોક્કસ સંખ્યાનો બોધ વગેરે બાબતો શાસ્ત્રકાર્ય માટે જ છે. વાસ્તવમાં સમાસ એક અને નિરંશ શબ્દઘટક છે.તેથી તેમાં ઉપસર્જન પદ સાથે વિશેષણ જોડવામાં આવે એવો ऋद्धस्य राजपुरुषः સમાસ-પ્રયોગ સ્વીકાર્ય બનતો થથી.

श्रोत्रियक्षेत्रियादीनां न च वासिष्ठगार्ग्यवत् ।
भेदेन प्रत्ययो लोके तुल्यरूपासमन्वयात् ॥५५॥

શબ્દવ્યવહારમાં એકસરખા (પ્રકૃતિ શબ્દો) પ્રાપ્ત થતા ન હોવાથી શ્રોત્રિય અને ક્ષેત્રિય પ્રયોગોમાં વાસિષ્ઠ અને ગાર્ગ્ય જેવા પ્રયોગની જેમ (પ્રકૃતિપ્રત્યય) વિભાગ વડે અર્થબોધ થતો નથી. (૫૫)

गर्गादिभ्यो यञ् । ( ૪.૧ ૧૦૫. ગર્ગાદિગણમાંના गर्ग વગેરે શબ્દોને ગોત્રાપત્ય અર્થમાં यञ् પ્રત્યય લાગે છે.) સૂત્ર પ્રમાણે गर्ग શબ્દને यञ् પ્રત્યય લાગીને गार्ग्य થશે. તે પ્રમાણે ऋष्यन्धकवृष्णिकुरुभ्यश्च । (૪.૧.૨૨૪. ઋષિવિશેષનો વાચક શબ્દ અને અન્ધક, વૃષ્ણિ, કુરુ વંશોની વ્યક્તિઓના વાચક શબ્દોને અપત્ય અર્થમાં अण् પ્રત્યય લાગે છે) પ્રમાણે वसिष्ठ. શબ્દને अण् પ્રત્યય લાગીને वासिष्ठ પદ બનશે. श्रोत्रियं छन्दोऽधीते । (૫. ૨. ૮૪, વેદાધ્યયન કરનાર એવા અર્થમાં श्रोत्रियन् એવો न् જેમાં ઈત્ છે તેવો શબ્દ અનિયમિત રૂપ–નિપાતન તરીકે વપરાય છે) પ્રમાણે અહીં छन्दः अधीते । એવા વ્યાખ્યાનવાકયવાળો श्रोत्रिय શબ્દ અભિપ્રેત છે; અથવા छन्दस् શબ્દને छन्दस् નું અધ્યયન કરનાર અર્થમાં घञ् પ્રત્યય અને छन्दस् ને श्रोत्र નો આદેશ અનિયમિતપણે થાય છે એમ સમજવાનું છે. આ બે તદ્ધિતાન્ત રૂપોમાં તેમના પ્રકૃતિશબ્દો જુદા છે, અર્થાત् वासिष्ठः गार्ग्य.માં જેવા પ્રકૃતિ શબ્દો છે, તેવા નથી. क्षेत्रिय. શબ્દ પણ क्षेत्रियच् परक्षेत्रे चिकित्स्यः । (૫ ૨.૯૨. અસાધ્ય રોગના અર્થમાં क्षेत्रियच् એવા च् ઈત્‌વાળો અને घञ् પ્રત્યયવાળો શબ્દ નિપાતન તરીકે વપરાય છે) પ્રમાણે જુદા પ્રકૃતિ શબ્દ ઉપરથી બન્યો છે. આવો બીજો શબ્દ पारशवः (લગ્ન-બાહ્ય સંબંધવાળી સ્રીથી થયેલો પુત્ર)માં परस्त्री પ્રકૃતિ શબ્દ છે તેનો पारशु એવો આદેશ થઈને તેને અપત્ય અર્થમાં अण् પ્રત્યય લાગ્યો છે.

सप्तपर्णादिवद्भेदो न वृत्तौ विद्यते क्व चित् ।
रूढ्यरूढिविभागोऽपि क्रियते प्रतिपत्तये ॥५६॥

સપ્તપર્ણ જેવા (સમાસ)પદમાં, કોઈકવાર, (સમાસમાં અને વાક્યમાં) ભેદ હોય છે તેવો ભેદ સમાસમાં કદાપિ હોતો નથી. રૂઢિશબ્દો અને અરૂઢિશબ્દો એવો વિભાગ અર્થબોધ માટે કરવામાં આવે છે. (૫૬)

सप्तपर्णः । (દરેક સાંધામાં જેને સાત પાંદડાં છે તેવું વૃક્ષ) સમાસનું વિગ્રહવાક્ય पर्वणि पर्वणि सप्त पर्णानि अस्य । અહીં વિગ્રહવાક્યમાં મળતો पर्व શબ્દ સમાસમાં મળતો નથી. આવા ભેદને કારણે सप्तपर्ण સમાસને રૂઢિશબ્દ કહ્યો છે. राजपुरुषः વગેરે સમાસશબ્દો અરુઢિ અર્થાત્ યૌગિક શબ્દો છે. કારિકામાં प्रतिपत्तये નો અર્થ 'લૌકિકન્યાયસિદ્ધ અર્થભેદના જ્ઞાન માટે' એવો કરવો, અર્થાત્ 'જ્ઞાનપ્રાપ્તિના ઉપાયરૂપે' એવો કરવો. प्रतिपत्तये શબ્દ ઉપરથી સૂચવાય છે કે સમાસપદો નિરવયવ છે.

या सामान्याश्रया संज्ञा विशेषविषया च या ।
बहुलग्रहणान्नास्ति प्रवृत्तिरुभयोरनयोः ॥

सुसूक्ष्मजटकेशादौ समासोऽवयवे यदि ।
स्यात् स्यात् तत्रान्तरङ्गत्वाद् बाधकोऽवयवस्वरः ॥५७-५८॥

सुसूक्ष्मजटकेशेन સમાસમાં (જો सुसूक्ष्मजटाः એવા) અવયવનો સમાસ પહેલાં કરવામાં આવે તો તે અવયવનો સ્વર અન્તરંગ હોવાથી (પૂર્ણ સમાસના સ્વરનો) બાધક બનશે;

અને તેથી (સમાસ)સંજ્ઞા અંગેના સામાન્ય નિયમની અને વિશેષનિયમની એમ બન્નેની પ્રવૃત્તિ (વિશેષ શબ્દમાંના) बहुलम् શબ્દને કારણે, થશે નહિ.(૫૭-૫૮)

समर्थः पदविधि. । સૂત્ર ઉપરના ભાષ્યમાંની સમાસને યોગ્ય પદોની સંખ્યાના નિર્ણયની ચર્ચાના સંદર્ભમાં અનેક પદોનો જ્યારે સમાસ કરવાનો હોય ત્યારે બબ્બે પદોનો સમાસ કરવો કે ઘણાં પદોનો એકસાથે સમાસ કરવો એવી ચર્ચાના અનુસંધાનમાં બબ્બે પદોનો સમાસ કરવામાં આવતાં કેટલાક પ્રયોગો સિદ્ધ બનતા નથી એમ જણાવવામાં આવ્યું છે. આના ઉદાહરણ તરીકે મહાભાષ્યમાં सुसूक्ष्मजटकेशेन (અત્યંત પાતળા અને ભરાવદાર વાળવાળા તેની સાથે), सुनताजिनवाससा (અત્યન્ત નીચા પહેરેલા મૃગચર્મરૂપી વસ્ત્રવાળા તેની સાથે) અને समन्ताशितिरन्ध्रेण (આખા શરીરે સફેદ ટપકાંવાળા તેની સાથે) સમાસો રજૂ કરવામાં આવ્યા છે. પતંજલિના સમયમાં પ્રચલિત કોઈ બે સુભાષિતોમાંથી નજી સમાસશબ્દોને તેમણે પસંદ કર્યા છે આવું એક સુભાષિત કાશિકામાં મળે છે.

सुसूक्ष्मजटकेशेन सुनताजिनवाससा ।
पुत्री पर्वतराजस्य कथं देवो विवाहिता ॥

ઉપરના ત્રણ સમાસોમાંથી सुसूक्ष्मजटकेशेन એવો બહુવ્રીહિ સમાસ તેમણે વિશેષ ચર્ચા માટે રજૂ કર્યો છે. આ સમાસને ત્રણ રીતે સમજી શકાય :

(૧) सूक्ष्माः च अमी जटाः च सुसूक्ष्मजटाः। (કર્મધારય)

(૨) सुष्ठु सूक्ष्मजटाः सुसूक्ष्मजटाः। (કર્મધારય)

(૩) सुसूक्ष्मजटाः केशाः अस्य सुसूक्ष्मजटकेश :। तेन (બહુવ્રીહિ)

सुसूक्ष्मजटाः केशाः अस्य એવો દ્વિપદ બહુવ્રીહિ કરવામાં આવતાં सुसूक्ष्मजटाः એવા પહેલા પદમાં ટનો અકાર ઉદાત્ત થશે. આ બરાબર નથી. જો ચાર પદોનો બહુવ્રીહિ– सुष्ठु सूक्ष्माः जटा. केशाः अस्य–કરવામાં આવે તો सु પૂર્વપદ થશે અને सु માંનો उ ઉદાત્ત થશે. આ બરાબર છે.

ઉપર જણાવેલી ઈષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો सह सुपा। (૨.૧.૪)થી પ્રાપ્ત થતો એક વિભક્ત્યન્તનો બીજા વિભક્ત્યન્ત સાથે સમાસ અને विशेषणं विशेष्येण बहुलम्। (૨.૧.૫૭)થી વિકલ્પે પ્રાપ્ત થતો વિશેષણસમાસ (नीलोत्पलम्।) આ सुसूक्ष्म०। પ્રયોગમાં પ્રવૃત્ત નથી એમ માનવું રહ્યું. આવું માનવા માટે बहुलम् શબ્દ યોગ્ય છે. अनेकमन्यपदार्थे। સૂત્ર (૨.૧.૨૪) થી આપણને ઈષ્ટ એવા બહુવ્રીહિની અને તેથી પૂર્વપદપ્રકૃતિસ્વરની પ્રાપ્તિ થશે.

समुदायस्य वृत्तौ च नैकदेशो विभाष्यते ।
भेद एव विभाषाया नियतो विषयो यतः ॥५९॥

(બધા અવયવોના) સમુદાયનો સમાસ કરવાનો હોય તો તેના એક અવયવ અંગે વિકલ્પ હોઈ શકે નહિ, કારણકે, વિકલ્પનો નિયત વિષય વાક્ય જ છે. (૫૯)

અગાઉની કારિકામાં જણાવવામાં આવ્યું કે સમાસસંજ્ઞા અંગેના સામાન્ય નિયમની અને તેને અંગેના વિશેષનિયમની નિવૃત્તિ विशेषणं विशेष्येण बहुलम्। સૂત્રમાંના बहुलम् શબ્દથી થશે આ અંગે શંકા કરવામાં આવે છે કે विभाषापपरिबहिरञ्चवः पञ्चम्या। એવા સૂત્રશબ્દોમાંથી એક સૂત્ર विभाषा (૨.૧.૧૧) અને अपपरिबहिरञ्चवः पञ्चम्या। એવું બીજું સૂત્ર (૨.૧.૧૨) યોગવિભાગ વડે પ્રાપ્ત થાય છે. તેમાંથી विभाषा। સૂત્ર-નિયમ વડે સમાસસંજ્ઞા અંગેના સામાન્ય નિયમની અને વિશેષનિયમની નિવૃત્તિ सुसूक्ष्मजट-केशेन પ્રયોગમાં કેમ કરતા નથી ? આ કારિકામાં તેનો ઉત્તર આપવામાં આવ્યો છે.

विभाषा। (૨.૧.૧૧) સૂત્રથી એકાર્થીભાવ હોય ત્યાં સમાસ કરવો અને વ્યપેક્ષા હોય ત્યાં વાક્ય કરવું એવો વિકલ્પ પ્રાપ્ત થાય છે. આ વિકલ્પ પ્રમાણે सुसूक्ष्म० બહુવ્રીહિ સમાસમાં તેનાં બધાં પદો વચ્ચે એકાર્થીભાવરૂપ સામર્થ્ય હોવાથી બહુવ્રીહિ થશે. એ પ્રમાણે તેના અવયવો વચ્ચે પણ સામર્થ્ય થશે, અને તેથી અવયવોનો તત્પુરુષ સમાસ અને તે પ્રમાણે સ્વરપ્રાપ્તિ થશે.

यतश्चाविषयः सोऽस्यास्तस्मान्नात्यकृतार्थता ।
अभेदप्रक्रमेऽत्यन्तं भेदानामपसारणात् ॥६०॥

(એકાર્થીભાવરૂપ) અભેદનો સંદર્ભ હોય ત્યાં (વ્યપેક્ષારૂપ) ભેદો પૂરેપૂરા દૂર થતા હોઈ, તે (એકાર્થીભાવ), તે (વિભાષા)નો વિષય ન હોવાને કારણે (વિભાષા) અસફળ બનતી નથી. (૬૦)

અન્વય : (एकार्थीभावरूपस्य) अभेदस्य प्रक्रमे (व्यपेक्षारूपाणां) भेदानां अत्यन्तं अपसारणात्, सः (एकार्थीभाव) अस्याः (विभाषायाः) यतः अविषयः तस्मात् (तस्याः विभाषायाः) अकृतार्थता नास्ति ।

समर्थः पदविधिः । (૨. ૧. ૧) ઉપરના વાર્તિક ૨, वाक्यवचनानर्थक्यं च स्वभावसिद्धत्वात् । ને સમજાવતાં પતંજલિ જણાવે છે કે विभाषा । (૨-૧-૧૧)થી પ્રાપ્ત થતો વિકલ્પ જરૂરી નથી, કારણ કે સમાસપક્ષ (वृत्तिपक्षः) અને વાક્યપક્ષ (अवृत्तिपक्षः) એવા બે સ્વાભાવિક પક્ષો છે. તેમનો સ્વીકાર શબ્દોના વપરાશ ઉપર છે. તેથી विभाषा સૂત્રની જરૂર નથી. આ વાર્તિકને પૂર્વપક્ષનો વિચાર સમજવાનો છે.

ભર્તૃહરિ જણાવે છે કે विभाषा સૂત્રનો વિષય એકાર્થીભાવ નથી, પરંતુ તેનો સંદર્ભ એટલો જ છે કે જ્યાં એકાર્થીભાવ હોય ત્યાં સમાસ અને વ્યપેક્ષા હોય ત્યાં વાક્ય સમજવું. આ સ્થિતિ સ્વાભાવિક છે, કારણ કે, જ્યાં એકાર્થીભાવરૂપ અભેદનો સંબંધ હોય ત્યાં વ્યપેક્ષારૂપ ભેદો દૂર થાય છે. ભર્તૃહરિ સૂચવે છે કે, આમ છતાં વિભાષા સૂત્ર અન્યત્ર ચરિતાર્થ છે.

महाकष्टश्रितेत्येवं न स्याद् भेदः पदत्रये ।
वृत्तावयवस्यात्र यस्मान्न प्रतिषिध्यते ॥६१॥

महाकष्टश्रितः એવા ત્રણ પદોવાળા સમાસપ્રયોગમાં (સ્વરનો) ફેરફાર થતો નથી, કારણ કે સમાસના અવયવ (महत्)માં આનો પ્રતિષેધ થતો નથી. (૬૧)

ત્રણ પદોના કેટલાક સમાસોમાં અવયવસ્વર અને સમુદાયસ્વરમાં ફેરફાર થતો નથી. महाकष्टश्रितः સમાસનું महत् कष्ट महाकष्टं, महाकष्टं श्रितः महाकष्टश्रितः । એવું વિગ્રહવાક્ય થશે અહીં પહેલાં બે પદોનો સમાસ महत् कष्टं महाकष्टम् થયો. सन्महत्परमोत्तमोत्कृष्टाः पूज्यमानैः । (૨.૧ ૬૧, सन्, महत्, परम, उत्तम અને उत्कृष्ट શબ્દોનો સમાનાધિકરણ એવા પૂજ્યમાન વાચક સુબન્ત સાથે વિકલ્પે તત્પુરુષ સમાસ થશે) પ્રમાણે महत् નું महा થયું અને अहीने द्वितीया । (૬.૨.૪૭, અહીનવાચક સમાસમાં, क્ત પ્રત્યયાન્ત ઉત્તરપદ પછી આવતું હોય તો દ્વિતીયાન્ત પૂર્વપદને પ્રકૃતિસ્વર થાય છે) સૂત્રથી પૂર્વપદપ્રકૃતિસ્વર થશે. આ સ્વર પણ અવયવસમાસના અન્તોદાત્ત રૂપે છે, એટલે સ્વરમાં ફેરફાર નથી. આમ સ્વરમાં ફેરફાર ન થતાં આ પ્રયોગમાં અવયવોનો સમાસ પણ થશે.

महारण्यमतीते तु त्रिपदाद्भिद्यते स्वरः ।
यस्मात् तत्रान्तरङ्गत्वाद् बाधकोऽवयवस्वरः ॥६२॥

ત્રણ પદોથી બનેલા महारण्यातीते સમાસમાં સ્વરમાં ફેરફાર થાય છે કારણ કે અવયવસ્વર અન્તરંગ હોઈ (અન્તોદાત્ત સ્વરનો) બાધક બને છે. (૬૨)

महारण्यातीतः એવા ત્રણ પદોના સમાસનો महदरण्यं महारण्यं । महारण्यं अतीतः महारण्यातीतः । એવો વિગ્રહ થશે. महारण्य માં અન્તોદાત્ત समासस्य । (પા.સૂ. ૬.૧.૨૧૩) સૂત્રનિયમથી થશે. महारण्यातीतः માં સ્વરની પ્રાપ્તિ થાથ૦ (૬. ૨, ૧૪૪, ગતિ, કારક અને ઉપપદ પછી આવતા थ, अथ, घञ्, क्त, अच्, अप्, इत्र, અને क પ્રત્યયાન્ત ઉત્તરપદને અન્તોદાત્ત થાય છે) થી થશે, પરંતુ અવયવસ્વર અન્તરંગ હોવાથી પૂર્ણ સમાસના સ્વરનો બાધ કરશે.

सतिशिष्टबलीयस्त्वात् थाथादिस्वर एव तु ।
द्विपदे तेन युगपद् त्रितयं न समस्यते ॥६३॥

બે પદોના સમાસમાં, 'સતિશિષ્ટસ્વર વધારે બળવાન છે' એવા નિયમને અનુસરીને થાથાદિસ્વર પ્રાપ્ત થશે, તેથી ત્રણ પદોનો એકસાથે સમાસ થશે નહિ. (૬૩)

महदरण्यं महारण्यं, એમ सन्महत्० (૨. ૧. ૬) સૂત્ર પ્રમાણે સમાસ કરવામાં આવતાં અને પછી महारण्यं अतीतः એમ દ્વિતીયાસમાસ કરવામાં આવતાં થાથ૦ (૬. ૨. ૧૪૪) સૂત્રનિયમ પ્રમાણે થાથાદિસ્વર અર્થાત્ अतीतમાંના त નો अ અન્તોદાત્ત થશે. આ થાથાદિસ્વર, સતિશિષ્ટબલીયસ્ત્વના નિયમને કારણે અવયવસ્વરનો બાધક બનશે. આમ બે પદોનો સમાસ કરવામાં આવતાં અન્તોદાત્ત સ્વર પ્રાપ્ત થશે અને ત્રણ પદોનો સમાસ કરવામાં આવતાં મધ્યોદાત્ત થશે. આથી સ્વરભેદ થતો હોઈ ત્રણ પદોનો સમાસ થશે નહિ.

येषामपूज्यमानत्वं परार्थानुगमात्मके ।
विशेषणविशेष्यत्वमपि तेषां न कल्पते ॥६४॥

જેમના મતમાં श्रितं ના અર્થ સાથે જોડાતા कष्ट પદના અર્થ સાથે महत् નો સંબંધ થતો નથી, તેમના મતમાં (બે પદોનો) વિશેષણવિશેષ્યભાવ પણ કલ્પી શકાતો નથી. (૬૪)

महत् कष्टं श्रितः । નો સમાસ કરતી વખતે જો कष्ट शब्द श्रितः સાથે જોડાયેલો હોય તો તે कष्टનો महत् સાથે સંબંધ થશે નહિ અને તેથી महत्નો અર્થાત્ પૂજ્યમાનત્વનો ભાવ कष्टમાં પ્રાપ્ત થશે નહિ. આવું પૂજ્યમાનત્વ ન રહેતાં महत् અને कष्ट વચ્ચે વિશેષણવિશેષ્યભાવ સંબંધ થશે નહિ.

विशेषः श्रूयमाणोऽपि प्रधानेषु गुणेषु वा ।
शब्दान्तरत्वाद् वाक्ये तु वृत्तौ नित्यं न विद्यते ॥६५॥

વિગ્રહવાક્યોમાં મુખ્ય પદોનું કે ગૌણ પદોનું વિશેષણ પ્રાપ્ત થતું હોવા છતાં સમાસમાં તે મળતું નથી, કારણ કે બન્ને શબ્દ(પ્રયોગો) જુદા છે. (૬૫)

ऋद्धस्य राज्ञः पुरुषः । (સમૃદ્ધ રાજાનો નોકર) એવા વિગ્રહવાક્યમાં ગૌણપદનું વિશેષણ ऋद्धस्य પ્રાપ્ત થાય છે. સમાસમાં જેમકે, राजपुरुषः માં આવું ऋद्धस्य વિશેષણ મળતું નથી, કારણ કે, પ્રધાનપદ पुरुषः સાથે જોડાયેલા राज्ञः પદને વિશેષણ પ્રાપ્ત થશે નહિ. સમાસ અને વિગ્રહવાક્ય જુદા શબ્દપ્રયોગો છે તેથી આવું બને છે.

विशेषकर्मसंबन्धे निर्मुक्तेऽपि कृतादिभिः ।
विशेषनिरपेक्षोऽन्यः कृतशब्दः प्रवर्तते ॥६६॥

(વાક્યમાં) कृत વગેરે વડે કોઈક ચોક્કસ કર્મ સાથેના સંબંધનું અભિધાન કરાતાં છતાં, સમાસમાં આવા વિશેષશબ્દની અપેક્ષા વિનાનો બીજો (कृत) શબ્દ પ્રાપ્ત થાય છે. (૬૬)

कृतपूर्वी कटम् । એવા પ્રયોગમાં कृतपूर्वी એવા સમાસનું વિગ્રહવાક્ય कृतः पूर्वं कटः अनेन એવું થશે અહીં कृत. શબ્દ कट નું અભિધાન કરે છે, અર્થાત્ કર્મનું અભિધાન કરે છે, પરંતુ कृतपूर्वी એવા સમાસમાં कृतનો સંબંધ पूर्व એવા પ્રધાનપદ સાથે છે, તેથી, कृतः નો कट એવા કર્મ સાથે સંબંધ થતો નથી. સમાસમાં कृत શબ્દ સ્વતંત્ર અર્થાત્, વાક્યના कृतથી જુદો છે. निर्मुक्तेऽपि એટલે अभिहितेऽपि 'અભિહિત થતું હોવા છતાં' એવો અર્થ થશે.

अकर्मकत्वे सत्येव क्तान्तं भावाभिधायि तत् ।
ततः क्रियावता कर्त्रा योगो भवति कर्मणाम् ॥६७॥

આ પ્રમાણે क्त જેને અંતે છે એવો (कृत શબ્દ)પ્રયોગ અકર્મક હોઈ (માત્ર) ક્રિયાનું અભિધાન કરતો હોવાથી ક્રિયા સાથે સંબંધવાળા કર્તાનો કર્મો સાથે સંબંધ થાય છે. (૬૭)

વૃત્તિ અને વાક્ય જુદાં હોય છે. कृतः पूर्वं कटः अनेन । એવા વાક્યમાં कृत શબ્દ વિશિષ્ટ કર્મ कट સાથે સંબંધને યોગ્ય હોવા છતાં, તેનો સમાસમાં સંબંધ થતો નથી તેથી સમાસમાં कृत ને કોઈ ચોક્કસ કર્મ સાથે સંબંધ નથી. આમ कृत શબ્દ અકર્મક બનતો હોઈ માત્ર સામાન્ય ક્રિયાનું અભિધાન કરે છે. સમાસમાં સામાન્ય ક્રિયાનું અભિધાન કરનારા कृत શબ્દને સમાસની બહારના कटं એવા કર્મ સાથે સંબંધ થાય છે.

अविग्रहा गतादिस्था यथा ग्रामादिकर्मभिः ।
संबध्यते क्रिया तद्वत् कृतपूर्व्यादिषु स्थिता ॥६८॥

જેમ गत વગેરેમાં રહેલ ક્રિયા કર્તાથી અભિન્ન હોય છે અને ग्राम વગેરે કર્મ સાથે જોડાય છે તેમ, कृतपूर्वी વગેરેની સ્થિતિ છે. (૬૮)

ग्रामं गतः देवदत्तः । 'દેવદત્ત ગામ ગયો છે' એવા શબ્દપ્રયોગમાં गतःમાંનો क्त પ્રત્યય કર્તાનું અભિધાન કરે છે. જવાની ક્રિયાનો તે કર્તાથી જુદી રીતે બોધ થતો નથી. તેથી તે ક્રિયાને अविग्रहा કહી છે. अविग्रहा અર્થાત્ કર્તાથી અસ્વતંત્ર હોવા છતાં ग्राम વગેરે કર્મો સાથે ક્રિયાને સંબંધ થાય છે. તે પ્રમાણે कृतपूर्वीમાં कृतમાંની ક્રિયા, કર્તા સાથે જોડાયેલી હોવા છતાં कट વગેરે કર્મો સાથે સંબંધને પ્રાપ્ત કરે છે. अविग्रहा એટલે विविधं पृथक्त्वेन ग्रहणं यत्र नास्ति इति । અસ્પષ્ટ અથવા અસ્વતંત્ર અર્થાત્ કર્તાથી જુદા સ્વરૂપ વિનાની.

मुण्डीसूत्र्यादयोऽसद्भिर्भागैरनुगता इव ।
विभक्ताः कल्पितात्मानो धातवः कुट्टिचर्चिवत् ॥६९॥

मुण्डी, सूत्री વગેરે ધાતુઓ જાણે વિદ્યમાન અવયવોવાળા હોય એમ સમજાય છે અને તેથી તેમનામાં વિભાગોની કલ્પના કરવામાં આવી છે. તેઓ कुट्टि અને चर्चि વગેરે ધાતુઓ જેવા છે. (૬૯)

સમાસમાં कट એવા વિશિષ્ટ કર્મ સાથે સંબંધ માટે कृतपूर्वी શબ્દ અસમર્થ હોય તો मुण्डं करोति मुण्डयति । सूत्रं करोति सूत्रयति । વગેરે પ્રયોગોમાં माणवकं, व्याकरणं વગેરે વિશિષ્ટ કર્મોનો मुण्डयति, सूत्रयति સાથે સંબંધ કેવી રીતે થશે ? આવી શંકા અંગે આ કારિકામાં ચર્ચા કરવામાં આવી છે.

मुण्डं करोति । એવું વાક્ય પ્રકૃતિપ્રત્યયની કલ્પના વડે मुण्डयति પ્રયોગ સમજાવવાના એક ઉપાયરૂપે છે. વાસ્તવમાં मुण्डी, सूत्री વગેરે શબ્દો ચોક્કસ ક્રિયાર્થ દર્શાવનારા ધાતુઓ છે. मुण्डयति એવા ધાતુરૂપમાં मुण्डं करोति । એવા વિભાગો કરવાની જરૂર નથી. તેથી माणवकं मुण्डयति ।(માણવકના કેશનું મુંડન કરે છે), व्याकरणं सूत्रयति । (વ્યાકરણનાં સૂત્રો રચે છે) જેવા પ્રયોગોમાં माणवकं અને व्याकरणं જેવાં કર્મો સાથે मुण्डयति અને सूत्रयतिનો સંબંધ થશે.

જેમ कुट्ट (૧૦ પ, કાપવું, તિરસ્કારવું, કૂટવું) चर्च (નિંદા કરવી, ચર્ચા કરવી ૬ પ) નિરવયવ ધાતુઓ છે, તેમ मुण्डी, सूत्री પણ તેમના જેવા નિરવયવ સમજવાના છે.

पुत्रीयतौ न पुत्रोऽस्ति विशेषेच्छा तु तादृशी ।
विनैव पुत्रानुगमाद् या पुत्रे व्यवतिष्ठते ॥७०॥

पुत्रीयति પ્રયોગમાં पुत्र (એવો અવયવ) નથી. पुत्र શબ્દ (તેના ભાગરૂપે) સમજાતો ન હોવા છતાં पुत्र સાથે સંકળાયેલી વિશિષ્ટ ઇચ્છા (તે પ્રયોગ દર્શાવે છે).(૭૦)

पुत्रीयति (आत्मनः पुत्रं इच्छति । પોતાને પુત્રની ઇચ્છા રાખે છે ) પ્રયોગમાં पुत्र શબ્દ એક કલ્પિત અવયવ તરીકે છે.

प्राणैर्विना यथा धारिजीवितौ प्राणकर्मकः ।
न चात्र धारिर्न प्राणा जीवतिस्तु क्रियान्तरम् ॥

तथा विनेषिपुत्राभ्यां पुत्रीयायां क्रियान्तरम् ।
अन्वाख्यानाय भेदास्तु सदृशा प्रतिपादकाः ॥७१.७२॥

જેમ जीवति પ્રયોગમાં (प्राणान् શબ્દના ઉલ્લેખ વિનાની પરંતુ) प्राणान् એવા કર્મવાળી ધારણ ક્રિયા સમજાય છે, તેમ धृ ધાતુ પણ નથી અને प्राणान् કર્મ પણ નથી. जीवति (પ્રયોગ જીવવું એવી) બીજી વિશિષ્ટ ક્રિયા દર્શાવે છે.

તેમ पुत्रीय પ્રયોગમાં इष् અને पुत्र (એવા અવયવો) વિના (ચોક્કસ ઈચ્છા રૂપી) બીજી ક્રિયા સમજવામાં આવે છે. અર્થ દર્શાવનારા અને બીજા સ્વતંત્ર શબ્દો જેવા જુદા શબ્દો, (શાસ્ત્રીય) વ્યાખ્યાન માટે પ્રયોજવામાં આવે છે. (૭૧,૭૨)

आक्षेपाच्च प्रयोगेण विषयान्तरवर्तिना ।
सदपीच्छाक्यचः कर्म वाक्य एव प्रयुज्यते ॥७३॥

બીજા વિષયનો બોધ કરાવનારા क्यच् પ્રત્યયના પ્રયોગ વડે (પ્રસ્તુત વિષય) દૂર કરવામાં આવતો હોવાથી, ઈચ્છાનો અર્થ દર્શાવનાર क्यच् ને, તેનું કર્મ વિદ્યમાન હોવા છતાં, વાક્યમાં જ પ્રયોજવામાં આવે છે. (૭૩)

અન્વય : विषयान्तरवर्तिना क्यचः प्रयोगेण ( इच्छाविषयकक्यचः ) आक्षेपात् सद् अपि इच्छाक्यचः कर्म वाक्ये एव प्रयुज्यते ।

प्रसिद्धेन वृतः शब्दो भावगर्हाभिधायिना ।
अभ्यासे तुल्यरूपत्वान्न यङन्त प्रयुज्यते ॥७४॥

(વક્રગતિ રૂપી) ક્રિયાના જાણીતા તિરસ્કારને દર્શાવતા यङ् પ્રત્યયથી બનેલ પ્રસિદ્ધ (चङ्क्रम्यते વગેરે) શબ્દપ્રયોગ ક્રિયાની પુનરાવૃત્તિ દર્શાવવા વપરાતો નથી. કારણ કે (બન્ને અર્થને દર્શાવતું ક્રિયાપદ) એકસરખું હોય છે. (૭૪)

लोलूयते, चङ्क्रम्यते, जङ्गम्यते ક્રિયારૂપો यङ् પ્રત્યય લાગીને તૈયાર થયેલાં છે. તે ગતિના તિરસ્કાર અર્થાત્ નિન્દાનાં વાચક છે. ક્રિયાસમભિહાર અર્થાત્ ક્રિયાની પુનરાવૃત્તિ દર્શાવવા માટે પણ એ જ यङ् પ્રાપ્ત થાય છે. આવાં યઙન્ત રૂપો નિન્દા અને પુનરાવૃત્તિ એવા બન્ને અર્થ દર્શાવી શકે છે અર્થ અંગે સંશય ઉત્પન્ન થવાની શંકા હોવાથી ક્રિયાની પુનરાવૃત્તિ દર્શાવવા માટે चङ्क्रम्यते વગેરે રૂપો વપરાતાં નથી, પરંતુ पुनः पुनः क्रामति । એવું વાક્ય વપરાય છે.

शब्दा यथा विभज्यन्ते भागैरेव विकल्पितैः ।
अन्वाख्येयास्तथा शास्त्रमतिदूरे व्यवस्थितम् ॥७५॥

જુદા જુદા અવયવોની કલ્પનાઓ દ્વારા (વ્યવહારમાં) જેમ જેમ શબ્દોના વિભાગો કરવામાં આવે છે, તેમ તેમ, (શાસ્ત્રમાં) તેમનું વ્યાખ્યાન કરવું જોઈએ. શાસ્ત્ર તો (વ્યવહારપ્રયોગથી) ઘણું દૂર રહેલું છે. (૭૫)

શબ્દો વાસ્તવમાં નિરંશ છે ઘણીવાર વ્યવહારમાં તેમના પ્રકૃતિપ્રત્યયરૂપી અવયવો કલ્પવામાં આવે છે. આવી મિથ્યા ભાગકલ્પનાને સ્વીકારનારું વ્યાકરણશાસ્ત્ર નિત્ય શબ્દોના વ્યવહારથી ઘણું દૂર છે. જુદી જુદી વ્યાકરણપરંપરાઓમાં એક જ શબ્દના પ્રકૃતિપ્રત્યય જુદી જુદી રીતે સમજવામાં આવે છે, જેમકે भवति શબ્દની વ્યુત્પત્તિ કેટલીક પરંપરાઓમાં भवात् ति' । જેમ આપવામાં આવે છે, કેટલીકમાં भू શબ્દને अति પ્રત્યય લાગે છે એમ સમજવામાં આવે છે અને બીજી કેટલીકમાં भू અને अति વચ્ચે વિકરણ પ્રત્યય अ ની કલ્પના સમજવામાં આવે છે.

अर्थस्यानुगमं कञ्चिद् दृष्ट्वेव परिकल्पितम् ।
पदं वाक्ये पदे धातुर्धातौ भागश्च मुण्डिवत् ॥७६॥

કોઈક અર્થની હંમેશની પ્રાપ્તિને વિચારીને જ વાક્યમાં પદની, પદમાં ધાતુની અને મુણ્ડિની જેમ ધાતુમાં તેના અવયવોની કલ્પના કરવામાં આવી છે (૭૬)

અખંડ વાક્ય જ હંમેશા અર્થનું વાચક હોવાથી વાક્યાર્થ જ નિત્ય છે. આવા વાક્યના વિભાગો કરીને તેમની વચ્ચેના અર્થસામાન્યને વિચારીને પદને પૃથક્ રીતે વિચારવામાં આવે છે, કારણ કે નિરવયવ અને અનેક પ્રકારોવાળા વાક્યનું વ્યાખ્યાન સરળ નથી. બધાં વાક્યોમાં પદ જ સમાનરૂપ છે તેવા પદમાંથી એક અર્થસામાન્ય પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ અહીં એ ભૂલવું જોઈએ નહિ કે વાક્યના અર્થસામાન્યની પ્રાપ્તિ અનેક વાક્યોના વિશેષ અર્થોમાંથી થાય છે, નહિ કે પદોમાંથી; કારણ કે પદો મિથ્યા છે. આવી જ રીતે પદમાં પ્રકૃતિપ્રત્યયવિભાગ કરીને ધાતુ અને પ્રત્યયની અને ધાતુમાં તેના અવયવોની કલ્પના કરવામાં આવે છે मुण्डि ધાતુમાં मुण्ड् ને તેની પ્રકૃતિ સમજવામાં આવે છે અને णिच् ને પ્રત્યય કલ્પવામાં આવે છે.

अपिप्रयोगः साधुत्वे व्युत्पत्तिरनवस्थिता ।
उपायान् प्रतिपत्तॄणां नाभिमन्येत सत्यतः ॥७७॥

(શબ્દના) સાધુત્વ અંગે વ્યવહારમાં ભિન્નતા નથી (વ્યાકરણગત) વ્યુત્પત્તિ અનિશ્ચિત હોય છે. સમજનારાઓ માટે (શાસ્ત્રકારોએ) યોજેલા ઉપાયોને સાચા માનવા જોઈએ નહિ. (૭૭)

શબ્દના સાધુત્વ અંગે જુદા જુદા અભિપ્રાયો હોતા નથી તેમને સમજવાના ઉપાયો જુદા હોય છતાં નિત્ય શબ્દ તો હંમેશાં અભિન્ન જ હોય છે. આવા ઉપાયોને સાચા

માનવા જોઈએ નહિ, કારણ કે તે તો અભ્યાસીની સરળતા માટે યોજવામાં આવ્યા હોય છે વ્યુત્પત્તિ અંગેના આવા વિવિધ ઉપાયોરૂપ અવિદ્યા દ્વારા વિદ્યા અર્થાત્ નિત્ય શબ્દની પ્રાપ્તિ થાય છે

यथैव डित्थे डयति पाचके पचतिस्तथा ।
डयतिश्च पचिश्चैव द्वावप्येतावलौकिकौ ॥७८॥

જેમ ડિત્થ શબ્દમા ડિઙ્ (ધાતુ) છે, તેમ પાચકમા પચ્ (ધાતુ) છે ડીઙ્ અને પચ્ એ બન્ને અલૌકિક છે (૭૮)

ભર્તૃહરિનો ઉભેયનો સિદ્ધાન્ત છે કે વાક્ય નિરંશ છે અને પદ પણ નિરવયવ છે અવયવોની કલ્પના માત્ર શાસ્ત્રીય છે લોકવ્યવહારમા અવયવકલ્પના નથી આ બાબતમા યદૃચ્છા શબ્દ અર્થાત્ જેની વ્યુત્પત્તિ સુગમ નથી એવા ડિત્થ શબ્દને અને યૌગિક અર્થાત્ વ્યુત્પત્તિની દૃષ્ટિએ ધાતુજ એવા પાચક શબ્દને એમ બન્નેને સરખા ગણવા જોઈએ જેમ ડીઙ્ ધાતુ લોકવ્યવહારમા અજાણ્યો છે, તેમ પાચક નો અવયવ પચ્ પણ અવયવ હોઈ અલૌકિક સમજવો જોઈએ

प्रकृतिप्रत्ययावुह्यौ पदात् ताभ्या पद तथा ।
अनुबन्धस्वरादिभ्य शिष्टै शास्त्र न तान् प्रति ॥७९॥

શિષ્ટોએ પદમાથી પ્રકૃતિને અને પ્રત્યયને અને પદને તે બન્ને (પ્રકૃતિ અને અપ્રત્યય)માથી અને અનુબન્ધ, સ્વર વગેરેમાથી કલ્પ્યા છે તેમને માટે શાસ્ત્ર નથી (૭૯)

શબ્દો અંગે શિષ્ટો પ્રમાણ છે જે પદો ધર્મમા ઉપયોગી બને છે, તેમને સાધુ માનીને તેમાથી પ્રકૃતિ અને પ્રત્યયને તેઓ પૃથક્ સમજાવે છે પૃથક્કૃત પ્રકૃતિ અને પ્રત્યયમાથી અભ્યાસીઓ અખંડ પદની કલ્પના કરે છે ડિત્થ જેવા અખંડ યદૃચ્છાશબ્દો પ્રત્યક્ષ કલ્પનાથી ઉપદેશવામાં આવે છે તેમનામા પ્રકૃતિ અને પ્રત્યયની કલ્પના કરવામા આવતી નથી પચતિ વગેરે શબ્દોમા પ્રકૃતિ અને પ્રત્યયના ઉપદેશ દ્વારા પચતિ એવા અખંડ રૂપની કલ્પના કરવામા આવે છે

શબ્દોનો ઉપદેશ બે રીતે થાય છે, સાક્ષાત્ અર્થાત્ શબ્દોના ઉપદેશ દ્વારા અને પ્રકૃતિ તથા પ્રત્યય અંગે ચોક્કસ નિયમો (વિધિ)ની યોજના દ્વારા અને તેમાંની અખંડ શબ્દોને સમજાવવા દ્વારા શિષ્ટો તેમનુ જ્ઞાન નિરાવરણ હોઈ, જાણે તેઓ પ્રતિભાના અવતારો હોય તેમ, બધા પદાર્થોના તત્ત્વોને જાણે છે તેમને શાસ્ત્રોપદેશનુ કશુ પ્રયોજન નથી આવા શિષ્ટો અખંડ શબ્દોના જ્ઞાન માટે તેમના અવયવોના જ્ઞાનનો આધાર લેતા નથી તેથી સિદ્ધ થાય છે કે અવયવકલ્પના મિથ્યા છે અષ્ટાધ્યાયીએ શુદ્ધ ગણેલા પદોનો જ તેઓ ઉપયોગ કરે છે

शास्त्रदृष्टिस्तु शास्त्रस्य प्राप्तिमात्रेऽप्यनिश्चिते ।
युज्यते प्रत्यवायेन शास्त्रं चक्षुरपश्यताम् ॥८०॥

શાસ્ત્રના (સઘળા) જ્ઞાન અંગે અનિશ્ચિતતા પ્રવર્તતી હોય ત્યારે શાસ્ત્રને જ આધાર સમજનાર (વ્યક્તિ) અધર્મની સહભાગી બને છે. શાસ્ત્ર તો (શિષ્ટ પ્રયોગને) ન સમજનાર માટે નેત્ર સમાન છે. (૮૦)

વ્યાકરણશાસ્ત્રમાં અનેક વિકલ્પનિયમો હોય છે તેમને विभाषा, अन्यतरस्याम्, वा, एकेषां, इतरेषाम्, એવા શબ્દો વડે જણાવવામાં આવે છે. નિયમો અંગે આવા વિકલ્પો અને અનિશ્ચિતતાઓ પ્રવર્તતી હોય ત્યારે શાસ્ત્ર ઉપર જ આધાર રાખનાર વ્યક્તિ અશુદ્ધ શબ્દો વાપરશે અને તેને અધર્મ પ્રાપ્ત થશે. શિષ્ટોના પ્રયોગોને જ આવી બાબતોમાં પ્રમાણ માનવા જોઈએ. વ્યાકરણશાસ્ત્રના અભ્યાસ વિના પણ શિષ્ટો શુદ્ધ શબ્દોનો જ પ્રયોગ કરે છે.

अर्थान्तराभिधानाच्च पौर्वापर्यं न भिद्यते ।
राजदन्ताहिताग्न्यादिराजाश्वादिषु सर्वथा ॥८१॥

રાજદન્ત, આહિતાગ્નિ, અને રાજાશ્વ (વગેરે)માં બીજા અર્થના બોધ(ની શક્યતા) હોવાથી તેમના ક્રમમાં કદાપિ ફેરફાર થતો નથી. (૮૧)

शास्त्रं चक्षुः अपश्यताम् । એવા બોધવચનને જો સ્વીકારો અર્થાત્ શિષ્ટ પ્રયોગને નહિ જાણનારા માટે શાસ્ત્ર નેત્ર સમાન છે એમ માનો તો શાસ્ત્રનિયમોને કેટલીક વાર નિષ્ફળ શા માટે જાહેર કરવામાં આવે છે એવી શંકાના જવાબમાં આ કારિકા છે.

राजदन्त વગેરે સમાસોનાં પદોમાં ક્રમનો ફેરફાર થતાં બીજા અર્થવાળા સમાસો થશે, જેમકે दन्तराजः, अग्न्याहितः અને अश्वराजः. તેથી શાસ્ત્રનિયમોની જરૂર નથી. બીજી રીતે વિચારીએ તો કેટલીક વાર શબ્દોના ક્રમમાં ફેરફાર થતો હોવા છતાં પણ અર્થનો ફેરફાર થતો નથી, જેમકે, आहिताग्निः અને अग्न्याहितः । આ બીજી બાબત અંગે પણ શાસ્ત્રનિયમની જરૂર નથી, કારણ કે અનિષ્ટ અર્થની પ્રાપ્તિ થતી નથી. (ન. वा अनिष्टा-दर्शनात् । વા. ૨, સૂત્ર. ૨. ૨. ૩૦)

विनैव प्रत्ययैर्वृत्तौ ये भिन्नार्थाभिधायिनः ।
गर्गादयो लुका तेषां साधुत्वमनुगम्यते ॥८२॥

गर्गाः વગેરે જે શબ્દો (અપત્યવાચક) પ્રત્યયો વિના પણ (તદ્ધિત)વૃત્તિમાં જુદો અર્થ દર્શાવનારા છે, તેમના (પ્રત્યયના) લોપ(ના વિધાન) વડે તેમના સાધુત્વને જણાવવામાં આવે છે. (૮૨)

गर्गाः । (ગર્ગના પુરુષ વંશજો), वत्साः । (વત્સના પુરુષ વંશજો) વગેરે તદ્ધિત-વૃત્તિવાળા શબ્દો અપત્યવાચક પ્રત્યયો વિના પણ અપત્યનો અર્થ દર્શાવે છે. તેથી ઊલટું गार्ग्यः એવા પ્રયોગમાં પ્રત્યય સાથેનું અપત્ય એવા અર્થનું અભિધાન થાય છે. હવે

'એકલા પ્રકૃતિશબ્દનો પ્રયોગ ન કરવો', 'તેને પ્રત્યય લગાડવો' (પ્રત્યય । પા સૂ. ૩.૧૧) 'તે પ્રત્યય પ્રકૃતિશબ્દને અંતે લાગે છે' (પરશ્ચ । પા સૂ ૩ ૧ ૨) એવા શાસ્ત્રનિયમો છે, તેથી શાસ્ત્રપ્રક્રિયા માટે ગર્ગા મા યઞઞોશ્ચ । (૨ ૪ ૬૪) સૂત્રથી યઞ્ અને અઞ્ પ્રત્યયોનો લોપ કરવામા આવ્યો છે

मोऽयमित्यभिसम्बन्धात् प्रत्ययेन विना यदि ।
भृग्वादय प्रयुज्येरन्नापत्ये नियमो भवेत् ॥८३॥

'આ તે છે' એવા (તાદાત્મ્ય) સંબધને કારણે જો ભૃગુ વગેરે શબ્દોને (અપત્ય અર્થ દર્શાવનારા) પ્રત્યય વિના પ્રયોજવામા આવે, તો (માત્ર) અપત્યનો અર્થ દર્શાવવા માટે (પ્રત્યયનો લોપ) નિયમાર્થ બનશે નહિ (૮૩)

ગર્ગા । મા અપત્યાર્થક પ્રત્યયના લોપને બીજી રીતે સમજાવી શકાય અપત્યના અર્થને દર્શાવવા માટે જ ગર્ગા । મા પ્રત્યયના લોપનુ વિધાન થયુ છે, બીજો કોઈ 'ગર્ગના શિષ્યો કે ગર્ગના નોકરો' એવો અર્થ દર્શાવવા માટે નહિ હવે જો ગર્ગા પ્રયોગમા 'ગર્ગના વશજો' એવો અર્થ લેવાનો હોય તો પૂર્વજો અને વશજો વચ્ચે 'આ તે છે' એવો તાદાત્મ્યરૂપ સબધ સમજવો જોઈએ પરતુ તાદાત્મ્ય સબધથી ગર્ગા । એટલે ગર્ગના વશજો એવા અર્થ ઉપરાત ગર્ગના શિષ્યો એવો અર્થ પણ મળે છે તેથી માત્ર અપત્ય અર્થ દર્શાવવા માટે અપત્યાર્થક યઞ્ અને અઞ્ ના લોપનુ વિધાન કરવુ જોઈએ

सोऽयमित्यभिसम्बन्धे लिङ्गोपव्यञ्जनादृते ।
प्रष्ठादिपु न जायेत नियमेन प्रतीयते ॥८४॥

'આ તે છે' એવો (તાદાત્મ્ય) સબધ હોવા છતા લિંગદર્શક પ્રત્યય વિના પ્રષ્ઠ વગેરે શબ્દોમા માત્ર પત્નીનો જ અર્થ પ્રાપ્ત થશે નહિ (૮૪)

ઉપરની કારિકામા જણાવ્યા પ્રમાણે પ્રત્યયના લોપનુ વિધાન કરવુ જોઈએ એમ માનીએ તો પ્રષ્ઠસ્ય ઇયં પ્રષ્ઠી (પ્રષ્ઠની સ્ત્રી) એવા પ્રયોગમા તસ્યેદમ્ । (આ તેનુ છે એવા અર્થના) સૂત્રનિયમ (૪ ૩ ૧૨૦) પ્રમાણે પ્રાપ્ત થતા અણ્ પ્રત્યયનો લોપ કરવો, નહિ તો 'આ તેની છે' એવા તાદાત્મ્ય સબધને કારણે પત્નીનો અર્થ પ્રાપ્ત થશે નહિ, એવી શકાનો ઉત્તર આ કારિકામા આપવામા આવ્યો છે

પ્રષ્ઠ ઉપરથી પ્રષ્ઠની પત્ની એવો અર્થ દર્શાવવો હોય ત્યારે આ તે છે એવા અભેદ ઉપચારને લીધે પત્ની એવો અર્થ દર્શાવવો હોય ત્યારે સ્ત્રીલિંગનો પ્રત્યય ઙીપ્ લગાડવો જોઈએ, તેથી પ્રષ્ઠી શબ્દ ઉપરથી પ્રષ્ઠની પત્ની એવો જ અર્થ થશે

અહી એકના તાદાત્મ્ય સબધથી પત્ની એવો અર્થ પ્રાપ્ત થશે નહિ સ્ત્રીત્વ વાચક પ્રત્યય ઉમેરવો જ પડશે

तस्येदम् । સૂત્રથી પ્રષ્ઠ સાથે તાદાત્મ્ય સંબંધવાળું કોઈક એવો અર્થ પ્રાષ્ઠ: શબ્દ ઉપરથી મળશે; પરંતુ પ્રાષ્ઠ: ને ङीप् લાગશે નહિ, કારણ કે આગળ વધનારો નેતા એવા અર્થનો વાચક પ્રષ્ઠ: શબ્દ છે, પ્રાષ્ઠ: નથી તેથી પત્ની અર્થ દર્શાવવા માટે પ્રષ્ઠ: ને અવશ્ય ङीष् લગાડવો પડશે. પ્રષ્ઠી શબ્દ પ્રષ્ઠની બહેન એવો અર્થ દર્શાવી શકશે નહિ, કારણ કે આગળ વધનાર નેતાના પ્રસ્થાન વગેરે કાર્યોની તૈયારીઓ અર્થાત્ પ્રસ્થાનસંવિધાતૃત્વ સાથે પત્નીનો સંબંધ છે, બહેન વગેરેનો નહિ

मानमेयाभिसंबन्धविशेषेऽङ्गीकृते तथा ।

प्रस्थादीनामसाधुत्वं तद्धितेन विना भवेत् ॥८५॥

तद्धितो योगभेदेन वाक्यं वा स्याद् विभाषितम् ।

परिमाणाधिके तत्र प्रथमा शिष्यते पुन ॥८६॥

માન અને મેય વચ્ચેના વિશિષ્ટ સંબંધને સ્વીકારવામાં આવતાં, તદ્ધિત (પ્રત્યય) વિના પ્રસ્થ વગેરે શબ્દો અસાધુ બનશે.

(આને વિકલ્પે) યોગવિભાગ વડે તદ્ધિત પ્રત્યય પ્રાપ્ત થશે. પરિમાણ એવો વધારાનો અર્થ પ્રાપ્ત થતાં, પ્રથમાનુ વિધાન કરવું પડશે (૮૫-૮૬)

પ્રસ્થ. શબ્દ અનાજનું ચોક્કસ માપ દર્શાવે છે. પ્રસ્થ. व्रीहि: । એટલે એક પ્રસ્થ જેટલી ડાંગર. હવે અહીં 'આ તે છે' એવો તાદાત્મ્ય સંબંધ પ્રસ્થ અને ડાંગર વચ્ચે અનિવાર્યપણે સંભવતો નથી. 'પ્રસ્થ: માપની પાસે રહેલી ડાંગરનો ઢગલો' એવો અર્થ કરીએ તો માન અને મેયનો સંબંધ સમજાશે નહિ. માનમેય સંબંધ સાથે પરિમાણનો અર્થ તદ્ધિત પ્રત્યય લગાડ્યા વિનાનો પ્રસ્થ શબ્દ દર્શાવશે નહિ અને એ અર્થમાં જો વાપરવામાં આવે તો તે અશુદ્ધ શબ્દ ઠરશે. આવી સ્થિતિમાં બે વિકલ્પ છે. तदस्य परिमाणम् । (પ. ૧ ૫૭, તે માપ આનું છે એવા અર્થમાં યથાપ્રાપ્ત પ્રત્યયો લાગે છે) સૂત્રમાંથી યોગ વિભાગ કરીને परिमाणम् શબ્દ જુદો કાઢી, પરિમાણના અર્થમાં તદ્ધિત પ્રત્યય લગાડતાં प्रास्थिकः શબ્દ બનશે, અથવા મહાવિભાષાને કારણે प्रस्थः परिमाणं व्रीहीणा इति । એવું વાક્ય બનશે. અહીં પ્રસ્થ: એવી પ્રથમા प्रातिपदिकार्थ० । સૂત્રમાં જણાવ્યા પ્રમાણે પરિમાણનો અર્થ દર્શાવશે નહિ તેથી તદ્ધિત પ્રત્યયની જરૂર નથી.

व्यतिरिक्तस्य साधुत्वे तदेव च निदर्शनम् ।

युज्यतेऽङ्गीकृताधिक्यं तत सर्वाभिर्विभक्तिभिः ॥८७॥

(પ્રાતિપદિકાર્થ પરિમાણથી) જુદા (માનમેયરૂપ સબંધના બોધક તે શબ્દ)-ના સાધુત્વ અંગે તે (પરિમાણના અર્થમાં પ્રથમાનું વિધાન) જ જ્ઞાપક છે. વધારાના (પરિમેયરૂપ અર્થનું) વાચક તે પદ બીજી બધી વિભક્તિઓ (ના અર્થોને દર્શાવતા શબ્દો) સાથે જોડાય છે. (૮૭)

અન્વય : (प्रातिपदिकार्थपरिमाण)व्यतिरिक्तस्य (परिमेयार्थबोधकस्य प्रस्थादिशब्दस्य साधुत्वे तत् (परिमाणार्थे प्रथमाविधानं)एव च निदर्शनम् । अङ्गीकृत(कर्मादिकारकशक्तिभेदा)धिक्यं तत् प्रस्थः इति पदं (कर्मादि)सर्वाभिर्विभक्तिभिर्युज्यते ।

शुक्लादिषु मतुब्लोपो व्यतिरेकस्य दर्शनात् ।
असाधुत्वनिवृत्त्यर्थं साधवस्ते विदादिवत् ॥८८॥

બે જુદા પ્રયોગો મળતા હોવાથી शुक्ल વગેરેમાં मतुप् પ્રત્યયનો લોપ, તેના અસાધુત્વની નિવૃત્તિ માટે છે. विदाः જેવા શબ્દોની જેમ (शुक्ल વગેરે શબ્દો પણ) શુદ્ધ શબ્દો છે (૮૮)

शुक्लं पटः । અને पटस्य शुक्ल, वर्णः । એવા બે જુદા વાક્યપ્રયોગો વપરાશમા છે. शुक्लः पटः । માં शुक्ल ગુણ અને ગુણી पट વચ્ચે ગુણગુણીભાવરૂપ સંબંધ છે. આવા સંબંધની સ્થિતિમાં तदस्यास्तिऽस्मिन्निति मतुप् । (પા. ૨ ૯૪ તે છે જેનું, અથવા તે છે જેનામાં એવા અર્થમાં પ્રાતિપદિકને પ્રત્યય લાગે છે) પ્રમાણે मतुप् પ્રત્યય લાગવો જોઈએ. નહિ તો शुक्ल. શબ્દ અશુદ્ધ શબ્દ બનશે આવું ન થાય એટલા માટે मतुप् લગાડીને આ સૂત્રના વાર્તિક ૩, गुणवचनेभ्यो मतुपो लुक् । (ગુણવાચક શબ્દોની આગળ લાગતા मतुप् પ્રત્યયનો લોપ કરવો) થી मतुप् ના લોપનું વિધાન કરવામાં આવ્યું છે. मतुप् ના લોપનું કારણ આપતાં વાર્તિકકાર જણાવે છે કે दृष्टो व्यतिरेकः । (વાર્તિક ૪) અર્થાત્ पटस्य शुक्लः એવો જુદો પ્રયોગ નજરે ચઢે છે. વાર્તિક અને ભાષ્યના વિચારોને આ કારિકામાં રજૂ કરવામાં આવ્યા છે.

विशेषणाद् विशेष्येऽर्थे तद्भावाभ्युच्चये सति ।
पुनश्च प्रतिसहारे वृत्तिमेके प्रचक्षते ॥८९॥

વિશેષણના બોધ પછી, તેના અર્થનો વિશેષ્યના અર્થ સાથે સમુચ્ચય થયા પછી ફરીવાર જયારે તેની નિવૃત્તિ થાય છે. ત્યારે (એકાર્થીભાવરૂપ) વૃત્તિ પ્રાપ્ત થાય છે એમ કેટલાક (આચાર્યો) જણાવે છે. (૮૯)

સમાનાધિકરણની ચર્ચાના અનુસંધાનમા વિશેષણવિશેષ્યભાવના સમર્થન અંગે વિચાર કરવામાં આવ્યો હવે વૃત્તિમાં વિશેષણવિશેષ્યભાવની ચર્ચા કરવામાં આવશે

વૃત્તિમાં વિશેષણવિશેષ્યભાવવાળાં પદો પ્રાપ્ત થાય છે. વૃત્તિમાં એકાર્થીભાવની કલ્પના હોય તો પછી ભિન્નતા દર્શાવતો વિશેષણવિશેષ્યભાવ વૃત્તિમા કેવી રીતે હોઈ શકે? કેટલાક આચાર્યો આનો જવાબ આ પ્રમાણે આપે છે જો વિશેષણ અને વિશેષ્યનો બોધ એક સાથે થાય તો તેમનો એકબીજા ઉપરનો ઉપકાર સંભવે નહિ, તથી વિશેષણવિશેષ્યભાવ રહેજ નહિ. પરંતુ આમ બનતુ નથી બન્નેનો એક સાથે બોધ શક્ય નથી. અભિધાનના ક્રમ પ્રમાણે અભિધેયનો ક્રમ પ્રાપ્ત થાય છે એવો સામાન્ય નિયમ હોઈને પહેલાં વિશેષણનો બોધ થાય છે. વિશેષણના બોધ પહેલાં વિશેષ્યનો બોધ થતો નથી (नागृहीतविशेषणा विशेष्ये बुद्धिः।). ત્યાર પછી તે વિશેષણના અર્થનો વિશેષ્યના અર્થ સાથે સમુચ્ચય થાય છે અને છેવટે વિશેષણના અર્થની નિવૃત્તિ થાય છે. આવી નિવૃત્તિ થતાં એકાર્થીભાવરૂપ વૃત્તિમાં માત્ર વિશેષ્ય જ રહે છે

निमित्तो प्रत्ययः पूर्वो नानुप्राप्तो निमित्तिना ।
निमित्तवति बुद्धेश्च न निमित्तसरूपता ॥९०॥
संस्कारसहितोद् ज्ञानान्नोपश्लेषः स्मृतिरपि ।
व्यापारे तन्निमित्तानां न ग्राह्यं स्यात् तथाविधम् ॥९१॥

નિમિત્તવિષયક પહેલું જ્ઞાન નિમિત્ત વડે પ્રાપ્ત કરાતું નથી અને નિમિત્તવિષયક જ્ઞાન નિમિત્તના જેવું હોતું નથી.

(પૂર્વ) સંસ્કાર સાથેના (ઉત્તર) જ્ઞાનથી (ઉત્પન્ન થયેલી) સ્મૃતિ દ્વારા તેમનું સંયોજન પણ થતું નથી. (સ્મૃતિ)નાં નિમિત્તો રૂપી શક્તિઓનો ઉપયોગ થતાં તે (વિશેષણવિશેષ્યરૂપ સંબંધ) વાસ્તવિક બનશે નહિ. (૯૦-૯૧)

અહીં નિમિત્ત એટલે વિશેષણ અને નિમિત્તિ એટલે વિશેષ્ય સમજવાનાં છે,

સમાસમાં એકાર્થીભાવ હોય તો વિશેષણવિશેષ્યભાવ કેવી રીતે સંભવે એવી શંકાનો એક જવાબ એવો આપવામાં આવ્યો છે કે વિશેષણ અને વિશેષ્યને અભિધાન અને અભિધેયના ક્રમમાં સમજવાં અર્થાત્ વિશેષણના બોધ પછી વિશેષ્યનો બોધ થાય છે એમ સમજવું. બન્નેનો એકાર્થીભાવ થતાં વિશેષણની નિવૃત્તિ થાય છે. આ પ્રમાણે વૃત્તિમાં વિશેષણવિશેષ્યભાવ સમજવો.

આ જવાબ બરાબર નથી એમ આ કારિકામાં જણાવવામાં આવ્યું છે. નિમિત્ત એટલે વિશેષણ અને નિમિત્તિ એટલે વિશેષ્ય. પહેલાં વિશેષણ વિષયક જ્ઞાન થાય છે. આવું જ્ઞાન નિમિત્ત અર્થાત્ વિશેષ્ય સાથે જોડાતું નથી કારણ કે વિશેષણવિષયક જ્ઞાન વિશેષ્યના જ્ઞાન વખતે નિવૃત્ત થયું હોય છે. વળી વિશેષ્યવિષયક જ્ઞાન વિશેષણજ્ઞાન જેવું હોતું નથી કારણ કે દરેકનું જ્ઞાન એકબીજાથી સ્વતંત્રરૂપે થયું હોય છે. તેથી વિશેષણ-વિશેષ્યભાવરૂપ સંબંધ પ્રાપ્ત થતો નથી

હવે જો કોઈ એમ કહે કે વિશેષણવિશેષ્ય વિષયક અનુભવથી પ્રાપ્ત થયેલ વાસનાથી ઉત્પન્ન થયેલી સ્મૃતિ વિશેષણવિશેષ્યભાવને જાહેર કરે છે તો તેના જવાબમાં એમ કહી શકાય કે સ્મૃતિ પણ વિશેષણ અને વિશેષ્યનો ઉપશ્લેષ અર્થાત્ સંયોજન કરતી નથી, કારણ કે સ્મૃતિના કાર્ય માટે જવાબદાર શક્તિઓના ઉપયોગથી પ્રાપ્ત થતો વિશેષણ-વિશેષ્યભાવ વાસ્તવિક નથી, પરંતુ, તે પૂર્વ અનુભવની વાસના વડે ઉત્પન્ન થયેલો છે, અર્થાત્ અસદ્ છે.

આમ વાસ્તવિક વિશેષણવિશેષ્યભાવ સિદ્ધ થતો નથી.

अन्तःकरणवृत्तौ च व्यर्था बाह्यार्थकल्पना ।
तस्मादनुपकारो वा ग्राह्यं वा न तथा स्थितम् ॥९२॥

(વિશેષણવિશેષ્યભાવને પોતાના) અન્તઃકરણના કાર્યરૂપે સ્વીકારતાં બાહ્ય પદાર્થની કલ્પના વ્યર્થ થશે. તેમ થતાં તે (બંન્નેનો પરસ્પર) ઉપકાર પણ થતો નથી અથવા અનુભૂત વિષય તેવો (વાસ્તવિક) નથી (૯૨)

વાસ્તવિક વિશેષણવિશેષ્યભાવને સ્વીકારવામાં ન આવે તો અને તેને પ્રમાતાના અંતઃકરણનું અર્થાત્ બુદ્ધિનું કાર્ય સમજવામાં આવે તો બાહ્યાર્થવાદી બૌદ્ધ માટે અનુભૂત પદાર્થોની જે કલ્પના છે તે વ્યર્થ બનશે. બીજી રીતે કહીએ તો બધા વિષયોના ગ્રાહક એવા મનના વ્યાપારરૂપે વિશેષણવિશેષ્યભાવને સ્વીકારતાં, જેનું અસ્તિત્વ નથી એવા બાહ્ય પદાર્થની કલ્પના કરવી નકામી થશે, કારણકે બાહ્યાર્થવાદી (બૌદ્ધ) માટે વિશેષણ-વિશેષ્યભાવ વસ્તુસમવાયી અર્થાત્ વાસ્તવિક છે. આ વિશેષણવિશેષ્યભાવને કલ્પનામૂલક અને અન્તઃકરણના વ્યાપાર રૂપે સમજવામાં આવતાં વિશેષણ અને વિશેષ્યનો પરસ્પર ઉપકાર થશે નહિ. આમ વાસ્તવિક વિશેષણવિશેષ્યભાવની સિદ્ધિ કોઈ પણ રીતે થતી નથી, કારણકે બૌદ્ધ મતમાં બન્નેના આલંબનને ભિન્ન સમજવામાં આવ્યાં છે.

अनुस्यूतेव संसृष्टेरर्थे बुद्धिः प्रवर्तते ।
व्याख्यातारो विभज्याथ तान् भेदेन प्रचक्षते ॥९३॥
तदात्मन्यविभक्ते च बुद्ध्यन्तरमुपाश्रिताः ।
विभागमिव मन्यन्ते विशेषणविशेष्ययोः ॥९४॥

વિશેષણ અને વિશેષ્ય પરસ્પર સંયુક્ત હોવાથી તેમને અંગેનું જ્ઞાન પણ જાણે સંસૃષ્ટ હોય એમ ઉત્પન્ન થાય છે (તેમને) સમજાવનારા (તેમના) વિભાગ કરીને તેમને વિભક્તપણે સમજાવે છે. અભિન્ન સ્વભાવવાળા તે જ્ઞાનમાં (પૃથક્કરણરૂપ) જુદી બુદ્ધિને સ્વીકારીને તેઓ વિશેષણ અને વિશેષ્યમાં જાણે ભિન્નતા હોય એમ જાહેર કરે છે, (૯૩-૯૪)

વિશેષણ અને વિશેષ્ય અંગેનાં જ્ઞાનો જુદા અવલંબનવાળા છે, એવા બૌદ્ધ મતથી જુદા એક જ્ઞાનાવલંબનને સ્વીકારતા વૈયાકરણ મત પ્રમાણેનો ઉત્તર આ બે કારિકાઓમાં આપવામાં આવ્યો છે.

વિશેષણ અને વિશેષ્ય અંગેનું જ્ઞાન એક સાથે અભિન્નપણે થાય છે. સામાન્ય રીતે પદાર્થો અંગેનું જ્ઞાન તે પદાર્થોના સ્વભાવને અનુસરે છે. જાતિ, ગુણ વગેરે ઉપાધિઓવાળો પદાર્થ અભિન્ન હોવાથી તેનું જ્ઞાન પણ અભિન્ન સમજવાનું છે. नीलोत्पलम् એવી વૃત્તિમાં नीलम् વિશેષણ અને उत्पलम् વિશેષ્યનું જ્ઞાન પણ અભિન્નપણે થાય છે. પારમાર્થિકપણે વિશેષણ અને વિશેષ્ય વચ્ચે ભેદ નથી, તેથી ભેદજ્ઞાન પણ નથી. હવે નિરંશ પદાર્થ કે નિરવયવ 'વિશેષણવિશેષ્યભાવને બીજાઓને સમજાવવા માટે અપોદ્ધાર અર્થાત્ પૃથક્કરણનો આધાર લેવો પડે છે, અને આ દ્રવ્ય, આ ગુણ, આ જાતિ એવા વિભાગ કરવા પડે છે. ટૂંકામાં વૃત્તિમાં વિશેષણવિશેષ્યભાવની નિરંશ પ્રતીતિ થાય છે, પરંતુ પ્રક્રિયા કાર્ય માટે તેમનામાં ભેદ સમજવામાં આવે છે

अबुधान्प्रति वृत्तिं च वर्तयन्तः प्रकल्पिताम् ।
आहुः परार्थवचने त्यागाभ्युच्चयधर्मताम् ॥९५॥

(નિર્વિભાગ) વૃત્તિને નહિ સમજનારા અલ્પજ્ઞાનીઓ માટે બીજા પદના અર્થના અભિધાન માટે ગૌણ પદના અર્થનો ત્યાગ અને મુખ્ય પદના અર્થમાં વૃદ્ધિને (કેટલાક આચાર્યો) જાહેર કરે છે. (૯૫)

परार्थाभिधानं वृत्तिः । તથા જહત્સ્વાર્થા અને અજહત્સ્વાર્થા વૃત્તિઓ અંગેની સમર્થાહ્નિક (પા. સૂ. ૨.૧.૧ ઉપરના ભાષ્ય)માંની ચર્ચાનો નિર્દેશ આ કારિકામાં કરવામાં આવ્યો છે. શબ્દ અંગે नैत्यशाब्दिकाः અને कार्यशाब्दिकाः અર્થાત્ શબ્દને નિત્ય માનનારા અને શબ્દને કાર્ય અર્થાત્ ઉત્પાદ્ય માનનારા એવા બે પક્ષો છે. કાર્યશાબ્દિકો વાક્ય ઉપરથી સમાસ પ્રાપ્ત થાય છે એમ માને છે. આ પક્ષને માનનારા જણાવે છે કે પર અર્થાત્ મુખ્ય પદના અર્થનું જ્યારે અભિધાન થાય છે ત્યારે વૃત્તિમાં ગૌણ પદ પોતાના અર્થનો ત્યાગ કરે છે (जहत्स्वार्था) અથવા ત્યાગ કરતો નથી (अजहत्स्वार्था) એવા બે પક્ષો થશે. આવા બે પક્ષોમાંથી जहत्स्वार्था પક્ષને યોગ્ય માનવામાં આવ્યો છે. જેમ સુથાર હાથનું કામ કરે ત્યારે સુથારીનો ત્યાગ કરે છે, તેમ राजपुरुषમાં राजन् પદ પોતાના અર્થનો ત્યાગ કરે છે. આવો ત્યાગ સંપૂર્ણ હોતો નથી, પરંતુ બીજા પદના અર્થના વિરોધી અર્થનો જ ત્યાગ ગૌણ પદ કરે છે.

अन्वयाद् गम्यते सोऽर्थो विरोधी वा निवर्तते ।
द्व्यर्थमर्थान्तरे वापि तत्राहुरुपसर्जनम् ॥९६॥

(પ્રધાનપદના અર્થ સાથેના) સંબંધને લીધે તે ગૌણ પદનો અર્થ સમજાય છે અથવા (પ્રધાનપદના અર્થના) વિરોધી અર્થની નિવૃત્તિ થાય છે અથવા (ઉપસર્જન પદ પ્રધાનપદના અર્થરૂપ) બીજા અર્થમાં વપરાય છે. ગૌણપદને (પોતાના અને પ્રધાનપદના એમ) બે અર્થ જ જણાવતું કહેવામાં આવ્યું છે. (૯૬)

વૃત્તિમાં પ્રધાનપદના સંદર્ભમાં ગૌણ પદના અર્થને અંગે આ કારિકામાં ત્રણ મતો રજૂ કરવામાં આવ્યા છે એક મત પ્રમાણે સમાસમાં ગૌણ પદનો અર્થ પ્રધાન પદના અર્થ સાથેના સંબંધ (અન્વય)ને કારણે સમજાય છે. પુરુષના અર્થ સાથેના સંબંધને કારણે રાજન્‌નો અર્થ સમજાય છે બીજા મત પ્રમાણે ગૌણ પદ પ્રધાન પદના અર્થમાં જ અર્થાત્ અર્થાન્તરમાં સમજાય છે. ત્રીજા મત પ્રમાણે ગૌણ પદ પોતાનો અર્થ અને પ્રધાનપદનો અર્થ એમ બે અર્થો (દ્વયર્થો) દર્શાવે છે. અન્વય માટે ભાષ્યકારે ઘૃતઘટ અને તૈલઘટનાં ઉદાહરણો આપ્યાં છે. ઘીના ઘડામાંથી ઘી અને તેલના ઘડામાંથી તેલ કાઢી લેવામાં આવતાં છતાં તે ઘડાઓને ઘીનો ઘડો, તેલનો ઘડો એમ કહેવાય છે; કારણકે ઘડો અને તેલનો અન્વય અર્થાત્ સંબંધ છે. વિરોધી અર્થ માટે સુથારનું ઉદાહરણ આપવામાં આવ્યું કે રાજાના કાર્યમાં લાગેલો સુથાર પોતાનું સુથારી કામ છોડી દે છે. અલબત્ત પ્રધાનપદના અવિરોધી અર્થનો ત્યાગ કરતો નથી સુથાર તેના હારપનો, હેડકીનો, અને કાન ખોતરવાનો ત્યાગ કરતો નથી.

उपायमात्रं नानात्वं समूहस्त्वेक एव सः ।
विकल्पाभ्युच्चयाभ्यां वा भेदसंसर्गकल्पना ॥९७॥

(સમાસમાં) જુદાં જુદાં પદોની કલ્પના, તે સમાસને સમજવાના માત્ર ઉપાય તરીકે જ છે. (સમાસનાં ઘટક પદોનો) સમૂહ તો એકજ છે. ભેદ અને સંસર્ગની કલ્પના વિકલ્પ અને સમુચ્ચય ઉપરથી પ્રાપ્ત થાય છે (૯૭)

वृत्तिं वर्तयतामेवमबुधप्रतिपत्तये ।
भिन्नाः संबोधनोपायाः पुरुषेष्वनवस्थिताः ॥९८॥

આ પ્રમાણે સમાસને સમજાવનારાઓએ અજ્ઞાનીઓની સમજણ માટે જુદા જુદા અને (વારંવાર) બદલાતા ઉપાયો યોજ્યા છે. (૯૮)

સમાસ અને વાક્યના અર્થમાં ભેદ ન સમજનારાઓ અજહત્સ્વાર્થા વૃત્તિ સમજે છે બન્ને વચ્ચે અર્થભેદને સ્વીકારનારા જહત્સ્વાર્થા વૃત્તિને સ્વીકારે છે.

વૃત્તિ અને વાક્યના અર્થમાં ભેદ છે. તેથી જ ભાષ્યમાં જણાવ્યું છે કે વાક્યમાં ચોક્કસ સંખ્યાનો નિર્દેશ, સ્પષ્ટ અભિધાન, ગૌણપદના વિશેષણની પ્રાપ્તિ તથા 'અને' જેવા અવ્યયથી શબ્દોનો સંબંધ પ્રાપ્ત થાય છે. સમાસમાં આ પ્રમાણે બનતું નથી.

वाचिका द्योतिका वापि संख्यानां या विभक्तयः ।
तद्रूपेऽवयवे वृत्तौ संख्याभेदो निवर्तते ॥९९॥

સંખ્યાના વાચક અથવા દ્યોતક એવા (વિભક્તિઓના) જે પ્રત્યયો વાક્યમાં પ્રાપ્ત થાય છે, સમાસમાં, તે પ્રત્યયોના (પ્રકૃતિરૂપ) અવયવ (એવા પદ) માં સંખ્યાભેદ નિવૃત્ત થાય છે. (૯૯)

પ્રાતિપદિકના સ્વાર્થ અર્થાત્ જાતિ, વ્યક્તિ, અને લિંગ એવા ત્રણ અર્થો (ત્રિક) ને સ્વીકારીએ તો વિભક્તિ પ્રત્યયો સંખ્યાના વાચક બને છે. પ્રાતિપદિકના સ્વાર્થ, વ્યક્તિ, લિંગ, સંખ્યા અને કારક એવા પાંચ અર્થો (પંચક) સ્વીકારીએ તો વિભક્તિ-પ્રત્યયો સંખ્યાના દ્યોતક બને છે. राज्ञ पुरुष । એવા વાક્યમાંનો राज्ञः એવો અવયવ-શબ્દ વાક્યમાં વિભક્ત્યન્ત છે, પરંતુ તે અવયવ જેવા જ અવયવ राज શબ્દમાં વિભક્તિની સંખ્યાની નિવૃત્તિ થાય છે.

अभेदैकत्वसंख्या वा तत्राप्येवोपजायते ।
संसर्गरूपं संख्यानामविभक्तं तदुच्यते ॥१००॥

સમાસમાં (ગૌણ પદના અર્થમાં) એકત્વ સંખ્યાથી વિલક્ષણ એવી અભેદૈકત્વ સંખ્યા પ્રાપ્ત થાય છે. તે બધી સંખ્યાના સમુચ્ચય રૂપે અભિન્નપણે રહેલી છે. (૧૦૦)

સમાસમાં ગૌણપદ દ્રવ્યરૂપે હોવાથી તેનો સંખ્યા સાથે સંબંધ થાય છે. સંખ્યા વિનાના દ્રવ્યની કલ્પના કરી શકાતી નથી; તેથી દ્રવ્યરૂપ ઉપસર્જનાર્થ, અવ્યયની જેમ સંખ્યા વિનાનો હોતો નથી. સાથે સાથે એ પણ વિચારવું જોઈએ કે સમાસના ઉપસર્જન

પદમાં કોઈ ચોક્કસ સંખ્યાનો બોધ થતો નથી તેથી એમ માનવું જોઈએ કે બધી ચોક્કસ સંખ્યાઓના સમુચ્ચયરૂપ અર્થાત્ સામાન્ય સંખ્યા આ ગૌણ પદના અર્થમાં રહેલી છે.

यथौषधिरसाः सर्वे मधुन्याहितशक्तयः ।
अविभागेन वर्तन्ते तां संख्यां तादृशीं विदुः ॥१०१॥

જેમ મધમાં બધી ઔષધિઓના રસો પોતાની (ઔષધિ) શક્તિઓને સ્થાપી ને તેમાં અભિન્નપણે, ઓળખાયા વિના રહે છે, તેવી રીતે તે (અભિન્ન) સંખ્યાને સમજવામાં આવે છે. (૧૦૧)

અનેક ફૂલોના રસો પોતાનાં સ્વરૂપોને મધમાં સ્થાપે છે. એ બધા સ્વરૂપોને મધમાં એક સાથે અવિભક્તપણે રહે છે અને મધમાં એકરૂપ થઈ જાય છે. ઉપસર્જનપદની સંખ્યા પણ આવી છે. બીજી અનેક સંખ્યાઓ તેમાં સમાયેલી છે રાજપુરુષ. । એવા સમાસમાં ઉપસર્જન પદ રાજનમાં राज्ञः એવું એકવચન, राज्ञो. એવું દ્વિવચન અને राज्ञाम् એવું બહુવચન એકત્ર અને અભિન્નપણે રહેલાં છે

भेदानां वा परित्यागात्संख्यात्मा स तथाविध. ।
व्यापाराज्जातिभागस्य भेदापोहेन वर्तते ॥१०२॥

અથવા (તેના વ્યક્તિરૂપ) ભેદો દૂર કરીને, તે સંખ્યા, તેનો જાતિરૂપ ભાગ કાર્યશીલ બન્યા પછી, ભેદોના ત્યાગ દ્વારા કાર્યવાન બને છે. (૧૦૨)

अगृहीतविशेषेण यथा रूपेण रूपवान् ।
प्रख्यायते न शुक्लादिभेदरूपस्तु गृह्यते ॥१०३॥
भेदरूपसमावेशे तथा सत्यविवक्षिते ।
भागः प्रकाशित· कश्चिच्छास्त्रेऽङ्गत्वेन गृह्यते ॥१०४॥

જેમ (કોઈ પદાર્થ) તેનો જુદો (સફેદ) રંગ દેખાતો ન હોવા છતાં રંગવાળો કહેવાય છે, પરંતુ સફેદ વગેરે જુદા રૂપવાળો તે સમજાતો નથી;

તે પ્રમાણે જ્યારે (ગૌણપદ દ્વારા) કોઈ ચોક્કસ (જુદી) સંખ્યા (વિવક્ષિત ન હોય ત્યારે (તેની સાથે સંબદ્ધ) ચોક્કસ (સંખ્યારૂપી) ભાગ સ્પષ્ટ થતાં, શાસ્ત્રમાં તેને (વ્યાખ્યાનના) આધાર તરીકે સ્વીકારવામાં આવે છે (૧૦૩, ૧૦૪)

પદાર્થનો રંગ દૂરથી સ્પષ્ટપણે દેખાતો હોય અને અસ્પષ્ટ રૂપે કાંઈક રંગ દેખાતો હોય તો પણ આપણે તે પદાર્થને રંગવાળો કહીએ છીએ, તેમ ઉપસર્જન પદ દ્વારા કોઈ ચોક્કસ સંખ્યા વિવક્ષિત ન હોવા છતાં, તે ઉપસર્જન પદના અર્થ સાથે જોડાયેલો કોઈ સંખ્યારૂપ ભાગ પ્રાપ્ત થતો હોય તો તેને શાસ્ત્રીય વ્યાખ્યાનના અંગ તરીકે સ્વીકારવામાં આવે છે.

संख्यासामान्यरूपेण तदा सोऽश. प्रतीयते ।
अर्थस्यानेकशक्तित्वे शब्दैर्नियतशक्तिभि. ॥१०५॥

અર્થોની અનેક શક્તિઓ હોવા છતાં, નિયત શક્તિઓવાળા શબ્દો દ્વારા, તે (ઉપસર્જન પદનો) અંશ તે સમયે સંખ્યાસામાન્યરૂપે સમજવામાં આવે છે (૧૦૫)

अव्ययानां च यो धर्मो यश्च भेदवतां क्रमः ।
अभिन्नव्यपदेशार्हमन्तरालं तदेतयोः ॥१०६॥

અવ્યયોના જે ધર્મો અને જુદી જુદી વિભક્તિઓવાળા શબ્દોના જે સ્વભાવ એ બન્નેની મધ્યમ સ્થિતિ તે (ઉપસર્જન પદની) અભિન્ન એકત્વ સંખ્યાના નામને યોગ્ય છે. (૧૦૬)

અવ્યયોને વિભક્તિના પ્રત્યયો હોતા નથી, કારણ કે, અવ્યયને દ્રવ્ય સમજવામાં આવતું નથી પરિણામે તેમને સંખ્યા પણ હોતી નથી જુદા જુદા વિભક્તિપ્રત્યયો વાળા શબ્દો જુદી જુદી સંખ્યા દર્શાવે છે. આમ સંખ્યાનો અભાવ અને ભિન્ન ભિન્ન સંખ્યા એ બન્નેની સ્થિતિ ઉપસર્જન પદ દર્શાવે છે આ સ્થિતિ એટલે સંખ્યાસામાન્ય અથવા અભેદૈકત્વ સંખ્યા.

अलुकश्चैकवद्भावस्तस्मिन्सति न शिष्यते ।
स च गोपुचरादीनां धर्मोऽस्ति वचनान्तरे ॥१०७॥

તે (અભિન્ન એકત્વ) હોય ત્યારે અલુક્ સમાસમાં એકવદ્ભાવનું વિધાન કરવામાં આવતુ નથી, ગોપુચર વગેરે સમાસોમા (એક) વચનથી જુદા (બહુ) વચનમાં પણ તે (એકત્વ સંખ્યારૂપ) ધર્મ હોય છે. (૧૦૭)

વૃત્તિમાં ઉપસર્જન પદ અભેદૈકત્વ સંખ્યા દર્શાવે છે આ બાબતમાં વૃત્તિ અને વાક્ય વચ્ચે ભેદ છે. આ વિચાર અંગે વાર્તિકકારનું સમર્થન રજૂ કરવામાં આવે છે. अलुगुत्तरपदे । (૬. ૩ ૧, આ અધિકારસૂત્રમાંના अलुक् પદનો સંબંધ विभाषा स्वसृपत्यो । ૬ ૩ ૨૪, સુધી છે અને उत्तरपदेનો સંબંધ આ અધ્યાયના પહેલા પાદના અંત સુધીનો છે) સૂત્ર ઉપરના ભાષ્યમા જણાવ્યુ છે કે અલુક્ સમાસ બન્યા પછી તેમાંના ઉપસર્જન પદના પ્રત્યયનો અર્થ જે સંખ્યા તેને એકત્વ સંખ્યા ગણવી, કારણ કે स्तोकाभ्यां मुक्तः । અથવા स्तोकेभ्य मुक्त. । એવો વિગ્રહ કરવામા આવે તો પણ स्तोकान्मुक्तः એવું જ સમજાય છે. આવા વિધાનના અનુસંધાનમાં વાર્તિકકાર જણાવે છે કે એકવદ્ભાવનું વિધાન અનર્થક છે (एकवद्वचन अनर्थकम् ।) જો આ વાત સ્વીકારીએ તો દ્વિત્વબહુત્વવાળો શબ્દ અલુક્ થશે. દ્વિવચનાન્ત અને બહુવચનાન્તનો સમાસ થતો નથી સામાસિક શબ્દોમા ઉપસર્જન પદની એકત્વસંખ્યા જ હોય છે. જો દ્વિત્વ કે બહુત્વની વિવક્ષા હોય તો દ્વિ, બહુ

વગેરે શબ્દો હોવા જોઈએ, જેમકે દ્વૈમાતુરः, ત્રિપ્રવરાः વગેરે. હવે જો આ બાબત ન સ્વીકારીએ તો અપ્સુચરः, ગોપુચરः, વર્ષાસુજઃ વગેરે સમાસોમાં એકવદ્‌ભાવ માનવો પડશે; પરંતુ, અહીંયાં, વાર્તિકકાર જણાવે છે તેમ, એકવદ્‌ભાવની જરૂર નથી, કારણ કે, સમાસમાં ઉપસર્જન પદની અનેકત્વ સંખ્યા સમજવાની છે. આવું માનવામાં આવતાં ગોપુચરः વગેરેમાં જે બહુવચન છે તેનું શું ? આ બહુવચન, જાતિનો ઉલ્લેખ હોય ત્યારે એકવચનને બદલે સમજી શકાય છે. તેથી એક ગાયની આજુબાજુ ફરનાર કુકડાને પણ ગોપુચરः કહેવાશે, અને વર્ષાના એક બિન્દુમાંથી ઉત્પન્ન થનાર ઈન્દ્રગોપને પણ વર્ષાસુજઃ કહેવાશે.

जातौ द्विवचनाभावात् तद् वृत्तिषु न विद्यते ।
प्रत्याख्याते तु योगस्य द्रव्ये गोपुचरादयः ॥ १०८॥

જાતિમાં દ્વિવચન(નો બોધ થતો) ન હોવાથી સમાસમાં પણ તે હોતું નથી. (जात्याख्यायां० ૧.૨.૫૮) સૂત્રનું ખંડન કરવામાં આવતાં દ્રવ્ય(માંના બહુવચન)ને કારણે ગોપુચરः વગેરે પ્રયોગો(માં બહુવચન) સિદ્ધ થાય છે. (૧૦૮)

જાતિમાં સંખ્યાભેદ અદષ્ટ બને છે. તેથી જાતિમાં દ્વિવચન હોતું નથી. તે પ્રમાણે સમાસમાં પણ ઉપસર્જન પદમાં જાતિનો બોધ થતો હોવાથી, દ્વિવચન હોતું નથી. जात्याख्यायामेकस्मिन् बहुवचनमन्यतरस्याम् । (પા. સૂ. ૧.૨.૫૮) જણાવે છે કે પદમાં એક વચનને બદલે બહુવચન થાય છે. હવે જાતિના આશ્રય એવા બહુવચન અંગેના વિધાનના આ સૂત્રને દૂર કરીએ તો ગોપુચરः (કુકડો), અપ્સુચરः (કાચબો), વર્ષાસુજઃ (ઈન્દ્રગોપ) વગેરે સમાસોમાં ગો, અપ્ અને વર્ષા જેવાં દ્રવ્યવાચક નામોમાં બહુવચન સિદ્ધ થાય છે.

आश्रयाद् भेदवत्तायाः सर्वभेदसमन्वयः ।
द्रव्याभिधानपक्षेऽपि जात्याख्यायां न विद्यते ॥१०९॥

सर्वद्रव्यगतिश्चैवमेकशेषश्च नोच्यते ।
प्रत्याख्यातेऽन्यथा सूत्रे भिन्नद्रव्यगतिर्भवेत् ॥११०॥

(ગોપુચરः વગેરે સમાસમાં દ્રવ્યમાંના) વ્યક્તિગત સંખ્યાભેદને સ્વીકારતાં (ગૌણપદનો) બધી (એકત્વબહુત્વ) સંખ્યાઓ સાથે સંબંધ થશે. વળી જાતિને જણાવનાર શબ્દમાં બહુવચન પ્રાપ્ત થાય છે એવા મતમાં દ્રવ્યનું અભિધાન થાય છે એમ પણ સમજાતું નથી. (૧૦૯)

જો (ઉપસર્જન પદ જાતિ દર્શાવતું હોય) તો બધી વ્યક્તિઓની પ્રાપ્તિ પણ તેમાંથી થશે અને એકશેષનું વિધાન કરવું પડશે નહિ. આમ જો સમજવામાં નહિ આવે અને (जात्याख्यायां ०) સૂત્રનું ખંડન કરવામાં આવશે તો (ગોપુચરः જેવા સમાસમાં) જુદી જુદી (વ્યક્તિસંખ્યાઓ) પ્રાપ્ત થશે. (૧૦૯, ૧૧૦)

દ્રવ્યમાં રહેલ બહુત્વને સ્વીકારવામાં આવતાં જે મુશ્કેલીઓ પ્રાપ્ત થશે તે અહીં દર્શાવવામાં આવી છે. ગોપુચરः જેવા સમાસમાં એકત્વ, દ્વિત્વ વગેરે અનેક સંખ્યાઓ

અર્થાત્ દ્રવ્યબહુત્વ સ્વીકારવામા આવે તો ઉપસર્જન પદમાં અભેદૈકત્વ સખ્યાને બદલે જુદી જુદી સખ્યાઓ, એકત્વ, બહુત્વ વગેરે સ્વીકારવી પડશે હવે जात्याख्यायां ૦। સૂત્ર તો જાતિનું અભિધાન કરનાર શબ્દમા વિકલ્પે બહુવચન પ્રાપ્ત થાય છે એમ સ્વીકારે છે એમા દ્રવ્યના અભિધાનની વાત જ નથી (तथा च नेद व्यक्तिभेदायत्त बहुवचनम् । अपि तु जात्याख्यायामवति तत्र द्रव्याभिधानवक्षस्याभावात् कथ द्रव्यभेदाश्रय बहुत्व स्पर्शते । तस्माज्जात्याख्यायामेवेद बहुवचन न्याय्यम् ॥

બધા પદાર્થોનુ જ્ઞાન એક જ બહુવચનાન્ત શબ્દમાથી થશે એમ માનીને વાજપ્યાયને એકશેષ અગેના સૂત્રનુ ખડન કર્યું છે आकृत्यभिधानादेकं विभक्तौ वाजप्यायन. । પા સૂ ૧.૨.૬૪ વાર્તિક ૩૫) પરતુ जात्याख्यायां० । સૂત્રનુ ખડન કર્યું નથી, કારણ કે ગોધુચર મા બહુવચન જાતિ દર્શાવે છે પતજલિએ પણ જણાવ્યુ છે કે (પા સૂ ૧ ૪ ૫૮ ઉપરનુ ભાષ્ય) जात्याख्यायां सामान्याभिधानादेकार्थ्यं भविष्यति । .. इष्यते च बहुवचन स्यादिति वचनान्तरेण यत्न न सिध्यति इति जात्याख्यायामेकस्मिन्बहुवचनम् । एवमर्थमिदमुच्यते। अस्ति प्रयोजनमतत् ।

જો जात्याख्यायां० । સૂત્રનુ પ્રત્યાખ્યાન કરવામા આવે અને જાતિના અર્થમા બહુવચન પ્રાપ્ત થતુ ન હોય તો ગોધુચર. વગેરેમા દ્રવ્યબહુત્વના અર્થમા બહુવચન છે એમ સમજાતાં ચોક્કસ સખ્યાનુ વિધાન કરવુ પડશે. ગોધુચર પ્રયોગમા તો ઘણી ગાયોમા ફરનારો તે કૂકડો એ જ અર્થ નથી એક ગાયમા કે બે ગાયમા ફરનારો પણ કૂકડો કહેવાય છે આમ હોવાથી ગોધુચર વગેરે સમાસોમાં દ્રવ્યબહુત્વ માટે બહુવચન નહિ પણ જાત્યાખ્યા માટે બહુવચન એમ સમજવુ જોઈએ

> वृत्तौ यो युक्तवद्भावो वरणादिषु शिष्यते ।
> अभेदैकत्वसख्याया गोदौ तत्र न सिध्यति ॥१११॥

વૃત્તિમાં (ઉપસર્જન પદમા) જો અભેદૈકત્વ સખ્યા માનવામાં આવે તો વરણા (पाञ्चाला) વગેરેમા લિગ અને સખ્યાના યુક્તવદ્ભાવનુ જે વિધાન થયુ છે તેના સંદર્ભમા ગોદૌ (ग्राम ) પ્રયોગ સિદ્ધ થશે નહિ (૧૧૧)

યુક્તવદ્ભાવને જણાવતુ સૂત્ર છે लुपि युक्तवद् व्यक्तिवचने । (૧ ૨ ૫૧) અર્થાત્ પ્રત્યયનો લુપ્ થયો હોય ત્યારે પ્રકૃતિના અર્થ પ્રમાણે લિગ અને સખ્યા સમજવા આ સૂત્રમાં બે પક્ષ સમજવા જોઈએ એક પક્ષ પ્રમાણે વ્યક્તિ અને વચન એટલે લિગ અને સખ્યા હવે તદ્ધિત પ્રત્યયનો જ્યારે લુપ્ થયો હોય અને વિભક્તિપ્રત્યયની ગેરહાજરી હોય ત્યારે પણ બીજા પક્ષમા, વ્યક્તિવચન એટલે વ્યક્તિનો દ્યોતક એવો વ્યક્તિ શબ્દ અને વચન એટલે એકવચન વગેરે વિવક્ષિત છે વૃત્તિમા આ વ્યક્તિ અને વચન પ્રાપ્ત થતા ન હોય તો વૃત્તિ પહેલાની અપેક્ષારૂપ અર્થાત્ વાક્યરૂપ અવસ્થામા રહેલા વ્યક્તિ અને વચનનો અતિદેશ સમજવાનો છે હવે वरणादिभ्यश्च । (૪ ૨ ૮૨ વરણા વગેરે શબ્દોને લાગતા ચાતુરર્થિક પ્રત્યયનો લોપ થાય છે) સૂત્રનિયમ પ્રમાણે તદ્ધિત પ્રત્યયનો લોપ થતા પ્રકૃતિના લિગ અને સખ્યાનો પ્રત્યયાર્થમા અતિદેશ થાય છે

વૃત્તિમાં ઉપસર્જન પદની અભેદૈકત્વ સંખ્યા સ્વીકારતાં जात्याख्यायां० । સૂત્રનિયમ પ્રમાણે वरणा:, पञ्चाला: વગેરેમાં જાતિવાચક બહુવચન પ્રાપ્ત થશે, પરંતુ જાતિમાં દ્વિવચન પ્રાપ્ત થતું ન હોવાથી गोदौ ग्रामः । એવો પ્રયોગ સિદ્ધ થશે નહિ. गोदौ ग्रामः નું गोदयोः अदूरभवो ग्रामः। એવું વ્યાખ્યાન થશે; અર્થાત્ અહીં गोद એવું પદ તદ્ધિતવૃત્તિનું ઉપસર્જન પદ છે. ઉપસર્જન પદમાં અભેદૈકત્વ સંખ્યા માનતાં गोदौ એવો દ્વિવચનાન્ત શબ્દ યોગ્ય ઠરશે નહિ.

प्राग्वृत्तेर्युक्तवद्भावे षष्ठी भेदाश्रया भवेत् ।
वृत्तौ संख्याविशेषाणां त्यागाद् भेदो निवर्तते ॥११२॥

વૃત્તિમાં પ્રાપ્ત થયા પહેલાં (લિંગ અને સંખ્યાનો) યુક્તવદ્ભાવ થાય છે એમ સ્વીકારતાં (વાક્યપ્રાપ્ત) ભેદને કારણે ષષ્ઠી વિભક્તિનો પણ અતિદેશ થશે; પરંતુ વૃત્તિમાં ચોક્કસ સંખ્યાના ત્યાગને કારણે ભેદની નિવૃત્તિ થશે. (૧૧૨)

व्यक्तिः એટલે વ્યક્તિનો દ્યોતક વ્યક્તિ શબ્દ અને वचन એટલે એકવચન, બહુવચન વગેરે, એવો બીજો પક્ષ व्यक्तिवचने અંગે સમજતાં गोदयोः अदूरभवः ग्रामः । (ગોદોની પાસેનું ગામ) એવા વાક્યમાં પ્રાપ્ત થતી ભેદમૂલક ષષ્ઠી, યુક્તવદ્ભાવને કારણે સમાસમાં પ્રાપ્ત થશે, પરંતુ સમાસમાં ઉપસર્જન પદમાં ચોક્કસ સંખ્યાનો નિર્દેશ ન હોવાથી અને સમાસનાં પદો વચ્ચે એકાર્થીભાવ હોવાથી ભેદ પ્રાપ્ત થતો નથી. તેથી ષષ્ઠી પણ પ્રાપ્ત થશે નહિ. વ્યક્તિ અને વચન અર્થાત્ દ્રવ્ય અને સંખ્યા એવો અર્થ સમજતાં ષષ્ઠી પણ વચન જ છે એમ સમજવું પડશે, ભાષ્યકાર षष्ठ्यपि हि वचनम् । (પા.સ ૧.૨.૫૧ ઉપરનું ભાષ્ય) એમ કહે છે ત્યારે ષષ્ઠીનો અર્થ એકવચન, દ્વિવચન, બહુવચન એમ સંખ્યા સમજવાનો છે અર્થાત્ વચનનો અતિદેશ થશે, ષષ્ઠીનો નહિ.

विद्यमानासु संख्यासु केचित्संख्यान्तरं विदुः ।
अभेदाख्यमुपग्राहि वृत्तौ तच्चोपजायते ॥११३॥

કેટલાક આચાર્યો ઉપસર્જન પદમાં રહેલી જુદી જુદી સંખ્યાઓમાં પ્રાપ્ત થતી અને બધી જુદીજુદી સંખ્યાઓનો સમાવેશ કરનાર તેને જુદી સંખ્યા સમજે છે. તે અભેદૈકત્વ સંખ્યા નામે સંખ્યા સમાસમાં જ રહેલી હોય છે, (૧૧૩)

કેટલાકના મતમાં સમાસમાં પ્રાપ્ત થનારી ઉપસર્જન પદની સંખ્યા તે અભેદૈકત્વ સંખ્યા છે. તેમાં જુદી જુદી સંખ્યાઓનો સમાવેશ થાય છે. જો આ વાત સ્વીકારીએ તો गोदौ ग्रामः । જેવાં દ્વિવચનયુક્ત શબ્દસ્વરૂપો સ્વીકારી શકાશે.

व्यापारं याति भेदाख्यैस्तत् स्वैरवयवैः क्वचित् ।
आत्मा भेदानपेक्षोऽस्य क्वचिदेवेति निमित्ततः ॥११४॥

કેટલીકવાર તે, વિશિષ્ટ સંખ્યાઓ રૂપે રહેલ તેના અવયવો દ્વારા કાર્ય કરે છે અને કેટલીકવાર વિશિષ્ટ સંખ્યાની અપેક્ષા વિના, તેના પોતાના સ્વરૂપ દ્વારા તે કાર્યનું નિમિત્ત બને છે. (૧૧૪)

दास्या पतिरिति व्यक्तो गोदाविति च दृश्यते ।
व्यापारभेदः संख्यायास्तस्मादेव व्यवस्थितः ॥११५॥

दास्या पतिः । (દાસનો સ્વામી) પ્રયોગ (અભેદૈકત્વ સંખ્યાનું) સ્પષ્ટ ઉદાહરણ છે, અને गोदौ (ग्राम) એવું (સ્પષ્ટ ઉદાહરણ પણ) પ્રાપ્ત થાય છે આમ હોવાથી જ અભેદૈકત્વ સંખ્યાનો કાર્યભેદ નિશ્ચિત બને છે (૧૧૫)

दास्या पतिः । એવા સમાસપ્રયોગમાં दास्या એવું ઉપસર્જન પદ એકવચનમાં છે આ એકવચનને આપણે પોતાના સ્વરૂપ દ્વારા કાર્ય કરતી અભેદૈકત્વ સંખ્યા કહીશું. गोदौ ग्राम । પ્રયોગમાં બે ગોદનો અર્થાત્ દ્વિવચનનો અર્થ છે આ દ્વિવચન યુક્તવદ્ભાવને કારણે છે, કારણકે, વાક્યમાં गोदयो अदूरभवः ग्रामः એવા વાક્યમાં गोदयो દ્વિવચન છે અને સમાસમાં તેનો અતિદેશ થયો છે આ દ્વિવચન અભેદૈકત્વ સંખ્યાના અવયવ રૂપે અર્થાત્ વિશિષ્ટ સંખ્યા રૂપે કાર્ય કરે છે कति भवतः पुत्राः । એમ જ્યારે આપણે પૂછીએ ત્યારે कतिમાં બધી સંખ્યાઓ આવી જાય છે આમ અભેદૈકત્વ સંખ્યા બધી સંખ્યાઓનો સંગ્રાહક છે

द्व्यादीनां च द्विपुत्रादौ बाह्यो भेदो निवर्तते ।
विभक्तिवाच्यः स्वार्थत्वान्निमित्तं त्ववतिष्ठते ॥११६॥

द्विपुत्र (બેનો પુત્ર) જેવા સમાસોમાં વિભક્તિ વડે વાચ્ય બનતો બે એવો બાહ્ય ભેદ નિવૃત્ત બને છે, પરંતુ, द्वि (બે) એવા પ્રકૃતિશબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત બનતું દ્વિત્વ, પ્રયોગપ્રાપ્ત द्वि એવા પ્રકૃતિશબ્દનો પોતાનો અર્થ હોવાથી રહે છે (૧૧૬)

અગાઉની કારિકામાં જણાવવામાં આવ્યું કે ઉપસર્જન પદ વડે દર્શાવાતી અભેદૈકત્વ સંખ્યામાં બીજી બધી સંખ્યાઓનો અન્તર્ભાવ થાય છે અર્થાત્ આ અભેદૈકત્વ સંખ્યા સામાન્ય સંખ્યા છે જો આ બાબત સ્વીકારીએ તો द्विपुत्र (બેનો પુત્ર) એવા સમાસમાં દ્વિત્વનો ભાવ કેવી રીતે આવશે? આને અંગે આ કારિકામાં ઉત્તર આપવામાં આવ્યો છે

द्वयोः पुत्रः । (બેનો પુત્ર)નો द्विपुत्र એવો સમાસ જ્યારે થાય છે ત્યારે વિભક્તિ વડે વાચ્ય બનતી બે એવી સંખ્યારૂપી ભેદ દૂર થાય છે द्वि એવા પ્રકૃતિશબ્દમાં રહેલું દ્વિત્વ તો રહે છે જ આમ ન બનતું હોય તો द्वि શબ્દનો પ્રયોગ જ થાય નહિ જહત્સ્વાર્થા વૃત્તિ પક્ષમાં પણ ગૌણપણે અર્થ અસ્તિત્વમાં હોય છે

द्वित्वोपसर्जने सङ्घे द्विशब्दस्तत्र वर्तते ।
सोऽयमित्यभिसंबन्धादुभशब्दे न तत्तथा ॥११७॥

દ્વિ શબ્દ સમુદાયના અર્થનો વાચક બને છે ત્યારે તેનો દ્વિત્વ એવો અર્થ ઉપસર્જન રૂપે હોય છે. કારણ કે, (સમુદાય અને અવયવો વચ્ચે) 'આ તે છે' એવો તાદાત્મ્ય સંબંધ છે. उभ શબ્દમાં આવી સ્થિતિ નથી. (૧૧૭)

द्वयोः पुत्रः । એવા વાક્યમાં અવયવપદોનું મહત્ત્વ હોવાથી द्वौ એવો શબ્દ ભેદ દર્શાવે છે. द्विपुत्रः એવા સમાસમાં અવયવો એવા પદો અને સમાસ એવા અવયવી વચ્ચે અભેદની કલ્પના કરવામાં આવતી હોવાથી, સમાસમાં સળંગ અર્થ અભેદૈકત્વનો સમજવામાં આવે છે. તેથી ઉપસર્જન પદ द्वि જે દ્વિત્વનું વાચક બને છે, તે પણ અભેદૈકત્વ સંખ્યા દર્શાવે છે.

આવી સ્થિતિ उभ શબ્દ અંગે નથી. उभ શબ્દ અને બીજા શબ્દનો સમુદાય, વાક્ય અથવા સમાસમાં સમુદાય દર્શાવતો નથી તેથી उभ શબ્દ ઉપસર્જન પદ બનશે નહિ. પરિણામે उभ શબ્દનો द्विपुत्रः પ્રકારનો સમાસ બનતો નથી. उभयपुत्रः એવો સમાસ બનશે.

उभ શબ્દને द्वि નો પર્યાય સમજીએ તો द्विपुत्रःની જેમ उभपुत्रः સમાસ બનવો જોઈએ એવી શંકાના જવાબમાં જણાવવાનું કે સ્વાભાવિક શબ્દશક્તિને કારણે સમાસ બનતો નથી. उभ શબ્દને સર્વાદિ ગણમાં મૂકવાનું પ્રયોજન એટલું જ કે उभकौ એવા પ્રયોગમાં अव्ययसर्वनाम्नामकच् प्राक्टेः । (પા.સૂ. ૫.૩.૭૧, इव 'ના જેવું'' અર્થમાં અગાઉ નિર્દેશેલા અર્થો જ્યારે વિવક્ષિત હોય ત્યારે અવ્યય અને સર્વનામ શબ્દોને टि ભાગની પહેલાં સ્વાર્થે अकच् લાગે છે) સૂત્રથી अकच् પ્રત્યય પ્રાપ્ત થાય. उभ શબ્દને માત્ર દ્વિવચનનો જ પ્રત્યય લાગે છે અને સ્રીલિંગમાં टाप् પ્રત્યય લાગે છે. अकच् સિવાયનાં બાકીનાં વ્યાકરણ-કાર્યો તેના પછી એકવચન અથવા બહુવચન હોય તો જ થાય છે. પરિણામે उभ નું પ્રયોજન अकच् લાગવા સિવાય બીજા કોઈ સર્વનામ કાર્ય અંગેનું નથી.

उभयस्तस्य तुल्यार्थो वृत्तौ नित्यं प्रयुज्यते ।
सूत्रेऽपि नित्यग्रहणं तदर्थमभिधीयते ॥११८॥

તેના જેવા અર્થવાળો उभय શબ્દ સમાસમાં હંમેશાં પ્રયોજાય છે. (उभादुदात्तो नित्यम् । એના) સૂત્ર (૫.૨.૪૪)માં नित्य (શબ્દ)નો ઉલ્લેખ પણ उभय ના પ્રયોગ માટે છે. (૧૧૮)

उभना જેવા જ અર્થવાળો उभय શબ્દ, उभयपुत्रः, उभयधा, उभयतः, વગેરે વૃત્તિપ્રયોગોમાં વાપરવામાં આવે છે. તે દ્વિત્વના અર્થવાળા સમુદાયનું અભિધાન કરી શકે છે અને તેના પોતાના અર્થને ગૌણ બનાવે છે. उभ શબ્દ આ પ્રમાણે કરી શકતો નથી उभादुदात्तो नित्यम् (૫.૨.૪૪ उभ શબ્દ પછી तयप् આદેશને બદલે अयच् આદેશ નિત્ય થાય છે અને એ अयच् નો આદિ વર્ણ ઉદાત્ત થાય છે) માં नित्य શબ્દનો ઉલ્લેખ છે. उभ અને

ઉભય વચ્ચેનુ સમાનાર્થત્વ, બન્ને શબ્દો દ્વારા નિર્દિષ્ટ બાબત, સમાન હોવાને કારણે છે (*वस्त्वभेदाश्रयम् तुल्यार्थत्वम्।*) પરંતુ ઉભય શબ્દ સમુદાયનુ અભિન્ન એકત્વ દર્શાવે છે ઉભૌ શબ્દ ભેદ દર્શાવે છે

ઉભ અને ઉભયને તુલ્યાર્થ માનતા બન્ને બે અવયવોવાળા સમુદાયનુ અભિધાન કરશે, એટલે એકબીજાને વિકલ્પે તેમનો પ્રયોગ થઈ શકે એવી મુશ્કેલી દૂર કરવા સૂત્રમા નિત્ય શબ્દ વાપર્યો છે એમ માનવુ બરાબર નથી પરંતુ શબ્દશક્તિની સ્વાભાવિકતાને કારણે માત્ર ઉભય શબ્દ જ સમુદાયનુ અભિધાન કરશે તેથી નિત્ય શબ્દ વાપરવામા આવ્યો છે

आपि के चापरार्थत्वान्नाभेद उपजायते ।
उभे इति तत स्वार्थे भेदे वत्ति प्रयुज्यते ॥११९॥

(ઉભ શબ્દ પછી પ્રત્યયો) आप् અથવા क (સ્વાર્થે) આવે ત્યારે (પ્રકૃતિનો અર્થ) બીજા (અર્થાત્ પ્રત્યય) ના અર્થનુ ગૌણત્વ પ્રાપ્ત કરતો ન હોવાથી અભેદ ઉત્પન્ન થતો નથી તેથી સ્વાર્થે ભેદદર્શક ઉભે શબ્દ પ્રયોજાય છે (૧૧૯)

ઉભ શબ્દને સ્ત્રીલિંગમા आप् (અર્થાત્ ટાપ્, ડાપ્ અને ચાપ્ પ્રત્યયો, અષ્ટાધ્યાયી અધ્યાય ૪, પાદ ૧), દ્વિવચનનો પ્રત્યય અને क પ્રત્યય લાગે ત્યારે જ પ્રયોગમા તે પ્રાપ્ત થાય છે સ્ત્રી પ્રત્યય અને क પ્રત્યય પ્રકૃતિના અર્થમા જ પ્રાપ્ત થાય છે તેથી પ્રકૃતિનો અર્થ પ્રત્યયાર્થનુ ઉપસર્જન બનતો નથી ગૌણભાવ પ્રાપ્ત થતો ન હોવાથી અભેદ પણ થતો નથી તેથી ભેદદર્શક ઉભે અને ઉભકે એવા શબ્દો વાપરી શકાય છે પરંતુ પ્રત્યય, જ્યારે તેના પોતાના અર્થમા પ્રાપ્ત થતો હોય અથવા પછી ઉત્તર પદ આવતુ હોય ત્યારે પર એટલે પ્રત્યયનો અર્થ પ્રધાન બને છે, અને પ્રકૃતિનો અર્થ તેના ગૌણભાવે હોય છે, તેથી અભેદૈકત્વ થતા ઉભ શબ્દનો પ્રયોગ થતો નથી પરિણામે ઉભય શબ્દનો પ્રયોગ થાય છે

स्त्रीत्वाभिधानपक्षेऽपि गुणभावविपर्यय ।
स्वभावादापरार्थत्वात् तत्र भेदो न हीयते ॥१२०॥

સ્ત્રીલિંગનો પ્રત્યય સ્ત્રીત્વનુ અભિધાન કરે છે એવા મતમા, શબ્દોની સ્વાભાવિક શક્તિને કારણે ગુણ અને ગુણીના સંબંધમા અદલબદલ થાય છે ઉભનો અર્થ બીજા શબ્દના અર્થનુ ગૌણત્વ પ્રાપ્ત ન કરતો હોવાથી, ભેદ (રૂપ સ્વાર્થ દૂર થતો નથી (૧૨૦)

સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દોમા પ્રત્યયનો અર્થ સ્ત્રીત્વવિશિષ્ટ પદાર્થનુ અભિધાન કરે છે ગાર્ગ્યે જેવા શબ્દોમા ગુણ અને ગુણી વચ્ચે ગુણગુણીસબધ અર્થાત્ ગૌણપ્રધાનભાવ પ્રાપ્ત થાય છે અહી પ્રકૃત્યર્થ ગુણ અર્થાત્ ગૌણ છે અને પ્રત્યયાર્થ ગુણી અર્થાત્ મુખ્ય છે પરંતુ ઉભ શબ્દમા ગુણ અને ગુણીનો અદલબદલ થાય છે, ઉભ શબ્દમા પ્રકૃત્યર્થ ગુણી છે અર્થાત્ પ્રધાન છે અને પ્રત્યયાર્થ ગુણ અર્થાત્ ગૌણ છે આમ થવાનુ

કારણ શબ્દોની અર્થ દર્શાવવાની સ્વાભાવિક શક્તિ છે. શબ્દોના અર્થો માટે કશો આદેશ આપી શકાતો નથી. શાસ્ત્રીય પ્રક્રિયા જુદી જુદી હોય છતાં લૌકિક અર્થ તો અભિન્ન જ રહે છે. તેથી તમેમાં તેનો દ્વિત્વસમાનાધિકરણ.ભેદરૂપ અર્થ દૂર થતો નથી.

तस्माद् द्विवचनाट्टापश्चोभयोऽन्यत्र दृश्यते ।
प्रत्ययं तयपं हित्वा नास्त्युत्तरपदे पुनः ॥१२१॥

તેથી તયપ્ પ્રત્યય પછી આવતો હોય પરંતુ દ્વિવચન અને સ્ત્રીલિંગના પ્રત્યયો પછી આવતા ન હોય ત્યારે ઉભય વપરાય છે. સમાસમાં ઉત્તરપદ પ્રાપ્ત થતું હોય તો ઉભનો પ્રયોગ થતો નથી. (૧૨૧)

ઉભય અને ઉભના પ્રયોગ અંગે સારસંગ્રહ આ કારિકામાં કરવામાં આવ્યો છે.

સ્ત્રીલિંગના પ્રત્યયો અને દ્વિવચનના પ્રત્યયોના સંદર્ભમાં ઉભ શબ્દનો પ્રયોગ થાય છે. આવા પ્રત્યયો સિવાયના બીજા પ્રત્યયો પ્રાપ્ત થતા હોય ત્યારે ઉભયનો પ્રયોગ થાય છે. ઉભ શબ્દ પછી ઉત્તરપદ પ્રાપ્ત થવાનું હોય તો ઉભનો સમાસમાં પ્રયોગ થતો નથી.

प्राप्तिः प्रगृह्यसंज्ञायाः न स्यात् प्रत्ययलक्षणात् ।
कुमार्यगारे न ह्यस्ति समासो वचनान्तरे ॥१२२॥

कुमार्यगारम् । (કુમારીનું નિવાસસ્થાન) સમાસમાં પ્રત્યયનો લોપ થવા છતાં પ્રત્યયનું કાર્ય થાય છે એવા નિયમને લીધે પ્રગૃહ્ય સંજ્ઞા થશે નહિ. એકવચનાન્ત શબ્દ સિવાય બીજી સંખ્યાઓ દર્શાવતા શબ્દનો અહીં સમાસ થતો નથી. (૧૨૨)

कुमार्यो अगारम् । (કુમારીઓનું, નિવાસસ્થાન) कुमार्यगारम् । એવો સમાસ થતાં પછી દ્વિવચનના પ્રત્યયનો લોપ થશે. હવે प्रत्ययलोपे प्रत्ययलक्षणम् । (૧.૧.૬૨, પ્રત્યયના નિમિત્તથી કરવાનાં કાર્યો પ્રત્યયનો લોપ થાય તોપણ કરવાં) સૂત્ર પ્રમાણે कुमारी अगारम् ની સંધિ થશે નહિ, કારણ કે, ईदूदेद्द्विवचनं प्रगृह्यम् । (૧.૧.૧૧, જે દ્વિવચનને અન્તે દીર્ઘ ई, દીર્ઘ ऊ, અને एમાંનો કોઈ પણ વર્ણ આવે તે દ્વિવચનપ્રત્યયાન્તની પ્રગૃહ્ય સંજ્ઞા થાય છે) પ્રમાણે પ્રગૃહ્ય સંજ્ઞા થશે.

ઉપરની શંકાના જવાબમાં કહી શકાય કે પ્રગૃહ્ય સંજ્ઞાના સંદર્ભમાં પ્રત્યયલક્ષણ નિયમ લાગુ પડતો નથી. ईदूदे० १ સૂત્ર ઉપરનાં વાર્તિક ૪ અને ૫ (ईदाद्यन्तं द्विवचनान्तं इति चेल्लुकि प्रतिषेधः । અને सप्तम्यां अर्थग्रहणं ज्ञापकं प्रत्ययलक्षणप्रतिषेधस्य । જણાવે છે કે દીર્ઘ ई, દીર્ઘ ऊ અને ए વાળા દ્વિવચનાન્તશબ્દોની પ્રગૃહ્ય સંજ્ઞા સમજવામાં આવે તો જ્યારે દ્વિવચનપ્રત્યયનો—(અહીં कुमार्यौ । માં) લોપ થતો હોય ત્યારે પ્રગૃહ્ય સંજ્ઞા થતી નથી એવું વિધાન કરવું જોઈએ. અને આ વાત પાણિનિસૂત્ર ईदूतौ च सप्तम्यर्थे । (૧.૧.૧૯) સૂત્રમાં અર્થ શબ્દના ઉલ્લેખથી સિદ્ધ થાય છે.

પ્રગૃહ્ય સંજ્ઞાનો પ્રતિષેધ થતાં कुमारी अगारम् । ની સંધિ कुमार्यगारम् થઈ શકશે. અહીં कुमारि શબ્દમાં એકવચન સમજવાનું છે અને તે એકોદકાર સંખ્યા દર્શાવે છે. તેમાં દ્વિવચન સમજવાનું નથી, કારણ કે દ્વિવચનાન્તનો સમાસ થતો નથી.

एकद्वयोर्यञादीनां विभाषा लुङ् न कल्पते ।
यौष्माकस्तावकश्चेति भेदाभावान्न सिद्धयति ॥१२३॥

એકવચન અને દ્વિવચનવાળા यञ् અને अञ् પ્રત્યયોનો વિકલ્પે લોપ કલ્પી શકાતો નથી, (અને અભેદૈકત્વને કારણે) ભેદ ન હોવાથી यौष्माक અને तावक એવા પ્રયોગો સિદ્ધ થતા નથી. (૧૨૩)

આ અને પછીની કારિકામાં અભેદૈકત્વ અંગે મુશ્કેલીઓ જણાવવામાં આવી છે यञञोश्च । (૨ ૪ ૬૪, સ્ત્રીજાતિ સિવાય અનેક ગોત્રાપત્યનો અર્થ દર્શાવતા यञ् અને अञ् પ્રત્યયોનો લોપ થાય છે) સૂત્ર ઉપર વાર્તિકકાર જણાવે છે કે यञ् અને अञ् પ્રત્યયવાળા એકવચનાન્ત અથવા દ્વિવચનાન્ત ઉપસર્જન પદ સાથે થતા પછી તત્પુરુષ સમાસમાં यञ અને अञ નો વિકલ્પે लुक् થાય છે, (यञादीनामेकस्य द्वयोर्वा तत्पुरुषे षष्ठ्या उपसंख्यानम् ।) જેમકે गार्ग्यस्य, गार्ग्ययो , कुलम् गार्ग्यकुलम् । અથવા गर्गकुलम् પ્રયોગો થશે

तस्मिन्नणि च युष्माकास्माकौ । (૪ ૩ ૨, युष्मद् અને अस्मद् ના દ્વિવચનનો અને બહુવચનનો खञ् અને अण् પ્રત્યયો પછી આવે ત્યારે युष्माक અને अस्माक આદેશ થાય છે) અને तवकममकावेकवचने । (૪ ૩.૩ , એકત્વની વિવક્ષા હોય ત્યારે युष्मद् અને अस्मद्‌ના અનુક્રમે तवक અને ममक આદેશ થાય છે) સૂત્રો પ્રમાણે यौष्माक અને तावक પ્રયોગો થાય છે

સમાસમાં અભેદૈકત્વ પક્ષને સ્વીકારીએ તો દ્વિવચન અને બહુવચનનો અભાવ માનવો પડે, તેથી यौष्माक પ્રયોગ સિદ્ધ થશે નહિ એકવચનનો અભાવ માનતા तावक પ્રયોગ સિદ્ધ થશે નહિ (સરખાવો॰ स चामेदैकत्वाभ्युपगमे द्विवचनान्ताना सम सामावादेकवचन स्यापि द्व्यादिप्रतिपक्षत्वाभावाद् विरुध्यते ।—હેલારાજ)

दृष्टो गार्ग्यतरे भेदस्तथा गर्गतरा इति ।
युष्मत्पिता त्वत्पितेति तथादेशौ व्यवस्थितौ ॥१२४॥

गार्ग्यतर અને गर्गतरा મા ભેદ જોવા મળે છે તેવી રીતે युष्मत्पिता અને त्वत्पिता એવા આદેશોની વ્યવસ્થા કરવામાં આવી છે (૧૨૪)

यञञोश्च । (૨ ૪ ૬૪) સૂત્ર પ્રમાણે બહુવચનના અર્થમાં लुक् નુ વિધાન થયુ છે તેથી गार्ग्यतराणामयम् દ્વિવચન અને એકત્વની નિયમપ્રાપ્તિ થાય છે અને गर्गतरा મા બહુવચનની પ્રાપ્તિ થાય છે આમ ઉપસર્જનપદમા ચોક્કસ સખ્યા સમજાતી હોય તો સમાસમા અભેદૈકત્વ ક્યા રહ્યુ ? આવી જ રીતે त्वत्पितामां त्वमावेकवचने । (૭ ૨ ૯૭) સૂત્રનિયમથી એકત્વ પ્રાપ્ત થાય છે युष्मत्पिता, मत्पिता મા त्व અને म આદેશ થતા ન હોવાથી દ્વિત્વ અને બહુત્વ સમજાય છે આવી નિશ્ચિત સખ્યાઓનો બોધ સમાસમા અભેદૈકત્વ સખ્યા હોય છે એવા સિદ્ધાન્તની વિરુદ્ધ જાય છે

उपाधिभूता या संख्या प्रकृतौ समवस्थिता ।
आदेशैः संज्ञया वापि विभक्त्या व्यज्यते विना ॥१२५॥

(ઉપસર્જનરૂપ) પ્રકૃતિ(શબ્દ)માં ગુણધર્મરૂપે રહેલી જે સંખ્યા છે તે (સમાસમાં) વિભક્તિપ્રત્યયની મદદ વિના આદેશો દ્વારા અથવા (વિશિષ્ટ) સંજ્ઞા દ્વારા વ્યક્ત થાય છે. (૧૨૫)

સમાસવૃત્તિમાં ઉપસર્જન પદમાં એકત્વ સંખ્યા માનતાં તે સંખ્યામાં બધી સંખ્યાઓનો સમાવેશ થાય છે. જ્યાં દ્વિત્વ વગેરે ચોક્કસ સંખ્યાનો બોધ સૂત્રનિયમ દ્વારા કરવામાં આવતો હોય ત્યાં તે સંખ્યા સમજવામાં આવે જ છે. कुमार्यगारम् । માં દ્વિવચનની પ્રાપ્તિ પ્રગૃહ્ય સંજ્ઞાને કારણે થાય છે. આ પ્રગૃહ્ય સંજ્ઞા, कुमार्यगारम् સમાસની સંભાવનાનો વિષય બની છે, કારણ કે પ્રગૃહ્ય સંજ્ઞા થઈ એટલે સન્ધ્યભાવ થયો અને તેથી ઉપસર્જન પદ કુમારીમાં દ્વિત્વ સમજવામાં આવ્યું, કારણ કે દ્વિવચનાન્તની પ્રગૃહ્ય સંજ્ઞાનું વિધાન છે. એ પ્રમાણે तावकः, त्वत्पिता વગેરે પ્રયોગો પણ, એકવચન હોય ત્યારે જ આદેશ થાય છે એવા વિધાનને લીધે બન્યા છે. આવા જ કારણે युष्मत्पिता અને गार्ग्यकुलम् માં દ્વિવચન અને બહુવચનનો નિશ્ચય થાય છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દ્વિવચનાન્ત કે બહુવચનાન્ત ઉપસર્જન પદોનો સમાસ થતો નથી એવું વિધાન કરી શકાય નહિ, કારણ કે ચોક્કસ સંખ્યાનો નિર્દેશ હોય તો સમાસ થાય છે જ.

शौर्पिके मासजाते च परिमाणं स्वभावतः ।
उपाधिभूतामाश्रित्य संख्यां भेदेन वर्तते ॥१२६॥

शौर्पिक અને मासजात પ્રયોગોમાં (સ્પષ્ટ થતું) (શૂર્પ અને માસરૂપ) પરિમાણ તેનામાં સ્વાભાવિકપણે રહેલી અને તેના ગુણરૂપ બનેલી સંખ્યાને આધારે ભિન્ન પણે સમજવામાં આવે છે. (૧૨૬)

અનેકત્વ સંખ્યામાં ચોક્કસ સંખ્યાનો સમાવેશ થાય છે એ મતમાં બીજું ઉદાહરણ અહીં આપવામાં આવ્યું છે. शूर्पेण क्रीतः शौर्पिकः । પ્રયોગમાં तेन क्रीतम् । (પા.સૂ.૫.૧.૩૭, તેના વડે ખરીદેલું એ અર્થમાં ठक्, ठञ् વગેરે પ્રત્યયો લાગે છે. शूर्पादन्यतरस्याम् । (૫.૧.૨૬ શૂર્પ શબ્દને અહીંય અર્થમાં अञ् પ્રત્યય વિકલ્પે થાય છે)માં ઉપસર્જનપદ શૂર્પ (બે દ્રોણ)માં ચોક્કસ માપનો બોધ છે. તે પ્રમાણે मासो जातो यस्य सः मासजातः પ્રયોગો कालाः परिमाणिना । (૨.૨.૫ જેનું પરિમાણ સમજવાનું હોય તે પરિમાણી. આવા પરિમાણી સાથે કાલવાચક શબ્દોનો વિકલ્પે તત્પુરુષ સમાસ થાય છે.) વડે સિદ્ધ થાય છે. मासजातःમાં ચોક્કસ સમયનો બોધ થાય છે. જો અનેકત્વ સંખ્યામાં ચોક્કસ સંખ્યાનો સમાવેશ થાય છે એમ સમજવામાં ન આવે તો ઉપરના પ્રયોગમાં પરિમાણ અને સમયનો સ્પષ્ટ નિશ્ચય થઈ શકે નહિ.

वयस्विनि परिच्छेदः क्रीते चापि न गम्यते ।
इष्टो भेदादृते तत्र परिमाणमनर्थकम् ॥१२७॥

ભિન્ન (અર્થાત્ ચોક્કસ સંખ્યા) સિવાય, ચોક્કસ ઉંમરવાળી વ્યક્તિ અથવા ચોક્કસ માપથી ખરીદવામાં આવેલ પદાર્થ અંગેનો યોગ્ય નિશ્ચય સમજાતો નથી અને પરિમાણ (દર્શક શબ્દો) નિરર્થક બને છે. (૧૨૭)

અગાઉની કારિકામાંના કથનને અહીં વધારે સ્પષ્ટ રીતે રજૂ કરવામાં આવ્યું છે. એકત્વ સંખ્યાને ઉપસર્જન પદમાં સમજ્યા વિના સમય અને માપનું ચોક્કસ નિર્ધારણ થશે નહિ. શૂર્પ અને ખાસ શબ્દો, જે આ અંગે ચોકસાઈ દર્શાવે છે તે નિરર્થક બનશે.

भिन्नस्याभेदवचनात् प्रस्थादिभ्यः शसो विधिः ।
तद्धर्मत्वादभेदात्तु घटादिभ्यो न दृश्यते ॥१२८॥

(સમાસમાં દ્રવ્ય)વ્યક્તિના એકત્વનું અભિધાન થતું હોવાથી (અને) તેના એકત્વરૂપ ધર્મને કારણે (પરિમાણવાચક) પ્રસ્થ વગેરે શબ્દોને શસ્ પ્રત્યય લાગે છે. ઘટ વગેરે શબ્દો એકત્વ દર્શાવતા હોવાથી, તેમને શસ્ લાગતો નથી. (૧૨૮)

મહાભાષ્યના પ્રથમ અર્થાત્ પસ્પશાહ્નિકમાં પદશઃ, વર્ણશઃ વગેરે પ્રયોગો પ્રાપ્ત થાય છે, તે પ્રયોગોમાંના શસ્ પ્રત્યય અંગે અહીં નિર્દેશ કરવામાં આવ્યો છે. સૂત્ર संख्यैकवचनाच्च वीप्सायाम् । (૫.૪.૪૩) જણાવે છે કે સંખ્યાવાચક શબ્દ અને એકવચનાન્ત શબ્દને પુનરુક્તિના અર્થમાં સ્વાર્થે શસ્ પ્રત્યય વિકલ્પે લાગે છે. અહીં એકવચનાન્ત શબ્દમાં એકવચનનો અર્થ ચોક્કસ વ્યક્તિ છે, એકવચન જાતિ નથી. આવા સમાસમાં દ્રવ્યજાતિ નહિ પણ દ્રવ્યવ્યક્તિમાં રહેલ અભેદ અર્થાત્ એકત્વનું અભિધાન થતું હોવાથી પરિમાણ-વાચક શબ્દ પ્રસ્થને શસ્ પ્રત્યય લાગે છે. તેથી પ્રસ્થશઃ, ખારિશઃ જેવા પ્રયોગો સિદ્ધ થાય છે. જાતિનો અર્થ દર્શાવતા શબ્દો હમેશાં જાતિવિશિષ્ટ એકત્વ દર્શાવે છે, વ્યક્તિ-વિશિષ્ટ એકત્વ દર્શાવતા નથી. તેથી તેમને શસ્ પ્રત્યય પ્રાપ્ત થાય છે." મહાભાષ્યમાં યો વા इमां वाचं वर्णशः. पदशः अक्षरशश्च विदधाति स आर्त्विजीनो भवति। "આ વાણીના દરેક વર્ણ, પદ અને અક્ષરને જે ઉચ્ચારે છે તે ઋત્વિજ બનવાને લાયક બને છે." અહીં વર્ણ, પદ, અક્ષર વગેરે શબ્દો વર્ણજાતિ, પદજાતિ, અક્ષરજાતિના હોવા છતાં વ્યક્તિ-વિશિષ્ટ એકત્વનો બોધ કરાવે છે. તેથી તેમને શસ્ લાગ્યો છે. ઘટ વગેરે શબ્દો કેવળ જાતિશબ્દો હોવાથી તેમને શસ્ લાગતો નથી.

श्रूयते वचनं यत्र भावस्तत्र विशिष्यते ।
निवर्तते यद् वचनं तस्य भावो न विद्यते ॥१२९॥

જ્યાં (વાક્યમાં એક)વચન (વગેરે) સંભળાય છે ત્યાં સંખ્યારૂપ ધર્મ (બીજાં વચનથી) જુદો સમજાય છે. જ્યારે સમાસમાં એકવચન (વગેરે) દૂર થાય છે ત્યારે તે (ચોક્કસ સંખ્યારૂપી) ધર્મ પ્રાપ્ત થતો નથી.(૧૨૯)

અભેદૈકત્વ સંખ્યા એટલે જેમાં ચોક્કસ સંખ્યારૂપી ભેદ દૂર થયો છે તેવી એકત્વ-સંખ્યા (કારિકા ૯૮), એવા મતને સ્વીકારતાં અગાઉ જણાવેલી એકત્વ સંખ્યા અંગેની મુશ્કેલીઓ દૂર થાય છે.

વાક્યમાં જ્યાં એકવચન, બહુવચન વગેરે ચોક્કસ સંખ્યા પ્રાપ્ત થાય છે ત્યાં તે સંખ્યા સમજવામાં આવે છે. સમાસમાં આવી ચોક્કસ સંખ્યા પ્રાપ્ત થતી નથી. તેથી વિશિષ્ટ સંખ્યા રૂપી ધર્મ સમાસમાં હોતો નથી એમ માનવું જોઈએ આ કારિકામાં ભાવ:નો 'સંખ્યારૂપ ધર્મ' એવો અર્થ કર્યો છે ક્રિયારૂપ ધર્મ એવો અર્થ કર્યો નથી.

कार्यं सत्ताश्रयं शास्त्रादप्रवृत्तिरदर्शनम् ।
वाक्ये दृष्ट यदत्यन्तमभावस्तस्य वृत्तिषु ॥१३०॥

(સમાસમાં સંખ્યાની) પ્રવૃત્તિ ન હોવાથી તે દેખાતી નથી. તેના અસ્તિત્વને આધારે થતું કાર્ય શાસ્ત્ર(નિયમ)ને આધારે થાય છે. વાક્યમાં જે સ્પષ્ટ દેખાય છે તેનો (સમાસ વગેરે) વૃત્તિઓમાં અભાવ હોય છે (૧૩૦)

સમાસમાં ચોક્કસ સંખ્યાની ઉત્પત્તિ થતી નથી અર્થાત્ તેનો પ્રાગભાવ હોય છે, આ પ્રાગભાવ એટલે અદર્શન. આવી સંખ્યાના પ્રત્યયોને આધારે વ્યાકરણવિહિત કાર્ય કરવાનું હોય ત્યારે प्रत्ययलोपे प्रत्ययलक्षणम् । જેવા સૂત્રનિયમો રજૂ કરવામાં આવે છે. वाचक જેવા આદેશો प्रगृह्य જેવી સંજ્ઞાઓ, कन् અને भन् જેવા પ્રત્યયો અને દ્વિવચનના પ્રત્યયનું વિધાન શાસ્ત્ર દ્વારા કરવામાં આવે છે. વૃત્તિમાં આવી વિશિષ્ટ સંખ્યાઓ ન હોવાથી વિગ્રહરૂપ પ્રક્રિયામાં તેમને સ્પષ્ટ કરવામાં આવે છે.

संज्ञाविषयभेदार्थं प्रसक्तादर्शनं स्मृतम् ।
श्रूयमाणं तु वचनं विशिष्टमुपलभ्यते ॥१३१॥

સંજ્ઞાના કાર્યપ્રદેશના નિશ્ચય માટે 'પ્રાપ્ત થનારની અપ્રાપ્તિ (એટલે લોપ)' એમ (શાસ્ત્રમાં) કહ્યુ છે. (પ્રક્રિયાવાક્યમાં) પ્રાપ્ત થનાર સંખ્યા (તેની પ્રાપ્તિને કારણે) વિશિષ્ટ સમજાય છે. (૧૦૧)

સંખ્યાની ઉત્પત્તિ થતી ન હોય તો ચોક્કસ સંખ્યાને આધારે થતાં વ્યાકરણકાર્યો પ્રત્યયલક્ષણના નિયમ વડે પણ કેવી રીતે થશે એવી શંકાનો ઉત્તર આ કારિકામાં આપવામાં આવ્યો છે.

શાસ્ત્રનિયમ વડે પ્રાપ્ત થનાર એટલે પ્રસક્ત. બધા નિયમો પોતાના કાર્યક્ષેત્ર સિવાય બીજે દેખાતા નથી. તેથી પ્રસક્તનું અદર્શન એટલે લોપ, એવી લોપની વ્યાખ્યા સમજવામાં આવી છે. વૃત્તિમાં ચોક્કસ સંખ્યાનો અર્થ મળતો ન હોવાથી ચોક્કસ સંખ્યા મળતી નથી છતાં વચનનો સ્વાભાવિક અપ્રયોગ લુક્ વડે સમજાય છે. અલૌકિક અર્થાત્ શાસ્ત્રીય વિગ્રહવાક્યોમાં નિયત મળેલી સંખ્યાઓનો સમાસમાં લોપ થાય છે એવું વિધાન કરવામાં આવ્યું છે. વ્યવહારમાં પ્રાપ્ત થનાર લૌકિક વાક્યમાં નિયત સંખ્યાઓ જણાવવામાં

આવે છે. આવું લૌકિક વિગ્રહવાક્ય વૃત્તિથી જુદું જ હોય છે. પરંતુ શાસ્ત્રીય પ્રક્રિયાવાક્યના મૂળમાં તે રહેલું છે. બીજી રીતે કહીએ તો પ્રક્રિયાપ્રાપ્ત વિગ્રહવાક્યમાં ચોક્કસ સંખ્યાઓનો બોધ થાય છે અને વૃત્તિમાં તેમનો લોપ થયો હોવા છતાં નિશ્ચિત વિભક્તિઓની અસર વૃત્તિમાં દેખાય છે. અર્થાત્, વૃત્તિમાં ચોક્કસ સંખ્યા પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિ कुमार्यगारम्, तावक: જેવા પ્રયોગોમાં દેખાય છે.

अभावो वा लुको यत्र रूपवान् वा विधीयते ।
व्यभिचारान्निमित्तस्य तत्रासाधुः प्रसज्यते ॥१३२॥

જ્યાં લુક્‌નો અભાવ અથવા કોઈક ચોક્કસ સ્વરૂપવાળા આદેશનું વિધાન કરવામાં આવે છે ત્યાં નિમિત્તની ગેરહાજરીને કારણે વૃત્તિ શબ્દ અશુદ્ધ ઠરશે. (૧૩૨)

પ્રક્રિયાવાક્યમાં જે વિશિષ્ટ સંખ્યા હોય છે તે જ સંખ્યાનો વૃત્તિમાં લુક્ થાય છે. पञ्चम्याः स्तोकादिभ्यः। (૬.૩.૨, स्तोक, अन्तिक અને दूर એવા અર્થવાળા શબ્દોના અને कृच्छ्र શબ્દનો પંચમી તત્પુરુષ સમાસમાં લુક્ થતો નથી) એવા સૂત્રનિયમથી स्तोकाभ्यां मुक्तः । અથવા स्तोकेभ्यः मुक्तः । એવા પ્રયોગો પણ પ્રાપ્ત થશે. પરંતુ આપણે તો માત્ર स्तोकान्मुक्त. એવો પ્રયોગ જ જોઈએ છે, કારણ કે તેમાં જ એકત્વ પ્રાપ્ત થાય છે. એ જ પ્રમાણે तवकममकावेकवचने (૪.૩.૩, એકત્વની વિવક્ષા હોય ત્યારે युष्मद् ના तवक: અને अस्मद् ના ममक આદેશ થાય છે) પ્રમાણે तवकमां પણ એકત્વ સમજવામાં આવ્યું છે. હવે વૃત્તિમાં બધા સંખ્યાભેદો દૂર થઈને અભેદૈકત્વ પ્રાપ્ત થયું છે એ વાત સ્વીકારીએ તો એકત્વની વિવક્ષાને કારણે થતા तवक, ममक વગેરે પ્રયોગો અશુદ્ધ ઠરશે અને તેથી વાપરી શકાશે નહિ.

भेदः संख्याविशेषो वा व्याख्यातो वृत्तिवाक्ययोः ।
सर्वत्रैव विशेषात्तु नावश्यं तादृशो भवेत् ॥१३३॥

વૃત્તિમાં (અભેદૈકત્વ) સંખ્યા અને (વાક્યમાં) ચોક્કસ સંખ્યા (પ્રાપ્ત થાય છે) એવો ભેદ સમજવામાં આવ્યો છે, છતાં, બધે આવો (વિશિષ્ટ સંખ્યા)ભેદ હંમેશાં હોતો નથી (૧૩૩)

અભેદૈકત્વ સંખ્યા વિષે બે મતો રજૂ થયા ચોક્કસ સંખ્યાવાળો એકત્વ સંખ્યા અને જેમાં બધી સંખ્યાઓરૂપી ભેદને દૂર કરવામાં આવ્યો છે તેવી અભેદૈકત્વ સંખ્યા. હવે આ અંગે અંતિમ સિદ્ધાન્તની સ્પષ્ટતા કરે છે.

શબ્દોની અભિધાનશક્તિઓ જુદી જુદી હોય છે. તે બધીને સમજાવી શકાતી નથી. તેથી સામાન્ય નિયમો દ્વારા તેમને સમજાવવામાં આવે છે. વૃત્તિમાં એકાર્થીભાવ અને વાક્યમાં વ્યપેક્ષા એવા બે સ્પષ્ટ ભેદો જણાવવામાં આવ્યા છે. વૃત્તિમાં એકત્વ અને વાક્યમાં સંખ્યાવિશેષ પ્રાપ્ત થાય છે પરંતુ વૃત્તિમાં હમેશાં એકત્વ હોય જ છે એવું

નથી કોઈક વાર આવી એકત્વ સંખ્યા વૃત્તિમાં પણ હોતી નથી. ગૌર્વિક અને સામજાતમાં ચોક્કસ સંખ્યાનો બોધ થાય છે પરંતુ વૃત્તિમાં પ્રાપ્ત થતી આવી વિશિષ્ટ સંખ્યા વાક્યની વિશિષ્ટ સંખ્યાથી જુદી છે, કારણ કે વાક્યમાં સંખ્યાવિશેષ તેનું હંમેશનું લક્ષણ છે

जातेश्च भेदहेतुत्वान्न लिङ्गेन विशिष्यते ।
प्रधानं मृगदुग्धादौ गार्गीपुत्रे न स क्रम ॥१३४॥

(સમાસમાં ગૌણ પદની) જાતિ બીજી જાતિઓથી તેની ભિન્નતા દર્શાવવાનું કારણ બનતી હોવાથી मृगदुग्धम् (હરણીનું દૂધ) જેવા સમાસોમાં મુખ્ય પદને લિંગની અપેક્ષા હોતી નથી गार्गीपुत्र (ગાર્ગીનો પુત્ર) સમાસમાં આવી સ્થિતિ નથી. (૧૩૪)

मृगदुग्धम् (હરણીનું દૂધ) । कुक्कुटाण्डम्, छागमांसम् (બકરાનું માંસ) વગેરે સમાસોમાં મુખ્ય અર્થાત્ ઉત્તર પદો दुग्धम्, अण्डम्, मांसम् ની સ્પષ્ટતા કરવા માટે मृग, कुक्कुट, छाग વગેરે ગૌણ પૂર્વપદો વિશેષણ તરીકે યોજવામાં આવે છે. આ શબ્દોમાં મૃગજાતિ, કુક્કુટ જાતિ, છાગ જાતિ વગેરેની વિવક્ષા હોવાથી સ્ત્રીત્વ, પુંસ્ત્વ વગેરે લિંગનું કશું મહત્ત્વ નથી पुंवत्कर्मधारयजातीयदेशीयेषु । (પા.સૂ. ૬ ૩ ૪૨, ऊङ् સિવાયના સ્ત્રીપ્રત્યયવાળા ભાષિતપુંસ્ક શબ્દનો કર્મધારય સમાસમાં જાતીય અને દેશીય શબ્દોની પહેલાં પુંવદ્ભાવ થાય છે.) સૂત્ર ઉપરના વાર્તિક ૨, कुक्कुट्यादीनामण्डादिषु पुंवद्वचनम्‌માં જણાવવામાં આવ્યું છે કે कुक्कुटी વગેરે શબ્દોનો, પછીથી अण्ड વગેરે શબ્દો આવતા હોય તો, પુંવદ્ભાવ થાય છે, જેમકે मृग्याः दुग्धं मृगदुग्धम् । कुक्कुट्या अण्डं कुक्कुटाण्डम् । વાર્તિક ૩ માં જણાવવામાં આવ્યું છે કે આવું વચન કરવાની જરૂર નથી, કારણ કે આ શબ્દો સ્ત્રીલિંગની વિવક્ષા નથી दुग्ध, अण्ड અને मांस વગેરે શબ્દો પુંલિંગ मृग વગેરે શબ્દો અને સ્ત્રીલિંગ मृगी વગેરે શબ્દો સાથે પણ પ્રાપ્ત થાય છે. આ વાર્તિક આ કારિકાના મૂળમાં છે

गार्गीपुत्र, छागलीमूत्र, महिषीपूर વગેરેમાં ઉપસર્જનપદોનો સ્ત્રીલિંગ સાથે સ્પષ્ટ સંબંધ હોવાથી તે તે શબ્દો સ્ત્રીલિંગમાં જ વપરાય છે

अभेदे लिङ्गसंख्याभ्यां योगाच्छुक्लं पटा इति ।
प्रसक्ते शास्त्रमारब्ध सिद्धये लिङ्गसंख्ययो ॥१३५॥

(સમાસમાં લિંગ અને સંખ્યાનો) ભેદ ન હોવાને કારણે ગૌણપદનો (સામાન્ય અર્થાત્ નપુંસક)લિંગ અને (સામાન્ય) સંખ્યા સાથે સંબંધ હોવાથી शुक्लं पटा । એવો અશુદ્ધ પ્રયોગ પ્રાપ્ત થતાં યોગ્ય લિંગ અને સંખ્યાના વપરાશ માટે શાસ્ત્રનિયમ રજૂ કરવામાં આવે છે (૧૩૫)

વાક્યમાંનાં બીજાં પદોની અપેક્ષા રાખ્યા વિના જ્યારે જે તે પદોનું વ્યાકરણકાર્ય કરવાનું હોય ત્યારે ચોક્કસ નિયમને અભાવે શબ્દના પોતાના અર્થમાં સામાન્ય લિંગ અને સામાન્ય સંખ્યા અર્થાત્ નપુંસક એકવચનનો વપરાશ થાય છે. તેથી शुक्लं पटा. । એવો અશુદ્ધ પ્રયોગ થશે. આવી અશુદ્ધિની નિવૃત્તિ માટે સૂત્રકારે विशेषणाना चाजातेः । (૧.૨.૫૨, તદ્ધિતના લુપ્થી બનેલા પરંતુ જાતિનો અર્થ દર્શાવનારા શબ્દના જેવા જ જાતિ અને વચન તેમનાં વિશેષણપદોનાં હોય છે) સૂત્રનું વિધાન કર્યું છે.

परार्थं शेषभाव यो वृत्तिषु प्रतिपद्यते ।
गुणो विशेषणत्वेन स सूत्रे व्यपदिश्यते ॥१३६॥

(તદ્ધિત વગેરે) વૃત્તિઓમાં તેમના અર્થને મદદ કરવા માટે તેમના અંગરૂપે પ્રાપ્ત થતો ગુણવાચક શબ્દ, (विशेषणानां चाजाते । ૧ ૨. ૫૨) સૂત્રમાં વિશેષણ તરીકે જણાવવામાં આવે છે (૧૩૬)

शब्दान्तरत्वाद् वाक्येषु विशेषा यद्यपि श्रुता. ।
वृत्तेरभिन्नरूपत्वात् तेषु वृत्तिर्न विद्यते ॥१३७॥

વાક્યોમાં (લિંગ અને સંખ્યાની વિશેષતાઓ દર્શાવતા) જુદા જુદા શબ્દો હોવાથી (તે) વિશેષતાઓ મળતી હોવા છતાં, વૃત્તિ, અભેદરૂપ હોવાને કારણે (લિંગ અને સંખ્યારૂપી) તે (વિશેષો) વૃત્તિમાં પ્રાપ્ત થતા નથી (૧૩૭)

અન્વાખ્યાનને બે રીતે સમજવામાં આવે છે, એક पदावधिकं अन्वाख्यानम् । અર્થાત્ જેમાં એક પદનો સંસ્કાર બીજાં પદોની અપેક્ષા વિના કરવામાં આવે છે તે છે. બીજું वाक्यावधिकं अन्वाख्यानम् । છે તેમાં એક પદનો સંસ્કાર વાક્યમાંનાં બીજાં પદોની અપેક્ષા રાખે છે. वाक्यावधिक अन्वाख्यानम् પક્ષને સ્વીકારીએ તો शुक्लो गुण अस्य पटस्य । એવું વાક્ય, शुक्ल માંનું લિંગ અને पटस्य માંની સંખ્યા એવા વિશેષો દર્શાવે છે આવું વાક્ય शुक्ल. पटः એવા मतुप् પ્રત્યયના લોપવાળા વૃત્તિશબ્દ शुक्ल. થી જુદું છે. તેથી વાક્યમાં મળતી લિંગ અને સંખ્યાની વિશેષતાઓ વૃત્તિમાં મળતી નથી એમ થયું. વૃત્તિ અભેદરૂપ હોવાથી વાક્યમાં પ્રાપ્ત થતી નિયત વિશેષતાઓની અભિવ્યક્તિ થતી નથી ચોક્કસ લિંગ અને સંખ્યાની સિદ્ધિ માટે विशेषणाना चाजाते । (૧ ૨ ૫૨) સૂત્ર આવશ્યક છે.

रूपाच्च शब्दसंस्कार. सामान्यविषयो यत ।
तस्मात् तदाश्रय लिङ्ग वचन च प्रसज्यते ॥१३८॥

सलिङ्ग च ससंख्य च ततो द्रव्याभिधायिना ।
संबध्यते पदं तत्र तयोर्भिन्ना श्रुतिर्भवेत् ॥१३९॥

શબ્દના અર્થમાંથી તેનો (અર્થ)સામાન્યરૂપ શબ્દસંસ્કાર સમજાય છે, તેથી તે (અર્થસામાન્ય)ને આધારે (સામાન્યરૂપ) લિંગ અને વચન પ્રાપ્ત થાય છે;

ત્યાર પછી લિંગ અને સંખ્યાવાળું (शुक्लं) એવું પદ, દ્રવ્યનું અભિધાન કરનારા (पटः) પદ સાથે જોડાય છે, તે વખતે તે બન્ને પદોનાં લિંગ અને વચનનું શ્રવણ જુદું સમજાય છે. (૧૩૮, ૧૩૯)

રૂપ એટલે અર્થરૂપ. શબ્દમાંથી જે અર્થરૂપની પ્રતીતિ થાય છે, તે અર્થ પ્રમાણે તેના સંસ્કાર થાય છે. હવે शुक्लम् એવા સંસ્કારને પામેલું લિંગ અને સંખ્યાવાળું અર્થાત્ નપુંસક અને એકવચનવાળું शुक्लम् પદ, દ્રવ્યનું અભિધાન કરનાર पटाः શબ્દ સાથે સંબંધને પામે છે. આ शुक्लं पटाः પ્રયોગમાં शुक्लं पटाः નાં લિંગ અને વચન જુદાં જુદાં પ્રાપ્ત થાય છે. આવા शुक्लं पटाः જેવા અશુદ્ધ પ્રયોગની નિવૃત્તિ માટે અને शुक्लाः पटाः । સિદ્ધ કરવા विशेषणानां चाजातेः । ( ૧. ૨. ૫૨) સૂત્ર આવશ્યક છે.

भाविनो बहिरङ्गस्य वचनादाश्रयस्य ये ।
लिङ्गसंख्ये गुणानां ते सूत्रेण प्रतिपद्यते ॥१४०॥

ગુણવાચક શબ્દો માટે, દ્રવ્યરૂપી આશ્રયના વાચક એવા પછી આવનારા બહિરંગ શબ્દનાં તે લિંગ અને સંખ્યાનું વિધાન विशेषणानां चाजातेः ૧.૨.૫૨ સૂત્રથી કરવામાં આવ્યું છે. (૧૪૦)

વાક્યાન્વાખ્યાન પક્ષમાં વાક્યમાં શબ્દોના પ્રયોગમાં ક્રમ હોતો નથી. પહેલા પદના સંસ્કાર માટે બીજા અર્થાત્ પછી આવનાર પદની અપેક્ષા હોતી નથી. આવો શબ્દ બહિરંગ ગણાય. આ બહિરંગ શબ્દનો આશ્રય દ્રવ્ય હોઈ તે દ્રવ્યનાં લિંગ અને સંખ્યા અંગે નિયમ કરવો જોઈએ આવા નિયમનું વિધાન विशेषणानां चाजतेः । (૧ ૨.૫૨) સૂત્ર દ્વારા કરવામાં આવ્યું છે

विशेष्यवृत्तेरपि च रूपाभेदादलक्षितः ।
यस्माद्विशेषस्तेनात्र भेदकार्यं न कल्पते ॥१४१॥

(આશ્રયરૂપ કોઇક ચોક્કસ) વિશેષની અપેક્ષા હોવા છતાં વૃત્તિમાંના પદનો ગુણવાચક પદના સ્વરૂપ સાથે અભેદ હોવાથી વિશેષ જણાતો ન હોવાને કારણે કોઇ પણ ( લિંગ અને સંખ્યા ઉપર આધારવાળું ) ભેદકાર્ય થઈ શકતું નથી. (૧૪૧)

शुक्लः એવા મતુપ્ પ્રત્યયના લોપવાળા વૃત્તિશબ્દમાં લિંગ અને સંખ્યાની વિશિષ્ટતાઓ વિવક્ષિત છે આ शुक्लः શબ્દ અને ધોળું એવો ગુણ દર્શાવનાર शुक्लः પદ સમાન છે. તેથી બન્ને વચ્ચે ભેદનો નિશ્ચય થતો નથી. પરિણામે લિંગ અને સંખ્યાને આધારે થતારું પદસંસ્કાર અંગેનું કાર્ય થઈ શકતું નથી.

विशेष एव सामान्यं विशेषाद्भिद्यते यतः ।
अभेदो हि विशेषाणामाश्रितो विनिवर्तकः ॥१४२॥

સામાન્ય પણ વિશેષ જ છે કારણકે તે વિશેષથી જુદું પડે છે. અભેદ (રૂપ સામાન્ય)નો આશ્રય કરવામાં આવતાં તે વિશેષોની નિવૃત્તિ કરનાર બને છે.(૧૪૨)

સામાન્ય અને વિશેષ અંગે સ્પષ્ટતા કરતાં જણાવવામાં આવે છે કે વિશેષ હંમેશાં એકને બીજાથી જુદું પાડનાર અર્થાત્ વ્યાવર્તક છે ચોક્કસ વિશેષને સ્વીકારતાં તે બીજા વિશેષની નિવૃત્તિ કરે છે. તે પ્રમાણે અભેદરૂપ સામાન્ય પણ વિશેષોની નિવૃત્તિ કરે છે. તેથી સામાન્ય પણ વિશેષ જ કહેવાય. ભર્તૃહરિએ આ વિચાર अनेकमन्यपदार्थे। (પા. સૂ. ૨. ૨. ૨૪, અનેક પદો અન્ય પદના અર્થમાં સમાસમાં જોડાય છે અને તે સમાસ બહુવ્રીહિ થાય છે) ઉપરના વાર્તિક ૬ ઉપરના ભાષ્ય सामान्यमपि विशेषस्तद्वत् । ઉપરથી લીધો છે. એક વિશેષ બીજા વિશેષની નિવૃત્તિ કરે છે તેમ સામાન્ય પણ વિશેષોની નિવૃત્તિ કરતું હોવાથી વિશેષ કહેવાશે. કૈયટનાં વ્યાખ્યાનવચનો ભર્તૃહરિની આ કારિકા અને હેલારાજના વ્યાખ્યાનને આધારે છે.

यद् यदाश्रीयते तत् तदन्यस्य विनिवर्तकम् ।
भेदाभेदविभागस्तु सामान्ये न निरूप्यते ॥१४३॥

જેનો જેનો આશ્રય કરવામાં આવે છે તે તે બીજાની નિવૃત્તિ કરનારું થાય છે. સામાન્યની બાબતમાં ભેદ અને અભેદ એવા વિભાગો સમજવામાં આવતા નથી.(૧૪૩)

કોઈક કાર્યને ઉદ્દેશીને જે જે સામાન્ય અથવા વિશેષોનો આધાર લેવામાં આવે છે તે તે પોતાનાથી જુદા અર્થાત્ બીજાની નિવૃત્તિ કરે છે. વિશેષનું આવું વ્યવચ્છેદકત્વ સામાન્યમાં પણ સમજવામાં આવે છે. તેમ છતાં સામાન્યમાં ભેદ અને અભેદ એવા વિભાગ માની શકાય નહિ.

એક શબ્દનો પ્રયોગ બીજા શબ્દની નિવૃત્તિ કરે છે એ ન્યાય સ્વીકારીએ તો વિશેષનો પ્રયોગ સામાન્યની નિવૃત્તિ કરશે. આમ નિવૃત્તિકાર્ય વિશેષ અને સામાન્ય બન્નેમાં સમાન છે.

સામાન્યને ભેદરૂપ માની શકાય નહિ, કારણ કે તે બીજાં સામાન્યોની નિવૃત્તિ કરીને પોતાના આશ્રયમાં દૃઢ રહે છે. સામાન્યને અભેદ પણ કહેવાય નહિ, કારણ કે ચોક્કસ વિશેષોવાળાં બીજાં સામાન્યોથી તે જુદું પડે છે.

આવી દલીલ સ્વીકારતાં गौः શબ્દમાંનું ગોત્વ वाहीकः માં આરોપવામાં આવે તેમ મુખ્ય અને સામાન્ય અર્થમાં સંસ્કાર પામેલ शुक्ल શબ્દ વાક્યમાંના બીજા વિશેષ દર્શાવતા શબ્દો સાથે જોડાતાં લિંગ અને સંખ્યાનો પ્રશ્ન ઉપસ્થિત થશે. તેવી સ્થિતિમાં ચોક્કસ લિંગ અને સંખ્યાની સિદ્ધિ માટે विशेषणानां चाजातेः । (૧.૨.૫૨) સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે.

अपोद्धारश्च सामान्यमिति तस्योपकारिणः ।
निमित्तावस्थमेवातस्तत् स्वधर्मेण गृह्यते ॥१४४॥

(વાક્યાર્થમાંથી) છૂટો પાડવામાં આવતો અર્થ સામાન્યરૂપ છે. (વાક્યાર્થમાંના વિશેષ માટે) મદદરૂપ બનતા તે સામાન્યનું (વાક્યાર્થના જ્ઞાન માટે) નિમિત્ત બનતું તે (સ્વરૂપ) પોતાના (અભેદરૂપ) સ્વભાવ વડે સમજાય છે (૧૪૪)

અભેદરૂપ વાક્ય સ્પષ્ટ અર્થવિશેષનું વાચક છે. આવા વાક્યમાંથી અપોદ્ધૃત અર્થાત્ છૂટાં પડેલાં પદોમાં પ્રાપ્ત થતું અર્થસામાન્ય પણ વાક્યના અર્થસામાન્ય જેવું જ હોય છે. આ સામાન્યનું સ્વરૂપ અભેદરૂપ છે અને તે વાક્યાર્થસામાન્યને સમજવાનું કારણ બને છે. બીજા શબ્દોમાં કહીએ તો અભેદરૂપ વાક્યનો અર્થ તેના અપોદ્ધૃત શબ્દોના અર્થો જેવો જ અર્થાત્ સામાન્યરૂપ હોય છે. આમ હોવાથી શબ્દને ચોક્કસ લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ થતી નથી તેથી विशेषणानां० । સૂત્રની આવશ્યકતા છે.

अनिर्धारितधर्मत्वाद् भेदा एव विकल्पिताः ।
निमित्तैर्व्यपदिश्यन्ते सामान्याख्याविशेषिताः ॥१४५॥

(વાક્યાર્થમાંથી છૂટા પાડવામાં આવેલા પદોમાંથી) પ્રાપ્ત થતા ભેદો જ, તેમના (વિશેષ) ધર્મોનો નિશ્ચય થયો ન હોવાથી, (જાતિ, ગુણ, ક્રિયા વગેરે) નિમિત્તો વડે ઓળખાઈને સામાન્ય એવા નામ વડે જાણીતા બને છે. (૧૪૫)

વાક્યાર્થમાંથી છૂટાં પડેલાં પદોમાં વિશેષરૂપ ભેદોને જણાવવાની શક્તિ હોતી નથી, કારણ કે વૃદ્ધવ્યવહાર હમેશાં શબ્દોના અર્થસામાન્યનો જ બોધ કરાવે છે. આવા ભેદરૂપ વિશેષોને સામાન્ય એવી સંજ્ઞા વડે ઓળખવામાં આવે છે, કારણ કે, જાતિ, ગુણ, ક્રિયા વગેરે નિમિત્તો આવા વિશેષોમાંના સામાન્યને જાહેર કરે છે.

यदा तु व्यपदिश्येते लिङ्गसंख्ये स्वभावतः ।
प्रयोगेष्वेव साधुत्वं वाक्यं प्रक्रम्यते तदा ॥१४६॥

જ્યારે (શબ્દનાં) લિંગ અને સંખ્યાને સ્વાભાવિક જાહેર કરવામાં આવે છે ત્યારે વાક્યમાં વાપરવામાં આવતા શબ્દપ્રયોગોમાં (લિંગ અને સંખ્યા)ના સંદર્ભમાં તે (શબ્દના) સાધુત્વનો નિશ્ચય કરવામાં આવે છે. (૧૪૬)

કારિકા ૧૩૫ થી ૧૪૫ સુધીમાં विशेषणानां चाजातेः । (૧.૨.૫૨) સૂત્રનો ઉપયોગ જણાવ્યો પરંતુ तदशिष्यं संज्ञाप्रमाणत्वात् । (૧.૨.૫૩, યુક્તવદ્ભાવ અંગેના નિયમવિધાનો કરવાની જરૂર નથી, કારણ કે, શબ્દો ઉપરથી પ્રાપ્ત થતો અર્થનો બોધ પ્રમાણભૂત છે) સૂત્ર દ્વારા પાણિનિએ આ સૂત્રમાંના વિધાનનું ખંડન કર્યું છે. સ્વાભાવિક લિંગસંખ્યા વાળા બીજા શબ્દો જ્યારે વાક્યમાં વાપરવામાં આવતા હોય ત્યારે તેવા શબ્દો સાથે જોડાયેલ શબ્દ સાધુ છે કે અસાધુ છે તેનો નિશ્ચય થાય છે.

तत्र प्रयोगोऽनियतो गुणानामाश्रयैः सह ।
सामान्यं यत्तु तद्व्यन्तं तत्रैव समवस्थितम् ॥१४७॥

ત્યાં (જાતિ અને ગુણમાં) ગુણવાચક શબ્દોનો તેમના આશ્રય (વાચક શબ્દો) સાથેનો પ્રયોગ નિશ્ચિત હોતો નથી, પરંતુ જે સામાન્ય છે તે તો તેના આશ્રય સાથે અભિન્નપણે જોડાયેલું હોય છે. (૧૪૭)

शुक्लः વગેરે ગુણવાચક શબ્દો તેમના આશ્રય એવા દ્રવ્યવાચક શબ્દો સાથે અનિયતપણે સંકળાયેલા હોય છે, જેમ કે पीतं फलम् । (પીળું ફળ), रक्तं फलम् । (લાલ ફળ), कृष्णं फलम् । (કાળું ફળ), વગેરે પ્રયોગોમાં ગુણવાચક શબ્દો જુદા જુદા હોય છે. જાતિ અર્થાત્ સામાન્યનો દ્રવ્યની સાથે તેની ઉત્પત્તિથી વિનાશ સુધી અભેદ સંબંધ હોય છે. તેથી ગુણવાચક શબ્દો પછી જ मतुप् પ્રત્યયનું વિધાન કરવામાં આવ્યું છે, જાતિવાચક શબ્દો પછી આવું વિધાન કરવામાં આવ્યું નથી.

न गोत्वं शाबलेयस्य गौरिति व्यपदिश्यते ।
शुक्लत्वं बाहुलेयस्य शुक्ल इत्यपदिश्यते ॥१४८॥

गो (ગાય) શબ્દ કાબરચિતરી ગાયના વાછરડાનું ગૌત્વ (ભિન્નપણે) દર્શાવતો નથી, પરંતુ शुक्ल (ધોળું) શબ્દ ઘણું દૂધ આપનારી ગાયના વાછરડાનું શુક્લત્વ, (જુદું) દર્શાવે છે. (૧૪૮)

ગુણવાચક શબ્દોના સંબંધમાં ભેદવિવક્ષા સમજાય છે, જેમકે, पटस्य शुक्लः । પરંતુ જાતિશબ્દોમાં અભેદવિવક્ષા સમજાય છે, જેમકે, शाबलेयस्य गौः । એમ કહેવાને બદલે शाबलेयः गौः । કહેવામાં આવે છે. शबला એટલે કાબરચિતરી ગાય અને તેનું વાછરડું એટલે शाबलेय । बहुला એટલે વધારે દૂધ આપનારી ગાય અને તેનું વાછરડું એટલે बाहुलेय । बाहुलेयનું શુક્લત્વ ગુણ છે, જાતિ નથી, તેથી તેને અંગે ભેદવિવક્ષા સમજાય છે. તેથી ગુણવાચક શબ્દોના मतुप् પ્રત્યયનો લોપ થાય છે.

व्यतिरेके च सत्येव मतुपः श्रवणं भवेत् ।
लुगाख्यायते तस्माद् रसादिभ्यश्च नास्ति सः ॥१४९॥

(ગુણ અને ગુણી વચ્ચે) ભેદ હોય ત્યારે જ मतुप् પ્રત્યય પ્રાપ્ત થાય છે; તેથી તેના लुक्नुं વિધાન કરવામાં આવ્યું છે. रस વગેરે શબ્દો પછી (मतुप् નો) लुक् થતો નથી. (૧૪૯)

ગુણ અને ગુણી વચ્ચે ભેદ પ્રાપ્ત થતો હોય ત્યારે मतुप् પ્રત્યય લગાડવામાં આવે છે જેમકે शुक्लवान् पटः । તેથી मतुप् ના લોપનું વિધાન સૂત્રદ્વારા કરવામાં આવ્યું છે, જેમ કે शुक्लः । અહીં शुक्लः એવું પદ શુદ્ધ પ્રયોગ છે, તેથી તેમાં मतुप् નો લોપ કરવામાં આવ્યો છે; रस વગેરે શબ્દોમાં लुक् થતો નથી.

यस्सोऽयमिति संबन्धाद्रूपाभेदेन वर्तते ।
शुक्लादिवत् ततो लोपस्तद्रसादौ न विद्यते ॥१५०॥

જે (શબ્દસ્વરૂપ) 'આ તે છે' એવા (તાદાત્મ્ય)સંબંધને કારણે, શુક્લઃ ની જેમ સ્વરૂપ સાથે અભિન્નપણે રહે છે, તેના મતુપ્ પ્રત્યયના લોપનું વિધાન થયું છે, તે (તાદાત્મ્યરૂપ અભેદસંબંધ) રસ વગેરેમાં પ્રાપ્ત થતો નથી. (૧૫૦)

ગુણવાચક શબ્દો હમેશાં તેમના ગુણી અર્થાત્ દ્રવ્યનો બોધ કરાવે છે. ગુણ અને ગુણી વચ્ચે 'આ તે છે'. (सः अयम् ।) એવો તાદાત્મ્યરૂપ અભિન્ન સંબંધ છે. તેથી તેવા શબ્દોને લાગનારા મતુપ્ પ્રત્યયના લોપનું વિધાન કરવામાં આવ્યું છે. રસ વગેરે શબ્દો શુક્લઃ જેવા નથી. रसादिभ्यश्च । (૫.૨.૫૯) સૂત્ર જણાવે છે કે રસ વગેરે શબ્દોને 'તે છે જેમના' અથવા 'તે છે જે ઠેકાણે' એવા અર્થમાં મતુપ્ પ્રત્યય લાગે છે. આ સૂત્ર ઉપરના વાર્તિક ૧માં જણાવવામાં આવ્યું છે કે રસાદિ ગણના શબ્દોને મતુપ્‌ના પુનર્વિધાનનો ઉલ્લેખ જણાવે છે કે રસ વગેરે શબ્દોને મતુપ્ પ્રત્યય જ લાગશે, મતુપ્‌ના અર્થવાળા બીજા પ્રત્યયો લાગશે નહિ.

आवेशो लिङ्गसंख्याभ्यां क्वचिन्मञ्चादिवत्स्थितः ।
सोऽयमित्यभिसंबन्धे स प्रष्ठादौ न विद्यते ॥१५१॥

'આ તે છે' એવો અભેદ સંબંધ હોય ત્યારે, मञ्च વગેરે શબ્દોની જેમ, કેટલાક શબ્દોમાં લિંગ અને સંખ્યાનો નિશ્ચિત આરોપ હોય છે; આવો (આરોપ) प्रष्ठ વગેરેમાં પ્રાપ્ત થતો નથી. (૧૫૧)

વિશેષણ અને વિશેષ્ય વચ્ચે 'આ તે છે' એવા તાદાત્મ્ય સંબંધના વિષયમાં બે પ્રકારની સ્થિતિ જોવા મળે છે. એક સ્થિતિમાં જેનો આરોપ કરવામાં આવે છે તે અર્થ દર્શાવતો શબ્દ પોતાનાં જાતિ અને વચન કાયમ રાખે છે. બીજા પ્રકારની સ્થિતિમાં આરોપ્યમાણ શબ્દ આરોપિત શબ્દનાં લિંગ અને વચનને સ્વીકારે છે. मञ्चान् युवती: पश्य । (ખાટલા ઉપર બેઠેલી સ્ત્રીઓને જુઓ) અથવા मञ्चान् वासांसि पश्य । (ખાટલા ઉપરનાં વસ્ત્રો જુઓ) ઉદાહરણોમાં मञ्च શબ્દનો युवती: શબ્દ ઉપર અને मञ्चનો वासांसि ઉપર આરોપ કરવામાં આવ્યો છે, પરંતુ તે પોતાનાં મૂળ લિંગમાં ફેરફાર દર્શાવતો નથી.

એ પ્રમાણે गिरीन् सरितः स्यन्दमानाः पश्य । ઉદાહરણમાં પણ गिरीन् શબ્દ પોતાની જાતિ કાયમ રાખે છે.

આવી સ્થિતિ प्रष्ठ, प्रचर વગેરે શબ્દોની નથી. 'પ્રષ્ઠની સ્ત્રી જાય છે' એવા અર્થવાળા प्रष्ठी प्रस्थिता । પ્રયોગમાં प्रष्ठ શબ્દ પોતાના લિંગનો ત્યાગ કરીને સ્ત્રીલિંગનો સ્વીકાર કરે છે. खलतिकं वनानि (ખલતિક પર્વતવાળાં વન) પ્રયોગમાં खलतिकं શબ્દ પોતાના વચનને જાળવી રાખે છે, પરંતુ वनानिના નપુંસક લિંગને સ્વીકારે છે. विंशतिः ब्राह्मणाः । (વીસ બ્રાહ્મણો) પ્રયોગમાં विंशतिः શબ્દ તેનાં મૂળ લિંગ અને વચનને કાયમ રાખે છે. આવી વિવિધ સ્થિતિ શબ્દશક્તિની સ્વાભાવિકતાને લીધે છે;

लिङ्गं लिङ्गपरित्यागे सूत्रे प्रत्ययशासनम् ।
सोऽयमित्यभिसंबन्धात् पुंशब्दे स्त्र्यभिधायिनी ॥१५२॥

'આ તે છે' એવા (તાદાત્મ્ય) સંબંધને કારણે સ્ત્રીલિંગનું અભિધાન કરનાર (પ્રષ્ઠ વગેરે) પુંલિંગ શબ્દના (પોતાના) લિંગના ત્યાગમાં, (पुंयोगादाख्यायाम् । ૪.૧.૪૮) સૂત્રમાં પ્રાપ્ત થતું (સ્ત્રીલિંગના) પ્રત્યયનું વિધાન જ્ઞાપક છે. (૧૫૨)

વ્યાકરણશાસ્ત્રમાં પણ આવા વિષયવિભાગના સંદર્ભમાં સૂત્રનિયમો પ્રાપ્ત થાય છે. પા. સૂ. पुंयोगादाख्यायाम् । (૪ ૧ ૪૮) જણાવે છે કે જે અકારાન્ત પુરુષવાચક શબ્દનો, તેની સાથેના સંબંધને કરણે, તેની સ્ત્રી એવા અર્થના શબ્દ માટે પ્રયોગ કરવાનો હોય ત્યાં તે શબ્દને સ્ત્રીલિંગનો ङीष् પ્રત્યય લાગે છે. આવા પ્રત્યયના વિધાનનો હેતુ મૂળ શબ્દના પોતાના લિંગનો ત્યાગ છે. આ સૂત્ર ઉપરના વાર્તિક ત્રણને સમજાવતાં ભાષ્યકાર જણાવે છે કે તદ્ધિતપ્રત્યયાન્ત શબ્દ આખ્યા અર્થાત્ નામ બની શકતો નથી (न हि तद्धितान्तमाख्या भवति ।). આના ઉપરથી એવું સૂચન પ્રાપ્ત થાય છે કે પ્રષ્ઠ જેવા પુંલ્લિંગ શબ્દો પ્રષ્ઠી એવું સ્ત્રીલિંગ રૂપ ધારણ કરે છે, તેમાં તેમનો વચ્ચેનો અભેદ સંબંધ કારણભૂત હોય છે. ( સરખાવો : तथा ह्याख्याग्रहणादभेदसंबन्धात्पुंशब्दाः स्त्रियां ये वर्तन्ते ते गृह्यन्ते न तु भेदसंबन्धेन प्रष्ठस्य इयं तद्धितान्तः । હેલારાજ

आश्रये लिङ्गसंख्याभ्यामाश्रितं व्यपदिश्यते ।
विशेषणानां चाजातेरिति शास्त्रव्यवस्थया ॥१५३॥

विशेषणानां चाजातेः । (૧ ૨.૫૨) એવા સૂત્રવચન દ્વારા કરવામાં આવેલી શાસ્ત્રવ્યવસ્થાને લીધે આશ્રયનાં લિંગ અને વચન પ્રમાણે આશ્રિત(નાં લિંગ અને વચન)ને જણાવવામાં આવે છે. (૧૫૩)

निमित्तानुविधायित्वाद् ये धर्मा भेदहेतुषु ।
त आश्रयेऽपि विद्यन्त इति बुद्धिर्निवर्त्यते ॥१५४॥

વિશેષ્યો વિશેષણોને અનુસરતાં હોવાથી, ભેદના કારણો(રૂપ વિશેષણો)ના (લિંગ, સંખ્યા વગેરે) જે ધર્મો છે, તે તેમના આશ્રયો (એવા વિશેષ્યો)માં પણ રહેલા છે, એવા વિચારનો નિષેધ (પણ આ સૂત્ર દ્વારા) થાય છે. (૧૫૪)

आख्यायते च शास्त्रेण लोकरूढाः स्वभावतः ।
निमित्ततुल्या गोदादौ प्रवृत्तिर्लिङ्गसंख्ययोः ॥१५५॥

ગોદૌ (ग्रामः) વગેરે પ્રયોગમાં નિમિત્તના જેવાં લિંગ અને સંખ્યાનો સ્વાભાવિક અને લોકમાં રૂઢ બનેલો ઉપયોગ लुपि युक्तवद् व्यक्तिवचने ।. (૧.૨ ૫૧) શાસ્ત્રવચન વડે જણાવવામાં આવે છે. (૧૫૫)

हरीतक्यादिषु व्यक्तिः संख्या खलतिकादिषु ।
मनुष्यलुब्विशेषणानामभिधेयाश्रयं द्वयम् ॥१५६॥

હરીતકી વગેરે (શબ્દો)માં લિંગ (નિમિત્તના જેવું હોય છે) અને खलतिक વગેરે (શબ્દો)માં વચન નિમિત્ત જેવું હોય છે). મનુષ્ય અર્થમાં લાગનારા कन् પ્રત્યયનાં વિશેષણોનાં લિંગ અને સંખ્યા અભિધેય (એવા નિમિત્તો) પ્રમાણે હોય છે. (૧૫૬)

विशेषणानां चाजाते. । (૧. ૨. ૫૨) સૂત્ર ઉપરનાં ત્રણ વાર્તિકો हरीतक्यादिषु व्यक्तिः ।, खलतिकादिषु वचनम् । અને मनुष्यलुपि प्रतिषेध. । ના વિચારને આ કારિકામાં રજૂ કરવામાં આવ્યો છે.

हरीतकी (હરડેનું ઝાડ) વગેરે શબ્દોમાં પ્રકૃતિના જેવું માત્ર લિંગ હોય છે, વચન નહિ, તેથી हरीतक्यः फलानि । (હરડેના ઝાડનાં ફળ) એવો અર્થ हरीतक्यः फलानि નો છે, અર્થાત્ फलानि પ્રમાણે બહુવચન થશે. हरितक्यः સ્ત્રીલિંગ કાયમ રહેશે. खलतिक (એ નામનો પર્વત) વગેરે શબ્દોમાં મૂળ પ્રકૃતિ જેવું માત્ર વચન હોય છે, જેમ કે खलतिकं वनानि । (ખલતિક પર્વત પાસેનાં વનો). અહીં खलतिकं એવું તેનું મૂળ પ્રકૃતિ પ્રમાણેનું એકવચન કાયમ રહ્યું.

' ના જેવો માણસ' એવા અર્થમાં संज्ञायां च । (૫. ૩. ૯૭) સૂત્રથી कन् પ્રત્યયનો लुप् मनुष्ये । (૫. ૩. ૯૮) થી લોપ થયો. આવો લોપ થયો હોય ત્યારે વિશેષણનો યુક્તવદ્ભાવ થતો નથી, જેમ કે चञ्चा अभिरूपः । (પૂતળું સુન્દર છે)માં चञ्चामां વિશેષ્યને વિશેષણ अभिरूपः લગાડવામાં આવતાં યુક્તવદ્ભાવ થયો નહિ.

जातिप्रयोगे जात्या चेत् संबन्धमुपगच्छति ।
विशेषणं ततो धर्माञ् जातेस्तत् प्रतिपद्यते ॥१५७॥

જાતિવાચક શબ્દનો પ્રયોગ થયો હોય અને જો વિશેષણ તે શબ્દ સાથે સબંધને પામે તો તે (વિશેષણ) જાતિના (લિંગ અને સંખ્યારૂપી) ધર્મોને પ્રાપ્ત કરે છે. (૧૫૭)

लुबन्ते सन्निपतितं जातेरन्यद् विशेषणम् ।
लुबन्तस्य प्रधानत्वात् तद्धर्मैर्व्यपदिश्यते ॥१५८॥

જાતિવાચક શબ્દથી જુદું અને જેને અંતે (તદ્ધિત પ્રત્યયનો) લુપ્ થયો છે તેવા શબ્દ સાથે (સમાન અધિકરણમાં રહેલું) વિશેષણ, તે લુબન્ત, પ્રધાન હોવાને કારણે, તેના (લિંગ, વચન વગેરે) ધર્મો વડે જણાવવામાં આવે છે. (૧૫૮)

જાતિવાચક શબ્દથી જુદું અને લુબન્તને સમાનાધિકરણ એવું વિશેષણ તે લુબન્તમાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત કરે છે. पञ्चालाः प्रियातिथयः स्पष्टाभिधानाः विनीतवेषाः बह्वन्नाः जनपदः। (પંચાલ નામે જનપદના લોકો આતિથ્યપ્રિય, સ્પષ્ટ બોલનારા, સાદા વેષવાળા અને ઘણું અન્ન પેદા કરનારા છે.) ઉદાહરણમાં जनपदः જાતિવાચક શબ્દ છે. पञ्चालाः શબ્દ લુબન્ત છે. प्रियातिथयः વગેરે વિશેષણો पञ्चालाः નાં લિંગ અને વચનને ધારણ કરે છે.

જાતિવાચક શબ્દનાં લિંગ અને સંખ્યા નિયત છે એમ નક્કી થયું. તેનાથી જુદું તેનું વિશેષણ તેના લિંગ અને સંખ્યાને અનુસરે છે, એ બાબત ઉપરના ઉદાહરણ ઉપરથી સિદ્ધ થઈ. विशेषणानां० સૂત્ર गुणवचनानामाश्रयतो लिङ्गवचनानि भवन्ति । (ગુણવચન શબ્દોનાં લિંગ અને વચન તેમના આશ્રય પ્રમાણે પ્રાપ્ત છે.) એવા લોકન્યાયને અનુસરીને રજૂ કરવામાં આવ્યું છે.

આ સૂત્રના પ્રયોજન અંગે બીજી કલ્પના થઈ શકે. ગુણ કદાપિ આશ્રય વિનાનો હોતો નથી, તેથી જ્યારે તેના આશ્રય સાથે અર્થાત્ દ્રવ્યસામાન્ય સાથે તેને જોડવામાં આવે ત્યારે તે દ્રવ્યસામાન્યનાં લિંગ અને વચન તેને પ્રાપ્ત થશે અને તેથી નપુંસક એકવચનની પ્રાપ્તિ થતાં વિશેષણાના ૦। સૂત્રની રજૂઆત યોગ્ય બને છે.

આ ઉપરાંત એમ પણ કહી શકાય કે વિશેષણવિશેષ્યભાવ વક્તાની ઇચ્છા મુજબ પ્રયોજાય છે. જ્યારે શુક્લ વગેરે ગુણને વિશેષ્યરૂપે સમજવામાં આવે ત્યારે તે અવસ્થામાં, તેનું પ્રાધાન્ય હોવાથી પોતાનાં લિંગ અને સંખ્યા તેને પ્રાપ્ત થાય. તેવી સ્થિતિમાં ગુણોનાં લિંગ અને વચનની સિદ્ધિ માટે વિશેષણાનાં ०। સૂત્ર યોજાયું છે એમ કહી શકાય.

> नञ्समासबहुव्रीहिद्वन्द्वस्त्र्यतिशयेषु ये ।
> भेदा भाष्यानुरूपेण वाच्यास्ते लिङ्गसंख्ययोः ॥१५९॥

નઞ્ સમાસ, બહુવ્રીહિ, દ્વન્દ્વ તેમજ સ્ત્રીલિંગવાળા અને પ્રકર્ષવાચક શબ્દોમાં પ્રાપ્ત થનારા લિંગ અને વચનના ભેદોને હવે ભાષ્યને અનુસરીને ચર્ચવામાં આવશે. (૧૫૯)

૧૬૦ થી ૧૬૮ સુધીની કારિકાઓમાં પ્રકર્ષવાચક શબ્દોનાં લિંગ અને વચન અંગે, ૧૬૯ થી ૧૯૦ સુધીની કારિકાઓમાં સ્ત્રીલિંગવાળા શબ્દોનાં લિંગ અને વચન અંગે, ૨૧૨થી ૨૪૮ સુધીની કારિકાઓમાં બહુવ્રીહિ સમાસમાં લિંગ અને વચન અંગે અને ૨૪૯થી૩૧૬ સુધીની કારિકાઓમાં નઞ્ સમાસમાં લિંગ અને વચન અંગે ચર્ચા કરવામાં આવી છે. પ્રકર્ષવાચક શબ્દોના લિંગ અને વચનની ચર્ચા પ્રમાણમાં ઓછી હોવાથી, તેને શરૂઆતમાં લેવામાં આવી છે.

> यदि षष्ठीद्वितीयान्तान्निकृष्टात् तमबादयः ।
> न्यक्कारिणि स्युरुत्कृष्टे प्रकृतेः स्याद् विलिङ्गता ॥१६०॥

જો નિકૃષ્ટ અર્થના વાચક ષષ્ઠ્યન્ત અને દ્વિતીયાન્ત શબ્દ પછી તરપ્ વગેરે પ્રત્યયો લગાડવામાં આવે તો, નિકૃષ્ટ (પ્રકૃતિ)ને ઉત્કૃષ્ટ (સમજવામાં આવતી) - પ્રકૃતિના સંદર્ભમાં લિંગનો ફેરફાર થશે. (૧૬૦)

अयं सर्वेषां लघु इति लघुतमः । અને शुक्लं अतिशेते शुक्लतरः । એવા પ્રયોગોમાં પ્રથમાન્ત અને દ્વિતીયાન્ત શબ્દો નિકૃષ્ટતાના વાચક છે. આ लघु અને शुक्ल, જેમને નપુંસક પ્રકૃતિશબ્દો સમજીશું, તેમના પછી પ્રકર્ષવાચક तमप् અને तरप् પ્રત્યયો જોડવામાં આવે તો लघुतमः, लघुतमा અને शुक्लतरः, शुक्लतरा જેવાં જુદા લિંગનાં શબ્દરૂપો થશે. તેથી પ્રત્યયાન્ત પ્રકૃતિશબ્દના સંદર્ભમાં તે તે શબ્દો જુદા લિંગવાળા થશે.

ઉપર જણાવ્યું તેમ ૧૬૦ થી ૧૬૮ સુધીની કારિકાઓમાં પ્રકર્ષવાચક શબ્દોનાં લિંગ અને વચન અંગે વિચાર કરવામાં આવશે. આના અનુસંધાનમાં પ્રકર્ષની ચર્ચા કરતા સૂત્ર अतिशायने तमबिष्ठनौ । (પ. ૩. ૫૫, કોઈપણ પદાર્થના પ્રકર્ષની વિવક્ષા હોય ત્યારે તેના વાચક શબ્દને સ્વાર્થે तमप् અને इष्ठन् પ્રત્યયો લાગે છે) ઉપરનાં વાર્તિકો અને ભાષ્યમાં મળતી ચર્ચાના કેટલાક મુદ્દાઓ ભર્તૃહરિએ રજૂ કર્યા છે.

પ્રકર્ષનો સંદર્ભ શબ્દ સાથે નહિ પરંતુ અર્થ સાથે છે, તેથી જેને અંતે ङी અથવા आप् હોય અથવા જે પ્રાતિપદિક હોય તેવા શબ્દોને सुप्-વિભક્તિના પ્રત્યયો-લાગે છે. આવા શબ્દોના અર્થનો સંબંધ પ્રકર્ષ સાથે છે.

આવા ङी અથવા आप् જેને અંતે છે, એવા શબ્દો અને પ્રાતિપદિકનો અર્થ દ્રવ્ય, ગુણ અથવા ક્રિયા સમજી શકાય અને આવા દ્રવ્યવાચક, ગુણવાચક અથવા ક્રિયાવાચક શબ્દોનો પ્રકર્ષ દર્શાવી શકાય. જાતિનો પ્રકર્ષ દર્શાવી શકાતો નથી. गोतरः, गोतरा અને अश्वतरः अश्वतरा એવા પ્રયોગો થઈ શકશે. કારણ કે આ પ્રયોગોમાં गो કે अश्व જાતિનો પ્રકર્ષ વિવક્ષિત નથી. પરંતુ તે તે શબ્દો દ્વારા વિવક્ષિત ગુણોનો પ્રકર્ષ સમજવાનો છે. गोतर એટલે ગાડું ખેંચનારો જ નહિ પણ હળે જોતરવામાં આવતો બળદ. गोतरा એટલે દરેક વર્ષે વિયાતી ગાય એટલું જ નહિ પરંતુ અનેક વાછડાં પાડીને જન્માવતી ગાય. अश्वतर એટલે ચાર યોજન નહિ પરંતુ આઠ યોજન દોડનારો ઘોડો.

ક્રિયાનો પ્રકર્ષ સમજવાનો હોય ત્યારે સાધનનો પ્રકર્ષ સમજવાનો નથી, કારણ કે, ઉત્તમ રસોઈ બનાવનારના કાર્ય માટે આપણે पचतितमाम् પ્રયોગ વાપરીએ છીએ. અહીં ક્રિયાનો પ્રકર્ષ છે. લાકડાં ઉત્તમ લાવે છે, ઉત્તમ અગ્નિ સળગાવે છે, મોટાં વાસણો લાવે છે એવો સાધનપ્રકર્ષ વિવક્ષિત નથી.

ઉપરની બધી બાબતો-દ્રવ્યનો પ્રકર્ષ ન સમજવો, જાતિનો ન સમજવો, સાધનનો ન સમજવો-માટે જુદાં વિધાનો કરવાની જરૂર નથી. કારણ કે, સ્વાભાવિક રીતે જ આ બધાંને બદલે માત્ર ગુણનો પ્રકર્ષ જ વિવક્ષિત હોય છે.

तरप् અને तमप् પ્રત્યયો અંગે એક બીજો મુદ્દો પ્રાપ્ત થાય છે. જેને આ પ્રત્યયો લાગે છે તેને માટે કઈ વિભક્તિ સમજવી એવા પ્રશ્નના જવાબમાં એમ કહી શકાય કે દ્વિતીયા અથવા પ્રથમા સમજવી. જેને માટે પ્રકૃષ્ટત્વ સમજવાનું છે એવા અપકૃષ્ટ ગુણવાચક શબ્દની દ્વિતીયા સમજવી, જેમ કે, शुक्लं अतिशेते शुक्लतरः । આમ સમજવામાં આવતાં दाक्षीं अतिशेते दाक्षः दाक्षतरः । ને બદલે दाक्षितरः પ્રયોગ પ્રાપ્ત થશે, એ પ્રમાણે कार्गं अतिशेते कार्गी कार्गितराने બદલે कार्गतरा એવો પ્રયોગ પ્રાપ્ત થશે

તો પછી અતિશાયન દર્શાવનાર ઉત્કૃષ્ટ ગુણના વાચક પ્રથમાન્ત શબ્દને આ तरप् પ્રત્યય લાગે છે એવો પક્ષ સ્વીકારવો પડશે, જેથી गर्गान् अतिशेते गार्ग्य. એટલે गार्ग्यतरः। गार्ग्यमतिशेरते गर्गाः એટલે गर्गतरा.। कालीं अतिशेते काल' એટલે कालतरा અને कालं अतिशेते काली એટલે कालितरा એવા પ્રયોગો થશે.

આ બીજો વિકલ્પ સ્વીકારતાં બીજી જે કેટલીક મુશ્કેલીઓ આવશે તેમને ભાષ્યકારે દૂર કરી છે. લિંગ અને વચન અંગે પણ કહી શકાય કે આશ્રય પ્રમાણે આવા શબ્દોનાં લિંગ અને વચન થશે.

હવે આ અતિશાયન અર્થ દર્શાવનારા પ્રત્યય વડે ચઢિયાતા થવા રૂપી ક્રિયાનો જ બોધ થતો હોય તો આવા तमप् કે इष्ठन् પ્રત્યયવાળા શબ્દને લિંગ અને વચનના પ્રત્યયો લાગશે જ નહિ. અને જો આશ્રય પ્રમાણે લિંગ અને વચન સમજવાં એમ કહેવામાં આવે તો ચઢિયાતા બનનાર અને જેનાથી ચઢિયાતા બનવામાં આવે છે તે બન્ને ચઢિયાતા બનવાની ક્રિયાના આશ્રય હોવાથી शुक्लतरः વગેરે શબ્દોમાં દ્વિવચન થશે.

આવી શંકાનો જવાબ આપતાં જણાવવામાં આવ્યું છે કે અતિશાયનમાંનો શી ધાતુ અકર્મક છે અને તેને ઉપસર્ગ પ્રાપ્ત થતાં તે સકર્મક બને છે એ વાત સ્વીકારીએ તો પણ શી ધાતુ માત્ર કર્તૃસ્થભાવક જ છે. તેથી ક્રિયાની પ્રવૃત્તિ કર્મમાં થતી નથી. તેથી ક્રિયાનો આશ્રય કર્મ બનતું ન હોવાથી દ્વિવચન થશે નહિ.

काल्यां कालाद् द्वितीयान्तात्काले काल्यास्तरव् भवेत् ।
न्यक्कर्तरि तथा गार्ग्ये गर्गेभ्यः प्रत्ययो भवेत् ॥१६१॥

न्यक्कर्तृषु च गर्गेषु गार्ग्यात् स्यात् तच्च नेष्यते ।
कुमार्याः स्वार्थिके ङीप् स्यात् प्रकृत्यर्थो हि नाधिकः ॥१६२॥

काली (શબ્દ)ની ઉત્કૃષ્ટતા દર્શાવવી હોય ત્યારે દ્વિતીયાન્ત काल શબ્દને અને काल (શબ્દ)ની ઉત્કૃષ્ટતા દર્શાવવી હોય ત્યારે काली શબ્દને तरप् પ્રત્યય લગાડવામાં આવે છે. એ પ્રમાણે गार्ग्य. શબ્દ નિકૃષ્ટતા દર્શાવતો હોય ત્યારે गर्गाः શબ્દને (ઉત્કૃષ્ટતા વાચક) પ્રત્યય લાગે છે અને गर्गाः શબ્દ નિકૃષ્ટતા દર્શાવતો હોય ત્યારે गार्ग्य: ને પ્રત્યય લાગે છે, પરંતુ આ ઈષ્ટ નથી.

कुमारी એવા પ્રકૃતિ(શબ્દ)ને સ્વાર્થમાં (तरप् લાગતો હોય તો પ્રકૃષ્ટ અર્થમાં) ङीप् પ્રત્યય લાગશે, કારણ કે પ્રત્યયાર્થ કરતાં પ્રકૃતિનો અર્થ અધિક નથી. (૧૬૧–૧૬૨)

પ્રકૃતિવાચક અને પ્રકૃષ્ટતાવાચક શબ્દ લાગતાં થયેલા શબ્દરૂપ વચ્ચે જુદાં લિંગની કેવી સ્થિતિ હોય છે તેનાં ઉદાહરણો ભાષ્યમાંની ચર્ચાને અનુસરીને અહીં આપવામાં આવ્યાં છે.

काली अतिशेते काली નું कालतरा થશે, પરંતુ આપણને कालितरा ઈષ્ટ છે. काली अतिशेते कालः નું कालितरः થશે, પરંતુ આપણને कालतरः ઈષ્ટ છે. આ ઉદાહરણોમાં પ્રકૃતિશબ્દો અને પ્રત્યયાન્ત શબ્દરૂપો વચ્ચે લિંગભેદ પ્રાપ્ત થાય છે.

गर्गानतिशेते गार्ग्यः નું गर्गतरः થશે, પરંતુ આપણને गार्ग्यतरः ઈષ્ટ છે. गार्ग्यमतिशेते गर्गाः નું गार्ग्यतरः થશે, પરંતુ આપણને गर्गतराः ઈષ્ટ છે. આ ઉદાહરણોમાં વચનભેદ પ્રાપ્ત થાય છે.

લિંગ અને વચનના ભેદોનું કારણ પ્રત્યયાર્થવિશેષણપક્ષનો સ્વીકાર છે. આ પક્ષનો અસ્વીકાર કરતાં મહાભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે પ્રથમાન્ત શબ્દને સ્વાર્થે પ્રકૃષ્ટતાના પ્રત્યયો લાગશે. આના ઉપરથી એમ સૂચવવામાં આવ્યું છે કે પ્રકૃત્યર્થવિશેષણપક્ષનો સ્વીકાર કરી શકાય એમ નથી. તેથી काली अतिशेते कालितरा અને कालः अतिशेते कालतरः એવા પ્રયોગો થશે. આમ કરવાથી વિલિંગતા થશે નહિ તે પ્રમાણે વચનમાં પણ ફેરફાર થશે નહિ, જેમકે गार्ग्यः अतिशेते गार्ग्यतरः । અને गर्गा अतिशेते गर्गतराः ।

પરંતુ પ્રકૃત્યર્થવિશેષણપક્ષના સ્વીકાર અંગે પણ મુશ્કેલી આવે છે.

कुमारीं अतिशेते । ઉપરથી कुमारितरी થશે, પરંતુ આપણને कुमारितरा ઈષ્ટ છે. જો પ્રકૃષ્ટતાવાચક तरप् પ્રત્યય પ્રકૃતિને સ્વાર્થે લગાડવામાં આવે તો વયનો અર્થ દર્શાવતા कुमारी શબ્દથી तरप् પ્રત્યયાન્ત શબ્દનો અર્થ જુદો ન હોવાથી તેને અર્થાત્ कुमारितरा ને वयसि प्रथमे । (૪.૧.૨૦, પ્રથમ વય અર્થાત્ બાલ્યકાળના વાચક શબ્દને જો સ્રીત્વની વિવક્ષા હોય તો ङीप् પ્રત્યય લાગે છે) સૂત્ર પ્રમાણે ङीप् પ્રત્યય લાગશે, બીજી રીતે કહીએ તો આઠ-દસ વર્ષની છોકરીને કુમારી કહેવામાં આવે છે, તેનાથી નાની એટલે પાંચ કે છ વર્ષની છોકરીને कुमारितरा કહે છે. આ શબ્દરૂપમાં कुमार શબ્દને ङीप् પ્રત્યય લાગીને कुमारी થયું છે. હવે આ कुमारी શબ્દને સ્વાર્થે तरप् લગાડવામાં આવે તો कुमारितर શબ્દ પણ વય દર્શાવતો હોવાથી તેને ङीप् લાગીને कुमारितरी એવું રૂપ થશે. પરંતુ कुमारीं अतिशेते कुमारितरा એવા પ્રયોગમાં સ્વાર્થે નહિ પરંતુ પ્રકૃષ્ટ અર્થમાં तरप् પ્રત્યય લાગતાં ङीप् પ્રત્યય થશે નહિ અને તેથી कुमारितरा જ રહેશે, कुमारितरी થશે નહિ. તો પછી સ્રીત્વવાચક टाप् પ્રત્યય પણ નહિ લાગે. टाप् સ્વાર્થે થશે એમ જો કહો તો टाप् ને બદલે ङीप् જ લાગશે. આમ પ્રકૃતિના પોતાના અર્થમાં જ तरप् લાગે છે એ મતમાં પણ મુશ્કેલીઓ છે.

षष्ठ्यन्तादधिके तस्माद्गुणे स्वाश्रयवर्तिनि ।
उत्कृष्टसमवेतायां क्रियायां वा विधीयते ॥१६३॥

તેથી પ્રકૃષ્ટતાનો અર્થ દર્શાવનારા અને પોતાના આશ્રયમાં રહેનારા એવા ગુણના વાચક અથવા ઉત્કૃષ્ટતા સાથે જોડાયેલી ક્રિયાના વાચક એવા ષષ્ઠ્યન્ત પદ પછી (तरप् પ્રત્યયનું) વિધાન થયું છે (એમ સમજવું). (૧૬૩)

ઉત્કૃષ્ટતા દર્શાવનારા तरप वગેરે પ્રત્યયો પ્રકૃતિને સ્વાર્થે લાગે છે એવા પક્ષમાં कुमारितरा પ્રયોગમાં ङीप् પ્રત્યય લાગવા રૂપી દોષ આવે છે એમ જણાવીને હવે तरप् વગેરે ગુણના અથવા ક્રિયાના અર્થમાં પ્રાપ્ત થાય છે એ પક્ષને રજૂ કરવામાં આવે છે.

આ વિચારની ચર્ચાની શરૂઆત ભાષ્યમાં एवं तर्हि गुणो अभिधीयते...अथवा क्रियाभिधीयते । એવા શબ્દોથી કરવામાં આવી છે. अतिशायन શબ્દમાં अति+शी ધાતુને કરણે ल्युट् । (૩. ૩. ૧૧૭) સૂત્ર પ્રમાણે કરણ અર્થમાં ल्युट् અર્થાત્ अन પ્રત્યય લાગ્યો છે. अतिशाययति इति अतिशायनः । એ અર્થમાં अति+शीના પ્રેરક રૂપને કર્તાના અર્થમાં ल्युट् પ્રત્યય લગાડવામાં આવ્યો છે. બન્નેમાં ગુણનું અભિધાન થાય છે. દ્રવ્યમાં પ્રકર્ષ હોતો નથી. તેથી દ્રવ્ય સાથે જોડાયેલ ગુણનો પ્રકર્ષ સમજવામાં આવે છે. આ પ્રમાણે પ્રકૃતિશબ્દ જે ષષ્ઠ્યન્ત છે તેને પ્રકૃષ્ટ ગુણનો વાચક तरप् પ્રત્યય લગાડવામાં આવે છે, જેમ કે शुक्लस्य अतिशायनो गुणः शुक्लतरः । शुक्लतरः એટલે શુક્લ ગુણથી ચઢિયાતા શુક્લ ગુણ(વાળું વસ્ત્ર).

હવે અતિશાયનમાં ल्युट् અર્થાત્ अन ને ભાવ અર્થાત્ ક્રિયાના અર્થમાં લેતાં शुक्लस्य अतिशायनं शुक्लतरः । એમ तरप् વડે ક્રિયાનો પ્રકર્ષ દર્શાવવામાં આવે છે. પોતાના અર્થમાં પ્રાપ્ત થતા પ્રત્યય કરતાં પ્રકૃષ્ટતાવાચક પ્રત્યયને ગુણ અથવા ક્રિયાના અર્થમાં લેતાં પ્રાપ્ત થતો પ્રકૃષ્ટતાવાચક પ્રત્યય ભિન્ન છે. તેથી कुमारितराने બદલે कुमारीतरा એવો અનિષ્ટ પ્રયોગ થશે નહિ. (व्यतिरिक्तश्चात्र गुणक्रियालक्षणः प्रत्ययार्थ इति व्यतिरिक्तया कुमार्या विशेषणत्वेनाप्राधान्यान्न भवति ङीप् प्रत्ययः । હેલારાજ)

उपात्तं च प्रकृत्यर्थो द्रव्यमेवाश्रयस्तयोः ।
सोऽयमित्यभिसंबन्धादभेदेन प्रतीयते ॥१६४॥

અને (એ બાબત) સ્વીકારેલી છે કે પ્રકૃતિનો અર્થ દ્રવ્ય છે અને તે એ (ગુણ અને ક્રિયા)નો આશ્રય છે. "આ તે છે" એવા (તાદાત્મ્ય) સંબંધને કારણે (તે દ્રવ્ય તેમનાથી) જુદું નથી એમ સમજાય છે. (૧૬૪)

દ્રવ્યવાચક પ્રકૃતિશબ્દની સાથે, તેને, ગુણ અથવા ક્રિયાના અર્થમાં લાગતા तरप् વગેરે પ્રકર્ષવાચક પ્રત્યયો, 'આ તે છે,' એવા તાદાત્મ્ય સંબંધથી જોડાયેલા છે. તેથી દ્રવ્યવાચક શબ્દોનું ગુણ અથવા ક્રિયાના વાચક तरप् વગેરે પ્રત્યયો સાથે સામાનાધિકરણ્ય છે. વાસ્તવમાં तरप् વગેરે પ્રત્યયો પ્રકૃતિને તેના પોતાના અર્થમાં જ લાગે છે અને પ્રકૃતિના અર્થમાં જ પ્રકર્ષ દર્શાવે છે. તેથી शुक्लतर શબ્દને શુક્લ જેનો ગુણ છે એવા દ્રવ્યરૂપ પટ શબ્દનાં લિંગ અને વચન પ્રમાણે લિંગ અને વચન પ્રાપ્ત થાય છે.

रूपाभेदाच्च तद् द्रव्यमाकाङ्क्षावत् प्रतीयते ।
विशेषैर्भिन्नरूपैस्तदाश्रयैरिव युज्यते ॥१६५॥

અને તે દ્રવ્ય(સામાન્ય બીજાં દ્રવ્યવિશેષોના સ્વરૂપથી) જુદા સ્વરૂપવાળું ન હોવાથી, વિશેષોની અપેક્ષાવાળું (છે એમ) સમજાય છે, જુદાં જુદાં સ્વરૂપોવાળા તેના આશ્રયોરૂપ વિશેષો સાથે તે જાણે કે જોડાય છે. (૧૬૫)

शुक्लः શબ્દથી શુક્લત્વ ગુણયુક્ત દ્રવ્યનો બોધ થાય છે અને शुक्लतरः શબ્દથી પ્રકર્ષયુક્ત ગુણવાળા દ્રવ્યનો બોધ થાય છે. એકલા शुक्लः કે शुक्लतर. શબ્દથી તેના આશ્રય રૂપ દ્રવ્ય અર્થાત્ પટ નો બોધ થતો નથી. તેથી ગુણવિશિષ્ટ દ્રવ્યસામાન્યને પટરૂપી દ્રવ્ય વિશેષની અપેક્ષા રહે છે. તેથી शुक्लतरः पटः । એવા વાક્યમાં પટઃનો સ્વતંત્ર ઉલ્લેખ થાય છે.

भिन्नरूपेषु यल्लिङ्गं विशेषेषु व्यवस्थितम् ।
संख्या च ताभ्यां द्रव्यात्मा सोऽभिन्नो व्यपदिश्यते ॥१६६॥

(એકબીજાથી) જુદા સ્વરૂપવાળા વિશેષોમાં જે લિંગ અને સંખ્યા રહેલાં છે. તેમનાથી તે દ્રવ્યસામાન્ય અભિન્ન છે એમ જણાવવામાં આવે છે. (૧૬૬)

સામાન્યરૂપ દ્રવ્યાત્મા शुक्लः અથવા शुक्लतरः એવા ગુણવચન શબ્દો વડે ઓળખાય છે. આ દ્રવ્યાત્માની સાથે સંકળાયેલા પટ રૂપ વિશેષનાં લિંગ અને સંખ્યા પ્રમાણે તેનાં ગુણરૂપ વિશેષણો शुक्ल અથવા शुक्लतर નાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય એ વાત विशेषणानां० । સૂત્ર દ્વારા સિદ્ધ થાય છે.

आश्रयः समवायी च निमित्तं लिङ्गसंख्ययोः ।
कर्तृस्थभावकः शेतिरतो भाष्य उदाहृतः ॥१६७॥

(પ્રકર્ષ ક્રિયા સાથે) સમવાય સંબંધમાં રહેલ આશ્રય લિંગ અને સંખ્યાનું નિમિત્ત છે. તેથી ભાષ્યમાં શી ધાતુને કર્તૃસ્થભાવક ગણવામાં આવ્યો છે. (૧૬૭)

પ્રકર્ષ દર્શાવતી અર્થાત્ પ્રકર્ષને કારણે બીજાની નિકૃષ્ટતા દર્શાવવા રૂપી ક્રિયા જ્યાં સમવાય સંબંધથી જોડાયેલી હોય તેને તે ક્રિયાનો આશ્રય કહીશું. આ આશ્રય કર્તારૂપે હોય છે. આ કર્તૃરૂપ આશ્રય એક હોવાથી शुक्लतर. पटः । જેના પ્રયોગોમાં એકવચન પ્રાપ્ત થાય છે. शुक्लं अतिशेते शुक्लतरः । પ્રયોગમાં અભિપ્રવન રૂપ અર્થ કર્તામાં સમન્વય છે.

ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે तरप् વગેરે ઉત્કૃષ્ટતા દર્શાવનારા પ્રત્યયોનો અર્થ ક્રિયા સમજવામાં આવે તો કર્તા અને કર્મ એમ બન્નેમાં ક્રિયાનો આશ્રય હોવાથી शुक्लतर માં દ્વિવચન થશે જે પ્રકર્ષ દર્શાવે તે કર્તા અને જેનાથી પ્રકર્ષ દર્શાવવાનો હોય તે કર્મ.

દ્વિવચનનો દોષ દૂર કરી શકાશે, કારણ કે શી ધાતુ અકર્મક છે. પરંતુ ઉપસર્ગ સાથે આવતા અકર્મક ધાતુઓ સકર્મક બને છે તેનું શું કરશો ? આના જવાબમાં ભાષ્યકાર જણાવે છે કે સકર્મક ધાતુઓ કાં તો કર્મસ્થ ભાવક હોય છે અથવા કર્મસ્થક્રિય હોય છે. તેથી शुक्लतर· માં દ્વિવચન થશે નહિ

કર્મસ્થક્રિય અને કર્મસ્થભાવક શબ્દો, कर्मवत् कर्मणा तुल्यक्रिय. । ( ૩.૧.૮૭ કર્મને થનારી ક્રિયા જેની છે તેવો કર્તા તે કર્મ પ્રમાણે સમજવો) ઉપરના વાર્તિક ૩ માં પ્રાપ્ત થાય છે. કર્તૃસ્થક્રિય અને કર્તૃસ્થભાવક શબ્દો ભાષ્યકારે અનેક સ્થળોએ વાપર્યા છે અને ચર્ચ્યા છે.

ધાતુનો અર્થ વ્યાપાર છે. આવો વ્યાપાર કર્તા જ કરે છે. કર્તા વડે થનારા વ્યાપારને કારણે જે ક્રિયા થાય તે જે ધાતુમાં થાય તેને કર્તૃસ્થક્રિય અથવા કર્તૃસ્થભાવક કહે છે. આ સ્થળે કર્તાના વ્યાપારને ક્રિયા અથવા ભાવ કહે છે. ધાત્વર્થ ક્રિયા અને ભાવ એવા બે પ્રકારનો છે. ક્રિયા એટલે સતત ચાલતો વ્યાપાર. ભાવ એટલે પૂર્ણ થયેલો વ્યાપાર (સરખાવો–अपरिस्पन्दनसाधनसाध्यो धात्वर्थो भावः । सपरिस्पन्दनसाधनसाध्या क्रिया । કૈયટ, ભાષ્ય, સૂત્ર ૮. ૧. ૮૭). જે ધાતુ વડે દર્શાવાતી ક્રિયા અથવા ભાવને કારણે કર્મના સ્વરૂપમાં ફેરફાર થાય તે ધાતુને કર્મસ્થભાવક અથવા કર્મસ્થક્રિય કહે છે; જેના કર્મના સ્વરૂપમાં કશો ફેર ન પડે તે ધાતુને કર્તૃસ્થભાવક અને કર્તૃસ્થક્રિય કહે છે.

કર્તૃસ્થભાવક અને કર્તૃસ્થક્રિયક ધાતુઓ અકર્મક પણ હોય અને સકર્મક પણ હોય કર્મસ્થભાવક અને કર્મસ્થક્રિય ધાતુઓ માત્ર સકર્મક હોઈ શકે.

निमित्तमाश्रयत्वेन गृह्येत यदि साधनम् ।
कर्मापदिष्टयोः प्राप्तिस्तत्र स्याल्लिङ्गसंख्ययोः ॥१६८॥

(ક્રિયાના) નિમિત્તરૂપ સાધન (કર્મ)ને જો આશ્રય સમજવામાં આવે તો કર્મને આધારે ત્યાં લિંગ અને વચનની પ્રાપ્તિ થશે. (૧૬૮)

ક્રિયા સાથે સંબદ્ધ કે અસંબદ્ધ એવા તેના નિમિત્તરૂપ સાધન અર્થાત્ કર્મને જો આશ્રય સમજવામાં આવે તો કર્મ પણ પ્રકર્ષનું નિમિત્ત બનશે જેના કરતાં પ્રકર્ષ સમજવાનો હોય તેની ઉપસ્થિતિ હોય તો જ પ્રકર્ષ સંભવે છે. પ્રકર્ષ માટે કર્તા અને કર્મ બન્નેને ધ્યાનમાં લેવાં જોઈએ. તેથી કર્તા અને કર્મ એમ બે સાધનરૂપ નિમિત્તને આધારે થનારું દ્વિવચન પ્રાપ્ત થશે

ભાષ્યમાંની શંકા एवमपि द्विवचनं प्राप्नोति यथ हृतिशेते यथातिशयन कर्तौ तौ तदाश्रयौ भवतः । ને ઉપર પ્રમાણે સમજાવવામાં આવી. પરંતુ ભાષ્યકારે अति शी ધાતુને કર્તૃસ્થભાવક કહ્યો છે અને તેથી એકવચનની સિદ્ધિ થશે, દ્વિવચન થશે નહિ

शास्त्रे निमित्तभावेन समुदायादपोद्धृतः ।
स्यार्थस्तस्येच्छया योगः प्रकृत्या प्रत्ययेन वा ॥१६९॥

સમુદાયરૂપ (શબ્દ)માંથી સ્ત્રીરૂપ અર્થને (વ્યાખ્યાનના) ધ્યેય માટે, (વ્યાકરણ) શાસ્ત્રમાં છૂટો પાડવામાં આવ્યો છે. (વક્તાની) ઇચ્છા પ્રમાણે, તેને પ્રકૃતિ અથવા પ્રત્યય સાથે જોડવામાં આવે છે. (૧૬૯)

વૈયાકરણો વાક્યને અથવા શબ્દને એક અને નિરંશ સમજે છે. આવા નિરવયવ પદમાંથી અન્વાખ્યાનની સરળતા માટે પ્રકૃતિ અને પ્રત્યયને છૂટાં પાડવામાં આવે છે. પ્રકૃતિ અથવા પ્રત્યયમાં રહેલા સ્ત્રીરૂપ અર્થને શાસ્ત્રમાં સમજાવવામાં આવ્યો છે.

विशेषणाना चाजातेः । (૧.૨.૫૨) સૂત્ર ઉપરની ચર્ચામાં વિશેષણ અને વિશેષ્યનાં લિંગ અને વચન અંગે વિસ્તુત ચર્ચા કરવામાં આવી છે. આ ચર્ચાના અનુસંધાનમાં પ્રકૃષ્ટતાદર્શક

तमप् અને इष्ठन् પ્રત્યયો અંગે अतिशायने तमबिष्ठनौ । (પા. ૩. ૫૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં પ્રાપ્ત થતી ચર્ચાના મુખ્ય મુદ્દાઓનો વિચાર કરવામાં આવ્યો આ સૂત્ર ઉપરનાં વાર્તિકો ૧ થી ૩માં પ્રાપ્ત થતી ચર્ચા પ્રક્રિયા અંગે હોવાથી ભર્તૃહરિએ તેને રજૂ કરી નથી.

કારિકાઓ ૧૬૯ થી ૧૯૦ સુધીમાં, પા. સૂ. स्त्रियाम् । (૪.૧.૩) ઉપરના ભાષ્યમાં ચર્ચવામાં આવેલા મુદ્દાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પતંજલિની પહેલાં વપરાતા અને સ્ત્રીત્વનો અર્થ દર્શાવતા સંસ્ત્યાન શબ્દને કેન્દ્રમાં રાખીને આ કારિકાસમૂહમાં ચર્ચા રજૂ કરવામાં આવી છે. સ્ત્રીત્વની ચર્ચા ત્રીજા કાંડના લિંગ સમુદ્દેશમાં મળે છે.

> स्त्रीशब्दो गुणशब्दत्वात्तुल्यधर्मा सितादिभिः ।
> गुणमात्रे प्रयुज्येत संस्त्यानवति वाश्रये ॥१७०॥

સ્ત્રી એવો શબ્દ, ગુણ (દર્શાવતો) શબ્દ હોવાથી સિત વગેરે શબ્દોના જેવો છે. તે માત્ર (સ્ત્રીત્વરૂપ) ગુણના અર્થમાં વપરાય છે, અથવા સ્ત્રીત્વ ગુણવાળા આશ્રયના અર્થમાં વપરાય છે. (૧૭૦)

स्त्रियाम् । (૪. ૧. ૩) એવા અધિકાર સૂત્ર પ્રમાણે अजाद्यतष्टाप् । (૪.૧.૪) માં વિહિત થયેલા टाप् પ્રત્યયથી दैवयज्ञिशौचिवृक्षिसात्यमुग्रिकाण्ठेविद्धिभ्योऽन्यतरस्याम् । (૪.૧.૮૧) માં વિહિત ष्यङ् પ્રત્યય સુધીના પ્રત્યયો સ્ત્રીત્વ અર્થના વાચક પ્રત્યયો છે. આ સૂત્ર ઉપરનાં વાર્તિક અને ભાષ્યમાં સ્ત્રી શબ્દ કયા અર્થમાં પ્રયોજાય છે એ અંગે ત્રણ પક્ષોનો નિર્દેશ થયો છે. એ ત્રણ પક્ષોને स्त्रियामिति स्त्र्यर्थाभिधाने चेट्टाबादयो द्विवचनबहुवचनानेकप्रत्ययानुपपत्तिः । ઉપરના ભાષ્ય ઉપરના કૈયટના વ્યાખ્યાનમાં પ્રત્યયાર્થપક્ષ, સ્ત્રીસમાનાધિકરણપક્ષ અને પ્રકૃત્યર્થવિશેષણપક્ષ એ રીતે જણાવવામાં આવ્યા છે. કારિકા ૧૭૦ ઉપરના હેલારાજના વ્યાખ્યાનમાં પ્રત્યયાર્થપક્ષ અને પ્રકૃત્યર્થવિશેષણપક્ષને સમજાવવામાં આવ્યા છે.

स्त्रियाम् । સૂત્રમાં સ્ત્રી શબ્દને સ્ત્રીત્વના વિશેષણ તરીકે સમજવામાં આવે તો સ્ત્રીત્વની વિવક્ષા માટે टाप् વગેરે પ્રત્યયો દ્રવ્યનું અભિધાન કરનાર પ્રકૃતિને લગાડવામાં આવે છે. આ થયો પ્રત્યયાર્થ પક્ષ. આ પક્ષમાં સ્ત્રીત્વનો પ્રત્યય સ્ત્રીત્વનો વાચક બને છે.

જો સૂત્રમાં સ્ત્રી શબ્દને સ્ત્રીત્વવિશિષ્ટ પ્રકૃતિનો વાચક માનીએ તો, પ્રકૃતિના પોતાના અર્થમાં અર્થાત્ સ્વાર્થે પ્રત્યયો લગાડવામાં આવે છે આ થયો પ્રકૃત્યર્થવિશેષણપક્ષ

જો આ સૂત્ર પ્રમાણે સ્ત્રી સાથે સમાન અધિકરણમાં રહેલા પ્રકૃતિ શબ્દને (જેમ કે ब्राह्मणी स्त्री) टाप् વગેરે પ્રત્યયો લગાડવામાં આવે તો પ્રકૃતિ માત્ર દ્રવ્યનો અર્થ દર્શાવશે અને તે અર્થ સ્ત્રીત્વ સાથે સંબંધમાં છે એમ થશે. આને સ્ત્રીસમાનાધિકરણપક્ષ કહેવાય છે.

> स्त्र्यर्थः संस्त्यानवद् द्रव्यं प्रकृत्यर्थश्च यद्यसौ ।
> द्रव्योपलक्षणार्थत्वं संस्त्यानस्य तथा सति ॥१७१॥

સ્ત્રીશબ્દનો અર્થ સ્ત્રીત્વવાળું દ્રવ્ય હોય અને જો તે પ્રકૃતિનો અર્થ હોય, તો તેમ હોવાથી, સ્ત્રીત્વ (પ્રકૃત્યર્થ એવા) દ્રવ્યનું બાહ્ય લક્ષણ બનશે. (૧૭૧)

સ્ત્રીત્વ ગુણથી ઉપલક્ષિત દ્રવ્યવાચક પ્રાતિપદિક અર્થાત્ દ્રવ્યને ટાપ્ વગેરે પ્રત્યયો લાગે છે, એવો અર્થ સ્ત્રીસમાનાધિકરણ પક્ષનો છે. કારિકાઓ ૧૭૧થી ૧૭૪માં આ પક્ષ અંગેની મુશ્કેલીઓ જણાવવામાં આવે છે.

સ્ત્રિયામ્ । (૪.૧.૩) સૂત્ર ઉપરનાં વાર્તિકો એક અને બેમાં જણાવવામાં આવ્યું છે કે સ્ત્રીત્વ અર્થમાં ટાપ્ વગેરે પ્રત્યયો લાગતા હોય તો સ્ત્રી પ્રત્યયાન્ત શબ્દને દ્વિવચન અને બહુવચન લાગશે નહિ. ઉપરાંત એક જ ઉદાહરણમાં અનેક સ્ત્રીપ્રત્યયો લાગશે નહિ, તેમ જ સ્ત્રી એવા પ્રકૃતિશબ્દને સ્ત્રીત્વ અર્થમાં દીર્ઘ ઈકાર લાગશે નહિ. તેથી સ્ત્રીસમાનાધિકરણ પક્ષ સ્વીકારવો જોઈએ.

संस्त्यानेन क्वचिद् द्रव्यं दृष्टं यद्युपलक्षितम् ।
अनङ्गीकृतसंस्त्यानात् तद्वृत्तेः प्रत्ययो भवेत् ॥१७२॥

જેને કોઈકવાર, સ્ત્રીત્વરૂપી બાહ્ય લક્ષણ સાથે સમાન અધિકરણમાં સમજવામાં આવ્યું છે (પરંતુ) જેમાં સ્ત્રીત્વને વાચ્ય અર્થ રૂપે સ્વીકારવામાં આવ્યું નથી તેવા તે દ્રવ્ય (રૂપ પ્રાતિપાદિક)ને ટાપ્ (વગેરે) પ્રત્યયો લાગે છે. (૧૭૨)

અન્વય : યદ્ (દ્રવ્ય) ક્વચિદ્ સંસ્ત્યાનેન ઉપલક્ષિતં દૃષ્ટં, અનઙ્ગીકૃતસંસ્ત્યાનાત્ તદ્ વૃત્તેઃ (તસ્માત્ ટાબાદિઃ) પ્રત્યયઃ ભવેત્ ।

આ કારિકામાં સ્ત્રીસમાનાધિકરણ પક્ષનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

भूतादयः षडाख्याश्च संस्त्यानेनोपलक्षिते ।
ब्राह्मण्यादौ यदावृत्तास्तेभ्यः स्युः प्रत्ययास्तदा ॥१७३॥

સ્ત્રીત્વયુક્ત બ્રાહ્મણી (વગેરે શબ્દો) સાથે સમાનાધિકરણમાં રહેલા ભૂત વગેરે (શબ્દો) અને ષટ્ નામવાળી સંખ્યાઓ જોડાય ત્યારે તેમને (ટાપ્ વગેરે) પ્રત્યયો લાગે છે. (૧૭૩)

સ્ત્રિયામ્ । (૪.૧.૩) સૂત્ર ઉપરનાં વાર્તિકો ત્રણ અને ચાર ઉપરના ભાષ્યમાં ઉલ્લેખેલા ઉદાહરણોને અહીં અવતારવામાં આવ્યાં છે ઉપરની કારિકાના ઉદાહરણ રૂપે આ કારિકા છે

કુમાર સ્ત્રી । પ્રયોગમાં કુમાર શબ્દ સ્ત્રી શબ્દ સાથે સમાનાધિકરણમાં છે, તેથી આ પક્ષ પ્રમાણે કુમાર ને સ્ત્રીલિંગનો પ્રત્યય ઈ લાગશે પરંતુ भूत इयं ब्राह्मणी । कारणं इयं ब्राह्मणी ।, आवपनमियं उष्ट्रिका । વગેરે ઉદાહરણોમાં ભૂત, કારણ અને આવપન શબ્દોને ઈ લાગશે. આ બરાબર નથી, તે પ્રમાણે पञ्च ब्राह्मण्यः ।, दश ब्राह्मण्यः વગેરે સંખ્યાશબ્દોને પણ સ્ત્રીલિંગનો દીર્ઘ ઈ પ્રત્યય લાગશે આ પણ બરાબર નથી

પ્રત્યયાર્થ પક્ષ સ્વીકારતાં આ બે દોષો પ્રાપ્ત થશે भूत इयं ब्राह्मणी । માં ભૂત એટલે શુદ્ધત્વ ત્યાં સ્ત્રીત્વની વિવક્ષા નથી કારણ इयं ब्राह्मणी । પ્રયોગમાં કારણનો અર્થ મુખ્યત્વ છે. અહીં પણ સ્ત્રીત્વની વિવક્ષા નથી पञ्च ब्राह्मण्यः ।, दश ब्राह्मण्यः । વગેરે પ્રયોગોમાં સ્ત્રીત્વની વિવક્ષા નથી, પરંતુ ભેદરૂપ સંખ્યાની વિવક્ષા છે

तद्वन्तो हि प्रधानत्वात् प्रत्ययानां प्रयोजकाः ।
सामानाधिकरण्येऽपि तस्माट्टाबादिसंभवः ॥१७४॥

તેઓ (સ્ત્રીત્વગુણવાળા શબ્દો) મુખ્ય હોવાથી (ભૂત વગેરેને ટાપ્ વગેરે) પ્રત્યયો લગાડવા માટે પ્રયોજક બને છે, તેથી સામાનાધિકરણ્ય હોય ત્યારે પણ ટાપ્ વગેરે (પ્રત્યયો) લાગવાનો સંભવ છે. (૧૭૪)

આ સ્ત્રીસમાનાધિકરણ પક્ષમાં સ્ત્રી લિંગના ટાપ્ વગેરે પ્રત્યયો લાગવા માટે પ્રાતિપદિક વડે વાચ્ય બનતું સ્ત્રીત્વ જવાબદાર નથી, પરંતુ સ્ત્રીત્વવિશિષ્ટ અર્થોવાળા મુખ્ય શબ્દો જવાબદાર છે. અહીં સ્ત્રીત્વ ગૌણ છે. ભૂત વગેરે શબ્દો બ્રાહ્મણી વગેરે શબ્દો સાથે સમાનાધિકરણમાં હોવા છતાં સંસ્ત્યાન અર્થાત્ સ્ત્રીત્વ ગૌણ હોવાથી, ભૂત વગેરે શબ્દોને સ્ત્રીલિંગના પ્રત્યયો લાગે છે, પરંતુ આ બરાબર નથી.

गुणमात्राभिधायित्वं स्त्रीशब्दे वर्ण्यते यदा ।
प्रकृत्यर्थश्च संस्त्यानं स्वार्थिकाः प्रत्ययास्तदा ॥१७५॥

स्त्रियाम् । (૪.૧.૩) સૂત્રમાં સ્ત્રી શબ્દ જો માત્ર સ્ત્રીત્વરૂપી ગુણ દર્શાવતો હોય અને તે સ્ત્રીત્વ પ્રકૃતિનો અર્થ હોય તો પ્રકૃતિના પોતાના અર્થમાં પ્રત્યયો લાગશે. (૧૭૫)

કારિકા ૧૭૧માં સ્ત્રીસમાનાધિકરણ પક્ષનો ઉલ્લેખ અને પછીના ત્રણ કારિકાઓમાં આ પક્ષ અંગે મુશ્કેલીઓ દર્શાવ્યા પછી પ્રત્યાર્થવિશેષણપક્ષ અંગે વિચાર કરવામાં આવે છે.

સ્ત્રીશબ્દ માત્ર સંસ્ત્યાન અર્થાત્ સ્ત્રીત્વરૂપી ગુણ દર્શાવતો હોય અને સ્ત્રીત્વરૂપી પ્રકૃતિના અર્થાત્ પ્રાતિપદિકના વિશેષણ તરીકે હોય તો આવા પ્રાતિપદિકને સ્ત્રીલિંગમાં ટાપ્ વગેરે પ્રત્યયો લાગે છે.

संस्त्याने केवले वृत्ति प्रकृतीनां न विद्यते ।
तदाविष्टे ततो द्रव्ये गृह्यन्ते समवस्थिताः ॥१७६॥

પ્રકૃતિ (શબ્દો) માત્ર સ્ત્રીત્વનું અભિધાન કરતા નથી. તેથી સ્ત્રીત્વવિશિષ્ટ દ્રવ્ય સાથે રહેલા તે (શબ્દો) (પ્રત્યયકાર્યમાં) સ્વીકારવામાં આવે છે. (૧૭૬)

उपकारि च संस्त्यानं येषु शब्देष्वपेक्षितम् ।
तेभ्यष्टाबादयस्तच्च भूतादिष्वविवक्षितम् ॥१७७॥

જે શબ્દોમાં સ્ત્રીત્વ ઉપયોગી અને આવશ્યક છે તેમને ટાપ્ વગેરે પ્રત્યયો લાગે છે. ભૂત વગેરે શબ્દોમાં તે (સ્ત્રીત્વ) વિવક્ષિત નથી. (૧૭૭)

જે શબ્દોમાં સ્ત્રીત્વ વાચ્યત્વ રૂપે ઉપયોગી હોય તેમને ટાપ્ વગેરે પ્રત્યયો લાગે છે. જ્યાં સ્ત્રીત્વ ઉપલક્ષણ રૂપે હોય, જેમકે मूतं इयं ब्राह्मणी। માં मूतं શબ્દ, તેને આવા પ્રત્યયો લાગતા નથી. આ પ્રયોગમાં मूतं શબ્દમાં સ્ત્રીત્વની વિવક્ષા નથી. मूतं નો અર્થ સત્યવાદિની અથવા મરણ પામેલી સમજવામાં આવે તો मूता ब्राह्मणी એવો પ્રયોગ થતાં मूत ને ટાપ્ લાગશે. પરંતુ मूतं નો અર્થ ચૈતન્ય અર્થાત્ શુદ્ધત્વ છે. કારણં इयं ब्राह्मणी। માં કારણનો અર્થ પ્રાધાન્ય છે અને आवपनमियं उष्ट्रिका। –'આ ટોપલો માણું છે' –માં आवपनम् એટલે ટોપલો, उष्ट्रिका એટલે ઊંટના ગોળા આકારનું વાસણ અથવા ખેતરમાં અનાજ વાવવા માટે જેમાં ઉપરથી દાણા ઓરવામાં આવે છે તેનું નળ, ચાર પાંચ કાણાંવાળું લાકડાનું સાધન અર્થાત્ માણું. (प्रत्ययार्थपक्षे दोषोयं नावतरति इत्यर्थः मूतादयः चैतन्यार्थंगतप इति तदर्थस्य स्त्रीत्वेन संबन्धाभावात् प्रत्ययोत्पत्तिप्रसंगाभावः । –હેલા૨)

संस्त्यानं प्रत्ययस्यार्थः शुद्धमाश्रीयते यदा ।
तदा द्विवचनानेकप्रत्ययत्वं न सिध्यति ॥१७८॥

જ્યારે એકલા સ્ત્રીત્વને પ્રત્યયના અર્થ તરીકે સમજવામાં આવે છે ત્યારે (કેટલાક શબ્દોને) દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો લાગશે નહિ. (૧૭૮)

પ્રત્યયના અર્થ રૂપે સંસ્ત્યાનને અર્થાત્ સ્ત્રીત્વને દ્રવ્યના વિશેષણ તરીકે નહિ, પરંતુ શુદ્ધ અર્થાત્ એકલા સ્ત્રીત્વ તરીકે સમજવામાં આવે ત્યારે કુમારી શબ્દને कुमार्यौ કે कुमार्यः જેવા દ્વિવચન અને બહુવચનના પ્રત્યયોવાળા પ્રયોગો સિદ્ધ થશે નહિ, કારણકે સ્ત્રીત્વ એક જ છે (एकोऽयमर्थः स्त्रीत्वं नाम। तस्यैकत्वादेकवचनमेव प्राप्नोति ।

આ ઉપરાંત गार्ग्यायणी પ્રયોગમાં, સૂત્ર प्राचां ष्फ तद्धितः । (૪.૧.૧૭. પ્રાચીનોના મત પ્રમાણે, यञ् પ્રત્યયાન્તને સ્ત્રીલિંગમાં ष्फ પ્રત્યય લાગે છે અને તેની તદ્ધિત સંજ્ઞા થાય છે) પ્રમાણે ष्फ પ્રત્યય અને षिद्गौरादिभ्यः (૪.૧.૪૧, જેને ષ્ ઈત્ હોય તેવા અથવા ગૌરાદિગણનાં પ્રાતિપદિકોને સ્ત્રીલિંગમાં ङीष् પ્રત્યય લાગે છે) પ્રમાણે ङीष् પ્રત્યય લાગશે. એ પ્રમાણે कारीषगन्ध्या પ્રયોગમાં अणिञोरनार्षयोर्गुरूपोत्तमयोः ष्यङ् गोत्रे। (૪.૧.૭૮, ત્રણ સ્વરવાળા, અને તેમાંના છેવટના સ્વરની પાસેનો જેનો સ્વર દીર્ઘ છે તેવા અણ્-અન્ત કે ઈઞ્-અન્ત પ્રાતિપદિકને સ્ત્રીલિંગમાં ગોત્રાપત્યમાં ष्यङ् આદેશ થાય છે.) સૂત્ર પ્રમાણે ष्यङ् આદેશ અને यङश्चाप् (૪.૧.૭૪, यङ् પ્રત્યયાન્ત પ્રાતિપદિકને સ્ત્રીલિંગમાં चाप् પ્રત્યય લાગે છે) પ્રમાણે चाप् પ્રત્યય લાગે છે. कालितरामां जानपदकुण्डगोणस्थलभाजनाग...वेशेषु । (૪.૧.૪૨, જનપદ, કુણ્ડ, ગોણ, સ્થલ, ભાજ, નાગ, કાલ, નીલ, કુશ, કામુક અને કબર એટલા અગિયાર શબ્દોને વૃત્તિ, અમત્ર, આવપન, અકૃત્રિમ, પકવ, સ્થૌલ્ય, વર્ણ, અનાચ્છાદન, અયોવિકાર, મૈથુનેચ્છા અને કેશવેશ એવા અર્થોમાં ङीष् પ્રત્યય લાગે છે) પ્રમાણે ङीष् લાગે છે. ત્યાર પછી તરપ્ અને ત્યાર બાદ ટાપ્ પ્રત્યયો લાગશે. અહીં દરેક શબ્દને બે સ્ત્રીલિંગ પ્રત્યયો લાગે છે.

વાસ્તવમાં સ્ત્રીત્વ તો એક જ છે તેથી અનેક પ્રત્યયો લાગવા જોઈએ નહિ.
આ કારિકાને स्त्रियाम् । સૂત્ર ઉપરના વાર્તિક ૧ને પણ અનુવાદ કહી શકાય.

जातिश्चेत् स्त्रीत्वमेवासौ भेदोऽन्यत्राविवक्षितः ।
यस्माद् भिन्नैरपि द्रव्यैस्तदेकं सद् विशिष्यते ॥१७९॥

પ્રત્યયના અર્થ સ્ત્રીત્વને જો જાતિ સમજવામાં આવે તો બીજી(વ્યક્તિઓમાં પ્રાપ્ત થતા દ્વિવચન અથવા બહુવચનરૂપ) વિશેષોની વિવક્ષા રહેશે નહિ. તેથી તે (સ્ત્રીત્વ) એક હોવા છતાં જુદા જુદા વિશેષો વડે મર્યાદિત બને છે. (૧૭૯)

स्त्रियाम् । સૂત્રમાં પ્રત્યયાર્થ રૂપે સ્ત્રીત્વને સમજવામાં આવે છે. આ સ્ત્રીત્વ સ્ત્રીત્વ-જાતિનો બોધ કરાવે છે. હવે પ્રકૃતિ અને પ્રત્યય બન્ને એક સાથે પ્રત્યયના અર્થને જાહેર કરે છે, એવા સામાન્ય નિયમ પ્રમાણે જાતિરૂપ પ્રત્યયાર્થનું પ્રાધાન્ય હોવાથી અને જાતિ એક હોવાથી તેને માટે એકવચન જ વપરાશે. તેથી દ્વિવચન અને બહુવચનની વિવક્ષા રહેશે નહિ.

मात्राणां हि तिरोभावे परिमाणं न विद्यते ।
कुमार्य इति तेन स्यात् कुमार्यो भेदसंभवात् ॥१८०॥

(સ્ત્રીત્વમાં) ગુણોના અપચયને સમજવામાં આવતાં, તેના પરિણામને નક્કી કરી શકાતું નથી. તેથી કુમારી શબ્દમાં (સ્ત્રીત્વ અંગે અનેક) ભેદોનો સંભવ હોવાથી कुमार्यः એવો પ્રયોગ થશે. (૧૮૦)

રૂપ, રસ વગેરે, ગુણોની જુદી જુદી અવસ્થાઓ જુદી જુદી હોવાથી વચન પણ જુદાં જુદાં થશે. તેથી દ્વિવચન અને બહુવચન અંગે મુશ્કેલી દૂર થશે નહિ.

રૂપ, રસ વગેરે ગુણોની જુદી જુદી અવસ્થાઓ લિંગ દર્શાવે છે. આમ ગુણોનો તિરોભાવ, અપચય અથવા પ્રતિક્ષય એટલે સ્ત્રીત્વ સતત પરિણામી ગુણોની બદલાતી અવસ્થાઓ જુદી જુદી સમજવામાં આવે તો વચનનો પણ ભેદ થશે. આ અવસ્થા આટલી એમ કહી શકાશે નહિ. તેથી कुमार्यः એવા બહુવચનનો પ્રયોગ જ યોગ્ય થશે.

ઉપર કહ્યું તેમ ગુણો પરિણામી હોવાથી અવસ્થાભેદ હંમેશનો છે. અવસ્થાભેદ ન માનીએ તો સ્ત્રીત્વ જાતિ દર્શાવે છે એમ સમજતાં હંમેશાં એકવચન થાય.

જાતિ પક્ષમાં દ્વિવચન અને બહુવચનની ઉત્પત્તિ થશે નહિ એ એક દોષ છે. બીજો દોષ એવો છે કે દ્રવ્ય સાથે સમાનાધિકરણ થશે નહિ, જેમ કે, अस्याः कुमारी । એવો પ્રયોગ થશે. इयं कुमारी । એવો પ્રયોગ થશે નહિ. ત્રીજો દોષ એ છે કે સ્ત્રીત્વ એ ધર્મ હોવાથી ક્રિયા સાથે તેનો સંબંધ થશે નહિ. જેમ કે अलंकियतां कुमारी । એવો પ્રયોગ થશે નહિ, કારણ કે, અલંકરણ ક્રિયાનું કર્મ સ્ત્રીત્વ થઈ શકે નહિ.

जातिसंख्यासमाहारैर्यथैव सहचारिणि ।
द्रव्ये क्रियाः प्रवर्तन्त एकात्मत्वेऽप्यपेक्षिते ॥१८१॥

मूर्तिभ्यो मूर्तिधर्माणां तथा भेदस्य दर्शनात् ।
सामानाधिकरण्यं च क्रियायोगश्च कल्पते ॥१८२॥

જેમ જાતિ, સંખ્યા અને સમુદાય સાથે (દ્રવ્યનો) અભેદ અપેક્ષિત હોવા છતાં તેમની સાથે જોડાયેલા દ્રવ્યમાં ક્રિયાની પ્રવૃત્તિ થાય છે;

તેમ (સંસ્થાન વગેરે) દ્રવ્ય ધર્મોના દ્રવ્ય સાથેના અભેદની પ્રાપ્તિથી સામાધિકરણ્ય અને ક્રિયા સાથેનો સંબંધ કલ્પી શકાય છે. (૧૮૧-૧૮૨)

અન્વય : यथा जातिसंख्यासमाहारैः (द्रव्यस्य) एकात्मत्वे अपेक्षिते अपि सहचारिणि द्रव्ये क्रियाः प्रवर्तन्ते ।

तथा मूर्तिधर्माणां मूर्तिभ्यः अभेदस्य दर्शनात् सामानाधिकरण्यं क्रियायोगश्च कल्पते ।

જાતિપક્ષ સ્વીકારતાં જે મુશ્કેલીઓ પ્રાપ્ત થાય તેનો ઉત્તર स्त्रियाम् । (૪.૧.૩) સૂત્ર ઉપરના વાર્તિક ૬, गुणस्य चाश्रयतो लिङ्गवचनभावात् । ને આધારે આ કારિકાઓમાં આપવામાં આવ્યો છે.

शौक्ल्यं दुताम् । ब्राह्मणशतं भोज्यताम् । पञ्चपूली समानीयताम् । એવા પ્રયોગોમાં ક્રિયારૂપોનો સંબંધ જાતિ, સંખ્યા અને સમુદાય સાથે છે અહીં ક્રિયાપદ વડે અભિધાન પામતી ક્રિયાઓ દ્રવ્યને આધારે છે; કારણ કે દ્રવ્ય અને જાતિ તથા સંખ્યા અને સમુદાયનો અવિનાભાવ સંબંધ છે. તે પ્રમાણે મૂર્ત પદાર્થો અને તેમના ધર્મો વચ્ચે અભેદ સંબંધ હોવાથી શીલત્વવાચક શબ્દ અને દ્રવ્યવાચક શબ્દ વચ્ચે સામાનાધિકરણ્ય હોઈ શકે અને દ્રવ્યનો ક્રિયા સાથે સંબંધ થઈ શકે.

सामानाधिकरण्ये तु मतुब्लोपादपेक्षिते ।
लुक् तद्धितलुकीति स्याल्लुक् तत्राप्युपलक्षणम् ॥१८३॥

મતુપ્ પ્રત્યયના લોપને આધારે સામાનાધિકરણ્યને સમજવામાં આવતાં लुक्तद्धितलुकि સૂત્ર(૧.૨.૪૯)નિયમને કારણે સ્ત્રીત્વનો પણ લુક્ થશે. (જ્યાં મતુપ્નો લુક્ જણાવવામાં આવે છે) ત્યાં પણ (પ્રકૃતિના અર્થથી મર્યાદિત પ્રત્યયાર્થરૂપ) બાહ્ય લક્ષણ સમજાશે. (૧૮૩)

तदस्य अस्ति अस्मिन्निति मतुप् । (૫.૨.૯૪, પ્રાતિપદિકને, તે છે જેનું અથવા તે છે જેને ઠેકાણે એવા અર્થમાં મતુપ્ પ્રત્યય લાગે છે) ઉપરના વાર્તિક ૩, गुणवचनेभ्यो मतुपो लुक् । (ગુણવાચક શબ્દો પછી આવતા મતુપ્ પ્રત્યયનો લુક્ થાય છે) અને વાર્તિક ૫

तथा च लिङ्गवचनसिद्धिः । (મતુપ્ પ્રત્યયનો લુક્ કરીને જ લિંગ અને વચન સિદ્ધ થાય છે) પ્રમાણે ગુણવાચક શબ્દો પછી મતુપ્‌નો લોપ થાય છે એમ સમજીએ અને સ્ત્રીત્વને ગુણ સમજવામાં આવે તો लुक् तद्धितलुकि। (૧.૨.૪૯ લુક્ શબ્દથી જ્યારે તદ્ધિત પ્રત્યયનો લુક્ થાય ત્યારે ઉપસર્જનપદના સ્ત્રીલિંગનો પણ લુક્ થાય છે) સૂત્રનિયમથી સ્ત્રીલિંગના પ્રત્યયનો પણ લુક્ થશે. પરંતુ કુમારી શબ્દમાં મતુપ્ એવા તદ્ધિત પ્રત્યયનો કશો સદર્ભ નથી. કુમારી શબ્દ સ્ત્રીત્વગુણવિશિષ્ટ દ્રવ્ય દર્શાવે છે. शुक्लः पटः । પ્રયોગમાં शुक्ल. શબ્દમાં મતુપ્‌નો લુક્ થયો છે शुक्लः શબ્દમાં મતુપ્‌નો લુક્ થયો છે એમ માનીએ તો शुक्लः એવો શબ્દ દ્રવ્યાર્થ એવા પ્રકૃત્યર્થથી મર્યાદિત પ્રત્યયાર્થ દર્શાવશે આ અર્થમાં તે ઉપલક્ષણ બનશે.

केषाञ्चित् त्यक्तभेदेषु द्रव्येष्वेव विधीयते ।
संख्यानवत्तु टाबादिरभेदेन समन्वयात् ॥१८४॥

કેટલાકના મતમાં, સ્ત્રીત્વ ગુણવાળા અને (સ્ત્રીરૂપી વિશેષ સાથે) અભેદ સંબંધ હોવાને કારણે (બીજા) વિશેષો વિનાનાં દ્રવ્યોને જ टाप् વગેરે પ્રત્યયો લાગે છે. (૧૮૪)

સામાનાધિકરણ્યને પ્રત્યયાર્થપક્ષ દ્વારા બીજી રીતે સમજાવનારાઓના મતાન્તરને આ કારિકામાં રજૂ કરવામાં આવ્યો છે. આ મતમાં પ્રકૃતિ દ્રવ્યનું અને પ્રત્યય સ્ત્રીત્વનું અભિધાન કરે છે. બન્ને અભેદ સંબંધથી જોડાયેલાં છે. વિશેષ સ્પષ્ટતા કરતાં હેલારાજ જણાવે છે કે પ્રકૃતિ વડે વાચ્ય દ્રવ્ય એટલે દ્રવ્યસામાન્ય. બન્ને અભેદ સંબંધથી જોડાયેલાં છે. આવાં દ્રવ્યનો અર્થ દર્શાવતા શબ્દોને સ્ત્રીલિંગમાં टाप् વગેરે પ્રત્યયો લાગે છે.

सामान्यभूतो द्रव्यात्मा परिच्छिन्नपरिग्रहः ।
क्रियाभिर्युज्यते भेदैर्भागशश्चावतिष्ठते ॥१८५॥

સામાન્ય (જેવું સમજવામાં આવેલું) દ્રવ્ય, ((વિશેષ રૂપે) મર્યાદિત બનેલું સ્વીકારવામાં આવતાં ક્રિયાઓ સાથે સંબંધ પામે છે અને વિશેષો દ્વારા વિભાગોમાં પ્રાપ્ત થાય છે (૧૮૫)

પ્રત્યય વડે વાચ્ય બનતું દ્રવ્ય સામાન્ય જેવું છે. પરંતુ વાસ્તવમાં તેમ નથી, કારણ કે, પ્રકૃતિ વડે વાચ્ય બનતા દ્રવ્યવિશેષ વડે તે મર્યાદિત બને છે. તેથી પ્રત્યયવાચ્ય દ્રવ્યસામાન્ય ઉપર આધાર રાખી શકાશે નહિ.

આને પરિણામે અલંક્રિયતાં કુમારી । પ્રયોગમાં કુમારી શબ્દનો ક્રિયારૂપ અલંક્રિયતામ્ સાથે સંબંધ પ્રાપ્ત થવામાં વાંધો નથી. તેથી પ્રકૃતિ વડે વાચ્ય વિશેષો સર્વત્ર હોઈ સામાન્ય સાથે સંબંધમાં આવતાં સામાનાધિકરણ્ય પણ યોગ્ય ઠરશે.

शुक्लादिषु त्वाश्रयद्रव्यं प्राधान्येनाभिधीयते ।
स्त्रीत्वं तु प्रत્યयार्थत्वादभिधाविषयो यतः ॥१८६॥

શુક્લ વગેરે (ગુણ વાચક) શબ્દોમાં (તેના) આશ્રય રૂપ દ્રવ્યને પ્રધાન રૂપે જણાવવામાં આવે છે. પરંતુ સ્ત્રીત્વ, પ્રત્યયનો અર્થ હોવાને કારણે અભિધાનો વિષય બને છે. (૧૮૬)

સામાનાધિકરણ્યના સમર્થનમાં કારિકા ૧૮૩, ૧૮૪, ૧૮૫ માં દલીલો રજૂ કરવામાં આવી.

સંસ્થાન અર્થાત્ સ્ત્રીત્વ, પ્રત્યયનો અર્થ છે એવા પક્ષમાં એ રીતે સામાનાધિકરણ્યનું સમર્થન કરવામાં આવ્યું. સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દો ગુણ શબ્દો છે અને સ્ત્રીત્વ સાથે તેમનો અભેદસંબંધ હોવાથી સ્ત્રીત્વના આશ્રય એવા દ્રવ્ય સાથે સમાન અધિકરણ અને સંખ્યાભેદ થાય છે. આ એક પક્ષ હતો. બીજા પક્ષમાં પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થ સામાન્યવિશેષભાવે રહ્યા હોવાથી ભેદને આધારે સામાનાધિકરણ્ય સિદ્ધ થયું. હવે આ સંદર્ભમાં એક શંકા રજૂ કરવામાં આવે છે.

શુક્લ વગેરે ગુણશબ્દો પોતાના આશ્રય એવા દ્રવ્યને દર્શાવે છે. આશ્રય પ્રધાન હોવાથી આશ્રયના લિંગ અને સંખ્યા પ્રમાણે શુક્લ શબ્દના લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે. સ્ત્રીત્વ અંગે એમ કહી શકાય કે ટાપ્ વગેરે પ્રત્યયો દ્વારા વાચ્ય બનતું તે મુખ્ય છે, આ વાત સ્વીકારીએ તો દ્રવ્યરૂપ પ્રકૃત્યર્થ ગૌણ બને છે. તેથી પ્રધાન એવું સ્ત્રીત્વ ગૌણ એવા પ્રકૃત્યર્થના લિંગ અને વચનને કેવી રીતે અનુસરશે એવી શંકા થાય છે. વળી વિશેષણના બાબતે. । સર્વનિયમ પ્રમાણે વિશેષણોના લિંગ અને વચન વિશેષ્ય પ્રમાણે થવા જોઈએ, વિશેષ્યના લિંગ અને વચન પ્રમાણે વિશેષણોના લિંગ અને વચન થશે નહિ. કુમારી શબ્દમાં, સ્ત્રીત્વ પ્રત્યયાર્થ હોવાથી પ્રાધાન્ય બને રહ્યું પરંતુ કુમારી વગેરે શબ્દો પોતાની અભિધાશક્તિ પ્રમાણે સ્ત્રીત્વને જ દર્શાવતા હોવાથી, તે પ્રમાણે લિંગ અને વચન સિદ્ધ થશે.

सोऽयमित्यभिसम्बन्धादाश्रयं प्रतिपद्यते ।
स्त्रीत्वं स्वभावसिद्धो वा गुणभावविपर्ययः ॥१८७॥

'આ તે છે' એવા (તાદાત્મ્ય) સંબંધને કારણે સ્ત્રીત્વ, તેના આશ્રય સાથે જોડાયેલું છે, અથવા મુખ્યત્વ અને ગૌણત્વનું વિપરીતપણું (શબ્દોની શક્તિને કારણે) સ્વાભાવિક છે. (૧૮૭)

પ્રત્યયના અર્થ રૂપે રહેલું સ્ત્રીત્વ હમેશા પ્રધાન હોય છે એમ બનતું નથી પ્રકૃતિના અર્થરૂપે રહેલું દ્રવ્ય પણ હમેશા પ્રધાન હોતું નથી. બન્નેના ગુણપ્રધાનભાવમાં વિપર્યય થાય છે, તેથી ઉપર જણાવી તે શંકા યોગ્ય નથી.

શાસ્ત્રપ્રક્રિયામાં પ્રત્યયાર્થનું મહત્ત્વ છે, પરંતુ વ્યવહારમાં તેમ નથી. આખ્યાતને પ્રાપ્ત થતા પ્રત્યયો સાધનનો અર્થ દર્શાવે છે, પરંતુ આખ્યાતનો પ્રધાન અર્થ સાધન નથી પરંતુ ક્રિયા છે.

સંખ્યા માટે પ્રયોજાતા વિભક્તિ પ્રત્યયો સંખ્યેયને ગૌણ બનીને તેના વાચક બને છે. વિંશતિ વગેરે માટે નક્કી થયેલા ઠક્ વગેરે તદ્ધિત પ્રત્યયો ક્રિયાવાન એવા કર્તાનું પ્રાધાનપણે અભિધાન કરે છે. પરિણામે પ્રત્યયના આશ્રય એવા પ્રકૃતિના વચન પ્રમાણે કુમારી વગેરે સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દોમાં વચનની સિદ્ધિ સમજવી જોઈએ.

આ પ્રમાણે સામાનાધિકરણ્ય અંગે ત્રણ પક્ષ સમજવામાં આવ્યા : (૧) સ્ત્રીત્વવિશિષ્ટ દ્રવ્યનું અભિધાન, (૨) પ્રકૃત્યર્થરૂપ દ્રવ્ય અને પ્રત્યયાર્થરૂપ સ્ત્રીત્વ વચ્ચે અભેદ અને (૩) પ્રકૃત્યર્થરૂપ દ્રવ્યનું પ્રાધાન્ય. આ ત્રણ અંગેની શંકાઓનું નિરસન કરવામાં આવ્યું.

> साकाङ्क्षत्वाद्गुणत्वेन सामान्यं सोपदिश्यते ।
> व्यक्तीनामात्मधर्मोऽसावेकप्रत्ययनिबन्धनः ॥१८८॥

સામાન્ય રૂપ (દ્રવ્ય) સાકાંક્ષ હોવાને કારણે ગુણરૂપે જણાવાય છે. (સામાન્ય અને વિશેષના) એકત્વના જ્ઞાન ઉપર આધારવાળો તે, વિશેષોનો પોતાનો ધર્મ (જ) છે. (૧૮૮)

વિશેષણાનાં ચાજાતે. । સૂત્રમાં પ્રાપ્ત થતો વિશેષણ શબ્દ ગુણનો પર્યાય છે. પ્રત્યય વડે વાચ્ય સ્ત્રીત્વવાળું દ્રવ્ય, જેને આપણે સામાન્ય કહ્યું છે તે આ ગુણ છે. આ સામાન્ય પ્રકૃતિ વડે વાચ્ય દ્રવ્યવિશેષ ઉપર આધાર રાખે છે. તેથી તેને સાકાંક્ષ કહેવામાં આવે છે. દ્રવ્યવિશેષોથી તે જુદું નથી.

> एवंभूता च सावस्था भागभेदपरिग्रहे ।
> कृते बुद्ध्यैव भेदानामाश्रयत्वेच कल्पिते ॥१८९॥
>
> निष्कृष्टेष्वपि भेदेषु व्यक्तिरूपाश्रये ततः ।
> लिङ्गप्रत्ययमर्शेन लिङ्गसंख्ये प्रपद्यते ॥१९०॥

(પૃથક્કરણરૂપ બુદ્ધિ વડે (પ્રકૃતિપ્રત્યય) વિભાગ રૂપી વિશેષોનો સ્વીકાર કરવામાં આવતાં અને તે વિશેષોને સ્વતંત્ર રૂપે નિરૂપવામાં આવતાં છતાં તેમને આશ્રય રૂપે કલ્પવામાં આવતાં, તેમના સ્ત્રીત્વનો બોધ થતાં, (સામાન્ય અને વિશેષના મિશ્રણ રૂપ) તે અવસ્થા, વ્યક્તિરૂપ આશ્રયનાં લિંગ અને સંખ્યાને પ્રાપ્ત કરે છે. (૧૮૯-૧૯૦)

અન્વય : (અપોદ્વાર) બુદ્ધ્યા (પ્રકૃતિપ્રત્યય) ભાગભેદપરિગ્રહે કૃતે, નિષ્કૃષ્ટેષ્વપિ ભેદેષુ ભેદાનાં આશ્રયત્વે અપ્રકલ્પિતે, લિઙ્ગપ્રત્યયસમર્થેન, એવંભૂતા સા (સામાન્યવિશેષાભ્યાં શબલા) અવસ્થા, વ્યક્તિરૂપાશ્રયે લિઙ્ગસંખ્યે પ્રસૂયતે ।

શબ્દમાંથી પૃથક્કરણ બુદ્ધિ વડે પ્રકૃતિ અને પ્રત્યયને જુદા પાડતાં પ્રત્યયાર્થ દ્રવ્યસામાન્ય દર્શાવે છે. આવું દ્રવ્યસામાન્ય પ્રકૃત્યર્થ એવા દ્રવ્યવિશેષની અપેક્ષા રાખતું હોવાથી તે ગુણરૂપ બનશે પરંતુ સ્ત્રીત્વવિશિષ્ટ દ્રવ્ય એક જ હોવાથી દ્રવ્યવિશેષને આશ્રય અને દ્રવ્યસામાન્યને આશ્રયી કેવી રીતે કહેવાશે? એમ ન થાય તો બન્ને વચ્ચે આશ્રયાશ્રયિભાવ કેવી રીતે પ્રાપ્ત થાય એવી શંકાને અહીં જવાબ આપવામાં આવ્યો છે.

પ્રકૃતિ અને પ્રત્યયના વિશેષ અને સામાન્યરૂપ અર્થોના મિશ્રણરૂપ અવસ્થા એક જ છે. આ અવસ્થામાંથી પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થ એવા ભેદો કલ્પવામાં આવે છે. આવી કલ્પનાને કારણે પ્રકૃતિવડે વાચ્ય દ્રવ્યવિશેષો પ્રત્યયવડે વાચ્ય સંસ્થાન અર્થાત્ સ્ત્રીત્વના આશ્રય તરીકે સમજવામાં આવે છે. આવા આશ્રયો પ્રમાણે લિંગ અને સંખ્યા સમજવામાં આવે છે.

આગળ જણાવ્યું હતું કે પ્રકૃતિ વડે વાચ્યને સ્ત્રીત્વવાચક બે પ્રત્યયો લાગે છે. તેને માટે કારણ એમ આપી શકાય કે સ્ત્રીત્વવાચક પ્રત્યયો દ્યોતક હોય તો તેવા બે પ્રત્યયો પણ એક જ શબ્દને લાગશે, જેમકે ગાર્ગ્યાયણી એવા શબ્દરૂપમાં ष्फ અને ङीष् પ્રત્યયો લાગે છે (જુઓ કારિકા ૧૭૮ ઉપરનું ટિપ્પણ).

अन्तरेण चशब्दस्य प्रयोगं द्वन्द्वभाविनाम् ।
अविशिष्टार्थवृत्तित्वं रूपाभेदात् प्रतीयते ॥१९१॥

દ્વન્દ્વ સમાસમાં પ્રાપ્ત થનારાં પદો તેમના સ્વરૂપમાં ભેદ ન હોવાથી, ચ (અને) શબ્દના પ્રયોગ વિના, અભિન્ન અર્થ દર્શાવે છે. (૧૯૧)

પાણિનિસૂત્ર चार्थे द्वन्द्वः । (૨.૨.૨૯, 'અને'ના અર્થમાં દ્વન્દ્વ સમાસ થાય છે) ઉપરની ભાષ્યચર્ચામાં જણાવવામાં આવ્યું છે કે च (અને) અવ્યય છે. તેથી च ના અર્થમાં પ્રાપ્ત થનાર દ્વન્દ્વ સમાસ પણ અવ્યય હોવો જોઈએ. આ બરાબર નથી. કારણકે અવ્યયો ચોક્કસ ઉલ્લેખ (જેવા કે, स्वरादिनिपातमव्ययम् । ૧.૧.૩૭ चादयोऽसत्त्वे । ।૪.૫૭ વગેરે સૂત્રો) વડે જણાવવામાં આવ્યા છે. આ ઉલ્લેખોમાં દ્વન્દ્વ નથી. આ સિદ્ધાન્ત સ્વીકારીએ તો च શબ્દથી દર્શાવાતા અર્થ સાથે લિંગ અને સંખ્યાનો સંબંધ થશે નહિ. પરિણામે દ્વન્દ્વ સમાસને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે. આ બરાબર નથી. ભાષાના વપરાશ મુજબ च જે નિપાત છે તેને લિંગ અને વચન થતાં નથી. સમાસમાં જોડાતાં પદોને વિગ્રહવાક્ય તરીકે સમજવામાં આવે ત્યારે ચ શબ્દના પ્રયોગ વિના ચાલતું નથી, કારણકે આવા પ્રયોગ વિના આ પદો સમુચ્ચય દર્શાવતાં નથી. વિગ્રહ વાક્યમાં च શબ્દ વડે જણાવાતા અર્થને લિંગ અને સંખ્યા સાથે સંબંધ થતો નથી આ અને હવે પછીની કારિકાઓમાં આને અંગે ચર્ચા કરવામાં આવી છે.

विकल्पयति या वृत्तिर्निवर्त्येऽथ समुच्चिते ।
तेषामज्ञातशक्तीनां द्योतकेन नियम्यते ॥१९२॥

અજાણી (અર્થ) શક્તિઓવાળા તે શબ્દોનાં વિકલ્પ, નિષેધ અથવા સમુચ્ચય જણાવવાની શક્તિનું (च જેવા) દ્યોતક શબ્દ વડે નિયમન થાય છે. (૧૯૨)

च પદનો પ્રયોગ જો વાક્યમાં કરવામાં ન આવે તો સમાસમાં જોડાનારાં પદો કયા અર્થનાં વાચક છે તે, તેમની વાક્યાવસ્થામાં જાણી શકાતું નથી. वा, न અને च જેવાં અર્થદ્યોતક પદો વડે વિકલ્પ, નિષેધ અને સમુચ્ચયનો અર્થ દર્શાવવામાં આવે છે, તેથી વાક્યમાં આવાં પદો આવશ્યક છે.

वृत्तौ विशिष्टरूपत्वाच्चशब्दो विनिवर्तते ।
अर्थभेदेऽपि सारूप्यात् तच्चार्थेनापदिश्यते ॥१९३॥

(વિગ્રહ વાક્ય કરતાં) સમાસનું સ્વરૂપ વિશિષ્ટ હોવાથી (દ્વન્દ્વ સમાસ)માં च (અને) અદૃષ્ટ બને છે. સમાસ અને વિગ્રહનો અર્થ જુદો હોવા છતાં સમાન રૂપને કારણે च (અને) ના અર્થ વડે તે દ્વન્દ્વનો અર્થ ઓળખાય છે. (૧૯૩)

વિગ્રહવાક્યમાં च (અને) શબ્દનો વપરાશ આવશ્યક છે. દ્વન્દ્વ સમાસમાં च (અને)નો પ્રયોગ થતો નથી; તેથી તેમાંથી અભેદપ્રાપ્ત સમુચ્ચયનું સ્વાભાવિક અભિધાન થાય છે. વાક્યમાં च (અને)નો પ્રયોગ થતો હોવાથી ભેદાધિષ્ઠિત સમુચ્ચયનો નિર્દેશ થાય છે આવો અર્થભેદ હોવા છતાં સમુચ્ચિત બનતાં પદોને કોઈક ક્રિયા માટે એકબીજાની અપેક્ષા રહે છે. એકબીજાની આવી અપેક્ષારૂપ સામ્ય च (અને) વડે જણાવાય છે અને તેના વડે દ્વન્દ્વના અર્થનો બોધ થાય છે. સરખાવો હેલારાજ : तदेवमत्यन्तार्थभेदेऽपि चार्थेन द्वन्द्वार्थो निर्दिश्यते क्रियायामितरेतरापेक्षासाम्यमाश्रित्य ।

चस्य चासत्त्वभूतोऽर्थः स एवाश्रीयते यदि ।
तद्धर्मत्वं ततो द्वन्द्वे चादिष्वर्थकृतं हि तत् ॥१९४॥

च (અને)નો અર્થ અદ્રવ્ય છે; અને આ અર્થને જ સ્વીકારવામાં આવે તો દ્વન્દ્વ (સમાસ)માં તે (च)નો જ (અવ્યયરૂપ) સ્વભાવ પ્રાપ્ત થશે, કારણ કે च (અને) વગેરેમાં તે (અવ્યય રૂપ સ્વભાવ) અર્થને કારણે પ્રાપ્ત થાય છે. (૧૯૪)

અવ્યયને અલિંગ અને અસંખ્ય કહ્યું છે. હવે चार्थे द्वन्द्वः એવું વિધાન સ્વીકારીએ તો च નો અર્થ અર્થાત્ અવ્યયનો અર્થ, અલિંગતા અને અસંખ્યત્વ, તે દ્વન્દ્વનો પણ અર્થ થશે. પરંતુ દ્વન્દ્વ કાંઈ અવ્યય નથી, કારણકે चादयः । માં એનું પરિગણન નથી. આ પરિગણનની વાત બરાબર નથી, કારણકે, પાઠ વિધાયક નથી. તે માત્ર ઉદાહરણ રૂપે જ છે. તેમ છતાં જો દ્વન્દ્વનો અર્થ એ चનો અર્થ ગણાય. આજે च જો અસત્ત્વ અર્થાત્ અદ્રવ્યરૂપ હોય તો चने અને તેથી દ્વન્દ્વને પણ લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે નહિ.

શબ્દોના વિશિષ્ટ અર્થોનું અભિધાન સ્વાભાવિક છે; શાસ્ત્ર નિયમો દ્વારા શબ્દોના અર્થો નક્કી કરવામાં આવતા નથી. વ્યાકરણશાસ્ત્રનો આ મહત્ત્વનો સિદ્ધાન્ત છે.

શબ્દોના અર્થોનો નિર્દેશ જો શાસ્ત્રનિયમો પ્રમાણે થતો હોય તો દ્વન્દ્વમાં પ્રાપ્ત થતા શબ્દોની કેવી સ્થિતિ થાય તેનો ઉલ્લેખ આ કારિકામાં કરવામાં આવ્યો છે. चादयोऽसत्वे સૂત્રનિયમ જણાવે છે કે च (અને) વગેરેનો અર્થ અદ્રવ્ય છે. હવે અવ્યયશબ્દોને લિંગ વિનાના અને સંખ્યા વિનાના સમજવામાં આવે અને च (અને)ના અર્થમાં દ્વન્દ્વ સમાસ થાય છે એવા સૂત્રનિયમને સ્વીકારવામાં આવે તો દ્વન્દ્વમાં પણ અલિંગતા અને અસંખ્યતા પ્રાપ્ત થશે. પરંતુ આમ બનતું નથી. કારણકે च (અને)નો અદ્રવ્ય રૂપ અર્થ અને તેને કારણે પ્રાપ્ત થતાં અલિંગતા અને અસંખ્યતા તેમના લોકવ્યવહારમાં પ્રાપ્ત થતા સ્વાભાવિક અર્થાભિધાનને કારણે છે. આવા સ્વાભાવિક અભિધાનનો માત્ર ઉલ્લેખ चादयोऽसत्वे । સૂત્રનિયમથી કરવામાં આવે છે : સરખાવો હેલારાજ–अलिङ्गसङ्ख्यत्वं चादीनामव्ययत्वं स्वभावसिद्धं पाठेनानूद्यते, न तु पाठ एव विधायकः उदाहरणत्वात् तस्य ।

> चार्थः शब्दे क्वचिद् भेदात्कथञ्चित् समवस्थितः ।
> द्योतकाश्चादयस्तस्य वक्ता द्वन्द्वस्तु तद्वताम् ॥१९५॥

જુદી જુદી શબ્દશક્તિઓને કારણે च (અને) નો અર્થ કોઈક (જુદી જુદી) રીતે નિશ્ચિત બને છે. च (અને) વગેરે તેના સમુદાયરૂપ અર્થના દ્યોતક છે, અને તેવા અર્થવાળા શબ્દોનો દ્વન્દ્વ સમાસ તેના અર્થનો વાચક છે. (૧૯૫)

> विकल्पाद्यभिधेयस्य चार्थस्यान्यपदार्थता ।
> द्योतकत्वान्न कल्पेत तस्मात्सदुपलक्ष्यते ॥१९६॥

વિકલ્પ (સમુચ્ચય) વગેરે શબ્દો વડે જણાવાતો અર્થ, च (વા) વગેરે દ્યોતક હોવાને કારણે, બીજી રીતે જણાવાતો નથી. તેથી (चार्थे શબ્દ વડે) સત્વરૂપ અર્થ દર્શાવવામાં આવે છે. (૧૯૬)

અન્વય : (चादीनां) द्योतकत्वात् विकल्पाद्यभिधेयस्य चार्थस्य अन्यपदार्थता न कल्पेत । तस्माद् (चार्थे इत्यनेन) सत् (वस्तु) उपलक्ष्यते ।

च, वा વગેરે શબ્દો વિકલ્પ, સમુચ્ચય, પ્રતિષેધ વગેરે અર્થો દર્શાવે છે. આવા અર્થો સત્વરૂપ દ્રવ્યના હોઈ શકે.

લિંગ અને સંખ્યા સાથે તેમનો સંબંધ હોય છે. चार्थे द्वन्द्वः । (૨.૨.૨૯) સૂત્રમાં चार्थे નો આવો જ અર્થ છે.

तत्र स्वाभाविकं लिङ्गं शब्दधर्मे व्यपेक्षिते ।
शब्दः कश्चित्तमेवार्थं कथञ्चित् प्रतिपद्यते ॥१९७॥

શબ્દોના સ્વભાવને ધ્યાનમાં રાખીને, ત્યાં (ભાષ્યમાં), લિંગને સ્વાભાવિક જાહેર કરવામાં આવ્યું છે. શબ્દ કોઈક (જુદી) રીતે તે અર્થને જ પ્રાપ્ત કરે છે. (૧૯૭)

चार्थे द्वन्द्वः । (૨.૨.૨૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે શબ્દોમાં લિંગ અને સંખ્યાનો અભાવ સ્વાભાવિકપણે હોય છે. તે વ્યાકરણશાસ્ત્રમાં નિયમવચનોને અધીન નથી. (नेदं वाचनिकं अलिङ्गता असंख्यता वा । किं तर्हि स्वाभाविकमेतत् ।). कार्यम् कलिमा, कृतना આ ત્રણ શબ્દોમાં પ્રકૃતિશબ્દ એકસરખો છે, , પરંતુ જુદા જુદા પ્રત્યયોને કારણે જુદા જુદા અર્થાત્ નપુંસક, પુલ્લિંગ, અને સ્ત્રીલિંગ એવા લિંગભેદો તેમાં પ્રાપ્ત થાય છે. जलम् અને आपः તથા दारा અને भार्या માં લિંગ અને વચન જુદાં જુદાં છે. द्वैधम् શબ્દ લિંગ અને સંખ્યા વિનાના છે, પરંતુ धमुञन्तात् स्वार्थेऽदर्शनम् । (પા. સૂ. ૫.૩.૪૫ द्वित्र्योश्च धमुञ् । (૫.૩.૪૫) ઉપરના વાર્તિક) પ્રમાણે द्वि, त्रि ને धा ને બદલે धमुञ् આદેશ થાય છે અને તેથી वधि द्वैधानि એવા પ્રયોગમાં द्वैधानि એવો લિંગ અને સંખ્યાવાળો શબ્દ પ્રાપ્ત થાય છે.

शब्दादर्थाः प्रतायन्ते स भेदानां विधायकः ।
अनुमानं विवक्षायाः शब्दादन्यन्न विद्यते ॥१९८॥

શબ્દમાંથી અર્થોનો વિસ્તાર થાય છે. તે (જ) જુદા જુદા (અર્થોનું નિર્માણ કરે છે. વક્તાની ઇચ્છાનું અનુમાન કરવા માટે શબ્દ સિવાય બીજું કશું પ્રાપ્ત થતું નથી. (૧૯૮)

પોતાને અભિપ્રેત અર્થ જણાવવા માટે વક્તા, યોગ્ય શબ્દનો પ્રયોગ કરે છે. તેથી વક્તાની ઈચ્છો માટે શબ્દો જ અનુમાપક છે. વક્તા પોતાની ઇચ્છા પ્રમાણે જ भार्या કે दाराः અથવા उदकम् કે आपः નો પ્રયોગ કરે છે.

समुच्चितः स्याद् द्वन्द्वार्थो गुणभूतसमुच्चयः ।
समुच्चयो वापि भवेद् गुणभूतसमुच्चितः ॥१९९॥
समुच्चितस्य प्राधान्ये लिङ्गसंख्ये स्वभावतः ।
समुच्चयस्य प्राधान्ये शास्त्रं स्यात् प्रतिपादकम् ॥२००॥

જેમાં સમુચ્ચય ગૌણ રૂપે છે એવો પદાર્થોનો સમુચ્ચય દ્વન્દ્વ સમાસનો અર્થ હોઈ શકે અથવા જેમાં સમુચ્ચય પામેલા પદાર્થો ગૌણ છે એવો સમુચ્ચય દ્વન્દ્વના અર્થરૂપે હોઈ શકે. (૧૯૯)

જ્યારે સમુચ્ચય પામેલ પદાર્થોનુ પ્રાધાન્ય હોય ત્યારે તેમના લિંગ અને સંખ્યા લગભગ સ્વભાવસિદ્ધ હોય છે, જ્યારે સમુચ્ચયનુ પ્રાધાન્ય હોય ત્યારે શાસ્ત્ર(નિયમો લિંગ અને સંખ્યાનુ) પ્રતિપાદન કરશે (૨૦૦)

દ્વન્દ્વ સમાસના પદો સત્ત્વભૂત અર્થ દર્શાવતાં હોવાથી તેમના લિંગ અને સંખ્યા સ્વભાવસિદ્ધ હોય એ પક્ષ વિષે વિચાર કરવામાં આવ્યો બીજો પક્ષ એવો છે કે શબ્દોના લિંગ અને વચન તેમના આશ્રયના લિંગ અને વચનને આધારે શાસ્ત્રનિયમો નક્કી કરે છે ભાષ્યકારે આ બાબતનો ઉલ્લેખ વિશ્રવણાના ચાલાતે। (૧ ૨ ૫૨) સૂત્ર ઉપરના તેમના વિધાન अपवाद्यस्तो लिङ्गवचनानि भवन्ति। મા કર્યો છે સમુચ્ચય પામેલા અર્થાત્ સમુચ્ચિત પદો દ્રવ્યરૂપ અર્થ દર્શાવતા હોવાથી તેમના લિંગ અને વચન શાસ્ત્રનિયમના આધારે નહિ પરંતુ સ્વભાવસિદ્ધ હોય છે સમુચ્ચયરૂપ અર્થનું વિધાન જો શાસ્ત્રનિયમો કરતા હોય તો તેના લિંગ અને વચનનુ વિધાન પણ શાસ્ત્રનિયમો જ કરશે

समुच्चयनतोऽर्थस्य प्राधान्येऽप्यपरे विदु ।
निमित्तानुविधायित्वादसिद्धि लिङ्गसख्ययो ॥२०१॥

સમુચ્ચય પામેલા પદોના અર્થનુ જ્યારે પ્રાધાન્ય હોય ત્યારે પણ બીજા કેટલાક આચાર્યો જણાવે છે કે લિંગ અને સંખ્યા (સ્વભાવથી) સિદ્ધ બનતા નથી કારણકે (દ્વન્દ્વમા પ્રાપ્ત થતો અર્થ) તેના નિમિત્ત એવા સમુચ્ચયને અનુસરે છે (૨૦૧)

સમુચ્ચિત અર્થાત્ સમુચ્ચય પામેલા પદોના અર્થનુ પ્રાધાન્ય હોય ત્યારે પણ શાસ્ત્રનાં વિધાનો ઉપયોગી છે એવુ કેટલાક આચાર્યોનુ માનવુ છે, કારણ કે, દ્વન્દ્વ સમાસનુ નિમિત્ત એવો સમુચ્ચય સમુચ્ચિત પદોને ઢાંકી દે છે (હાતિરોધાનમ્ ।) તેથી તેવા પદોને લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ સ્વાભાવિક હોતી નથી આવી સ્થિતિમા પણ શાસ્ત્રનિયમો ઉપયોગી છે આમ સમુચ્ચયનુ પ્રાધાન્ય હોય કે સમુચ્ચિત પદોનુ પ્રાધાન્ય હોય, શાસ્ત્ર તો આવશ્યક છે જ

समुच्चयो निमित्त चेत्स्यान्निमित्तानुवर्तनम् ।
अन्वयव्यतिरेकाभ्या चार्थो द्वन्द्वनिबन्धन ॥२०२॥

સમુચ્ચય જો નિમિત્ત હોય તો તેનુ અનુસરણ થાય, પરંતુ અન્વય અને વ્યતિરેક વડે પ્રાપ્ત થતો च (અને) નો અર્થ દ્વન્દ્વ માટે કારણરૂપ છે (૨૦૨)

કારિકા ૨૦ મા દર્શાવેલ મતાન્તર સ્વીકારવા યોગ્ય નથી દ્વન્દ્વનો અર્થ કોઈક ક્રિયા સાથે સમાન રીતે જોડાયેલ પદોના સમુચ્ચય રૂપે છે તેથી સમુચ્ચયને દ્વન્દ્વનુ નિમિત્ત બનાવી શકાય નહિ અન્વય અને વ્યતિરેક વડે પ્રાપ્ત થતો અને च વડે પ્રાપ્ત થતો

અર્થ જ દ્વન્દ્વનું નિમિત્તરૂપે છે. દ્વન્દ્વનું નિમિત્ત સમુચ્ચય હોય છે એવી ભ્રાન્તિ થાય છે કારણકે સમુચ્ચય પામેલા શબ્દો વડે કોઈક વાર તે જણાવવામાં આવે છે.

समुच्चितनिमित्तत्वे चार्थस्यापगमेऽपि वा ।
स्वभावसिद्धे द्वन्द्वस्य लिङ्गसंख्ये व्यवस्थिते ॥२०३॥

સમુચ્ચય પામેલાં પદો (દ્વન્દ્વનું) નિમિત્ત હોય કે च (અને) નો અર્થ પ્રાપ્ત થતો ન હોય, દ્વન્દ્વ (સમાસમાં) લિંગ અને સંખ્યા સ્વભાવસિદ્ધ જ હોય છે (૨૦૩)

આ બાબતમાં નિર્ણાયક સ્થિતિ સ્પષ્ટ જ છે કે સમુચ્ચયને દ્વન્દ્વ સમાસનું નિમિત્ત સમજી શકાય નહિ. સમુચ્ચિત પદો દ્વન્દ્વનું નિમિત્ત છે, અને આવાં સમુચ્ચિત પદો હમેશાં દ્રવ્યનો અર્થ જ દર્શાવે છે. તેથી તેમનાં લિંગ અને સંખ્યા વાચનિક નહિ પરંતુ સ્વાભાવિક છે. સરખાવો હેલારાજ : सत्त्वभूत एव स्वभावतो द्वन्द्वार्थ इति समुच्चयस्यासत्त्वादेव निमित्तभावो नास्ति ।

पदान्तरस्थस्यार्थस्य द्योतकत्वान्न युज्यते ।
निपातो लिङ्गसंख्याभ्यां द्वन्द्वस्त्वर्थस्य वाचकः ॥२०४॥

નિપાત, બીજા પદમાં રહેલા અર્થનો દ્યોતક હોવાથી, લિંગ અને સંખ્યા સાથે જોડતો નથી, પરંતુ દ્વન્દ્વ સમાસ તો (દ્રવ્યરૂપ) અર્થનો વાચક છે. (૨૦૪)

દ્વન્દ્વ સમાસમાં જોડાતાં પદો તેમની અર્થશક્તિ પ્રમાણે જુદો જુદો અર્થ દર્શાવે છે. દ્વન્દ્વનાં પદો દ્રવ્યરૂપ અર્થનાં વાચક છે જ્યારે च (અને)નો સમુચ્ચયરૂપ અર્થ અસત્ત્વભૂત છે. દ્વન્દ્વ સમાસમાં વાચકત્વ અને દ્યોતકત્વના ભેદનો નિર્દેશ કારિકા ૧૯૫ અને ૧૯૬માં કરવામાં આવ્યો છે.

निमित्तानुविधाने च द्रव्यधर्मानपेक्षणात् ।
गुणप्रधानभावेन क्रियायोगो न कल्पते ॥२०५॥

અને દ્વન્દ્વના નિમિત્ત તરીકે સમુચ્ચયને સ્વીકારતાં દ્રવ્યના ધર્મોની અપેક્ષા સમજવામાં ન આવતાં, તે (દ્રવ્યો)નો ક્રિયાની સાથે ગૌણ રૂપે કે મુખ્ય રૂપે સંબંધ કલ્પી શકાશે નહિ. (૨૦૫)

સમુચ્ચયને દ્વન્દ્વ સમાસના નિમિત્ત તરીકે સ્વીકારવામાં બીજી એક મુશ્કેલી રજૂ કરવામાં આવે છે. સમુચ્ચયને દ્વન્દ્વના નિમિત્ત તરીકે સ્વીકારતાં, દ્રવ્યના શક્તિરૂપ ધર્મોને બરાબર સમજાવી શકાતા નથી. અહીં નિમિત્તી એટલે સત્ત્વભૂત દ્રવ્ય અને નિમિત્ત એટલે સમુચ્ચય. સમુચ્ચય અસત્ત્વભૂત છે. અસત્ત્વભૂતનો ક્રિયા સાથે સંબંધ કરી શકાતો નથી.

यस्य नास्ति क्रियायोग स्वतन्त्रोऽसौ न विद्यते ।
अर्थो द्वन्द्वस्य तत्र स्यादुपादानमनर्थकम् ॥२०६॥

જેને ક્રિયા સાથે સબંધ ન હોય એવો સ્વતન્ત્ર અર્થ હોતો નથી. દ્વન્દ્વ (સમાસ)નો અર્થ જો તેવો હોય તો શાસ્ત્ર વડે તેનુ વિધાન નકામુ છે (૨૦૬)

વાક્યપદીયમા જણાવવામા આવ્યુ છે કે ક્રિયા સાથેના સબધ વિનાના પદાર્થનો બોધ થઈ શકતો નથી (क्रियानुषङ्गेण विना न पदार्थ प्रतीयते । ૨૪૨૫) સ્વનિષ્ઠ સ્વતન્ત્ર અને ક્રિયા સાથેના સબધ વિનાનો પદાર્થ હોતો નથી જો દ્વન્દ્વ સમાસમા ક્રિયા સાથેનો આવો સબંધ સમજવામા ન આવે તો તેને વાચક તરીકે સ્વીકારી શકાય નહિ અને શાસ્ત્રમા તેને વિશે નિયમવિધાન કરવાનો કશો અર્થ નથી

समुच्चयवतोऽर्थस्य वाचको नानुवर्तते ।
निमित्तमपि चास्यार्थ स्वधर्मैर्युज्यते तत ॥२०७॥

પરતુ સમુચ્ચયવાળા અર્થનો વાચક (સમુચ્ચિત શબ્દ તેના) નિમિત્તને અનુસરતો નથી તેથી તેનો અર્થ તેના (લિંગ, સખ્યા વગેરે) ધર્મો સાથે જોડાય છે (૨૦૭)

દ્વન્દ્વ સમાસનો વાચક એવો સમુચ્ચિત શબ્દ સમુચ્ચયરૂપ ઉપાધિ અર્થાત્ નિમિત્તનુ અભિધાન કરીને અર્થનો વાચક બને છે પરતુ તે સમુચ્ચિતના લિંગ અને સખ્યા સમુચ્ચયને અનુસરતા નથી શુક્લ શબ્દ તેના નિમિત્તને અનુસરે છે કારણકે તેમાથી આપણને નિમિત્તી અર્થાત્ શુક્લ પદાર્થનો બોધ થાય છે

આમ દ્વન્દ્વના અર્થને સમુચ્ચિત સમજવામા આવતા તે દ્વન્દ્વના પદોના લિંગ અને સખ્યા સ્વભાવસિદ્ધ હોય છે સમુચ્ચયને પ્રધાન સમજવામા આવતા विशेषणाना चाजाते । (પા સૂ ૧.૨ ૫૨) જેવા સૂત્ર પ્રમાણે લિંગ અને સખ્યા અંગે નિયમ સમજવાનો છે

बाह्यो नास्त्याश्रयो द्वन्द्वे विशेषौ तत्र हि श्रुतौ ।
समुच्चयस्तदाधारस्तद्धर्मैर्व्यपदिश्यते ॥२०८॥

દ્વન્દ્વનો બાહ્ય આશ્રય હોતો નથી તેના બે વિશેષોનો ઉલ્લેખ કરવામાં આવે છે તેમને આધારે પ્રાપ્ત થતો સમુચ્ચય તેમના ગુણધર્મો વડે ઓળખાય છે. (૨૦૮)

शुक्ल पट । એવા પ્રયોગમા शुक्ल એના ગુણ માટે पट એવો બાહ્ય આશ્રયરૂપ સ્વતન્ત્ર શબ્દ છે તેવો બાહ્ય આધાર દ્વન્દ્વમા હોતો નથી દ્વન્દ્વ સમાસના લિંગ અને વચનનો આધાર આવો કોઈ બાહ્ય શબ્દ નથી, પરતુ તેના પોતાના પદો જ છે આ પદો અંગે લિંગ અને સખ્યાની દૃષ્ટિએ વિરોધ હોય ત્યારે परवल्लिङ्ग द्वन्द्वतत्पुरुषयो । (૨ ૪ ૨૬ દ્વન્દ્વ અને તત્પુરુષ સમાસનુ લિંગ તેના પર અર્થાત્ છેલ્લા પદ પ્રમાણે હોય છે) એવા સૂત્ર નિયમનો આધાર લેવામા આવે છે

यो भागवभेदाभ्या भेदवद्भ्यामिवान्वित ।
एक समूहो धर्मान् स भागयो. प्रतिपद्यते ॥२०९॥

એકબીજાથી ભિન્ન હોય તેવા બે જુદા અવયવોવાળો જે એક સમૂહ છે તે તેના અવયવોવાળા ધર્મોને પ્રાપ્ત કરે છે. (૨૦૯)

દ્વન્દ્વ સમાસ તેના જુદા જુદા પદોને અનુસરતો સમુદાય છે તેના પદોના લિંગ અને સંખ્યા સમુદાયના લિંગ અને સંખ્યાને નક્કી કરે છે સરખાવો હેલારાજ अभेदानुगमाच्च तयोर्भागयोराश्रयभूतयो समुदायो लिङ्गसख्ये अनुवर्तते । યૂથમ્ (ટોળુ), વનમ્ (વન) વગેરે સમૂહશબ્દોમા અવયવોનો બોધ થતો નથી આવા પદોમા લિંગ અને સંખ્યા અવયવો પ્રમાણે નહિ પરંતુ સમુદાય પ્રમાણે નક્કી કરવામા આવે છે

एकश्च द्वयात्मकोऽर्थोऽसौ भेदाभेदसमन्वित ।
यौ भेदावाश्रितस्तत्स्थे लिङ्गसख्ये प्रपद्यते ॥२१०॥

ભેદ અને અભેદ એવા બે પ્રકારના સ્વભાવવાળો આ એક (દ્વન્દ્વરૂપ) અર્થ છે અવયવોના આશ્રયે રહેલો તે તેમના લિંગ અને સંખ્યાને પ્રાપ્ત કરે છે. (૨૧૦)

અવયવો રૂપે સમજાતો દ્વન્દ્વરૂપ સમુદાય ભેદવાળો છે અને તે એક જ અર્થ દર્શાવતો હોવાથી અભિન્ન છે. આમ દ્વન્દ્વરૂપ અર્થ ભેદ અને અભેદને આધારે રહેલો છે.

यथा स्वशब्दाभिहिते चैत्रार्थे न प्रयुज्यते ।
चैत्रशब्दो बहुव्रीहावप्रयोगस्तथा भवेत् ॥२११॥

પોતાનો અર્થ દર્શાવવા માટે પ્રયોજવામા આવેલો ચૈત્ર શબ્દ જેમ ફરીવાર પ્રયોજાતો નથી, તેમ બહુવ્રીહિ (સમાસ)મા તેવો (ચૈત્ર વગેરેનો) પ્રયોગ થતો નથી (૨૧૧)

નઞ્ સમાસ, બહુવ્રીહિ, દ્વન્દ્વ, સ્વાર્થ અને પ્રકર્ષ એટલા વિષયોનો ઉલ્લેખ વૃત્તિ સમુદ્દેશની કારિકા ૧૫૯મા થયો છે જેમા ચર્ચવાના મુદ્દા ઓછા છે એવા પ્રકર્ષને વિશે શરૂઆતમાં ચર્ચા પ્રાપ્ત થાય છે. આમ પ્રતિલોમ ક્રમથી આ વિષયોને ચર્ચવાનો ઉપક્રમ ભર્તૃહરિએ સ્વીકાર્યો છે, પ્રકર્ષ, સ્વાર્થ અને દ્વન્દ્વ સમાસની ચર્ચા પૂરી થવા પછી હવે બહુવ્રીહિ સમાસના સંદર્ભમા બહુવ્રીહિમા લિંગ અને સંખ્યાના અતિદેશના ઉપયોગને ક્રમપૂર્વક વિચારવામા આવે છે

અન્યપદના અર્થમા બહુવ્રીહિ સમાસ પ્રયોજાય છે પતંજલિ જણાવે છે કે આ બહુવ્રીહિ પદ અન્યપદના અર્થનો બોધ કરાવતુ હોવાથી, જેમ દ્વન્દ્વ સમાસમા च (અને)-નો પ્રયોગ કરવામા આવે છે તેમ તે અન્ય પદનો પ્રયોગ કરવામા આવતો નથી चित्रा गाव यस्य स । (જેની ગાયો કાબરચિતરી છે) તે चित्रगु છે આ चित्रगु શબ્દ પછી देवदत्त-

શબ્દનો પ્રયોગ થતો નથી, કારણ કે બહુવ્રીહિ પદથી જ્યારે અર્થનું અભિધાન થયું હોય ત્યારે બીજા પદનો પ્રયોગ અર્થાત્ અનુપ્રયોગ થતો નથી (पदार्थाभिधानेऽनुप्रयोगानुपपत्ति रभिहितत्वात् । (अनेकमन्यपदार्थे । પા સૂ. ૨ ૨ ૨૯ ઉપરનું વાર્તિક ૪) આ વિધાનનો વિરોધ કરતાં જણાવવામાં આવ્યું છે કે જે અર્થનું અભિધાન થાય છે તે સામાન્ય અર્થનું અભિધાન થાય છે અને સામાન્ય અર્થના અભિધાનથી વિશેષ અર્થનું અભિધાન થતું નથી) न वानभिहितत्वात् सामान्याभिधाने हि विशेषानभिधानम् ।)

यथा गौरिति शुक्लादेरभिधानं न विद्यते ।
एवं यस्याभिसम्बन्धो गोभिस्तावत् प्रतीयते ॥२१२॥

જેમ गौ (ગાય) શબ્દથી સફેદ વગેરે (ગુણવાળી ગાય)નું અભિધાન થતું નથી, તેમ (चित्रगु. વગેરે બહુવ્રીહિ સમાસમાં) 'જેનો ગાયો સાથે (માલિક તરીકે) સંબંધ છે' તેટલાનું જ અભિધાન થાય છે. (૨૧૨)

બહુવ્રીહિ સમાસ સબંધીસામાન્યનો બોધ કરાવે છે, તેથી તેમાથી વિશેષનું જ્ઞાન થતું નથી એકલો गौ શબ્દ ગાયનો વિશેષ બોધ કરાવતો નથી તેથી कृष्ण (गौ), शुक्ल (गौ) એવા શબ્દો વપરાય છે તે પ્રમાણે चित्रा गाव यस्य स चित्रगु । સામાન્યનો બોધ કરાવે છે વિશેષનો બોધ કરાવવા માટે चैत्र અથવા मैत्र એવા શબ્દો વપરાય છે

संबन्धी नियतो रूढश्चित्रगोर्न च विद्यते ।
गवां यथा वज्रपाणिस्त्र्यक्षो वापि व्यवस्थितः ॥२१३॥

જેમ वज्रपाणि (ઇન્દ્ર) અથવા त्र्यक्ष (શિવ) શબ્દો ચોક્કસ વ્યક્તિ માટે નિયત છે તેમ કાબરચિતરી ગાયો માટે તેના માલિક તરીકે ચોક્કસ વ્યક્તિ જાણીતી નથી (૨૧૩)

वज्रं पाणौ यस्य स वज्रपाणि: (જેના હાથમાં વજ્ર છે તે) અથવા त्रीणि अक्षाणि यस्य त्र्यक्ष । (જેને ત્રણ નેત્રો છે તે) સમાસશબ્દો इन्द्र અને शिव માટે જાણીતા છે તેમ चित्रा गाव यस्य स चित्रगु । એવા સમાસથી સમજાતો ગાયોનો ચોક્કસ માલિક જાણીતો નથી

शब्दान्तरत्वाद् वाक्येषु विशेषा यद्यपि श्रुताः ।
वृत्तिशब्दोऽन्य एवाय सामान्यस्याभिधायकः ॥२१४॥

વાક્યોમાં જુદી જુદી શબ્દ(રચના) હોવાને કારણે વિશેષો પ્રાપ્ત થાય છે છતાં સામાન્યનું અભિધાન કરનારો સમાસ જુદી જ શબ્દરચના છે (૨૧૪)

સ્વરૂપ અને અર્થની દૃષ્ટિએ વાક્ય અને સમાસ, ભિન્ન છે વાક્યમાં વિશેષનું અભિધાન થઈ શકે છે સમાસમાં માત્ર સામાન્યનું જ અભિધાન થાય છે તેથી બહુવ્રીહિ

સમાસમાં અનુપ્રયોગ જરૂરનો છે. अनेकमन्यपदार्थे । (૨.૨.૨૯) ઉપરના ભાષ્યમાં સમાસ અને વાક્યમાં સામાન્ય અને વિશેષના અભિધાન અંગે નીચે પ્રમાણે ઉલ્લેખ છે. भवेत्सिद्धं यदा सामान्ये वृत्ति. । यदा तु विशेषे वृत्ति तदा न सिध्यति । चित्रा गावो अस्य देवदत्तस्य । नेदं युगपद् भवति वाक्यं च समासश्च । यदा वाक्य न तदा समास, यदा समासः सामान्ये तदा वृत्ति. । तत्रावश्यं विशेषार्थिना विशेषोऽनुप्रयोक्तव्यः । चित्रगु क. देवदत्त इति ।

अगोरचित्रगोश्चैव रूपभेदान्निवर्तक ।
न चित्रगुर्विशेषाणां रूपाभेदात्तु वाचक ॥२१५॥

चित्रगु. (સમાસ) તેના સ્વરૂપભેદને કારણે अगुः (જેને ગાયો નથી તે)ની અને अचित्रगु (જેની ગાયો કાબરચીતરી નથી)ની નિવૃત્તિ કરે છે, પરંતુ સ્વરૂપમાં અભેદ હોવાથી (કાબરચીતરી ગાયો જેમની છે તેવા વ્યક્તિ)વિશેષોનો વાચક બનતો નથી. (૨૧૫)

જો चित्रगु એવો બહુવ્રીહિ સમાસ વિશેષો વિનાના સામાન્યનો બોધ કરાવતો હોય તો તેને અંગેના વિધાનોની શી જરૂર છે, એવા પ્રશ્નના જવાબમાં જણાવવામાં આવ્યું છે તે चित्रगुः શબ્દ સર્વથા સામાન્ય શબ્દ નથી, પરંતુ અન્યની વ્યાવૃત્તિ કરનારો બીજા અર્થાત् अगु અને अचित्रगु જેવા શબ્દોનો નિવર્તક છે આ તેનો વિશેષ છે અને તેથી તે પ્રયોગાર્હ છે.

यथा चित्रगुरित्येतत्प्रयुक्ते न प्रयुज्यते ।
एवं यदि स्यात् सामान्यं तस्य न स्यात् प्रतिश्रुति ॥२१६॥

જેમ चित्रगु. શબ્દનો પ્રયોગ કરવામાં આવતાં (તેના અર્થનો બીજો શબ્દ) પ્રયોજાતો નથી, તેમ જો (અર્થરૂપ) સામાન્ય પણ તેના જેવું હોય તો તેના વાચક બીજા કોઈ શબ્દનું પણ શ્રવણ થશે નહિ. (૨૧૬)

अनेकमन्यपदार्थे । (૨ ૨.૨૪) સૂત્ર ઉપરના વાર્તિક ૬માં જણાવવામાં આવ્યું છે કે चित्रगु જેવો અન્ય પદાર્થનો બોધ કરાવતો બહુવ્રીહિ શબ્દ સામાન્યનું અભિધાન કરે છે. વિશેષનું અર્થાત् चित्रगु કોણ ? દેવદત્ત !—અભિધાન કરતો નથી તેથી વિશેષનો અનુપ્રયોગ કરવો જોઈએ. આ બાબતની વિશેષ ચર્ચા કરતાં મહાભાષ્યકાર જણાવે છે કે બહુવ્રીહિ સમાસ સામાન્યરૂપ અન્યપદાર્થનો બોધ કરાવતો હોય તો તેના સામાન્ય શબ્દનો પ્રયોગ પણ શા માટે કરવો ? જેમકે चित्रगु कः । એમ પૂછવામાં આવતાં चित्रगु तत् । चित्रगुः किंचित् । चित्रगु सर्वम् । એવા ઉત્તરો આવશે. આ શબ્દોને વિશેષો કેવી રીતે કહેનારો ? આના જવાબમાં એમ કહી શકાય કે સામાન્ય પણ વિશેષ જેવું છે चित्रगु. એમ સામાન્ય અર્થનું અભિધાન થતાં चित्रगु. सर्वम् । કે चित्रगु अविषम । એવા વિશેષ અર્થનો બોધ થશે. આવી સ્થિતિમાં વિશેષનો અનુપ્રયોગ થવો જોઈએ.

सर्वादयो विशेषास्तु प्रदेशानां निवर्तकाः ।
यथा प्रदेशाः सामान्यप्रदेशान्तरबाधकाः ॥२१७॥

જેમ વિશેષ શબ્દો સામાન્ય શબ્દોનો અને બીજા વિશેષ શબ્દોનો બાધ કરે છે, તેમ, સર્વ વગેરે (સામાન્ય) શબ્દો) વિશેષ (શબ્દો જેવા) જ છે, અને બીજા વિશેષોના નિવર્તક છે. અહીં પ્રદેશનો અર્થ વિશેષ છે. (૨૧૭)

વિશેષ શબ્દ એટલે ભેદક શબ્દ. ચૈત્ર શબ્દનું શ્રવણ થતાં ગૌત્ર વગેરે વિશેષ શબ્દોની નિવૃત્તિ થાય છે, એટલું જ નહિ પરંતુ સામાન્યની પણ નિવૃત્તિ થાય છે. તે પ્રમાણે સર્વ, વિશ્વ એવાં સામાન્ય પદોનો પ્રયોગ થતાં વિશેષોની નિવૃત્તિ થાય છે જ. આમ સામાન્ય પણ અન્યની નિવૃત્તિ કરતું હોવાથી તે પણ વિશેષ જેવું જ છે. સરખાવો, सामान्यमपि यथा विशेषः । (મહાભાષ્ય, પા.સૂ. ૨.૨.૨૪)

विभक्त्यर्थाभिधानाद् वा षष्ठी नानुप्रयुज्यते ।
द्रव्यस्यानभिधानात्तु तच्छब्दोऽनुप्रयुज्यते ॥२१८॥

(બહુવ્રીહિ સમાસ) વિભક્તિના અર્થનું અભિધાન કરતો હોવાથી (તેના અર્થની વાચક) ષષ્ઠીનો અનુપ્રયોગ થતો નથી. તે દ્રવ્ય (રૂપ વિશેષ)નું અભિધાન કરતો ન હોવાથી, તેના વાચક શબ્દનો અનુપ્રયોગ થાય છે. (૨૧૮)

બહુવ્રીહિ સમાસ વિભક્ત્યર્થરૂપ સંબંધનું અભિધાન કરે છે. સંબંધનું અભિધાન કરનાર વિભક્ત્યન્ત શબ્દ જે અન્ય પદાર્થ છે, તેનો સમાસમાં સમાવેશ થતો નથી. આ મતમાં પણ આવા વિભક્ત્યર્થરૂપ સંબંધના વાચક શબ્દનો અર્થાત્ સંબંધીનો,—જેમકે, चित्रगुः સાથે देवदत्तः નો—અનુપ્રયોગ થવો જોઈએ. चित्रा गावः अस्य । એવા અર્થના चित्रगुः સમાસમાં अस्य એવો ષષ્ઠ્યન્ત શબ્દ પ્રાપ્ત થાય છે. આ ષષ્ઠ્યન્ત શબ્દ આશ્રયાશ્રયિભાવ સંબંધ દર્શાવે છે

सामानाधिकरण्यं चेन्मतुब्लोपात्प्रकल्पते ।
मतुपोऽपि तदर्थत्वादनवस्था प्रसज्यते ॥२१९॥

જો (ગુણવાચક શબ્દનો) મતુપ્ (પ્રત્યય)ના લોપને કારણે સત્ત્વવાચક અન્ય પદાર્થના વાચક શબ્દ સાથે બહુવ્રીહિનું સામાનાધિકરણ્ય સમજવામાં આવે તો મતુપ્નો અર્થ પણ તે (બહુવ્રીહિ)ના અર્થ જેવો હોવાથી અનવસ્થા થશે. (૨૧૯)

બહુવ્રીહિ સમાસ વિભક્ત્યર્થરૂપ સંબંધનું પ્રતિપાદન કરે છે એમ માનવામાં આવતાં, સંબંધ અસત્ત્વ હોઈ, બહુવ્રીહિનાં લિંગ અને વચન કેવી રીતે સમજવાં, એવી મુશ્કેલી આ કારિકામાં દર્શાવવામાં આવી છે.

अनेकमन्यपदार्थे। (૨.૨.૨૪) સૂત્ર ઉપરના વાર્તિક ૧૭ ઉપરના ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે मतुप्‌ના અર્થમાં બહુવ્રીહિ સમાસ કરવો. આ બહુવ્રીહિ સંબંધરૂપ અર્થ દર્શાવે છે. સંબંધનું પ્રતિપાદન થતાં સંબંધીનું પણ અભિધાન કરવું જોઈએ. આવા સંબંધીનું અભિધાન થયું ન હોય તો બીજા मतुप्‌ની જરૂર પડે. તેને પણ સંબંધી પ્રાપ્ત ન થતાં વળી બીજો मतुप् યોજવો પડે એમ અનવસ્થા થશે.

मतुप् પ્રત્યય વડે સંબંધીનું અભિધાન થતાં બહુવ્રીહિ પણ સંબંધીનું અભિધાન કરશે અને તેથી બહુવ્રીહિ વિભક્ત્યર્થનું અભિધાન કરે છે એવા મતનો ત્યાગ કરવો પડશે.

शुक्लः पटः । માં शुक्लः શબ્દ માત્ર સફેદ ગુણ દર્શાવતો નથી પરંતુ સફેદ ગુણવાળું વસ્ત્ર એવો અર્થ દર્શાવે છે. शुक्लः માં मतुप्‌નો લોપ થયો છે એમ સમજવાનું છે. चित्रगुः માં मतुप् લાગ્યો નથી કારણ કે चित्रगुः સમાસ જ मतुप्‌નો અર્થ દર્શાવે છે.

संबन्धस्य च संबन्धी संबधोऽन्यः प्रसज्यते ।
विभक्त्यर्थप्रधाने च क्रियायोगो न कल्पते ॥२२०॥

બીજો સંબંધ પહેલા સંબંધના સંબંધી તરીકે પ્રાપ્ત થશે. વિભક્તિનો અર્થ મુખ્ય સમજવામાં આવતાં ક્રિયા સાથે તેનો સંબંધ થઈ શકશે નહિ (૨૨૦)

બહુવ્રીહિને मतुप् લગાડવામાં આવતાં અને मतुप् પણ સંબંધ જ દર્શાવે છે એમ માનતાં બીજી એક મુશ્કેલી પ્રાપ્ત થશે. તે એ છે કે ક્રિયા સાથે તેનો સંબંધ થઈ શકશે નહિ.

બહુવ્રીહિ અને मतुप् બન્ને સંબંધ દર્શાવે છે એમ માનવામાં આવતાં, मतुप् બહુવ્રીહિનો સંબંધી થશે. સંબન્ધરૂપ અર્થ અસત્ત્વભૂત હોવાથી ક્રિયાનું સાધન બનશે. નહિ અને તેથી चित्रगुः आनीयताम् । એવો પ્રયોગ થશે નહિ.

विभक्त्यर्थप्रधानत्वात् ततस्तत्रेति न क्रिया ।
दृश्यादिः कर्मकर्त्रादिनिमित्तत्वाय कल्पते ॥२२१॥

ત્યાંથી (જુઓ), ત્યાં (જુઓ) વગેરે પ્રયોગોમાં જોવું વગેરે ક્રિયાઓ કર્મ, કર્તા વગેરે (કારકોને સમજવા)નાં નિમિત્ત બનતી નથી, કારણ કે (તેમની) વિભક્તિનો અર્થ મુખ્ય હોય છે. (૨૨૧)

ततः पश्यः । (ત્યાંથી જુઓ) तत्र पश्यः । (ત્યાં જુઓ) વગેરેમાં અપાદાન, અધિકરણ વગેરેના અર્થો મુખ્ય છે. આ અર્થો અસત્ત્વરૂપ હોવાથી કર્મ, કર્તા વગેરેના નિમિત્ત બનતા નથી; તેથી ततः आगत पश्य । (ત્યાંથી આવેલાને જુઓ) तत्र स्थितः पश्य । (ત્યાં રહેલા તમે જુઓ) વગેરે વાક્યોમાં आगत, स्थितः વગેરે પદોને અધ્યાહાર માનવાં પડશે. તેથી તે પદોનું કર્મત્વ અને કર્તૃત્વ થશે, ततः અથવા तत्र વગેરેનું નહિ.

આમ, વિભક્ત્યર્થપ્રધાન પક્ષમાં દોષ આવશે જ.

अन्तर्भवेच्च संबन्धः प्राधान्याभिहितः कथम् ।
स प्रातिपदिकार्थश्च तथाभूतः कथं भवेत् ॥२२२॥

(સમાસમાં) મુખ્યપણે જણાવાયેલ સંબંધ (પ્રાતિપાદિકાર્થમાં) અન્તર્ભૂત કેવી રીતે બને ? અને તેવો (સંબંધ) પ્રાતિપદિકાર્થ કેવી રીતે બની શકે ? (૨૨૨)

चैत्रस्य (ચૈત્રનું) એવા પ્રયોગમાં ષષ્ઠીનો સંબંધ પ્રધાનપણે જણાવવામાં આવે છે. બહુવ્રીહિમાં પણ સંબંધ મુખ્યપણે જણાવાય છે એમ માનીએ તો चित्रगु. देवदत्तस्य । પ્રયોગ પ્રાપ્ત થશે ષષ્ઠીનો અર્થ અર્થાત્ સંબંધરૂપ અર્થ જે બહુવ્રીહિ વડે જણાવાય છે તે બહુવ્રીહિમાં અન્તર્ભૂત બને છે અને બહુવ્રીહિરૂપ પ્રાતિપાદિકનો અર્થ થાય છે. તેથી પ્રાતિપદિકના અર્થમાં પ્રથમા પ્રાપ્ત થવી જોઈએ. પરંતુ આ વાત બરાબર નથી. સંબંધીના ગૌણરૂપે રહેલો સંબંધ સમાસમાં અન્તર્ભૂત બને છે અને ત્યારે જ તે પ્રાતિપદિકનો અર્થ બને છે. राजपुरुष । શબ્દમાં राजन् વડે દર્શાવાતો સંબંધ पुरुष એવા શબ્દના મુખ્ય અર્થના ગૌણરૂપે છે અને તેથી राजपुरुष એવા પ્રાતિપાદિકના અર્થના ભાગરૂપે પ્રાપ્ત થાય છે चित्रगु માં આવી સ્થિતિ નથી.

असंभवात्तु सम्बन्धे सम्बन्धसहचारिणि ।
जातिसंख्यासमाहारकार्याणामिव संभव ॥२२३॥

(બહુવ્રીહિ વડે જણાવાતા) સંબંધ સાથે ક્રિયાનો સંબંધ પ્રાપ્ત થતો ન હોય તો જાતિ, સંખ્યા અને સમૂહની ક્રિયાઓની જેમ, સંબંધ સાથે જોડાયેલા સંબંધી (દ્રવ્ય) સાથે તે (ક્રિયાઓ)નો સંબંધ થઈ શકશે. (૨૨૩)

અગાઉની કારિકા નં ૨૨૧ અને ૨૨૨માં જણાવવામાં આવ્યું કે तत्र पश्य । तत. पश्य । વગેરે પ્રયોગોનો વિચાર કરતા જણાય છે કે તેમાં અધિકરણ, અપાદાન વગેરે અર્થો મુખ્ય હોવા છતાં તેમનો પ્રયોગ શક્ય બને છે. ક્રિયા દર્શાવનારા ક્રિયારૂપ સાથે બહુવ્રીહિનો સંબંધ કેવી રીતે પ્રાપ્ત થશે એ બાબત આ કારિકામાં જણાવવામાં આવી છે गा आलभेत । (બળદને હણવો), ब्राह्मणाना शत आनय । (સો બ્રાહ્મણોને લાવો) અને पञ्चपूली बध्यताम् । (પાંચ પૂળા બાંધો) પ્રયોગોમાં અદ્રવ્ય એવા ગોજાતિ, બ્રાહ્મણોની સંખ્યા અને ચોક્કસ સમૂહ માટે નક્કી થયેલી ક્રિયાઓનો તેમની સાથે સીધો સંબંધ નથી, આવો સંબંધ ન હોવાને કારણે તે ક્રિયા સાથે અવિનાભાવથી જોડાયેલા સંબંધી દ્રવ્ય સાથે ક્રિયાનો સંબંધ થશે તે પ્રમાણે चित्रगु आनीयताम् । (કાબરચિતરી ગાયોવાળા તેને લાવો)માં માત્ર સંબંધની પ્રતીતિ થતી હોવાથી તેની સાથે ક્રિયાનો સંબંધ શક્ય ન હોવાથી સંબંધી પદાર્થ અર્થાત્ વ્યક્તિવિશેષ સાથે ક્રિયાનો સંબંધ થશે.

सोऽयमित्यभिसंबन्धाद् विशिष्टाश्रयवाचिनाम् ।
शुक्लादिवल्लिङ्गसंख्ये शास्त्रारम्भाद् भविष्यतः ॥२२४॥

આ તે છે એવા (અભેદ) સંબંધને કારણે વિશિષ્ટ આશ્રયનાં વાચક (બહુવ્રીહિ) પદોનાં લિંગ અને સંખ્યા, (विशेषणानां चाजातेः । એવા) શાસ્ત્રનિયમને કારણે શુક્લ વગેરે શબ્દોની જેમ પ્રાપ્ત થશે. (૨૨૪)

જાતિશબ્દો વડે જાતિસ્વરૂપ સાથે જોડાયેલા આશ્રયીનું અભિધાન થાય છે. તેથી તેનો ક્રિયા સાથેનો સંબંધ કલ્પી શકાશે. બહુવ્રીહિમાં સંબંધ મુખ્ય હોવાથી ક્રિયા સાથે તેનો સંબંધ કેવી રીતે થઈ શકે એવી શંકાના જવાબમાં આ કારિકાનો વિચાર જણાવવામાં આવ્યો છે.

સંબંધી અને સંબંધ વચ્ચે અભેદ સંબંધ હોય છે. તેથી વિભક્ત્યર્થરૂપ સંબંધના અર્થમાં બહુવ્રીહિનું વિધાન થતું હોય તો પણ શબ્દશક્તિની સ્વાભાવિકતાને કારણે બહુવ્રીહિ સમાસ આશ્રયીનો બોધ કરાવશે. અને विशेषणानां चाजातेः । (૧.૨ ૫૨) સૂત્રનિયમને કારણે સંબંધીનાં લિંગ અને સંખ્યા તેને પ્રાપ્ત થશે.

भेदेन तु विवक्षायां सामान्ये वा विवक्षिते ।
सलिङ्गस्य ससंख्यस्य पदार्थस्यागतिर्भवेत् ॥२२५॥

સંબંધનો સંબંધી સાથે ભેદ જણાવવામાં આવતો હોય અથવા (સંબંધી) સામાન્યનું (જ માત્ર) અભિધાન થતું હોય ત્યારે લિંગ સાથેના અને સંખ્યા સાથેના (સંપૂર્ણ) પદાર્થનું જ્ઞાન થશે નહિ. (૨૨૫)

સંબંધી અને સંબંધ વચ્ચે અભેદ સંબંધ માનવામાં આવે અને બહુવ્રીહિ સમાસ વિભક્ત્યર્થનું અભિધાન કરે છે એમ સ્વીકારીએ તો ભાષ્યવચન "यदि तर्हि विभक्त्यर्थो ऽभिधीयते कृत्स्नः पदार्थः कथमभिहितो भवति सद्रव्यः सलिङ्गः ससंख्यश्च ।

બહુવ્રીહિ વડે જણાવતા સંબંધને સંબંધીથી ભિન્ન સમાજવામાં આવતાં, સંબંધ અને દ્રવ્ય રૂપ સંબંધી વચ્ચે સામાનાધિકરણ્યની પ્રાપ્તિ થશે નહિ, તેથી દ્રવ્યનો લિંગ અને સંખ્યા સાથે સંબંધ ન થવાથી લિંગ સહિત અને સંખ્યા સહિત સંપૂર્ણ પદાર્થનું જ્ઞાન થશે નહિ.

સંબંધ અને સંબંધી વચ્ચે તાદાત્મ્ય સંબંધ માનીએ તો પણ સંબંધી-વિશેષનું નહિ પરંતુ સંબંધીસામાન્યનું જ અભિધાન થાય છે. આમ થતાં સામાન્ય લિંગ અને સામાન્ય સંખ્યા જ જણાશે. તેથી સમાસને નપુંસક એકવચન પ્રાપ્ત થશે. આ રીતે પણ સંપૂર્ણ પદાર્થનું જ્ઞાન થશે નહિ. તેથી બહુવ્રીહિ વિભક્ત્યર્થનું અભિધાન કરે છે એ પક્ષનો ત્યાગ કરીને તે દ્રવ્યનું અભિધાન કરે છે એવો પક્ષ સ્વીકારવો જોઈએ.

साधुत्वं न विभक्त्यर्थमात्रे वृत्तस्य दृश्यते ।
कृत्स्नार्थवृत्तेः साधुत्वमित्यर्थग्रहणं कृतम् ॥२२६॥

માત્ર વિભક્ત્યર્થના અભિધાનથી (બહુવ્રીહિ) સમાસને સાધુત્વ પ્રાપ્ત થતું નથી. અન્ય પદના સંપૂર્ણ અર્થનું અભિધાન કરનાર (બહુવ્રીહિ) સમાસનું જ સાધુત્વ છે. એટલા માટે (अनेकमन्यपदार्थे । ૨.૨.૨૪ સૂત્રમાં) અર્થ (શબ્દ)નું ગ્રહણ કરવામાં આવ્યું છે. (૨૨૬)

વ્યાકરણશાસ્ત્ર હમેશાં પ્રયોગમાં પ્રાપ્ત થતા શબ્દોનું અન્વાખ્યાન કરે છે. દ્રવ્યનું અભિધાન ન કરનારા અને માત્ર ષષ્ઠ્યર્થ સાથેના સંબંધનો બોધ કરાવનારા એકાર્થીભાવવાળા બહુવ્રીહિ સમાસનો પ્રયોગ પ્રાપ્ત થતો નથી, કારણ કે અન્ય પદાર્થનો બોધ કરાવનારા અને દ્રવ્યરૂપ પ્રધાન અર્થને જણાવનારા બહુવ્રીહિની પ્રાપ્તિ હમેશાં થાય છે. તેથી સૂત્રકારે अनेकमन्यपदार्थे । (૨.૨.૨૪) સૂત્રમાં अर्थ શબ્દનો પ્રયોગ કર્યો છે. આ સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ કહ્યું છે કે कृत्स्नः पदार्थो यथा विज्ञायते सद्रव्यः सलिङ्गः ससंख्यश्च। અહીં सद्रव्यः શબ્દથી દ્રવ્યને જ મુખ્ય સમજવામાં આવ્યું છે. पद શબ્દથી વિભક્ત્યર્થની પ્રતીતિ થાય છે.

सोऽयमित्यभिसंबन्धाद् द्रव्यवृत्तिरयं यदा ।
सलिङ्गस्य ससंख्यस्य तदा साधुत्वमुच्यते ॥२२७॥

'આ તે છે' એવા અભેદ સંબંધને કારણે જ્યારે તે (બહુવ્રીહિ) દ્રવ્યનું અભિધાન કરે છે ત્યારે લિંગ સહિત અને સંખ્યા સહિત એવા તેનું સાધુત્વ જણાવાય છે (૨૨૭)

બહુવ્રીહિ વિભક્ત્યર્થને જણાવે છે એ પક્ષમાં બહુવ્રીહિમાં ષષ્ઠ્યર્થ વડે જણાવાતો સંબંધ દ્રવ્યસામાન્યનું અભિધાન કરનારા સંબંધી સાથે અભેદ સંબંધમાં હોવા છતાં દ્રવ્યવિશેષનાં લિંગ અને સંખ્યાને જણાવવા માટે विशेषणानां चाजातेः । (૧.૨.૫૨) સૂત્રને રજૂ કરવામાં આવ્યું છે. પદાર્થાભિધાન પક્ષમાં દ્રવ્યનાં લિંગ અને સંખ્યાની સ્વાભાવિક સિદ્ધિ થાય છે.

अन्तर्भूतविभक्त्यर्थे षष्ठी न श्रूयते यथा ।
तथाश्रुतिः प्रसज्येत लिङ्गसंख्याभिधायिनाम् ॥२२८॥

(ષષ્ઠી) વિભક્તિના અર્થ (રૂપી સંબંધ)નો સમાવેશ હોવાથી (બહુવ્રીહિ સમાસમાં) જેમ ષષ્ઠીનો પ્રયોગ થતો નથી તેમ લિંગ અને સંખ્યાનું અભિધાન કરનારા પ્રત્યયોનો પ્રયોગ પણ થશે નહિ. (૨૨૮)

अनेकमन्यपदार्थे । (૨.૨.૨૪) ઉપરના ભાષ્યવચન "यदि तर्हि कृत्स्नः पदार्थोऽभिधीयते, लैङ्गाश्च सांख्याश्च विधयो न सिध्यन्ति । નો અહીં નિર્દેશ કરવામાં આવ્યો છે. આ વચન પ્રમાણે જો બહુવ્રીહિ, સલિંગ અને સસંખ્ય એવા સંપૂર્ણ પદાર્થનું પ્રધાનપણે અભિધાન કરતો હોય તો ગૌણ એવો વિભક્ત્યર્થરૂપ સંબંધ સમાસમાં અન્તર્ભૂત હોઈ, ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ થતો નથી. તે પ્રમાણે टाप् વગેરે લિંગદર્શક પ્રત્યયો અને सु વગેરે સંખ્યાદર્શક પ્રત્યયોનો પ્રયોગ થશે નહિ.

साधर्म्यमव्ययेन स्याद् बहुव्रीहेस्तथा सति ।
लिङ्गसंख्यानिमित्तस्य संस्कारस्यापवर्तनात् ॥२२९॥
प्रयुक्तेन च संबन्धाच्चैत्रादिश्रवणं भवेत् ।
विना विभक्त्या संबन्धो विभक्त्या विद्यते विना ॥२३०॥

આમ થતાં લિંગ અને સંખ્યાને જણાવનારા પ્રત્યયોને કારણે પ્રાપ્ત થનારા સંસ્કારના અભાવને લીધે બહુવ્રીહિ અવ્યયના જેવો થશે. (૨૨૯)

અને વળી વિભક્તિ વિના પ્રયોજાયેલાં (પદો સાથે) સંબંધને કારણે, વિભક્તિ વિનાનાં ચૈત્ર વગેરે પદોનું (જ) શ્રવણ થશે વિભક્તિ વિનાનાં પદોનો વિભક્તિ વિનાનાં પદો સાથે સંબંધ થાય છે. (૨૩૦)

ચિત્રગુ એવા દ્રવ્યસામાન્યના વાચક અને વિભક્તિ પ્રત્યય વિના ઉચ્ચારાયેલા બહુવ્રીહિ સમાસનો ચૈત્ર એવા સમાન અભિધેયવાળા અને તેવા જ વિભક્તિ વિનાના શબ્દ સાથે પ્રયોગ થશે, કારણ કે સવિભક્તિક પદોનો સંબંધ બીજાં વિભક્ત્યન્ત પદો સાથે થાય છે અને વિભક્તિ વિનાનાં પદોનો સંબંધ બીજાં વિભક્તિ વિનાનાં પદો સાથે થાય છે એવો સામાન્ય નિયમ છે.

આ પ્રમાણે બહુવ્રીહિમાં પદાર્થાભિધાન પક્ષમાં लैङ्गाः सांख्याश्च विधयो न सिध्यन्ति । એવો પૂર્વપક્ષ દર્શાવતા ભાષ્યવચનને સ્પષ્ટ કરવામાં આવ્યુ.

अभिधानेऽपि संख्यायाः संख्यात्वं न निवर्तते ।
षष्ठ्यर्थस्याभिधाने तु स्यात् प्रातिपदिकार्थता ॥२३१॥

બહુવ્રીહિ વડે સંખ્યાનું અભિધાન થયું હોવા છતાં, તે (સંખ્યા)નું સંખ્યાપણું નિવૃત્ત થતું નથી. ષષ્ઠીના અર્થનું અભિધાન થયું હોય તો તે (અર્થ) બહુવ્રીહિ રૂપ પ્રાતિપદિકાર્થ બનશે. (૨૩૧)

બહુવ્રીહિ અંગેની ચર્ચામાં લિંગ અને સંખ્યા અંગેની મુશ્કેલી દર્શાવતા આક્ષેપરૂપ ભાષ્યવચન लैङ्गाश्च सांख्याश्च विधयो न सिध्यन्ति । ને સમજાવવામાં આવ્યું. તેના સમાધાનમાં જણાવવામાં આવ્યું કે સ્ત્રીત્વનો અર્થ દર્શાવતા પ્રાતિપદિકને टाप् વગેરે સ્ત્રીલિંગના

પ્રત્યો લાગે છે. બહુવ્રીહિ સમાસમાં સ્ત્રીત્વનું અભિધાન થયું હોવા છતાં ટાપ્ વગેરે પ્રત્યો સ્ત્રીત્વના દ્યોતક બને છે. સંખ્યા અંગે કહી શકાય કે ચિત્રગુઃ સમાસમાં પ્રાતિપદિકના અર્થનું જ અભિધાન થતું હોવાથી કર્મ વગેરે અર્થ દર્શાવવાની શક્તિ તેનામાં નથી. તેથી કર્મ વગેરેમાં રહેલ એકત્વ સંખ્યા દર્શાવવા માટે સંખ્યાને લાગતા પ્રત્યયો સમાસને લગાડવામાં આવે છે. તેથી चित्रगुं रस्य । चित्रगुणा कृतम् । એવા પ્રયોગો બનશે. ભાષ્યમાંની આ ચર્ચામાંની સંખ્યા અંગેની ચર્ચાનો આ કારિકામાં અવતાર કરવામાં આવ્યો છે.

બહુવ્રીહિ સમાસનાં પદો સંખ્યાનું અભિધાન કરતાં હોવા છતાં સંખ્યાના પ્રત્યયો તેને લાગશે. एकः, द्वौ, बहवः માં एक, द्वि, बहु શબ્દો પોતે સંખ્યાનું અભિધાન કરતા હોવા છતાં તેમને વચનના પ્રત્યયો લાગે છે.

प्रातिपदिकार्थलिङ्गपरिमाणवचनमात्रे प्रथमा । (૨.૩.૪૬, માત્ર પ્રાતિપદિકના, માત્ર લિંગના, માત્ર પરિમાણના અને માત્ર વચનના અર્થમાં પ્રથમા થાય છે) સૂત્રમાં વચન શબ્દનો ઉલ્લેખ હોવાથી સમાસની પ્રાપ્તિ થશે. સંબંધરૂપ ષષ્ઠ્યર્થ, સબંધી એવા દ્રવ્યના અનુલક્ષમાં ગૌણ હોવાથી બહુવ્રીહિ પ્રાતિપદિકાર્થ દર્શાવશે. અન્તર્ભૂત પ્રાતિપદિકના અર્થમાં પ્રથમા થાય છે એવા નિયમ પ્રમાણે પ્રથમા થશે, ષષ્ઠી નહિ થાય.

अनुप्रयोगसिद्धयर्थो न विभक्त्यर्थकल्पना ।
वस्त्वन्तरमुपक्षिप्तमिति केचित्प्रचक्षते ॥२३२॥

કેટલાક આચાર્યો જાહેર કરે છે કે બહુવ્રીહિમાં (સંબંધરૂપ) વિભક્ત્યર્થની કલ્પના અનુપ્રયોગની સિદ્ધિને માટે નહિ, પરંતુ બીજા (વિરોધ) મત તરીકે રજૂ કરવામા આવી છે. (૨૩૨)

અન્ય પદના અર્થમાં બહુવ્રીહિ સમાસ પ્રાપ્ત થાય છે એવો એક પક્ષ ભાષ્યમાં પ્રાપ્ત થાય છે. વિભક્તિના અર્થમાં બહુવ્રીહિ પ્રાપ્ત થાય છે એવો બીજો પક્ષ પણ ભાષ્યમાં ચર્ચવામાં આવ્યો છે. ભાષ્યની ચર્ચા ઉપરથી સૂચન થાય છે કે પ્રથમ પક્ષને સ્વીકારવામાં આવતાં चित्रगुः देवदत्तः પ્રાપ્ત થાય; પરંતુ આવા અનુપ્રયોગની કશી જરૂર નથી. ભાષ્યકારે બીજો મત વિભક્ત્યર્થાભિધાન પક્ષ તરીકે રજૂ કર્યો છે, આ બીજો મત અનુપ્રયોગની સિદ્ધિ અર્થે નથી અર્થાત્ પહેલા મતના સમાધાન તરીકે નથી, પરંતુ એક સ્વતંત્ર દર્શન તરીકે રજૂ કરવામાં આવ્યો છે. (किन्तु दर्शनान्तरमेवेदं युक्तायुक्तवि यतयोपन्यस्तम् इत्यन्येषा मतम् । હેલારાજ). આ બીજા પક્ષમાં પણ વિભક્ત્યર્થરૂપ સંબંધ અને દ્રવ્યરૂપ સંબંધ વચ્ચે અભેદ હોવાથી બહુવ્રીહિ સમાસ દ્રવ્યનું અભિધાન કરે છે. આમ થતાં અહીં પણ અનુપ્રયોગ ઉપયોગી બને છે. આ દોષનું નિવારણ પણ न वानभिहितत्वात् । એવી દલીલથી થશે. ભાષ્યમા પણ एतस्मात्र युक्तम् । अत्र हि सर्वथात्वपदं प्रार्तते । એવા શબ્દોથી આ બીજા પક્ષને સત્કારવામાં આવ્યો છે.

આમ હોવા છતાં ભાષ્યકારનો મત અન્યપદાર્થાભિધાનપક્ષને સ્વીકારવાનો હોય એમ લાગે છે. આ પક્ષને કદાચ પાણિનિનો ટેકો હોય એમ अनेकमन्यपदार्थे । (૨.૨.૨૪) સૂત્રમાં અર્થ શબ્દના ઉલ્લેખ ઉપરથી સૂચવાય છે, એમ ભાષ્યકારનું માનવું છે. આ પક્ષમાં સમાસનો લિંગ અને સંખ્યા સાથેનો યોગ સ્વાભાવિકપણે પ્રાપ્ત થાય છે. વિભક્ત્યર્થાભિધાનપક્ષમાં विशेषणानां चाजातेः । એવા સૂત્રનિયમ (૧.૨.૫૨)થી લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ થશે.

આ બધી ચર્ચા ઉપરથી નિષ્કર્ષ તારવી શકાય કે પાણિનિને અન્યપદાર્થપક્ષ માન્ય હતો કાત્યાયન અન્યવિભક્ત્યર્થ પક્ષની તરફેણ કરે છે એમ લાગે છે.

तदस्यास्ति अस्मिन्निति मतुप् । (૫.૨.૯૪, તે છે એનું એવા અર્થમાં અથવા તો તે છે જેને બદલે એવા અર્થમાં मतुप् પ્રત્યય લાગે છે) પ્રમાણે સ્વામિત્વના અર્થમાં मतुप् લાગે છે. આના ઉદાહરણ कृष्णसर्पवान् वल्मीकः । (રાફડો કાળા સાપવાળો છે)માં સમાસનાં પદો પ્રાતિપદિકાર્થ દર્શાવે છે અને मतुप् અન્યવિભક્ત્યર્થ અર્થાત્ यस्मिन् નો અર્થ દર્શાવે છે, આખો સમાસ વિભક્ત્યર્થ यस्य દર્શાવે છે.

આ બધા ઉપરથી એમ માની શકાય કે અન્યપદાર્થ અને વિભક્ત્યર્થ એવા બન્ને પક્ષો સ્વીકારાર્હ છે. ભર્તૃહરિએ પણ આ સ્થિતિને સ્વીકારી છે.

संबन्धिभिर्विशिष्टाना संबन्धानां निमित्तता ।
संबन्धैर्वा विशिष्टानां तद्वतां स्यान्निमित्तता ॥२३३॥

બહુવ્રીહિનાં પદો વડે મર્યાદિત સંબંધીઓથી યુક્ત સંબંધો (બહુવ્રીહિની પ્રવૃત્તિમાં) નિમિત્તરૂપ બને છે અથવા સંબંધોથી સીમિત એવા સંબંધીઓ નિમિત્તરૂપ બને છે. (૨૩૩)

વિભક્ત્યર્થાભિધાન પક્ષમાં બહુવ્રીહિનાં પદો વડે વાચ્ય એવા સંબંધીઓ વડે મર્યાદિત સંબંધ બહુવ્રીહિના કાર્યમાં નિમિત્તરૂપ બને છે. બીજી બાજુ પદાર્થાભિધાન પક્ષમાં સંબંધો વડે મર્યાદિત સંબંધીઓ નિમિત્ત બને છે.

केचित्संयोगिनो दण्डाद् विषाणात्समवायिनः ।
तद्वति प्रत्ययानाहुर्बहुव्रीहिं तथैव च ॥२३४॥

કેટલાક (આચાર્યો) જણાવે છે કે (સંબંધી સાથે) સંયોગ સંબંધથી જોડાયેલા 'દંડ' પછી અને (સંબંધી સાથે) સમવાય સંબંધથી જોડાયેલ 'વિષાણ' પછી, તેની પાસે તે છે એવા અર્થમાં સ્વામિત્વ દર્શાવનારા પ્રત્યયો લાગે છે. બહુવ્રીહિમાં પણ તેમજ બને છે. (૨૩૪)

આગાઉની કારિકાના ટિપ્પણમાં જણાવવામાં આવ્યું કે સ્વામિત્વ દર્શક મતુપ્ પ્રત્યય લાગીને તૈયાર થયેલા શબ્દરૂપ જેવો બહુવ્રીહિ સમાસ છે. આવી સ્થિતિ પદાર્થાભિધાન પક્ષમાં પ્રાપ્ત થાય છે.

આ અંગે એક મતાન્તર જણાવવામાં આવે છે. दण्ड શબ્દ તેના સંબંધી સાથે સંયોગ સંબંધથી જોડાયેલો છે. એવી રીતે विषाण શબ્દ તેના સંબંધી સાથે સમવાય સંબંધથી જોડાયેલો છે. આ શબ્દોને तद्वान्-તેની પાસે (તે) છે એ અર્થમાં સ્વામિત્વદર્શક इन्, ठन् અને मतुप् પ્રત્યયોમાંથી इन् પ્રત્યય લાગે છે અને તેથી दण्डिन् અને विषाणिन् શબ્દો બને છે. આ પ્રત્યયો तेन तुल्यं क्रिया चेद् वतिः । (૫.૧.૧૧૫, તેની ક્રિયા જેવી ક્રિયા જેની છે એવા અર્થમાં પ્રાતિપદિકને वत् પ્રત્યય લાગે છે) સૂત્રથી પ્રાપ્ત થાય છે.

આવી રીતે અન્ય પદના અર્થ સાથે જોડાયેલાં અને સંબંધીરૂપે સમજવામાં આવેલાં બહુવ્રીહિ પદો, બહુવ્રીહિનું નિમિત્ત બને છે.

भिन्नं संबन्धिभेदेन संबन्धमपरे विदुः ।
निमित्तं स विभक्त्यर्थः समासेनाभिधीयते ॥૨૩૫॥

પરંતુ બીજા આચાર્યો સમજે છે કે જુદા જુદા સંબંધીઓ સાથે જુદો જુદો (સમજાતો) સંબંધ (મત્વર્થીય શબ્દરૂપનું) નિમિત્ત બને છે. તે (સંબંધરૂપ) વિભક્ત્યર્થ, સમાસ વડે અભિધાન પામે છે. (૨૩૫)

મતુબન્ત શબ્દમાં રહેલા સંબંધવિશેષનો આશ્રય કોઈક ચોક્કસ સંબંધી હોય છે. આ સંબંધ મત્વર્થીય પ્રત્યયની ઉત્પત્તિનું કારણ બને છે. दण्डी, विषाणी વગેરે પ્રયોગોમાં સંબંધોમાં રહેલ પ્રત્યય અને સંબંધ એમ બન્ને હોવાથી મતુબન્ત શબ્દરૂપમાં સંબંધીનું તેમજ સંબંધનું એમ બંનેનું નિમિત્તત્વ સ્પષ્ટ થાય છે. दण्डी, विषाणी એવું મતુબન્ત પદ અખંડ છે છતાં તેમાં આ પ્રકૃતિ, આ પ્રત્યય, આ પ્રકૃત્યર્થ, આ પ્રત્યયાર્થ એવા પ્રક્રિયાભેદો પ્રાપ્ત થાય છે.

*प्रधानमन्यार्थतया भिन्नं स्वैरुपसर्जनैः ।*
*निमित्तमभिधेयं वा सर्वपक्षादपेक्ष्यते ॥૨૩૬॥*

સમાસમાં ગૌણભાવે રહેલાં પદોરૂપી સંબંધીઓથી સીમિત બનેલ અને અન્ય પદનો અર્થ હોવાને કારણે મુખ્ય (સમજાતો) સંબંધ (બહુવ્રીહિ સમાસની પ્રવૃત્તિનું નિમિત્ત છે. અથવા વિગ્રહવાક્યને અંતે તે પ્રાપ્ત થતો હોવાથી સમાસ વડે તે વાચ્ય બને છે.(૨૩૬)

બહુવ્રીહિ અન્યપદના અર્થમાં પ્રાપ્ત થાય છે એવો પ્રથમ પક્ષ છે. અન્યપદાર્થરૂપ આ સંબંધ, સંબંધના ગૌણભાવે રહેલાં સમાસનાં પદોરૂપી સંબંધીઓથી સીમિત બને

છે. આ સંબંધ બહુવ્રીહિની પ્રવૃત્તિનું નિમિત્ત બને છે. અથવા બીજા પક્ષમાં એટલે કે વિભક્ત્યર્થાભિધાન પક્ષમાં यस्य એવું સંબંધદર્શક પદ અંતે આવતું હોવાથી વિભક્ત્યર્થ રૂપી સંબંધ જ મુખ્ય છે અને તે જ મુખ્યરૂપે વાચ્ય બને છે.

स्वामिनि व्यतिरेकश्च वाक्ये यद्यपि दृश्यते ।
प्राधान्य एव तस्येष्टो बहुव्रीहिर्विवक्षिते ॥२३७॥

વાક્યમાં માલિકનું ગૌણત્વ સમજાતું હોવા છતાં તેનું મુખ્યત્વ જણાવાતું હોય ત્યારે જ બહુવ્રીહિ ઈષ્ટ છે. (૨૩૭)

चित्रा गावः यस्य सः । એવા વિગ્રહવાક્યમાં ગાયોનો માલિક એવો અર્થ દર્શાવતું પદ ગૌણાર્થ દર્શાવે છે. બહુવ્રીહિનાં પદો દ્વારા દર્શાવાતો ગાયો એવો અર્થ જ પ્રધાન છે. તો પછી સંબંધવિશિષ્ટ સંબંધી અથવા સંબન્ધિવિશિષ્ટ સંબંધ બહુવ્રીહિ વડે કેવી રીતે વાચ્ય બનશે એવી શંકાના જવાબમાં આ કારિકાનું કથન છે.

વિગ્રહવાક્યમાં માલિકના અર્થનું અપ્રાધાન્ય છે તેથી બહુવ્રીહિમાં સંબંધીનું પ્રાધાન્ય રહેશે નહિ. પરંતુ સમાસ અને વાક્ય ભિન્ન હોવાથી બન્નેનો અર્થભેદ સ્વભાવિક છે. તેથી જ્યારે સ્વામીનું પ્રાધાન્ય દર્શાવવું હોય ત્યારે બહુવ્રીહિ સમાસ યોગ્ય બને છે. આમ વાક્યમાં સ્વામીનો અર્થ અપ્રધાન રૂપે અને સમાસમાં પ્રધાનરૂપે પ્રાપ્ત થાય છે.

गवां विशेषणत्वेन यदा तद्वान् प्रवर्तते ।
अस्यैता इति तत्रार्थे बहुव्रीहिर्न विद्यते ॥२३८॥

તે ગાયો આની છે એવા અર્થમાં ગાયોના વિશેષણ રૂપે માલિક રજૂ થાય છે ત્યારે તે અર્થમાં બહુવ્રીહિ પ્રાપ્ત થતો નથી. (૨૩૮)

'આ કાબરચિતરી ગાયો કોની છે,' એવી જિજ્ઞાસા થતાં 'કાબરચિતરી ગાયો આની છે' એવા વાક્યનો પ્રયોગ થાય છે. અહીં ગાયોનો માલિક ગાયોના સંબંધમાં અપ્રધાન હોઈ વિશેષણરૂપે પ્રાપ્ત થાય છે. તેથી चित्रगु એવા સમાસનો પૂરેપૂરો અર્થ પ્રાપ્ત થતો નથી.

यदा प्रत्यवमर्शस्तु तासां स्वामी गवामिति ।
गोभिस्तदाभिसंबन्धो निमित्तत्वाय कल्पते ॥२३९॥

'તે (કાબરચિતરી) ગાયોનો માલિક' એવા અર્થરૂપે જ્યારે બોધ થાય છે ત્યારે ગાયો સાથેનો સંબંધ બહુવ્રીહિના નિમિત્ત તરીકે સમજવામાં આવે છે. (૨૩૯)

'તે કાબરચિતરી ગાયોનો માલિક કોણ છે', એવી જિજ્ઞાસા થતાં આ ગાયો એના માલિકને જાણવાનું કારણ બને છે. આમ चित्रगु એવા સામાસિક પદનો અર્થ અન્ય પદના અર્થ સાથે સંબંધને પ્રાપ્ત કરે છે. આવો સંબંધ બહુવ્રીહિની રચના માટે કારણભૂત બને છે. આમ चित्रा गावो यस्य सोऽयं चित्रगुः । એવું અન્યપદાર્થપ્રધાન વાક્ય યોગ્ય બને છે.

अपेक्षमाणः संबन्धं रूढित्वस्य निवृत्तये ।
निमित्तानुविधायित्वात् तद्धर्मार्थः प्रसज्यते ॥२४०॥

સમાસને રૂઢિશબ્દ બનતો અટકાવવા માટે જો સંબંધનો (તેના પ્રવૃત્તિ) નિમિત્ત તરીકે) આશ્રય કરવામાં આવે તો (સમાસ સંબંધરૂપ નિમિત્તને અનુસરતો હોવાથી) લિંગસંખ્યારહિતત્વ)ધર્મરૂપ સમાસાર્થ પ્રાપ્ત થશે. (૨૪૦)

સંબંધરૂપ પ્રવૃત્તિનિમિત્તથી સંબંધી પ્રાપ્ત થતો હોય તો બહુવ્રીહિમાં લિંગ અને સંખ્યા ઉપયોગી બનશે કે કેમ તે આ કારિકામાં વિચારવામાં આવ્યું છે.

બહુવ્રીહિ સમાસમા તેનો અવયવાર્થરૂપ સંબંધ સંબંધીનો વાચક બને છે. હવે જો બહુવ્રીહિ તેના અવયવાર્થરૂપ સંબંધને ન અનુસરે તો સમાસ, અવયવોના અર્થ વિનાનો કેવળ રૂઢિશબ્દ બનતો અટકાવવા માટે સમાસમાં અવયવાર્થરૂપ સંબંધનું અનુસરણુ યોગ્ય બનશે. હવે આ સંબંધ અસત્ત્વભૂત હોવાથી તેનામાં લિંગ અને સંખ્યાની પ્રવૃત્તિ થશે નહિ. તેથી બહુવ્રીહિમાં લિંગ અને સંખ્યાનો અતિદેશ આવશ્યક છે.

नाना चित्रा इति यथा निमित्तमनुरुध्यते ।
नानाभूतेऽपि वृत्तः सन् बहुव्रीहिस्तथा भवेत् ॥२४१॥

જુદી જુદી એવા અર્થવાળા દ્રવ્ય સાથે સમાસમાં પ્રાપ્ત થતો હોવા છતાં, જેમ નાના શબ્દ चित्राः એવા (પ્રવૃત્તિ)નિમિત્તને અનુસરે છે તેમ બહુવ્રીહિ પણ તેવો જ થશે. (૨૪૧)

અન્વય :- नानाभूतेऽपि वृत्त. सन्, यथा नाना, चित्रा इति निमित्तं अनुरुध्यते, एवं बहुव्रीहिः अपि तथा भवेत् ।

नाना चित्राः गावः यस्य स. । એવા વાક્યમાં નાના શબ્દ પ્રાપ્ત થાય છે. विनञ्भ्यां नानाञौ न सह । (૫.૨.૨૭, સાથે નહિ એવા અર્થવાળા वि અને नञ् ને અનુક્રમે ना અને नाञ् એવા પ્રત્યય સ્વાર્થે લાગે છે) સૂત્ર પ્રમાણે નાના શબ્દ તૈયાર થયો છે. તે અસહભાવ (સાથે ન રહેવું) એવો અર્થ દર્શાવનો અવ્યયશબ્દ હોવાથી અસત્ત્વરૂપ હોઈ લિંગ અને સંખ્યા વિનાનો છે, તે જ્યારે તેના અસહભાવ વાળા દ્રવ્ય સાથે જોડાય છે ત્યારે અસહભાવ તેનું પ્રવૃત્તિનિમિત્ત બને છે દ્રવ્ય સાથે જોડાયો હોવા છતાં નાના શબ્દમાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત થતાં નથી આવો નાના શબ્દ चित्रा गाव. यस्य सः । એવા વાક્ય સાથે જોડાય છે. બહુવ્રીહિમાં આવી સ્થિતિ છે.

બહુવ્રીહિ પોતાના અવયવોના અર્થરૂપ સંબંધરૂપે સમજાતા પ્રવૃત્તિનિમિત્તને અનુસરે છે અને તેથી લિંગ અને સંખ્યા વિનાનો હોય છે. પરિણામે બહુવ્રીહિમાં લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ માટે લિંગ અને વચનનો અતિદેશ આવશ્યક છે.

संबन्धिनि निमित्ते तु द्रव्यधर्मो न हीयते ।
लिङ्गाभावो हि लिङ्गस्य विरोधित्वेन वर्तते ॥२४२॥

બહુવ્રીહિની રચનાનું નિમિત્ત (તેનાં પોતાનાં પદોરૂપી) સંબંધી હોય તો દ્રવ્યના ધર્મનો ત્યાગ થતો નથી. લિંગની અપ્રાપ્તિ જ લિંગની પ્રાપ્તિના વિરોધી તરીકે સમજાય છે. (૨૪૨)

જો બહુવ્રીહિની રચનાનું નિમિત્ત સંબંધ હોય અને તેના વડે વાચ્ય એવા અન્ય પદાર્થને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થતાં ન હોય તો વિશેષણાના વાજાશે. । (૧.૨.૫૨) સૂત્રનિયમથી બહુવ્રીહિને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે.

પરંતુ અન્યપદાર્થરૂપ દ્રવ્યનું નિમિત્ત સમાસના પોતાનાં પદોના અર્થરૂપી સંબંધીઓ હોય ત્યારે લિંગ અને સંખ્યાના અતિદેશની જરૂર નથી. આ વાત આ કારિકામાં જણાવવામાં આવી છે.

चित्रा गावः यस्य सः । એવા વાક્યમાં चित्रा અને गावः સ્ત્રીલિંગમાં સંબંધ રૂપે છે, દેવદત્ત અન્યપદાર્થ છે. એના લિંગ અને સંખ્યા સમાસનાં પદોનાં લિંગ અને સંખ્યાથી જુદા છે. પરિણામે આવો પરસ્પર વિરોધ હોવાથી બહુવ્રીહિને પોતાનાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત નહિ થાય એવી શંકા થાય છે. તેમ છતાં અવયવરૂપ સંબંધીઓ બહુવ્રીહિના અર્થસ્વરૂપને બદલી શકતાં નથી, તેથી દેવદત્ત વગેરે અન્ય પદાર્થ તેમના લિંગ અને સંખ્યાને પ્રાપ્ત કરશે જ. ષષ્ઠ્યર્થરૂપ સંબંધ બહુવ્રીહિના નિમિત્ત રૂપે છે એ પક્ષમાં સંબંધ અદ્રવ્યરૂપ હોઈ ત્યાં લિંગનો અભાવ સમજાય છે બહુવ્રીહિના અર્થરૂપ રહેલા દેવદત્તના અનુલક્ષમાં આ લિંગાભાવવાળો સંબંધ લિંગનો વિરોધી છે અલબત્ત જુદું લિંગ હોવું તે લિંગવિરોધ નથી.

संख्यावांल्लिङ्गवांश्चार्थोऽभिन्नधर्मा निमित्ततः ।
आसन्न एव द्रव्यत्वात् तद्धर्मैर्न विरुध्यते ॥२४३॥

(અન્યપદનો) સંખ્યાવાળો અને લિંગવાળો અર્થ તેના (પ્રવૃત્તિ)નિમિત્તથી જુદા ધર્મોવાળો નથી. દ્રવ્ય હોઈને તે તેની પાસેનો જ છે, (અને તેથી) તેના ધર્મોનો વિરોધી નથી. (૨૪૩)

અવયવાર્થરૂપ સંબંધી બહુવ્રીહિની પ્રવૃત્તિનું નિમિત્ત છે. અન્ય પદાર્થ તરીકે પણ પ્રાપ્ત થનાર તે સંબંધી લિંગવાન અને સંખ્યાવાન તરીકે સમજાય છે. આ બે સંબંધીઓના લિંગ અને સંખ્યા રૂપી ધર્મો જુદા હોતા નથી. આ પ્રમાણે અન્યપદાર્થ અવયવાર્થરૂપ નિમિત્તથી દૂર નથી. તેથી અન્યપદાર્થ નિમિત્તના લિંગ અને સંખ્યા રૂપી ધર્મોનો વિરોધી નથી.

हरितक्यः फलानि । (હરડેના ફળો) પ્રયોગમાં નિમિત્તી એવાં फलानि (ફળો) નો નિમિત્ત એવા हरितक्यः સાથે લિંગ રૂપી ધર્મનો વિરોધ છે, છતાં સ્ત્રીલિંગવાળો हरितक्य.

શબ્દ મહત્ત્વનો છે અને નિમિત્તી તેને અનુસરે છે. खलतिकं वनानि । (ખલતિક નામની ટેકરીવાળાં વનો) પ્રયોગમાં એકત્વરૂપ ધર્મવાળા નિમિત્ત खलतिक શબ્દનું અનુસરણ નિમિત્તી એવો वनानि શબ્દ કરે છે.

विभक्त्यर्थेन चाविष्टं शुद्धं चेति द्विधा स्थितम् ।
द्रव्यं शुद्धस्य यो धर्मः स न स्यादन्यधर्मणः ॥२४४॥

વિભક્ત્યર્થ રૂપી સંબંધ સાથે જોડાયેલું અને (શુદ્ધ) (સ્વરૂપવાળું) એમ બે પ્રકારે દ્રવ્યની પ્રવૃત્તિ સમજવામાં આવી છે. શુદ્ધ (દ્રવ્ય)નો જે (લિંગસંખ્યા રૂપ) ધર્મ છે તે બીજા દ્રવ્યના ધર્મથી અસર પામતાં પ્રાપ્ત થશે નહિ (૨૪૪)

વિભક્ત્યર્થાભિધાન પક્ષમાં ષષ્ઠી વિભક્તિ વડે વાચ્ય સંબંધ સાથે અભેદ સંબંધથી જોડાયેલા દ્રવ્યને સમાસાર્થ સમજવામાં આવે છે. પદાર્થાભિધાન પક્ષમાં બીજા કોઈ વડે મર્યાદિત ન બનેલા શુદ્ધ દ્રવ્યને વાચ્યાર્થ સમજવામાં આવે છે. આમ બે પક્ષમાં દ્રવ્યને બે પ્રકારે સમજવામાં આવ્યું છે. શુદ્ધ દ્રવ્ય જો સંબંધ વડે મર્યાદિત બનતું હોય તો દ્રવ્યના લિંગ અને સંખ્યા રૂપ ધર્મો પ્રાપ્ત થશે નહિ. તેથી विशेषणानां चाजातेः । (૧.૨.૫૨) સૂત્રનિયમ પ્રમાણે લિંગ અને સંખ્યાનો અતિદેશ સફળ થશે.

द्रव्यमात्रस्य निर्देशे भेदोऽयमविवक्षितः ।
ग्रन्थे पूर्वत्र भेदस्तु द्वितीयेऽनुप्रदर्शितः ॥२४५॥

(મહાભાષ્ય) ગ્રંથમાં શરૂઆતમાં, જ્યાં માત્ર શુદ્ધ દ્રવ્યનો નિર્દેશ છે ત્યાં, (વિભક્ત્યર્થ સાથે સંબંધવાળું) એવી વિશેષતા જણાવવાનું યોગ્ય માન્યું નથી. આવી વિશેષતા (પછીના) બીજા (ભાગ)માં સ્પષ્ટ કરવામાં આવી છે. (૨૪૫)

બહુવ્રીહિ અંગે બે પક્ષો, अनेकमन्यपदार्थे । (૨.૨.૨૪) ઉપરના ભાષ્યમાં ચર્ચવામાં આવ્યા છે. શરૂઆતમાં અર્થાત્ વાર્તિક ૪, ૫, અને ૬ ઉપરની ચર્ચામાં બહુવ્રીહિ શુદ્ધ દ્રવ્યરૂપ અન્ય પદાર્થનો વાચક બને છે એ બાબત ચર્ચવામાં આવી છે. આ પક્ષમાં અનુપ્રયોગની પ્રાપ્તિ થશે એવી મુશ્કેલી દર્શાવી, તેને न वा अनभिहितत्वात् । એવા વાર્તિક દ્વારા દૂર કરવામાં આવી છે. આ ચર્ચામાં વિભક્ત્યર્થાભિધાન પક્ષનો નિર્દેશ કે ચર્ચા કરવાનું યોગ્ય માનવામાં આવ્યું નથી. ત્યારબાદ વાર્તિક ૭, ૮ અને ૯ ઉપરના ભાષ્યમાં બહુવ્રીહિ ષષ્ઠ્યર્થનો વાચક બને છે એ પક્ષની અર્થાત્ વિભક્ત્યર્થાભિધાન પક્ષની ચર્ચા કરવામાં આવી છે. આ બીજા પક્ષમાં પણ વિભક્ત્યર્થ રૂપી સંબંધથી મર્યાદિત એવા દ્રવ્યને જ વાચ્ય માનવામાં આવ્યું છે. દ્રવ્યને જો વાચ્ય માનવામાં ન આવે તો અસત્ત્વભૂત એવા સંબંધમાં લિંગ અને સંખ્યા કેવી રીતે પ્રાપ્ત થશે અને તેથી અતિદેશનો સંદર્ભ જ પ્રાપ્ત નહિ થાય.

द्रव्यस्य ग्रहणं चात्र लिङ्गसंख्याविशेषणम् ।
द्रव्याश्रितत्व हि तयोस्ततोऽन्यस्य न सिध्यत ॥२४६॥

ત્યાં દ્રવ્યનો ઉલ્લેખ, લિંગ અને સંખ્યાના વિશેષણુ રૂપે છે, તે બન્ને, દ્રવ્યનો આશ્રય કરે છે, તેથી તે બીજાના આશ્રયવાળા સિદ્ધ થતાં નથી (૨૪૬)

વાર્તિક ૮ सिद्ध तु गुणवचनेषु । ઉપરના ભાષ્યવચન यदि तर्हि विभक्त्यर्थोऽभिधीयते कृत्स्न. पदार्थ कथमभिहितो भवति सद्रव्यः सलिङ्ग ससंख्यश्च । ના સંદર્ભમા આ કારિકા રજૂ કરવામાં આવી છે

સામાન્ય રીતે લિંગ અને સંખ્યા દ્રવ્યના વિશેષણુ રૂપે હોય છે છતા અહી ભર્તૃહરિ દ્રવ્યને લિંગ અને સંખ્યાના વિશેષણુ રૂપે સમજાવે છે.

લિંગ અને સંખ્યાના આશ્રય તરીકે દ્રવ્યને સમજાવવાનું કારણુ એ છે કે આ લિંગ અને સંખ્યાનો ગુણુ વગેરે સાથે સંબંધ નથી.

વિભક્ત્યર્થાભિધાન પક્ષમા વિભક્ત્યર્થરૂપ સંબંધ બહુવ્રીહિ વડે વાચ્ય બને છે એમ અનેકવાર કહેવામા આવે છે સંબંધ અને અન્ય પદાર્થરૂપ દ્રવ્ય તેમના વિશેષણોના સંદર્ભમાં એકસરખા સમજાય છે તેથી સંબંધ પણુ દ્રવ્ય રૂપ સમજવાથી તેને લિંગ અને સંખ્યાની પ્રાપ્તિ થશે

संबन्धिभिन्नसंबन्धपरिच्छिन्ने प्रवर्तते ।
समासो द्रव्यसामान्ये विशिष्टार्थानुपातिनि ॥२४७॥

(બહુવ્રીહિ) સમાસ (તેના પદો રૂપી) સંબંધીઓ વડે સીમિત બનતા સંબંધ વડે મર્યાદિત થયેલા અને વિશેષણુ રૂપી અર્થ દર્શાવનારા શબ્દ વડે અનુસરાતા દ્રવ્યસામાન્યના વાચક રૂપે પ્રવર્તે છે (૨૪૭)

વિભક્ત્યર્થાભિધાન પક્ષમાં બહુવ્રીહિ સમાસ સંબંધ રૂપી વિભક્ત્યર્થનો વાચક બને છે આ સંબંધ બહુવ્રીહિના ઘટક પદો રૂપી સંબંધીઓથી મર્યાદિત બને છે તેનાથી પરિચ્છિન્ન અર્થાત્ સીમિત એવુ દ્રવ્યસામાન્ય બહુવ્રીહિ વડે દર્શાવાય છે.

દ્રવ્યસામાન્ય શબ્દ ઉપરથી સમજાય છે કે પદાર્થવિશેષરૂપી અનુપ્રયોગ ત્યા પણુ પ્રધાન થશે આમ વિભક્ત્યર્થાભિધાન પક્ષમા પણુ અનુપ્રયોગની સિદ્ધિ સમજાવવામા આવી છે

द्रव्यधर्मानतिक्रान्तो भेदधर्मेष्ववस्थित. ।
भविष्यदाश्रयापेक्षे लिङ्गसंख्ये प्रपद्यते ॥२४८॥

(લિંગ અને સંખ્યા રૂપી) દ્રવ્ય ધર્મોથી જુદો નહિ પડેલો અને દ્રવ્યવિશેષના ધર્મો સાથે સમાનરૂપે સ્પષ્ટ બનતો તે (બહુવ્રીહિ સમાસ) તેના પ્રાપ્ત થનારા આશ્રય(રૂપ દ્રવ્યવિશેષ)ની અપેક્ષા રાખનારા લિંગ અને સંખ્યાને પ્રાપ્ત કરે છે (૨૪૮)

शास्त्रप्रवृत्तिभेदेऽपि लौकिकार्थो न भिद्यते ।
नञ्समासे यतस्तत्र त्रय पक्षा विचारिता. ॥२४९॥

શાસ્ત્ર પ્રક્રિયામાં ભિન્નતા હોવા છતાં, નઞ્ સમાસના લૌકિક અર્થમાં ફેરફાર થતો નથી; તે કારણે આ (નઞ્ સમાસ) અંગે ત્રણ વિકલ્પોને વિચારવામાં આવ્યા છે. (૨૪૯)

અષ્ટાધ્યાયીના બીજા અધ્યાયના બીજા પાદના છઠ્ઠા સૂત્ર નઞ્ ઉપરના ભાષ્યની ચર્ચાનો આધાર લઈને ભર્તૃહરિ હવે નઞ્ સમાસમાં લિંગ અને સંખ્યાના અતિદેશ અંગેની વિચારણા કારિકાઓ ૨૪૯ થી ૩૧૬ દ્વારા કરે છે.

નઞ્ । સૂત્ર જણાવે છે કે ઞ્ જેમાં ઈત્ છે એવા નન્ નિપાતનો સમર્થ સુબન્ત સાથે વિકલ્પે તત્પુરુષ સમાસ થાય છે, જેમ કે अब्राह्मण । આ સમાસમાં કયા પદનો અર્થ પ્રધાન છે, એ અંગે ભાષ્યકારે ત્રણ વિકલ્પો રજૂ કર્યા છે નઞ્ સમાસનો લૌકિક અર્થ તો નિશ્ચિત છે, છતા પ્રક્રિયામા ફેરફાર શક્ય હોઈને આવા ત્રણ વિકલ્પો રજૂ કરવામા આવ્યા છે પ્રથમ વિકલ્પ પ્રમાણે अब्राह्मण, એવા નઞ્ સમાસમાં ઉત્તરપદનો અર્થ મુખ્ય છે બીજા વિકલ્પ પ્રમાણે પૂર્વ પદનો અર્થ મુખ્ય છે અને ત્રીજા વિકલ્પ પ્રમાણે અન્ય પદનો અર્થ મુખ્ય છે. નઞ્ સમાસમા પૂર્વપદનો અર્થ મુખ્ય છે એવા ભાષ્યકારે રજૂ કરેલા, મતને ભર્તૃહરિ અનુસરે છે સમાસના અર્થની દષ્ટિએ આ મત યોગ્ય છે

ત્રણેય વિકલ્પો અંગે પ્રાથમિક શકાઓ રજૂ કરતા ભાષ્યકાર જણાવે છે કે જો ઉત્તરપદનો અર્થ મુખ્ય હોય તો अब्राह्मण आनय । એમ કહેતાં કોઈપણ બ્રાહ્મણને જ લાવવામા આવશે अब्राह्मण માં નઞ્ નો અર્થ નિષેધ છે તેથી अब्राह्मण નો 'બ્રાહ્મણનો નિષેધ' એવો અર્થ થશે આવો નિષેધરૂપ અર્થ પ્રધાન અર્થ કેવી રીતે બની શકે ? તેથી અહીં નઞ્ અનર્થક છે એમ માનવુ રહ્યુ अब्राह्मण અને ब्राह्मण:, બન્ને શબ્દનો એકસરખો અર્થ થતાં, अब्राह्मण आनय । નો કોઈપણ બ્રાહ્મણને લાવો એવો અર્થ થશે. બીજા વિકલ્પ પ્રમાણે अब्राह्मण મા અન્ય પદના અર્થને મુખ્ય સમજવામા આવે તો न ब्राह्मण अब्राह्मण्य, अब्राह्मण्य यस्य स अब्राह्मण । એવા અર્થના બહુવ્રીહિને બદલે અન્યપદ પ્રધાન નઞ્ સમાસ થશે આવી સ્થિતિમા अवर्षा हेमन्त । એવા પ્રયોગમા हेमन्त શબ્દના લિંગ અને વચન अवर्षा, એવા નઞ્ સમાસના લિંગ અને વચન પ્રમાણે યોજવા પડશે ત્રીજા વિકલ્પમા, નઞ્ સમાસમા પૂર્વપદના અર્થને મુખ્ય ગણવામા આવતા नઞ્ અવ્યય હોવાથી, આખો શબ્દ અવ્યય થતા સમાસ અવ્યયીભાવ થશે આ ચર્ચાના અનુસધાનમા ભાષ્યકાર ઉત્તરપદના અર્થને પણ મુખ્ય ગણવાના મતના છે કૈયટ આ મતને નિર્ણાયક મત તરીકે સમજાવે છે

હેલારાજ જણાવે છે કે નઞ્ સમાસમા અન્ય પદનો અર્થ મુખ્ય સમજતા अब्राह्मण મા ब्राह्मण શબ્દ બ્રાહ્મણ વ્યક્તિ દર્શાવશે બ્રાહ્મણત્વ જાતિ નહિ પૂર્વપદના અર્થને મુખ્ય માનતા નઞ્ નો અર્થ નિવૃત્તિ અર્થાત્ નિષેધ થશે આ નિષેધને ક્રિયા સાથે સબધ ન હોવાથી अब्राह्मण નો અર્થ બ્રાહ્મણ જ સમજાશે એ પ્રમાણે ઉત્તરપદનો અર્થ પ્રધાન

સમજતાં 'બ્રાહ્મણત્વ વિનાના ક્ષત્રિય વગેરે, એવો અર્થ સમજાય છે. આમ શાસ્ત્રપ્રક્રિયાને જુદી જુદી રીતે સમજવામાં આવે છતાં अब्राह्मणः એવા નઞ્ સમાસમાં સ્થિતલક્ષણ અર્થાત્ લૌકિક રૂઢ અર્થ–બ્રાહ્મણ્ય વિનાના ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો–માં કશો ફેરફાર થતો નથી. ભાષ્યકારને અનુસરીને હેલારાજ પણ ઉત્તરપદના અર્થને તથા પૂર્વપદના અર્થને પ્રધાન અર્થ સમજાવે છે. उत्तरपदार्थप्राधान्यमेव त्वत्र सिद्धान्तः ।...तस्मादुपवर्न्नं पूर्वपदार्थप्राधान्य-दर्शनम् । કારિકા ૩૧૬ ઉપરની ટીકા.

शब्दान्तरेऽपि चैकत्वमाश्रित्यैव विचारणा ।
अब्राह्मणादिषु नञः प्रयोगो न हि विद्यते ॥२५०॥

તે (નઞ્ સમાસ વિગ્રહ વાક્ય કરતાં) જુદો શબ્દ હોવા છતાં, બન્ને વચ્ચેના એકત્વનો આશ્રય કરીને (ત્રણ વિકલ્પોની) વિચારણા કરવામાં આવે છે. अब्राह्मणः વગેરેમાં નઞ્ નો પ્રયોગ દેખાતો નથી. (૨૫૦)

न ब्राह्मणः, अब्राह्मणः । એવા પ્રાતિપાદક શબ્દોના સમૂહરૂપી વિગ્રહ વાક્યમાં અને अब्राह्मण, એવા સમાસમાં અર્થની દૃષ્ટિએ કશો ફેરફાર નથી. વિગ્રહવાક્યમાંનો નઞ્ અને સમાસનો અ અર્થ પ્રાપ્ત કરવાની દૃષ્ટિએ સરખા છે. આવા અભેદની કલ્પના કરીને જ ત્રણ પક્ષોની વિચારણા કરવામાં આવે છે. આમ નિષેધનો અર્થ વાક્યમાં અને સમાસમાં સમાન છે. अधिक (વધારે), अपनय (દૂર કરો) વગેરે શબ્દોમાં અ છે પરંતુ, એમાંથી નિષેધનો અર્થ પ્રાપ્ત થતો નથી.

प्राक् समासात् पदार्थानां निवृत्तिर्द्योत्यते नञा ।
स्वभावतो निवृत्तानां रूपाभेदादलक्षिता ॥२५१॥

સ્વાભાવિકપણે નિવૃત્ત થયેલા પદાર્થોનો, સ્વરૂપમાં ભેદ ન હોવાને કારણે ધ્યાનમાં નહિ આવનારો નિષેધ, સમાસમાં જોડાતાં પહેલાં નઞ્ વડે જણાવાય છે. (૨૫૧)

વિગ્રહવાક્યમાં નઞ્ ના પ્રયોગથી નિષેધ જણાવવામાં આવે છે. આ નિષેધ કદાપિ સ્વતંત્ર હોતો નથી. તે હંમેશા પદાર્થનિષ્ઠ હોય છે. અર્થાત્ કોઈક પદાર્થ સાથે નઞ્ જોડાયેલો જ હોય છે. તેથી નઞ્ના માત્ર પ્રયોગથી વિદ્યમાન પદાર્થની નિવૃત્તિ થઈ શકે નહિ સમાસથી જુદા વિગ્રહવાક્યમાં પણ આવી જ સ્થિતિ છે. તેથી નઞ્ હંમેશાં સ્વાભાવિકપણે નિષેધ પામતા પદાર્થોનો દ્યોતક બને છે હવે જો પદાર્થોની સ્વાભાવિક નિવૃત્તિ થતી હોય તો આવી નિવૃત્તિનો દર્શક, નઞ્ કેવી રીતે બને એવી શંકાના જવાબમાં કહી શકાય કે શબ્દનો અર્થ વસ્ત્વર્થ નથી. શબ્દાર્થ છે. શબ્દ સાથે જોડાયેલા અર્થને નઞ્ સ્પષ્ટ કરે છે. તેથી નઞ્ દ્યોતક કહેવાય છે.

ब्राह्मणादिस्थया वाक्येष्वाख्यातपदवाच्यया ।
क्रियया यस्य संबन्धो वृत्तिस्तस्य न विद्यते ॥२५२॥

બ્રાહ્મણ વગેરે (કર્તાઓ)માં રહેલી અને વાક્યોમાં ક્રિયારૂપ વડે જણાવાતી ક્રિયા સાથે જેનો સંબંધ છે તેવા (નञ्) નો સમાસ થઈ શકે નહિ. (૨૫૨)

અગાઉની કારિકામાં જણાવવામાં આવ્યું કે નञ्ने પોતાનો અર્થ નથી, તે હમેશાં પદાર્થનિષ્ઠ છે. તો પછી ભાષ્યકારે જણાવેલા ત્રણ વિકલ્પોમાંથી એક વિકલ્પ પ્રમાણે તે, સમાસમાં પૂર્વપદ તરીકે મુખ્ય અર્થ કેવી રીતે જણાવી શકશે ?

હવે જો એમ માનીએ કે નञ्ने પોતાનો અર્થ છે અને તે ઉત્તર પદના અર્થ સાથે જોડાય છે, તો ઉત્તરપદ પોતાનો સ્વતંત્ર અર્થ ગુમાવશે અને ઉત્તરપદનો અર્થ પ્રધાન છે એવો બીજો વિકલ્પ પણ યોગ્ય બનશે નહિ. ( सति च तस्मिन्नसावात्मना तेन विशेष्यमाण उत्तरपदार्थः स्वभावात् प्रच्युतः कथमसत्त्वात् प्राधान्यं प्रतिपद्येत ।—હેલારાજ)

ત્રીજા પક્ષ અંગે પણ આવી જ મુશ્કેલી છે. સમાસનાં બે પદોના અર્થો વચ્ચે સંબંધ હોતો નથી એમ માનીએ તો પછી, આવાં બે પદોના અર્થો વડે દર્શાવાતા અન્ય પદનો અર્થ પણ પ્રાપ્ત થશે નહિ આમ ભાષ્યકારે જણાવેલા ત્રણ પક્ષો અંગે મુશ્કેલીઓ પ્રાપ્ત થશે.

નञ् વડે દર્શાવાતી નિષેધ ક્રિયા અંગે વિચારતાં એમ લાગે છે કે જો નञ् ઉત્તરપદના અર્થની ક્રિયાનો નિષેધ કરતો હોય તો *अब्राह्मणः* પદમાં નञ् નો ઉત્તરપદ સાથે સંબંધ પ્રાપ્ત થશે નહિ. તેથી સામર્થ્યના અભાવમાં સમાસની પ્રાપ્તિ જ નહિ થાય.

પ્રતિષેધ પામતી ક્રિયા વાક્ય દ્વારા જણાવવામાં આવે છે. પહેલા વિકલ્પ પ્રમાણે *ब्राह्मणो न भुङ्क्ते ।* (બ્રાહ્મણ ખાતો નથી), *ब्राह्मणः न अधीते ।* (બ્રાહ્મણ અભ્યાસ કરતો નથી) વગેરે વાક્યોમાં *ब्राह्मणः* એવા કારક પદ સાથે જોડાયેલી ક્રિયા સાથે જે નञ् નો સંબંધ છે તે નञ्નું ઉત્તરપદ સાથે સામર્થ્ય ન હોવાથી આવાં વાક્યોનો સમાસ બનશે નહિ. પરિણામે જ્યારે સમાસની જ પ્રાપ્તિ થતી ન હોય ત્યારે અમુક પદનો અર્થ મુખ્ય અને અમુકનો અર્થ ગૌણ એવા વિકલ્પો નञ् સમાસ અંગે સમજાશે નહિ.

આવી સ્થિતિ અસ્તિક્રિયા અંગે નથી. *ब्राह्मणः नास्ति ।* એવા વાક્યનો *अब्राह्मणः* એવો સમાસ બની શકશે કારણ કે અસ્તિક્રિયા પદાર્થોની સાથે સ્વાભાવિકપણે જોડાયેલી છે.

पाचकादिपदस्था चेन्नञा संबध्यते क्रिया ।
तत्र सत्तानुपादानात् त्रिपक्षी नोपपद्यते ॥२५३॥

*पाचकः* જેવા શબ્દો વડે જણાવાતી ક્રિયા નञ् સાથે સંબંધ પામતી હોય તો ત્યાં અસ્તિત્વની પ્રાપ્તિ થતી ન હોવાથી, ત્રણ વિકલ્પો યોગ્ય બનશે નહિ. (૨૫૩)

કારિકા ૨૫૨ના વિચારને સ્વીકારવામાં આવતાં *न पाचकः ।* નો *अपाचकः* એવો સમાસ બનશે. અહીં નञ् અને ઉત્તરપદ વડે દર્શાવાતી ક્રિયા વચ્ચે સંબંધ પ્રાપ્ત થાય છે.

આવી સ્થિતિ न ब्राह्मण । ઉપરથી કરવામા આવતા अब्राह्मण સમાસમા બનતી નથી. આ સમાસમા ઉતરપદ ब्राह्मण ગૌણ ક્રિયા દર્શાવતો નથી, તેથી અહી नञ् નો સબધ ઉત્તરપદ સાથે થતો નથી, તેથી नञ् સમાસમા પદોના અર્થોના ગૌણપ્રધાનભાવ અગેના ત્રણ વિકલ્પો યોગ્ય બનતા નથી નઞ્ વડે દ્યોત્ય એવા ક્રિયારૂપ અર્થ સાથે જ્યા સબધ થાય છે ત્યા નઞ્ સમાસ થશે, જેમકે न पाचक अपाचक । પરતુ न ब्राह्मण अब्राह्मण । એવા સમાસમા ગૌણ અર્થ તરીકે રહેલી ક્રિયાનુ વાચક ઉતર પદ બનતુ નથી તેથી ब्राह्मण નો નઞ્ સાથે સબધ ન થતા ગૌણપ્રધાન અર્થ અગેના ત્રણ વિકલ્પો પ્રાપ્ત થશે નહિ.

सत्तयैवाभिसबन्धो यदि सर्वत्र कल्प्यते ।
असन्निति समासेऽस्मिन् सत्ताख्या परिकल्प्यताम् ॥२५४॥

જો (નઞ્ નો) અસ્તિત્વ સાથે જ સબધ બધે કલ્પવામા આવે તો असन् એવા સમાસમા બીજી સત્તાની કલ્પના કરવી પડશે (૨૫૪)

બધા પદોનો સત્તા અર્થાત્ અસ્તિત્વ સાથે સબધ હોય છે આ અસ્તિત્વ પદાર્થમા રહેલુ છે, બીજી ક્રિયાઓ પદાર્થ સાથે કોઈવાર જોડાયેલી હોય અથવા કોઈવાર જોડાયેલી ન પણ હોય જો આ વાત સ્વીકારવામા આવે તો न सन् असन् । એવા સમાસમા सन् માની સત્તા ઉપરાત નઞ વડે જણાવાતી બીજી સત્તાની કલ્પના કરવી પડશે પરતુ असन् મા બે સત્તાઓની કલ્પના કોઈ કરતુ નથી એક જ સત્તા ત્યા પ્રાપ્ત થાય છે

क्त्वान्ते च तुमुन्नन्ते च नञ्समासे न दृश्यते ।
विशेषणविशेष्यत्व नञा सत्ताभिधायिना ॥२५५॥

જેને અતે क्त्वा પ્રત્યય છે અને જેને અતે तुमुन् પ્રત્યય છે એવા નઞ્ સમાસમા સત્તાની નિવૃત્તિ દર્શાવતા નઞ્ સાથે વિશેષણવિશેષ્યભાવરૂપી સબધ દેખાતો નથી (૨૫૫)

कृ ધાતુ વડે જે ક્રિયારૂપ અર્થ દર્શાવાય છે તે જ અર્થ अकृत्वा, अकर्तुम् એવા રૂપો પ્રધાન અર્થ રૂપે દર્શાવે છે આ कृ ધાતુ 'વારવાર અર્થ' દર્શાવતા क्त्वातुमुन् પ્રત્યય સાથે अकृत्वा મા સબધ પ્રાપ્ત કરે છે આવા ક્રિયારૂપ અર્થ દર્શાવતા कृ ધાતુના અર્થને નિષેધવાચક નઞ્ સાથે વિશેષણવિશેષ્યભાવ રૂપી સબધ હોઈ શકે નહિ कृ ધાતુનો અર્થ ક્રિયા છે, અસ્તિત્વ નથી તેથી कृ ધાતુમા અસ્તિત્વનો અભાવ હોઈ તેનો નિષેધ સભવતો નથી તેથી कृ નો 'સત્તા' અર્થ સમજવામા આવે તો अकृत्वा કે अकर्तुम् જેવાં રૂપો સભવે નહિ, પરતુ ક્રિયા એવો અર્થ સમજવામા આવે તો આવા રૂપો યોગ્ય બનશે अब्राह्मण મા આવી સ્થિતિ નથી ब्राह्मण મા સત્તારૂપ અર્થ હોઈને તેના अब्राह्मण એવા સ્વરૂપનો નિષેધ થઈ શકશે નહિ

અહીં એવી શંકા થાય કે અસત્ અને અકૃત્વામાં નન્ અને કૃત્વા જેમનો ભાવાત્મક અર્થ છે તેમનો નિષેધ કેવી રીતે થશે? આના જવાબમાં એમ કહી શકાય કે નઞ્ સ્વભાવથી જ નિષેધરૂપ અર્થનું દ્યોતન કરે છે તેથી વાક્યમાં તેમજ સમાસમાં પણ તેનો પ્રયોગ થાય છે. આ અંગે બે પક્ષો સંભવે છે ક્રિયા સાથે સબંધ વિનાનો કોઈ પદાર્થ કલ્પી શકાતો નથી. તેથી કાં તો નઞ્ ક્રિયાવિશેષ સાથે સંબંધવાળા પદાર્થના નિષેધનો દ્યોતક બનશે, અથવા ક્રિયાસામાન્યના નિષેધનો દ્યોતક બનશે પહેલા વિકલ્પમાં સામર્થ્યને અભાવે સમાસ થઈ શકશે નહિ. સામર્થ્યને સ્વીકારવામાં આવે તો પણ નઞ્ સમાસનાં પદોના ગૌણ મુખ્યાર્થ અંગેના ત્રણ પક્ષો યોગ્ય ઠરશે નહિ બીજા વિકલ્પમાં અસ્તિત્વ-સામાન્યના દ્યોતક એવા નઞ્નો ઉત્તરપદ વડે દર્શાવાતા ક્રિયાસામાન્ય સાથે સંબંધ થશે અને એ પ્રમાણે અનવસ્થા પ્રાપ્ત થશે. આ બધાંમાંથી માર્ગ કાઢવા માટે નઞ્ને નિષેધનો દ્યોતક નહિ પરંતુ વાચક માનવો. વાચક માનતાં તેને સ્વતંત્ર અર્થ પ્રાપ્ત થશે અને આ અર્થને પ્રધાન અથવા ગૌણ કહી શકાશે. પરિણામે ભાષ્યકારે જણાવેલા ત્રણ વિકલ્પો યોગ્ય ઠરશે.

क्रियायाः साधनाधारसामान्ये नञ् व्यवस्थितः ।
ततो विशिष्टैराधारैर्युज्यते ब्राह्मणादिभिः ॥२५६॥

(સત્તારૂપ) ક્રિયાના કર્તાના આશ્રયસામાન્ય સાથે નઞ્ સંબંધને પામે છે; અને તેથી બ્રાહ્મણ વગેરે વિશેષ આશ્રયો સાથે તે જોડાય છે. (૨૫૬)

નઞ્ને નિષેધનો વાચક માનવામાં આવે છે આ નિષેધ અસ્તિત્વરૂપી ક્રિયાનો નિષેધ છે. આ પક્ષમાં અસત્ પ્રયોગમાં બીજી સત્તાની કલ્પના થઈ શકતી નથી. अकृत्वा, अकर्तुम् વગેરે પ્રયોગોમાં कृ ધાતુ સાથે નઞ્નો સબંધ પ્રાપ્ત થાય છે. આ બન્ને બાબતો સિદ્ધ કરવા માટે આ કારિકાનો વિચાર રજૂ કરવામાં આવ્યો છે.

અસ્તિત્વરૂપ ક્રિયા અકર્મક હોવાથી તેના આધારરૂપે તેની કર્તૃશક્તિ છે. નઞ્ આ આધાર અર્થાત્ આશ્રયસામાન્યનો વાચક બને છે. બીજા શબ્દોમાં કહીએ તો નઞ્ સમાસમાં નઞ્ અસ્તિત્વરૂપ ક્રિયાના નિષેધના આશ્રયસામાન્યનો વાચક બને છે. પરિણામે નઞ્નો અર્થ नास्ति એવો થશે अब्राह्मण સમાસ અંગે વિચારતાં એમ કહી શકાય કે નઞ્, અસ્તિત્વના નિષેધરૂપી ક્રિયાસામાન્યના આધારવિશેષનો વાચક બને છે. આમ એક પદ નિષેધસામાન્ય દર્શાવે છે અને બીજું પદ આધારવિશેષ દર્શાવે છે બન્ને વચ્ચે સામાન્ય—વિશેષભાવ થતાં વિશેષણવિશેષ્યભાવ પ્રાપ્ત થશે (तथा च तत्र सामान्यावस्थानाद्वैशो विलक्षण, सत्ताविशेषसाधनाधारविशेषवचनैर्ब्राह्मणादिशब्दै सम्बध्यते नञिति तदर्थयोः सामान्य-विशेषभावेन विशेषणविशेष्यभावोपपत्ति ।—હેલારાજ)

હવે આ સામાન્ય અને વિશેષ એવા બે પ્રકારના અર્થોમાંથી વિશેષણ કયું અને વિશેષ્ય કયું એ વિવક્ષાને આધારે નક્કી થશે જ્યારે નિષેધને વિશેષ્ય સમજવામાં આવે અને ब्राह्मण ને વિશેષણ સમજવામાં આવે ત્યારે નિષેધ અર્થાત્ તેના વાચક પૂર્વપદ નઞ્નો અર્થ મુખ્ય થશે. असत्, ब्राह्मण. આમાં ઉત્તરપદનો અર્થ વિશેષ્ય બનશે અને પૂર્વપદનો અર્થ

વિશેષણ બનશે અને તેથી ઉત્તરપદનો અર્થ પ્રધાન થશે આ બન્ને પક્ષમા સમાસનો અર્થ તેના પૂર્વોત્તર પદોમા સીમિત રહે છે પરતુ જ્યારે આ પદોનો અર્થ જેમ બ્રાહ્મણ નથી એવા ક્ષત્રિય વગેરે રૂપી અન્ય પદ સાથે જોડાય ત્યારે અન્યપદનો અર્થ સમાસમા મુખ્ય બનશે. અપાચક મા પણ આવા ત્રણ પક્ષો પ્રાપ્ત થશે અને અકૃત્વા, અકર્તુમ્ વગેરે રૂપોની સિદ્ધિ પણ થઈ શકશે નઞ્ને નિષેધના દ્યોતક નહિ પરતુ વાચક તરીકે સમજતા આ બધુ સિદ્ધ થશે.

वृत्तौ यथा गताद्यर्थमुपादाय निरादय ।
युज्यन्ते साधनाधारैर्नञ्समासेऽपि स क्रम ॥२५७॥

'ગયેલો' એવા અર્થને પ્રાપ્ત કરીને નિ વગેરે તેમના આશ્રયોરૂપી આધારો સાથે સમાસ જોડાય છે, તેવો જ ક્રમ નઞ્ સમાસમા છે. (૨૫૭)

निष्क्रान्त कौशाम्ब्या । (કૌશામ્બીમાથી બહાર ગયેલો)નો નિષ્કૌશામ્બી એવો સમાસ બનશે બહાર જવા રૂપી ક્રિયાનુ અપાદાન દર્શાવતા कौशाम्बी સાથે निष्क्रान्त જોડાય છે कुगतिप्रादय । (कु, ગતિસંજ્ઞક અને प्र, परा, વગેરે ઉપસર્ગોનો સમર્થ સુબન્ત સાથે નિત્ય તત્પુરુષ સમાસ થાય છે) ઉપરના વાર્તિક प्रादय क्तार्थे । (क्त પ્રત્યયાન્ત શબ્દનો અર્થ દર્શાવનારા ઉપસર્ગોનો સમાસ થાય છે) પ્રમાણે निष्क्रान्त ના અર્થવાળા नि સાથે कौशाम्बी તત્પુરુષ સમાસમા જોડાય છે

कौशाम्बी પદ સત્વ અર્થાત્ દ્રવ્યનુ વાચક છે એની સાથે જોડાનો नि માત્ર અસત્ત્વવચન છે એમ નથી તે બહાર આવવાની ક્રિયા દર્શાવતા દ્રવ્યનો વાચક છે સમાસમા તે બહાર આવવા રૂપી ક્રિયાના કર્તાનો વાચક બને છે (यदि चासत्त्ववचना एव स्युर्न्वाश तौ सत्त्ववचनै सबन्धा न स्यादिति तदन्यथानुपपत्त्या निष्क्रमणादिक्रियोपसर्जने साधनशक्त्याधारे द्रव्ये वृत्तिरेषामनुमीयते ।—હેલારાજ)

નઞ્ સમાસમા નિષેધાર્થ પૂર્વપદ નઞ્ નિષેધસામાન્યનુ વાચક છે જો આમ ન હોય તો ઉત્તર પદ સાથે સબધ પામીને સમાસમા તેની સાથે જોડાઈ શકે નહિ (अत्रापि सुबन्तपदार्थसबन्धान्यथानुपपत्त्या नञोऽसत्सामान्यवाचकत्व परिकल्प्यत इति वाचकत्वोपाया सैवानुपूर्वी ।
—હેલારાજ)

तत्रास्ति नञो वृत्तेर्ब्राह्मणक्षत्रियादिभि ।
विशेषणविशेष्यत्व कल्प्यते कुब्जखञ्जवत् ॥२५८॥

આ પ્રમાણે (નઞ્ સમાસમા) નઞ્ (અસત્ સામાન્ય) નો વાચક બનતો હોવાથી તેનો कुब्ज અને खञ्जની જેમ ब्राह्मण, क्षत्रिय વગેરે સાથે વિશેષણવિશેષ્યભાવ સબધ કલ્પવામાં આવે છે. (૨૫૮)

कुब्जखञ्ज । સમાસમા વિશેષણ કયુ અને વિશેષ્ય કયુ એ અગે કશો નિયમ સભવતો નથી કારણ કે બન્ને ગુણોના નિમિત્તરૂપે છે विशेषण विशेष्यण बहुलम् ।

(૨.૧.૫૭, વિશેષણરૂપ સુબન્તનો સમાનાધિકરણ વિશેષ્ય સાથે વિકલ્પે તત્પુરુષ થાય છે) ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે तत्र तु एतावान् संदेहः किं प्रधानं किं विशेषणमिति । स चापि क्व संदेहः । यत्र तौ गुणशब्दौ । तद्यथा कुब्जखञ्जः खञ्जकुब्जः । અહીં વિવક્ષાને આધારે સમાસમાં ફેરફાર થાય છે, આમ વિશેષણવિશેષ્યભાવ અંગે અનિયમ પ્રવર્તે છે. એ પ્રમાણે નઞ્ અસત્સામાન્યનો વાચક બનતો હોવાથી તેના વિશેષો ब्राह्मणः વગેરે શબ્દો સાથે વિશેષણવિશેષ્યભાવ અર્થાત્ ગુણગુણી ભાવ અંગે પણ યથારુચિ સ્થિતિ પ્રવર્તે છે. આને પરિણામે નઞ્ સમાસમાં પદોના અર્થોના ગૌણપ્રાધાન્ય અંગે ત્રણ પક્ષો સંભવે છે એમ થશે.

कामचारे च सत्येवमसत. स्यात्प्रधानता ।
गुणत्वमितरेषां च तेषा वा स्यात प्रधानता ॥ ॥२५९॥

આમ વિકલ્પ પ્રાપ્ત થતો હોવાથી નઞર્થ એવા અસદ્ અર્થનું મુખ્યત્વ થશે અને ઉત્તરપદના બીજા અર્થો ગૌણ બનશે, અથવા તેમનું મુખ્યત્વ થશે. (૨૫૯)

ઉપર પ્રમાણે अब्राह्मण એવા નઞ્ સમાસમાં વિશેષણવિશેષ્યભાવ અંગે પૂર્વપદ અને ઉત્તર પદમાં કશો નિશ્ચય ન હોવાથી અર્થાત્ વિવક્ષાનું મહત્ત્વ હોવાથી, કોઈવાર જ્યારે પ્રથમ પદનો અર્થ અર્થાત્ નઞર્થ, અસત્સામાન્ય, મુખ્ય સમજાય ત્યારે ઉત્તર પદ ब्राह्मण. વગેરેનો અર્થ ગૌણ થશે. અથવા એથી વિરુદ્ધ ब्राह्मण. વગેરેને મુખ્યાર્થ સમજવામાં આવતા પૂર્વ પદનો નઞર્થ ગૌણાર્થ તરીકે સમજાશે, જેમ કે, असन् ब्राह्मण । અથવા ब्राह्मण. असन् । પરિણામે अब्राह्मण એવા નઞ્ સમાસમાં પૂર્વ, ઉત્તર અને અન્ય એવા ત્રણેય પદોના અર્થો મુખ્ય છે અને તેથી ત્રણ પક્ષો પ્રાપ્ત થશે

બીજા શબ્દોમાં કહીએ તો અસત્સામાન્યરૂપ નઞર્થ જ્યારે પ્રધાન અર્થ રૂપે વિશેષ્ય તરીકે સમજવામાં આવે ત્યારે પૂર્વપદનો અર્થ પ્રધાન અર્થ બનશે અને ઉત્તરપદના તથા અન્ય પદના અર્થો ગૌણ બનશે. વિગ્રહવાક્યમાં નઞ્નો સ્વતંત્ર અર્થ પ્રાપ્ત થતો ન હોવાથી નઞ્નું વાચકત્વ નહિ પણ દ્યોતકત્વ થશે વાક્યમાં વિશેષણવિશેષ્યભાવ અંગે કશા વિકલ્પો નથી તેથી તેમાં ગૌણમુખ્યભાવ અંગે ત્રણ પક્ષો સંભવતા નથી. વાક્યમાં નઞર્થમાં અવ્યય જેવી સ્થિતિ અર્થાત્ અલિંગતા અને અસંખ્યતા હોય છે. સમાસમાં નઞ્, સત્તા રૂપી અર્થ દર્શાવતો હોવાથી નઞ્ને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય છે.

प्राधान्येनाश्रिता पूर्वं श्रुते सामान्यवृत्तय ।
विशेष एव प्रक्रान्ता ब्राह्मणक्षत्रियादय ॥२६०॥

(સમાસમાં પ્રાપ્ત થયા) પહેલા મુખ્ય અર્થને પ્રાપ્ત કરનારા (અને) શબ્દના (ભાવાભાવરૂપ) સામાન્ય અર્થના વાચક ब्राह्मण, क्षत्रिय વગેરે શબ્દો (અસદ્) વિશેષ રૂપે જ પહેલેથી સમજવામાં આવ્યા છે (૨૬૦)

અન્વય: (વૃત્તે.) પૂર્વં પ્રાધાન્યેનાશ્રિતા: શ્રુતે. સામાન્યવૃત્તય: બ્રાહ્મણક્ષત્રિયાદય: (શબ્દા:) ષે एव प्रकान्ता: ।

अब्राह्मण: એવા નઞ્ સમાસમાં ઉત્તર પદ બ્રાહ્મણનું પ્રાધાન્ય છે એવા પક્ષમાં બ્રાહ્મણ: દમાં બ્રાહ્મણત્વ જેનામાં છે તેવો સદ્દરૂપ અર્થ તેમજ જેનામાં બ્રાહ્મણત્વ નથી વો અસદ્દરૂપ અર્થ પણ પ્રાપ્ત થાય છે. અસદ્દરૂપ અર્થને નિષેધવાચક નઞ્ જણાવે છે. । નઞ્, અસત્સામાન્ય એવો અર્થ જણાવે છે અને બ્રાહ્મણ. પદ અસદ્વિશેષ અર્થ વે છે. સામાન્ય અને વિશેષનો અહીં અભેદાન્વય છે. બીજી રીતે કહીએ તો નઞ્ ના પ્રયોગથી બ્રાહ્મણ:માં બ્રાહ્મણત્વની નિવૃત્તિરૂપ વિશેષ અર્થ જાહેર થાય છે. આમ ામાન્ય અને વિશેષ દર્શાવનાર પૂર્વ અને ઉત્તર પદ વચ્ચે વિરોધ ન હોવાથી પૂર્વ અને ત્તર પદ વચ્ચે વિશેષણવિશેષ્યભાવ કલ્પી શકાય છે.

यथा गौरादिभिस्तेषामवच्छेदो विधीयते ।
असताप्यनभिव्यक्तं तादात्म्यं व्यज्यते तथा ॥२६१॥

જેમ ગૌર વગેરે (વિશેષણો) વડે તે (બ્રાહ્મણ વગેરે) માં (બીજાથી) વિશેષતા તહેર કરવામાં આવે છે તેમ અસદ્વિશેષમાં અભિવ્યક્ત ન થયેલું (અસત્સામાન્ય સાથેનું) તાદાત્મ્ય પણ વ્યક્ત થાય છે. (૨૬૧)

બ્રાહ્મણની ઓળખાણ આપતાં નઞ્ (૨.૨.૬) સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકાર જણાવે છે કે ગૌર:, શુચ્યાચાર: પિઙ્ગલ: કપિલકેશ: । એ બ્રાહ્મણની વિશેષતાઓ છે. બ્રાહ્મણ: શબ્દની સાથે શુક્લ:, ગૌર વગેરે શબ્દો સામાન્યરૂપે બ્રાહ્મણ વગેરેમાં વિશેષતા દર્શાવે છે. આ પ્રમાણે દરેક શબ્દમાં જે અસત્સામાન્ય રૂપ અર્થ રહેલો છે તેને દર્શાવવા માટે નઞ્ નો પ્રયોગ થાય છે. નઞ્ આ અસત્સામાન્યની સ્પષ્ટતા કરે છે.

यथा सत्ताभिधानाय सन्नर्थः परिकल्प्यते ।
तथा सत्ताभिधानाय निरुपाख्योऽपि कल्पते ॥२६२॥

જેમ અસ્તિત્વના અભિધાન માટે સદ્ અર્થની કલ્પના કરવામાં આવે છે તેમ, સત્ના અભિધાન માટે અસત્ની પણ કલ્પના કરી શકાય છે. (૨૬૨)

અહીં બીજી પંક્તિમાં तथा सत्ताभिधानाय એમ સમજવું જોઈએ. तथासत्ताभिधानाय સમજીને तथा असत्ताभिधानाय એ પ્રમાણે યોજવાની જરૂર નથી. निरुपाख्य એટલે કે નિઃસ્વરૂપ અર્થાત્ असत् એવો અર્થ સમજવામાં આવતાં असत्ता નો અર્થ પ્રાપ્ત થશે.

गौर: ब्राह्मण: । પ્રયોગમાં गौर: શબ્દ વિદ્યમાન અર્થાત્ સદ્ અર્થ દર્શાવે છે, તેથી ब्राह्मण: નું વિશેષણ બને તે યોગ્ય છે. પરંતુ નઞ્ ઉત્તરપદના ભાવરૂપ અર્થનું ઉન્મૂલન કરતો હોવાથી તે ઉત્તરપદનું વિશેષણ કેવી રીતે બની શકે અને તો પછી વિશેષણવિશેષ્ય-ભાવ કેવી રીતે પ્રાપ્ત થાય? સદ્ અર્થનો નિષેધ દર્શાવનારો શબ્દ તેનું વિશેષણ કેવી રીતે બને? આવી શંકાના જવાબ રૂપે આ કારિકા રજૂ કરવામાં આવી છે.

ઉચ્ચરિત શબ્દ સામાન્ય રીતે, સદ્રૂપ અને અસદ્રૂપ એમ બે પ્રકારનો અર્થ દર્શાવે છે. પરંતુ બાહ્ય પદાર્થ આવો હોતો નથી. કારણ કે તે માત્ર ભાવનિષ્ઠ અર્થાત્ સન્નિષ્ઠ હોય છે તેથી सन् ब्राह्मणः । એવા પ્રયોગમાં सन् નો વપરાશ આવશ્યક છે, પરંતુ આવો પ્રયોગ વ્યવહારમાં થાય છે ખરો, કારણ કે ब्राह्मणः શબ્દથી ભાવરૂપ અને અભાવરૂપ એવો બે પ્રકારનો અર્થ પ્રાપ્ત થાય છે. આવો બે પ્રકારનો અર્થ ઉપચાર સત્તાથી પ્રાપ્ત થતો અર્થ છે. મુખ્ય સત્તાપ્રાપ્ત અર્થ માત્ર ભાવરૂપ અર્થ દર્શાવે છે. તેથી असन् ब्राह्मणः । એવા પ્રયોગમાં નઞ્નો પ્રયોગ સમજી શકાશે.

હેલારાજ જણાવે છે કે उत्पलम् શબ્દનો માત્ર કમળ એવો અર્થ થતો નથી. પરંતુ એનો રંગવિશેષ 'નીલ' એવો અર્થ પણ બુદ્ધિમાં હમેશાં પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે अब्राह्मण.માં પણ નિર્વિષય નિષેધ પ્રાપ્ત થતો ન હોવાથી સત્તાનો નિષેધ ઉપચારસત્તારૂપ અર્થ તરીકે થશે. પરિણામે अब्राह्मणः કે असन् ब्राह्मणः માં પૂર્વોત્તર પદો વચ્ચે વિશેષણ-વિશેષ્યભાવ પ્રાપ્ત થઈ શકશે.

क्षत्रियादौ पदं कृत्वा बुद्धिः सत्तान्तराश्रया ।
जात्या भिन्नां ततः सत्तां प्रसक्तामपकर्षति ॥२६३॥

(બ્રાહ્મણસત્તારૂપી) બીજી સત્તાથી જુદા આશ્રયવાળી બુદ્ધિ (પહેલાં) ક્ષત્રિય વગેરેને દર્શાવીને ત્યાર પછી, (ક્ષત્રિય) જાતિ(રૂપ સત્તા) થી જુદી પ્રસ્તુત (બ્રાહ્મણ સત્તાની નિવૃત્તિ કરે છે. (૨૬૩)

નિષેધને પ્રાપ્ત થયેલા પદાર્થના જેવા પદાર્થનું જ્ઞાન નઞ્ સમાસમાં કેવી રીતે થાય છે તે આ કારિકામાં દર્શાવવામાં આવ્યું છે.

કોઈક બાબત ભૂલથી ખોટી સમજવાને કારણે, અર્થાત્ નિત્ય નૈમિત્તિક કાર્યો કરવાં, સંસ્કારપૂર્ણ આચાર હોવો, શુભ્ર ગૌર વર્ણ હોવો, આવી સ્થિતિ જ્યારે ક્ષત્રિયમાં પ્રાપ્ત થાય છે ત્યારે તેને માટે ભૂલથી ब्राह्मण. શબ્દ વપરાય છે. હવે જ્યારે ભૂલ સમજાય અને આ અબ્રાહ્મણ ક્ષત્રિય છે એમ ખાતરી થાય ત્યારે अब्राह्मणः એવો નઞ્ પ્રયોગ થાય છે.

अब्राह्मणोऽयं क्षत्रियः । એ પ્રમાણે સમજતાં ક્ષત્રિયમાં અબ્રાહ્મણત્વનું જ્ઞાન થાય છે. આમ अब्राह्मणः એવો નઞ્ પ્રયોગ, જેમાંથી ક્ષત્રિયબુદ્ધિ પ્રાપ્ત થાય છે, તે ક્ષત્રિય માટે ब्राह्मणः શબ્દના પ્રયોગથી, પ્રસ્તુત એવી ब्राह्मण રૂપ સત્તાની, ક્ષત્રિયબુદ્ધિથી નિવૃત્તિ કરે છે અર્થાત્ બ્રાહ્મણરૂપ બુદ્ધિને દૂર કરે છે.

अभाव इति भावस्य प्रतिषेधे विवक्षिते ।
सोपाख्यत्वमनाश्रित्य प्रतिषेधो न कल्पते ॥२६४॥

સમાસમાં જ્યારે અભાવમાં ભાવના નિષેધને સમજવામાં આવે છે ત્યારે ભાવપણાનો આશ્રય કર્યા વિના નિષેધની કલ્પના થઈ શકતી નથી. (૨૬૪)

અભાવ એવા નિષેધને જાહેર કરવા માટે, બાહ્ય પદાર્થનો અભાવ હોવા છતાં બુદ્ધિ વડે જણાવાતા ભાવરૂપત્વને આધારે ભાવ શબ્દ વાપરવામાં આવે છે. ભાવ અને અભાવ એવા બે શબ્દો લગભગ સરખા જણાય છે, એટલા માત્રથી ભાવ ઉપરથી અભાવત્વ સમજાતું નથી તેથી અભાવ એવો નઞ્ પ્રયોગ પ્રાપ્ત થાય છે. અસદ્રૂપ અર્થ અર્થાત્ અભાવરૂપ પદાર્થમાં ભ્રાન્તિને કારણે ભાવતત્ત્વનો આરોપ થતાં ભ્રાન્તિ દૂર કરવા અભાવ એવો નઞ્ પ્રયોગ પ્રાપ્ત થાય છે.

अनेकधर्मवचनाः शब्दा सङ्घाभिधायिनः ।
एकदेशेषु वर्तन्ते तुल्यरूपाः स्वभावतः ॥२६५॥

અનેક ગુણોના વાચક અને તે (ગુણો)નો સમૂહ દર્શાવતા શબ્દો સરખા રૂપવાળા હોઈ, તેમના અવયવોમાં (પણ) સ્વાભાવિકપણે પ્રાપ્ત થાય છે. (૨૬૫)

નઞ્ (૨ ૨ ૬) સૂત્ર ઉપરના ભાષ્યમાંના अथवा सर्वे इमे शब्दा: गुणसमुदाये वर्तन्ते ब्राह्मणः क्षत्रियो वैश्य शूद्र इति । માં પ્રાપ્ત થતા વિચારને આ કારિકામાં રજૂ કરવામાં આવ્યો છે

ગુણસમુદાય એટલે જાતિ, ગુણ, ક્રિયા, વગેરેરૂપ ધર્મો અને તેમના સમૂહો. तप, श्रुत, योनि. એવા બધા ગુણોનો સમૂહ દર્શાવતો ब्राह्मणः શબ્દ તપ અને શ્રુત વિનાના પરંતુ બ્રાહ્મણ યોનિમાં જન્મેલાને અર્થાત્ ગુણોના સમૂહમાંથી એક ગુણ ધરાવનાર વ્યક્તિને પણ લાગૂ પડે છે. એ પ્રમાણે બ્રાહ્મણ જાતિમાં જન્મ નહિ પામેલ પરંતુ. વિદ્યા, વિનય વગેરે ગુણોના સમુદાયમાંથી કેટલાક ગુણવાળા ક્ષત્રિયને માટે બ્રાહ્મણ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. अब्राह्मण. શબ્દમાંનો બ્રાહ્મણ શબ્દ બ્રાહ્મણત્વના અમુક ગુણો દર્શાવે છે. નઞ્ જણાવે છે કે બ્રાહ્મણત્વના બીજા ગુણોનો તેમાં અભાવ છે.

यथैकदेशकरणात् कृत इत्यभिधीयते ।
अकृतश्चेति सङ्घातः स एवाब्राह्मणे क्रमः ॥२६६॥

જેમ કોઈ કાર્યના એક ભાગને કરવામાં આવતાં કરેલું, એમ (કરેલું અને નહિ કરેલું એવો) શબ્દસમૂહ વપરાય છે તેમ अब्राह्मण શબ્દની પણ એવી સ્થિતિ છે. (૨૬૬)

જેમ कृताकृतः । માં કોઈ કાર્યનો ઘણો ભાગ પૂર્ણ કર્યો હોય અને કોઈક બાકી હોય તો પણ कृत વપરાય છે અને કોઈક કાર્યનો ઘણો ભાગ પૂરો ન થયો હોય તો પણ अकृत વપરાય છે તેમ तपः, श्रुत, योनि. વગેરે ગુણસમુદાયમાંથી કેટલાક ગુણો સરખા હોય તો ब्राह्मणः શબ્દ ક્ષત્રિય માટે વપરાય છે. આમ બ્રાહ્મણત્વનો ક્ષત્રિય ઉપર આરોપ થાય છે.

ब्राह्मणोऽब्राह्मणस्तस्मादुपन्यासात्प्रसज्यते ।
अकृते वा कृतासङ्गादविशिष्टं कृताकृतात् ॥२६७॥

આ બાબત સ્વીકારવામાં આવતાં એક જ વ્યક્તિ બ્રાહ્મણ અને અબ્રાહ્મણ કહેવાશે પરંતુ આ (अब्राह्मण) સમાસ कृताकृत સમાસથી જુદો નથી, કારણકે अकृत ને માટે પણ कृत શબ્દ વાપરવામાં આવે છે. (૨૬૭)

પહેલી પંક્તિમાં દર્શાવેલી શંકાનું બીજીમાં નિવારણ કરવામાં આવ્યું છે.

જાતિ, વિદ્વત્તા, તપ વગેરે ગુણસમુદાયને કારણે अयं ब्राह्मणः । એવો પ્રયોગ થાય છે. પરંતુ આવા ગુણસમુદાયમાંથી કેટલાક ગુણો ન હોય તો પણ તેને માટે अयं अब्राह्मणः એવો પ્રયોગ થાય છે. આમ આ રીતે વિરોધ થયો.

આ વિરોધનો પરિહાર कृताकृत સમાસના ઉદાહરણ ઉપરથી થશે. જ્યારે કાંઈક થયું ન હોય પરંતુ કરવા માટેનાં બધાં સાધનો હાજર હોય અને કાર્ય થઈ શકે તેમ હોય ત્યારે તેને માટે कृत શબ્દ વપરાય છે. એ પ્રમાણે તપ, વિદ્યા વગેરે બ્રાહ્મણના ગુણોને ક્ષત્રિયમાં નિહાળીને ત્યાં જ્યારે બ્રાહ્મણત્વની સંભાવના થાય ત્યારે अयं ब्राह्मणः એવો પ્રયોગ શક્ય બને છે. પરંતુ નિષેધવાચક नञ् વડે મુખ્યાર્થ ब्राह्मणःની નિવૃત્તિ કરવામાં આવે છે અને તેથી अब्राह्मणः એવો પ્રયોગ યથાર્થ બને છે.

अमुख्यसंभवे तत्र मुख्यस्य विनिवृत्तये ।
शास्त्रान्वाख्यानसमये नञ् प्रयुक्तो विशेषकः ॥२६८॥

ગૌણાર્થનો સંભવ હોય ત્યારે મુખ્યાર્થની નિવૃત્તિ માટે શાસ્ત્ર દ્વારા સ્પષ્ટતા કરતી વખતે પ્રયોજાયેલો નઞ્ વિશેષણરૂપ બને છે. (૨૬૮)

अब्राह्मणः अयम् । એવા પ્રયોગમાં ગૌણાર્થ બ્રાહ્મણત્વનો ક્ષત્રિયમાં સંભવ પ્રાપ્ત થાય ત્યારે મુખ્યાર્થ મનાયેલા બ્રાહ્મણત્વની નિવૃત્તિ માટે अब्राह्मण પ્રયોગમાં જે નઞ્ વપરાય છે તે વક્તાના આશયને સ્પષ્ટ કરે છે તેથી તે ઉત્તરપદ ब्राह्मणःનું વિશેષણ બને છે.

पदार्थानुपघातेन दृश्यतेऽन्यविशेषणम् ।
अथ जातिमतोऽर्थस्य कश्चिद् धर्मो निवर्तते ॥२६९॥

બીજાના વિશેષણરૂપે રહેલું પદ, (વિશેષ્યરૂપ) પદના અર્થની નિવૃત્તિ કર્યા વિના પ્રવૃત્ત થતું દેખાય છે. તેથી (अब्राह्मणःમાં) જાતિવાચક શબ્દના અર્થનો કોઈક ધર્મ નિવૃત્ત બને છે. (૨૬૯)

નઞ્ સમાસમાં ઉત્તરપદનો અર્થ પ્રધાન હોય છે એવા પક્ષની ચર્ચા કરતાં ભાષ્યકાર

જણાવે છે કે अब्राह्मणमानयेत्युक्ते माह्मणमात्रस्यानयनं प्राप्नोति । ભાષ્યકારના આશયને આ કારિકામાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

राजपुरुषः । પદમાં राजन् વિશેષણ, पुरुष: એવા વિશેષ્યની નિવૃત્તિ કરતું નથી. अब्राह्मणः એવા નઞ્ સમાસમાં નઞ્, ઉત્તરપદ ब्राह्मण:ની નિવૃત્તિ કરતું હોવાથી નિરર્થક બને છે. પરિણામે अब्राह्मणमानय । એમ સાંભળવામાં આવતાં બ્રાહ્મણને લાવવામાં આવે છે. પરંતુ આ વાત બરાબર નથી. अब्राह्मण:પદમાં બ્રાહ્મણ જાતિ એવો અર્થ દર્શાવનાર ब्राह्मण શબ્દમાં પ્રાપ્ત થનાર ગુણસમુદાયમાંથી કેટલાકની જ નિવૃત્તિ નઞ્ કરે છે. બીજા ગુણો અર્થાત્ ધર્મો તો રહે છે જ. આ પ્રમાણે નઞ્ ઉત્તર પદનું વિશેષણ બની શકશે.

अवश्यं ब्राह्मणे कश्चित् क्वचिद् धर्मो न विद्यते ।
विशेषावचनात् तत्र नञः श्रुतिरनर्थिका ॥२७०॥

(દરેક) બ્રાહ્મણમાં ક્યાંક કોઈક ધર્મ તો હોતો (જ) નથી. તેથી (अब्राह्मणः એવા સમાસમાં) કશો વિશેષ દર્શાવાતો ન હોવાથી નઞ્ શબ્દ અનર્થક છે. (૨૭૦)

ઉપરની કારિકામાંના વિચારને સ્વીકારીએ તો પણ નઞ્ નું શ્રવણ નિરર્થક છે એમ આ કારિકા જણાવે છે. કોઈ પણ બ્રાહ્મણમાં બ્રાહ્મણ્યના બધા ગુણો હોતા નથી. તેથી ગુણસમુદાયમાંના એક બે ગુણોની હાજરી હોય તો પણ ब्राह्मणः શબ્દ વપરાય છે. આથી બ્રાહ્મણ શબ્દને પ્રદેશવૃત્તિ અથવા અવયવવૃત્તિ કહેવાય છે. બ્રાહ્મણત્વના બધા ગુણો ન હોય છતાં માત્ર જાતિને કારણે પણ બ્રાહ્મણ માટે બ્રાહ્મણ શબ્દનો પ્રયોગ થાય છે. अब्राह्मणः એમ નઞ્ નો પ્રયોગ ન કરવામાં આવે તો પણ ब्राह्मण: શબ્દ અવયવવૃત્તિ જ રહે છે. તેથી નઞ્ અનર્થક છે એમ ભાષ્યકારનું કથન છે.

अविशिष्टस्य पर्यायो नञ्विशिष्टः प्रसज्यते ।
अन्वाख्यानाद्धि साधुत्वमेवंभूते प्रतीयते ॥२७१॥

નઞ્ થી જોડાયેલો (अब्राह्मणःશબ્દ નઞ્થી) નહિ જોડાયેલા (ब्राह्मण શબ્દ)નો પર્યાય બને છે. આમ થતાં (શાસ્ત્ર વડે) અન્વાખ્યાન દ્વારા જ (ब्राह्मणः શબ્દનું) સાધુત્વ સમજવામાં આવે છે. (૨૭૧)

पदार्थानुपघातेन यद्यप्यत्र विशेषणम् ।
उपचारसतोऽर्थस्य सावस्था द्योत्यते नञा ॥२७२॥

વિશેષણ (પદ) (વિશેષ્ય) પદના અર્થની નિવૃત્તિ કર્યા વિના પ્રવૃત્ત થાય છે, છતાં (अब्राह्मणः સમાસમાં) આરોપિત સત્તારૂપ અર્થ દર્શાવતા તે (ब्राह्मणः શબ્દ)ની તે અવસ્થા નઞ્ વડે વ્યક્ત થાય છે. (૨૭૨)

ઉપરની બે કારિકાઓમાં રજૂ કરવામાં આવેલી મુશ્કેલીઓનું નિવારણ આ કારિકા દ્વારા કરવામાં આવે છે. राजपुरुषः । એવા સમાસમાં રાજા એવું વિશેષણ પદ પુરુષ એવા

વિશેષ્ય પદની નિવૃત્તિ કરતું નથી. તેથી સામાન્ય રીતે એમ સમજવામાં આવે છે કે ઉત્તર પદ *બ્રાહ્મણ:* ની નિવૃત્તિ કરનાર નઞ્, વિશેષણ બની શકે નહિ.

છતાં પણ *અબ્રાહ્મણ:* સમાસમાં ક્ષત્રિયમાં આરોપિત થતી બ્રાહ્મણત્વરૂપ અર્થની ગૌણાવસ્થા નઞ્ વડે વ્યક્ત થાય છે. તેથી *અબ્રાહ્મણ:* પદમાં નઞ્ ઉત્તરપદની નિવૃત્તિ કરતો ન હોવાથી તેનું વિશેષણ બનશે જ.

विशेष्येषु यथाभूतः पदार्थः समवस्थितः ।
तथाभूते तथाभावो गम्यते भेदहेतुभिः ॥२७३॥

વિશેષ્યોમાં જે પ્રકારે (વિશેષણ) પદાર્થ બરાબર રહેલો છે તે પ્રકારે તેવું (વિશેષણવિશિષ્ટત્વ) બીજાની વ્યાવૃત્તિના કારણરૂપ (વિશેષણપદો) વડે સમજાય છે. (૨૭૩)

राजपुरुषः, नीलोत्पलम्, વગેરે સમાસોમાં राज અને नील એવાં વિશેષણ પદોના સાન્નિધ્યથી ચોક્કસ વ્યક્તિ અને ચોક્કસ રંગનું કથન સમજવામાં આવે છે, તે પ્રમાણે નઞ્ સમાસમાં પણ अब्राह्मणः પદમાં ब्राह्मण પદનો અર્થ ક્ષત્રિયમાં આરોપવામા આવે છે. આવો આરોપ ઉપચારબુદ્ધિથી કરવામાં આવે છે. તેથી નઞ્ ને વિશેષણ કહી શકાશે. એટલા માટે ભાષ્યમાં પણ કહ્યું છે કે अथेह राजपुरुषमानय इत्युक्ते पुरुषमात्रस्य आनयनं कस्मान्न भवति । अस्त्यत्र विशेषः । राजा विशेषकः प्रयुज्यते । तेन विशिष्टस्य आनयनं भवति । इहापि तर्हि नञ् विशेषकः प्रयुज्यते । तेन नञ् विशिष्टस्य आनयनं भविष्यति ।

निवृत्तोऽवयवस्तस्मिन्पदार्थे वर्तते कथम् ।
नानिमित्ता हि शब्दस्य प्रवृत्तिरुपपद्यते ॥२७४॥

તે *(અવયવ)પદાર્થની નિવૃત્તિ થાય તો અવયવ(વાચક બ્રાહ્મણ) શબ્દ કેવી* રીતે પ્રવૃત્તિ કરશે? કારણ કે પ્રવૃત્તિના નિમિત્ત વિનાની શબ્દની પ્રવૃત્તિ પ્રાપ્ત થતી નથી. (૨૭૪)

ઉપચારરૂપ નઞર્થને નહિ જાણનાર પૂછશે કે નઞર્થવિશિષ્ટ ઉત્તર પદનો બ્રાહ્મણ એવો અર્થ તે કયો નઞર્થ? આના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે જ્યાં મુખ્ય અર્થ બ્રાહ્મણત્વની નિવૃત્તિ છે એવો ક્ષત્રિય વગેરે અર્થ દર્શાવતો નઞર્થ તે છે. (कः पुनरसौ । निवृत्तिपदार्थकः । મહાભાષ્ય)

આ કારિકામાં એક વિશેષ શંકા ઉઠાવવામા આવી છે.

શબ્દનો અર્થ માત્ર બુદ્ધિ વડે કલ્પવામાં આવતો હોય ત્યારે પણ બાહ્ય એવા કોઈક પ્રવૃત્તિનિમિત્ત ઉપર જ તે આધાર રાખે છે.

બાહ્ય અસ્તિત્વ અને બુદ્ધિનિષ્ઠ કલ્પના વચ્ચે અભેદ સમજવામાં આવતાં પણ શબ્દના અર્થની બાહ્ય સત્તા પ્રાપ્ત થશે. હવે જો બ્રાહ્મણ શબ્દ તેના ગુણસમુદાયમાં

કોઈ એક ગુણ દર્શાવતો હોય તો તેને કોઈ પણ નિમિત્ત વિના ક્ષત્રિય શબ્દમાં પ્રવૃત્ત થતો કેવી રીતે દર્શાવી શકાય? અને આ રીતે નઞ્, બુદ્ધિ વડે કલ્પવામાં આવેલી અવસ્થા વ્યક્ત કરે છે એમ પણ કેવી રીતે કહેવાશે?

आराच्छब्दवदेकस्य विरुद्धेऽर्थे स्वभावत. ।
शब्दस्य वृत्तिर्यद्यस्ति नञ. श्रुतिरनर्थिका ॥ २७५॥

आरात् (દૂરથી) શબ્દની જેમ, એક જ (ब्राह्मण) શબ્દનો તેના સ્વભાવને કારણે વિરુદ્ધ અર્થમાં પ્રયોગ થતો હોય તો નઞ્‌નો ઉપયોગ અનર્થક બનશે. (૨૭૫)

आरात् શબ્દનો, દૂર અને પાસેનું એમ બે પ્રકારનો અર્થ સમજવામાં આવે છે તેમ, ब्राह्मणः શબ્દમાંથી બ્રાહ્મણ અને બ્રાહ્મણત્વ વિનાનો ક્ષત્રિય એવા બે વિરુદ્ધ અર્થો પ્રાપ્ત થતા હોય તો બ્રાહ્મણ શબ્દમાંથી ક્ષત્રિય એવો અર્થ પ્રાપ્ત થશે તો પછી નઞ્‌નો ઉપયોગ જ ન હોય તો નઞ્ સમાસનું વિધાન શા માટે કરવું? ભાષ્યકાર પણ જણાવે છે કે यदि स्वाभाविकी निवृत्तिः किं नञ् प्रयुज्यमानः करोति ।

अथ स्वभावो वचनादन्वाख्येयत्वमर्हति ।
तद्वाच्यमप्रसिद्धत्वान्नञार्थो विनिवर्त्यते ॥२७६॥

હવે જો સ્વાભાવિક અર્થસ્વભાવને પણ (સૂત્ર)વચન દ્વારા સ્પષ્ટ કરવાનો હોય તો તે (અર્થસ્વભાવ) જાણીતો ન હોવાથી નઞ્ વડે અર્થની નિવૃત્તિ થાય છે એમ જાહેર કરવું જોઈએ. (૨૭૬)

ભાષ્યકાર જણાવે છે કે अथ वाचनिकी । तद् वक्तव्यं नञ् प्रयुज्यमानः पदार्थं निवर्तयति । આ વાતને અહીં સમજાવવામાં આવી છે,

જો બ્રાહ્મણ શબ્દનો અર્થ દર્શાવવાનો સ્વભાવ બ્રાહ્મણ અને ક્ષત્રિય એવા બે અર્થો દર્શાવતો હોય તો નઞ્ વડે પ્રસિદ્ધ અર્થની નિવૃત્તિ થાય છે એમ સૂત્રવચન વડે જણાવવું જોઈએ.

હવે જો પ્રયોગો વડે એવા અર્થસ્વભાવને સમજવામાં આવે કે બધા શબ્દો, બીજા શબ્દોની મદદ વિના પણ કેટલીક વાર વિરુદ્ધ અર્થ દર્શાવી શકે છે, તો પણ નઞ્‌ની અપેક્ષા રહેશે નહિ.

यद्यप्युभयवृत्तित्वं प्रधानं तु प्रतीयते ।
प्रस्थाने गम्यते शुद्धे तदर्थेऽपि न तिष्ठतौ ॥२७७॥

(શબ્દ) બન્ને અર્થો દર્શાવતો હોય છતાં પણ (તેનો) મુખ્ય અર્થ જ સમજવામાં આવે છે. स्था માં ગમનનો અર્થ હોવા છતાં, માત્ર તે ધાતુમાંથી તે અર્થ પ્રાપ્ત થતો નથી. (૨૭૭)

શબ્દના ભાવાત્મક અને અભાવાત્મક એવા બે અર્થો સંભવે છે. अब्राह्मण: પદમાં બ્રાહ્મણ શબ્દના બે અર્થો હોવા છતાં તેનો બ્રાહ્મણ એવો મુખ્ય અર્થ જ સમજવામાં આવે છે. स्था ધાતુમાં ગમનનો અર્થ છે છતાં प્ર શબ્દ તેની આગળ મૂક્યા વિના પ્રસ્થાન અર્થાત્ ગમનનો અર્થ પ્રાપ્ત થતો નથી. તે પ્રમાણે બ્રાહ્મણ શબ્દમાંથી ક્ષત્રિય એવો અર્થ પ્રાપ્ત થતો હોવા છતાં નઞ્‌ના પ્રયોગ વિના ક્ષત્રિય અર્થ દર્શાવી શકાતો નથી.

किमर्थमतथाभूते सति मुख्यार्थसंभवे ।
भेदे ब्राह्मणशब्दस्य वृत्तिरभ्युपगम्यते ॥२७८॥

જો (બ્રાહ્મણ એવો) મુખ્ય અર્થ પ્રાપ્ત થતો હોય તો તેવા અર્થના અભાવવાળા અને તેનાથી જુદા (ક્ષત્રિય) અર્થમાં બ્રાહ્મણ શબ્દ શા માટે વાપરવામાં આવે છે? (૨૭૮)

अयं पदार्थ एतस्मिन् क्षत्रियादौ न विद्यते ।
इति तद्वचनः शब्दः प्रत्ययाय प्रयुज्यते ॥२७९॥

બ્રાહ્મણ શબ્દનો આવો અર્થ આ ક્ષત્રિય વગેરેમાં પ્રાપ્ત થતો નથી એવી સમજણને માટે તેનો વાચક (બ્રાહ્મણ) શબ્દ પ્રયોજવામાં આવે છે.(૨૭૯)

અજ્ઞાનને કારણે અથવા ખોટા ઉપદેશને લીધે બ્રાહ્મણ શબ્દ ક્ષત્રિય માટે વાપરવામાં આવે છે. પવિત્ર આહારવાળા, ગૌર વર્ણવાળા, પિંગલ કેશ પુરુષને જોઈને આ બ્રાહ્મણ છે એમ આપણે જાણીએ છીએ. પાછળથી જ્ઞાન થાય છે કે તે બ્રાહ્મણ નથી. પરંતુ અબ્રાહ્મણ છે. આવી રીતે ભ્રાન્તિને કારણે આ બ્રાહ્મણ છે એમ જાહેર કરવામાં આવે છે.

बुद्धेर्विषयतां प्राप्ते शब्दादर्थे प्रतीयते ।
प्रवृत्तिर्वा निवृत्तिर्वा श्रुत्या ह्यर्थोऽनुषज्यते ॥२८०॥

અર્થ જ્યારે બુદ્ધિનો વિષય બને છે ત્યારે શબ્દમાંથી જ (ભાવરૂપ) પ્રવૃત્તિ અને (અભાવરૂપ) નિવૃત્તિ સમજવામાં આવે છે, કારણ કે શબ્દ સાથે જ અર્થ જોડાય છે. (૨૮૦)

શબ્દોમાંથી ભાવરૂપ કે અભાવરૂપ અર્થ અને તેને કારણે તેવા અર્થની પ્રવૃત્તિ કે નિવૃત્તિ પ્રાપ્ત થાય છે. नीलोत्पलम्‌માં ભાવરૂપ અર્થ છે. अब्राह्मण:માં અભાવરૂપ અર્થ છે. આમ શબ્દ પ્રવૃત્તિરૂપ અથવા નિવૃત્તિરૂપ અર્થનો વિશેષક બને છે.

असम्यगुपदेशाद् वा निमित्तात् सशयस्य वा ।
शब्दप्रवृत्तिर्न त्वस्ति लोष्टादिषु विपर्ययात् ॥२८१॥

અયોગ્ય ઉપદેશને કારણે અથવા શંકાના કોઈ કારણને લીધે શબ્દની ખોટા અર્થમાં પ્રવૃત્તિ થાય છે. માટીના ઢેફા વગેરેમાં વિરુદ્ધ સ્થિતિ હોવાથી આવી અર્થપ્રવૃત્તિ થતી નથી. (૨૮૧)

બ્રાહ્મણનાં તપ, વિદ્યા, આચારશુદ્ધિ વગેરે ગુણો ક્ષત્રિયમાં પ્રાપ્ત થતાં, તેમના સાદૃશ્યને લીધે અર્થાત્ થોડાના કોઈક કારણને લીધે ક્ષત્રિય માટે બ્રાહ્મણ શબ્દ વાપરવામાં આવે છે. પરંતુ અત્યંત વિસદૃશ એવાં માટીનાં ઢેફાં માટે બ્રાહ્મણ શબ્દ કોઈ વાપરતું નથી. તેથી अब्राह्मणः શબ્દથી બ્રાહ્મણ જેવા ક્ષત્રિયનું જ્ઞાન થાય છે

भृशादिभ्यो भुव्यच्वेर्लोपश्च हलः । (૩.૧.૧૨, અભૂતતદ્ભાવ અર્થ સમજાતો હોય ત્યારે જેને ચ્વિ પ્રત્યય લાગે છે તેવા ભૃશ, શીઘ્ર વગેરે પ્રાતિપદિકોને ભૂ ધાતુના અર્થમાં क्यङ् પ્રત્યય લાગે છે અને તે પ્રાતિપદિકને અંતે આવતા વ્યંજનનો લોપ થાય છે) સૂત્ર ઉપરના વાર્તિક डाचि वचनप्रामाण्यात् । ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે नञ् અથવા इव શબ્દથી જોડાયેલો શબ્દ પોતાના અર્થથી જુદા અને પોતાના અર્થના જેવા પદાર્થને જણાવે છે, કારણ કે વ્યવહારપ્રયોગમાં આવો જ અર્થ પ્રાપ્ત થતો હોય છે. अब्राह्मण-मानय । પ્રયોગથી બ્રાહ્મણથી જુદા પરંતુ બ્રાહ્મણ જેવા ક્ષત્રિયનો બોધ થાય છે. अब्राह्मण-मानय । કહેતાં કોઈ ઢેફું લાવતું નથી.

હવે अब्राह्मणः એવા નઞ્ સમાસમાં બ્રાહ્મણ એવો મુખ્ય અર્થ ક્ષત્રિય અર્થની નિવૃત્તિ કરે છે. તેથી બ્રાહ્મણત્વના નિષેધનું અધિકરણ બનેલ ક્ષત્રિય અર્થ अब्राह्मणमानय । એવા પ્રયોગમાં ક્રિયાના સાધનરૂપ બને છે.

નઞ્ સમાસ માત્ર પ્રતિષેધની સમાપ્તિ દર્શાવતો હોવાથી अब्राह्मणः સમાસમાં કારકના અર્થનો બોધ થશે નહિ. તેથી એમ સમજવું જોઈએ કે नञ् નું કાર્ય ક્ષત્રિયમાં આરોપિત બનેલા બ્રાહ્મણત્વનો નિષેધ કરવાનું છે, એટલું જ નહિ પરંતુ ઉત્તરપદના અર્થના જેવા અર્થનો બોધ કરાવવાનું છે.

> अनेकस्मादसः इति प्राधान्ये सति सिध्यति ।
> सापेक्षत्वं प्रधानानामेवं युक्तं त्वतल्विधौ ॥२८२॥

બીજા પદનો અર્થ મુખ્ય હોય ત્યારે अनेकस्मात्, असः એવાં શબ્દરૂપો સિદ્ધ થાય છે. આ પ્રમાણે त्व અને तल् પ્રત્યયોના વિધાન અંગે પ્રધાન પદનું જ સાપેક્ષત્વ યોગ્ય ઠરશે. (૨૮૨)

નઞ્ સમાસમાં ઉત્તર પદનો અર્થ પ્રધાન છે એ પક્ષ યોગ્ય ઠરે છે. તે પક્ષ અંગે એક બીજી બાબત પણ વધારામાં પ્રાપ્ત થશે. अनेक પ્રયોગમાં एकम् એવા ઉત્તર પદને પ્રધાન સમજવામાં આવે તો જ તેને આશ્રયે રહેલ સંખ્યા અર્થાત્ એકવચન સિદ્ધ થાય છે. ઉપરાંત તેનું સર્વનામત્વ પણ સિદ્ધ થશે તેથી अनेकस्मात् જેવાં શબ્દરૂપો યોગ્ય બને છે. ઉત્તરપદના અર્થને મુખ્ય સમજવામાં આવતાં त्यदादीनामः । (૭.૨.૧૦૨, त्यदादि ગણમાંના છેલ્લા વર્ણને, પછી વિભક્તિ પ્રત્યય આવતાં, अ આદેશ થાય છે) સૂત્ર પ્રમાણે अनः વગેરે રૂપો પણ સિદ્ધ થશે.

तस्य भावस्त्वतलौ । (૫ ૧ ૧૧૯, તેનો ભાવ એવા અર્થમા પ્રાતિપદિકને त्व અને तल् પ્રત્યયો લાગે છે) ઉપરના વાર્તિક त्वतल्भ्यां नञ् समासः पूर्वविप्रतिषिद्धं त्वतलो स्वर सिद्धयर्थम् । ઉપરના ભાષ્યમા જણાવવામા આવ્યુ છે કે त्व અને तल् ની અપેક્ષાએ નઞ્ તત્પુરુષ સમાસ, પૂર્વવિપ્રતિષેધને કારણે, પ્રથમ કરવો બીજી રીતે કહીએ તો न ब्राह्मण स्य भाव । નો નઞ્ તત્પુરુષ સમાસ કરવો હોય તો न અને ब्राह्मण નો સમાસ अब्राह्मण પહેલા કરવો, અને ત્યાર પછી તેને त्व પ્રત્યય લગાડવો આમ કરવાની જરૂર શી ? વાર્તિકકારના શબ્દો स्वरसिद्धयर्थम् । ને સમજાવતા ભાષ્યકાર જણાવે છે કે अब्राह्मण એવો નઞ્ તત્પુરુષ પહેલા કરવામા આવતા, પહેલો अ, પૂર્વપદ પ્રકૃતિસ્વરના નિયમને કારણે ઉદાત્ત થશે, પરંતુ પછી થનારો સ્વર પ્રબળ હોવાથી त्व પ્રત્યય લગાડયા પછી તેમાના अ પ્રત્યયને ઉદાત્ત થશે, બાકીના બધા સ્વરો અનુદાત્ત થતા अब्राह्मणत्वम् એવો અન્તોદાત્ત થશે જો त्व અને तल् નઞ્ બનતા પહેલા લાગે તો આથી વિપરીત સ્થિતિ પ્રાપ્ત થશે

एकस्य च प्रधानत्वात् तद्विशेषणसंनिधौ ।
प्रधानधर्मोऽव्यावृत्तिरतो न वचनान्तरम् ॥२८३॥

(अनेक સમાસમા) एक પદ મુખ્ય હોવાથી તેના વિશેષણ (નઞ્)ની હાજરીમા (એકવચન રૂપી) મુખ્ય ધર્મની નિવૃત્તિ થતી નથી અને તેથી अनेक મા બીજુ કોઈ વચન થશે નહિ (૨૮૩)

प्रधानमत्र भेद्यत्वादेकार्थो विकृतो नञा ।
हित्वा स्वधर्मान् वर्तन्ते द्वयादयोऽप्येकतां गताः ॥२८४॥

અહી (अनेक સમાસમા) નઞ્ વડે વિશેષિત બનેલ એક, એવો અર્થ વિશેષ્ય હોવાથી મુખ્ય છે એકત્વને પામેલા દ્વિ વગેરે પોતાના દ્વિત્વ વગેરે લક્ષણોનો ત્યાગ કરીને રહે છે (૨૮૪)

એકત્વ સંખ્યાનો જેમા આરોપ થયો છે એવી દ્વિ, બહુ વગેરે સંખ્યાઓ अनेक સમાસનો અર્થ છે હવે अनेक મા નઞ્ જો એકની નિવૃત્તિ કરતો હોય તો એકવચન નહિ પરંતુ अनेकौ, अनेके, જેવા સમાસપ્રયોગો થવા જોઈએ આવી શંકાના જવાબમા આ કારિકામા જણાવવામા આવે છે કે દ્વિત્વ, બહુત્વ વગેરે સંખ્યાઓ એકત્વથી વિશેષિત બની છે વિશેષ્ય બનેલી તે સંખ્યાઓ તેમના દ્વિ, બહુ વગેરે ધર્મોનો ત્યાગ કરે છે તેથી अनेक એકવચનસમાસ થશે

ब्राह्मणत्वं यथापन्ना नञ्युक्ताः क्षत्रियादयः ।
द्वित्वादिषु तथैकत्वं नञ्योगादुपचर्यते ॥२८५॥

નઞ્ (રૂપ પ્રતિષેધ)થી જોડાયેલા ક્ષત્રિય વગેરે જેમ બ્રાહ્મણત્વના આરોપને પ્રાપ્ત કરે છે તેમ નઞ્ સાથે જોડાવાથી દ્વિત્વ વગેરેમા એકત્વનો આરોપ કરવામા આવે છે (૨૮૫)

एकवयोगमासाद्य स धर्मं प्रतिषिध्यते ।
द्व्यादिभ्यस्तेषु तच्छब्दो वर्तते ब्राह्मणादिवत् ॥२८६॥

દ્વિ વગેરેમા એકત્વરૂપ (અર્થ)ને પ્રાપ્ત કરીને તે, (એકત્વરૂપ) ધર્મ દ્વિ વગેરેમાથી નિવૃત્ત બને છે (अब्राह्मण સમાસમા) બ્રાહ્મણ શબ્દની જેમ તે (एक) શબ્દ, તે (દ્વિ વગેરે) ને બદલે પ્રયોગમા પ્રાપ્ત થાય છે. (૨૮૬)

દ્વિ, बहु વગેરેમા માત્ર ભ્રાન્તિને કારણે આરોપિત બનેલ એકત્વનો નગ્ન્ વડે નિષેધ થાય છે પરતુ एक એવા પ્રયોગનો નિષેધ કરવામા આવતો નથી એ एक શબ્દ ન હોય તો દ્વિ વગેરેમા એકત્વનો આરોપ ન થાય અને તો પછી નગ્ ્ શેનો બાધ કરશે?

आविष्टसंख्यो वाक्येऽसौ यथा द्व्यादौ प्रयुज्यते ।
वृत्तौ तस्य प्रधानत्वात्सा संख्या न निवर्तते ॥२८७॥

વાક્યમા ચોક્કસ સખ્યારૂપ અર્થને દર્શાવતો આ एक શબ્દ, જેમ દ્વિ વગેરે (સખ્યાઓ) દર્શાવવા યોજાય છે તેમ સમાસમા પણ તે મુખ્ય હોવાથી (તેની) તે (એકત્વ) સખ્યાનો ત્યાગ થતો નથી (૨૮૭)

प्रतिषेध्यो यथाभूतस्तथाभूतोऽनुषज्यते ।
वचनान्तरयोगे हि न सोऽर्थः प्रतिषिध्यते ॥२८८॥

નિષેધ પામનાર (ઉત્તરપદ एक નો અર્થ) જેવો (એકવચનવાળો) હોય છે તેવો જ તે (નગ્) સાથે જોડાય છે બીજા વચન સાથે તેને જોડવામા આવે તો તેના (તે એકત્વરૂપ) અર્થનો (સમાસમા) નિષેધ થશે નહિ (૨૮૮)

પ્રતિષેધવિષયની કલ્પના કરવા માટે અસદ્ અર્થવાળુ ઉત્તર પદ પ્રોજાય છે અર્થાત્ પ્રતિષેધ્ય અર્થ જે વચનમા હોય તે જ વચનવાળુ પદ નગ્ ્ સાથે જોડાય છે.

अनेक સમાસમા દ્વિ, बहु વગેરેમા એકવચનનો નિષેધ સમજાવવાનો છે તેથી એકવચનવાળા ઉત્તર પદને જ નગ્ ્ લગાડવામા આવે છે જો ત્યા દ્વિવચન કે બહુવચનનો પ્રયોગ કરવામાં આવે તો જેનો નિષેધ કરવાનો છે તે પદાર્થની સ્પષ્ટ સમજણ પ્રાપ્ત થશે નહિ

अशुक्ल इति कृष्णादिर्यथार्थः सम्प्रतीयते ।
संख्यान्तरं तथानेक इत्यत्राप्यभिधीयते ॥२८९॥

જેમ अशुक्ल શબ્દમાથી કાળુ વગેરે અર્થ સમજાય છે તેમ अनेकમાથી બીજી સંખ્યાઓ જણાવવામા આવે છે. (૨૮૯)

આ કારિકાથી શરૂ કરીને કારિકા ૨૯૬ સુધીમા अनेक સમાસના નિષેધ અગે પ્રસજ્યપ્રતિષેધ અને પર્યુદાસ એના બે પક્ષોનો વિચાર કરવામા આવશે

ભાષ્યકાર જણાવે છે કે અનેક મા એકના પ્રતિષેધ વડે ઘણી આગતોનો ખ્યાલ કેવી રીતે આવશે (कथं पुनरेकस्य प्रतिषेधे बहूनां सम्प्रत्ययः स्यात् ।) એક શબ્દ જો બહુવચન દર્શાવતો હોય તો બહુવચન વપરાશે. હવે અનેક નો અર્થ 'એકત્વનો પ્રતિષેધ' એટલો જ કરવાનો હોય તો अनेक. जन आगत । એવા પ્રયોગ વડે ઘણા માણસોના આગમનનો ખ્યાલ નહિ આવે.

પૂર્વપક્ષની દલીલ છે કે ઉત્તરપદના અર્થને પ્રધાન સમજવા માટે નઞ્‌ને પ્રસજ્યપ્રતિષેધ રૂપે સમજવો જોઈએ આ રીતે अनेक जन आगत. । નો અર્થ એક વ્યક્તિ આવી નથી (एक जन. न आगत. ।) એવો થશે

પરંતુ પ્રસજ્યપ્રતિષેધ રૂપે નઞ્‌ને સમજવામા આવતા 'એક વ્યક્તિ આવી નથી' *એવા વચનમાથી કશું પ્રાપ્ત થતુ નથી*

આ મુશ્કેલી ટાળવા માટે નઞ્‌ને પર્યુદાસ રૂપે સમજવો, જેથી अनेक. जन आगत । નો પ્રાપ્તિરૂપ અર્થ, ' એક નહિ એવી વ્યક્તિઓ આવી છે' થશે અહી પ્રાપ્તિનો નિષેધ થશે, અપ્રાપ્તિનો નહિ.

પર્યુદાસ સમજવામા આવતાં अशुक्ल પદમા શુક્લની નિવૃત્તિરૂપ કૃષ્ણ વગેરે અર્થ અયોક્રમ રૂપે પ્રગટ થશે એ પ્રમાણે अनेक મા એકની નિવૃત્તિથી દ્વિ, બહુ વગેરે અયોક્રમ સખ્યાઓ પ્રાપ્ત થશે

> क्रियाप्रसङ्गात्सर्वेषु कर्मस्वङ्गीकृतेषु च ।
> एकस्मिन् प्रतिषिद्धेऽपि प्राप्तमन्यत् प्रतीयते ॥२९०॥

ક્રિયા સાથેના સબંધને કારણે અને જ્યારે બધા કાર્યોનો સ્વીકાર થયો હોય ત્યારે એકનો નિષેધ થતા બીજાની પ્રાપ્તિ સમજાય છે. (૨૯૦)

ક્રિયા અથવા ગુણનુ પહેલા વિધાન કર્યા પછી વક્તા નઞ્‌ દ્વારા તેનો નિષેધ કરે છે, જેમ કે (તમે) બેસાડો, સુવાડો, જમાડો (आसय, शायय, भोजय ।), એમ પહેલા ક્રિયાનુ વિધાન કરીને અર્થાત્ પ્રસજ્યનુ વિધાન કરીને अनेक એવો પ્રતિષેધ જાહેર કરવામા આવે છે. (प्रागयं क्रियां गुणं वा तत पश्चात् निवृत्तिं करोति । तद्यथा आसय शायय भोजयानेकम् । )

> क्रियाश्रुतिश्च प्रक्रान्ते प्रसज्यप्रतिषेधने ।
> पर्युदासे तु नियतं संख्येयान्तरमुच्यते ॥२९१॥

પ્રસજ્યપ્રતિષેધ પક્ષને સ્વીકારવામા આવતા, ક્રિયાનો ઉલ્લેખ, નિષેધ વિનાના કારકની પ્રાપ્તિ કરાવશે પર્યુદાસને સ્વીકારવામા આવતા બીજી ચોક્કસ સંખ્યા વાળા કારકનો બોધ થશે (૨૯૧)

અનેક સમાસમાં પ્રસજ્યપ્રતિષેધ સમજવામાં આવતાં ક્રિયાનો ઉલ્લેખ પોતાની સ્વાભાવિક શક્તિને પરિણામે જે સાધનોનો નિષેધ થયો નથી તે સાધનોની પ્રાપ્તિ કરાવશે. હવે જો પર્યુદાસ પક્ષને સ્વીકારવામાં આવે તો અનેકં માં આસય, શાયય વગેરે ક્રિયાઓ ન હોવાથી એક સિવાયની બીજી સંખ્યાઓ, અર્થાત્ દ્વિ, બહુ, વગેરે સમજવામાં આવશે.

धात्वर्थः कर्मविषयो व्यपदिष्टः स्वसाधनैः ।
अर्थात् सर्वाणि कर्माणि प्रागाक्षिप्यावतिष्ठते ॥२९२॥

પોતાનાં સાધનોથી નિર્દિષ્ટ બનતો કર્મવિષયક ધાત્વર્થ, તેના અર્થને કારણે બધા પદાર્થોને, નિષેધની પહેલાં પ્રાપ્ત કરાવીને, દૃઢ બને છે. (૨૯૨)

આસય, શાયય, ભોજય જેવાં ક્રિયારૂપોમાંના ધાતુઓના અનેકવિધ અર્થનો તેનાં સાધનો અર્થાત્ કારકો વડે નિર્દેશ થાય છે. પરસ્પર વિરુદ્ધ એવા ક્રિયાનિર્દેશોવાળો આ અર્થ, એક સાધન સાથે જોડાઈ શકતો નથી. તેથી નિષેધની પહેલાં અનેક સાધનોની પ્રાપ્તિ કરાવે છે. ત્યાર પછી એકના નિષેધથી બીજાં કારકોની પ્રાપ્તિ થાય છે.

निर्ज्ञातसाधनाधारे यत्राख्याते प्रयुज्यते ।
अनेक इति पश्चाच्च तिष्ठतीत्यनुपज्यते ॥२९३॥

साध्यत्वात् तत्र सिद्धेन क्रिया द्रव्येण लक्ष्यते ।
प्रागेवाङ्गीकृतं द्रव्यमतः पूर्वेण भिद्यते ॥२९४॥

જેના સાધનનો આશ્રય બરાબર જાણીતો છે એવા આખ્યાત સાથે અનેકઃ નો પ્રયોગ થાય છે અને ત્યાર પછી (તેની સાથે) तिष्ठति પ્રયોજાય છે,

ત્યાં સાધ્ય હોવાને કારણે ક્રિયા, સિદ્ધ દ્રવ્ય વડે સમજવામાં આવે છે. દ્રવ્યને પહેલેથી જ (સાધન રૂપે) સ્વીકારવામાં આવે છે. તેથી અગાઉ પ્રયોજાયેલા (અનેક એવા) દ્રવ્ય વડે તે ક્રિયાને જુદી સમજવામાં આવે છે. (૨૯૩–૨૯૪)

ભાષ્યકારનાં વચનો, "यद्यपि तावदेतल्लक्ष्यते यत्र यत्र क्रियागुणौ प्रयुज्येते, यत्र खलु न प्रयुज्येते तत्र कथम् । अनेकस्तिष्ठति इति । भवति एवंजातीयकानामप्येकैकस्य प्रतिषेधे बहूनां संप्रत्ययः । तद्यथा न न एकं प्रियम् । न न एकं सुखम् । માંના વિચારો આ બે કારિકાઓના મૂળમાં છે.

ભાષ્યમાં यद्यपि...तिष्ठतीति । માંના પૂર્વપક્ષને भवति...सुखमिति । થી ઉત્તર આપવામાં આવ્યો છે.

નઞ્ અંગે બે પક્ષોનો વિચાર કરવામાં આવે છે :

(૧) જ્યાં ક્રિયાનો પ્રથમ ઉલ્લેખ કરી પછી નઞ્નો ઉલ્લેખ કરવામાં આવે છે, જેમ કે आसय आसय भोजय अनेकम् ।

(૨) જ્યાં નઞ્ નો ઉલ્લેખ પ્રથમ હોય અને પછી ક્રિયાનો ઉલ્લેખ કરવામાં આવે જેમકે
अनेक तिष्ठति ।

अनेक तिष्ठति । મા अनेक માંથી 'ઘણા'નો અર્થ કેવી રીતે પ્રાપ્ત થશે, કારણકે અહીં પ્રતિષેધનો ઉલ્લેખ પહેલા છે અને ક્રિયાનો ઉલ્લેખ પછી છે (यत्र तु पूर्वमेव प्रतिषेध पश्चात्क्रियागुणविधान तत्र कथ बहूनां सम्प्रत्यय ।) કૈયટ જણાવે છે કે ક્રિયારૂપનો પ્રયોગ પહેલા અથવા પાછળથી પણ થઈ શકે ધાતુના અર્થ ઉપરથી કારકનો ખ્યાલ પ્રાપ્ત થાય છે જ તેથી એકના પ્રતિષેધથી બે અથવા વધારેનો ખ્યાલ આવશે

ભાષ્યકારનો મુદ્દો સ્પષ્ટ છે પહેલા ક્રિયારૂપવાળુ હકારાત્મક કથન કરીને अनेक એવા નિષેધનો ઉલ્લેખ કરવામા આવે ત્યારે આપણે સમજી શકીએ કે अनेक નો અર્થ ઘણા થશે પરંતુ જ્યા अनेक तिष्ठति । એવો નકારાત્મક પ્રયોગ હોય ત્યા अनेक માંથી ઘણા અર્થ કેવી રીતે પ્રાપ્ત થાય ?

ભાષ્યકાર પોતે જ ઉત્તર રૂપે જવાબ આપે છે કે કેટલાક પ્રકારના પ્રયોગોમાં એકના નિષેધથી ઘણાના સ્વીકારનો ખ્યાલ આવે છે, જેમ કે, न न एक प्रियम् । न न एक सुखम् । તેને એક વસ્તુ પ્રિય નથી એમ નથી અર્થાત્ તેને ઘણી વસ્તુઓ પ્રિય છે (बहूनि प्रियाणि ।), અને તેને એક બાબત સુખ આપતી નથી એમ નથી, તેને ઘણી બાબતો સુખ આપે છે, (बहूनि सुखानि ।) अनेक तिष्ठति । ની પણ આવી જ સ્થિતિ છે તેમાથી પણ 'ઘણા' ઊભા છે એવો હકારાત્મક અર્થ પ્રાપ્ત થશે

प्रागेवाङ्गीकृत द्रव्यमत्र पूर्वेण निषिध्यते । નો અનુવાદ બીજી રીતે પણ કરી શકાય "દ્રવ્યનો ઉલ્લેખ (આ બીજા પક્ષમા) પહેલા કરવામા આવે છે તેથી આ પક્ષ અગાઉના (ક્રિયારૂપના પહેલા ઉલ્લેખવાળા) પક્ષથી જુદો પડે છે

सख्यैव प्रतिषेधेऽपि सख्यान्तरमपेक्षते ।
वाक्येऽपि तेन नैकत्वमात्रमेव निवर्त्यते ॥२९५॥

વાક્યમા પણ પ્રતિષેધ પામેલી એકત્વ સંખ્યા બીજી સંખ્યાઓની અપેક્ષા રાખે છે. તેથી માત્ર એકત્વનો જ નિષેધ થાય છે એમ નથી (૨૯૫)

જે પ્રયોગોમા ક્રિયારૂપના ઉલ્લેખની ખાસ જરૂર હોતી નથી ત્યા પણ એકત્વના નિષેધથી દ્વિ, બહુ એવી બીજી સંખ્યાઓની પ્રતીતિ થાય છે આના ઉદાહરણ રૂપે ભાષ્યમા न न एक प्रियम् । અને न न एक सुखम् । એવા વાક્યો રજૂ થયા છે અહીં न નો પ્રયોગ आबाधे च । (૮-૧-૧૦, પીડા અર્થ દર્શાવવાનો હોય ત્યારે દ્વિત્વ થાય છે) સૂત્રનિયમ પ્રમાણે વક્તા ખેદપૂર્વક જણાવે છે કે "અરેરે, શત્રુને એક જ પ્રિય નથી, એક જ સુખ નથી તેને ઘણા પ્રિયો છે ઘણા સુખો છે" અહીં ક્રિયાપદના ઉલ્લેખ વિના પણ સુખના અને પ્રિયના પ્રતિષેધવાળા વાક્યમા ઘણા સુખો અને ઘણા પ્રિયોનો બોધ થાય છે.

વાક્યમાં જો આવી સ્થિતિ હોય તો अनेक જેવા સમાસમા પર્યુદાસ પક્ષમા ઉત્તર પદાર્થના અર્થ અંગે કશી શંકા પ્રાપ્ત થશે નહિ अनेक એવા સમાસમા एक પદ જ દ્વિ અથવા બહુને જણાવે છે અથવા તે સમાસ દ્વારા એકત્વની જ માત્ર નિવૃત્તિ થાય છે એમ નથી, પરંતુ દ્વિ, બહુ, વગેરે બીજી સંખ્યાઓની પ્રતીતિ પણ થાય છે

स्नेहान्तरादवच्छेदस्तथासक्तोः प्रतीयते ।
तैलेन भोजनेऽप्राप्ते न त्वन्यदुपसेचनम् ॥२९६॥

ભોજનમાં તેલ મળે તેમ ન હોય ત્યારે તેના જેવા બીજા (ઘી જેવા) તેની નજીકના, ચીકાશવાળા પદાર્થથી (ભોજનનો) નિર્ણય કરવામાં આવે છે. બીજા કોઈ (દૂધ કે દહીં જેવા) ભીંજવનારા પદાર્થથી નહિ. (૨૯૬)

જેમ 'તેલ સાથે જમો' એમ કહેવામાં આવતાં જો તેલ ન મળે તેમ હોય તો તેને બદલે તેની નજીકના ઘી વગેરે ચીકાશવાળા પદાર્થોનો ઉપયોગ થાય છે તે પ્રમાણે અનેક પ્રયોગમાં एक ના પ્રતિષેધથી સરખા કાર્યવાળી અને સરખા સ્વભાવવાળી द्वि, बहु વગેરે સંખ્યાઓની પ્રતીતિ થાય છે.

एकार्थे वर्तमानाभ्यामसता ब्राह्मणेन च ।
यदा जात्यन्तरं बाह्यं क्षत्रियाद्यपदिश्यते ॥२९७॥

સમાન અર્થમાં પ્રાપ્ત થતા असत् (સામાન્ય દર્શાવતા નઞ્) અને બ્રાહ્મણ શબ્દ વડે ક્ષત્રિય વગેરે બીજી જાતિનો બોધ કરાવવામાં આવે (ત્યારે) નઞ્ સમાસમાં અન્ય પદનો અર્થ પ્રધાન બને છે. (૨૯૭)

જ્યારે અસત્સામાન્યનો બોધ કરાવતો નઞ્ બ્રાહ્મણ શબ્દ સાથે સમાન અધિકરણમાં હોય અને બન્ને વચ્ચે વિશેષણવિશેષ્યભાવ સંબંધ હોય અને જ્યારે આ શબ્દો વડે કોઈક બાહ્ય પદાર્થ અથવા ક્ષત્રિય વગેરે જાતિનો બોધ કરાવવામાં આવે ત્યારે નઞ્ સમાસમાં અન્ય પદનો અર્થ પ્રધાનપણે પ્રાપ્ત થાય છે.

असन् ब्राह्मण, यस्य अब्राह्मण । એવા સમાસમાં अविद्यमान, ब्राह्मणः (બ્રાહ્મણવ્યક્તિ) यस्य क्षत्रियस्य (ક્ષત્રિયજાતે.) એવો અર્થ સમજાશે આ ક્ષત્રિય જાતિરૂપ અર્થ અન્ય અર્થાત્ બાહ્ય છે કારણકે નઞ્ સમાસના પૂર્વ કે ઉત્તર બેમાંથી એક પણ પદનો તે અર્થ નથી.

श्यामेव शस्त्री कन्येति यथान्यदपदिश्यते ।
असन् ब्राह्मण इत्याभ्यां तथान्ये क्षत्रियादयः ॥२९८॥

श्यामा इव शस्त्री कन्या । (છરી જેવી કાળી છોકરી) પ્રયોગમાં જેમ (કોઈક) બાહ્ય વ્યક્તિનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે તેમ असन् ब्राह्मणः એવા આ બે શબ્દો વડે ક્ષત્રિય વગેરે બાહ્ય વ્યક્તિઓનો બોધ થાય છે. (૨૯૮)

शस्त्री इव (છરી જેવી) श्यामा (કાળી) कन्या (છોકરી દેવદત્તા) એવા વિગ્રહ પરથી થતા शस्त्रीश्यामा । એવા ઉપમિત સમાસમાં બે પદો ઉપરથી પ્રાપ્ત ન થનારો અર્થ (દેવદત્તા નામની કન્યા) પ્રાપ્ત થાય છે એ પ્રમાણે असन् ब्राह्मण । એવાં પદો ઉપરથી अब्राह्मणः સમાસમાં ક્ષત્રિય અર્થ પ્રાપ્ત થાય છે.

असास्नो गौरिति यथा गवयो व्यपदिश्यते ।
जात्यन्तरं न गोरेव सास्नाभाव· प्रतीयते ॥२९९॥

જેમ, ગોદડી વિનાની ગાયથી જુદી જ જાતિના ગવયનો ઉલ્લેખ થાય છે, ગાયની ગોદડીના અભાવનો ખ્યાલ આવતો નથી. (૨૯૯)

असास्न: (गौ:) । એવા નઞ્ સમાસથી, જેને (ફક્ત) ગોદડી હોતી નથી એવા ગવયની પ્રતીતિ થાય છે. આ ગવયને ગોદડી હોતા નથી તે ખરું છે પરંતુ તે બીજી જ જાતિનું પ્રાણી છે. એ પ્રમાણે अब्राह्मण: શબ્દમા બ્રાહ્મણ જાતિના પ્રતિષેધથી બીજી જાતિ અર્થાત્ ક્ષત્રિયનો બોધ થાય છે.

तुल्यरूपं यथाख्यातं कण्टकैर्भेदहेतुभि· ।
खदिरं जातिभेदेन खर्जूरात् प्रतिपद्यते ॥३००॥

જેમ સરખા દેખાવવાળા સમજવામા આવેલા ખદિરને, તેના ભેદ દર્શાવનાર કાંટાઓ વડે ખજૂરાથી જુદી જાતિનુ (ઝાડ) સમજવામાં આવે છે. (૩૦૦)

ખેરના વૃક્ષને અને ખજૂરીના વૃક્ષને સફેદ દાંડાઓ અને ઝીણાં પાંદડા હોય છે, તેથી તે બન્ને સરખા છે એમ સમજવામા આવે છે. ત્યારબાદ બન્નેને જુદાં સમજવાનુ કારણ એ છે કે ખેરના કાટા ખજૂરીમા હોતા નથી. આ પ્રમાણે अब्राह्मण: । સમાસમાં બ્રાહ્મણોના લક્ષણો જેવા લક્ષણો ક્ષત્રિયમા જોઈને બ્રાહ્મણત્વ સમજાય છે અને ત્યાર પછી નઞ્ વડે તેનો નિષેધ કરવામા આવે છે. અહીં માત્ર જાતિ જ જુદી છે, તપ, શ્રુત વગેરે ગુણો સરખા છે.

अविद्यमानब्राह्मण्यो यादृशो ब्राह्मणो भवेत् ।
अङ्गीकृतोपमानेन तथान्यार्थोऽभिधीयते ॥३०१॥

તેમ બ્રાહ્મણત્વ વિનાના બ્રાહ્મણ જેવો બાહ્ય (ક્ષત્રિયરૂપ) અર્થ સાદૃશ્યને સમાવનારા (अब्राह्मण·) શબ્દ વડે દર્શાવાય છે. (૩૦૧)

ઉપરની કારિકાઓમાં શસ્ત્રીશ્યામા, असास्न:, અને कण्टकवान् એવા ત્રણ સમાસો રજૂ કરવામા આવ્યા. આ ઉદાહરણો દ્વારા પ્રાપ્ત થતો સિદ્ધાન્ત આ કારિકામા રજૂ કરવામા આવ્યો છે. સાદૃશ્યને કારણે આ ત્રણેય ઉદાહરણોમાં બાહ્ય પદાર્થ કન્યા, ગવય અને ખદિર સમજવામાં આવે છે. એ પ્રમાણે બ્રાહ્મણત્વ સાથે સકળાયેલા ગુણોની સરખામણી અથવા સાદૃશ્ય જેમા પ્રાપ્ત થાય છે તેવો अब्राह्मण· સમાસ બાહ્ય ક્ષત્રિય અર્થ દર્શાવે છે.

अवृष्टयो यथावर्षा नीहाराभ्रसमावृता: ।
तद्रूपत्वात्स हेमन्त इत्यभिन्न· प्रतीयते ॥३०२॥

વરસાદ વિનાના પરંતુ ધુમ્મસ અને વાદળોવાળા દિવસોને વૃષ્ટિહીન કહેવાય

છે. તે (વર્ષો)નાં જેવાં ચિહ્નોને કારણે શિયાળાને પણ તેના સરખો સમજવામાં આવે છે. (૩૦૨)

अवर्षाः हेमन्तः । પ્રયોગ કેવી રીતે શક્ય બને તે આ કારિકામાં સમજાવવામાં આવ્યું છે. વરસાદ ન આવતો હોય પરંતુ ધુમ્મસ ફેલાતું હોય, વાદળો ઘેરાયાં હોય, તેવા દિવસોને વૃષ્ટિ વિનાના દિવસો કહેવાય છે. શિયાળામાં આકાશ કાળું હોય છે ત્યારે તેને પણ अवर्षाः हेमन्तः કહેવાય છે. *अवर्षाः* શબ્દ તત્પુરુષ સમાસ છે *અને તેનાં પોતાનાં પદોમાંથી જ તે* સમાસનો અર્થ પ્રાપ્ત થવો જોઈએ, પરંતુ તેમાંના સાદૃશ્યને કારણે સમાસનો અર્થ અન્ય પદાર્થ થશે. अवर्षा.ને બહુવ્રીહિ સમજવામાં આવતાં સમાસ अवर्षः થશે अब्राह्मणः માં પણ આવી સ્થિતિ છે આ પ્રમાણે સાદૃશ્ય અર્થને સમાવતા નઞ્ સમાસમાં અન્ય પદનો અર્થ પ્રધાન હોય છે, આવો એક મત છે. (एवं नञ्समासाः प्रक्रियायामन्यपदार्थप्रधान-विषया इत्येकेषां दर्शनम् ।—હેલારાજ)

अपरे ब्राह्मणादीनां सर्वेषां जातिवाचिनाम् ।
द्रव्यस्यान्यपदार्थत्वे नञा योगं प्रचक्षते ॥३०३॥

સમાસ જ્યારે કોઈક અન્ય પદનો અર્થ દર્શાવતો હોય ત્યારે બ્રાહ્મણ વગેરે બધા જાતિવાચક શબ્દોનો નઞ્ સાથે સમાસ થાય છે એમ બીજા આચાર્યો જાહેર કરે છે (૩૦૩)

પદનો અર્થ જાતિ છે એવા પક્ષમાં બ્રાહ્મણ વગેરે શબ્દો વ્યક્તિ વિનાની જાતિ જ મુખ્યપણે દર્શાવે છે. તેથી સમાસનાં પદો દ્રવ્યનું અભિધાન કરતાં ન હોવાથી, અન્ય અર્થનું અભિધાન થશે असन् ब्राह्मणः अब्राह्मणः । એવો સમાસ, જેનામાં બ્રાહ્મણ્ય નથી અર્થાત્ ક્ષત્રિયના ગુણો છે તેવા દ્રવ્યરૂપ અર્થમાં વપરાય છે. अब्राह्मण.માં ब्राह्मण શબ્દ જાતિ દર્શાવશે અને સમાસ નઞ્ તત્પુરુષ થશે. પરતુ અન્ય પદાર્થ જાતિ નહિ પરંતુ વ્યક્તિ રૂપે ક્ષત્રિય થશે.

न चैवंविषयः कश्चिद्बहुव्रीहिः प्रकल्पते ।
अगुरश्व इति व्याप्तिर्नञ्समासेन यस्य न ॥३०४॥

આવા (જાતિરૂપ અન્ય પદાર્થના અભિધાન રૂપી) વિષયવાળો કોઇ બહુ-વ્રીહિ કરી શકાતો નથી. જેમનામાં નઞ્ સમાસનો અવકાશ નથી એવો अगुः अश्व. બહુવ્રીહિ સમાસ છે. (૩૦૪)

અહીં બહુવ્રીહિ અને નઞ્ ની વિશેષતા જણાવવામાં આવી છે. નઞ્ સમાસ અન્ય પદાર્થરૂપ પદાર્થ જાતિ દર્શાવે છે. બહુવ્રીહિ વડે દર્શાવાતો અન્ય પદાર્થ વ્યક્તિ છે, જાતિ નહિ, જેમકે अविद्यमानः गोः गोत्वम् (अस्य अश्वस्य ।) स अगोः अश्वः । એ નઞ્ સમાસ થશે. પરંતુ अविद्यमानः गावः यस्य स. अगुः अश्व. એ સમાસ બહુવ્રીહિ થશે.

द्वन्द्वैकदेशिनोरुक्ता परवल्लिङ्गता यतः ।
अवर्षासु ततोऽसिद्धिरिष्टयोर्लिङ्गसंख्ययोः ॥३०५॥

દ્વન્દ્વ અને એકદેશી સમાસનું લિંગ તેના બીજા પદના લિંગ પ્રમાણે હોય છે. તેથી अवर्षाः સમાસમાં યોગ્ય લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે નહિ. (૩૦૫)

अवर्षाः हेमन्तः । માં अवर्षाः શબ્દ हेमन्तः નું વિશેષણ હોવાથી परवल्लिङ्गं द्वन्द्वतत्पुरुषयोः। (૨.૪૪૬, દ્વન્દ્વ અને તત્પુરુષ સમાસના લિંગ તેમના બીજા પદનાં લિંગ પ્રમાણે સમજવામાં આવે છે) સૂત્રનિયમ પ્રમાણે હેમન્તનું પુલ્લિંગ અને એકવચન સમાસને પ્રાપ્ત થતાં, अवर्षः એવું અનિષ્ટ રૂપ સિદ્ધ થશે.

આમ નઞ્ સમાસમાં અન્ય પદના અર્થને મુખ્ય સમજવામાં મુશ્કેલી હોવાથી પૂર્વ પદ અર્થાત્ નિષેધવાચક પદના અર્થના પ્રાધાન્ય અંગે વિશેષ ચર્ચા કરવામાં આવશે.

विशेषणं ब्राह्मणादिः क्रियासंबन्धिनोऽसतः ।
यदा विषयभिन्नं तत् तदासत्त्वं प्रतीयते ॥३०६॥

જ્યારે બ્રાહ્મણ પદ ક્રિયા સાથે સંબંધવાળા અસદ્ અર્થના વાચક નઞ્‌ના વિશેષણ રૂપે પ્રાપ્ત થાય છે ત્યારે તે (વિશેષણ)થી ચોક્કસ બનેલો નિષેધ રૂપ અર્થ સમજાય છે (૩૦૬)

ब्राह्मणत्वेन चासत्त्वादुच्यते सत्तदन्यथा ।
असदित्यपि सत्त्वेन सतः सत्ता निवर्त्यते ॥३०७॥

નઞ્ સમાસમાં બ્રાહ્મણત્વ રૂપે અસદ્ અર્થને ક્ષત્રિય રૂપે સદ્ સમજવામાં આવે છે. અને (ઉત્તર પદાર્થ એવા) સતની વિદ્યમાનતાનો નિષેધ કરવામાં આવે છે. (૩૦૭)

નઞ્ સમાસમાં બ્રાહ્મણત્વ રૂપે અસદ્ અર્થને ક્ષત્રિયરૂપે સદ્ સમજવામાં આવે છે. આ નિશ્ચિષ્ટવિષયક અસત્ત્વ છે, સર્વથા અસત્ત્વ નથી, તેથી તેને ક્રિયા સાથેના સંબંધ-નો બાધ નથી. કોઈક પ્રકારના ભાવ વિનાના અભાવનો વ્યવહાર શક્ય જ નથી તેથી ભાવ રૂપે સમજવામાં આવતા ઉત્તર પદાર્થની વિદ્યમાનતાનો નિષેધ પ્રાપ્ત થશે.

सामान्यद्रव्यवृत्तित्वान्निमित्तानुविधायिनः ।
अयोगो लिङ्गसंख्याभ्यां स्याद् वा सामान्यधर्मता ॥३०८॥

પોતાના નિમિત્તને અનુસરતો નઞ્ સમાસ દ્રવ્ય સામાન્યને જણાવતો હોવાથી લિંગ અને સંખ્યા સાથે તેનો સંબંધ થશે નહિ, અથવા તો સામાન્ય લિંગ અને સામાન્ય સંખ્યા પ્રાપ્ત થશે (૩૦૮)

ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે નઞ્ સમાસમાં પૂર્વપદનું પ્રાધાન્ય હોય તો સમાસની અવ્યય સંજ્ઞા થશે, કારણકે પહેલું પદ અવ્યય છે અને સમાસ અસત્ત્વરૂપ અર્થ દર્શાવે છે. તેથી अब्राह्मणौ, अब्राह्मणाः એવાં રૂપો થઈ શકશે નહિ. વાક્યમાં આની જ અલિંગતા અને અસંખ્યતાની સ્થિતિ પ્રાપ્ત થશે. અસત્ત્વરૂપ અવ્યયાર્થને બદલે સમાસ દ્રવ્યાર્થ દર્શાવે છે એમ જો સ્વીકારીએ તો પણ તે દ્રવ્યસામાન્ય જ હોવાથી નપુંસક એકવચન પ્રાપ્ત થાય.

प्रागसत्त्वाभिधायित्वं समासे द्रव्यवाचिता ।
निमित्तानुविधानं च न सर्वत्र स्वभावतः ॥३०९॥

સમાસમાં પ્રાપ્ત થતા પહેલાં નઞ્ અસત્ત્વનું અભિધાન કરે છે, પરંતુ સમાસમાં તે દ્રવ્યનો વાચક બને છે. શબ્દોના (પોતાના) સ્વભાવને કારણે સમાસ સર્વત્ર નિમિત્તનો આશ્રય કરતો નથી. (૩૦૯)

કારિકા ૩૦૮માં, સમાસ અવ્યય સંજ્ઞા પ્રાપ્ત કરે છે, એવા ભાષ્યવચનની સ્પષ્ટતા કરવામાં આવી આને અંગે આ કારિકામાં વિશેષ સ્પષ્ટતા કરવામાં આવી છે. ભાષ્યકાર જણાવે છે કે લિંગનો અભાવ કે સંખ્યાનો અભાવ સૂત્ર પ્રમાણે અર્થાત્ વાચનિક હોતો નથી. સમાસમાં લિંગ અને વચન, શબ્દોની સ્વાભાવિક સ્થિતિ પ્રમાણે પ્રાપ્ત થાય છે. જેમકે વાક્યમાં નઞ્ને લિંગ અને સંખ્યા સાથે સંબંધ હોતો નથી પરંતુ સમાસમાં આવો સંબંધ પ્રાપ્ત થાય છે.

निमित्तानुविधाने च क्रियायोगो न कल्पते ।
तथा चाव्यपदेश्यत्वादुपादानमनर्थकम् ॥३१०॥

નઞ્ સમાસ પોતાની પ્રવૃત્તિના નિમિત્તને અનુસરતો હોય તો ક્રિયા સાથે તેનો સંબંધ પ્રાપ્ત થશે નહિ. અને આમ તે વિશિષ્ટ ઉલ્લેખને પાત્ર બનતો ન હોઇ શબ્દવ્યવહારમાં તેનો સ્વીકાર નિરર્થક થશે. (૩૧૦)

નઞ્ સમાસમાં પ્રતિષેધરૂપ અસત્ત્વાત્મક અર્થ તેની પ્રવૃત્તિનુ નિમિત્ત છે. આવા પ્રવૃત્તિનિમિત્તને જો સમાસ અનુસરે તો अब्राह्मणमानय એવા પ્રયોગમાં આનયનરૂપ ક્રિયા સાથે કારકરૂપ સંબંધ પ્રાપ્ત થશે નહિ. ક્રિયા સાથે સંબંધ પ્રાપ્ત ન થતો હોય તો તેનો વિશિષ્ટ ઉલ્લેખ થઈ શકે નહિ. તો પછી શબ્દવ્યવહારમાં તેનો કશો ઉપયોગ નથી

असत्सामान्यवृत्तिर्वा विशेषैः क्षत्रियादिभिः ।
प्रयुक्तैराश्रयैर्भिन्नो याति तल्लिङ्गसंख्यताम् ॥३११॥

અથવા અસત્સામાન્યને દર્શાવતો (નઞ્) સમાસ ઉલ્લેખ પામેલા ક્ષત્રિય વગેરે વિશેષોથી મર્યાદિત બની તેમનાં લિંગ અને સંખ્યાને પ્રાપ્ત કરે છે. (૩૧૧)

નઞ્ સમાસમાં લિંગ અને સંખ્યા સ્વાભાવિકપણે પ્રાપ્ત થાય છે. ચોક્કસ વિશેષ્ય-શબ્દનાં લિંગ અને સંખ્યા પ્રમાણે આ સમાસનાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય છે, એવો બીજો પક્ષ પણ છે.

નઞ્નો નિષેધ અર્થ અર્થાત્ અસત્સામાન્યરૂપ અર્થ નઞ્ સમાસમાં મુખ્ય છે. આ નિષેધસામાન્યને દર્શાવવા માટે વિશેષ દર્શાવતા શબ્દો વપરાય છે. તેથી સમાસને આ વિશેષનાં લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે. अब्राह्मणः સમાસમાં બ્રાહ્મણત્વના અભાવનો આશ્રય ક્ષત્રિય છે. અને તેથી ક્ષત્રિયનાં લિંગ અને સંખ્યા સમાસને પ્રાપ્ત થશે. હેલારાજ જણાવે છે કે क्षत्रियः અને क्षत्रम् બન્ને શબ્દો એક જ અર્થ દર્શાવે છે છતાં તેમનાં લિંગ જુદાં છે. એ પ્રમાણે अब्राह्मणः શબ્દથી क्षत्रम् નો પણ બોધ થશે. વ્યવહારમાં શબ્દોની સ્વાભાવિક પ્રવૃત્તિ લિંગ અને સંખ્યા અંગે વ્યવસ્થા પ્રાપ્ત કરાવે છે.

प्रागाश्रयो हि भेदाय प्रधानेऽभ्यन्तरीकृतः ।
पुनः प्रत्यवमर्शेन विभक्त इव दृश्यते ॥३१२॥

સમાસમાં મુખ્યપણે વાચ્ય બનતા (અસત્સામાન્ય)માં પહેલેથી જ તેના આશ્રય તરીકે સમાયેલો અને જુદો સમજાતો વિશેષ, તેના ફરીવાર ઉલ્લેખને કારણે જાણે જુદો હોય તેવો સમજાય છે. (૩૧૨)

અન્વય: (समासवाच्ये) प्रधाने (असत्सामान्ये) प्राक् अभ्यन्तरीकृतः आश्रयः भेदाय (गृहीतः सन्) पुनः प्रत्यवमर्शेन विभक्त इव दृश्यते ।

નઞ્ સમાસ મુખ્યપણે અસત્સામાન્યનો વાચક હોય છે. આ અસત્સામાન્યમાં તેના આશ્રય રૂપે રહેલો વિશેષ તેનામાં સમાયેલો હોય છે જ, પરંતુ સામાન્ય ઉપરથી વિશેષનો ખ્યાલ આવતો ન હોવાથી ફરીવાર વિશેષનો ચોક્કસ શબ્દ વડે ઉલ્લેખ કરવો જોઈએ. આમ સામાન્ય અને વિશેષ એવા બે વિભાગ પ્રાપ્ત થાય છે.

समासे श्रूयते स्वार्थो येन तद्धर्मिस्तदाश्रयः ।
द्रव्यं तु लिङ्गसंख्यावदसताऽभ्यन्तरीकृतम् ॥३१३॥

સમાસમાં તેનો પોતાનો (સત્ત્વપ્રધાન) અર્થ સંભળાય છે. તે (બ્રાહ્મણત્વની નિવૃત્તિરૂપ) આશ્રયવાળા (ક્ષત્રિયાદિ) દ્રવ્ય રૂપે સમજાય છે; પરંતુ અસદ્‌ના વાચક (નઞ્) વડે જણાવાતા લિંગ અને સંખ્યાવાળા કોઈક પદાર્થની પ્રતીતિ થાય છે. (૩૧૩)

વાક્યમાં અસત્સ્વરૂપ અર્થ પ્રાપ્ત થાય છે, પરંતુ સમાસમાં નઞ્ સમાસ ભાવરૂપ દ્રવ્યનો વાચક બને છે તેથી તેને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય છે.

આ કારિકામાં જણાવવામાં આવ્યું છે કે નઞ્ સમાસ તેનો પોતાનો ભાવરૂપ અર્થ દર્શાવે છે તેથી બ્રાહ્મણત્વના અભાવવાળો ભાવરૂપ ક્ષત્રિય અર્થ પ્રાપ્ત થાય છે.

एकार्थविषयौ शब्दौ तस्मिन्नन्यार्थवर्तिनौ ।
असत्तैव तु भेदानां सर्वेषामुपसंग्रहः ॥३१४॥

તે (નઞ્ સમાસ)માં જુદા જુદા અર્થમાં પ્રાપ્ત થનારાં (બે) પદો એક અર્થને દર્શાવે છે. અભાવ (રૂપ નઞર્થ) વડે બધા (ક્ષત્રિયાદિ) વિશેષોનો સંગ્રહ થાય છે. (૩૧૪)

સમાસમાં પ્રાપ્ત થયા પહેલાં નિષેધવાચક નઞ્ નિવૃત્તિનો દ્યોતક છે. બ્રાહ્મણ શબ્દ નિવૃત્તિવિશિષ્ટ અર્થ દર્શાવે છે. આમ આ બે શબ્દો બે જુદા જુદા અર્થોમાં વપરાય છે. સમાસરૂપે પ્રાપ્ત થયા પછી ઉત્તર પદાર્થવિશિષ્ટનિષેધ એવો એક જ અર્થ સમાસાર્થ તરીકે મળે છે. સમાસમાં अब्राह्मणः શબ્દ વડે સમજાતા બધા ક્ષત્રિય વગેરે વિશેષો નઞર્થ દ્વારા સમજાવવામાં આવે છે. ઉત્તર પદનું માત્ર દ્યોતન જ થાય છે. તેથી નઞ્ સમાસમાં પૂર્વપદના અર્થનું પ્રાધાન્ય સમજવું જોઈએ.

ते क्षत्रियादिभिर्वाच्या वाच्या वा सर्वनामभिः ।
यान्तीवान्यपदार्थत्वं नञो रूपाविकल्पनात् ॥३१५॥

(નિષેધવાચક) નઞના અર્થની પૂરેપૂરી કલ્પના થતી ન હોવાથી ક્ષત્રિય વગેરે શબ્દો વડે અથવા સર્વનામ (શબ્દો) વડે જણાતા તે વિશેષો અન્યપદના અર્થો રૂપે સમજાય છે. (૩૧૫)

નઞ્ સમાસ અન્યપદના અર્થનું પ્રાધાન્ય દર્શાવે છે એવો પક્ષ કેવી રીતે સમજવામાં આવે છે તે આ કારિકામાં દર્શાવવામાં આવ્યું છે.

असन् ब्राह्मण. अब्राह्मण. क्षत्रियः । એવા પ્રયોગમાં अब्राह्मणः શબ્દના અર્થને સ્પષ્ટ કરવા માટે ક્ષત્રિય વગેરે શબ્દો વાપરવામાં આવ્યા છે. આ શબ્દો अब्राह्मणः માંના વિશેષોને સ્પષ્ટ કરે છે. તે શબ્દો વાપરવામાં આવ્યા ન હોય તો તેમને બદલે વપરાયેલાં સર્વનામપદો આવી સ્પષ્ટતા કરે છે. આમ નઞ્ સમાસનાં પદોમાંથી પ્રાપ્ત થતો સમાસાર્થ વિશેષવાચક કોઈક અન્ય પદના પ્રયોગ વિના સ્પષ્ટ થશે નહિ, એવી ખોટી માન્યતાને પરિણામે ક્ષત્રિય વગેરે શબ્દો અન્ય પદના અર્થના વાચક છે એવો વિચાર આવતાં અન્ય પદના અર્થને જ નઞ્ સમાસમાં પ્રાધાન્ય છે એમ ખોટી રીતે સમજવામાં આવે છે.

विशेषस्याप्रयोगे तु लिङ्गसंख्ये न सिध्यतः ।
अवर्षादिषु दोषश्च हेमन्तोऽन्याश्रयो यतः ॥३१६॥

વિશેષના વાચક શબ્દનો પ્રયોગ થયો ન હોય તો લિંગ અને સંખ્યા સિદ્ધ થતાં નથી. अवर्षाः (हेमन्तः) વગેરે પ્રયોગોમાં દોષ પ્રાપ્ત થશે, કારણ કે (વર્ષા.થી) જુદાં લિંગસંખ્યાવાળો हेमन्तः (અહીં સમાસના અર્થનો) આશ્રય છે. (૩૧૬)

નઞ્ સમાસમાં પૂર્વપદનો અસત્સામાન્ય અર્થ મુખ્ય અર્થ તરીકે સમજવામાં આવે છે. જ્યારે ક્ષત્રિય વગેરે વિશેષોનો ઉલ્લેખ થયો હોય ત્યારે ચોક્કસ લિંગ અને સંખ્યા સિદ્ધ થાય છે. પરંતુ જ્યારે આવા વ્યક્તિશબ્દો વપરાયા ન હોય ત્યારે લિંગ અને સંખ્યા સિદ્ધ થશે નહિ. તેથી નપુંસકલિંગ અને એકવચન પ્રાપ્ત થશે. વળી અબર્ષાः હેમન્તः, અવાપः પૃથિવી, અપન્થાોલા જનપદः, અતાદૌ ગ્રામः, અનર્થો ગૃહાः, અનિરાધો વર્ષાः વગેરે પ્રયોગો સિદ્ધ થશે નહિ. આ કારણે નઞ્ સમાસમાં પૂર્વપદના અર્થનું પ્રાધાન્ય હોય છે એ મત યોગ્ય નથી.

ઉત્તર પદના અર્થના પ્રાધાન્યને સ્વીકારવામાં આવતાં ઉત્તર પદનાં લિંગ અને સંખ્યા પ્રમાણે સમાસનાં લિંગ અને સંખ્યા થશે. અન્ય પદના અર્થના પ્રાધાન્યને ભાષ્યકારે સ્વીકાર્યું નથી. પૂર્વપદના અર્થના પ્રાધાન્ય ને સ્વીકારવામાં આવતાં લિંગ અને સંખ્યાનો અતિદેશ થશે.

આ પ્રમાણે બે પક્ષો ભાષ્યકારને માન્ય છે. ભર્તૃહરિએ આ મતનું અનુસરણ કર્યું છે.

आकृतिः सर्वशब्दानां यदा वाच्या प्रतीयते ।
एकत्वादेकशब्दत्वं न्याय्यं तस्यां च वर्ण्यते ॥३१७॥

બધા શબ્દોના વાચ્ય અર્થ રૂપે જ્યારે આકૃતિને સમજવામાં આવે છે ત્યારે તે એક હોવાને કારણે, તેને માટે એક જ શબ્દ વાપરવામાં આવે તે યોગ્ય છે. (૩૧૭)

सरूपाणामेकशेष एकविभक्तौ । (૧,૨.૬૪) સૂત્ર ઉપરના વાર્તિક ૩૮ ज्ञायते चैकोपदिष्टम् । માં જણાવવામાં આવ્યું છે કે કોઈક પદાર્થ વિષે એક વખત સમજણ આપવામાં આવી હોય તો તે અંગે કોઈપણ સ્થળે, સમયે કે કોઈપણ અવસ્થામાં બરાબર નિશ્ચય થશે. એક વખતના ઉપદેશ અંગેની પ્રખ્યા અર્થાત્ બુદ્ધિ એક સરખી એટલે કે અવિશિષ્ટ જ રહેવાની. આથી *પ્રખ્યા* जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतरस्याम् ( ) । *જેવા સૂત્રનિયમો અંગે સમજવામાં આવતી હોવાથી જાતિને એક સમજવામાં આવી છે.* બધા શબ્દો જાતિનો બોધ કરાવતા હોવાથી सरूपाणां० જેવાં સૂત્રોની જરૂર નથી. જાતિવાચક શબ્દ અંગે એકવચન વાપરવામાં આવે તે યોગ્ય છે.

आविष्टलिङ्गता तस्यां स्याद् ग्राम्यपशुसङ्घवत् ।
द्रव्यभेदेऽपि चैकत्वात् तत्रैकवचनं भवेत् ॥३१८॥

ग्राम्यपशुसङ्घः (ગામડામાંનાં પશુઓનો સમૂહ) ઉદાહરણમાં જેમ લિંગ નિશ્ચિત છે, તેમ તે જાતિનું લિંગ નિશ્ચિત છે. પદાર્થ(વ્યક્તિઓ) અનેક હોવા છતાં (જાતિ) એક હોવાથી (તેને માટે) એકવચન(નો પ્રયોગ) થાય છે. (૩૧૮)

ग्राम्यपशुसङ्घेष्वतरुणेषु स्त्री । (૧.૨.૭૩, ગામડાનાં મોટી ઉમરનાં પશુઓના સમૂહનો ઉલ્લેખ કરતી વખતે તેમનામાંનો નારીજાતિવાળો શબ્દ બાકી રહે છે, બાકીના શબ્દોની

નિવૃત્તિ થાય છે.) સૂત્રનું ભાષ્યકારે ખંડન કર્યું છે કારણ કે શબ્દોનો અર્થ જાતિ સમજવામાં આવ્યો છે શબ્દશક્તિની સ્વાભાવિકતાને કારણે લિંગ અંગે નિશ્ચિત સ્થિતિ સમજવામાં આવે છે જાતિવાચક શબ્દને તેનું ચોક્કસ લિંગ હોય છે, જેમકે પશુઓના સમૂહમા કેટલાક નર પશુઓ હોય અને કેટલીક માદાઓ હોય તો પણ गावः इमाः એવો પ્રયોગ થાય છે, વાછરડાંઓના સમૂહમા વાછરડીઓ હોવા છતાં वत्सा इमे પ્રયોગ થાય છે.

आश्रयाणां हि लिङ्गैः सा नियतैरेव युज्यते ।
तथा च युक्तवद्भावे प्रतिषेधो निरर्थकः ॥३१९॥

તે જાતિ તેના આશ્રયોના નિશ્ચિત લિંગ સાથે જોડાય છે તેથી યુક્તવદ્‌ભાવના સંબધમા જાતિનો પ્રતિષેધ નિરર્થક છે (૩૧૯)

જાતિનો જુદા જુદા લિંગ સાથે સબંધ થતો હોય તો તેને નિશ્ચિત લિંગવાળી કેવી રીતે કહી શકાય એવી શંકાનો ઉત્તર આ કારિકામા આપવામા આવ્યો છે

જાતિ તેના આશ્રયોના લિંગ સાથે જોડાય છે આ આશ્રયો નિયત લિંગવાળા હોવાથી જાતિને પણ નિયત લિંગવાળી કહી શકાય છે वृक्ष, तरु, पादप. એ ત્રણ શબ્દો વૃક્ષનો અર્થ દર્શાવે છે એ ત્રણેય શબ્દો પુલ્લિંગમાં વપરાય છે પરંતુ વૃક્ષવિશેષ અર્થ દર્શાવતો શબ્દ शिंशपा સ્ત્રીલિંગમા જ વપરાય છે पनसम् શબ્દ નપુંસકમા વપરાય છે. तट શબ્દ ત્રણ લિંગમા વપરાય છે આમ આશ્રયોના નિયત લિંગ ઉપરથી જાતિના લિંગનો નિશ્ચય થાય છે. આને આવિષ્ટલિંગતા કહે છે.

યુક્તવદ્‌ભાવ એટલે પ્રકૃતિ પ્રમાણેનું આચરણ હોવું, અર્થાત્ જેને તદ્ધિત પ્રત્યય લાગ્યા પછી તે તદ્ધિત પ્રત્યયનો સૂત્રનિયમ પ્રમાણે લુપ્ થાય એવા પ્રકૃતિશબ્દ પ્રમાણે લિંગ અને વચનની પ્રાપ્તિ થતી. યુક્તવદ્‌ભાવનું સૂત્ર છે लुपि युक्तवद्व्यक्तिवचने। (૧ ૨ ૫૧) આ સૂત્રનિયમમા પ્રાપ્ત થતા યુક્તવદ્‌ભાવનો विशेषणानां चाजातेः (૧.૨ ૫૮) સૂત્રનિયમથી પ્રતિષેધ કરવામા આવ્યો છે. આવો પ્રતિષેધ કરવાની જરૂર નથી કારણકે જાતિશબ્દો પોતાના શબ્દશક્તિરૂપ સામર્થ્ય પ્રમાણે લિંગનું અભિધાન કરે છે, તે યુક્ત અર્થાત્ લુપ્ત પ્રત્યયવાળી પ્રકૃતિરૂપ પ્રાતિપદિકના લિંગને અનુસરતા નથી

सर्वत्राविष्टलिङ्गत्वं लोकलिङ्गपरिग्रहे ।
विरोधित्वात्प्रसज्येत नाश्रितं तच्च लौकिकम् ॥३२०॥

(શબ્દોના) લૌકિક લિંગને સ્વીકારવામાં આવતા બધે એકસરખા નિશ્ચિત લિંગની પ્રાપ્તિ થશે, પરંતુ (શબ્દોના પ્રયોગોમાં) વિરોધ પ્રાપ્ત થતો હોવાથી લૌકિક લિંગનો આશ્રય કરવામા આવતો નથી. (૩૨૦)

શબ્દોના લૌકિક વ્યવહારમા રૂઢ થયેલા લિંગને સ્વીકારવામા આવતા સ્તન, કેશ વગેરે ચિહ્નોને કારણે ખટ્વા શબ્દ સ્ત્રીલિંગમા વપરાય છે. પરંતુ સ્ત્રીત્વના વાચક દાર

કલત્ર વગેરે શબ્દો સ્ત્રીલિંગમાં વપરાતા નથી. આવો પ્રયોગવિરોધ આવતો હોવાથી નરજાતિ કે નારીજાતિનાં લક્ષણો ઉપરથી નક્કી કરેલું લિંગ યોગ્ય બનશે નહિ. વૈયાકરણોએ લૌકિક લિંગના મતને બાજુએ મૂકીને લિંગ અંગે પોતાનો સિદ્ધાન્ત સ્વીકારવો જોઈએ.

सामान्यमाकृतिर्भावो जातिरित्यत्र लौकिकम् ।
लिङ्गं न संभवत्येव तेनान्यत् परिगृह्यते ॥३२१॥

સામાન્ય, આકૃતિ, ભાવ, જાતિ (એવો અર્થ દર્શાવતા) શબ્દો અંગે લૌકિક લિંગ બંધ બેસતું નથી, તેથી બીજા (શાસ્ત્રીય) લિંગને સ્વીકારવામાં આવે છે. (૩૨૧)

સામાન્ય, આકૃતિ, ભાવ, જાતિ વગેરે જુદા લિંગવાળા શબ્દો એક જ પદાર્થ દર્શાવે છે. તેમને માટે લૌકિક લિંગ બંધબેસતું થશે નહિ. તેથી બીજા વ્યાપક અને શાસ્ત્રીય લિંગની કલ્પના કરવામાં આવે છે.

प्रवृत्तिरिति सामान्यं लक्षणं तस्य कथ्यते ।
आविर्भावस्तिरोभावः स्थितिश्चेत्यथ भिद्यते ॥३२२॥

તે લિંગનું સામાન્ય લક્ષણ પ્રવૃત્તિ છે એમ કહેવાય છે. તે આવિર્ભાવ, તિરોભાવ અને સ્થિતિ એમ (ત્રણ પ્રકારે) જુદી સમજાય છે. (૩૨૨)

કારિકા ૩૨૦ થી ૩૨૯માં પ્રાપ્ત થતા વિચારોની ચર્ચા લિંગસમુદ્દેશમાં કરવામાં આવી છે. ત્યાં એ ચર્ચાના અનુસંધાનમાં આવશ્યક ટિપ્પણો આપવામાં આવ્યાં છે. તેથી અહીં તેની પુનરુક્તિ કરવામાં આવી નથી.

प्रवृत्तिमन्तः सर्वेऽर्थास्तिसृभिश्च प्रवृत्तिभिः ।
सततं न वियुज्यन्ते वाचश्चैवात्र संभवः ॥३२३॥

બધા પદાર્થો પ્રવૃત્તિવાળા હોય છે (આવિર્ભાવ વગેરે) ત્રણ પ્રકારની ક્રિયાઓ વિનાના તે કદાપિ હોતા નથી. તેવા (પદાર્થો) શબ્દો વડે જણાવાય છે (૩૨૩)

ભાષ્યકારે જણાવ્યું છે કે બધા પદાર્થો આવિર્ભાવ અને તિરોભાવ રૂપી ગુણોવાળા છે અને આવા પદાર્થો માટે જ શબ્દોનો પ્રયોગ થાય છે. (सर्वाश्च पुनर्मूर्तय एवात्मिकाः संस्त्यानप्रसवगुणाः । —स्त्रियाम् । ४.१.३ ઉપરનું ભાષ્ય)

यश्चाप्रवृत्तिधर्मार्थश्चितिरूपेण गृह्यते ।
अनुयातीव सोऽन्येषां प्रवृत्तिर्विभ्रमाश्रयाः ॥३२४॥

પરંતુ પ્રવૃત્તિવિનાના ચૈતન્ય રૂપ અર્થ તરીકે જેને સમજવામાં આવે છે તે જાણે કે બીજા (પદાર્થો)ની સર્વવ્યાપી પ્રવૃત્તિઓને અનુસરે છે. (૩૨૪)

ત્રિગુણાત્મિકા પ્રકૃતિ તેના વિકારોમાંના રજોગુણને લીધે પ્રવૃત્તિશીલ રહે છે. પરંતુ ભોક્તા એવો ચેતન પુરુષ નિર્ગુણ હોઈને પ્રવૃત્તિ કરતો નથી. તો પછી તેને વિષે આત્મા ચૈતન્ય, ચિતિ એવાં જુદાં જુદાં ચોક્કસ લિંગો કેવી રીતે વાપરી શકાય. એવી શંકાનો જવાબ આ કારિકામાં આપવામાં આવ્યો છે.

બુદ્ધિરૂપ અરીસામાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. આ પ્રતિબિંબ ઉપર વ્યવહારગત પદાર્થોની અસર પડતાં તેમનો શબ્દો દ્વારા પ્રયોગ થાય છે. આમ નિરાભાસ ચૈતન્ય ઉપર આભાસરૂપ પદાર્થોના લિંગનો આરોપ કરવામાં આવે છે.

तेनास्य चितिरूपं च चितिकालश्च भिद्यते ।
तस्य स्वरूपभेदस्तु न कश्चिदपि विद्यते ॥३२५॥

આ પ્રમાણે તે ભોક્તાના ચૈતન્યનું સ્વરૂપ અને (તેના ચૈતન્યનો) કાલ જુદાં જુદાં સમજવામાં આવે છે, પરંતુ તે (ભોક્તા)ના સ્વરૂપમાં તો કશો ફેરફાર થતો નથી. (૩૨૫)

બુદ્ધિ રૂપી અરીસામાં પ્રતિબિંબિત થતા વિષયસમૂહ વડે ભોક્તાનું ચૈતન્ય એક હોવા છતાં, દરેક ભોગ્ય પદાર્થની ભિન્નતા પ્રમાણે, તે ભિન્ન સમજાય છે. વાસ્તવમાં ચૈતન્યના પોતાના રૂપમાં કે કાલમાં કશો ફેરફાર થતો નથી, પરંતુ તેના દ્વારા સંક્રાન્ત થતા પદાર્થોની ક્રિયાઓમાં, રૂપમાં અને કાલમાં ફેરફારો સમજવામાં આવે છે ચૈતન્યનાં અભિન્ન રૂપો વચ્ચે અને ભોગ્ય પદાર્થોના કાલ, રૂપ અને ક્રિયાના સંદર્ભમાં થતા ફેરફારો વચ્ચે ભેદ સમજવો જોઈએ (સરખાવો હેલારાજ—परमार्थतः पुनश्चैतन्यमात्ररूपस्य भोक्तुर्न कश्चन स्वरूपतो देशतः कालतो वा भेदः । चितिक्रियापि न ततो भिन्ना निराभाससंविन्मात्ररूपत्वात् तस्य ।)

अचेतनेषु चैतन्यं संक्रान्तमिव दृश्यते ।
प्रतिबिम्बकधर्मेण यत्तच्छब्दनिबन्धनम् ॥३२६॥

અચેતન પદાર્થોમાં પ્રતિબિંબરૂપે સંક્રાન્ત થયું હોય તેવું દેખાતું જે ચૈતન્ય છે તે શબ્દોના વપરાશનું નિમિત્ત બને છે (૩૨૬)

સત્ત્વ વગેરે ગુણોમાં પ્રતિબિંબરૂપે સંક્રાન્ત થયેલું ચૈતન્ય શબ્દોના વપરાશનું કારણ બને છે.

अवस्था तादृशी नास्ति या लिङ्गेन न युज्यते ।
क्वचित्तु शब्दसंस्कारो लिङ्गस्यानाश्रये सति ॥३२७॥

પદાર્થની એવી કોઈ અવસ્થા નથી જે લિંગ સાથે જોડાય નહિ. કોઈકવાર લિંગના આશ્રય વિના પણ (લિંગપ્રયુક્ત) શબ્દસંસ્કાર પ્રાપ્ત થાય છે. (૩૨૭)

ત્રીજી પંક્તિનો હેલારાજના વ્યાખ્યાનને અનુસરતો અર્થ સ્વીકારવામાં આવ્યો છે. કોઈકવાર मित्रम्, कलत्रम् વગેરેમાં આવિર્ભાવરૂપ પુંસ્ત્વનો અથવા તિરોભાવ રૂપ સ્ત્રીત્વનો સંસ્કાર ન હોવા છતાં વિવક્ષાને કારણે લિંગસામાન્ય રૂપ નપુંસક લિંગ યોજવામાં આવે છે.

कृत्तद्धिताभिधेयानां भावानां न विरुध्यते ।
शास्त्रे लिङ्गं गुणावस्था तथा चाकृतिरिष्यते ॥३२८॥

ગુણોની (આવિર્ભાવ વગેરે) અવસ્થા એટલે લિંગ એવું લિંગનું શાસ્ત્રમાં પ્રાપ્ત થતું લક્ષણ કૃદન્ત અને તદ્ધિતાન્ત શબ્દો વડે વ્યક્ત થતા અર્થોનું વિરોધી નથી. તેમાં જાતિરૂપ લિંગને સ્વીકારવામાં આવે છે. (૩૨૮)

पाकः, पक्तिः, पचनम्, એવા કૃત્પ્રત્યયાન્ત શબ્દો વડે દર્શાવાતા પદાર્થો તેમની જુદી જુદી અવસ્થાઓ પ્રમાણે જુદાં જુદાં લિંગને પ્રાપ્ત કરે છે. તેથી તેમનાં લિંગ નિશ્ચિત બને છે. એવી જ સ્થિતિ गरिमा, गुरुता, વગેરે તદ્ધિતાન્ત શબ્દોની છે. ગુણોની અવસ્થા એટલે લિંગ એવી શાસ્ત્રપ્રાપ્ત વ્યાખ્યા યોગ્ય છે, તેથી સત્ત્વ વગેરે ગુણોના પરિણામ દ્વારા પ્રાપ્ત થતી રૂપ, રસ વગેરેની આવિર્ભાવતિરોભાવ રૂપી અવસ્થા, પ્રવૃત્તિસામાન્ય દર્શાવે છે. આ પ્રવૃત્તિસામાન્ય એટલે લિંગ અથવા જાતિ.

लिङ्गं प्रति न भेदोऽस्ति द्रव्यपक्षेऽपि कश्चन ।
तस्मात् सप्त विकल्पा ये सैवात्राविष्टलिङ्गता ॥३२९॥

પદનો અર્થ દ્રવ્ય છે એવા પક્ષમાં લિંગવિષયક કોઈ વિરોધ નથી. તેથી (લિંગ અંગે કલ્પવામાં આવેલા) જે સાત વિકલ્પો છે તે જ (જાતિ શબ્દોની) નિયતલિંગતામાં સમાઈ જાય છે. (૩૨૯)

પદનો અર્થ દ્રવ્ય માનીએ તો ગુણોની આવિર્ભાવ વગેરે અવસ્થાઓ લિંગની વાચક છે. પદનો અર્થ આકૃતિ માનીએ તો જુદી જુદી વ્યક્તિઓ જાતિના આધાર રૂપે હોવાથી ગુણોની અવસ્થા જ લિંગની વાચક બનશે. આમ હોવાથી જાતિ પક્ષમાં તેમજ વ્યક્તિ પક્ષમાં શબ્દો નિયતલિંગવાળા હોય છે. બન્ને રીતે લિંગ અંગે કશો ફેરફાર સમજવામાં આવતો નથી. લિંગ અંગેના સાત વિકલ્પો લિંગસમુદ્દેશમાં ચર્ચવામાં આવ્યા છે.

वचने नियमः शास्त्राद् द्रव्यस्याभ्युपगम्यते ।
यतस्तदाकृतौ शास्त्रमन्यथैव समर्थ्यते ॥३३०॥

દ્રવ્યની સંખ્યા અંગેનો નિયમ શાસ્ત્રમાંથી (જ) પ્રાપ્ત થતો હોવાથી પદાર્થને આકૃતિ માનતાં પણ તેની સંખ્યા અંગેના શાસ્ત્રનિયમને (પણ) જુદી રીતે સમજાવી શકાય. (૩૩૦)

પદનો અર્થ દ્રવ્ય માનતાં बहुषु बहुवचनम् (૧.૪.૨૧) ઘણા પદાર્થો માટે બહુવચન વપરાય છે, એવા શાસ્ત્રીય નિયમને કારણે વચનની સિદ્ધિ થાય છે. પદનો અર્થ આકૃતિ સમજવામાં આવતાં શાસ્ત્રનિયમનો સંધર્ષ કેવી રીતે પ્રાપ્ત થશે તે હવે પછીની કારિકામાં દર્શાવવામાં આવ્યું છે.

वर्तते यो बहुष्वर्थोऽभेदे तस्य विवक्षिते ।
स्वाश्रयैर्व्यपदिष्टस्य शास्त्रे वचनमुच्यते ॥३३१॥

જે (જાતિરૂપ) અર્થ અનેક પદાર્થોમાં પ્રાપ્ત થતો હોય અને જ્યારે અર્થોના અભેદની વિવક્ષા હોય ત્યારે તેના આશ્રય(રૂપ પદાર્થો) સાથે ઉલ્લેખાતા તે (જાતિરૂપ અર્થ)ને માટે (બહુ)વચનનું વિધાન કરવામાં આવે છે. (૩૩૧)

જાતિરૂપ અર્થમાં બહુવચન કેવી રીતે પ્રાપ્ત થાય છે તેને અંગે આ કારિકામાં વિચારવામાં આવ્યું છે.

જાતિના અનેક આશ્રયો સમજવામાં આવ્યા છે. આવી સ્થિતિમાં તે આશ્રયોના વચન પ્રમાણે જાતિમાં પણ બહુવચન પ્રાપ્ત થશે. જો જાતિના આધારો બે હોય તો તેને માટે દ્વિવચન થશે.

આ કારિકામાં अर्थोऽभेदे એવો પાઠ સમજીને વ્યાખ્યાન કરવામાં આવ્યું છે હેલારાજ अर्थो भेदे એવો પાઠ સ્વીકારે છે જે જાતિલક્ષણ અર્થ અનેક આશ્રયોમાં પ્રાપ્ત થાય અને આ આશ્રયો જુદા જુદા છે એવી જ્યારે વિવક્ષા હોય ત્યારે શાસ્ત્રમાં તેને માટે બહુવચનનું વિધાન કરવામાં આવે છે (સરખાવો-यो जातिलक्षणो बहुषु वर्तते तस्य भेदे भिन्नाधारसमन्वये विवक्षिते बहुष्विति स्वाश्रयैः शास्त्रे कथितस्य बहुवचनं विधीयते ।—હેલારાજ)

यदा स्वाश्रयभेदेन भेद एव प्रतीयते ।
आकृतेर्द्रव्यपक्षेण तदा भेदो न विद्यते ॥३३२॥

જ્યારે જુદા જુદા આશ્રયોને કારણે જાતિમાં પણ ભેદ સમજાય છે ત્યારે (આકૃતિપક્ષ) દ્રવ્યપક્ષથી જુદો સમજવામાં આવતો નથી. (૩૩૨)

આશ્રયો જુદા જુદા હોવાને કારણે જાતિને પણ અનેક માનવી પડે ત્યારે બહુવચનનું વિધાન સ્વાભાવિક બને છે. અનેક આશ્રયો પ્રમાણે અનેક શબ્દોનો પ્રયોગ કરવો જોઇએ. પરંતુ આ વાત બરાબર ન હોવાથી એકશેષનું વિધાન યોગ્ય ઠરે છે. આમ વચનના સંદર્ભમાં જાતિ પક્ષ અને દ્રવ્યપક્ષમાં કશો તફાવત નથી. મહાભાષ્યકારે આ બાબતનું ખંડન કર્યું છે. સરખાવો, यदि कदाचिदाकृतिरेकत्वेन विवक्षिता, कदाचिदपि द्वित्वेन कदाचित् बहुत्वेन एवं आकृतिरिति प्रतिज्ञा हीयते । यच्चास्य पक्षस्योपादाने प्रयोजनमुक्तम्–एकशेषो न वक्तव्य इति, स इदानीं वक्तव्यो भवति ।

अभेदे त्वेकशब्दत्वाच्छास्राच्च वचने सति ।
एकशेषो न वक्तव्यो वचनानां च संभवः ॥३३३॥

(જાતિમાં વ્યક્તિમૂલક ભેદનો) અભાવ માનવાથી જાતિ એક શબ્દ વડે વાચ્ય બને છે. (શાસ્ત્ર)વચન દ્વારા જુદી જુદી સંખ્યાઓ પ્રાપ્ત થતી હોવાથી એકશેષનું વિધાન કરવાની જરૂર રહેતી નથી. (૩૩૩)

જાતિમાં વ્યક્તિમૂલક ભેદનો અભાવ માનવાથી જાતિ એક શબ્દ વડે વાચ્ય બનતાં તેને માટે એકવચન વપરાય છે. તેથી એકશેષનું વિધાન કરવાની જરૂર નથી. શાસ્ત્રનિયમો દ્વારા જુદાં જુદાં વચનો સમજવામાં આવશે.

ननु चानभिधेयत्वे द्रव्यस्य तदपाश्रयः ।
आकृतेरुपकारोऽयं द्रव्याभावान्न कल्पते ॥३३४॥

દ્રવ્યનું અભિધાન થતું નથી એમ માનવામાં આવતાં તેને આધારે થતો ઉપકાર દ્રવ્યના અસ્તિત્વના અભાવે, જાતિને પ્રાપ્ત થશે નહિ. (૩૩૪)

શબ્દનો અર્થ આકૃતિ માનવામાં આવે તો દ્રવ્યનું અભિધાન થતું નથી. તેથી દ્રવ્યને આધારે પ્રાપ્ત થનારાં લિંગ અને વચનરૂપી ઉપકાર થશે નહિ, કારણ કે અંતે તો શબ્દસંસ્કારનો આધાર શબ્દનો અર્થ જ છે. દ્રવ્યનું અભિધાન થતું ન હોય તો તેને અદ્રવ્ય જ સમજવું જોઈએ.

व्यपदेशोऽभिधेयेन न शास्त्रे कश्चिदाश्रितः ।
द्रव्यं नाम पदार्थो यो न च स प्रतिषिध्यते ॥३३५॥

(પ્રસ્તુત) શાસ્ત્ર(કથન)માં અભિધેયને આધારે કોઈ વિધાન કરવામાં આવ્યું નથી. દ્રવ્ય નામે જે પદાર્થ છે તેને નકારવામાં આવ્યો નથી. (૩૩૫)

बहुषु बहुवचनम् । (૧.૪.૨૧) સૂત્રનિયમમાં જુદાં જુદાં અભિધેયોને આધારે સંખ્યાનું વિધાન કરવામાં આવ્યું નથી, પરંતુ સંખ્યાનું વિધાન સામાન્ય રૂપે છે.

ભાષ્યકાર જણાવે છે કે પદનો અર્થ જાતિ માનતાં દ્રવ્ય નામના તત્ત્વ સાથે વિરોધ આવતો નથી, અર્થાત્ દ્રવ્યનો સ્વીકાર થાય છે જ. એવી રીતે પદનો અર્થ દ્રવ્ય માનતાં જાતિનો વિરોધ પણ પ્રાપ્ત થતો નથી. ( સરખાવો ભાષ્યકાર : न ह्याकृतिपदार्थकस्य द्रव्यं न पदार्थो द्रव्यपदार्थकस्य आकृतिर्न पदार्थः । कस्यचित् तु किञ्चित्प्रधानभूतं किञ्चिद् गुणभूतम् । )

गुणभावोऽभिधेयत्वं प्रति द्रव्यस्य नाश्रितः ।
उपकारी गुणः शेषः पदार्थ इति कल्पना ॥३३६॥

અભિધેયના સંદર્ભમાં દ્રવ્યના ગૌણત્વને (ભાષ્યમાં) સ્વીકારવામાં આવ્યું નથી. પરંતુ જાતિ માટે ઉપકારક હોઈ દ્રવ્યનો, તેના અંગભૂત બનેલો અર્થ ગૌણ છે એમ સમજવામાં આવ્યું છે. (૩૩૬)

અન્વય : अभिधेयत्वं प्रति द्रव्यस्य गुणभावः न आश्रितः (किंतु जातेः) उपकारी पदार्थः शेषः सन् गुणः इति कल्पना ।

પદનો અર્થ જાતિ છે એમ માનનારને માટે પદનો મુખ્ય વાચ્ય અર્થ જાતિ છે જાતિ અભિધેય છે, એ અર્થમાં દ્રવ્ય જાતિને ઉપકારક બની રહે છે અર્થની દૃષ્ટિએ જાતિના અંગરૂપે રહેલ દ્રવ્યરૂપ અર્થ જાતિના ગૌણ રૂપે સમજવામાં આવે છે

द्रव्ये न गुणभावोऽस्ति विनाद्रव्याभिधायिताम् ।
आकृतौ वा प्रधानत्वमत एवं समर्थ्यते ॥३३७॥

શબ્દ અદ્રવ્યનું અભિધાન કરતો ન હોય તો દ્રવ્યમાં ગૌણત્વ હોઈ શકે નહિ. તેથી આકૃતિનું મુખ્યત્વ આ પ્રમાણે સ્વીકારવામાં આવ્યું છે. (૩૩૭)

પદનો ગૌણ અર્થ પણ દ્રવ્ય નથી, તેથી એમ કહી શકાય કે દ્રવ્યનું ગૌણત્વ તેના જાતિ ઉપરના ઉપકારને કારણે છે, તેના અભિધાનને કારણે નથી. જો દ્રવ્યનું અભિધાન થાય છે એમ માનીએ તો અભિધાન મુખ્ય થશે. પરંતુ આવું માનવાની જરૂર નથી..

कैश्चिद् गुणप्रधानत्वं नामाख्यातवदिष्यते ।
न वृत्तिवत्परार्थस्य गुणभावस्तु वर्ण्यते ॥३३८॥

કેટલાક આચાર્યો દ્રવ્ય અને જાતિ વચ્ચે, સમાસમાં જેમ બીજાને અર્થે, ગૌણભાવ જણાવવામાં આવે છે તેમ નહિ, પરંતુ, નામ અને આખ્યાતની જેમ, ગૌણપ્રધાનભાવને સ્વીકારે છે. (૩૩૮)

દ્રવ્ય અને જાતિ અંગે એક બીજા મતને રજૂ કરવામાં આવે છે.

પચતિ અને પાચક શબ્દો ચોક્કસ અર્થનું અભિધાન કરે છે. આ બે ક્રિયાકારક વચ્ચે ગૌણમુખ્યભાવ છે. તે પ્રમાણે પદનો અર્થ જાતિ સમજવામાં આવે કે દ્રવ્ય સમજવામાં આવે, બન્ને વચ્ચે ગૌણમુખ્યભાવ કલ્પી શકાય છે. જાતિને મુખ્યપણે વાચક માની શકાય અને દ્રવ્યને ગૌણપણે વાચક માની શકાય

પાચક. એવું નામપદ સાધનનો આશ્રય દર્શાવે છે ધાતુનો અર્થ પ્રત્યયનાં અર્થનાં વિશેષણ રૂપે છે. તેથી ધાતુનો ક્રિયા અર્થ, ગૌણ રૂપે સમજવામાં આવે છે, કારણકે અહીં ક્રિયા મુખ્ય નથી.

પચતિ શબ્દ ક્રિયા દર્શાવે છે. ચોક્કસ કારક વડે તેને મદદ પ્રાપ્ત થતાં તેનું પ્રાધાન્ય સમજવામાં આવે છે. ચાલુ પ્રવૃત્તિ દર્શાવતી પાકક્રિયા સાધન વડે વ્યાપ્ત બનતાં, સાધન ગૌણભાવને પ્રાપ્ત કરે છે. કર્તાના વ્યાપારરૂપ ક્રિયા ધાત્વર્થ સાથે સંકળાયેલી છે. અહીં સાધન અર્થાત્ કારક ગૌણ રૂપે હોવા છતાં સ્પષ્ટ સમજવામાં આવે છે. તેથી સાધનના વિશેષણો જેવાં કે દેવદત્ત વગેરેને પચતિ સાથે વાપરી શકાય છે, જેમકે દેવદત્તઃ પચતિ ।

આ પ્રમાણે વિચારતાં જાતિને પદાર્થ સમજનારાઓ જાતિને પ્રધાન અને શબ્દવાચ્ય સમજે છે, એ પ્રમાણે દ્રવ્યને પદાર્થ સમજનારાં, દ્રવ્યને પ્રધાન અર્થ સમજે છે. આમ વિવક્ષાને કારણે ગુણપ્રધાનભાવ સ્પષ્ટ થાય છે.

સમાસ અંગે આવી સ્થિતિ નથી સમાસમાં ઉપસર્જન પદ, મુખ્ય પદમાં સમાઈ જાય છે. તેને સ્વતંત્ર સમજવામાં આવતું નથી અને તેથી ઉપસર્જન પદનું વિશેષણ સમાસમાં વાપરી શકાતું નથી જેમકે, ऋद्धस्य राज्ञः पुरुषः ।

પાચક. અને પચતિમાં સાધન અને ક્રિયાને જુદાં જુદાં સ્પષ્ટ રૂપે સમજવામાં આવે છે. આ ઉદાહરણ ઉપરથી જાતિ અને દ્રવ્ય વચ્ચે પ્રધાનગૌણભાવ છે એમ નક્કી થશે.

गुणभूतस्य नानात्वादाकृतेरेकशब्दता ।
सिद्धो वचनभेदश्च द्रव्यभेदसमन्वयात् ॥३३९॥

ગૌણ (દ્રવ્યો) અનેક હોવાને કારણે આકૃતિ માટે એક શબ્દ વપરાય છે. જુદાં જુદાં દ્રવ્યો સાથેના સંબંધને કારણે જુદી જુદી સંખ્યાઓ સિદ્ધ થાય છે. (૩૩૯)

જેનું અભિધાન થાય છે એવાં જાતિ અથવા દ્રવ્ય, શબ્દનો અર્થ હોઈ શકે બન્ને વચ્ચે ગુણપ્રધાનભાવ હોય છે, એવો પક્ષ સ્વીકારવામાં આવતાં આકૃતિ પક્ષમાં પણ દ્રવ્યનું અભિધાન થશે અને દ્રવ્ય અનેક હોવાથી અનેક શબ્દોના વપરાશનો પ્રસંગ આવતાં એકશેષ અંગેનો નિયમ સ્વીકારવો પડશે. આવી શંકાના જવાબમાં આ કારિકા રજૂ કરવામાં આવી છે.

આકૃતિને પદાર્થ માનનાં દ્રવ્યોનુ અભિધાન થશે, પરંતુ તે અભિધાન પ્રધાનપણે નહિ પરંતુ ગૌણભાવે થશે ગૌણ અભિધાનથી પ્રાપ્ત થતા શબ્દોનું કશું મહત્ત્વ નથી. પ્રધાન અભિધાનથી પ્રાપ્ત થતા અનેક શબ્દોનું મહત્ત્વ છે જાતિને પદાર્થ માનતાં પ્રધાનભૂત એકશબ્દત્વ પ્રાપ્ત થાય છે, તેથી એકશેષની જરૂર નથી. અભિધેય પદાર્થો અનેક હોય તેથી વચનભેદ થશે એનો કશો વાંધો નથી

ગૌણ રૂપે રહેલાં જુદાં જુદાં દ્રવ્યો અને પ્રધાનભૂત એકત્વગુણયુક્ત જાતિ વચ્ચે વિરોધ હોવાથી પ્રધાન એવી જાતિનું એકશબ્દત્વ જ યોગ્ય છે.

साधनं गुणभावेन क्रियायां भेदकं यथा ।
आख्यातेष्वेकशब्दत्वं जातेर्द्रव्ये तथोच्यते ॥३४०॥

જેમ ક્રિયારૂપો સાથે ગૌણભાવે રહેલ કારક, ક્રિયામાં (વચન) ભેદ દર્શાવનાર

કહેવાય છે તેમ દ્રવ્ય, સમાન શબ્દ વડે જણાવાયેલી જાતિને જુદી દર્શાવનારુ કહેવાય છે (૩૪૦)

આખ્યાતમા ક્રિયા મુખ્ય હોય છે છતા ગૌણ એવા કારકને આધારે સખ્યામાં ફેરફાર સમજવામા આવે છે, જેમકે પચન્તિ પચન્તિ। એક શબ્દ વડે વાચ્ય અને પ્રધાન ભૂત એવી જાતિ અગે જાતિવાચક શબ્દ વડે જ દ્રવ્યનુ અભિધાન થાય છે. ગૌણ એવુ દ્રવ્ય પોતાનામા રહેલા સખ્યાભેદનો જાતિ ઉપર આરોપ કરે છે

૩૩૮મી કારિકામા જાતિ અને દ્રવ્યના સદર્ભમા ગુણપ્રધાનભાવ માટે નામ અને આખ્યાતનુ ઉદાહરણ આપવામા આવ્યુ છે તે યોગ્ય છે સમાસમા જેમ ગૌણમુખ્યભાવ હોય છે, તેવી સ્થિતિ જાતિ અને દ્રવ્ય અગે હોતી નથી રાજપુરુષ । મા વચનની યોજના ગૌણ પદ રાજન્ પ્રમાણે કરવામા આવતી નથી કારણ કે પ્રધાન પદ પુરુષ અને ઉપસર્જન પદ રાજા વચ્ચે અભેદ સબધ છે ગુણપ્રધાનભાવ ભિન્નપણે રહેલા બે પદો વચ્ચે હોઈ શકે

एकत्वे तुल्यरूप त्वाच्छब्दाना प्रतिपादने ।
निमित्तात्तद्गतोऽर्थस्य विशिष्टग्रहणे सति ॥३४१॥

સમાનરૂપને કારણે દ્રવ્ય સાથે જાતિનુ એકત્વ હોવાથી, શબ્દો વડે તેવા (જાતિ રૂપ) અર્થને જણાવવામા આવતા (જાતિરૂપ) નિમિત્ત દ્વારા (જાતિ) વિશિષ્ટ (દ્રવ્ય)નુ જ્ઞાન થાય છે (૩૪૧)

सोऽयमित्यभिसम्बन्धादाश्रयैराकृते सह ।
प्रवृत्तौ भिन्नशब्दाया लिङ्गसख्ये प्रसिध्यत ॥३४२॥

(આમ થતા) જાતિના, તેના આશ્રયો (રૂપ દ્રવ્યો) સાથે, આ તે છે એવા અભેદ સબધને કારણે જુદા જુદા શબ્દોનો વપરાશ થતો હોવા છતા, લિગ અને સખ્યા સિદ્ધ થાય છે (૩૪૨)

અગાઉની કારિકાઓમા જણાવવામા આવ્યુ કે પદનો અર્થ જાતિ પણ હોઈ શકે અને દ્રવ્ય પણ હોઈ શકે બીજી રીતે કહીએ તો શબ્દો જાતિવિશિષ્ટ દ્રવ્યનુ અભિધાન કરે છે. આ સ્થિતિમા જાતિ મુખ્ય હોવાથી લિગ અને વચન પ્રાપ્ત થશે, એ બાબત સિદ્ધ કરવામા આવી ગૌણપદ અનિત્ય મનાયુ હોવાથી પ્રધાનના સદર્ભમા અર્થાત્ જાતિના સદર્ભમા લિગ અને વચન સિદ્ધ થશે શબ્દો જ્યારે માત્ર જાતિનુ અભિધાન કરે ત્યારે શુ સ્થિતિ થાય એ વાત આ બે કારિકાઓમા દર્શાવવામા આવી છે

જાતિશબ્દો જ્યારે પોતાના અર્થનુ પ્રતિપાદન કરે છે ત્યારે જાતિવિશિષ્ટ દ્રવ્યમા જાતિનો આરોપ કરવામા આવે છે તેથી જાતિવિશિષ્ટ દ્રવ્યનુ જાતિ સાથે અભિન્ન પણે અભિધાન થાય છે હવે બન્ને વચ્ચે અભેદ સબધ હોવાથી નિમિત્ત એવી જાતિના

અભિધાનથી નિમિત્તી અર્થાત્ દ્રવ્યનું પણ અભિધાન થાય છે. પરિણામે દ્રવ્યમાં પણ લિંગ અને સંખ્યા સિદ્ધ થાય છે.

શબ્દો માત્ર જાતિનું અભિધાન કરે ત્યારે નિમિત્ત અર્થાત્ જાતિને લાગનારા પ્રત્યયોનું વિધાન થયું હોવાથી, પ્રત્યયો પ્રમાણે શબ્દો અર્થનું અભિધાન કરે છે, તેથી શબ્દપ્રવૃત્તિ અર્થાત્ શબ્દોનું અભિધાન જાતિ પ્રમાણે થશે.

શબ્દો જાતિનું અને દ્રવ્યનું અભિધાન કરે છે એ પક્ષમાં જાતિ અને દ્રવ્ય વચ્ચે મુખ્યગૌણભાવ દ્વારા અર્થનું અભિધાન થાય છે. શબ્દો દ્વારા માત્ર જાતિનું અભિધાન થાય છે એ પક્ષમાં જાતિ અને દ્રવ્ય વચ્ચે અભેદના આરોપથી અર્થપ્રાપ્તિ થાય છે.

प्राक् च जात्यभिसंबन्धात्सर्वनामाभिधेयता ।
वस्तूपलक्षणं सत्त्वे प्रयुज्यन्ते त्यदादयः ॥३४३॥

જાતિ સાથે અભેદ સંબંધ પ્રાપ્ત થયા પહેલાં દ્રવ્યનું સર્વનામ શબ્દ વડે અભિધાન થાય છે, કારણ કે દ્રવ્યની બાબતમાં ત્યદ્ વગેરે (સર્વનામો) પદાર્થનું સામાન્ય લક્ષણ દર્શાવવા વપરાય છે. (૩૪૩)

જાતિ હંમેશાં દ્રવ્યનો આશ્રય છે. જ્યાં સુધી દ્રવ્ય ઉપર જાતિનો આરોપ કરવામાં આવતો નથી ત્યાં સુધી દ્રવ્યને તેનું પોતાનું રૂપ હોતું નથી. જાતિ આવી રીતે આશ્રયને સ્પષ્ટ કરતી હોવાથી પદાર્થ સિદ્ધસ્વભાવ બને છે. આવો સિદ્ધસ્વભાવ પ્રાપ્ત થયા પહેલાં દ્રવ્યમાં સઃ, તત્, તે વગેરે સર્વનામશબ્દો વપરાય છે.

પદાર્થ વિશેષનું જ્ઞાન થવા માટે જાતિ સાથે એકરૂપ બનતા પદાર્થો જાતિ શબ્દો વડે જણાવવામાં આવે છે તેથી જાતિ શબ્દો અને દ્રવ્યશબ્દો વચ્ચે અભેદ સંબંધ સમજવામાં આવે છે અને પ્રથમ ગૌણમુખ્યભાવ સમજવામાં આવતો નથી. દ્વારા અભિધાનને મુખ્ય સમજવામાં આવતાં લિંગ અને વચન સિદ્ધ થશે.

पाकौ पाका इति यथा भेदकः कैश्चिदाश्रयः ।
इष्यते चानुपात्तो धर्मोऽसौ गुणवाचिनाम् ॥३४४॥

ઉલ્લેખ પામ્યા વિનાનો આશ્રયરૂપ પદાર્થ, पाकौ, पाकाः વગેરે પ્રયોગોની જેમ (ક્રિયાને) જુદી દર્શાવે છે, એવું કેટલાક આચાર્યો માને છે. ગુણવાચક શબ્દોનો આવો ધર્મ છે. (૩૪૪)

પાક શબ્દ ક્રિયા દર્શાવે છે, તેના આધારરૂપ પદાર્થને દર્શાવતો નથી. આમ હોવા છતાં તે ક્રિયાને જુદી દર્શાવે છે તેથી દ્વિવચન અને બહુવચનના પ્રયોગો, જેવા કે पाकौ, पाकाः જેવા મળે છે, કારણ કે રાંધવાની ક્રિયા રાંધેલા પદાર્થ રૂપી કાર્યમાં રહેલી છે. રાંધેલા પદાર્થો જુદા જુદા હોય તો વચનભેદ પણ થાય છે. આ પ્રમાણે ગુણવાચક શબ્દો તેમના આશ્રયોનું અભિધાન કરતા ન હોય તો પણ ક્રિયાના ભેદક બને છે. અર્થાત્ તેને જુદી દર્શાવે છે અને તેથી તેમને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થાય છે.

પરંતુ આ વાત સ્વીકારી શકાય તેમ નથી, એમ હેલારાજ જણાવે છે. પાકરૂપ ક્રિયા તેના આશ્રયો પ્રમાણે ભિન્ન હોવી જોઈએ તેથી પાક ક્રિયાના ભિન્નતા પ્રમાણે વચન જુદા થશે. गुडतिलतण्डुलानां पाकः । એવા પ્રયોગમા ગુડ, તિલ વગેરે આશ્રયો જુદા જુદા છે છતા પાક ક્રિયામા બહુવચન પ્રાપ્ત થતું નથી, કારણ કે જુદા આશ્રયો ઉપરથી ક્રિયાની વિશિષ્ટતાનો ખ્યાલ આવે જ છે.

आश्रयस्यानुपादाने केवलं लभते यदि ।
अधारधर्मान्सामान्यं पुरस्तात् तद् विचारितम् ॥३४५॥

આશ્રયનું અભિધાન થયું ન હોય અને નિર્ભેળ જાતિ તેના આશ્રયોના ધર્મોને પ્રાપ્ત કરે છે એવો પક્ષ હોય તો આ પક્ષનો અગાઉ વિચાર થયેલો છે (૩૪૫)

શબ્દો, શુદ્ધ અર્થાત્ નિર્ભેળ જાતિનું જ અભિધાન કરે છે એવા મતમા જાતિ તેના આશ્રયોના લિંગ અને વચનને પ્રાપ્ત કરે છે એમ થશે. આ બાબત કારિકા ૩૩૫મા રજૂ કરવામા આવી છે એની પુનરુક્તિની જરૂર નથી

जातौ पूर्वं प्रवृत्तानां शब्दानां जातिवाचिनाम् ।
अशब्दवाच्यात्संबन्धाद् व्यक्तिरप्युपजायते ॥३४६॥

જાતિવાચક શબ્દો, પહેલા જાતિ દર્શાવવા માટે પ્રવૃત્ત થાય છે અને પછી શબ્દ વડે વાચ્ય ન બનતા સંબંધને કારણે દ્રવ્યનું પણ અભિધાન થાય છે. (૩૪૬)

નિમિત્તીની પ્રવૃત્તિ નિમિત્તને આધારે થાય છે એવા ન્યાયને કારણે નિમિત્ત બનેલ જાતિ માટે જ શબ્દોનો પ્રયોગ થાય છે

આ જાતિ આશ્રય વિના કદી હોઈ શકે નહિ. તેથી આશ્રયરૂપ દ્રવ્ય સાથે જાતિના અભેદ સંબંધને કારણે દ્રવ્યનું પણ અભિધાન થાય છે. આ અભેદ સંબંધ શબ્દ વડે વાચ્ય બનતો નથી તે જાતિ અને દ્રવ્ય વચ્ચેના પરસ્પર સામર્થ્ય રૂપે છે. सरूपाणामेकशेष एकविभक्तौ । (૧-૨-૬૪) ઉપરના વાર્તિક अधिकरणगति. साहचर्यात् નું વ્યાખ્યાન કરતાં ભાષ્યકાર જણાવે છે કે જાતિ પક્ષને સ્વીકારતા આરંભણ વગેરે ક્રિયાઓ ગોત્વ વગેરે જાતિશબ્દો માટે શક્ય નથી તેથી આવી આરંભણ વગેરે ક્રિયાઓ જાતિ સાથે સંબદ્ધ વ્યક્તિઓને કરવામા આવે છે તેથી કશો દોષ પ્રાપ્ત થતો નથી.

सोऽयमित्यभिसंबन्धाज्जातिधर्मोपचर्यते ।
द्रव्यं तदाश्रयो भेदो जातेश्चाभ्युपगम्यते ॥३४७॥

'આ તે છે' એવા અભેદ સંબંધને કારણે દ્રવ્યને જાતિના ધર્મવાળુ સમજવામાં આવે છે, અને તે (દ્રવ્ય)મા રહેલ (વચન)ભેદ જાતિમાં પણ સમજવામા આવે છે (૩૪૭)

मञ्चशब्दो यथाधेय मञ्चेष्वेव व्यवस्थित ।
तत्त्वेनाह तथा जातिशब्दो द्रव्येषु वर्तते ॥३४८॥

જેમ ખાટલાનો જ અર્થ દર્શાવતો મઞ્ચ (ખાટલો) શબ્દ, તેની સાથે સંબંધમાં રહેલ વ્યક્તિને પણ દર્શાવે છે, તેમ જાતિશબ્દ દ્રવ્યનો વાચક બને છે. (૩૪૮)

જેમ मञ्चा: क्रोशन्ति । (ખાટલાઓ રડે છે) પ્રયોગમાં ખાટલામાં રહેલાં આશ્રયરૂપ બાળકો, જે, ખાટલા સાથે સબંધમાં છે, તેમનો બોધ થાય છે, તેમ आनीयताम् गाव: । (ગાયો લાવો), પ્રયોગથી ગાયોરૂપ પ્રાણીઓને લાવવામાં આવે છે, કારણકે ગોજાતિ લાવી શકાતી નથી

तत्र जातिपदार्थत्वं तथैवाभ्युपगम्यते ।
जातिरुत्सृष्टसंख्या तु द्रव्यात्मन्यनुपश्यते ॥३४९॥

તથા પદના જાતિરૂપ અર્થને સ્વીકારવામાં આવે છે. સંખ્યા વિનાની જાતિનો દ્રવ્ય ઉપર આરોપ કરવામાં આવે છે. (૩૪૯)

अस्येदमिति वा यत्र सोऽयमित्यपि वा श्रुति ।
वर्तते परधर्मेण तदन्यदभिधीयते ॥३५०॥

બીજા (પદાર્થો)ના (પ્રવૃત્તિનિમિત્તરૂપ) ધર્મને કારણે 'આ તેનું છે', અથવા 'આ તે છે', એવો પ્રયોગ થાય છે ત્યારે તે બીજા પદાર્થનું અભિધાન થાય છે. (૩૫૦)

મતુપ્ પ્રત્યયના લોપ વડે અથવા અભેદત્વના આરોપથી શુક્લ વગેરે ગુણશબ્દો અથવા જાતિશબ્દો તેમના આધાર અર્થાત્ આશ્રયનો અર્થ દર્શાવે છે. જાતિ તેના આધારરૂપ દ્રવ્ય વિના ક્યાંય રહી શકતી નથી. તેથી બન્ને વચ્ચેના અભેદ સંબંધથી જાતિશબ્દથી તેના આધારરૂપ દ્રવ્યનો બોધ કરાવવામાં આવે છે

यत्प्रधानं न तस्यास्ति स्वरूपमनिरूपणात् ।
गुणस्य चात्मना द्रव्यं तद्भावेनोपलभ्यते ॥३५१॥

જે પ્રધાનરૂપ દ્રવ્ય છે, તેનું તેના વ્યવહારપ્રયોગના પહેલા, કોઈ સ્વરૂપ હોતું નથી અને પછી દ્રવ્ય, ગુણના સ્વરૂપ સાથે એકરૂપ બનેલું હોય તેવું દેખાય છે. (૩૫૧)

ક્રિયા સાથે સંબંધ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવતું દ્રવ્ય એવા શુદ્ધ સ્વરૂપમાં શબ્દ વ્યવહારને યોગ્ય બનતું નથી. મન દ્વારા તેને વિષે જાતિ કે ગુણ જેવી ઉપાધિઓનો વિચાર થતો નથી ત્યાં સુધી તેનું શબ્દવ્યવહારગત સ્વરૂપ હોતું નથી પાછળથી જાતિ અથવા ગુણ સાથે તેનો સંબંધ થાય છે અને તેથી તેનામાં લિંગ અને વચનની પ્રાપ્તિ થાય છે.

गुणस्य भेदकाले तु प्राधान्यमुपजायते ।
संसर्गश्रुतिरर्थेषु साक्षादेव न वर्तते ॥३५२॥

ગુણને, બીજાથી જુદો દર્શાવતી વખતે, મુખ્યપણું પ્રાપ્ત થાય છે. (પદાર્થના બાજા ધર્મ સાથેના) સંબંધ ઉપર આધાર રાખતો શબ્દ, દ્રવ્યનો સાક્ષાત્ બોધ કરાવતો નથી. (૩૫૨)

જ્યારે શબ્દ દ્વારા દ્રવ્યની પ્રધાનપણે વિવક્ષા થાય છે, ત્યારે તે દ્રવ્ય જાતિ દ્વારા વિશેષિત બને છે. જ્યારે ગુણનું અભિધાન બીજાથી જુદું અને મુખ્યપણે થાય છે ત્યારે તેનું જાતિ સાથેનું એકત્વ સમજવામાં આવે છે, પરંતુ જ્યારે અભિધાન જાતિ રૂપે હોય ત્યારે શબ્દના સ્વરૂપ તરીકે તેને સમજવામાં આવે છે. પદાર્થો તેમના શુદ્ધ રૂપે શબ્દો વડે અભિધાન પામતા નથી, પરંતુ હમેશાં કોઈક ગુણ સાથે સંકળાયેલા તરીકે વાચક બને છે. એટલા માટે શબ્દને કારિકામાં સંસર્ગશ્રુતિ કહ્યો છે. ગુણ સાથે કે બીજી કોઈ ઉપાધિ સાથે નહિ સંકળાયેલા અર્થાત્ શુદ્ધ પદાર્થનું અભિધાન શબ્દો કરતા નથી, કારણ કે, મન તેમને તેવા રૂપે ગ્રહણ કરી શકતું નથી.

जातौ वृत्तो यदा द्रव्ये स शब्दो वर्तते पुनः ।
जातेरेव पदार्थत्वं न तदाभ्युपगम्यते ॥३५३॥

જાતિનું અભિધાન કરનાર શબ્દ જ્યારે ફરીવાર દ્રવ્યનું અભિધાન કરે છે ત્યારે, પદનો અર્થ, માત્ર જાતિરૂપે જ સ્વીકારવામાં આવતો નથી. (૩૫૩)

प्रवृत्तानां पुनर्वृत्तिरेकत्वेनोपवर्ण्यते ।
प्रतिपत्तेरुपायेषु न तत्त्वमनुगम्यते ॥३५४॥

શાસ્ત્રમાં, જાતિના અભિધાન માટે, એકત્વને આધારે પ્રવૃત્ત થયેલા શબ્દોનું ફરીવાર દ્રવ્યનું અભિધાન નિરૂપવામાં આવ્યું છે. જ્ઞાન માટેના ઉપાયોમાંથી (જ માત્ર) સાચી હકીકત પ્રાપ્ત થતી નથી. (૩૫૪)

अपृथक्शब्दवाच्यस्य जातिराश्रीयते यदा ।
द्रव्यस्य सति संस्पर्शे तदा जातिपदार्थता ॥३५५॥

જુદા શબ્દ વડે વાચ્ય નહિ બનેલા દ્રવ્યને શબ્દ સાથે સંબંધ થયો હોય છતાં જાતિને (પ્રધાન અભિધાન કરનાર તરીકે) સ્વીકારવામાં આવે છે, ત્યારે પદનો અર્થ જાતિ સમજવામાં આવે છે. (૩૫૫)

द्रव्यस्य सति संसर्गे द्रव्यमाश्रीयते यदा ।
वाच्यं तेनैव शब्देन तदा द्रव्यपदार्थता ॥३५६॥

પદનો દ્રવ્ય સાથે સંબંધ થયો હોય અને તે જ (જાતિવાચક શબ્દ વડે) દ્રવ્યનું અભિધાન સ્વીકારવામાં આવે ત્યારે પદ દ્રવ્યનું (મુખ્યપણે) અભિધાન કરે છે. (૩૫૬)

પદનો અર્થ જાતિ હોઈ શકે અથવા દ્રવ્ય પણ હોઈ શકે એવા પક્ષો સ્વીકારતાં મુખ્ય કે ગૌણ વિવક્ષા પ્રમાણે પદનો અર્થ જાતિ કે દ્રવ્ય સમજવામાં આવે છે. આ અંગે વચનનો વિચાર કરવામાં આવતો નથી, અર્થાત્ બહુવચનવાળો શબ્દો જ દ્રવ્યનું અભિધાન કરે છે એમ પ્રાપ્ત થતું નથી, પ્રધાન આશ્રય જાતિ સમજવામાં આવતી હોય તો જાતિને જ પદાર્થ માનવો જોઈએ, જેમકે ब्राह्मणाः शुश्रूषयितव्याः । योऽयं पानीयं पिबति स गौः यदा न स्प्रष्टव्यः । गौरनुबन्ध्यः । વગેરે પ્રયોગોમાં ब्राह्मणः અને गौः, પ્રયોગો જાતિનું અભિધાન કરે છે.

अपृथक्शब्दवाच्यापि भेदमात्रे प्रवर्तते ।
यदा सम्बन्धवज्जातिः सापि द्रव्यपदार्थता ॥३५७॥

સમાન શબ્દની વાચ્ય બનતી હોવા છતાં જાતિ, (સમાસમાં દર્શાવાતા) સંબંધની જેમ માત્ર ભેદ દર્શાવવામાં પ્રવૃત્ત બને છે ત્યારે પણ દ્રવ્યનું (મુખ્યપણે) અભિધાન થાય છે. (૩૫૭)

શબ્દ, જાતિ અને દ્રવ્ય એમ બન્નેનું અભિધાન કરે છે એમ સ્વીકારીએ તો પણ જાતિનો સંબંધ ક્રિયાની પૂર્ણતા સાથે ન હોવાથી દ્રવ્યને જ પદનો અર્થ સમજવો જોઈએ. ભાષ્યકારે જણાવ્યું છે કે વિધિવાક્યોમાં તે દ્રવ્યનો સંબંધ છે તેથી પદનો અર્થ દ્રવ્ય માનવો જોઈએ. (चोदनासु च तस्यारम्भात् । સૂત્ર ૧.૨.૬૪, વાર્તિક ૪૭). राजपुरुषः એવા સમાસપ્રયોગમાં સમાસનો અર્થ સંબંધ છે અને સમાસનું ઉત્તરપદ સંબંધી એવા પુરુષના સ્વરૂપની વિશિષ્ટતા દર્શાવે છે.

अत्यन्तभिन्नयोरेव जातिद्रव्याभिधायिनोः ।
अवाच्यस्योपकारित्वे आश्रिते तूभयार्थता ॥३५८॥

જ્યારે વાચ્ય ન બનતો (અપ્રધાન) અર્થ, બીજાને મદદરૂપ થાય છે એમ સમજવામાં આવે છે ત્યારે જાતિ અને દ્રવ્યનું અભિધાન કરનારા આ અત્યંત જુદા બે શબ્દો જ બન્નેનું અભિધાન કરે છે. (૩૫૮)

શબ્દ ફક્ત જાતિનું અભિધાન કરે છે અથવા ફક્ત દ્રવ્યનું અભિધાન કરે છે એવા બે પક્ષો સંભવે છે. બન્ને પક્ષોમાં જુદા જુદા આશ્રયોની કલ્પના કરીને લિંગ અને વચન

રૂપી ધર્મોની કલ્પના કરવામાં આવે છે. આમ એકબીજાને એકબીજાની મદદ મળે છે. તેથી ભગવાન પાણિનિએ जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतरस्याम् । (૧.૨.૫૮) અને सरूपाणामेकशेष एकविभक्तौ । (૧.૨.૬૪) એવાં બે જુદાં સૂત્રો દ્વારા બન્ને પક્ષોને સ્વીકાર્યા છે.

आश्रिते स्वाश्रयकृतं भेदमभ्युपगच्छता ।
पुनश्चाप्येकशब्दत्वं जातिशब्देऽनुवर्णितम् ॥३५९॥

(વ્યક્તિઓ વડે) આશ્રિત જાતિમાં (વ્યક્તિઓ રૂપી) આશ્રયોની ભિન્નતા સ્વીકારીને, ભાષ્યકારે શબ્દનો અર્થ જાતિ સ્વીકારતાં, (અનેક શબ્દોના પ્રયોગને બદલે) એક શબ્દનો પ્રયોગ ફરીવાર જાહેર કર્યો છે. (૩૫૯)

આ પ્રમાણે વૃત્તિ અંગેના વિચારના અનુસંધાનમાં ગુણવાચક શબ્દોનાં લિંગ અને વચન તેમના આશ્રયશબ્દો પ્રમાણે થાય છે એવા ભાષ્યવચનોને અનુસરીને ભર્તૃહરિએ વિસ્તૃત ચર્ચા કરી. પ્રાચીન સમયમાં મીમાંસકોમાં અને વૈયાકરણોમાં પદના અર્થ સંબંધે જાતિ અને દ્રવ્ય એવા બે પક્ષો હતા. પાણિનિએ બન્ને પક્ષો અંગે બે સૂત્રો રજૂ કર્યાં છે. सरूपाणां० । સૂત્ર ઉપરના ભાષ્યમાં પતંજલિએ आकृत्यभिधानाद्वै विभक्तौ वाजप्यायन । (વાર્તિક ૩૫) અને द्रव्याभिधानं व्याडिः । (વાર્તિક ૪૫) એવાં બે વાર્તિકો દ્વારા બે પક્ષો રજૂ કર્યા છે. ભાષ્યકાર પતંજલિ અને તેમને અનુસરીને ભર્તૃહરિ બન્ને પક્ષોને સ્વીકારે છે. ભર્તૃહરિનું વલણ જાતિસમુદ્દેશમાં પદનો અર્થ જાતિ છે એવા મતના સ્વીકારમાં રાચે છે પાછળના સમયમાં વૈયાકરણમતમાં જાતિને જ પ્રાધાન્ય આપ્યું છે.

अनिर्ज्ञातस्य निर्ज्ञानं येन तन्मानमुच्यते ।
प्रस्थादि तेन मेयात्मा साकल्येनावधार्यते ॥३६०॥

જેને વિશે ચોક્કસ જ્ઞાન નથી તેનું જેના વડે ચોક્કસ જ્ઞાન થાય તેને પ્રસ્થ વગેરે માપ કહે છે. તેના વડે પદાર્થને પૂરેપૂરો જાણી શકાય છે. (૩૬૦)

સામાન્યપણે ઓળખાયેલા પદાર્થને વિશેષ રૂપે જાણવાના સાધનને માન કહે છે. આવાં માન ત્રણ પ્રકારનાં હોય છે. (૧) પરિમાણ અર્થાત્ કદ (Volume), જેમકે પ્રસ્થ, (૨) પ્રમાણ એટલે લંબાઈ-પહોળાઈ (Line measure), જેમકે દિષ્ટિ અને (૩) ઉન્માન એટલે વજન (Weight) જેમ કે પલ.

अनिर्ज्ञाते प्रसिद्धेन येन तद्धर्म गम्यते ।
साकल्येनापरिज्ञानाद् उपमानं तदुच्यते ॥३६१॥

જે પ્રસિદ્ધ વસ્તુ વડે અજાણી વસ્તુમાં તેના જેવો સ્વભાવ સમજાય છે તેને [illegible]ન કહે છે, કારણ કે તેનાથી તે (ઉપમેયવસ્તુ)નું સંપૂર્ણ જ્ઞાન થતું (૩૬૧)

અહીં ઉપમાનને સમજાવવામાં આવ્યું છે. ઉપમાન તેના ઉપમેય સાથે જાણીતા સાધર્મ્યથી ઉપમેયને ઓળખાવે છે. બન્ને વચ્ચે સાદશ્ય હોય છે, પરંતુ તે અપૂર્ણ છે. તેથી ઉપમાનને કેટલાક આચાર્યો પ્રમાણ તરીકે સ્વીકારવાના મતના નથી.

द्वयोः सामान्ययोर्धर्मं उपमानोपमेययो‌ः ।
समास उपमानानां शब्दैस्तदभिधायिभिः ॥३६२॥

ઉપમાન અને ઉપમેય એ બે વચ્ચે જે સમાન ધર્મ હોય છે તેના વાચક શબ્દો સાથે ઉપમાનવાચક શબ્દોનો સમાસ થાય છે. (૩૬૨)

૩૬૧મી કારિકામાં ઉપમાનને સમજાવવામાં આવ્યું. ઉપમાનની વ્યાખ્યાથી ઉપમેય પણ સમજવામાં આવે છે, કારણ કે, ઉપમેય વિના ઉપમાનની કલ્પના થઈ શકતી નથી. તેથી હવે સામાન્ય ધર્મને સમજાવવામાં આવે છે. પા.સૂ. (૨.૧.૫૫) उपमानानि सामान्यवचनैः સમજાવે છે કે ઉપમાનવાચક શબ્દોનો સામાન્ય ધર્મ દર્શાવતા શબ્દો સાથે તત્પુરુષ સમાસ થાય છે, જેમકે शस्त्रीश्यामा । (છરી જેવી કાળી છોકરી દેવદત્તા).

आधारभेदाद् भेदो यः श्यामत्वे सोऽविवक्षितः ।
गुणोऽसावाश्रितैकत्वो भिन्नाधारः प्रतीयते ॥३६३॥

શ્યામત્વ ગુણમાં, તેના આશ્રયને કારણે સમજાતો ભેદ, (સૂત્રમાં) વિવક્ષિત નથી. જુદા જુદા આશ્રયોમાં પ્રાપ્ત થતો હોવા છતાં તે (શ્યામત્વ) ગુણ એક સમજવામાં આવે છે. (૩૬૩)

गुणयोर्नियतो भेदो गुणजातेस्तथैकता ।
एकत्वेऽत्यन्तभेदे वा नोपमानस्य संभवः ॥३६४॥

(જુદા જુદા આશ્રયોમાં રહેલા) ગુણો વચ્ચેનો ભેદ સ્પષ્ટ હોય છે, છતાં જાતિને કારણે તે (ગુણો) એક જ છે એમ સમજવામાં આવે છે. તે (ગુણો) એક સરખા હોય કે અત્યંત જુદા હોય તો ઉપમાન સંભવતું નથી. (૩૬૪)

उपमानानि सामान्यवचनैः । (૨.૧.૫૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકાર જણાવે છે કે જ્યાં કંઈક સમાન અને કંઈક જુદું હોય ત્યાં ઉપમાન અને ઉપમેયનો સંભવ હોય છે. गौः इव गौः । માં બન્ને સમાન છે हिमवान् इव लोष्टः । માં અત્યંત ભેદ છે. તેથી બન્નો વચ્ચે સામાન્ય ધર્મની ગેરહાજરીમાં ઉપમા થશે નહિ. બે વચ્ચે ભેદ અને અભેદ પ્રાપ્ત થતાં હોય તો ઉપમાનો સ્વીકાર થાય છે. સરખાવો ભાષ્ય—एवं तर्हि यत्र किंचित्समानं कश्चिच्च विशेष तत्रोपमानोपमेये भवतः ।

जातिमात्रव्यपेक्षायां उपमार्थो न कश्चन ।
श्यामत्वमेकं गुणयोरुभयोरपि वर्तते ॥३६५॥

માત્ર જાતિને જ સ્વીકારવામાં આવતાં ઉપમા માટે કશું પ્રયોજન રહેશે નહિ. કારણ કે બન્ને ગુણોમાં સમાન શ્યામત્વ રહેલું છે (૩૬૫)

येनैवहेतुना श्यामा शस्त्री तत्र प्रतीयते ।
स हेतुर्देवदत्तायाः प्रत्यये न विशिष्यते ॥३६६॥

જે કારણે છરીને શ્યામ માનવામાં આવે છે, તે કારણ, દેવદત્તાની ઓળખાણમાં જુદું સમજવામાં આવતું નથી. (૩૬૬)

જે સામાન્ય શ્યામત્વ ગુણને કારણે શસ્ત્રીશ્યામા પ્રયોગ કરવામાં આવે છે, તે જ શ્યામત્વ ગુણ વડે દેવદત્તા પણ શ્યામ છે એવી તેની ઓળખાણ થાય છે. તેથી અહીં શ્યામત્વ સરખું હોવાથી શસ્ત્રી શ્યામા । માં ઉપમાનું કશું પ્રયોજન રહેતું નથી.

आश्रयाद् यो गुणे भेदो जातेर्या चाविशिष्टता ।
ताभ्यामुभाभ्यां द्रव्याणां सव्यापारः प्रतीयते ॥३६७॥

જુદા આશ્રયને કારણે (શ્યામ) ગુણમ જે ભેદ દેખાય છે અને જાતિને કારણે પ્રાપ્ત થતો જે અભેદ છે તે બન્નેને કારણે પદાર્થનો (ઉપમાનરૂપ) સ્વભાવ (ઉપમેયને નક્કી કરવામાં) કાર્યશીલ બને છે. (૩૬૭)

सोऽयमेकत्वनानात्वे व्यवहारः समाश्रितः ।
भेदाभेदविमर्शेन व्यतिकीर्णेन वर्तते ॥३६८॥

તેથી આ (સાદૃશ્ય દ્વારા પ્રાપ્ત થતો) વ્યવહાર એકત્વ અને નાનાત્વને આધારે સ્વીકારવામાં આવ્યો છે. તે ભેદ અને અભેદના મિશ્રણ રૂપે બુદ્ધિમાં રહેલો છે. (૩૬૮)

श्यामेत्येवाभिधीयेत जातिमात्रे विवक्षिते ।
शस्त्रादीनामुपादाने तत्र नास्ति प्रयोजनम् ॥३६९॥

જો માત્ર શ્યામત્વ એવી જાતિની જ વિવક્ષા હોત તો શ્યામા એટલો જ શબ્દ વાપરવામાં આવતો હોત. તેથી શસ્ત્રી (વગેરે)ના પ્રયોગનું કશું પ્રયોજન રહેતું નથી (૩૬૯)

अशब्दवाच्यो यो भेदः श्याममात्रे न वर्तते ।
श्यामेषु केषुचिद् वृत्तिर्यस्य सोऽत्र व्यपेक्ष्यते ॥३७०॥

માત્ર શ્યામ ગુણમાં જે વિશિષ્ટતા નથી, જે શબ્દ વડે વાચ્ય બનતી નથી અને જે કેટલાક શ્યામ ગુણોમા રહેલી છે તેની (જ) અહી અપેક્ષા છે. (૩૭૦)

શ્યામ ગુણની કોઈક વિશિષ્ટતા, જે શબ્દો વડે વાચ્ય બનતી નથી, તે બન્ને આશ્રયોમાં ભેદાભેદ વડે સમજવામાં આવતાં ઉપમાનનું કારણ બને છે. તેથી શ્યામ ગુણના આશ્રયનું મહત્ત્વ સમજવામાં આવે છે, અને તેની અપેક્ષા રાખવામાં આવે છે. શસ્ત્રીમાં રહેલો શ્યામ ગુણ ઉપમાનું કારણ બને છે. છરી જે શ્યામ ગુણનો આશ્રય છે તે ઉપમાનનું કારણ બનતી નથી.

श्यामेषु केषुचित्किंचित्किंचित्सर्वत्र वर्तते ।
सामान्यं कश्चिदेकस्मिञ्छ्यामे भेदो व्यवस्थित. ॥३७१॥

કેટલાક શ્યામ ગુણોમા કોઈક સામાન્ય સર્વત્ર રહેલું છે. (તે શ્યામગુણોમાંના) કોઈ એક શ્યામ ગુણમાં વિશિષ્ટતા રહેલી છે. (૩૭૧)

કેટલાક શ્યામ ગુણોમા કોઈક સામાન્ય રહેલું છે, જેને અપર સામાન્ય કહેવાય છે. આવુ અપર સામાન્ય ઉપમાનું નિમિત્ત બને છે. કોઈક સામાન્ય સર્વત્ર અર્થાત્ બધા ગુણોમા રહેલુ છે. તે ઉપમાનનુ કારણ બની શકતુ નથી. કોઈક શ્યામ ગુણમા અર્થાત્ કોઈક પદાર્થના શ્યામત્વમા કોઈક ચોક્કસ વિશિષ્ટતા રહેલી હોય છે. તે ઉપમાનનું કારણ બને છે, જેમકે ચન્દ્રમા રહેલુ વિશિષ્ટ સૌંદર્ય સ્ત્રીના રૂપ માટે ઉપમાનુ કારણ બને છે.

तथा हि सति सौरभ्ये भेदो जात्युत्पलादिषु ।
गन्धानां सति भेदे तु सादृश्यमुपलभ्यते ॥३७२॥

જાતિ, ઉત્પલ વગેરેમા (ગંધસામાન્ય હોવા છતા જુદી) સૌરભને કારણે ભિન્નતા હોય છે એકબીજાથી જુદી વાસમાં (સૌરભરૂપ) સાદૃશ્ય પ્રાપ્ત થાય છે. (૩૭૨)

જાતિ, ઉત્પલ વગેરે વાસોમા ગંધત્વ રૂપી મહાસામાન્ય હોવા છતા સુંદર વાસ રૂપી અપરસામાન્યને કારણે ભિન્નતા અનુભવાય છે. કમળપુષ્પની સુવાસ લઈને ગાઢ અંધકારમાં પણ આ કમળપુષ્પ છે એમ નિશ્ચય થાય છે તેથી સૌરભરૂપી અપરસામાન્ય ચોક્કસ આશ્રયના સંદર્ભમા સમજવામા આવે છે ઘણાં પુષ્પોમાં વાસ સરખી હોય પણ સૌરભ તો જુદી જુદી હોય છે. ગંધની જેમ રૂપ અંગે પણ આવી જ સ્થિતિ છે.

गुणानामाश्रयाद् भेदः स्वतो वाप्यनुगम्यते ।
अनिर्देश्याद् विशेषाद् वा संस्काराद् वा गुणान्तरैः ॥३७३॥

ગુણોની વિશિષ્ટતા તેમના જુદા જુદા આશ્રયોને કારણે અથવા તેમના (આશ્રયોના) પોતાના (સ્વભાવ) ને કારણે, અથવા કોઈક ન સમજી શકાય તેવા વિશિષ્ટ કારણને લીધે અથવા બીજા ગુણો સાથેના મિશ્રણને કારણે ઉત્પન્ન થાય છે. (૩૭૩)

ગુણોને તેમની વિશિષ્ટતા કેવી રીતે પ્રાપ્ત થાય છે તે અંગે આ કારિકા સ્પષ્ટતા કરે છે. ગુણોની વિશિષ્ટતા તેમના આશ્રયોમાં રહેલી કોઈક ખાસિયતને લીધે હોય છે, જેમકે કમળ-પુષ્પની લાલાશ અને તમાલમાં રહેલી કાળાશ તેમની પોતાની કોઈક વિશિષ્ટતાને લીધે હોય છે. કોઈકવાર ન સમજાવી શકાય તેવા કારણને લીધે તે પ્રાપ્ત થાય છે, જેમકે, સુરાને ઘણો સમય રાખી મૂકવાને કારણે વિશિષ્ટ વાસ અને સ્વાદ પ્રાપ્ત થાય છે. કોઈકવાર જુદા જુદા ગુણોના મિશ્રણથી પણ વિશિષ્ટ ગુણ પ્રાપ્ત થાય છે, જેમકે તેલને માલતી પુષ્પના અર્ક સાથે મેળવવાથી માલતી પુષ્પની વિશિષ્ટ વાસ પ્રાપ્ત થાય છે.

उपमानं प्रसिद्धत्वात्सर्वत्र व्यतिरिच्यते ।
उपमेयत्वमाधिक्ये साम्ये वा न निवर्तते ॥३७४॥

પ્રસિદ્ધ હોવાને લીધે ઉપમાન હંમેશાં ગુણની ઉત્કૃષ્ટતા દર્શાવે છે, પરંતુ ગુણની અધિકતા કે સરખાપણાને કારણે ઉપમેયની નિવૃત્તિ થતી નથી. (૩૭૪)

अन्यैस्तु मानं जात्यादि भेदस्यार्थस्य वर्ण्यते ।
अनिर्ज्ञातस्वरूपो हि ज्ञेयोऽर्थस्तेन मीयते ॥३७५॥

બીજા આચાર્યો જાતિ વગેરેને, પદાર્થને જુદા સમજવાના માપ તરીકે, સમજાવે છે, કારણ કે જેનું (વિશિષ્ટ) રૂપ જાણીતું નથી તેવો જાણવા યોગ્ય પદાર્થ તેના વડે માપવામાં આવે છે. (૩૭૫)

મહાભાષ્યમાં માનં ને માન हि नाम अनिर्ज्ञातार्थमुपादीयते, अनिर्ज्ञातमर्थं ज्ञास्यामीति । એ પ્રમાણે સમજાવવામાં આવ્યું છે. આ વ્યાખ્યાને કેટલાક આચાર્યો જુદી રીતે સમજાવે છે. કોઈ પણ દ્રવ્ય તેની વિશિષ્ટતા જાણ્યા વિના જાણી શકાતું નથી. તેથી જાતિ અથવા ગુણ અથવા ક્રિયાને આવી વિશિષ્ટતા દર્શાવવા ઉપયોગમાં લેવામાં આવે છે.

मितस्तु स्वेन मानेन प्रसिद्धो यो गुणाश्रय. ।
आश्रयान्तरमानाय स्वधर्मेण प्रवर्तते ॥३७६॥

ગુણનો કોઈક જાતિનો આશ્રય, તેના પોતાના જ માપથી માપવામાં આવતા બીજા આશ્રયના માપને માટે, પોતાની વિશિષ્ટતા દ્વારા પ્રવૃત્ત થાય છે. (૩૭૬)

रूपान्तरेण संस्पर्शो रूपान्तरयतां सताम् ।
भिन्नेन यस्य भेद्यानामुपमानं तदुच्यते ॥३७७॥

જે પોતાના બીજા વિશિષ્ટ ગુણને કારણે જુદા વિશિષ્ટ ગુણોવાળા (અંગ અર્થો) સાથે સંબંધને પામે છે તેને ઉપમાન કહેવાય છે. (૩૭૭)

ચોક્કસ ગુણના આધારરૂપ જે પદાર્થ જાતિ, ગુણ ક્રિયા વગેરે માપને કારણે માપવામાં આવ્યો હોય છે, તે પોતાની આવી વિશિષ્ટતા દ્વારા જ બીજા કોઈક પદાર્થની વિશિષ્ટતા દર્શાવવા પ્રવૃત્ત થાય છે; તેને ઉપમાન કહેવાય છે. બીજી કારિકામાં संस्पर्शः નો અર્થ હેલારાજે 'સંબંધ' કર્યો છે.

धर्मः समानः श्यामादिरुपमानोपमेययोः ।
आश्रीयमाणप्राधान्यो धर्मेणान्येन भिद्यते ॥३७८॥

ઉપમાન અને ઉપમેયમાં પ્રાપ્ત થતો સમાન ધર્મ (શ્યામત્વ) જ્યારે પ્રધાન પણે (ઉપમેય રૂપ) સમજવામાં આવે છે ત્યારે તેના બીજા કોઈક ધર્મ વડે તે જુદો સમજવામાં આવે છે. (૩૭૮)

ઉપમાન અને ઉપમેયમાં રહેલ શ્યામત્વ ગુણને જ્યારે મુખ્ય સમજવામાં આવે છે ત્યારે તે દ્રવ્ય જેવો બની રહે છે. ત્યાર બાદ તેનામાં જ રહેલી કોઈક વિશિષ્ટતાને કારણે તે ઉપમાનઉપમેયભાવ માટે કારણરૂપ બને છે.

शस्त्रीकुमार्योः सदृशः श्याम इत्येवमाश्रिते ।
व्यपदेश्यमनेनेति निमित्तं गुणयोः स्थितम् ॥३७९॥

છરી અને કુમારીમાં રહેલ શ્યામત્વ (ગુણ) સમાન છે એમ સ્વીકારવામાં આવે છે ત્યારે આના વડે (ઉપમાનોપમેય) વ્યવહાર થશે એવું (સમજાતું) કોઈક (દીપ્તિ જેવું) નિમિત્ત તે (શ્યામ) ગુણોમાં રહેવું સમજવામાં આવે છે. (૩૭૯)

यदा निमित्तैस्तद्वन्तो गच्छन्तीव तदात्मताम् ।
भेदाश्रयं तदाख्यानमुपमानोपमेययोः ॥३८०॥

જ્યારે શ્યામત્વ રૂપ નિમિત્તો રૂપી ગુણો વડે તે ગુણ ધરાવનારાઓ એક રૂપતાને પામે છે ત્યારે ઉપમાન અને ઉપમેય માટે ભેદપૂર્વક ઉલ્લેખ કરવામાં આવે છે (૩૮૦)

ગુણ અને ગુણી વચ્ચે સામાન્યપણે અભેદ સમજવામાં આવે છે. ઉપમાન અને ઉપમેય વચ્ચેના સંબંધના નિમિત્ત જે શ્યામત્વ વગેરે ગુણો છે તે જ્યારે તેમના નિમિત્તીઓ

અર્થાત્ ઉપમાન અને ઉપમેય સાથે એકાત્મતાને પામે છે ત્યારે તેમનો જુદો ઉલ્લેખ તેમની વચ્ચેના ભેદને આધારે હોય છે. આવે સમયે ઉપમાનોપમેયભાવને દર્શાવવા માટે इव વગેરે પદોનો ઉપયોગ કરવામાં આવે છે. તેથી ઉપમા પરિપૂર્ણ બને છે, જેમ કે शस्त्री श्यामा देवदत्ता । गौः इव गवयः । शैला यथा बलाहकाः ।

तत्त्वासङ्गविवक्षायां येषु भेदो निवर्तते ।
लुप्तोपमानानि तान्याहुस्तद्धर्मेण समाश्रयात् ॥३८१॥

જે વચનોમાં અભેદનો અધ્યારોપ કરવામાં આવે છે અને ભેદ નિવૃત્ત થાય છે તેમને, (ઉપમાનના સાધારણ) ધર્મ વડે (ઉપમેયના ધર્મનો) આશ્રય કરવામાં આવતો હોવાથી લુપ્તોપમાવાચક કહેવામાં આવે છે. (૩૮૧)

જ્યારે ઉપમાન અને ઉપમેય વચ્ચે ભેદની નિવૃત્તિ થાય છે ત્યારે ઉપમાનોપમેયભાવ પણ અદૃષ્ટ થાય છે, જેમકે गौर्वाहीकः । सिंहः माणवकः । જેમ કાર્ય ઉપરથી કારણની કલ્પના થાય છે, તેમ, આવા શબ્દો ઉપરથી સામાન્ય ધર્મની કલ્પના થાય છે. યાસ્ક અને બીજા આચાર્યો આ ઉદાહરણોને લુપ્તોપમાનાં ઉદાહરણો તરીકે સમજાવે છે, કારણ કે તેમની વચ્ચેનો સમાન ધર્મ લુપ્ત થયો છે लुप्तानां इवादिशब्देन साक्षाद्गम्यधर्माणाम् उपमा येषाम् । આ પ્રમાણે હેલારાજ લુપ્તોપમાને સમજાવે છે.

शस्त्र्यां प्रसिद्धं श्यामत्वं मानं सा तेन मीयते ।
श्यामा श्यामा तु तद्रूपा तेनात्यन्तं न मीयते ॥३८२॥

છરી અંગે જાણીતું શ્યામત્વ માન સમજવામાં આવે છે તેના વડે તે છરીને માપવામાં આવે છે બીજું (દેવદત્તાનું) શ્યામત્વ તેના જેવું છે, પરંતુ તેના વડે તેનું પૂરેપૂરું માન પ્રાપ્ત થતું નથી. (૩૮૨)

સંપૂર્ણપણે માપનારને માન કહેવામાં આવે છે. આવું માન શસ્ત્રી અર્થાત્ છરીમાં રહેલું છે. દેવદત્તાનું શ્યામત્વ શસ્ત્રીના શ્યામત્વ જેવું નથી, કારણ કે, દેવદત્તા કાળી હોવા છતાં, તેનું શ્યામત્વ જાણીતું નથી. તેથી શસ્ત્રીના શ્યામત્વ વડે તેનું માન સમજવામાં આવે છે. પરંતુ તે પૂરેપૂરું માપી શકાતું નથી. માત્ર ગુણની સમાનતાથી કોઈ પદાર્થને પૂરેપૂરો ઓળખી શકાતો નથી.

शस्त्री स्वेन गुणेनातो मिमानामाश्रयान्तरम् ।
असमाप्तगुणे सिद्धेरुपमानं प्रचक्षते ॥३८३॥

તેથી, પોતાના (પ્રસિદ્ધ) ગુણથી અપ્રસિદ્ધ ગુણવાળા બીજા આશ્રયને માપનાર (છરી)ને, તેના (પરિપૂર્ણ શ્યામત્વ ગુણોને કારણે ઉપમાન કહેવાય છે. (૩૮૩)

उपमेये स्थितो धर्मः श्रुतोन्यत्रानुमीयते ।
श्रुतोऽथवोपमानस्थ उपमेयेऽनुमीयते ॥३८४॥

ઉપમેયમાં રહેલો છે એ પ્રમાણે જણાવાતા ધર્મનું બીજે (ઉપમાનમાં) અનુમાન કરવામાં આવે છે, અથવા ઉપમાનમાં રહેલો છે એમ જણાવાતા તેનું ઉપમેયમાં અનુમાન કરવામાં આવે છે. (૩૮૪)

अधीयते ब्राह्मणवत् क्षत्रिया इति दृश्यते ।
उपमेयस्य भिन्नत्वात् वचनं क्षत्रियाश्रयम् ॥३८५॥

ક્ષત્રિયો બ્રાહ્મણની જેમ અભ્યાસ કરે છે એવા વાક્યમાં ઉપમેયો જુદાંજુદાં હોવાથી બહુવચન, ક્ષત્રિય એવા ઉપમેયને આધારે છે. (૩૮૫)

साधारणं भवन् धर्म क्वचिदेव व्यवस्थितम् ।
सामान्यवचनः शब्द इति सूत्रेऽपदिश्यते ॥३८६॥

(ઉપમાન અથવા ઉપમેય એમ) કોઇકમાં રહેલા સાધારણ ધર્મને જણાવતો શબ્દ, (उपमानानि सामान्यवचनैः । ૨.૧.૫૫) સૂત્રમાં સામાન્યવચન તરીકે ઓળખાય છે. (૩૮૬)

ઉપમાન અથવા ઉપમેયમાં ન રહ્યો હોય છતાં સાધારણ ધર્મ ઉપમાન કે ઉપમેય બેમાંથી એકમાં પણ મળતો હોય તો તેનું બીજામાં અનુમાન થતાં તેને સામાન્યવચન તરીકે ઓળખવામાં આવે છે.

— नाभेदेन न भेदेन गुणो ह्रिष्ठोऽभिधीयते ।
भिन्नयोर्धर्मयोरेकः श्रूयतेऽन्यः प्रतीयते ॥३८७॥

બન્નેમાં રહેલો ગુણ અભિન્નપણે કે ભિન્નપણે દર્શાવાતો નથી. બે જુદા ધર્મોમાંથી એકનો શબ્દ દ્વારા ઉલ્લેખ થાય છે અને બીજો સહજપણે પ્રાપ્ત થાય છે. (૩૮૭)

ઉપમાન અને ઉપમેય બન્નેમાં સાધારણ એવો શ્યામ ગુણ શ્યામ શબ્દ વડે અભિન્નપણે દર્શાવાતો નથી, અર્થાત્ તે ઉપમાન અને ઉપમેય બન્નેમાં સમાન રૂપે નહિ પરંતુ કોઈ એકમાં છે એમ જણાવવામાં આવે છે; અર્થાત્ ઉપમાન કે ઉપમેયમાં પ્રાપ્ત થતો હોય એવો શ્યામત્વ ગુણ સામર્થ્યથી બીજામાં પણ પ્રાપ્ત થાય છે અને તેથી તે સામાન્યવચન બને છે.

नात्यन्ताय मीमीते यत् सामान्ये समवस्थितम् ।
सादृश्यादुपमेयार्थसमीपे परिकल्प्यते ॥३८८॥

સામાન્ય ધર્મ ઉપર આધાર રાખનારું અને પદાર્થને પૂરેપૂરું નહિ માપી શકનારું તે નિમિત્ત (ઉપમાન). સાદૃશ્યને કારણે તે (ઉપમેય)ની પાસેનું સમજવામાં આવે છે. (૩૮૮)

પદાર્થને પૂરેપૂરું માપી શકે તે માન કહેવાય છે. પ્રસ્થને માન કહેવાય છે. ભાષ્યમાં આપેલી ઉપમાનની વ્યાખ્યાને સ્પષ્ટ કરતી આ કારિકા છે. ભાષ્યકાર જણાવે છે કે तत्समीपे नात्यन्ताय मिमीते तदुपमानम्। અહીં तत् નો અર્થ છે ઉપમેય. સાદૃશ્યને કારણે ઉપમેયની વિશિષ્ટતા દર્શાવતું ઉપમાન તેની પાસેનું કહેવાય છે. સાદૃશ્યને કારણે ઉપમાન પદાર્થને માપી શકે છે, પરંતુ પૂરેપૂરું માપી શકતું નથી ઉપમેયને સાધારણધર્મ વડે ઉપમાન માપે છે, બીજા કોઈ ધર્મ વડે તે માપતું નથી. પોતાના શ્યામ ગુણ વડે છરી દેવદત્તાના શ્યામત્વને માપે છે, દેવદત્તાના સ્ત્રીલિંગ વગેરેનો વિચાર કરતી નથી.

मानं प्रति समीपं वा सादृश्येन प्रतीयते ।
परिच्छेदाद्धि सादृश्यमिह मानोपमानयोः ॥३८९॥

અથવા, સાદૃશ્યને કારણે માન (ઉપમાનની) પાસેનું સમજાય છે. માન અને ઉપમાન વચ્ચેનું સાદૃશ્ય તેમની માપવાની શક્તિને કારણે છે. (૩૮૯)

મહાભાષ્યકાર જણાવે છે કે मानं हि नाम अनिर्ज्ञातार्थमुपादीयतेऽनिर्ज्ञातमर्थं ज्ञास्यामीति । तत्समीपे नात्यन्ताय मिमीते तदुपमानम् । માન અથવા માપ પદાર્થને પૂરેપૂરો માપે છે. ઉપમાન પદાર્થને પૂરેપૂરો માપી શકતું નથી. ઉપમેયની લગભગ પાસેનું તે ઉપમાન. ભાષ્યમાં तत्समीपेમાં तत् નો અર્થ ઉપમેય કરવામાં આવ્યો છે

આ કારિકામાં ભાષ્યમાંના શબ્દ तत् નો બીજો અર્થ 'માન' રજૂ કરવામાં આવ્યો છે. तत्समीपे એટલે માનની પાસેનું. ભર્તૃહરિ અને તેમને અનુસરીને કૈયટ અને નાગેશ માનને પ્રસ્થ વગેરે માપ સમજે છે. માન એટલે પ્રમાણ નહિ ભાષ્યકારની ઉપમા અંગેની ચર્ચા ભારતીય શાસ્ત્રીય વાઙ્મયમાં આદ્ય છે. પ્રત્યક્ષ અને અનુમાન ઉપરાંત ઉપમાનને પ્રમાણ માનવાનું સૂચન, નૈયાયિકોને મહાભાષ્યમાંથી મળ્યું હશે આલંકારિકોએ ઉપમાન અંગેની ચર્ચા ભાષ્યમાંથી પ્રાપ્ત કરીને તેમાં અનુકૂળ ફેરફારો કર્યા છે.

અગાઉ જણાવ્યું તેમ માનની પાસેનું તે ઉપમાન. સામીપ્યનું કારણ બન્ને વચ્ચેનું સમાનત્વ છે, માન અને ઉપમાનમાં રહેલા પરિચ્છેદકત્વનું કારણ સાદૃશ્ય છે. માન પૂર્ણપણે માપે છે, ઉપમાન પૂરેપૂરું માપતું નથી.

एकजातिव्यपेक्षायां तदेवेत्यवगम्यते ।
भेदस्येव व्यपेक्षायां अन्यदेवेति गम्यते ॥३९०॥

સમાન જાતિની અપેક્ષા હોય ત્યારે તે (ઉપમેય, ઉપમાન) જ છે એમ કહેવામા આવે છે જયારે બન્ને વચ્ચે ભિન્નતાની અપેક્ષા હોય ત્યારે તે (ઉપમેય, ઉપમાનથી) જુદુ જ છે એમ સમજાય છે (૩૯૦)

उपमानानि सामान्यवचनै । (૨ ૧ ૫૫) ઉપરના ભાષ્યની શરૂઆતમા જણાવ્યુ છે કે कि यदेवोपमान तदेवोपमेयमाहोस्विदन्यदुपमयम् । આ બાબતને અહી ઉલ્લેખવામાં આવી છે

कर्मत्व करणत्व च भेदेनैवाश्रित यत ।
अत्यन्तैकत्वविषयो न स्यात् तेनात्र सशय ॥३९१॥

કર્મ અને કરણને (એક બીજાથી) જુદા સમજવામા આવ્યા હોવાથી (તેમના) એકત્વને કારણે (બન્ને અગે) સશય થતો નથી (૩૯૧)

ઉપમાન શબ્દને કરણ અર્થમાં ल्युट् (अन) પ્રત્યય લગાવવામા આવ્યો છે (उपमीयत अनेन इति उपमानम् ।) ઉપમેય શબ્દને यत् પ્રત્યય કર્મ અર્થમા (૩-૪ ૭૦) લગાવવામા આવ્યો છે આમ બન્ને શબ્દો જુદા શબ્દસ્વરૂપવાળા અને જુદા અર્થમા વાપરવામા આવ્યા છે તેથી બન્ને એક જ છે એવી શકા થતી નથી

भेदेऽपि तुल्यरूपत्वाच्छालीस्तानिति दृश्यते ।
जात्यभेदात्स एवायमिति भिन्नोऽभिधीयते ॥३९२॥

જુદા (સમજવામા આવ્યા) હોવા છતા એક સરખા હોવાને કારણે 'તે ડાંગરના દાણાને' એવો પ્રયોગ જોવા મળે છે સમાન જાતિ હોવાને કારણે જુદાને 'આ તે જ છે એમ કહેવામા આવે છે (૩૯૨)

तानेव शालीन् भुञ्ज्महे ये मगधेषु दृष्टा । એવા પ્રયોગો જોવા મળે છે અહી ચોખા જુદા હોવા છતા બધા દાણાનુ રૂપ સમાન હોવાથી તેમને એકસરખા માનવામા આવે છે એ પ્રમાણે तान्येव वासासि परिधीय ते । (તે જ વસ્ત્રો પહેરવામા આવે છે) પ્રયોગ પણ વસ્ત્રો જુદાં હોવા છતા વસ્ત્ર તરીકે સમાન રૂપવાળા હોવાથી સિદ્ધ બને છે એકસરખા માનવા માટે માત્ર સાદૃશ્ય જ ઉપયોગી બને છે એમ નથી, પરતુ જાતિનો અભેદ પણ કારણરૂપ બને છે, चत्वारो ब्राह्मणा उदकुम्भानाहरेयु । ચાર બ્રાહ્મણો પાણીના ઘડા લાવે,' એવા પ્રયોગમા બ્રાહ્મણો વચ્ચેના વ્યક્તિગત ભેદો જેવા કે નામ રગ, ઉચાઈ વગેરેનો વિચાર કરવામા આવતો નથી, પરતુ તેમની વચ્ચેની સમાન જાતિને કારણે તેમને માટે એક જ શબ્દ વાપરવામા આવે છે

कथ ह्यवयवोऽन्यस्य स्यादन्य इति चोच्यते ।
अत्यन्तभेदे नानात्व यत्र तत्त्व न विद्यते ॥३९३॥

'ભિન્ન વસ્તુ બીજાનો અવયવ કેવી રીતે બની શકે' એમ (ભાષ્યમા) જણાવવામા આવ્યુ છે અત્યત ભિન્નતા હોય ત્યા અન્યત્વ હોય છે, અભેદ નહિ (૩૯૩)

हलन्ताच्च । (૧.૨.૧૦, इक् ની પાસેના हल् પછી આવતો જે झलादि सन् તેને कित् પ્રત્યય જેવો સમજવો) સૂત્ર ઉપરના ભાષ્યમાં જણાવ્યું છે કે हल् કેવી રીતે इक् થી પ્રાપ્ત થતો સ્વર જેને અંતે છે એવા ધાતુનો અન્ત્યાવયવ બની શકે અને આવો અન્ત્યાવયવ તદ્દન ભિન્ન હોઈ શકે. (कथं हि इको नाम हलन्तः स्यादन्यस्यान्यः । ) આ પૂર્વપક્ષનું કથન हलन्ताच्च । સૂત્રમાંના अन्त (છેલ્લો ભાગ) એવા પદને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યું છે. આ ભાષ્યવચનનું હાર્દ એ છે કે અવયવ અને અવયવી તદ્દન ભિન્ન વસ્તુઓ છે. આપણા સંદર્ભમાં સમાન રૂપને કારણે કે પછી જાતિને કારણે ઉપમાન અને ઉપમેયને એક સમજવામાં આવે છે. પરંતુ આવા પરિમિત અભેદને માન્ય ન કરતાં અત્યંત ભિન્નતાને આધારે અન્યત્વને સ્વીકારવામાં આવ્યું છે. સરખાવો હેલારાજ : एवमिहाप्युपमानोपमेययोर्जात्यभेदाद् रूपसामान्याद्वा कथञ्चिदभेदेऽपि तदनादरेणात्यन्तभेदमाश्रित्यान्यथैवेति संशयविषयता कथिता ।

अभेदस्य विवक्षायामेकत्वं सङ्घसङ्घिनोः ।

सङ्घिनोर्न त्वभेदोऽस्ति तथान्यत्वमुदाहृतम् ॥३९४॥

અભેદની વિવક્ષા હોય ત્યારે અવયવી અને અવયવોનું એકત્વ સમજવામાં આવે છે. અવયવીના અવયવો વચ્ચે અભેદ હોતો નથી, તેથી તેમનું જુદાપણું જાહેર કરવામાં આવ્યું છે. (૩૯૪)

सङ्घः એટલે અવયવી અને संङ्घिनः એટલે અવયવો. અવયવો અવયવી સાથે અભેદ સંબંધથી જોડાયેલા હોય છે. वनं वृक्षाः । અથવા ब्राह्मणाः सङ्घः । આ ઉદાહરણોમાં એકત્વ અથવા અભેદ સમજાય છે. વન વગેરે શબ્દો સમુદાય રૂપે વૃક્ષ રૂપી અવયવોને જણાવે છે. वृक्षाः પ્રયોગમાં આંબા, સાગ વગેરે વૃક્ષો જુદાં હોવાથી તેમના જાતિવિશેષ દ્વારા તે તે વૃક્ષોનું ભિન્નત્વ દર્શાવે છે. તેથી અવયવો વચ્ચે અભેદની કલ્પના થઈ શકતી નથી. શિંશપા અને પલાશ વચ્ચે અભેદ સમજવામાં આવતો નથી. તે પ્રમાણે માઠર અને કૌંડિન્ય વચ્ચે અભેદ સમજવામાં આવતો નથી. આ પ્રમાણે શબ્દ રૂપી અવયવી સાથે વર્ણો રૂપી અવયવો અભેદ સંબંધવાળા છે, પરંતુ વર્ણો પોતે એકબીજાના સંદર્ભમાં ભિન્નતાવાળા છે. તેથી જ ભાષ્યકાર, ઉપમાન અને ઉપમેય વચ્ચે ભેદ અને અભેદની ચર્ચા કરે છે.

तत्राभिन्नव्यपेक्षायामुपमार्थो न विद्यते ।

यो हि गौरिति विज्ञाने हेतुः सोऽस्ति गवान्तरे ॥३९५॥

ત્યાં (ઉપમાન અને ઉપમેયમાં) અભેદની વિવક્ષા હોય ત્યારે ઉપમા પ્રાપ્ત થશે નહિ. ગાય ગાય છે એવી સમજણમાં જે કારણ છે તે (કારણ) બીજી ગાયના સંબંધમાં પણ છે. (૩૯૫)

જે ગુણથી જે પદાર્થ જાણીતો હોય તે ગુણ વડે અજાણ્યાની ઓળખાણ થવાથી ઉપમા પ્રગટ થાય છે. જ્યારે સામાન્ય ધર્મ એક સરખો હોય ત્યારે ઉપમાનું કશું પ્રયોજન રહેતું નથી, જેમકે गौः इव गौः ।

व्यावृत्ताना विशेषाणां व्यापारे तु विवक्षिते ।
न कश्चिदुपकारोऽस्ति बुद्धेर्बुद्धयन्तरं प्रति ॥३९६॥

પરસ્પર જુદા ગુણોના કાર્યની વિવક્ષા હોય ત્યારે (ઉપમાન)ના જ્ઞાનની (ઉપમેયના) જ્ઞાનમા કશી મદદ થતી નથી (૩૯૬)

किञ्चिद्यत्रास्ति सामान्यं यदि भेदाश्च केचन ।
गोत्वं गोष्वस्ति सामान्यं भेदाश्च शबलादयः ॥३९७॥

જ્યા કાઈક સામાન્ય હોય અને જે કેટલાક ભેદો હોય તો (ત્યા ઉપમાનોપમેયભાવ હોય છે) ગાયોમા ગોત્વસામાન્ય રૂપે કાબરચિતરાપણુ વગેરે ભેદો હોય છે (૩૯૭)

सामान्यं श्यामतान्यैव तद्धि साधारणं द्वयो ।
तदेव सिद्धयसिद्धिभ्यां भेद इत्यपदिश्यते ॥३९८॥

બીજુ શ્યામત્વરૂપ સામાન્ય (જાતિથી) જુદુ જ છે, અને તે બન્નેમા સમાન છે તેને જ (એકમા) પ્રસિદ્ધ અને (બીજામા) અપ્રસિદ્ધ એમ ભિન્ન રીતે જણાવાય છે (૩૯૮)

ભાષ્યના यत्र किञ्चित्सामान्य यश्चिन्न विशेष । એવા કથનમા સામાન્ય શબ્દથી અનેક પદાર્થોમા રહેલ મહાસામાન્યરૂપ જાતિનો બોધ થતો નથી, પરતુ બીજા અર્થાત્ અપર સામાન્યનો બોધ થાય છે તે સામાન્ય ઉપમાન અને ઉપમેયની વચ્ચે સામાન્ય ધર્મ રૂપે છે ભાષ્યકાર આગળ જણાવે છે કે ન ચાવશ્ય य एव सामान्यवचनो यो बहूना सामान्यमाह, द्वयोरपि य सामान्यमाह स सामान्यवचन । આ પ્રમાણે મેઘ રહેલુ શ્યામત્વ તે સાદુ સામાન્ય કહેવાય છે આ જ સામાન્ય કાઈકમા પ્રસિદ્ધ અર્થાત્ જાણીતુ હોય છે કાઈકમા અપ્રસિદ્ધ અર્થાત્ ઓછુ જાણીતુ હોય છે છરીમા રહેલુ શ્યામત્વ પ્રસિદ્ધ છે અને દેવદત્તાનુ શ્યામત્વ અપ્રસિદ્ધ છે આ સ્થિતિ બન્ને વચ્ચેનો તફાવત અર્થાત્ વિશેષ દર્શાવે છે.

श्यामत्वमेव सामान्यमन्येवामुभयो स्थितम् ।
सपूर्णत्वात्तदन्यस्माद्विशेष इति गम्यते ॥३९९॥

બીજા આચાર્યોના મતમા બન્નેમા રહેલુ શ્યામત્વ એ જ સામાન્ય છે તે બીજાના કરતા સપુર્ણ હોવાને કારણે, વિશેષ કહેવાય છે (૩૯૯)

અગાઉની કારિકામા પ્રસિદ્ધના અને અપ્રસિદ્ધના સાપદ ઉથી સામાન્ય વિષ મત રજૂ કરવામા આવ્યો આ કારિકામા પૂર્ણતાના સાપદ ઉથી સામાન્ય વિષે મતાતર રજૂ કરવામા આવે છે

શ્યામત્વ ગુણ ઉપમાન અને ઉપમેયમાં રહેલો છે. આશ્રય પ્રમાણે તેને જુદો જુદો સમજવામાં આવતો હોવા છતાં સામાન્ય કહેવાય છે. ઉપમાનમાં તે પૂર્ણપણે દેખાય છે અને ઉપમેયમાં થોડોક ઓછો હોવાથી તે વિશેષ કહેવાય છે.

आकृतौ वापि सामान्ये क्वचिदेव व्यवस्थिताः ।
श्यामादौ येऽवसीयन्ते विशेषास्त इहाश्रिताः ॥४००॥

અથવા સામાન્યને આકૃતિ રૂપે સમજવામાં આવતાં જે શ્યામત્વ વગેરે (ગુણો) કોઈક આશ્રયમાં રહેલા સમજવામાં આવે છે તેમને અહીં વિશેષ તરીકે સ્વીકારવામાં આવ્યા છે. (૪૦૦)

શ્યામત્વ રૂપી જાતિ સાથે સંકળાયેલા તેજસ્વીપણું વગેરે ગુણો કોઈક ચોક્કસ આશ્રયમાં રહેલા છે. આવા ગુણો જાતિની વિશિષ્ટતા દર્શાવે ત્યારે ઉપમાનોપમેયભાવ દર્શાવે છે; જેમકે, શસ્ત્રી અને દેવદત્તામાં રહેલા શ્યામ ગુણની શ્યામત્વ જાતિ તેજસ્વીપણા રૂપી વિશિષ્ટ ધર્મ સાથે જોડાઈને ભેદ દર્શાવી સાદૃશ્યનો બોધ કરાવે છે. गौः इव गौः। પ્રયોગમાં બન્ને આશ્રયોમાં રહેલી ગોત્વ જાતિની વિશિષ્ટતા શબ્દો દ્વારા જણાવાતી નથી. તેથી ઉપમા પ્રાપ્ત થતી નથી. शस्त्री श्यामा देवदत्ता । પ્રયોગમાં શસ્ત્રી અને શ્યામા અર્થાત્ દેવદત્તા રૂપી જુદા આશ્રયોમાં રહેલું શ્યામત્વ જુદું સમજવામાં આવે છે અને તેથી તે વિશેષ રૂપે પ્રાપ્ત થતાં ઉપમા સિદ્ધ થશે.

जातेरभेदे भेदे वा सादृश्यं तत्प्रचक्षते ।
कश्चित्कदाचिदर्थोऽन्यो तथाभूतोऽपदिश्यते ॥४०१॥

જાતિમાં અભેદ માનવા છતાં (જ્યારે) ભેદ માનવામાં આવે ત્યારે તે (જાતિ) ને સાદૃશ્ય કહેવામાં આવે છે. તેના વડે કોઈક પદાર્થને કોઈક વાર બીજાના જેવો સમજવામાં આવે છે. (૪૦૧)

જાતિને ભિન્ન અને અભિન્ન એમ બન્ને ધર્મોવાળી સમજવામાં આવતાં તેને સાદૃશ્ય કહેવામાં આવે છે. આવું સાદૃશ્ય પૂર્ણ સાદૃશ્ય હોતું નથી. તેથી કોઈક પદાર્થને કોઈ વાર બીજાના જેવો સમજવામાં આવે છે અસ્તિત્વ (सत्त्व) કે જાણીતા હોવું (ज्ञेयत्व) ને સાદૃશ્ય કહેવાશે નહિ.

यत्रार्थे प्रत्ययाभेदो न कदाचिद्विकल्पते ।
अविद्यमानभेदत्वात्स एक इति गम्यते ॥४०२॥

જે પદાર્થ વિષે અભેદનું જ્ઞાન અન્યથા થતું નથી તે, ભેદનું અસ્તિત્વ ન હોવાથી એક છે એમ સમજવામાં આવે છે. (૪૦૨)

योऽर्थ आश्रितनानात्वः स एवेत्यपदिश्यते ।
व्यापारं जातिभागस्य तत्रापि प्रतिजानते ॥४०३॥

જે પદાર્થ એકત્વવાળો છે તે તે પ્રમાણે ઓળખાય છે. તેમાં પણ જાતિરૂપી અંશની જ પ્રવૃત્તિ થાય છે એમ જાહેર કરવામાં આવે છે. (૪૦૩)

जातिभागाश्रया प्रख्या तत्राभिन्ना प्रवर्तते ।
व्यक्तिभागाश्रया बुद्धिस्तत्र भेदेन जायते ॥४०४॥

ત્યાં પદાર્થમાં જાતિરૂપ અંશને કારણે અભેદનું જ્ઞાન થાય છે, અને વ્યક્તિરૂપ અંશને કારણે ભેદરૂપ બુદ્ધિ પ્રવર્તે છે (૪૦૪)

अन्यत्र वर्तमानं सद् भेदाभेदसमन्वितम् ।
निमित्तं पुनरन्यत्र नानात्वेनेव गृह्यते ॥४०५॥

એક સ્થળે પ્રાપ્ત થતું ભેદ અને અભેદરૂપ નિમિત્ત બીજા સ્થળે ભેદરૂપમાં પ્રાપ્ત થાય છે. (૪૦૫)

आधारेषु पदन्यासं कृत्वोपैति तदाश्रयम् ।
स सादृश्यस्य विषय इत्यन्यैरपदिश्यते ॥४०६॥

આધારરૂપ ગુણો સાથે સંબંધને પામીને તે, ગુણોના આશ્રયરૂપ દ્રવ્યને પ્રાપ્ત કરે છે; (આમ) તે સાદૃશ્યનો વિષય બને છે એમ બીજાઓ જાહેર કરે છે. (૪૦૬)

સાદૃશ્યરૂપ જ્ઞાનનું નિમિત્ત જે શ્યામત્વ તે છરીના શ્યામ ગુણમાં રહેલું છે. આ શ્યામ ગુણ દેવદત્તના શ્યામત્વમાં પણ રહેલો છે, તેથી તેને સહેજ જુદા સ્વરૂપે ગ્રહણ કરવામાં આવે છે, કારણ કે એ શ્યામ ગુણનો આશ્રય જુદો અર્થાત્ દેવદત્ત છે. છરી અને દેવદત્ત એવા બે આધારો જુદા હોવાથી શ્યામત્વને જુદું જુદું (નાના) સમજવામાં આવે છે. તેથી આ શ્યામત્વને ભેદાભેદસમન્વિત કહ્યું છે

શ્યામત્વરૂપ નિમિત્ત પોતાના જ શ્યામ ગુણોને પ્રાપ્ત કરીને પછી તેમને આધારે સાદૃશ્ય જ્ઞાનને ઉત્પન્ન કરીને શ્યામ ગુણોના આધાર રૂપ દ્રવ્યો, શસ્ત્રી અને દેવદત્ત સાથે સમવેતસમવાયથી જોડાઈને શસ્ત્રી અને દેવદત્ત વચ્ચે સાદૃશ્ય ઉત્પન્ન કરી બન્ને વચ્ચે ઉપમાનોપમેયભાવ પ્રગટ કરે છે.

परापेक्षे यथा भावे कारणाख्या प्रवर्तते ।
तथान्याधिगमापेक्षमुपमानं प्रचक्षते ॥४०७॥

જેમ બીજા (અર્થાત્ કાર્ય)ની અપેક્ષાવાળા પદાર્થ માટે કારણ એવો શબ્દ

વપરાય છે તેમ બીજા (અર્થાત્ ઉપમેય)ની ઓળખાણની અપેક્ષાવાળાને ઉપમાન કહેવામાં આવે છે. (૪૦૭)

કારણ કાર્યની અપેક્ષા રાખે છે છતાં એકને બીજાની અપેક્ષાને કારણે, કાર્યકારણભાવનું મિશ્રણ થયું નથી. બન્ને સ્પષ્ટપણે ઓળખાય છે. એ જ પ્રમાણે અપ્રસિદ્ધ ઉપમેયને પ્રસિદ્ધ ઉપમાનની અપેક્ષા હોવા છતાં પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધનું મિશ્રણ થતું નથી. અને તેથી ઉપમાનોપમેયભાવ સ્પષ્ટ થાય છે.

गुरुशिष्यपितापुत्रक्रियाकालादयो यथा ।
व्यवहारास्तथौपम्यमप्यपेक्षानिबन्धनम् ॥४०८॥

જેમ ગુરુ, શિષ્ય, પિતા, પુત્ર, ક્રિયા, કાળ વગેરે વ્યવહારો (બીજાની અપેક્ષા રાખે) છે તેમ ઉપમાનોપમેયભાવ પણ બીજાની અપેક્ષા રાખે છે. (૪૦૮)

શિક્ષક શિષ્યની અપેક્ષાએ શિક્ષક છે, બીજા શિક્ષકની અપેક્ષાએ નહિ; શિષ્ય બીજા શિષ્યની અપેક્ષાએ શિષ્ય નથી. પિતા, પુત્રની અપેક્ષાએ પિતા છે; પુત્ર પિતાની અપેક્ષાએ પુત્ર છે. ક્રિયા સાધનની અપેક્ષાએ ક્રિયા છે. કાલ, બીજા કોઈ સમયના અનુલક્ષમાં નક્કી થયેલ ક્રિયાની અપેક્ષાએ કોલ છે. એ પ્રમાણે વનવાસીઓ માટે ગવય ઉપમાન બની શકે પરંતુ, શહેરવાસી માટે તે ઉપમેય બનશે પ્રેમીને ચંદ્રના અનુલક્ષમાં પ્રિયતમાનું મુખ ઉપમાન સમજાશે, બીજાને તેવું નહિ સમજાય.

श्यामात्वमुपमाने चेद् वृत्तां वृत्तौ प्रयुज्यते ।
उपमेयं समासेन बाह्यं तत्राभिधीयते ॥४०९॥

જો (શસ્ત્રીશ્યામા) સમાસમાં શ્યામત્વ ઉપમાન તરીકે પ્રયોજાતું હોય તો (આખા) સમાસ વડે કોઈ બાહ્ય પદાર્થને ઉપમેય તરીકે જણાવવામાં આવે છે. (૪૦૯)

उपमानानि सामान्यवचनैः । (૨.૧ ૫૫) સૂત્રથી પ્રાપ્ત થતા તત્પુરુષ સમાસનું शस्त्रीश्यामा એવું ઉદાહરણ ભાષ્યકારે આપ્યું છે તે પૂછે છે કે श्यामा શબ્દ કોને માટે વપરાય છે? તેના જવાબમાં તે જણાવે છે કે શસ્ત્રી માટે વપરાય છે તો दवदत्ता નું અભિધાન શેના વડે થાય છે તેના જવાબમાં ભાષ્યકાર જણાવે છે કે સમાસ વડે દેવદત્તાનું અભિધાન થાય છે. આ બાબત આ કારિકામાં જણાવવામાં આવી છે

शस्त्रीश्यामा સમાસમાં સમાસનો અર્થ દેવદત્તા, સમાસનાં બે પદો शस्त्री અને श्यामा માંથી પ્રાપ્ત થતો નથી પણ તે અન્ય પદનો અર્થ છે. તો પછી આ સમાસ બહુવ્રીહિ થશે, તત્પુરુષ નહિ થાય. પરંતુ सह । (૨.૧.૩) ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે જણાવ્યું છે કે કેટલાક સમાસો પૂર્વપદાર્થપ્રધાન હોય છે અને કેટલાક અન્યપદાર્થપ્રધાન હોય છે આ ઉપરથી સમજાય છે કે અવ્યયીભાવ અને તત્પુરુષ એવા સમાસો પણ અન્યપદપ્રધાન હોઈ શકે. તથા शस्त्रीश्यामा । ની સિદ્ધિ બહુવ્રીહિ માટેના સૂત્ર अनेकमन्यपदार्थे । (૨.૨.૨૫) ની પહેલાંનાં સૂત્રો દ્વારા થાય છે.

टावन्त एव चैत्रादौ श्यामाशब्दस्तथा भवेत् ।
सूत्रे च प्रथमाभावान्न श्यामाद्युपसर्जनम् ॥४१०॥

સમાસ વડે ચૈત્ર શબ્દનું અભિધાન થાય ત્યારે પણ श्यामा શબ્દને અંતે टाप् પ્રત્યય પ્રાપ્ત થશે. उपमानानि सामान्यवचनैः । (૨.૧.૫૫) સૂત્રમાં (સામાન્ય વચન: શબ્દમાં) પ્રથમા ન હોવાથી श्यामा શબ્દ ઉપસર્જન બનતો નથી. (૪૧૦)

ભાષ્યકારના શબ્દો यद्येवं शस्त्रीश्यामा देवदत्ता इति केन टाप् न भवति । વિષે આ કારિકામાં વિવેચન કરવામાં આવ્યું છે.

श्यामा શબ્દ જો शस्त्री શબ્દનું અભિધાન કરતો હોય અર્થાત્ श्यामा શબ્દને જો ઉપમાન સમજવામાં આવે તો शस्त्रीश्यामा (चैत्रः) । એવા સમાસમાં श्यामा શબ્દને અંતે સ્ત્રીલિંગ દર્શાવતો टाप् અર્થાત્ आ પ્રત્યય રહેશે જ. હવે જો સમાસનો અર્થ ચૈત્ર હોય તો शस्त्रीश्यामः એવો સમાસ થવો જોઈએ.

उपमानानि सामान्यवचनैः સૂત્રમાં सामान्यवचनैः શબ્દ તૃતીયામાં છે, પ્રથમામાં નથી, તેથી प्रथमानिर्दिष्टं समासोपसर्जनम् । (૧.૨.૪૩, સમાસમાં પ્રથમા વડે નિર્દેશેલ શબ્દોને ઉપસર્જન કહે છે) સૂત્રને કારણે ઉપસર્જન સંજ્ઞા થશે નહિ અને ઉપસર્જન સંજ્ઞા ન થતાં शस्त्रीश्यामः । એવો પ્રયોગ થશે નહિ હવે श्यामा શબ્દ ઉપમેયનું અર્થાત્ ચૈત્રનું અભિધાન કરે તો शस्त्रीश्यामा એવો આકારાન્ત સમાસ થશે.

अथ त्वेकविभक्तित्वाद् गुणत्वाद् वोपसर्जनम् ।
नैवं तित्तिरिकल्माष्यामिष्टः स्त्रीप्रत्ययो भवेत् ॥४११॥

અથવા श्यामा શબ્દ, સમાન વિભક્તિમાં હોવાને કારણે અથવા ગૌણ હોવાને કારણે ઉપસર્જન છે, એમ માનીએ તો પણ तित्तिरिकल्माषी પ્રયોગમાં આવશ્યક એવો સ્ત્રીલિંગનો પ્રત્યય પ્રાપ્ત થશે નહિ. (૪૧૧)

शस्त्रीश्यामा સમાસમાં श्यामा શબ્દ एकविभक्ति चापूर्वनिपाते । (૧.૨.૪૪ પૂર્વનિપાત સિવાયની એક વિભક્તિને ઉપસર્જન કહેવામાં આવે છે) સૂત્રનિયમ પ્રમાણે વિગ્રહવાક્યમાં પણ સમાન વિભક્તિમાં પ્રાપ્ત થાય છે. બીજું शस्त्री એવા ઉપમાનના અનુલક્ષમાં श्यामा ઉપમેય ગૌણ છે. આ બન્ને કારણોસર श्यामा શબ્દને ઉપસર્જન પદ ગણી શકાય

લૌકિક અર્થમાં પ્રધાનથી ઊતરતી કક્ષાનું હોય તેને ઉપસર્જન કહેવાય છે, પરંતુ શાસ્ત્રીય અર્થમાં પ્રથમા વિભક્તિ વડે નિર્દેશાતો શબ્દ જ ઉપસર્જન ગણાય છે. पुरुषव्याघ्रः સમાસમાં લૌકિક દૃષ્ટિએ પુરુષ શબ્દનો અર્થ મુખ્ય છે પરંતુ શાસ્ત્રીય દૃષ્ટિએ પુરુષ શબ્દ ઉપસર્જન છે. पुरुषव्याघ्र સમાસ उपमितं व्याघ्रादिभिः सामान्याप्रयोगे । (૨.૧.૫૬, ઉપમેય વાચક સુબંતનો વ્યાઘ્ર વગેરે શબ્દો સાથે તત્પુરુષ સમાસ થાય છે, જો સાધારણ ધર્મનો પ્રયોગ ન થયો હોય તો) પ્રમાણે થશે. બીજાં ઉદાહરણો पाण्डवदन्तारिका, पूर्वकाय. कर्णपिप्पली વગેરે છે.

કેટલીકવાર લૌકિક અર્થમાં અને શાસ્ત્રીય દૃષ્ટિએ ઉપસર્જનને એકસરખું સમજવામાં આવે છે, જેમકે निर्कौशाम्बिः । અહીં વિગ્રહવાક્ય निर्गतः, निर्गतं, निर्गतेन એમ निः બદલાશે પરંતુ कौशाम्ब्याःમાં ફેરફાર નહિ થાય. લૌકિક અર્થમાં તેમજ શાસ્ત્રીય દૃષ્ટિએ कौशाम्बी શબ્દ ઉપસર્જન છે પરંતુ एकविभक्ति चापूर्वनिपाते । (૧.૨.૪૪) સૂત્ર નિયમ દ્વારા સમાસમાં તેને પ્રથમામાં મૂક્યો નથી

शस्त्रीश्यामा સમાસમાં श्यामा શબ્દ માત્ર લૌકિક અર્થમાં જ ઉપસર્જન બની શકશે અને તેથી शस्त्रीश्यामः चैत्रः । એવો પ્રયોગ થઈ શકશે. તેમ છતાં तित्तिरिकल्माषी । (તેતર જેવી કાબરચિતરી) સમાસમાં સ્ત્રીપ્રત્યય ङीप् લાગી શકશે નહિ. અહીં तित्तिरि એવા પુલ્લિંગ ઉપમાન શબ્દ સાથે कल्माषी શબ્દનું સામાનાધિકરણ્ય પ્રાપ્ત થતું નથી. તેથી સ્ત્રીપ્રત્યયાન્ત कल्माषीને બદલે कल्माष શબ્દ સાથે तित्तिरि નો સમાસ કરવામાં આવતાં સ્ત્રીપ્રત્યય ટાપ્ લાગશે અને तित्तिरिकल्माषा એવો સમાસપ્રયોગ થશે એ જ પ્રમાણે कुम्भकपाललोहिनी । (ઘડાનાં ઠીકરાં જેવી લાલ)માં પણ वर्णादनुदात्तात्० ૪.૧.૩૯ ।) પ્રમાણે ङीप् લાગશે નહિ. આવા અનિષ્ટ પ્રયોગો અટકાવવા માટે ભાષ્યકારે જણાવ્યું છે કે यदि तर्हि उपसर्जनान्यप्येवंविधानि भवन्ति । तित्तिरिकल्माषी, कुम्भकपाललोहिनी अनुपसर्जनलक्षण इकारो न प्राप्नोति । ડ્રીમ્વકાર્યમાં શાસ્ત્રીય ઉપસર્જનનું ગ્રહણ થાય છે, લૌકિકનું નહિ અને શાસ્ત્રીય અને લૌકિક વ્યવહાર કરતી વખતે શાસ્ત્રવ્યવહાર પ્રમાણે શાસ્ત્રીય કાર્ય કરવું (कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे कार्यसंप्रत्ययः ।) એવા નિયમ પ્રમાણે લૌકિક ઉપસર્જન લેવાની જરૂર નથી.

सति शिष्टबलीयस्त्वाद् बाह्ये ङीपि च सत्यपि ।
उपमानस्वरो न स्यात् तस्मात् ङ्यन्तं समस्यते ॥४१२॥

પછીથી આવતો સ્વર વધારે અસરકારક હોવાને કારણે સમાસને તેની બહારનો સ્ત્રીલિંગનો પ્રત્યય ङीप् લાગતો હોવા છતાં, ઉપમાનને સ્વર પ્રાપ્ત થશે નહિ, તેથી સ્ત્રીપ્રત્યય જેને અંતે છે તેવું (ઉત્તર) પદ સમાસમાં જોડાશે (૪૧૨)

જો ઉપસર્જનને શાસ્ત્રીય અર્થમાં નહિ પણ લૌકિક અર્થમાં યોજવામાં આવે તો तित्तिरिकल्माषी પ્રયોગમાં સમાસને ङीप् પ્રત્યય લાગશે નહિ, આ મુશ્કેલી દૂર કરવા तित्तिरि શબ્દનો कल्माष શબ્દ સાથે સમાસ થયા પછી तित्तिरिकल्माष એવા સમાસ શબ્દને ङीप् પ્રત્યય લગાડવો, કારણકે तित्तिरिकल्माष, कुम्भकपाललोहित વગેરે શબ્દો સમુદાયશબ્દો તરીકે જ, ચોક્કસ રંગનો અર્થ દર્શાવે છે તે સમાસોમાંના कल्माषलोहित એવા એકલા શબ્દો રંગ-વિશેષ દર્શાવતા નથી

ङीप् પ્રત્યય લાગવા માટે સમાધાન શોધતા છતા શિષ્ટ અર્થાત્ પછીથી આવતો સ્વર વધારે અસરકારક બને છે એવા પરિભાષાનિયમ પ્રમાણે ઉપમાનને પૂર્વપદપ્રકૃતિસ્વર થશે નહિ. આ મુશ્કેલી દૂર કરતા પહેલા तित्तिरि અને कल्माष નો સમાસ કરી પછી ङीप् લગાડવાને બદલે સામાન્યધર્મવાચક कल्माष શબ્દને ङीप् લગાડી कल्माषी બનાવી પછી ઉપમાનવાચક तित्तिरि શબ્દ સાથે સમાસ કરતાં સતિશિષ્ટ સ્વરના નિયમને કારણે ઉપમાન-સ્વર પ્રાપ્ત થશે

गुणे न चोपमानस्थे सापेक्षत्व प्रकल्पते ।
प्रधानस्य तथा न स्याद् व्याघ्रादौ लिङ्गदर्शनम् ॥४१३॥

સામાન્યધર્મ ઉપમાનને જણાવતો હોય તો પ્રધાન (એવા ઉપમેય)ને સામાન્યધર્મની અપેક્ષા રહેતી નથી તેથી વ્યાઘ્ર વગેરે અંગેના સૂત્ર (૨ ૧.૫૬) મા ઉલ્લેખ માટે જ્ઞાપક પ્રાપ્ત થશે નહિ (૪૧૩)

व्याघ्र इव शूर पुरुष । પ્રયોગમા સામાન્યધર્મવાચક શૂર શબ્દનો પ્રયોગ થયો હોવાથી પ્રધાન અર્થાત્ પુરુષને શૂરની અપેક્ષા હોવાથી સાપેક્ષપણાને કરણે સામર્થ્યના અભાવથી સમાસ થશે નહિ આવી સ્વાભાવિક સ્થિતિ છે તો પછી उपमित व्याघ्रादिभि सामान्याप्रयोगे । (૨ ૧ ૫૬) સૂત્રમા सामान्याप्रयोगे શબ્દો મૂકવાની શી જરૂર છે?

સાપેક્ષ પદ પ્રધાન હોય તો સમાસ થાય છે એવા નિયમને કારણે સમાસ થશે, પરતુ સમાસ થવા દેવો ન હોય તો સૂત્રને આવશ્યક ગણવુ જોઈએ તેથી સૂત્ર જ્ઞાપક થયુ

હવે જ્ઞાપકની પ્રાપ્તિ તો પ્રધાન અથવા ઉપમેય શબ્દ પુરુષનો શૂર સાથે સબધ સમજવામા આવે તો જ થાય પરતુ આમ ન સમજવામા આવે અને સામાન્યધર્મવાચક શૂર શબ્દનો ઉપમાન વ્યાઘ્ર સાથે સબધ કલ્પવામા આવે તો જ્ઞાપકની પ્રાપ્તિ થશે નહિ. સરખાવો उपमेयवृत्तौ हि गुणस्यैतद् ज्ञापक युज्यते नोपमानवृत्ताविति प्रदेशान्तरे पर्यालो चनयापि नोपमानस्थ गुणवचनस्य युक्तम् । હેલારાજ

तस्मात्सति गुणत्वेऽपि प्राधान्य विग्रहान्तरे ।
नैवञ्जातीयक शास्त्रे सभवत्युपसर्जनम् ॥४१४॥

તેથી તે (સાધારણ ધર્મ, એક વિગ્રહ પ્રમાણે) અપ્રધાન હોવા છતા બીજા વિગ્રહ પ્રમાણે મુખ્ય સમજવામા આવે છે (વ્યાકરણ)શાસ્ત્રમા આ પ્રકારના (પ્રધાન)ને ઉપસર્જન માનવામા આવતુ નથી (૪૧૪)

यथा शस्त्री श्यामा तद्वदियं देवदत्ता એવા વિગ્રહ પ્રમાણે ઉપમાન સાથે જોડાયેલ શ્યામ ગુણ રૂપી સાધારણ ધર્મ ઉપમેયનુ વિશેષણ હોવાથી અપ્રધાન સમજવામા આવે છે, પરતુ આવુ ગૌણત્વ शस्त्री इव श्यामा (देवदत्ता) એવા બીજા વિગ્રહ પ્રમાણે સમજવામા આવ્યુ નથી અહી શ્યામ ગુણને પ્રધાન સમજવામા આવે છે કારણકે તે ઉપમેય સાથે જોડાયેલ છે ઉપમાન સાથે શ્યામત્વ જોડાયેલુ હોય તો પણ સમાસ, ઉપમેયનુ અભિધાન કરતો હોવાથી, સાધારણ ધર્મનુ જ પ્રાધાન્ય સમજવાનુ છે

લૌકિક રીતે જેને પ્રધાન સમજવામા આવે તેને શાસ્ત્રમા કદાપિ ગૌણ સમજવામા આવતુ નથી

उपमेयात्मनि श्यामो वर्तमानोऽभिधीयते ।
उपमानेष्वनिर्दिष्टः सामर्थ्यात् स प्रतीयते ॥४१५॥

ઉપમેયમાં રહેલા શ્યામ ગુણનો ઉલ્લેખ કરવામાં આવે છે. ઉપમાનમાં રહેલા તરીકે ઉલ્લેખ પામ્યો ન હોવા છતાં તે (ગુણ)ને સામર્થ્યને કારણે સમજવામાં આવે છે. (૪૧૫)

शस्त्री इव श्यामा दवदत्ता । એવા વિગ્રહ પ્રમાણે સાધારણ ગુણ શ્યામત્વનો સંબંધ ઉપમેય સાથે છે અને તેથી તે શ્યામત્વને પ્રધાન સમજવામાં આવ્યુ છે. પરંતુ આમ સમજવામાં આવતાં સામાન્યધર્મની ચોકસાઈ થતી નથી, કારણ કે છરી, લાંબી, અણીદાર અથવા જાડી હોઈ શકે (एवमपि गुणोऽनिर्दिष्टो भवति । बहवश्च शस्त्र्यां गुणास्तीक्ष्णा सूक्ष्मा पृथुरिति । મહાભાષ્ય)

આવી શકાનો પરિહાર કરતાં ભાષ્યકારે જણાવ્યું છે કે જે ગુણનો ઉલ્લેખ થયો ન હોય તેનો પણ વ્યવહારમાં પરિચય થાય છે. शस्त्री માંના શ્યામત્વને ઉપમાન દ્વારા જણાવવામાં આવે છે. ઉપમેયમાં બીજા કોઈ વિશિષ્ટ સમાનધર્મની કલ્પના થઈ શકતી નથી આ સાધારણ ધર્મ ઉપમાન અને ઉપમેય બન્નેમાં પરસ્પર સાકાંક્ષ હોવાથી અને બન્નેની નજીક હોવાથી તેને જ સામાન્ય ધર્મ તરીકે સ્વીકારવામાં આવે છે.

द्रव्यमात्रेऽपि निर्दिष्टे चन्द्रवक्त्रेऽनुगम्यते ।
विशिष्ट एव चन्द्रस्थो गुणो नोपप्लवादयः ॥४१६॥

માત્ર ચન્દ્ર અને મુખ એવી બે વસ્તુઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો હોવા છતાં, ચન્દ્રમાં રહેલા (આહ્‌લાદકત્વ રૂપી) વિશિષ્ટ ગુણ ને(જ) સમજવામાં આવે છે, (તેના મૃગલાંછન, ક્ષય વગેરે) વિકારોને નહિ (૪૧૬)

चन्द्रमुखी (कन्या) । એવા પ્રયોગમા ચન્દ્ર અને મુખ એવા બે પદાર્થોનો જ ઉલ્લેખ છે. સાધારણ ધર્મનો ઉલ્લેખ નથી. છતાં વ્યવહારમાં ચન્દ્ર અને મુખ વચ્ચેનો સામાન્ય ધર્મ પ્રિયદર્શનત્વ અર્થાત્ આહ્‌લાદકત્વ તરત જ ખ્યાલમાં આવે છે. ચન્દ્રના વિકારો જેવા કે તેનામાં રહેલ મૃગલાંછન અથવા તેનાં વૃદ્ધિ કે ક્ષયનો વિચાર આવતો નથી. અહીં સામાન્ય ધર્મનો ઉલ્લેખ નથી છતાં તેનો બોધ થાય છે शस्त्री श्यामा । પ્રયોગમાં શ્યામત્વ ગુણને સહેલાઈથી સામાન્ય ધર્મ રૂપે સમજવામાં આવે છે

भेदमात्रनयेतच्च समासेऽप्युपवर्ण्यते ।
विशिष्टगुणभिन्नेऽर्थे पदमन्यत् प्रयुज्यते ॥४१७॥

ભિન્નતાના સંસ્કારને કારણે, તે (ભિન્નતા)ને સમાસમાં પણ સમજાવવામાં આવે છે. (શ્યામત્વ રૂપી) વિશિષ્ટ ગુણને કારણે (ઉપમાનથી) જુદા સમજતા (ઉપમેયરૂપ) અર્થને દર્શાવવા માટે બીજું (સમાસરૂપ નિરંશ) પદ પ્રયોજવામાં આવે છે. (૪૧૭)

કારિકા નં. ૪૧૪માં આપણે જોયું કે સાધારણ ધર્મ જો ઉપમાન સાથે સંબંધ ધરાવતો હોય તો यथा शस्त्री श्यामा तद्वद् इयं देवदत्ता । એવો વિગ્રહ સમજવામાં આવે છે અને જો ઉપમેય સાથે સંબંધ ધરાવતો હોય તો शस्त्री इव श्यामा । એવો વિગ્રહ થાય છે. આવા બે જુદા વિગ્રહોને કારણે ભિન્નતાનો સંસ્કાર દૃઢ બને છે. તેથી વિગ્રહ અને સમાસનો અર્થ એકસરખો છે એવો સામાન્ય વિચાર ઉત્પન્ન થાય છે. પરંતુ વાસ્તવમાં આમ નથી. સમાસ એક જુદું નિરંશ અર્થાત્ નિરવયવ પદ છે અને તે ઉપમેયનું વાચક બને છે અને સામાન્યધર્મ સાથે જોડાયેલું હોય છે.

यदि भिन्नाधिकरणो वचनादनुगम्यते ।
मृगीव चपलेत्यत्र पुंवद्भावो न सिध्यति ॥४१८॥

શાસ્ત્રવચનને કારણે, જો, જુદાં અધિકરણોને દર્શાવતાં પદોનો (સમાસ) કરવામાં આવે તો मृगीव चपला નો સમાસ કરવામાં આવતાં (પૂર્વપદ)માં પુંવદ્ભાવ થશે નહિ. (૪૧૮)

ભાષ્યકાર જણાવે છે કે उपमानानि सामान्यवचनैः (૨.૧.૫૫) એવા શાસ્ત્રવચન દ્વારા સમાસ થાય છે એમ સ્વીકારીએ તો પણ मृगीव चपला । નો मृगचपला સમાસ કરવામાં આવતાં સમાન અધિકરણને આધારે पुंवत्कर्मधारयजातीयदेशीयेषु । (૬ ૩.૪૨) સૂત્રને કારણે मृगचपला પ્રયોગમાં પૂર્વપદને થતો પુંવદ્ભાવ થશે નહિ. આ બાબતનો ઉલ્લેખ આ કારિકામાં કરવામાં આવ્યો છે. शस्त्रीव श्यामा देवदत्ता । પ્રયોગમાં श्यामा શબ્દ જો ઉપમેય દેવદત્તા સાથે જતો હોય અને शस्त्री શબ્દ જો ઉપમાન સાથે જતો હોય તો બંને પદો વ્યધિકરણ થશે અને તેમનો સમાસ નહિ થાય. હવે જો उपमानानि सामान्यवचनैः । (૨ ૧.૫૫) સૂત્રનિયમ પ્રમાણે સમાસ કરવામાં આવે તો मृगीव चपला मृगचपला । એવા સમાસમાં पुंवत्कर्मधारयजातीयदेशीयेषु । (૬.૩.૪૨) સૂત્રનિયમ પ્રમાણે પૂર્વપદમાં પુંવદ્ભાવ થશે નહિ.

अस्त्रीपूर्वपदत्वात् तु पुंवद्भावो भविष्यति ।
यथैव मृगदुग्धादौ न चेत्स्त्र्यर्थो विवक्ष्यते ॥४१९॥

જો સ્ત્રીરૂપ અર્થની વિવક્ષા ન હોય તો, જેમ मृगदुग्धम् । (સમાસમાં) પુંવદ્ભાવ થાય છે તેમ (मृगचपला સમાસમાં) પૂર્વપદ સ્ત્રીલિંગમાં ન હોવાથી પુંવદ્ભાવ થશે. (૪૧૯)

पुंवत्कर्मधारयजातीयदेशीयेषु । (૬.૩.૪૨, કર્મધારય સમાસમાં અથવા जातीय કે देशीय પ્રત્યય પછીથી આવતો હોય તો ભાષિતપુંસ્ક શબ્દ પછી ऊङ् સિવાયનો કોઈ સ્ત્રીપ્રત્યય જેને અંતે આવતો હોય એવા સ્ત્રીલિંગ શબ્દને પુંવદ્ભાવ થાય છે.) સૂત્રના વાર્તિક ૨ માં જણાવ્યું છે કે "अण्ड વગેરે શબ્દો પછી આવતા હોય તો कुक्कुटी વગેરે શબ્દોનો પુંવદ્ભાવ કરવો એવું કથન કરવું." આ પછીના વાર્તિક ૪માં જણાવ્યું છે કે

આવું કથન કરવાની જરૂર નથી કારણ કે સ્ત્રીત્વરૂપ અર્થની વિવક્ષા નથી ત્યાં મૃગના દૂધનું જ મહત્ત્વ છે આ મૃગનું દૂધ છે, બીજા કોઈ પ્રાણીનું નથી એમ કહેવાનું તાત્પર્ય છે. મૃગીનું જ દૂધ છે, કારણ કે દૂધ માદામાંથી મળે એવા અર્થની વિવક્ષા નથી. એ પ્રમાણે મૃગચપલા માં મૃગજાતિની ઝડપની જ વિવક્ષા છે, બીજા પ્રાણીની ઝડપનો સંદર્ભ નથી, તેથી મૃગ इव चपला નો मृगचपला એવો સમાસ થશે.

शस्त्रीव शस्त्रीश्यामेति देवदत्तैव कथ्यते ।
तस्यामेवोभयं तस्मादुच्यते शास्त्रविग्रहे ॥४२०॥

(शस्त्री इव 'છરી જેવી')ના અર્થમાં છરી (शस्त्री) અને શ્યામા (શબ્દ) દેવદત્તાનું જ અભિધાન કરે છે. તેથી શાસ્ત્રીય વિગ્રહ (વાક્ય)માં તે (દેવદત્તા) માટે જ બન્નેનો ઉલ્લેખ થાય છે એમ ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે. (૪૨૦)

સામાન્યવચન જો ઉપમાન સાથે સંબંધ ધરાવતું ન હોય તો સમાસ ઉપમેયનો અર્થ દર્શાવે છે એ બાબતનો અગાઉ ઉલ્લેખ થયો. આ યોગ્ય છે શસ્ત્રીશ્યામા સમાસમાં સમાસનાં પદોનો સંબંધ ઉપમેય સાથે જ હોવો જરૂરી છે. શ્યામત્વ ગુણનો સંબંધ છરી સાથે નહિ પરંતુ છરી જેવી દેવદત્તા સાથે છે. પરિણામે ઉપમેય એવી દેવદત્તા સાથે ઉપમાન અને સામાન્યવચન એમ બન્નેનો સંબંધ સમજવામાં આવ્યો છે. તેથી સામાનાધિકરણ્યને કારણે મૃગનયના જેવા પ્રયોગોમાં પણ પુંવદ્ભાવ સિદ્ધ થશે

તેથી एतच्चात्र युक्तं यत्तस्यामेवोभयं वर्तते । इतरथा बह्वपेक्षं स्यात् इति । એવું મહાભાષ્યકારનું કથન યોગ્ય ઠરે છે.

पुंवद्भावस्य सिध्यर्थं पक्षे स्त्रीप्रत्ययस्य च ।
बह्वपेक्ष्यमतस्तस्यामुभयप्रतिपादनम् ॥४२१॥

પુંવદ્ભાવની સિદ્ધિ માટે અથવા (ઇષ્ટ એવા) સ્ત્રીપ્રત્યયની પ્રાપ્તિને અર્થે ઘણી અપેક્ષા રાખવી પડે એ કારણે તે (ઉપમેય)માં (ઉપમાન અને સામાન્યધર્મ એમ) બન્નેનો સંબંધ યોજવામાં આવે છે. (૪૨૧)

જો શસ્ત્રીશ્યામા સમાસમાં સામાન્યવચન શબ્દ શ્યામા નો ઉપમેય સાથે સંબંધ હોય તો વૈયધિકરણ્ય થશે અને સમાનાધિકરણ્ય સમાસ નહિ થાય જો ઉપમાનાનિ૰ (૨.૧.૫૫) સૂત્રનિયમના બળથી સમાસ કરો તો, મૃગનયના જેવા પ્રયોગોમાં સ્ત્રીપૂર્વપદના નિયમની અપેક્ષા રાખવી પડે. હવે જો શ્યામા શબ્દનો ઉપમાન શસ્ત્રી સાથે સંબંધ કલ્પવામાં આવે તો ચિત્રિતવિગ્રહવાળી પ્રયોગમાં પ્રમાણી એવા સ્ત્રીપ્રત્યયના પ્રયોગ માટે સમાન સમાસ વિશિષ્ટ અંગનો વાચક છે, માત્ર ઉત્તરપદ નહિ, એવું કલ્પવું પડે અને વળી સ્વરનો પણ દોષ આવે.

આમ ઘણી અપેક્ષાઓ રાખવી પડે. તેથી ભાષ્યકારે સામાન્યવચન શબ્દ શ્યામાને સમાસનાં બન્ને પદો શસ્ત્રી અને શ્યામાને દેવદત્તા એવા ઉપમેય સાથે સંબંધવાળાં જાહેર કર્યાં છે.

श्यामा शस्त्रो यथा श्यामा शस्त्रीकल्पेति चोच्यते ।
तत्रोपमानेतरयो. श्यामेत्येतदपेक्ष्यते ॥४२२॥

शस्त्रीश्यामा ના વિગ્રહો श्यामा शस्त्री यथा અને श्यामा शस्त्रीकल्पा । કરવામાં આવતાં, તે (વિગ્રહવાક્યોમાં) ઉપમાન અને ઉપમેય માટે श्यामा શબ્દની અપેક્ષા રહેશે. (૪૨૨)

शस्त्रीश्यामाનો ઉપમેયના સંબંધમાં श्यामा शस्त्री यथा । એવો વિગ્રહ થશે ઉપમાન સાથેના સંબંધમાં श्यामा शस्त्रीकल्पा । એવો વિગ્રહ થશે. ભાષ્યકારે शस्त्री इव श्यामा અને यथा शस्त्री श्यामा तद्वद् इयं देवद । એવા વિગ્રહો આપ્યા છે. પહેલા વિગ્રહમાં ઉપમાન शस्त्री ।। વિશેષણ તરીકે બીજો श्यामा શબ્દ મૂકવો પડશે. બીજા વિગ્રહ વાક્યમાં देवदत्ता માટે બીજો श्यामा શબ્દ મૂકવો પડશે સામાન્ય ધર્મ श्यामा, ઉપમાન અને ઉપમેય એમ બન્ને સાથે સંકળાયેલો હોવાથી એકને માટે વપરાયો હોય તો બીજાને માટે તેની અપેક્ષા રહે છે. बहुवपेक्षम् । (ઘણાની અપેક્ષા રાખવી પડે છે) ને આ રીતે સમજવામાં આવે છે.

अथ श्यामेव शस्त्रीय श्यामेत्येवं प्रयुज्यते ।
शस्त्री यथेय श्यामेति तावदेव प्रतीयते ॥४२३॥

જે श्यामा शस्त्री इव इयं श्यामा (देवदत्ता) । (કાળી છરી જેવી આ કાળી છે) એવો વિગ્રહ કરવામા આવે તો તેમાં शस्त्री यथा इयं श्यामा । (છરી જેવી આ કાળી છે) પ્રયોગના જેટલોજ અર્થ સમજવામા આવે છે (૪૨૩)

उपलक्षणमात्रार्था गुणस्यास्य यदि श्रुति· ।
पृथग्द्वयो श्रुतोऽप्येष नेष्ठस्यार्थस्य वाचक ॥४२४॥

જો આ (સામાન્ય) ગુણનો પ્રયોગ પદાર્થના વિશિષ્ટ લક્ષણના જ્ઞાન માટે હોય તો બન્ને સાથેના તેના સંબંધનો જુદો જુદો ઉલ્લેખ થયો હોવા છતાં તે ઇષ્ટ અર્થનું પ્રતિપાદન કરતો નથી (૪૨૪)

ઉપર જણાવ્યા તેવા વિગ્રહમાં ગુણદર્શક श्यामा શબ્દ પદાર્થની વિશેષ ઓળખાણ આપવા માટે બે વાર વપરાયો છે તેમ છતા તે ઔપમ્ય અર્થાત્ સરખામણીનો વાચક બનતો નથી. श्याम ગુણવાળી છરી તેનામાં રહેલા કોઈ બીજા ગુણને કારણે દેવદત્તાની વિશેષ ઓળખાણ આપી શકે, સામાન્ય ગુણવાચક શબ્દ એકથી વધારે વખત વાપરવાથી ઔપમ્ય પ્રાપ્ત થતું નથી.

उपमेयं तु यद् वाच्यं तस्य चेत् प्रतिपादने ।
सव्यापारा गुणास्तत्र सर्वस्योक्तिः सकृच्छ्रुतौ ॥४२५॥

સમાસ વડે જે વાચ્ય બને છે તે ઉપમેયને નક્કી કરવા માટે ગુણો જો પ્રવૃત્તિશીલ બનતા હોય તો, તેમનો ઉલ્લેખ એકવાર પણ થયો હોય તો પણ તે બન્ને (ઉપમાન અને ઉપમેય)નું અભિધાન કરશે. (૪૨૫)

प्रकाराधारभेदेन विशेषे समवस्थितः ।
शब्दान्तराभिसंबन्धे सामान्यवचनः कथम् ॥४२६॥

બીજા શબ્દ સાથે સંબંધમાં આવતાં શબ્દ, સ્વરૂપ અને આશ્રય જુદો હોવાને કારણે જ્યારે વિશેષનો વાચક બનતો હોય ત્યારે તેને સામાન્યવચન કેવી રીતે કહી શકાય ? (૪૨૬)

उपमानानि० । (૨.૧.૫૫) સૂત્ર ઉપરના ભાષ્યને લગભગ અંતે કાત્યાયનનાં બે વાર્તિકો રજૂ કરવામાં આવ્યાં છે उपमानसमासे गुणवचनस्य विशेषणाकृत्वात् सामान्यवचनस्याप्रसिद्धिः । માં શંકા ઉઠાવવામાં આવી છે કે ઉપમાનસમાસમાં ગુણવચન શબ્દ વિશેષનો વાચક બનતો હોવાથી તે સામાન્યવચન બની શકશે નહિ. શ્યામા શબ્દ શસ્ત્રી શબ્દ સાથે સંબંધમાં આવતાં કોઈક વિશેષની પ્રતીતિ કરાવે છે તેથી તે સામાન્યવચન મટી જતાં શ્યામા શબ્દ સાથે સમાસ થશે નહિ. વાર્તિકના અને ભાષ્યવચનોના વિચારનો આ કારિકામાં અવતાર કરવામાં આવ્યો છે.

सादृश्यमात्रं सामान्यं द्विष्ठं कैश्चित्प्रतीयते ।
गुणो भेदेऽप्यभेदेन द्विवृत्तिर्वा विवक्षितः ॥४२७॥

व्यापारो जातिभागस्य द्रव्ययोर्वाभिधित्सितः ।
रूपात् सामान्यवाचित्वं प्राग्वा वृत्तेरुदाहृतम् ॥४२८॥

બે પદાર્થોમાં રહેલા સાદૃશ્યને કેટલાક (આચાર્યો) સામાન્ય તરીકે સમજે છે અથવા બે પદાર્થોમાં રહેલો હોવાથી જુદો મનાતો હોવા છતાં તેને અભિન્ન એવો ગુણ કહેવામાં આવ્યો છે.

અથવા બે પદાર્થોમાં જાતિરૂપ ભાગની પ્રવૃત્તિ રૂપે તેને જણાવવામાં આવે છે; અથવા સમાન રૂપને કારણે તે સામાન્યધર્મનો વાચક બને છે; અથવા સમાસમાં પ્રાપ્ત થયો તે પહેલાં તે તેવો (સામાન્ય ધર્મનો) વાચક હતો એમ (સૂત્રમાં) જણાવવામાં આવ્યું છે (૪૨૭-૪૨૮)

વાર્તિક ૨, न वा श्यामत्वस्य उभयत्र भावाद्वाचकत्वाच्च शब्दस्य सामान्यवचनप्रसिद्धिः । માં અને તેના ઉપરના ભાષ્યમાં પ્રાપ્ત થતા વિચારોને આ બે કારિકાઓમાં અવતારવામાં આવ્યા છે.

ભાષ્યકાર જણાવે છે કે શ્યામત્વ ગુણ શસ્ત્રી અને દેવદત્તા અર્થાત્ ઉપમાન અને ઉપમેય બન્નેમાં રહેલો છે. અને એટલા માટે શ્યામા શબ્દ ઉભયવાચક હોવાથી સામાન્યવચન બની શકશે. સામાન્યવચન શબ્દ પ્રસિદ્ધ બન્યો હોય ત્યારે આવો સામાન્યવચન શબ્દ અનેકની વચ્ચે સામાન્ય દર્શાવે છે એમ નથી. બેની વચ્ચે પણ તે સામાન્ય દર્શાવી શકે. અને બધા શબ્દો જ્યારે બીજા શબ્દ સાથે જોડાય ત્યારે વિશેષશબ્દો બને છે. તેથી સામાન્ય શબ્દ ક્યાં સુધી સામાન્યવચન રહે છે એમ પૂછો તો અમે કહીશું કે બીજા શબ્દ સાથે જોડાય ત્યાં સુધી તે સામાન્યવચન રહે છે.

આ કારિકાદ્વયમાં પ્રાપ્ત થતા ભાષ્યવિચારોને સ્પષ્ટ કરતાં હેલારાજ જણાવે છે કે ઉપમાન અને ઉપમેય એમ બન્નેમાં સામાન્ય રહેલું છે. शस्त्रीश्यामा देवदत्ता પ્રયોગમાં શસ્ત્રી અને દેવદત્તાનાં પ્રવૃત્તિનિમિત્ત જુદાં હોવાથી તેમની વચ્ચે પ્રકાર અર્થાત્ સ્વરૂપનો ભેદ છે. શ્યામા અને દેવદત્તાની વચ્ચે અભેદ છે. સામાન્ય, જેને આપણે સાદૃશ્ય કહીશું તે ઉપમાન અને ઉપમેય બન્નેમાં સાધારણ એવો ગુણ છે. એકમાં હોય તો પણ, બીજામાં સામર્થ્યને કારણે, તેની અપેક્ષા રહે છે.

આ પ્રમાણે કારિકા ૪૨૮ સુધીમાં उपमानानि सामान्यवचनैः । (૨-૧-૫૫) સૂત્ર ઉપરનાં ભાષ્યવચનો અને વાર્તિકવચનોની ચર્ચા કરવામાં આવી.

व्याघ्रशब्दो यदा शौर्यात् पुरुषार्थेऽवतिष्ठते ।
तदाधिकरणाभेदात् समासस्यास्ति संभवः ॥४२९॥

(બન્નેમાં રહેલા) શૌર્ય ગુણને કારણે જ્યારે વ્યાઘ્ર શબ્દ પુરુષનો અર્થ દર્શાવે છે ત્યારે જુદાં અધિકરણો ન હોવાને કારણે સમાસ શક્ય બને છે. (૪૨૯)

સૂત્ર उपमितं व्याघ्रादिभिः सामान्याप्रयोगे । (૨.૧-૫૬) જણાવે છે કે વ્યાઘ્ર વગેરે શબ્દો ઉપમેય સાથે તત્પુરુષ અથવા કર્મધારય સમાસમાં વિકલ્પે જોડાય છે, પરંતુ સામાન્ય શબ્દનો પ્રયોગ સમાસમાં થવો જોઈએ નહિ. पुरुषोऽयं व्याघ्रः इव शूर । નો पुरुषव्याघ्रः સમાસ થશે નહિ पुरुषव्याघ्रः સમાસમાં પહેલું પદ ઉપમેય છે અને બીજું ઉપમાન છે. તેથી બન્ને શબ્દો સમાનાધિકરણમાં નથી, છતાં અહીં સમાસ થયો છે, કારણ કે પુરુષ અને વ્યાઘ્રમાં શૌર્યરૂપી સમાન ગુણો હોવાથી સામાનાધિકરણ્ય માનવામાં આવે છે. શૌર્યને કારણે વ્યાઘ્ર જેવા પ્રાણીવિશેષનો ઉપમેય એવા પુરુષ ઉપર આરોપ કરવામાં આવે છે.

शूरशब्दप्रयोगे तु व्याघ्रशब्दो मृगे स्थितः ।
भिन्नेऽधिकरणे वृत्तेस्तत्र नैवास्ति संभवः ॥४३०॥

शूरः શબ્દ વાપરવામાં આવે છે ત્યારે વ્યાઘ્ર શબ્દ પશુ(વિશેષ) નો વાચક બને છે, અને તેથી બે અધિકરણો જુદાં હોવાથી સમાસ પ્રાપ્ત થતો નથી. (૪૩૦)

જ્યારે સામાન્ય ધર્મને તેને માટેના શબ્દ દ્વારા જણાવાતો હોય ત્યારે વ્યાઘ્ર શબ્દ પશુવિશેષના અર્થમાં સમજવામાં આવે છે, પુરુષ અને વ્યાઘ્રનાં અધિકરણ જુદાં હોવાથી વ્યધિકરણ પદોનો સમાસ થતો નથી. અહીં વ્યાઘ્રના શૌર્યનો પુરુષ ઉપર આરોપ પણ થતો નથી. જો આવી સ્થિતિ હોય તો સામાન્યાપ્રયોગે એવો પ્રતિષેધ કરવાની જરૂર નથી.

सामानाधिकरण्येऽपि गुणभेदस्य संभवात् ।
प्रयोगः शूरशब्दस्य समासेऽप्यनुपद्यते ॥४३१॥

(બન્ને શબ્દો વચ્ચે) સમાન અધિકરણ હોય તો પણ (શૌર્ય ગુણથી) જુદા ગુણનો સંભવ હોવાથી સમાસમાં શૂર શબ્દનો પ્રયોગ કરવામાં આવશે. (૪૩૧)

સામાન્યાપ્રયોગે એવા પ્રતિષેધની યોગ્યતા આ કારિકા જણાવે છે. વ્યાઘ્ર શબ્દ સાથે શૌર્ય, ક્રૂરતા, બળ વગેરે ગુણો જોડાયેલા છે. એમાંથી સમાન ગુણ શૌર્યની સ્પષ્ટતા કરવા માટે શૂરઃ નો પ્રયોગ થઈ શકશે. પરંતુ આવા પ્રયોગો ન થાય એટલા માટે પ્રતિષેધ જરૂરનો છે.

पूजोपाधिश्च यो दृष्टः कुत्सनोपाधयश्च ये ।
तेषां भिन्ननिमित्तत्वान्नियमार्था पुनः श्रुतिः ॥४३२॥

વખાણ દર્શાવતો શબ્દ અને નિન્દા દર્શાવતા શબ્દનાં નિમિત્ત જુદાં હોવાથી (તેમાંના એકને) બીજાથી જુદો દર્શાવવા પ્રયોજવામાં આવે છે. (૪૩૨)

पुरुषव्याघ्रः । પ્રયોગમાં વ્યાઘ્રમાં શૌર્ય, બળ વગેરે ઘણાં લક્ષણો રહેલાં છે. સામાન્ય રીતે વાઘ કે સિંહને ઉપમાન તરીકે રજૂ કરવાની પાછળ આવા ગુણોનો જ ભાવ હોય છે, તેમના ક્રૂરતા વગેરેનો નહિ. તેથી સમાસ માટે शूरः શબ્દ વાપરવાની જરૂર નથી. પરંતુ વ્યાઘ્રના વખાણપાત્ર ગુણો ઘણા છે. તેમાંથી ઉપમેયમાં સાધારણ ગુણનો ખ્યાલ ચોક્કસ સંદર્ભ ઉપરથી જ આવે, તેથી અવધારણ અર્થાત્ ચોકસાઈ માટે शूरः શબ્દ વાપરવામાં આવે છે.

આવી જ સ્થિતિ નિન્દા દર્શાવનાર શબ્દની છે, જેમકે श्वा काकः । માં અશુચિલક્ષણ, ચંચળતા વગેરે નિન્દ્ય લક્ષણોમાંથી એકને અંગે ચોકસાઈ કરવી હોય તો તે શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે.

असंभवेऽपि या वृत्तेः स्यादेतल्लिङ्गदर्शनम् ।
अच्वेरिति यथा लिङ्गमभावेऽपि भृशादिषु ॥४३३॥

સૂત્ર (૩-૧-૧૨)માં अच्वेः પ્રયોગ भृशादि ગણના શબ્દો પછી ચ્વિની પ્રાપ્તિ થતી ન હોવા છતાં भृशादि અંગે જેમ જ્ઞાપક બને છે તેમ, સમાસ થઈ શકતો ન હોય તો પણ, આ સામાન્યાપ્રયોગે એવો ઉલ્લેખ જ્ઞાપક તરીકે સમજવામાં આવે છે. (૪૩૩)

पुरुष व्याघ्र इव शूर । મા पुरुष શબ્દ शूर ની સાથે સંકળાયેલો છે, તેથી તેને સાપેક્ષ ગણવામા આવે છે અને सापेक्ष असमर्थं भवति । એવો પ્રતિષેધ ન હોત તો પણ સમાસ થાત નહિ પરંતુ આવો પ્રતિષેધ ઉલ્લેખ પામ્યો છે જ, તેથી સામાન્યાપ્રયોગે શબ્દ સમાસપ્રાપ્તિ માટે ઉપયોગી બનશે અને તેથી भवति च प्रधानस्य सापेक्षस्यापि समास । એવુ વચન ભાષ્યકારે રજૂ કર્યું છે

આ પ્રમાણે અભૂતતદ્ભાવ અર્થમા च्वि પ્રત્યય જેને લગાવવામા આવે છે એવા भृश, शीघ्र વગેરે પ્રાતિપાદિકોને भू ધાતુના અર્થમા क्यङ् પ્રત્યય લાગે છે અને તે પ્રાતિપદિકોને અન્તે हल् હોય તેનો લોપ થાય છે, જેમકે अभृश भृश भवति भृशायते । (भृशादिभ्यो भुव्यच्वेर्लोपश्च हल । ३ १ १२) સૂત્ર અંગે વાર્તિકકાર જણાવે છે કે भृश વગેરે શબ્દો च्वि પ્રત્યયાન્ત હોવા જોઈએ નહિ એવો અર્થ છે । ચ્વિ પ્રાપ્ત થતો પ્રતિષેધ નિરર્થક છે, કારણ કે भवति ધાતુના અર્થમા क्यङ् નુ વિધાન કરવામા આવ્યુ છે તેથી શબ્દ જ્ઞાપક બનશે, અર્થાત્ જે અર્થમા च्वि પ્રત્યય લગાવવામા આવે છે તે જ અર્થમા क्यङ् લાગે છે એમ અભૂતતદ્ભાવ અર્થમા क्यङ् ની સિદ્ધિ થશે

> वत्यान्तावयवे वाक्ये यदौपम्य प्रतीयते ।
> तत्प्रत्ययविधौ सूत्रे निर्देशोऽयं विचार्यते ॥४३४॥

વતિ જેને અંતે છે એવો શબ્દ જેનો અવયવ છે એવા વાક્યમા જે સરખામણી સમજવામા આવે છે તેના બોધક પ્રત્યયના વિધાન અંગે સૂત્રમાના આ નિર્દેશનો વિચાર કરવામા આવે છે (૪૩૪)

ब्राह्मणवदधीते क्षत्रिय । क्षत्रियवद् युध्यते । વગેરે પ્રયોગોમા वत् પ્રત્યયાન્ત શબ્દો ब्राह्मणवत् અને क्षत्रियवत् પ્રાપ્ત થાય છે આ પ્રયોગો ઉપમાનોપમેયભાવ અર્થાત્ સરખામણી દર્શાવે છે तेन तुल्य क्रिया चेद् वति । સૂત્ર (૫ ૧ ૧૧૫) જણાવે છે કે તેની ક્રિયાના જેવી ક્રિયા છે એવા અર્થમા પ્રાતિપદિકને वत् પ્રત્યય લાગે છે આ સૂત્ર તદ્ધિત વૃત્તિનો ઔપમ્ય સાથે કેવો સંબંધ છે તે દર્શાવે છે અહી ઔપમ્યનો આશ્રય ક્રિયા છે અને તે ઉપમાન અને ઉપમેય બન્નેમા પ્રાપ્ત થાય છે તેમ છતા ક્રિયાની સાથે કોનો સંબંધ છે તે તપાસવુ જોઈએ

> क्रियेत्युपाधि प्राथम्यात् प्रकृत्यर्थस्य यद्यपि ।
> न प्रातिपदिक तत्र क्रियावाच्युपपद्यते ॥४३५॥

(સૂત્રમા) પ્રકૃતિનો અર્થ પહેલા પ્રાપ્ત થતો હોવાથી ક્રિયા, પ્રકૃતિ(શબ્દ) નુ પરિચ્છેદક વિશેષણ બનવુ જોઈએ, છતા પ્રાતિપાદિક ક્રિયાનુ વાચક બનતુ પ્રાપ્ત થતુ નથી (૪૩૫)

तेन तुल्य० । સૂત્રમા तेन એવો તૃતીયાન્ત પ્રકૃતિશબ્દ ઉપમાનનો વાચક છે આ તૃતીયાન્ત પ્રકૃતિશબ્દને वति પ્રત્યય લાગશે वति પ્રત્યયાન્ત આ ઉપમાન શબ્દ, ઉપમેયના

સંદર્ભમાં ગૌણ છે. તેન પછી આવતો તુલ્યં શબ્દ વતિ પ્રત્યયના અર્થરૂપે છે, ત્યારપછી પ્રાપ્ત થતો ક્રિયા શબ્દ જે વિશેષણ છે તે પાસે હોવાને કારણે પ્રકૃત્યર્થ અથવા પ્રત્યયાર્થ સાથે જોડાય છે. સાસ્ય દેવતા । (૪.૨.૨૪, દેવતાવિશેષના વાચક શબ્દને તે છે જેના એ અર્થમાં અણ્ પ્રત્યય લાગે છે) અને તેન રક્તં રાગાત્ । (૪.૨.૧, રંગવાચક શબ્દને રંગેલું એવા અર્થમાં અણ્ પ્રત્યય લાગે છે) સૂત્રોમાં જેમ સા અને તેન ના વિશેષણ તરીકે દેવતા અને રાગાત્ શબ્દો છે તેમ અહીં તેન તુલ્યં૦ । સૂત્રમાં પણ તેન ના વિશેષણ તરીકે ક્રિયા એવો શબ્દ સમજવાનો છે.

પરંતુ સત્ત્વવાચક પ્રાતિપદિકને તૃતીયા લાગે છે, સાધ્યરૂપ ક્રિયાવાચી શબ્દને નહિ, એવી મુશ્કેલી આવે છે.

सत्त्ववृत्तस्य शेषे वा तृतीया साधनेऽपि वा ।
तिङामसत्त्ववाचित्वादुभयं तन्न विद्यते ॥४३६॥

સત્ત્વવાચક શબ્દને શેષ અર્થમાં અથવા સાધન અર્થમાં તૃતીયા પ્રાપ્ત થાય છે. ક્રિયારૂપો અસત્ત્વવાચક હોવાથી ત્યાં બન્નેમાંથી (એક પણ અર્થ) પ્રાપ્ત થતો નથી. (૪૩૬)

જાતિ, ગુણ અને ક્રિયા સાથે સંબંધવાળો અને આ તે છે એવા નામે ઓળખાતો પદાર્થ દ્રવ્ય અર્થાત્ સત્ત્વ કહેવાય છે. સત્ત્વવાચક પ્રાતિપદિકનો તૃતીયા સાથે સંબંધ થાય છે. આવા પ્રાતિપદિકનો અર્થ બીજાના ઉપકાર માટે યોગ્ય હોવાથી તૃતીયા અથવા ષષ્ઠીના શેષ અર્થ સાથે જોડાય છે, જેમકે, अध्ययनेन वसति । दध्ना जडः । तपसा कृशः । धनेन कुलम् । વગેરે. કોઈ સ્થળે આવો સંબંધ ક્રિયાકારકરૂપ હોય છે, જેમ કે दात्रेण लुनाति । परशुना छिनत्ति । આખ્યાત ક્રિયાનું વાચક હોવાથી ઉપરના બન્ને પ્રસંગોમાં તૃતીયા પ્રાપ્ત થશે નહિ.

पाकादयस्तृतीयान्ताः सत्त्वधर्मसमन्वयात् ।
न क्रियेत्यपदिश्यन्ते कृत्वोऽर्थप्रत्यये यथा ॥४३७॥

જેમ કૃત્વસુચ્ પ્રત્યય સાથે જોડાવા માટે તેમને ક્રિયા તરીકે ઓળખવામાં આવતા નથી, તેમ પાક વગેરે શબ્દો દ્રવ્યના (લિંગ, સંખ્યા વગેરે) ધર્મો સાથે જોડાયેલા હોવાથી તૃતીયાન્ત હોય છે અને ક્રિયા તરીકે ઓળખાતા નથી (૪૩૭)

ક્રિયાવાચક શબ્દો તૃતીયા સાથે જોડાતા નથી છતાં પાક વગેરે શબ્દો ક્રિયા દર્શાવતા હોવાથી તેમનો તૃતીયા સાથે સંબંધ થશે, કારણ કે, જેમને અંતે કૃત્ પ્રત્યય છે એવા શબ્દો વડે દર્શાવાતી ક્રિયા દ્રવ્ય જેવી સમજવામાં આવે છે તેથી પાક વગેરે શબ્દોને તૃતીયાના પ્રત્યયો લાગી શકશે હવે દ્રવ્ય જેવી મનાતી ક્રિયાને ક્રિયા જ સમજવામાં આવી છે. તેથી कृत्वसुच् પ્રત્યય, જે ક્રિયાની અભ્યાવૃત્તિ અર્થાત્ પુનરાવર્તન દર્શાવે છે તેને પાક વગેરે સાથે વાપરી શકાતો નથી, જેમ કે, पञ्चकृत्वः पाकः એમ કહેવામાં આવતું નથી. તેથી પાક વગેરે શબ્દોને ક્રિયા કહેવાશે નહિ.

ये चाव्ययकृतः केचित् क्रियाधर्मसमन्विताः ।

तेषामसत्त्ववाचित्वं तिङन्तैर्न विशिष्यते ॥४३८॥

કૃત્ પ્રત્યય જેમને અંતે છે તેવાં અને ક્રિયાનાં લક્ષણો દર્શાવતા અર્થ સાથે જોડાયેલાં જે અવ્યયો છે, તે અસત્ત્વનું કથન કરે છે અને ક્રિયારૂપોથી જુદાં સમજાતાં નથી. (૪૩૮)

તુમુન્, क्त्वा વગેરે કૃત્ પ્રત્યયાન્ત શબ્દો ક્રિયારૂપો જેવા છે, કારણ કે તે સત્ત્વવાચી નથી, તેથી તે તૃતીયાન્ત બની શકતા નથી.

कृत्यसुच्विषया यापि शयितव्यादिषु क्रिया ।

उपमानोपमेयत्वं तत्राऽत्यन्तमसंभवि ॥४३९॥

કૃત્યસુચ્ પ્રત્યય સાથે જોડાયેલ शयितव्यम् વગેરે શબ્દો દ્વારા દર્શાવાતી જે ક્રિયા છે, ત્યાં ઉપમાનોપમેયભાવનો અત્યંત અસંભવ છે (૪૩૯)

न केवलौ द्रव्यगुणौ तद्वान् वाप्युपमीयते ।

शयितव्यादिभिस्तेषु नोपमार्थोऽस्ति कश्चन ॥४४०॥

માત્ર દ્રવ્ય કે માત્ર ગુણ અથવા દ્રવ્યવાન કે ગુણી, शयितव्यम् જેવા-શબ્દો વડે દર્શાવાતી ક્રિયા સાથે સરખાવી શકાતા નથી. કારણ કે તેમની વચ્ચે ઉપમાનું નિમિત્ત મળતું નથી. (૪૪૦)

शयितव्य વગેરે પ્રયોગો વડે વાચ્ય ક્રિયા સાથે દ્રવ્ય, ગુણ, દ્રવ્યવાન્ કે ગુણીને સરખાવી શકાતા નથી. દ્રવ્ય પોતાની મેળે સિદ્ધ હોવાથી ઉપમેય બની શકતું નથી. शयितव्य અને देवदत्त જેવા ક્રિયાશબ્દ અને દ્રવ્યશબ્દ વચ્ચે સાદૃશ્યરૂપ નિમિત્ત મળતું નથી. એ પ્રમાણે शयितव्य અને स्थूल વચ્ચે પણ ઔપમ્યનું કોઈ નિમિત્ત મળતું નથી. જેમ चन्द्रमुखम् માં પ્રસિદ્ધ ઔપમ્ય મળે છે તેવું ઉપરનાં ઉદાહરણોમાં મળતું નથી.

उपमानोपमेयत्वे द्रव्ये चानुक्तधर्मिणि ।

निमित्तत्वेन गम्यन्ते रूढयोगाः क्रियागुणाः ॥४४१॥

સાધારણ ધર્મના ઉલ્લેખ વિનાના દ્રવ્યમાં દૃઢ અનેલા સંબંધવાળા (સાધારણ ધર્મરૂપી) ક્રિયા અથવા ગુણો ઉપમાનોપમેયરૂપ સંબંધમાં નિમિત્ત તરીકે સમજવામાં આવે છે. (૪૪૧)

होतव्यसदृशो होतेत्यत्राप्यर्थो न विद्यते ।

विरोधात् क्रियया तस्मात् क्रियावान् नोपमीयते ॥४४२॥

'યજ્ઞકાર્યના જેવો હોતા છે' એવા પ્રયોગમાં પણ વિરોધને કારણે (ઉપમાનો) અર્થ પ્રાપ્ત થતો નથી, તેથી ક્રિયાના કર્તાને ક્રિયા સાથે સરખાવવામાં આવતો નથી. (૪૪૨)

शयितेन तुल्यं शायक । (શયનકાર્ય જેવો સૂનારો છે), होतव्येन तुल्यो होता । (યજ્ઞકાર્ય જેવો હોતા છે) જેવા પ્રયોગોમા કૃત્પ્રત્યય વાળા ક્રિયાવચન સાથે ક્રિયાવાનની સરખામણી યોગ્ય નથી કારણ કે, ક્રિયા સાધ્યસ્વભાવ છે અને કર્તા સિદ્ધસ્વભાવ છે

क्रिया समानजातीया तद्भावान्नोपमीयते ।

जातिभेदेऽपि पाकेन भिन्ना पाकादय क्रिया ॥४४३॥

સરખા સ્વભાવવાળી એક ક્રિયાને, તેની (બીજી) ક્રિયા સાથે એકરૂપતાને કારણે, સરખાવી શકાતી નથી, અથવા ભિન્ન જાતિ વાળો પાક ક્રિયા સાથે પણ સરખાવી શકાતી નથી, કારણ કે પાક વગેરે ક્રિયાઓ એકબીજાથી ભિન્ન હોય છે (૪૪૩)

आधारभेदाद् भिन्नायामुपमानस्य सभव ।

अध्येतव्येन विप्राणा तुल्यमध्ययन विशाम् ॥४४४॥

બ્રાહ્મણોના અધ્યયનના સરખુ ક્ષત્રિયનુ અધ્યયન હોય છે, જુદા આધારને કારણે ભિન્ન (એવી ક્રિયામા) ઔપમ્ય સભવે છે (૪૪૪)

अर्थात्प्रकरणाद् वापि यत्रापेक्ष्य प्रतीयते ।

सामर्थ्यादनपेक्षस्य तस्य वृत्ति प्रसज्यते ॥४४५॥

અર્થને કારણે અથવા સદર્ભને કારણે જેની અપેક્ષા હોય તેને સમજવામા આવે ત્યારે અપેક્ષા વિનાના તે (ક્રિયાવાચક શબ્દ)નો તેની સાથે સામર્થ્યને કારણે સંબધ પ્રાપ્ત થાય છે (૪૪૫)

तैलपाकेन तुल्ये च घृतपाके विवक्षिते ।

क्रियावदपि कार्याणा दर्शनात् प्रत्ययो भवेत् ॥४४६॥

ઘીમા કરેલી રસોઈ, તેલમાં કરેલી રસોઈની બરાબર છે એમ જ્યારે કહેવાતુ હોય ત્યારે ક્રિયાના આશ્રયે રહેવા બીજા વ્યાકરણકાર્યો પ્રાપ્ત થતા હોવાથી વતિ પ્રત્યય(ને પ્રયોગ) શક્ય બનશે (૪૪૬)

अतिङ्ग्रहणमेव तु समासस्य निवर्तकम् ।

गमन कारकस्येति ण्वुल्यन्यस्मिन्न सभवेत् ॥४४७॥

(उपपदमतिङ् । २ २-१९ સૂત્રમા) अतिङ् નો ઉલ્લેખ गमन कारकस्य । જેવા સમાસોની નિવૃત્તિ માટે છે. સૂત્ર ण्वुल्तृचौ (૩-૧-૧૩૩) પ્રમાણે પ્રાપ્ત થનારો ण्वुल् પ્રત્યય જેને અતે છે તેવા (ક્રિયાવાચક શબ્દના) સમાસનો સભવ નથી (૪૪૭)

सर्वस्य परिहारार्थं समुदायत्वमाश्रितम् ।

शुद्धाया सभवान्न स्यात् क्रियाया ब्राह्मणादिषु ॥४४८॥

શબ્દો (ગુણ)સમુદાયના વાચક છે, (એવો વિચાર) બધા દોષોના પરિહાર માટે ભાષ્યકારે સ્વીકાર્યો છે, (અન્યથા) શુદ્ધ ક્રિયા દર્શાવતો શબ્દ પ્રાપ્ત થવાનો સભવ હોવાથી, બ્રાહ્મણ વગેરે શબ્દોમાં વતિ પ્રત્યય લાગશે નહિ (૪૪૮)

उपमानविवक्षायां स्वधर्मश्च निवर्तते ।

क्रियाया न श्रुताद् यस्मादुपमानं समाप्यते ॥४४९॥

ઉપમાનની વિવક્ષા હોય ત્યારે ક્રિયાનો પોતાનો (અસત્ત્વરૂપ ધર્મ નિવૃત્ત થાય છે, કારણ કે ક્રિયાના માત્ર (શબ્દરૂપ) શ્રવણથી ઉપમાનત્વ પરિપૂર્ણ બનતું નથી. (૪૪૯)

तृतीयोऽप्याश्रितो भेदो धर्मः साधारणो द्वयोः ।

व्यापारवान् न कृत्स्नस्य साम्यं कृत्स्नेन विद्यते ॥४५०॥

(ઉપમાન અને ઉપમેય) બન્નેમાં સાધારણ ધર્મ (રૂપે રહેલા) વિશેષને ક્રિયાશીલ સમજવામાં આવ્યો છે. એકના સઘળાનું બીજાના સઘળા સાથે સામ્ય હોતુ નથી. (૪૫૦)

ઔપમ્યનો આધાર ઉપમાન અને ઉપમેય ઉપરાંત સામાન્યધર્મ ઉપર છે. આ ધર્મ એક વિશેષ રૂપે હંમેશા ક્રિયાશીલ રહે છે કારણ કે તે બન્નેની સાથે સમવાય સંબંધથી રહેલો છે. આ સાધારણ ધર્મ ઉપમાન અને ઉપમેય એમ બન્નેમાં સમાન છે. પરંતુ ઉપમાનના બધા ધર્મો ઉપમેયના બધા ધર્મોના સરખા નથી. જો એમ હોય તો ભેદ પ્રાપ્ત થાય નહિ અને ભેદના અભાવે ઔપમ્ય ટકી શકે નહિ.

द्रव्ये वापि क्रियायां वा निमित्तात् तत् प्रकल्पते ।

क्रियाणां विद्यमानत्वाद् वृत्तिर्न स्याद् गवादिषु ॥४५१॥

દ્રવ્ય હોય કે ક્રિયા પરંતુ તે (સામ્ય) તેના નિમિત્તને કારણે (જ) સમજવામાં આવે છે. શુદ્ધ ક્રિયાઓની હાજરીને કારણે ગો વગેરે શબ્દોની સાથે (તદ્ધિત) વૃત્તિ પ્રાપ્ત થશે નહિ. (૪૫૧)

પદાર્થોની વચ્ચે સાદૃશ્ય આવશ્યક હોવાને કારણે ઉપમાન દ્રવ્ય હોય કે ક્રિયા પરંતુ બન્ને વચ્ચેનું સામ્ય તેના નિમિત્ત એવા સાધારણ ધર્મ ઉપર આધાર રાખે છે.

શુદ્ધ દ્રવ્યને જો ઉપમાન સમજવામાં આવે તો તે બીજા દ્રવ્યનું પરિચ્છેદક બની શકશે નહિ, તેથી તેને ગુણની અપેક્ષા રહેશે. તે પ્રમાણે શુદ્ધ ક્રિયા પણ ઉપમાન તરીકે સમજવામાં આવે તો ગૌણ ક્રિયા દર્શાવનાર ગો, બ્રાહ્મણ વગેરે શબ્દોને વતિ પ્રત્યય શા માટે ઉમેરવામાં આવે ? ગૌણ અને મુખ્ય એમ બે અંગે કાર્ય કરવાનું હોય ત્યારે મુખ્યમાં જ કાર્ય થાય છે એવા પરિભાષાનિયમને કારણે ગોવત્, બ્રાહ્મણવત્ એવા તદ્ધિતવૃત્તિવાળા પ્રયોગો થશે નહિ.

अभावात् केवलायास्तु तद्वानर्थः प्रतीयते ।

प्रधानासंभवे युक्ता लक्षणार्था क्रियाश्रुति ॥४५२॥

એકલી શુદ્ધ ક્રિયાનો અભાવ હોવાથી ક્રિયાવાન અર્થને સમજવામાં આવે છે. મુખ્ય અર્થ સંભવતો ન હોય ત્યારે ક્રિયા (તેનો) ગૌણ અર્થ દર્શાવે છે. (૪૫૨)

तेन तुल्यं । સૂત્રમાં તેન પદ પહેલું પ્રાપ્ત થાય છે. ક્રિયા શબ્દ તેનું વિશેષણ બને છે ત્યારે પ્રકૃત્યર્થવિશેષણ પક્ષમાં ઉપમાન એવી ક્રિયા સાધારણ ધર્મનો આશ્રય કરતી હોવાથી શુદ્ધ અને એકલી અર્થાત્ સાધારણ ધર્મ વિનાની રહેતી નથી. આમ બને ત્યારે ક્રિયાનો લાક્ષણિક અર્થાત્ ગૌણાર્થ સમજવામાં આવે છે.

क्रियान्तरेषु सापेक्षाः क्रियाशब्दाः क्रियान्तरे ।
उपकाराय गृह्यन्ते यथैव ब्राह्मणादयः ॥४५३॥

જેમ બ્રાહ્મણ વગેરે (શબ્દો ઉપમેયના નિશ્ચયરૂપ ઉપકાર માટે પ્રયોજવામાં આવે છે) તેમ ઉપમાનથી જુદી ક્રિયાના ઉપકાર માટે ક્રિયાશબ્દો બીજી ક્રિયાઓની અપેક્ષા રાખતા હોય છે તેમ સમજવામાં આવે છે. (૪૫૩)

यथा प्रकर्षः सर्वत्र निमित्तान्तरहेतुकः ।
द्रव्यवद् गुणशब्देऽपि स निमित्तमपेक्ष्यते ॥४५४॥

જેમ પ્રકર્ષ બધે કોઈક બીજા નિમિત્ત ઉપર આધાર રાખે છે તેમ, દ્રવ્યવાચક શબ્દની જેમ ગુણશબ્દમાં પણ તે (પ્રકર્ષ) બીજા નિમિત્તની અપેક્ષા રાખે છે. (૪૫૪)

દ્રવ્યને પોતાનો પ્રકર્ષ કે અપકર્ષ હોતો નથી એવા ન્યાયને કારણે કોઈક બીજા ધર્મની અપેક્ષા રહે છે. शुक्लतरः पटः । માં પોતાની સાથે જોડાયેલા શુક્લ ગુણ રૂપી નિમિત્તની અપેક્ષા પટને હોય છે; એ પ્રમાણે જ્યારે શુક્લ ગુણને પ્રકર્ષની અપેક્ષા રહે છે ત્યારે દ્રવ્યરૂપ બનતો ગુણ ભાસ્વરત્વ એવા બીજા નિમિત્તની અપેક્ષા રાખે છે અને તેથી शुक्लतरं अस्य रूपं એમ કહેવામાં આવે છે અહીં ભાસ્વરત્વ શુક્લ ગુણના પ્રકર્ષનું નિમિત્ત બને છે.

यो य उच्चार्यते शब्दः स स्वरूपनिबन्धनः ।
यथा तयोपमानेषु व्यपेक्षा न निवर्तते ॥४५५॥

જે શબ્દ ઉચ્ચારવામાં આવે છે તે તેના સ્વરૂપ ઉપર આધાર રાખે છે, તેમ ઔપમ્યમાં પણ કોઈક સાધારણ ધર્મની અપેક્ષાનો અભાવ હોતો નથી. (૪૫૫)

સ્થાન અને પ્રયત્નરૂપી નિમિત્તના આશ્રયવાળો ક્રમવાન શબ્દ પ્રયોગમાં પ્રાપ્ત થનારા તેના સ્વરૂપ ઉપર આધાર રાખે છે તેમ ઔપમ્ય પણ ઉપમાન અને ઉપમેયની વચ્ચે સાધારણ ધર્મ રૂપે રહેલા નિમિત્તની અપેક્ષા રાખે છે આવી અપેક્ષા કદી દૂર થતી નથી.

क्रियापृक्तेस्तृतीयान्तस्यैवं चासंभवे सति ।
प्रसिद्धन्यायकरणो भाष्ये युजिरुदाहृत ॥४५६॥

આ પ્રમાણે તૃતીયાન્ત શબ્દ ક્રિયાનું અભિધાન કરનારો બની શકતો ન હોવાથી, જેનું ઔચિત્ય રૂપી અર્થવાળું કરણ પ્રસિદ્ધ છે એવા युज् ધાતુનો પ્રયોગ ભાષ્યમાં કરવામાં આવ્યો છે (૪૫૬)

तेन तुल्यं क्रिया चेद् वतिः । (5 1 115) સૂત્ર ઉપરના ભાષ્યની શરૂઆતમાં इदमयुक्तं वर्तते । એવું વચન મૂકવામાં આવ્યું છે અહીં युज् ધાતુના કરણનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, તે જાણીતું છે કારણ કે તૃતીયાન્ત શબ્દ ક્રિયાનું અભિધાન કરનારો બની શકતો નથી એવો ન્યાય ઉચિત છે ક્રિયાના સ્વરૂપનો વિચાર કરતાં સાધનનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવતો નથી જો સાધન પ્રસિદ્ધ હોય તો अर्हन् (યોગ્યતાવાળો) અને वर्तति એવા પ્રયોગો સાથે સત્કાર અને વૃત્તિ જેવા કર્મશબ્દો પ્રયોજાતા નથી, કારણ કે કર્મરૂપ સાધનો પ્રસિદ્ધ છે

अन्तर्भूते तु करणे प्रयोगो न पुनर्भवेत् ।
न्यायेनायुक्तमित्यत्र जीवतौ प्राणकर्मवत् ॥४५७॥

(ધાતુના અર્થમાં) કરણનો સમાવેશ થતો હોય તો जीवति ના કર્મ प्राणान् ।ની જેમ न्यायेन अयुक्तम् (ઔચિત્યને કારણે નહિ ઉલ્લેખાયેલું) એવો न्यायेन નો ફરીવાર પ્રયોગ થતો નથી. (૪૫૭)

जीवति, अस्ति જેવા શબ્દો સાથે प्राणान् जीवति । आत्मान अस्ति । જેવા પ્રયોગોમાં પ્રાપ્ત થતા प्राणान् કે आत्मान् શબ્દો વપરાતા નથી તે શબ્દોનો ક્રિયારૂપોના અર્થોમાં સમાવેશ થાય છે આમ હોવાથી अयुक्त મા ઔચિત્યરૂપ કરણ પ્રસિદ્ધ હોવાથી न्यायेन નો ઉલ્લેખ ભાષ્યકારે કર્યો નથી

शास्त्राभ्यासाच्च भेदोऽयमयुक्तमिति वर्ण्यते ।
अशोभनमसम्बद्धमिति रूढिर्व्यवस्थिता ॥४५८॥

(વ્યાકરણ શાસ્ત્રના) અભ્યાસને કારણે अयुक्त પ્રયોગને न युक्त (નહિ જોડાયેલું એમ) છુટો પાડીને સમજાવવામાં આવે છે વાસ્તવમાં अशोभनम् (અસુંદર) असम्बद्धम् (સંબંધ વિનાનું) એવો રૂઢ અર્થ વ્યવહારમાં દૃઢ થયેલો છે (૪૫૮)

સામાન્ય વપરાશમાં એવા અસંખ્ય શબ્દો છે જેમને રૂઢિ શબ્દો તરીકે સમજવામાં આવ્યા છે તેમનો પ્રકૃતિપ્રત્યયવિભાગ કરવામાં આવતો નથી અયોગ્ય એવા અર્થવાળો अयुक्तम् શબ્દ પણ આવો જ શબ્દ છે જેને માટે વ્યવહારમાં अशोभनम्, 'અશુભનું', असम्बद्धम्, 'સંબંધ વિનાનું એવા અર્થો પ્રાપ્ત થાય છે अयुक्तम्मां युज् ધાતુની કલ્પના કરવી યોગ્ય નથી તો પછી તેના કરણનો ઉલ્લેખ કર્યો છે કે નહિ, તેની ચર્ચા કરવાની કશી જરૂર નથી શાસ્ત્રના અભ્યાસને કારણે આવી ચર્ચાઓ થાય છે

તૃતીયાન્ત શબ્દ ક્રિયાનો વાચક બનતો નથી એવા નિયમને પ્રાપ્ત કરવા માટે ભર્તૃહરિએ तेन तुल्य० સૂત્રનો કેવો ઉપયોગ કર્યો છે તે સ્પષ્ટ થાય છે એટલું જ નહિ, પરંતુ इदं अयुक्तं वर्तते । मा अयुक्त ઉપરથી વ્યાકરણ દર્શનના બે સિદ્ધાન્તો–શબ્દ હમેશાં

અભિન્ન હોય છે અને માત્ર શાસ્ત્રપ્રક્રિયા માટે જ તેમાં પ્રકૃતિપ્રત્યયની કલ્પના કરવામાં આવે છે–ને કેવી રીતે અને કેવા સંદર્ભમાં રજૂ કર્યો છે તે આનંદ તેમજ આશ્ચર્યનો વિષય છે.

विविभक्ति प्रकृत्यर्थे प्रत्युपाधिः कथं भवेत् ।
विभक्तिपरिणामे च प्रकल्प्यं विषयान्तरम् ॥४५९॥

વિશેષ્યથી જુદી વિભક્તિવાળો શબ્દ પ્રકૃતિના અર્થ માટે ઉપાધિ કેવી રીતે બની શકે? વિભક્તિનો ફેરફાર કરવાનો હોય તો (ફેરફાર ને માટે) બીજા કોઇ વિષયની કલ્પના કરવી પડશે. (૪૫૯)

तेन तुल्यं० સૂત્રમાં तेन એવો તૃતીયાન્ત પ્રકૃતિશબ્દ વિશેષ્ય છે અને તેથી મુખ્ય છે. તેની સાથે क्रिया એવો પ્રથમાન્ત શબ્દ જે तेन થી જુદી વિભક્તિનો છે તે ઉપાધિ રૂપે કેવી રીતે યોજી શકાય, કારણ કે બન્ને વચ્ચે સામાનાધિકરણ્ય નથી. हरते र्दृतिनाथयोः पशौ । (૩ ૨.૨૫) સૂત્ર ઉપરથી दृतिहरि. पशुः । ઉદાહરણ સિદ્ધ થાય છે. આ સૂત્રમાં कर्तरि कृत् । સૂત્રની અનુવૃત્તિ હોવાથી कर्तरि શબ્દની ઉપાધિ રૂપે पशौ શબ્દ છે. બન્ને સમાન અધિકરણમાં છે तेन तुल्यं० સૂત્રમા क्रिया ની તૃતીયા વિભક્તિ કરી શકાશે નહિ, કારણ કે, સૂત્રમાંના क्रिया શબ્દની વિભક્તિનો ફેરફાર કરવા માટે કોઈક બીજા વિષયની કલ્પના કરવી પડશે, જ્યાં આવો ફેરફાર યોગ્ય સમજવામા આવે. અહીં મીમાંસાના ઊહના નિયમને લાગૂ પાડી શકાશે નહિ.

विभक्त्यन्तरयोगो हि यस्य तद्विषयान्तरे ।
विभक्त्यन्तरसंबन्ध. सामर्थ्यादनुमीयते ॥४६०॥

सारूप्यात् तु तदेवेदमिति तत्रोपचर्यते ।
शब्दान्तर विभक्त्या तु युक्तं शास्त्रे तदश्रुतम् ॥४६१॥

જે શબ્દ કોઇક વિષયમાં બીજી વિભક્તિમા પ્રાપ્ત થતો હોય તે શબ્દનો કોઇક બીજા વિષયમાં બીજી વિભક્તિ સાથેનો સંબંધ, સામર્થ્યને કારણે કલ્પી શકાય છે.

(જુદી) વિભક્તિ સાથે જોડાયેલા બીજા શબ્દ માટે સાદશ્યને કારણે, આ તે જ (શબ્દ) છે એવો અભેદારોપ કરવામા આવે છે. પરંતુ (વ્યાકરણ) શાસ્ત્રમાં આ બાબત જાણીતી નથી (૪૬૦-૪૬૧)

भूवादयो धातव. । (૧.૩ ૧, भू વગેરેને ધાતુઓ કહેવાય છે) સૂત્રમાં धातव. શબ્દ પ્રથમામાં હોવાથી સૂત્રનો અર્થ પણ પ્રથમાનો થશે. પરંતુ अनुदात्तङित आत्मनेपदम् । (૧.૩ ૧૨) સૂત્રમાં धातव.ની અનુવૃત્તિ થાગે છે, પણ ત્યા તેની પંચમી સમજવી પડશે.

મીમાંસાશાસ્ત્રમાં લિંગ, વચન અને વિભક્તિના વિપરિણામ માટે ઊહ શબ્દ વપરાય છે આ ઊહનો સંબંધ વિકૃતિ સાથે છે, પ્રકૃતિ સાથે નહિ પ્રકૃતિમાં ઉપયોગમાં લેવામાં આવેલ શબ્દનો વિકૃતિમાં ઊહ થાય છે પરંતુ તેન તુલ્યં૦ । સૂત્ર માટે આ ન્યાય લાગશે નહિ

प्रकृतिश्चेत् तृतीयान्ता तेनेत्यस्मात् प्रतीयते ।
क्रियेति प्रथमान्ता सा कथं भवितुमर्हति ॥४६२॥

જો તેન શબ્દ ઉપરથી પ્રકૃતિશબ્દ તૃતીયાન્ત છે એમ સમજાતું હોય તો ક્રિયાશબ્દ પ્રથમાન્ત કેવી રીતે હોઈ શકે ? (૪૬૨)

क्रिययेति तृतीया च प्रयोगे कस्य कल्प्यताम् ।
तेनेत्यस्य हि संबन्धः सूत्रस्थेन न विद्यते ॥४६३॥

क्रियया એવો તૃતીયાન્ત શબ્દ કયા શબ્દના પ્રયોગ સાથે કલ્પી શકાશે ? સૂત્રમાંના તેન શબ્દનો તેની સાથે સંબંધ નથી (૪૬૩)

ક્રિયા શબ્દની વિભક્તિ બદલવામાં આવે તો પણ તે સ્ત્રીલિંગમાં હોવાથી તેન સાથે તેનો સંબંધ થશે નહિ

सोपस्कारेषु सूत्रेषु वाक्यशेषः समर्थ्यते ।
तेन यत् तत् तृतीयान्तं क्रिया चेत् सेति गम्यते ॥४६४॥

સૂત્રોનો અર્થ પૂર્ણ કરવાનો હોવાથી અધ્યાહૃત શબ્દો ઉમેરવામાં આવે છે. તેથી 'જે તૃતીયાન્ત શબ્દ છે તે ક્રિયા દર્શાવતો હોય તો' એમ (વૃત્તિમાં) સમજવામાં આવે છે (૪૬૪)

उपाधेः कस्यचिद् वाक्ये प्रयोग उपलभ्यते ।
प्रतीयमानधर्मान् यो न कदाचित्प्रयुज्यते ॥४६५॥

(કેટલીક વાર) વિગ્રહ વાક્યમાં કોઈક ઉપાધિવાચક શબ્દનો પ્રયોગ થાય છે, પોતાના વડે સૂચવાતા ધર્મોનો (જે ઉલ્લેખ કરતો નથી) તેવા ઉપાધિનો કદાપિ પ્રયોગ થતો નથી (૪૬૫)

तदस्या प्रहरणम् । (૪ ૨ ૫૭) સૂત્રથી પ્રત્યય સાક્ષાત્ વિધાન થતું નથી, કારણ કે પંચમીનો ઉલ્લેખ નથી પરંતુ दण्डः प्रहरणं अस्यां क्रीडायाम् । એવા ઉદાહરણવાક્ય ઉપરથી પ્રત્યયનું વિધાન કરવામાં આવે છે અહીં तद् અને प्रहरणम् સમાન વિભક્તિમાં છે અને વાક્યમાં अस्या અને क्रीडायाम् સમાન વિભક્તિમાં છે ઉપાધિ એટલે પરિચ્છેદક

વિશેષણશબ્દ. સાધન અને ક્રીડા એવી બન્ને ઉપાધિઓ નો ઉલ્લેખ કરવામાં આવતો નથી; પરંતુ તેને અધ્યાહૃત સમજવામાં આવે છે અથવા સૂચવવામાં આવે છે. तेन तुल्यं० । સૂત્રના ઉદાહરણ ब्राह्मणवदधीते । નો અર્થ ब्राह्मणेन तुल्यं अधीते (क्षत्रियः) । થાય છે. અહીં અધ્યયન અને બ્રાહ્મણનો સંબંધ ઉલ્લેખાયો નથી, તેને સૂચવવામાં આવ્યો છે. પરિણામે तेन तुल्यं० સૂત્રમાં ઉપાધિવાચક શબ્દ क्रिया પ્રથમામાં છે અને तेन તૃતીયામાં છે. એમાં કશી મુશ્કેલી નથી, કારણ કે, વાક્યાધ્યાહાર વડે એને બરાબર સમજી શકાય છે. प्रतीयमानधर्मान् એવો પાઠ લેવામાં આવતાં બીજી પંક્તિનો બીજો અન્વય यः (उपाधिः) प्रतीयमानधर्मान् न कदाचित् प्रयुज्यते स अपरः उपाधि. । એમ થશે. प्रतीयमानधर्मा એવો પાઠ લઈને यः प्रतीयमानधर्मा (स उपाधिः) न कदाचित् प्रयुज्यते । એમ પણ અન્વય લેવામાં આવે છે.

नीलमुत्पलमित्यत्र न विशेष्ये न भेदके ।
कश्चित् तद्धर्मवचनो वाक्ये शब्दः प्रयुज्यते ॥४६६॥

नीलं उत्पलम् । વાક્યમાં વિશેષ્યની સાથે કે વિશેષણની સાથે તેમના ધર્મો દર્શાવતો શબ્દ પ્રયોજાતો નથી. (૪૬૬)

विशेषणं विशेष्येण बहुलम् । (૨.૧. ૫૭, વિશેષણ શબ્દ વિશેષ્ય સાથે કર્મધારય સમાસમાં વિકલ્પે જોડાય છે) સૂત્રના ઉદાહરણ नीलोत्पलम्માં કયું વિશેષણ અને કયું વિશેષ્ય એવી સ્પષ્ટતા કરતો કોઈ શબ્દ વપરાતો નથી, પરંતુ સામાનાધિકરણ્ય ઉપરથી તેને સમજવામાં આવે છે.

अत्यन्तानुगमात् तत्र न सूत्रे न च विग्रहे ।
विभक्तिपरिणामेन किञ्चिदस्ति प्रयोजनम् ॥४६७॥

તે (વિશેષણવિશેષ્યભાવ) સબંધ પૂરેપૂરો સમજાતો હોવાથી સૂત્રમાં કે વિગ્રહવાક્યમાં વિભક્તિના ફેરફાર વડે કશું પ્રયોજન સિદ્ધ થશે નહિ. (૪૬૭)

तृतीयान्तं क्रियेत्येतद् विग्रहे न प्रयुज्यते ।
यथा दण्डः प्रहरणं क्रीडायामिति दृश्यते ॥४६८॥

જેમ दण्डः प्रहरणं क्रीडायाम् । વાક્યમાં ઉપાધિરૂપ પ્રહરણનો પ્રયોગ થાય છે. તેમ વિગ્રહ (વાક્ય)માં શબ્દનો તૃતીયામાં પ્રયોગ થતો નથી. (૪૬૮)

ब्राह्मणेन तुल्यं अधीते क्षत्रिय । એવા વિગ્રહ વાક્યમાં क्रियया એવો તૃતીયાન્ત પ્રયોગ પ્રાપ્ત થતો નથી, કારણ કે ઉપમેયમાં પ્રાપ્ત થતી ક્રિયા સામર્થ્યને કારણે ઉપમાનમા પણ સમજવામાં આવે છે પરંતુ दण्ड प्रहरण अस्यां क्रीडायाम् । (જે ક્રિયામાં લાકડી મારવાનું સાધન છે તે) પ્રયોગમાં ઉપાધિરૂપ प्रहरण શબ્દનો પ્રયોગ પ્રાપ્ત થાય છે આ प्रहरण શબ્દના પ્રયોગ વિના ક્રીડામાં સાધનનો પરિચય થતો નથી તેથી तदस्या प्रहरणम् । (૪ ૨ ૫૭) સૂત્રમાં વિગ્રહવાક્યની જ અસર છે.

घविधौ यच्च सञ्ज्ञायामिति सूत्र उदाहृतम् ।
उपादान प्रयोगेषु तस्यात्यन्त न विद्यते ॥४६९॥

ઘ પ્રત્યયનુ વિધાન કરનારા સૂત્રમા જે सञ्ज्ञायाम् । એવો શબ્દ વાપરવામા આવ્યો છે, તેનુ પ્રયોગમા ઉચ્ચારણ બિલકુલ થતુ નથી (૪૬૯)

पुंसि सञ्ज्ञाया घ प्रायेण । (૩ ૩ ૧૧૮, પુ લ્લિગની વિવક્ષા હોય ત્યારે સજ્ઞાશબ્દોમા પ્રાય ધાતુને घ પ્રત્યય લાગે છે) સૂત્રમા सञ्ज्ञायाम् શબ્દ ઉપાધિ દર્શાવવા માટે વપરાય છે પરતુ પ્રયોગમા તેનો ઉલ્લેખ મળતો નથી, કારણ કે, પ્રકૃતિ અને પ્રત્યયના સમુદાયને સજ્ઞા કહી શકાય છે એ પ્રમાણે વિગ્રહવાક્યમા ક્રિયા શબ્દનો પ્રયોગ થતો નથી, કારણ કે, ઉપમેયમા પ્રાપ્ત થનાર તેને, સામર્થ્યને કારણે સમજવામા આવે છે

यैरप्रयुक्तैः सस्कार प्रधानेषु प्रतीयते ।
ते भेदेऽपि विभक्तीना निर्दिश्यन्त उपाधय ॥४७०॥

ઉલ્લેખ નહિ પામેલી (એવી જે ઉપાધિઓ) વડે મુખ્ય (અર્થો)મા (પ્રકર્ષરૂપ) સસ્કાર જણાવાતો હોય તે ઉપાધિઓ જુદી વિભક્તિઓ સાથે પણ વપરાય છે (૪૭૦)

समुदायेषु वर्तन्ते भावाना सहचारिणाम् ।
शब्दास्तत् त्वविवक्षाया समुच्चयविकल्पयो ॥४७१॥

શબ્દો એક સાથે પ્રાપ્ત થતા લક્ષણોના સમુદાયોનો બોધ કરાવે છે, પરતુ તે તો સમુચ્ચય અને વિકલ્પની વિવક્ષા ન હોય ત્યારે (૪૭૧)

પવિત્ર આચાર, ગૌર વર્ણ, પીળા કેશ વગેરે સાથે રહેનારા લક્ષણોના એક વ્યક્તિરૂપ સમુદાયથી તેના વાચક બ્રાહ્મણ વગેરે શબ્દો બને છે આવા શબ્દો સમુદાયની અવિવક્ષા હોય અર્થાત્ બ્રાહ્મણના બધા ગુણોનો સમુદાય દર્શાવતા ન હોય તો બ્રાહ્મણત્વનો બોધ કરાવતા નથી અમુક ગુણોને બદલે અમુક ગુણો એવો વિકલ્પ પ્રાપ્ત થતો હોય ત્યારે પણ આવા શબ્દો જાતિવિશેષના વાચક બનતા નથી

समुच्चयस्तु क्रियते येषु प्रत्यर्थवृत्तिषु ।
भेदाधिष्ठानया योगस्तेषा भवति सख्यया ॥४७२॥

દરેક જુદા અર્થને દર્શાવનારા શબ્દોનો જ્યારે સમુચ્ચય દર્શાવવામા આવે છે ત્યારે (એકને બીજાથી) જુદા દર્શાવતી સંખ્યા સાથે તેમનો સબધ થાય છે (૪૭૨)

सर्वैर्विशिष्टास्तैरर्थैर्जन्यन्ते सहचारिभि ।
बुद्धय प्रतिपत्तृणा शब्दार्थास्तान्तो विदु ॥४७३॥

સાથે રહેનારા તે સઘળા અર્થો વડે ચોકસાઈ પ્રાપ્ત કરનારા, શ્રોતાઓના

જ્ઞાનો, ઉત્પન્ન થાય છે તેથી તે (બધાને) શબ્દાર્થ રૂપે સમજવામા આવે છે (૪૭૩)

संसृष्टा प्रत्ययेष्वर्था सर्व एवोपकारिण ।
तेषा प्रत्ययरूपेण सर्वेषा शब्दवाच्यता ॥४७४॥

જ્ઞાનોમા મદદરૂપ સઘળા અર્થો એકબીજા સાથે સબધમા રહેલા હોય છે. તેથી શબ્દ, જ્ઞાનસ્વરૂપે રહેલા તે સર્વનો વાચક બને છે (૪૭૪)

केवलाना तु भावाना न रूपमवधार्यते ।
अनिरूपितरूपेषु तेषु शब्दो न वर्तते ॥४७५॥

(કોઈ ઉપાધિ વિનાના) એકલા પદાર્થનુ સ્વરૂપ સમજી શકાતુ નથી (અને) શબ્દ, જેમનું સ્વરૂપ જણાતુ ન હોય તેવા પદાર્થોનો વાચક બનતો નથી (૪૭૫)

पूर्वशब्दप्रयोगाच्च समूहान्न निवर्तते ।
वर्ततेऽवयवे नापि नोपात्त त्यजति क्वचित् ॥४७६॥

પૂર્વ શબ્દના પ્રયોગને કારણે (પંચાલ) શબ્દ, સમુદાયનુ અભિધાન કરવાથી નિવૃત્ત થતો નથી અથવા અવયવનુ પણ અભિધાન કરતો નથી નિશ્ચિત બનેલા (સમુદાય)નો પણ તે ત્યાગ કરતો નથી (૪૭૬)

तेन तुल्य० । સૂત્ર ઉપરના ભાષ્યમા ભાષ્યકારે જણાવ્યુ છે કે સમુદાયના વાચક બનેલા શબ્દો અવયવોના પણ વાચક બને છે જેમકે પૂર્વ પચાલ દેશ (સરખાવો, समुदायेषु च शब्दा वृत्ता अवयवेष्वपि वर्तन्ते यथा पूर्वे पञ्चाला ।) પરતુ એવી શકા કરી શકાય કે શબ્દાર્થસબધ નિત્ય હોવાને કારણે પઞ્ચાલ શબ્દ, તેની સાથે પૂર્વ શબ્દનો પ્રયોગ થયો હોવાથી તેના સમુદાયરૂપ અર્થનો ત્યાગ કરશે નહિ, એટલુ જ નહિ, પરતુ, અવયવનો અર્થ પણ દર્શાવશે નહિ નિયત અર્થનો ત્યાગ અને નવીન અર્થનો સ્વીકાર, શબ્દો અગે સ્વીકાર્ય બનતા નથી

समुदायाभिधायी च यदि भेद विशेषयेत् ।
तत्रातुल्यविभक्तित्व पूर्वकायादिवद् भवेत् ॥४७७॥

સમુદાયનુ અભિધાન કરનારો (પચાલા) શબ્દ જો અવયવનો નિશ્ચય કરાવે તો પૂર્વકાય વગેરે (પ્રયોગો)ની જેમ સમાન વિભક્તિ પ્રાપ્ત થશે નહિ (૪૭૭)

પચાલદેશ એક હોવાને કારણે પૂર્વ શબ્દ પચાલા શબ્દમા કશી વિશેષતા દર્શાવી શકતો નથી હવે જો પઞ્ચાલ શબ્દનો પૂર્વ સાથે સબધ હોવાથી તે અવયવના વાચક બનશે તો પૂર્વ કાયન્ય પ્રયોગની જેમ પઞ્ચાલાના પૂર્વ । એવી છઠ્ઠી વિભક્તિ કરવી

પડશે તેથી સામાનાધિકરણ્ય થશે નહિ. હવે જો સામાનાધિકરણ્યને બાધ આવતો ન હોય તોપણ શબ્દાર્થસંબંધના નિત્યત્વને કારણે पञ्चालाः શબ્દ તેના સમુદાયરૂપ મુખ્ય અર્થનો ત્યાગ કરીને અવયવરૂપ ગૌણ અર્થ દર્શાવશે.

समूहे च प्रदेशे च पञ्चाला इति दृश्यते ।
तथा विशेषणं सर्वं इत्येतदुपपद्यते ॥४७८॥

पञ्चालाः એવો શબ્દ સમુદાયના અર્થમાં અને અવયવના અર્થમાં પણ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે सर्वे એવા વિશેષણ શબ્દનો पञ्चालाः સાથે પ્રયોગ થઈ શકે છે. (૪૭૮)

આ કારિકામાં, સમુદાયશબ્દ પ્રસિદ્ધ અવયવનો અર્થ પણ દર્શાવે છે એ પક્ષનું સમર્થન કરવામાં આવ્યું છે.

तथार्धपिप्पलीत्यत्र जात्यन्तरनिवृत्तये ।
अर्धं च पिप्पली चेति खण्डे शब्दः प्रतीयते ॥४७९॥

એ પ્રમાણે અર્ધપિપ્પલી સમાસમાં अर्धं च पिप्पली च એમ पिप्पली શબ્દ, બીજા જાતિ (શબ્દો)ની નિવૃત્તિ માટે અવયવ(ના અર્થ)માં સમજવામાં આવે છે. (૪૭૯)

अर्धपिप्पली સમાસનો अर्धं च पिप्पली च । એવો વિગ્રહ કરવામાં આવતાં पिप्पली શબ્દનો સમુદાયરૂપ અર્થ સમજવામાં આવે છે. આ વિગ્રહ પ્રમાણે पिप्पली શબ્દ જાતિવાચક શબ્દ તરીકે સમજવામાં આવે છે અને તે સમુદાય શબ્દ अर्ध એવા અવયવ તરીકે પણ વાપરી શકાય છે. હવે જો अर्धं पिप्पल्याः । એવો વિગ્રહ કરીએ તો પણ पिप्पली શબ્દ જાતિ દર્શાવશે અને બીજા જાતિવાચક શબ્દોની નિવૃત્તિ કરશે.

पञ्चालानां प्रदेशोऽपि भिन्नो जनपदान्तरात् ।
तत्रान्यस्य निवृत्त्यर्थे शब्दे भेदो न गम्यते ॥४८०॥

પંચાલ (દેશ)નો એક ભાગ પણ બીજા દેશોથી જુદો સમજવામાં આવે છે. બીજાની નિવૃત્તિ માટે વપરાયેલા पञ्चाल શબ્દ દ્વારા સમુદાય અને અવયવ વચ્ચે ભેદ દર્શાવાતો નથી. (૪૮૦)

प्रसिद्धास्तु विशेषेण समुदाये व्यवस्थिताः ।
प्रदेशे दर्शनं तेषामर्थप्रकरणादिभिः ॥४८१॥

સમુદાયના અર્થમાં વિશિષ્ટ રૂપે દૃઢ થયેલા તે શબ્દો તેના અર્થમાં જ જાણીતા છે. પ્રયોજન, (સંદર્ભ) વગેરે વડે તેમને અવયવ(રૂપ અર્થ) માં સમજવામાં આવે છે. (૪૮૧)

यदुपव्यञ्जनं जातेः सहचारि च कर्मसु ।
तत्र वा रूढसम्बन्धं यत् प्रायेणोपलक्षितम् ॥४८२॥
समुदायः प्रदेशो वेत्येवं तस्मिन्ननाश्रिते ।
अर्थात्मन्यविशेषेण वर्तन्ते ब्राह्मणादयः ॥४८३॥

બ્રાહ્મણ વગેરે શબ્દો, જાતિની અભિવ્યક્તિ કરનારા, ઉપનયન વગેરે ચોક્કસ કાર્યો સાથે અવિભાજ્યપણે જોડાયેલા, અથવા તે જાતિમા રૂઢ થયેલા સંબંધવાળા અને લગભગ તેવા જ જાહેર થયેલા, અને સમુદાય કે અવયવ કોઈ એકનો પણ આશ્રય નહિ કરનારા અર્થનું, સામાન્યપણે અભિધાન કરે છે. (૪૮૨–૪૮૩)

यश्च तुल्यश्रुतिर्दृष्टः समुदाये व्यवस्थितः ।
तेनोपचरितैकत्वं प्रदेशेऽप्युपलभ्यते ॥४८४॥

સમુદાયના અર્થમાં દઢ થયેલો જે (બ્રાહ્મણ શબ્દ અવયવનો અર્થ દર્શાવનારા સાથે) સમાન રૂપવાળો દેખાય છે, તેના ઉપર સાદૃશ્યના આરોપને કારણે અવયવના અર્થમાં પણ તે પ્રાપ્ત થાય છે. (૪૮૪)

संस्कारादुपघाताद् वा वृत्तोऽक्तपरिमाणके ।
तैलादौ जातिशब्दोऽत्र सामर्थ्यादवसीयते ॥४८५॥

અહીં ઉકાળવાથી કે (કુતરાં વગેરે વડે) બગાડવાથી ચોક્કસ વજન સાથે સંબંધ વાળા તેલના અર્થમાં, તે જાતિ શબ્દને સામર્થ્યને કારણે સમજવામાં આવી છે. (૪૮૫)

न जातिगुणशब्देषु मूर्तिभेदो विवक्षितः ।
ते जातिगुणसम्बन्धभेदमात्रनिबन्धनाः ॥४८६॥

જાતિ શબ્દો અને ગુણ શબ્દોમાં પદાર્થના પરિમાણના ભેદની અપેક્ષા રાખવામાં આવતી નથી. જાતિ અથવા ગુણ સાથેના તેમના સંબંધને કારણે પ્રાપ્ત થતા મતભેદ ઉપર તે આધાર રાખે છે. (૪૮૬)

कृष्णादिव्यपदेशश्च सर्वावयववृत्तिभिः ।
गुणैस्तेऽप्येकदेशस्थाः पटादीनां विशेषकाः ॥४८७॥

(કૃષ્ણ) ગુણો બધા અવયવોમાં જ્યારે વ્યાપ્ત બને છે ત્યારે તેમને માટે कृष्ण વગેરે શબ્દો વપરાય છે. પદાર્થના એક ભાગમાં રહ્યા હોય તો પણ તે वस्त्र વગેરેના રંગની વિશેષતા દર્શાવતા હોય છે. (૪૮૭)

અહીં शुक्ल, कृष्ण વગેરે ઉદાહરણોને સમજાવવામા આવ્યાં છે.

पटावयववृत्तास्तु यदा तत्र पटादयः ।
तदा तैलादिवत्तेषां जातिशब्दत्वमुच्यते ॥४८८॥

જ્યારે પટ (વસ્ત્ર) વગેરે શબ્દો તેના એક ટુકડા માટે વપરાયા હોય ત્યારે તેઓ 'તેલ' વગેરેની જેમ જાતિના વાચક બને છે. (૪૮૮)

निवृत्त्यर्था श्रुतिर्येषां भेदस्तेष्वनपेक्षितः ।
प्रदेशे समुदाये वा गुणोऽन्येषां निवर्तकः ॥४८९॥

જે શબ્દો તેમના અર્થો સિવાયના બીજા અર્થોની નિવૃત્તિ માટે ઉલ્લેખાયા હોય છે, તેમને અંગે સમુદાય કે અવયવ એવા ભેદની અપેક્ષા હોતી નથી. (ચોક્કસ) ગુણ (દર્શાવતો) શબ્દ બીજા (અર્થો)ની નિવૃત્તિ કરશે. (૪૮૯)

ब्राह्मणाध्ययने तत्र वर्तते ब्राह्मणश्रुतिः ।
सादृश्यं तत्र दृष्टं हि क्षत्रियाध्ययनादिभिः ॥४९०॥

બ્રાહ્મણ શબ્દ બ્રાહ્મણના અધ્યયન (રૂપી અવયવ)ના અર્થમાં પ્રાપ્ત થાય છે. ત્યાં ક્ષત્રિયના અધ્યયન સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે. (૪૯૦)

ब्राह्मणाध्ययने वृत्तिर्यदि स्याद् ब्राह्मणश्रुतेः ।
वक्तव्यं केन धर्मेण तुल्यत्वं क्रिययोरिति ॥४९१॥

જો બ્રાહ્મણ શબ્દ (માત્ર) બ્રાહ્મણના અધ્યયનનો જ ઉલ્લેખ કરતો હોય તો કયા બે ધર્મોને કારણે બન્ને ક્રિયાઓ વચ્ચે સરખાપણું છે, તે જણાવવું પડશે (૪૯૧)

ઉપરની કારિકામાના વિચાર સામે શંકા રજૂ કરવામાં આવે છે.

अध्येतरि यदा वृत्तिरुच्यते ब्राह्मणश्रुतेः ।
निमित्तत्वं तदोपैति क्रियैवाध्येतरि स्थिता ॥४९२॥

બ્રાહ્મણ શબ્દ જો અધ્યયન કરનારનો ઉલ્લેખ કરતો હોય તો અધ્યયન કરનારમાં પ્રાપ્ત થનારી (અધ્યયન) ક્રિયા સરખામણીના નિમિત્ત રૂપે પ્રાપ્ત થશે. (૪૯૨)

ઉત્તર રૂપે સર્વસંમત મત રજૂ કરવામાં આવે છે

सिंहशब्देन संबन्धे शौर्यमात्राभिधायिना ।
चैत्रात् षष्ठी प्रसज्येत योगे शौर्यादिभिर्यथा ॥४९३॥

चैत्रस्य शौर्यम् એમ ચૈત્રનો શૌર્ય સાથે સંબંધ થતાં જેમ ષષ્ઠી સમજવામાં

આવે તેમ માત્ર શૌર્યનું અભિધાન કરનારા 'सिंह' શબ્દ સાથે चैत्र શબ્દનો સંબંધ જોડવામાં આવતાં चैत्रस्य सिंह: । એવી ષષ્ઠી વિભક્તિ પ્રાપ્ત થશે. (૪૯૩)

બીજી રીતે પ્રાપ્ત થતી મુશ્કેલીઓ કારિકામાં જણાવવામાં આવી છે

ब्राह्मणायेव दातव्यं वैश्यायेत्येवमादिषु ।
संप्रदानादियोगश्च क्रियामात्रे न कल्पते ॥४९४॥

બ્રાહ્મણની જેમ વૈશ્યને દાન આપવું વગેરે પ્રયોગોમાં જો બ્રાહ્મણ શબ્દ માત્ર અધ્યયન ક્રિયાનો વાચક હોય તો માત્ર ક્રિયાના અર્થમાં સંપ્રદાન વગેરે (વિભક્તિ) સાથે સંબંધ જોડી શકાશે નહિ (૪૯૪)

क्रियामात्राभिधायित्वादव्ययेषु वतेर्न च ।
पाठः कदाचित्कर्तव्यस्तुल्यौ पक्षावुभौ यतः ॥४९५॥

(ઉપમાન શબ્દ) માત્ર ક્રિયાનું અભિધાન કરતો હોવાથી વતિ પ્રત્યય જેમને અંતે છે તેવા તેમનો (સ્વરાદિ ગણના) અવ્યયો સાથે પાઠ કદાપિ કરવો જોઈએ નહિ, કારણ કે (આ અંગે) બન્ને પક્ષો સરખા છે. (૪૯૫)

પ્રત્યયાર્થવિશેષણપક્ષના અનુસંધાનમાં ભાષ્યકાર જણાવે છે કે અવ્યયો સાથે વતિ પ્રત્યયાન્ત ઉપમાનશબ્દોનો પાઠ કરવો જોઈએ નહિ, કારણ કે જ્યારે તે ક્રિયાનો અર્થ દર્શાવે ત્યારે લિંગ અને સંખ્યા સાથે તેમનો સંબંધ થશે નહિ પ્રકૃત્યર્થવિશેષણ પક્ષમાં પણ ઉપમાનશબ્દો માત્ર ક્રિયા દર્શાવે છે ક્રિયા અસત્ત્વવાચી હોવાથી આ પક્ષમાં પણ વતિ પ્રત્યયાન્તનો લિંગ અને સંખ્યા સાથે સંબંધ થશે નહિ. બન્ને પક્ષોમાં પ્રત્યયનો અર્થ ક્રિયા થશે તેથી બન્ને પક્ષો આ બાબતમાં સરખા છે પરંતુ વતિ પ્રત્યયાન્તનો અર્થ ક્રિયા નહિ પરંતુ ક્રિયાવાન સમજવામાં આવે તો તે દ્રવ્યવાચી હોવાથી લિંગ અને સંખ્યા સાથે તેનો સંબંધ થઈ શકશે

जहाति जातिं द्रव्यं वा तस्मान्नाध्ययने स्थितः ।
क्रियायास्तु श्रुतिर्यस्मात् तद्वत्यर्थेऽवतिष्ठते ॥४९६॥

તેથી અધ્યયનના અર્થમાં રહેલો શબ્દ, જાતિ કે દ્રવ્યના અર્થનો ત્યાગ કરતો નથી ક્રિયા શબ્દનો ઉલ્લેખ થયો હોવાથી ક્રિયાવાનના અર્થમાં તે સમજવામાં આવે છે (૪૯૬)

अक्रियाणां निवृत्त्यर्था यतश्चात्र क्रियाश्रुतिः ।
क्रियोपलक्षिते तस्मात् क्रियाशब्दः प्रतीयते ॥४९७॥

ક્રિયા શબ્દનો (સૂત્રમાં) ઉલ્લેખ અક્રિયાઓની નિવૃત્તિ માટે થયો હોવાથી ક્રિયા શબ્દને ક્રિયા સાથે રહેલો એ અર્થમાં સમજવામાં આવે છે (૪૯૭)

होतव्यादिषु यस्माच्च क्रियान्या ब्राह्मणादिवत् ।
अपेक्षणीया शुद्धेऽर्थे तस्माद् वृत्तिर्न कस्यचित् ॥४९८॥

'બ્રાહ્મણુની જેમ' પ્રયોગમાં જુદી (અધ્યયનરૂપ) ક્રિયા અપેક્ષિત છે તેમ હોતવ્ય (વગેરે)માં પણ છે. તેથી શુદ્ધ (ક્રિયા)રૂપ અર્થને આમાંનો કોઈ શબ્દ દર્શાવતો નથી. (૪૯૮)

જેમ, 'બ્રાહ્મણુની જેમ' નો અર્થ બ્રાહ્મણના અધ્યયનની જેમ' એવો સમજવામાં આવે છે, તેમ હોતવ્ય માં પણ, માત્ર હોમ કરવા રૂપી શુદ્ધ ક્રિયા નહિ પરંતુ હોમવાના પદાર્થ રૂપી દ્રવ્યને ઉપમાન વાચક સાધારણ ધર્મ સમજવામાં આવે છે.

सर्वं वाप्येकदेशो वा यस्मिन्नाश्रीयते क्वचित् ।
विशेषवृत्ति तं सर्वमाहुर्भेदे व्यवस्थितम् ॥४९९॥

જ્યાં કોઈ શબ્દ(પ્રયોગ)નું સમુદાયના કે અવયવના અર્થમાં અભિધાન થાય છે ત્યાં તે સમુદાયને ભેદને આધારે, વિશેષ તરીકે સમજવામાં આવે છે.

શબ્દ, સમુદાયનો વાચક હોય કે અવયવનો વાચક હોય, તેને હમેશાં વિશેષનો અર્થ દર્શાવતો સમજવામાં આવે છે. શબ્દ જ્યારે અવયવનો અર્થ દર્શાવતો હોય ત્યારે બીજા અવયવોની તે નિવૃત્તિ કરે છે. તેથી તે વિશેષનો વાચક બને છે. જ્યારે તે સમુદાયનો અર્થ દર્શાવતો હોય ત્યારે સમુદાયના બધા અવયવોને તે દર્શાવતો નથી તેથી પણ તે વિશેષ દર્શાવે છે એમ સમજી શકાય.

समुच्चयो विकल्पो वा प्रकाराः सर्वं एव वा ।
विशेषा इति वर्ण्यन्ते सामान्यं चाविकल्पितम् ॥५००॥

શબ્દો સમુચ્ચય કે વિકલ્પ કે બધા અવયવો દર્શાવે પરંતુ, તેમને બધાને તેમજ, વિકલ્પ વિનાના સામાન્યને પણ વિશેષો તરીકે સમજવામાં આવે છે. (૫૦૦)

न हि ब्राह्मण इत्यत्र भेदः कश्चिदुपाश्रितः ।
अपाकृतो वा तेनायं समुदाये व्यवस्थितः ॥५०१॥

બ્રાહ્મણ શબ્દમાં કોઈ અવયવ(નો અર્થ) સ્વીકારાયો નથી કે દૂર કરવામાં આવ્યો નથી, તેથી તે સમુદાય રૂપે દૃઢ બન્યો છે. (૫૦૧)

રાઉના પાઠ અપાશ્રિત । (જે કદાચ છાપભૂલ પણ હોઈ શકે) ને બદલે उपाश्रितः પાઠ લેવો જોઈએ કારણ કે હેલારાજ જણાવે છે કે न चात्र कश्चिद्भेदोऽपरस्य निवारितो विशेष इति युक्तं समुदायवचनम् । આ કારિકામાં અર્થના સંદર્ભની દૃષ્ટિએ उपाश्रितः પાઠ યોગ્ય છે. એ પ્રમાણે ઉપરનો અનુવાદ સમજવાનો છે.

क्रिया त्वाश्रीयते यस्मिन् स भेदोऽध्यवसीयते ।
तथान्यथा सर्वथा चेत्यप्रयोगे न विद्यते ॥५०२॥

જે (ઉપમાન) માં ક્રિયાનો (સાધારણ ધર્મ રૂપે) આશ્રય કરવામાં આવે છે (ત્યાં) તે (ક્રિયારૂપ વિશેષનો નિશ્ચય થાય છે. બીજા શબ્દોનો પ્રયોગ કરવામાં ન આવે તો તે (વિશેષ), બીજો અથવા બધા (વિશેષો), ત્યાં પ્રાપ્ત થતા નથી. (૫૦૨)

જ્યાં ઉપમાનમાં સાધારણ ધર્મ રૂપે ક્રિયાનો આશ્રય કરવામાં આવે છે ત્યાં તે ક્રિયારૂપ ધર્મ સમુદાયના અર્થમાં સમજવામાં આવે છે. ब्राह्मणेन तुल्यं अधीते । પ્રયોગમાં અધ્યયન—ક્રિયારૂપ સાધારણધર્મ સમજવામાં આવતાં ब्राह्मण શબ્દને સમુદાયના એક વિશેષના અર્થાત્ અવયવના અર્થમાં સમજવામાં આવે છે. જો તુલ્યં જેવા બીજા શબ્દો વાપરવામાં ન આવે તો તે ક્રિયારૂપ અભિમત અવયવ કે બીજો કોઈ અવયવ કે બીજા બધા અવયવો પ્રાપ્ત થશે નહિ

उपमाने क्रियावृत्तिमुपमेये क्रियाश्रुतिः ।
प्रत्याययन्ती भेदस्य करोतीव पदार्थताम् ॥५०३॥

ઉપમેયના સંદર્ભમાં પ્રાપ્ત થતો ક્રિયાશબ્દ, ઉપમાનમાં (પણ) ક્રિયાનો સંબંધ દર્શાવીને, (ક્રિયારૂપ) અવયવ ને પણ (ઉપમાન)શબ્દના અર્થ તરીકે જાણે કે જણાવે છે. (૫૦૩)

व्यापारेणैव सादृश्ये व्यापारस्य विवक्षिते ।
क्रियावद् वचनाच्छब्दात् प्रत्ययः प्रतिपाद्यते ॥५०४॥

(એકની) ક્રિયાના જ્યારે (બીજાની) ક્રિયા સાથેના સાદૃશ્યની વિવક્ષા હોય ત્યારે ક્રિયાવિશિષ્ટ દ્રવ્યના વાચક શબ્દ સાથે (વતિ) પ્રત્યય જોડવામાં આવે છે (૫૦૪)

क्रियावतोऽपि सादृश्ये वक्तुमिष्टे क्रियावता ।
अध्येता ब्राह्मण इव प्रत्ययो न निवर्तते ॥५०५॥

अध्येता ब्राह्मण इव । (અધ્યયન કરનાર બ્રાહ્મણ જેવો છે) પ્રયોગની જેમ, જ્યારે (એક) ક્રિયાવાનનું (બીજા) ક્રિયાવાન સાથે સાદૃશ્ય જણાવવું યોગ્ય બને છે ત્યારે (વતિ) પ્રત્યયની નિવૃત્તિ થતી નથી. (૫૦૫)

ઉપમાન અને ઉપમેયમાં પ્રાપ્ત થતા ક્રિયારૂપ સાદૃશ્યને આધારે ब्राह्मण इव अयं क्षत्रियः अध्येता । પ્રયોગમાં વતિ પ્રત્યય યોગ્ય નથી છતાં તેની નિવૃત્તિ થતી નથી. હવે ब्राह्मणवत् શબ્દ સત્ત્વવાચી બને તેથી લિંગ અને સંખ્યા સાથે તેનો સંબંધ થશે; તેથી સ્વરાદિગણમાં તેને મૂકવો પડશે. ઉપમાનશબ્દમાં ક્રિયાનું પ્રાધાન્ય હોવાથી લિંગ અને સંખ્યા તેને પ્રાપ્ત ન થાય તો પછી વતિ ને સ્વરાદિગણમાં મૂકવાનું પ્રયોજન અહીં દર્શાવવામાં આવ્યું છે. સ્વરાદિગણમાં પાઠ કરવાથી વતિનું અવ્યયત્વ સિદ્ધ બને છે.

अधीते तुल्य इत्येव पुंल्लिङ्गेन विशेषणम् ।
क्रियावति क्रियायां तु तुल्यशब्दे नपुंसकम् ॥५०६॥

ક્રિયાવાન (એવો અર્થ અપેક્ષિત) હોય ત્યારે, अधीते तुल्यः । (ની જેમ અભ્યાસ કરે છે)ની જેમ, (તે ક્રિયાવાનના) વિશેષણને પુલ્લિંગમાં વાપરવામાં આવે છે. ક્રિયાનો અર્થ (અપેક્ષિત) હોય ત્યારે (ક્રિયાના) વિશેષણ માટે નપુંસકલિંગ સમજવામાં આવે છે. (૫૦૬)

ક્રિયાવાનના અર્થમાં तुल्य શબ્દ સમજવામાં આવતો હોય, જેમકે ब्राह्मणेन तुल्यः अधीते । (બ્રાહ્મણના જેવો ક્ષત્રિય અધ્યયન કરે છે) ત્યારે પુંલ્લિંગ तुल्यः શબ્દને ક્રિયાવાનના વિશેષણ તરીકે સમજવામાં આવે છે ક્રિયાના અર્થમાં तुल्य શબ્દ સમજાતો હોય ત્યારે ब्राह्मणेन तुल्यं अधीते क्षत्रियः ।, 'ક્ષત્રિય, બ્રાહ્મણના સરખું અધ્યયન કરે છે' પ્રયોગની જેમ, तुल्य શબ્દ ક્રિયા સાથે અભિન્ન એવા વિશેષણરૂપે નપુંસકમાં પ્રયોજવામાં આવે છે

प्रकृत्यर्थे विशिष्टेऽपि प्रत्ययार्थाविशेषणात् ।
पुत्रेण तुल्य कपिल इति वृत्ति प्रसज्यते ॥५०७॥

પ્રાતિપદિકના અર્થ માટે ક્રિયાશબ્દ વિશેષણ બનતો હોય તો પણ પ્રત્યયના અર્થનું તે વિશેષણ બનતો ન હોવાથી पुत्रेण तुल्य कपिल । (પુત્ર જેવો પીળો, પ્રયોગ)ની જેમ વૃત્તિ પ્રાપ્ત થશે. (૫૦૭)

प्रकृत्यर्थविशेषणपक्षમાં બીજી એક મુશ્કેલી જણાવવામાં આવે છે. ભાષ્યકાર જણાવે છે કે तृतीयासमर्थात् क्रियावाचिनो गुणतुल्यत्वेऽपि प्रत्यय प्राप्नोति । पुत्रेण तुल्यः स्थूलः । पुत्रेण तुल्य कपिल. । કોઈ એક ગુણ સાથે સાદૃશ્ય હોય તો પણ તૃતીયાન્ત ક્રિયાશબ્દને वति ઉમેરવામાં આવે છે પૂર્વપક્ષરૂપ આ ભાષ્યવિચારને અહીં રજૂ કરવામાં આવ્યો છે.

या पुत्रे रूढसंबन्धा क्रिया लोके विवक्षिता ।
ताभि क्रियावत पुत्राद् गुणतुल्ये वतिर्भवेत् ॥५०८॥

पुत्रः શબ્દ સાથે દૃઢ થયેલ સબંધવાળી જે ક્રિયાઓ વ્યવહારમાં વિવક્ષિત છે, તે ક્રિયાઓવાળા पुत्र શબ્દને કોઈક ગુણનું સાદૃશ્ય હોય ત્યારે वति પ્રત્યય ઉમેરવામાં આવે છે (૫૦૮)

अन्तर्भूतं निमित्त च रूढिशब्देषु यद्यपि ।
क्रियास्तु सहचारिण्यो रूढा॰ सन्ति पदार्थवत् ॥५०९॥

રૂઢિશબ્દોમાં (પ્રવૃત્તિ)નિમિત્ત અન્તર્ભૂત હોય છતાં, કેટલીક ક્રિયાઓ, (શબ્દની સાથે હમેશા) રહેનારી અને શબ્દના (દ્રવ્યરૂપ) અર્થની જેમ પ્રસિદ્ધ હોય છે. (૫૦૯)

क्रमं तु यदि बाधित्वा प्रत्ययार्थविशेषणम् ।
प्रधानानुग्रहात्साम्याद् विभक्तेश्चावतिष्ठते ॥५१०॥

(સ્થાનરૂપ) ક્રમનો બાધ કરવામાં આવે તો, મુખ્ય એવા પ્રત્યયાર્થના ઉપકારને કારણે અને સમાન વિભક્તિને કારણે, (ક્રિયાશબ્દ) પ્રત્યયના અર્થનું વિશેષણ બનશે. (૫૧૦)

કારિકા ૫૦૭માં જણાવવામાં આવ્યું કે પુત્ર શબ્દ ક્રિયાવાચક છે. કારિકા ૫૦૮માં પુત્ર શબ્દના વાચકત્વને ફરીવાર જણાવવામાં આવ્યું. પરંતુ કારિકા ૫૦૯માં એની સામે મુશ્કેલી રજૂ કરવામાં આવી. આ મુશ્કેલી દૂર કરવા માટે यत्तुल्यं क्रिया चेत् सा भवति । એ પ્રમાણેના પક્ષાન્તરવચનને અહીં સમજાવવામાં આવ્યું છે.

प्रकृतेरविशिष्टत्वात् क्रियातुल्ये प्रसज्येत ।
पुत्रादौ गुणशब्देभ्यः पूर्वोक्तस्य विपर्यये ॥५११॥

(ક્રિયાશબ્દ) પ્રાતિપદિકનું વિશેષણ બનતો ન હોવાથી પહેલાં જણાવેલા (ઉદાહરણ પુત્રેણ તુલ્યઃ સ્થૂલઃ)થી વિરુદ્ધ શબ્દક્રમવાળો પ્રયોગ (સ્થૂલેન તુલ્યઃ પુત્રઃ) પ્રાપ્ત થતાં પુત્ર વગેરે માટે સ્થૂલ વગેરે ગુણ શબ્દોને, ક્રિયાનું સાદૃશ્ય દર્શાવવા, (વતિ પ્રત્યય) ઉમેરવામાં આવે છે. (૫૧૧)

પ્રત્યયાર્થ વિશેષણપક્ષનો સ્વીકાર કરવામાં આવતાં, પહેલાં જણાવેલી મુશ્કેલી પ્રાપ્ત થશે. આ પક્ષમાં પણ સ્થૂલેન તુલ્યઃ પુત્રઃ । એવું ઉદાહરણ પ્રાપ્ત થશે.

स्थूलेन तुल्यो यातीति बहिरङ्गा क्रियाश्रुतिः ।
अनिमित्तं वतेस्तुल्यं यातीत्यत्रोच्यते वतिः ॥५१२॥

स्थूलेन तुल्यः (देवदत्तः) याति । (સ્થૂળના સરખો દેવદત્ત જાય છે) પ્રયોગમાં ક્રિયાનો ઉલ્લેખ બહિરંગ છે તેથી તે वति (પ્રત્યય ઉમેરવા)નું નિમિત્ત બનતો નથી, પરંતુ तुल्यं याति । (સ્થૂળના જેવું ચાલે છે) પ્રયોગમાં वतिનો પ્રયોગ આવશ્યક છે. (૫૧૨)

स्थूलेन तुल्यः (देवदत्तः)याति । પ્રયોગમાં પુંલ્લિંગમાં પ્રાપ્ત થતો तुल्यः શબ્દ દેવદત્ત સાથે સમાન અધિકરણમાં હોવાથી ક્રિયાને કારણે પ્રાપ્ત થતું તુલ્યત્વ અર્થાત્ સરખાપણું સમજાશે નહિ. તેથી આ પ્રયોગ स्थूलेन तुल्यः पुत्रः । થી જુદો પડતો નથી. स्थूलेन तुल्यं याति એવા પ્રયોગમાં याति ક્રિયારૂપ तुल्यं સાથે સમાન અધિકરણમાં છે. તેથી ક્રિયાનું પ્રાધાન્ય સમજાવામાં આવે છે. પરિણામે स्थूलवद् याति એવો वति સાથેનો પ્રયોગ પ્રાપ્ત થશે

द्वयं विशेष्यते तेन यदेकत्र विशेषणम् ।
तुल्यशब्दो हि तं धर्ममुभयस्थमपेक्षते ॥५१३॥

જે એકને માટે વિશેષણ રૂપે ઉલ્લેખાયું હોય તે બન્નેનું વિશેષણ બનશે. તુલ્ય શબ્દ, તે (ક્રિયારૂપ) ધર્મ બન્નેમાં પ્રાપ્ત થતો હોય તેવી અપેક્ષા રાખે છે. (૫૧૩)

ક્રિયાશબ્દ, પ્રકૃતિ કે પ્રત્યયના અર્થમાંથી એકને માટે, વિશેષણ રૂપે ઉલ્લેખાયો હોય, તે, પ્રકૃતિ અને પ્રત્યયના એમ બન્નેના અર્થોના વિશેષણરૂપ બની શકે સાદૃશ્યનો વાચક તુલ્ય શબ્દ ક્રિયારૂપ ધર્મને પ્રકૃતિ અને પ્રત્યય એમ બન્નેના અર્થોના વિશેષણ રૂપે સ્વીકારે છે

एक समानो धर्मश्चेदुपमानोपमेययो ।
तुल्या संमित तुल्यमिति तत्रोपपद्यते ॥५१४॥

ઉપમાન અને ઉપમેય બન્નેમા એક ધર્મ સમાન હોય તો (જ) तुल्य શબ્દનો ત્રાજવા વડે બરાબર માપેલુ (એવો અર્થ) યોગ્ય ઠરે છે (૫૧૪)

सूत्रे श्रुतश्च द्विष्ठोऽसावभेदन प्रतीयते ।
न च सामान्यशब्दत्वादश्रुता गम्यते क्रिया ॥५१५॥

(तेन तुल्य ०) સૂત્રમા ઉલ્લેખાયેલો તે (ક્રિયારૂપ ધર્મ) બન્નેમા અભિન્નપણે રહેલો સમજાય છે જેનો ઉલ્લેખ થયો નથી તેવી ક્રિયા, (पुत्र) શબ્દ સામાન્ય-શબ્દ હોવાને કારણે, સમજવામા આવતી નથી (૫૧૫)

अश्रुताश्च प्रतीयन्ते निर्देशस्थायितादय ।
ये धर्मा नियतास्तेषा पुत्रादिषु न विद्यते ॥५१६॥

पुत्र શબ્દમાથી આજ્ઞાપાલન વગેરે (જાણીના ધર્મો) ઉલ્લેખ ન પામ્યા હોય છતા, સમજવામા આવે છે પરતુ, જે વિશિષ્ટ શેષ ધર્મો છે તે તેમા પ્રાપ્ત થતા નથી (૫૧૬)

अनाश्रितक्रियस्तस्मान्न तुल्योऽस्ति क्रियावता ।
क्रियाया श्रवणे सापि क्रियावत्ता प्रतीयते ॥५१७॥

જેનામા ક્રિયાનો આશ્રય નથી તેવુ (ઉપમેય), ક્રિયાવાન (ઉપમેય)ના જેવુ નથી ક્રિયાનો ઉલ્લેખ થયો હોય ત્યારે (જ) તે (ઉપમાન)નો ક્રિયાનો આશ્રય સમજાય છે (૫૧૭)

द्वयो प्रतिविधानाच्च ज्यायस्त्वमभिधीयते ।
नित्यासत्त्वाभिधायित्वात् प्रत्ययार्थविशेषणे ॥५१८॥

બન્ને (પક્ષોના દોષો)નો પરિહાર કરવામા આવ્યો હોવાથી (પ્રત્યયાર્થવિશેષણપક્ષ) વધારે સ્વીકાર્ય છે એમ કહેવામા આવ્યુ છે કારણ કે પ્રત્યાર્થવિશેષણ(પક્ષ)મા (वति) અસત્ત્વરૂપ ક્રિયાનુ હમેશા અભિધાન કરે છે (૫૧૮)

तेन तुल्यं० । सूत्र ઉપરના ભાષ્યમાં પ્રકૃત્યર્થવિશેષણપક્ષ અને પ્રત્યયાર્થવિશેષણ-પક્ષ એવા બે પક્ષો અંગે સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી છે. બન્નેને પ્રાપ્ત થતા દોષોનો પરિહાર કરવામાં આવ્યો છે. અંતે પ્રત્યયાર્થવિશેષણપક્ષને વધારે મહત્ત્વનો અને તેથી સ્વીકાર્ય ગણવામાં આવ્યો છે. આ પક્ષમાં વતિ પ્રત્યય અસત્ત્વભૂત ક્રિયાનું અભિધાન કરતો હોવાથી તેને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થતાં નથી; તેથી વતિનો સ્વરાદિગણમાં પાઠ ગૌરવ બનતો નથી.

असत्त्वभूतो व्यापारः केवलः प्रत्यये यतः ।
विद्यते लक्षणार्थत्वं नास्ति तेन क्रियाश्रुतेः ॥५१९॥

(વતિ) પ્રત્યયમાં માત્ર અસત્ત્વરૂપ ક્રિયા પ્રાપ્ત થતી હોવાથી ક્રિયા શબ્દનો લાક્ષણિક અર્થ લેવાની જરૂર નથી. (૫૧૯)

क्रियावतस्तु ग्रहणात् प्रकृत्यर्थविशेषणे ।
क्रियामात्रेण तुल्यत्वे सिद्धासत्त्वाभिधायिता ॥५२०॥

પ્રકૃત્યર્થવિશેષણ પક્ષમાં ક્રિયાવાનને પ્રાતિપદિકના અર્થ રૂપે માનવામાં આવે (તો પ્રકૃતિના અર્થરૂપ) શુદ્ધ ક્રિયાનું (પ્રત્યયના અર્થરૂપ ક્રિયા) સાથે સાદૃશ્ય સમજાતાં (વતિ) પ્રત્યય અદ્રવ્યનો વાચક છે એમ સિદ્ધ થશે. (૫૨૦)

यदा क्रियानिमित्तं तु सादृश्यं स्यात् क्रियावतोः ।
क्रियावतोऽभिधेयत्वात् तदा द्रव्याभिधायिता ॥५२१॥

ક્રિયાને કારણે, બે ક્રિયાવાનોનું, પરસ્પર સાદૃશ્ય સમજવામાં આવતાં ક્રિયા-વાનનું અભિધાન થતું હોવાથી, દ્રવ્યનું જ અભિધાન થશે. (૫૨૧)

अव्ययेषु वतेः पाठः कार्यस्तत्र स्वरादिवत् ।
ब्राह्मणेन समोऽध्येतेत्यत्र च प्रत्ययो भवेत् ॥५२२॥

स्वः વગેરે શબ્દોની જેમ વતિ (જેને અંતે છે તેવા શબ્દ)નો અવ્યયો સાથે પાઠ કરવો જોઇએ, જેથી ब्राह्मणेन समः अध्येता । (બ્રાહ્મણના જેવો અભ્યાસી) પ્રયોગમાં પણ વતિ પ્રત્યય વાપરી શકાય. (૫૨૨)

કારિકા નં ૫૨૧માં જણાવવામાં આવ્યું છે કે જ્યારે ક્રિયાવાનને ઉપમાન તરીકે સમજવામાં આવે ત્યારે બે પ્રકાર સંભવશે વ્યાપાર અર્થાત્ ક્રિયાથી વ્યાપ્ત એવો ક્રિયાવાન સમજવામાં આવશે અથવા ક્રિયા સાથે સંબંધવાળો ક્રિયાવાન સમજાશે. બન્ને પક્ષમાં દ્રવ્યનું અભિધાન થાય છે.

આ કારિકામાં જણાવવામાં આવ્યું છે કે स्वः વગેરે શબ્દો વાસ્તવમાં દ્રવ્યાભિધાયી છે. स्वः रोहामः । અથવા स्वर्यातः । પ્રયોગોમાં स्वः ને કર્મ સમજવામાં આવ્યું છે.

તેથી चादयोऽसत्त्वे । (૧ ૪.૫૭) સૂત્રમા તેમનો પાઠ ન કરતા स्वरादिनिपातमव्ययम् । (૧ ૧ ૩૭) સૂત્રમા તેમનો પાઠ કરવામા આવ્યો છે આ રીતે वत्-अन्त શબ્દ પણ સત્ત્વ-વચન બનતો હોવાથી वतिનો પાઠ અવ્યયો સાથે કરવો પડ્યો છે

> सामानाधिकरण्य च वत्यर्थेनापदीश्यते ।
> तुल्यमित्यन्यथा कल्प्यो वाक्यशेषोऽश्रुतो भवेत् ॥५२३॥

वति નો અર્થ દર્શાવનારા तुल्य શબ્દ સાથે (क्रिया શબ્દનુ) સમાનાધિકરણ્ય જણાવવામા આવ્યુ છે આમ કરવામા ન આવે તો (સૂત્રમા) અધ્યાહૃત વચન અંગે કલ્પના કરવી પડશે (૫૨૩)

तेन तुल्य० । સૂત્રમા વતિના અર્થમા तुल्य શબ્દ વપરાયો છે અને क्रिया શબ્દ, વતિનો અર્થ દર્શાવતા तुल्य શબ્દ સાથે સમાન અધિકરણમા છે આમ અહી પ્રત્યયાર્થ-વિશેષણપક્ષ સમજતા, સૂત્રમા જ સામાનાધિકરણ્ય દર્શાવવામા આવ્યુ છે એમ થયુ. પ્રકૃત્યર્થવિશેષણ પક્ષમા यत्तत् तृतीयासमर्थं क्रिया चेत् सा भवति । એવા અધ્યાહૃત વાક્યશેષ સાથે સમન્વય કરવો પડશે આ પ્રમાણે ગૌરવ પ્રાપ્ત થતા પ્રત્યયાર્થવિશેષણપક્ષ વધારે સ્વીકાર્ય બનશે

> क्रियावतोश्च सादृश्ये प्रत्ययार्थविशेषणे ।
> अध्येत्रा सदृशोऽध्येतेत्यत्र नास्ति वतेर्विधि ॥५२४॥

પ્રત્યયાર્થવિશેષણપક્ષમા બે ક્રિયાવાનો વચ્ચે (અધ્યયનનુ) સાદૃશ્ય હોવાથી, अध्येत्रा सदृशोऽध्येता । (અધ્યયન કરનારના જેવો અધ્યયન કરનારો છે) પ્રયોગમા वतिનુ વિધાન થયુ નથી. (૫૨૪)

> तुल्यार्थैरिति या तस्यास्तृतीयाया न भिद्यते ।
> अर्थो भेदेऽपि सर्वाभिरितराभिर्विभक्तिभि ॥५२५॥

तुल्यार्थै । (૨.૩ ૭૨) સૂત્ર પ્રમાણે तुल्य શબ્દ સાથેના સબધમા જે તૃતીયાનુ વિધાન થયુ છે. તે (તૃતીયા)નો અર્થ, (બીજી વિભક્તિઓ) જુદી હોવા છતા, તે બધી વિભક્તિઓના અર્થથી જુદો પડતો નથી (૫૨૫)

तत तुल्य० । સૂત્ર ઉપરના ભાષ્યવચનોનુ વિગતપૂર્ણ અન્વાખ્યાન પૂરૂ થયુ. હવે તેના પછીના સૂત્ર तत्र तस्येव । (૫ ૧.૧૧૬) સૂત્ર ઉપરના ભાષ્યવચનોને સમજાવવામા આવે છે બીજી રીતે કહીએ તો इवના અર્થમા वति પ્રત્યયના ઉપયોગની ચર્ચા કરવામા આવે છે ભાષ્યકાર જણાવે છે કે तुल्य અને इव શબ્દો સમાનાર્થક છે. અગાઉના સૂત્ર પ્રમાણે બે ક્રિયાઓ વચ્ચેના સાદૃશ્યને દર્શાવતા તૃતીયાન્ત શબ્દમા वति ઉમેરવામા આવે

છે. આ સૂત્ર બે સત્ત્વવાચક શબ્દો વચ્ચે સાદૃશ્ય દર્શાવતા ષષ્ઠ્યન્ત કે સપ્તમ્યન્ત શબ્દમાં વતિ પ્રત્યય ઉમેરવાનું વિધાન કરે છે આ બાબત અગાઉના સૂત્રથી સિદ્ધ થાય છે, તેથી तत्र तस्येव । સૂત્ર રજૂ કરવાની જરૂર નથી.

तुल्यार्थैरतुलोपमाभ्यां तृतीयान्यतरस्याम् । (૨.૩.૭૨ तुला અને उपमा સિવાય, तुल्य અર્થ દર્શાવનારા શબ્દ સાથે સંબંધ થતાં, વિકલ્પે તૃતીયા થાય છે) સૂત્ર પ્રમાણે तुल्य અર્થમાં પ્રાપ્ત થતી તૃતીયાનો અર્થ, વિભક્તિઓ જુદી હોવા છતાં, બીજી બધી વિભક્તિ ઓના અર્થથી જુદો પડતો નથી. આમ બંને સૂત્રો એક જ બાબતનું વિધાન કરતાં હોવાથી तत्र तस्येव । સૂત્ર આવશ્યક નથી

भोज्यते ब्राह्मण इव तुल्यं भुक्तं द्विजातिना ।
पश्यति ब्राह्मणमिव तुल्य विप्रेण पश्यति ॥५२६॥

भोज्यते ब्राह्मण इव । (પ્રયોગ) द्विजातिना तुल्य भुक्तम् । જેવો છે; पश्यति ब्राह्मणं इव । (પ્રયોગ) तुल्यं विप्रेण पश्यति । ના સરખો છે. (૫૨૬)

ब्राह्मणेनेव विज्ञातं तुल्यं ज्ञातं द्विजातिना ।
दीयतां ब्राह्मणायेव तुल्यं विप्रेण दीयताम् ॥५२७॥

ब्राह्मणेनेव विज्ञातम् । (પ્રયોગ) तुल्यं ज्ञातं द्विजातिना જેવો છે, दीयतां ब्राह्मणाय इव । (પ્રયોગ) तुल्यं विप्रेण दीयताम् । ના જેવો છે. (૫૨૭)

ब्राह्मणादिव वैश्यात् स्वमधीष्वाध्ययनं बहु ।
इत्येवमादिभिर्भेदस्तृतीयाया न कश्चन ॥५२८॥

ब्राह्मणादिव वैश्यात् स्व अधीष्व अध्ययन बहु । (પ્રયોગ विप्रेण तुल्यं वैश्यात् स्व अधीष्व अध्ययन बहु । ના સરખો છે ) આવા પ્રયોગોમાં તૃતીયા (નો ઉપયોગ બીજી વિભક્તિઓના ઉપયોગથી) જુદો નથી. (૫૨૮)

तुल्यार्थै:० । સૂત્ર શેષ અર્થમાં તૃતીયાના વિકલ્પ પ્રયોગનું વિધાન કરે છે. ब्राह्मणेन तुल्य. । અથવા ब्राह्मणस्य तुल्यः । અહીં શકાય इव ને કારક અર્થમાં બધી વિભક્તિઓ સાથે વાપરી શકાય છે, શેષ સંબંધ ક્રિયાકારકસંબંધપૂર્વક હોવાથી તૃતીયા બધાં કારકોના અર્થમાં વાપરી શકાય છે.

તૃતીયાની સાથે तुल्यના પ્રયોગથી જે અર્થ પ્રાપ્ત કરી શકાય છે તે અર્થ इवના બીજી વિભક્તિઓ સાથેના પ્રયોગથી મેળવી શકાય છે.

ભર્તૃહરિએ પ્રથમાથી પંચમી સુધીની વિભક્તિઓનાં इव સાથેનાં ઉદાહરણો આપ્યાં છે. પછી અને સપ્તમીનાં ઉદાહરણો, અનુક્રમે, ब्राह्मणस्य इव वैश्यस्य धनमेतद् उपस्थितम् ।- ની સાથે विप्रेण तुल्यं वैश्यस्य धनमेतद् उपस्थितम् । અને गुणा विप्र इवात्रैते क्षत्रिये बहवः स्थिता. । ની સાથે विप्रेण तुल्य तिष्ठन्ति क्षत्रिये बहवो गुणाः । હેલારાજે આપ્યાં છે

तुल्यं मधुरयाधीये मात्रा तुल्यं स्मरामि ताम् ।

मधुरायाश्च मातुश्च कथं सादृश्यकल्पना ॥५२९॥

तुल्यं मधुरया अधीये । (હું મધુરાની જેમ અધ્યયન કરું છું અને मात्रा तुल्यं स्मरामि ताम् । (માતાની જેમ હું તેનું સ્મરણ કરું છું) પ્રયોગોમાં મધુરા અને માતાનો અધ્યયન અને સ્મરણ રૂપી કાર્યો સાથે) સાદૃશ્યની કલ્પના કેવી રીતે થઈ શકે ? (૫૨૯)

तत्र तस्येव । સૂત્રથી वति ના અર્થમાં इवतुं વિધાન થયું છે. તેની પહેલાંનું સૂત્ર तेन तुल्यं० ।, तुल्यं ના અર્થમાં वतिनुं વિધાન કરે, તો પછી આ સૂત્રની આવશ્યકતા નથી. આ પક્ષમાં દોષ દર્શાવવા માટે કેટલાંક ઉદાહરણો આ કારિકામાં રજૂ કરવામાં આવ્યાં.

मधुरायां इव पाटलिपुत्रो अहं अधीये । પ્રયોગ मधुरावत् पाटलिपुत्रो अधीये । ના સરખો છે અને मातुरिव देवदत्तायाः स्मरामि । પ્રયોગ मातृवत् देवदत्तायाः स्मरामि । ના સરખો છે હવે આ પ્રયોગોની સિદ્ધિ तेन तुल्यं० । સૂત્રથી કરવામાં આવે તો मधुरया तुल्यं अधीये અને मात्रा तुल्यं देवदत्तायाः स्मरामि । એવા પ્રયોગો પ્રાપ્ત થશે આ પ્રયોગોમાં મધુરા અને અધ્યયન ક્રિયાનું તથા માતા અને સ્મરણક્રિયાનું સાદૃશ્ય સમજવું પડશે પરંતુ આવું સાદૃશ્ય પ્રાપ્ત થતું નથી.

હવે અધ્યયન અને સ્મરણના આશ્રયોમાં ભિન્નતા હોવાથી ભિન્ન આશ્રયો વચ્ચે સાદૃશ્ય પ્રાપ્ત થશે એમ જો માનીએ તો આશ્રયોને કાર્યરૂપે સમજવા પડશે અને वति પ્રત્યય કર્તા શબ્દને લાગુ પડશે, અધિકરણ કે કર્મને નહિ. તેથી तेन तुल्यं० । સૂત્રથી કામ ચાલશે નહિ.

मधुराविषयः पाठः स्मरणं मातृकर्मकम् ।

मधुरामातृशब्दाभ्यामभेदेनाभिधीयते ॥५३०॥

મધુરામાં અધ્યયનનું અને માતાના સ્મરણનું, (અનુક્રમે) મધુરા અને માતૃ શબ્દો સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે. (૫૩૦)

મધુરામાં અધ્યયન અર્થાત્ અધ્યયનક્રિયાને તે ક્રિયાના અધિકરણ અર્થાત્ મધુરા સાથે અભિન્ન સમજવામાં આવ્યું છે. એવી જ રીતે મધુરાના સરખું એમ ઉપમેયમાં પ્રાપ્ત થતી અધ્યયનક્રિયા ઉપમાનમાં પણ તેવી જ ક્રિયાનો બોધ કરાવે છે. આ રીતે માતૃસ્મરણ અંગે પણ સમજવું જોઈએ. માતાના સ્મરણ સરખું દેવદત્તાનું સ્મરણ છે. આમ બન્ને ઉદાહરણોમાં तेन तुल्यं० । સૂત્રથી वति પ્રત્યયની પ્રાપ્તિ થાય છે.

उष्ट्रावयवतुल्येषु मुखेषूष्ट्रश्रुतिर्यथा ।

वर्तते गृहतुल्ये च प्रासादे मधुराश्रुतिः ॥५३१॥

જેમ उष्ट्रमुखः । ('ઊંટના મોં જેવા મોંવાળો' સમાસમાં) उष्ट्र શબ્દ ઊંટનાં બીજાં અંગો જેવા તેના મોંનો વાચક છે, તેમ મધુરા શબ્દ (પાટલિપુત્રનાં) ઘર જેવા, તેના મહેલોના અર્થમાં વપરાય છે. (૫૩૧)

यथाध्ययनयोः साम्यमध्येत्रोरपदिश्यते ।
तथा क्रियागतैर्धर्मैरुच्यन्ते साधनाश्रयाः ॥५३२॥

જેમ બે (સ્થળોનાં અધ્યયનો વચ્ચેનું સામ્ય (બે) અધ્યેતાઓ વચ્ચેના સામ્ય તરીકે સમજવામાં આવે છે તેમ ક્રિયાઓના ધર્મો દ્વારા તેમનાં સાધનોના આશ્રયોને જણાવવામાં આવે છે. (૫૩૨)

इवार्थे यच्च वचनं पूर्वसूत्रे च यो विधिः ।
क्रियाशब्दश्रुतौ भेदो न कश्चित् विद्यते तयोः ॥५३३॥

इवના અર્થ અંગે (तत्र तस्येव । ૫-૧-૧૨૬ સૂત્રમાં જે કહેવામાં આવ્યું છે અને તેની પહેલાંના સૂત્રમાં જે વિધાન કરવામાં આવ્યું છે. તે (બે)માં, (પૂર્વ સૂત્રમાં) ક્રિયાશબ્દના ઉલ્લેખને કારણે ભિન્નતા નથી. (૫૩૩)

यद्यप्युपाधिरन्यत्र नियतो न प्रयुज्यते ।
रूपाभेदात् त्वनिर्ज्ञाता क्रियात्र श्रूयते पुनः ॥५३४॥

બીજે, ( સૂત્ર हृतेर्दृतिo । ૩.૨.૨૫માં ) નિયત ઉપાધિનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પરંતુ (वति પ્રત્યયના સંદર્ભમાં ક્રિયાના વિશિષ્ટ) સ્વરૂપની પ્રતીતિ થતી ન હોવાથી, (वति પ્રત્યય દ્વારા) અજ્ઞાત રહેલી ક્રિયાનો અહીં ફરીવાર ઉલ્લેખ કરવામાં આવે છે. (૫૩૪)

हृतेर्दृतिनाथयोः पशौ । (૩.૨,૨૫) સૂત્રનાં दृतिहरिः । (પખાલ લઈ જનાર પશુ) नाथहरिः । (નાથ પહેરનારું પશુ) ઉદાહરણો છે. બન્ને પ્રયોગોમાં पशुः પદ વપરાયું નથી :કારણ કે, સૂત્રમાં જ पशौ એવો ઉપાધિ શબ્દ વાપરવામાં આવ્યો છે, અને આ અર્થમાં જ તેને પ્રત્યય ઉમેરવામાં આવે છે. મતલબ કે मधुरावत् પ્રયોગોમાં वति ના સાદસ્યરૂપ અર્થ દ્વારા જણાવાતી સામાન્ય ક્રિયાની વિશેષરૂપે પ્રતીતિ થતી નથી, ચોક્કસ ક્રિયાવાચક શબ્દ वतिનો જુદો પ્રયોગ અવશ્ય કરવો પડશે.

यथा ह्युत्परयः पुच्छौ व्यवहन्ते सुदुराश्रयः ।
सत्यपि प्रत्ययार्थत्वे भेदाभावादुदाहृताः ॥५३५॥

જેમ કે, પ્રત્યયના અર્થમાં બધા અર્થો પ્રાપ્ત થતા હોવા છતાં, અર્થ(ભેદ) દર્શાવાતો ન હોવાથી पुच्छ ની સાથે वि, उत्, અને परि (ઉપસર્ગો) અને मनस् ની સાથે सु, दुर, વગેરેના પ્રયોગોને જણાવવામાં આવ્યા છે (૫૩૫)

पुच्छभाण्डचीवराण्णिङ् । (૩.૧ ૨૦) સૂત્ર જણાવે છે કે पुच्छ, भाण्ड અને चीवर શબ્દોને વિશિષ્ટ ક્રિયાના અર્થમાં णिङ् પ્રત્યય લાગે છે. पुच्छनां णिङ् સાથેના ક્રિયારૂપોમાંથી પૂંછડું

ઊંચુ કરવુ, નીચુ કરવુ, વગેરે અનેક ક્રિયાપદોનો બોધ થાય છે તેથી વિ, ઉત, પરિ એ ઉપસર્ગોને ચોક્કસ ક્રિયા દર્શાવવા માટે વાપરવામા આવે છે, જેમ કે भृशादिभ्यो भुव्यच्वे लोपश्च हल । સૂત્ર જણાવે છે કે भृश शीघ्र વગેરે પ્રાતિપદિકોને અભૂતતદ્ભાવ અર્થમા क्यङ् પ્રત્યય લાગે છે અને પ્રાતિપદિકને અન્તે આવતા વ્યજનનો લોપ થાય છે भृशादि ગણમા अभिमनस्, सुमनस्, दुर्मनस् વગેરે શબ્દો મળે છે અહી क्यङ् પ્રત્યય મનની જુદી જુદી અવસ્થાઓ દર્શાવી શકતો નથી તે કાર્ય अभि, सु दुर જેવા ઉપસર્ગો કરે છે એ પ્રમાણે वति પ્રત્યય ક્રિયાસામાન્ય દર્શાવે છે ક્રિયાવિશેષ દર્શાવવા માટે ક્રિયારૂપનો પ્રયોગ કરવો પડે છે

एवञ्च सति पूर्वेण सिद्धोऽत्रापि वतेर्विधि ।
नियमे वाभिधाने वा भिद्यते न क्रियाश्रुति ॥५३६॥

આમ હોવાથી (तेन तुल्य० એવા) અગાઉના સૂત્રથી અહી (तत्र तस्येव । સૂત્રમા) પણ वतिनु વિધાન સિદ્ધ થાય છે (वति દ્વારા સામાન્ય અભિધાન અગે ક્રિયાના પ્રયોગરૂપી) નિયમમા કે (પછીના સૂત્રમા પ્રાપ્ત થતા નવીન) અભિધાનમા ક્રિયાશબ્દના વપરાશ અગે કશો તફાવત સમજવામા આવતો નથી (૫૩૬)

इवे द्रव्यादिविषय प्रत्यय पुनरुच्यते ।
क्रियाणामेव सादृश्ये पूर्वसूत्रे विधीयते ॥५३७॥

સાદૃશ્ય જણાવાતુ હોય ત્યારે, દ્રવ્ય (ગુણ) વગેરે (ના સાદૃશ્યને) દર્શાવતા वति પ્રત્યયનુ ફરીવાર વિધાન કરવામા આવે છે ક્રિયાઓનુ સાદૃશ્ય હોય ત્યારે અગાઉના સૂત્રમા (છે તેમ वतिनु) વિધાન થાય છે (૫૩૭)

मधुरायामिव गृहा ब्राह्मणस्येव पाण्डुरा ।
इत्यत्र द्रव्यगुणयो पूर्वेण न वतिर्भवेत् ॥५३८।

मधुराया इव गृहा । (મધુરાના ઘરો જેવા ઘરો), ब्राह्मणस्य इव पाण्डुरा । (બ્રાહ્મણના જેવા શુભ્ર દાંત વગેરે) પ્રયોગોમા દ્રવ્ય અને ગુણનુ સાદૃશ્ય હોવાથી (तेन तुल्य० એવા) પૂર્વસૂત્ર વડે वति પ્રત્યય પ્રાપ્ત થશે નહિ (૫૩૮)

आरम्भस्याक्रियार्थत्वे नार्थो योगेन विद्यते ।
ऋते क्रियाया ग्रहणात् पूर्वयोगेन सिध्यति ॥५३९॥

(तत्र तस्येव । સૂત્રના) આરભથી અક્રિયાના અર્થનો સ્વીકાર થતો હોય તો તે સૂત્રનુ કશુ પ્રયોજન નથી અગાઉના સૂત્રમા ક્રિયાના ઉલ્લેખ થયા વિના वति પ્રત્યય (નુ પ્રયોજન સિદ્ધ થાય છે (૫૩૯)

तत्र तस्येव । સૂત્રનો આરંભ વતિ ના વિધાન માટે છે, કારણ કે, तत्र तस्येव । સૂત્ર પ્રમાણે સાદૃશ્યનું કારણ દ્રવ્ય અથવા ગુણ હોય છે જો આ બાબત સ્વીકારવામાં આવે તો तत्र तस्येव । ની આવશ્યકતા નથી तेन तुल्य० । સૂત્રમાંથી ક્રિયા શબ્દ કાઢી નાખવાથી સાદૃશ્યનું પ્રયોજન સિદ્ધ થશે તેથી વતિ નું વિધાન ક્રિયા, દ્રવ્ય, ગુણ એમ સર્વત્ર સામાન્ય રૂપે લાગુ પડશે तत्र तस्येव । માં પણ તેની અસર થશે

मधुरावयवे वृत्तिर्व्याख्याता मधुराश्रुते ।
ब्राह्मणावयवान् दन्तान् वक्ष्यति ब्राह्मणश्रुति ॥।।५४०॥

मधुरा શબ્દ મધુરાના અવયવો (એવા તેના ઘરો)નો વાચક છે એમ સમજાવવામાં આવ્યુ એ પ્રમાણે ब्राह्मण શબ્દ બ્રાહ્મણના અવયવો એવા દાંતનો વાચક બનશે (૫૪૦)

न काचिदिव योगे तु बाह्यात् सबन्धिनो विना ।
षष्ठी विधीयते तत्र पूर्वेण प्रत्ययो भवेत् ॥५४१॥

કોઈ બાહ્ય સંબંધી(ની અપેક્ષા) વિના इव સાથે ષષ્ઠીનુ વિધાન કરવામાં આવતુ નથી તેથી અગાઉના સૂત્ર વડે વતિ પ્રત્યય પ્રાપ્ત થશે (૫૪૧)

आधिक्य तुल्यशब्देन सबन्ध उपजायते ।
षष्ठीतृतीये तत्र स्तस्तुल्यशब्दो हि वाचक ॥५४२॥

तुल्य શબ્દનો (ઉપમાન શબ્દ સાથે) સંબંધ થતા અધિકતા (રૂપી વિશેષ) ઉત્પન્ન થાય છે તેથી (ઉપમાન શબ્દને) ષષ્ઠી અથવા તૃતીયા પ્રાપ્ત થાય છે, કારણ કે, तुल्य શબ્દ સ્વતંત્ર અર્થનો વાચક છે (૫૪૨)

तुल्य શબ્દ સાદૃશ્યરૂપ સ્વતંત્ર અર્થનો વાચક છે તેથી દ્રવ્યરૂપ અર્થ દર્શાવતા ઉપમાનશબ્દ સાથે તેનો સંબંધ થતા તે ઉપમાનશબ્દ આધિક્યરૂપ જુદો અર્થ દર્શાવશે અને તેને પરિણામે तुल्यार्थैरतुलोपमाभ्या तृतीयान्यतरस्याम् । (૨ ૩ ૭૨) પ્રમાણે ઉપમાન-શબ્દને ષષ્ઠી અથવા તૃતીયા વિભક્તિ પ્રાપ્ત થશે

इवशब्दप्रयोगे तु बाह्यात्सबन्धिनो विना ।
नाधिक्यमुपमानेऽस्ति द्योतक स प्रयुज्यते ॥५४३॥

(ઉપમાન અને ઉપમેયથી) જુદા સંબંધી વિના इव શબ્દના પ્રયોગમાં ઉપમાનની (ઉપમેય કરતા) અધિકતા પ્રાપ્ત થતી નથી, તેથી દ્યોતક એવા (इव)નો પ્રયોગ કરવામા આવે છે (૫૪૩)

इवे यो व्यतिरेकोऽत्र स प्रासादादिहेतुकः ।
तुल्ये तद्विषयापेक्षमाधिक्यमुपजायते ॥५४४॥

इव શબ્દના પ્રયોગથી જે જુદાપણું જણાય છે તે પ્રાસાદ વગેરે (બાહ્ય સંબંધીઓ)ને કારણે છે तुल्य શબ્દના પ્રયોગમાં તેના (પોતાના) વિષયની અપેક્ષા રાખનારી અધિકતા પ્રાપ્ત થાય છે (૫૪૪)

गवयेन समोऽनड्वानिति वृत्तिस्तथा भवेत् ।
न त्वस्ति गौरिवेत्यत्र व्यतिरेक इवाश्रयः ॥५४५॥

તે પ્રમાણે, गवयेन समः अनड्वान् । (ગવય જેવો બળદ છે) એમ (वति પ્રત્યયવાળી તદ્ધિત) વૃત્તિ પ્રાપ્ત થશે गौः इव (गवयः । ગાયના જેવો ગવય છે) પ્રયોગમાં इवને કારણે પ્રાપ્ત થતી અધિકતા સમજવામાં આવતી નથી (૫૪૫)

तेन तुल्यं० । સૂત્રમાં ક્રિયા શબ્દનો ઉલ્લેખ કરવામાં ન આવે તો गवयेन समः अनड्वान् । પ્રયોગમાં ક્રિયાને કારણે પ્રાપ્ત થનારા તુલ્યત્વનો અભાવ હોવાથી બે દ્રવ્યો વચ્ચેનું સાદૃશ્ય સમજવામાં આવે છે. તેથી वति પ્રત્યયવાળી તદ્ધિત વૃત્તિ બને છે પરિણામે ક્રિયાશબ્દનો તે સૂત્રમાં ઉલ્લેખ કરવો જ જોઈએ હવે આ સૂત્રમાં ક્રિયા શબ્દનો ઉલ્લેખ થતાં, દ્રવ્ય અથવા ગુણનું સાદૃશ્ય થતું હોવાથી वति શબ્દના ઉપયોગ માટે બીજુ સૂત્ર કરવું પડશે गवयेन तुल्यो अनड्वान् । પ્રયોગમાં બીજા (तत्र तस्येव ।) સૂત્રથી પણ वति પ્રત્યય પ્રાપ્ત થતો નથી, કારણ કે इव ના અર્થ ઉપર આધારવાળા વ્યતિરેકનો અભાવ છે એ જ પ્રમાણે गौ इव गवयः । એવા પ્રયોગમાં બીજા સૂત્રથી वति પ્રત્યય પ્રાપ્ત થતો નથી.

उपमेयेन संबन्धात् प्राक् प्रासादादिहेतुके ।
व्यतिरेके वतेर्भावो न तु तुल्यार्थहेतुके ॥५४६॥

ઉપમેય સાથે (ઉપમાનનો) સંબંધ થતા પહેલાં (બાહ્ય નિમિત્તરૂપ) મહેલ વગેરેને કારણે પ્રાપ્ત થતી ભિન્નતા સમજવામાં આવતાં वति ઉમેરવામાં આવે છે, તુલ્યત્વ રૂપ અર્થને કારણે નહિ (૫૪૬)

मथुरायां इव पाटलिपुत्रे प्रासादाः । પ્રયોગમાં ઉપમેય સાથે ઉપમાનનો સંબંધ થતા પહેલાં મહેલ વગેરે બાહ્ય નિમિત્તથી સમજવામાં આવતી ભિન્નતા માટે વાપરવામાં આવતી ષષ્ઠી કે સપ્તમી પ્રાપ્ત થાય છે ત્યાર બાદ इव ના અર્થ સાથે સંબંધ થતાં इवના અર્થમાં वति વાપરવામાં આવે છે

तेन तुल्यं० । સૂત્ર પ્રમાણે तुल्य શબ્દના અર્થમાંથી આધિક્ય સમજવામાં આવે છે. આ तुल्य શબ્દ કોઈ બાહ્ય સંબંધી નથી અને તેથી જ તૃતીયાનો અને वतिનો પ્રયોગ થાય છે.

इवशब्देन संबन्धे न तृतीया विधीयते ।
प्रकृतां तामतस्त्यक्त्वा विभक्त्यन्तरमाश्रितम् ॥५४७॥

इव શબ્દ સાથેના સંબંધ અંગે તૃતીયા(ના વપરાશ)નું વિધાન થયું નથી. તેથી તે પ્રસ્તુતનો ત્યાગ કરીને બીજી વિભક્તિના પ્રયોગનો આશ્રય કરવામાં આવ્યો છે. (૫૪૭)

सप्तम्यपि न तत्रास्ति ज्ञापनार्था तु सा कृता ।
इष्टा सा शेषविषये नियतासु विभक्तिषु ॥५४८॥

સપ્તમી(નું વિધાન) પણ ત્યાં કરવામાં આવ્યું નથી. જ્ઞાપન માટે તેનું વિધાન થયું છે. બીજી વિભક્તિઓનું તેમના અર્થોમાં (વિધાન થયું છે) પરંતુ શેષ (સંબંધના સંદર્ભ)માં તેને ઇષ્ટ માનવામાં આવી છે (૫૪૮)

इव શબ્દ સાથેના સંબંધમાં શેષના અનુલક્ષમાં તૃતીયાની જેમ સપ્તમીનું વિધાન કરવામાં આવ્યું નથી. હવે જો આવી સપ્તમીનું વિધાન થયું ન હોય તો तत्र तस्येव । (૫-૧-૧૧૬) સૂત્રમાં तत्र શબ્દથી સપ્તમ્યન્તનું ગ્રહણ શા માટે કરવું એવી શંકાના જવાબમાં આ કારિકા રજૂ કરવામાં આવી છે.

બાહ્ય સંબંધને કારણે પ્રાપ્ત થતા વ્યતિરેકને ષષ્ઠી દર્શાવે છે, તેથી તૃતીયાની જેમ સપ્તમીનો પણ અહીં સંદર્ભ નથી. આમ હોય તો સપ્તમીનો ઉપયોગ થવો જોઈએ નહિ.

અહીં એવી શંકા કરી શકાય કે ષષ્ઠી સાથે સામર્થ્ય વાળા શબ્દકાર્યનો સપ્તમીના અર્થ સાથે સંબંધ નથી, કારણ કે ષષ્ઠીનો અર્થ શેષ છે અને સપ્તમીનો અર્થ અધિકરણ અર્થાત્ આધાર છે. શેષ અને સાધનની એક સાથે વિવક્ષા યોગ્ય નથી, કારણ કે બન્ને વિરોધી છે. આ કારિકામાં આવી શંકાનો જવાબમાં આપવામાં આવે છે.

ષષ્ઠી સાથે સંબંધ ધરાવતા वति પ્રત્યય સાથેના વ્યાકરણકાર્યમાં ચોક્કસ વિભક્તિનો ખ્યાલ આવતો નથી. માત્ર ઉપમાનોપમેયભાવ અર્થાત્ સંબંધસામાન્યનો ખ્યાલ આવે છે.

આવા સંબંધસામાન્યમાં બધા સંબંધવિશેષો સમાઈ જતા હોવાથી સપ્તમ્યન્ત ઉપમેય યોગ્ય કરે છે. આમ થતાં અધિકરણની વિવક્ષા થતાં ઉપમાનમાં પણ અધિકરણત્વ પ્રાપ્ત થશે પ્રકૃત્યર્થ અર્થાત્ ઉપમાનનો અર્થ वति ના અર્થના ગૌણ ભાવે છે. તેથી ઉપમેય દ્વારા તેના અર્થવિશેષનો બોધ થશે. એટલા માટે કહેવામાં આવ્યું છે કે ઉપમાન અંગે જે શંકા હોય તે ઉપમેય દ્વારા દૂર થાય છે.

હવે આ રીતે વિચારીએ તો મતુપ્ને સપ્તમી સાથે સમર્થ એવા પદ સાથે વાપરવો જોઈએ નહિ. તેમ છતાં તેવા વપરાશનું વિધાન થયું છે. આનું કારણ એ છે કે મતુબન્ત શબ્દનો પ્રધાન અર્થ ષષ્ઠીનો અથવા સપ્તમીનો છે; જેમ કે, वृक्षवान् पर्वतः । માં આધારાધેયભાવ પ્રાપ્ત છે वति ના વપરાશ વખતે પ્રકૃતિનો અર્થ ગૌણ હોવાથી પ્રત્યયનો

સાદૃશ્ય અર્થ પ્રધાનપણે સમજાય છે અને તેની સાથે ષષ્ઠી વાપરવી જોઈએ આ ષષ્ઠીમા સપ્તમીનો અંતર્ભાવ થતો હોવાથી तत्र तस्येव । સૂત્રમાં तत्र શબ્દથી જણાવવામાં આવેલી સપ્તમી જ્ઞાપકરૂપે છે, અર્થાત્ જેમ इव સાથે ષષ્ઠી વાપરવામા આવે છે તેમ બાહ્ય નિમિત્તના અનુસંધાનમા સપ્તમી વાપરવામા આવે છે

यदि तु व्यतिरेकेण विषयेऽस्मिन्विभक्तय ।
प्रवर्तेरंस्तृतीयैव व्यभिचारं प्रदर्शयन् ॥५४९॥

આ (इवना અર્થની) બાબતમા બીજી વિભક્તિઓ (કોઈક બાહ્ય સબંધીને કારણે), પોતાના વિષયોથી જુદી રીતે પ્રવૃત્તિ કરતી હોય તો તૃતીયા વિભક્તિ પણ તેના વિષય અંગે બીજી વિભક્તિઓથી ભિન્નતા દર્શાવશે (૫૪૯)

व्यभिचारे तथा सिद्धे सप्तमीग्रहणाद् विना ।
सप्तम्येवोच्यते सर्वा न सन्त्यन्या विभक्तय ॥५५०॥

આ પ્રમાણે (તૃતીયાની અનુવૃત્તિ)ને કારણે સપ્તમીનું ગ્રહણ કર્યા વિના (જ વિભક્તિઓનુ તેમના વિષયોથી) અપસરણ સિદ્ધ થાય છે, (પરંતુ) સપ્તમીનું ગ્રહણ થાય છે અને બીજી વિભક્તિઓ પ્રાપ્ત થતી નથી (૫૫૦)

तेन तुल्य० । માની તૃતીયા વિભક્તિની અનુવૃત્તિને કારણે, સપ્તમીના ગ્રહણ વિના જ, બધી વિભક્તિઓ પોતાના વિષયોથી દૂર જાય છે પરંતુ तत्र तस्येव સૂત્રમા સપ્તમીનું ગ્રહણ થયુ છે, બીજી વિભક્તિઓનુ ગ્રહણ થયુ નથી.

अत्यन्तमत्र विषये सप्तम्या ज्ञापनार्थया ।
बाधिता विनिवर्तेत षष्ठी मा गृह्यते पुन ॥५५१॥

(इवना અર્થની) બાબતમા (પ્રાપ્ત ન થનારી પરંતુ પછીના સૂત્રમા નિર્દેશ પામેલી, તેથી) જ્ઞાપનના અર્થમા પ્રાપ્ત થતી સપ્તમી વડે પૂરેપૂરી બાધિત થયેલી ષષ્ઠીને તે ફરીવાર પ્રાપ્ત થાય એટલા માટે ઉલ્લેખવામા આવી છે (૫૫૧)

तत्र तस्येव । સૂત્રમા જે तत्र દ્વારા સૂચવાતી સપ્તમી છે તેના અર્થમા ષષ્ઠીનો અર્થ આવી જતો હોવાથી ષષ્ઠીનુ વિધાન કરવુ જોઈએ નહિ, એવી શંકાને દૂર કરનારી આ કારિકા છે સપ્તમીના અર્થમા इव નો પ્રયોગ થતો નથી પરંતુ સૂત્રમા તેનો ઉલ્લેખ થયો છે તેથી જ્ઞાપક બને છે હવે જો સપ્તમીમા ષષ્ઠીનો અંતર્ભાવ થતો હોય તો જ્યા સપ્તમી ન હોય ત્યા ષષ્ઠી પણ પ્રાપ્ત થશે નહિ પરંતુ इव સાથે તો ષષ્ઠીનો પ્રયોગ આવશ્યક છે, તેથી તેનો સ્વતંત્ર ઉલ્લેખ કરવો જોઈએ ષષ્ઠીનો ઉલ્લેખ જો થાય તો અધિકરણના અર્થમા પ્રાપ્ત થતી સપ્તમી જેના ઉલ્લેખ થયો જ છે તે શેષનો અર્થ પણ દર્શાવશે

પરંતુ तत्र तस्येव । (૫.૧.૧૧૬) સૂત્રમાં ષષ્ઠી તેમજ સપ્તમી એમ બન્નેનો ઉલ્લેખ થયો હોવાથી, સપ્તમીને જ્ઞાપક તરીકે સમજવામાં આવશે. કારણ કે, શેષ અર્થવાળી ષષ્ઠી અધિકરણ અર્થવાળી સપ્તમીને બદલે વાપરી શકાશે નહિ. ષષ્ઠયન્તને પણ વતિ લાગતો હોવાથી ષષ્ઠીની નિવૃત્તિ કરી શકાશે નહિ. હવે જો એમ પૂછવામાં આવે કે સપ્તમી અહીં જ્ઞાપક છે અને તેથી તેને શેષના અર્થમાં વાપરી શકાશે, તો અધિકરણ-વાચક સપ્તમ્યન્ત શબ્દને વતિ લાગશે નહિ, જેમકે मथुरायां इव पाटलिपुत्रे प्रासादाः । જો શેષ અર્થ દર્શાવતી ષષ્ઠીને વતિ લગાડવામાં આવે તો ઉપમેયશબ્દ સપ્તમ્યન્ત બની શકશે નહિ, તેથી पाटलिपुत्रस्य प्रासादाः । એમ કહેવું પડશે.

બીજા એક પક્ષ પ્રમાણે ષષ્ઠી પણ આધારાધેય ભાવ દર્શાવી શકશે, અને તેથી સપ્તમ્યન્ત ઉપમેય સાથે ષષ્ઠયન્ત શબ્દને વતિ પ્રત્યય લાગશે. આ સૂત્ર પ્રમાણે શેષના અર્થમાં પણ સપ્તમી વિભક્તિ इव સાથે પ્રાપ્ત થશે.

पूर्वाभ्यामेव योगाभ्यां विग्रहान्तरकल्पनात् ।
अर्हार्थेऽपि वतिः सिद्धः स त्वेकेन निदर्श्यते ॥५५२॥

જુદા વિગ્રહવાક્યની કલ્પના કરવામાં આવતાં અગાઉનાં બે સૂત્રો વડે, તેને માટે યોગ્ય એવા અર્થમાં, વતિ પ્રત્યયનું વિધાન સિદ્ધ બને છે. આ (યોગ્ય અર્થમાં વતિને અંગે) એકજ સૂત્રને ઉદાહરણ રૂપે સમજવામાં આવ્યું છે. (૫૫૨)

तदर्हम् । (૫-૧-૧૧૭ તેને માટે યોગ્ય ક્રિયા એવા અર્થમાં દ્વિતીયાન્ત પ્રાતિપદિકને વતિ પ્રત્યય લાગે છે) સૂત્રનું ભાષ્યકારે આપેલું ઉદાહરણ राजवद् वृत्तम् । અર્થાત્ राजानं अर्हति वृत्तम् । છે. અહીં तेन तुल्यं० । સૂત્રમાંથી ક્રિયાશબ્દની અનુવૃત્તિ પ્રાપ્ત થાય છે.

તેથી દ્વિતીયાસમર્થ अर्ह् ધાતુના કર્તાને वत् પ્રત્યય લાગશે. હવે राजवद् वृत्तम् । પ્રયોગને राज्ञा तुल्यं वर्तते वृत्तम् । એવા ફેરફારવાળા વિગ્રહવાક્ય તરીકે સમજવામાં આવે તો પણ આવો જ અર્થ સમજવામાં આવશે. તેથી तदर्हम् અર્થમાં વતિની પ્રાપ્તિ तेन तुल्य० । સૂત્રથી થશે. આ સૂત્ર આ અંગે ઉદાહરણરૂપે છે.

तेन तुल्यमिति प्राप्ते क्रियोपाधिः प्रसिध्यति ।
राजवद् वर्तते राजेत्यत्र भेदे विवक्षिते ॥५५३॥

ક્રિયા રૂપી વિશેષણવાળો વતિ પ્રત્યય तेन तुल्यं સૂત્ર વડે પ્રાપ્ત થાય છે, राजवद् वर्तते राजा । (રાજાની જેમ રાજા વર્તન કરે છે) પ્રયોગમાં (પણ બન્નેના વર્તનમાં) ભિન્નપણું વિવક્ષિત હોય તો વતિ પ્રાપ્ત થશે (૫૫૩)

राजत्वेन प्रसिद्धा ये पृथुप्रभृतयो नृपा ।
युधिष्ठिरान्तास्तेऽन्येषामुपमानं महीक्षिताम् ॥५५४॥

પૃથુ વગેરેથી શરૂ કરીને યુધિષ્ઠિર સુધીના જે રાજાઓ રાજત્વ ગુણ વડે જાણીતા છે તે બીજા રાજાઓ માટે ઉપમાનરૂપ બને છે. (૫૫૪)

सिद्ध्यसिद्धिकृतो भेद उपमानोपमेययोः ।
सर्वत्रैव यतोऽसिद्धं प्रसिद्धेनोपमीयते ॥५५५॥

ગુણોની પરિપૂર્ણતા કે અપૂર્ણતાને કારણે ઉપમાન અને ઉપમેય વચ્ચે ભેદ સમજવામાં આવે છે, કારણ કે, સર્વત્ર અપૂર્ણને પરિપૂર્ણ સાથે સરખાવવામાં આવે છે. (૫૫૫)

राजवद् रूपमस्येति राजन्येव विवक्षिते ।
अक्रियार्थेन योगेन द्वितीयेन भविष्यति ॥५५६॥

અત્યારના રાજાને માટે, (તેના રૂપ અંગે) વિવક્ષા હોય ત્યારે राजवद् रूपं अस्य (પ્રાચીન ભરત વગેરે) રાજાઓના જેવું આનું રૂપ છે એવો પ્રયોગ થશે. ક્રિયાના અર્થનું વિધાન નહિ કરનારા બીજા (तत्र तस्येव ।) સૂત્ર વડે વતિ પ્રાપ્ત થશે. (૫૫૬)

उपमानाविवक्षायां नियमार्थोऽयमुच्यते ।
धर्मोऽर्हति क्रियाकर्ता तदर्थं वचनं पुनः ॥५५७॥

ઉપમાનની વિવક્ષા ન હોય ત્યારે अर्हति (લાયક બનવું) ક્રિયાના કર્તારૂપ જે ધર્મ છે તે અન્યની નિવૃત્તિ રૂપી નિશ્ચય માટે કહેવામાં આવ્યો છે. અને તેને માટે तदर्हम् । સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે. (૫૫૭)

कृतहस्तवदित्येतत् प्रसिद्धेष्वेव दृश्यते ।
राजत्वेन प्रसिद्धे च राज्ञि राजवदित्यपि ॥५५८॥

कृतहस्तवत् । (અનુભવી હાથવાળાની જેમ) એવો પ્રયોગ (અર્જુન જેવી) પ્રસિદ્ધ વ્યક્તિઓ માટે વપરાય છે. એ પ્રમાણે રાજત્વ (રૂપી ઉત્તમ ગુણ) વડે જાણીતા રાજા માટે राजवत् એવું વચન વાપરવામાં આવે છે (૫૫૮).

कृतहस्तः એટલે ચોક્કસ કાર્ય કરવા માટે અનુભવી હાથવાળો. આવો હાથ અર્જુનનો હતો. તેથી તેને માટે विनत्येद कृतहस्तवत् । એવો પ્રયોગ વપરાયો છે. અહીં બીજા અનુભવી હાથવાળા સાથે અર્જુનની સરખામણીની વિવક્ષા નથી અહીં એનો હાથ પોતાનું કાર્ય કરવા માટે પૂરતો શક્તિમાન હતો એવો અર્થ દર્શાવ્યો છે. पाण्डोर्विदुर सर्वाणि प्रेतकार्याणि कारय । राजवद् राजसिंहस्य ..॥ પ્રયોગમાં પાંડુ માટેના શ્રાદ્ધ વગેરે મરણોત્તર કાર્યો અંગે તેની બીજા કોઈ સાથે સરખામણી નથી.

अशक्ति येषां धर्माणां दृष्टोऽत्यन्तमसंभवः ।
ते राजनि नियम्यन्ते त्यज्यन्ते व्यभिचारिणः ॥५५९॥

જે રાજા નથી તેનામાં જે ગુણો અત્યંત અસંભવિત છે, તેમને રાજાનામાં જ નિશ્ચિત રૂપે સમજવામાં આવે છે (અને) રાજામાં જેમનો અભાવ હોય છે તેમનો ત્યાગ કરવામાં આવે છે. (૫૫૯)

अर्हतेश्च क्रिया कर्त्री या तस्यां वतिरिष्यते ।
राजानमर्हति च्छत्रमिति न त्वेवमादिषु ॥५६०॥

अर्हतिના કર્તારૂપ જે ક્રિયા, તેના અર્થમાં वति (પ્રત્યયને યોગ્ય માનવામાં આવે છે. જ્યાં કર્તા, ક્રિયાથી જુદો હોય, જેમ કે, राजानं अर्हति च्छत्रम् । (છત્ર રાજાને યોગ્ય છે.) વગેરે પ્રયોગોમાં નહીં. (૫૬૦)

प्रयुक्तानां हि शब्दानां शास्त्रेणानुगमः सताम् ।
छत्राद्यर्थे तु वचने प्रत्याख्यानं न संभवेत् ॥५६१॥

પ્રયોગમાં પ્રાપ્ત થનારા શબ્દોને જ શાસ્ત્ર(નિયમો) અનુસરે છે. राजवच्छत्रम् વગેરેના અર્થમાં વતિનું વિધાન થયું હોય તો तदर्हम् । સૂત્ર વડે) તેનું ખંડન સંભવશે નહિ (૫૬૧)

तदर्हमिति नारब्धं सूत्रं व्याकरणान्तरे ।
संभवत्युपमानापि भेदस्य परिकल्पनात् ॥५६२॥

બીજાં વ્યાકરણોમાં तदर्हम् । સૂત્ર (જેવું સૂત્ર) મળતું નથી, કારણ કે, ઉપમાનથી (ઉપમેયનો) ભેદ હોવાને કારણે ઔપમ્યની પ્રાપ્તિનો સંભવ છે. (૫૬૨)

પોતાની પહેલાંના વ્યાકરણ ગ્રંથોમાં મળતા વિચારોને ભાષ્યકાર પોતાના શબ્દોમાં રજૂ કરે છે એમ માનીએ તો આ तदर्हम् । સૂત્ર જેવું સૂત્ર, બીજાં વ્યાકરણો, જેવાં કે આપિશલિનું વ્યાકરણ, કાશકૃત્સ્નનું વ્યાકરણ, વગેરેમાં પ્રાપ્ત થતું નથી. એનું કારણ એ છે કે राजवद् वृत्तं अस्य । માં પણ ભેદની કલ્પના કરીને ઔપમ્ય સમજવામાં આવે તો तेन तुल्यं० । સૂત્રથી वति પ્રત્યય પ્રાપ્ત થશે. પરિણામે तदर्हम् । સૂત્રની પાણિનીય વ્યાકરણમાં પણ જરૂર નથી.

एकस्य कार्यनिर्हानात् सिद्धस्य विषयान्तरे ।
तद्धर्मत्वविवक्षायां बुद्ध्या भेदः प्रकल्प्यते ॥५६३॥

કોઈ એક વિષયમાં સિદ્ધ બનેલી (ક્રિયાવાળા) પદાર્થના બીજા વિષયમાં

થનારા કાર્યનું જ્ઞાન થતાં, તેવા (તે કાર્યને કરવાની શક્તિ રૂપી) ધર્મની વિવક્ષા હોય તો બુદ્ધિ વડે ભેદની કલ્પના કરવામાં આવે છે. (૫૬૩)

चिच्छेद कृतहस्तवत् । (અનુભવી હાથવાળાની જેમ શત્રુના મસ્તકને છેદી નાંખ્યું) પ્રયોગમાં વતિ નો ઉપયોગ तेन तुल्यं० થી થઈ શકશે. જે અનુભવથી તમે આ સંગ્રામમાં શત્રુઓનાં મસ્તક કાપ્યાં તેવા અનુભવથી બીજા સંગ્રામમાં પણ કાપશો. અહીં બે પ્રસંગોમાં એક જ કાર્ય હોવા છતાં, બે જુદી વ્યક્તિઓની કલ્પના કરવાથી અગાઉની ક્રિયા કરનારી વ્યક્તિ ઉપમાન અને બીજી ક્રિયા કરનારી વ્યક્તિને ઉપમેય સમજવામાં આવશે. આવો કાલ્પનિક ભેદ સમજવામાં આવતાં ઉપમાનોપમેયભાવ થતાં तेन तुल्यं० । સૂત્રથી વતિ પ્રત્યય લાગશે.

सूत्रारम्भान्न चैतस्मादिवशब्दस्य विद्यते ।
प्रयोगः सोऽपि चैतस्य विषये विद्यते वतेः ॥५६४॥

(तदर्हम् ।) સૂત્ર રજૂ થયું હોવાથી તેના વિષયમાં વતિનો પ્રયોગ પ્રાપ્ત થશે, પરંતુ તે સૂત્રને કારણે (ભેદના આભાસને લીધે) इव શબ્દનો પ્રયોગ થશે નહિ. ૫૬૪)

दस्युहेन्द्र इवेत्येतदैन्द्रमन्त्रे प्रयुज्यते ।
अन्यत्र दृष्टकर्मेन्द्रो यथेत्यस्मिन् विवक्षिते ॥५६५॥

'બીજા પ્રસંગે જેનુ કાર્ય જાણીતું છે તેવા ઈન્દ્રની જેમ' એવા અર્થની વિવક્ષા હોવાથી दस्युहा इन्द्र इव । (શત્રુઓને હણનાર ઈન્દ્રની જેમ) એવાં વચનો ઈન્દ્ર અંગેના મન્ત્રમાં વાપરવામાં આવ્યાં છે. (૫૬૫)

पूर्वामवस्थामाश्रित्य यावस्था व्यपदिश्यते ।
सदृशस्त्वं तवैवेति तत्रैवमभिधीयते ॥५६६॥

અગાઉની અવસ્થાને ધ્યાનમાં રાખીને પછીની અવસ્થા વિશે જ્યારે જણાવવામાં આવે છે ત્યારે सदृश त्व तव इव । (તું તારા જેવો જ છે) એમ કહેવામાં આવે છે. (૫૬૬)

प्रसिद्धभेदं यत्रान्यदुपमानं न विद्यते ।
उपमेयस्य तत्रात्मा स्वबुद्धया प्रविभज्यते ॥५६७॥

જ્યાં વાસ્તવિક ભેદવાળું ઉપમાન પ્રાપ્ત થતું નથી ત્યાં ઉપમેયના સ્વરૂપને, પોતાની કલ્પના વડે, ઉપમેય અને ઉપમાન એમ વિભક્ત રીતે સમજવામાં આવે છે. (૫૬૭)

योऽपि स्वाभाविको भेदः सोऽपि बुद्धिनिबन्धनः ।
तेनास्मिन् विषये भिन्नमभिन्नं वा न विद्यते ॥५६८॥

જે સ્વાભાવિક ભેદ છે તે પણ બુદ્ધિને આધારે છે, તેથી (શબ્દવ્યવહારના) વિષયમાં ભેદ કે એકત્વ (એવો તફાવત હોતો નથી. (૫૬૮)

अङ्गदी कुण्डली चेति दर्शयन् भेदहेतुभिः ।
चैत्रमीदृश इत्याह बुद्धयवस्थापरिग्रहात् ॥५६९॥

મનની અવસ્થા પ્રમાણે સમજતાં, જુદું જુદું (સ્વરૂપ જણાવતાં કારણોને લીધે, ચૈત્રને કડાંવાળો કે કુંડળવાળો એમ જુદો દર્શાવી, તે આવો છે, એમ કહેવામાં આવે છે. (૫૬૯)

एतैः शब्दैर्यथाभूतः प्रत्ययात्मोपजायते ।
तत्प्रत्ययानुकारेण विषयोऽप्युपपद्यते ॥५७०॥

આવા (કુંડલી વગેરે) શબ્દો વડે ચોક્કસ (અર્થ)નું જે વિશિષ્ટ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેના સ્વરૂપના સાદૃશ્યથી (બાહ્ય) પદાર્થને પણ સમજવામાં આવે છે. (૫૭૦)

बुद्धयवस्थाविभागेन भेदकार्यं प्रतीयते ।
जन्यन्त इव शब्दानामर्थाः सर्वे विवक्षया ॥५७१॥

બુદ્ધિની જુદી જુદી અવસ્થાઓને લીધે, શાસ્ત્રનાં કાર્યોને જુદાં જુદાં સમજવામાં આવે છે શબ્દોના અર્થો (વક્તાની) વિવક્ષાને કારણે જાણે કે ઉત્પન્ન થાય છે. (૫૭૧)

तथाविधेऽपि बाह्येऽर्थे भिद्यन्ते यत्र बुद्धयः ।
न तत्र कश्चित् सादृश्यं सदपि प्रतिपद्यते ॥५७२॥

બાહ્ય પદાર્થ તેવો (બીજા પદાર્થો સાથે સાદૃશ્યવાળો) હોવા છતાં, તેને વિષેનાં જ્ઞાનો જો જુદાં જુદાં હોય તો તેમાં હાજર રહેલા સાદૃશ્યને પણ સ્વીકારવામાં આવતું નથી. (૫૭૨)

अत्यन्तं विषये भिन्ने यावत् प्रख्या न भिद्यते ।
न तावत् प्रत्यभिज्ञानं कस्यचित् विनिवर्तते ॥५७३॥

જ્યારે પદાર્થ (બીજા કરતાં) અત્યંત જુદો હોય ત્યારે જ્યાં સુધી તેની ભિન્નતાનું જ્ઞાન થાય નહિ ત્યાં સુધી કોઈ બીજા સાથે (તેના સાદૃશ્યની) સમજણ નિવૃત્ત થતી નથી. (૫૭૩)

अयमेव तु सूत्रेण भेदो भेदेन दर्शित ।
प्रसिद्धमपि दुर्ज्ञानमबुध प्रतिपद्यते ॥५७४॥

(બુદ્ધિની ભિન્ન અવસ્થારૂપ વિવક્ષાને કારણે પ્રાપ્ત થતો) આ ભેદ(વ્યવહાર तदर्हम् ।) સૂત્ર વડે જુદો દર્શાવવામા આવ્યો છે तेन तुल्य० । સૂત્રથી જાણીતો હોવા છતા, મુશ્કેલીથી સમજાય તેવા તે (ભેદ)ને અજ્ઞાની (तदर्हम् । સૂત્ર વડે) સમજે છે (૫૭૪)

वैयाकरणवद् ब्रूते न वैयाकरण सदा ।
वैयाकरणवद् ब्रूष्वेत्यत सोऽप्यभिधीयते ॥५७५॥

વૈયાકરણ હમેશા વૈયાકરણની જેમ (શબ્દો) બોલતો નથી, તેથી, તેને પણ "વૈયાકરણની જેમ (શબ્દો) બોલ" એમ કહેવામા આવે છે (૫૭૫)

केचित्पुमासो भाषन्ते स्त्रीवत् पुवच्च योषित ।
व्यभिचारे स्वधर्मोऽपि पुनस्तेनोपदिश्यते ॥५७६॥

કેટલાક પુરુષો સ્ત્રીઓની જેમ શબ્દો બોલે છે, અને સ્ત્રીઓ પુરુષોની જેમ બોલે છે (આ પ્રમાણે) યોગ્ય ઉચ્ચારણધર્મથી વિરુદ્ધ આચરણ થતા, તે યોગ્ય ધર્મને જ ફરીવાર સમજાવવામા આવે છે (૫૭૬)

सदृशस्त्व तवैवेति लोके यदभिधीयते ।
उपमानान्तर तत्र प्रसक्त विनिवर्तते ॥५७७॥

'તમે તમારા જેવા જ છો' એમ જ્યારે વ્યવહારમા કહેવામા આવે છે, ત્યારે ત્યા પ્રસ્તુત બીજા ઉપમાનની નિવૃત્તિ થાય છે (૫૭૭)

युक्तमौपयिक राज्ञ इत्यर्थस्य निदर्शने ।
उपमानाविवक्षाया तदर्हमिति पठ्यते ॥५७८॥

'રાજાનુ આ (આચરણ) યોગ્ય અને ઉપયોગી છે', એવા અર્થને જણાવવા માટે, જ્યારે ઉપમાનની વિવક્ષા ન હોય ત્યારે, तदर्हम् । (૫-૧-૧૧૭) સૂત્ર રજૂ કરવામા આવે છે (૫૭૮)

प्रसक्तानुप्रसक्तस्तु वतिशेषोऽभिधीयते ।
उपमानाभिसबन्धादस्मिन् वतिरुदाहृत ॥५७९॥

ઉપમાન સાથેના (યોગ્ય) સબધને કારણે, આ વિભાગમા वति પ્રત્યય અંગે વિચાર કરવામા આવ્યો. (वति પ્રત્યયના વિધાનરૂપી) પ્રસ્તુત (ચર્ચા) પછી ક્રમમા પ્રાપ્ત થતા वति પ્રત્યયના વિધાન અંગેની બાકીની ચર્ચાને હવે જણાવવામા આવશે (૫૭૯)

અગાઉનાં ત્રણ સૂત્રો ૫.૧.૧૧૫,૧૧૬ અને ૧૧૭માં વતિ પ્રત્યયના વિધાનના ક્રમમાં પ્રાપ્ત થતી ચર્ચા પછી ૧૧૮મા સૂત્રમાં વતિના વિધાનની ચર્ચાને હવે રજૂ કરવામાં આવે છે.

પાણિનિસૂત્ર उपसर्गाच्छन्दसि धात्वर्थे । (૫.૧.૧૧૮) જણાવે છે કે ઉપસર્ગના અર્થ સાથે સંબંધવાળો ક્રિયાના સાધન એવા અર્થમાં, વેદમાં, ઉપસર્ગને વતિ પ્રત્યય લાગે છે. આ સૂત્રને સમજાવતાં ભાષ્યકારે નીચેના મુદ્દાઓ રજૂ કર્યા છે.

૧. સૂત્રમાં अर्थे શબ્દ એટલા માટે મૂક્યો છે કે ધાતુ એ શબ્દ છે અને વ્યાકરણકાર્ય શબ્દના સંદર્ભમાં નહિ પણ અર્થના સંદર્ભમાં થાય છે.

૨. સૂત્રમાં પ્રાપ્ત થતા ધાતુ શબ્દનો અર્થ ક્રિયા સમજવો જોઈએ અને धातुकृतः अर्थः धात्वर्थः એવો વિગ્રહ સમજીએ તો ઉત્તરપદ कृतः‌ના લોપ માટે अर्थ પદ મૂક્યું છે એ પણ પ્રયોજન ગણાય.

૩. ધાતુનો અર્થ ક્રિયા હોઈ અને ક્રિયાને સાધન સાથે સંબંધ થતાં સાધનના અર્થમાં ઉપસર્ગ પછી વતિ મૂકવામાં આવે છે. આમ થતાં વતિ પ્રત્યયાન્તને લિંગ અને સંખ્યા પ્રાપ્ત થશે.

૪. स्त्री અને पुंस् શબ્દોને વતિ લાગે છે એવું જુદું (વાર્તિક૩૫) વિધાન કરવાની જરૂર છે. પણ तेन तुल्यं० અને तत्र तस्येव । સૂત્રોથી વતિ કેમ પ્રાપ્ત નહિ થાય ? આનું કારણ એ છે કે स्त्री અને पुंस् ને नञ् અને स्नञ् નું ભવન અર્થમાં વિધાન ૫-૨-૧ ની પહેલાંનાં સૂત્રોથી પ્રાપ્ત થતા બધા અર્થોમાં થયું છે. તે વિશેષ વિધાનો વતિના સામાન્ય વિધાનનો બાધ કરશે. આ બરાબર નથી; કારણ કે, स्त्रियाः पुंवत्० । (૬.૩.૩૪) સૂત્રમાં જે અર્થમાં તે સૂચવ્યા છે તેથી સૂચવાય છે કે વતિના અર્થમાં नञ् અને स्नञ् લાગતા નથી. પણ स्त्रीवत् પ્રયોગ સિદ્ધ નહિ થાય તેનું શું ? એનો જવાબ એ છે કે पुंवत् એવાં નિર્દેશ ઉપરથી स्त्रीपुंसाभ्याम्० । સૂત્ર વતિ ના અર્થમાં પ્રવૃત્ત થતું નથી એવી યોગાપેક્ષા જ્ઞાપક થશે.

प्रधानकल्पनाऽभावे गुणशब्दस्य दर्शनात् ।
उपसर्गात् वतौ सिद्धा धातौ धात्वर्थकल्पना ॥५८०॥

મુખ્ય અર્થની કલ્પના કરી શકાતી ન હોય તો ગૌણ અર્થની પ્રાપ્તિ થતી હોવાથી ઉપસર્ગ પછી વતિ (ના વિધાન) અંગે ધાતુ શબ્દમાં ધાતુના અર્થની કલ્પના સિદ્ધ થશે. (૫૮૦)

स्वं रूपमिति चैतस्मिन्नर्थस्यापि परिग्रहः ।
रूपवज्ज्ञापितस्तस्मादासन्नोऽर्थो ग्रहीष्यते ॥५८१॥

स्वं रूपं० । १.१.६८, સંજ્ઞાશબ્દ સિવાય, શબ્દ પદથી વ્યાકરણશાસ્ત્રમાં, શબ્દના પોતાના રૂપનું ગ્રહણ થાય છે, સૂત્ર (નિયમ પ્રમાણે) स्वं रूपं થી અર્થનું પણ ગ્રહણ થાય છે. (स्वं रूप०માંનો) रूपं શબ્દ તેની પાસેનો ધર્મ 'વાચ્ય અર્થ' દર્શાવે છે, તેમ આ उपसर्गात्० । સૂત્ર)માં (ધાતુ શબ્દથી તેનો) પાસેનો (ધર્મ) ધાત્વર્થ પણ લઈ શકાશે. (૫૮૧)

धात्वर्थेनोपजनितं साधनत्वेन साधनम् ।
धातुना कृतमित्येवमस्मिन्सूत्रे प्रतीयते ॥५८२॥

ધાતુના અર્થ (ક્રિયા) વડે સાધનત્વ રૂપે ઉત્પન્ન કરવામાં આવેલું સાધન, ધાતુ (શબ્દ) વડે પ્રાપ્ત કરવામાં આવ્યું છે, એમ આ સૂત્રમાં સમજાય છે. (૫૮૨)

यः शब्दस्त्वरितार्थत्वादत्यन्तं न प्रयुज्यते ।
विषयेऽदर्शनात् तत्र लोपस्तस्याभिधीयते ॥५८३॥

જેનો અર્થ જાણવામાં આવ્યો છે તેવા જે શબ્દનો બિલકુલ પ્રયોગ થતો નથી, તેના લોપને જાહેર કરવામાં આવે છે, કારણ કે, તેના (પ્રયોગ)વિષયમાં તે પ્રાપ્ત થતો નથી. (૫૮૩)

ભાષ્યકાર જણાવે છે કે धात्वर्थः પદને धातुकृतः अर्थः એમ સમજવામાં આવ્યું છે. અહીં कृत પદનો લોપ मयूरव्यंसकादयश्च । (૨.૧.૭૨) સૂત્ર પ્રમાણે સમજવામાં આવ્યો છે. ધાતુ શબ્દથી ધાતુનો અર્થ ક્રિયા લેવામાં આવે છે. ક્રિયા વડે પ્રાપ્ત થનાર સાધનને પણ ધાત્વર્થ કહી શકાય. આમ ह्वपसर्गात्० । સૂત્રનો અર્થ, "વેદમાં, સાધનનો અર્થ દર્શાવતા ઉપસર્ગને वति પ્રત્યય ઉમેરવામાં આવે છે" થશે. અથવા धातुः क्रिया अर्थः प्रयोजनं यस्य साधनस्य । એવો વિગ્રહ કરતાં, "ક્રિયાની સિદ્ધિ અર્થાત્ સાધન જેનું પ્રયોજન છે તે ધાત્વર્થ" એવો અર્થ થશે.

क्रियायां साधने द्रव्ये प्रादयो ये व्यवस्थिताः ।
तेभ्यः सत्त्वाभिधायिभ्यो वतिः स्वार्थे विधीयते ॥५८४॥

प्र વગેરે જે ઉપસર્ગો ક્રિયા, સાધન, અને દ્રવ્યના અર્થમાં વિવક્ષિત હોય છે, દ્રવ્યનું અભિધાન કરનારા તેમને માટે, તેમના પોતાના તે તે અર્થોમાં वति પ્રત્યયનું વિધાન કરવામાં આવ્યું છે. (૫૮૪)

સાધનરૂપ શક્તિનો આશ્રય દ્રવ્ય છે, તેથી અહીં દ્રવ્યને સાધન સમજવામાં આવે છે. આવા સાધનરૂપ દ્રવ્યના વાચક ઉપસર્ગોને સાધન, દ્રવ્ય અને ક્રિયાના અર્થોમાં वति પ્રત્યય લાગે છે, તેથી वत्यन्त રૂપ અવ્યય બનશે નહિ અને તેને લિંગ અને વચનના પ્રત્યયો લાગશે.

प्रत्ययेन विना प्रादिस्तत्रार्थे न प्रयुज्यते ।
भेदेन तु समाख्याने विभागः परिकल्पितः ॥५८५॥

-वति પ્રત્યય વિના प्र વગેરે ઉપસર્ગોને (ક્રિયા વગેરે) અર્થોમાં વાપરવામાં આવતા નથી. (वति પ્રત્યયવાળા શબ્દરૂપને પ્રકૃતિ અને પ્રત્યય પ્રમાણે) જુદા પાડીને જણાવવામાં આવતાં (તેમનામાં અર્થ)ના વિભાગની કલ્પના પ્રાપ્ત થાય છે. (૫૮૫)

अनङ्गीकृतसत्त्वं तु यदि गृह्येत साधनम् ।
विभक्तिभिर्नियोगः स्याद् यथैव तसिलादिषु ॥५८६॥

જો સાધન(રૂપ શક્તિ)ને દ્રવ્યના સંબંધ વિનાની સ્વીકારવામાં આવે તો જેમ तसिल् (પ્રત્યયાન્ત પ્રયોગો)માં થાય છે તેમ, વિભક્તિઓ સાથે તેનો સંબંધ થશે. (૫૮૬)

સાધનને દ્રવ્યરૂપ આધાર વિનાનું સમજવામાં આવે તો એક શક્તિનો બીજી શક્તિ સાથે સંબંધ ન થતાં બધી વિભક્તિઓ પ્રાપ્ત થશે નહિ, અને માત્ર એકવચન જ પ્રાપ્ત થશે. બધી વિભક્તિઓ પ્રાપ્ત ન થાય તો અવ્યય સંજ્ઞા થતાં લિંગ અને સંખ્યા સાથે સંબંધ થશે નહિ. પરંતુ આમ થતું નથી. સૂત્રમાં धात्वर्थे શબ્દમાં अर्थનો પ્રયોગ થયો હોવાથી ક્રિયા અને સાધન જેને ગૌણભાવે છે એવા દ્રવ્યરૂપ મુખ્યાર્થના વાચક ઉપસર્ગો બનશે. તેથી वत्यन्त શબ્દ દ્રવ્યનો બોધ કરાવશે અને તેથી બધી વિભક્તિઓ સાથે સંબંધ થતાં અને લિંગ-તથા સંખ્યાની પ્રાપ્તિ થતાં અવ્યય સંજ્ઞાનો બાધ થશે.

पाठाद् यैरविभक्तित्वं वत्यन्तेष्वनुगम्यते ।
तेषामुद्धृत इत्यत्र वक्तव्या सविभक्तिता ॥५८७॥

(સ્વરાદિ ગણમાં) वतिના પાઠથી वत्यन्त પ્રયોગોનું વિભક્તિરહિતત્વ જેઓ જણાવે છે તેમના (મતમાં) उद्धृतःમાં વિભક્તિની પ્રાપ્તિનું વિધાન કરવું પડશે. (૫૮૭)

वत्यर्थे नावगाह्येते पुंवदित्यस्य दर्शनात् ।
नञ्स्नञावपवादस्य बाधकं तन्निपातनम् ॥५८८॥

(स्त्रियाः पुंवद् ० । ૬.૩.૩૪ સૂત્રમાં) पुंवद् શબ્દ હોવાથી नञ् અને स्नञ् પ્રત્યયો वति ના અર્થમાં પ્રાપ્ત થતા નથી. આ (સૂત્રમાંનો पुंवत् એવો) નિપાતન-શબ્દ અપવાદનો બાધક બનશે. (૫૮૮)

स्त्रीपुंसाभ्यां नञ्स्नञौ भवनात् । સૂત્ર (૪.૧.૮૭) જણાવે છે કે ૫.૨.૧ સુધીનાં સૂત્રોમાં જે અર્થો દર્શાવ્યા છે તેમાંથી કોઈપણ એક અર્થમાં स्त्री શબ્દને नञ् પ્રત્યય અને पुंस् શબ્દને स्नञ् પ્રત્યય લાગે છે. वति નું વિધાન આ અર્થમાં આવી જાય છે. તેથી वति લાગશે નહિ પરંતુ नञ् અને स्नञ् લાગશે પરિણામે स्त्रीवत् અને पुंवत् પ્રયોગો થશે નહિ. તેથી तत्रतस्येव० । સૂત્ર ઉપરના વાર્તિકમાં જણાવ્યું છે કે वति પ્રત્યય ઉમેરવા જુદું વચન કરવું જોઈએ. ભાષ્યકાર જણાવે છે કે આવું વચન કરવાની જરૂર નથી, કારણ કે, स्त्रियाः पुंवद्० । સૂત્રમાં पुंवत् એવો નિપાતન શબ્દ વાપર્યો હોવાથી वति પ્રત્યય नञ् અને स्नञ्‌નો બાધ કરશે.

एतमुत्क्रामतो नून वत्यर्थे नञ्स्नञाविति ।
तयो प्रवृत्तावुत्सर्गो बाधनान्नोपपद्यते ॥५८९॥

આ પ્રમાણે વાસ્તવમાં નञ् અને स्नञ् (પ્રત્યયો) वतिના અર્થને (અસર કર્યા વિના) પ્રવૃત્ત બને છે. જો તેમની પ્રવૃત્તિ થતી હોત તો वतिનુ વિધાન કરતા ઉત્સર્ગ(રૂપ સૂત્ર)નો બાધ થતાં તે કાર્યશીલ બનશે નહિ (૫૮૯)

नञ्स्नञौ विहितौ येन स योगो नावगाहते ।
वतिप्रकरण तद्धि लिङ्गमेव समर्थ्यते ॥५९०॥

જેના વડે नञ् અને स्नञ् નુ વિધાન થયું છે તે સૂત્ર, वति (પ્રત્યયનું વિધાન કરનારાં ત્રણ સૂત્રોના વિભાગ)નો બાધ કરતું નથી (स्त्रिया पुवत् ० । સૂત્રમા પ્રાપ્ત થતુ) જ્ઞાપક (પુવત્) એવી રીતે સમજવામા આવ્યુ છે. (૫૯૦)

स्त्रियाः पुवत्० । સૂત્રમાના पुवद् શબ્દને કારણે ૫ ૧ ૧૧૫,૧૧૬ અને ૧૧૭ સૂત્રોમાંના वति પ્રત્યયના વિધાનનો બોધ થતો નથી તેથી पुवत्ની જેમ स्त्रीवत् પ્રયોગ પણ યોગ્ય બનશે.

अभेदेनोपमानस्य भिन्नार्थोपनिपातिता ।
ऊहस्तथोपमानानामङ्गवन्नोपलभ्यते ॥५९१॥

એકત્વ રૂપે રહેલુ ઉપમાન, ઉપમેયરૂપ જુદા જુદા અર્થો ઉપર ઉપકાર કરે છે તેથી (વિકૃતિયાગમા) અગોના નામોનો વિપરિણામ જેમ પ્રાપ્ત થતો નથી, તેમ ઉપમાનોનો પણ (ફેરફાર) થતો નથી (૫૯૧)

અહી મીમાસાના ઊહ અર્થાત્ વિપરિણામના વિચારનો ઉલ્લેખ કરવામા આવ્યો છે એકત્વરૂપ અર્થવાળુ ઉપમાન અનેક ઉપમેયોને મદદ કરે છે હવે મીમાસામા પશુ યાગમા 'પ્રકૃતિની જેમ વિકૃતિ કરવી' એવો ન્યાય લાગુ પડે છે જુદી જુદી વૈદિક સહિતાઓ અને જુદા જુદા બ્રાહ્મણગ્રથોમા ઊહ અગે જુદી જુદી પરપરાઓ પ્રવર્તે છે આવી સ્થિતિમાં લિંગ, વચન અને વિભક્તિના સમ્યગ્ વિનિયોગ અગે વ્યાકરણના કેટલાક નિયમો પ્રાપ્ત થાય છે, જેમકે, શરીરના અગોના નામો, માતા, પિતા, ભાઈ વગેરે જ્ઞાતિનામો, ઉપમાનવિષયક શબ્દો, ઇન્દ્રિયોના નામો, બ્યાલાનો ઊહ થતો નથી, પરતુ અગ્નિગુ મન્ત્રસમૂહમા થાય છે સરખાવો तन्त्रवार्तिक (વ્યાકરણાધ્યયનપ્રયોજનખડન)

अङ्गानि ज्ञातिनामानि उपमा इन्द्रियाणि च । एतानि नोह गच्छन्ति अध्रिगौ विषम हि तत् ॥
ઊહની વિશેષ ચર્ચા ભર્તૃહરિકૃત મહાભાષ્યદીપિકા (પૂના, ૧૯૭૦) પૃ ૫થી૮ ઉપર પ્રાપ્ત થાય છે.

गावेधुके चरौ दृष्टा गोविकर्ताक्षवापयोः ।
पशू रुद्र इव ह्येताविर्त्येकवचनश्रुतिः ॥५९२॥

ગાવેધુક ચરુ અંગે, અને ગોવિકર્તા અને અક્ષવાપ માટે, 'આ બે પશુઓ રુદ્ર જેવા છે' એમ એકવચનનો ઉલ્લેખ થાય છે. (૫૯૨)

गवेधुना (ગવેધુ નામના ઘાસ વડે) संस्कृतः चरुः गवेधुक । એમ પહેલાં संस्कृतं भक्षाः । (૪.૪.૩) સૂત્રથી गवेधु ને ठ પ્રત્યય લાગે છે અને ठ નો इसुसुक्तान्तात्कः । (૩.૫૫૧) સૂત્રથી, क થઈ किति च । (૭.૨.૧૧૮) થી આદિ સ્વરની વૃદ્ધિ થઈ गावेधुक થયું. ગોવિકર્તા અને અક્ષવાપ એ બે પશુઓ છે (જેમને ઉપમેય ગણ્યા છે). તે रुद्रः જેવાં છે તેથી અહીં ઉપમાન रुद्रः નો એકવચનમાં પ્રયોગ કરવામાં આવ્યો છે.

उपमानस्य भेदाच्च बहुषु स्यादञो विधिः ।
कश्यपा इति लोपः स्यात् तथा प्रतिकृतिष्वपि ॥५९३॥

ઉપમાનો જુદાં જુદાં હોવાથી બહુવચનના અર્થમાં अञ्‌નુ વિધાન કરવામાં આવ્યું છે, અને તો પછી 'ની પ્રતિકૃતિઓ' (એવા અર્થ)માં પણ काश्यपः માના अञ् પ્રત્યયનો લોપ થઈને कश्यपाः એવો પ્રયોગ થશે. (૫૯૩)

काश्यपःની પ્રતિકૃતિઓ એવા અર્થમાં काश्यपाः એવું રૂપ इवे प्रतिकृतौ । (૫.૩.૯૬, ના જેવી પ્રતિકૃતિ, એવા અર્થમાં कन् પ્રત્યય થાય છે) સૂત્ર પ્રમાણે થશે. હવે અહીં અનેક ઉપમેયોને કારણે અનેક ઉપમાનો સમજીએ તો यञञोश्च । (૨.૪.૬૪, જ્યારે यञ् અને अञ् એવા ગોત્રપ્રત્યયોવાળા શબ્દો સમાસના પદો નહિ પરંતુ સ્વતંત્ર શબ્દો હોય, ત્યારે यञ् અને अञ् નો લોપ થાય છે) સૂત્રથી अञ् નો લોપ થતાં कश्यपाः એવો પ્રયોગ થશે, પરંતુ આવું અનિષ્ટ રૂપ ગ્રાહ્ય નથી. તેથી ઉપમેયો અનેક હોવા છતાં ઉપમાન જુદું જુદું હોતું નથી એમ માનવું જોઈએ.

एवं तु युक्तवद्भावादत्रैकवचनं भवेत् ।
लुम्मनुष्ये तयोर्क्तं स्याल्लिङ्गस्यैकस्य सिद्धये ॥५९४॥

આ પ્રમાણે યુક્તવદ્ભાવ(ના નિયમ)ને કારણે એકવચન પ્રાપ્ત થશે. મનુષ્ય એવું નામ પ્રાપ્ત થતું હોય ત્યારે लुम् मनुष्ये । (૫ ૩ ૯૮) સૂત્રથી कन् પ્રત્યયના લુપ્‌નું તેવું વિધાન માત્ર લિંગને સિદ્ધ કરવા માટે જ સમજવામાં આવશે. (૫૯૪)

इवे प्रतिकृतौ । (૫.૩.૯૬) સૂત્રથી થયેલા कन्‌નો लुम् मनुष्ये । (૫.૩.૯૮, મનુષ્યનું નામ જણાવતા શબ્દને પૂર્વસૂત્રથી પ્રાપ્ત થયેલા कन्‌નો લુપ્ થાય છે)થી લુપ્ થતો હોય તો लुपि युक्तवद् व्यक्तिवचने । (૧.૨.૫૧, લુપ્‌ને કારણે તદ્ધિત પ્રત્યયનો લોપ થાય ત્યારે, નવા રૂપનાં લિંગ અને વચન, પ્રાતિપાદિકનાં લિંગ અને વચન પ્રમાણે થાય છે) સૂત્ર

નિયમને કારણે, અનેક પ્રતિકૃતિઓ હોવાં છતાં એકવચનાન્ત काश्यपः શબ્દ પ્રાપ્ત થવો જોઈએ. પરંતુ અહીં વાર્તિકકાર જણાવે છે કે हरीतकी વગેરે શબ્દોમાં લિંગનો યુક્તવદ્‌ભાવ કરવો, વચનનો નહિ, જેમકે चञ्चेव मनुष्यो चञ्चे। તેથી काश्यपाः પ્રયોગ બરાબર થશે.

उपमेयेषु भिन्नेषु किञ्चिदेकं प्रवर्तते ।
प्रत्ययस्य विधौ तत्र नित्यं युक्तवदिष्यते ॥५९५॥

ઉપમેયો જુદાં જુદાં હોય ત્યારે કોઈ એક ઉપમાનની પ્રવૃત્તિ થાય છે. (સાદૃશ્ય જણાવનારા कन्) પ્રત્યયના લુપ્‌ની બાબતમાં હંમેશાં યુક્તવદ્‌ભાવ પ્રવર્તે છે. (૫૯૫)

यदा प्रत्युपमेयं तु तदेकैकमवस्थितम् ।
तदा बाह्यार्थभेदेन तद्धितान्तं प्रचीयते ॥५९६॥

જ્યારે દરેક ઉપમેય માટે એકેક ઉપમાન (નિશ્ચિત) હોય ત્યારે બાહ્ય પદાર્થોના અનેકત્વને કારણે અનેક તદ્ધિતાન્ત રૂપો એકત્ર થાય છે. (૫૯૬)

એકેક ઉપમેય માટે જુદું જુદું ઉપમાન હોય છે ત્યારે દરેક પ્રતિકૃતિ માટે જુદો શબ્દ વપરાય છે, જેમકે काश्यपःની પ્રતિકૃતિ તે काश्यपः એ પ્રમાણે બીજો काश्यपः અને ત્રીજો काश्यपः એમ પ્રતિકૃતિના कन् પ્રત્યયના લોપવાળાં તદ્ધિતાન્ત રૂપો પ્રાપ્ત થશે અને તેમને યુક્તવદ્‌ભાવના નિયમ પ્રમાણે પુંલ્લિંગ એકવચન થશે. આવા અનેક काश्यपः એકઠા થતાં सरूपाणां । (૧.૨.૬૪) સૂત્રનિયમ પ્રમાણે काश्यपाः એવો પ્રયોગ પ્રાપ્ત થશે. તે વખતે યુક્તવદ્‌ભાવના નિયમની અસરકારકતા પૂરી થઈ હોવાથી, તે નિયમ પ્રવૃત્ત થશે નહિ

यथा समूहप्रचये द्विगुनां भिन्नसंख्यता ।
पञ्चपूल्यादिषु तथा लुबन्तप्रचयो भवेत् ॥५९७॥

જેમ (पञ्चपूली એવા અનેક) સમૂહો એક થતાં દ્વિગુ સમાસોની જુદી જુદી સંખ્યા સમજાય છે, તેમ पञ्चपूली વગેરે પ્રયોગોમાં લુબન્ત (શબ્દો)નું અનેકત્વ પ્રાપ્ત થશે (૫૯૭)

सरूपाणां । (૧.૨.૬૪) સૂત્રથી એકશેષ થતાં, कन्‌નો લુપ્ થયેલા પ્રયોગોનું જ્યાં અનેકત્વ હોય ત્યાં યુક્તવદ્‌ભાવ થવો જોઈએ, એવી શંકાના ઉત્તર રૂપે આ કારિકા છે. पञ्चपूलाः समाहृताः पञ्चपूली । એમ એકવચનાન્ત દ્વિગુ સમાસ થયા પછી જો અનેકત્વની અપેક્ષા હોય તો पञ्चपूली च पञ्चपूली च पञ्चपूली च पञ्चपूल्यः । એમ એકશેષ થશે અને એકશેષ થવાથી તેનું બહુવચન નિયત રહેશે द्विगुरेकवचनम् । (૨.૪.૧) સૂત્રની પ્રવૃત્તિ અહીં થશે નહિ તેથી અહીં યુક્તવદ્‌ભાવ પ્રાપ્ત થશે નહિ.

प्रचये भिद्यमाने तु संख्या पूलेषु भिद्यते ।

अर्थभेदो लुग्न्तेषु नैवं कश्चन दृश्यते ॥५९८॥

ત્યારે સમૂહો અનેક હોય ત્યારે પૂળાઓની સંખ્યા પણ જુદી જુદી હોય ન્ત શબ્દો (એક ઉપમાન દર્શાવતા હોય કે અનેક દર્શાવતા હોય પરંતુ) અર્થમાં કશો ફેરફાર પ્રાપ્ત થતો નથી. (૫૯૮)

ઉપરની બાબત અંગે આ કારિકામાં શંકા ઉઠાવવામાં આવી છે. पञ्चपूली જેવા સમાસમાંથી પાંચ પૂળા એવો અર્થ પ્રાપ્ત થાય છે. पञ्चपूल्यःમાંથી આવો અર્થ પ્રાપ્ત નથી. पञ्चपूल्यः એકશેષ છે, पञ्चपूली દ્વિગુ છે. પ્રસ્તુત વિચારના ઉદાહરણ તરીકે ઉલ્લેખ છે તે काश्यपाः ને આ સ્થિતિ લાગુ પડશે નહિ. काश्यपाःની પ્રતિકૃતિ અંગે ઉપમાન માનો કે અનેક માનો, અર્થમાં કશો ફેરફાર જણાતો નથી. તેથી काश्यपाःમાં ...ભાવ થઈને काश्यपः એવું એકવચન થશે.

આનો જવાબ નીચે પ્રમાણે આપી શકાય. જો દરેક પ્રતિકૃતિને ઉપમાન માનીએ એકશેષ દ્વારા काश्यपाः । એવું બહુવચન પ્રાપ્ત થતું હોય તો દરેક પ્રતિકૃતિને काश्यपः પડશે. પરંતુ જો અનેક પ્રતિકૃતિઓ માટે એક જ ઉપમાન સમજવાનું હોય તો એક ...श्यपः બધાને માટે ઉપમાન થશે. અહીં લુમન્ત શબ્દ જ બહુવચન પ્રાપ્ત કરે છે. ...યુક્તવદ્ભાવ પ્રાપ્ત થઈ શકે અને काश्यपः એવું એકવચન પ્રાપ્ત થાય. પરિણામે ...पाः પ્રયોગને એકશેષ તરીકે સિદ્ધ કરવાને બદલે કોઈ બીજી રીતે સિદ્ધ કરવો પડશે.

येपूपमेयवचनः शब्दोऽन्यो न प्रयुज्यते ।

उपमानस्य तत्रान्यैः संख्याया भेद इष्यते ॥५९९॥

જ્યાં ઉપમેયવાચક બીજા શબ્દનો પ્રયોગ થતો નથી. ત્યાં બીજા વૈયાકરણોના ...માં, જુદાં જુદાં ઉપમાનો સમજવામાં આવે છે. (૫૯૯)

यथा गुडतिलादीनां प्रयोगादेकसंख्यता ।

पाकादेरप्रयोगे तु भिन्ना संख्याभिधीयते ॥६००॥

જેમ (પાકમાં ઉપયોગી) ગોળ, તલ વગેરે દર્શાવતા (જુદા) શબ્દોના વપરાશથી ...નું એકત્વ સમજવામાં આવે છે, પરંતુ પાક વગેરે શબ્દો ન વાપર્યા હોય તો ... જુદી સંખ્યાઓ સમજવામાં આવે છે. (૬૦૦)

गुडतिलतण्डुलानां पाकः । (ગોળ, તલ અને ચોખાનો પાક), તામ્ર. પલાશેષુ પભૂવ રાગઃ । ...શોમાં લાલ રંગ થયો) વગેરે પ્રયોગોમાં પાકની સામગ્રીરૂપ પદાર્થો અને લાલ ...ના આશ્રયો અનેક હોવા છતાં, પાક અને રાગ અંગે એકત્વ સંખ્યાનો ખ્યાલ આવે ...સામગ્રીરૂપ ગોળ, તલ વગેરે પદાર્થોનો અને પલાશોનો પ્રયોગ થયો ન હોય અને ...ર પાક કે રાગ એવા શબ્દો જ વપરાયા હોય ત્યારે પાકકાર્ય કે લાલ રંગનું પ્રસરણ ...ક ... સાથે સંબંધમાં છે કે અનેકમાં એવી શંકા થાય છે. આની શંકા દૂર કરવા ...ઃ પાકીઃ પાકાઃ એવા પ્રયોગો કરવા પડશે.

यः संबन्धिगतो भेदः स प्रयोगे प्रतीयते ।
संबन्धिनामतो भेद उपमेये न गम्यते ॥६०१॥

સંબંધી (શબ્દ)માં રહેલું અનેકત્વ, સંબંધી (શબ્દો)ના વપરાશથી ધ્યાનમાં આવે છે. તેથી ઉપમેયમાં જુદા જુદા સંબંધીઓ સમજવામાં આવતા નથી. (૬૦૧)

પાક જેવો પદાર્થ પોતે અનેકત્વ દર્શાવતો નથી, પરંતુ તેના જુદા જુદા સામગ્રી-પદાર્થો ગોળ, તલ વગેરે સાથેના સંબંધથી અનેકત્વ દર્શાવે છે. સંબંધીશબ્દો ન વાપર્યા હોય તો પાક વગેરેની વિશેષતા દર્શાવાતી નથી. એ પ્રમાણે काश्यपः એવા પ્રતિકૃતિ-શબ્દનો પ્રયોગ થયો ન હોય તો તેમાંની વિશેષતા દર્શાવાતી નથી. તેથી काश्यपाः એવા અનેક ઉપમાનશબ્દો વાપરવામાં આવે છે.

तस्मात्सामान्यशब्दत्वप्रसङ्गविनिवृत्तये ।
उपमेयगतो भेद उपमानेषु दृश्यते ॥६०२॥

તેથી (काश्यपः ને) સામાન્ય શબ્દ બનતો અટકાવવા માટે ઉપમેયોનું અનેકત્વ ઉપમાનોમાં સમજવામાં આવે છે. (૬૦૨)

उपमानं समस्तानामभिन्नं श्रूयते क्वचित् ।
भिन्नानामुपमेयानामेकैकं वोपमीयते ॥६०३॥

કોઈવાર એકસાથે રહેલાં (અનેક) ઉપમેયો માટે એક ઉપમાન સમજવામાં આવે છે અને કોઈવાર જુદાં જુદાં ઉપમેયો(માંના દરેકને) માટે એકેક જુદું ઉપમાન સમજવામાં આવે છે. (૬૦૩)

यथा गरुड इत्येतद् व्यूहापेक्षं प्रयुज्यते ।
एकेन यत्र सादृश्यं वैनतेयेन हस्तिनाम् ॥६०४॥
एकस्यापि प्रतीयेत भिन्ना प्रतिकृतिः सह ।
काश्यपस्येति तेनाय प्रत्येकमवतिष्ठते ॥६०५॥

જેમ (અનેક) હાથીઓનું એક ગરુડ (વ્યૂહ) સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે અને તેમના વ્યૂહના સંબંધમાં 'આ ગરુડ છે' એમ સમજવામાં આવે છે;

તેમ જુદી જુદી પ્રતિકૃતિઓનું એક काश्यपः સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે. તેથી આ (ઉપમાન)નો દરેક (ઉપમેય)ની સાથે સંબંધ યોજવામાં આવે છે. (૬૦૪-૬૦૫)

હાથીઓની એક નિશ્ચિત ગોઠવણીને ગરુડવ્યૂહ કહે છે; એ પ્રમાણે ઘોડાઓના વ્યૂહને મકર કહે છે, ઉંદરોની ગોઠવણીને શ્યેન કહે છે. અહીં હાથીઓ, અશ્વો અને ઉંદરો અનેક છે, પરંતુ તેમના વ્યૂહો એકવચનમાં છે. પરંતુ જ્યારે गरुडा इव इमे हस्तिनः । એવો બહુવચનનો પ્રયોગ થાય છે, ત્યારે દરેક હાથીને ઉપમેય તરીકે સમજવામાં આવે છે.

काश्यप इव इमाः प्रतिकृतयः इति काश्यपाः । પ્રયોગમાં ઉપમાનને એકવચનમાં યોજવામાં આવ્યું છે. અહીં काश्यपः ની પ્રતિકૃતિઓને काश्यपाः જેવી સમજવામાં આવી છે. તેથી જે દરેક ઉપમેય માટે જુદો શબ્દ વાપરવામાં આવે તો તે દરેકના ઉપમાન માટે પણ જુદો શબ્દ વાપરવો જોઈએ.

मेघाः शैल इवेत्युक्ते समस्तानां प्रतीयते ।
सादृश्यं गिरिणैकेन प्रत्येकं तेन भिद्यते ॥६०६॥

'વાદળો પર્વત જેવાં છે' એમ જ્યારે કહેવામાં આવે છે, ત્યારે (વાદળોના) સમૂહનું એક પર્વત સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે. તેથી (જુદા ઉપમાનનો ખ્યાલ આવતો ન હોવાથી) દરેક ઉપમેયરૂપ પ્રતિકૃતિ સાથે તે (ઉપમાનશબ્દ काश्यपः) જુદો જુદો સમજવામાં આવે છે. (૬૦૬)

એક પર્વતરૂપ ઉપમાનનું વાદળોરૂપ અનેક ઉપમેયો સાથે સાદૃશ્ય સમજવામાં આવે છે. દરેક વાદળ પર્વત જેવું સમજવામાં આવતું નથી, પરંતુ વાદળોના સમૂહને પર્વત જેવો સમજવામાં આવ્યો છે, કારણ કે, વાદળમાં પર્વતનાં જુદાં જુદાં શિખરો, અનેક સ્થળોએ વિસ્તાર, એમ ઘણા સાધારણ ધર્મોની એકેક વાદળમાં હાજરી કલ્પી શકાતી નથી. આમ એકવચનરૂપ ઉપમાન અનેક ઉપમેયો સાથે સાદૃશ્ય દર્શાવે છે, પરંતુ જ્યારે અનેક ઉપમેયશબ્દોનો પ્રયોગ થયો હોય ત્યારે એક ઉપમાનશબ્દને બદલે અનેક ઉપમાનશબ્દો વાપરવા પડશે. તેથી काश्यपाः 'શબ્દનું બહુવચન યોગ્ય બનશે

छापेक्षा तद्विषयता विधेयत्वान्न गम्यते ।
काकतालीयमित्यत्र प्रसिद्धं ह्युपलक्षणम् ॥६०७॥

समासाच्च तद्विषयात् । (૫.૩.૧૦૬ સૂત્ર વડે) છ નું વિધાન થયું હોવાથી, સૂત્રમાંનો तद् શબ્દ છનો વિષય બનતો નથી. काकतालीयम् (પ્રયોગ)માં જે બરાબર જાણીતું છે તે બીજાને જાણવાનું કારણ બને છે. (૬૦૭)

ઉપમાનના સંદર્ભમાં समासाच्च तद्विषयात् । (૫.૩.૧૦૬) સૂત્ર અંગે હવે વિચાર કરવામાં આવે છે. આ સૂત્ર જણાવે છે કે इव ના અર્થમાં થનારા સમાસને સ્વાર્થે છ પ્રત્યય લાગે છે. સૂત્રમાંનો तद् શબ્દ છનો વિષય બનતો નથી. ભાષ્યકાર જણાવે છે કે तद्विषयात् સમાસ છે અને સમાસ છ પ્રત્યયનો વિષય કેવી રીતે બની શકે? શંકાકારને ઉત્તર આપવામાં આવે છે કે तद् શબ્દ इव નો અર્થ દર્શાવશે. હવે જો સમાસ પણ इव ના અર્થમાં હોય અને છ પ્રત્યય પણ इव ના અર્થમાં હોય તો, છ પ્રત્યય પ્રાપ્ત થશે નહિ तद् થી છ પ્રાપ્ત થતો હોય તો સમાસ છ વિષયક છે એમ સમજવામાં આવે છે. પરંતુ અહીં તો સૂત્રમાં જ છનું વિધાન થયું છે.

ભાષ્યકારના મુદ્દાને હેલારાજે સ્પષ્ટ સમજાવ્યો છે. તે જણાવે છે કે, સર્વનામ વડે મુખ્યનો ઉલ્લેખ થાય તે યોગ્ય છે. આ સૂત્રના સંદર્ભમાં સમાસ અપ્રધાન છે, इव નો

અર્થ પણ છના વિધાનના સંદર્ભમાં ગૌણ હોવાથી અપ્રધાન છે. તો પછી પરામર્શ શેનો કરવો ? આ પ્રશ્નના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે છ પ્રત્યય પરામર્શનો વિષય બનશે.

काकतालीयम् । ને સમાસ અને છવિધિ એમ બે રીતે સમજાવી શકાશે; જેમકે, काकागमनं इव तालपतनं इव काकतालम् । આ સામાસાર્થ થયો. काकताल એવી સમાસવૃત્તિ પછી સ્વાર્થે છ પ્રત્યય લાગીને તદ્ધિતવૃત્તિ બને છે. તેથી काकतालीयम् । શબ્દ સિદ્ધ થશે.

राजाश्वादिश्च विषयः स्यादन्यो वेत्यनिश्चितम् ।

तेन च्छस्य विधानात् प्राग् व्यपदेशो न विद्यते ॥६०८॥

राजश्वादिः સમાસ કે બીજો કોઈ (શબ્દપ્રયોગ) છ નો વિષય બને છે તે નિશ્ચિત નથી. તેથી છ ના વિધાનની પહેલાં તેનો વિશિષ્ટ ઉલ્લેખ મળતો નથી. (૬૦૮)

द्वयोरिवार्थयोरत्र निमित्तत्वं प्रतीयते ।

एकेनावयवो युक्तः प्रत्ययोऽन्येन युज्यते ॥६०९॥

इवना બન્ને અર્થોનું (સમાસ અને છ વિધિમાં) નિમિત્તપણું સમજવામાં આવે છે. તેમાંના એક સાથે સમાસનું એક પદ જોડાયેલું છે અને બીજા સાથે પ્રત્યય જોડાયેલો છે. (૬૦૯)

चैत्रस्य तत्रागमनं काकस्यागमनं यथा ।

दस्योरभिनिपातस्तु तालस्य पतनं यथा ॥६१०॥

ત્યાં ચૈત્રનું આગમન કાગડાના આગમન જેવું છે; અને ચોરનું ધસી આવવું તાલના પડવા જેવું છે. (૬૧૦)

संनिपाते तयोर्यान्या क्रिया तत्रोपजायते ।

वधादिरुपमेयेऽर्थे तया छविधिरिष्यते ॥६११॥

તે (કાગડા અને તાલ)નો સંબંધ થતાં, જે બીજી (વધરૂપ) ક્રિયા ઉત્પન્ન થાય છે, તેના વડે ઉપમેય એવા વધના અર્થમાં છનું વિધાન કરવામાં આવે છે (૬૧૧)

क्रियायां समवेतायां द्रव्यशब्दोऽवतिष्ठते ।

पातागमनयोः काकतालशब्दौ तथा स्थितौ ॥६१२॥

દ્રવ્ય શબ્દ તેની સાથે સમવેત ક્રિયાનો વાચક બને છે. તે પ્રમાણે કાગડો અને તાલ શબ્દ આગમન અને પતન (ક્રિયાઓ) સાથે (જોડાયેલા) છે. (૬૧૨)

काकतालीयम् । માં काक અને ताल એવા દ્રવ્યશબ્દો કાગડાનું આગમન અને તાલનું પતન એવી ક્રિયાઓ દર્શાવે છે આ ક્રિયાઓ તે તે શબ્દ સાથે સમવેત છે. ક્રિયા સાથે જોડાયેલા આ શબ્દો પરસ્પર સંબંધમાં આવતાં પરસ્પર ઉપમાનો બને છે તેમનો પરસ્પર સંબંધ પ્રાપ્ત થતાં તે છ વિધિના વિષય બનશે

यदन्वाख्यायक वाक्य तदेव परिकल्प्यते ।
प्रयोगवाक्य यल्लोके तदेव न प्रयुज्यते ॥६१३॥

(પ્રકૃતિપ્રત્યયવિભાગ દ્વારા) સ્પષ્ટતા કરનારા વાક્યને આવી રીતે (પ્રક્રિયા દ્વારા) સમજવામા આવે છે. વ્યવહારમા ઉપયોગમા આવતું વાક્ય આવી રીતે પ્રયોજાતુ નથી (૬૧૩)

काकागमनमिव तालपतनम्। तालपतनमिव काकागमनम् । એમ એકબીજા સાથે ઉપમાન બનેલા વાક્યો શાસ્ત્રીય વ્યાખ્યાનમા વપરાય છે, વ્યવહારપ્રયોગમા તો પ્રત્યયવાળો काकतालीयम् પ્રયોગ વપરાય છે

ययोरतर्किता प्राप्तिर्दृश्यते काकतालवत् ।
तयो समासप्रकृतेर्वृत्तिरभ्युपगम्यते ॥६१४॥

काक અને ताल ની જેમ જેઓ એકાએક (काकताल એવા સમાસ રૂપે) સંબધમા આવે છે, તેમના (આ) સમાસરૂપ પ્રકૃતિશબ્દને(छ પ્રત્યય લાગવા રૂપી તદ્ધિત) વૃત્તિ પ્રાપ્ત થાય છે (૬૧૪)

काकस्य तालेन यथा वधो यस्य तु दस्युना ।
तत्र चित्रीकृतेऽन्यस्मिन्नुपमेये छ इष्यते ॥६१५॥

તાડપતન વડે જેમ કાગડાનો વધ અને જેમ ચોર વડે જે (દેવદત્ત)નો વધ એમ (ઉપમાન રૂપ) આશ્ચર્યકારક અવસ્થાને પ્રાપ્ત થયેલા ઉપમેયરૂપ બીજા (પ્રસગના) અર્થમા પણ छ નુ (વિધાન) ઇષ્ટ છે (૬૧૫)

चञ्चत्प्रकाराच्चञ्चत्को बृहत्क इति चापरे ।
मणिमण्डूकखद्योतान् सादृश्येन प्रचक्षते ॥६१६॥

બીજા વૈયાકરણો જણાવે છે કે चञ्चत्क અને बृहत्क પ્રયોગો, સાદૃશ્યને કારણે રત્ન, દેડકુ અને આગિયાનો નિર્દેશ કરે છે (૬૧૬)

કારિકા ૬૧૫ સુધીમા छ પ્રત્યયના વિધાનને લગતી ચર્ચા પૂરી થઈ હવે પ્રકાર અર્થમા कन् પ્રત્યયના વિધાનની, ભાષ્યાનુસારી ચર્ચા કરવામા આવે છે

स्थूलादिभ्य प्रकारवचने कन् । (૫.૪.૩) સૂત્ર જણાવે છે કે સ્થૂલ વગેરે શબ્દોને 'તેના પ્રકારનો' એવા અર્થમા कन् પ્રત્યય લાગે છે. અહી પ્રકારનો અર્થ સાદૃશ્ય છે આ સૂત્ર ઉપરના વાર્તિક चञ्चद्बृहतोरुपसंख्यानम् । જણાવે છે કે સાદૃશ્ય અર્થમા कन् જેને લાગે છે તેવા શબ્દો સાથે चञ्चत् અને बृहत् ને પણ ગણવા જોઈએ તેથી चञ्चत्क અને बृहत्क શબ્દરૂપો બને છે चञ्चत् એટલે હલતુ चञ्चत्क એટલે 'હાલતાના જેવુ' અર્થાત્ જે હાલતુ નથી પરતુ હાલતુ હોય તેવુ દેખાય છે बृहत्क એટલે જે મોટુ નથી પરતુ મોટુ હોય તેવુ દેખાય છે

तत्रोन्मेषनिमेषाभ्यां खद्योत उपमीयते ।
श्वासप्रबन्धैर्मण्डूकः स्पन्दमानप्रभो मणिः ॥६१७॥

ઉન્મીલન અને નિમીલન (ક્રિયાઓ) વડે આગિયાનું, સતત શ્વાસ લેવાથી દેડકાનું અને ચમકવા(ની ક્રિયા)થી રત્નનું (चञ्चत्कः સાથે) સાદૃશ્ય સમજવામાં આવે છે. (૬૧૭)

प्रविकासिप्रभोऽल्पोऽपि महान् य उपलभ्यते ।
बृहत्क इति तत्रैव मणौ शब्दः प्रयुज्यते ॥६१८॥

નાનો હોવા છતાં ચોતરફ ફેલાતા તેજને કારણે, જે મહાન તરીકે સમજાય છે તે મણિ માટે बृहत्क એવો શબ્દ વપરાય છે. (૬૧૮)

सादृश्यमेव सर्वत्र प्रकारः कैश्चिदिष्यते ।
भेदेऽपि तु प्रकाराख्या कैश्चिदभ्युपगम्यते ॥६१९॥

કેટલાકના મતમાં પ્રકારનો અર્થ સર્વ સ્થળે સાદૃશ્ય છે. બીજા કેટલાકના મતમાં, પ્રકારને ભિન્નતાના અર્થમાં પણ સમજી શકાય છે. (૬૧૯)

કેટલાકના મતમાં પ્રકારનો અર્થ બધે સ્થળે સાદૃશ્ય છે. प्रकारवचने थाल् । (૪.૩.૨૩), प्रकारे गुणवचनस्य । (૮.૧.૧૨), स्थूलादिभ्यः प्रकारवचने कन् । (૫.૪.૩) વગેરે સૂત્રોમાં પ્રકારનો અર્થ સાદૃશ્ય સમજવામાં આવ્યો છે. यथा तथा, पटुजातीयः, पटुपटु, स्थूलकः વગેરે પ્રયોગોમાં પણ પ્રકારનો અર્થ સાદૃશ્ય છે. જે વૈયાકરણો પ્રકારને ભિન્નતાના અર્થમાં સમજે છે તેમના મતમાં પણ પ્રકારનો અર્થ સાદૃશ્ય સમજવામાં આવે છે. આ બાબત સ્વીકારીએ તો ભિન્નતાને વાચ્યાર્થ માનવો પડે અને સાદૃશ્યને સામર્થ્ય માનવું પડે.

प्रकारवचनः कश्चित् प्रकारवति संस्थितः ।
प्रकारमात्रे वर्तित्वा कश्चित् तद्वति वर्तते ॥६२०॥

પ્રકારનો વાચક કોઈક પ્રત્યય પ્રકારવાનનો વાચક બને છે. थाल् જેવો (પ્રત્યય) માત્ર પ્રકારને જણાવીને (जातियर् જેવા પ્રત્યય સાથે રહીને) પ્રકારવાનને જણાવે છે. (૬૨૦)

किं સર્વનામના પ્રયોગો અને बहु પછી પ્રકારના અર્થમાં પ્રાપ્ત થતો थाल् પ્રત્યય, કોઈપણ પ્રાતિપદિક પછી આવતા जातीयर् નો બાધક બનશે કે કેમ એ વિચારવું જોઈએ જો બાધક બનતો હોય તો किं जातीयः એવો પ્રયોગ થશે નહિ. તો પછી तथाजातीयः ની સિદ્ધિ પણ કેવી રીતે થશે? આ મુદ્દાની ચર્ચા અહીં કરવામાં આવી છે.

પ્રકારના અર્થમાં પ્રાપ્ત થતા પ્રત્યયો જાતીયર્, कन् અને દ્વિર્વચન મુખ્યપણે પ્રકાર' વાનનો અર્થ દર્શાવે છે અને ગૌણપણે પ્રકારનો અર્થ દર્શાવે છે. થાલ્ પ્રત્યય એકલો હોય ત્યારે પ્રકારને જ જણાવે છે, પ્રકારવાનને જણાવતો નથી. આ થાલ્ પ્રત્યય પ્રકારનો અર્થ દર્શાવીને જો જાતીયર્ સાથે સંબંધમાં આવે તો પ્રકારવાનનો અર્થ દર્શાવે છે, આમ થાલ્ અને જાતીયર્ પ્રત્યયો એક બીજાના વિરોધી ન હોઈ तथाजातीयः પ્રયોગ સિદ્ધ થશે.

> साहश्यग्रहणं सूत्रे सदृशस्योपलक्षणम् ।
> तुल्ययोरव्ययीभावे सहशब्दोऽभिधायकः ॥६२१॥

> वीप्सासादृश्ययोर्वृत्तिर्या यथार्थाभिधायिनः ।
> स चायमव्ययीभावे भेदो भेदेन दर्शितः ॥६२२॥

अव्ययं विभक्ति० । (૨ ૧-૬) સૂત્રમાં પ્રાપ્ત થતો સાદશ્ય શબ્દ સદશનો વાચક છે. સદશ અર્થને જણાવનારા બે શબ્દોનો અવ્યયીભાવ સમાસ કરવામાં આવતાં सह શબ્દ સાદશ્યનો વાચક બને છે.

યથા નો અર્થ દર્શાવનાર જે (અવ્યય)નો સમાસ થાય છે તેનો, પુનઃકથન અને સાદશ્ય(રૂપ ધર્મ) સાથે જ સંબંધ છે આવી વિશિષ્ટતા અવ્યયીભાવ સમાસમાં, ભિન્નપણે દર્શાવવામાં આવી છે. (૬૨૧–૬૨૨)

अव्यय विभक्ति० । (૨.૧-૬) સૂત્રમાં સાદશ્ય શબ્દના ઉલ્લેખથી માત્ર સાદશ્યરૂપ ધર્મ જ નહિ પરંતુ सदृशः અર્થાત્ સાદશ્યવાન ધર્મીનો અર્થ પણ પ્રાપ્ત થાય છે તેથી सख्या सदृशः ससखी એવા અવ્યયીભાવ સમાસની પ્રાપ્તિ થશે. આ સમાસમાં स પદ सह અવ્યયનું વાચક છે અને सह પદ ધર્મીનું પણ વાચક છે. ધર્મીનું વાચક પદ દ્રવ્ય હોય તેથી આ પદ અવ્યય બનવું જોઈએ નહિ. પરંતુ જેમ स्वरादिनिपातमव्ययम् । સૂત્રથી સમાસ-સંજ્ઞા કરવામાં આવી છે, તેમ अव्ययीभावश्च । (૧.૧.૪૧) સૂત્રનિયમથી सह વાળું પદ અવ્યયીભાવ સમાસ કહેવાય છે

> सादृश्यं योग्यता कैश्चिदनावभ्युपगम्यते ।
> यत् तु मूर्तिगतं साम्यं तत् सहेनाभिधीयते ॥६२३॥

अनु વડે જણાવાતો યોગ્યતા અર્થ સાદશ્ય જ છે, એમ કેટલાક સ્વીકારે છે, પરંતુ દ્રવ્યવિષયક જે સામ્ય છે તે તો सह વડે જણાવવામાં આવે છે (૬૨૩)

યથાનો સાદશ્ય અર્થ, જેને યોગ્યતા પણ કહેવામાં આવે છે, તે अनु વડે જણાવાય છે; તેથી अनुरूपं જેવો સમાસ થશે, જેનો પ્રયોગ अनुरूपं सुरूपो वहति જેવા વાક્યમાં થઈ શકે. આમ अनुरूपं એ સાદશ્યનો અર્થ દર્શાવતો અવ્યયીભાવ સમાસ થશે વસ્તુનિષ્ઠ અર્થાત્ દ્રવ્યગત સાદશ્યને समसि જેવા सह અવ્યયવાળા સમાસો દ્વારા દર્શાવવામાં આવે છે.

इत्थंभावेऽपि सादृश्यं बुद्धयवस्थानिबन्धनम् ।
ग्रहणे भेदमात्रास्य तत्रान्यैवाभिधीयते ॥६२४॥

આવા પ્રકારનું (વિશિષ્ટ) લક્ષણ, એવા અર્થને દર્શાવવા માટે પણ બુદ્ધિ વડે કલ્પેલી અવસ્થા ઉપર આધાર રાખતું સાદૃશ્ય પ્રાપ્ત થાય છે. તેની આવી ઓળખાણમાં ભેદનો માત્ર જુદો અંશ જ જણાવવામાં આવે છે. (૬૨૪)

પ્રકારને સર્વ સ્થળે સાદૃશ્યના અર્થમાં લેવા સામે શંકા ઉઠાવવામાં આવે છે, कमण्डलुना च्छात्रम् । પ્રયોગમાં મનુષ્યત્વ એ સામાન્ય છે અને છાત્રપણું વિશેષ છે. તેથી અહીં પ્રકાર ભેદ દર્શાવે છે, સાદૃશ્ય નહિ આ શંકાનો ઉત્તર અહીં આપવામાં આવ્યો છે.

પ્રકારનો અર્થ સર્વત્ર સાદૃશ્ય જ છે. इत्थंभूतलक्षणे । (૨ ૩.૨૧, કોઈ વિશિષ્ટ પ્રકારની સ્થિતિના દ્યોતક પદાર્થ માટે તૃતીયા વિભક્તિ થાય છે) સૂત્રમાં પ્રાપ્ત થતો પ્રકાર સાદૃશ્ય જ છે. कमण्डलुना च्छात्रम् પ્રયોગમાં બાહ્ય પદાર્થ અને માનસિક અવસ્થા વચ્ચે પ્રકાર અર્થાત્ સાદૃશ્ય છે. એ જ પ્રમાણે પચધા, વગેરે પ્રયોગોમાં પણ વિશિષ્ટ પ્રકારના સાદૃશ્યને જ જણાવવામાં આવે છે.

गौर्वाहीक इति द्वित्वे सादृश्यं प्रत्युदाहृतम् ।
शुक्लादौ सति निष्पन्ने वाहीको न द्विरुच्यते ॥६२५॥

प्रकारे गुणवचनस्य । સૂત્ર પ્રમાણે પ્રાપ્ત થતા દ્વિવચન અંગે સાદૃશ્ય દર્શાવતો गौर्वाहीकः । (વાહીક ગાય છે) પ્રયોગ પ્રત્યુદાહરણ રૂપે રજૂ કરવામાં આવ્યો છે, પ્રસિદ્ધ અર્થવાળા શુક્લ વગેરે (ગુણવચન) શબ્દો પ્રાપ્ત થતા હોય ત્યારે वाहीक નો અર્થ દર્શાવતો गो શબ્દ ફરીવાર ઉલ્લેખાતો નથી. (૬૨૫)

પ્રકારનો અર્થ બધે સાદૃશ્ય થાય છે એવા પક્ષ અંગે મહાભાષ્યમાંથી સમર્થન રજૂ કરવામા આવે છે. प्रकारे गुणवचनस्य । (૮-૧-૧૨, સાદૃશ્ય દર્શાવવાનું હોય ત્યારે ગુણવચન શબ્દનું દ્વિત્વ થાય છે) સૂત્ર પ્રમાણે अग्निः माणवकः । गौः वाहीक. । વગેરે પ્રત્યુદાહરણો આપવામાં આવ્યાં છે. वाहीकःને गो નો કે माणवक ને અગ્નિનો વિશેષ સમજી શકાય તેમ નથી. તેના ઉપરથી એમ સૂચવાય છે કે સર્વત્ર પ્રકારને સાદૃશ્ય રૂપે જ સમજવાનુ છે. गौः वाहीकः । માં गो શબ્દ ગોત્વસામાન્ય દર્શાવે છે. वाहीकः સાથે જોડાતાં તે शुक्लः કે पटुःની જેમ ગુણવચન શબ્દ બનતો નથી. प्रकारे गुणवचनस्य । સૂત્ર દ્રવ્યનો પ્રધાનપણે બોધ કરાવે છે અને દ્વિત્વ પામતા ગુણનો ગૌણ રૂપે બોધ કરાવે છે. તેથી शुक्ल શબ્દ गौःનો વાચક બનતો નથી.

આ બાબતની સ્પષ્ટતા કરતાં હેલારાજ જણાવે છે કે शुक्ल વગેરે શબ્દો જે ગુણ-વચન શબ્દો તરીકે પ્રસિદ્ધ છે તે વપરાયા હોય ત્યારે वाहीकःનો અર્થ દર્શાવતો गो શબ્દ બીજીવાર પ્રયોજાતો નથી. ગુણને જણાવતો શબ્દ તે ગુણવચન શબ્દ એમ માનીએ તો

વાહીક: ના અર્થમાં વપરાતો ગો શબ્દ ગુણ દર્શાવતો નથી. તેથી ગો શબ્દ ફરીવાર વપરાતો નથી.

આ પ્રમાણે વ્યાકરણશાસ્ત્રમાં હમેશાં રુચિ ધરાવતા અને જ્ઞાનવૃદ્ધોના મતના મહત્ત્વને દર્શાવતા ભર્તૃહરિએ વ્યાકરણશાસ્ત્રમાં બધે પ્રકારનો અર્થ સાદૃશ્ય છે એવા અને ભાષ્યકારને સંમત મતને વિસ્તારથી રજૂ કર્યો છે.

॥ इति वृत्तिसमुद्देशः ॥

॥ इति पदकाण्डं समाप्तम् ॥

॥ इति भर्तृहरिकृतं वाक्यपदीयं समाप्तम् ॥

વૃત્તિસમુદ્દેશ પૂરો થયો

પદકાણ્ડ પૂરું થયું

ભર્તૃહરિકૃત વાક્યપદીય પૂરું થયું.

# કારિકાસૂચિ

## પ્રથમ પાદ પ્રમાણે

નોંધ—આ સૂચિમાં પહેલો આંકડો કાંડનો ક્રમ જણાવે છે અને બીજો આંકડો કારિકાનો ક્રમ જણાવે છે ત્રીજા કાંડમાં બીજો અંક સમુદ્દેશ અને ત્રીજો અંક કારિકાનો ક્રમ દર્શાવે છે

ત્રીજા કાંડના સમુદ્દેશો નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| १ जाति | ८ क्रिया |
| २ द्रव्य | ९ काल |
| ३ सम्बन्ध | १० पुरुष |
| ४ भूयोद्रव्य | ११ संख्या |
| ५ गुण | १२ उपग्रह |
| ६ दिक् | १३ लिङ्ग |
| ७ साधन | १४ वृत्ति |

अ

आ

म



य

❀

## વાક્યપદીયનાં પ્રકાશિત સંપાદનો

### મૂલકારિકાગ્રંથો અને વૃત્તિસહ કારિકાગ્રંથો

1 Vākyapadıya . A treatıse on the phılosophy of Sanskrıt grammar by Bhartrharı with a commentary on the 1st and 2nd kāndas and *Helaraja's commentary on the 3rd kānda.* Edıted by Rāmakrsnā Śastrı alıas Tātyāśāstrī Patavaıdhana, Gangādharaśāstrī Mānavallı, Rāmacandraśastrī Kotıbhāskara and Damodaraśastrı Benares. 1184-1937.

2 श्रीमर्तृहरिविरचितवाक्यपदीयब्रह्मकाण्ड. । सोऽयं श्रीद्रव्येशझाप्रणीतप्रत्येकार्थप्रकाशिकासमाख्यया व्याख्ययोपेत. । वृन्दावन 1926/7

3 भगवद्भर्तृहरिविरचित वाक्यपदीयम् । तत्र हर्युपज्ञवृत्तिसनाथ वृषभदेवटीकासंक्षेपसंयुत प्रथमं काण्डम् परिष्कर्ता चारुदेव शास्त्री, Lahore 1934
वाक्यपदीय भर्तृहर्युपज्ञवृत्तिसनाथ पुण्यराजटीकासयुत द्वितीय काण्ड (द्वितीय भागे प्रथमखण्ड) Lahore 1939-40

4 The Vākyapadıya (3rd kānda) with the commentary Prakīrnaprakaśa of Helārāja, son of Bhūtırāja. Part 1, Edıted by K Sāmbasıvaśastrı, Trıvandrum 1935 (From Sādhanasamuddeśe śesādhıkarah tıll the end of lıngasamuddesah) Part II, Edıted by L A Ravı Varmā, Trıvandram, 1942 (Vrttısamuddesah complete)

5 The Vākyapadıya-Brahmakāndam of Bhartṛharı, wıth the Prakasa Commentary of Pt. Nāraın Datt Trıpāthı, Edıted by Pt Avadh Bıharı Mıshra Benares 1937.

6 The Vākyapadıya A treatıse on the phılosophy of Sanskrıt grammar by Bhartrharı (Brahmakanda) Edıted with the Bhavapradıpa commentary and notes by Sūryauārayana Shukla, Benares. 1937

The Vākyapadīya, A treatise on the Philosophy of Sanskrit grammar by Bhartṛhari (Brahmakāṇḍa). With the Bhāvapradīpa Sanskrit commentary and notes by Sūryanārāyaṇa Shukla. Edited with Hindi commentary etc. by Rāmagovinda Shukla. Varanasi 1961

7 Vākyapadīyam Part I (Brahmakāṇḍam) with the commentary Svopajñavṛtti by Harivṛiṣabha and Ambākartrī by Pt. Raghunātha Śarmā (second edition) Vārāṇasī 1976

Vākyapadīyam Part II (Vākyakāṇḍam) with the Commentary Ambākartrī by Raghunāth Sharmā Vārāṇasī 1964 (It contains a complete commentary of Puṇyarāja and incomplete extracts from Svopajña commentary of Bhartṛhari).

Vākyapadīyam Pt. III (Padakāṇḍa) (Jāti, Dravya and Sambandhasamuddeśas) with the commentary Prakāśa by Helārāja, and Ambākartrī by Pandit Raghunātha Śarmā, Vārāṇasī 1974.

Vākyapadīyam [Part III, Vol. II] [Bhūyodravya-Guṇa-Dik-Sādhana-Kriyā-Kāla-Puruṣa-Saṃkhyā-Upagraha and Liṅga sāmuddeśas] With the commentary Prakāśa by Helārāja and Ambakartrī by Raghunāth Śarmā. Vārāṇasī, 1979.

Vākyapadīyam (Part III) (Padakāṇḍa) (Vṛttisammuddeśa). With the commentary Prakāśa by Helārāja, and Ambākartrī by Pt. Raghunāth Śarmā. Vārāṇasī, 1977.

8 Vākyapadīya of Bhartṛhari with the commentarry of Helārāja Kāṇḍa III, Part I. Edited by K. A. Subramania Iyer Poona 1963,

Vākyapadīya of Bhartṛhari with the Vṛtti and the Paddhati of Vṛṣabhadeva Critically edited by K. A. Subramania Iyer, Poona 1966

Vākyapadīya of Bhartṛhari with the Prakīrṇaprakāśa of Helārāja, Kāṇḍa III, Part II, critically edited by K. A. Subramania Iyer, Poona 1973

Vākyapadīya of Bhartṛhari with the Svopajñavṛtti of Bhartṛhari and the commentary of Puṇyarāja, kāṇḍa II, critically edited by K. A. Subramania Iyer, Vārāṇasī *1981*

9 Bhartṛhari. Vākyapadīya Brahmakāṇḍa Avec la Vṛtti de Harivṛsabha. Texte reproduit de l'edition de Lahore. Traduction, introduction et notes par Madeleine Biardeau. Paris 1964

10 Vākyapadīya of Bhartṛhari. Edited by K. V. Abhyankar (and) V. P. Limaye, Poona 1965.

11 *Shrimadbhartṛhari viracitaṃ svopajñaṭikāsamanvitaṃ* vākyapadiyam (brahmakāṇḍam) Ed. Pandit Vāmana Bālakrishna Bhāgavata. Poona 1965 (Text and Marathi translation)

12 Vākyapadīyam (Brahmakāṇḍa) of Shri Bhartrhari, the great linguist and grammarian, with trilingual commentary by Dr. Satyakām Varma, New Delhi 1970

13 The Vākyapadīya. Critical Text of cantos I and II (with English Translation, Summary of Ideas and notes) by K. Raghavan Pillai Delhi-Patna-Varanasi 1971.

14 Bhartṛharis Vākyapadīya Die Mūlakārikās von Wilhelm Rau Wiesbaden 1977.




# સુધારા-વધારા

નોંધ : પહેલો અંક પાનાનો ક્રમ અને બીજો અંક કારિકાનો ક્રમ દર્શાવે છે.

૨૩.૫૩ यथैकबुद्धिविषया પાઠને બદલે यथैकबुद्धिविषयो પાઠ વધારે યોગ્ય છે. एकबुद्धिः विषयः यस्याः (मूर्तेः) सा एकबुद्धिविषया એમ બહુવ્રીહિ સમજવામાં આવતાં बुद्धिः શબ્દ मूर्तिः નો વિષય બનશે. પરંતુ આ બરાબર નથી, કારણ કે, બુદ્ધિનો વિષય બનનાર મૂર્તિ છે. બુદ્ધિને વિષયિણી માનવી જોઈએ, વિષય નહિ. તેથી एकबुद्धिविषयः એવો પાઠ લઈને बुद्धिविषयः ને તત્પુરુષ સમાસ સમજીને एकबुद्धिविषयः मूर्तिः એમ યોજના કરવી જોઈએ. આ કારિકા ઉપરની સૂર્યનારાયણ શુક્લની ટીકાના ટિપ્પણમાં સૂચવેલા આ મુદ્દાની નિર્ણાયક સ્પષ્ટતા કરવા માટે ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ, પૂનાના અધ્યક્ષ ડૉ. જી. બી. પલસુલેનો હું આભારી છું.

૩૮.૯૦ કારિકા ૯૦નું ટિપ્પણ કારિકા ૯૧નું સમજવું.

૪૩.૧૦૬ કારિકા ૧૦૬ના ટિપ્પણમાં અવતારેલ સ્વોપજ્ઞનાં વચનોને કારિકા ૧૦૭ના ટિપ્પણમાં મૂકો.

૧૬૪.૩૬૨ કારિકા ૩૬૨ના ટિપ્પણને કારિકા ૩૬૩ના ટિપ્પણ તરીકે મૂકો.

૨૬૫.૧ "વાક્યાર્થમાંથી છૂટા પાડેલા" ને બદલે વાંચો "વાક્યાર્થમાંથી ઉત્પન્ન થયેલા, નિરંશ જ્ઞાન રૂપી વાક્યાર્થમાંથી છૂટા પાડેલા".

૫૧૮.૧૫૬ અનુવાદમાં "क्त् પ્રત્યયના વિશેષણોનાં"ને બદલે "क्त् પ્રત્યયના લુપ્તવાળા શબ્દનાં વિશેષણોનાં" એમ વાંચવું જોઈએ.

૫૪૫.૨૧૭ 'અહીં પ્રદેશનો અર્થ વિશેષ છે' એવા શબ્દો અનુવાદમાંથી કાઢી નાંખવા જોઈએ

# શુદ્ધિપત્રક

નોંધ : (૧) પહેલો અંક પાનાનો ક્રમ અને બીજો અંક કારિકાનો ક્રમ દર્શાવે છે.
(૨) व ને બદલે ब, તૂટેલા ટાઈપ, અને सम्बन्ध એ અશુદ્ધિઓ નોંધવામાં આવી નથી.
(૩) સંક્ષેપો : (ટિ) = ટિપ્પણ
(કા) = કારિકા
(અનુ) = અનુવાદ

કાંડ ૧

| ક્રમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૬.૮ | क्रिया (ટિ) | क्रिया |
| ૮.૧૧ | ब्राह्मणस्तस्य (કા) | ब्रह्मणस्तस्य |
| ૯.૨૧ | અથર્વવેદ, ઋગ્વેદ (અનુ) | અથર્વવેદ, સામવેદ, ઋગ્વેદ |
| ૧૨.૧૭ | ४२ ४२ (ટિ) | ४.२.४२ |
| ૧૫.૨૭ | શબ્દા (અનુ) | શબ્દો |
| ૧૮.૩૪ | બતાવવામાં (અનુ) | બનાવવામાં |
| ૨૭.૬૧ | अग्निश्रुत्येति (કા) | अग्निश्रुत्यैति |
| ૩૧.૭૨ | पदमन्यन्न (કા) | पदमन्यच्च |
| ૩૨.૭૪ | प्रविवेको (કા) | प्रविभागो |
| ૩૩ ૭૬ | અનુસરિતા (અનુ) | અનુસરતા |
| ૪૩ ૧૦૬ | संबद्धं (ટિ) | संबद्धं |
| ૪૬.૧૧૫ | सूक्ष्मे वागात्मनि (કા) | सूक्ष्म वागात्मनि |
| ૪૮.૧૨૨ | वागेवार्थं (ટિ) | वागेवार्थं |
| ૪૯.૧૨૫ | ताम् (કા) | तम् |
| ૪૯.૧૨૭ | सुखमच्छति (કા) | सुखमावति |
| ૫૩.૧૩૮ | लक्षकत्व (ટિ) | लक्ष्यकत्व |
| ૫૬.૧૪૯ | कर्म (કા) | धर्म |
| ૫૬.૧૪૯ | કાર્મનું (અનુ) | ધર્મનું |
| ૫૬.૧૫૧ | વૈવચનોના (અનુ) | વેદવચનોના |
| ૬૦.૧૬૧ | नित्या (કા) | नित्यं |
| ૬૧.૧૬૪ | पोषिण्यो (કા) | पोषिण्या |
| ૬૧.૧૬૪ | એ એમાં (અનુ) | એ એમાં પ્રેપવતી કરતાં |
| ૬૧.૧૬૯ | पुरुषे (કા) | पुरुषे |
| ૬૪.૧૮૧ | વત્તા (અનુ) | વક્તા |

## કાંડ ૨

| ક | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|
| ૬૫.૨ | साकाङ्क्ष (કા) | सापेक्ष |
| ૬૬.૨ | તો (બીજે ફકરે, નીચે લીટી) | તો અખંડ પદામાં |
| ૬૬.૨ | તપેલી થાળી ઉપર ઢાંક (ટિ) | તપેલી ઉપર થાળી ઢાંક |
| ૬૯.૭ | सर्वार्थप्रत्ययः (કા) | सर्वार्थप्रकाशः |
| ૬૯.૭ | જેમના (ટિ) | તેમના |
| ૬૯.૮ | निदर्शनः (કા) | निदर्शनैः |
| ૭૦.૧૧ | सत्त्वं (કા) | सत्त्वत्वं |
| ૭૦.૧૧ | अवस्थिताः (કા) | इव स्थिताः |
| ૭૦.૧૩ | दुर्दशा (ટિ) | दुर्दर्श |
| ૭૧.૧૪ | नास्ति यथा (કા) | नास्ति क्वचित् |
| ૭૧.૧૫ | निवृत्तः (ટિ) | (निवृत्त) |
| ૭૨.૧૯ | અવ્યક્ત (અનુ) | વ્યક્ત |
| ૭૨.૧૯ | उपांशुः (ટિ) | उपांशुः |
| ૭૨.૧૯ | ક્રમસંહારવાળો (ટિ) | ક્રમસંહારવાળો |
| ૭૩.૨૨ | એના (અનુ) | એવા |
| ૭૪.૨૬ | કાલ વ્યવહાર (ટિ) | ક્રમવ્યવહાર |
| ૭૭.૩૫ | पदमन्यत्र युज्यते (કા) | पदमन्यत्प्रयुज्यते |
| ૭૯.૪૩ | परैः (કા) | ऽपरैः |
| ૮૧.૫૫ | न्युपागत्वात् (કા) | न्यपायत्वात् |
| ૮૪.૬૪ | यतः (કા) | पुनः |
| ૮૬.૭૩ | જોડવામાં ત્યારે | જોડવામાં આવે ત્યારે |
| ૯૬.૮૫ | रसभराद्भिन्ना (ટિ) | रसभरोद्भिन्ना |
| ૯૮.૮૯ | विधीयते (કા) | ऽभिधीयते |
| ૯૯.૯૪ | चित्तमां (ટિ) | चित्रमां |
| ૧૧૧.૧૪૧ | प्रत्यक्ष (કા) | प्रत्यक्ष |
| ૧૨૧.૧૮૧ | संघातैः (કા) | संघाते |
| ૧૨૮.૨૦૮ | अर्थानव (અનુ) | अर्थवान् |
| ૧૩૬.૨૩૮ | बालानामपलालना:(કા) | बालानामुपलालनाः |
| ૧૩૭ ૨૪૫ | ऽथवा (કા) | यथा |
| ૧૩૭.૨૪૫ | अथवा (અનુ) | જેમ |
| ૧૪૦.૨૫૮ | न्यतरं | न्यन्तरं |
| ૧૪૧.૨૫૮ | अगौ विषमं (ટિ) | अधिगौ विषम |
| ૧૪૧.૨૫૯ | पाठो (કા) | पाठे |
| ૧૪૧.૨૬૩ | मुख्यत्वकल्पना (કા) | मुख्यप्रकल्पना |

| ક્રમ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|
| ૧૪૩.૨૭૨ | न्यूनतां (કા) | न्यूंनतां |
| | क्रियान्तरेण…(કા) | क्रियान्तरे न चैतेषा विभक्न्ति न शक्यः |
| ૧૪૫.૨૭૮ | मुख्यं समर्थं (કા) | सं मुख्यमर्थं |
| ૧૪૫.૨૭૮ | यत्नो (કા) | यन्तो |
| ૧૪૬.૨૮૩ | हरिश्चन्द्रादि (કા) | हरिश्चन्द्रादि |
| ૧૪૬.૨૮૬ | ऽनसिद्ध (કા) | ऽप्रसिद्धषु |
| ૧૪૭.૨૯૨ | तल्पैश्च (કા) | कल्पैश्च |
| ૧૪૯.૩૦૩ | ऽर्थानां (કા) | अर्थानां |
| ૧૪૯.૩૦૩ | અનુપયોગી (અર્થોનું)(અનુ) | 'અર્થોનું |
| ૧૫૦.૩૦૭ , | प्रमाणमेव ह्रस्वादा (કા) | प्रमाणमर्धह्रस्वादा |
| ૧૫૦.૩૦૭ | હ્રસ્વ (અનુ) | અર્ધ હ્રસ્વ |
| ૧૫૫.૩૨૦ | कर्तृ रेव | कर्तुरेव |
| ૧૫૭.૩૩૦ | यस्मिस्तूच्चरिते (કા) | यस्मिन्नुच्चरिते |
| ૧૫૯.૩૪૧ | पशोरिवि (કા) | 'पशोरिवि |
| ૧૭૭.૪૩૧ | પ્રધાન્ય (ટિ) | પ્રાધાન્ય |
| ૧૬૧.૩૫૦ | न्याय्य (ટિ) | न्याय |
| ૧૭૯.૪૩૯ | समवायश्च (કા) | समवायस्तु |
| ૧૮૨.૪૫૦ | આકાંક્ષિત (અનુ) | આકાંક્ષા |
| ૧૯૦.૪૮૩ | तस्मिन्नकृत (કા) | तस्मिन्नकृत |
| ૧૯૧.૪૮૫ | यन्यमात्रं (કા) | ग्रन्थमात्रो |

કાંડ ૩

| ક્રમ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|
| ૨૧૬.૯૦ | વિભક્ત (અનુ) | વિભક્તિ |
| ૨૨૦.૧૦૫ | ज्ञेयवज्ज्ञानं (કા) | ज्ञेयवज्ज्ञानं |
| ૨૨૩.૧૦૬ | तस्यान्येन (કા) | स्वयान्येन |
| ૨૨૩.૧૦૬ | જ્ઞાનેના (કા) | જ્ઞાનેનો |
| | અકારત્વ (ટિ) | આકારત્વ |
| ૨૩૩.૨ | प्रतिपत्ति (કા) | प्रतिपत्तु |
| ૨૩૩.૨ | વક્તાના (અનુ) | શ્રોતાના |
| ૨૩૬.૮ | અવિનાભાવ (અનુ) | અવિયોગ |
| ૨૩૭.૧૪ | गुणः (કા) | गुणाः |
| ૨૪૨.૨૫ | ऽर्थोऽनुगम्यते (કા) | ऽर्थो न गम्यते |
| ૨૪૮.૪૦ | तादर्थ्येनैव (કા) | तादर्थ्येनेव |
| ૨૮૦ ૧૪ | વાક્શક્તિને લીધે(અનુ) | દિક્ શક્તિને લીધે |